

# કવિવર નાનાલાલ

## (એમના સમાગમ સમાદર અને વિયોગનાં સંસ્મરણો)

લેખક
**શ્રી રવિશંકર રાવળ**

ઈ. ૧૯૦૭–૮ના અરસામાં ભાવનગરમાં ન્ટ્રેગન માસ્તર હરગોવિંદભાઈ પંડ્યાનો બંગલો ભાવનગરના કેટલાંક કુટુંબોનું સત્કારધામ બન્યો હતો. તેમના મોટા પુત્ર શ્રી હીરાલાલ પંડ્યા તથા તેમના ગરાસીયા ભાઈ સ્વ. શિવુભાઈ બધેકા, શ્રી રતિભાઈ (હાલ સ્વામી સ્વયંજ્યોતિ), શ્રી નટુભાઈ ઉર્ફે શ્રી રામનારાયણ પાઠક આદિ સમવયસ્કો અને સહાધ્યાયીઓનો ત્યાં મેળો જામતો. સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી સાહિત્ય તથા કાવ્યોનો રસભર અભ્યાસ થતો તથા કવિતાઓ લલકારાતી અને વાતાવરણ નિર્દોષ આનંદથી રહેતું. એમનાથી ત્રણેક વર્ષ પાછળ અમારું એક નાનું મંડળ પણ તેની છાયામાં ખીલતું હતું. શ્રી હીરાલાલ પંડ્યાના નાના ભાઈઓ ગરતરામ (મોહનલાલ) અને નાનાસાહેબ ઉર્ફે પ્રાણજીવન પંડ્યા, ગિરીશ ભટ્ટ, પરમાનંદ કાપડિયા વગેરે અમે પણ એ મોટા ભાઈઓની સોબતનો લ્હાવ માણતા. સ્વ. રણજીતરામ પણ તે વખતે ભાવનગરમાં હતા, તેમનો સમાગમ કેટલાકને થયેલો. કવિ 'કાન્ત' (મણિશંકર ભટ્ટ)ને તો સૌ જાણતા, પરંતુ એ વખતે તેમની પ્રતિભા-સ્વરૂપને પિછાનવાની કે પ્રમાણવાની શક્તિ અમારામાં નહોતી. ...વાણી ('કાન્ત'ની) તેમજ 'કલાપી' તથા બાલાશંકરની કવિતા ...થી ગવાતી. અમારામાંના કોઈનો કંઠ હલકો તો ન હતો, ... ગઝલની ઢબ સૌને બેઠી હતી. એમાં કવિ નાનાલાલનાં ગીત-..., અને નવી પદાવલિઓની ઝડી આવવા લાગી તેના માધુર્યે સૌ ગળી જતા તે અમે જોતા. 'વીંઝે મારી ચૂંદડી' તો ભટ્ટ-ભાઈ લક્ષ્મીથી આતા 'ઈન્દુકુમાર'ની સુંદરરીતે છાપેલી પ્રત પહેલી વાર ત્યાં જોઈ. તેમાંનું અપદ્યાગદ્ય બધા નવી છટાથી વાંચતા; અને બધાને લાગ્યું કે ગુજરાતી કવિતામાં 'ઊગે છે પ્રભાત આજ ધીમે-ધીમે.' એ નવયુગ માંડનાર એવા કવિને નજરે જોવાની ઝંખના સૌને થતી, પણ મને અચાનક પ્રસંગ સિદ્ધ થયો.

ઈ. સ. ૧૯૦૮ના સપ્ટેમ્બરમાં ભાવનગર હાઈસ્કૂલમાંથી એક જ અને પહેલા જ વિદ્યાર્થી તરીકે હું ડ્રોઈંગની પરીક્ષા માટે તૈયાર થયો. મારા ડ્રોઈંગ માસ્તર નવા અભ્યાસક્રમથી માહિતગાર નહોતા, એટલે મેં વડોદરા ભણતા એક વિદ્યાર્થી મિત્ર પાસેથી તે તૈયાર કરી લીધો હતો અને ગોકદમ સેકંડ ગ્રેડમાં જ બેસવાનું ઠરાવ્યું હતું. પરંતુ તે વખતે ડ્રોઈંગની પરીક્ષાઓનું કેન્દ્ર આખા કાઠિયાવાડમાં માત્ર રાજકોટ ખાતે જ હતું. એટલે એ વરસાદની મોસમમાં હું રાજકોટ ગયો. મારો ઉતારો મારા પિતાશ્રીના ગુરુબંધુ અને મિત્ર સ્વ. વિશ્વનાથ પાઠક (શ્રી રામનારાયણભાઈના પિતાશ્રી)ને ત્યાં જ હતો. તે વખતે તેઓ મેઈલ ટ્રેનિંગ કોલેજના હેડમાસ્તરના પદેથી નિવૃત્ત થઈ ઘેર આગળ જ ગીતાની ટીકા લખી રહ્યા હતા. એ ઘર સાથે અમારો કુટુંબ જેવો ઘરોબો હતો. એમના બીજા પુત્ર ગજુભાઈ (શ્રી ગજાનન પાઠક—રેશપતિ) મારા સમવયસ્ક, એટલે તેમની સાથે હું વધુ ભળેલો. તે કુટુંબમાં બ્રાહ્મણી આચાર અને સંસ્કૃતિ માટે ખૂબ આગ્રહ અને પુરુષાર્થ હતો. બધાં બાળકો અમિત, ભાષા ને સંસ્કૃતમાં બીજા કુટુંબોનાં બાળકો કરતાં વધુ પ્રબળ ને તેજસ્વી લાગતા. પણ સવિશેષ તો સૌને ગુજરાતી સાહિત્ય પર ઘણી અભિરુચિ હતી. તેનું કારણ મુ. વિશ્વનાથકાકાનું અભ્યાસપૂર્ણ જીવન જ કહી શકાય. નિવૃત્ત થયા છતાં તેઓ સવારમાં આઠ વાગ્યે તો નિત્યકર્મથી પરવારી ઓશરીમાં પોતાનાં પુસ્તકો ને લેખનસામગ્રી લઈ બેસી જતા. જ્ઞાનતૃષ્ણાથી બેઠેલા એ વૃદ્ધ દેહના ભસ્માંકિત ચહેરા પરની ઝીણી આંખો કોઈ ઋષિનો ખ્યાલ આપતી.

હું ત્યાં ગયો તેનો બીજા દિવસે રવિવાર હતો, અને સવારમાં જ કોઈ બે જણ વાતો કરતા ખડકીમાં આવ્યા. તેમાંના એક પડછંદ શરીરના, પોલીસ જેવી ઊંચી કાળી ટોપીવાળા, ગાજતા સ્વરે વાત કરતા, અને બીજા ખુલ્લા માથાવાળા, સરળ નરમ સ્વરે વાત કરતા હતા. તરત મને ગજુભાઈએ એમની ઓળખાણ પાડી: 'આ ટોપીવાળા તે કવિ નાનાલાલ અને બીજા છે તે પઢિયારજી-સ્વર્ગના પુસ્તકોના લેખક અમૃતલાલ સુંદરજી પઢિયાર.'

પઢિયારજી કવિના મહેમાન હતા અને કવિ પોતાના નિયમ પ્રમાણે મહેમાનને લઈ રાજકોટના સંસ્કૃતિભુવન સમા આ વિશ્વનાથકાકાને ઘેર ભેટવા લાવ્યા હતા. પઢિયારજી જ્ઞાનને લોકભોગ્ય કરવાના હિમાયતી અને વિશ્વનાથકાકા શિષ્ટ પ્રણાલિકાઓના આગ્રહી; છતાં એમની એ મુલાકાતમાં મેં ઉભય પક્ષે જે વિનય, આદર અને જ્ઞાનાનંદ જોયાં તે આજના યુગમાં વિરલ થઈ પડ્યાં છે. કવિ નાનાલાલનું એ મારું પ્રથમ દર્શન. એમને જોયા ત્યાર પછી એમનાં કાવ્યો પ્રત્યે મારું આકર્ષણ વધતું ચાલ્યું. એમાં 'મેં કવિને જોયા છે' એ વાતનો ભાર ખૂબ રહેતો અને કવિ ફરીથી ક્યારે દર્શન કરતા હશે તેનું કુતૂહલ રહેતું.

ઈ. ૧૯૧૦માં મેટ્રિક પસાર કરી, ૧૯૧૧માં શામળદાસ કોલેજમાં પ્રીવિયસની એક ટર્મ ભરી, એ જ વર્ષના ઉનાળામાં કોલેજનો અભ્યાસ પડતો મૂકીને હું મુંબઈની આર્ટસ્કૂલમાં દાખલ થયો. ત્યાં પ્રિન્સેસ સ્ટ્રીટ ઉપર આવેલી, મારા મિત્ર મોતીલાલ નાનાલાલની પેઢી પર મેં સૂવા-બેસવાનું રાખ્યું હતું એ જ મકાનની ખોલીઓમાં શ્રી મોતીચંદ ગિરધરભાઈ કાપડિયા–સોલિસિટર રહેતા હતા અને તેમના કાકાના દીકરા ભાઈ પરમાનંદ કુંવરજી કાપડિયા જે ભાવનગરના (ઉપર વર્ણવ્યા મુજબ) મારા બાલ સહચર અને મુરબ્બી હતા તે પણ મુંબઈ એલ્ફિન્સ્ટન કોલેજમાં દાખલ થયેલા હોવાથી ત્યાં રહેતા. તેમનો સાહિત્ય ને સંસ્કારનો શોખ એવો ભર્યો હતો ... ભાવનગરમાં તે દર રવિવારે કોઈ ને કોઈ પ્રોફેસર કે વિદ્વાનને પોતાં...

... મિત્રોની સભા કરે અને દેશ કે સમાજના મહત્ત્વના પ્રશ્નો પર ચર્ચા ઉપાડે. મુંબાઈમાં પણ તેમણે એ પ્રથા ચાલુ રાખી. તેમાં મુ. મોતીભાઈનાં પણ ઉત્તેજન અને પ્રોત્સાહન મળતાં.

ઘરની આવી એક સભામાં તેમણે કવિ નાનાલાલને પ્રમુખસ્થાન લેવા નિમંત્ર્યા. તે દિવસે હાજરી વધી પડી ચર્ચાનો વિષય હતો: 'આજે દેશને કેવા યુવકોની જરૂર છે.' સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ (જૈનોમાં નવા વિચારનો ભભૂકો આણનાર) પ્રથમ વક્તા હતા. એમણે જુસ્સાદાર રીતે શરૂઆત કરી વસ્તુને વેગમાં મૂકી મોતીભાઈએ પણ ભાગ લીધો. બીજાઓ સાથે હું પણ થોડુંક બોલ્યો. અંતે કવિશ્રીએ ઉપસંહાર કરતાં પોતાની લાક્ષણિક રીતે કહ્યું: 'આપણને સ્વતંત્રતા યે ન જોઈએ, અતંત્રતા યે ન જોઈએ; પણ બાંધેલી મર્યાદામાં ઉછરતા વછેરા જેવા મર્યાદાપૂર્ણ સ્વતંત્રતા અને સુતંત્રતા જોઈએ,' વગેરે ઉપસંહારમાં કવિએ દરેક જણના વિચારોની નોંધ લીધી હતી. તેમાં મારા પણ એક બે વિચારો ટપકાવી લઈ મારા નામોલ્લેખ સાથે તે પર પોતાની સંમતિ બતાવી ત્યારે હું ખુશ થયો કે કવિએ મને ઓળખી રાખ્યો છે.

તે પછી બીજે વર્ષે ૧૯૧૨માં કાઠિયાવાડમાં ઉમરાળા મુકામે મારા મોટા ભાઈ શ્રી રતિલાલ રાવળ પોસ્ટ માસ્તર હતા ત્યાં હું ઉનાળાની રજા ગાળવા ગયો. ત્યાં કવિ પણ, તેમના મોટાભાઈ શ્રી છોટાલાલ કવિ જે એ મહાલના વહીવટદાર હતા, તેમને ત્યાં આવેલા. આ ખબર મળતાં હું મારા એક સ્નેહી સ્વ. છગનલાલ ઉપાધ્યાય થાણદાર સાથે તેમને મળ્યો. છગનલાલ અંડર ગ્રૅજ્યુએટ હતા એટલે તેમને પણ સાહિત્યમાં ખૂબ રસ હતો. કવિ, ગામડામાં બહુ મોજથી વખત કાઢતા દેખાયા. ત્યાં અમારે નીરાંતે વાતો નીકળતી ને ઘણી વાર સાથે ફરવા જવાનું પણ થતું. 'મૉડર્ન રિવ્યૂ' મેં પહેલી જ વાર ત્યાં તેમના પાસે જોયું. એ માસના તેના અંકમાં નાદિરશાહનું ચિત્ર હતું. એક તખ્ત ઉપર બેઠેલો નાદિરશાહ કોઈ સરદારને દિલ્હીની કતલનો હુકમ આપે છે એવું એ ચિત્રનું વસ્તુ હતું. તે પર ટીકા કરતા કવિએ કહ્યું કે હું ચિત્રકાર હોઉં તો નાદિરશાહને આમ બેઠેલો ન ચીતરૂં. પોતાનાં માણસો પર થએલા હુમલાના ખબર સાંભળી તે આવેશમાં ઊભો થઈ જતો જોઈએ અને તેના હુકમમાં તાકીદ બતાવતી જોઈએ. આમ, કવિ ચિત્રના વિષયોમાં-પણ ઘણી વાર ચર્ચા કરતા. કોઈ વાર મને કહે કે 'તમારે તો રંગપેટી સાથે જ રાખવી જોઈએ. અમારે તો આ વિશાળ ભૂરૂં આકાશ, તાપનો ચળકાટ, ચાંદનીનો પ્રકાશ અને કુદરતની ઋતુઓ જ રંગપેટી છે. તેમાંથી અમે તે લઈને ચિત્રો કરીએ.' અને એ ખરૂં હતું કે કવિના શબ્દોમાં ભાસ, ઉજાસ અને રંગોની સુરખી જણાતી. પણ સ્પષ્ટ રેખાંકન શોધવું મુશ્કેલ પડતું. તે વેળા હું 'ઈન્દુકુમાર' વાંચતો, પણ પાંખડી, ઉપરની કુંજમાંથી માતીમાતી આવે છે તે, મેં ગિરિપ્રદેશો નહિ જોએલા ત્યાં સુધી સમજી શકેલો નહિ. કવિના દૃશ્યપ્રસંગો ઘણી વાર પરપ્રાંતમાંથી કે કલ્પનામાંથી ઉઠાવેલા લાગે. તેમનું માનવપાત્ર ભાવનારસથી ભરેલું જણાય, પણ આકૃતિના ઉઠાવમાં અકલ્પ્ય અને મુશ્કેલ જ લાગે. કલાપીનાં પાત્રો મને એવાં નહોતાં લાગતાં. ઈન્દુકુમારને જેમ જગતયાત્રાના અભિલાષ થતા, તેમ મને ગુર્જર સાહિત્યને ચિત્રસૃષ્ટિમાં લાવવાનાં સ્વપ્નાં આવતાં એ વય ને સમય કલ્પના અને મહત્ત્વાકાંક્ષાને પ્રેરતાં લાગતાં અને તેથી દેશના વિદ્વાનો અને મહાપુરુષોનો પ્રસાદ ઝીલવા મન ઉત્સુક રહેતું. ઉમરાળાના આ સહવાસથી કવિ સાથેનો મારો સંબંધ દૃઢ થયો.

એવામાં ઈ. ૧૯૧૪માં પહેલું યુરોપી યુદ્ધ શરૂ થયું. કવિ તે માટે સરકારના સૈન્યમાં ભરતી થવા ગુજરાતના યુવાનોને આવાહન કરતા ફરતા અને ખુદ પોતાના બે પુત્રોને સૈન્યભરતીમાં મોકલેલા. ભાવનગરમાં તેમણે એ વિષે વ્યાખ્યાન કર્યું ત્યારે હું ત્યાં હતો. એમણે તે વખતે કહેલું કે 'ભાવનગરની શેરીઓમાં ટેનીસન રખડે છે એમ તમને કોઈ કહે તો તમને નવાઈ લાગશે. પણ એ હકીકત છે: તમારા ગામની શેરીઓમાં ફરતા કવિ ત્રિભુવન પ્રેમશંકર—'કલાપીવિરહ'ના કર્તા—એ કોટિના ઉચ્ચ કવિ છે. પણ આપણું નજર સામે ફરતાં



કવિ શ્રી નાનાલાલ તથા શ્રી માણેકબા: તેમના બે પ્રથમ પુત્રો—ડૉ. મનોહર (નીચે) અને શ્રી અનુપમ (ઉપર)—સાથેની એક અપ્રકટ છબિ



શ્રી ન્હાનાલાલ કવિ: એપ્રિલ આખર ૧૯૧૭

વ્યક્તિઓ, બનતા બનાવો અને ઘડાતા ઇતિહાસનું મહત્ત્વ જોઈ શકતા નથી, તેનું આ દૃષ્ટાન્ત છે. તમે મહાભારત વાંચો છો, પણ મહાભારતથી યે મહદ્ યુદ્ધ આજ તમારી દુનિયામાં ચાલી રહ્યું છે એની કાંઈ ભાન તમને નથી.' એમ કહી તેમણે એ યુદ્ધમાં પોતાની સેવાઓ આપવા શામેલ થવા યુવાનોને ઉદ્બોધન કર્યું હતું. 'રાજરાજેન્દ્રને' આદિ વિખ્યાત કાવ્ય-ત્રિપુટીના રચનાર કવિની એ સરકારપક્ષે સહૃદય સેવા હતી.

પછી તો ઈ. ૧૯૧૭ સુધીમાં મળવાનો કોઈ યોગ આવ્યો હોય તો તે એકબે વાર 'વીસમી સદી'વાળા સ્વ. હાજીમહમ્મદને ત્યાં. એ દાયરામાં મને ગુજરાતના સર્વ અગ્રગણ્ય વિદ્વાનો ને લેખકોનો પરિચય તથા મૈત્રી સાંપડ્યાં. સામસામા વિવાદે ચડેલા કટ્ટર પ્રતિસ્પર્ધીઓ પણ હાજીમહમ્મદની એ નીતરતી સુજનતામાં મળી જતા.

૧૯૧૮માં હું સાન્તાક્રુઝ રહેવા ગયો ત્યાં કવિ ઘણી વાર એમના ભત્રીજી શ્રીમતી ભાનુમતિબ્હેન ત્રિવેદીને ત્યાં આવતા અને 'જીવેશ્વર વિલા'માં સ્વ. શેઠ ત્રિભુવનદાસ બાબુજીને ત્યાં મહેફિલ જમતી. તે જ બંગલામાં સ્વ. સંગીતશાસ્ત્રી બર્વે (ગોવા) રહેતા. તે ગુજરાતી કાવ્યો અને ગીતો પર સંગીત-નોટેશનો લખતા અને વ્યાખ્યાનો આપતા. (એમનું એ વિષય પરનું પુસ્તક કાવ્યશાસ્ત્રના અભ્યાસીને માટે ઘણું ઉપયોગી છે, પણ આજે તો તે લગભગ અપ્રાપ્ય છે.—તંત્રી) કવિએ તેમને પોતાના એક વ્યાખ્યાનમાં ગુજરાતના સંગીત પ્રતિનિધિ તરીકે બિરદાવ્યા હતા. આપણા એ કાળના અત્યંત લોકપ્રિય નવલકથાકાર સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયા પણ એ જ બંગલામાં રહેતા; પણ કોણ જાણે શા કારણે તે કવિની મિજલસોમાં કે બન્નેના ઘરના જલસામાં દેખાતા નહિ. હું પણ એ મોટેરાઓની એવી બાબતોમાં માથું મારવા અધિકારી થયો ન હતો. પણ એક વાર ભોગીન્દ્રરાવે મને એમની હંમેશની નરમાશની ઢબે કહ્યું, 'હાજીમહમ્મદ તમારા મિત્ર છે, મારા પણ છે, કવિના પણ મિત્ર છે તો એમને એટલું કહો કે અમારી વચ્ચેના અબોલા છોડાવે.' મેં એ વાત હાજીમહમ્મદને કહી અને એમણે તે પાર પાડવાનું માથે લીધું. બીજે કે ત્રીજે દિવસે તેમણે મને કહ્યું, 'તમે આવતા રવિવારે સવારે ભોગીન્દ્રરાવને લઈને આવો; કવિએ આવવા કબૂલ કર્યું છે.' ભોગીન્દ્રરાવ આ જાણી ખૂબ ખુશ થયા ને રવિવારે સવારમાં અમે હાજીમહમ્મદને ત્યાં પહોંચ્યા ત્યારે કવિ આવી ગયા હતા. તે ખુશખુશાલ હસતાહસતા ભોગીન્દ્રરાવને મળ્યા. હાજીમહમ્મદ તો ઓલિયા હતા. 'આજની સવાર સુંદર થઈ તે માટે હું મિજબાની આપું છું' એમ કહી તેમણે જલેબી, આ વગેરે મંગાવ્યાં ને બંને વિદ્વાનોની મલકાતી વાતોમાં વેગ આણ્યો. હાજીમહમ્મદ જેવા રંગસંપર્ક કરાવનાર વિદ્વાનોની આજે ખોટ છે.

આ પછી એક વખત વિક્ટોરિયા ગાર્ડનના મ્યુઝિયમના આસિસ્ટન્ટ ક્યુરેટર મારા મિત્ર સ્વ. ચુનીલાલ મુરલીધર ઘોડીએ તેમના બાળિયા મિત્ર શેઠ વાલજીભાઈ સાથે માથેરાનની આઠ દિવસની સફર ગોઠવી. માથેરાન જતા જ ખબર પડી કે કવિ તેમના મિત્ર શેઠ સુરજી વલ્લભદાસની સાથે ત્યાંની હૉટેલમાં જ છે. અમે ત્યાં જતાંવેંત કવિએ મને ઉમળકાથી આદર આપ્યો અને મારા મિત્રો આગળ મારું માન વધાર્યું. સુરજીભાઈને બતાવી એમણે મને કહ્યું, 'કોઈ પ્રાચીન આર્ય ચીતરવા હોય તો આવા ચીતરજો. એવો સુંદર તેમનો ઘાટ છે.' માથેરાનમાં અમે ઘણી વાર સાથે ફરવા જતા. કવિની નવલકથા 'ઉષા' એ વખતે લખાતી હતી, તે મારી આગળ કવિ સ્વમુખે વાંચતા અને મને કહેતા, 'મને ઉષા ચીતરી આપ.' ઘણા મિત્રોને તે આમ એકવચનમાં બોલાવતા અને મોઢે કહેવાને તો તેથી આનંદ થતો. ઉષામાંનું પેલું પ્રખ્યાત કાવ્ય 'કંચન-કોડામણી' તે વેળા લખાયું. એક વાર કવિ મને કહે કે 'ગઈ કાલે જ આ લીટીઓ લખાઈ:

કૂંપળને ટોડલે રે કે તારલી ટમકે સાહેલડી!
પીંપળાંને પાંદડે રે કે ઝીકીઓ મલકે સાહેલડી!

કાલ રાત્રે પેલા પીંપળાના ઝાડ પર ચંદ્રનો પ્રકાશ ચમકતો જોઈને આ લીટીઓ લખાઈ.' પીંપળાના ટોડલા-સોથી ટોચનાં પાન ચંદ્રનો પ્રકાશ ઝીલતાં ચમકતાં હતાં અને પવનથી એ હાલતાં ત્યાં પ્રકાશ મલકતો. એ જોતાં કવિની કલ્પના જાગી ઊઠી. કવિની આવી સરળતા અને વિશ્વસનીયતા પર હું મુગ્ધ થયો. મેં એ ઉષા ચીતરવાનો સંકલ્પ પણ કર્યો અને કેટલા યે મહિના પછી તેના આછા પ્રયત્ન રૂપ એક કવરપેજ (રંગલેખ) તૈયાર કરેલો, જે શ્રી બચુભાઈ રાવતના હસ્તલિખિત પત્ર 'ધ્વનિ'માં સંઘરાયેલો છે. તે પછી મેં સુરતની સાહિત્ય પરિષદ વેળાના કલાપ્રદર્શનમાં મૂકેલું 'ગુર્જરસુંદરી'નું ચિત્ર પણ કવિના એક કાવ્ય ('યૌવના' કેટલાંક કાવ્યો ભાગ ૨) પરથી જ ચીતરેલું છે.

ઈ. ૧૯૧૮માં હું જૂનાગઢ કૉલેજના પ્રિન્સિપલ રૅકોર્ટનું પોર્ટ્રેટ ચીતરવા ગયેલો તે વખતે કવિ તેમની મુસાફરીમાં નીકળેલા તે થોડો વખત ત્યાં મિ. રાજને ત્યાં રોકાવાના હતા. તેમના કહેવાથી એમણે બધા મિત્રોને મળવા ભેગા કર્યા. તે વખતે મેં કવિને અમલદારી ઠાઠમાં જોયા. હાથમાં હન્ટર જેવી લાકડી ને સૂટ હૅટ સાથે તે આવ્યા ને મહેફિલની વચ્ચોવચ ખુરશી લઈ બેઠા અને દરેકને બોલાવ્યા. વખત થોડો હતો એટલે સૌ ચા લઈ તેમને સ્ટેશન પર મૂકવા ગયા. કવિ મિત્રમંડળમાં રાજ્ય કરતા, હુકમ કરતા. કોઈ ધાર્યું કરે નહિ તેની [illegible] લેતા. પણ મિત્ર કહે તેને સમોવડિયો પણ લેખતા.

ઈ. ૧૯૧૯માં હું મુંબાઈ છોડી અમદાવાદ રહેવા ગયો અને ત્યાર પછી થોડા વખતે બહુ જ બીમાર પડી ભાવનગર ગયો. ત્યાં તબિયત સારી થઈ તે અરસામાં યુવાન આંધ્ર કલાકાર સ્વ. રામરાવ મારા મિત્ર મનુભાઈ બધેકાને ત્યાં આવી ઊતર્યા. મુંબાઈમાં અમારી ગોઠ સારી પડેલી, એટલે અમે ત્રણે કાઠિયાવાડના પ્રવાસે નીકળ્યા. તેમાં

જામનગરથી વળતાં અમે રાજકોટ સ્ટેશનની ધર્મશાળામાં સામાન મૂકી કવિને મળવા ગયા. મળતાં જ અમારી જડતી લઈ નાખી: 'કવિ ગામમાં હોય અને તમે ધર્મશાળામાં ઊતરો જ કેમ ?' પણ અમારે તો દસની ગાડીમાં નીકળવું હતુ.એટલે તરત પોતાનાં પત્નીને કહે 'બાઈ, આ ત્રણેને જમાડીને દસની ગાડીમાં જવા દેવાના છે.' પછી પોતાના ગાડીવાળાને બોલાવી હુકમ આપ્યો કે 'ધર્મશાળામાં જઈ આ ત્રણેનો સામાન લઇ આવ. અહીંના સ્ટેશનથી તેઓ જશે ' બસ ખલાસ! આગળ દલીલ થાય તેમ નહોતું.

એ વખતે કવિ પોતાની ડેલીના રેતીવાળા મોટા ફળિયા વચ્ચે બેસી 'નવજીવન'માં આવેલી 'પ્રજાશરીરનો ઘસારો કે નવપલ્લવતા' નામની પોતાની જાણીતી લેખમાળા લખતા હતા. અંધારી પાછલી રાત્રે ઊઠીને, બહાર ખુલ્લા આકાશ નીચે; ઉનાળાની વહેલી પરોઢે એ ત્યા હરિકેન ફાનસને અજવાળે હમેશા લખતા. એ લેખ એમણે પ્રસન્ન મને વાંચી સંભળાવ્યો, અને ગાંધીજી જેવા નેતા પ્રાપ્ત થયા છે એ કોઇ અનેરૂં ચિહ્ન છે એમ કહ્યું. 'એ જ એવા નેતા આવ્યા કે જેમણે ભાષણથી નહિ પણ કાર્યથી શરૂઆત કરી. એમણે જ દેશના તળિયા સુધી નજર નાખી સમાજસુધારણાને કૉંગ્રેસનું કાર્ય બનાવ્યું, અને અંત્યજોના ઉદ્ધાર માટે સક્રિય પગલાં લેવા માંડયાં. હું તો પહેલેથી કહેતો આવ્યો છું કે આપણા સમાજના પાયા મજબૂત કરો.' આમ અનેકરીતે ગાંધીજીના ગુણ ગાયા.અમારા આંધ્રવાસી કલાકાર મિત્રને કવિની આ વાતોમાં બહુ રસ પડયો; પરંતુ થોડી જ વારમાં તેને જે જોવા-સાંભળવાનું મળ્યું તેથી તે બહુ ખિન્ન થયા.

ડેલી આગળ ઑફિસના ઓરડામાં કોઇ બે શિક્ષકો વાટ જોતા તા. કવિ તેમની પાસે ગયા કે તુરત જ કવિનો અવાજ કડક અને જોરદાર બની ગયો. પેલાઓએ શું કહ્યું તે તો અમારાથી સંભળાયું નહિ; પણ કવિ ગર્જ્યા:'સા...મૂર્ખાઓ! તમે રાજના દીકરા પાસે છાણ ઉપડાવો છો ? તમારી સામે આ ફરિયાદ છે.' શિક્ષકો પામરની માફક કકળતા માફી માગતા હતા. પણ કવિ અડગ હતા અને ફાટ્યે પિત્તે તેમને પાણીના મૂલના કરી નાખતા હતા. ધીરે-ધીરે સમજાયું કે ઝીંઝુવાડા કે પંચાસર તરફના આ કોઇ માસ્તરે-કે તેની પત્નીએ-કોઈ મામટાના ગરાશિયા દરબારના છોકરાને રસ્તા પરથી છાણનો પોદળો ઘરમાં લઈ આવવાનું કહેલું તેની સામે દરબારે કવિને ફરિયાદ લખી મોકલેલી (કવિ એ વેળા એજન્સીમાં એડ્યુ-કેશનલ ઑફિસર હતા) કે દરબારોના છોકરાઓને આવું કામ સોં-પાય તે ઠીક નહિ. આ બાબતસર એ માસ્તરના દંડ કે બદલીનો હુકમ કવિએ કાઢ્યો હશે ને માટે તે વિનતિ કરવા આવેલા. પણ કવિએ જે આપામાં એના ઊધડા લીધા એ સાંભળીને મારા આંધ્રવાસી મિત્રના મન ઉપર એવી અસર થઇ કે એણે ખિન્ન થઇને કહ્યું, 'શું તમારા કવિ આવું બોલી શકે છે?' કવિની આ બીજી બાજુ જોવાનું બાવિષ્ય[?] મારા નસીબમા યે હશે તે હું એ વેળા કલ્પી પણ ન શકે નો શકયો, એટલે મેં તેમની આગળ ખૂબ બચાવ કર્યો; પણ તેના મનનું સમાધાન થયું નહિ

અમદાવાદમાં સ્થિર થયા પછી પણ હું તો કવિનો અનન્ય પ્રશંસક અને ભક્ત હતો. અને તેમની

પાછલી તે રાતનાં અજવાળિયાં રે;
ચંદનાથી ચાતર્યાં સમીર
હો રણને કાંઠડલે રે.

*(જાન્યુઆરી ૧૯૪૭)

જેવી પંક્તિઓપર ખુશ રહેતો.એકવાર તો મ ને જીવનન માઠકે કવિને આવું તળપદું સૌંદર્ય આલેખવા માટે ધન્યવાદનો પત્ર પણ લખેલો.

કવિ અમદાવાદમાં આવે ત્યારે હું તેમને મળ્યા વિના રહેતો જ નહિ. સ્વ.હાજીમહમદના સ્મારક-ગ્રંથ માટે મેં તેમના લેખની માગણી કરી,પણ તેઓ તે માટે ખાસ કશું લખી શકયા નહોતા; એટલે એક વાર રજામાં આવ્યા ત્યારે તેમના ટંકશાળવાળા ઘેર જઈ દાબીને માગણી કરી ત્યારે તેમનું 'પ્રેમકુંજ'વાળું અપ્રસિદ્ધ નાટક મને સોંપ્યું. તેમાંથી મેં જ યોગ્ય પ્રસંગો તારવી લીધા. એક વાર તેઓ સ્વ દીવાન બહાદુર કેશવલાલ ધ્રુવને ત્યાં આવેલા ત્યારે મેં એ બે વિદ્વાનોની ભેગી છબિ પાડેલી. આમ કવિશ્રી સાથે મારે ઠીક મેળ ચાલતો હતો.

એવામાં ગાંધીજીએ રાષ્ટ્ર આગળ અસહકારનો નવો જ કાર્યક્રમ મૂકયો. સરકારી કેળવણીનો બહિષ્કાર પોકારી વિદ્યાપીઠ સ્થાપી. વિદ્વાનો અને પ્રોફેસરો પોતાના સ્થાન છોડી એ વિદ્યાપીઠમા કેન્દ્રિત થવા લાગ્યા. કૉલેજો ખાલી થવા લાગી હાઇસ્કૂલોએ યુનિવર્સિટીના સંબંધો તોડી નાખ્યા. અને કવિ તો યુગના વિધાતા બન્યા હતા આ વિચાર-જુવાળમા તેઓ ઘણો વખત અડગ રહ્યા; પણ અંતે ખબર આવ્યા કે કવિ ગવર્નર પર એક લાંબો પત્ર લખી, પોતાનો અધિકાર છોડી અમદાવાદ આવતા રહ્યા છે. તેમનું શુ ધારવું હતુ કે હશે અને શું બન્યુ એ વિગતોમા હું કદિ ઊતર્યો જ નહોતો. ઘણી વ્યક્તિઓ અને સંસ્થાઓ સાથે તેમનો મળ તૂટયો છે એવું હું સાંભળતો, પણ એમાં હું કયાય અટવાયો ન હતો. આ અરસામા હું એકબે વાર કવિને હઠીભાઈની વાડીમાના તેમના નિવાસસ્થાને મળવા ગયો ત્યારે કવિએ મને ઘણી વાર કહેલુ કે ગુજરાતમા એક કલામંડળની જરૂર છે. પણ મને તે માટે યોગ્ય તૈયારી લાગતી ન હતી. વળી હુ 'કુમાર'ની સંસ્થાપના કરવામાં રોકાઈ ચૂકયો હતો, એટલે કોઇ નવી જવાબદારી માટે મારી પાસે સમય કે શક્તિ ન હતા.

પણ તા. ૧૯-૭ '૨૩ના રોજ સવારે શ્રી ચંદુલાલ છ. શાહ અને શ્રી માહુલીકર મારી પાસે આવ્યા, અને જણાવ્યું કે અમદાવાદમા આપણે એક કલામંડળ સ્થાપવું છે. કવિ નાનાલાલે પ્રમુખ થવા સ્વીકાર્યું છે, અને શ્રી રામનારાયણ પાઠક, શ્રી રસિકલાલ પરીખ, ડૉ. હરિપ્રસાદ વગેરે વિદ્વાનોનો તેમાં સહકાર છે. મેં તો મારી સ્થિતિ સ્પષ્ટ કરી દીધી અને તેમને કહ્યું કે હજુ આપણે અભ્યાસીની દશામા છીએ ને કલાકારો જ એકલા પોતાની કંઇક તૈયારી કરે તો સારૂ. હું જાતે દૂર રહી સહકાર આપવા (અનુસંધાન આગળ પૃ૦ ૨૬મ)


દી.બ. કેશવલાલ હ. ધ્રુવ અને કવિ નાનાલાલ: ૧૯૨૦ના અરસામા (ફોટો: ર.મ. રાવળ)

# ડેન્માર્કનો મુસાફર

## યુરોપી વિદ્વદ્‌મંડળીની સફરની રેડિયો-નાટિકા

લેખક
શ્રી યશોધર નર્મદાશંકર મહેતા

બાર-ઍટ-લૉ

ડૉક્ટર: આપ ગંદરસ વિદ્વાનો આ વિષયમાં મૌન રાખો તો સારૂં. એક છો ખગોળઘેલા, બીજા છો ભૂગોળઘેલા, ત્રીજા છો ઇતિહાસ-ઘેલા. એ સિવાય સંસાર તમને અસાર છે. ખરેખર, તમને બધાને પરણનારીઓ શું જોઇને પરણી હશે ?

ડચ: હૈયાફૂટીઓ, માટે. પણ તને એકે એવી હૈયાફૂટી હજી મળી, ખોસને ?

સ્વીડ: ફ્રૅમર! છો જેને કહેવું હોય તે કહે; મારી તને સલાહ છે કે તું ભૂલેચૂકે પણ પરણતો નહિ.

ડૉક્ટર: એ માટે નિશ્ચિંત રહેજો.

કાર્સ્ટન: બિરાદરો! હું તો હવે સૂઈ જાઉં છું. આ તમારી વાતો તો સવાર સુધી ચાલશે.

હાવેન: હં, કેટલા વાગ્યા હશે ?

કાર્સ્ટન: દસ.

હાવેન: ચાલો ત્યારે ઊઠીએ. મારે હજી ડાયરી લખવાની છે

સ્વીડ: શું લખશો ધૂળ! રાત ને દહાડો આકાશ અને પાણી સિવાય જોયું છે શું ?

ડૉક્ટર: એકમેકની બેનમૂન સિકલો.

હાવેન: ફ્રૅમર! તારી લુલી વિષે પણ લખીશ, કે આ શાંત, ગંભીર ને અગાધ ફર્દધિમય તથા આકાશમય આ વિશ્વમાં અમારી નાનીશી નાવ ને ફ્રૅમરની નાનીશી લુલી એ બે જ માત્ર હાલી રહ્યા છે.

કાર્સ્ટન: સાહેબો! હું તો આ ઊઠચો ઊંઘવા.

ડચ: અને હું પણ.

સ્વીડ: જાઓ, હું તો મારે શરાબની પ્યાલી ભરી આ બેઠો. હાવેન, લેશો? ડૉક્ટર તું ?

હાવેન: બેશક.

ડૉક્ટર: એનાથી રૂડું શું? લાવો બિરાદર આ એકતાનતાનો વિભાજક, એકાંતનો અટૂલો સોબતી.

સ્વીડ: મારી ગણત્રી મુજબ કાલ સુધીમાં ઇજિપ્તની જમીન દેખાવી જોઇએ.

હાવેન: મને પણ લાગે છે. ચાલો નિરાંત થાય.

સ્વીડ: ઇજિપ્તમાં આપણે ઠીકઠીક રહેવાનું થશે, કેમ?

હાવેન: ઓછામાં ઓછા બે માસ. કામ પણ ક્યાં ઓછું છે? ફ્રૅમરને વળી કોઇ ક્લીઓપેટ્રા જોવાના કોડ હશે; કેમ ફ્રૅમર ?

ડૉક્ટર: વો દિન કહાં! હા, આપણો તો ભાઈ એવો વિચાર ખરો. સ્ત્રીનું મોં જોયે મહીના થઈ ગયા, મારા સાહેબ! ત્યાં એક અઠવાડિયા સુધી કોઇએ મારી ભાળ ન કાઢવી.

હાવેન: અરે! તું ડૉક્ટર છે. અમારી સાથે જ રહેવાનું છે.

ડૉક્ટર: તો રહીશું, બાવા.

સ્વીડ: હાવેન! હું થીબીસમાં પખવાડિયું ગાળીશ. ત્યાં મારે જૂનાં રાજરાણીઓની કબરોનો પત્તો મેળવવો છે. હાયક્સોસના જૂના મહેલોનાં ખંડિયેરો પણ શોધવાં છે.

હાવેન: અને કાર્સ્ટનને નાઈલના પ્રવાહનો અભ્યાસ કરવો છે; અને આપણા ડચ બિરાદરને મેમ્ફિસમાં રેમેસિસની કબર શોધવી છે. હું કેરોની પાસે જ રહીશ, કેમકે મારે હાઇરોગ્લિફિક અને લૅટીન લિપિના જૂના અંકોડા તપાસવા છે.

ડૉક્ટર: (ઊઠતાં ઊઠતાં) ઘોરખોદુઓ! પ્રભુએ તમને શીદ ઘડ્યા હશે એ જ સમજાતું નથી. તમે ગયા જનમમાં એ ઘોરમાના ઉંદરો જ હશો.

હાવેન: પાછાં તમારાં લુલીબાઈ લવરીએ ચઢ્યાં!

(ડૉક્ટર જાય છે)

હાવેન: અચ્છો જવાન છે

સ્વીડ: રસિક છે, રમૂજી છે. એના વગર આ કંટાળાજનક મુસાફરી કેમે કરી ખૂટત નહિ

હાવેન: હવે કાલે પેલો મિસરી ઉમરાવ આપણને લેવા આવે તો તો સારૂં. નીકર પાછા અથડાવાનું અમીરો પ્રધાને તેને લખ્યું તો છે જ.

સ્વીડ: હા; નહિતર પાછું ઇંગ્લિશ એજન્સીમાં જવાનું. ને હજાર રામાયણ: કોણ છો, ક્યાં જાવ છો, કેમ જાવ છો, ક્યાં સુધી રહેશો વગેરેના સવાલ-જવાબો.

હાવેન: અંગ્રેજોને તો એમ જ, કે પોતાનો પગદંડો હોય ત્યાં બીજા યુરોપીઅનો હોવા જ ન જોઇએ. રખેને અગાઉ વગાડી પડશે!

સ્વીડ: બહુ વિલક્ષણ પ્રજા 'પૈસો મારો પરમેશ્વર' એ જ એમના મંત્ર. કેવી વિચિત્ર ફિલસુફી!

હાવેન: હા ભાઈ હા. અને એ પરમેશ્વરની માયા રૂપ એમનું સામ્રાજ્ય!

સ્વીડ: ધર્મ પણ સામ્રાજ્યના રક્ષણ ખાતર જ. ખરેખર, અંગ્રેજ પ્રજાનું માનસ કળવું બહુ મુશ્કેલ.

હાવેન: હું માનસશાસ્ત્રી તો નથી, છતાં કહું કે ઇચ્છાને અનુસાર ભાવના ઘડવી, અને નહિ કે ભાવનાને અનુસાર ઇચ્છા, એ એમની જીવન ફિલસુફી.

સ્વીડ: એમનું અંતઃકરણ ઘણું જ કલાગરૂ

હાવેન: જે કહો તે પણ દુનિયાભરમાં એમના જેવા છે. સાહસિક પણ એવા જ.

સ્વીડ: અને ખડતલ. ચામડી પણ જાડી

હાવેન: પોતાને લાભ હોય ત્યારે જ ફુરમાન થાય તમે એને ફસાવી પણ ન શકો કે ગુસ્સે પણ ન કરી શકો. તમે કંટાળીને પછી જાતે જ ફરફેરાઈ જાવ કે ક્રોધે ભરાવ તે વખતે એને લાભનો મોકો હોય તો 'આત્મરક્ષણ'ના બહાના હેઠળ એ તમારો ઘડોલાડવો કરી દે!

સ્વીડ: ગણાતા છે યુરોપી પ્રજાઓનું આમ, તો પેલી ગરજ હેવાની દેશી પ્રજાઓનું તો શું!

હાવેન: અંદર અંદર લાગલા પડાવી, સનાનાં પલ્લાં સમાને સ રાખી, ત્રાજવાની દાંડી પોતે હાથમાં રાખે ને પછી મનમાના ન્યાય કરાવે. એ બિલાડી ને વાંદરાનો ખેલ

સ્વીડ: યુરોપમાં પણ એ શું કરે છે? એનું એ જ. 'બૅલૅન્સ ઑવ પાવર' ખાતર ફ્રાંસ કરતાં રશિયાને મજબૂત ન બનવા દે ને રશિયા કરતાં ફ્રાંસને નહિ, એ તો પ્રત્યક્ષ જોઇએ જ છીએ ને!

હાવેન: હવે કહ્યું તે ખરૂં. અંગ્રેજ પોતાનું સામ્રાજ્ય એક વાર ફ્રાંસ પાસે, તો બીજી વાર રશિયા પાસે, તો ત્રીજી વારે પ્રુશિયા

# હિંદની વસતિમાં જાતિસમુદાયો

મથાળા પરથી શુષ્ક સમજી લઈને આ ઉપયોગી લેખ વાંચવો ચૂકશો મા

સંસ્કૃતિઓના સુભગ-મધુર મિલન સમા આ દેશમાં આદિ ભૂમિવાસીઓ ને બહારથી આવી વસેલી પ્રજાઓએ જે મોંઘો ફાળો આપીને તેનું સનાતન જીવન સર્જ્યું ને એકરસ કર્યું છે તેની અજબ હકીકતો આમાંથી જાણશો.

જાતિ-સમુદાય એટલે અંગ્રેજીમાં જેને 'રેઈસ'Race કહેવામાં આવે છે તે. માણસના શરીરની કેટલીક વિગતો વારસાગત હોય છે. પિતા—પુત્ર—પૌત્ર એમ દરેક સિલસિલાવાર એ વિગતો ઊતરે જ. કોઈ વખત દેખીતી ન જણાય તોપણ એ ગોપન રહેલી કહેવાય છે. માનવશરીરની આ વિશિષ્ટ વિગતોમાં અત્યારે તો લગભગ ૨૨–૨૩ની ગણત્રી થાય છે. માથાની લંબાઈ ને પહોળાઈ, નાકની લંબાઈ-પહોળાઈ, લોહીના પ્રકાર ને લોહીનું દબાણ, વાળનો આકાર ને આંખનો રંગ, ઊંચાઈ અને બીજા કેટલાક સાંખ્યિક અંશો,—આ બધાં એક જ કુટુંબમાં અમુક સરેરાશથી વધુ ફેરવાળાં કદિ નહિ મળે.

એટલે, માણસજાતમાં એક જ જાતિસમુદાય એ કહેવાય, કે જેમાંની મોટા ભાગની વ્યક્તિઓ આ વિગતોના સરેરાશ માપ કરતાં બહુ જુદી ન હોય. જેમકે મૉંગોલૉઈડ સમુદાયની આંખ ત્રાંસી હોય એમ કહ્યું, તો એ જાતિસમુદાય–રેઈસ–ના દરેકેદરેકની આંખ ત્રાંસી હશે જ. જરા આમતેમનો ફેર સંખ્યાશાસ્ત્ર ગણતું નથી. આમ, અમુકઅમુક વિગતો લઈને જેજે લોકોમાં એ બધી વિગતો એકસરખી, વધુ અથવા સરેરાશથી વધુ ભિન્ન ન હોય એમને એક જાતિસમુદાય (racial group) ગણવામાં આવે છે.

કેટલાક મનુષ્યમાપનશાસ્ત્રીઓ માત્ર વાળનાં લક્ષણ ઉપરથી જ જાતિસમુદાયોની વિભાગણી કરે છે. એ ત્રણ રીતે થઈ શકે: Ulotrichy (એટલે ઊની વાળ-વાળી), cymotrichy (સીધા વાળવાળી) ને leotrichy (થોડાથોડા વંકિમ વાળવાળી). આફ્રિકાવાસી નીગ્રોના વાળ ઊની, કુટિલ નીતિ પેઠે ખૂબ ગૂંચળાંવાળા અને ખરબચડા. ચીનના મૉંગોલૉઈડ જાતિસમુદાયના વાળ એકદમ સીધા—ભાલા જેવા; જરા પણ વળાંક નહિ; અને નાખો તો લાકડાંની પટીઓની પેઠે સીધા જ પડે. કૉકેસાઈડ-હિન્દો-યુરોપીઅન-પ્રજાના વાળ થોડાથોડા વંકિમ: ગુજરાતમાં આ વાળ ઘણે ભાગે જોવા મળે છે.

આપણે ત્યાં અત્તર અને બરફ મુઘલો લાવ્યા એ તમે જાણતા હતા? એ જ રીતે ચોખા ને સોપારી કોણ લાવ્યું? માટીનાં વાસણ ઘડવાની કળા, લોખંડ અને દૂધના ઉપયોગ, બાધાઓ અને જંતરમંતર, નારીનું મૂલ્ય ને ઊંચી નીતિમત્તા વગેરે આપણી સંસ્કૃતિમાં કયાં વહેણમાંથી આવ્યાં એ બધું રસમય છે.

અને એક બીજી જ્ઞાનગમ્મત: આ લેખમાં આપેલી માહિતીના આગળ અભ્યાસ અને અવલોકન પરથી તમે કહી શકો કે ગાંધીજી ને ભૂલાભાઈ આલ્પાઈન રેઇસના અને રાજાજી કદાચ ભૂમધ્યશાખી હોઈ શકે. અને એ જ રીતે જવાહરલાલ અને સુભાષ બોઝ કે અશોકકુમાર અને શોભના સમર્થ કયા સમુદાયના હશે તેની તમે કલ્પના કરી શકો!

કોઈક વળી આંખના રંગ ઉપરથી જ જાતિ-સમુદાયો વિભાગે છે, તો કોઈક વળી નાક ઉપરથી. ચામડીના રંગ ઉપરથી પણ દુનિયાની વસતિના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે: કાળા, ગોરા અને પીળા. (૧)આફ્રિકા, (૨)યુરોપ-હિંદુસ્તાન અને (૩)ચીન-જાપાનમાં અનુ-



જગતના ત્રણ મુખ્ય જાતિ-સમુદાયો તેમના ચહેરાનાં જે તરી આવતાં લક્ષણોથી ઓળખાય છે એ તે સામાન્યતઃ ચિત્રના ક્રમમાં હશે: (૧) આફ્રિકના હબસીઓનો રંગ કાળો, વાળ ગૂંચળાંવાળા-ઊની, વાંકડિયા અને હોઠ જાડા. એમને વૈજ્ઞાનિકો નીગ્રૉઇડ જાતિ કહે છે; (૨) ચીન-જાપાન આદિ મૉંગોલ મુલકવાસીઓનો રંગ પીળો, વાળ સીધા—અક્કડ ભાલાં જેવા, નાક ચીબાં, અને આંખો નાની. એમને વૈજ્ઞાનિક પરિભાષામાં મૉંગોલૉઈડ કહે છે/(૩-૪) યુરોપ-હિંદુસ્તાન આદિના વાસીઓ રંગે ગોરા કે ઘઉંવર્ણા, થોડાથોડા વંકિમ વાળવાળા, સરસ ઊંચાઈ, આંખો જરા માંજરી. ચહેરા તથા નાક લાંબાં. એમનું સામાન્ય નામ કૉકેશિયન કે આર્યન. એમાં પણ ત્રણ પેટા વિભાગો છે: ઉત્તર યુરોપ તરફના તદ્દન ગોરા તે નૉર્ડિક, મધ્ય યુરોપમાં વસનારા તે આલ્પાઈન, ભૂમધ્યના કિનારાની આસપાસના દેશોના જરા શ્યામ-ઘઉંવર્ણા તે ભૂમધ્યશાખી, વગેરે.






હિંદમાં સૌ પહેલા આવીને વસનારા અથવા તો અહીંના જ મૂળ ભૂમિજો 'નીગ્રીટો' સમુદાયના હોય તેમ જણાય છે. તેના નમૂના રૂપ ત્રાવણકોર-કોચીનની ટેકરીઓમાં વસતા ગૂંચળિયા વાળવાળા કાદર લોકો: (૧) ટૂંકા વાળના; (૨) લાંબા વાળના. હિંદનો એવો જ બીજો આદિ વાસીઓનો સમુદાય તે પ્રોટો-ઑસ્ટ્રેલૉઇડ લોકોનો. તેમનાં પણ રંગ, નાક, હોઠ વગેરે તો નીગ્રીટો જેવાં જ; ફેર માત્ર વાળનો. એમના વાળ ગુંચાળા ને બંકિમ. તેના નમૂના રૂપ (૩) ત્રાવણકોરની ઉરાલી જાતિની સ્ત્રી, અને (૪) રેવાનો બાઈગા જાતિનો આદિવાસી.

ક્રમે આ રંગવાળી પ્રજાઓ મળી આવે છે. પછી એ રંગોની ઘનતા અને સંકરતા પ્રમાણે તેમાં કેટલાક ઉપ-સમુદાયો પણ પાડવામાં આવે છે. પણ આજકાલ મુખ્યતયા જે વિભાગણી થાય છે તેમાં તો ઠરે આ બધાં જ અંગો લેવાય છે, અને એ બધાં અંગોની એક-સરખી વિશિષ્ટતાઓ જાતિસમુદાય નક્કી કરે છે.

## અભ્યાસની અગત્ય

પણ કોઈ કહેશે કે આ જાતિસમુદાયોના અભ્યાસની જરૂર શી? નાત્સીઓએ પોતે ઊંચી જાતિના હોવાનું સ્થાપિત કરીને જે જુલમ વરસાવેલો તે બતાવીને ઘણા કહેશે કે આવી ખોટી ને અર્ધવૈજ્ઞાનિક બીનાઓ પકડી લઈને જ નાત્સીઓ યહૂદી લોકોનું નિકંદન કાઢવા બેઠા હતા, ને જે પોતાની ઉચ્ચ 'નૉર્ડિક રેઇસ'નો ન હોય તેની નફરત કરતા હતા જર્મન એટલે જ નૉર્ડિક અને શુદ્ધાતિશુદ્ધ આર્ય, અને એ જ આલમગીર થવા સર્જાએલો; બધી સંસ્કૃતિ પણ એ જ જાતિ-સમુદાયે આપી છે;' વગેરેનો દાવો નાત્સીઓ કરતા હતા.

પણ આપણે એમની આ બુનિયાદી દલીલોમાં માનતા નથી. જાતિસમુદાય માત્ર શરીરના અવયવો પ્રમાણે જ ગણાય. એની સાથે સંસ્કાર કેટલે અંશે સંકળાએલો છે તે આપણે આજે ન કહી શકીએ. માનસિક વિકાસમાં અને બૌદ્ધિક શક્તિમાં કઈ જાતિ કોના-થી ચડિયાતી છે એ પણ કહેવાનો અહીં આશય નથી, કહી શકાય પણ નહિ. આમ, આ અભ્યાસ માત્ર જીવ-શાસ્ત્ર અને પરંપરાશાસ્ત્રની જ દૃષ્ટિએ છે. એની અગત્ય ઘણી છે. એના સિવાય દેશનો આદિ ઇતિહાસ જાણી જ ન શકાય. આપણા ગુજરાતમાં પહેલું કોણ આવેલું અને કયા ક્રમે? ભીલો, પછી કોળી, પછી કણબી? કે બીજો કોઈ ક્રમ? કઈ શારીરિક વિશિષ્ટતાઓવાળી પ્રજા અમુક હવામાન સહન કરી શકે અને કઈને શું નથી ફાવતું, એ ય આ શાસ્ત્રથી માલૂમ પડે. અને ભવિષ્યની પ્રજાઓનું સન્તતું 'પ્લૅનિંગ' કરવું હોય તો આ શાસ્ત્ર જાણવું જ પડે. આ તો ઘણા થોડા ઉપયોગ ગણાવ્યા.

દુનિયાના જાતિસમુદાયોનો પરિચય પાછળથી આપીશું. આજે તો હિંદની વસતિમાં કેટકેટલા જાતિસમુદાયો છે અને ક્યાં ક્યાં છે તે જોઈશું. પણ આ વર્ગીકરણ સ્વીકારતાં પહેલાં એક વસ્તુ ઉમેરવાની. આ વિષયમાં તજ્જ્ઞોને અમુક મતભેદ છે. પણ આપણે તો ૧૯૩૧ની વસતિગણતરીમાં જાતિસમુદાય ઉપર કામ કરનાર ડૉ. ગુહાને આધારે અહીં ચાલીશું.

## નીગ્રીટો

ભારતભૂમિ ઉપર પહેલા આવનાર, અથવા અહીંના જ ભૂમિજો તરીકે નીગ્રીટોનો જાતિસમુદાય હોય એમ લાગે છે. જગતના શ્યામ-વર્ણા નીગ્રૉઈડ (હબસી) સમુદાયના જ એકાદ અંશ રૂપે એ જણાય છે. આ સમુદાયનું મુખ્ય લક્ષણ એના વાળ છે. એ ખૂબ જ ગૂંચળાં-ગૂંચળાંવાળા; એમની ઊંચાઈ ૫ ફૂટ કે તેથીય ઓછી; કપાળ આગળ પડી આવતાં; હડપચી જરા પોચી અને આંખોનો પ્રદેશ સુપગઃ એ આ એનાં અન્ય લક્ષણો. રંગ ઘનો, પણ નીગ્રૉઈડ જેટલો શ્યામ નહિ. આફ્રિકા સિવાય ન્યૂગીની, ફિલિપ્પાઇન, મલાયા અને આંદામાનમાં નીગ્રીટો મળે. આપણે ત્યાં ત્રાવણકોરની ટેકરીઓમાં રહેતા કાદર અને પુલાયન લોકો તથા ઉરાલી અને વાયનાડની જાતો પણ નીગ્રીટો સમુદાયમાં છે.

## પ્રોટો-ઑસ્ટ્રેલૉઇડ

આવો જ એક બીજો સમુદાય પણ હિંદની આદિવાસી પ્રજામાં છે. પહેલા જાતિસમુદાયના અહીં આવ્યા પછી એ તરત જ આવી પહોંચ્યો હોય એમ લાગે છે. રંગ, ઊંચાઈ, ચપટાં નાક, આગળ પડતા હોઠ વગેરે ચિહ્નોમાં એ નીગ્રીટોને મળતા આવે છે. પણ






હિંદની પીળચટા રંગની ને ઝીણી આંખોની જાણીતી નેપાળ-ભુતાનની પ્રજા પૅલી-મૉંગોલૉઇડ સમુદાયની ગણાય છે. તેના નમૂના રૂપ (૧) આસામનો સેમા નાગા અને (૨) ભૂતાનની લેપચા સ્ત્રી: એવો જ બીજો તરી આવતો સમુદાય તે દક્ષિણ હિંદના શ્યામવર્ણા લોકોનો. તેઓ પૅલો-મેડીટરેનિયન (ભૂમધ્યશાખી) સમુદાયના છે. નં. ૩ મદુરાનો તામિલ બ્રાહ્મણ અને (૪) કોચીનની નાયર સ્ત્રી તેના નમૂના છે.



હિંદમાં પ્રાંતવાર જાતિસમુદાયો દર્શાવતો નકશો

. ૨–કોચીન ત્રાવણકોર ને મધ્ય હિંદનાં જંગલોમાં નીગ્રોટો તથા
ોટો-ઑસ્ટ્રેલૉઈડ; નં.૩ ત્રાવણકોર,૩-અ તામિલ દેશ તથા સીલોન,
-બ મહારાષ્ટ્ર તથા હૈદ્રાબાદ, અને ૩-ક લંકામાં પ્રોટો-ઑસ્ટ્રેલૉઇડ,
લી–મેડીટરેનિયન અને આલ્પો-ડીનારિક તથા થોડા પ્રોટો-નૉર્ડિક;
. ૪-ગુજરાત, કાઠિયાવાડ તથા બલુચિસ્તાન અને ૪અ બંગાળ ઓ-
િસામાં પૅલી-મેડીટરેનિયન તથા આલ્પો-ડીનારિક અને ઓરીએન્ટલ;
.૫-પંજાબ-સિંધ તથા ૫ અ યુક્તપ્રાંતો ને બિહારમાં ભૂમધ્યશાખી,
ારીએન્ટલ અને પ્રોટો-નૉર્ડિક; નં.૬ નેપાળ-તરાઇમાં તિબેટો-મૉંગો
ૉઈડ અને ઓરીએન્ટલ; નં. ૭ ભૂતાન-સિક્કીમ અને ૭અ આસામમાં
તિબેટો-મૉંગોલૉઈડ અને પૅલી-મૉંગોલૉઈડ; તથા નં. ૮ અને ૮ અ
ૂર્વબંગાળ, આસામ તથા દક્ષિણ તિબેટમાં પૅલી-મૅંગોલૉઈડ અને
ૅલી-મેડીટરેનિયન. (ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસના પુસ્તક પરથી)

ા કપોલ વાણિયાઓ. બંગાળનો કાયસ્થ અને મદ્રાસનો ચેટ્ટી પણ
ેની સાથે આ જ વર્ગમાં બેસી શકે. આના થોડા અંશો મહારાષ્ટ્ર
ને તામિલ દેશમાં પણ ઊતર્યા છે. બીજો ડિનારિક સમુદાય. તે
ાલ્મેશિયાથી ક્રોશિયા સુધીના આલ્પ્સ પર્વતવાસીઓ જેવો છે.
ંચાઇ જરા વધુ, ચામડીનો રંગ કાળો અને માથાં એટલાં પહોળાં
હિ. નાક એકદમ લાંબું અને બાજ પક્ષી પેઠે છેડે વળેલું. ત્રીજા
ાર્મેનૉઇડોમાં આ જ ગુણ ખૂબ જ પ્રમાણમાં છે. ડીનારીક સમુદાય
ંગાળ-ઓરિસ્સાની વસ્તીમાં છે. ગુજરાતના પારસીઓને
ાર્મેનૉઇડ તરીકે મૂકી શકાય.

### હિન્દો-આર્યન—નૉર્ડિક

હિંદની ભૂમિ ઉપર થએલી પ્રજાઓની આયાતમાં સૌથી છેલ્લી
ને અગત્યની કહેવાય તે વેદ-ઘોષી આર્યોની. આ જાતિસમુદાયને
ૉર્ડિક કહેવામાં આવે છે. એમની શારીરિક વિશેષતાઓ: ઘણી
ારી ઊંચાઇ, આંખો જરા માંજરી, માથાં લાંબાં પણ એનું ઘનફળ
ાછું; મોં લાંબાં અને જડબાં કઠ. આજે આ સમુદાય વાયવ્ય
પ્રાંતના પહાડોમાં અને કાફિર પ્રજાઓમાં મળી આવે છે. પંજાબ, રજપુતાના અને ઉત્તર-હિંદના ઉચ્ચ વર્ગોમાં એનો ઘણો અંશ સર્જ્યો છે. દક્ષિણી ચિત્ત-પાવન બ્રાહ્મણોને પણ એમનો વારસો મળેલો છે.

આટલી માહિતી પરથી આ લેખનો વિવેકી વાંચનાર આપણા સમાજમાંની વ્યક્તિઓ જોઇજોઇને તે કોણ કે કયા જાતિસમુદાયની હશે તે અનુમાની શકે. એવો પ્રયત્ન કરવામાં કોઇ પણ વ્યક્તિઓની 'રેઈસ' કહેવાનો કોઈ અર્થ નથી; છતાં યે એ પ્રયત્ન આનંદ સાથે જ્ઞાન જરૂર આપી શકે. રાજકાજી વ્યક્તિઓ લઇને એ કહી શકે કે ગાંધીજી અને ભૂલાભાઈ આલ્પાઇન; જવાહરલાલ નૉર્ડિક—ઓરીએન્ટલ; શરદ અને સુભાષ બૉસ આલ્પાઇન બ્રૅકી-સિરસ્ અને રાજાજી ભૂમધ્યશાખી રેઇસના હોઇ શકે. ચિત્રપટની દુનિયામાં અસીતબરન ને રાધામોહન આલ્પાઇન; શેખ મુખ્તાર અને ગઝ્ઝફરખાન નૉર્ડિક અને અશોકકુમાર તથા સુરેન્દ્ર ડીનારિક રેઈસના હોઈ શકે. શોભના સમર્થ અને વનમાલા ઓરીએન્ટલ-નૉર્ડિક; મનોરમા મૉંગોલૉઇડ ને સુનન્દા આલ્પાઇન બ્રૅકી-સિરસ્ કહી શકાય. આ પણ વ્યક્તિઓ તરફ જોવાનો એક અનોખો રસ્તો છે!

### જાતિસમુદાયો અને સંસ્કૃતિ

આ બધા જાતિસમુદાયો-આપણા દેશમાં જેમ એક, પછી એક આવતા ગયા તેમતેમ સાથમાં પોતપોતાની સંસ્કૃતિ પણ લાવ્યા હશે. આ વસ્તુ નવી નથી. મુઘલો અત્તર તથા બરફ લાવેલા, અને અંગ્રેજો હૅટ, કોટપાટલુન અને છરીકાંટા લાવ્યા એ જેમ આપણે જોયું-જાણ્યું છે, તેમ આદિકાળમાં આવેલા આ લોકો શું લાવ્યા હશે એ કહેવું જોકે ઘણું મુશ્કેલ છે. નિશ્ચયાત્મક કહેવા જેટલો આપણી પાસે મસાલો નથી. એ દિશામાં માનુષ્યવિદ્યાએ હજી ઘણું કરવાનું હશે. આજે તો વિદ્વાનોમાં દરેક જાતિ-સમુદાયના સાંસ્કૃતિક હિસ્સા વિષે કેટલીક પ્રમાણિત અને પ્રામાણિક માન્યતાઓ છે. વધુ શોધ ન થાય ત્યાં સુધી એટલી જ ગણાય.

પ્રોટો-ઑસ્ટ્રોલૉઈડ જાતિ પશુપાલ, ખૂલાખણું, ભોજન-બાધાઓ અને જાદુમંતર લાવી હશે. સાથે ખાવામાં નાતજાતના ભેદભાવ અને આંતરજ્ઞાતીય લગ્નવિરોધ જે આજે જ્ઞાતિસંસ્થાના મૂળમાં છે એ પણ તેમને જ લઇને હોય. રેશમ, ચા, ચોખા, કાગળ, મુખવાસની સોપારી અને માથાનો શિકાર એ મૉંગોલૉઇડ સમુદાય લાવેલો. એમાંની જ એક શાખા નાળિયેર ને અનેનાસ આપણે ત્યાં ઉગાડનાર. કુંભશિલ્પ (ઘડા જેવાં વાસણો) ઘડવાની કળા પ્રથમ ભૂમધ્યશાખી લાવેલા. માનુષ્યમેધ અને ફલદ-માન્યતાઓ, નારીનું મૂલ્ય અને માન, તથા આપણે ત્યાં પ્રથમ વિકસેલી મોહન-જો-ડેરોની અને હરાપ્પાની સંસ્કૃતિઓ એક યા બીજી ભૂમધ્યશાખી પ્રજાને જ આભારી છે. પાળેલાં પશુઓ, નદી ઊતરવાનાં સાધનો ને નગરવ્યવસ્થા પણ એઓ જ લાવેલા. રામપ્રસાદ ચંદા નામના વિદ્વાન કહે છે તેમ ગુજરાત-બંગાળના ભક્તિ-માર્ગો અને ધર્મઘેલી ઊર્મિઓ આલ્પો-ડિનારીક જાતિસમુદાયની લ્હાણીને લઇને છે. નૉર્ડિક પ્રજા આપણે ત્યાં લોખંડ, ઘોડા અને ધનુ લાવેલી. દૂધનો ઉપયોગ, માદીલાં પીણાં, જુગારની રમત અને રથની શરતો એમની સાથે આવેલાં. આર્ય ભાષા એ એમનો આલા ફાળો. એમના ભૌતિક સંસ્કૃતિના ફાળા કરતાં યે ચિંતનક્ષેત્રમાં 'ઋત'ની વિભાવના,–નીતિના મહોચ્ચ આદર્શો, ઉપનિષદોમાં બોધેલાં ફિલસૂફીનાં સંભાષણો અને વિજ્ઞાનની પ્રત્યેક શાખાનું ફૂલતુંફાલતું: આ સૌ એમનો ઘણે દરજ્જે ચડિયાતો ફાળો છે. એ તો આજે ય આપણા વતનની સંસ્કૃતિનો નિભાર પ્રાણ છે.

ઠાકોરભાઇ ભાણુભાઈ નાયક

હિંદી કલાનાં રૂપ અને રહસ્યદર્શનના અગ્રણી આવિષ્કારક, કલકત્તા યુનિવર્સિટીના વાગીશ્વરી કલાપદના આચાર્ય અને 'રૂપમ્'ના તંત્રી
વિખ્યાત કલાવિવેચક **શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીની** કલમથી લખાએલ

# શિલ્પ-વિજ્ઞાન

અનુવાદક • સૌ. અપર્ણાબેન ત્રિવેદી

જનસામાન્યને પણ સમજાય તેવી સાદી સરળ રીતે અને સંખ્યાબંધ દૃષ્ટાંતચિત્રો સાથે

કલાનાં રૂપ-રહસ્યની શાસ્ત્રીય સમજણ આપતી આ લેખમાળાના પહેલા વિભાગ' ચિત્ર-વિજ્ઞાન' પછી આ બીજો વિભાગ શરૂ થાય છે.

**ભા**સ્કર્ય અને તક્ષણક્રિયા (કોતરવા)થી થતું શિલ્પ એ ત્રણ માનનું (ત્રણ બાજુવાળું) ચિત્ર છેઃ દૈર્ધ્ય (લંબાઇ) પ્રસ્થ (પહોળાઇ) અને ઘનમાન (ઊંડાણ)–Length, breadth and depth;–three dimensions. પ્રકૃતિનાં જુદાંજુદાં દ્રવ્યો ને મૂર્તિઓ જેવી રીતે ત્રણ માન (three dimensions) વડે આકાશ અને જમીન રોકી ઊભાં રહે છે, તેનું અનુકરણ કરીને ભાસ્કર (શિલ્પકાર) અને મૂર્તિકાર એની વાસ્તવિક પ્રતિમૂર્તિ લાકડાં કે પત્થરમાંથી કોતરી કાઢે છે. એકાદ ચોરસ પત્થર, લાકડું, હાડકું કે એવી કોઈ કઠણ વસ્તુમાંથી છીણી-હથોડા વડે કે એવા જ કોઈ ઓજારથી નકામો ભાગ ધીમેધીમે કંડારતા જઇને શિલ્પી પોતાની ઇચ્છિત મૂર્તિ આપણી નજર આગળ ખડી કરે છે. આપણે ઝાડની કોઈ ગોળાકાર ડાળીમાંથી તેનાં પડખાં છોલી કાઢીને તેને ચોરસ રૂપ આપી



૨



૨-ક

ઉપર ચિત્રઃ ૨ આગલો પગ વાળીને અને શીંગડાં ગરદન પર ઢાળીને મોં ડાચું કરી રહેલા હરણનું આ શિલ્પ હજારો વર્ષ પરના આદિ માનવે હાડકાના ખંજરની મૂઠરૂપે કંડારેલું.



૧

ચતુષ્મુખ ઘન કે સ્તંભ બનાવીએ છીએ (જુઓ ચિત્ર નં. ૧) એ ભાસ્કર્ય-શિલ્પનું બહુ જ સહેલું ને સરળ ઉદાહરણ છે.

પણ છતાં ભાસ્કર્ય કરવું એ એટલું સહેલું અને સરળ નથી. એકાદ ખરબચડા કે ગોળ લાકડા યા પત્થરને છોલી કાઢીને તેમાંથી ચતુષ્મુખ વસ્તુ કોતરી કાઢવી એ તો બહુ જ અલ્પ પરિશ્રમવાળી અને સ્થળ નૈપુણ્ય બતાવની આદિ કાળની તક્ષણ-વિદ્યા છે. છેક પ્રાગૈતિહાસિક યુગમાં (ઇતિહાસપૂર્વ કાળમાં) પણ આદિ માનવીઓ પશુનાં હાડકાં કોતરીને તેમાંથી ઘણાં પશુઓની આકૃતિઓની સાધારણ પ્રતિમૂર્તિ બનાવી ગયા છે. લગભગ ૨૫,૦૦૦ વર્ષ પહેલાં આવી હાડકાંમાંથી કોતરી કાઢેલી પશુની એક મૂર્તિ સ્પેનના પીરીનીઝ પર્વતની ગુફામાંથી પુરાતાત્ત્વિકોએ શોધી કાઢી છે. (ચિત્ર નં. ૨) એ આદિ યુગના આદિ શિલ્પીને યોગ્ય વસ્તુના અભાવને કારણે પોતાની મરજી મુજબની મૂર્તિરચના કરવાનો યોગ મળ્યો નહોતો. એટલે પશુનું જે હાડકું કોઈક પ્રાણી અથવા માણસની મૂર્તિને લગભગ મળતું આવતું હોય એવું હાડકું લઇ, તેવી વિશિષ્ટ આકૃતિવાળા પશુ અથવા માણસની આકૃતિ (ચિત્ર નં.૩) તેઓ એ હાડકામાંથી કોતરી ગયા છે. શિલ્પકળાની એ આદિ અવસ્થામાં આજની પેઠે ક્રમાનુક્રમે (ચિત્ર નં. ૪, ૪ ક, ૪ ખ). ચતુષ્કોણ મુખ કોતરવાની યોગ્ય સાધના નહોતી. એ તો ધીરેધીરે શિલ્પકળાની ઉન્નતિ થતી ગઈ તેમતેમ વિધવિધ રૂપની અને જુદાજુદા અવયવોના અનુરૂપ વિવિધ પાસાં (many planes) વાળી મૂર્તિઓ કોતરાવા લાગી.

કોઇપણ ચોખંડા લાકડા પત્થરને ફક્ત ચાર પાસાં અથવા દિશા (plane) હોય છે. પણ એ ચોખંડમાંથી જ્યારે ગોળાકૃતિ કરવાની હોય છે ત્યારે તેને છોલવા માટે તેનાં થોડીથોડી જગ્યા રોકતાં અસંખ્ય નાનાંનાનાં પાસાં (face, plane, surface) નજરે પડી આવે છે (ચિત્ર નં. ૫). ખરી રીતે જોઇએ તો માણસ અને પશુના અવયવોના જુદાજુદા વળાંકો પણ એવાં અસંખ્ય પાસાં (plane)ના સમૂહથી જ બનેલા છે. તેમાં યે માણસનું મુખ ને તેનાં અંગપ્રત્યંગો તો પશુઓ કરતાં પણ ઘણાં વધારે અને અતિશય નાનાંનાનાં સૂક્ષ્મ એવાં પાસાં (plane, face) વડે બનેલાં છે. (ચિત્ર નં.૬, ૬-ક, ૭). આ બધાં તેનાં ક્ષુદ્ર-સૂક્ષ્મ પાસાં તીવ્ર પ્રકાશમાં સ્પષ્ટ નજરે પડતા નથી પણ આછેરા પ્રકાશનાં સૂક્ષ્મ રશ્મિઓમાં જોવામાં આવે તો



૩


૧૦


૧૧

પથ્થરના માત્ર ફલક(સપાટી)ઉપર જ કોતરણી કરીને કઢાવેલાં અર્ધશિલ્પ (=આરસ્ક્ય)ના ત્રણ પ્રકાર છે: ઓછાં ખોદાએલાં-લગભગ રેખારૂપ-કર્ષિત ચિત્રો; (ઇન્સાઇઝડ ડ્રૉઇંગ); છીછરાં ખોદાએલાં ફલકચિત્રો (બાઝ રીલીફ); અને અતિ ઊંડાણ લઇને કઢાવેલાં ભારસ્કર્ય(હાઈ રીલીફ). સામે આપેલાં ચિત્રોમાં નં.૧૦-સિંધુ નદીને કાંઠે પાંચ હજાર વર્ષ પર વિકસેલી સંસ્કૃતિના કાળનું માટીનું તકતીમાં કઢાવેલું વૃષભના કર્ષિત ચિત્રવાળું સીલ છે; નં ૧૧-ઍથેન્સના પાર્થેનન દેવળમાંથી મળેલું ઊંડા ખોદાણવાળું ગ્રીક ભારસ્કર્ય છે; નં. ૧૨ આસીરીઆના રાજમહેલના ખંડિયેરોની આલાબાસ્ટરની ભીંત પર ઘવાએલી સિંહણની વેદના વ્યક્ત કરતું ફલક ચિત્ર છે; નં.૧૩-ચીનની પ્રાચીન કબરોના પડખા પર આલેખાએલા કર્ષિતચિત્રોપૈકીનો નમૂનો.




૧૨

પણે ચારે બાજુથી જોઇને, સ્પર્શ કરીને, સત્ય વસ્તુની ગાઢ તેની અનુભૂતિ મેળવી શકીએ છીએ. શિલ્પના સાધન વડે, શિલ્પી કુદરત પ્રકૃતિના રૂપ જેવી જ પ્રતિમૂર્તિ બનાવી શકે છે. ચિત્રની માયા (illusion)ને મુકાબલે શિલ્પીની બનાવેલી પુતળીની માયા (illusion) વધારે વાસ્તવિક, (realistic) અથવા વધારે ચાક્ષુષ સત્ય રૂપ છે. (ચિત્ર નં ૯, ૯-ક, ખ–ગ).

કેટલીક વખત જોઈતા માપના સાધન (material)ના અભાવને લીધે પૂર્ણ અવયવની, round, એટલેકે ચારે તરફથી દર્શનીય એવી મૂર્તિ રચી નથી શકાતી. અથવા તો બીજા કોઈ પણ કારણસર, શિલ્પી; તે વસ્તુના ફક્ત ફલકનું જ—સપાટીનું જ અવલંબન લઇને તેમાં ચિત્રનિર્માણ કરે છે. (ચિત્ર નં. ૧૦, ૧૦ક). એને સ્વલ્પ ઉપાડેલાં ફલકચિત્ર (bas-relief અથવા low-relief) કહે છે. આવું ચિત્ર બહુમુખી નથી હોતું; ફક્ત સામેથી જ જોઈ શકાય છે. ઘણાં મંદિરોની દીવાલો ઉપર અથવા ગોખલામાં આવી જાતના ઓછા ખોદાએલાં ચિત્રો (reliefs) હોય છે. પ્રાચીન મીસર દેશની કબરો અથવા શબાધારની ઉપર આવી જાતનાં શ્રેષ્ઠ ભારસ્કર-ચિત્રોનું સુંદર નિદર્શન છે. ચીન દેશના અતિ પ્રાચીન શિલ્પમાં એના કરતાં યે અલ્પ ગંભીર ઓછાં ખોદાએલાં ચિત્રોના ઘણાં મનોહારી દૃષ્ટાન્તો છે. ત્યાંના હાન યુગના શબાધારનાં ભાગો ઉપર (કબરોનાં પડખાં ઉપર) એ પ્રકારનાં ઓછાં—ક્ષીણ રૂપે—કોતરાએલાં ઘણાં ચિત્રો જોવામાં આવ્યાં છે. (ચિત્ર નં. ૧૧) આ શ્રેણીના ખોદકામને ઉપાડેલું ફલકચિત્ર (relief) નહિ, પણ કર્ષિત રેખાચિત્ર (incised drawing) કહેવું જ યોગ્ય છે. યુરોપના આદિ યુગના પ્રિસ્તરિકલ્પમાં, હાથીદાંત ઉપર કોતરેલાં બાઝ-રીલીફ–bas-reliefનાં (ફલકચિત્રનાં) ઉત્કૃષ્ટ કલ્પનાવાળાં ઘણાં દૃષ્ટાન્તો છે.

આ ફલકચિત્રો (bas-relief) કરતાં વધુ ગંભીરરીતે (એટલેકે વધુ ઊંડાં) કોતરેલાં ચિત્રોને 'Alto-relievo અથવા high relief કહે છે. એવાં હાઈ રીલીફ high reliefમાં શિલ્પીને પોતાનું વક્તવ્ય વધારે સ્પષ્ટ આપવામાં કહેવાની તક મળે છે, કેમકે એવાં ઊંડાં ખોદાએલાં ફલક-ચિત્રોમાં દૂરત્વ અને નિકટવસ્તુનું જાતજાતનું વિવરણ ઝીણવટથી પ્રકટાવી શકાય છે. પ્રાચીન ઍથેન્સ નગરના વિખ્યાત પાર્થેનન મંદિરમાંથી લાવેલું શિલ્પ એવા ઊંડા ખોદાએલા ફલક-શિલ્પનું ઉત્તમ નિદર્શન છે. (ચિત્ર નં. ૧૨) પ્રાચીન ભારતના શિલ્પમાં તો આવાં ઓછાં ખોદાએલાં તથા ઊંડા ખોદાએલાં ફલક-ચિત્રો, કર્ષિત ચિત્રો તેમજ ચતુર્મુખ શિલ્પો (bas-relief)ના high-relief, incised drawing તથા sculpture in the roundના) જીવંત ઉત્તમ પ્રકારના અને શ્રૃંગાર નમૂના છે. (ચાલુ)


૯

# Our Friends Abroad

## પરદેશી મિત્રોના પત્રો

આ પત્ર મેળવનાર : હસમુખ મોદી, કૃષ્ણ કૉટેજ, જુહુરોડ. વીલેપારલે. મુંબાઇ ૨૪

પ્રિય મિત્ર, Roubaix (France) ૨૬ ઑક્ટોબર '૪૬

આજે આન્દ્રેને બદલે તેના પિતા તમારા પત્રનો જવાબ લખે છે! લીલ (Lille) પાસેની એક બોર્ડિંગ-શાળામાં આન્દ્રે ૧લી ઑક્ટોબરથી દાખલ થયો છે. ૬ઠ્ઠી ઑગસ્ટનો તમારો પત્ર એ ત્યાં ગયો તે પહેલાં થોડા જ દિવસે આવ્યો. નવી શાળાએ જવાની તૈયારીઓમાં તે રોકાએલો હોવાથી તમને તે પ્રત્યુત્તર ન આપી શક્યો. મને લાગે છે કે તેને ઘણું કામ હોવાથી આવતાં થોડાં અઠવાડિયાં તે પત્રવ્યવહાર કરી નહિ શકે. નવી શાળાના રીતરીવાજો ને કામથી તે ટેવાઈ જશે એટલે ઘણા આનંદથી તમારી સાથે પત્રવ્યવહાર ફરી શરૂ કરશે. તેના કહેવાથી તેને બદલે હું લખું છું. હું ઘણી મુશ્કેલીથી આ પત્ર લખું છું કારણકે મારી ડિક્શનરી આન્દ્રે પોતાની સાથે લઈ ગયો છે.

વીસ વર્ષ પહેલાં હું થોડુંઘણું અંગ્રેજી શીખ્યો હતો, પણ પરદેશી ભાષા હમેશ ન વાપરીએ તો જલદી ભૂલી જવાય છે. યુદ્ધકાળમાં હું અંગ્રેજી ફરી શીખ્યો. અહીંની નાગરિક સંરક્ષણ-સમિતિનો હું મંત્રી હતો અને તેથી મારે અઠવાડિયાંઓ સુધી ટાઉન હૉલમાં બેસી રહેવું પડતું. ત્યાં નવરાશનો સમય મેં અંગ્રેજી શીખવામાં ગાળ્યો. મને આશા હતી કે આ જ્ઞાન મને 'મુક્તિદિન' (liberation day) પ્રસંગે ઉપયોગમાં આવશે. પણ તેમ ન થયું. ફક્ત મિત્રરાજ્યોના સૈનિકો સાથે થોડીઘણી વાતચિત હું કરી શક્યો.

તમારા પત્રે અમને ખરેખરો આનંદ આપ્યો. પહેલું તો તમારા સુંદર અક્ષરોથી, કે જેની અમને જરા યે ટેવ નથી. અને બીજું, તે અમારી જિજ્ઞાસાવૃત્તિનો રસ જાગૃત કરે છે તેથી. ખરેખર, તમને ફ્રેંચ નથી આવડતું તે દુ:ખની વાત છે. પણ મને આનંદ થાય છે કે તમે તે શીખવાના છો! અંગ્રેજી કરતાં ફ્રેન્ચ તમને મુશ્કેલ જરૂર લાગશે. પણ એ કેટલું સુંદર છે! અને લૅટિન!! હું ધારું છું કે હિંદમાં તો ઘણી બધી ભાષાઓ છે. તમે હમેશાં અંગ્રેજીમાં વાતો નથી કરતા?

હિંદના તમારા વર્ણન માટે આભાર. અમને તેમાં ઘણો રસ પડ્યો. તમારા રીતરિવાજો, જીવન, પોષાક, ખોરાક, હવામાન આદિ જાણવા અમે ઈંતેજાર છીએ. ટૂંકામાં, આપણા બંને દેશોમાં જેજે અસમાન હોય તે વિષે લખશો. આજે ફ્રેન્ચ લોકો વિષે તમને થોડું કહીશ. આજની ઘડીએ તેઓ ઘણા દુ:ખી છે. ઇંગ્લંડ ને બીજા અનેક દેશો માફક ફ્રાન્સ પણ યુદ્ધોત્તર કાળની મુશ્કેલ પરિસ્થિતિમાંથી પસાર થઇ રહ્યું છે. યુદ્ધમાં હાર મળવાથી તેમનો જુસ્સો ભાંગી પડ્યો. દુશ્મનોનો સામનો કરવા છતાં યે તે બીજા વર્ગના દેશ તરીકે ગણાયું. ઉત્પાદન લડાઈ પહેલાંના જેટલું હવે થતું જાય છે તોપણ માલ મળતો નથી. અશક્ત ને અસ્થિર સરકાર, લોકોના સામાજિક ઝઘડા, આ બધાં સર્વસામાન્ય ચિંતાનાં કારણો છે.

ખરું કહીએ તો ફ્રેન્ચ લોકો આજે પૂર્વવત્ જીવન માણતા નથી. નૈતિક શિથિલતા એમના અત્યારના જીવનની દરેક પ્રવૃત્તિને કોરી રહી છે. ફ્રેન્ચ લોકોનું જીવન દરેક પ્રાંતમાં અત્યારે જુદું જુદું છે. અમારા ઉત્તર પ્રદેશમાંનું જીવન (કામ કરવાની શક્તિ, નમ્રતા, વિચારો અને કરકસરમાં) બેલ્જિયમ, અંગ્રેજી અને જર્મન જીવનને મળતું આવે છે. આ ગુણોની અસર રોજિંદા જીવનમાં પણ પડે છે. દા. ત. ગૃહિણીઓ તદ્દન ચોખ્ખાં ઘર પસંદ કરે છે; ખેડૂતો જમીનનો નાનામાં નાનો ટુકડો પણ ખેડે છે. મધ્ય ફ્રાન્સના લોકો જરા હળવી પ્રકૃતિના છે. તેઓ સરળતાથી સત્યને વેગળું મૂકી દે ખરા. આ માટે અમે યુદ્ધને જવાબદાર ગણીએ છીએ. મધ્ય ફ્રાન્સના આવા લોકોની મુંબાઇવાસીઓ પર શી અસર થશે! તમે માનો છો તેમ ફ્રેન્ચ લોકો આનંદી, હસમુખા અને ખુલ્લા દિલના તથા સ્વતંત્ર છે, તે તો તેમનો ઇતિહાસ જ બતાવે છે. અતિથિ-સન્માન તેમને પ્રિય છે. આથી જ ફ્રાન્સનાં નગરો તેમજ તેની વસાહતોમાં પરદેશની અનેક સરકારોના બંડખોર લોકોને, તેમના પણ રાજકીય, સામાજિક અને ધાર્મિક વિચારોની ગણના કર્યાં સિવાય આશ્રય મળે છે. પણ અંગ્રેજોથી જુદો પાડતો તેમનો મુખ્ય ગુણ તો તેમનો નવીનતાનો પ્રેમ છે. જીવનની બધીજ પ્રવૃત્તિઓમાં ફ્રેન્ચોને નવું જ કરવું ગમે છે. આથી ઈંગ્લંડની માફક અમારે ત્યાં પ્રણાલિકા-પૂજા નથી.

ખરું કહીએ તો આજે ફ્રેન્ચ લોકો રંગીલા રહ્યા નથી. ભૌતિક જીવનની અસંખ્ય ચિંતાઓનો તેઓ પર આજે બોજો છે અને તેમના દેશનાં ભાવિની ચિંતા તેમાં વધારો કરે છે.

આન્દ્રેને ટિકીટો ભેગી કરવામાં ખાસ રસ નથી, એટલે તે માટે માફી ચાહું છું. અહીંની ખાસ પ્રસંગની ટિકિટો બધી ખપી ગઈ છે ને તેની પાસે કંઈ જ નથી; પણ શાળાનાં મિત્રો પાસેથી મેળવવાનું તેણે મને કહ્યું છે. અને તેમાં જો તે સફળ થશે તો ખુશીથી મોકલશે. હમણાં મોકલું છું તે તો સામાન્ય ટીકીટો જ છે. કેટલીક તો તમારી પાસે હશે જ; કેટલીક જૂની—૧૯૧૪, પહેલાંની છે; કેટલીક માર્શલ પેતાંની આ યુદ્ધની ટિકીટો છે. બોર્ડિંગશાળામાં જતાં પહેલાં આન્દ્રેએ પોતાના મિત્ર પાસેથી તે મેળવેલી.

ટપાલીઓની હડતાળનું તમારું વર્ણન અમે રસપૂર્વક વાંચ્યું, કારણકે ગયા ઑગસ્ટમાં ફ્રાન્સમાં પણ આવીજ હડતાળ દસ દિવસ ચાલી હતી. તમારો કાગળ જુલાઈમાં રવાના થયો હોત તો પોસ્ટ ઑફિસમાં જ પડ્યો રહેતને?

મારી ભૂલો અને ખરાબ વાક્યરચના માટે તમારી માફી ચાહું છું. પણ તમને જવાબ લખતાં તો એ નહિ અટકાવેને?!

મુંબઇમાં હમણાં ઋતુ કેવીક છે? અહીં તો હમણાં ત્રણ દિવસ સખ્ત ઠંડી પડી (–૫ ડિગ્રી). અને હવે વરસાદ શરૂ થયો છે. આવતા માર્ચ કે એપ્રિલ સુધીમાં અમને ભાગ્યે જ સૂર્યદર્શન થશે.

થોડા મહિના પહેલાં મેં એક કૅમેરા ખરીદ્યો, (લડાઈમાં મેં બે ગુમાવેલા). પણ મને ફિલ્મ મળતી નથી. ફિલ્મ મળશે કે તરત જ આન્દ્રે તમને ફોટો મોકલશે.

પત્ર બંધ કરતાં પહેલાં તમને અને તમારા કુટુંબીઓને મારાં અભિનંદન

આઈ. લેમ્પેરીઓર I Lempereor

### ઑસ્ટ્રેલિયાનાં પત્રમિત્રો

[મુંબાઈની મૉડર્ન સ્કૂલના પ્રિન્સિપલ અને અમારા મિત્ર શ્રી રમણ વકીલે નીચેનાં ઑસ્ટ્રેલિયન વિદ્યાર્થીઓનાં સરનામાં અમને મોકલ્યાં છે. પોતાની ઉમરનાં વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થિનીઓ સાથે પત્રમૈત્રી બાંધવા એ બધાં આતુર છે. પત્ર લખનારે પ્રિન્સિપલ, ધ મૉડર્ન સ્કૂલ, સિક્કાનગર, મુંબઈ-૪, નો તથા 'કુમાર' માસિકનો ઉલ્લેખ કરવો. પાકીટ ઉપર સાડાત્રણ આનાની ટિકિટ ચોડવી.]

(૧) John Alan Miller, N.S.W. Australia ઉમર વર્ષ ૧૭; (૨) Miss Margaret Tipper, 2, Belmore Road, Lorn,

West Maitland N.S.W. Australia, ઉંમર વર્ષ ૧૪, માત્ર પોતાની ઉંમરની છોકરીઓની પત્રમૈત્રી ચાહે છે; (૩) Robbin Barnet, Gladstone, Macleay River, N.S.W. Australia, ઉંમર વર્ષ ૧૦; (૪) Miss Marie Jordan, Robilliard Street, Westmead, N.S.W. Australia, વર્ષ ૧૪; (૫) Miss Joy Porter, 55, Myrtle Street, Bendigo, Victoria, Australia, વર્ષ ૧૬; (૬) Miss Margaret Waddell, Ellisland, Maitland Road, Singleton, N. S. W. Australia, વર્ષ ૧૬; (૭) Miss Joan Killen, Ogilvi Street, Denman, N.S.W. Australia, વર્ષ ૧૪; (૮) Miss Gladis Ashley, Chrinolin Street, Denman, N.S.W. Australia, વર્ષ ૧૪, માત્ર છોકરીઓની પત્રમૈત્રી ચાહે છે; (૯) Miss Dorothy Harrison, 8 Leonard Street, Hay. N.S.W. Australia, વર્ષ ૧૬; (૧૦) Miss Pamela Lobb, 17-A Sydney Street, Concord, N.S.W. Australia, વર્ષ ૧૬, કેનેડા, ઇંગ્લંડ ને આર્જેન્ટીનામાં પત્રમિત્રો છે; હિંદુસ્તાન વિષે સામાન્ય માહિતી આપી શકે એવાં પત્રમિત્રો ચાહે છે; (૧૧) Miss Iren Schulstad, 57 Watson Street, Bondi, Sydney. N.S.W. Australia, વર્ષ ૧૬; (૧૨) Miss Joyce Deane, 39 Brady Street, Croydon, Sydney, N.S.W. Australia, વર્ષ ૧૪, પોતાની ઉંમરની છોકરીની પત્રમૈત્રી ચાહે છે; (૧૩) Malcolm Irving, 3 Taloombi Street, Cronulla, N.S.W. Australia, વર્ષ ૧૬; (૧૪) Ray Koval, 231 Bronte Road, Waverley, N.S.W. Australia વર્ષ ૧૫, (૧૫) Miss Betty Murphy, Cottage Hospithl, Balfour Street, Culcairn, N.S.W. Australia વર્ષ ૧૫; (૧૬) Paul Terry, 27 Grose Lane, Comperdown, Sydney, N.S.W. Australia વર્ષ ૧૪; (૧૭) John Dowe, 2 Denman Ave., Punchbowl, Sydney N.S.W. Australia વર્ષ ૧૫; (૧૮) Miss Romena Duxbury, 8 Donald Street, Homeville, Via West Maitland, N.S.W. Australia વર્ષ ૧૫; (૧૯) Miss Noreen Pearce, 30, Grove avenue, Beverley Hills, N.S.W. Australia, વર્ષ ૧૪; (૨૦) Miss Mary Ganning, Rural Bank, Mudgee, N. S. W. Australia, વર્ષ ૧૪; (૨૧) Miss May Manners, Elizabeth House, Main Rd. Austinmer, N.S.W, Australia, વર્ષ ૧૬; (૨૨) Miss Margaret Hannon, 30 Radio Avenue, Balgowlah, Sydney, N.S.W. Australia, વર્ષ ૧૪; (૨૩) Miss Valerie Gribble, 34 Railway Avenue, Austinmer, Sth. Coast, N.S.W. Australia, વર્ષ ૧૪; (૨૪) Malcolm Lackie, Viticultural Nursery, Narara, N.S.W. Australia, વર્ષ ૧૩; (૨૫) Miss Lotte Raubitschek, 1 Rosyl Rd. Rushcutters Bay, N.S.W. Australia વર્ષ ૧૪; (૨૬) Miss Shirley Yonge, 138 Rankin Street, Forbes, N.S.W. Australia વર્ષ ૧૭, માત્ર છોકરીઓ સાથે પત્રમૈત્રી ચાહે છે; (૨૭) Miss Jean Wallace 2, Mt-Eden Flats, 73 Gardyne Street, Bronte, Sydney, Australia, વર્ષ ૧૫; (૨૮) Miss Margaret Weess, 153. Mann St. Armidale, N.S.W. Australia વર્ષ ૧૬; (૨૯) Miss Leonie Segol, Ladies' College, 110 Brown Street, Armidale N.S.W. Australia વર્ષ ૧૬; (૩૦) Miss Joan Faulknen, Charles Street, N. Manilla, Manilla, N. S. W. Australia વર્ષ ૧૫; (૩૧) Miss Dorothy Revie, 25 Rangers Road, Cremorne, N.S.W. Australia વર્ષ ૧૭; (૩૨) Miss Joan Dillon, Abajo, South Woy Woy, N.S.W. Australia વર્ષ ૧૬; (૩૩) Miss Noreen Cornell, 127 Ebley Street, Bondi Junction, Sydney, Australia વર્ષ ૧૪.

## નવાં હિંદી પત્રમિત્રો

(૧) નિર્મળા પૈલાણી, C/o અમેચંદ જગજીવન, જગમલ બ્લૉક, બિલાસપુર (બી.એન.આર.); (૨-૩) કુસુમબેન ન. અમીન તથા અનુભાઈ ન. અમીન, લક્ષ્મી બિલ્ડિંગ, સુપ્રીમ સીનેમા પાછળ, વડોદરા; (૪) એન. પી. રાઓલ, C/o રા.રા. પી. એચ. રાઓલ, કમિશ્નર ઑવ પોલીસ, પોરબંદર; (૫) રીખવચંદ પોપટલાલ શાહ, મુ. રાણુજ, સ્ટે. મણુંદરોડ, ઉ. ગુજરાત; (૬) નવીન છ. ત્રિવેદી, રાગણામ સોપ ફૅક્ટરી, રામતલાવ રોડ, કરાંચી; (૭) વનુ ગાંધી, નૂતન કુમાર નિકેતન, ઓખાઈ બજાર, માંડવી (કચ્છ); (૮) ચીનુભાઈ ગી. શાહ, સરસ્વતી છાત્રાલય, હરગોવિંદ ભુવન, સરખેજ રોડ, એલિસ બ્રિજ, અમદાવાદ; (૯) સૂર્યબાળા ગોસ્વામી, C/o બી. ગી. ગોસ્વામી, ભીમનાથ, શાહીબાગ, અમદાવાદ—માત્ર સ્ત્રી પત્રમિત્રો જ ચાહે છે; (૧૦) ચન્દ્રકાન્ત મધુસૂદન ઠક્કર, મણિલાલ મરચાંવાલા બિલ્ડિંગ, ખાર ગેઇટ, ભાવનગર; (૧૧) દિલીપરાય કાન્તિલાલ વ્યાસ, દીવાનપરા રોડ, ભાવનગર; (૧૨) નટવરલાલ મહીપતરામ જાની, તખ્તેશ્વર પ્લૉટ, ભાવનગર; (૧૩) ઇન્દુલાલ ઓચ્છવલાલ મહેતા, C/o મોહનલાલ ઝવેરદાસ, કાપડના વહેપારી, કાલોલ (પંચમહાલ); (૧૪) અબ્દુર્રહેમાન એમ. વહોરા, બહારપુરા, ખેડા; (૧૫) અનિલ, કૉન્ટ્રાક્ટર્સ બિલ્ડિંગ, રૂમ નં. ૫, સેકન્ડ ફ્લોર, નાનપુરા કોર્ટ સામે, સુરત; (૧૬) યશવંત ર. શાહ, કાળા મહેતાની ડેલી, બુજવાળે નાકે, માંડવી-કચ્છ; (૧૭) ઝવેરલાલ વીરચંદ ફોફળિયા, કેશુ વકીલની બાજુમાં, માંડવી-કચ્છ; (૧૮) સત્યપાલ મોતીલાલ સંઘવી, મોટી પક્ષના સ્થાનક પાસે, બારીવાળે નાકે, માંડવી-કચ્છ; (૧૯) હરિલાલ ચત્રભુજ વાયડા, નૂતન પ્રાથમિક શાળા, બારીવાળા નાકા બહાર, માંડવી-કચ્છ; (૨૦) યશવંતસિંહ કલ્યાણજી ટોપરાણી, કલ્યાણજી ચાંપશી, બંદર પાસે, માંડવી-કચ્છ; (૨૧) કાન્તિકુમાર કરસનદાસ દોશી, ધો. પ. અ; છ. ટી. હાઇસ્કુલ, માંડવી-કચ્છ; (૨૨) મનુભાઈ ત્રીકમલાલ મહેતા, મોટા સુતારવાડાની પોળ, ખાડિયા, અમદાવાદ. (૨૩) દેવેન્દ્રપ્રસાદ છ. ત્રિવેદી, પો. પ્રતાપનગર, સ્ટે. મકાબાડ, છ. બી. એસ. રેલવે; (૨૪) બાલુ સ્વ. શાહ, ધાટની ચાલ, રૂમ નં. ૪૪, ગુલાલવાડી, મુંબાઇ-૪; (૨૫) પંકજ કોઠારી, ચુનીલાલ મહેતા જૈન વિદ્યાલય, ૧૯ ગવંબાન રોડ, કોટ, મુંબાઇ-૧; (૨૬) મનુભાઇ વસનજી દોશી, સરનામું ઉપર મુજબ; (૨૭) જયસુખ વી. મહેતા સરનામું ઉપર મુજબ જ; (૨૮) શાન્તિ કાલુકિયા, બી. એન. કોળી નિવાસ, બ્લૉક ૧૬, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબાઇ-૧૯; (૨૯) સુરેશ સી. ઝવેરી, ૧૯ મરીન ડ્રાઇવ, મુંબાઇ-૧; (૩૦) જયંતીલાલ પુ. સોની, વોરાના મદ્રેસા પાસે, માંડવી-કચ્છ; (૩૧) મણિલાલ વેલજી કોઠારી, નવાપુરા, માંડવી-કચ્છ; (૩૨) મીનોચર હોરમસજી કેલાવાળા, શેથફીલ્ડ સ્ટ્રીટ, કોટ, ભરૂચ; (૩૩) ચંદ્રકુમાર કે. મોદી, સ્કુલ પાસે, વઢવાણ કૅમ્પ; (૩૪) મનુ C/o ભીખુભાઈ ર. ગોહિલ, ટાવર પાસે, વઢવાણ કૅમ્પ; (૩૫) મનુભાઇ, કે. ટી. મોદી વકીલ, વઢવાણ કૅમ્પ; (૩૬) હસમુખલાલ નાનાલાલ શાહ, શ્રી સચ્ચિદાનંદ વિહાર, રૂદાના વાડા, રાજમહેલ રોડ, વડોદરા; (૩૭) રાયજી શાહ, ચુનીલાલ જયરાજ શાહ, પોસ્ટ ઑફિસ, વઢવાણ કૅમ્પ; (૩૮) કે. આર. મહેતા, એન. ટી. એમ. હાઈસ્કૂલ, ધો. ૪બ, વઢવાણ કૅમ્પ.

(૩૯) કિશોરકુમાર ઉદાણી, રૂમ ૪, એલ. આર. જૈન બોર્ડિંગ, આઈસફેક્ટરી પાસે, અમદાવાદ-૬; (૪૦) શ્રી તેજ, સરનામું ઉપર મુજબ જ; (૪૧) અમૃત એલ. વોરા, જૈન બોર્ડિંગ, માટુંગા, જી. આઇ. પી.; મુંબાઈ-૧૯; (૪૨) શ્યામકુમાર વી. ગાલા, સરનામું ઉપર મુજબ જ; (૪૩) ચન્દ્રકમલ, એસ.એન.શાહ, રૂમ ૭, દેશળ બન્દર, ભાઈજીવાળા બિલ્ડિંગ, કરાંચી-૧; (૪૪) નરોત્તમ તન્ના, પી. મનજી હૉસ્ટેલ, જામ-ખંભાળિયા, કાઠિયાવાડ; (૪૫) જયસુખ જાની, ધીરજલાલ નથુરામ, ભાટની આંબલી, આણંદા બાવાનો ચકલો, નગનગર; (૪૬) કૃષ્ણકુમાર કનૈયાલાલ પંડિત, ગોરાવાડી, પાલીતાણા; (૪૭) બાબુ કાનજીભાઇ પટેલ, C/o સ્ટેટ એન્જીનીઅર, પાલીતાણા; (૪૮) શશીકાન્ત બી. રસણિયા, ૩૪૧ ચાંલ્લાઓળ, માણેકચોક, અમદાવાદ; (૪૯) એમ. એ. શાહ, C/o અમીચંદ સી. શાહ, વકીલ, વઢવાણ કૅમ્પ; (૫૦) એમ. એમ. શાહ, C/o એમ. ઓ. શાહ, કનક વિલાસ, જેલ રોડ, વઢવાણ કૅમ્પ; (૫૧) જયસુખ જગમોહનદાસ શાહ, બી.એસસી., શેઠ ખડકી, જંબુસર, ભરૂચ; (૫૨) કનૈયાલાલ જેઠાલાલ શાહ, (ડિપ. મૅનેટ.) ૧૭૫૫ નવા તળિયાની પોળ, લુણસાવાડા, દરિયાપુર, અમદાવાદ.

## જીતની યાદ

શેરશાહે હુમાયૂં પર જીત મેળવી હતી. એની ખુશાલીનો દરબાર હતો.

કવિઓએ કલ્પનારંગી કવિતાઓ કરી. સંગીતકારે દિલ ઝણઝણાવે એવું ગાયું અને બજાવ્યું. અપ્સરાસમ નર્તિકાઓએ મુગ્ધ કરી નાખે એવાં નૃત્યો કર્યાં. લોકો વાહવાહ કરી ઊઠયા.

કવિતા સુંદરતમ હતી. સંગીત આસમાની હતું. નૃત્ય ઈંદ્રદરબાર જેવું હતું. લોકો ખુશખુશાલ હતા.

કવિતા પૂરી થઈ. સંગીત પૂરું થયું. નૃત્ય પણ પૂરું થયું.

ન્યાયની શરૂઆત થઇ. ખુશાલીના દરબારમાં ન્યાયની પકડ ઢીલી મુકાઇ. ઘણાને છોડી મૂકવામાં આવ્યા. થોડાને નાગની સજા થઈ. દરબારમાં એક વધુ ખુશાલી વ્યાપી ગઈ.

વફાદારોની કદર થઇ. ઈનામો વહેંચાયાં. પઠાણોને, મુઘલોને અને હિંદુઓને પણ.

લડાઇમાં મરેલાઓને માટે દુવા પોકારાઈ. દરબાર એક ક્ષણ શાંત રહ્યો.

કવિઓએ ગએલાઓને બિરદાવ્યા. મુલ્લાંએ બંદગી કરી. પંડિતજી થોડા મંત્રો ભણ્યા. સંગીતકારે યમનને બિહાગની ઢબમાં ગાયો. સભાએ મૂઢ થઇ જોયા જ કર્યું.

રાજા પ્રજાને આપી રહ્યો. હવે પ્રજાનો વારો આવ્યો.

નબળા ખંડણિયાઓએ કુર્નિશ બજાવી વફાદારીના સોગંદ લીધા ને નજરાણાં ધર્યાં. સૈન્યે સલામી આપી. નગરશેઠે સમસ્ત પ્રજા તરફથી આવકાર આપી નજરાણું ધર્યું. બીજા પણ ઘણાંએ ભેટો ધરી.

સેનાપતિ ઊભો થયો. મોં એનું મલકતું હતું. આંખોમાં આશા હતી. ગર્વથી ઊંચી થએલી ગરદન નમાવી એણે ભેટ ધરવા આજ્ઞા માગી.

આજ્ઞા મળી. દરબાર સ્તબ્ધ થઇ જિજ્ઞાસાથી જોઈ રહ્યો.

નજરાણું હાજર થયું. શું હતું એ?

સોનારૂપાના દાગીના? હીરામાણેક? કોઇ નવી અદ્‌ભુત વસ્તુ?

... ના—એક સ્વરૂપવાન યુવતી. નિરાશ વદન અને વેરવિખેર વસ્ત્રોવાળી. છતાં એનું સ્વરૂપ ઢાંક્યું નહોતું રહેતું. એ હતી હુમાયૂંની એક બેગમ.

શેરશાહ ઊભો થયો. એની આંખો લાલ હતી. મોં નમ્ર હતું અને ઉપર શરમ છવાએલી હતી.

એણે યુવતીને સંબોધી: 'બેન!'

'મને શરમ આવે છે કે મારા સેનાપતિએ આવું કૃત્ય કર્યું. આજના દરબારની યાદગીરી શું આવા કૃત્યથી રહેશે? વજીરજી, આજની યાદમાં એક મકબરો ચણાવો—મારે માટે, કે જેથી મને સદા યાદ રહે કે મારે એકદા જવું છે–ખુદાને જવાબ આપવા. જેથી દરેક કામ કરતાં હું વિચાર કરું. બેનને જ્યાં જવું હોય ત્યાં પહોંચાડી દેો.'

દરબાર હજુ પણ સ્તબ્ધ હતો. **'સજ્જન'**

## કસોટી

બુદ્ધિને કસતા થોડા પ્રશ્નો આ નીચે આપ્યા છે. તમે ઉકેલી ન શકો તો જવાબો આ નીચે અવળા છાપ્યા છે.

(૧) ત્રણ બહેનો તુવેર ફોલવા બેઠી; અને સાથે ફોલવાથી કંટાળો આવતાં ઢગલાના ચાર સરખા ભાગ પાડી નાખ્યા. કમુ પોતાનો ઢગલો પંદર મિનિટમાં ફોલી રહી; રૂખીએ તેનાથી અરધા જ વખતમાં પોતાનો ઢગલો પૂરો કર્યો, જ્યારે મંગુએ તો, કમુ ને રૂખી બંને મળીને ફોલે તેટલા વખતમાં પોતાનો ઢગલો ફોલી કાઢ્યો. પછી ચોથો ઢગલો ત્રણે સાથે ફોલવા બેઠી. તો એ ફોલતાં તેમને કેટલો વખત લાગ્યો હશે?

(૨) આપણી કવિતાની એક જાણીતી કડી આ ચક્રમાં ગોઠવાએલી છે. શોધી શકશો?



(૩) નીચેનાં પુસ્તકોમાંથી બે સિવાયનાં બીજાં બધાં શ્રી કનૈયાલાલ મુનશીનાં લખેલાં છે. એ બે કયાં? ગુજરાતનો નાથ, સ્વપ્નદ્રષ્ટા, પાટણની પ્રભુતા, મારી કમળા, ગુજરાતનો જય, ભગવાન કૌટિલ્ય, કોનો વાંક?, ચૌલાદેવી, રાજાધિરાજ.

(૪) નીચેના આંકડા અમુક પ્રગતિક્રમથી ગોઠવ્યા છે. એ ક્રમ શોધીને તમે ખાલી સ્થાનના આંકડાઓ મૂકી શકશો? ૧,૨,૪,૭ —,—,—,૨૯.

(૫) આ નીચે અમુક ભૌગોલિક નામ તથા પૃથ્વીપરનાં તેનાં સ્થાન સેળભેળ કરીને મૂકયાં છે. કયું કયાં આવ્યું તે કહી શકશો?

| | |
|---|---|
| ક–કાસ્પીઅન સમુદ્ર . . . . . . . . | ચીનની ઉત્તરે |
| ખ–જમાઈકા . . . . . . . | દક્ષિણ યુનાઈટેડ સ્ટેટ્સમાં |
| ગ–બ્લાડીવૉસ્ટોક . . . . . . | હંગેરીની રાજધાની |
| ઘ–ગોબીનું રણ . . . . . . | રશિયા ને ઈરાનની વચ્ચે |
| ઙ–બ્યૂડાપેસ્ટ . . . . . | મેક્સિકોના અખાતના મુખ પાસે |
| ચ–ટેક્સાસ . . . . . . . | રશિયાના પૂર્વકિનારે |

ઉત્તરો: (૧) કમુ ૧ મિનિટમાં પોતના ઢગલાનો [illegible] ભાગ ફોલી શકેલી, રૂખી [illegible] ભાગ ફોલી શકી અને મંગુ [illegible] ભાગ. આથી ચોથા ઢગલા પર ત્રણે સાથે મળતાં એક મિનિટમાં [illegible] ભાગ ફોલી શકે. એટલે આખો ઢગલો [illegible] મિનિટમાં પૂરો કરે. (૨) હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને. 'હ' થી શરૂ કરીને એક એક અક્ષર છોડતા જઇ વાંચવાથી ઉકેલી શકાશે. (૩) ગુજરાતનો જય, ચૌલાદેવી. (૪) ૧૧,૧૬,૨૨. અંકાનુક્રમે અંકો જ એક પછી એક ઉમેરેલા છે. (૫) 'ક'નું સ્થાન 'ઘ'માં બતાવ્યા મુજબ; 'ખ'નું 'ઙ' મુજબ; 'ગ'નું 'ચ' પ્રમાણે; ઘ–ક; ઙ–ગ; ચ–ખ

# ડેન્માર્કનો મુસાફર (અનુસંધાન પાછળ પૃ. ૯થી)

ડૉક્ટર: મારે અહીં રહેવું છે.

હાવેન: હું નક્કી કરું તેમ થાય.

ડૉક્ટર: હું દિલગીર છું.

હાવેન: એટલે ?

ડૉક્ટર: તબિયત સારી નથી.

કારર્ડન: કેમ, કંઇ થયું ?

સ્વીડ: તો અમે બેત્રણ દિવસ રોકાઈશું; એમાં શું ?

ડચ: હા જરૂર. કંઇ એકલો મુકાય ?

હાવેન: દિલગીર છું, કૅમર! પણ તને એકલો મૂકીને અમે નહિ જઇએ, હોં. સારું થયા પછી જ જઇશું. બ્હીશ ના.

ડૉક્ટર: ના, ના. તમારે તમારું કામ પડતું ન મૂકવું જોઇએ. મને એકાદ અઠવાડિયામાં ઠીક થઈ જશે.

હાવેન: પણ તને થયું છે શું એ તો કહે.

ડૉક્ટર: મને ખબર નથી.

હાવેન: એટલે ?

કારર્ડન: તું પણ યાર કંઈ ગૂઢ આદમી છે !

ડચ: કાલ રાત સુધી તો ઘોડા જેવો હતો !

સ્વીડ: અને અત્યારે પણ ખાસ્સો ઘોડો જ લાગે છે.

કારર્ડન: કૅમર ! કહે તો ખરો યાર.

ડૉક્ટર: ખાસ કંઈ જ નથી. મને ન પૂછશો એટલું ઇચ્છું છું.

હાવેન: (સત્તાથી) કૅમર ! બહુ થયું હવે. ચાલ, સીધી વાત કર. થયું છે શું ? હું તારા ઉપરી તરીકે હવે પૂછું છું.

[કૅમર ઊભો થઈ જાય છે અને છટાથી ઉપરી હાવેનને સલામ કરે છે]

ડૉક્ટર: સાહેબ ! હું આવી શકું તેમ નથી.

હાવેન: (સત્તાથી) કેમ ?

[કૅમર માથું નીચું નાખીને ઊભો રહે છે.]

હાવેન: (સત્તાથી) મારો હુકમ છે, બોલ.

ડૉક્ટર: હું આપને એકલાને જણાવીશ.

હાવેન: ગૃહસ્થો તમે બધા બેસો. કૅમર ! ચાલ બહાર.

[હાવેન અને કૅમર બહાર જાય છે.]

સ્વીડ: ખરો ભાઈ ! આ પણ કમાલ છે !

ડચ: ખસી તો નહિ ગયું હોય ?

કારર્ડન: ભાઇઓ ! મને લાગે છે કે રાતમાં કંઈક બન્યું છે.

સ્વીડ: લ્યો ! એમાં તે કયો નવો પ્રકાશ નાખ્યો ?

ડચ: રાતમાં શું બને ? સ્વપ્નાં આવે, બીજું શું ?

કારર્ડન: પણ સ્વપ્નાંમાં ખાનગી રાખવાનું શું હોય ! મને કંઇ તે બેસતું નથી.

સ્વીડ: અરે છોડ ખ્યાલ. ગમે તે હોય.

[હાવેન અને કૅમર દાખલ થાય છે. બંને ગંભીર દેખાય છે.]

હાવેન: ગૃહસ્થો ! ડૉક્ટર કૅમર આપણી સાથે આવી શકે તેમ નથી. મને તેની પૂરી ખાત્રી થઈ છે. આપણે સૌએ પોતપોતાના કાર્યક્રમ પ્રમાણે આજે મુસાફરી આરંભવી. બસ ગૃહસ્થો, આપ મોતિ-ગોઠવાના કામે લાગી શકો છો.

પડદો

### દૃશ્ય ચોથું

સ્થળ: વહાણની કૅબિન.

સમય: બે વર્ષ પછી.

પાત્રો: હાવેન તથા કારર્ડન.

[કારર્ડન મજૂરો પાસે સામાન ગોઠવાવતો ને પૈસા ચૂકવતો ઊભો છે. વહાણનો ઘંટ વાગે છે. એટલામાં એક સ્ટ્રેચરમાં બીમાર હાવેનને કૅબિનમાં લાવવામાં આવે છે. હાવેન પથારીમાં ગોઠવાય છે. ઘંટ ફરી વાગે છે. વહાણ ઊપડે છે.]

*

હાવેન: કારર્ડન ! વહાણ ઊપડ્યું ? ઊપડ્યું લાગે છે. જરાક પૉર્ટ હોલ ખોલીશ ? થૅન્ક યૂ, થૅન્ક યૂ હા . . . , શ કારર્ડન ! આખરે મિસર છોડ્યું આપણે ! પણ ભારે હૈયે, કપાતે હૃદયે ! હસમુખો, આનંદી, બોલકણો બીચારો કૅમર ! ને પેલા સ્વીડ ને ડચ પ્રોફેસરો ! કાળિયા આઝાર, તને કોઈ બીજું ન મળ્યું કે તેં એ બાપડાઓને માર્યા ! બીચારો કૅમર ! કારર્ડન ! આ તે સમુદ્રનાં મોજાં વહાણને અથડાય છે કે કૅમરના મુક્ત હાસ્યનાં મોજાં ! કારર્ડન, ભાઇ, આ પૉર્ટ હોલ બંધ કર. મારાથી પવન નથી ખમાતો.

[આંખો મીંચી દે છે. કારર્ડન પૉર્ટ હોલ બંધ કરે છે.]

કારર્ડન: હાવેન ! બંને પ્રોફેસરોની ચીજો ને ડાયરીઓ વગેરે બધું મેં સાથે લીધું છે. તમારી સૂચના મુજબ ડેન્માર્ક પાછું નથી મોકલ્યું.

હાવેન: હેં ? કેમ વારુ ?

કારર્ડન: એ જ એમના જાણે પ્રતિનિધિઓ ન હોય, એમ એ જોઇને એમની સાથે મૂક વાર્તાલાપો કરીશું. એમની બંનેની પત્નીઓને મેં ખબર આપી છે.

હાવેન: કારર્ડન મારી પત્નીને પણ તું ખબર આપીશ ને ? અને કારર્ડન ! મારાં નાનકડાં કાર્લ ને આના !

કારર્ડન: એવું શું બોલો છો મુરબ્બી ! તમને કાંઇ જ થવાનું નથી.

હાવેન: (હસીને) ગાંડા રે ગાંડા ! આ જીવલેણ કાળિયો તાવ મને નથી મૂકવાનો. મને એ છેતરી શકે તેમ નથી. કારર્ડન ! તું બાકીની મુસાફરી એકલો પણ પૂરી કરજે. અને ભાઇ ! ઉપાડેલું પ્રાણાંન્તે પણ મૂકતો નહિ. ફ્રેડરિકને મારું વચન છે. અને મારું વચન તે તારું પણ વચન. કારર્ડન, લગાર પૉર્ટ હોલ ખોલી નાખ ભાઇ ! હું તો તાપે બળી રહ્યો છું. આ કમબખ્ત કાળો આઝાર તો મને પૂરો કરશે ત્યારે જ જંપશે. અરેરે. મારી કૅમરીન ને મારાં નાનકડાં કાર્લ ને આના ! (હસીને) હાવેન, કંઇ નહિ. તેં હાઇરોગ્લિફિક લિપિ ને મેમ્ફિસ તથા થીબીસના કોયડા ઉકેલ્યા છે. સુખેથી મર. કાળિયા આઝાર ! સુખેથી મને સંહાર.

કારર્ડન: (પૉર્ટ હોલ ખોલતો) હાવેન ! તમે લગાર શાંતિથી સૂઇ રહો.

હાવેન: ભલે, પણ તે પહેલાં આટલું સાંભળ. મારી નોંધપોથીઓ, ટિપ્પણો એ બધું જીવ સાટે સાચવજે. અને ભાઈ ! તારી તબિયત પણ ખૂબ સંભાળજે. તારે જ માથે હવે બધો ભાર છે.

કારર્ડન: એવું ના બોલશો મુરબ્બી ! તમને કશું જ નથી થવાનું.

હાવેન: કારર્ડન ! હું તારા હાથમાં નથી, કાળા આઝારના હાથમાં છું, ભાઈ ! એ તારું માને તેવો નથી. ને તેને કંઈ મારી પત્ની કે મારાં નાનકડાં કાર્લ ને આનાની પણ દયા આવવાની નથી. કારર્ડન ! તું હિંદથી પાછો ફરે ત્યારે મારાં કાર્લ ને આના સારુ જરૂર રમકડાં લઇ જજે. (હસીને) કાર્લ કહે, ડૅડી, મારે માટે સિંહ ને વાઘ ને હાથી લાવજો ! ને આના કહે, ડૅડી, મારે માટે પરીઓ ને પરી-

ઓનો મહેલ લેતા આવજે ! કાર્સ્ટેન, ભાઈ ! એટલું ભૂલીશ નહિ. અરે, પણ કાર્લ ને આના તો ત્યારે મોટાં યે થઈ ગયાં હશે ! મારા મનમાં કે હું એકાદ વરસમાં પાછો ફરીશ ! (હાવેનની આંખો આંસુથી ઉભરાય છે) કાર્સ્ટેન ! લગાર પૉર્ટ હોલ બંધ કર ને ભાઈ ! મને ટાઢ ચડી ગઈ છે.

કાર્સ્ટેન : (પૉર્ટ હોલ બંધ કરતો) મુરબ્બી, આપ જરા આરામથી સૂઈ જાઓ: આપને કશું જ થવાનું નથી.

હાવેન : એ તો તું કહે છે, કાળિયો આઝાર નહિ. કાર્સ્ટેન ! મિસરમાં સેંકડો મુડદાં જોયા પછી મૃત્યુની સાથે તો મને મહોબ્બત થઈ છે. ખરે, મૃત્યુની મને બીક નથી. પણ મારી પત્ની ને મારાં નાનકડાં કાર્લ ને આના મને ખૂબ સંભારશે ને રડશે તેની બીક છે.

કાર્સ્ટેન : હાવેન ! તમે જરા શાંતિથી સૂઈ રહો.

હાવેન : હા; પણ લગાર પૉર્ટ હોલ ખોલી નાખ. હું તો પરસેવે રેબઝેબ થયો છું. અને સૂઈ જાઉં તે પહેલાં એક કાગળ લખાવું તે લખ.

કાર્સ્ટેન : (પૉર્ટ હોલ ખોલતો) જરૂર, ફરમાવો.

હાવેન : 'મારી પ્રિય કૅથરીન તથા મારાં વહાલાં કાર્લ અને આના ! મારી તબિયત સારી છે. અને કાર્લ ને આના ! તમારાં રમકડાં મેં લીધાં છે. કાર્લ ! તારો સિંહ તો ભાઈ બહુ બીહામણો ને જબરો ! એની ગરદને તો વાળના જાણે ઢગલેઢગલા છે. આના, તારી પરીઓ તો, દોસ્ત, એવી સરસ છે, કે હું તેમની સાથે રોજ વાતો કરું છું. અને તેઓ મને રોજ પૂછે છે કે આના ક્યાં છે ? તમે બંને મને રોજ ખૂબ ખૂબ ખૂબ સંભારજો ને હવે . . . .' (હાવેનથી બોલી શકાતું નથી. તેનું ગળું ભરાઈ જાય છે અને આંખો આંસુથી ઉભરાય છે.) કાર્સ્ટેન ! મારી સહી કરાવ.

[કાર્સ્ટેન કાગળ આપે છે. તે ઉપર હાવેન ધ્રૂજતે હાથે સહી કરે છે.]

કાર્સ્ટેન : પ્રોફેસર ! આપ હવે સૂઈ જાઓ.

હાવેન : કાર્સ્ટેન ! મારાં કાર્લ ને આના મને છોડતાં નથી.

કાર્સ્ટેન : હાવેન ગભરાશો નહિ, હું છું. શાંતિ રાખો, મુરબ્બી.

હાવેન : કાર્સ્ટેન ! આવજે ભાઈ. ને (ઘણું ધીમેથી) કાલથી તું કદાચ એકલો હશે. મારું શબ તારા હાથે જ સમુદ્રને સ્વાધીન કરજે. ને ભાઈ ! મારાં કાર્લ ને આનાને ભૂલીશ નહિ. આવજે. હવે સૂઈ જા. (કાર્સ્ટેનની આંખોમાં અશ્રુ ઉભરાય છે.)

[સ્ટેજ પર એક મિનિટ અંધારું થઈ જાય છે. પછી પ્રકાશ પડે છે. પ્રકાશમાં કાર્સ્ટેન પથારીમાંથી આળસ મરડી ઊભો થતો લાગે છે.]

કાર્સ્ટેન : ગુડ મૉર્નિંગ પ્રોફેસર ! (જવાબ મળતો નથી. કાર્સ્ટેન પાસે જાય છે. ચાદર ઉઘાડે છે. નાડી પકડે છે. અરધી મિનિટ પછી ઘૂંટણીએ પડી બે હાથનો ક્રૉસ કરે છે. પડદો ધીમેધીમે પડે છે.)

## દૃશ્ય પાંચમું

સ્થળ : મુંબાઈમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની ઑફિસ
સમય : છ માસ પછી
પાત્રો : કંપનીનો એક અંગ્રેજ કારકુન અને કાર્સ્ટેન

*

કારકુન : આ તો વેપારીઓનું રાજ છે. એક બાજુ વેપારે થાય ને બીજી બાજુ અમલદારી યે થાય. શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : એટલું સમજ્યો કે વેપારી તરીકે ચૂસવાનું ને અમલદાર તરીકે લૂંટવાનું.

કારકુન : તદ્દન તો સાચું નહિ, પણ કંઈક એવું ખરું. જોકે હવે તો ગવર્નરની કાઉન્સિલમાં વેપારીઓની જગ્યાએ લશ્કરી અમલદારો સભ્યો તરીકે આવશે એવી ખબર આવી છે. વળી ખુદ ગવર્નર પણ લશ્કરી અમલદાર જ હશે.

કાર્સ્ટેન : કંપનીના નોકરોને પગાર કેવોક મળે છે ?

કારકુન : પેટ પૂરતો તો નહિ જ.

કાર્સ્ટેન : પણ બધા રહો છો તો દોરદમામથી, રાજઠાઠથી.

કારકુન : કેમ વારુ ન રહીએ ? અમે કંપનીના નોકર તેથી કંઈ વેપારી મટી જઈએ છીએ ? અંગ્રેજ બચ્ચો જન્મથી જ વેપારી. શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : પણ નોકરી અને વેપાર સાથે તો નથી કરતા ને ?

કારકુન : કેમ વારુ નહિ ? એ જ ખૂબી છે. અહીં તો વેપાર કરાય માટે જ નોકરી કરાય છે, દેશમાં બૈરાંછોકરાં છે કે ન હોય તો યે વાંઢા જન્મ્યા તે કંઈ વાંઢા મરવા માટે નહિ, શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : પણ આ તો તમે એક નહિ પણ અગિયાર પરણેતરને પોસી શકો તેવા રસ્તા શોધ્યા છે ! પણ વેપાર શેનો અને ક્યાં અને કોની સાથે કરો છો તે તો કહો !

કારકુન : શું મારા સાહેબ ! કેપ ઑવ ગુડ હોપથી તે છેક ચીન સુધી. અમારા વગર ચીનાઓને અફીણ ન મળત, ને અફીણ વગર તેઓ બીચારા પગ ઘસતા મરી જાત. શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : વાહ, વાહ. ચીનાઓને જીવાડ્યા ને તમે પણ જીવ્યા !

કારકુન : અને જીવીશું. ચીનાઓના અમને આશીર્વાદ છે.

કાર્સ્ટેન : તમારાં મજાવાંમાં તો, ભાઈ, કાવડિયાં કુદંકુદા કરતાં હશે ? કેટલાક બનાવ્યા ?

કારકુન : એ તો ઠીક છે મારા સાહેબ. પણ એક વહાણનો કપ્તાન ૧૭૬૦માં આવ્યો ને પાંચ વરસે પાછો ફર્યો ત્યારે શું ધારો છો ? સોના-ચાંદીના દાગીના તથા વાસણો ને પાંચ લાખ રોકડા હતા ! અને એ તો કપ્તાન હતો. અને લખનૌના અંગ્રેજ ઘાંચજાએ નવાબની ઉજાગતમાંથી પાંચ લાખ કર્યા છે, શું સમજ્યા સાહેબ ? અને કલકત્તાની અમારી ઑફિસના કારકુનો તો નાચ પાર્ટીઓ આપે છે. 'નાચ' શું એ ખબર છે ? ડઝન દેશી સ્ત્રીઓ કાને, નાકે, હાથે તથા ગળે સોને ને હીરે શોભતી નાચે. શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : સમજ્યા, ભઈલા, સમજ્યા ! પણ તમારા ખરચા કેટલા છે તે તો જણાવો.

કારકુન : મારો પગાર સો રૂપિયા છે, ખરચ સાડા છસો છે. હું તો કંજૂસિયો છું. કંઈ બહુ ખરચ નથી કરતો. શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : સમજવું કઠણ છે. બાકીના પાંચસો ક્યાંથી લાવો છો તે જણાવ્યા પહેલાં સાડા છસો ક્યાં નાખો છો તે લગાર જણાવો.

કારકુન : સદ્‌ગૃહસ્થને કશું સંતાડવાનું હોય નહિ. સાંભળો, નોકરોના પગારમાં દોઢસો, ઘરભાડાના દોઢસો અને બાકીના સાડા ત્રણસો ખાવું પીવું પરચુરણ. શું સમજ્યા સાહેબ ?

કાર્સ્ટેન : કશું જ નહિ. વિગતો આપો. તે વગર શું સમજ્યા, શું સમજ્યા, ન પૂછો.

કારકુન : સાંભળો: વીસ મહેતાને, દસ ઘર ચલાવનારને, ચાર બજારના નોકરને, આઠ બે પીરસનારાઓને, આઠ રસોઇયાને, બે તેને મદદ કરનાર છોકરાને, આઠ ચિઠ્ઠીચપાટી લાવનાર લઈ જનાર બે નોકરોને, ચાર બારણે ઊભા રહેનાર નોકરને, બત્રીસ પાલખી ઉપાડનાર આઠ નોકરોને, ચાર હુક્કા તૈયાર કરનારને, ચાર ઝાડુ કાઢનારીને, છ ઘોડાવાળાને, ચાર ઘાસ લાવનારને . . .

કાર્ટૂન : નથી સાંભળ્યું, બહુ થયું. કંપનીના હજાર માણસો ઉપર આખા હિંદુસ્તાનની વસ્તી ખડે પગે ઊભી રહે તો પણ ઓછી પડે! તમારા હાથપગ હલાવનાર ન ગણાવ્યા તે રહી ગયું! તમારી આ જરૂરિયાતો જાણ્યા પછી તમારા ઉપરીની, તેના ઉપરીની અને ખુદ ગવર્નરની જરૂરિયાતો પણ જાણવાની હવે બાકી રહેતી નથી.

કારકુન : પણ સાહેબ, મેં તો કહ્યુંને કે હું તો કંજૂસિયો ઠર્યો છું એટલે મને બીજા શોખ નથી. મારા જોડીદારોને તો બીજા યે ખરચા છે.

કાર્ટૂન : એમ ? બોલો, રહી ના જાય.

કારકુન : રખાત; એટલે કે પરણેતર નહિ, પણ પરણેતરથી યે વધારે. પરણેતર એટલી મોંઘી નહિ. એનો દરમાયો, વત્તા ત્રણ દાસીઓનાં ખરચ, વત્તા પાનપટ્ટી, વત્તા કપડાંલત્તાં તથા જોડાજૂતી, વત્તા ઘરેણાં! ખાસ્સા સો જુદા. શું સમજ્યા સાહેબ ?

કાર્ટૂન : કશું જ નહિ.

કારકુન : ધીમે ધીમે સમજશો, અહીં થોડા વખત રહ્યા પછી.

કાર્ટૂન : વહેલા મરવાના બધા જ ઇલાજો જાણ્યા.

કારકુન : ના મારા સાહેબ. આ ગરમ મુલકમાં ખૂબ દારૂ, અને તે પણ ભારે જેવો ફિરંગી દારૂ, અને ખૂબ માંસ એ રહી ગયાં.

કાર્ટૂન : તમે કેટલું જીવવાનો 'પ્લાન' ઘડ્યો છે ?

કારકુન : આપણે તો સાહેબ! રહ્યા સીધાસાદા. આપણું લીવર તથા બીજું બધું સાજુંસમું, એટલે આપણે સો કમનસીબે લાંબું જીવવાનું લાગે છે.

કાર્ટૂન : એ માટે દિલગીર છું. ચાલો, હવે કહો કે લોકો કેવા છે.

કારકુન : ઘણા સારા. ભલાભોળા. ધર્મી ઘણા, પણ ટંટાફિસાદ જરા યે નહિ. પોતપોતાને રસ્તે. મુસલમાન મુસલમાનનું સરઘસ કાઢે, હિંદુ હિંદુનું. ને વાજાંઓ વાગે. પણ સાહેબ, આપણા મુલક જેવા ધર્મના ઝગડા અહીં ન મળે. હિંદુના તહેવારમાં મુસલમાન પણ ભળે, પારસી પણ ભળે, ખ્રિસ્તી પણ ભળે, અને હિંદુ એમનામાં ભળે.

કાર્ટૂન : આ હિંદુ તે પેલા મૂર્તિઓ પૂજે છે તે ને ?

કારકુન : એ તો સાહેબ આપણે કંઈ ન જાણીએ. ગમે તે પૂજતા હોય. પણ લોકો મિજાજના બહુ સારા. મહેનતુ, નમ્ર ને સદ્ગુણી. બીજું શું જોઇએ ? મરતાને મેર ન કહે ને પડતાને પાટુ ન મારે. કોઇનું બૂરું ન કરે. જોકે હિંદુ હિંદુ સિવાય કોઇનું ખાયપીએ નહિ. પણ એમાં યે પાછી નાતજાતો ને એમાં યે પાછા વાડા! પણ સાહેબ, આપણે કાંઇ સમજીએ નહિ. એટલુંજ સમજીએ કે લોક ભલો, ભોળો, સાદો, સીધો. અમને અંગ્રેજોને તો એ લોક ઘણો ગમે છે.

કાર્ટૂન : પણ એ નાતજાત શું છે ?

કારકુન : કહ્યું તો ખરું કે એ કંઈ આપણે ન સમજીએ. હિંદુઓ ખુદ પણ કદાચ નહિ સમજતા હોય. કંઇ ચાર જાત છે. પહેલો બ્રાહ્મણ આવે, બીજો ક્ષત્રી, એવુંતેવું કંઇ છે. જે આ દેશમાં ચડ્યે ઘોડે આવીને જીત્યો તે ઊંચા, એમ કંઈક હશે.

કાર્ટૂન : પણ તમે તો રાજકર્તા છો; તો કહોને કે અમે પણ બ્રાહ્મણ-ક્ષત્રી.

કારકુન : હા એ ખરું. પણ હવે એમણે મેમ્બરશિપ બંધ કરી લાગે છે! હવે તો બ્રાહ્મણને ઘેર જન્મ્યો તે બ્રાહ્મણ, ક્ષત્રીને ઘેર પાક્યો તે ક્ષત્રી.

કાર્ટૂન : તમે વાંધો ઉઠાવોને. તમે તો રાજકર્તા છો.

કારકુન : ના રે સાહેબ, એવા ક્યાં વખત છે ? અમે આગારે છો રહ્યા વેપારી. બ્રાહ્મણક્ષત્રી થઇને પણ વેપલા જ કરવાના છે ને ? પણ કહો તો ખરા કે આ દેશ અને આ લોક તમને કેવા લાગ્યા ?

કાર્ટૂન : એક તો એ કે આ દેશને કોઈ જીતી શકશે નહિ. બીજું એ કે આ દેશની સંસ્કૃતિમાંથી આખી દુનિયાને યુગેયુગે પ્રેરણા મળ્યા કરશે.

કારકુન : તમે તો સાહેબ, આવી ભારે વાતો કરો તેમાં મારા જેવાને કશી ગમ ન પડે. હું તો એટલું માનું કે આ દેશમાંથી પૈસો ઘણો બનાવી શકાય. શું સમજ્યા સાહેબ ?

કાર્ટૂન : ખરું. પણ શું વ્યક્તિ કે શું પ્રજા, એકલા પૈસાથી નથી જીવી શકતી. રોટલો તો માણસ ને પશુ બંનેને જોડાપાતળો મળી રહે છે.

કારકુન : ઠીક સાહેબ ઠીક, પણ કપડાંનું શું ?

કાર્ટૂન : હા, મનુષ્ય કપડાં પહેરે છે; પણ તેથી કંઈ તે જીવતો નથી.

કારકુન : શું બોલ્યા મહેરબાન! ઇસ્ટ ઇંડિયા કંપની કપડાંથી જીવે છે.

કાર્ટૂન : કબૂલ, ઇસ્ટ ઇંડિયા કંપની એક નહિ પણ ઘણી ચીજો-થી હસ્તી ધરાવે છે; સિવાય કે સંસ્કૃતિ.

કારકુન : તમે તમારે બરડ્યે રાખો. તમારા વિચારોથી મને કે કંપનીને કશો વાંધો આવવાનો નથી. કંપનીના નફાનું આ પત્રક જોયું ?

કાર્ટૂન : તમારી કંપની કાયદાની ઓથે જે લૂટ ચલાવે છે તે બ્રિટિશ પ્રજા સિવાયની તમામ યુરોપી પ્રજા જાણે છે.

કારકુન : ઠીક મહેરબાન; લૂટ કહો તો લૂટ. પણ તમને બધાને એ લૂટમાંથી હિસ્સો નથી મળતો એટલે તમે ઉપદેશકો થઇ પડ્યા છો. અમે અંગ્રેજો તો એટલું જાણીએ કે માણસની બધી જ દોડધામ પાછળ દોઢિયાં કમાવાનો હેતુ હોય છે.

કાર્ટૂન : હા, તમારો બધો જ પુરુષાર્થ અર્થપ્રાપ્તિમાં સમાયો છે. પણ તમે જે દેશમાં છો તે દેશની માન્યતા એવી છે કે પુરુષાર્થ ત્રણ છે અને તેમાં મુખ્ય પુરુષાર્થ ધર્મ છે; પછી કામ અને અર્થ; પહેલાં નહિ.

કારકુન : વારુ, પૈસા સિવાયના બીજા કોઈ પુરુષાર્થ અમે માનતા નથી, છતાં જાણવા માગીએ છીએ, સમજાવો; એ ધર્મ શું ?

કાર્ટૂન : ધર્મ એટલે પોતાને માટે બધા છે એમ નહિ, પણ બધાને માટે પોતે છે તેવી સામાજિક ભાવના.

કારકુન : ઇસ્ટ ઇંડિયા કંપની પોતાને માટે જ નથી; હિંદુસ્તાન-ના ભલા માટે પણ છે.

કાર્ટૂન : જ્યાં લગી એ ભાવના મારીમચડીને મનમાં ઠસાવશો ત્યાં લગી ધર્મને નામે તમે ઘણું કરી શકશો. હિંદુસ્તાન બસો વર્ષ પછી કંઈક જુદું કહેશે; જોકે તમે ને હું સાંભળનારા નહિ હોઇએ.

કારકુન : ઠીક સાહેબ ઠીક, ચલાવે રાખો તમે.

કાર્ટૂન : મેં કહી તે ધર્મની ભાવના હિંદમાં ઘણી ઊંડી છે. તે ભાવના સિદ્ધ કરવી તે મુખ્ય પુરુષાર્થ ગણાય છે. જીસસે પણ આ ભાવના ફેલાવવા પ્રયત્ન કરેલો, પણ તે ત્યાં સામાજિક બંધારણનું અંગ ન બની. ફક્ત ભાવના તરીકે મઠોમાં ને દેવળોમાં પડી રહી. તેથી દેવળના ને સમાજના ધર્મો જુદા પડ્યા. બીજી રીતે મૂકીએ તો ધર્મ દેવળની બહાર જ ન નીકળ્યો!

કારકુન : અરે સાહેબ એ તો ઘેરઘેર માટીના ચૂલા. અહીં પણ શું છે ? એનું એ.

કાર્ટૂન : ફેર છે. અહીં પૈસા મેળવવાની પ્રવૃત્તિ બીજા પુરુષાર્થોને સિદ્ધ કરવા ખાતર છે, પૈસા ખાતર જ નથી. જોકે આ પુરાણી અને સંસ્કારી પ્રજા પણ તમારી અસર હેઠળ તમારે વાડે ચડશે તો એને પણ ઓળખવામાં જાણ જાણારો.

કારકુન : ભલે; ચલાવે રાખો આપ. પૈસો મેળવવો ન હોત તો

હું આટલે દૂર જખ મારવાને આવત?

કાર્ટેન: તમારે માટે બરાબર છે; પણ હિંદુઓ એટલા જ માટે તો પરદેશગમન તરફ નિરુત્સાહ છે. પૈસાની એમને પડી નથી ને ધર્મનું પોટલું પારકા ઉપર ઠાંસીને ચડાવવામાં એ માનતા નથી. વેલજીભાઈને 'વિલિયમ' કરવામાં આપણે ધર્મબદલી માનીએ છીએ; એ લોકો એનાં ફક્ત નામબદલી જુએ છે.

કારકુન: હા, પણ જ્યારે વેલજીભાઈ 'વિલિયમ' થાય ત્યારે એમના મટી આપણા થાય અને 'સાહેબ' થવાથી એમની છાતી ગજ ફૂલે તે ભૂલશો નહિ.

કાર્ટેન: તે જ મારે કહેવું છે. ધર્મને બહાને તમારું હિત સચવાય છે.

કારકુન: અમે કશું પણ ધર્મના સહકાર વગર કરતા નથી.

કાર્ટેન: કબૂલ; હવે બીજો પુરુષાર્થ લઈએ.

કારકુન: હ્યો, પણ અમે તો અર્થને જ માનીએ છીએ તે ભૂલશો નહિ; ચલાવો.

કાર્ટેન: 'કામ' એટલે મન તથા શરીરને કાબૂમાં રાખીને ભોગવાતા ભોગ. ધર્મથી વિરુદ્ધ નહિ પણ ધર્મની સાથે રહીને.

કારકુન: પણ તમે 'ધર્મધર્મ' કૂટો છો તે તો અંતઃકરણ જ ને?

કાર્ટેન: ના; ધર્મ એટલે શું એ તો હું કહી ગયો. ધર્મ એટલે 'બધા આપણી ખાતર નહિ, પણ આપણે બધા ખાતર.' અંતઃકરણમાં તો ધર્મ પણ હોય અને અધર્મ પણ હોય. અંતઃકરણમાં તો સારું ખોટું બધું પડ્યું છે. તેઓ એવી ભૂલ કરતા. હિંદુઓ અંતઃકરણનો વિશ્વાસ બહુ નથી કરતા, પણ સાધુપુરુષોના શબ્દનો વધારે કરે છે. મને લાગે છે કે તેઓ વધારે ડાહ્યા અને સમજુ છે.

કારકુન: ઠીક સાહેબ ઠીક. અમે તો કાપડ, હાથીદાંત, લોખંડ, તાંબુ, કલાઈ એ બધાના વેપારમાં સમજીએ.

કાર્ટેન: પણ એલીફંટા કે ઇલોરાની મૂર્તિઓમાં તથા તેના સંકેતોમાં, ઉપનિષદોનાં સત્યોમાં કે કાલિદાસનાં કાવ્યોમાં ન સમજો! પૈસા વડે તમે પૈસો જ મેળવવાનું શીખ્યા છો અને શીખવાડશો.

કારકુન: ઈસ્ટ ઇન્ડિયા કંપની પૈસો કમાવા ઊભી થઈ છે, સંસ્કૃતિ કમાવા નહિ.

કાર્ટેન: સાચી વાત છે. હ્યો, રજા લઉં. (જવા માંડે છે.)

કારકુન: અને તમે પણ પૈસા કમાયા વગર જશો તો જીવન એળે ગયું જાણજો. અરે બેસો બેસો, જાઓ છો ક્યાં? હમણાં ચહા આવશે. (બૂમ પાડે છે) છોકરા! (છોકરો દાખલ થાય છે) ચા ઓર ટોસ્ટ લે આવ. (છોકરો સલામ ભરીને જાય છે.) હં, મેં શું કહ્યું? તમે પણ પૈસા કમાયા વગર જશો તો જીવન એળે ગયું જાણજો.

કાર્ટેન: ઠીક ભાઈ, તમે સફળ કરજો. (બેસે છે.)

કારકુન: કેમ, સૂરત કેવું લાગ્યું?

કાર્ટેન: સારું, મોટું.

કારકુન: કેમ ન હોય! મુઘલોનું મુખ્ય બંદર. પણ તવંગર છે હો? અંગ્રેજ અને વલંદા વેપારીઓનું ધન મપાયું મપાય તેમ નથી. ઉપરાંત દેશી વેપારીઓને ઘેર પણ નોબતો વાગે છે. ઓહો!

કાર્ટેન: પૈસો એ તમારો વિષય છે માટે તમે બોલ્યે રાખો, હું સાંભળ્યે રાખીશ.

કારકુન: તો સુખી થશો. સાંભળો ત્યારે. સુરતના દેશીઓનાં વહાણ સાતે સમુદ્રમાં ફરે છે. વહાણોનું લાકડું, બનાવટ અને આકાર બધું, આપણને ઈર્ષા થાય એવું! એક વહાણ સો વરસ કાઢે.

કાર્ટેન: પણ તાપીનો પ્રવાહ સરકાર કેમ રીતસર બાંધતી નથી! પુરતો બાંધે તો સપાટી ઊંચી આવે ને નદીનો પટ અચ્ચાર. વહાણવટું વિકસે, નહેરો પણ નીકળે ને સુરતની આબાદી યે વધે.

કારકુન: અરે, ત્યાં તો નવાબી છે? દહાડા ને રાતનું જ્યાં ભાન નથી ત્યાં આવી ઈજનેરી વાતો શી! નવાબ સાહેબ આખા સુરતની નાગનારીઓને ઓળખે પણ તાપી નદી ક્યાં છે તે ન જાણે!

કાર્ટેન: હિંદના એ નવાબોની વાતો ઘણી સાંભળી છે.

કારકુન: સાંભળી જ હશે. હ્યો આ ચા આવી.

[છોકરો ચા લાવે છે. કારકુન તે બનાવે છે.]

કાર્ટેન: કંપનીના નવાબો પણ કંઈ ઊતરે તેવા નથી! બાકી જ્યાં રાજા એ જ રાજ્ય, ત્યાં રાજાના અંધારે રાજ્યમાં અંધારું.

કારકુન: વાત સાચા ચીલા છે. અમે અંગ્રેજોએ આ રાજસત્તાના વિષયમાં દુનિયાને કંઈક શીખવ્યું છે. પ્રજા એ જ રાજ્ય. રાજા એ રાજ્યનું અંગ, એથી પ્રજાનું પણ અંગ. અંગ કોહી જાય તો કાપી નંખાય. (ચાનો પ્યાલો ધરે છે.)

કાર્ટેન: (પ્યાલો લઈ) તમે અંગ્રેજો વેપારથી નહિ જીવતા રહો, તમારા પ્રજાસત્તાવાદથી જીવશો. તમે માનવતાને નવો મંત્ર આપ્યો, નવું તેજ આપ્યું, નવી ભાવના આપી. ને એટલા માટે જ તમે અમર થશો, વેપારી કુનેહ કે સાહસ માટે નહિ. (ચાનો ઘૂંટડો પીએ છે.)

કારકુન: (ઘૂંટડો પીતાં) અને સાહેબ, અમીર-ઉમરાવો કંઈ ઓછા ફાટ્યા'તા? રાજા તો વળી ઈશ્વરી સત્તાના દાવા કરતા! અમે કહ્યું એ બધી લાલરી રહેવા દો. પ્રજા તે રાજ્ય છે, અને તમે રાજ્યનું અંગ છો. રાજ્ય તમારું અંગ નથી શું સમજ્યા સાહેબ?

કાર્ટેન: હું ક્યાં રાજા છું તે ન સમજું?

પડદો

દૃશ્ય છઠ્ઠું

સ્થળ: ડેન્માર્કના રાજા પાંચમા ફ્રેડરિકના મહેલમાં તેની ઑફિસ

સમય: વરસ પછી

પાત્રો: રાજા તથા કાર્ટેન

[રાજા બેઠો છે. થોડી વારે સેવક આવીને ઘોષ કરે છે: 'પ્રોફેસર કાર્ટેન'. કાર્ટેન પ્રવેશે છે ને રાજાને ઝૂકીને માન આપે છે.]

રાજા: આવો આવો, કાર્ટેન! ધન્ય છે તમને. જ્ઞાનની ખાતર, તમારા સ્વર્ગસ્થ પંડિત મિત્રોના આત્માની ખાતર, અને અમારી અભિલાષાની પરિતૃપ્તિ ખાતર તમે અસંખ્ય સંકટો સહ્યાં અને અંતે આરંભેલું કાર્ય સફળતાથી પાર પાડ્યું તે બદલ, ફરીથી જણાવીએ છીએ કે ધન્ય છે તમને! જ્ઞાનનો શોખ હજો તો આવો હજો. વારુ, કહો કે હિંદમાં બ્રિટિશ સત્તાનાં મૂળ કેવાંક છે.

કાર્ટેન: નામદાર! ઊંડાં ઊતરતાં જાય છે. ધન કમાવાની વાસનાને સંતોષવા ખાતર અંગ્રેજો તેમના વેપારનું સંરક્ષણ અને સંવર્ધન ઇચ્છે છે, અને એ વેપારના સંરક્ષણ અને સંવર્ધનની ખાતર હવે રાજસત્તા હાથ કરી રહ્યા છે.

રાજા: (હસીને) બ્રિટિશ રિપબ્લિક શાશ્વત આદર્શો ઉપર નથી રચાઈ, પરંતુ શાશ્વત હિતો ઉપર રચાઈ છે. (ગંભીર બની) અમે જાણવા ઇચ્છીએ છીએ કે હિંદની પ્રજા આ પરપ્રજાને સંઘરે છે કયા કારણે.

કાર્ટેન: મહારાજ! હકીકત એમ સમજાય છે કે હિંદી પ્રજાએ પૂર્વે કદી નહિ માણેલી વાણી તથા વર્તનની સ્વતંત્રતા બ્રિટિશ હકૂમત હોઈ તેને ગમી છે. સ્વાતંત્ર્યની સ્વચ્છ હવા હિંદી સમાજનાં ફેફસાં-

ત્માં ફેલાવનાર અંગ્રેજોને તો હિંદીઓ ઉલટા ચાહે છે; જ્યારે ગુલામીમાં ગોંધનાર, મારપીટ, લૂટ, બળાત્કાર આદિ અનેક જુલ્મોના ગુજારનાર એમના દેશના આતતાયીઓને તેઓ ધિક્કારે છે, એમાં આશ્ચર્ય કશું નથી.

રાજા : પરમેશ્વરનો કંઈક સંકેત જ. પાકેલું ફળ અનાયાસ મોંમાં પડે એવું નામ ભાગ્યની બલિહારી. એમનું બળવાન પ્રારબ્ધ જ એમને હિંદ ખેંચી ગયું.

કારટૅન : આપનું કહેવું સર્વથા યથાર્થ છે, નામદાર ! સેવકનું તો એમ પણ નમ્ર માનવું છે કે પ્રારબ્ધની આ ગહન ઘટનામાં હિંદનું પણ પરિણામે શ્રેય જ નિર્માણ હશે. જુલમગારો, ચિતમગારો, દુરાચારીઓ અને નરાધમોથી એ સીધી, સાદી, સરળ અને સંસ્કારી પ્રજા ત્રાહિ ત્રાહિ પુકારી રહી હતી.

રાજા : (હસીને) પરમાત્માએ એ પુકાર સાંભળ્યો અને અંગ્રેજને મોકલી આપ્યો !

કારટૅન : નામદાર ! બેઅદબી માફ કરશો, પરંતુ વિચાર કરતાં મને અલ્પજ્ઞને તો એમ જ સમજાય છે.

રાજા : પણ પૈસા, શું કહ્યા તમે ? તે તો અંગ્રેજોને કંઇ ફાવતા હે એમ લાગતું નથી !

કારટૅન : મરાઠાઓની સત્તા છે તે કબૂલ કરું છું, નામદાર ! પણ એ સત્તા માત્ર તલવારથી જ છે, અને તેથી તકલાદી છે. સાચી સત્તા પ્રજાના દિલના પ્રેમમાં છે, ભયમાં નથી. અંગ્રેજો આ સૂત્ર સમજે છે, હિંદના દેશી રાજાઓ સમજતા નથી. વળી અંગ્રેજી તોપો, બંદૂકો, લશ્કરી તાલીમ અને શિસ્ત કેવા પ્રકારનાં છે તે વધારામાં.

રાજા : તમારા પૃથક્કરણથી સમજાય છે કે અંગ્રેજોના હાથમાં જ અંતે હિંદની સત્તા આવશે ને હિંદી પ્રજા અંગ્રેજી છત્ર નીચે સુખી થશે.

કારટૅન : મારું એમ માનવું છે, નામદાર, કે અંગ્રેજોને જ છેવટે સત્તા મળશે; કેમકે બીજાઓ સત્તા સાચવી રાખવાની શક્તિ ધરાવતા નથી. એ બધા એમ માને છે કે સત્તા સમશેરથી જ છે, જ્યારે અંગ્રેજ એમ માને છે કે સત્તા સાંપડે ભલે સમશેરથી, પરંતુ તેને ટકાવનાર તો પ્રજાનો પ્રેમ જ છે. સમ્રાટ્ અકબર પછી આ સૂત્ર જો કોઈ સમજ્યા હોય તો તે ફક્ત અંગ્રેજો જ.

રાજા : (હસીને) પરંતુ અંગ્રેજોના વ્યાપારને હિંદીઓ પોતાના પ્રેમનો સાથ ક્યાં સુધી આપશે ?

કારટૅન : હિંદી પ્રજાને એકાદ સૈકો તો ભૂતકાળના જખમો રૂઝાતાં થશે. ત્યાર બાદ અરધોક સૈકો શક્તિ મેળવતાં થશે. અને એ સૈકા-દોઢ સૈકા દરમ્યાન અંગ્રેજ સત્તા પગભર થઈ જશે.

રાજા : અને એ પગભર થશે એટલે સત્તાને વળગી રહેશે, અને હિંદ ટટાર થશે એટલે પોતાના દેશની સત્તા સ્વહસ્તક કરવા મથશે. (હસીને) જોવા જેવી થશે !

કારટૅન : આપ નામદારનું નિરૂપણ યથાર્થ જ છે. પરંતુ પરિણામે અંગ્રેજી સત્તાએ અંગ્રેજી સિદ્ધાંતને નમતું આપવું જ પડશે. અંગ્રેજી-સત્તા જોકે જશે, પરંતુ હિંદુસ્તાન તો વ્યક્તિસ્વાતંત્ર્ય અને પ્રજાસત્તાવાદના અનુપમ અંગ્રેજી આદર્શો ઉપર જ રચાશે.

રાજા : ન જાણે માનવી અલ્પ,
સંકેતો ભાવિના ઝીણા.

પડદો

[ગુજરાત સાહિત્ય સભા—અમદાવાદ—ના આગામી નાટ્યસંગ્રહ 'રણછોડલાલ અને બીજાં નાટકો'માંથી : બંનેના સૌજન્યથી]

# નવાં પુસ્તકો

Short stories of Premchand હિંદીના વિખ્યાત વાર્તાનવેશ પ્રેમચંદજીની નવલિકાઓનો અંગ્રેજી અનુવાદ: અનુવાદક ગુરુદયાળ મલ્લિક; પ્રકાશક : નાલંદ પબ્લિકેશન્સ, મુંબઈ નં. ૨, ૪-૧૪-૦; **ભારતનો વારસો** : ભારતની પ્રાચીન ધર્મ-સંસ્કૃતિને આ યુગમાં મૂલવી બતાવનાર આપણા સમર્થ તત્ત્વવેત્તા સર સર્વપલ્લી રાધાકૃષ્ણના શિક્ષણ, રાજકારણ અને યુદ્ધ પરના વિચારોનો શ્રી ચન્દ્રશંકર શુકલની જાણીતી કલમે ઉતારેલો અનુવાદ: પ્રકાશક—વોરા ઍન્ડ કં. પબ્લિશર્સ લિ.; રાવપુરા, વડોદરા, ૩-૦-૦; **ખગોળ પ્રવેશ** : આપણે ત્યાં જેના શાસ્ત્રીય જ્ઞાનની ઘણી મોટી અછત છે એવા ખગોળના વિષયમાં જનસામાન્યને પ્રવેશ કરાવની સાદી સરળ ભાષામાં સાધિકાર લખાયેલું અત્યંત ઉપયોગી અને સચિત્ર પુસ્તક: લેખક—શ્રી છોટુભાઇ સુથાર, પ્રકાશક—ચરોતર એજ્યુકેશન સોસાયટી; આણંદ, ૨-૮-૦; **વારસ** : ભાવનગરના શક્તિશાળી નવલેખક શ્રી ઉમેશ કવિની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ: પ્રાસ્થિસ્થાન—ભારતી સાહિત્ય સંઘ લિ; અમદાવાદ, ૨-૦-૦; **નાના હતા ત્યારે**: ડૉ. હરિપ્રસાદ મ. દેસાઈના બાલજીવનનાં સંસ્મરણો: પ્રકાશક—આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર અમદાવાદ, ૨-૦-૦; **રંકનાં રતન**: શ્રી પુષ્કર ચંદરવાકરની નાટિકાઓનો સંગ્રહ: પ્રકાશક—પદ્મજા પબ્લિકેશન્સ, વડોદરા, ૩-૦-૦; **ભારતની બે વીરાંગનાઓ**: રાણી દુર્ગાવતી અને લક્ષ્મીબાઈની સરળ ચરિત્રકથાઓ: લેખક પ્રાણલાલ કિરપારામ દેસાઇ, પ્રકાશક—ગુજરાત સાહિત્ય મંદિર અમદાવાદ, ૦-૪-૦; **પરપોટા** : રમૂજી પ્રાસંગિક ટુચકાઓનો સંગ્રહ: લેખક—ચન્દ્રકાન્ત સુતરિયા, પ્રકાશક—એન.એમ. ઠક્કરની કં., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, ૩-૦-૦; **શુભાક્ષરી** : માતાજીનાં સ્તવનસ્તોત્રો (૨૨૨)નો સંગ્રહ : લેખક-પૂજાલાલ, પ્રકાશક—શ્રી નરેન દાસગુપ્ત, અરવિંદ આશ્રમ પૉંડીચેરી; **અર્ઘ્ય** : શ્રી અરવિંદને એક સાધકનો ભક્તિપૂર્ણ અર્ઘ્ય: લેખક—શ્રી રજનીકાન્ત મોદી, પ્રકાશક ઉપર મુજબ, ૧-૪-૦; **રક્તપાત કી કરુણ કહાની** : કલકત્તાની પ્રત્યક્ષ જાતમાહિતી મેળવીને લખેલા બયાનની પુસ્તિકા; લેખક-પ્રકાશક—જગતસિંહજી વોરા, ૧૬૬ હૅરિસન રોડ, કલકત્તા, ૦-૧૨-૦; **યુવાનોને ને બહેનોને** સ્વામી વિવેકાનંદનાં ઉદ્બોધનોનાં મૌક્તિકો સંઘરેલી બન્નેની પુસ્તિકાઓ: અનુવાદકો—અનુક્રમે જયંતીલાલ મંગળજી ઓઝા અને કલ્પલતા મુનશી, પ્રકાશક—રામકૃષ્ણઆશ્રમ રાજકોટ; **ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૪૪-૪૫**: સાહિત્યના અભ્યાસીઓમાં ખૂબ પ્રતિષ્ઠિત અને આધારભૂત ગણાતી, વર્ષોવર્ષનાં વાઙ્મયોની આ સભા દ્વારા કરાવાતી ૧૯૪૪-૪૫ની સમીક્ષા તથા બીજાં વ્યાખ્યાનોનો સંગ્રહ, ૩-૦-૦; **વિભૂતિ**:સંપાદક અને પ્રકાશક-વિષ્ણુપ્રસાદ વેણીલાલ બક્ષી રાજકોટ; 'व्यायामः 'કુમાર'ના ૨૫૦મા અંકમાં આવી ગએલાં વ્યાયામના વિવિધ આસનોવાળા લખાણનો એ જ ચિત્રો સાથેનો હિંદી અનુવાદ, લેખક—ભદ્રશંકર દીક્ષિત, ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ, પ્રકાશક—સસ્તા સાહિત્ય મંડલ, નવી દીલ્હી, ૦-૮-૦; **સુમનસારથિ** : શ્રીમતી જયાવતી પ્રાણલાલનાં કાવ્યો ને નાટિકાઓનો સંગ્રહ: પ્રકાશક-એન. એમ. ઠક્કરની કં. મુંબાઈ, ૨૫-૦-૦; **ચિનગારી**: રાષ્ટ્રગીતોનો નાનકડો સંગ્રહ, લેખક-હરિલાલ પંડ્યા, એમ. એ., પ્રકાશક- ઑમરટ પ્રકાશન મંદિર, ૦-૪-૦; कलकत्ता से काबुल : નેતાજીના કાબુલ પ્રવાસનાં વર્ણનો ઉપરથી દોરેલાં ચિત્રોનો સંગ્રહ, ચિત્રકાર—શનિ, ૧-૦-૦; **સાચાં સંતાન**:વિકાસ સાહિત્ય મંદિરની બાળવિકાસ ગ્રંથાવલિનું પ્રથમ પુસ્તક, ૦-૬-૦.

આ લેખના પ્રારંભમાં વર્ણવેલા ચિત્રમંડળમાંની વ્યક્તિઓ દર્શાવતો સમૂહ: ઊભેલા—શ્રી રવિશંકર રાવળ, શ્રી મગનરામ પંડ્યા, શ્રી પરમાનંદ કાપડિયા; બેઠેલા: શ્રી હીરાલાલ શાહ, શ્રી નાનાભાઈ ભટ્ટ, શ્રી હીરાલાલ પંડ્યા, સ્વ. ગિજુભાઈ બધેકા; સ્વ. પ્રભુદાસ ઠક્કર



## કવિવર નાનાલાલનાં સંસ્મરણો (અનુ૦ પાછળના પૃ. ૬ થી)

પ્રયત્ન કરીશ, પણ કોઈ જાતની જવાબદારી લેવા હું હાલ તૈયાર નથી. છતાં એમણે કહ્યું કે અમે જ બધું સંભાળી લઈશું તમારે ફક્ત હાજરી આપવી; પણ તમારા વિના અમે મંડળ કરી શકીએ નહિ વગેરે.

બપોરે જણાવ્યા પ્રમાણે શ્રી જનાર્દન દીવેટિયાના બાલા હનુમાન પાસે આવેલા નૅશનલ સ્ટુડિયોમાં હું ગયો ત્યારે ઉપર્યુક્ત ગૃહસ્થો અને કવિ આવેલા હતા. મને તરત જણાયું કે આ બધા પાછળ કવિશ્રીની જ હીલચાલ છે. મંડળનું નામ 'ગુજરાત કલા પ્રવર્તક મંડળ' ઠર્યું અને તરત હોદ્દેદારો નીમવા માંડ્યા. પ્રમુખ તરીકે કવિશ્રીનું નામ નક્કી થયું તે પછી શ્રી ચંદુલાલે ઉપ-પ્રમુખ તરીકે મારું નામ રજૂ કર્યું. મેં વિનયપૂર્વક અસ્વીકાર કરી જણાવ્યું કે હું કોઈ પણ જવાબદારી હાલ લેવા તૈયાર નથી. છતાં શ્રી રામનારાયણ પાઠક, શ્રી રસિકલાલ વગેરેએ કહ્યું કે અમે સાથે જ છીએ, પણ કલામંડળમાં બીજાનું નામ ન મૂકી શકાએ. કવિએ પણ ખૂબ દબાણ કર્યું અને મારું નામ ઉપ-પ્રમુખ તરીકે લખી નાખ્યું. આર્ટિસ્ટ બંધુઓ શ્રી માહુલીકર અને ચંદુલાલ મંત્રીઓ થયા. શ્રી પાઠક, શ્રી રસિકલાલ, ડૉ. હરિપ્રસાદ, ડૉ. મસ્કર વગેરે કાર્યવાહક મંડળમાં નીમાયા. થોડા સભ્યોનાં નામ પણ લખાયાં. એ જ બેઠકમાં કવિએ એકદમ તંત્રો હાથમાં લીધાં: 'ચાલો, હવે કલામંડળની એક વર્ષની પ્રવૃત્તિ નક્કી કરો. આવતી વસંત પંચમીએ એક મોટું કલાપ્રદર્શન ભરવું. રાવળે મંડળ તરફથી પહેલું વ્યાખ્યાન આપવાનું.' મેં કહ્યું, 'ભાષણ મને આવડશે નહિ આપ જ પહેલું ભાષણ આપો.' કવિ કહે 'લખીને પણ વાંચવું, હું તો વાર્ષિક ભાષણ જ આપીશ' હેડમાસ્તર પરિભાષાની મુદત ઠરાવે તેમ તેમણે મારા ભાષણની તારીખ પણ નક્કી કરી નાખી. તે પ્રથમ દિવસે જ કવિએ એટલી આપખુદી ચલાવી કે મારું મન મંડળ વિષે ઉદાસીન થઈ ગયું. એમની સામે બોલવાની કોઈની જ હિંમત નહોતી.

૬૭નાં મેં ઘણી મહેનતે હિંદી ચિત્રકળા પર એક નિબંધ તૈયાર કર્યો અને એક મહિને મંડળ તરફથી પ્રેમાભાઈ હૉલમાં તે માટે સભા થઈ. કવિ પ્રમુખ તરીકે બેઠા. મારી તબિયત નાદુરસ્ત હતી, તોપણ મેં હાજર રહી ધીરેધીરે નિબંધ વાંચ્યો. અવાજ બરોબર પહોંચતો નહોતો. એ બધું જાણતાં છતાં કવિએ ઉપસંહારમાં ટીકા તરીકે કહ્યું કે 'ચિત્રો કરી શકવામાં જ માત્ર કળાકારપણું રહેલું નથી; ચીતરવાની માફક લખવું એ પણ એક કળા છે, તેમ વાચવું કે બોલવું એ પણ કળા છે, વગેરે' અને એક બે ઐતિહાસિક સાલની ભૂલો પર પણ બહુ કડવી ટકોર કરી. એ ટીકાની પદ્ધતિ બહુ કઠોર હતી ને ઘણાઓને લાગ્યું કે કવિએ અઘટિત રીતે ટીકાઓ કરી હતી. મેં શરૂઆતથી જ મારી તબિયત વિષે જણાવ્યું હતું છતાં કવિએ મને પાછો પાડનારાં આવાં વચનો કહ્યાં એ મને લાગી આવ્યું.

એવામાં તા. ૧૩-૮-'૨૩ના રોજ ડૉ. જેમ્સ કઝિન્સ પહેલી જ વાર અમદાવાદમાં આવ્યા. તેઓ હિંદની સાંસ્કૃતિક સમાલોચના કરવા નીકળ્યા હતા અને પોતાના મિત્રોને લખેલું હતું કે તેમના પ્રાન્ત કે શહેરમાં જે જે કલાકારો, કવિઓ, વિદ્વાનો વગેરે હોય તેમનો પરિચય કરવાની તક ગોઠવે. તેઓ થીઓસૉફિસ્ટ પ્રચારક હતા એટલે ડૉ. જૅકબ સૉલોમનના મહેમાન થયા હતા. ડૉ. મસ્કરનું દવાખાનું ડૉ. સૉલોમનના દવાખાનાની સામે જ હતું, એટલે ડૉ. સૉલોમને તેમને કવિઓ ને કલાકારોની વાત પૂછી. તે પરથી તેમણે ડૉ. કઝિન્સની મુલાકાત મારે ત્યાં ગોઠવી. છતાં કવિશ્રીને એ મુલાકાત મેં સ્વતંત્રપણે ગોઠવેલી લાગી. આ પ્રસંગ પર મારી નોંધપોથીમાં આ પ્રમાણે નોંધ છે: 'તા. ૧૨મીએ અમદાવાદમાં જાહેર પત્રિકાઓ ફરી વળી, જેમાં ડૉ. કઝિન્સનું પ્રોગ્રામ છપાએલું હતું ને તેની મુલાકાતમાં બીજો નંબર મારાથી થતો હતો. તા. ૧૨મીની સાંજે મેં 'ગુજરાત કલાપ્રવર્તક મંડળ'માં ઠરાવ મૂક્યો કે મંડળ તરફથી તેમનું સ્વાગત કરવાની ગોઠવણ કરવી. આ પરથી શ્રી ચંદુલાલ શાહે નાનાલાલ કવિને મળી તે વાત નક્કી કરવાનું માથે લીધું અને ઠરાવ્યું કે

ડૉ. કઝિન્સ રવિવારે મારે ત્યાંથી નીકળી કવિને ત્યાં ગુજરાત કલા-પ્રવર્તક મંડળના સભ્યોને હરીભાઈની વાડીમાં મળશે.'

તા. ૧૩મીએ મારે ત્યાંની ડૉ. કઝિન્સની મુલાકાત પતાવી ચાર વાગતાં તેમને લઈ હું કવિશ્રીને ત્યાં હરીભાઈની વાડીમાં ગયો. પણ ત્યાં ડૉ. કઝિન્સનો હિંદી કલા પ્રતિનો પ્રેમ, આદર અને પરિચય કેટલો ગાઢ છે તે કોઈ જાણતું જણાયું નહિ અને કવિએ પણ કોઈ ઉત્કૃષ્ટ વાર્તાલાપ જમાવ્યો કે છેડ્યો નહિ. ડૉ. કઝિન્સે અમદાવાદમાં કલામંડળ સ્થપાયા બાબત બહુ આનંદ દર્શાવ્યો. તેમને પૂછવાના કેટલાક પ્રશ્નો હતા તેના જવાબ ફુરસદે આપવાનું કહી તેઓ પ્રેમાભાઈ હૉલમાં વ્યાખ્યાન-સમય સાચવવા તરત નીકળ્યા. ત્યાંના આ ઠંડા સત્કાર પછી કવિશ્રીને ત્યાં જવાનું મને કદિ આકર્ષણ થયું નહિ.

પ્રદર્શનને થોડા માસ બાકી રહ્યા એટલે શ્રી ચંદુલાલ પ્રદર્શનનું વિજ્ઞાપન અને વિગતો મારી પાસેથી લખાવી લઈ ગયા, અને મારી જ સહી સાથે તે પ્રગટ થયાં. કવિશ્રી એ મંત્રીઓ સાથે કલામંડળનું તંત્ર ચલાવતા ને હું ન મળતો એથી રોષે ભરાતા. મેં દૂર રહીને શક્ય એટલી બધી મદદ કરેલી એ પ્રદર્શનનું પોસ્ટર સુદ્ધાં મેં કરી આપેલું. પ્રદર્શન માટે આમંત્રણો વગેરે કવિએ પોતે જ હાથમાં રાખ્યાં હતાં, અને દરેક જણને એક હાથે ચાલવા ફરજ પાડતા. શ્રી ચંદુલાલ પણ કવિ વિષે ફરિયાદો કરતા અને કહેતા કે પ્રદર્શન બાદ પોતે પણ રાજીનામું આપી દેવાના છે. બીજાઓ ખબર લાવતા કે દરેક જણ અકળાય છે પણ કવિશ્રી આગળ કોઈનું ચાલતું નથી.

બરોબર વસંત પંચમી ઉપર જ મારા પુત્રોના યજ્ઞોપવીતનો પ્રસંગ હોઈ મારાં કેટલાક ચિત્રો પ્રદર્શન માટે શ્રી ચંદુભાઈ સાથે મોકલી હું ભાવનગર ગયો. ત્યાં સામળદાસ કૉલેજમાં ભાષણ આપવા કવિ આવી ચડ્યા. હું તેમને બારણા આગળ મળ્યો અને નમસ્કાર કર્યા; પણ કવિ લાગલા જ મૂંઝવાઈને એવી અનમાનજનક રીતે બોલ્યા કે મેં તે જ વખતે ચિઠ્ઠી લખી જણાવી દીધુ કે 'હું હવે આપની સાથે કામ કરી શકીશ નહિ. આપ આપની રીતે જે કાંઈ કરવું હોય તે કરશો. કળાની સેવા કરવાનાં મારાં સાધનો ને માર્ગ જુદા છે.' આ રીતે મેં મારો છુટકારો શોધી લીધો ને વધુ ગંભીર પ્રસંગોથી હમેશ માટે બચ્યો. સંસ્કારી જનો માટે વ્યહારની દુનિયામાં નાહક દોડા



'બીજાની મઢી' માસિકના મહિલા અંકમાં છપાયેલું કવિવર નાનાલાલનું કાવ્ય: શ્રી રવિશંકર રાવળનાં અક્ષરમાં રેખાચિત્રો તથા હેડ સાથે

થાય એ મને ઈષ્ટ લાગ્યું નહિ એટલે મેં આવો મૂગો માર્ગ લીધો.

આ પછી કોઈ વખતે રસ્તામાં કવિને આવતા જોઉં તો સામે કાંઠે રહી મૌન નમસ્કાર કરી વિદાય લેતો. પણ સ્વ. ગોવર્ધનરામને અંજલિ રૂપ કવિએ લખેલો 'જગત્ કાદંબરીઓમાં સરસ્વતીચંદ્રનું સ્થાન' નામક નિબંધ ગ્રંથાકારે સુંદર રીતે છાપવા માટે તેમણે કુમાર કાર્યાલયને સોંપવા ઇચ્છા કરી ત્યારે તેમણે કાર્યાલયના સંચાલક શ્રી બચુભાઈ રાવત મારફત એનાં ચિત્રો મારે જ કરવાં એનો આગ્રહ જણાવ્યો. મેં એ કામ કરી આપ્યું, પણ કવિએ રૂબરૂ મળવા ઇચ્છા ન બતાવી, તેમ મેં પણ કદિ સામું કદમ ભર્યું નહિ. પછી એમણે ગીતા માટે પણ મારી પાસે ચિત્ર કરાવ્યું.

કવિશ્રીને સાઠ વર્ષ થયાં તેના મણિમહોત્સવના અભિનંદનની લીટીઓ 'કુમાર'માં મેં જ લખેલી. મારા મનમાં કવિશ્રીની પ્રતિભા અને વ્યક્તિત્વ માટે હમેશાં માનની લાગણી મેં જાળવી રાખી છે, પણ તેમના સંપર્ક અને સ્વભાવ માટે રોજરોજ જે સાંભળતો તે પરથી ફરી કદિ મળવા જવાની હિંમત બતાવી શક્યો નહિ, કેમકે એથી પરિણામ સુધરે કે બગડે તેની શંકા હમેશાં રહેતી. જોકે પૂ૦ માણેકબાનું મમતાળુ સ્વાગત તો એક દિવસ પણ ભુલાયું નથી. અને થોડા જ વખત પહેલાં ઘણાં વર્ષે ટ્રેનમાં સાથે પ્રવાસ કરતાં તેમને ઓળખ્યાં ત્યારે ભાવથી વંદન કરી હું કૃતાર્થ થયો છું.

કવિશ્રીના ભાવનાદેહને પણ આજે એવા જ ભાવે અંજલિ અર્પું છું.

ગુજરાત કલાપ્રવર્તક મંડળ તરફથી ભરાએલા પ્રદર્શનનું પોસ્ટર (ચિત્રકાર: રવિશંકર રાવળ)



# મધુકરી

એક છે હિંદુ મુસલમાં: એક છે, રહેશે સદા:
એક થઇને બેયના જીવન અહીં વ્હેશે સદા!
એક માટીથી ઘડાયાં, એક અન્ને ઊછર્યાં:
દાદ દેશે એક માના સાદને બંને સદા!
એક જંજીરે જડાયાં, એક પિંજરમાં પડ્યાં:
એક મુક્તિ-જંગ: સંગે ઝૂઝશે બંને સદા!
એક સમદર, એક બંદર, એક તાકત ને તુફાન:
એક કિશ્તી ને કિનારો: એક બેનો નાખુદા!
લાખ હિકમત છો કરે દુશ્મન દીવાલો બાંધવા:
કોઈ કાળે ના થવાના ભાઈ ભાઇથી જુદા! —વૈશાયન

### ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ

'કુમાર'ના ગયા ઑક્ટોબરના અંકમાં 'મથુરાની શિલ્પકળા' ઉપર એક પરિચયાત્મક લેખ આવી ગયો. એ જ વિષય પર ગઇ તા. ૧૭ થી ૨૦ ડિસેમ્બરના રોજ અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યા સભા) સંચાલિત અધ્યયન-સંશોધન વિદ્યાલય તરફથી ચાર સચિત્ર મનનીય વ્યાખ્યાનો જેમણે આપ્યાં તે વિદ્વાન પુરાવિદ ડૉ. વાસુદેવશરણ અગ્રવાલનો પરિચય આપણે ત્યાં નહિવત્ છે; પણ હિંદભરમાં આજે પુરાવિદ્યા, મૂર્તિશાસ્ત્ર, તેમજ પ્રાચીન શિલ્પ, સિક્કા આદિના જે ગણ્યાગાંઠ્યા તજ્જ્ઞો છે તેમાં એમનું નામ મોખરે આવે છે. ભારતીય સંસ્કૃતિના તેઓ વિરલ અને અખંડ ઉપાસક છે અને એમનું સંસ્કૃતનું જ્ઞાન એટલું વિશાળ અને પ્રવાહી છે કે તેનાં ઝડપી હાથવગા પ્રમાણો વડે તેઓ પ્રાચ્યવિદ્યા જેવા વિષયને અત્યંત સરળ લોકભોગ્ય અને પ્રમાણિત બનાવી દે છે. એમની શક્તિઓની કદર પ્રીછીને હમણાં તેમને દિલ્હીના મધ્યસ્થ સરકારના 'સેન્ટ્રલ એશિયન ઍન્ટીક્વીટીઝ મ્યુઝિયમ'ના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે નીમવામાં આવ્યા છે.



(બ્લૉક: પ્રેમબંધુના સૌજન્યથી)

એમનો જન્મ સં. ૧૯૬૧ની શ્રાવણ વદિ ૧૧ને દિવસે અલાહાબાદમાં થએલો. લખનૌમાં એમના કુટુંબની, લોખંડના વેપારની મોટી પ્રતિષ્ઠિત 'અગ્રવાલ કંપની' છે, પણ એમને તો એ વ્યાપારી વ્યવસાય કરતાં ભારતીય સંસ્કૃતિની ઉપાસના અને વિદ્વાન બ્રાહ્મણજીવન પસંદ છે. લખનૌ અને કાશીમાં વિદ્યાર્થી જીવન વ્યતીત કરી તેઓ લખનૌ કૉલેજમાંથી એમ.એ. થયા. વિદ્યાર્થીકાળથી જ તેઓ ગહન અભ્યાસી હતા. ઇતિહાસ તથા પુરાતત્ત્વ તેમના પ્રિય વિષયો હતા. 'સરસ્વતી', 'માધુરી', 'સુધા', 'વિશાલ-ભારત' આદિમાં આવતા સં- સ્કૃતિ તથા ઇતિહાસ ઉપરના એમના વિચારગંભીર લેખોએ સાહિત્યકારો તથા વિદ્વાનોમાં સારી છાપ પાડી હતી.

એમ. એ. થયા પછી એઓ હિંદી સરકારના પુરાતત્ત્વ ખાતામાં જોડાયા;




ભારતવર્ષના સાહિત્ય અને કલામાં અત્યંત ખ્યાતિ ને ગૌરવ પામેલું આ પંખી, મૂળ તો હિમાલયમાં માનસરોવર, રાવણહ્રદ તથા તિબેટ-લડાખ-કાશ્મીર વગેરે પ્રદેશોનાં બીજાં સરોવરોના કિનારાઓનું. શિયાળો બેસતાં એ હિંદ આવે છે અને આખા ઉત્તર ભારતમાં ફેલાઈ જાય છે, તે છેક વસંત બેઠે પાછાં જાય છે. ગુજરાતમાં સરસ્વતી અને સાબરમતીના કિનારાઓ પર દેખાતાં કહેવાય છે.

પશ્ચિમી ચિત્રોના સંપર્કથી આપણે જેને હંસ તરીકે ઓળખતા થયા છીએ તે swan એ આપણો હંસ નહિ. એ તો સાઇબીરિયા ને મધ્ય એશિયાનું વાસી. આપણો હંસ તો બતકના દેખાવનો. શરીરે ભરાવદાર. એકેક ફૂટ લાંબો. ડોક શરીર કરતાં નાની. દેહનો રંગ સિત–સાવ ધોળો દૂધ જેવો નહિ પણ રાંકડાંની રાખ જેવો આછો ભૂરો. માથું ને ગળું તદ્દન સેત. દાઢી તથા છાતી આછા રાખોડી. ગરદન પાછળનો ભાગ ઘેરો બદામી પેટ સફેદ. એને ઓળખવાની ખાસ નિશાની તે એના માથા પાછળના બે કાળા પટ્ટા. તેમાં ઉપલો પટ્ટો મોટો–બે આંખોને જોડતો; નીચલો નાનો. ચાંચ ને પગ ઘેરા પીળા કે નારંગી. ચાંચ નાની, વચ્ચેથી દાબ પડેલી, પણ છેડે કાળો નખ. પગનાં આંગળાં વચ્ચેથી જોડાએલાં.

જૂન જુલાઈમાં તિબેટનાં સરોવરની પાસે હંસનો મેળો થઈ માળા બાંધે તથા ઈંડાં મૂકે. હિંદનાં વિશાળ જળાશયો ઉપર પણ એ હંમેશાં ટોળાંમાં જ વસે. દિવસભર નદીનાં પાણીમાં કે રેતીમાં ઊંઘે ને રાત પડ્યે ચરવા નીકળે. કેવળ વનસ્પતિ એનો આહાર. કમળનાં બિસતંતુ, લીલા ઘાસ, ઘઉં, ડાંગર વગેરે ખૂબ ખાય. જે ખેતરમાં હંસ પેસે તેનો પાક નીકળી જાય. ઊડે ત્યારે ગંભીરસ્વરે 'હોંક, હોંક', કરીને બોલે. ચાલ ધીરી, લચકાતી, ગૌરવવાળી. ઊડે ત્યારે V આકારમાં. તેમાં મોખરેના નાયક વારંવાર બદલાય.

(શ્રી 'વનેચર'ના લેખ ઉપરથી સંપાદિત)

અને પોતે મથુરા મ્યૂઝિયમના ક્યૂરેટર (સંગ્રહપાલ) બન્યા પછી મથુરાના પુરાતત્ત્વ સંગ્રહને સુવ્યવસ્થિત કરી તે પર કલમ લેખો લખી ઘણો પ્રકાશ પાડ્યો. તેમના પ્રયત્નથી આજે મથુરાનું મ્યૂઝિયમ આખા હિંદમાં નમૂનેદાર ગણાય છે. ત્યાંથી તેઓ દિલ્હીના સેંટ્રલ એશિયન એન્ટીક્વીટીઝ મ્યૂઝિયમના સુપરિન્ટેન્ડન્ટના હોદ્દા પર ગયા. મ્યૂઝિયમો ને તેમાં પ્રેમ ધરાવનાર વ્યક્તિઓ તથા સંસ્થાઓ માટે 'મ્યૂઝિયમ એસોસીએશન ઓવ ઈન્ડિયા' સ્થપાઈ તેનું એક ત્રિમાસિક પત્ર નીકળે છે તેના તેઓ સંપાદક છે. તેમની વિદ્વત્તાથી સંતુષ્ટ થઈ લખનૌ યુનિવર્સિટીએ તેમને 'ડૉક્ટર ઑવ લિટરેચર'ની પદવી આપી છે.

પુરાતત્ત્વના વિદ્વાન હોવા સાથે તેઓ વૈદિક ગ્રંથોના સમર્થ વિદ્વાન ને પંડિત છે. તેમજ હિન્દી સાહિત્યના પણ મર્મજ્ઞ છે. તેમનું અંગત જીવન તદ્દન સાદું અને સરળ છે. એમનાં વિચાર અને વાણી સ્પષ્ટ સરળ અને સુમધુર છે. તેઓ હંમેશાં અધ્યયનશીલ જ રહે છે. પૂ. ગાંધીજીના ચુસ્ત અનુયાયી અને રાષ્ટ્રવાદી છે તથા મન, વચન અને કર્મથી તેના સિદ્ધાંતો પાળે છે.

## નાળિયેર

ફળોમાં સર્વશ્રેષ્ઠ શ્રીફળ માંગલિક પ્રસંગો, પરણવામાં, મરણમાં અને સર્વ ધર્મોનાં દેવદેવીને અર્પણ કરવામાં અગ્રભાગ ભોગવે છે. વેદકાળથી જ હિંદમાં નાળિયેર-શ્રીફળ ની હયાતી ને વપરાશ થતો આવેલો જણાય છે. એટલું જ નહિ પણ સાત્ત્વિક, રાજસ ને તામસ દેવોના ઉપાસકો પણ શ્રીફળને અગ્રસ્થાન આપે છે. મુસલમાન કોમમાં પણ મંગળ પ્રસંગોમાં નાળિયેર છે જ.

નાળિયેર રેતાળ પ્રદેશમાં અને દરિયાકિનારા ઉપર થાય છે. કાઠિયાવાડમાં પોરબંદર, ભાવનગર, મહુવા વગેરે સ્થળે નાળિયેર સારાં થાય છે. કોકણ અને મલબાર તરફ પુષ્કળ નાળિયેર થાય છે. ગુજરાત નાળિયેર બહુ ઓછાં વાપરે છે. દક્ષિણ નાળિયેરને રોજની વાનીઓમાં છૂટથી વાપરે છે અને મુંબઈવાસીઓ મહારાષ્ટ્રી પ્રજાની સંગતિથી નાળિયેરનું ખમણ, શાક ચટણી ને રાયતામાં છંટકારતા શીખ્યું છે. પરંતુ નાળિયેરમાં રહેલા અલૌકિક ગુણોને જાણ્યા સિવાય માત્ર સ્વાદ અને શોખની ખાતર જ એ વપરાય છે.

ચરક ને સુશ્રુત આદિ વૈદક ગ્રંથોમાં નાળિયેરનો ઔષધ તરીકે ઉપયોગ કહેલો છે. સમગ્ર કોપરું, કોપરાનું તેલ અને નાળિયેરનું પાણી, આમ ત્રણ જુદીજુદી રીતે એના ગુણનું વર્ણન મળે છે. કોપરામાં રહેલા અલૌકિક ગુણથી કોપરામાંથી બનતો 'નાળિયેરનો ખડ પાક' ચક્રસમાન ક્ષય જેવા મહાવ્યાધિ માટે આપ્યો છે. પરંતુ 'કૉડ લીવર' તરફ લાગી મંડેલી જનતા ને ચિકિત્સકોએ આવા ઉત્તમ પ્રયોગો તરફ નજર જ નથી ફેરવી. ડૉ. ડીમક શોધખોળ અને પ્રયોગો કર્યા પછી જાહેર કરે છે કે નાળિયેર કૉડલીવર ઑઇલ જેટલું જ ગુણકારી છે. લીલા નાળિયેરને છૂંદી નીચોવીને દૂધ જેવો રસ નીકળે તેમાંથી તૈયાર કરી લીધેલું તેલ જેને યુરોપમાં 'કોકો ઓઇલ'ને ન કહે છે, તે ખાવામાં કૉડલીવર કરતા હલકું ને ગુણમાં ચઢિયાતું છે.

મેજર ડૉ. બી. ડી. બસુ 'નાળિયેર ચિકિત્સા' નામના પોતાના લેખમાં નાળિયેરની મહત્તા અને અપૂર્વ ગુણ માટે લખે છે કે નાળિયેરી જેવું જગતને અતિ ઉપયોગી ઝાડ પેદા કરીને ઈશ્વરે માનવ કુટુંબ પર ઘણો મોટો ઉપકાર કર્યો છે. તેનું એકેએક અંગ મનુષ્ય શરીરનાં અનેક રોગોને નાબૂદ કરવા માટે ઉપયોગી છે. મધુપ્રમેહના દરદી માટે કોપરું એ વ્યાધિનિવારક ને પોષક પદાર્થો પૂરા પાડનાર એક શાક છે. નાળિયેરનો ખોરાક સંપૂર્ણ એટલા માટે છે કે જવ, બદામ, ગોળા ને બીજાં કાર્બોહાઈડ્રેટ ખાદ્ય વિરુદ્ધ જે ફરિયાદો કરવામાં આવે છે તેમાંની એક પણ ફરિયાદ નાળિયેરના ખોરાક માટે કરવામાં આવી નથી. મનુષ્યનાં સ્વાસ્થ્ય ને તંદુરસ્તી માટે જોઈતા અનેક તત્ત્વો નાળિયેર પૂરાં પાડે છે.

લીલા નાળિયેરનું પાણી એક ઉત્તમ અને આહ્લાદજનક પીણું છે. હવામાં રહેલી ઠંડક કરતાં તે ૨૫ ટકા જેટલું વધારે ઠંડું છે. એથી તરસ છીપે છે, સંતોષ થાય છે ને પિત્તની ઉષ્ણતાને તે નિવારે છે. અમ્લપિત્તનો દરદી કે જેને કોઈપણ ખોરાક લીધા પછી ઊલટી થઈ નીકળી જતી હોય તેવા સેંકડો દરદીઓને માત્ર નાળિયેરના પાણી પર જ રાખીને પ્રયોગ કરાવવાથી અમ્લપિત્ત શાંત થઈ જાય છે.

ડૉક્ટરો કહે છે કે નાળિયેરનું પાણી એ વિટામિન બીથી ભરપૂર પેય પદાર્થ છે. જેમને સગવડ અને સરળતા છે તેઓ ઉનાળો એટલે આઠ માસ રોજ બેત્રણ નાળિયેરનું પાણી પીતા રહે, તો શરીર ચૈતન્યના દીવડા જેવું ચમકી ઊઠે.

બિહાર અને બંગાળમાં કોપરેલનો માલિશ એ નિત્યક્રમ ગણાય છે. કોપરેલ જંતુનાશક છે. એ લીખ, જૂ, શરીરની રુવાંટીમાં પડતા સવા વગેરે બધા જંતુઓનો નાશ કરે છે, એટલું જ નહિ પરંતુ ખોરાકમાં લેવામાં આવે તો કેટલાયે વ્યાધિઓના જંતુઓનો એ નાશ કરે ને ખોરાકને સ્નિગ્ધ પદાર્થો પૂરા પાડે, ઉપરાંત બીજા ઉપયોગી તત્ત્વો પણ. આજે ગાય અને ભેંસના ચોખ્ખા ઘીના સાંસા પડયા છે, અને પ્રજા વેજીટેબલ ઘી ખાઈને તંદુરસ્તી બગાડે છે ત્યારે તેઓ રોજના વપરાશમાં કોપરાનું વિશુદ્ધ તેલ વાપરે તો ગાય ને ભેંસનાં દૂધમાંથી તૈયાર કરેલા શુદ્ધ ઘીના બીજા જ નંબરે કોપરેલ એમની ઘીની ઇચ્છાને ને ખોરાકની ઊણપને પૂરી કરે, અને શરીરને પૂરતા પ્રમાણમાં પોષણ આપી શકે એટલું જ કે કોપરામાંથી તેલ કાઢવાનું શીખી લેવું જોઈએ, જે લેખને છેડે દર્શાવ્યું છે.

કોપરા જેવો ઉત્તમ, પૌષ્ટિક મહત્ત્વનો ખોરાક આપણા રોજના ખોરાકમાં શા માટે સ્થાન નથી મેળવતો? લીલા કોપરાને ખમણીને એમાં ચણાનો અને ઘઉંનો આટો મેળવી પૂરી, ચપાટી ને થેપડા એટલા સરસ બનાવી શકાય ને એવાં સ્વાદિષ્ટ થાય કે ન પૂછો વાત! અને તે શરીરને પોષણ પણ પૂરું આપે. જો મિઠાઈમાં ઘીની જગ્યાએ કોપરેલ વાપરવાનું શરૂ થાય તો આજે વેજીટેબલથી બનતી મિઠાઈઓ કરતાં તેનું સ્થાન ઘણું ઊંચું આવે.

મધુમેહનો દરદી ચણા ને બાજરીના આટા સાથે સારા પ્રમાણમાં કોપરાનું મિશ્રણ કરી એનો ખોરાક લેવા માંડે તો સાકર ઘટી જાય, વજન વધે ને ડાયાબીટીસ માટે મોંઘાં ઇંજેક્શનો લેવાં ન પડે એ તો ઘણી સ્પષ્ટ હકીકત છે કે નાળિયેરનું તેલ માથાના વાળને ઘણું ઉત્તમ પોષણ આપે છે અને બહેનો માથામાં નાખવાનાં તેલ કોપરેલ ઉપર જ બનાવે છે. પરંતુ કોપરેલના તેલમાં રહેલો બાલવૃદ્ધિનો સ્વાભાવિક ગુણ, અતિ ઊકળવાથી નાબૂદ થાય છે. વાળ વધારવાનો અજબ ગુણ અનુભવવો હોય તેમણે તો લીલા કોપરાને ઘસી, વાસણમાં ભરી રહેવા દેવું. ચારેક કલાક પછી કાંસકાથી ઓળી કોપરું કાઢી નાખી તેલ રહેવા દે તો બહુ જ ઉત્તમ ગુણ બતાવશે. તેલને વધુ પડતું ગાળવું, ઉકાળવું અને રીફાઈન કરી નાખવું, એથી એના બાલવૃદ્ધિકર ગુણોને હાની પહોંચે છે.

વળી એક માન્યતા એવી છે કે નાળિયેરીનો તાજો નીરો (તાડી) સગર્ભા સ્ત્રી આઠવાડિયામાં બે વખત પીવાનું રાખે તો બાળકો ગોરા આવે છે. કાળા રંગનાં માતાપિતાએ શક્ય હોય અને મેળવી શકાય તો આ ઉપાય અજમાવવા જેવો છે. નુકસાન કંઈ નથી.

અંધ ભૂલે ડગલું તો કહીએ અંધ હતો તે ભૂલ્યો, ન્હાણુ ડૂબે પાણી તો કહીએ ન્હાણુ હતો તે ડૂબ્યો;
પણ જો ચેતન બુદ્ધિવંતુ માનવપ્રાણી પોતે, દેખી-બૂઝી કૂવે પડે તો કાં ના મરે કમોતે?

અમદાવાદમાં કોમી આગનો આતશ જલતો હતો ત્યારે આગ અને છરીના એ તાંડવ વચ્ચે, કાયા સુકલકડી દેહવાળો એક નિરાડંબરી અને ઋજુ માણસ, એકલપંડે ને ક્યારે પગે ઘૂમીઘૂમીને રખડતાં શબોને અવલમંજલ પહોંચાડતો હતો ને સંકટગ્રસ્તોને સલામત સ્થળે પહોંચાડતો હતો; અનાથનાં આંસુ લૂછતો હતો ને હતાશ માનવીઓને હૂંફ ને હિંમત આપી કહેતો હતોઃ ભાગશો મા; ભાગશો તો યે મોત મૂકવાનું નથી.

'ધારાળાના ગોર'ના નમ્ર પણ ગૌરવભર્યા નામથી જાણીતા એ મહાનુભાવ આત્મા રવિશંકર મહારાજને એક યુવાન પત્રકારે પૂછ્યું, 'દાદા, તમને બીક નથી લાગતી?'

જવાબ મળ્યો, 'મને બીક શાની? કોઈનું મેં કાંઈ બગાડ્યું નથી. મૃત્યુનો મને ડર નથીઃ મોત કોઈને છોડતું નથી.' અભયના પાયા પર રચાયેલા જીવનનો આ જવાબ હતો.

મચ્છરદાની વસાવવાની અનુકૂળતા વિનાના લોકો મચ્છરથી બચવા માટે દીવાવાળાને ત્યાં મળતું નારંગીનું તેલ વાપરી શકે. એ તેલની વાસથી મચ્છર દૂર નાસતા હોવાથી, શરીરના ખુલ્લા રહેતા ભાગો ઉપર તે લગાડી સૂવાથી તેની વાસ ચાલુ રહે ત્યાં સુધી મચ્છર પજવતા નથી. કરકસરને ખાતર તેમાં લગભગ ½ કે ⅓ ભાગનું મીઠું તલનું તેલ પણ ઉમેરી શકાય. ઘણા કેરોસીન લગાડે છે તેના કરતાં આ તેલ સુગંધી હોવાથી વધુ અનુકૂળ થશે.



આ ચિત્રમાં તમને ધડીમાં કાળી ભોંય પર સફેદ ફૂલ પાડેલું જણાશે, ને ઘડીમાં સફેદ ભોંય ઉપર કાળું. એ દૃષ્ટિભ્રમ છે.

અનેકાર્થી શબ્દઃ ઋષભઃ આખલો; સંગીતના સાત સ્વરમાંના બીજા સ્વરનું નામ; ઉત્તમ અથવા શ્રેષ્ઠ,—સમાસમાં છેડે; ઋષભદેવઃ જૈનોના તીર્થંકર; વિષ્ણુના એક અવતાર.

મખમલના કોઈ કપડામાં ધડીઓ ને કરચલીઓ પડી ગઈ હોય તો બાથરૂમમાં ગરમ પાણીએ નહાતા હોઈએ ત્યારે એ કપડું ત્યાં ટાંગી રાખવું. વરાળથી ધડીઓ-કરચલીઓ જતી રહેશે ને મખમલ પર ચમક આવશે.

ગણિતગમ્મત

૧ = ૧ = $૧^૨$
૧+૩ = ૪ = $૨^૨$
૧+૩+૫ = ૯ = $૩^૨$
૧+૩+૫+૭ = ૧૬ = $૪^૨$
૧+૩+૫+૭+૯ = ૨૫ = $૫^૨$
૧+૩+૫+૭+૯+૧૧ = ૩૬ = $૬^૨$
૧+૩+૫+૭+૯+૧૧+૧૩ = ૪૯ = $૭^૨$

અને એ પ્રમાણે આગળ. સર્વ એકી ક્રમિક સંખ્યાનો સરવાળો વર્ગસંખ્યા જ (વર્ગમૂળ બરાબર બેકી શરૂની) આવે. (મ.ના.ખત્રી)

કલાકણિકા

સુંદર ચીજોનો શોખ એ માણસ માત્રની સાહજિક લાગણી છે, અને માણસજાતમાં સંસ્કારિતા મ્હોરતી ગઈ તેની સાથોસાથ તેણે પોતાનાં વપરાશનાં સાધનોમાં સુડોળ ઘાટ, રૂપનું સૌન્દર્ય ને શોભન કે કારીગરી ઉતારવાના પ્રયત્નો કર્યા જ છે. એમ હજારો વર્ષ પહેલાંના અવશેષોની ક્રમપરંપરા બતાવે છે. બીજી રીતે કહીએ તો, કોઈપણ પ્રજાનાં વપરાશનાં ઉપકરણો, સાધનો અને જીવન સર્વસ્વમાં રહેલાં રૂપસૌન્દર્ય કે કલાતત્ત્વ તે તે પ્રજાની સંસ્કારિતાની પારાશીશી છે.

પ્રજાપ્રજાની એવી રૂપસુંદર ચીજો અહીં 'કલાકણિકા' નામથી નિયમિત આપ્યા કરવાની યોજના આ માસથી શરૂ થાય છે.



કેરોસીન ને વીજળી આવ્યા પૂર્વેના આપણા સળંગ સંસ્કૃતિકાળમાં બળાતા તેલના દીવા માટે પ્રજાપ્રજાઓએ જે સુંદર ઉપકરણો સરજ્યાં તેમાં ગુજરાતે કોડિયાંની દીવી માટે સર્જેલી આ પૂતળી અતિ વિશિષ્ટ છે. બે હાથમાં તેલપાત્ર ધરી ઊભેલી એ શોભનમય પિત્તળની પૂતળીઓ ગુજરાતના આગવી લાક્ષણિકતા છે.

કહેવતોના અર્થઃ 'ખળે ખબરૂં (ખબર) પડે' એ રીતે બોલાતી આ કાઠિયાવાડી કહેવતને કેટલાક 'ખરે ખબર પડે' એમ બોલીને તે ! એનો અર્થ કરે છે કે જ્યારે ખરો કટોકટીનો સમય આવે ત્યારે જ માણસનું મહત્ત્વ કે સાચી કસોટી થઈ જાય છે. પણ આ ઉચ્ચાર તથા માન્યતા ભૂલભરેલાં છે. મૂળ શબ્દ તો 'ખળે' (એટલે કે ખળામાં) છે અને તેનો અર્થ એવો છે કે અનાજ જ્યારે ખળામાં આવે છે ત્યારે જ તેની પાછળની ખેડૂતની મહેનત, આબોહવા અને જમીનના કસનું સાચું મૂલ્ય થાય છે,—એટલે કે અનાજના મૂલ્યની 'ખળે ખબર પડે છે.' એ જ રીતે માણસનું મૂલ્ય પણ કસોટીના સમયે જ થાય છે.



ગાયને સામાન્યતઃ એક જ વાછરડું જન્મે છે, અને કવચિત એકથી વધુ જન્મે તો ભાગ્યે જ જીવતાં રહે છે. દક્ષિણ હિંદમાં અનાકપલ્લે મુકામે એક ગાયે એકીસાથે ત્રણ વાછરડાંને જન્મ આપ્યો છે અને એ ત્રણે જીવે છે (ફોટો મોકલનાર: બાબુભાઈ શાહ)




લોકમાન્ય

# તિલકનગર

## સ્ટેશન થનાર છે

મેઈલ ટ્રેન રસ્તા ઉપર, જાહેર રસ્તા ઉપર કાળુપુરથી બીજુ જ સ્ટેશન થવાનું છે. તિલકનગરની બસ સર્વિસ જેનું ભાડું શહેરમાં ફરતી બસ સર્વિસથી વધારે નહિ તેમજ લોકલ ટ્રેનોની વધારે સંખ્યાવાળી લાઈન કે જેનો લાભ મેળવવો સહેલો પડશે. વળી શહેરની સાથે રહેવા ટેલીફોનની પણ સગવડ જોઈએ. ઇલેક્ટ્રીક કારખાનું નજીકમાં નજીક છે. હવા પાણી ઉત્તમ ને ચારસો વારના બે રૂપીઆના સો. વારના પ્લોટો જેમાં બસ સર્વિસ, ઇલેક્ટ્રીક વિ.ની ગણત્રી આવી છે. આ અતિશયોક્તિથી કે જાહેર ખબરની રીતની વાતો નથી તદ્દન સત્ય છે. મ્યુનિસિપાલીટી પણ વીસ હજાર વસાહત કરતાં વધારે કરી શકે તેમ નથી. બે લાખ વસાહતનો પ્રશ્ન તો ઊભો જ છે. અને તે પણ સ્ટેશનથી છ માઈલમાં હશે. રાજકારણનું ને ઉદ્યોગનું કેન્દ્ર શહેર થવાનું છે. વરસ ઉપરાંતથી કહીએ છીએ તો મુંબઈની દૃષ્ટિ રાખી વસાહત કરવી તે જ સત્ય છે. મુંબઈ આજુબાજુ બે સ્ટેશન પછી મુડીવાળા જ વસે છે તેમ જરા ય માનશો નહિ. મધ્યમ વર્ગે જરા પણ વખત ગુમાવ્યા સિવાય પ્લોટ ખરીદવો.

**સ્થળ:**
ઓરજ ઓડીઆર ને
સાબરમતી સ્ટેશનની વચ્ચે

પ્લોટ મળવાનું ઠેકાણું:
રેવાશંકર હરિશંકર ત્રિવેદી

મેનેજિંગ ડિરેક્ટર
**પટેલ વકીલ એન્ડ ત્રિવેદીની કું.**
૨૪૫૬, ભદ્ર, અમદાવાદ

# તીલકનગર

# પુરૂષ અમારા દુશ્મન છે!...

• પુરૂષ માત્રને 'પરિસ્તાન'માં પ્રવેશવાની મનાઈ હતી

• છતાં એ પુરુષ ઘસ્યો આવ્યો હતો—

ટીયરગેસ તૈયાર
નહોતો ત્યારે એના
પર સૂંઢવાળા પાણીનો
મારો શરુ કરાયો
પછી . . . . . . . ?

અમદાવાદની
બેહદ
તારીફ
ઝીલી
રહેલું
રમુજી
ચિત્ર

•

બેહદ
ગીર્દી
જમાવી
રહ્યું
છે

# પરિસ્તાન

સારાયે
શહેરને
હાસ્યને
હિંચકે
ઝુલાવતું
ચિત્ર

| નિર્માતા | કથાકાર | સંગીત |
|---|---|---|
| એન. આર. આચાર્ય | વજુ કોટક | નીનુ મજમુદાર |

— અદાકારો —

• પહાડી સન્યાલ • અંજલિદેવી
• રણજીત કુમારી • સુનાલિની
• અમૃતલાલ • અનવરી • સોનાચેટરજી
• કમલ જમીનદાર • પદ્મા બેનરજી

## રીગલ — મૉડલ

— ટાઈમ રાબેતા મુજબ —

## મધ્યમવર્ગના વસવાટ માટે
## ગુજરાતભરમાં શ્રેષ્ઠ નગર
## તરીકે પુરવાર થઈ ચુકેલા

# મોદી નગરમાં

* માત્ર રૂા. ૨૫૧માં ૧૦૦ વારના ઇનામી જમીનના પ્લૉટની મોદી નગરની યોજનાને સુંદર આવકાર મળી ચૂક્યો છે.

* મોદી નગરમાં પ્લૉટ ખરીદવા માટે હજુ લોકોની ખૂબ માગણીઓ અને પત્રો આવતા હોવાથી જનતાની માગણીને માન આપી અનામત રાખેલા માત્ર જૂજ પ્લૉટો વેચાણ માટે કાઢ્યા છે.

* જે ગૃહસ્થો પ્લૉટ ખરીદવા માગતા હોય તેમણે સત્વર રૂા. ૧૦૦ એડવાન્સ આપી પ્લૉટ નોંધાવી જવા વિનંતી છે.

* મોદીનગરમાં મકાનોનું બાંધકામ તુર્ત શરૂ થનાર છે.

સ્થળ :
નરોડા નજીક

**માત્ર જૂજ પ્લૉટો બાકી છે**

રૂા. ૨૫૧માં
૧૦૦ વારનો
ઇનામી જમીનનો પ્લૉટ

વિગત માટે મળો :
રાજેન્દ્રપ્રસાદ સી, મોદી
મેનેજીંગ ડિરેક્ટર
**મોદી પટેલ એન્ડ કું.**
રાજામહેલ - કાળુપુર બ્રિજ
અમદાવાદ

નરોડાથી તદ્દન નજીક જાહેર રાજમાર્ગ ઉપર આ પ્લૉટ આવેલ છે.

ઈંચેઇચમાં સંપૂર્ણ બાંધકામ થઇ શકે તેવી જાત ઇનામી જમીન છે.

મીલોના ધુમાડાથી દૂર અને સ્વચ્છ હવાપાણી ધરાવે છે.

ભરચક હિંદુ વસ્તીનાં ગામોની મધ્યમાં આ મોદી નગર આવેલું છે.

વ્યાયામશાળા, દવાખાનાં, નિશાળો, બગીચા, કૂવા, ગાર્ડિંગ, મંદિર, લાયબ્રેરી. જાહેર રસ્તાઓ વગેરે માટે મોદી નગરમાં અનામત જગ્યા રાખવામાં આવી છે.

રેલ્વે સ્ટેશન, ઇલેક્ટ્રિક લાઈટ, ટેલીફોન, પોસ્ટ, તાર, ટપાલ, ટ્રેન અને બસ સર્વિસની નજીક મોદી નગર આવેલું છે.

બસવ્યવહાર અત્યારે પણ રાખેના મુજબ મોદી નગરથી ચાલુ છે.

મોદી નગરમાં ૨૦ તથા ૨૫ ફૂટના રસ્તાઓ પાડવામાં આવ્યા છે.

લે-આઉટ તથા પ્લાન જોવા માટે ખુલ્લો રાખવામા આવ્યો છે.

હજી સુધી આવી આરોગ્યદાયક હવાપાણી અને સગવડો ધરાવતી યોજના બહાર પડી નથી.

જગદંબાના મંદિરનું બાંધકામ ટૂંક વખતમાં શરૂ કરવામાં આવશે.

Adanial Paint Production

'તમારાં મકાનો, સીનેમા થીએટરો, નાટ્યગૃહો, હૉટેલો મહાલયો તેમજ અન્ય બાંધકામોના બાહ્ય તેમજ આંતરિક સુશોભન માટે એક જ ચીજ

# Stephen's

Distempers

## સ્ટીફન્સ ડીસ્ટેમ્પર કલર્સ

ટ્રેડ માર્ક



તેજ રંગ શા માટે વાપરવા? કારણ કે,

'સ્ટીફન્સ ડીસ્ટેમ્પર' એટલે, દરઅસર, પૈસાનો બચાવ, ઘરની શોભા તથા લાંબી ગૅરંટીથી કોઇપણ ડીસ્ટેમ્પરની હરોળમાં હમેશાં મોખરે રહી પૂરતા જથ્થાબંધ જાણકાર કોઇપણ વેપારીને ત્યાંથી મનપસંદ ને આકર્ષક વિવિધ શેડોમાં મળી શકે છે

વધુ વિગત માટે લખો:

સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ: **પ્રહ્લાદજી ધનજી ઍન્ડ કં.** વૈશ્ય સભા સામે - જમાલપુર રોડ અમદાવાદ

---

## નવયુગનાં મંડાણ...

આપણા ખર્ચે અને જોખમે આપણા પર શાસન કરતી પરદેશી સરકાર હવે સીધાવે છે. એની સાથે ગુલામીનાં સર્વ અનિષ્ટો આપણા દેશમાંથી નિર્મૂળ થવાં જોઇએ. સામયિકોની સરમુખત્યારી અને આપખુદ બેજવાબદારી પણ હવે નવો યુગ નહિ સહન કરે. ગ્રાહકોને જવાબદાર હોય એવું નવી જ ઢબનું માસિક

★ 'જીવન-પ્રકાશ' ★

શરૂ થાય છે. એના ઘડતર, વિકાસ અને પુનર્વિધાનમાં દરેક ગ્રાહક-સભ્યને મતાધિકાર મળે છે. એના ગ્રાહકમંડળમાં જોડાયેલ વ્યક્તિ કે સંસ્થાને અનેક જાતની સગવડો મળે છે; અને એમણે ભરેલ લવાજમનો નક્કર બદલો તો તરત વળી જાય એવી યોજના છે. લાયબ્રેરીઓ, શાળાઓ અને મંડળોને માટે ખાસ લાભ—અત્યારે જ એક કાર્ડ લખીને એની સંપૂર્ણ વિગતો મંગાવો:

**જીવન-પ્રકાશ કાર્યાલય - રાણપુર (કાઠિ.)**

---

૨૯મી જાન્યુઆરીએ (સ્વાતંત્ર્ય દિને)

પ્રગટ થશે

## સંસ્કૃતિ

ગુજરાતી માસિક

**તંત્રી: ઉમાશંકર જોષી**



વાર્ષિક લવાજમ: રૂપિયા સાત - પરદેશ શિલિંગ ૧૪

ચોકસી નિવાસ • કૃષ્ણ સોસાયટી પાસે
એલિસ બ્રિજ અમદાવાદ


નવી સાડી
નવી ભાત
નવી રીત
નવું જીવન
'નવજીવન'
નવજીવન મીલ્સ લી.
કલોલ



'રાખો મશાલ જલતી, નવ કુચ થંભે.'

અમદાવાદમાં મ્યુનિસિપલ આરોગ્ય સમિતિના વ્યાયામગૃહના વ્યાખ્યાનખંડની દીવાલ પરનું ૯×૫ ફૂટના માપનું મોટું ભીંતચિત્ર

ચિત્રકાર • રવિશંકર રાવળ

# પૃથ્વીનું દોહન

શ્રીમદ્ ભાગવતના ચતુર્થ સ્કંધમાં પૃથુ રાજાએ કરેલા પૃથ્વીના દોહન-ની કથા આવે છે જેમાં પૃથુ રાજા પૃથ્વીનું દોહન કરે છે અને પરિણામે ભાતભાતની ઓષધિઓ માનવજાતના કલ્યાણ સારૂ પામે છે. આ કથાનું રહસ્ય શું હશે એ આપણે જાણતા નથી. પણ, શ્રીમદ્ ભાગવતની આ પૌરાણિક કથા આજકાલના ધાતુશાસ્ત્રના વિજ્ઞાનને ઠીકઠીક બંધબેસતી આવે છે:

ઈ. સ. ૧૯૨૪માં એફ. ડબલ્યૂ. ક્લાર્ક અને એચ. એસ. વૉશિંગ્ટન નામના બે અમેરિકન વૈજ્ઞાનિકોએ, આખી પૃથ્વીનું તો નહિ, પણ પૃથ્વીના ઉપરના દસ માઈલ સુધીના પડનું પૃથક્કરણ (દોહન) કરવાની હામ ભીડી હતી કેમકે પૃથ્વીના દસ માઈલ (ઊંડે) સુધીના પડમાં જુદી જુદી જાતનું ખનિજ દ્રવ્ય કેટલા પ્રમાણમાં છે તે એ લોકો નક્કી કરી શકયા હતા. આ માટે એમણે દુનિયામાં જુદેજુદે ઠેકાણેથી મેળવેલાં ૫,૧૫૯ ખનિજ દ્રવ્યોનું રાસાયનિક પૃથક્કરણ કર્યું હતું. એ બધાંની સંખ્યા-બંધ સરેરાશો ઉપરથી એમણે પૃથ્વીના એટલા પડનું કુલ ખનિજ દ્રવ્ય ૧૭,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ટન નક્કી કર્યું હતું અને તેમાં પૃથ્વીના એટલા પડનું જુદીજુદી વસ્તુઓનું પ્રમાણ ઉપર મુજબ તારવ્યું હતું (જુઓ ચિત્ર).

- ૦.૦૬ ગંધક
- ૦.૦૯ મૅંગેનીઝ
- ૦.૦૯ કાર્બન
- ૦.૧૨ ફૉસ્ફરસ
- ૦.૧૪ હાઇડ્રોજન
- ૦.૬૨ ટાઇટેનિયમ
- ૨.૦૭ મૅગ્નેશ્યમ
- ૨.૫૮ પોટૅશ્યમ
- ૩.૬૪ કૅલ્શ્યમ
- ૫.૦૬ લોઢું
- ૮.૦૭ ઍલ્યુમીનિયમ
- ૨૭.૬૧ સિલિકન
- ૪૬.૪૬ ઑક્સિજન

ચિત્રમાં બતાવેલાંનો કુલ સરવાળો ૯૬.૬૧ ટકા જેટલો થાય છે. બાકી રહેતા ૩.૩૯ ટકામાં ત્રાંબું, રૂપું, કલાઈ, જસત, સોનું વગેરેનો સમાવેશ થાય છે એમાં ખાસ કરીને એક નવી ધાતુ ટાઇટેનિયમનું મોટું પ્રમાણ ધ્યાન ખેંચે છે જોકે કલાઈ જેવી દેખાતી એ ધાતુ લોઢા અથવા ઍલ્યુમીનિયમ જોડે મિશ્રિત થઈ માત્ર મિશ્ર ધાતુ તરીકે જ થોડીઘણી ઉપયોગી છે; બાકી એ ધાતુમાં ખાસ રામ નથી. બીજું, આ પ્રમાણથી એવું ધારવાનું નથી કે આ બધી ધાતુઓ અથવા બીનધાતુઓ એટલા જ પ્રમાણમાં મેળવી શકાય છે. કારણ કે કાચી ધાતુ અથવા માટીમાંથી એને શુદ્ધ સ્વરૂપમાં મેળવવી એ બહુ અઘરૂં અને ખર્ચાળ કાર્ય છે. એમ તો કેટલું બધું ઍલ્યુમીનિયમ ધરતીના દસ માઈલના પેટાળમાં પડ્યું છે! છતાં ઍલ્યુમીનિયમનો દુકાળ પડશે એમ લૉર્ડ બીવરબ્રૂક અને બીજાઓએ ઈ. સ. ૧૯૪૦માં બહાર પાડ્યું હતું વળી સમુદ્રના એક ઘન માઈલમાં ૫,૦૦૦,૦૦૦ પૌંડનું સોનું પડ્યું છે, અને જર્મનીના ફ્રિટ્ઝ હેબર નામના વૈજ્ઞાનિકે, એ મેળવીને પોતાના દેશની ખોટ પૂરી પાડવા ૧૯૧૮ પછી કમર પણ કસી હતી; જોકે એમાં એ નિષ્ફળ નીવડેલો. વળી જે ખનિજ મળી આવે છે તે કાંઈ ધરતીના કોઈ એક જ સ્થળે મળી આવતું નથી, પણ જુદેજુદે સ્થળે વેરવિખેર પડેલું હોય છે.

## ધાતુઓ અને તેમની વિશિષ્ટતા

૧ સૌથી વધુ ઉપયોગી ધાતુ . . . . . . . . લોઢું
૨ વજનમાં હલકી ધાતુઓ . . . ઍલ્યુમીનિયમ, મૅગ્નેશ્યમ
૩ ગૅલ્વેનાઇઝિંગ ધાતુ (વીજળિકપૃથક્કરણથીપડચડાવનારી) જસત
૪ સીસાગર (સીસાધડો)ની ધાતુ . . . . . . સીસું
૫ અનેકવિધ ઉપયોગમાં આવતી ધાતુ . . . . . નિકલ
૬ વીજળી, ગરમી વગેરેની જલદવાહક ધાતુ . . . . ત્રાંબું
૭ ધાતુઓની કલાઈ કરનાર ધાતુ . . . . . . . . કલાઈ
૮ પોલાદને કાટ ન ચડવા દેનાર ધાતુ . . . . . ક્રોમિયમ
૯ અન્ય ધાતુઓને કાપનારી કઠણ ધાતુ . . . . . ટંગ્સ્ટન
૧૦ લોઢામાંથી કાર્બનનું તત્ત્વ (જેથી લોઢાની બરડતા ઘટે છે) કાઢનાર ધાતુઓ . . . . . મૅંગેનીઝ, વેનેડિયમ
૧૧ લોખંડ જોડે મિશ્રિત થઇ લોઢાની મિશ્ર ધાતુઓને વિધવિધ ગુણો આપનાર ધાતુઓ. કોબાલ્ટ, મોલિબ્ડિનમ
૧૨ હવામાં ન કટાનાર ધાતુ . . . . . . . કૅડમિયમ
૧૩ જેનું ભવિષ્ય ઊજળું છે એવી નવી આગંતુક ધાતુ બૅરિલિયમ
૧૪ અતિ મૂલ્યવાન ધાતુઓની ત્રિમૂર્તિ . સોનું, પ્લૅટિનમ, રૂપું
૧૫ અને એમની અનુયાયિનીઓ: ઇરીડિયમ, પેલેડિયમ, રોડિયમ
૧૬ અછતવાળી ધાતુઓ: સીરિયમ, ઇંડિયમ, લૅન્થેનમ, નિઓડિમ, નાયોબિયમ, કોલંબિયમ, પ્રેસોડિયમ, ટૅન્ટલમ, સેમેરિયમ, ઝર્કોનિયમ
૧૭ ક્ષાર રૂપે છતવાળી છતાં ઓછી ઉપયોગી ધાતુ: 'ટાઇટેનિયમ'
૧૮ સૌથી ભારે ધાતુ . . . . . . . ઑસ્મિયમ
૧૯ સક્રિય (Active) ધાતુઓ (હવામાં અને પાણીમાં પણ ઝટ રાસાયનિક રૂપાંતર પામતી ધાતુઓ): પોટૅશિયમ, સોડિયમ, લીથિયમ, કૅલ્શ્યમ (ચૂનાની ધાતુ) સ્ટ્રૉન્શ્યમ
૨૦ પ્રવાહી ધાતુ . . . . . . . . . . . પારો
૨૧ પ્રાણ દેનારી ધાતુ . . . . . . . . . રેડિયમ
૨૨ અર્ધ ધાતુઓ: ઍન્ટિમની (સુરમાની ધાતુ), આર્સેનિક (સોમલની ધાતુ), બિસ્મથ, સિલેનિયમ, ટેલ્યુરિયમ, સિલિકોન (રેતીની ધાતુ).

'શિવમ્ સુંદરમ્'

(ફેબ્રુઆરી ૧૯૪૭) ૩૩

## તું બેઠો દેવા તો

તું બેઠો દેવા તો અમને લેવામાં શી હાણ ?
તું બેઠો ગાવા તો આતુર તત્પર આ અમ કાન,
માધવ! તું બેઠો દેવા તો અમને લેવામાં શી હાણ?

કંઈ અ.ઢળક જ્યોત ગગનની,
આ ભૂતલના કંઈ ખગની,
કંઈ શુભ પ્રજળતી લગની,
અમ ગોરસમાં તવ રસના જો હોય કદીક પ્રપાત,
તારો રાસ ચગે રળિયાત.—માધવ૦

આ જમનાના જળઘાટે,
આ વૃંદાવનની વાટે,
શું નિર્મિત હશે લલાટે,
અમ ચરણોનું તવ ચરણોમાં રચતો તું નિર્વાણ,
તારી મધુર અધરની આણ.—માધવ૦

સુન્દરમ્

## તું ભાઈ મારા

· મિશ્ર ·

ન અન્યના સુખ તણી અસૂયા,
સ્વસુખનો ના છલકાટ અંતરે,
ન અન્યના દુ:ખ તણી વિડંબના
સ્વદુ:ખનો ના ડર લેશ ભીતરે.

ના જીતનો ગર્વ હરંત નમ્રતા,
દે હારને સ્મિત તણી વધાઈ,
ને દ્વેષ ને ઝેર તણા ય જંગમાં
જીતી જશે પ્રેમ તણી સગાઈ.

તું ભાઈ મારા! મન મોટું રાખજે,
ને વિશ્વનાં ઝેર બધાં પચાવજે,
તું સત્યને પંથ ધપ્યે જજે સદા,
બધાયનો રાખણહાર રામ છે.

સનાતન

## ઉત્તુંગના યાત્રીને

· વસંતતિલકા ·

ઉત્તુંગ જે શિખરની શિવ શાશ્વતીએ
સોહંત ભોમ પર પાવક પાય ગાડી,
યાત્રી દિગંત ભરતી નવ દૃષ્ટિ પામી
આત્મા તણી અભિન્નતા નિજની જગાને,
ને દેવની દ્યુતિલ કાંતિ ધરી અનેરી
સ્વર્ગીકનાં સુમનહાસ્ય—ગગન તારા
તોડે પ્રસારિત કરી કર; અંજલીએ
એની અનંત વિભુને પ્રણમી સમર્પે
માંડી સુમંગલ નર્યું મુખ ભાલભાગે
પીએ સુધારસ સુધાકર-ચંદ્રિકાનો,
કાળાંધકાર દસના પગથારમાં જ
પામે પ્રસાદ સ્તુતિ દેવતણા પ્રભાનો;
તે તુંગ શૃંગ જ સુલક્ષ્ય બનાવનારા
યાત્રી ' પળે પગ પડે તવ વેગ વાળે '
મુશ્કેલ માર્ગે પર વિઘ્ન વિભંગનારૂં
શ્રદ્ધાળનું સ્મિત મુખે તવ હો ગહેલું '
ને ભક્તિ ભવ્ય તણી કોમલતા વધારી
મંત્રો તણાં મહદ ગાન ઉરે જગાડો '
સોપાન ગાનમય આત્મ અભીપ્સુ તારો
આરોહતો પ્રર કરો શિખરો સ્પૃહાના

પૂજાલાલ

## શેષ-દાને

દે ' મારા દેશ ' જ્યારે દે આ દેશ
કોઈ મહાયજ્ઞને ટાણે,
રહે આરઝુ સહુને ધ્યાને:
કોઈ સમિધ બને, કોઈ ઘૃત બને
જઈ એક થવા મહાહારે;
કોઈ ધાન્ય બને, કોઈ ધૂપ બને.
તદ્રૂપ થવા સોપારે: દે૦
કોઈ ધૂમ્ર વધે, કોઈ અગ્નિ વધે,
કોઈ જ્યોત બને મહ દાને;
સર્વ બળીજળી ખાક બને ત્યારે
એવું દો શેષ દાને ' દે૦
વ્યક્તિ મહા છે, દેશ મહા છે,
છે મહા માનવજાતિ;
એથી મહા છે સત્યની જ્યોતિ
રહે એ ન બુઝાતી! દે૦

રતિલાલ છાયા

## રવિ બે

રવિ બે-પૂર્વ અને પ્રતીચીની
ક્ષિતિજે રક્ત—તણી વચ્ચે ધપ
વહતી જીવનની તરંગિણી!

મસ્તરામ રાવળ

આવતી કાલનાં નાગરિકો માટેનું આજનું અગ્રણી માસિક.

# હિંમત

—માસિક મનન—

લેખક
રતિલાલ મોહનલાલ ત્રિવેદી



સદ્‌ગુણનું સાચું સ્વરૂપ 'મધ્યમ માર્ગ'માં રહેલું છે; એ સત્ય જગતના વિવિધ મહાત્માઓએ ઉપદેશ્યું છે. ભગવદ્‌ગીતામાં જ્ઞાન, ભક્તિ ને કર્મનો સમન્વય કરીને તેમાં વચલો માર્ગ સર્વોત્તમ છે એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. ગૌતમ બુદ્ધે 'મધ્યમ પ્રતિપદા' અર્થાત્ તપ અને ભોગ વચ્ચેનો મધ્યમ માર્ગ શ્રેયસ્કર છે એવો ઉપદેશ આપ્યો છે, ચીનમાં કોન્ફ્યુશિયસે 'સુવર્ણમધ્યમ'ના મહાન સૂત્રનું પ્રતિપાદન કર્યું છે; અને ગ્રીસમાં એરિસ્ટોટલે 'બે છેડાઓ વચ્ચેનું મધ્યબિંદુ' એવું સદ્‌ગુણનું લક્ષણ નિરૂપ્યું છે.

તદનુસાર હિંમતનો મહાન ગુણ એ કાયરતા અને ઉતાવળાપણું, એ બે વચ્ચેનો મધ્યમ માર્ગ છે. 'પડે કજાગણ ભગ આપ આથમણો નાસે' એ કાયરની વૃત્તિ છે. તેમ જ વગર વિચાર્યે 'ઘર હોમ કરીને પડે' એમાં ઉતાવળાપણું રહેલું છે. પરંતુ મહાકવિ કાલિદાસની નીચેની અમર પંક્તિમાં હિંમતનું યથાર્થ સ્વરૂપ સમાયેલું છે—

विकारहेतौ सति विक्रियन्ते
येषां न चेतांसि त एव धीराः

(મનોવિકારનાં કારણો હોય છતાં જેનું મન વિકારને વશ ન થાય તે જ ધીર છે) સર્વાંગ સુન્દર અભિનવયૌવના ગિરિરાજકન્યા પાર્વતીની સેવાનો નિત્ય સ્વીકાર કરતાં છતાં 'આત્મેશ્વર' શંકર હિમાલય જેવા અચલ રહ્યા અને મનોવૃત્તિના તોફાની વેગને પરાજિત કરી શક્યા તે જ એમની ધીરતા. વીર નર્મદ રાણ યોગ્ય જ કહે છે કે

'રણ તો ધીરાનું, વીરાનું;
નહિ ઉતાવળાં, કાયરનું.'

એક અંગ્રેજ વિદ્વાન કહે છે કે જેમ સ્ત્રીઓમાં મનોરમ ગુણ 'શીલ' છે, તેમ પુરુષોમાં 'હિંમત' છે. અર્થાત્ સ્ત્રીનું સ્ત્રીત્વ એની પવિત્રતાને લીધે, અનન્યનિષ્ઠતાને લીધે છે, અને પુરુષનું પુરુષત્વ એની હિંમતને લીધે છે જોકે સ્ત્રીને હિંમતની તેમજ પુરુષને શીલની જરૂર પણ છે જ.

હિંમતના બે પ્રકાર છે: શારીરિક અને આત્મિક. એક જ મનુષ્યમાં પૂર્વોક્ત બન્ને પ્રકારનો સુયોગ હોય તો તે બેશક ઇષ્ટ છે. માત્ર શારીરિક હિંમત સ્થૂળ બળની પોષક છે. સ્થૂળ બળની સાથે ઘણીવાર આસુરીવૃત્તિઓ જોડાએલી હોય છે. રાવણમાં, રામના સબલ સૈન્ય સામે ઝઝૂમવાની હિંમત હતી અને દારુણ યુદ્ધમાં કદાપિ પાછી પાની કરે એવો એ ન હતો; પરંતુ સીતાના સૌન્દર્યના મોહ સામે થવાનું એનામાં આત્મસામર્થ્ય નહોતું, તેથી પરિણામે એનો વિનાશ થયો. વળી સિકંદર, સીઝર અને નેપોલિયન, દુર્યોધન, શિશુપાલ અને જરાસંધની ગણના પણ શારીરિક હિંમતવાળા મહારથીઓમાં જ કરી શકાય.

આત્મિક હિંમત એ અધ્યાત્મબળની પોષક છે. અધ્યાત્મબળ દૈવી સંપતને કેળવે છે. સ્થૂળ બળ એ ખરું બળ નથી, પરંતુ આત્માનું બળ એ જ ખરું બળ છે. આત્મિક હિંમત રૂપી બખતરથી સજ્જ થએલા પ્રહ્‌લાદે પિતાના ત્રાસનો સાદર નિરાદર કરી પ્રભુના નામનું રટન કરતાં ધગધગતા સ્થંભને બાથ ભીડી. એથી ભક્ત ગાઇ ગયા છે કે:

પ્રથમ સત યુગમાં પ્રહ્‌લાદને પીડિયો,
બાંડિયો થંભ તે લોહ તાતો;
ધીર નવ ધડકિયો, ભયથી નવ ભડકિયો,
ધરકિયો શેષ ત્રૈલોક્ય ત્રાતો.

આત્માની આ અમોઘ શક્તિને લીધે સૉક્રેટીસે દેહને આત્માથી પૃથક્ જાણી શાંતિથી ઝેરનો પ્યાલો પીધો, અને તારણહાર ઇશુએ ક્રૂસારોહણ કર્યું. વળી, આપણા સમયમાં જ પ્રકટેલી પ્રભુની મહાન વિભૂતિનો અધ્યાત્મબળને વર્ણગાન જગત આશ્ચર્યચકિત નયને નિહાળી રહ્યું છે અને તેના પગલાંમાં પાઠ શીખી રહ્યું. આત્મિક હિંમતનું સચોટ દર્શન નીચેની સુપ્રસિદ્ધ પંક્તિઓમાં સુંદર રીતે થએલું છે:

હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને.

કાયરતા એ મૃત્યુ છે; સામર્થ્ય એ જ જીવન છે. 'नायमात्मा बलहीनेन लभ्यः' એ ઉપનિષદ્‌નું વચન કાયર મનુષ્યને સખત ચેતવણી છે. 'બીકણ મૃત્યુ પહેલાં ઘણીવાર મરે છે, પણ ધીર તો એક વાર જ મરે છે' એવું મહાકવિ શેક્સપીઅરનું કથન છે. પ્રભુ હિંમતવાનને સહાયતા આપે છે એ અક્ષરશઃ સત્ય છે.

યુદ્ધ, રાજ્ય, સમાજ, ધર્મ ઇત્યાદિ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં હિંમતની જરૂર છે. હિંમતથી જ પરાક્રમશાળી નિર્ભયતા પ્રાપ્ત થાય છે અને 'અભય' એ જ દૈવી સંપત્તિનો પ્રથમ ગુણ છે. હિંમતવાન માણસ પરિપૂર્ણ વિચાર, વિવેક ને સંયમપૂર્વક કોઇ પણ કાર્યમાં પગલું ભરે છે. પરંતુ એકવાર કાર્યનો નિર્ણય કર્યા પછી તેને પ્રાણના ભોગે પણ પાર ઉતારવા પ્રયત્ન કરી છૂટે છે. તેની સ્થિતિ આવી છે:

'રે મરેલું જ મનમાં જેવડીએ!
રે હાડે હાડે બુદ્ધિ નવ ચડીએ,
રે જો મરીએ તો કટકો થઇ પડીએ!'

મહાભારતકારે ધીર-વીરનો મહાન આદર્શ પોતાના ગ્રંથમાં આલેખ્યો છે. યુધિષ્ઠિર અત્યંત શાંત છે; ભીમ ઘણીવાર અતિ ક્રુદ્ધ છે; પરંતુ એ બંને વચ્ચે વીર અર્જુનનું સ્થાન છે. એક વિષમ પ્રસંગે યુધિષ્ઠિર જેવા સત્યનિષ્ઠ પુરુષ અર્ધસત્ય અથવા અસત્ય વદ્યા; પણ અર્જુન તો સર્વથા વિકારથી અલિપ્ત જ રહ્યા. આ જ ખરી ધીરતા, આ જ ખરું મનુષ્યત્વ.

# દિગ્દર્શક

શ્રી શરદિન્દુ વંદ્યોપાધ્યાયની વાર્તા ઉપરથી

અનુવાદક

**રમણિક મેઘાણી**

માહ મહિનાની એ સાંજે આખા યે ગામ ઉપર સાંજનું ધુમાડિયું આવરણ જાણે ભારે બોજારૂપ થઇને ચડી બેઠું હતું. માથે ઘેરાતી શિયાળુ રાતના ભયને કારણે ગામ ટૂંટિયાં વાળીને જાણે ગોદડામાં લપાઈ ગયું ન હોય એવું લાગતું હતું.

પણ ગામ સૂતું ન હતું. સાંજના ધુમાડા જેવો જ એક ભારે ચિંતાનો બોજો ગામના ગરીબમાં ગરીબથી માંડી જમીનદાર સુધ્ધા ઉપર ઝૂઝી રહ્યો હતો. જમીનદાર વૈકુંઠબાબુને સહુ ચાહતા; સહુને એમને માટે આદર હતો; કારણ એ ઉમદા ખવાસના ને પ્રેમી માણસ હતા. જમીનદારીનો ભાર મુનીમ-ગુમાસ્તાને ભળાવી શહેરમાં જઇને વસનાર જમીનદાર એ ન હતા. એથી જ સહુના મનમાં આશંકા જાગતી હતી કે કોણ જાણે આજની રાત કેવી જશે! દૂર-સુદૂરના સાગરપારથી આજે આવનાર ફેંસલો કોણ જાણે કેવો હશે!

ગામ વચ્ચેના એમના વિશાળ મકાનના ઓરડે ઓરડે દીવા બળે છે. સગાં-સાગવાં, દાસ દાસી ચારે બાજુ ફરતાં ફરે છે, પણ એ બધાં જ ધીરેધીરે બિલ્લી પગે ફરે છે. કોઈના યે મોંમાં વાત નથી. કંઈક બોલવાની ખાસ જરૂરિયાતે પણ તેઓ ગુસપુસ વાતો કરે છે,—જાણે નજીકમાં જ છેલ્લા શ્વાસ લેતું કોઈ સ્વજન ન પડ્યું હોય, કે જેથી જરા પણ અવાજ થતાં એને અશાંતના થવાનો ભય હોય.

મુખ્ય બેઠકઘરની ગાદી ઉપર જમીનદાર વૈકુંઠબાબુ તકિયા પર કોણી ટેકવી એકલા જ બેઠા હતા. સામે કાચનાં બે બત્તીદાનમાં સફેદ મીણબત્તીઓ જલતી હતી. હોકાની નળી ડાબા હાથે મોં પાસે રાખી અવારનવાર એ હોકો ગગડાવી લેતા હતા. શરીરે એક જાંબુડી બહેરામપુરી રેશમી ચાદર વીંટાળેલી; ગૌરવર્ણો, ઊંચા, પડછંદ પુરુષ; ઉમર આશરે સાઠ; મોં પર એક એવી શુદ્ધ સાત્વિક બુદ્ધિની તેજસ્વિતા હતી કે જે જોતાં જ વેદાધ્યયની બ્રાહ્મણ પંડિતો યાદ આવી જતા.

શાન્તપણે બેઠાબેઠા એ હોકો ગગડાવતા ધુમાડાના ગોટા બહાર કાઢ્યે જતા હતા; પરંતુ એમના હૈયામાં કશોક તરફડાટ થઇ રહ્યો હતો. જ્યારે માત્ર રાહ જોવા સિવાય બીજું કંઈ જ કામ હોતું નથી, ત્યારે સમય કેમે કર્યો વીતતો નથી. કામ વિનાની પળો જાણે ડગુમગુ ડગ માંડતી ધીરે ધીરે વીતતી હોય છે. આજ રાત્રે આઠ પહેલાં વિલાયતના ફેંસલાનો તાર આવી પહોંચવા ધારણા છે વૈકુંઠબાબુએ એમના નાના મહેતાજી પ્રફુલ્લને સાંજ પહેલાં જ ટપાલ ઑફિસે મોકલી દીધો છે. પણ તાર ઑફિસ છ ગાઉ દૂર મહેશપુરમાં હોઇને નવ પહેલાં સમાચાર આવવા સંભવિત જ નથી. બેશક, પ્રફુલ્લ સાઇકલ ઉપર જ ગયો છે.

વૈકુંઠબાબુએ બારણા ઉપર ટાંગેલી જૂની મોટી ઘડિયાળમાં જોયું. સાડા છ. હજુ યે અઢી કલાકની વાર છે. વખતને હાથ વડે ઓછો જ ધક્કો મારી શકાય છે?

દસ વરસથી જમીનદાર વૈકુંઠબાબુ એક મુકદ્દમો લડે છે. સામાન્ય મુકદ્દમો નહિ, પૂરેપૂરો—આ આખી જમીનદારીની માલિકી અંગેનો એ મુકદ્દમો છે. જીતે તો બધું યે એમનું રહેવાનું છે અને હારે તો મહેલાતમાંથી સીધા જઇને મારગ વચ્ચાળે ઊભા રહેવાનું છે! દસ વરસ સુધી ધીરેધીરે ઉપલી અદાલતોમાં જતાં હવે આ મુકદ્દમો છેક ઉપલી, આખરી અદાલત, વિલાયતની પ્રીવી કાઉન્સિલમાં પહોંચ્યો છે. ત્યાં



કેટલોક સમય મુકદ્દમો ચાલ્યા બાદ આજે એનો ફેંસલો મળવાનો. વૈકુંઠબાબુના જીવનમાં એક મહાન સંધિક્ષણ આવીને ઊભી રહી છે. પોતે છે એવી ને એવી જ સ્થિતિમાં રહેશે કે રસ્તે રખડતા ભિખારી થશે? આજે એ પાકેપાકું નક્કી થઈ જવાનું છે.

અંદરની પૂજાની ઓરડીમાંથી ગૃહદેવતાના શીતળ ભોગની ઘંટડી રણકી. વૈકુંઠબાબુએ હાથમાંની હોકા-નળી એક બાજુ મૂકી, આંખે મીંચી ઇષ્ટ દેવતાનું સ્મરણ કર્યું. આજે આ શું એમની છેલ્લી પૂજા હશે? કાલે પ્રભાતે શું આ ગૃહદેવતાની પૂજાનો અધિકાર એમને નહિ રહે? એમને બદલે કો'ક બીજું આવીને આ પૂજા કરશે?

ઊંડા નિસાસાને માંડમાંડ રોધીને એમણે ફરીને ઘડિયાળ સામે જોયું: છ ને પાંત્રીસ. માત્ર પાંચ જ મિનિટ વીતી છે! હવે તો વધુ નથી સહેવાતું. મહિનાઓ ઉપર મહિનાઓ લગી એમણે ચૂપચાપ, શાન્તપણે રાહ જોયા કરી છે, પણ હવે, જ્યારે સમય પૂરેપૂરો પાકી ગયો છે ત્યારે હવે, થોડીશી ધીરજ પણ એ ધારી શકતા નથી. અસહ્ય છે આ આશંકા. આ કરતાં તો જે થવાનું હોય તે તુરત થઇ જાય!

છેલ્લા કેટલાક મહિનાથી જે પ્રલોભનને એમણે માંડમાંડ ટાળ્યું હતું, તે હવે પાછું બલવત્તર થઇને એમનામાં જાગ્યું હતું. 'જોવા તો દે!'...'ના ના, જે નજીકના ભાવિમાં છે અને જે હમણાં જ વર્તમાનમાં પરિણમવાનું છે એને માટે આમ ઉતાવળ શા માટે?' આમ એ પોતાને સમજાવતા હતા. પણ આશંકાની વેદના હવે ધીરેધીરે અસહ્ય થઈ ઊઠતી હતી.

અંગે વીંટ ળેલી ચાદર ખભે ખેંચતાં એમણે સાદ દીધો: 'હરીશ!'

હરીશ એમનો—જમીનદારીનો મૅનેજર છે. લગભગ પચાસેક વરસનો, ભીને વાને, ને એકદમ ટૂંકડિયા વાળવાળો સામાન્ય મધ્યમ વર્ગનો એ માનવી છે. છેલ્લા થોડાક દિવસથી ચિંતાને અંગે એની આંખો ઊંડી ગઈ છે ને ત્યાં કાળાશ આવી છે. ગાલનાં હાડકાં દેખાય છે. એ આવીને બારણા પાસે ઊભો રહ્યો, ચિન્તાતુર વદને શેઠ સામે જોતાં એણે પૂછ્યું: 'કેમ, મોટાભાઈ?' એના પોતાથી પણ અજાણપણે એનો સાદ એકદમ બેસી ગયો હતો.

વૈકુંઠબાબુ એની સામે જોઈ સહેજ હસ્યા ને સહજ ભાવે બોલ્યા: 'ચાલ, એક બાજી રમીએ.'

હરીશની ઊંડી ઊતરેલી ચિંતાતુર આંખોમાં ભયની છાયા પડી. એ બોલી ઊઠ્યો: 'ના, ના; રહેવા દો. એની જરૂર નથી. હવે તો માત્ર બે કલાક જ—'

વૈકુંઠબાબુ બોલ્યા: 'એટલી જ તો કહું છું કે ચાલ, બાજી રમી જોઈએ. જે થવાનું હશે એ તો થઈ જ ગયું હશે. પણ એ જાણવામાં મોડું શીદ કરવું? ચાલ જોઈએ.'

હરીશ વધુ કંઈ જ કહી ન શક્યો. શેતરંજ ગોઠવાઈ. બાજી શરૂ થઈ. શેઠ-નોકર હોવા છતાં એ બંનેનો સંબંધ ગાઢ હતો. લાંબાકાળના સહવાસને પરિણામે બંનેને એકબીજાની ખરી ઓળખ હતી ને તેથી તેઓ કદી નિરાશ ન થતા. એથી જ જીવનની શરૂઆતમાં જ શુષ્ક વ્યવહારૂ સંબંધ બંધાએલો તે જીવનની ઉત્તરાવસ્થામાં અવિચ્છેદ્ય બંધનમાં પરિણમ્યો હતો. આજ જો વિધાતાના લેખને અંગે વૈકુંઠબાબુને મારગ વચ્ચાળે ખાલી હાથે ઊભા રહેવાનો વારો આવે, તો હરીશ પણ એને પડખે જ જઈને ઊભશે એ નિઃશંક વાત છે.

બાજી શરૂ થઈ વૈકુંઠબાબુની આ રમત પાછળ એક અજબ રહસ્ય છુપાયું છે. ત્રિકાળદર્શી જ્યોતિર્વિદો જેમ જરા યે ભૂલ વિના ભવિષ્ય ભાખી શકે છે, એ જ રીતે વૈકુંઠબાબુની આ રમતનું પરિણામ પણ એના શુભાશુભનો અફર નિર્ણય આપતું. આજની વાત નથી. લગભગ ત્રીસ વર્ષ પહેલાં રમતરમતમાં જ એમણે આ શોધ કરી હતી, ને તે પછી સેંકડો વાર એની પરીક્ષા લેવાઈ ચૂકી છે. રમતનું પરિણામ હજીયે ખોટું પુરવાર થયું નથી. રમતમાં જીત થતાં એ પોતાની સમસ્યામાં શુભ ભાળતા ને હાર થતાં અશુભ ને એમ જ હરેક વેળા થતું.

ધીમે ધીમે કરતાં, આમ, આ શેતરંજની રમત એમના જીવનના 'દિગ્દર્શન-યંત્ર' હોકાયંત્ર જેવી થઈ રહી હતી. નાનીમોટી કોઈ પણ વાત યા ભાવિ વિષે શંકા ઊભી થતાં જ એ હરીશ સાથે શેતરંજ રમવા બેસી જતા. રમતનું પરિણામ કદીયે ફોક ન જતું. એ નિઃશંકરીતે અમોઘ ભાવિ જાણી જતા.

પરંતુ આજની આ જીવન-મરણની સમસ્યાનો નિર્ણય જાણવા એ આ પ્રયોગ અજમાવવા ચાહતા ન હતા. વારંવાર ઈચ્છા થવા છતાં છેલ્લે એ ડરી જતા કે કોણ જાણે કેવો યે ફેંસલો આવ્યો હશે! જો ખરેખર મુકદ્દમામાં હાર્યો જ હોઉં તો એ વહેલેથી જાણી દુઃસહ માનસિક વેદનાને વધુ લંબાવવાથી શો ફાયદો?

આજ સુધી આમ કહીકહીને જ એમણે મનને મનાવ્યું હતું; પરંતુ હવે એ રહી ન શક્યા,—રમવા બેઠા. રમત વેળા એમની અને હરીશની વચ્ચે અણકહી જ શરત હતી કે હરીશે જાણીજોઈને હારવાનો પ્રયત્ન ન કરવો. બંને અજોડ ખેલાડી હતા. જોતજોતામાં બંને રમતમાં મગ્ન બની ગયા. રાત્રે આઠ વાગ્યે બાજી પૂરી થઈ. વૈકુંઠબાબુ હાર્યા!

હરીશ થોડીક પળ બુદ્ધિભ્રષ્ટની જેમ બેઠો રહ્યો ને પછી આંખ આડું કપડું ધરી ઊભો થઈ ગયો!

વૈકુંઠબાબુનો ચહેરો પાષાણ જેવો બની ગયો હતો. હોકાની નળી ફરી મોંમાં મૂકી એ તકિયાને અઢેલી બેઠા. જવા દો, ભાગ્યવિધાતાએ મારે માટે આ જ સાચવી રાખ્યું હશે. જીવન આખું ઐશ્વર્ય અને આબરૂ વચ્ચે વીતાવ્યા બાદ વૃદ્ધાવસ્થામાં ખાલી હાથે, [illegible] સ્ત્રી-પુત્રનો હાથ ઝાલી રસ્તે રસ્તે ભટકવાનું હશે! સમગ્ર સંસાર નિહાળીનિહાળીને નીરખશે; નિર્મમ શત્રુઓ તાળીઓ પાડી હસશે. પેટનો ખાડો પૂરવાની—જે માટે જીવનમાં કદી વિચાર્યું યે નથી એની જ વાત હવે સદા એકાગ્ર ચિત્તે વિચારવી પડશે. સ્ત્રી પુત્ર-પૌત્રાદિનાં ભૂખ્યાં મોં જોવાં પડશે.

ઓહ! આ કરતાં શું મોત સારું નહિ?....

હૃદયભેદક ચિંતાના ગહન સાગરમાં વૈકુંઠબાબુ ડૂબી ગયા હતા. વખતનું ભાન એમને રહ્યું ન હતું. ઓચિંતાનાં બારણાં પાસે કંઈક અવાજ સાંભળતાં એમણે મોં ઊંચું કર્યું.

બારણાં પાસે ઊભોઊભો હરીશ પ્રબળ ઉત્તેજનામાં હાંફતો હતો. એની આંખો જાણે બહાર ધસી આવતી હતી. એના હાથમાં એક બદામી કવર હતું. ઉતાવળે સાદે એ બોલી ઊઠ્યો 'વૈકુંઠબાબુ...તાર"

વૈકુંઠબાબુએ સકરુણ નેત્રે હરીશ સામે જોયું. પોતાના દુઃખને ભૂલી એમનું મન હરીશ માટે ચિંતાતુર થઈ ઊઠ્યું. 'બીચારો! મારી સાથે એ પણ ડૂબ્યો!'

ગળું ખંખારીને ધીમે સાદે એ બોલ્યા, 'તું જ ફોડીને વાંચ'

'ના,ના, તમે જ ફોડો, મોટા ભાઈ—'ને હરીશ ખચકાતે પગલે આવી વૈકુંઠની પાસે ઊભો રહ્યો. પ્રફુલ્લ કહે છે કે [illegible] એને મોં મીઠું કરાવવા વિષે કહેતા હતા. કહેતા હતા કે આપણે જીત્યા છીએ—'

વૈકુંઠની આંખો એકવાર ચમકી ઊઠી ફરી શાંત થઈ ગઈ. કવર ફોડતાંફોડતાં એ શુષ્ક સાદે બોલ્યા, 'ગાંડો છે! પ્રફુલ્લ અવળું જ સમજ્યો હશે—'

કવર ફોડી તાર બહાર કાઢી વાંચ્યો. એમાં લખ્યું હતું: 'અંતરનાં અભિનંદન! તમે મુકદ્દમો જીત્યા છો!' વૈકુંઠબાબુની ચારે બાજુની ધરતી એકવારજાણે ડોલી ઊઠી; એ બેભાન થઈ તકિયા પર ઢળી પડ્યા.

શરણાઈ વાગે છે. ઢોલ-ત્રાંસાં વાગે છે જમીનદારની આલેશાન આખી યે દીપકમાળથી ઝગમગે છે. મહેમાનોનાં ટોળેટોળાં આવીને ડેલા સામે ઊભા રહી આનંદસંકીર્તન—સમૂહગાન કરે છે. [illegible] આનંદગીતો લલકારે છે. અંદર સ્ત્રી વર્ગ [illegible] છે એ બધીને પરસ્પરને અત્તર, ગુલાબજળ, કેવડા જળ આદિથી તરબોળ કરી રહ્યો છે. રાત પૂરી થવા આવી છે, છતાં હજુયે કોઈને વિરામ નથી.

વૈકુંઠબાબુ ફરી સ્વસ્થ થયા છે. દીવાનખાનામાં તકિયે અઢેલીને હોકાની નળી હાથે ધરીને એ બેઠા છે. એમનો હાથ હજુયે ધીમેધીમે કંપે છે. [illegible] મહેનત પછી, દુસ્તર નદી પાર કરીને તટ ઉપર પગ મૂકતો તરવૈયો જેમ તટ પર પગ મૂકતાં જ હાંફતો થઈને પડે છે, ને પછી ફરી સાર્થકતાની તૃપ્તિમાં એનું હૈયું ભરપૂર બની રહે છે, એ જ રીતે વૈકુંઠબાબુનાં શરીર-મન પણ અસીમ તૃપ્તિએ હવે ભરપૂર બની રહ્યાં હતાં. 'ભગવંત' શબ્દ એમને મોંએ સતત હતો: ભગવંત ... ભગવંત .. ભગવંત...

ચારે બાજુ ઉત્સવ-કોલાહલ ને પ્રિયજનોનાં મોં ઉપર હરખ ફરકી રહ્યો છે, છતાં—એમ છતાં યે, આ પરિપૂર્ણ સફળતામાં યે એમના જીવનનો એક ખૂણો ઓચિંતાનો ખાલી થઈ ગયો છે. શેતરંજની રમતનું પરિણામ ફોક ગયું છે! હવે એના પર વિશ્વાસ મૂકી ભાવિ વિષે નિશ્ચિંત રહેવું નહિ ચાલે. જીવનનું દિગ્દર્શનયંત્ર એકાએક ખોવાઈ ગયું છે!

ને એમને થયું, જાણે આજના પરમ પરિપૂર્ણ આનંદને [illegible] જીવનભરનું એક અમોલ રત્ન એને મૂકીને ચાલ્યું ગયું છે!

કૃતજ્ઞતાને સંઘરી રાખવાની શક્તિ, એનું નામ ખરી ઉદારતા

(ફેબ્રુઆરી ૧૯૪૭ ૩૧)

કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદૃષ્ટિ ખીલવતી લેખમાળા

# શિલ્પ-વિજ્ઞાન

શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીના મૂળ પરથી
અનુવાદક સૌ. શ્રી અપર્ણાબેન ત્રિવેદી

## ૨–શિલ્પમાં રેખા-યોજના

શિલ્પના ગુણદોષની પરીક્ષા તે માત્ર પ્રકૃતિના રૂપ સાથે હૂબહૂ મળતું આવે છે કે નહિ એટલું જોવાથી જ થઈ શકતી નથી. ભાસ્કર્ય-ની રૂપકલ્પના તો તેની રેખાઓની સંગતિ અને એકતાનતા (harmony of line) ઉપર અને તેનાં જુદાંજુદાં માપની ભારસામ્યતા (balance of masses) ઉપર જ ખરો આધાર રાખે છે. કાગળ પર આલેખેલા ચિત્રમાં જોકે રેખાનાં મૂલ્ય ને કથનશક્તિ (expressiveness) ઘણાં હોય છે, પરંતુ શિલ્પમાં તો રેખાનું મૂલ્ય એથી પણ વધારે ગણાય છે; કારણકે શિલ્પમાં તો તેના જાતજાતના છંદમાં ચારે દિશાએથી પ્રકાશ પડતો હોવાથી મૂર્તિની સ્પષ્ટ રેખાનું તારતમ્ય ઘટી જાય છે. આથી મૂર્તિકારને રેખાનો સમાવેશ અને સમન્વય એટલી કુશળતાથી કરવો પડે છે કે, જુદેજુદે વખતે જુદી જુદી જાતનો જે પ્રકાશ તેના પર પડે તેમાં પણ તેમની રચાએલી મૂર્તિ નવાંનવાં રૂપ અને આકર્ષણ કરતું મોહિની રૂપ લઇને પ્રકાશે. મૂર્તિના જુદાજુદા અવયવોમાં ને પરિસરમાં (massesમાં—પાસે પાસેના આકારોમાં) શિલ્પીને એવો સંબંધ રચવો પડે છે કે જે તેમાંના એકાંશ-અપરાંશનો પૂરક થઇને એકબીજાને બળ આપે, અને અંતે યુક્ત થઇને એકતાનતાવાળી સમગ્રતા (unity, totalism) જમાવે. મૂર્તિની આ અવયવ-સમષ્ટિમાંથી કોઈ પણ અંશ બાદ રાખી ન શકાય; કેમકે તેમાં દરેક અંગ બીજા એક અંગનો જરૂરી અંશ જ હોય છે. એટલા જ માટે ભારતીય શિલ્પની યોગરૂઢ ભાષામાં મૂર્તિ (sculpture)નું નામ 'સ-કળ', એટલે કે જુદાજુદા અવયવો અથવા કળાયુક્ત દ્રવ્ય એવું આપ્યું છે. કલા સહિત વર્તમાન તે 'સ-કળ'.

એક દૃષ્ટિએ જોઇએ તો શિલ્પીની પ્રતિમા એ જાતજાતના પરિસર(masses)ના સૂરમાં ગંઠાએલી રૂપરચના છે. ઘનમાન (depth)-ની દૃષ્ટિએ જોતાં, પ્રતિમા એ આકાશ રોકતી, જગ્યા રોકતી, પિંડો (volume)ની એક સમષ્ટિ અથવા સમાવેશ છે: (Sculpture is a 'disposition of volume in space'—*Malliol.*)

ચિત્રકાર જેમ વિવિધ પરિસરના ખંડાંશો (masses-areas)ને એકત્રિત કરી, તેનું એક સુસંબદ્ધ સંયોજન કરી ચિત્રનિર્માણ કરે છે, તેમ શિલ્પીને પણ પોતાના અનુરૂપ રસ્તે મૂર્તિરચના કરવી પડે છે. વળી તેની રચના તો ઘનમાન depth)ને લીધે ક્ષેત્ર અથવા આકાશ (space)ને પણ રોકે છે; એટલેકે ઊંડાણની દૃષ્ટિએ, શિલ્પીને એક નવા માન (dimension)માં પણ પોતાની રચનાને સાર્થક કરવી પડે છે.



ચિત્ર ૧૩: શિલ્પમાં અમુક ભાગ રુક્ષ અને અમુક લીસો કરીને વિપરીત રસનો ભાવ પ્રકટાવતા ફ્રેન્ચ શિલ્પી રોદાંની કૃતિ: 'ફ્રાન્સ'

આજના મૂર્તિ-શિલ્પમાં રંગ કરવાની પદ્ધતિ સાધારણ રીતે પ્રચલિત નથી. પ્રાચીન કાળમાં ગ્રીસ અને રોમમાં મૂર્તિને રંગ વડે ચિત્રિત કરવાની રીતિ હતી. ભારતવર્ષમાં માટીનાં દેવ-દેવીઓની મૂર્તિઓને હજુ પણ ચિત્રિત કરવામાં આવે છે. પણ પ્રાચીન મંદિરોનાં ગર્ભ-ગૃહમાંની દેવ-દેવીઓની પ્રતિમાઓ સાધારણરીતે ચિત્રિત કરવામાં આવતી નથી. જે દિવસથી શિલ્પમાંથી આ રંગ કરવાની પ્રથા દૂર કરવામાં આવી છે, તે દિવસથી મૂર્તિના અવયવોમાં સ્પર્શન-યોગ્ય રૂપ (tactile quality) ખીલવવાનો પ્રયત્ન ચાલ્યો છે. કલ્પિત મૂર્તિના દેહમાં લીસું અથવા રુક્ષ એવા જાતજાતના સ્પર્શાનુભવનું સર્જન કરવું પડે છે. પત્થરનો કેટલોક અંશ ઘસીને લીસો કરીને તથા કેટલોક અંશ રુક્ષ અને કઠણ રાખીને જુદાજુદા અંશોમાં વિપરીત રસ (contrast)ની સૃષ્ટિ ઉત્પન્ન કરી, લીસા અંશમાં વધુ મૃદુતાનો અને રુક્ષ અંશમાં વધારે રુક્ષતા તથા કઠણતાનો ભાવ આપવાનાં ચાતુર્યનો પ્રયોગ ઉસ્તાદ શિલ્પીઓ કરે છે; અને વિપરીત તથા વિવાદી રસના આવા ઘાત-પ્રતિઘાતથી મૂર્તિને અભિનવ ભાવથી ઉજ્જિવિત કરવાનો માર્ગ તેઓ શોધી કાઢે છે. ફ્રેન્ચ શિલ્પી રોદાં-(Rodin)એ આવા વિપરીત રસના પ્રયોગમાં અદ્ભુત કૌશલ્યનો પરિચય કરાવ્યો છે. (ચિત્ર નં ૧૩) આમ, શિલ્પમાંથી રંગયોજના-ની પ્રથા કાઢી નાખીને શિલ્પીઓ હવે પ્રતિમારચનાને ફક્ત રેખા અને પ્રકાશ એ બે સાધનમાં જ સીમાબદ્ધ કરે છે. એટલા માટે હવેના શિલ્પમાં રેખા-યોજન અને રેખા-સમાહાર વધુ જરૂરનાં ગણાય છે. એમાં ફક્ત રેખાની જ સૂક્ષ્મતાથી સુગઠનની ગોળાઈ તથા માંસ-પેશીની મૃદુતા કુશળતાથી બતાવાય છે. ભારતના પલ્લવ યુગમાં રચાએલા એકમે ઉચ્ચમાનમાં ખોદાએલા પ્રસ્તરખંડમાં (high-relief માં) આનાં ઉન્નત દૃષ્ટાન્તો છે

એટલે, આ રેખારચના અને સંસ્થાનમાં છન્દપ્રકાશનો વિવિધ સુયોગ અને દાયિત્વ બહુ પ્રમાણમાં છે. એથી કરીને ચિત્રની માફક શિલ્પમાં પણ છન્દ-રચના (rhythm) એ એક જરૂરી ઉપાદાન અને સાધન છે. પ્રતિમા-રચનામાં પણ જો રેખા-સંસ્થાનને બરોબર છંદ-







જમણી બાજુ છેડે—ચિત્ર ૧૪ સાંચીના સ્તૂપનાં શિલ્પોમાંનું એક આલંકારિક સુશોભન, જેમાં કમળફૂલના લાલિત્યને પકડીને યોજેલા વળાંકોમાં છન્દ-ગતિ આણેલી છે. ઉપર—ચિત્ર ૧૫: અમદાવાદની સીદી સૈયદની મસ્જિદ-માંની જાળી, જે, આલંકારિક સુશોભનમાં અદ્ભુત છંદલીલા દાખવતી તેની બારીક કોતરણી માટે આખી દુનિયામાં નામચીન છે વચ્ચે—ચિત્ર ૧૬: બેલૂરના મંદિરમાંની મદનિકાની મૂર્તિ

ગતિમાં—છન્દના તાલમાં સુબદ્ધ ન કરી શકાય, તો રેખા એ ચક્ષુ-પીડાનું જ એક કારણ બની રહે છે. આ રીતમાં સાંચીના સ્તૂપના જુદા-જુદા આલંકારિક સુશોભનો (design)માં આવા ઓપિત શિલ્પમાં કરેલા છન્દપ્રયોગના ઘણા નિપુણ ને ચિત્તહારી દૃષ્ટાન્તો છે. કમળ ફૂલના લાલિત્યને પકડી લઇને, તેના ચક્રાકારને જુદીજુદી રીતે વળાંકો આપીને તથા તેના જુદાજુદા બંધ યોજીને, એ વળાંકોની તિર્યક ગતિમાં તથા છંદના તાલેતાલે કમળના મૃણાલના કોમળ દેહને પ્રસારીને તેમાં ખીલતો કરી દીધો છે (ચિત્ર નં. ૧૪) મંદિરોની જુદીજુદી આલંકારિક પરિકલ્પનાની રચના (design)માં, શિલ્પના આવા વિવિધ પ્રયોગો જોવામાં આવે છે ને એ, તેમાંના રેખા-સંસ્થાનમાં રમી રહેલી છંદની લીલાગતિનાં ઘણાં ચિત્તહારી નિદર્શનો છે. અમદાવાદની સીદી સૈયદની મસ્જિદની જગવિખ્યાત પત્થરની કોતરણીની જાળીઓ રેખા-વિન્યાસની આવી અદ્ભુત છંદલીલાના ઉદાહરણ છે. (ચિત્ર નં. ૧૫)

ભારતનાં પ્રાચીન દેવ-દેવીઓની કાલ્પનિક મૂર્તિઓની રેખા-કલ્પનામાં પણ છન્દ-ગતિનાં ઘણાં રમણીય દૃષ્ટાન્તો છે. દક્ષિણ દેશના બેલૂરના મંદિરમાં મદનિકાની મૂર્તિને વેષ્ટન કરી એક પ્રભાવાળા તોરણની સુંદર કલ્પના આપી છે (ચિત્ર નં. ૧૬). એક કમળના મૃણાલની શાખા દેવીની પાદપીઠના મકરની સૂંઢમાંથી નીકળીને, વળાંક લઇ દેવીના મૃણાલ બાહુમાં થઇને, વળી એક નમણો વળાંક લેતી હાથે ચડી, માથા ઉપર એક સુંદર વર્તુલાકાર તોરણ (arch) રચી રહે છે; અને ત્યાંથી જમણા હાથની રેખા સાથે પોતાનો પ્રવાહ મેળવી દઇને, ફરી જરા વળાંક લેતી જળધોધની સુસ્નિગ્ધ ધારાની માફક, પદ્મકોરકનું રૂપ લઇ, સ્વચ્છન્દ ગતિથી છન્દના તાલમાં નીચે ઊતરે છે શિલ્પમાં દર્શાવેલી છન્દલીલાનું આ એક શ્રેષ્ઠ દૃષ્ટાન્ત છે.

છન્દ-ગતિ ઉપરાંત બીજા એક વિશેષ રસના નિરૂપણનો પણ સુયોગ શિલ્પમાં થાય છે: એનું નામ સ્થિર રસ અથવા શાન્તિ રસ (repose). જાતજાતની રેખાનાં ગતિચાંચલ્યમાંથી તથા વિવિધ માપ (mass)ના સમૂહો (volume)ની ભારસામ્યતા (balance) માંથી, શિલ્પી એક મધુર રસનો ઉદ્ભવ લાવવાનો પ્રયત્ન કરે છે. આ રસ તે સ્થિર ભાવનો શાન્તિરસ (repose). નિપુણ શિલ્પી આ સ્થિરતા, અથવા ગતિહીનતાની આ રતમ્યતા, જાતજાતની ક્રિયા-પ્રતિક્રિયાના વિવિધ પ્રકારની ચંચળતાનો સમન્વય કરીને—તેમની વિપરીત ગતિને કેન્દ્રગત (equilibrium) કરીને એક મધુર એકત્વ-તાનમાં પર્યવસિત કરે છે. ગતિ-હીનતાના આ સુસ્થિર રસ(repose)નાં ઘણાં ઉદાહરણો પ્રાચીન ગ્રીસદેશના શિલ્પમાં (ચિત્ર ૧૭) ને તેના અનુકરણથી થએલા ઇટાલીનાં પ્રતિમાશિલ્પોમાં (વાળેલા પુઠામાં પ્લેટ પર) છે. ભારતની ઘણી દેવ-પ્રતિમાઓમાં અને ગોથિક યુગની ખ્રિસ્તી પ્રતિમૂર્તિઓમાં પણ એનાં ઘણાં સુંદર નિદર્શનો મળે છે. ભારતની 'ધ્યાની બુદ્ધ'ની પ્રતિમાઓમાં, અથવા જગવિખ્યાત 'પ્રજ્ઞાપારમિતા'ની અલૌકિક મૂર્તિકલ્પનામાં ઉતારેલું શાન્તિમયનું પ્રતીક તો દુનિયાના બીજા કોઇપણ દેશના શિલ્પમાં વિરલ મળશે છે. (ચિત્ર નં. ૧૯) ચીન દેશની એની પ્રતિમૂર્તિએ પણ ભારતીય સાત્ત્વિક રસના પ્રશાન્ત ભાવની રૂપકલ્પનાની આ ધારાનું જ અનુસરણ કર્યું છે. પ્રજ્ઞાપારમિતાની આ સ્થિર ભાવની, શાન્તિરસની મૂર્તિને કવિઓએ 'વાયુહીન સ્થાનમાં રહેલી કંપહીન દીપશિખા'ની સાથે સરખાવી છે (निर्वात निष्कम्प इव प्रदीपम्).

પત્થર અથવા લાકડાની વસ્તુમાં આ ગતિહીનતા અથવા સ્થિર રસની મૂર્તિ રચવી જેટલી સહેલી છે તેટલો, ચલમાન ગતિનો ભાવ (movement) તેમાં ઉતારવો સહેલો નથી. છતાં ચતુર મૂર્તિકારો દરેક યુગમાં, નિશ્ચલ પત્થરમાંથી પણ જાતજાતની કંપિત મૂર્તિમાં ગતિ અને ચંચળતાનાં અનેકવિધ છન્દમય પ્રતીક રચી નવા

અગાઉ ચિત્ર નં. ૧૧માં પાર્થેનનના ઉદ્દામ ગતિના અશ્વચિત્રમાં તેનો ઉલ્લેખ છે. પત્થર કે લાકડા જેવા નિશ્ચલ ઉપાદાનમાં ગતિની ચંચળતા ઉતારવી ઘણી અઘરી છે. માટે, શિલ્પીને ગતિની વિવિધ ભંગી સંઘરવા સારૂ જાતજાતની મૂર્તિમાંથી તેમાના એવા એક વિશેષ ગતિરૂપની ચૂંટણી કરવી પડે છે કે જે દ્વારા ગતિનું યથાર્થ રૂપ આપણને હુબહુ ઊતરેલું લાગે. ગતિના આરંભથી તે અંત સુધી એ ગતિમાન મૂર્તિ ભિન્ન ભિન્ન ભંગીના રૂપમાંથી પોતાનું પ્રકટીકરણ કરી ઊઠે છે. એ વિભિન્ન ભંગીમાંથી એવી એક ચલન્ત મૂર્તિને શોધી કાઢવી પડે છે, જેમાં આ ગતિવેગનું બીજ તીવ્ર રૂપે ઢંકાએલું હોય છે. દાખલા તરીકે પાણીનું મોજું જ્યારે એની સમતલ રેખાની ગોદ છોડી, વાંકી રેખામાં ઉપર ચઢે છે, ત્યારે તે તેના ઊંચામાં ઊંચા શિખર (crest) ઉપર પહોંચી ત્યાં એક મુહૂર્તને માટે સ્થિર થઇ ઊભું રહે છે. પરંતુ આ સ્થિરતાના ભાવમા પણ તેની ચલન્ત શક્તિનું બીજ અથવા શક્તિ હોય જ છે; કારણકે ત્યારે પણ તેની ગતિશક્તિ નિઃશેષ થઈ જતી નથી પરંતુ તે વખતે પણ નીચે ઊતરી આવવાનો વેગ એમાં રહેલો હોય છે. ઉપર ચડવાથી ગતિની એક ક્રિયા સંપન્ન થઇ, જ્યારે નીચે ઊતરવાનો બીજો અધ્યાય હજુ બાકી છે. ચીન અને જાપાનના કલાકારોનાં ચિત્રોમાં આવી ગતિલીલાનું રહસ્ય બહુ સ્પષ્ટ ભાષામાં વ્યક્ત થયું છે. તેના દૃષ્ટાન્ત રૂપ જાપાની કલાકાર હોકુસાઇનું પ્રખ્યાત ચિત્ર 'જલ-મોજ' અગાઉ આવી ગયું છે (ચિત્રવિજ્ઞાન વિભાગમા ન ૭૨).

ગ્રીક શિલ્પી માયરાન સર્જિત વિખ્યાત 'ચક્રનિક્ષેપ'ની મૂર્તિ (discobolus—disc-thrower)માં આ ગતિશીલ વેગધારણનું સાર્થ મુહૂર્ત (dynamic movement) અતિ નિપુણ કુશળતાથી પ્રકાશિત થયું છે. (જમણી બાજુ નીચે ચિત્ર નં. ૧૮).

યુરોપની બીજી એક અતિ પ્રસિદ્ધ મૂર્તિમાં પણ ગતિ (movement)ની ચંચળતા નિશ્ચલ પાષાણના રૂપમાં પ્રગટ થઇ છે. એ છે ગ્રીક શિલ્પના અંતિમ કાળની અતિ પ્રસિદ્ધ કલ્પનાકૃતિ 'લા-કોઓન' (પાછલા પૃષ્ઠામાં). એમાં ગ્રીક દંતકથાના લા-કોઓન નામે એક ધર્મગુરુએ એક અજગર સામે ખેડેલા ભીષણ યુદ્ધનું આલેખન છે. આ મૂર્તિ-ત્રયમાં ઉદ્દામ ચંચળતાનું વાસ્તવિક ચિત્ર ખીલી ઊઠ્યું છે. લા-કોઓન અને તેના બે પુત્રોને અજગરો ભરડો લઇ તેમના જીવનનો અંત આણે છે તે સામેની એમની અંત-કાળની મથામણ તેમાં કતારેલી છે. પણ આ મૂર્તિ ચિત્રમાં એ ત્રણ મૂર્તિઓની જુદી-જુદી ગતિ અને ભંગીમાલાની વચ્ચે કોઇ પણ જાતનું ઐક્ય સ્થાપવાનો પ્રયત્ન થયો નથી. એમાં એવું કોઇ પણ એક ખાસ કેન્દ્ર નથી, કે જ્યાં, અહીંતહીં ફરતી આપણી આંખને જરા સુસ્થિર થઇને ઊભી રહેવાની તક મળે. એમાં જાણે આપણી આંખ એ મૂર્તિના અંગ પ્રત્યંગોના વળાંકમાં વિક્ષિપ્ત થઇને એના ગતિચક્રની સાથેસાથે ફરવા માંડે છે। ગતિ અને સ્થિતિ એ બંને સાપેક્ષ (relative) વસ્તુઓ છે. આપણે સ્થિર થઇને બેઠા વગર બીજી વસ્તુની ગતિની-ચંચળતાનો અનુભવ કરી શકતા નથી. ટ્રેઇન-માં બેઠા હોઇએ છીએ ત્યારે બારીમાંથી બહારની કોઈ સ્થિર વસ્તુની સાથે સરખામણી કર્યાં વગર આપણે ચાલતી ગાડીની ગતિ અનુભવી શકતા નથી, કારણ કે ગાડીની ગતિ તેમાના બેસનારાને પણ સાથોસાથ ગતિ આપે છે. એટલે સ્થિતિનો ભાવ જો આંખની સામે ન હોય તો આપણે બરોબર ગતિનો ભાવ પણ અનુભવી શકતા નથી.


ચિત્ર : ૨૧

જે પ્રમાણે ઉચ્ચોચ્ચ ટોચે પહોંચેલા સમુદ્રના મોજામાં એક પલ મુહૂર્તને માટે સ્થિરતાનો ભાવ હોય છે, તે પ્રમાણે ગતિની તીવ્રાવસ્થામાં પણ ક્ષણભરને માટે સ્થિતિનો અવકાશ હોય છે. ગતિ-વેગની આ સ્થિર પલમાં ખરૂં જોતાં નિશ્ચલતા નથી, પણ એ શક્તિના વિરોધની વચમાં રહેલી એક સામયિક ગતિહીનતા છે

ગતિમાં પણ સ્થિતિનું આવું શ્રેષ્ઠ નિદર્શન, ભારતીય પ્રતિમાકારની અપૂર્વ કલ્પના 'નટરાજ'-ની પ્રતિમાની રસમય મૂર્તિમાં ચિત્રિત થયું છે.
(અનુસંધાન સામેના પાના પર ચિત્રોની નીચે)





જમણે : સ્થૈર્ય ને ગતિનાં બે ગ્રીક શિલ્પ • ઉપરઃ ચિત્ર ૧૯-દેવી ડેમેટર; નીચેઃ નં. ૧૮ ડિસ્કોબોલસ

# —ડાન્યૂબ—

દક્ષિણ જર્મનીના રૂડા મનોહર પ્રદેશ બ્લૅક ફૉરેસ્ટ—કાળા કાન્તાર—માંથી નીકળી છેક યુરોપના પશ્ચિમ કાંઠાને પખાળતા ગૂઢ-રમ્ય કાળા સમુદ્રને મળતી મધ્ય યુરોપની આ લાંબામાં લાંબી મહાનદી, જે, એ વિશાળ ભૂમિખંડ પર પથરાએલા સાત દેશોને પરિપ્લાવિત કરતી તથા એ વિવિધરંગી પ્રજાઓની સંસ્કૃતિ તથા ઇતિહાસની તડકીછાંયડીઓની સાક્ષી બનીને તેમને પોતાની ને પ્રેરણા આપતી વહે છે, તેનો આત્મકથારૂપ રંગદર્શી પરિચય.

ડાન્યૂબ! એનો પ્રવાહ, એનો મરોડ, એનું હાસ્ય અને એનું રુદન જાણ્યા પહેલાં એક વાત સાંભળો: વીએનામાં સ્ટ્રાઉસ નામનો એક સંગીતકાર થઈ ગયો. એણે એક ગીત રચ્યું. એ ગીતનું નામ 'બ્લ્યૂ ડાન્યૂબ'. એ ગીત તો સાંભળવા મળે (એની રેકર્ડ આવે છે) તો યુરોપની આ મહા સરિતાનું માનસિક ચિત્ર જરૂર અનુભવશો.

બ્લ્યૂ ડાન્યૂબ! એ... જાણે: ધીરી, શાંત, ગંભીર, સપ્રમાણ દેહની કોઈ લલના! તે યુવતી નથી; પ્રૌઢત્વના ઉંબરે ઊભેલી પ્રસન્નગંભીર માનિની છે. રસિકોની રસવૃત્તિને ઉત્તેજતી, સ્વસ્થ, શાંત, મૃદુ ગતિથી એ વહે છે, અને નર્મ વિનોદવાણીના ફુવારા સમો એનો જલ-તરંગ અપૂર્વ આકર્ષણ કરી રહે છે.

ડાન્યૂબને, માનો કે, વાણી ફૂટે તો ડાન્યૂબ આમ બોલે:

મારા હૃદયનો આનંદ કે હૃદયનો વિષાદ પારખવાની શક્તિ તમને સ્ટ્રાઉસ આપશે. પરંતુ તમે એનું 'બ્લ્યૂ ડાન્યૂબ' બહુ ના સાંભળશો. નહિં તો મારા પ્રેમમાં પડી જશો, ડૂબી જશો, અને સારી જિંદગી મને શોધવામાં ખરચી નાખશો. વળી એક બીજી વાત કહું. હું નદી નથી, સ્થૂલ સ્ત્રી પણ નથી. પરંતુ એક ભાવના છું, ફક્ત કલ્પના છું. મારા પ્રેમમાં પડેલો તેમાં ડૂબે છે ત્યાં સુધી જંપતો નથી.

યુગયુગ પહેલાંની વાત છે. મારાં માબાપ જર્મન હતાં અને જર્મનીમાં બ્લૅક ફૉરેસ્ટમાં મારો જન્મ થયો હતો. મારે બીજી બે નાની બેનો હતી. પણ એક વાર પહાડ ઉપરથી હું દોડતી હતી અને બન્ને બહેનો દોડાદોડની મારી પાછળ પડી. એવામાં એ બન્ને ઊથલી પડી અને હું ખીણમાં હતી ત્યાં આવીને કડડભૂસ ફેંકાઈ. મેં જોયું કે તેમના પ્રાણ નીકળી ગયા હતા! આખો દિવસ મેં ત્યાં બેસીને રડયા કર્યું, અને જંગલના દેવથી જ્યારે એ છાતીફાટ રુદન સહન ન થયું ત્યારે એ મારી પાસે આવ્યા ને પૂછ્યું: 'છોકરી, કેમ રડે છે?' મેં જવાબ ન આપ્યો, પણ રડયે રાખ્યું. દેવે જોયું કે મારી બન્ને બેનોનાં શબ ત્યાં પડયાં હતાં. એમણે કહ્યું: 'રડીશ નહિ, છોકરી. તારી બેનોને હું જીવતી કરું છું. પણ મૂર્ખી! આજે નહિ તો કાલે પણ સૌને મોત તો આવશે જ ને?'

મેં કહ્યું: 'હે દેવ! અમે ત્રણે બેનો અમર થઈએ, સાથે ખેલીએ, રમીએ, હસીએ, રડીએ, એવું કરો.'

'ઓહો રે ગાંડી! મનુષ્યદેહમાં તે અમરતા હોય! કહે તો તને ડુંગર બનાવું, કે નદી કરું.'

મેં કહ્યું, 'ડુંગર નહિ. નદી કરો. અમે દોડીશું, હસીશું, રમીશું; દોડાવશું, હસાવશું, રમાડશું. દેવ! અમને નદીઓ જ કરો.'

'વારુ, પણ ત્રણ નદીઓને માટે અહીં પૂરતી જગ્યા નથી. માટે તને મુખ્ય નદી કરી, તેમાં તારી બન્ને બેનોને સમાવું છું. પણ હવે તમે મનુષ્યદેહે દેખાશો નહિ.'

'પણ દેવ હું પરણીશ કોને? મારાં સુખદુઃખ કોને કહીશ?'

'તું અખંડ કુંવારી રહીશ. જોકે અનેકો તારા પ્રેમમાં પડશે.'

'પણ મારે શું?'

'તું સૈકે બે સૈકે તારું હૃદય કોઈને આપશે ફરીથી. તારું માનવ શરીર તારા એવા એકાદ પ્રેમીજનને દેખાશે અને તું અને એ એકરસ થશો. અને એ રસસમાધિમાંથી કલા ઉત્પન્ન થશે. એવો તારો એક પ્રેમી એક સંગીતકાર હશે. એનું નામ સ્ટ્રાઉસ હશે. એ તને નદી રૂપે નહિ જુએ, પરંતુ રસઘેલી, પ્રેમાર્દ્ર પ્રેયસી તરીકે તારું દર્શન કરશે. તમારી ચાર આંખો એક થશે, બે હૃદય એક થશે, અને ઉભયનો એક આત્મા સમાધિસ્થ થશે. એ ભાવસમાધિમાંથી શુદ્ધ રતિ ઝરશે અને એ એકતાનતાથી, એકરસતાથી, અદ્વૈતથી, સંગીતનો ધ્વનિ ઉદ્ભવશે, 'બ્લ્યૂ ડાન્યૂબ' નામનું અમર ગીત રચાશે. એ સમાધિ યુગયુગ સુધી ચાલુ રહેશે. અને તમારા ઉભયની એકરસતાથી, તદ્રૂપતાથી, અમર સંયોગથી, રસજ્ઞોની રસવૃત્તિ ઉત્તેજશે તું ને સ્ટ્રાઉસ કદી વિખૂટાં નહિ પડો. આમીન''

આમ કહીને દેવ અદૃશ્ય થયા અને મેં નદી રૂપે વિચરવા માંડયું. મારું સ્થૂલ શરીર બ્લૅક ફૉરેસ્ટ—કાન્તારથી તે કાળા સમુદ્ર સુધીનો અઢારસો માઈલનો વિસ્તાર રોકી રહ્યું અને તે વિસ્તારમાં મેં અનેક દેશોની દોસ્તી સાધી, અનેક શહેરોને પાણી પાયાં, અનેક ખેડૂતોનાં ખેતરોને કાંપથી ફળદ્રુપ કર્યાં, અનેક નાનીનાની સરિતાઓને મારામાં સમાવી, અનેક દેશના અનેક વહાણોને મારા વક્ષઃસ્થલે વહાવ્યાં. ચિતારાઓની કલમને, કવિઓની કલ્પનાને, વેપારીઓના વેપારને મેં પાળ્યાં, પોષ્યાં, વિકસાવ્યાં.

તમે પૂછો છો, આ બધું મેં શા કાજે? પૂછશો નહિ. માતા બાળકને સ્તનનું પાન કેમ કરાવે છે? પૂછશો નહિ. ગુરુ શિષ્યને જ્ઞાન કેમ આપે છે? પૂછશો નહિ. સૂર્ય કેમ તપે છે, વાદળાં કેમ વરસે છે ને નદી કેમ વહે છે તે, મહેરબાની કરીને, પૂછશો નહિ. પૂછશો તો ડાન્યૂબ પાસે એક જ જવાબ છે: સૌસૌનો સ્વભાવ. કોઈનું કરી છૂટવું એ વત્તાઓછા પ્રમાણમાં નદીઓનો સ્વભાવ. એમનો પ્રેમ તે એમનાં પાણી,—અખૂટ, અપાર, અમાપ, અમોઘ. અમે ઇતિહાસ સર્જીએ, રાજસત્તાઓને આકર્ષીએ, આર્થિક અને સામાજિક રચનાઓ ઘડીએ, પણ બધું પડદાની પાછળ. અમારો હાથ કોઈ પિછાને નહિ. નાઇલે મેમ્ફિસ અને થીબીસ જેવાં શહેરો આપ્યાં, ટાઇબરે રોમ જેવું રોમ સર્જ્યું, ગંગાએ કાશી સમું અમર ધામ આપ્યું અને મેં વીએના, બુડાપેસ્ટ વગેરેનાં નિર્માણ કર્યાં, તેમને વિકસાવ્યાં, આબાદ કર્યાં; છતાં, આ બધું છતાં,—ઇતિહાસકારો તો એમની અજ્ઞાનનિદ્રામાં રાજવંશો, રાજસત્તાઓ અને અમુક જ માનવીઓની ઇચ્છા-અનિચ્છા, રાગ-દ્વેષ, શક્તિ અશક્તિ, બુદ્ધિ વગેરેના જ રાસડા ગાય છે!

જર્મનીની ભૂમિ પર વિચરતીવિચરતી હું ઑસ્ટ્રિયામાં આવી. ત્યાં વીએનામાં મળી. અને તે વીએના કેવું! કલાકારોનું, સંગીતકારોનું, પ્રેમીજનોનું વીએના! પ્રેમથી ભેટવા ઊભેલું જાણે વહાલું બાળક! રંગીલું, રસીલું [illegible] વીએના મારે કિનારે ઉભરાય છે.

જોયું? કેટલો ઝડપી પ્રવાહ છે! ઑસ્ટ્રિયા તો આ ગયું ને હવે આવશે હંગારી. આ આવ્યો 'કાર્પેથીઅન ગેઇટ'. અહીં મારી રક્ષા ઉત્તરે કાર્પેથિયન ને દક્ષિણે આલ્પ્સ એ બે પર્વતરાજો કરી રહ્યા છે એવું ભલે કોઈકનું માનવું હોય. ખરી વાત કહું? એક પ્રિયતમા ને બે પ્રેમીજનોની એ તો વાત છે. મેં બંનેને કહ્યું કે હું તમારી એકેની નથી. બંને બીચારા જ્યાં હતા ત્યાં સ્તબ્ધ ઊભા રહ્યા! પણ એ ય મારી અંગત વાત. જુઓ આ 'પ્રેસબર્ગ' આવ્યું. ચારે તરફની સુંદરતાં

વ્ય ક્તિ ગ ત   પ્ર ગ તિ   ક ર વા   મા ટે

## સ્વ-નિયમનનાં સૂત્રો

સૂર્યોદય પહેલાં બિછાનાનો ત્યાગ કરવો. શરીરની અંદરની અને બહારની શુદ્ધિ કરી વ્યાધિઓથી બચવા પ્રયત્ન કરવો.

કામથી કે કસરતથી યોગ્ય વ્યાયામ મેળવવો.

થોડી મિનિટ મનને સ્વસ્થ કરવા ધ્યાન કે સદ્ગ્રંથનું વાચન કરવું

દિવસના કામોની યાદી કરવી અને તે પ્રમાણે ક્રમ ગોઠવવો.

પોતાના અભ્યાસના કે ધંધાનાં સાહિત્યો સંભાળી સાફસુથ કરી ગોઠવવાં.

વિચારો અને મુલાકાતોની નોંધ કરવી કામકાજમાં વ્યવસ્થા અને શાંતિ જાળવવી.

ખાનપાનને ઋતુ અનુસાર પૂર્ણ નિયમિત રાખવું.

જરૂર પ્રમાણે આરામ લેતા જ રહેવું.

પોતાના અને કુટુંબના શ્રેય માટે કોઈપણ પ્રામાણિક મહેનત કરતાં શરમ ન રાખવી.

મિત્રો, મહેમાનો તથા ગ્રાહકો સાથે સ્પષ્ટતાથી અને વિવેકથી વર્તવું. પોતાની ભૂલ કબૂલ કરવામાં જરા ન રાખવી અને સુધારવા તત્પર રહેવું.

જરૂરી વાતોનો સ્મૃતિ ઉપર બોજો ન રાખતા લખી જ લેવી. આપલેના હિસાબમાં ચોક્કસ રહેવું.

પોતાના ઉત્કર્ષને માટેના ગ્રંથો તેમજ પોતાના ધંધાના ગ્રંથોનો સંગ્રહ કરવો.

પત્રવ્યવહારમાં ચોક્કસ અને નિયમિત રહેવું.

વ્યસનો અને દુર્ગુણોથી સાવધાન રહી બચવું.

વખતોવખત મનની સ્વસ્થતા માટે એકાંતમાં જવું

રવિશંકર રાવળ

વિલાસ માણો. અને દૂર-સુદૂર આંખને છેતરતું જોયું પેલું વીએના! આ સ્થળેથી જ શરૂ થશે હંગારીની કથા—મારી એ રોમાંચક કથા! એના પ્રત્યેક ડુંગરે ને પ્રત્યેક કિલ્લે પ્રેમશૌર્યે વેરાયાં પડ્યાં છે એની એના પ્રત્યેક ડુંગરે ને પ્રત્યેક કિલ્લે પ્રેમશૌર્ય વેરાયાં પડ્યાં છે. પ્રેસબર્ગના ટેકરીએ ટેકરી પ્રતિદિન આપનાલીના પડઘા પાડે છે. પ્રેસબર્ગના કિલ્લામાં બહાદુર રાણી મેરીઆ ટેરેસાને જોઈ? સેંકો, થઈ ગયો છતાં હજી જોઈ શકશો: હાથમાં નાનકડો રાજકુમાર ઉપાડ્યો છે અને હંગારીના પ્રત્યેક અમીરને તે ભવ્ય રાણી સંબોધી રહી છે

અને આંખના પલકારામાં અમીરોની તલવારો મ્યાનમાંથી બહાર પડે છે. એક મહાઘોષ ઊઠે છે: 'અમારા રાજકુમાર ને અમારો મુલક અમારી સમશેરોથી ને અમારાં લોહીથી રક્ષીશું'. સાંભળ્યો એ ભીષણ ઉદ્ઘોષ?

પણ એ તો મર્ત્યોના ઇતિહાસની વાતો. એ બધું યે કાળનો કોળિયો થઈ ગયું, અને નેપોલિયનનાં ભયંકર લશ્કરો તથા ખૂનરેજીને વિજયો એ તમામ ફનાફાતિયા થઈ ગયાં. હું એ બનાવો તરફ નથી હસી કે નથી રડી વળી હું કાંઈ એકલી જ એક રાષ્ટ્રની, એક પ્રજાની કે એક સમયની છું? હું તો છું જર્મનીની, ઑસ્ટ્રિયાની, હંગારીની, રૂમાનીઆની—સૌ દેશની, સૌ પ્રજાની, સૌ કાળની છું.

આહો! આ તો નમતો પહોર થઈ ગયો! ને જુઓ, દૂરદૂર બુડાપેસ્ટ એ...શહેર જેવું બીજું. અસંખ્ય દીવાઓ ત્યાં ચમકી રહ્યા છે! જાણે આખું બુડાપેસ્ટ મને શોધવા કિનારે ઊભું ન હોય! જગત આખું કેટલું અદ્ભુત બન્યું છે! એક જ દિવસમાં આમ વિવિધતાનું ભાન કરાવનાર કઈ શક્તિ હશે? જુઓ આ આવ્યું બુડાપેસ્ટ. પણ આ તો હું જ બોલ્યા કરું છું. તમને શું લાગે છે એ કાંઈક તમે તો કહો!'

'રાણી ડાન્યૂબ! હું તો એમ વિચારું છું કે તારે લીધે આ સૌંદર્ય કે આ સૌંદર્યને લીધે તું' તારે કેટલાને કેટલી વાતો કરવાની હશે! આટલી નૌકાઓ, આટલાં હોડકાં, આટઆટલા કાફલામાં વળી અસંખ્ય માછલાં! એ દરેકને તું કેટકેટલી વાતો કરતી હશે! તું દરેકને શું જુદુંજુદું કહેતી હશે?'

'ના, દરેક જુદું સાંભળે છે. હું જુદુંજુદું કહેતી નથી.'

'અને આ બુડાપેસ્ટ ને પેસ્ટ એના રાજમહેલો,—સુંદર અને શોભીતા. આ ભૂમિ અને એના સર્જન તથા રક્ષણ ખાતર કેટકેટલું માનવ લોહી રેડાયું હશે! ઑસ્ટ્રિયાના સામ્રાજ્યમાં, ઑસ્ટ્રિયાની એડી નીચે કચડાયા છતાં હંગારીનો આત્મા હંગારીનો જ રહ્યો. તુર્કીનાં દમન, દોર ને જુલમને પણ હંગારીના આત્માએ ન અનુભવ્યાં અને જ્યારે એ વિદેશી બેડીઓ તૂટી પડી ત્યારે જ એ આત્મા જંપ્યો. ડાન્યૂબ' તું શું એ વખતે તટસ્થ હતી?

'હા, હું તટસ્થ હતી. મારે તો બે બાજુની ધમાચકડી જોવી જ પડે ને! એશિયામાંથી હૂણોનાં ધાડાં ચડી આવેલાં અને સારા યુરોપને પગ તળે કરી ગએલાં. પણ મેં તો તેમને યે પાણી પાએલાં. મારે સૌ સરખા. ચાલો હવે ઊપડીએ. હજુ તો આખું હંગારી આગળ પડ્યું છે. હવે આખી સૌરાષ્ટ્ર ફળદ્રુપ ધરતી જોયે રાખજો. એ ધરતી તે હંગારીનું હૃદય છે જુઓ આ શરૂ થઈ એ ધરતી. નાખી નજર પહોંચે ત્યાં સુધી જુઓ તો. શું દેખાય છે?

'ધરતી ને આકાશ એક થઈ જાય ત્યાં સુધી સપાટ ફળદ્રુપ મેદાન. અને કેટલાં વિધવિધ દશ્યો! કેવાં માનવીઓ! કેવા વિધવિધ પોશાક! જાણે રંગની તો પિચકારીઓ છૂટતી હોય એવો સમગ્ર દેખાવ છે.'

'હા અને છતાં હું ધરાતી નથી અહીં તો હું ધીમી, ધીમી, અતિ ધીમી વહું છું આ કિમાનો મારે બિછાને છે, ખૂબ છે. એમની ધરતીને હું ફળદ્રુપ કરું છું ને ભરપુર પાકથી ભરું છું. અને આ આવ્યો 'મોહાક'નો મોહક પ્રદેશ આ મોહાક શબ્દ હંગારીના ઇતિહાસનો કરુણ શબ્દ છે. આ જગ્યાએ તુર્કોએ હંગારીને જમીન પર રોળી દીધું હતું અને અસંખ્ય હંગારીઅન અમીરો ને આમ સૈનિકોનાં રાખ ઉપરથી તુર્ક વિજેતાઓના અશ્વોની ક્રૂર એડીઓ બુડાપેસ્ટ પહોંચી હતી ને ત્યાં ઇસ્લામનો વાવટો ચડ્યો હતો. પણ દોઢસો વર્ષની તુર્કી હકુમતને પણ છેવટે હંગારીએ ખંખેરી નાખી.

'અહીંથી બેલ્ગ્રેડ કેટલું દૂર?'

'હવે થોડી વારમાં. પણ દરમ્યાન આ એક નદી ગને ગળે છે તે નિહાળો. તેનું નામ 'રોન'. તે આલ્પ્સપુત્રી છે. હવે આ આવ્યું જીનીવા. જુઓ પેલા ડુંગર પરનો કિલ્લો ? અને પેલો મોટો ખડક ? આ જગ્યાને મારા 'હૃદયનું દ્વાર' કહે છે. હવે આવી લાગ્યું લો- ઝાન: પુરોહિતશાહીના રાજધાની જેવું ? ઊતરવાની તૈયારી કરી કે શું ?'

'હા, તમે તો થાકતાં જ નથી, થાકતાં જ નથી. ને હજી તો કાળો સમુદ્ર ઘણો દૂર છે.'

'મારે થાક્યે કેમ પાલવે ? ભલે, તમે તમારે જાઓ.'

'મને જવું તો નથી ગમતું. તમે કેટલાં માયાળુ અને ઉદાર છો! લગાર કહેશો કે હવે તમે ક્યાં ક્યાં વિચરશો ?'

'હવે હું વધારે ધીમેધીમે વહેતી જઈને પૃથ્વીને મારી વિશાળતામાં વીંટતી વિચરીશ. મારો પટ વિસ્તરશે અને અનેક સરિતાઓ મને ભેટશે. મનોહર બાગોમાં એમનું ગાન થશે અને તરુઓ તેમાં લીન થશે ને પંખીઓ તે ઉપાડશે. માર્ગમાં અનેક ખડકો, અનેક પ્રેમીઓની માફક મારી રાહ જોતા ઊભા હશે. ધોળે દિવસે મેઘધનુષ્ય રક્ષા કરશે અને રાત્રીના નીરવ એકાંતમાં હું અને સ્ફ્રાઉસ આત્માની એકતાનતા અનુભવતાં વિહરીશું....

'ચાલો ત્યારે, આવજો...'

**યશોધર નર્મદાશંકર મહેતા**




### ૫૮—ગોવા

હિંદમાંના નાનકડા પોર્ટુગીઝ સંસ્થાનની રાજસત્તાએ લોકોના પ્રાથમિક હક્કો પણ દાબી દેવાનો જે પ્રયત્ન, ડૉ. રામમનોહર લોહીઆની ત્યાંની મુલાકાત વખતે કરેલો અને તેનો તેમણે સામનો કરેલો ત્યારથી ત્યાંનું પાટનગર ગોવા લોકજીભે ગવાતું થયું છે.

ઇતિહાસના પટ પર જુદા જુદા સમયે ત્રણ શહેરોએ 'ગોવા' નામ ધારણ કર્યું છે અને એ નામોનો ઇતિહાસ દક્ષિણ હિંદના ઇતિહાસનાં ત્રણ પ્રકરણોનું નાનુંશું પ્રતિબિંબ બની રહે છે. પુરાણોમાં ગો, ગોપુરી અને ગોમન્ત તરીકે જે શહેરોનો ઉલ્લેખ છે, અને જેને મધ્યયુગની અરબી ભૂગોળમાં સિંદબાર અથવા સિંદબુર તરીકે ઓળખાવ્યું છે તે ગોવા શહેર તો છેક અંતરાળમાં વસેલું હતું, પરન્તુ અત્યારે તો તેનું નામોનિશાન પણ નથી રહ્યું. ઈસવી સનના છેક બીજા સૈકાથી માંડીને ઈ. ૧૩૧૨ સુધી તેના ઉપર કદમ્બ વંશની આણ વર્તતી હતી. ઈ. ૧૩૭૦ સુધી તે ઇસ્લામી આક્રમકોના હાથમાં પડ્યું હતું, પણ ફરી પાછું તે વિજયનગરની હિંદુ આણ નીચે લઈ લેવાયેલું. આજે તે નામશેષ બની ગયું છે.

બીજું શહેર જે જૂના ગોવા તરીકે આજે ખંડિયેર હાલતમાં હજીયે કંઈક નામોનિશાન ધરાવે છે તેને, વાસ્કો ડા ગામાએ હિંદને કિનારે પગ મૂક્યો ત્યાર પહેલાં માત્ર ૧૯ વર્ષ અગાઉ જ ૧૪૭૯માં, બિજાપુરના મુસ્લિમ બાદશાહે વસાવેલું. ઈ. ૧૫૧૦માં પોર્ટુગીઝ આક્રમક આલ્બુકર્કે તેને કબજે કર્યું ને ત્યારથી તે પૂર્વના ફિરંગી સામ્રાજ્યનું મુખ્ય મથક બની રહ્યું હતું. ફિરંગીઓના કબજામાં આવ્યા પછી એ શહેર ઉત્તરોત્તર એટલો વિકાસ પામતું ગયેલું કે સોળમા સૈકામાં તો તે પૂર્વ અને પશ્ચિમના સમગ્ર વેપારનું મુખ્ય કેન્દ્ર હતું અને તે ફિરંગી સામ્રાજ્યના પાટનગર લિસ્બનના જેટલા જ દરજ્જાના હક્કો ભોગવતું, એટલું જ નહિ તેની સ્પર્ધા પણ કરતું. પણ સત્તરમા સૈકામાં થએલી ફિરંગીઓની પડતી સાથે આ જાહોજલાલ શહેરની યે પડતી થતી ગઈ અને આજે તો તે માત્ર કૅથોલિક ધર્મસામ્રાજ્યના એક પુરાણા કેન્દ્રના સ્મૃતિસ્થાન તરીકે ઓળખાઇ રહ્યું છે. તેની મૂળ ૨૦૦,૦૦૦(બે લાખ)ની વસતિને બદલે ૧૯૦૦માં તો ગરીબીના અવતાર સમી માત્ર ૨,૦૦૦ માણસોની વચ્ચે ઊભેલી ભવ્ય અને વિશાળ ધાર્મિક ઇમારતોના ખંડિયેર જેવું જ તે શેષ રહ્યું હતું. આજે તો એ વસતિ પણ ત્યાં નથી રહી અને કેવળ એ નિર્જન ખંડિયેરોનો રાશિ બની ગયું છે. જે ટકી રહ્યાં છે તેમાં સંત કૅથેરાઈન, સંત ફ્રાન્સિસ અને બૉમ જીસસનાં દેવળ જોવા જેવાં છે. બૉમ જીસસના દેવળમાં સોના રૂપા અને ઝવેરાતથી મઢેલી એક કલામય મંજૂષામાં સંત ઝેવિયરના અવશેષો રાખવામાં આવ્યા છે. સંત ઝેવીઅરની કબર તો, જીનોવા અને ઈટાલીના કારીગરોએ આરસમાં કરેલા રૂપાના જડતરકામની બેનમૂન કલાનો નમૂનો ગણાય છે. એ મકબરાના વિશાળ અને ઊંચા ખંડમાં ચોતરફ સોનાના જડતરકામવાળા સીસમ ને ચંદનનાં કબાટો આવેલાં છે જેમાં આવેલાં માળિયાંમાં, ત્યાં તેટલી જ સંખ્યાના પાદરીઓને એકસાથે સમાવી શકવાની તેની વિશાળતા દર્શાવે છે અને તેની જાહોજલાલ સ્થિતિનો ખ્યાલ આપે છે. એ ઉપરાંત તેની બાજુએ આવેલું એક વખતનું જેસ્યુઈટ પાદરીઓનું સમગ્ર હિંદનું મુખ્ય કેન્દ્ર ગણાતું કૉન્વેન્ટ તથા સંત કૅથેરાઇનના દેવળની ગૅલેરીમાં કલાના ઉત્કૃષ્ટ નમૂના જેવા ચિત્રોનો સંગ્રહ પણ આજે તદ્દન બિસ્માર હાલતમાં છે.

ત્રીજું ગોવા તે આજનું પંજિમ ઊર્ફે નવા ગોવા—Nov-Goa બિજાપુરના શાહ આદિલશાહે ગોવાના રક્ષણ માટે દરિયા કિનારે આ શહેરનો કિલ્લો મૂળ બંધાવેલો, અને એ પોતાના રાજધાનીના મથકને જૂના ગોવાથી ત્યાં ફેરવવાનો હતો તે અરસામાં જ આલ્ફોન્સો આલ્બુકર્કે ૧૫૧૦ ની પહેલી માર્ચે તેનો કબજો લીધો, અને ત્યારથી તે અત્યાર સુધી તે ફિરંગીઓના હાથમાં જ રહ્યું છે

માંડવી નદીના કિનારે દરિયાથી ત્રણ માઈલ અંદર આ શહેર વસેલું છે તેનું ક્ષેત્રફળ આઠ ચોરસ માઈલનું છે જૂનું ગોવા નાશ પામતું જતું હતું ત્યારે, ૧૭૫૯માં ફિરંગીઓએ પોતાનું મથક આ સ્થળે ફેરવ્યું હતું. સ્વચ્છ અને સુઘડ હારોવાળાં તેનાં મકાનો, રસ્તા, અને ઠેકઠેકાણે બાગબગીચામાં કુદરતની લીલોતરીથી પ્રથમ નજરે જોનારની આંખમાં તેની જે છાપ વસી જાય છે તે એકદમ ભૂંસી શકાતી નથી. શહેરોની ધમાલમાંથી આરામ લેવા ઈચ્છનારાઓને અહીં શહેરની બધી સગવડો સાથે સાથે એકાન્ત અને મધુર શાંત વાતાવરણ મળે છે. વળી બ્રિટિશ હિંદ કરતાં અહીં જકાત માફી હોવાથી મુસાફરો ઘણે થોડે ખર્ચે સારી પેઠે રહી શકે છે. શહેરની બહાર થોડે દૂર જૂનું ગોવા, મર્માગોવા, અને પૉન્ડા જોવા જેવાં સ્થળો છે. પોન્ડામાં આવેલું શાન્તિદુર્ગાનું એક પ્રાચીન મંદિર નોંધપાત્ર છે.

ગોવાની મુખ્ય નિકાસ નાળિયેર, કોકો, તેજાના અને સોપારી છે આ પ્રદેશની મુખ્ય પેદાશ ચોખા છે. ખાણોમાં લોખંડ અને મૅંગેનિઝ મળી આવે છે, પરંતુ તેમાંથી જૂજ જ બહાર કાઢવામાં આવે છે વસતિમાં મુખ્યત્વે ક્રિશ્ચિયનો અને હિંદુઓ છે. ભાષા કોંકણી છે. ગોવાનો એકમાત્ર રેલવેમાર્ગ પૂનાથી સધર્ન મરાઠા રેલવેથી સંચાલિત ડબલ્યુ. આઈ. પી. રેલવે દ્વારા મર્માગોઆ જવાનો છે. ગોવા જવા માટે હોડીઓનો આશ્રય લેવો પડે છે.

# સંસ્કારિતા!

અનંત કાણેકરનો નર્મ નિબંધ



'તમે સુંદર છો!' એવા શબ્દ વડે એકાદ સ્ત્રીનાં કોઈ પુરુષ જો વખાણ કરે, તો તેને આનંદ થાય છે; પણ જો કોઈ તેની સામે નજર ફેરવીને એ જ ભાવ માત્ર આંખોથી દર્શાવે તો તેને ચીડ ચડે છે' આ વાતનો મને રહીરહીને અચંબો થાય છે. કોઈ પુરુષ એકાદ સ્ત્રી તરફ જ્યારે ધ્યાન આપીને જુએ છે ત્યારે, એનામાં કંઈક જોવા જેવું છે, એ સુંદર છે, એ જ વાત એ એક રીતે કબૂલ કરે છે. પણ સ્ત્રીઓને આ વાત પસંદ આવતી નથી. જૂની સનાતની સ્ત્રીઓની વાત તો જવા દેઈ, પણ તદ્દન આધુનિક, સમાજમાં ફરતી, એશઆરામ વૃત્તિની જુવાન સ્ત્રીઓ પણ 'કલાણો મારી સામે જુએ છે, ઢીંકણો મને જોઈ રહે છે' એવી ફરિયાદ કરતી સંભળાય છે.

મારી ઓળખાની એક છોકરી હમેશાં આવી ફરિયાદ કરતી. એક દિવસ મેં એની ખરેખરની ખબર લીધી

'મારી ક્લાસનો પેલો છોકરો રોજ મારી સામે જોયા કરે છે' એ બોલી

'અહોભાગ્ય તારાં' મેં કહ્યું, 'એનો આભાર માન' અમારી સામે કોઈ જોતું નથી, તેથી અમે નિરાશ થઈએ છીએ; અને તારી સામે લોકો જુએ છે એની તું ફરિયાદ કરે છે. મનુષ્ય સ્વભાવ પણ કેવો હોય છે'

'એમ મશ્કરી શું કરો છો?' એ બોલી, 'એ છોકરો બિલકુલ સારો નથી.'

'જ્યાં સુધી એ તારી સામે ફક્ત જોયા જ કરે છે ત્યાં સુધી એનામાં કંઈ ખરાબ હોય એવું મને બિલકુલ લાગતું નથી. તારામાં કંઈક જોવા જેવું છે,— તું જુવાન છે, સુંદર છે, ત્યાં સુધી લોકો તારી સામે કંઈક ને જુએ છે પાંચદસ વર્ષ પછી તો તું પૈસા આપીને જોવાનું કહીશ તો પણ કોઈ નહિ જુએ! મૂગી-મૂગી જા ઘેર, અને જો બહુ હેરાન થતી હો, તો કાલથી બુરખો લઈને ફરજે!'

મને ખાતરી છે કે એને તો, લોકો પોતાની સામે જુએ છે એ વાતનો આનંદ થતો હતો; પણ માત્ર બહારથી એ ગમતું નથી એવો ડોળ એ કરતી હતી. એનું કારણ દેખીતું જ છે. પુરુષના આપણી સામે જોવાથી આપણને આનંદ તો થાય છે; પણ જો આપણે લોકોને એ બતાવીશું, તો લોકો આપણને ખરાબ ગણશે; એટલે પહેલેથી જ બીજાને ખરાબ કહી નાખો! યુદ્ધશાસ્ત્રમાં એક નિયમ છે કે 'આક્રમણ એ જ સૌથી સારું સંરક્ષણ છે!' (Offensive is the best defensive). એ જ નિયમ સ્ત્રીઓ પાળતી હોવી જોઈએ!

મારું આ તત્ત્વજ્ઞાન મારી એક સ્ત્રીમિત્રને હું જોરજોરથી સંભળાવતો હતો. એના જવાબમાં એણે મને જ બરોબર સંભળાવી! એના કહેવામાં ઘણો સાર હતો. અને મને પણ એનું કહેવું બરાબર લાગ્યું

'પુરુષજાતિના એક મોટા પક્ષકાર તરીકે હું તમારો અભિનંદન કરું છું,' એ બોલી; 'જરા સરખું કોઈ જુએ એટલે 'હાય હાય!' કહી મોં ફેરવતી કેટલીક સ્ત્રીઓ તમે કહો છો તેવી હશે. અને કોઈ સારો માણસ અમારી સામે જુએ તો અમને આનંદ થાય છે એ વાત પણ હું માન્ય રાખું છું. પણ કોઈ માણસ તમારી સામે એકી ટશે જોતો જ રહે—પછી એમાં એનો હેતુ ભલે ગમે તે હો,—તો પણ એથી તમને મનમાં કંઈક નું કંઈક લાગે છે કે નહિ?'

'હા, એ તો લાગે છે.' મેં કહ્યું.

'થયું ત્યારે.' એ બોલી, 'કઠણ દિલના તમારા જેવા પુરુષોને જો આમ કંઈનું કંઈ લાગે, તો અમ સ્ત્રીઓને કંઈકંઈ લાગી જાય, એમાં તમને નવાઈ કેમ લાગે છે? કોઈ બીજાને 'કંઈનું કંઈ' લાગવા દેવું, એ શું સારી વાત છે?'

મારે કબૂલ કર્યા વગર છુટકો જ નહોતો. કારણ કે ફક્ત પુરુષોએ સ્ત્રીઓને જ શું, પણ કોઈએ કોઈને ને કોઈ વખતે ય એમ 'કંઈનું કંઈ' લાગવા જેવું ન કરવું જોઈએ, એમ તો હું માનું છું. માણસની સંસ્કારિતાની મારી તો વ્યાખ્યા જ એ છે. આપણા બોલવાથી, ચાલવાથી કે રહેવાથી કોઈને કદી પણ 'કંઈ કંઈ' લાગવા ન દેવું એનું જ નામ સંસ્કારિતા! અને આ સંસ્કારિતા માત્ર ચોપડીઓ વાંચવાથી, ઉપાધિઓ મેળવવાથી કે દુનિયાભરનો પ્રવાસ કરવાથી નથી આવતી એ તો આપણા મનનું જ એવું ઘડતર થવું જોઈએ. એટલે જ, અમારા ગણુકાકા વિશેષ ભણેલા નથી, બહાર કંઈ બહુ ફરેલા નથી, છતાં એમને હું મારા કરતાં ઘણા વધારે સુસંસ્કૃત માનું છું. એક જ દાખલો આપું.

ગણુકાકાને મેં એક સુંદર ફૂલદાની આપી હતી. એક વખત હું, કાકા અને બીજા એક ગૃહસ્થ કાકાને ત્યાં વાતો કરતા બેઠા હતા. પેલા ગૃહસ્થ હાથ નચાવીનચાવીને કંઈક કહેતા હતા, એવામાં ભૂલથી એમનો હાથ પેલી ફૂલદાનીને લાગ્યો અને તે નીચે પડીને તેના ટુકડેટુકડા થઈ ગયા. એક ક્ષણ ભર મને એ ફૂલદાની આમ ફોડવા બદલ પેલા માણસ પર ગુસ્સો થઈ આવ્યો. હું જોકે કંઈ બોલ્યો નહિ, પણ મારી ખાતરી છે કે મારા ચહેરા પર નાપસંદગીની રેખાઓ તો દેખાઈ જ ગઈ હશે. મહામહેનતે, જાણે કંઈ જ થયું નથી એવું મેં બતાવ્યું તો ખરું; પણ જો પેલા માણસનું મારી તરફ ધ્યાન ગયું હોત, તો તેને એ જોઈ 'કંઈનું કંઈક' લાગ્યું તો હોત જ. ભલે એણે જોયું નહિ, એ વાત જુદી.

પણ એ જ વખતે કાકા કેટલી સહજતાથી વર્ત્યા! પેલા માણસના મોંમાંથી પોતાની ભૂલ માટે કંઈક દિલગીરીના શબ્દ બહાર પડે, તે પહેલાં જ કાકા એકદમ બોલી ઊઠ્યા: 'ફિકર નહિ, ફિકર નહિ, ભાઈ; એનો વસવસો તમે ના કરશો. પરોઢના પેલા બાજુએ ગઈ કાલે જ એના ટુકડા તો કરી નાખ્યા હતા. પણ એ ફેંકી દેવાને બદલે મેં એ ગોઠવીને મૂક્યા હતા. તમે તો ફક્ત નિમિત્ત બન્યા એટલું જ. ખરું જોતાં તો મારે જ એ ટુકડા ફેંકી દેવા જોઈતા હતા!'

પેલા ગૃહસ્થના માથેથી જાણે એકદમ ભાર હળવો થયો એવું લાગ્યું.

એના ગયા પછી મેં કાકાને કહ્યું, 'પેલા ફૂટેલા ટુકડા શા માટે ગોઠવી રાખ્યા હતા, કાકા?'

'અરે ટુકડા શાના? આખી જ હતી એ તો!'

'એટલે?'

'એને હાથે જ એ તો ફૂટી. પણ એને બીચારાને એનું માઠું લગાડાય? એક વખત ફૂટેલી ફૂલદાની કંઈ પાછી આખી જ થવાની હતી?'

હું તો છક થઈ ગયો. કાકા વિષે મને માન ઊપજ્યું. જોકે એમની સંસ્કારિતા વિષે મને શું લાગે છે, એ મેં એમને મોઢે કદી જ કહ્યું નથી, અને કહેવાનો પણ નથી; કારણ કે રખે ને કદાચ મારા જ શબ્દોનો આધાર લઈ કાકા મારે માથે ચડી બેસે, અથવા મને વારેઘડીએ સતાવે!

માલતી જોષી

લોહો એનું નામ, જેમાં બંને પક્ષ ધારે છે કે પોતે સામાને છેતર્યો છે!

# નર્તન અને વાદ્ય

શાસ્ત્રમાં નૃત્યને લગતા ત્રણ ભેદ પાડવામાં આવ્યા છે: નાટ્ય, નૃત્ત અને નૃત્ય. તેના લક્ષણો આ પ્રમાણે આપવામાં આવ્યાં છે: (૧) કથા-અભિનય અથવા તો ચાર પ્રકારના અભિનયથી યુક્ત તે નાટ્ય (નાટક); (૨) તાલાનુસાર કલાત્મક અંગવિક્ષેપ કે હલનચલન તે નૃત્ત; ને (૩) નાટ્ય તથા નૃત્તનું સંમિશ્રણ તે નૃત્ય.

નૃત્ત માત્ર શોભા અને આનંદ પૂરતું જ હોય છે અને તે કશો પણ અર્થ દર્શાવતું નથી. જ્યારે નૃત્યમાં નાટ્ય અને નૃત્ત બંનેના અંશો રહેલા હોવાથી તેની પાછળ કંઈક કથા રહેલી હોય છે, અથવા તો તે અર્થયુક્ત હોય છે સામાન્યરીતે આજે તો નૃત્ય શબ્દ નૃત્ત (Dance)ના અર્થમાં પ્રચલિત જોવામાં આવે છે પરંતુ નૃત્ય શબ્દનો ખરો શાસ્ત્રીય અર્થ તો ઉપર કહ્યું તેમ નૃત્ય-નાટક (Dance-drama) એવો થાય છે.

નર્તન વળી લાસ્ય અને તાંડવ એવી બે પદ્ધતિમાં વહેંચાયેલું છે. મૃદુ કે કોમળ પ્રકારના નર્તનને શાસ્ત્રની ભાષામાં લાસ્ય કહે છે; અને ઉદ્ધત કે ઉગ્ર પ્રકારના નર્તનને તાંડવ કહે છે. લાસ્ય, શૃંગારરસ-પ્રધાન હોય છે અને તાંડવ વીરરસ-પ્રધાન હોય છે.

સામાન્યરીતે માનવામાં આવે છે તેમ 'તાંડવ' એ અમુક ચોક્કસ નૃત્યનું નામ નથી, પણ નૃત્યનો એક સર્વસામાન્ય પ્રકાર છે.

લાસ્ય પાર્વતીથી અને તાંડવ તંડુ નામના મુનિથી ઉત્પન્ન થયું હોવાનું મનાય છે. કોઈ એક સાયંકાળના સમયે મહેશ્વર શિવ મૃદંગ, ઢોલ, ઝાંઝ, ભેરી, ડિંડિમ, ગોમુખ, પણવ, દુર્દર વગેરે વાદ્યો સહિત, વિવિધ પ્રકારના અંગહારોથી લય અને તાલને અનુસરીને નૃત્ય કરી રહ્યા હતા. તે નૃત્યમાં રેચક અને પીંડીબંધ જોઈને નંદી અને ભદ્રમુખ વગેરે ગણોએ તેનાં નામ અને લક્ષણો બાંધ્યાં શંકરે આ રેચક અને પીંડીબંધ સર્જીને તંડુ મુનિને આપ્યાં. તંડુ મુનિએ તેને ગીતની સાથે યોજીને સુંદર નૃત્યપ્રયોગ ઉત્પન્ન કર્યો. આ નૃત્યપ્રકાર તંડુથી ઉત્પન્ન થયો તેથી તે તાંડવ કહેવાયો.

તાંડવમાં થતા અંગહારોની સંખ્યા બત્રીસની છે. આ બત્રીસ અંગહારો કરણોથી ઉત્પન્ન થાય છે. હાથપગની ગતિના સંયોગને કરણ કહે છે. તેની કુલ સંખ્યા એક સો ને આઠની છે. આ બધા અંગહારો અને કરણો તો હાલ નષ્ટપ્રાય છે. નાટ્યશાસ્ત્રમાં તેનાં નામો અને લક્ષણો આપવામાં આવેલાં છે.

લાસ્યનાં દસ અંગ છે અને તેનું વિવરણ પણ નાટ્યશાસ્ત્રમાં કરેલું છે. આ અંગો વિષે ભરત નાટ્યશાસ્ત્ર અને સંગીતરત્નાકર વગેરે શાસ્ત્રો વચ્ચે થોડી ભિન્નતા જોવામાં આવે છે.

કેટલાંક નાટ્યશાસ્ત્રોમાં નૃત્તના ભેદો પણ આપવામાં આવેલા છે. જેમકે: (૧) હલ્લીસક—અનેક સ્ત્રીઓના નર્તનમાં એક જ નેતા હોય તેવું (જેમ ગોપ-સ્ત્રીગણમાં શ્રી કૃષ્ણ); (૨) રાસ: હલ્લીસકનું વિસ્તૃત સ્વરૂપ તે રાસ. આપણા ગુજરાતના રાસ અને ગરબા તે આ જ એમ કેટલાકનું માનવું છે. દંતકથા એવી છે કે પાર્વતીએ પોતાનું લાસ્ય નૃત્ય બાણાસુરની પુત્રી ઉષા (ઓખા) ને શીખવ્યું; ઉષાએ તે શ્રી કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધને શીખવ્યું; અનિરુદ્ધે તે ગોપ સ્ત્રીઓને શીખવ્યું; ને આ રીતે તેનો સૌરાષ્ટ્ર (ગુજરાત) માં પ્રચાર થયો.

કેટલાંક શાસ્ત્રોમાં નૃત્યના પણ અમુક પ્રકાર જણાવવામાં આવેલા છે, પણ તેનાં નામો નાટ્યના જ પ્રકારોને મળતાં હોવાથી તે બાબત કશો નિર્ણય થઈ શક્યો નથી.

### વાદ્ય

સંગીતશાસ્ત્રોમાં વાદ્યના ચાર પ્રકાર પાડવામાં આવેલા છે. તેને તત, અવનદ્ધ, ઘન અને સુષિર એવાં નામો આપવામાં આવેલાં છે.

વીણા વગેરે તારવાળાં વાદ્યોને તત કહે છે; ચામડાંથી મઢેલાં મોંવાળાં ઢોલ મૃદંગ વગેરે વાદ્યોને અવનદ્ધ કહે છે; કાંસા વગેરે ધાતુનાં બનેલાં ઝાંઝ આદિ વાદ્યોને ઘન કહે છે; અને વાંસળી વગેરે પોલાણવાળાં તથા હવાના દબાણથી વાગતાં વાદ્યોને સુષિર કહે છે.

વીણા વગેરે તત વાદ્યોના બે પ્રકાર છે: શ્રુતિ-વીણા અને સ્વર-વીણા. આમાં સ્વર-વીણાના બીજા પણ ભેદો છે જેમકે એકતંત્રી, ચિત્રા, મત્ત કોકિલા, આલાપિની, કિન્નરી, પિનાકી વગેરે

પ્રાચીન સંગીતશાસ્ત્રોમાં આ ચારે પ્રકારના વાદ્યોનાં નામો તથા તે બનાવવાની રીત વગેરે વિસ્તારપૂર્વક આપવામાં આવેલાં છે

યોગેન્દ્ર પ્રિયદર્શી

## કસોટી

બુદ્ધિને કસતા થોડા પ્રશ્નો ઉકેલી ન શકો તો જવાબો આ નીચે અવળા છાપ્યા છે.

(૧) જીવનમાં વારંવાર નજરે પડતી એવી કેટલી યે વસ્તુઓ હશે કે જે ડાબી હોય છે કે જમણી, તેનો જવાબ જલદીથી તમે કદાચ નહિ આપી શકો. તમારી અવલોકનશક્તિ સારી હશે તો નીચેના પ્રશ્નો વાંચતા વેંત તમે તેના જવાબ આપી શકશો: (ક) આપણા ચાલુ સિક્કાઓ પર બાદશાહનું મોં કઈ બાજુએ છે? (ખ) ગુજરાતની સ્ત્રીઓ ચૂની કયા નાકમાં પહેરે છે? (ગ) હૃદયમાં જો કઈ બાજુ હોય છે? (ઘ) લગ્ન વખતે કન્યાને વરની કઈ બાજુએ બેસાડવામાં આવે છે? (ક) પગે ચાલનારાએ રસ્તાની કઈ બાજુ ચાલવું જોઈએ? (ચ) બ્રાહ્મણો જનોઈ કયા ખભા પર પહેરે છે? (છ) રેલ્વે એન્જિનમાં ડ્રાઇવર કઈ બાજુએ બેસે છે? (જ) ઘોડે કઈ બાજુથી ચડાય? (ઝ) પુરુષો પોતાના વાળનો સેંથો મોટે ભાગે કઈ બાજુ પાડે છે?

(૨) ઇરાનના રાજા જેમ 'શાહ' કહેવાય છે તેમ નીચેનાં રાજ્યોના રાજાઓ શું કહેવાય છે? (ક) અફઘાનિસ્તાનના; (ખ) વડોદરાના; (ગ) હૈદ્રાબાદના; અને કાઠિયાવાડમાં (ઘ) જૂનાગઢના; (ક) ભાવનગરના; (ચ) પોરબંદરના; (છ) વાંકાનેરના; (જ) લખતરના.

(૩) બનાવટી (સિન્થેટિક) રબર નીચેની ત્રણમાંથી એક ચીજમાંથી બનાવાય છે. તે કઈ? દૂધ પેટ્રોલિયમ, દરિયાઈ વનસ્પતિ

(૪) કહો જોઈએ: (ક) રેશમ એક જાતના કીડા બનાવે છે; પણ એ રેશમ જેવું જ રેયન શામાંથી બને છે? (ખ) બ્રાઝિલની રાજભાષા કઈ? (ગ) વાંચતી-લખતી વેળા ચોપડી કે કાગળ આંખથી કેટલે અંતરે રાખવા જોઈએ? (ઘ) આજ સુધી એરોપ્લેન વધુમાં વધુ કેટલી ઊંચાઈએ ઊડી શક્યું છે? (ચ) હિંદ ચીન કરતાં મોટો કે નાનો? (૫) આપણા દેશની ચલણી નોટો પર આજસુધીમાં એક જ હિંદીની સહી આવી છે. તે કોની?

કસોટીના ઉત્તરો: (૧) ક-ડાબી; ખ-ડાબા; ગ-ડાબી; ઘ-જમણી; ક-જમણી; ચ-ડાબા; છ-જમણી; જ-ડાબી; ઝ-ડાબી. (૨) ક-અમીર; ખ-ગાયકવાડ; ગ-નિઝામ; ઘ-નવાબ; ક-મહારાજા; ચ-મહારાણા; છ-રાજસાહેબ; જ-ઠાકોરસાહેબ. (૩) પેટ્રોલિયમ (૪) ક-વનસ્પતિના રેસામાંથી; ખ-પોર્ચુગીઝ; ગ-ચૌદ ઇંચ; ઘ-૫૬૧૦૭ ફીટ-એક ઈટાલિયન વિમાન; ચ-મોટો. (૫) સર ચિંતામણ દ્વા. દેશમુખ.

કસ્તુરબા ગાંધી (અનુસંધાન પૃ. ૩૭થી)

'૩૦ની જેલ વખતે સાઠ વર્ષની ઉંમરે જેલમાં તેમણે અંગ્રેજી લખતાં-વાંચતાં શીખવાનો પ્રયત્ન શરૂ કર્યો. આવડી મોટી ઉંમરે અંગ્રેજી શીખવા બેસતાં તેમને ન નાનમ લાગી કે ન શરમ લાગી.

બા હમેશાં સવારની ચાર વાગ્યાની પ્રાર્થના વખતે ઊઠવાનો આગ્રહ રાખતાં. પ્રાર્થના પછી બાપુજીને આરંભો ગોળો કલાક સૂઈ જવાની ટેવ છે. પણ બા ઊઠયા પછી સૂઈ જતાં નહિ. તેઓ તો બાપુજી ફરી ઊઠે ને પહેલાં તેમને માટે ગરમ પાણી ને મધ અથવા જે કાંઈ લેવાના હોય તે તૈયાર કરવામાં પરોવાઈ જતાં.

બાપુ સવારે સાતેક વાગે ફરવા જાય ત્યારે બા પોતાના સ્નાનાદિ કામમાંથી પરવારી લેતાં ને પૂજાપાઠમાં બેસતાં. ઘીનો દીવો અને અગરબત્તીના ધૂપ સાથે કલાકેક ગીતાજી તથા તુલસી રામાયણનો પાઠ કરતા. ત્યારબાદ બા રસોડામાં પહોંચી જતાં. રસોડામાં શું ચાલે છે તેના પર એકદમ તેમની નજર ફરી વળતી અને કોઈને કાંઈ સૂચના કરવા જેવી હોય તો તે કરતાં. તમામ વસ્તુઓ, કપડાં બધું જ બરાબર ગોઠવેલું ને નક્કી કરેલે સ્થાને મૂકેલું જોઈએ. જરાક આડુંઅવળું જુએ તો પોતે કરવા લાગી જાય. બાપુજીનું ખાવાનું તો પોતે જ તૈયાર કરતા અથવા કોઈ બીજાએ કરવાનું માથે લીધું હોય તો પોતે ત્યાં ઊભાં રહેતા. બાપુ માટેના ખાખરા એક ગોળ ડબ્બામાં રાખવામાં આવે છે. બધા ખાખરા ડબ્બામાં બરાબર ગોઠવાય છે કે નહિ, બધા ય સરખા આકારના છે કે નહિ, કોઈ જાડો તળો તો નથી, કોઈની કિનાર તો ફાટી નથી, વધારે શેકવાથી ઉપર ડાઘ તો નથી પડયો, અથવા કોઈ કાચો તો નથી રહી ગયો, એમાં મીઠું સોડા બરાબર નંખાયા છે કે નહિ, એ બધું જાતે જોઈ લેતા. પોતે તો રસોઈમાં બહુ જ કુશળ હતા, એટલે જ્યારે તે પોતે ખાખરા બનાવતાં ત્યારે તો એ ખાખરા આદર્શ થતા ને બાપુને પણ ખબર પડી જતી કે આજના ખાખરા બાએ બનાવેલા છે.

જમવાનો ઘંટ વાગે અને બધા રસોડામાં આવી જાય એટલે બાપુજીને અને ખાસ મહેમાનોને પીરસીને બા બાપુજીની પાસે જ જમવા બેસતાં. તે વખતે પણ તેમની એક આંખ તો બાપુ તરફ જ રહેતી. બાપુની પાસે એક માખ આવતી જુએ કે તેમનો ડાબો હાથ પંખા પર પડયો જ છે. જમી રહ્યા પછી રસોડામાંથી બાપુની સાથે બા તેમના ઓરડામાં આવતાં અને બાપુ છાપાં વાંચવા માંડે એટલે બા તેમના પગનાં તળિયે ઘી માલિશ કરે. બાપુની આંખ મળી જાય એટલે બા ઊઠીને પોતાના ઓરડામાં જઈ જરા આડે પડખે થતાં. પંદર વીસ મિનિટમાં ઊઠી જઈ મો ધોઈ પોતે છાપાં વાંચતાં.

બા નાનપણમાં તો ન ભણી શકયાં, પણ પછીથી તો એમને ભણવાનો બહુ રસ લાગ્યો હતો. દરરોજ એકાદ કલાક તો કોઈની ને કોઈની પાસે બેસીને એ કાંઈ ને કાંઈ ભણતાં. રાષ્ટ્રભાષા તરીકે હિન્દુસ્તાનીનો પણ અભ્યાસ કરતાં. ગીતાજીના શ્લોકનો શુદ્ધ પાઠ કરવાનો તથા શ્લોક મોઢે કરવાનો પ્રયત્ન તેમનો સતત ચાલુ રહેતો. આમ, છાપાં અને વર્ગ થઈ રહ્યા બાદ તે કાંતવા બેસતાં ને દરરોજ ચારસોથી પાંચસો તાર નિયમિત કાંતતાં.

આટલાં કામમાં ચાર વાગવા આવતા એટલે પાછાં રસોડામાં જતાં અને બાપુનું ખાવાનું તૈયાર કરતાં અથવા કરાવતાં ને બીજી બાજુ બતો ઉપર નજર નાખી જતાં. બાપુજી પાંચ વાગ્યે જમવા બેસે ત્યાં તેમની પાસે બેસતાં. ઘણાં વર્ષોથી બાએ સાંજનું ખાવાનું છોડી દીધું હતું. એકલી કૉફી પી લેતાં. અને છેલ્લાં ચારેક વર્ષથી તો કૉફી પણ છોડી દીધી હતી. દૂધમાં તુલસી અને મરી નાખી થોડુંક ઉકાળીને એ પીતાં. સાંજે બાપુ ફરવા જાય ત્યારે બા આશ્રમમાં કોઈ બીમાર હોય તો તેની પાસે જઈને બેસતાં, અને પછી બીજી બહેનોની સાથે એ પણ ફરવા નીકળતાં અને આશ્રમથી થોડેક દૂર બાપુ સામા મળે એટલે તેમની સાથે પાછાં આવતાં. ફરીને આવ્યા પછી સાંજની પ્રાર્થના થતી તેમાં બા તો હોય જ. પ્રાર્થના પછી થોડી વાર સુધી બધી બહેનો સાથે વાતચીત કરતાં અને પછી પોતાની તથા બાપુની સૂવાની તૈયારી કરતાં. સૂતાં પહેલાં બાપુને માથે તેલ ઘસવાનું કામ લગભગ છેવટ સુધી નિયમિત રીતે એમણે જ કર્યું છે.

આમ, બાની દિનચર્યામાં બાપુની પરિચર્યા એ મુખ્ય અંગ હતું. સભાઓ અને મુલાકાતોમાં બાપુને રાતે ગમે તેટલું મોડું થાય, પણ તેમને માથે તેલ ઘસવાને અને તેમનું થાકયું પાકયું શરીર ચાંપવાને બા રાહ જોતાં બેસી જ રહે. સવારે ચાર વાગ્યે તો પાછાં પ્રાર્થનામાં આવે જ, અને બાપુની સેવામાં લાગી જાય. તેઓ વધારેપડતી વાતો કરીને બાપુનો સમય તો કદી બગાડતાં નહિ. બાપુની આસપાસનાં બધાં માણસોમાં બાપુને તે ઓછામાં ઓછી તકલીફ આપતાં અને વધારેમાં વધારે સેવા કરતા.

સેવાગ્રામમાં બાપુની ઝૂંપડી તરફ જતાં પહેલાં બાનું ઝૂંપડું આવે. બા ઓટલા પર બેસીને કાંતતાં હોય કે એવું કાંઈ કામ કરતાં હોય. કોઈ નવું મહેમાન આવે તેને પહેલાં બાનાં દર્શન થાય. બા એને ઓળખતાં હોય કે ન ઓળખતાં હોય, પણ ખૂબ પ્રેમથી એનો સત્કાર કરે. કયાંથી આવ્યા? સીધા અહીં જ આવો છો કે વર્ધા રહીને આવ્યા? જમ્યા છો કે નહિ? ગાડીમાં બહુ મુશ્કેલી તો નહોતી પડીને? વગેરે ઝીણામાં ઝીણી બાબતો પૂછે. ન જમ્યા હોય તો જમાડે. આવનાર મહેમાનને બાપુજી સાથે તો જે કામે આવ્યા હોય તેની જ વાતચીત કરવા રહે, બાકીની બધી મુશ્કેલી બા ટાળી દે.

બા હમેશાં એકાદશીને દિવસે ફળાહાર કરતાં હતાં. એક પણ એકાદશીનો ઉપવાસ કરવાનું તેઓ ભૂલ્યાં હોય એવું મને યાદ નથી. એવી રીતે દરેક સોમવારે, સોમવતી અમાસે, કોઈએક પૂનમે, જન્માષ્ટમીએ, શિવરાત્રીએ, વગેરે પવિત્ર દિવસોએ ઉપવાસ કરવાનું ભૂલતાં નહિ. કોઈ વાર સોમવાર એકાદશી અને બીજો કોઈ દિવસ એકસાથે આવી જાય તો એ ત્રણચાર દિવસ લાગટ ઉપવાસ કરતાં. સાજાં હોય કે માંદાં, આમાંથી કોઈ પણ ઉપવાસ છોડવાનો એમને કયારે ય વિચાર સુદ્ધાં આવતો નહિ. રાષ્ટ્રીય સપ્તાહ, સ્વાતંત્ર્યદિન અને 'સ્વિટઇન્ડિયા' દિનના ઉપવાસ આ ઉપવાસો ઉપરાંત આવતા.

દક્ષિણ આફ્રિકામાં જેલોમાં જવા ઉપરાંત ત્યાંની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં બા પડેલાં નહિ; પણ હિન્દુસ્તાનમાં આવ્યા પછી તો બાપુજીએ જેટલી પ્રવૃત્તિઓ ઉપાડી તેમાં બાએ એક કસાયેલા સૈનિકને છાજે એવો ફાળો આપ્યો છે. ચંપારણમાં, ખેડા જિલ્લામાં, ૧૯૨૨માં સ્વરાજ્યની પહેલી લડતમાં, દાંડીકૂચ ને ધરાસણામાં, '૩૦ની લડતમાં, '૩૨ની ને '૩૩ની સાલમાં, રાજકોટમાં સત્યાગ્રહ ઉપડયો ત્યારે, એમ એકેએક લડતમાં આગળ મોખરે રહી જેલવાસ સ્વીકારી ફાળો આપ્યો છે

બાની આ બધી સાર્વજનિક પ્રવૃત્તિઓ પરથી ચોખ્ખું દેખાય છે કે એવી પ્રવૃત્તિઓ કરવા માટે અથવા લોકસેવા કરવા માટે ખરી આવશ્યકતા વિદ્વત્તાની નહિ પણ જનતા પ્રત્યેના પ્રેમની ને મૂગ ખરેખરી કરવા જેવી છે એ વિશેની સારી રીતે સમજની છે. બાને ગુજરાતી કે હિન્દીમાં ભાષણ કરવા માટે પણ અક્ષરજ્ઞાનનો અભાવ કદી નડયો નથી. ઊલટું, સીધી વાત કરવાથી તે વધારે અસર ઉપજાવી શકયાં છે.

એક વાર ભોપાળમાં નવાબનાં માની મુલાકાત માટે તેઓ ગ-

એલાં ત્યાં બેગમોને મળવામાં ને એમની સાથે વાત કરવામાં એમને જરાય સંકોચ કે મુશ્કેલી ન પડી. ધનદોલત અને રાજદરબારના વૈભવ તથા દમામથી એમને જરાયે ક્ષોભ થાય તેમ નહોતું તેઓ બરાબર જાણતાં હતાં કે પોતાના પતિનો દરજ્જો રાજામહારાજાઓ કરતાં કયાંય ઊંચો છે. એમણે બેગમોને બાપુનો સંદેશો કહી સંભળાવ્યો. એમની વાતો સાંભળનારને કલ્પના પણ ન આવે કે તેઓ એક નિરક્ષર સ્ત્રી છે. એમનું અક્ષરજ્ઞાન ભલે ઓછું હતું, પણ એમનું સામાન્ય જ્ઞાન તથા મનુષ્યસ્વભાવનું અને મનુષ્યજીવનનું જ્ઞાન બહુ ઊંડું હતું.

જેલમાં બા પ્રસન્નતાપૂર્વક રહેતાં હતાં. જેલની તકલિફો એમને તકલિફ રૂપ લાગતી જ નહિ વળી એમની છાયામાં રહેનારા બીજા કેદીઓનું જીવન પણ બહુ સરળ ને મીઠું બની જતુ ઘણી વાર બીજાની મૂકેલી પથારીઓને ઉપાડી સરખી રીતે તેઓ ગોઠવી લેતા. ભારે ભારે ગાદલાં ઉપાડતાં પણ એમને આળસ નહોતી આવતી. સફાઇની એમને એટલી ચીવટ હતી કે અવ્યવસ્થા અને ગંદકી તેઓ સહી જ શકતાં નહોતાં એમની નિયમિતતા એટલી જ આશ્ચર્યજનક હતી. વર્ષોથી દમ અને રૂધિરસ રહેવાને કારણે એમનું હૃદય અને ફેફસાં નબળાં પડી ગયાં હતાં, છતાં એમને પોતાના શરીરની કાંઈ પડી નહોતી. એમનામાં સ્ફૂર્તિ તો અદ્ભુત હતી. ધીમે ધીમે કામ કરવું અથવા ચાલવું એ તો એ જાણતા જ નહોતાં. સ્ફૂર્તિ અને સુઘડપણું તો એમના સ્વભાવમાં જ હાંસીહાંસીને ભરેલું હતું

**પો**તાનું મૃત્યુ હવે નજીક છે એવી આગાહી તો બ ને ઘણા વખતથી થઈ હતી. '૪૨ના જાન્યુઆરીમાં એ તાવમાં પટકાયા કેટલાંક વર્ષોથી એમનું હૃદય તો નબળું પડવા માંડયું જ હતું, એટલે ખૂબ અશક્તિ આવી ગઈ. '૪૨ના ઑગસ્ટમાં મહાસમિતિની બેઠકમાં ગાંધીજી મુંબઈ ગયા ત્યારે બા પણ સાથે હતાં.

મહાસમિતિની બેઠક પૂરી થયા પછી રાતના એક વાગ્યા સુધી ટેલિફોન આવ્યા કરતા હતા કે બાપુને પકડવા માટે આવે છે. બાપુ કહે, 'મને કોઇ નહિ પકડે સરકાર એટલી મૂરખ નથી કે મારા જેવા મિત્રને પકડે'. બાપુનો આ આત્મવિશ્વાસ બાપુની મંડળીનાં બીજાં બધાં ઉપર પણ અસર પાડી રહ્યો હતો. પણ એ ખોટો પડ્યો. ૯મી ઑગસ્ટે સવારે પાંચ વાગે મહાદેવભાઈ દોડતા આવ્યા, 'બાપુ, પકડવા આવ્યા.' બાપુ ઝટ તૈયાર થયા. બા ઇચ્છે તો સાથે આવી શકે છે એમ પોલિસે કહ્યું. બાપુએ બાને કહ્યું: 'તું ન રહી શકે તો ભલે આવ પણ હું ઇચ્છું છું કે તું મારી સાથે આવવાને બદલે મારું કામ કરે.'

બાને માટે આટલું બસ હતું. એમણે જરાય દલીલ કર્યા વગર બાપુનું કામ કરવાનો નિશ્ચય કરી લીધો. બાપુજી સાંજે શિવાજી પાર્કમાં જાહેર સભામાં ભાષણ કરવાના હતા. બાએ જાહેર કર્યું કે એ સભામાં પોતે ભાષણ કરશે. પણ ખબર મળ્યા કે ઘણું કરીને સભામાં જતાં પહેલાં રસ્તામાં જ બાને પકડી લેશે. સાંજે પોણા પાંચ વાગ્યે સભામાં જવા માટે નીકળ્યાં. પોલીસ અમલદાર દરવાજા ઉપર જ ઊભો હતો. હાથ જોડીને કહે, 'માતાજી, આપની ઉંમર ઘરમાં બેસીને આરામ કરવાની છે. આપ સભામાં ન જાઓ તો?' પણ બા કયાં માને એવાં હતાં? એટલે એમને ગિરફ્તાર કરવામાં આવ્યા.

બા ઘણી વાર જેલમાં જઇ આવ્યાં હતાં. દક્ષિણ આફ્રિકાની જેલોમાં તો એમને ઘણાં કષ્ટો પણ સહન કરવાં પડયાં હતાં. પણ એ બધી યે જેલો કરતાં આ વખતની જેલ બાને વધારે ખટકતી હતી. એમને થતું હતું કે આ વખતે સરકારે વગર કારણે બધાંને પકડી લીધાં છે. જનતા ઉપર સરકારના જુલમની જે થોડીઘણી હકીકત છાપાંઓમાં આવતી તે વાંચી એમને બહુ દુઃખ થતું મહાદેવભાઇના મૃત્યુ પછી એમના મનમાં ભય પેદા થઈ ગયો હતો કે પોતે પણ આગ્યે જ જેલમાંથી જીવતાં બહાર જશે. ૧૮મી ઑગસ્ટે એમણે પોતાનો આ ભય પ્રથમ પ્રગટ કર્યો. બહાર જઇને શું કરીશું, એ વિષે બધાં વાત કરતાં હતાં, તેમાં બા બોલી ગયાં, 'મારી તો કોને ખબર છે કે બહાર જઈશ કે નહિ.' હું તો અત્યારે છું ને સાંજે ન હોઉં એવું યે બને'

બાને હાંફ તો હમેશાં ચડતી જ હતી. '૪૩ના નવેમ્બરમાં હાંફ બહુ વધી ગઈ. ડિસેમ્બરમાં સ્થિતિ વધારે બગડી હાંફને લીધે સૂવામા પણ તકલિફ પડવા માંડી. ઑક્સિજન મંગાવી રાખ્યો. '૪૪ના જાન્યુઆરીથી બાએ વૈદોના ઉપચારની માગણી કરવા માંડી ને ફેબ્રુઆરીની શરૂમાં એમની સ્થિતિ વધારે ચિંતાજનક થઈ ગઈ.

લખાપટીને અંતે લાહોરના વૈદરાજ પંડિત શિવશર્માજી આવી પહોંચ્યા, અને દવા શરૂ થઈ. બીજે દિવસે તો બાની તબિયત એટલી સારી જણાઈ કે સાંજે જ્યારે બાપુજી ફરવા ગયા ત્યારે બા પોતાની પૈડાંવાળી ખુરસીમાં બેસી આખા વરંડામાં ફર્યા. ૧૮મી ફેબ્રુઆરીએ પાછી બેચેની શરૂ થઈ. વૈદજીએ આખો દિવસ શહેરમાંથી ઢૂંઢી ઢૂંઢીને નવીનવી દવાઓ આપ્યા કરી. પણ સવારે પ્રાર્થના પછી એમણે બાપુજીને કહ્યું: 'મારાથી થઈ શકે તેટલું સઘળું મેં કર્યું, પણ સ્થિતિ સુધરતી નથી. આવી સ્થિતિમાં દાક્તરોને એમના પોતાના ઉપાયો અજમાવવાની તક આપવી જોઇએ.' ૧૯મીએ આખી રાત ઑક્સિજનની નળી નાકમાં નાંખી બા પડયાં રહ્યાં ઠીક ઊંઘ આવી. પણ ૨૦મી ફેબ્રુઆરીએ સવારે પાંચ વાગ્યાથી બેચેની શરૂ થઈ.

બાપુજી આખો દિવસ બાના ખાટલા ઉપર બેઠા રહેતા. એમના બેસવાથી બાને કાંઈક શાંતિ મળતી

બાપુજીએ તમામ દવા બંધ કરાવી દીધી. બાની પણ જરાય ઇચ્છા ન હતી પણ દેવદાસભાઈની મરજી હતી કે પેનિસિલિનનો ઉપયોગ કરવામાં આવે. ડા. ગિલ્ડર બાપુજીનો વિચાર જાણતા હતા એટલે પેનિસિલિન વિષે એમનો ઉત્સાહ ન હતો. બાપુજી ડૉ. ગિલ્ડરને સમજાવીને દેવદાસભાઇને સમજાવવા ગયા. એ ચર્ચામાં એમનું ફરવા જવાનું મોડું થઈ ગયું અને લગભગ સવા સાત થવા આવ્યા. વાત પૂરી કરીને નીચે જવાને માટે તૈયાર થવા સારૂ તેઓ નાહવાની ઓરડીમાં ગયા, ત્યાં તો બા બોલ્યાં: 'બાપુજી!' એટલે તેઓ આવીને બા પાસે બેઠા.

બાએ છેલ્લી ઘડીએ ઊઠવાનો પ્રયત્ન કર્યો, પણ બાપુજીએ કહ્યું: 'હવે પડી જ રહે.' અને તરત બાએ બાપુજીના ખોળામાં માથું નાખી દીધું ૨૨મી ફેબ્રુઆરીએ બરાબર સાત ને પાંત્રીસે એમણે પ્રાણ છોડયા. દેવદાસભાઈ બાના ખાટલા ઉપર માથું નાખી બાળકની માફક રડવા લાગ્યા. બાપુજીની આંખના ખૂણામાંથી બે મોતી નીચે સરકી પડયાં. ઉપરે તે ઊઠયા. સંતોકબહેને બાપુજીના સૂતરની બનાવેલી ચૂડીઓ બાને પહેરાવી, તુલસીની કંઠી ગળામાં નાખી તથા માથા ઉપર ચંદન અને કંકુનો લેપ કર્યો. શાન્તિકુમારભાઇએ શબને અગ્નિદાહ કરવા માટે ચંદનનાં લાકડાં લાવવાની વાત કરી. બાપુએ ના પાડી: 'બા ગરીબની પત્ની હતી. ગરીબ માણસ સુખડ-ચંદન કયાંથી લાવે?' પણ જેલ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બોલી ઊઠયા: 'મારી પાસે ચંદનનાં લાકડાં છે.'

'તમે એટલે સરકાર તો જે વાપરવા ઇચ્છા તે વાપરી શકો છો. તમારી પાસેથી ચંદનનાં લાકડાં લેવામાં મને વાંધો ન જ હોઈ શકે.' એક આખા ચંદનના ઝાડનાં લાકડાં ત્યાં આવી પહોંચ્યાં.

શબને ચિતા પર ગોઠવ્યા પછી બાપુજીએ એક ટૂંકી પ્રાર્થના કરાવી, જેમાં હિંદુ, ઇસાઇ, પારસી, મુસલમાન એ બધા ધર્મની પ્રાર્થના

હતી. દેવદાસભાઈએ આગ મૂકી. થોડી મિનિટોમાં જ્વાળાઓ ભભૂકી ઊઠી. બાએ 'કરેંગે યા મરેંગે'નો મંત્ર પૂરો પાળી બતાવ્યો હતો.

બાની ચિતાના સ્થાન ઉપર એક કાચી સમાધિ બનાવવામાં આવી. મહાદેવભાઈની સમાધિ ઉપર શંખલા વડે ૐ બનાવ્યો હતો. બાની સમાધિ ઉપર શંખલા વડે 'હે રામ' લખવામાં આવ્યું.

બા વિષે એવું મનાય છે કે એ નરમ, ગરીબડાં હિંદુ પત્ની હતાં—કેવળ પતિના છાયા સમાં. પણ એ વાત જરાયે ખરી નથી. બા પણ બાપુના જેવાં જ સ્વતંત્ર વ્યક્તિત્વવાળાં હતાં. કેવળ બુદ્ધિથી નહિ, પણ અંતઃપ્રેરણાથી જ તેઓ સત્યને ઓળખી લેતાં અને પોતાના સ્વતંત્ર નિર્ણય બાંધતા. બાના અવાજમાં એક અજબ માર્દવ હતું. ચિડાયાં હોય અને રોષને વદતાં હોય ત્યારે પણ એમના અવાજમાંની મૃદુતા જતી નહિ. કારોબારી સમિતિના સભ્યો ગાંધીજી સાથે કલાકો સુધી ચર્ચા કરીને ગમે તેટલા થાક્યા હોય, પણ પેલા ઓટલા ઉપર બાને મળ્યા વિના કદી જતા નહિ. બાને મળવાની દરેકની રીત જુદી. વલ્લભભાઈ તો નાના મશ્કરીખોર કહાનાને જ ચીડવે. મૌલાના ગંભીરતાથી બા પાસે આવી તેમની તબિયતના સમાચાર પૂછે અને નમસ્કાર કરીને ચાલ્યા જાય. જવાહરલાલ જો મોજમાં હોય તો કાંઈક ક્રાંતિકારી તુક્કો કહી બાને ચીડવવા પ્રયત્ન કરે; પણ જો થાકેલા હોય તો તો ફક્ત બે હાથ જોડી નમસ્કાર કરીને કુશળ સમાચાર પૂછી ચાલ્યા જાય. પણ બાને એ ન ગમે. તે દિવસે બાપુ ઉપર સવાલોની ઝડી વરસે: 'આજે જવાહર કેમ કાંઈ ઉદાસ દેખાતો હતો? તમે એને કશું કહ્યું તો નથી ને?' રાજેન્દ્રબાબુ સાથે તો કશી ખટપટ જ નહિ. કદાચ બંનેના સ્વભાવના ઘડતર એક જાતના તેથી એકના હિસ્સામાં કડવાશ જેવી તો વસ્તુ જ ન મળે. અને વિરલ વ્યક્તિત્વ ધરાવતા પેલા મહાન પઠાણ, 'ખાન અબ્દુલ ગફાર ખાન' એ તો બા પાસે જઈને જ બેસે અને પશ્ચિમનાં ઊતરતા અજવાળાં સામે જોઈ રહે. કારોબારીના બીજા બધા સભ્યો સાંજે વર્ધા જાય, પણ ખાનસાહેબ તો સેવાગ્રામમાં જ રહે.

બહુ વર્ષ પહેલાં બાપુએ અસ્પૃશ્યતાના કલંક સામે જેહાદ કહાની ત્યારે બાનું પરિવર્તન કરતા તેમને ખૂબ જ મુશ્કેલી પડેલી. આથામ ધીરજથી બાપુ બાને સમજાવ્યા કરે રોજ કલાકોના કલાકો ચર્ચા કરે. એક દિવસ તો તેઓ થાક્યા: 'આ મુદ્દા ઉપર બાને સમજાવવી ભારે કઠણ છે' પણ આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તેઓ બોલ્યા: 'પણ તેમ છતાં મારે જન્મોજન્મ સાથીની પસંદગી કરવાની હોય તો હું બાને જ પસંદ કરું.'

બાપુના આ શબ્દો કરતાં બીજા કયા શબ્દોથી બાના ખરા સ્વરૂપનું વર્ણન થઈ શકે? દેશને માટે આપેલા તેમનાં મોટા બલિદાનો, સ્વેચ્છાપૂર્વક ગરીબાઈનો સ્વીકાર, સર્વસ્વનો—પોતાના પ્રિય પતિના સહવાસનો પણ—ત્યાગ, એ બધું બાએ સ્વભાવસહજ નિરભિમાન વૃત્તિથી કર્યું છે. એમનું હલનચલન, એમનો મૃદુ અવાજ અને એ બેના કરતાંય વડે એવું એમનું મીઠું, નિર્મળ સ્મિત, એ એ મહાન વિભૂતિની શુચિતા અને ધીરતાનું ખરું દર્શન કરાવે છે.

(શ્રી વનમાળા પરીખ અને સુશીલા નય્યર કૃત 'અમારાં બા'માંનાં જુદાંજુદાં લખાણોમાંથી તારવેલી સંક્ષિપ્ત સંકલના)

**પરદેશી મિત્રોના પત્રો** (અનુસંધાન પાછલે પાનેથી)

વિવિધ દેશોનાં બીજાં થોડાં પત્રમિત્રોનાં સરનામાં: (2) Miss Sv Pihlstrom, Konsistoriegatan, 11 Diskoping, (Sweden); (3) Carlos Lenze, Barguilleo 20, Apartado 716, Madrid, (Spain); (4) Lorengen, Poul Bunnsvej 4, Aalbary (Denmark); (5) Cheah Yew Choon, 2nd Floor, 63 Keyne Street, Cuala Lampur (Malaya Union), (6) A. L. Varga, 9 Rue Guonod, Paris (France); (7) V. D Nandan, Dreamland, Saunaka, P.O. Nadi, (Fiji Islands)

**નવાં હિંદી પત્રમિત્રો** (૫૩) સુમન બી. ગાંધી, અમીઝ ચોકું ધોરણ, ગો. તે. મહાશાળા, માંડવી-કચ્છ; (૫૪) કૃષ્ણ ભાઈલાલભાઈ શાહ, સગરત પાટીદાર છાત્રાલય કારેલીબાગ, વડોદરા. (૫૫) રસિકલાલ મઢિયા, લખપતિયા મહાજન બિલ્ડિંગ, નજમુદ્દીન સ્ટ્રીટ, નાનકવાડા, કરાચી; (૫૬) ચીનુભાઈ ગોપાળદાસ, સરસ્વતી અંબુ. સોસાયટી છાત્રાલય, હરપોવન ભુવન, સરખેજ રોડ, એલિસબ્રિજ, અમદાવાદ; (૫૭) સુમનલાલ છ. શાહ, સરનામું ઉપર મુજબ જ; (૫૮) ભગવાનલાલ મહેતા C/o ડૉ. હરિલાલભાઈ ડી. મહેતા, લુહાર ચકલા, માંડવી-કચ્છ; (૫૯) હીરજી દેવજી બારાણી, C/o શા હીરજી ભોજરાજ ઍન્ડ સન્સ, ક.વી.ઓ. જૈન બોર્ડિંગ, માટુંગા, મુંબઈ-૧૯; (૬૦) પ્રેમજી ડી નંદુ, સરનામું ઉપર મુજબ જ; (૬૧) કુંવરજી કુ. નથવાણી. ગો. તે. હાઈસ્કૂલ, માંડવી-કચ્છ; (૬૨) કાન્તકુમાર, C/o રતિલાલ પી. મહેતા, એરોડ્રોમ રોડ, વઢવાણ કૅમ્પ; (૬૩) મધુકર હ. મજમુદાર, (૬૪) ધનવંત સી. મજમુદાર: બંનેનાં સરનામાં—ઑફિસ ઑન રૂમ, પીરુ દામજી લેન, માંડવી-કચ્છ; (૬૫) ડાહ્યાભાઈ હરિ, C/o મોરમ ટેલર, ૪૮ માર્કેટ સ્ટ્રીટ, જોહાનિસબર્ગ, દ. આફ્રિકા; (૬૬) રસિક દેસાઈવાળા, રામપુરા રોડ, સુરત; (૬૭) સૌ લીલાવતી બહેન, C/o પ્રમોદરાય મણિભાઈ રોડ, બજારમાં, કરમસદ-ખેડા; (૬૮) મનુભાઈ નાનાલાલ શાહ, નૅશનલ ઇલેક્ટ્રિક કં., ૧૧ ઍલ્ફિન્સ્ટન સર્કલ, મુંબઈ-૧; (૬૯) બખ્ત્યાર અબ્બાસ બી. સૈયદ, પી ઍન્ડ એમ હૉસ્ટેલ, ખંભાત; (૭૦) છ. મહેદી એમ મિરઝા, લાલ મહાલ, મહમદ રજા, ખંભાત; (૭૧) રતિલાલ પુરુષોત્તમ ગોસ્વામી, નારાયણ મંદિર પાસે, માંડવી-કચ્છ; (૭૨) શાન્તિલાલ નરસિંહ ઝવેરી, અને (૭૩) કાન્તિલાલ નરસિંહ ઝવેરી, બંનેનું સરનામું રાજેશ્વર રોડ, માંડવી-કચ્છ; (૭૪) રામજી હરિદાસ ભાનુશાળી, મારકીટ પાસે, માંડવી-કચ્છ; (૭૫) બાબુલાલ વલ્લભજી શાહ, C/o વલ્લભજી પ્રેમચંદ, સીમરભાઈની બિલ્ડિંગ પાસે. માંડવી-કચ્છ, (૭૬) અમૃતલાલ પેશાજીભાઈ, બાબરભાઈ રેગડ, પી ૫ બ, એમ છ. એસ, હાઈસ્કૂલ, કડોદ-પંચમહાલ; (૭૭) દેવેન્દ્રકુમાર દેસાઈ અને (૭૮) જયંતકુમાર દેસાઈ; બંનેનાં સરનામાં: લેખડિયા શેરી, સૈયદપરા, સુરત; (૭૯) જ્યોતિબાળા C/o નરવર જની, તખ્તેશ્વર પ્લૉટ, ભાવનગર; (૮૦) હરકિશન ગાંધી. C/o પી. ડી. ગાંધી, અફીણના ઇજારદાર, સાવરકુંડલા-કાઠિયાવાડ; (૮૧) હસમુખલાલ છો. શાહ, C/o છોટાલાલ નાથાલાલ શાહ, ૩૩ તંત્રવાલા બિલ્ડિંગ, રૂમ ૨ ચાલ. મુંબઈ-૨.

## ગુજરાત સાહિત્ય સભા તરફની વાર્ષિક વાઙ્મય-સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ) તરફથી દર વર્ષે કરાવવામાં આવતી, વાર્ષિક વાઙ્મયની સમીક્ષાનું કામ આ વર્ષે સાહિત્ય વિભાગ માટે પ્રો. અનંતરાય મ. રાવળને (૧૦, હીરાબાગ, એલિસબ્રિજ અમદાવાદ) તથા વિજ્ઞાન વિભાગ માટે પ્રો. ધનજીભાઈ ફકીરભાઈને (સહકાર સોસાયટી, એલિસબ્રિજ અમદાવાદ) સોંપાયું છે. સૌ લેખક-પ્રકાશકોને પોતાની કૃતિઓ તથા પ્રકાશનો તેમને મોકલવાની વિનંતિ છે.

# Our Friends Abroad

**પરદેશી મિત્રોના પત્રો**

આ પત્ર મેળવનાર: કૃષ્ણવદન જેટલી, એમ. એ., બી. ટી., ૭, આનંદનગર, સરખેજ રોડ, અમદાવાદ ૭.

27 B Lastmakaregatan,
STOLKHOLM (Sweden) ૩-૧-૪૭

પ્રિય મિત્ર,

માર્ચ ૧૪મી, જુલાઈ ૬ઠ્ઠી ને ડીસેમ્બર ૨૩મીના તમારા માયાળુ પત્રો અને શુભેચ્છાનાં સુંદર કાર્ડ માટે હું હાર્દિક આભાર માનું છું. હું તમને ઘણા વખતથી પત્ર નથી લખી શક્યો તે માટે ખૂબ દિલગીર છું. પણ છેલ્લા છ માસમાં અનેક બાબતો બની ગઈ છે, તેથી જ હું તેમ કરવા અસમર્થ હતો. એ બાબતો કઈ તે હું જણાવું.

'My Friend Abroad' (મારો પરદેશી મિત્ર)ની પ્રવૃત્તિ આજે સ્વીડનમાં સૌથી મોટી પ્રવૃત્તિ રૂપે વિકસી છે. ફેબ્રુઆરીથી મે સુધી હું મારા ફુરસદના સમયમાં એકલો જ આ કાર્ય કરતો; અને તે વેળા હજી એ કામ મારા કાબૂ બહાર વધેલું ન હતું પણ જૂનમાં અમારા એક સૌથી મોટા સાંજના અખબાર તરફથી આ 'પરદેશી પત્રવહેવાર પ્રવૃત્તિ' સંબંધે મારી મુલાકાત લેવામાં આવી અને થોડા દિવસો બાદ મને સ્વીડિશ વાયુ-વાર્તાલાપ સંસ્થા તરફથી 'પરદેશી પત્રવહેવાર' વિષે એક ટૂંકુ પ્રવચન આપવા નિમંત્રણ મળ્યું. તે પછી થોડે વખતે મને સૌથી વધુ ફેલાવો ધરાવતા અમારા એક સાપ્તાહિક તરફથી તેની 'પત્રમિત્ર કટાર'ના તંત્રીપદનું કાર્ય સોંપવામાં આવ્યું ને મારા પર પત્રોનું પૂર વહેવા માંડ્યું. ૧૯૪૫ના ઑક્ટોબરના અરસામાં શરૂ કરેલી આ પ્રવૃત્તિ બાદ મેં સ્વીડન ને પરદેશમાંથી ૨૦,૦૦૦ પત્રો મેળવ્યા છે અને એકલા સ્વીડનમાંથી જ ૧૦,૦૦૦ કિશોર-કિશોરીઓએ મને પરદેશમાં પત્રમિત્રો મેળવી આપવાની વિનતિ કરી છે. હાલમાં હું બે સામયિકોનો તંત્રી છું અને થોડા જ સમયમાં ત્રીજું શરૂ કરીશ. આ પ્રવૃત્તિ હજુ વિકસી જ રહી છે! હવે, હું આશા રાખું છું કે, તમે સમજી શકશો કે તમને જવાબ આપવામાં મારાથી આટલી ઢીલ કેમ થઈ પણ ભવિષ્યમાં મને ત્રણ-ચાર મિત્રો તરફથી આ પ્રવૃત્તિમાં સહાય મળવાની છે, એટલે હું તમારો નિયમિત પત્રમિત્ર થવાની આશા રાખું છું.

'ટ્રેઝર ચેસ્ટ' માસિકનું મારે માટે લવાજમ ભરવા બદલ હું તમારો ઘણો આભાર માનું છું. મને તે નિયમિત મળે છે

૧૪મી માર્ચના પત્રમાં તમે મને મોકલેલાં નામ-સરનામાં વિષે મારે કહેવું જોઈએ કે મેં તેમાંનાં ત્રણ જ અહીંનાં પત્રમિત્રોને મોકલ્યાં છે; કારણ કે ૧૫ વર્ષથી નીચેનાં કુમારકુમારીઓનાં નામ અહીંનાં કુમારકુમારીઓને આપવામાં મુશ્કેલીઓ છે. સ્વીડનમાં અમે ૧૩ વર્ષની વયે અંગ્રેજી ભણવાનું શરૂ કરીએ છીએ અને અંગ્રેજીમાં પત્ર લખવાનું શીખતાં ઓછામાં ઓછાં બે વર્ષ તો અભ્યાસ કરવો જ પડે. પરંતુ, બીજી બાજુ, મને પત્રો લખનારા દેશોમાં હિંદ સૌથી વધુ રસ લેનારો છે. ત્યાંથી મને પરદેશી પત્રમિત્રો મેળવવા માટે ઘણા પત્રો મળ્યા છે અને મેં ૧૫ વર્ષની ઉમરનાં હિંદી કુમારકુમારીઓના સેંકડો સરનામાં બીજે મોકલ્યાં છે પણ મને દિલગીરી થાય છે કે હાલ મારી પાસે મારી કટારમાં હિંદનો 'ડંકા વગાડવા' ઘણાં ઓછાં સરનામાં છે. પણ તેનો ઉપાય તમારી માયાળુ સહાયથી કદાચ થઈ શકશે!

તમે મારા નામ-સરનામા સાથે 'My Friend Abroad' વિષે એક ટૂંકી નોંધ પ્રગટ કરવા 'ટ્રેઝર ચેસ્ટ'ના તંત્રીને વિનતિ કરશો? જેમને યુરોપના દેશોમાં પત્રમૈત્રી સાધવામાં રસ હોય તે દરેકને પોતાનું નામ, સરનામું, ઉંમર, પુરુષ કે સ્ત્રી જાતિ, રસ અને શોખના વિષયો તથા ખાસ ઈચ્છાઓ, ને પોતે કયા દેશમાં પત્રમૈત્રી ઈચ્છે છે તે જણાવી મને લખવાનું સૂચવશો. હું ડેન્માર્ક, નૉર્વે, ફિનલૅંડ, નેધરલૅન્ડ્ઝ, બેલ્જિયમ અને ઇંગ્લંડની પત્રમિત્ર સંસ્થાઓ સાથે સંબંધ ધરાવું છું ને જો હિંદનાં કુમારકુમારીઓ મને લખે તો તેમને તે તે દેશોનાં પત્રમિત્રો શોધી આપી શકીશ. ટપાલ ખર્ચ બચાવવા શાળાઓ, કૉલેજો કે યુનિવર્સિટી તરફથી પણ યાદીઓ મોકલી શકાય. પરંતુ એમ થાય તો એ વિવિધ દેશોની વ્યવસ્થા કરવા માટેનું મારું કાર્ય સરળ બનાવવા, દરેક દેશ માટે જુદી યાદી મોકલવા તેમને જણાવજો. જો કોઈ કુમારકુમારીને ત્રણ જુદા દેશોમાં પત્રમિત્રો જોઈએ તો તેનું નામસરનામું વગેરે ત્રણે યાદીઓમાં હોવું જોઈએ. એ રીતે એક જ શાળામાંથી જો અનેક યાદીઓ મોકલવામાં આવવાની હોય તો તે બધુ એક જ પત્રમાં રજીસ્ટર્ડ વિમાની ટપાલ દ્વારા મોકલવામાં આવે તો મને પહોંચતા વિલંબ નહિ લાગે અને ઘણી કરકસર થશે એવી સૂચના તેમને આપજો.

હું દિલગીર છું કે ૧૯૪૬નું સાહિત્યનું નૉબેલ પારિતોષિક જીતનાર હરમાન હેસની છબિ હું તમને મોકલી શકતો નથી, કારણ કે તે માંદગીને લીધે અહીં સ્ટૉકહોમમાં પારિતોષિક અર્પણવિધિ વખત આવ્યા ન હતા. પણ કોઈ માસિકમાં તેમની છબિ શોધવા માટે હું ધ્યાન રાખીશ; બીજા સ્કૅન્ડીનેવિયન સાહિત્યકારોની છબિઓ માટે પણ ખ્યાલ રાખીશ.

હા, હિંદ વિષેના લેખો મને મોકલવાની તમારી માયાળુ સૂચના માટે આભાર. તમે મને 'ટ્રેઝર ચેસ્ટ' અને બીજાં સામયિકોમાં 'મારા પરદેશી મિત્ર'ની પ્રવૃત્તિની નોંધ પ્રગટ કરાવી મદદ કરી શકો તો કેવું સારૂં! હું મોટી સંખ્યામાં હિંદનાં સરનામાં મેળવવાની આશા રાખું છું તે મને મળશે એટલે જ હું મારી કટારોમાં હિંદનું નામ આગળ કરીશ' અને તે પછી તરત હું તમારો લખેલો એક લેખ પ્રસિદ્ધ કરીશ. એથી ઘણી સહાય મળશે. હાલ શરૂઆત કરવા પૂરતું, જો મને હિંદની શાળાઓ, ત્યાંના વિદ્યાર્થીઓ ને હાલના સામાન્ય શાળાજીવન વિષે લેખ મળે તો હું આનંદ પામીશ. મને ખાત્રી છે કે એને લગતી માહિતી ઘણી રસદાયક થઈ પડશે. જો શક્ય હોય તો મને શાળાઓની વિવિધ પ્રવૃત્તિમાં ભાગ લેતા વિદ્યાર્થીઓની તેમની (પ્રવૃત્તિઓની) છબિઓ મોકલજો.

ઠીક, પ્રિય મિત્ર' પત્ર પૂરો કરતાં પહેલાં હું નવા વર્ષની મારી શુભેચ્છાઓ પાઠવું છું અને તમારા તરફથી બનતી ત્વરાએ સાંભળવાની આશા રાખું છું.

હું છું, તમારો હાર્દિક,

Karl Gunnar Knutsson (કાર્લ ગન્નર નટસન)

તા. ક. મેં તમને મારી 'કટારો'ની કેટલીક કાપલીઓ અને સ્વીડનનાં થોડાં છાપાં મોકલ્યાં છે. એ છાપાં સ્વીડન સાથે પત્રવ્યવહાર કરવા ઈચ્છતાં કુમારકુમારીઓને જોવા પણ મોકલશો.

## નવાં પત્રમિત્રો

### પરદેશી

અમેરિકનો સાથે પત્રમૈત્રી બાંધવા નીચેના સરનામે લખવું:

(૧) Dr. N. H. Crowell, President, International Students' Sociaty Hillsboro, OREGON (U.S.A), (વધુ પાછલે પાને)

દૃષ્ટિએ, બગદાદ ને મસ્કત જતાં માંડવીના વેપારીઓનાં વહાણોમાં બગદાદ ને મસ્કત સુધી વહાણની સફર પણ એમણે ખેડી છે ને એ વહાણો પર શોખથી ખલાસીઓ સાથે રહીને થોડુંઘણું વહાણવટાનું કામ પણ કર્યું છે.

પત્રકાર તરીકેના વ્યવસાયમાંથી નવલકથાના લેખક તરીકે એમને ખેંચી લાવવા માટે એમનાં પ્રથમ પત્ની નિર્મળાબ્હેનની ક્ષયના અસાધ્ય દરદની અતિ લાંબી બીમારી મુખ્યત્વે જવાબદાર બની. ચારે વર્ષ સુધી રાતના અખંડ ઉજાગરા અને ચાર વર્ષ સુધી પત્નીની માંદગીના ખર્ચને પહોંચી વળવા માટે કમાણીમાં ઉમેરો કરવાની અનિવાર્યતા, આ બેનો સમન્વય એટલે એમની પ્રારંભની પાંચસાત નવલકથાઓ.

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની એમનાં ઉપર પ્રીતિ હતી. તેમણે 'પ્રજાબંધુ'નું ભેટપુસ્તક લખવાનું કામ એમને સોંપ્યું. એ એમના લેખકજીવનની શરૂઆત. ત્યાર પછી તો એમણે સતત લખ્યા જ કર્યું છે. એમનું સૌથી પ્રથમ પુસ્તક 'પીરમનો પાદશાહ' (પ્રજાબંધુનું ભેટપુસ્તક) ને એમનું છેલ્લું પુસ્તક 'અલ્લા બેલી', એ બે વચ્ચે તેર વર્ષનો ગાળો છે. એ ગાળા દરમિયાન સામાજિક નવલકથાઓ અને નવલિકાઓ, ઐતિહાસિક નવલકથાઓ અને નવલિકાઓ, દરિયાઈ કથાઓ અને કહાણીઓ, જીવનચરિત્રો, હળવા કટાક્ષલેખો, ડિટેક્ટિવ કથાઓ, અંગ્રેજી કથાઓ તથા રાજકારણી ગ્રંથોના અનુવાદો વગેરે મળીને એમણે અનેક પુસ્તકો લખ્યાં છે.

શ્રી ગુણવંતરાય સામાજિક કરતાં દરિયાઈ કથાઓ તરફ વધારે પક્ષપાત ધરાવે છે અને ચોક્કસ પ્રકારના ઐતિહાસિક પ્રસંગો પસંદ કરીને એના ઉપર કથા લખવાની એમને વિશિષ્ટ હથોટી છે. ઇતિહાસમાં એમને મોટાં નામો કે વિજયકથાઓને બદલે જે નાનાંનાનાં માણસોએ કાંઈક પણ રચનાત્મક ચીલો મૂક્યો હોય, કંઈક પણ નવી દૃષ્ટિ બતાવી હોય એવાઓની કથાઓ ને પ્રસંગો વધુ ગમે છે, ને એવા પુરુષો ને પ્રસંગોને એ અર્વાચીન આંખે આજના લોકો સમક્ષ મૂકવામાં માને છે. ભૂતકાળમાં બનેલી વાતોની મૂલવણી અર્વાચીન દૃષ્ટિથી કરવાની વાત ચર્ચાસ્પદ છે અને રહેશે; પરંતુ એમને માટે એટલું તો કહેવું જોઈએ કે ભૂતકાળનાં યુદ્ધોનાં લોહી અને માંસ નીચે દટાએલાં ને વિસ્મૃતિના ઢગ નીચે લગભગ દફનાવાઈ ગએલાં કેટલાંક મંગળ નામો, જેવાં કે રતનબાઈ, ચાંદ, હાનીબાઈ, સાગબાઈ, શ્રીદેવી, અબ્દુલ્લ, કાનજી કોળી, બીજળી, કાનજી માલમ, લધા દામજી ઠક્કર વગેરેને એમણે આપણી સમક્ષ જીવંત કર્યાં છે.

પોતાના પુસ્તકો વિષે એ કહે છે કે કોઈ પણ પુસ્તક લખવાનું શરૂ કરતાં પહેલાં હું એક જ ચિંતા કરું છું કે મારું પુસ્તક જો આજના વાચકને કંઈક પણ ઉપયોગી થાય, કંઈક પણ માર્ગદર્શક થાય, કાંઈક પણ પ્રેરક થાય, પોતાના વતનને જરાક પણ વધારે ગૌરવવંતુ કરવાની એનામાં થોડીક પણ ઉત્તેજના મૂકે તો મારો પરિશ્રમ સાર્થક બનશે.

## 'કાપોક': શીમળાનું રૂ

સંપન્ન સ્થિતિના અને શ્રીમંત માણસોનાં ઘરમાં ઓશીકાં કે તકિયા માટે એક અત્યંત પોચું, સુંવાળું ને હળવું રૂ વપરાય છે. તે આપણે ત્યાં સામાન્ય રીતે 'શીમળાના રૂ'ના નામથી ઓળખાય છે પણ ખરી રીતે તેમાં થોડો ફેર છે. હવે મોટા જથ્થામાં વપરાતું એ રૂ યુરોપમાં 'કાપોક'ના રૂ તરીકે ઓળખાય છે. એ શીમળાને મળતું જ ઝાડ છે, પણ શીમળામાં ફૂલ લાલ થાય છે ને કાપોકનાં ધોળાં થાય છે. શીમળાના રૂ કરતાં એની આર્થિક ઉપયોગિતા ઘણી વધારે છે.

એ રૂનો ઉપયોગ હજુ આજકાલ તો ગાદલાં, તકિયા, આરામખુરશીઓ, ઓશીકાં અને ગાદીવાળાં બીજાં સુંવાળાં બધાં જ સાધનો માટે સારીપેઠે વપરાય છે. એ અત્યંત હળવું અને સ્થિતિસ્થાપક હોવાથી એના ભરેલા તકિયા, ઓશીકાં વગેરે દબાયા કે મરડાયા બાદ પાછી પોતાની અસલ સ્થિતિ ધારણ કરી શકે છે.

એનો બીજો જાણીતો ગુણ મંદવાહકતાનો છે. કાપોકની ભરેલી ગાદીઓ, ઓશીકાં વગેરે ઉનાળામાં ઠંડાં રહે છે, જ્યારે શિયાળામાં ગરમ લાગે છે. કાપોક ભેજ પણ ઓછામાં ઓછો પકડે છે. એથી તબીબો સંધિવાવાળા દરદીઓને એની પથારી વાપરવાની ભલામણ કરે છે. તે વાસ વગરનું અને લગભગ જંતુરહિત છે, અને છતાંયે એને તદ્દન જંતુરહિત કરવા માટે વારંવાર ગરમી આપવી જોઈએ. પણ તે છતાંયે એના રેષાઓના ગુણધર્મો એ ગરમીથી નાશ પામતા નથી, એ એનો સવિશેષ ગુણ છે. તેના ઉપર તડકા અને હવાની અસર પણ તાત્કાલિક થાય છે. સહેજ તડકે નાખતાં તેનાં તકિયા કે ઓશીકાં પાછાં પોતાની ગુમાવેલી સ્થિતિસ્થાપકતા મેળવી લે છે. રજાઈઓ માટે પણ એનો ઉપયોગ સારી રીતે થઈ શકે તેમ છે. કારણ કે તે ગરમી આપવામાં ઉત્તમ હોવા ઉપરાંત ખૂબ જ હળવું છે

ગયા યુદ્ધ દરમ્યાન એનો ઉપયોગ બીજી એક દિશાએ પણ સારા પ્રમાણમાં થયો છે. દરિયામાં ડૂબતા બચવા માટે બનાવવામાં આવતા બૂચથી ભરેલા જીવનરક્ષક ઓથાને બદલે કાપોકથી ભરેલા ઓથા વધુ સગવડભર્યા માલૂમ પડ્યા છે. તે વજનમાં માત્ર પાંચ રતલ ને છ ઔંસ હતા અને તે પાણીમાં ૨૪ કલાક સુધી ૩૫ રતલ વજનને આધાર આપી શકેલા. પાણીમાં માણસનું શરેરાશ વજન ૯ રતલ હોય છે. કાપોક ભરેલા જીવનરક્ષક ઓથાં, જાકીટો અને કમરપટા, પ્રમાણમાં વધુ ઉપયોગી અને સફળ નીવડ્યા છે.

કાપોકમાં ઊન (fur) અને રૂ બંનેના ગુણ છે. તે ઊનના જેટલું જ ગરમ છે અને રૂ કરતાં ઘણું જ હળવું છે. એના જેટલું હળવું, ગરમ, જલાભેદ્ય અને અદમ્ય (દાબ વિરોધી) તત્ત્વ હજુ સુધી એકેય માલૂમ પડ્યું નથી. નાગરિક વર્ગના કોટ (ડગલા) હવાઈ નાવિકોના પોષાક, ઠંડીના પોષાકો, વહાણવટીઓના પોષાકો અને માછીમારી સમયના પોષાકો માટે પણ એનો સારો ઉપયોગ કરી શકાય તેમ છે.

અત્યાર પહેલાં પણ ઘણાં વર્ષોથી એનો ઉપયોગ મંદવાહક તરીકે જ થતો હતો. પણ તે માત્ર ચાનાં વાસણોનાં ઢાંકણો, ફ્રકરો, ટીકીન-બાસ્કેટો આઈસ બૉક્સો વગેરેમાં મંદવાહક પદાર્થ તરીકે ગરમી સાચવી રાખવા માટે જ. પણ હવે તો આ ગુણથી આકર્ષાઈને રેફ્રીજરેટર બનાવનારાઓ પણ એનો ઉપયોગ કરવા લાગ્યા છે

હળવું હોવાની સાથે તે અવાજનાં આંદોલનનું રોધક પણ છે. એથી મોટર ગાડીઓ, એરોપ્લેનો, સીનેમા અને રેડિયો-સ્ટુડિયોમાં પણ એનો ઘણી જ સફળતાથી ઉપયોગ કરી શકાયો છે. આ રીતે જોતાં આરોગ્ય, સગવડ ને સંરક્ષણની દૃષ્ટિએ જીવનનાં અનેક ક્ષેત્રોમાં કાપોક ઉપયોગી થઈ પડ્યું છે.

## જામફળ

જામફળનાં ઝાડ મૂળ મેક્સિકો અને વેસ્ટ ઈન્ડીઝનાં વતની. તે બહુ ઊંચાં થતાં નથી. અમેરિકાની શોધ પછી એ બીજા દેશોમાં દાખલ થયાં. આપણે ત્યાં તેનું વાવેતર મોટા પ્રમાણમાં થાય છે.

વનસ્પતિના વર્ગીકરણમાં જામફળનું ઝાડ યુકેલિપ્ટસના વર્ગમાં આવે છે. આ વર્ગમાં ૬૭ જાતની વનસ્પતિનો સમાવેશ થાય છે, જેમાં ઘણી જાતની ભિન્ન વનસ્પતિઓ આવી જાય છે. એ વનસ્પતિનાં પાંદડાંમાં તેલવાળી રસકૂપીઓ હોય છે. તેમાંથી વરાળયંત્ર વડે

# વિટામિન [૧]

લેખક: નટવરલાલ શાહ

વાચનમાં અને વાતચિતમાં આજે વિટામિન શબ્દ એટલો તો પ્રચલિત થઇ ગયો છે કે કોઇપણ સુશિક્ષિત માણસ તેના નામથી ભાગ્યે જ અજાણ હશે. પરંતુ એની સાચી માહિતી, એના પ્રકાર, ગુણ, ને તે મેળવવાનાં સાધનો વિષે કંઇક વધારે ચોક્કસ માહિતી જવલ્લે મળતી હશે. અહીં અત્યંત ટૂંકામાં તેનો સર્વગ્રાહી પરિચય એક નિષ્ણાત તરફથી ક્રમશઃ આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે

પહેલાં તો વિટામિન (પ્રજીવકો) એટલે શું, તે આપણે જોઇએ. વિટામિન એ સેન્દ્રિય પદાર્થ છે, અને તે વનસ્પતિ તથા પ્રાણીઓના કોષસમૂહોમાં રહેલો હોય છે. મનુષ્ય તેમજ પ્રાણીઓની તંદુરસ્તી જાળવવામાં તથા તેમનો શારીરિક વિકાસ સાધવામાં એ અગત્યનો ભાગ ભજવે છે. એ પોતે શરીરના કોષસમૂહના ઘડતરમાં વપરાતાં નથી, પરંતુ શારીરિક શક્તિનાં રૂપાંતર કરવામાં તેમજ શરીરની અંદરનો બધો વ્યવહાર ચલાવવામાં તે ખૂબ મદદગાર થઈ પડે છે. બહુ થોડી માત્રામાં તે અસરકારક હોય છે હજી પણ અમુક વર્ગ વિટામિનમાં માનતો નથી. પરંતુ વિજ્ઞાનીઓએ કરેલા પ્રમાણભૂત અખતરાઓના નીચેના પુરાવા તેના અસ્તિત્વની ખાતરી આપી રહે છે.

ઈ.૧૭૨૦માં 'મેડીસીના કેસ્ટ્રેન્સીસ'માં ક્રેમર લખે છે:'જો લીલાં શાકભાજી, લીંબુ, નારંગી વગેરે ફળોના રસ મળે તો સ્કર્વીના ભયંકર દર્દ નાબૂદ કરી શકાય.' ઈ.૧૮૭૮ ૧૮૮૨માં જાપાનીઝ નાવિકોમાં બેરીબેરી નામનો રોગ ખૂબ પ્રચલિત હતો. ત્યાંના વૈજ્ઞાનિક ટાકાકીએ તેમને છડેલા ચોખાનો ચાલુ ખોરાક આપવો બંધ કરીને જવ આપવા શરૂ કર્યા. તે પછી એ દર્દ કોઈ નાવિકને થયું નહિ. તે પછી તેણે છડવાથી નીકળતી કુસકીનું સત્ત્વ આપીને પણ એ રોગ મટાડ્યો.

ઈ. સ. ૧૯૦૬માં વૈજ્ઞાનિક હૉપકિન્સે નીચેનો પ્રયોગ કર્યો: (૧) ઉંદરોને માત્ર શુદ્ધ કરેલા પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ્સ, ક્ષાર અને પાણી ઉપર અમુક દિવસો સુધી રાખ્યા. તે પછી (૨) અમુક દિવસો તે ઉંદરોના ખોરાકમાં દૂધ ઉમેર્યું; ત્યાર બાદ (૩), અમુક પ્રકારના શાકભાજી પણ ખોરાકમાં ઉમેરવા માંડ્યાં. પરિણામે જણાયું કે શરૂઆતમાં ઉંદરોનો શારીરિક વિકાસ રૂંધાયો; પછી દૂધ મળવાથી વિકાસ વધ્યો; પરંતુ દૂધ સાથે શાકભાજી મળવાથી પૂરતો વિકાસ થયો. આ પ્રયોગ પરથી તેણે વિધાન તારવ્યું કે ફક્ત પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ્સ, ચરબી ને ક્ષારો વડે શારીરિક વિકાસ થતો નથી, પરંતુ શાકભાજી જેવા વનસ્પતિના કોષસમૂહો અને દૂધ કે માંસ જેવા પ્રાણીઓના કોષસમૂહોથી (માંસલ પદાર્થયુક્ત ખોરાકથી)જ શારીરિક વિકાસ થાય છે. તેથી એ નિશ્ચિત થયું કે એ વનસ્પતિ કે પ્રાણીઓના કોષસમૂહોમાં પ્રોટીન, ચરબી, કાર્બોહાઈડ્રેટ્સ અને ક્ષારો ઉપરાંત બીજાં કેટલાંક અદૃશ્ય તત્ત્વો રહેલાં હોવાં જોઇએ. તે પછી ૧૯૨૦ સુધીમાં તો સાબિત થઈ ગયું કે સ્કર્વી તથા બેરીબેરી તેમજ આંખનાં અમુક દર્દોને ખોરાકમાં રહેલાં અમુક તત્ત્વો સાથે જ સંબંધ છે. અને એ તત્ત્વો તે વિટામિન છે, એમ પછીથી નક્કી થયું.

આજ સુધીમાં કુલ નીચે મુજબનાં વિટામિનો શોધાયાં છે: વિટામિન એ, બી કૉમ્પ્લેક્સ (બી-૧, બી-૨, બી-૩, બી-૪, બી-૬, પેન્ટોથેનીક ઍસિડ, ફિલ્ટ્રેટ ફૅક્ટર, કોલીન, બાયોસ, ફૅક્ટર 'યુ', પેરાએમીનો બેન્ઝૉઇક તેજાબ), સી, ડી (ડી ૨, ડી-૩), ઈ, કે અને પી. આ બધાં વિટામિનોના ગુણધર્મ શા છે, આપણા કયા કયા દૈનિક ખોરાકમાં કયાં વિટામિનો છે ને કયાંનો અભાવ છે, તે જાણી લેવાય તો ખોરાકમાં તેની પૂરવણી કરવાથી, શારીરિક શક્તિ જળવાય તેમજ દર્દોનો સામનો કરવાની શરીરમાં શક્તિ આવે. (ચાલુ)



# આ માસ (ફેબ્રુઆરી) ઈતિહાસમાં

તા. ૩ સાયમન કમિશનના વિરોધમાં હિંદવ્યાપી હડતાલ, ૧૯૨૮
તા. ૪ બનારસ હિંદુ યુનિવર્સિટીની સ્થાપના, ૧૯૧૫
તા. ૫ બ્રિટિશ સામ્રાજ્યનો બહુમાન ભર્યો ચન્દ્રક વિકટોરિયા ક્રૉસ સ્થાપવામાં આવ્યો. ૧૮૫૬ (જુઓ આ અંકની માધુકરી)
તા. ૮ હિંદના ગવર્નર જનરલ લૉર્ડ મેયોનું આંદામાનમા ખૂન, ૧૮૭૨
તા. ૧૧ 'વિજ્ઞાનના જાદુગર' ટૉમસ આલ્વા ઍડીસનનો જન્મ, ૧૮૪૭
તા. ૧૩ ભારતીય કવયિત્રી સરોજિની નાયડુનો જન્મ, ૧૮૭૯
તા. ૧૪ મહાન મુઘલ બાદશાહ અકબર તખ્તનશીન થયો, ૧૫૫૬
તા. ૧૯ તિબેટ અને મધ્ય એશિયાનાં કબરો નીચેથી પ્રાચીન સંસ્કૃતિઓના મૂલ્યવાન પુરાતત્ત્વ અવશેષો શોધી કાઢનાર સ્વિસ સાહસ-શોખીન વિદ્વાન સ્વેન હેડિનનો જન્મ, ૧૮૬૫
તા. ૨૧ જગપ્રસિદ્ધ હીરો કોહીનૂર અંગ્રેજોને હાથ ગયો, ૧૮૪૯
તા. ૨૫ સાહિત્યના નવયુગના અગ્રણી કવિ નર્મદનું અવસાન, ૧૮૮
તા. ૨૮ કોલંબસના એક વખતના સહ સફરી વિન્સેન્ટ યાનેઝ પિન્ઝૉને આમાઝોન નદી શોધી કાઢી, ૧૫૦૦

આ માસની વ્યક્તિવિશેષ

## અબ્રાહમ લિંકન



અમેરિકન પ્રમુખોની નામાવલિમાં જેનું નામ પરમોજ્જવલ ગણાય છે એ અબ્રાહમ લિંકન આજે એકેએક અમેરિકનના હૃદયમાં આદરનું પહેલું સ્થાન ધરાવે છે. મહાત્મા ગાંધીજીને બાદ કરતાં, આ યુગનો કોઇ પણ માણસ જેના જેવો પુણ્યશ્લોકી નથી નીવડ્યો એવો, ઉમદામાં ઉમદા ચારિત્ર્ય, વિશુદ્ધમાં વિશુદ્ધ ચિંતન અને નમ્રમા નમ્ર સ્વભાવ ધરાવતો આ મહાનુભાવ નરોત્તમ ઇ.૧૮૦૯ની ૧૨મી ફેબ્રુઆરીએ ગરીબ માબાપને ત્યાં કેન્ટકી પરગણાના નૉલિન ક્રીક ગામડામાં જન્મેલો. બાળવયમા માતા મરી જતા, નહિ જેવું શાળા શિક્ષણ પામેલા અબ્રાહમે શોખના વાચનમાંથી જ વિકાસ સાધ્યો, અને એની, માલ-હોડીઓ પર મજૂરી, કારકુની, વગેરે કરતો કરતો તે સર્વેયર અને ગામડાનો પોસ્ટ માસ્તર બન્યો, ને પછી ૧૮૩૬માં કાયદાની સનદ મેળવી ૧૮૩૭માં સ્પ્રિંગફીલ્ડમા વકાલત શરૂ કરી. ૧૮૩૪થી એ જાહેર જીવનમાં પડ્યો અને પોતાની બુદ્ધિશક્તિથી પક્ષ-નેતા બનીને ૧૮૪૬માં લોકપ્રતિનિધિ સભામા ચુંટાયો.

૧૮૫૪માં ગુલામી સામે અમેરિકાએ જેહાદ ઉપાડી ત્યારથી એના જીવનનો બીજો અને ઉજ્જ્વળો તબક્કો શરૂ થયો, અને પોતાના વિશુદ્ધ ચારિત્ર્યના પ્રભાવથી જોતજોતાંમાં અગ્રેસર બની ગયો. ૧૮૬૦માં તે પ્રમુખ ચુંટાયો, અને ગુલામી નાબુદ નહિ કરવાની જીદ લઇ બેઠેલા દક્ષિણ પ્રાંતો સામે ઉત્તર પ્રાંતોએ ઉઠાવેલા આન્તરવિગ્રહનો અગ્રણી બન્યો. ઇ.૧૮૬૩ની પહેલી જાન્યુઆરીએ ગુલામોની બેડી ઉપર હથોડી મૂકતો તેનો અમર ઢંઢેરો બહાર પડ્યો. બીજે વર્ષે ૧૮૬૪માં તે ફરી પ્રમુખ ચુંટાયો, અને અપારી મુસીબતો તથા અવિશ્રાંત શ્રમ ખેડીને ગુલામી સામેના યુદ્ધમાં વિજયી નીવડ્યો. પણ એ વિજય પછી પાંચમે જ દિવસે, ૧૮૬૫ની ૧૪મી એપ્રિલે, વૉશિંગ્ટનના ફૉર્ડ થીએટરમાં દક્ષિણ પ્રાંતોના હિમાયતી બૂથ નામના ઍક્ટરે ગોળીથી એનું ખૂન કર્યું




'કવોટા' અને કાચા માલની વાત બાજુએ રાખીએ તોપણ ફ્રાવર લ્યુબા ઘડિયાળ બનાવવામાં ઘણો સમય લાગે છે; કેમકે એકેએક ઘડિયાળ કારીગરીનો સંપૂર્ણ નમૂનો હોવી જોઈએ. એટલે આપને રાહ જોવડાવવા માટે અમે દિલગીર છીએ; પણ ધીરજ ધરશો તો એક દિવસ તમે પણ ફ્રાવર-લ્યુબાની ઘડિયાળના ગગરુર માલિક બની શકશો.

# FAVRE-LEUBA

ફાવર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ · મુંબાઈ · કલકત્તા



વસંત (ગુજરાત 'કલાસંઘ' ચિત્રશાળા)

કુમાર અંક ૨૭૪નું મુખચિત્ર






**ગ્રાહકોને**

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન મળ્યો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તેના મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત. મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિં. ૧૪૫૪ રાયપુર અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા. ૭, પરદેશમાં રૂા. ૯-૦-૦ ટપાલખર્ચ સહિત. છૂટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિશિંગ કંપની, મૉડેલ રોડ, અમદાવાદ.




# સમ અગત્યનો છે.

રેતીની શીશી વાળી ઘડિયાળ અને સૂર્ય-યંત્રોથી વખત માપવાનો જમાનો ગયો– હવે તો સમય મિનિટોને હિસાબે ગણાય છે. એટલે જ દરેક જણ સુંદર દેખાવની અને ચોક્કસાઈપૂર્વક સમય આપવાની ગૅરન્ટીવાળી ફ્રાવર-લ્યુબા ઘડિયાળ માગે છે. કમનસીબે ફ્રાવર લ્યુબા ઘડિયાળોની હજી ઘણી અછત છે; પણ એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તે પુષ્કળ પ્રમાણમાં મળી શકશે.



# FAVRE-LEUBA

ફાવર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ · મુંબાઈ · કલકત્તા

Ad. No. 179.



હિંદના ગુલાબના બાગની સવારની સઘળી ખૂશબો વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ તમારી પાસે લાવે છે. તેનું મુલાયમ, ભરપૂર ફીણ અત્યંત નાજુક ચામડીને માર્દવતાથી સ્વચ્છ કરે છે—અને તેની સોરંભ તમારી આસપાસ મનોહર પરિમલ ફેલાવે છે. તમારા સૌંદર્યની વૃધ્ધિ માટે તમને બીજો કોઇ વધારે સારો અને વિશિષ્ટ સાબુ મળી શકશે નહિ. વિનોલિયા વ્હાઇટ રોઝને તમારો માનીતો સાબુ બનાવો.
VINOLIA WHITE ROSE SOAP





સ્વાદિષ્ટ બનાવનાર

ત્વરિત પાચનકારક

ચોખ્ખું

વિટામીનવાળું




# તમને તાકાત આપવા સ્વાદિષ્ટ કઢીમાં મસાલા ઉપરાંત કંઇક વધુ ચીજની જરૂર છે—તેમને ડાલ્ડાની જરૂર છે !

તમારો ખોરાક વિટામીનવાળા ડાલ્ડાથી રંધાએલો હોય એ ડહાપણભરી પસંદગી છે. આ સત્વર પાચનકારક રાંધવાનુ સાધન સાદી વાનગીઓને ખુશબોદાર સ્વાદથી સમૃધ્ધ કરે છે—તે દરેક ગૃહિણીને આવી સાદી વાનગીઓમાંથી સંપૂર્ણ સંતોષ મેળવવામાં મદદ કરે છે. ચોકખું ડાલ્ડા તેના જાણીતા પૌષ્ટિક સત્વોથી તમારો હંમેશનો ખોરાક સુધારે છે અને તમારા કુટુંબમાં તે વધારાની તાકાત લાવે છે.

★ ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં) ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમના ખોરાકી તત્ત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લહેજતદાર હિંદી વાનીઓની માહિતી છે. તમારી નકલ માટે ૪ આનાની ટિકિટ Dept. C393 P. O. Box No. 353, Bombay. સરનામે મોકલો.

HVM. 50-23 GJ

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.

## ગાનયાચના

· ઝૂંઝોટી ·

હેને ગાન કરાળ,
મૈયા ! હેને ગાન કરાળ.
શ્રુતિએ શ્રુતિએ આગિયા ઊઠે,
શબ્દે તારકમાળ;
તાને તાને દીપક પ્રગટે,
આલાપે અગ્નિ ઝાળ:
એવાં હેને ગાન કરાળ—મૈયા૦

કમળદંડે ત્રિશૂલ ફૂટે,
ફૂલમાં વજ્રની ધાર !
હિમમાં પ્રગટે ભૈરવ છંદે
સિન્દુરિયા ઝંકાર !—એવાં૦

બંસીના છિદ્રે શંખ ફૂંકાયે,
વાયુએ ઝંઝાવાત;
પ્રાણના સ્થૈર્યે ઓચિંત ઊઠે
સાયરના ઘુઘવાટ—એવાં૦

માનવીહૈયે રાગ જગે સૌ
આનંદની ગીતધાર,
રુદ્ર સ્વરૂપે વહેવા લાગે
અફળાયે અમ દ્વાર !—એવાં૦

ઉજ્જડ વનમાં આગ પ્રવેશે,
મૃત્યુએ મહા ઉચ્છ્વાસ !
નંદનવન શા સ્હોય ન જ્યાં સુધી
તારા આ ઉજ્જડ વાસ—એવાં૦

રતિલાલ છાયા

## યાચના

આશાના દીવા ઓલવાયા પ્રભુ !
સૂસવે પવન-ઝડી;
પ્રેતના ઘેરા પડછાયા પ્રભુ !
ઊભરે ગગન ગડી:
ગાનવને ઉર ઘોર નિશાની
આવની પ્રલય-ઘડી.

પાથરા—ઝાપટે ધ્રૂજતી મારી
ક્ષુદ્ર દીન આ વીણા;
એક ખૂણેથી ચરણે તારે
તાર છેડે બે ઝીણા:
એક લેહે એની મર્મ વેદના
કરુણા—લોચને ભીના.

અટવાતાં અમે અંધકારે પ્રભુ !
વાસના વેગના દાસ;
નિજ હાથે નિજ પ્રહારે પ્રભુ !
કરતા નિજનો હ્રાસ:
તારા જ દાનને અપમાનીને
રૂંધતા જીવન-શ્વાસ.

ભાન કશું નહીં જ્ઞાન કશું નહીં
તિમિર તળે ઢળી;
પડીએ પાશની હાથ આ ! જ્યારે
પ્રલય-પથે ભળી:
બૂઝેલી આશાને ચેતવવાની
કરુણાસભર પ્રેમ શાખાની
અહીં નહીં વળ નાથ ઓ ! ત્યારે
પ્રગટે દીવાસળી ?

મકરન્દ દવે

## 'નેતિ નેતિ'

મારાં કાવ્યો જનસકલકંઠે ભલે ના વિરાજે,
ના ગીતોના કલરવ ભલે કુંજકુંજે નિનાદે;
યુદ્ધે-વેઠ્યા સમરવીરને હાક દેવા ન કાજે,
મારાં ગીતો નહિ ભટકશે નૃત્યના પાદપાદે.

કેડીચૂક્યાં પથિક જનને આશ પાણી ન પાની,
લૈલા કેરા મજનુ સમિપે ગીત ગાવાં ન ગાવા,
પીળા પોચા પદદલિતને કાવ્યમાં તાણી લાવી
ના કે મારા સ્તવન કરશે ક્રાંતિના ભવ્ય દાવા.

બંધુ બ્હેની જનક-જનની મિત્રના સ્નેહભાનો,
ચેરાએલી કુસુમકળીઓમાં પ્રેમવિશ્રામ-ગાનો,
ત્રિદાદિલી નિત જગતનાં નાટ્યમાં આપે ભાનો,
ના છો ન્હેતાં સ્તવનઝરણે ભક્તિનાં પુષ્પ-પાનો.

ઝંઝા જેવી અટલપથમાં મેરુ શા સ્થૈર્ય ભાવે
'નેતિ, નેતિ' અવિરતપણે ગીતના પ્રાણ ગાવે.

વાડીલાલ ડગલી

## હિંદમાંની બ્રિટિશ સલ્તનત સામે એકલે હાથે પહેલો સશસ્ત્ર બળવો જગાવનાર

# ક્રાન્તિવીર વાસુદેવ બળવંત ફડકે



રાજકારણી માણસોની સ્થિતિ હમેશાં રંગભૂમિ પર વેશ ભજવતા નટ જેવી હોય છે. જ્યાં સુધી એ લોકોની નજર આગળ હોય ત્યાં સુધી એની કદર થાય છે, અને એ નિવૃત્ત થાય એટલે લોકો એને ભૂલી જાય છે. એની અભિનયકળાનાં ગમે તેટલાં વર્ણન કરીએ તોપણ એને વિષે કોઈને ચોક્કસ ખ્યાલ આવી ન શકે. એક રાજકારણી પુરુષ પોતાનું કાર્ય કરી નિવૃત્ત થાય કે તરત જ બીજો એની જગ્યા લે છે ને એણે અધૂરું મૂકેલું કાર્ય આગળ ધપાવે છે. લોકોની દૃષ્ટિ ટૂંકી હોય છે તેથી તેઓ વર્તમાન રાજકારણીઓ જોડે ભૂતકાળના પુરુષોની ખોટી સરખામણી કરી પોતાના આજના નેતાઓને વખાણે છે. ભૂતકાળના મહાપુરુષોના કાર્યનું મૂલ્યાંકન કરવા જે ઐતિહાસિક દૃષ્ટિની જરૂર હોય છે એ દૃષ્ટિ ભાગ્યે જ બધામાં હોય છે. અને જૂના વખતના નેતાના મતો સાથે આજના લોકોને મતભેદ હોય તો એના કાર્યો સાચી રીતે મૂલવવાનું ઘણું મુશ્કેલ અથવા કેટલીકવાર અશક્ય બને છે. શાસ્ત્રીય દૃષ્ટિ કેળવવાનો જેમને અધિકાર છે એવા પણ આ વિષય તરફ ઉદાસીન હોય છે

મહારાષ્ટ્રના આદ્ય ક્રાન્તિકારક વીર વાસુદેવ બળવન્ત ફડકેના ચરિત્ર વિષે વિચાર કરીએ છીએ ત્યારે ઉપર જણાવેલા વિચારો તરત જ મનમાં આવે છે. આજે આપણે અહિંસાને અંગે, નિઃશસ્ત્રતાને સાધનો તરીકે સ્વીકાર્યા હોવાથી સશસ્ત્ર બળવા કે રક્તપાતના ખ્યાલથી જ આપણે ભડકીએ છીએ, અને હિંસામાં માનતા લોકોને—પછી ભલે એ સેંકડો વર્ષ પહેલાં થયા હોય, ભલે એમણે સ્વાતંત્ર્ય માટે પ્રાણ હોમ્યા હોય, તોપણ—આપણે માર્ગ ભૂલેલા દેશભક્તો તરીકે ઓળખાવવા પ્રેરાઈએ છીએ. આપણી આજની વિચારપ્રણાલિકાના રંગથી ભૂતકાળને રંગવાનો પ્રયત્ન કરવામાં ભૂલ થાય છે એ આપણે સમજી શકીશું ત્યારે જ સાધનોની અનેકતા આપણે સમજીશું અને પરમતસહિષ્ણુતા શીખીશું.

ભારતવર્ષના સ્વાતંત્ર્ય ખાતર સશસ્ત્ર પ્રયત્નો ઘણા યે દેશભક્તોએ કર્યા છે; ઘણાયે એમાં શહીદ-'હુતાત્મા'-થયા છે. એવા વીરોમાં વાસુદેવ બળવન્ત ફડકે આદ્ય હતા. જે વખતે સ્વાતંત્ર્યનાશનું દુઃખ લોકોને સાલતું પણ ન હતું, એટલું જ નહિ પણ બ્રિટિશોનાં ગુણગાન કરવામાં જ્યારે શિક્ષિત વર્ગ મશગૂલ હતો તેવે વખતે એકલે હાથે આ વીર પુરુષે બળવો ફેલાવવાનો પ્રયત્ન કર્યો એમાં જ એની અપૂર્વતા છે. બે વર્ષ પર, ૧૯૪૫માં મહારાષ્ટ્રે એમની જન્મ શતાબ્દી ઉજવી એ બતાવે છે કે દેશે એમના કાર્યને પિછાન્યું છે.

મુંબાઈ પાસેના કુલાબા જિલ્લાના શિરઢોણ ગામના એક પ્રતિષ્ઠિત કુટુંબમાં વાસુદેવ બળવન્ત ફડકેનો જન્મ ૪થી નવેમ્બર ૧૮૪૫ને રોજ થયો. શિરઢોણની નજીકમાં કર્નાળા નામનો કિલ્લો છે. ત્યાં એમના દાદા અનંતરાવ ૧૮૧૮ સુધી, એટલે કે મહારાષ્ટ્રમાં અંગ્રેજ અમલ સ્થિર થયો ત્યાં સુધી, કિલ્લેદાર હતા. કુટુંબ પાસે પૈસો સારો હતો, ખેતી બહોળી હતી અને પાંચસો જેટલું પશુધન હતું, એટલે વાસુદેવ બળવન્ત સુખમાં ઊછર્યા હતા. એમનું મોસાળ કલ્યાણમાં વાઇકર (જોષી)ને ત્યાં હતું. બે તરફના દાદા એમના તરફ ખૂબ પ્રેમ રાખતા. પહેલાં દસ વર્ષ ફડકે મોસાળમાં જ રહ્યા. સ્વભાવે બારે મસ્તીખોર હતા એટલે ભણવાની દાનત હતી જ નહિ, એમ કહીએ તો ચાલે. આખો દિવસ ભટકતા, ઘેટાં કે બળદની સાઠીઓ દોડાવતા, મિત્રો સાથે દાદાગીરી કરતા, અને સાંજે ચૂપચાપ ઘેર આવી તડીથી બચવા ખાતર ક્યાંક ભરાઈ જતા! એ જ વખતે એમને કસરતનો ખૂબ શોખ હતો. ત્રણ વર્ષના હતા ત્યારે પણ બશેર દૂધ સહેલાઈથી પચાવતા એવું નાનપણથી એમનું શરીર હતું.

મુંબાઈમાં તે વખતે ડૉક્ટર વિલ્સન નામના મિશનરી એક પ્રાથમિક નિશાળ ચલાવતા. થોડા દિવસ ત્યાં ભણી માધ્યમિક કેળવણી માટે તેઓ પૂના તેમજ મુંબાઈમાં રહ્યા. માત્ર અંગ્રેજી ત્રણ જ ધોરણના એ અભ્યાસથી પણ અંગ્રેજી ઉપર એમણે સરસ કાબૂ મેળવી લીધેલો. પહેલાં તો એમનો એવો વિચાર હતો કે એક ઓળખીતા વાણિયાની દુકાનમાં ગુમાસ્તા તરીકે કામ કરવામાં મઝા પડશે. સદ્ભાગ્યે એ વિચાર બદલાયો, અને ૧૮૬૫માં એમણે મુંબાઈમાં જી. આઇ. પી. રેલવેમાં ૧૦ રૂપિયાના પગારે નોકરીની શરૂઆત કરી. ત્યાર પછી ગ્રાંટ મેડિકલ કૉલેજમાં કારકુની કરી. ૧૮૭૦ના અરસામાં એમણે પૂનામાં 'મિલિટરી ફાઇનૅન્સ ઑફિસ'માં નોકરી લીધી અને ત્યારથી એમના કાર્યની દિશા એમને મળી ગઈ.

પૂનામાં તેઓ નોકરી કરતા હતા એ દરમ્યાન ત્યાંના મહારાષ્ટ્રીય સ્વાતંત્ર્યના અવશેષો જોઈ ગત વૈભવના વિચાર એમના મનમાં આવવા માંડ્યા. પછી એમણે સંસ્કૃતનો થોડો અભ્યાસ કર્યો. ૧૮૭૨માં માતાની સખત બીમારીના સમાચાર એમને મળ્યા. ઘેર જવાની એમને તીવ્ર ઇચ્છા હતી, પણ ઉપરીએ જવાની રજા આપી નહિ. છેલ્લી ઘડીએ માતુશ્રીને મળાયું નહિ એનું એમને ખૂબ દુઃખ લાગ્યું. સરકારની નોકરી ન કરતો હોત તો મરણપથારીએ પડેલી માને મળી શકાત એ વિચાર એમને સતાવી રહ્યા અને સાથે જ

સરકાર પર તેમનો રોષ ભભૂકી ઊઠ્યો. જાહેર જીવન જ નહિ, પણ ખાનગી જીવન પણ જો સરકાર આમ ગૂંગળાવી નાખે તો એને દૂર કરવી જ જોઈએ એમ તેમને લાગ્યું. સાથેસાથે દાદાની જૂની જાહોજલાલી પણ સાંભરી; અને ત્યાર પછીની દશા તો દેખાતી હતી જ. પૂર્વજોના વૈભવનો અને અધિકારનો જે સત્તાએ નાશ કર્યો એ સત્તા આજે પોતાને માના દર્શન કરવા જવાની રજા પણ આપવા નાખુશ હતી' એમની એમના વધી ગઈ અને તે દિવસથી રાજકીય પારતન્ત્ર્ય દૂર કરવાનો એમણે નિશ્ચય કર્યો.

અને તરત જ એમણે પૂનામાં યુવકોની સંઘટના કરવાના પ્રયત્નો આરંભ્યા. યુવકોને ભેગા કરવા, એમને સમજાવવા ભાષણો કરવાં, એમનાં શરીર સુબદ્ધ બનાવવા એમને મદદ કરવી, એમને તલવાર ચલાવતાં શીખવવી, નિશાનબાજીનું જ્ઞાન આપવું, એમાં જ એ પોતાનો વખત ગાળતા સેંકડો જુવાનો એમના તરફ આકર્ષાયા. પર્વતની ટેકરીની બાજુમાં અથવા આજે જે ફર્ગ્યુસન ટેકરી તરીકે ઓળખાય છે ત્યાં આ બધું ચાલતું. પૂનાના એ ભાગમાં ત્યારે બિલકુલ વસ્તી ન હતી. નગરમાં પણ એમનું પ્રચારકાર્ય ચાલતું. સદાશિવ પેઠમાં મુરલીધરનું જાણીતું મંદિર છે. ત્યાં રોજ સાંજે તેઓ જતા. બીજે ઠેકાણે પણ તે ભાષણો કરતા. એમના શ્રોતાઓમાં એ વખતે જુવાનીમાં પ્રવેશ કરતા લોકમાન્ય ટિળક પણ હતા એમ ફડકેના પત્નીએ લોકોને કહ્યું હતું.

૧૮૭૬-૭૭માં મહારાષ્ટ્રમાં મોટો દુકાળ પડ્યો. એ વખતના હૃદયદ્રાવક બનાવોથી તે વિહ્વળ થઈ ગયા અને લોકોની સહાય અર્થે આખા મહારાષ્ટ્રમાં ફર્યા. પોતાના આત્મચરિત્રમાં એ લખે છે, 'જે દેશમાં આપણો જન્મ થયો તે જ દેશમાં આપણા બધા બાંધવો જન્મ્યા. એ લોકોને ખાવાનું યે ન મળે, આપણો દેશ અમેરિકાની જેમ અંગ્રેજ લોકોની વસાહત થાય અને આપણે કૂતરાની માફક પેટ ભરતા રહીએ એવું થાય ત્યાર પહેલાં જ હું મરી જાઉં અને પરમેશ્વર પાસે જઈ ભારતના સ્વાતંત્ર્ય માટે ફરિયાદ કરું એ વધારે સારૂં. . . . મનમાં હજારો વિચારો આવતા. હાજતે જતો ત્યારે, નહાવા બેસતો ત્યાં, ઑફિસનું કામ કરતો ત્યાં, જમતી વખતે, ઊંઘમાં પણ (અને કેટલીય વાર તો વિચારોને લીધે કલાકો સુધી ઊંઘ જ ન આવતી) મનમાં એક જ વિચાર આવતો કે એ લોકોને—અંગ્રેજોને—કેવી રીતે નાબૂદ કરવા.

કોઈ પણ રીતે સ્વાતન્ત્ર્ય મેળવવું. એમ નિશ્ચય થયો. મનુષ્યબળ અને બીજી સામગ્રીની જરૂર હતી. વખત મળે ત્યારે ગામડાંઓમાં જવું, ખેડૂતોને ભેગા કરવા તથા સ્વાતન્ત્ર્ય મેળવવાથી એમની બધી અપેક્ષાઓનો નાશ થશે એમ એમને સમજાવવા, અને એમને પોતાના ઇચ્છિત આંદોલનમાં સહકારી બનાવવાનો પ્રયાસ કરવો એ એમનો કાર્યક્રમ થઈ ગયો. રામોશી તરીકે ઓળખાતા સહાયક લોકો મહારાષ્ટ્રમાં ઘણા છે. એમની મદદ મળે તો ઘણું થઈ શકે એમ એમને લાગ્યું. એટલે પૂના પાસેનાં ગામડાંઓમાં વસતા રામોશીઓને એમણે એક ઠેકાણે જમવા બોલાવ્યા અને સહકારની માગણી કરી. વિચાર એવો હતો કે બની શકે ત્યાં ધાડો પાડવી, પૈસા ભેગા કરવા, શસ્ત્રો ખરીદવાં અને સૈન્ય ખડું કરવું, જેથી સ્વાતંત્ર્યપ્રાપ્તિનો માર્ગ સહેલો થાય. પેશ્વાઈના અંત પછી રામોશીઓનાં શસ્ત્રો તો ઘરમાં કાટ જ ખાતાં હતાં. ફરીથી એ વાપરવાની અને લૂંટ ચલાવવાની તક રામોશીઓ શાના જવા દે? તેઓ તરત જ તૈયાર થયા.

૧૮૭૯ના ફેબ્રુઆરીમાં ફડકેએ રામોશીઓની મદદથી બળવો જાહેર કર્યો. ધામારી ગામ લૂંટવામાં આવ્યું. અને પછી તો વાલ્હે, નિંબગામ, દવણે, ચાંદખેડ, લોણી એમ એક પછી એક ગામનો વારો આવ્યો. એક મહિનામાં તો વાસુદેવ બળવન્તનું નામ મહારાષ્ટ્રમાં ઘરઘરનો શબ્દ થઈ ગયું. મે માસ સુધી આ બધું અપ્રતિહત ચાલ્યું. સરકારી પક્ષનાં તથા ઍંગ્લો-ઇંડિયન પત્રોએ બૂમાબૂમ કરી મૂકી કેટલાં યે ગામમાંથી બીકના માર્યા ખેડૂતોએ હિજરત કરી. ગોરા લોકો બીજે ગામ મૂકી પુના ને મુંબાઈ આવી રહ્યા. ફડકેને પકડવા સરકારે અનેક ફાંફાં માર્યાં પણ સફળતા મળી નહિ.

રામોશીઓ ફડકેના સહકારી તરીકે એમની સાથે ફરતા ખરા, પણ તેઓ ફડકેના ઉચ્ચ આદર્શો સમજી શકે એમ ન હતા. સ્વાતંત્ર્ય મેળવવા ખાતર શસ્ત્રો મેળવવાં જોઈએ, અને પૈસા વગર શસ્ત્રો મળી શકતાં નથી એટલે જ લૂટ ચલાવવી જોઈએ, એ વાત એમને ગળે ઊતરતી ન હતી. એમને તો લૂટ ખાતર લૂટ ચલાવવામાં જ વધારે મઝા પડતી. જે મળે તે બધું નેતાને સોંપી દેવું અને પછી એ આપે એટલો ભાગ રાખવો એવો કરાર હતો. પણ આગળ જતા એમ બન્યું કે લૂટનો ઘણોખરો માલ તેઓ પોતાની પાસે રાખતા ને ફડકેના હાથમાં કશું આવતું જ નહિ, એટલું જ નહિ પણ લોકોને રંજાડવા ન જોઈએ એવી આજ્ઞા હોવા છતાં તેઓ લોકોને હેરાન કરતા. આથી આ ચળવળ પ્રત્યે લોકોની સહાનુભૂતિ ટકી શકી નહિ.

મે મહિનામાં ફડકેના બળવાની પરાકાષ્ઠા આવી ગઈ. તારીખ ૮, ૯ અને ૧૦મી એ પાલી, ચિખલી અને પળસવે ગામ લૂંટાયાં. છેલ્લા ગામમાં એક ઘરમાંથી જ લાખો રૂપિયાની મિલકત લૂંટાઈ અને ૧૩ મીએ તો એવો એક બનાવ બન્યો કે જેથી આ બળવાના સમાચાર છેક લંડન સુધી પહોંચી ગયા! તે રાત્રે પૂનાના બુધવાર પેઠમાં એક ભવ્ય પ્રાસાદને અચાનક આગ લાગી. 'આજે ફડકે પૂના લેશે' એવી અફવા તરત જ ફેલાઈ, ત્યાં વિશ્રામબાગ મહેલમાં આગ લાગી નીકળ્યાના સમાચાર આવ્યા. અમલદારોના હોશકોશ ઊડી ગયા. આગ લગાડનાર માણસ પકડાયો. એ ફડકેનો મિત્ર નીકળ્યો; એટલું જ નહિ પણ એનું નામ રાનડે હતું, એટલે સરકારને શક પડ્યો કે ન્યાયમૂર્તિ રાનડેનો પણ એમાં હાથ હોવો જોઈએ! તરત જ રાનડેને ત્યાંથી બદલવામાં આવ્યા અને ગામમાં કર્ફ્યૂ જાહેર થયો. પણ ફડકે આબાદ છટકી ગયા હતા.

ફડકેને પકડી લાવવા માટે હજારો રૂપિયાનું ઈનામ જાહેર થયું પણ એ જાહેરનામું બહાર પડ્યું ત્યાં તો ફડકેની સહીવાળું બીજું એક જાહેરનામું બધે ઝળકવા માંડ્યું! એ વખતના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલનું માથું લાવે એને મોટું ઈનામ આપવાનું એમાં જાહેર કરવામાં આવ્યું હતું' સ્વરાજ અને સ્વદેશ ખાતર બળવો કરવાની લોકોને એમાં હાકલ હતી અને સરકારે શું કરવું જોઈએ એ વિષે હુકમ પણ આપવામાં આવ્યા હતા! સરકાર હવે ચૂપ બેસી શકે એમ ન હતું. સરકારે આખરી ઈલાજ અજમાવ્યો. મેજર ડૅનિયલ નામના અધિકારીને મોટા સૈન્ય સાથે બળવો દાબી દેવા માટે નીમવામાં આવ્યો

મેજર ડૅનિયલે ફડકેનો પીછો પકડ્યો. અમુક ઠેકાણે ફડકે છે એવા સમાચાર મળે કે ડૅનિયલ ત્યાં દોડી જતો. પણ ફડકે હાથમાં આવતા નહિ.' બે મહિના એમ ચાલ્યું. વેશ બદલી ફડકે ક્યાંય ઉપ થઈ જતા. પરિણામે એમને જંગલોમાં ભટકવું પડ્યું. મિત્રો અને સહકારીઓ ચાલ્યા ગયા અને અટૂલા બની અનેક વિપત્તિઓ વેઠવાની આવી. હજી યે એમને રોહિલાઓનું સૈન્ય ખડું કરવાની આશા હતી. લોકોને એ ખૂબ સમજાવતા. પણ એ સમજાવટ ખાસ કારગત નીવડી નહિ. ફડકે એક ગામમાંથી નીકળી જાય અને ત્યાં જ કલાક

પછી ડૅનિયલ ત્યાં આવે એમ ઘણીવાર બનતું.

આખરે ડૅનિયલને ચોક્કસ બાતમી મળી ગઈ કે ફડકે અમુક દિશામાં પ્રવાસ કરે છે. અને એ બનાવ આમ બન્યો. ફડકે એક ગામડે પહોંચ્યા. ત્યાં એમનો એક મિત્ર રહેતો હતો. એને ઘેર જઈ એમણે આશરો માગ્યો. મિત્ર કબૂલ થયો. વાત છાની રાખવાની હતી. પણ ઘરમાં પત્નીને તો કહેવું જ પડે ને? સાંજે મિત્રપત્ની મંદિરમાં કથા સાંભળવા ગઈ. ત્યાં એક બ્હેનપણી જોડે વાતો કરતી હતી, ત્યાં બહુ ખુશીથી તેનાથી બોલી જવાયું કે કોઈ ફડકે આવ્યા છે. બ્હેનપણીનો પતિ પોલીસમાં હતો. પેલી ઘેર ગઈ અને પતિને વાત કરી. એણે તરત જ સમાચાર મોકલી દીધા. ડૅનિયલે પીછો પકડ્યો. મિત્રપત્ની ઘેર આવી. મંદિરમાં શું બન્યું તે કોણ જાણે કેમ પતિ પાસે બોલી. ફડકેને કહેવામાં આવ્યું. રાતનો સમય હતો. મિત્ર ઘણો જ દુઃખી થયો. પણ શું થાય? ફડકે ઊપડ્યા. સવાર થયું ત્યાં મૅજર ડૅનિયલ ગામમાં આવ્યો. ગામમાં સમાચાર ફેલાયા, અને ફડકેનો મિત્ર હાથમાં લોટો લઈ બહાર નીકળ્યો તે સોળ વર્ષ પછી ઘેર પાછો આવ્યો!

૧૮૭૯ની ૨૦મી જુલાઈની રાત્રિ હતી. ફડકે નાસતા નાસતા હૈદરાબાદ રાજ્યની હદના દેવનાગરી નામના ગામના એક મંદિરમાં પહોંચ્યા. થાકીને તદ્દન લોથ થઈ ગયા હતા, તોપણ દેવીભક્ત હતા એટલે નહાયા, ધ્યાન કર્યું અને થાક દૂર કરવા મંદિરમાં જ સૂતા. મધરાતે ડૅનિયલ આવી પહોંચ્યો. ગામમાં પ્રવેશતાં જ એને ખબર થઈ કે ફડકે મંદિરમાં સૂતા છે ધીમે પગલે તે મંદિરમાં ગયો ફડકેની છાતીપર ચડી બેઠો. ફડકે જાગ્યા ને ત્રાડૂક્યા: 'હત લા! આમ કાયરની માફક મને પકડે છે? તને દ્વંદ્વનું આહ્વાન છું. ચાલ, લડી લે મારી સાથે' પણ ડૅનિયલ માન્યો નહિ. સાથે નિઝામનો સેનાપતિ અબ્દુલ હક હતો. સ્ટિવન્સન નો અમલદાર પણ હતો. મોટું સૈન્ય સાથે હતું બધાએ ફડકેને પકડી લીધા. એમની પાસે એ વખતે એમની પ્રિય તલવાર, બરછી, ગવર્નર પર લખેલો એક કાગળ અને આત્મચરિત્ર, એટલું હતું.

ફડકે પકડાયાના સમાચાર પહેલાં તો લોકો માની શક્યા નહિ આખરે ખબર આવી કે એમને પૂના લાવવામાં આવશે. ૩૧મી ઑગસ્ટ ૧૮૭૯ના રોજ એમને પૂના લાવવામાં આવ્યા. સ્ટેશન પર હજારો લોકો એમને જોવા ભેગા થયા હતા. બે મહિના એમને કાચી કેદમાં રાખવામાં આવ્યા અને નવેમ્બરમાં એમના પરનો મુકદ્દમો શરૂ થયો. એમનો બચાવ કરવા કોઈ વકીલ તૈયાર ન થયો. અંતે 'સાર્વજનિક કાકા'એ એમનો બચાવ કર્યો. (એમનું ચરિત્ર કુમારના આ અંકમાં આવી ગયું) હજારો લોકો રોજ ન્યાયમંદિરમાં આવતા અને 'વાસુદેવ બળવન્ત ફડકેકી જય' બોલાવતા. સરકાર સામે લડાઈ જાહેર કરવાનો, યુદ્ધ માટે લોકો અને પૈસા એકઠા કરવાનો, રાણી સામે અસંતોષ જગાડવાનો, અને રાજદ્રોહનો, એવા ઘણા આરોપ એમની પર મૂકવામાં આવ્યા હતા. બધા ધારતા હતા કે કાયદાની નજરે તો એમને ફાંસીની જ સજા થશે; પણ કોણ જાણે શાથી, જન્મટીપની સજા ફરમાવવામાં આવી. રાજકીય ગુના માટે હિંદમાં અપાએલી જન્મટીપની એ પહેલી સજા હતી.

જન્મટીપના કેદીઓને એ વખતમાં એડન લઈ જવામાં આવતા. ફડકેને પણ ત્યાં જ લઈ જવામાં આવ્યા. પણ સ્વાતંત્ર્યની ઝંખનાવાળો જેલમાં કેમ ગોંધાઈ રહે? ૧૮૮૦ના ઑક્ટોબરમાં તો જેલની દીવાલ કૂદીને તેઓ બહાર નીકળી આવ્યા. પણ નાસી જવાના પ્રયાસમાં સફળ થઈ શક્યા નહિ અને પંદરેક માઈલ પર ફરી પકડાઈ ગયા અને એડનમાં જ ૧૮૮૩ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે તે અવસાન પામ્યા.

એમના ખાનગી જીવન વિષે આપણે અહીં વિચાર કર્યો જ નથી. એમનાં પ્રથમ વારનાં લગ્ન ખૂબ ધામધૂમથી ઊજવવામાં આવ્યાં હતાં. ઓછામાં ઓછી પાંચસો ડોકરીઓ જોયા પછી એ વહુ પસંદ કરવામાં આવી હતી, પણ એ પ્રથમ પત્નીનું મૃત્યુ થયું તે પછી ૧૮૭૨માં એ ગોપિકાબાઈ જોડે પરણ્યા. એમને પણ એમણે ઘોડેસ્વારી, શસ્ત્રો, તલવાર, બંદૂક, ઘોડેસવારી વગેરેનું શિક્ષણ આપ્યું હતું પણ પતિની બળવા પ્રવૃત્તિને કારણે ગોપિકાબાઈને પતિસહવાસ ઝાઝો સાંપડ્યો નહિ. તેમનાં હમણાં છેક ૧૯૪૦માં પંઢરપુરમાં મૃત્યુ પામ્યાં

સશસ્ત્ર બળવો જાહેર કરનાર સૌ પહેલા સુશિક્ષિત હિંદી ક્રાન્તિકારક ફડકે જ હતા એમને પોતાના કર્મ માટે કોઈ દિવસ પશ્ચાત્તાપ થયો ન હતો. આત્મચરિત્રમાં તેઓ લખે છે, 'હું કશો જ પુરુષાર્થ કરી શક્યો નથી. હું પરમેશ્વરથી ડરતો નથી. હું એની જોડે લડવા જવાનો છું. મારો પ્રયત્ન ભલે નિષ્ફળ નીવડ્યો છે; પણ મરી જઈશ તો યે હું અંગ્રેજોને તો જંપવા નહિ દઉં.' સ્વરાજ મેળવવાના સાધન તરીકે જ તેમણે લૂંટનો આશ્રય લીધેલો. 'કોઈ પણ સ્ત્રીને સ્પર્શ ન કરવો અને નાના બાળકને ત્રાસ ન થવો જોઈએ' એવો સખત હુકમ તેઓ અનુયાયીઓને આપતા. એમને તો 'ઇંડિયન રીપબ્લિક' (હિંદી પ્રજાસત્તાક રાજ) સ્થાપવું હતું. સ્વરાજ મળ્યા પછી જ દાઢી કરવી અને કપાળે તિલક કરવું એવી એમની પ્રતિજ્ઞા હતી, અને તેથી જ એમના અંતના એક ચિત્રમાં તેઓ દાઢીવાળા દેખાય છે

વીર વાસુદેવ બળવન્ત ફડકેએ સ્વીકારેલો માર્ગ આજે આપણને ગમે કે ન ગમે; પણ એટલું તો ચોક્કસ કે એમના ત્યાગ, પરાક્રમ કે દેશપ્રેમ વિષે બે મત હોઈ ન શકે. લોકોએ એમના માર્ગનું અનુકરણ કરવું જોઈએ એમ કોઈ પણ ન કહી શકે પણ ઇતિહાસની દૃષ્ટિથી તો એ વીરનરનું ચરિત્ર જાણવું એ પરમ આવશ્યક છે. જમના જોષી

કલાકાર કૃષ્ણાજી આરા (અનુસંધાન પાછળના પાન ૬૩થી)

પણ હવે તેણે પોતાની કળાને જ જીવન સમર્પી તેની જ ઉપાસનામાં રહેવા નિશ્ચય કર્યો. કેટલાક એવા સજ્જનો મળી ગયા કે તેમણે વારાફરતી દર મહિને તેનું એક ચિત્ર રૂ. ૧૦૦થી લેવું કબૂલ કર્યું. એટલે તેણે ખંડાલાના ઘાટોમાં અને કુદરતોમાં પીંછી અને રંગની જ સૃષ્ટિ ઊભી કરવા માંડી આ રીતે નિર્વાહ ને ઉપાસના એકસરખાં ચાલ્યાં ને આજે તે મુંબાઈના અગ્રગણ્ય કલાકારોમાં સારું સ્થાન ને સન્માન મેળવી શક્યા છે.

હવે તેના કેટલાક શુભેચ્છકોના પ્રયાસ અને પ્રોત્સાહનથી તેણે વિશેષ અભ્યાસ માટે પારીસ જવાનો નિશ્ચય કર્યો છે. એકાદ મહિના પર તેનાં સર્વ ચિત્રોનું એક સુંદર પ્રદર્શન મુંબાઈમાં કોટમાં કાળા ઘોડા પાસે 'ચેતના' રેસ્ટોરાંમાં ભર્યું હતું. એના ચિત્રોમાં કથારસ બહુ ઓછો છે, પણ રંગની માદકતા અને વાતાવરણની બહુભરી હવા જોનારને રોકી રાખે છે. ફૂલોના તેણે અખાવાબંધ અભ્યાસ કર્યા છે ફૂલોનાં પાત્રોની એની સજાવટ ને રંગ-સુરખી અસલ ફૂલોની મ્હેક આપી શકે એટલી તેજસ્વી લાગે છે માનવ પાત્રોનાં ચિત્રો તેણે થોડાં કર્યાં છે, પણ જે કર્યાં છે તેમાં નિરીક્ષણ અને જોર તેના હાથની શક્તિની સારી પરીક્ષા આપે છે ૧૯૪૪માં ગવર્નરનું ઇનામ લેનારું ૩૦×૪૦ના માપનું તેનું ચિત્ર 'મરાઠા યુદ્ધ' આવેશ, ઝપટ ને ઝટપટા હાથોથી ફરતાં, મરતાં, દોડતાં માણસો ને પ્રાણીઓની હીલચાલોથી ભરપૂર છે. એના ચિત્રની છાયાઓ કાળી નથી લાગતી પણ વધુ મિનાશવાળા ઘેરા રંગોથી તર બનતી લાગે છે.

સ્વપરાક્રમથી આવડી સિદ્ધિ મેળવનાર એ યુવાન યુરોપમાં ય નવીનતમ ચમત્કાર કરી હિંદને વધુ ગૌરવશાળી બનાવે એ શુભેચ્છા.



# ગાંડા હાથીનો સામનો


લેખક
**વિજયગુપ્ત મૌર્ય**




દરતે મલબારને વનસમૃદ્ધિથી છૂટે હાથે નવાજ્યો છે. પરંતુ એ વનશ્રી વચ્ચે વસતા તેના આદિવાસીઓ માટે 'સમૃદ્ધિ' એ અજાણ્યો શબ્દ છે. પાણી વચ્ચે તરસે મરતા, ભોજનના ભર્યા ભંડારો સામે ભૂખે મરતા અને દુનિયા માટે દિવસરાત કાપડ બનાવીને પોતે નાગા ફરતા દુર્ભાગી લોકો આ દેશમાં જ જોવામાં આવે છે. તેઓ નિર્ધનતા અને ગુલામીમાં જન્મે છે, અજ્ઞાન અને ગરીબીમાં જીવે છે અને પારકા માટે જિંદગી નીચોવી નાખીને મરી જાય છે.

એવા આદિવાસીઓથી વસેલા પૂર્વ મલબારના એક જંગલની કોર પરથી જ્યારે આથમતા સૂર્યનાં કિરણો ઊંચે આકાશમાં ચડીને અદૃશ્ય થઈ ગયાં ત્યારે એ નાના સરખા ગામડાના લોકો ભય અને ચિંતાથી કંપી રહ્યા હતા, કારણ કે એક મસ્ત હાથી સામેના જંગલમાં બે દિવસથી દેખાતો હતો અને આખી રાતે જો આ ઝૂંપડાંઓથી વસેલા ગામડા પર આવી ચડે તો કેવો વિનાશ વર્તાવે તે કોણ જાણે?

આમ તો જંગલી હાથી માણસની ગંધ માત્રથી છેટા ભાગે; પણ મસ્તીમાં ગાંડા થયેલા હાથીની તો વાત જ જુદી. હાથી જેવા બળવાન ને મહાકાય પ્રાણીને પકડી તેને ગુલામ બનાવનાર માણસ પર જાણે પોતાના ભાઈઓનું વેર લેતો હોય એમ મસ્ત હાથી તો માણસને વીણીવીણીને મારે છે. હાથીના કપાળમાંથી કોઈવાર કાળો ડામર જેવો ચીકણો પદાર્થ ઝરે છે, ત્યારે તે હાથી મસ્ત કહેવાય છે. એ વખતે પાળેલો હાથી પણ બેકાબૂ ને ભયંકર બની જાય છે, તો પછી જંગલી હાથી મસ્ત બને ત્યારે તેનાં ઝનૂન ને ખૂનખાર ખોરીનું તો પૂછવું જ શું? એવો ગાંડો હાથી બે દિવસથી સામેના જંગલમાં કેર વર્તાવી રહ્યો હતો.

જંગલમાં વસેલાં છૂટાંછવાયાં ઝૂંપડાંઓના સમુદાયને ગામડું પણ કેમ કહી શકાય? તેમાં વળી વેંકટનું ઝૂંપડું તો તદ્દન ખેતરની પાસે હતું. પરંતુ આ લોકોને ડર લાગે તો પણ બીજું શું કરે? રાત્રે રામૈયાએ પોતાના ભાઈ વેંકટની રજા લીધી અને જંગલ-ચોકિયાત તરીકેની પોતાની ફરજ બજાવવા ચાલ્યો ગયો. વેંકટ પોતાના કુટુંબ સાથે ઝૂંપડીમાં સૂઈ રહ્યો. ભર શિયાળો ચાલતો હતો. પાછલી રાત્રે જ્યારે મૃગસરના તારકવૃંદે આથમણા આકાશમાં ઊતરવા માંડ્યું ને તેની પાછળ પારાધિ પ્રકાશવા લાગ્યો, અને રાતબગલા, ઘૂવડ, શીબરી ને દશરથિયાંના કર્કશ અવાજ ઓસરી જવા લાગ્યા ત્યારે, જંગલમાં પેલો મસ્ત હાથી ધીમે રહીને ચારો ચરવા ઊભો થયો. પરંતુ એ જ વખતે પવનની દિશા બદલી ને હાથીની સૂંઢ પર જાણે કાળોતરાએ દંશ દીધો હોય તેમ તેણે એક ભયંકર ચીંકાર મારીને પોતાની સૂંઢ ઊંચી કરી. તરસ્યો માણસ જેમ પાણી ગટગટાવે તેમ ઘૂંટીઘૂંટીને તે હવા ફેફસાંમાં ભરવા લાગ્યો. હાથીના એકમાત્ર અને ભયંકર દુશ્મનની તેને ગંધ આવી હતી: મગતરા જેવા કાળામાથાના માનવીની! મસ્ત હાથી, દોરડાથી દોડી ખેંચાય તેમ એ ગંધથી ખેંચાઈને આગળ વધ્યો.

પૂર્વમાં દેવતાના અંગારા જેવો લાલ રંગે તમતમતો મંગળ ઊગ્યો ને ઉષઃકાળની પ્રતીક્ષા કરતા વનકૂકડાએ શિયાળાની લાંબી રાતથી કંટાળીને અધીરાઈથી બાંગ પોકારી ત્યારે વેંકટની ઊંઘ ઊડી ગઈ. પરંતુ એ જ ક્ષણે તેને કોઈ અવ્યક્ત ભય પેઠો. એ જંગલપુત્રને પ્રેરણા થઈ કે બહાર ડોકું. એ જ ક્ષણે મોટો કડાકો થયો, ઝૂંપડીની છાજ હાથીની સૂંઢમાં પકડાઈને ઊડી આઘે જઈ પડી અને હાથીની એક જ ઠોકરથી ઝૂંપડી જમીનદોસ્ત બની ગઈ. વેંકટનાં સ્ત્રી બાળકોની ભયંકર ચીસો જંગલની શાન્ત હવાને કંપાવે તે પહેલાં તો વેંકટના શરીર ઉપર જાણે કોઈ રાક્ષસી અજગર પડ્યો હોય તેમ હાથીની સૂંઢ આવી પડી. બીજી જ ક્ષણે, ભયથી છૂટેલા પરસેવા ઉપર બહારની ઠંડી હવા લાગી, અને તેની સાથે જ મૃત્યુનો ઠંડો હાથ વેંકટના શરીર ઉપર ચંપાઈ ગયો. ચૂંથાયેલા શરીર અને લોહી ઉપર આથમતા ચંદ્રનાં કિરણ

**જંગલના આદિવાસીના નિર્વ્યાજ બંધુપ્રેમ અને બહાદુરી આલેખતી એક શિકારકથા**

લોકજીવનની સંસ્કારિતાના પારખુ અને લાખેણા સાહિત્યકાર

# સ્વ. ઝવેરચંદ મેઘાણી

ગિરિમાલાનું કોઈ શિખર તૂટી પડે ને વજ્રપાત થાય એવો વજ્રપાત થયો છે. શ્રી ઝવેરચંદ મેઘાણીનું અચાનક, અકાળે અવસાન થયું છે ગુજરાતની સંસ્કાર-ગિરિમાલાનું નક્કી એક ફીણેરૂં શિખર તૂટી પડ્યું છે

'ગુજરાતના રાષ્ટ્રીય શાયર'ના નામથી મહાત્માજીએ જેમને બિરદાવ્યા, તે કવિ-ગાયક, વિશિષ્ટ ગદ્યશૈલીના આવિષ્કારક, પીઢ પત્રકાર, ગુજરાતના તળપદા લોક-સાહિત્યના આદ્ય સંશોધક અને સમુદ્ધારક, નિખાલસ વિવેચક અને માનવતાના મર્મ તથા માર્દવના પ્રીછનાર અને પુરસ્કર્તા નવલકથાકાર, એમ અનેકમુખી સાહિત્ય-પ્રવૃત્તિઓના સ્વામી એ, 'લાખેણા સાહિત્યકાર' ગઈ તા. ૯મી માર્ચની રાત્રે બોટાદ(કાઠિયાવાડ)-માંના એમના નિવાસસ્થાને માત્ર એકાવન વર્ષની વયે પેટના વાયુનું હૃદય પર દબાણ થઈને ઓચિંતા અવસાન પામ્યા એમના જવાથી ગુજરાતને સાંપડેલી ગરીબીનો ક્યાસ આજે કાઢી શકાતો નથી.

## સાહિત્ય અને સંસ્કારના ભગીરથ

સગા ભાઈ ઝવેરચંદ મેઘાણીનો અકાળ દેહ-વિલય ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં મહાન આપત્તિ રૂપ છે. એ રસપ્રવાહ વહે-વડાવનાર, માનવીના નવાં મૂલ્ય સરજનાર, બંધુત્વ અને મૈત્રીનાં મીઠાં ઝરણ વહેવડાવ-નાર દિલદરિયાવ કવિબાદશાહની ખોટ પુ-રાવી મુશ્કેલ છે. એ એક વિરલ માનવી હતા, ગુજરાતના એક સંસ્કૃતિવિધાયક ને પનોતા પુત્ર હતા, ગુજરાતનું મોંઘામૂલું રત્ન હતા, ગુર્જરીના લાડકવાયા હતા. ગુજરાતનાં અનેક દુભાએલાં નરનારીઓ ને ખૂણે પડેલાં રત્નો-ના બેરૂબાંધવ હતા. એમની કલમે ગુજરાત નવસર્જન પામ્યું છે ગુર્જરીનાં અશ્રુ સુકાવા-મુશ્કેલ છે. રવિશંકર રાવળ

• એમનો જન્મ દશાશ્રીમાળી જૈન વણિક જ્ઞાતિમાં સં ૧૯૫૩ના શ્રાવણ વદ પાંચમના દિવસે, તા. ૧૭મી ઑગસ્ટ ૧૮૯૬ના રોજ કાઠિયાવાડની 'કંકુવરણી પાંચાલ ભૂમિના ચોટીલા ગામે' થયો હતો. એમના પિતાનું નામ કાલિદાસ દેવચંદ મેઘાણી અને માતાનું નામ ધોળીબાઈ નીરખી ઠરાણું. એમના વડવાઓનું મૂળ વતન તો ગીર-કાંઠાનું ગામ ભાયાણીનું બગસરા. પણ 'પિતા કાઠિયાવાડ એજન્સી પોલીસના એક નાના અમલદાર હોવાથી થાણે થાણે થતી એમની બદલીઓને કારણે એમનો જન્મ 'ચોટીલા ગામે, ચામુંડા માતાના ડુંગરની તળેટીમાં, એજન્સી પોલીસના એ વેળાના અઘોર વાસ લેખાતા થાણામાં' જેમ થયો હતો. તેમ એમનું બાળપણ તથા પ્રા-થમિક માધ્યમિક કેળવણીની કિશોરાવસ્થા પણ રાજકોટ, દાઠા, પાળિયાદ, વઢવાણ કૅમ્પ, બગસરા, અમરેલી વગેરે વિવિધ ગામોમાં વીતી હતી. રાજકોટ એમની બે થી આઠ વર્ષની બાલ્યાવસ્થાની લીલાભૂમિ. અને ત્યાં જ એ પ્રથમ નિશાળે બેઠા અને પિતાની નો-કરીનાં 'એ તમામ થાણાં —એ ચોક, દાઠા, ચમારડી, લાખાપાદર— કોઈ ગીરમાં, કોઈ પહાડમાં, કોઈ ભયંકર નદીનેરાંવાળી વંકી અને વિકરાળ જગ્યાઓ ઉપર રચાએલાં હોવાથી એ પહાડ ભેદતી નદીઓનાં ઊંડા ધરા ને એ ડુંગરની એકાંત ખોપો બાળપણનાં સંગી હતાં. અગિયાર વર્ષની વયમાં તો, અંગ્રેજી બીજા ધોરણથી, માવતર-થી ઉતરડાઈને બીસત્રીસ માઈલ વેગળાં ગામોમાં વિદ્યાભ્યાસ અર્થે એમને ફંગોળાતું પડેલું એ કાળમાં નક્કર કુલસંસ્કાર, નગરસંસ્કાર કે ધર્મસંસ્કારને અભાવે આશ્વાસન મળતું માત્ર કુદરતની સૌંદર્ય-લીલામાંથી. પરઘરાવલંબી એ બાળકને માંદગી કે લાંબી રજાઓ-ના દહાડા આવતાં. ગાય વાછરૂને એંચે તેમ એ થાણાં એંચતાં, અને શિશુકાળની નધણિયાતી, લાલનવિહોણી અને મૂંગી મુરઝાતી લાગણીઓને કોમળશીતળ સ્પર્શ એ નિસર્ગનાં લાલનમાંથી મળતો.

નિસર્ગલાલનની હૂંફે એમ મોટો થતો પહાડનો એ બાળજીવડો પહાડનાં રેટાટીંબરૂ અને ગુંદા વગેરે મળચટાં મેવાની માફક કિશોર વયથી જે પહાડની પેદાશ રૂપ દુહાસોરઠાવાળી લોકકવિતાનો પણ રસિયો હતો. હોળીમાં ઓવાળીડા જુવાનો ને ધરડા ખખ બેઠતો સામસામા જે દુહાસંગ્રામ માંડતા તેનો એ બાલભોક્તા હતો.'

તે પછી તો ઘણાં વર્ષનો ગાળો પડ્યો. મૅટ્રિક પસાર કરી જૂનાગઢ (બહાઉદ્દીન) અને ભાવનગર (શામળદાસ) કૉલેજોમાં અ-ભ્યાસ કરી એ ઇ. ૧૯૧૬માં અંગ્રેજી અને સંસ્કૃત ઐચ્છિક વિષય લઈને બી.એ થયા. એ દરમ્યાન ભિન્ન ભિન્ન સાહિત્યસંસ્કાર પડ્યા અને ભીતરની ભોંયમાં વહ્યા કરતાં જૂના રસના ઝરણાને પોષણ મળ્યા કર્યું ગ્રૅજ્યુએટ થઈને એ ૧૯૧૭માં કલકત્તામાં જીવનલાલ કંપની લિમિટેડના ઍલ્યુમીનિયમના કારખાનામાં વ્યવસ્થા વિ-ભાગમાં જોડાયા. ત્યાં બંગાળી ભાષા અને સંસ્કાર દ્વારા ત્યાંના સાહિત્યમાધુર્યનો સંપર્ક પામ્યા ૧૯૧૮માં એ કંપનીના કામે તેઓ ઈંગ્લંડ ગયા. પણ ત્યાંથી પાછા આવ્યા બાદ એ કામ પોતાની રુચિથી પ્રતિકૂળ લાગતાં છોડીને ૧૯૨૨માં વતન પાછા આવ્યા.

એ અરસામાં 'ભીતરની ભોંયમાં વહેતાં જૂના રસના ઝરણા-નાં પ્રવાહોને ફોડનાર પાણીકળો ભેટ્યો. એ વૃદ્ધ વડિલ મિત્ર પો-તાની શાંત શૈલીએ માંગડા ભૂતની, પીઠાત હાજી અને વેજીની એ-ભલ વાળા અને સાંઈ નેહડીની, ચાપરાજ વાળાની એવી કૈં કૈં વાર્તાઓ કહેતા. દુહા ટાંકતા જતા, ને એકેક દુહા પર એની રસના ને કલ્પના ક્યાં ય લગી વગૂંબી રહેતી. એ વડિલ મિત્ર, હડાળાના દરબાર શ્રી વાજસુરવાળાની પ્રેરણા પછી એમને એ પહાડી સા-હિત્ય ને તવારીખ શોધવાની અને એ પ્રાચીન સંસ્કૃતિના મોરલી-કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પિપાસા જાગી.'

કલકત્તાની નોકરી છોડીને કાઠિયાવાડ આવ્યા તે વેળાએ એ 'દિશાશૂન્ય હતા. સ્થિર થવું હતું. ખેતીના ઉધામા ચડ્યા. વ્યાપારી સ્વજનો વ્યાપાર તરફ ખેંચવા લાગ્યા. દેશી રજવાડાંની નોકરી પણ બહુ દૂર નહોતી. ભાગ્યના ભેરૂ જેવી શિક્ષણની નોકરી તો સામે જ ઊભી હતી. એવી સ્થિતિમાં ખરાબે ચડેલા એ નાવને એ-મના બેત્રણ લેખોએ બચાવ્યું.' 'ચારણો પોકાર' અને 'અગર રસની પ્યાલી' નામના લેખો એમણે એ વખતે તાજા જ નીકળેલા 'સૌ-રાષ્ટ્ર' પત્ર પર મોકલ્યા. અને એ એ 'ચારણો પોકાર' લેખ વાંચતાં જ શ્રી અમૃતલાલ શેઠે તાર કરી એમને બોલાવી 'સૌરા-ષ્ટ્ર'ના તંત્રી ખાતામાં લઈ લીધા.

એમને તેડ્યા હતા તો સાહિત્યશાખા ચલાવવા; પણ પત્રકારત્વ-થી એ નિર્લેપ રહી શકે તેમ ન હતું. બંને ક્ષેત્રોમાં એ રમણ કરતા ગયા. ને યોગ્ય ક્ષેત્ર મળતાં એમની કલમ ને કલ્પના બંને ખરેખર રંગાઈ ગઈ.

એમનું પ્રથમ અને આજે પણ અદ્વિતીય રહેલું સાહિત્યકાર્ય તે

તેમને લઇ ગયો. આ બે બાળકો તે રોમ્યુલસ અને રીમસ. આમાં-ના મોટા ભાઇએ એટલે કે રોમ્યુલસે રોમ બંધાવ્યું.

પહેલાં તો ગારી પાસેની પેલી એક જ ટેકરી ઉપર રોમ ઊભું થયું, પણ પછી તો સાતે ટેકરીઓ ઉપર તે જામ્યું અને તેની આજુ-બાજુ એક સુંદર કોટ અને અંદર મજબૂત કિલ્લેબંદી થયાં. આમ, રોમ્યુલસ તે રોમનો પહેલો રાજા તેના પછી અઢીસો વર્ષ સુધીમાં બીજા છ રાજાઓ થયા ને સુંદર મહેલો, મંદિરો વગેરે મૂકતા ગયા. રોમની આબાદી વધી અને સત્તા પ્રસરી. પણ છેલ્લા એક બે રાજાઓના વખતમાં જુલમ વધ્યો. અને જુલમ વધે એટલે બીજું શું થાય?'

'લોકોનાં પ્રેમ, ભક્તિ અને વિશ્વાસ ઓસરી જાય, બીજું શું?'

'હા, રોમમાં પણ એમ જ બન્યું. લોકોએ રાજાઓને સાફ કહી દીધું કે—'

'તમે ટળો.'

'હા. એમ જ. પણ એમ કંઈ તે ટળે ? વાર્યો ન રહે તે હાર્યો રહે એ ન્યાયે લોકોએ રાજવંશને ઉખેડીને ફેંકી દીધો. પછી આવ્યાં પાંચસો વર્ષ પ્રજાસત્તાનાં યાને રીપબ્લિકનાં. કેમ, સાંભળતાં કંટાળો આવે છે કે ?'

'ના ના, ચલાવો. પ્રજાસત્તાવાદનો મને કંટાળો નથી. રાજાઓને ભલે હોય.'

'અને પ્રજાસત્તાવાદનાં મંડાણ બાદ તો રોમનો સિતારો ચઢતો જ ગયો, ચઢતો જ ગયો. નગર મટી તે રાજ્ય થયું, રાજ્ય મટી મહારાજ્ય થયું, અને મહારાજ્ય મટી મહાસામ્રાજ્ય થયું. આ પ્રગતિની, પ્રાબલ્યની ને મહત્તાની ચાવી ક્યાં હતી તે જાણે છે?'

'ના'

'રોમના જીવનની શરૂઆતની સાદાઈમાં, તેના કિસાનના મહેનતુ સ્વભાવમાં, તેના સિપાહીની શિસ્તમાં, ને કાયદા તરફના તેનાં નગરજનોના પૂજ્યભાવમાં. શરૂઆતમાં રોમનું રાજ્ય એટલે કેટલાંક ગણ્યાંગાંઠ્યાં કુટુંબોનું રાજ્ય. અને એ દરેક કુટુંબ ઉપર એક મુખ્ય પુરુષ બાપ કે દાદો, સંપૂર્ણ અધિકાર ભોગવતો. આવા અધિકારીજનોની એક સભામાં રાજા પ્રમુખ તરીકે બેસતો. આ જનોને 'પેટ્રીશિયન' યાને ઉમરાવવર્ગ કહેવામાં આવતો.



[illegible] ગણવામાં

દિનપ્રતિદિન જેમ જેમ રોમનો વેપાર વગેરે વધતાં ગયાં તેમતેમ રોમ બહારની પ્રજાઓ પણ રોમમાં વસવાટ કરવા આવવા લાગી પરંતુ આ પ્રજાઓને પૂરા રાજકીય હક્કો નહોતા અને તેમને 'પ્લેબીઅન' યાને આમ જનતા કહેવામાં આવતી. ધીમે ધીમે આ આમ જનતા વધતી ગઈ અને તેને પોતાના હક્કોનું ભાન થતું ગયું ઉમરાવોને તેણે સાફસાફ સુણાવી દીધું કે તમે રોમનો વિકાસ રોક્યો છે અને રોકી રહ્યા છો, માટે કાં તો તમારા જેટલા જ હક્કો અમને આમજનોને આપો ને કાં તો—'



કાર્થેજનો વીર સરદાર હાનીબાલ

'તમે પણ ટળો!'

'હા. ઉમરાવોએ પણ પછી તેમને નછૂટકે. હક્કો આપવા જ પડ્યા અને આમ જનતાને સત્તા મળી. એ સત્તા મળતાં જ રોમની વિજય-ભેરી ચારે દિશામાં ગાજી ઊઠી અને રોમનો મહિમા વધી ગયો. પોતે 'રોમન' છે એવો ગર્વ અમુક ઉમરાવો અને તેમના કુટુંબીઓનો જ ન રહ્યો, પરંતુ સર્વ પ્રજાનો રહ્યો. 'રોમને તારી જરૂર છે' એટલું જ સાંભળતાં ખેડૂત હળ મૂકી દેતો, મજૂર કોશ-પાવડો મૂકી દેતો, વેપારી ચોપડો મૂકી દેતો. વિદ્યાર્થી પુસ્તક મૂકી દેતો. લેખક કલમ મૂકી દેતો, વક્તા ભાષણ મૂકી દેતો, પ્રિયતમ પ્રિયતમાને મૂકી દેતો; અને સૌ એક અવાજે, એક પગે, એક મને ખડા થઈ જઈ 'જય રોમ'ની ભીષણ ગર્જના કરતા નીકળી પડતા. કોની દેન છે, કોની મગદૂર છે કે આ પોલાદી રોમનશક્તિ સામે ઊંચી આંખ કરે!

પણ આવી સમર્થ પ્રજાએ પણ હારો ખમી. ગૉલ નામની પ્રજાએ રોમ ઉપર સફળ હલ્લો કરેલો અને કાર્થેજના હનીબાલે પણ રોમને પરાજિત કરેલું. છતાં હારમાંથી શીખવું એવો રોમનો સ્વભાવ એમની કુમકે ધાયો અને એ પરાજયોમાંથી રોમ અખૂટ શક્તિ અને અજોડ આત્મસંયમ મેળવીને અંતે તો વિજયને જ વરવું હતું. દુશ્મનને નાનીનાની લડાઈઓમાં રોકી, તેને થકવી, તાત્કાલિક હાર પણ ખમી લઈ, છેવટની મોટી લડાઈમાં તે વિજયી બનતું. આ જ રીતે એણે કાર્થેજને થકવ્યું અને છેવટે મરવું પડ્યું. અને રોમનો ક્રોધ એટલે દુશ્મનો ઊગરે નહિ. ઊકળતું સીસું! રોમના રોષના એ ધગધગતા સીસાના રસે કાર્થેજને બાળી ફૂંકી ભસ્મીભૂત કરી નાખ્યું;—અરે ! તે જમીન સરસું થઈ ગયું.'

'જવા દે એ કરુણ ગાથા, ટાઈબર ! સુંદર, શોભીતા, શક્તિશાળી કાર્થેજનો કોળિયો કરનાર રોમની એવી નરસી બાજુ સાંભળવી મને ગમતી નથી. આગળ ચલાવ.'

'ભલે. ચારે તરફ રોમ વિસ્તર્યું અને એની આણ તથા ધાક નીચે તમામ પ્રાચીન જગત આવી ગયું. પરંતુ આ ભૌતિક વિસ્તાર, આ વિજય, અને આ સમૃદ્ધિને પરિણામે રોમન આત્મામાં પરિવર્તન થયું. મહેનત, સાદાઈ, સરળતા વગેરે ભૂતકાળના વિષય બની ગયાં. લશ્કરી વિજયોએ એમને ક્રૂર કર્યા અને ભૌતિક સમૃદ્ધિએ એમને વિષયલોલુપ અને એશઆરામી બનાવ્યા. ખેડૂતની જગ્યા ગુલામે લીધી, કેમકે ખેડૂતો લશ્કરોમાં ભરતી થતા અને રોમને નામે પ્રાણ પાથરતા. પરિણામે જમીન બાજુએ પડી રહેતી એટલે ગુલામો

પાસે ખેડાવતા. પણ ગુલામીની એ ક્રૂર પ્રથાએ રોમનો આત્મા નષ્ટ કર્યો કહીએ તો પણ ચાલે. બિચારા ગુલામો સાંકળોથી બંધાતા, ચાબખા સહન કરતા અને મજુ કરતાં પણ બૂરી હાલતે વેઠ કરી-કરી ગુજરતા. રોમન હૃદયમાં વ્યાપેલી ક્રરતાના વિષનું બીજું ઉદાહરણ તે 'ગ્લેડીએટર્સ' યાને પહેલવાનો વચ્ચેનું જીવલેણ યુદ્ધ લોકોની જંગી મેદનીની વચ્ચે એ મહાબલિષ્ટ, સમોવડિયા, પહેલવાન યોદ્ધાઓ દ્વંદ્વયુદ્ધ ખેલતા અને એમાંથી જે હારનો તે મર્યા પછી જ હાર્યો ગણતો. અને લોકોની મેદની, જેમાં સ્ત્રીઓ તથા બાળકોનો પણ સમાવેશ થતો તે, આ ક્રૂર લડત તાળીઓના ગડગડાટ સાથે હસતે મોંએ જોતી. એવી જ રીતે બે પશુઓ વચ્ચે પણ મારામારીઓ ગોઠવાતી એટલું જ નહિ, પરંતુ વાઘ સિંહ વગેરે હિંસક અને ક્રૂર પ્રાણીઓનાં પાંજરામાં ગુલામોને અને કદીજાને જીવતા ને જીવતા નાખવામાં આવતા. ખબર છે, શા માટે ?

'એ કેમ તરફડીને મરે છે તેનો તમાશો જોવા ખાતર ?'

'ત્યારે બીજું શું ? અને લોકો પણ ટોળાબંધ જોવા આવતા. આવી ક્રૂર રમતગમતો અને તમાશાઓની પાછળ હેતુ એ હતો કે લોકોનું મન જો એવી બાબતોમાં વાળીને રોકવામાં આવે તો તેઓ પોતાનું આર્થિક અને રાજકીય દુ:ખ વિસરી જાય અને તેવા દુઃખો માટે ચળવળ ન કરે, બળવો ન કરે હુમરાવો તો હતા જ; તે હવે, વેપારીઓ યાને પ્રથમની જે આમ જનતા હતી અને જેણે હક્કો મેળવેલા હતા તે મળીને એક સત્તાશાળી નવો તવંગર વર્ગ થયો અને રોમના જીવનનો પ્રધાન સુર 'પૈસો પૈસો' થઈ રહ્યો. લશ્કરમાંથી પણ પહેલાની ભાવના–રોમની મહત્તાની ભાવના ચાલી ગઈ હતી. રોમન સૈનિકને ખાત્રી થઈ હતી કે પોતે રોમની ખાતર નહિ પણ તવંગરોના સામ્રાજ્યની ખાતર પોતાનું લોહી રેડી રહ્યા હતા. આને પરિણામે અંધાધૂંધી, અસંતોષ અને એમાંથી વધવા લાગ્યા છતાં લશ્કરને શાંત રાખવાની કળા રોમ જાણતું હતું. નવાનવા મુલકો જીતવા અને લૂંટવાથી પોતાની આર્થિક ઉન્નતિ સાધી શકાશે એવી ભાવના લશ્કરમાં પ્રસારવામાં આવતી. એથી રોમન સૈનિક લૂંટારો બનતો ગયો.

આવા સંક્રાંતિકાળમાં એક મહાન વ્યક્તિ રોમની ક્ષિતિજ ઉપર દેખાઈ. ઇતિહાસ એને જુલિયસ સીઝરના નામથી ઓળખે છે. એ અજેય વિજેતા હતો. આફ્રિકાથી એશિયા અને એશિયાથી યુરોપ એમ ખંડેખંડના મુલકો એક પછી એક એનાં લશ્કરોની એડી નીચે દબાતાં ગયા. એ કૂચ કરતો ગયો ને દેશ ઉપર દેશ જીતતો ગયો. દેશને જીત્યા પછી એ એટલું જ કહેતો હતો કે 'આવ્યો, જોયો, જીત્યો.' આમ એ મહાપુરુષે પોતાના પરાક્રમ વડે રોમન સામ્રાજ્ય સ્થાપ્યું. એ જુલિયસ સીઝર રોમનો પહેલો 'નેતા' થયો, પછી 'સરમુખત્યાર' થયો. પણ તેનું યે ખૂન થયું; કારણ કે રોમન પ્રજાસત્તા પક્ષ સરમુખત્યારીની વિરુદ્ધ હતો. જોકે એ માત્ર 'કહેવાતો' પ્રજાસત્તાવાદ હતો. પરંતુ વસ્તુતઃ તો મૂડીસત્તાવાદ જ હતો. અને એ ખૂન કરનારાઓ તથા કરાવનારાઓ વિસરી ગયા કે રોમનો આત્મા તો મૂડીસત્તાવાદથી હવે થાકી ગયો હતો.

સીઝર ગયો, પણ સરમુખત્યારી રહી. સીઝર પછી તેનો દત્તક પુત્ર સરમુખત્યાર થયો. એનું નામ ઑગસ્ટસ. એ ઑગસ્ટસની સાથે રોમના ઇતિહાસનો ત્રીજો તબક્કો શરૂ થયો.'

'દાદાજી ! અત્યાર સુધી તો કંટાળો નથી આવ્યો. પણ હવે જો પાછા યુદ્ધો ને એવુંતેવું આવવાનું હોય તો આગળ નથી સાંભળવું.'

'ના, ના; એવું ખરું નહિ કહું જરાક સાંભળ. ઑગસ્ટસનો સમય



પોતાના પરાક્રમ વડે રોમનું મહાન સામ્રાજ્ય સ્થાપનાર તેનો પહેલો પ્રજાપ્રિય નેતા ને સરમુખત્યાર જુલિયસ સીઝર

તો રોમની સાંસ્કૃતિક આબાદીનો હતો. એ સમયમાં મહાકવિ વર્જિલ થયો, હૉરેસ નામનો બીજો એક મહાકવિ પણ થયો. વળી લીવી નામનો મહાન ઇતિહાસકાર પણ થયો. એ ઑગસ્ટસનો રાજ્યકાળ એટલો જાહોજલાલ થયો કે આજે યે કોઈ પણ સાહિત્ય અને સંસ્કૃતિના સુવર્ણયુગને 'ઑગસ્ટસ યુગ' નામે નવાજવામાં આવે છે. અને આ ઑગસ્ટસના સમયનો એક મહાન ઐતિહાસિક બનાવ તે ઇસુ ખ્રિસ્તનો જન્મ. કેમ, પડે છે ને રસ ?

'હા. ઇસુનો જન્મ ' દાદાજી, ખરે, રોમન સમ્રાટ ઑગસ્ટસને ક્યાંથી ખબર, કે તે અને તેનું સામ્રાજ્ય કાળનો કોળિયો થવાના છે જ્યારે ઈસુ અને તેનો ધર્મબોધ તો પૃથ્વીમાં અમર થવાનાં છે !'



સીઝરનો દત્તક પુત્ર ઑગસ્ટસ–જેના રાજ્યકાળમાં રોમની જાહોજલાલી એટલી હદે પ્રકાશી. આજે પણ તેના નામ ઉપરથી કોઈપણ સાહિત્ય અને સંસ્કૃતિના સુવર્ણયુગને 'ઑગસ્ટસ યુગ'ના નામથી નવાજવામાં આવે છે.

# રોજિંદા જીવનમાં વિજ્ઞાન

આપણા રોજ-બ-રોજના જીવનમાં રહેલો વિજ્ઞાનનો ફાળો તથા તેનું મહત્ત્વ સરળ ભાષામાં સમજાવતી લેખમાળા

# સલ્ફયુરિક ઍસિડ

લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ એમ.એસસી.,પીએચ.ડી.

વિજ્ઞાન આજે માત્ર નિશાળમાં શીખવાતા અનેક વિષયોમાંનો એક મામૂલી વિષય રહ્યો નથી. વૈજ્ઞાનિક સંશોધનો દ્વારા મળેલી શોધોની અસર તો સીધી જનતાના જીવન પર પડેલી છે, એટલે આધુનિક વિજ્ઞાનનો આપણા રોજ-બ-રોજના જીવનમાં પણ ઘણો મહત્ત્વનો હિસ્સો રહેલો છે. આપણા જીવનમાં ઉપયોગી ને રોજિંદા વ્યવહારમાં આવશ્યક એ વસ્તુઓ કેવી રીતે બને છે ને તેની પેદાશમાં થતી વધઘટ કેવી રીતે આપણા આર્થિક જીવનને અસર કરે છે, તે જાણવાની ઉત્કંઠા ઘણાને હોય છે. આ લેખમાળાનો ઉદ્દેશ આવું સામાન્યજ્ઞાન લોકભોગ્ય ભાષામાં આપવાનો છે.

કાપડ, તેલ, ખાંડ, દવા, રંગ ઇત્યાદિ આપણા જીવનની જરૂરિયાતો બનાવવાના અનેક ઉદ્યોગોમાં, તેમજ જીવનની પ્રથમ જરૂરિયાત જે અનાજ, તેને પેદા કરવા માટે ખેતીમાં જે જે મહત્ત્વનાં રસાયનોની જરૂર પડે છે તેમાં, ગંધકનો તેજાબ (સલ્ફયુરિક ઍસિડ), સુરોખારનો તેજાબ (નાઇટ્રિક ઍસિડ), મીઠાનો તેજાબ (હાઇડ્રોક્લોરિક ઍસિડ) તેમજ આલ્કલી (કૉસ્ટિક સોડા, ધોવાનો સોડા આદિ ક્ષારો) મુખ્ય ગણાય છે. આ રસાયનો 'ભારે રસાયનો' (heavy chemicals) તરીકે ઓળખાય છે અને તેનો ઉદ્યોગ 'ભારે રસાયનોનો ઉદ્યોગ' કહેવાય છે. જે દેશ આટલા માત્ર ચાર રસાયનો વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન કરી શકે તેની આધુનિક સંસ્કૃતિ ઉચ્ચ સ્થાને પહોંચી મનાય એવો એનો મહિમા છે. અને એ ચાર રસાયનોમાં પણ ગંધકનો તેજાબ પહેલે નંબરે આવે છે. તે 'રસાયનોનો રાજા' કહેવાય છે. તેના ઉપયોગો અક્ષરશઃ 'અસંખ્ય' છે. યુદ્ધમાં તેમજ શાંતિના કાળમાં દરેક ઉદ્યોગમાં તે પ્રાણરૂપ છે. તેની મદદ વડે બીજાં અનેક રસાયનો તૈયાર કરી શકાય. ટૂંકામાં, રસાયન-ઉત્પાદક ઉદ્યોગમાં ગંધકનો તેજાબ પ્રાથમિક જરૂરિયાત છે. આથી જ એમ કહેવાયું છે કે 'ગંધકનો તેજાબ ઉદ્યોગોની માતા છે.' તેનું ઉત્પાદન દેશની ઔદ્યોગિક પ્રગતિનું સૂચક ગણાય છે. એટલે આ લેખમાળાની શરૂઆત ગંધકના તેજાબથી કરીએ.

મધ્યયુગના કીમિયાગરો પારામાંથી સોનું બનાવવાનાં સ્વપ્નાં સેવતા, અને તે માટે અનેક શ્રમપૂર્ણ પ્રયત્નો કરતા—અનેક અટપટી ક્રિયાઓના અટપટા અખતરા ગોઠવતા. એમનું એ સ્વપ્ન તો સિદ્ધ ન થયું, પણ એ અથાગ પ્રયોગોના પરિપાક રૂપે કેટલીક નવી રાસાયનિક ક્રિયાઓ તેમને જડી આવી. એ કીમિયાગરોનાં ગુપ્ત સાંકેતિક લખાણોમાંથી ઉલ્લેખ મળી આવે છે કે હીરાકસીને આસવવાથી (distillation) એક પ્રકારનું દાહક તેલ નીકળે છે. આ તેલ જેવો પદાર્થ એ જ ગંધકનો તેજાબ. પરંતુ આ તેજાબ મોટા જથ્થામાં બનાવવાનું કાર્ય તો છેક અઢારમા સૈકામાં શરૂ થયું. એ જમાનામાં કારખાનાંવાળા મોટાં કાચનાં વાસણોમાં ઍસિડ બનાવવાની ક્રિયાઓ કરતા, કારણકે આ ઍસિડ ઘણીખરી ધાતુઓ પર અસર કરતો હોવાથી ધાતુનાં વાસણ તો ખવાઈ જ જાય. પાછળથી માલૂમ પડ્યું કે સીસા ઉપર સલ્ફયુરિક ઍસિડની અસર લગભગ નહિવત્ છે, એટલે સીસાનો સરંજામ વાપરવાનું શરૂ થયું. આ ઉપરથી 'લેડ ચેમ્બર' (સીસાનો ઓરડો)ના નામથી ઓળખાતી સલ્ફયુરિક ઍસિડની બનાવટની પદ્ધતિ અસ્તિત્વમાં આવી.



પ્રયોગશાળામાં સલ્ફયુરિક ઍસિડ બનાવવાની પદ્ધતિ: કાચના ચંબુ અ માં ગંધક બાળવામાં આવે છે એટલે તેમાંથી બનતો સલ્ફર ડાયોકસાઇડ, તિલક આકારની ખ નળીમાં જાય છે, જેમાં ગંધકના રહ્યાસહ્યા રજકણો છૂટા પડી જવાથી એ ચોખ્ખો ગૅસ ક બરણીમાં જાય છે, જેમાં જલદ સલ્ફયુરિક ઍસિડથી ભીંજવેલા કાચના ગચૂકા હોય છે તેમાં એ ગૅસ સુકાય છે. પછી ધીમે તાપે ગરમ થતી ડ નળીમાં પ્લૅટીનાઇઝ કરેલા ઍસ્બેસ્ટૉસની મદદથી વધારાનો ઑક્સિજન એ સલ્ફર ડાયોકસાઇડના સંસર્ગમાં આવતાં જ સલ્ફર ટ્રાયોકસાઈડ બને છે, તે ઇ યંત્રમાંના જલદ સલ્ફયુરિક ઍસિડ સાથે જમા થાય છે. આ ક્રિયામાં જરૂરી ઑક્સિજન ઈ યંત્રમાં જવાણી તરફ ફેલાતા નળીના છેડા દ્વારા ઍસ્પીરેટરમાંથી મળ્યા કરે છે. આ સિદ્ધાંત ઉપર જ જંગી જથ્થામાં સલ્ફયુરિક ઍસિડ બનાવાય છે.

સલ્ફયુરિક ઍસિડની બનાવટનો મૂળભૂત સિદ્ધાંત સાવ સાદો છે. ગંધક બાળવાથી પેદા થતો સલ્ફર ડાયોકસાઇડ નામનો વાયુ અને હવામાંનો ઑક્સિજન, એ બંનેને સંયોજીને સલ્ફર ટ્રાયોકસાઇડ પેદા કરવો, જે પાણી સાથે સલ્ફયુરિક ઍસિડ આપે છે. સલ્ફયુરિક ઍસિડ બનાવવા માટે ગમે તે રીત વાપરો, પણ એ રીતનું કેન્દ્ર સલ્ફર ડાયોકસાઇડ અને ઑક્સિજન એ બે વાયુઓને સંયોજવાનું છે. આ સંયોજન સહેલાઈથી થતું નથી, પણ કોઈ સહાયક પદાર્થની (catalystની) હાજરીથી જ થઈ શકે છે.

ગંધક કે ગંધકિત પદાર્થોને બાળવાથી ગંધકનો વાયુ–સલ્ફર ડાયોક્સાઈડ પેદા થાય છે. આ ક્રિયા કરતી વખતે હવા કે ઑક્સિજનનું પ્રમાણ ગમે તેટલું વધારીએ, છતાં ગંધકનું એક પરમાણુ ઑક્સિજનના બે જ પરમાણુઓ સાથે સંયોજાય છે. ગમે તેમ કરીએ તોપણ ત્રીજા ઑક્સિજન-પરમાણુ સાથે તેનો સંયોગ થતો નથી, એટલેકે સલ્ફર 'ટ્રાયોકસાઈડ' પેદા થતો નથી. જો ટ્રાયોકસાઈડની બનાવટ સુલભ હોત તો તો સલ્ફયુરિક ઍસિડની બનાવટ તદ્દન સહેલી બની જાત. કારણકે સલ્ફર ટ્રાયોકસાઈડ સાથે પાણીનું સંયોજન એટલે સલ્ફયુરિક ઍસિડની ઉત્પત્તિ.

મોટા જથ્થામાં સલ્ફયુરિક ઍસિડ બનાવવા માટે અત્યારે બે હરીફ રીતો પ્રચલિત છે: પહેલી 'લેડ ચેમ્બર' ને બીજી, 'સંસર્ગ રીત'. આ બંને રીતોનું ધ્યેય એક જ છે: સલ્ફર ડાયોકસાઈડમાંથી ટ્રાયોક્સાઈડ બનાવવાનું. પણ તે સિદ્ધ કરવા જુદાજુદા સહાયક પદાર્થો વપરાય છે. પહેલી રીતમાં, સુરોખારમાંથી નાઇટ્રોજનનો

ઑક્સાઈડ કાઢીને તેને, સહાયક પદાર્થ તરીકે વાપરવામાં આવે છે. બીજી રીતમાં, પ્લૅટિનમ ધાતુ એ કાર્ય માટે ઉપયોગમાં લેવાય છે.

'લેડ ચેમ્બર' પદ્ધતિની ટૂંકી રૂપરેખા નીચે પ્રમાણે દોરી શકાય: ગંધક યા ગંધકવાળા ખનીજ બાળીને પેદા થતો સલ્ફર ડાયોક્સાઈડ વાયુ અને હવાનું મિશ્રણ એ બંનેને નાઈટ્રોજન ઑક્સાઈડની સાથે, સીસાનાં પતરાં વડે મઢેલા એક મોટા ઓરડામાં લઈ જવામાં આવે છે. આ ઓરડામાં પાણીનો ઝીણો ફુવારો ચાલુ હોય છે. અને ત્યાં સલ્ફર ડાયોક્સાઈડમાંથી ટ્રાયોક્સાઈડ બને છે. નાઈટ્રોજન ઑક્સાઈડ પોતાનો ઑક્સિજન આપી દે છે અને ટ્રાયોક્સાઈડ પાણીની સાથે મળીને સલ્ફ્યુરીક ઍસિડ પેદા થાય છે, જે એ ઓરડામાં તળીએ એકઠો થાય છે. આમાં નાઈટ્રોજન ઑક્સાઈડ કેવી રીતે સહાયક પદાર્થનું કામ કરે છે તે પ્રક્રિયા હજી સુધી બરાબર સમજવામાં આવી નથી. આ ક્રિયા થઈ ગયા પછી છૂટો પડતો નાઈટ્રોજન ઑક્સાઈડ પાછો કામમાં લેવામાં આવે છે.

આ રીતે બનાવેલો તેજાબ પાતળો હોય છે. તેમાં ૩૦ ટકા પાણી હોય છે. તેને જલદ બનાવવા સીસાનાં વાસણોમાં ઉકાળવામાં આવે છે. પછી, પગથિયાની શ્રેણીમાં ગોઠવેલાં વાસણોમાં એ તેજાબને ગરમ કરવામાં આવે છે. એ વાસણો ઓગાળેલી રેતીમાંથી બને છે.

'સંસર્ગ-રીત' ઈ. ૧૮૩૧માં શોધવામાં આવી હતી, પણ ૧૯૦૧ સુધી તેનો કાંઈ ઉપયોગ કરવામાં આવ્યો ન હતો.

જર્મનીમાં બનાવટી ગળીને અંગે સંશોધનકાર્ય ચાલતું હતું. આ કાર્યમાં ખૂબ જલદ તેજાબ વિપુલ પ્રમાણમાં જોઈએ. આપણે જોઈ ગયા કે 'ચેમ્બર પદ્ધતિ'માં પેદા થતો તેજાબ ખૂબ પાણીવાળો હોય છે, અને તેને જલદ બનાવવા માટે આગળ બીજી ક્રિયાઓ કરવી પડે છે. છતાં ગળીની બનાવટમાં ઉપયોગી થાય એવો જલદ તેજાબ તેમાંથી બનતો નથી. એટલે જર્મનીની 'બેડીશ ઍનીલીન અને સોડા ફૅબ્રિક' નામની કંપનીએ ઇ. ૧૯૦૧માં અનેક નિષ્ફળ પ્રયોગોને અંતે સંસર્ગ-રીતને ફતેહમંદ પાર ઉતારી અને ઉદ્યોગોના ઇતિહાસમાં નવું પ્રકરણ શરૂ થયું

સંસર્ગ-રીતમાં મુખ્ય મુશ્કેલી એ નડતી કે સહાયક પદાર્થની શક્તિ નાશ પામતી. પ્લૅટિનમ જેવી કિંમતી ધાતુ આમ નકામી થઈ જાય એ ન પાલવે. એટલે એ મુશ્કેલીનું નિવારણ કરવા બેડીશ કંપનીએ સંશોધન હાથ ધર્યું, અને ઘણા પરિશ્રમને અંતે શોધી કાઢ્યું કે જો આ રીત ફતેહમંદ પાર ઉતારવી હોય તો તેમાં વપરાતો સલ્ફર ડાયોક્સાઈડ તદ્દન શુદ્ધ હોવો જોઈએ. તેમાં સોમલ કે એવી કોઈ અશુદ્ધિ ન હોવી જોઈએ. ચેમ્બર રીતમાં તો ગમે તેવો સલ્ફર ડાયોક્સાઈડ ચાલી શકે. એટલે આ રીત વડે બનાવેલો તેજાબ શુદ્ધ હોય છે એ એક મોટો ફાયદો છે.

આ રીતમાં શુદ્ધ સલ્ફર ડાયોક્સાઈડ, અને હવાના મિશ્રણને સહાયક પદાર્થ પર પસાર કરવામાં આવે છે. આમાં વસ્તુતઃ એક કરતાં વધારે સહાયક પદાર્થોનો ઉપયોગ થાય છે. પ્રથમ લોહભસ્મ વાપરીને ૬૦ ટકા સંયોજન કરાય છે, અને બારીક પ્લૅટિનમ પર એ વાયુઓને પસાર કરીને પ્રક્રિયા સંપૂર્ણ કરાય છે. આ રીતે તૈયાર થયેલા સલ્ફર ટ્રાયોક્સાઈડને જલદ તેજાબમાં શોષવામાં આવે છે. આમ ખૂબ જલદ-ફ્યૂમિંગ-તેજાબ પેદા થાય છે, જેમાં યોગ્ય પ્રમાણમાં પાણી નાખીને સામાન્ય સલ્ફ્યુરીક ઍસિડ (૯૮ ટકા) બનાવાય છે. ઉપરની શોષવાની ક્રિયામાં ઉત્પન્ન થતી મુશ્કેલીઓ દૂર કરવા ૧૯૧૭માં વૈજ્ઞાનિક કૉટ્રેલે 'વિજળિક અવપાત' (electric precipitation)ની રીત દાખલ કરી. આ રીત ખૂબ ફતેહમંદ નીવડી છે.

એમાં તો હવે જ શંકા નથી કે સંસર્ગ-રીત વધારે કાર્યક્ષમ છે. તેનાથી વધારે જલદ તેજાબ પેદા થાય છે અને તેની શુદ્ધતા વિશેષ છે. એટલે આ રીત લેડ ચેમ્બર રીતને ઉથલાવી પાડે એવી બીક છે.

હવે આ સંબંધમાં આપણા દેશની પરિસ્થિતિ જોઈએ. હિંદમાં આ રસાયન બનાવવાનો ઉદ્યોગ ૨૫ ૩૦ વર્ષથી વધારે જૂનો નથી. સલ્ફ્યુરિક ઍસિડનાં જૂનાં કારખાનાં મુંબાઈ અને કલકત્તામાં છે. આપણા દેશમાં મુખ્ય મુશ્કેલી કાચા માલની છે. પ્રથમ જરૂરિયાત ગંધક યા ગંધકિત પદાર્થની છે, જેમાંથી સલ્ફર ડાયોક્સાઈડ બનાવી શકાય. આ માટે આપણે પરદેશથી થતી આયાત પર જ આધાર રાખવો પડે છે અને ઈટાલી યા અમેરિકાનો ગંધક મંગાવીને વાપરવો પડે છે. હમણાં જોકે બલુચિસ્તાનમાં ગંધકનાં થર જડી આવ્યાં છે, પણ તે હલકી જાતનો હોવાથી પરદેશની હરીફાઈમાં ઊભો રહી શકે કે નહિ એ સવાલ છે. યુદ્ધ પૂર્વે આપણે ત્યાં દર વર્ષે ૭૦,૦૦૦ ટન સલ્ફ્યુરિક ઍસિડ તૈયાર થતો; હવે એ આંકડો એક લાખ ટન ઉપર પહોંચ્યો છે. છતાં બીજા દેશોની સરખામણીમાં તો આ નિર્માલ્ય લાગે છે. અમેરિકા દર વર્ષે ૬૦ લાખ ટન અને ઇંગ્લાંડ ૧૫ લાખ ટન સલ્ફ્યુરિક ઍસિડ બનાવે છે.

આપણા પ્રાંતમાં મુંબાઈ પાસે અંબરનાથમાં ધરમશી મોરારજી કેમિકલ વર્કસ તથા અમદાવાદ પાસે બારેજડીમાં રાગમે કેમિકલ વર્કસ 'ચેમ્બર'ની રીતે સલ્ફ્યુરિક ઍસિડ બનાવે છે. હમણાં સંસર્ગ રીતથી તાતા કંપની અને મુંબઈ પાસે કલ્યાણ નજીક સોનાવાળા પણ આ ઍસિડ બનાવે છે

સમૃદ્ધ જીવન માણવા ઇચ્છતી પ્રજાનો ઉદ્ધાર ઉદ્યોગોનો વિકાસ સાધ્યા વિના સંભવી શકતો નથી. વિકાસ સાધવાને પુષ્ટિ આપે— બધી પૂરેપૂરી સગવડો આપે, તેવી નીતિની સમજદાર દીર્ઘદર્શી સરકારની મદદ પણ એને હોવી જોઈએ. આપણા દેશની ઔદ્યોગિક ખીલવણી માટે આ વસ્તુ ક્યારે સમજાશે ?

**સ્વ. ઝવેરચંદ મેઘાણી** (અનુસંધાન પાછળ પાન ૯૮-૨)

પ્રતિભામાં ઊઠતાં હતાં. બોટાદના ટેશને ઉપાડો લેનાર એકાખૂ ગુંડાને ફટકારનાર, કાઠિયાવાડના માથાભારે રાજવીઓની અવળચંડાઈની ધગધગતી કલમે ખબર લેનાર, ને ખુદ બહારવટીઆની પણ ઓઠી ધગડીનો સામી છાતીએ પડકાર ઝીલનાર મેઘાણી, અને 'વેવિશાળ' તથા 'તુલસીક્યારો'માં ચીતરાએલાં અજ્ઞાત, જનસામાન્યનાં પાત્રોમાં ઝબૂકી રહેલી માનવતા આલેખનાર મેઘાણીમાં સોરઠી મહત્તાનાં એ પ્રતીકો પ્રતીત થાય છે. એવા મહાન સૌરાષ્ટ્રી બનીને જ એ મહાન ગુજરાતી બન્યા."

'પચ્ચીસ વર્ષ સુધી ખેડાએલી એમની એ મનોભૂમિનો પૂરો ફાલ લેવાયા પહેલાં એ ભૂમિ પર મૃત્યુનો લાવારસ રેલાઈ ગયો છે. ગુજરાતના જનહૃદયમાં રોમાંચકારી સ્પંદનો જગાડનો, વીર, કરુણ, શૃંગાર ને અદ્ભુત રસની મિઠાશવાળો કંઠ એકાએક બંધ થઈ ગયો છે સાહિત્યની દુનિયામાં કોઈની પણ શેહ કે સહાયથી દોરાવાયા વિના સીધા લોકહૃદય પાસે જઈ પોતાનો અણમોલ એકતારો બજાવી ગુજરાતને મંત્રમુગ્ધ કરનાર એ અજબ બજવૈયાનું ગાન વિલાઈ ગયું છે. પણ સાહિત્યના અણમોલ કટોરામાં પોતાના જીવનનો જે કસુંબલ રંગ એ ગુજરાત માટે મૂકી ગયા છે એમાંથી ગુજરાત સતત પ્રેરણા મેળવશે' અને એ રંગથી એની સંસ્કારિતા સોહી રહેશે.

સ્વ. ઝવેરચંદ મેઘાણીની એ પ્રતિભાને અમે વંદન કરીએ છીએ અને એમના આત્માને અખંડ શાંતિ પ્રાર્થીએ છીએ.

(ફુલછાબ, પ્રજાબંધુ, જન્મભૂમિ, ગુ. સમાચાર, પ્રભાતમાંથી સંકલિત)

'એકાદ માઈલ હશે.'

'આપણે અત્યારે જ જશું?'

'હા, ચાલો.'

**અ**મે જંગલમાં પેઠા ત્યારે સૂર્ય નમવા લાગ્યો હતો. સાગ અને વાંસની ઘેરી ઘટા નીચેથી અને ઊંચા ઘાસ તથા ઝાડી વચ્ચેથી રસ્તો કરતા અમે આગળ ચાલ્યા. જંગલમાં જનાવરો જે રસ્તે ચાલે છે ત્યાં તેમની નિયમની અવરજવરથી કેડી પડી જાય છે, એટલે અમને ચાલવામાં મુશ્કેલી ન હતી. હાથીના સગડ પણ હું જોઈ શકતો હતો. જોકે આમ ચાલવામાં પણ જોખમ તો હતું. મરખૂક હાથી જો અચાનક અમારી પડખેથી કે પાછળથી આવી ચડે તો અમને ખબર પણ ન પડે. તમે એમ માનતા હો કે હાથી જેવું તોતિંગ પ્રાણી જંગલમાં ચાલતું હશે ત્યારે ભારે અવાજ થતો હશે, તો તેમાં તમારી ભૂલ છે. જ્યારે હાથી ચૂપકીદીથી ચાલવા માગે છે ત્યારે તે એવી તો નીરવ ચાલે ચાલે છે કે પાછળથી આવીને તમારા ઉપર સૂંઢ નાખે ત્યારે જ તમને ખબર પડે કે પાછળ હાથી આવ્યો છે! તેમાં યે આ તો માનવદ્રોહી મસ્ત હાથી હતો. તેની લુચ્ચાઈ અને બંધાઈથી બહુ ચેતવું જોઈએ. ઊંચા ઝાડીમાંથી અમને તે ભલે જોઈ ન શકે, પરંતુ ગંધથી તે પારખી જાય કે હાથીનો મહાન અને એક માત્ર દુશ્મન કાળા માથાનો માનવી આવી રહ્યો છે તમે પૂછશો, 'એક માત્ર દુશ્મન' કેમ? પણ ત્યારે જંગલમાં હાથીનો દુશ્મન બીજો કોણ છે? દક્ષિણ હિંદુસ્તાનમાં ચેડા તો છે જ નહિ; અને આસામમાં જ્યાં છે ત્યાં તેઓ એકબીજાની આડે કદી આવતા નથી. બંને પ્રાણી વનસ્પત્યાહારી છે અને તેઓ બંનેની વચ્ચે ભાગ્યે જ દુશ્મની થાય એવા વિરોધી હિત તેઓ ધરાવતા નથી. તમને કદાચ થશે કે 'ભલે; પણ વાઘનું શું?' એ સવાલ બરોબર છે. દેશી રજવાડાનાં બે ખાતા પોતપોતાનું વર્ચસ્વ સ્થાપવા માટે લડી મરશે, પરંતુ વાઘ અને હાથી દેશી રજવાડાંના અમલદાર જેવા ટૂંકા વિચારના નથી. વાઘ જાણે છે કે હાથીના પગમાં, દંતૂશળમાં અને સૂંઢમાં કેટલું વિનાશક બળ છે અને હાથી પણ જાણે છે કે વાઘ નખ શિખ કેવો શસ્ત્રસજ્જ છે. હાથી અને વાઘ બંને પોતપોતાનાં ક્ષેત્રમાં જંગલના રાજા જ છે. તેઓ એકબીજાની મર્યાદા પાળે છે ને કદી એકબીજાની આડે ઊતરતા નથી. હા, એકલદોકલ મદનિયું જો છૂટું પડી ગયું કે વાઘનું બચ્ચું/ હાથી પાસે જઈ ચડ્યું તો મામલો મરવા કે મારવા ઉપર આવી જાય છે. પણ આ તો આપણે કથાની કેડી ઉપરથી આડા ઊતરી ગયા.

'આ જુઓ;' રાગૈયાએ મારું ધ્યાન ખેંચ્યું: 'હાથી અહીં ઊભો હતો ને હું સામા પવને એક પછી એક ઝાડની ઓથે ભરાતો ભરાતો તેની નજીક પહોંચી ગયો. પવન તેની બાજુથી મારી બાજુ આવતો હતો, એટલે મારી ગંધ તેને જાય એવી મને બીક ન હતી. મને ખ્યાલ હતો કે મારી દેશી બંદૂકથી તે મરશે નહિ એટલે પહેલાં તો હું તેને લૂલો બનાવીને લાચાર કરી દેવા માગતો હતો. એટલે મેં તેના આગલા પગનું નિશાન લીધું અને ગોળી મારી. ગોળી લાગતાં જ તે ભડક્યો અને ચમકીને ઝાડીમાં ઘુસી ગયો. મને ખટકો રહી ગયો કે સીસાની ગોળીએ ધાર્યું કામ ન આપ્યું. ઝાડીમાં મેં તેને ઊભો રહેતો સાંભળ્યો. હું સમજી ગયો કે તે કંઈ લૂલો થઈને નથી ઊભો રહ્યો, પણ શિકારી પોતાની પૂંઠ પકડશે એમ ધારીને શિકારીને ધૂળ ચાટતો કરી દેવા માટે બંધાઈથી રાહ જોતો જ ઊભો છે. મારે મારા બાપના મોતે નહોતું મરવું, એટલે હું આવ્યો હતો તે રસ્તે પાછો છટકી ગયો.'

હું આ માણસની વિચક્ષણતા જોઈને ખુશ થઈ ગયો. તેણે મને જમીન બતાવીને કહ્યું, 'જુઓ સાહેબ, આ રહ્યું તેનું લોહી. તેનો પગ જખમાયો છે ખરો. પરંતુ તેથી કંઈ તેની ગતિમાં ફેર પડ્યો હોય તેમ નથી લાગતું.'

અમે ત્યાંથી હાથીને પગલે પગલે આગળ ચાલ્યા. જો હાથીનો પગ સખ્ત ઘાયલ થયો હોય તો સંભવ છે કે તે દૂર ન જઈ શક્યો હોય એમ હોય તો અમારે ભારે સાવચેતી રાખવી જોઈએ પરંતુ હાથીના પગની નિશાની જોતાં અમને ખાત્રી થઈ કે તે જોકે આગલે પગે ખોડંગાતો હતો ખરો, પણ ઈજા એવી ગંભીર ન હતી.

પરંતુ સૂર્ય હવે પશ્ચિમમાં ઊતરવા લાગ્યો હતો. ઝાડનાં ઓછાયા લંબાતા જતા હતા અને પક્ષી પણ પોતાની પ્રવૃત્તિ સંકેલી લેવા લાગ્યા હતા. વેંચા, કાગડા, કાબર ને બગલાં ગામને પાદર ઝાડવાંના ઝુંડમાં રાતવાસો કરવા ઊડતાં જતા હતાં અને શિયાળાનો સૂર્ય આથમતા કેટલી વાર? એટલે હવે હાથીનો પીછો પકડવામાં શાણપણ ન હતું જો જંગલમાં જ અંધારું થઈ જાય તો રસ્તો ભયજનક હતો એટલે અમે તરત ગામ ભણી પાછા ફર્યા આદિવાસીઓની વસતિમાં અમે રાતવાસો કર્યો. તેમના સાદા અને ગરીબ ભોજને પણ અમને મોટો સંતોષ આપ્યો. મોટી તકલિફ હતી મચ્છરોના ત્રાસની. ઉતાવળમાં હું નારયીનું તેલ સાથે લેતાં પણ ભૂલી ગયો હતો કે જે મચ્છર સામે રક્ષણ આપી શકે. છેવટે કેરોસીનના તેલનું હાથે, પગે અને ડોક તથા મોં ઉપર મર્દન કરીને હું ઘસઘસાટ ઊંઘી ગયો.

વહેલી સવારે આંબા અને સાગની ઘટામાંથી વનચકલાને મળતી મૂકતા પીળક અને શૌબીગીના ટહુકા અને સંગીતથી હું જાગી ઊઠ્યો અને વેળાસર નિત્યક્રમથી પરવારીને અમે શિકાર માટે રવાના થયા.

**સૂ**ર્યની પહેલી ટશરે શિયાળાના ભૂખરા આકાશની ક્ષિતિજની કોરને જરા રતુમડી બનાવી ત્યારે ઝાકળથી નીતરતી વનશ્રી વચ્ચેથી અમે હાથીના પાછા સગડ લીધા. તરેહતરેહ રંગનાં પતંગિયાં જંગલી ફૂલો ઉપર ઝઝૂમી રહ્યાં હતાં. ઝાડની ઘટામાં બેરખ્ખા લહેકા કરીને અરણ્યને ભીંજવતા ઓલાવતા હતા, અને એક ઠેકાણે રાજનાગ પોતાના જેવડા પણ નિરુપદ્રવી ધામણને ગળી જતો હતો. એ જ અમે ઘેરા જંગલમાંથી આછા જંગલમાં આવ્યા. થોડી વારમાં જ અચાનક રાગૈયાએ મારું કાંડું દાબીને એક ઝાડની ઘટા નીચે મારું ધ્યાન ખેંચ્યું. 'જોઉં છું તો પેલો હાથી ત્યાં ઊભો ઊભો સૂંઢમાં ડાળખી લઈને શરીર ઉપરથી માખીઓને ઉડાડતો હતો. સારું થયું કે તેની પીઠ અમારી તરફ હતી પરંતુ કપાળનું નિશાન લેવા માટે તેની નજીક જવા પહોંચવું તે અઘરું કામ હતો, કારણ કે વચ્ચે ઝાડ છૂટાછવાયા હતા. મેં બધા માણસોને ત્યાં જ અટકાવી દઈ ઝાડના થડની ઓથે સંતાઈ રહેવા જણાવ્યું પછી મારી પૅરૅડૉક્સ રાઈફલ લઈને ચુપકીદીથી આગળ વધ્યો, ને એક પછી એક ઝાડના થડ પાછળ સંતાતો સંતાતો હાથીની નજીક પહોંચી ગયો. ઠીક થયું કે પવન પ્રતિકૂળ હોવાથી અમારી ગંધ તેને ન ગઈ.

આવા ભયંકર માણસમાર જંગલી હાથીની આટલી નજીક ઊભા રહેવામાં પણ કેટલો રોમાંચ છે! તેનું પહાડ જેવું શરીર, તેની આગળીના છૂટાછવાયા વાળ તથા કરચલીએ કરચલી ગણી શકાય એવું ચોકખું દેખાતું હતું. તે વારંવાર પોતાની સૂંઢ હવામાં વીંઝ્યા કરતો હતો અને માથું ડોલાવતો હતો. હું એવી રીતે ઊભો હતો કે તે મને જોઈ ન શકે, પરંતુ તેના કદાવર ચળકતાં દંતૂશળ હું જોઈ શકતો હતો. મેં જોકે ભારે ચુપકીદી જાળવી હતી, પણ મને બહુ બીક હતી કે રખેને તેને મારી ગંધ પહોંચી જાય. મારું હૃદય ધડકતું હતું, પરંતુ મારો હાથ મક્કમ હતો અને છાતી મજબૂત હતી મારે એવું નિશાન લેવું જોઈએ કે જેથી ના દુશ્મનને પ્રતિ આક્રમણ કરવાનો મોકો જ ન

માગે. એટલા વેગે જ તે હતપ્રભ થઈ જશે તેવું લાગ્યું. તે આટલે પાસેથી તે મારા ઉપર હુમલો કરે તો તેના પ્રહારમાંથી બચવું બહુ મુશ્કેલ હતું. એટલા માટે મેં તેના કાનનું નિશાન લીધું કે જેથી તેનું મગજ વીંધાઈ જાય. મેં રાઈફલનો બાર કર્યો !

પણ આ શું ? હાથીના કાનમાં જાણે માખી પેઠી હોય તેમ તેણે માત્ર જોરથી માથું ધુણાવ્યું, ને પછી આગળ, પાછળ કે પડખે જોયા વિના સામેની ગીચ ઝાડીમાં તે અદૃશ્ય થઈ ગયો. આમ કેમ થયું ? મારી યોજનામાં મને બીજો કંઈ જ વિચાર ન આવ્યો અને હું તેની પાછળ દોડ્યો. જ્યાંથી તે ઝાડીમાં પેઠો હતો ત્યાં પહોંચતાં જ મેં શું જોયું ? આગગાડીના પહાડી એન્જિનની જેમ તે મારી ઉપર ધસ્યો આવ્યો. હું હેતબાઈ તો ગયો, પરંતુ વિજળીની ઝડપે હું કૂદકો મારીને બાજુમાં ખસી ગયો; છતાં તેના કાનમાં સપડાએલા વહાણના સઢના કોઈ છૂટી ગયેલ બારેખમ દાગાણનો સપાટો ખાઈને જેમ ખલાસી ઊડી પડે, તેમ એ હાથીની સૂંઢની એક પ્રચંડ ઝાપટ મારા ઉપર આવી. તો ચીંથાઈ કે તેની ઝાપટ ખાઈને હું અધ્ધર હવામાં ઊછળ્યો ! એ આશ્ચર્યજનક અને મજબૂત ફટકાથી મને આંખે તમ્મર આવ્યા અને હું કાંટાની એક ગીચ ઝાડી ઉપર પટકાઈ પડ્યો. મારા હાથમાંની રાઈફલ વછૂટીને છેટે ઊડી પડી.

પણ તેના તેવા આઘાત કે દુઃખથી ભાન ભૂલવું મને અત્યારે ક્યાંથી પોસાય ? કેટલાયે તીક્ષ્ણ કાંટા મારા શરીરમાં ભોંકાઈ ગયા હતા અને સૂંઢના સપાટાની તથા કાંટાની એમ બેવડી વેદનાથી મારો જીવ જતો હતો, છતાં મેં બળપૂર્વક સંયમ કેળવીને ફરી નજર કરી. તો હાથી મારી સામે જ ઊભો હતો... પણ તેની પીઠ મારી સામે હતી!

હવે ? કેવી કફોડી દશામાં હું આવી પડ્યો હતો ! આ કાંટામાંથી નીકળવાનો પ્રયત્ન કરવો એ તો પીઠ ફેરવીને ઊભેલા હાથીને નોતરવા જેવું હતું. ત્યારે બીજો રસ્તો પણ શો હતો ? હાથી પોતાની ફુરસદે પાછો ફરીને પોતાની સૂંઢમાં પકડીને મને ભૂંડે મોતે મારે એ જ ને ? પરંતુ આ કાંટામાંથી હું છૂટો થવા માગું તો પણ થવાય તેમ ન હતું. આવી ભયંકર પરિસ્થિતિમાં થોડી મિનિટો પસાર થઈ ગઈ. પરંતુ એ મિનિટો કલાક જેવડી લાંબી હતી. મને આંખે અંધારાં આવતાં હતાં. પણ એમાં હું એક જ વસ્તુ જોઈ શકતો હતો, અને તે હાથીની કદાવર કાયા. તમે હાથીથી દસ જ પગલાં દૂર જમીન ઉપર પડ્યા હો અને હાથી સામે જુઓ તો ખ્યાલ આવે કે તે કેવા પહાડી શરીરનું પ્રાણી છે અને તમે તેની પાસે કેવા મગતરા જેવા છો.

અચાનક હાથી ફર્યો ને ધરતી પર પડેલી મારી પૅરૅડૉક્સ રાઈફલ ઉપર તેની નજર ગઈ. તેણે સૂંઢની અણી રાઈફલ પાસે લઈ જઈને તેની ગંધ લીધી. લેતાંવેંત તેણે ક્રોધનો ફૂંફાડો માર્યો. એ રાઈફલ માણસની ગંધથી દૂષિત હતી; અને માણસ તો તેનો પરમ દુશ્મન હતો ! તેણે ક્રોધમાં આવીને રાઈફલને લાત મારી. પરંતુ રામૈયાએ તેનો એ જ પગ જખમી કર્યો હતો, એટલે ક્રોધમાં મારેલી લાતે તેના એ જખમને દુખાવ્યો. તેણે જબરો ચીંકારો માર્યો.

હું તો હવે આ મોતની ઘડી—ઘડી નહિ, ક્ષણો જ—ગણતો હતો. મને ખબર નથી કે અમે બે દુશ્મનો એકબીજાની સામે કેટલી વાર ઊભા રહ્યા હોઈશું. મારેથી તો ઊભા રહેવાય તેમ ન હતું, હું તો કાંટામાં પડ્યો હતો. શું, કરપીણ મૃત્યુના સકંજામાં સપડાએલો માણસ સમયના પ્રવાહને માપી શકે છે ? જે ક્ષણો પસાર થતી હતી તેમાં તે મારી ઉપર ધસી આવવાની જ હું રાહ જોતો હતો. તેની સૂંઢમાં ઉચકાવું, પટકાવું, તેના દંતૂશળથી વીંધાવું, તેના ઘૂંટણ નીચે કચડાવું......કેવું કમકમાટીભર્યું મૃત્યુ !

પણ આ શું ? આ ઘોંઘાટ શાનો ? અને આ બંદૂકનો અવાજ ? આ અણધારી, ઈશ્વરી પ્રભુની મદદ ! ખરેખર, મારાં માણસોને ધન્યવાદ આપવો ઘટે. હાથીનું ધ્યાન મારા ઉપરથી ખેંચી લેવા તેમણે એ ઘોંઘાટ મચાવ્યો હતો. અને તરત ધારી અસર થઈ. હાથીનું તોતીંગ શરીર ઘૂમી ગયું અને જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે દિશામાં તેણે ધસારો કર્યો. બસ, મને એટલી જ ઝાંખી યાદ છે. પરંતુ એવામાં મને કોઈએ મૃત્યુની તંદ્રામાંથી ઢંઢોળ્યો. કોણ એ ? પેલો કાળમૂર્તિ હાથી ? ના; એ તો માણસનો હાથ હતો. જે હાથે માણસ કાળામાં કાળું કામ કરી શકે છે એ હાથ પોતાની જિંદગીના જોખમે મહાન ઉમદા કાર્ય પણ કરી શકે છે.

કાંટામાંથી મને મુક્તિ મળી. કાંટાના ઉઝરડા અને જખમમાંથી લોહી નીકળતું હતું અને મારાં કપડાં ફાટી ગયાં હતાં. દુઃખ અને લાગણીથી મારું મગજ ફેરવાઈ ગયું. મારો ઉગારનાર પોતે પણ કાંટાથી જખમાયો હતો અને પોતાની ખેલદિલી અને પરોપકારવૃત્તિની કીમત ચૂકવી હતી. તેણે મારી રાઈફલ પાછી મારા હાથમાં મૂકી. હાથમાં હથિયાર આવતાં મને નવી હિંમત અને નવી જિંદગી મળી. પરંતુ હાથીનો સામનો કરવાની શક્તિ હવે મારામાં ન હતી. મેં તેને સૂચના આપી કે આ રાઈફલ વડે હાથીના હૃદયનું નિશાન લઈને બંદૂકના એક સાથે બે ભડાકા કરી નાખો.

જંગલને કંપાવે એવો ભડાકો થયો, કારમી ચીચિયારી કાને પડી. જાણે પહાડ પરથી મોટી શિલા તૂટી પડી હોય તેવો કડાકો થયો. થોડી જ વારમાં રામૈયાની સૌમ્ય મૂર્તિ મારી સામે આવીને ઊભી. તેના વદન પર બેવડો સંતોષ હતો. તેણે મારી જિંદગી બચાવી હતી ને ભાઈના હત્યારાને હણીને વેરની વસુલાત કરી હતી. પરંતુ એથીયે બીજું ઉમદા કાર્ય તો તેણે એ કર્યું હતું કે ગાંડા હાથીને હણીને તેણે અનેક લાચાર ને ગરીબ જંગલવાસીઓના જીવ બચાવ્યા હતા.

જ્યારે હું સ્વસ્થ થયો ને રામૈયાને ફરી મળ્યો ત્યારે તેના મોં પર વિષાદની છાયા હતી. તે ચિંતાતુર હતો. તેણે મને કહ્યું, 'હાથીને મારવા માટે મારી પાસે પરવાનો નથી. સરકાર મને સજા કરશે.'

મેં પ્રેમથી તેનો હાથ ઝાલીને કહ્યું, 'સરકાર તમારા કૃત્યથી ગુસ્સે નહિ થાય, પણ મગરૂર થશે. આવો વિરલ બાતૃપ્રેમ, આવી જીવના જોખમે પરોપકાર વૃત્તિ, આવી બહાદુરી, આવી હિંમત ને આવી ખેલદિલી જે માણસોમાં હોય તેનાથી તો દેશ ઊજળો છે.'

મારી નિષ્ફળતાનો રંજ ઊડી ગયો. ભલે આવા માતેલા ગાંડા હાથીનો શિકાર કરવાનો યશ મને ન સાંપડ્યો, પરંતુ મને જંગલના અભણ ને અજ્ઞાન 'જંગલી' માણસની 'માણસાઈ'નાં દર્શન થયાં હતાં, અને હું તેથી કૃતાર્થ થયો હતો. રામૈયાનો તો આગ્રહ જ હતો કે હાથીના શિકારનો યશ મારે લેવો. પરંતુ હું એવો નૃશંસ કેમ બની શકું ? એવી લાલચ પણ મને એવો સ્વાર્થી અને અધમ થવા ન ખેંચી શકે. રામૈયાનું માનસ હું સમજતો હતો. તેની માગણી પાછળ અનેકવિધ કારણો હતાં: તે વગર પરવાને હાથી મારવાના દોષમાંથી બચવા માગતો હતો, તેને આવા મહાન શિકારનો યશ મેળવવાનું મિથ્યાભિમાન ન હતું, એવા યશ માટે તે પોતાને ઘણો નાનો માણસ અને અપાત્ર સમજતો હતો. જંગલની સાદાઈમાં રહેતા આ આદિવાસીઓને જિંદગીમાં મહેચ્છા પણ શી હોય ?

તમને ખબર છે ? શિકારનો એક વગર લખ્યો નિયમ છે, કે જ્યારે કોઈ પ્રાણી ઉપર બે શિકારી ઘા કરે છે ત્યારે તે ગમે તેના હાથે મર્યું હોય, પણ તેને પહેલો જખમી કરનાર શિકારી શિકારના મૃતદેહ ઉપર દાવો કરી શકે છે. મેં આ હાથી ઉપર ગોળીબાર કર્યો હતો તે

ખરું, પરંતુ મારી પહેલાં રામૈયાએ તેનો પગ જખમી કર્યો હતો અને છેવટે હાથીને હણ્યો પણ તેણે જ હતો. મેં નિશ્ચય કર્યો કે આ હાથીના શિકારનું સરકારી ઈનામ રામૈયાને જ મળવું જોઈએ અને હાથીના મૃત દેહ ઉપર પણ રામૈયાની જ માલિકી થવી જોઈએ.

જંગલના જોખમનો ને આવા ભયંકર પ્રાણીને મારવામાં રહેલા ભયનો જરા પણ ખ્યાલ કરી શક્યા વિના સરકારી કચેરીમાં બેઠેલા અમલદારે નક્કી કરેલી ઇનામની રકમ તો એટલી મામૂલી હતી કે તે રામૈયાના હાથમાં મૂકતાં મને શરમ લાગી. રામૈયાને હાથીના દંતૂશળ શું કરવા હતા? મેં તેની નાદર રકમ રામૈયાના હાથમાં મૂકી. પરંતુ હજી પણ મારું હૃદય ઉપકારના બોજાથી દબાયેલું હતું. જેણે મારી જિંદગી બચાવી હતી તેને હું શો બદલો આપી શકું? અને જે માણસે નિષ્કામ કર્મ કરતા યોગીની જેમ બદલાનો વિચાર પણ કર્યા વિના આવું ઉમદા કામ કર્યું છે તેને તો હું ભક્તિભાવથી મારા પ્રેમની અંજલિ જ આપી શકું.

આ વાતને વરસ ઉપર વરસ વીતતાં જાય છે, પરંતુ મારા દીવાનખાનામાં ગોઠવેલાં પેલાં બે તોતીંગ દંતૂશળ મને માનવજીવનના આ ઉમદા પ્રસંગની સદૈવ યાદ આપે છે. (સંચિત)

[પ્રકૃતિવિદ્ ને શિકારી કે. ડબલ્યુ. એસ. મીચેલના સ્વાનુભવ પરથી]

# આપણી વનસ્પતિ

માસે માસે એક એક વનસ્પતિનો પરિચય આપતી નવી લેખમાળા

લેખક - પ્રો. જયંતીલાલ દેવશંકર ઓઝા એમ. એસસી.

[૧]

## અશોક

અશોક તો સંસ્કૃત કવિઓનું પ્રિય વૃક્ષ. એનું નામ લેતાં જ કવિ કાલિદાસની પ્રસિદ્ધ પંક્તિઓ યાદ આવી જાય છે.

અશોક વિષે અનેક સામાન્ય માન્યતાઓ અને દંતકથાઓ પ્રચલિત છે. હિંદુઓ તેને પવિત્ર વૃક્ષ તરીકે ગણે છે તેના સુંદર અને સુગંધી ફૂલો મંદિરમાં શણગાર માટે વપરાય છે. અશોક પ્રેમનું પણ પ્રતીક છે અને કામદેવતાને અર્પણ થએલ છે. બુદ્ધ વિષે પ્રચલિત દંતકથાઓમાં જ્યારે માયાને બોધિસત્વનો ગર્ભ રહ્યાની જાણ થાય છે ત્યારે તે અશોક વનમાં જાય છે. અશોક શબ્દનો અર્થ (અ+શોક) શોક રહિત થાય છે. સંસ્કૃત સાહિત્યકારોએ અશોકને શરમાળ વૃક્ષ તરીકે વર્ણવ્યું છે: કોઈ સૌંદર્યવતી લલનાના સ્પર્શમાત્રથી અશોકનાં સુંદર ફૂલો ખીલી ઊઠે છે : पादाघातादशोको विकसति ॥

અશોકનું શાસ્ત્રીય નામ સરાકા ઈન્ડિકા (*Saraca Indica* Linn) છે. ૧૭૬૫માં લીનીઅસ નામે સ્વીડિશ વનસ્પતિશાસ્ત્રીએ આ નામ પાડેલું. અશોક એશિયાનું વતની છે. હિમાલયના મધ્ય અને પૂર્વ ભાગો, કુમાઉં, પૂર્વ બંગાળ અને દક્ષિણ હિંદમાં, ખાસ કરીને ખાસીઆ ટેકરીઓ, ચીતાગોંગ, આરાકાન, તેનાસરીમ, બ્રહ્મદેશનો ઉપરનો ભાગ, મુંબઈનો પશ્ચિમ કિનારો, સીલોન અને મલાયામાં તે કુદરતી ઊગે છે. બીજી જગ્યાઓએ તે રોપવાથી થાય છે.

અશોક વૃક્ષ કદમાં સાધારણ નાનું અને સદાય લીલું હોય છે. તેની શાખાઓ દરેક દિશામાં પ્રસરેલી અને તેના ઉપર પાન એક પછી એક ગોઠવાએલાં હોય છે. દરેક પાન દાંડી રહિત અને સંયુક્ત હોય છે અને તેનાં ઉપર ૪થી ૬ લીસાં, ચળકાટવાળા સાધરણ ઘટ અને વળાકાર કિનારવાળાં પાંદડા જોડકાંમાં હોય છે. કેટલાક કૂમાં, પાતળાં, રાતાં પાન લટકતાં રહે છે.

અશોકનાં ફૂલોનો ઉદ્‌ભવકાળ જાન્યુઆરીથી એપ્રિલ અગર મે માસ. એમાં ફૂલો ઝૂમખાંમાં થાય છે. ફૂલો ખીલતી વખતે ખુલતા નારંગી રંગનાં હોય છે, પણ પાછળથી રતાશ પકડે છે, આથી ફૂલોનાં ઝુમખાંમાં રંગની મનોરમ વિવિધતા નજરે પડે છે. ફૂલો ખીલે છે ત્યારે તો અશોક અત્યંત રમણીય દેખાય છે નારંગી અને રાતા રંગનાં ફૂલોનાં ઝૂમખાં, અને ઘેરાં લીલાં પાનવાળી ઘટ શાખાઓ આસપાસના સૃષ્ટિસૌંદર્યમાં અનેરો વધારો કરે છે.

અશોક શીંગોવાળા વર્ગ અગર શિમ્બી વર્ગની વનસ્પતિ ગણાય છે. તેનું ફળ—શીંગ રાતી અને ૬થી ૧૦ ઇંચ લાંબી હોય છે. તેની અંદર ૪થી ૮ લીસાં ભૂખરા રંગનાં બી હોય છે.

અશોકની છાલનું રાસાયનિક અન્વેષણ હજી પૂરેપૂરું થયું નથી. એબાટના સંશોધન મુજબ તેમાં હીમેટૉક્સિલીન નામનો પદાર્થ રહેલો છે. કુપરને તેમાં સારા પ્રમાણમાં ટૅનિન પદાર્થ મળી આવ્યો હતો. કલકત્તાની સ્કુલ ઑવ ટૉપિકલ મેડિસીનની રાસાયનિક પ્રયોગશાળામાં થએલા સંશોધન અનુસાર તેમાં ટૅનિન અને લોહવાળો કોઈ કાર્બનિક પદાર્થ સારા પ્રમાણમાં છે એમ નક્કી થયું છે.







ઉપર: અશોકનાં પાંદડાં; નીચે તેનાં ફૂલનો ગુચ્છ તથા શીંગ

અશોક ઉપયોગી વૃક્ષ છે. તેનું બહારનું લાકડું રાતું, ભૂરું ને પોચું અને અંદરનું લાકડું કાળું ને કઠણ હોય છે અને તે ઇમારતી લાકડા તરીકે કામમાં આવે છે. ઔષધમાં પણ તેનો ઉપયોગ થાય છે. ગર્ભાશયના અને ખાસ કરીને લોહીવાના રોગમાં અશોકની છાલ દૂધમાં ઉકાળીને આપવામાં આવે છે. એની છાલના ઉકાળા સાથે ચોખ્ખું માખણ મેળવીને અને તેમાં કેટલીક સુગંધી વનસ્પતિ ઉમેરીને બનાવેલું 'અશોક ઘૃત' ઔષધ તરીકે વપરાય છે. આંતર-રક્તપાતના રોગોમાં અશોકની છાલનો બાધક (astringent) તરીકે ઉપયોગ થાય છે. અશોકના ફૂલના ભૂકાને પાણી સાથે મેળવી લોહી પડતા મરડામાં આપવામાં આવે છે.

# ભાવ

નાટ્ય અભિનય વગર સંભવી શકતું નથી; અને અભિનય ભાવ વગર સંભવી શકતો નથી. માટે પ્રથમ આપણે ભાવનું સ્વરૂપ જોઈએ.

શાસ્ત્રમાં ભાવની વ્યાખ્યા એવી કરી છે કે આત્મા અને મનની સંયોગક્રિયા અથવા ચિત્તનો વિકાર તે 'ભાવ'. 'ભાવ'ના ત્રણ પ્રકાર છે: 'સ્થાયી', 'સંચારી' અને 'સાત્ત્વિક'. એમાં પહેલા બે આંતર અથવા મનના ભાવ છે, જ્યારે ત્રીજો શરીરનો ભાવ છે.

પ્રથમ આપણે સ્થાયી અને સાત્ત્વિક ભાવોનું વિવરણ કરીશું.

**સ્થાયી ભાવ:** સ્થાયી ભાવો આઠ છે. (૧) રતિ, (૨) હાસ, (૩) શોક, (૪) ક્રોધ, (૫) ઉત્સાહ, (૬) ભયાનક, (૭) જુગુપ્સા, (૮) વિસ્મય. કેટલાક શાસ્ત્રોમાં નિર્વેદ'ને નવમો ભાવ ગણવામાં આવે છે.

રતિ: પ્રિય વસ્તુની ઈચ્છાથી થયેલ મનોવિકાર કે ભાવ તે રતિ

હાસ: વસ્તુના વિપરીતપણાથી ઉત્પન્ન થતો ભાવ તે હાસ.

શોક: અનિચ્છિત ઘટનાથી થતો ભાવ તે શોક.

ક્રોધ: હર્ષથી વિપરીત, અને તિરસ્કાર વગેરેથી ઉત્પન્ન થતો ભાવ તે ક્રોધ

ઉત્સાહ: તનમનાટથી ઉત્પન્ન થતો ભાવ તે ઉત્સાહ.

ભય: અપરાધ કે વિકૃત સ્વરૂપથી ઉત્પન્ન થતો ભાવ તે ભય.

જુગુપ્સા: અપ્રિય કે કુરૂપ વસ્તુથી ઉત્પન્ન થતો ભાવ તે જુગુપ્સા.

વિસ્મય: ચમત્કારિક કે આશ્ચર્યજનક વસ્તુથી ઉત્પન્ન થતો ભાવ તે વિસ્મય.

**સાત્ત્વિક ભાવ:** શાસ્ત્રમાં મનના ભાવોની જેમ શરીરના અમુક ભાવો પણ ગણાવવામાં આવ્યા છે. મનની જેમ શરીરને પણ અમુક ભાવો હોય છે. સત્ત્વ એટલે શરીર તેથી શરીરના ધર્મોને સાત્ત્વિક ભાવો કહે છે. તેના પણ આઠ પ્રકાર છે (૧) સ્વેદ, (૨) સ્તંભ, (૩) કંપ, (૪) અશ્રુ, (૫) વૈવર્ણ્ય, (૬) રોમાંચ, (૭) વૈસ્વર્ય, (૮) પ્રલય.

સ્વેદ (પરસેવો): શરીરનાં છિદ્રોમાંથી નીકળતું પાણી તે સ્વેદ. ગરમી, શ્રમ, વ્યાયામ, રોગ, પીડા, ભય વગેરે તેનાં ઉદ્દીપનો કે ઉત્પન્ન થવાનાં કારણો છે. હવા ખાવાની કોઈ પણ ક્રિયા—જેમકે પંખો નાખવો, કપડાં કાઢવા વગેરે તેના ચિહ્નો છે.

સ્તંભ: ગતિનો રોધ તે સ્તંભ. હર્ષ, ભય, શોક, વિસ્મય, રોષ વગેરે તેના કારણો છે. સ્તબ્ધતા, નિશ્ચેષ્ટતા વગેરે તેના લક્ષણો છે

કંપ (ધ્રૂજ): શરીરનું કાંપવું કે ધ્રૂજવું તે કંપ. ઠંડી, ભય, હર્ષ, ક્રોધ, રોગ, શ્રમ, વૃદ્ધાવસ્થા વગેરે તેનાં ઉદ્દીપનો છે.

અશ્રુ (આંસુ): આંખમાંથી નીકળતું પાણી તે અશ્રુ. દુઃખ-શોક, હર્ષ-આનંદ, ઇર્ષ્યા, રોષ, ધુમાડો, આંજણ વગેરેથી તે ઉદ્ભવે છે. આંખો ચોળવી કે લૂછવી વગેરે તેનાં લક્ષણો છે.

વૈવર્ણ્ય: શરીરના સ્વાભાવિક વર્ણમાં થતો ફેરફાર તે વૈવર્ણ્ય. ક્રોધ, ભય, રોગ, શ્રમ, તાપ, ભૂખ વગેરે કારણોથી તે ઉદ્ભવે છે. જેમકે અતિ ક્રોધથી મુખનો વર્ણ લાલ થઈ જાય છે, ભયથી માણસ ફિક્કો પડી જાય છે, રોગથી માણસ પીળો પડી જાય છે વગેરે.

રોમાંચ: શરીરનાં રૂંવાડાં ઊભાં થઈ જવા તે રોમાંચ. ભય, પ્રેમ, હર્ષ, સ્પર્શ, શીત વગેરે તેનાં કારણો છે.

વૈસ્વર્ય: સ્વરભંગ કે બેસૂરાપણું અથવા સ્વાભાવિક સાદનું બદલાવું તે વૈસ્વર્ય. હર્ષ, શોક, ભય, ક્રોધ, રોગ વગેરેથી તે ઉદ્ભવે છે. ગદગદપણું, વાણીની અસ્પષ્ટતા વગેરે તેનાં લક્ષણો છે.

પ્રલય: ચેષ્ટાનો નિરોધ કે શરીરની નિષ્ક્રિયતા તે પ્રલય. મૂર્છા, નિદ્રા, શ્રમ, મદ્યપાન વગેરેથી તે ઉદ્ભવે છે. નિશ્ચેષ્ટતા, જડતા, પડી જવું વગેરે તેનાં ચિહ્નો છે.

આ ઉપરાંત જૃંભા(બગાસું)ને નવમો ભાવ ગણવામાં આવે છે

(ચાલુ)

યોગેન્દ્ર પ્રિયદર્શી.



**કસોટી** ઉકેલી ન શકો તો ઉત્તરો આ નીચે ઊંધા છાપ્યા છે

(૧) રામલાલ શેઠ ઓગણીસમી સદીમાં જન્મ્યા છે. એમને ૧૯૪૪માં અચાનક માલુમ પડ્યું કે તે સાલમાં પોતાની ઉંમર પોતાની જન્મસાલના આંકડાઓના સરવાળા કરતાં બમણી થઈ ગઈ છે અને વળી એ જ વર્ષમાં પોતાના પુત્રની ઉંમર પુત્રની જન્મસાલના આંકના સરવાળા જેટલી જ બરાબર થઈ છે; તો શેઠની જન્મસાલ કેટલી હશે અને તેમને કેટલામે વર્ષે પુત્રનો જન્મ થયો હશે

(૨) નીચેના શબ્દોમાં ખાલી જગ્યાએ યોગ્ય અક્ષરો મૂકી ગુજરાત-કાઠિયાવાડનાં ગામ બનાવી શકશો? રા—ન—પુ; ઉ—ર—ઠા; ખં — — યા; આ—ર—બા; —કા—ર; —ડ—ગ—; —ગ—આ—મ

(૩) એ તો જાણીતું છે કે યુરોપથી અમેરિકા જતા કે અમેરિકાથી યુરોપ આવતા, એમાંથી એક વખત, આટલાંટિક મહાસાગર વિમાનમાં ઓળંગતો આકરો લાગે છે. કયે વખતે એ બને છે

(૪) હિંદુ, મુસ્લિમ, શીખ, પારસી, બૌદ્ધ અને ખ્રિસ્તીઓનાં ધર્મપુસ્તકોનાં નામ તમે તરત યાદ કરી શકશો?

(૫) એવું કયું ફળ છે જેને રંગ હોવા છતાં રંગ વગરનું કહેવામાં આવે છે?

કસોટીના ઉત્તરો: (૧) ૧૮૯૬ અને ૩૦મે વર્ષે, (૨) રાધનપુર, ઉમરગાંઠા, ખંભાળિયા, આતરસુંબા, વાંકાનેર, વડનગર, આગલોડ-આસામ્. (૩) યુરોપથી અમેરિકા જતાં; કેમકે એ દિશામાં હવામાન હમેશાં વિપરીત હોય છે; (૪) ગીતા, કુરાન, ગ્રંથસાહેબ, ઝંદ અવસ્તા, ધમ્મપદ, બાઈબલ. (૫) નારંગી.



# ચાબુકડી

હું ન થવા ચહું સોનું, રૂપું, હીરા, મોતી, ઝવેર;
એ સુરૂપ, ગૌરવશાળીનું મને નહીં કંઇ ઝેર.
હું બનવા ચહું લોહ જ સાચું,
હે પરમાયસચુંબક! તુજથી ખેંચાઉં હું ઘેર!—પ્રજારામ રાવળ

## અસફઅલી : અમેરિકામાં પહેલા હિંદી એલચી

હિંદના પ્રથમ પ્રતિનિધિ તરીકે અમેરિકા ગએલા શ્રી અસફઅલી માત્ર રાજનીતિજ્ઞ જ નથી, પરંતુ કવિ, ભાષાશાસ્ત્રી, પત્રકાર ને તત્ત્વજ્ઞ પણ છે. જીવનની અનેક તડકીછાંયડીઓ અનુભવનાર શ્રી અસફઅલી મુઘલદરબારમાં વિરાજતા દિલ્હીના એક ખાનદાન અને શ્રીમંત કુટુંબમાંથી ઊતરી આવેલા છે. માત્ર દોઢ જ વર્ષની નાની વયે માતા-પિતા બંનેના અવસાનથી એમને અનાથ દશામાં મુકાવું પડેલુ.

દિલ્હીની સેન્ટ સ્ટીવન્સ કૉલેજમાં તે રેવ. સી. એફ. ઍન્ડ્રુઝ તથા પ્રિન્સિપાલ રુદ્રની અસર નીચે આવ્યા અને એમના જીવનના ઘડતરમા એ બે જણાનો મહત્ત્વનો હિસ્સો રહ્યો. કૉલેજમાં એમણે ગ્રીક, લૅટિન, ફારસી, અરબી અને ફ્રેન્ચ એમ વિવિધ ભાષાઓ લીધેલી અને આજે પણ ફિલસૂફી, વિજ્ઞાન, ખગોળશાસ્ત્ર અને જીવશાસ્ત્રમાં એમણે ખાસ રસ જાળવી રાખ્યો છે.

સોળ વરસની વયે એ ઇંગ્લંડના બુદ્ધિવાદી સંઘ (રૅશનૅલિસ્ટ' એસોસીએશન)ના સભ્ય થયા હતા. બૅરિસ્ટર થવા માટે ઇંગ્લંડ ગએલા ત્યારે ત્યાંના અનેક કવિઓની મુલાકાતો લેતા અને ત્યારનાં અંગ્રેજી સામાયિકોમાં એમનાં કાવ્યો પ્રસિદ્ધ પણ થએલાં. કાવ્ય, સાહિત્ય અને દર્શનશાસ્ત્રમાં રહેલા રસને કારણે જ એમણે બાકીના યુરોપનો પણ પ્રવાસ કર્યો.

તરુણ રાષ્ટ્રવાદી અસફઅલીને નાનપણથી જ દેશસેવાની લગની લાગેલી. ૧૯૧૬માં સ્વ શ્રીમતી ઍની બેસંટે સ્થાપેલી હોમરૂલ લીગમાં જોડાયા. એ સાથે પત્રકારત્વમાં યે સક્રિય રસ લેવા માંડયો અને 'બૉમ્બે ક્રૉનિકલ' 'ઇન્ડીપેન્ડેન્ટ' 'ફૉર્વર્ડ' વગેરે એ સમયનાં જ્વલંત રાષ્ટ્રવાદી પત્રો સાથે સંબંધ બાંધ્યો. ૧૯૧૮થી એમણે રાષ્ટ્રીય જાગૃતિ આણવા જાહેર ભાષણો આપવા માંડયાં અને એ જ વર્ષે કૉંગ્રેસમાં જોડાયા. રાષ્ટ્રીયતાની એમની ઉગ્ર હિમાયતને કારણે સરકારની ખફા મરજી એમના પર ઊતરી, પરંતુ મુકદ્દમામાં એ નિર્દોષ ઠરી છૂટી ગયા.



૧૯૧૯માં એમણે ખિલાફત આંદોલનોમાં તથા અમૃતસરની કત્લેઆમ વિરોધી ઝુંબેશમાં ઝંપલાવ્યું અને બધા જ ધર્મોના યુવાનોનું એક સ્વયંસેવકદળ ઊભું કર્યું. એ અરસામાં જ એમણે 'રચનાત્મક અસહકાર' (Constructive Non-Co operation) એ પુસ્તિકા લખી, જેણે અસહકારના પ્રણેતા ગાંધીજીનું લક્ષ ખેંચ્યું. ત્યારથી આજ ૨૯ વર્ષ થયાં અસફઅલી ગાંધીજીના સહકારી ને મિત્ર બની રહ્યા છે.

ગાંધીજીએ બ્રિટિશરાજવિરોધી આંદોલન ઉપાડ્યું અને પં૰ મોતીલાલજી, દેશબંધુ દાસ, લાલા લજપતરાય વગેરેની ધરપકડ થઈ ત્યારે અસફઅલી પણ એમાંથી મુક્ત નહોતા રહ્યા. અને એ વખતની જેલો એટલે



### માસમાસનાં પંખી
### ૧૫-પોપટ

જેને પ્રાચીનકાળથી આપણે ત્યાં ઘેરઘરમાં પાળવાના પક્ષી તરીકે અગ્ર ગણાએલા પોપટને તો નાનું બાળક ઓળખી કાઢે. છતાં આ પંખીની આપણા દેશમાં ત્રણ જુદીજુદી જાત થાય છે એ બહુ ઓછા જાણે છે. ઉત્તર ગુજરાતમાં જેનાં ટોળેટોળાં આ ઋતુમાં નજરે પડે છે, ને જે હિંદભરમાં સર્વ સ્થળે જોવા મળે છે તે 'સુડા'. કદમાં ૧૬-૧૭ ઇંચ, રંગ આછો લીલો; નરની ડોકે કાળો કાંઠલો; એની અડોઅડ ગુલાબી રંગનો પટ્ટો. ચાંચ કેસુડાના ફૂલ જેવા રંગની વાંકી. બોલતાં શીખવામાં એ સ્મતિયાળ હોવાથી બહુ આદરપાત્ર થતો નથી.

હિંદી પોપટોમાં કદમાં સૌથી મોટી તે બીજી જાત રાજપીપળાનાં જંગલોમાં થાય છે. કદે એ ૨૯ આંગળ ને રંગે ઘેરા લીલા. પૂંછડીમાં આછા લીલા તથા પીળા રંગનાં પીછાં. એની ખાસ નિશાની તે ખભા પરનું લાલ ધાબું તથા ગળા પર લાલ કાંઠલો. ચાંચ ઘેરી લાલ. શરીરે ગૌરવવાળો હોઈ પાળવા માટે એ યોગ્ય મનાય છે, જોકે અનુભવીઓ એની શીખવાની શક્તિ વિષે શંકા દેખાડે છે.

પણ કંઠની ભિંડાશમાં રૂપાળા બંનેને આંટે એવી ત્રીજી જાત તો સૌથી નાની થાય છે, જે આપણે ત્યાં બહુ ઓછી દેખાય છે. કદમાં ચૌદ ઇંચ લીલા રંગના દેહમાં પેટનો ભાગ આછો-પીળાશ પડતો. નરનું માથું આછી આસમાની છાયાવાળા લાલ રંગનું. ખભા પર લાલ ધાબું. ગળા પર કાળા તથા લીલા રંગનો પટો. મોટે ભાગે ગીચ જંગલનો રહેવાસી.

પોપટ એ ગાયક પંખી નથી. દેખાવે પણ બહુ રૂપાળું નહિ. છતાં એની આટલી વ્યાપક લોકપ્રિયતા છે તે એની અનુકરણશક્તિને લીધે. માનુષ્યના જેવી વાચામાં, સાંભળેલું બોલવાની, શીખવેલું શીખવાની, શીખેલું યાદ રાખવાની અને કોઇવાર સ્વયંસ્ફુરિત વાક્યો પણ સમયાનુકૂળ કહી દેવાની શક્તિ તો એકલા પોપટમાં જ છે. (સંપાદિત)

તો ચાંચડ, માકણ ને મચ્છરના ઘર સમી કેવળ ગંદી ખોલીઓ. આવી જેલમાં શ્રી આસફઅલીએ કાવ્ય તથા સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરતાં ૧૮ મહીના ગાળ્યા. એમનો રામાયણ, મહાભારત તથા અન્ય હિંદુ ધર્મશાસ્ત્રો ને પુરાણોનો અભ્યાસ અતિ ઊંડો છે ને કોઇ મુસ્લિમ માટે તો વિરલ કહી શકાય તેમ સંસ્કૃતમાં એમણે હિંદુ ધાર્મિક અને પૌરાણિક વિષયો પર લેખો પણ લખેલા છે.

ઈ. ૧૯૨૮ માં એ જેલમાંથી છૂટ્યા તેવાજ પંડિત મોતિલાલ નેહરુએ એમને પોતાની પાંખમાં લીધા. અને એ સ્વરાજિસ્ટ પક્ષમાં જોડાયા. પરંતુ ૧૯૩૦-૩૨ની સવિનયભંગની લડત સાથે સ્વરાજપક્ષનો અંત આવ્યો. કારણકે ધારાસભામાંના ત્રણ વર્ષના અખતરા પછી કૉંગ્રેસે ધારાસભાપ્રવેશ પડતો મૂકવાનો નિર્ણય કર્યો ઈ. ૧૯૨૯ના ડીસેમ્બરમાં પંડિત જવાહરલાલ નેહરુના પ્રમુખપદ નીચે હિંદે સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનો નિર્ણય કરી લીધો અને એ માટે કારાવાસનો પુરસ્કાર કરવાને સઘળા ધારાસભ્યો ૧૯૩૦ના પ્રારંભમાં ધારાસભામાંથી રાજીનામા આપી ચૂક્યા એ લડતમાં મળેલા કારાવાસ દરમિયાન શ્રી આસફઅલીએ સ્વરાજ પક્ષને પુનર્જીવિત કરવાની યોજના ઘડી કાઢી, જેનું પાછળથી કૉંગ્રેસ ધારાસભાપક્ષ એવું જુદું નામકરણ થયેલું. જુદી જુદી ચળવળોમાં પાંચેક વાર જેલ જઈ આવ્યા છતાં શ્રી આસફઅલી મુખ્યત્વે બંધારણવાદી છે એ લક્ષમાં લેવા જેવું છે.

૧૯૩૩માં જ્યારે સવિનય ભંગની લડત કચડી નાખવામા આવી હતી અને દેશ એક પ્રકારની નિરાશા અનુભવી રહ્યો હતો ત્યારે શ્રી આસફઅલી, ડૉ. અનસારી અને શ્રી સત્યમૂર્તિ આગળ આવ્યા. શ્રી આસફઅલીએ ગાંધીજી પર ઐતિહાસિક પત્ર લખી સવિનયભંગની લડત પાછી ખેંચી લેવાની તથા કૉંગ્રેસવાદીઓને ધારાસભાની બેઠકો કબજે કરવા છૂટ આપવાની વિનતિ કરી સ્વ. સત્યમૂર્તિ, સ્વ. ભૂલાભાઇ ને શ્રી આસફઅલી ત્રણેએ મળી કૉંગ્રેસ-ધારાસભાપક્ષની રચના કરી. આ પક્ષના મંત્રી તથા ઉપનેતા તરીકે શ્રી આસફઅલીની કારકીર્દી તેઓ વચગાળાની સરકારમા ચૂંટાયા ત્યા સુધી સતત રહેલી.

ઈ. ૧૯૨૧, ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૦ અને ૧૯૪૨ એમ પાંચે વાર શ્રી આસફઅલી જેલના મહેમાન બની ચૂક્યા છે. તેમા યે છેલ્લી વારના ત્રણેક વર્ષના લાંબા કારાવાસ પછી અહમદનગર જેલમાંથી તદ્દન હાડપિંજર જેવા બનીને જ એ બહાર નીકળેલા. એમને ઊંચકીને જ એક ઠેકાણેથી બીજે ઠેકાણે બેસાડવા પડતા. આવી માંદગીમાંથી એ સાજા થયા એ પણ એક ચમત્કાર જ છે.

મૌલાના અબુલ કલામ આઝાદના છ વર્ષ પર્યંતના રાષ્ટ્રપતિપદ પાછળ શ્રી આસફઅલી જબરા પીઠબળરૂપે રહ્યા હતા. રાજકારણના ક્ષેત્રમાં આ બંને જેવા પરમ મિત્રો બહુ ઓછા હશે. બે જુદાજુદા દેહમાં જાણે એક જ આત્મા વસતો હોય એવી એમની મૈત્રી છે.

ધારાસભામાંની ૧૨ વર્ષની કારકીર્દિ ઉપરાંત વચગાળાની સરકારમાંની કામગીરીએ પણ શ્રી આસફઅલીને એક ચુનંદા રાજનીતિજ્ઞ અને તંત્રસંચાલક સિદ્ધ કર્યા છે નવાઇની વાત છે કે એમનાં પત્ની શ્રી અરુણા આસફઅલી સમાજવાદનાં ઉગ્ર અને ક્રમ હિમાયતી છે, જ્યારે શ્રી આસફઅલી સમાજવાદ સ્થાપવા પહેલાં દેશના અર્થકારણને સદ્ધર પાયા પર મૂકવાના હિમાયતી છે. હડતાળો એ અરુણાનો ખોરાક છે, તો આસફઅલી હડતાળોને મૂળમાંથી ધિક્કારે છે. ગયે વરસે મદ્રાસની રેલવે હડતાળ વખતે તો એમણે 'સખ્ત હાથે' કામ લીધેલું

હિંદનું તંત્ર હિંદીઓના હાથમાં આવે તો પાંચ જ વરસમાં તેની આજની સુરત બદલાઈ જાય તેમ એ શ્રદ્ધાપૂર્વક માને છે. સંપૂર્ણ સ્વતંત્રતા અને સમાનતાની ભૂમિકાએ હિંદ સાથે યુનાઇટેડ સ્ટેટ્સનો મૈત્રીસંબંધ બાંધવા એ અમેરિકા ગયા છે.

અમેરિકામાંના પોતના મુકામ દરમિયાન નીચેનાં બે પુસ્તકો બહાર પાડવાનો એમનો ઇરાદો છે: (૧) 'My Diary' જેમાં હિંદનું રાજકારણ અને એ ક્ષેત્રમાંની વ્યક્તિઓની ચર્ચા મુખ્ય હશે; (૨) બે ખંડમાં આત્મકથા. પહેલો ખંડ ૧૯૨૦ સુધી અને બીજો એ પછીનો. (ભારતી)

—દીવાન ચમનલાલ

## નીલમ : એક અનુપમ ઝવેરાત

ઝવેરાતમાં હીરા, મોતી, માણેક, નીલમ (પાનાં) અને શનિ એ મુખ્ય કીમતી ચીજો ગણાય છે. આજે હીરા ને મોતી સર્વસાધારણ થઈ ગયાં છે. સાધારણ માણસથી માંડીને તવંગર લોકો પોતપોતાની શક્તિ પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. જ્યારે શનિનું નંગ હિંદુસ્તાનમાં તો ખાસ કરીને ગ્રહપૂજન માટે વપરાય છે. માણેકનો ઉપયોગ પણ આપણામાં વિશેષ પ્રમાણમાં નથી; પણ માણેક અને શનિ યુરોપ અને અમેરિકામાં પુષ્કળ પ્રમાણમાં નિકાસ થાય છે

પણ નીલમ અથવા પાનાં એ હિંદુસ્તાનનાં રાજરજવાડાંઓ અને ધનિકવર્ગનું એક આકર્ષક ઝવેરાત છે. ખાસ કરીને હીરાના દાગીનાઓ પાનાંનાં નંગોથી વધારે સુશોભિત બની આંખને મનોરમ્ય લાગે છે. ઊંચા ભાવની પાનાંની માળાઓ (૧૦૦ થી ૧૦૦૦ રૂપિયે રતીના ભાવ સુધીની) શેઠ-શાહુકારો અને રજવાડાઓમાં અત્યારે એક ફેશનેબલ ચીજ તરીકે વપરાવી શરૂ થઈ છે.

દુનિયામાં પાનાંની મુખ્ય ત્રણ ખાણો છે. તેમાં દક્ષિણ અમેરિકામાં કોલંબિયન પ્રદેશમાં મુઝોની ખાણો સર્વથી એક મનાય છે. બીજી ખાણો રશિયાના યુરલ પર્વતમાં છે પરંતુ તેમાંનો સારો માલ રશિયન સરકારનું જ વેપારીખાતું પોતે [illegible] યુરોપ—અમેરિકાની બજારોમાં વેચે છે. દક્ષિણ આફ્રિકામાં છેલ્લા વર્ષોથી થોડો થોડો માલ નીકળે છે, પણ તે પ્રમાણમાં બહુ હલકો હોવાથી થોડા વર્ષોમાં તેનાં રંગરૂપ ફરી જવાને લીધે વાપરનારા વર્ગમાં તે બહુ આકર્ષણ જમાવી શક્યો નથી. હમણાં મેવાડમાં પણ એક નાની ખાણ નીકળી છે, પણ તેનું ઉત્પાદનપ્રમાણ બહુ ઓછું છે ને તેની જાત ધનિકવર્ગનું આકર્ષણ જમાવી શકે તેટલી સુંદર નીકળી નથી. જ્યારે મુઝોની ખાણ તો દુનિયામાં સારામાં સારી જાતના પથ્થરની છે, જેમાંથી હજારો રૂપિયે રતીના ભાવનાં નંગ તૈયાર થઈ શકે છે. એવી જાતનો ઊંચો માલ બીજી ખાણોમાંથી બનતો નથી

આખી દુનિયામાં નીલમ કાપવા માટેના સૌથી વધારે અનુભવી કારીગરો અને સૌથી વધારે વેપારીઓ ધરાવતું ખાસ મથક જયપુર જ છે દુનિયાની પેદાશનો આશરે ૮૦ ટકા માલ જયપુરમાં ઘસાઇને દુનિયાની બજારોમાં ફરતો હશે. અમેરિકા કે ઇંગ્લંડના વેપારીઓ પણ પાનાંની ખરડ ખરીદે તો વેચવા કે બનાવવા માટે તો જયપુર જ મોકલે છે. જયપુરમાં આ ધંધો પેઢીઓથી ચાલે છે અને ત્યાંના કારીગરો એ બનાવવામાં ઘણા કુશળ પણ છે.

મુઝો માઈન્સનો માલ ઘણા વખતનો ભેગો થઇને આ સૈકામાં એકાદ વખત આવી શકે છે છેલ્લો એ ૧૯૧૯માં આવેલો ને તે પહેલાં ૧૯મી સદીનાં છેલ્લાં વર્ષોમાં આવેલો. એટલે હવે લગભગ પા સૈકા પછી આ માલ હિંદુસ્તાનમા થોડા દિવસોમાં આવી પહોંચશે ફરી પાછો કેટલાં વર્ષે નવો મળી શકશે એ કહેવું મુશ્કેલ છે. પહેલાં તો એ માલ અમેરિકન વેપારીઓ ખરીદ કરીને લંડનના વેપારીઓને વેચતા, લંડનના વેપારીઓ મુંબઇના વેપારીઓને, ને મુંબઇના વેપારીઓ જયપુરના વેપારીઓને વેચતા. એને બદલે જયપુરના જ વેપારીઓ મુઝો માઈન્સનો માલ જેમને મળી શક્યો છે, તેમની

સાથે સીધો સંપર્ક સાધી, એમનું આખરી ખરીદી-ખત લંડનમાં નક્કી કરી શક્યા છે, એ એક પ્રતિષ્ઠાપાત્ર વાત ગણાય. એનું કટિંગ, શેપિંગ વગેરે કાર્યો ખંભાતના થોડા કારીગરો બાદ કરતાં ખાસ કરીને જયપુરના જ કારીગરો કરે છે. અને આ વેપાર પ્રત્યે જયપુર ઉપરાંત મુંબાઈ, ખંભાત, દિલ્હી ને કલકત્તાના વેપારીઓ પણ સારો રસ ધરાવે છે. —'ઝવેરી' (ગુજરાત સમાચાર)

## દામોદર નદીની ખીણની જંગી યોજના

કલકત્તાની વાયવ્યે બિહાર અને બંગાળામાં આવેલી દામોદર નદી વર્ષોવર્ષ ચોમાસામાં ઉભરાઇને પોતાનાં પૂરથી આજુબાજુના વિસ્તારોમાં ભયંકર કેર વર્તાવી મૂકે છે અને ત્યાંની સરકારોને એ સદા ચિંતાનો વિષય છે. અમેરિકાની ટેનેસી નામની નદી પણ એ જ પ્રકારનો વિનાશ વર્તાવતી હતી. તેને કાબૂમાં લેવા માટે સમર્થ ઈજનેરોની મદદથી અમેરિકાની સરકારે એક ગજાવર યોજના ઘડીને તેના ઉપર અમુક અમુક ચાવીનાં સ્થળોએ એવા બંધો બાંધ્યા કે જે વડે તેનું પાણી જંગી તળાવો જેવા વિરાટ જલાગારોમાં સંઘરાઇને તેનો ઉપયોગ આજુબાજુના પ્રદેશને જરૂર પ્રમાણે પાણી પૂરું પાડી મનમાન્યો પાક ઉગાડવામાં તથા વીજળિક બળ ઉત્પન્ન કરી વિશાળ વિસ્તારોનાં નગરોને પ્રકાશ અને પાવર આપવામાં થઈ શકે. કરોડોને ખર્ચે અમેરિકાની સરકારે એ યોજના પાર ઉતારીને ટેનેસી નદીની ખીણને આજે સમૃદ્ધિથી જે છલકાવી દીધી છે તેને કારણે એ યોજના આજે જગવિખ્યાત બની છે અને તેનું નામ T.V.A. (ટેનેસી વૅલી ઑથૉરિટી) જગતની જીભે રમે છે.

દામોદર નદીને પણ ટી.વી.એ.ની યોજના અનુસાર ઈજનેરી કારીગરી દ્વારા અંકુશમાં લઇને તે પ્રદેશને વર્ષોવર્ષની જળપ્રલયની આફતોમાંથી ઉગારવા તથા સમૃદ્ધ કરવા માટે હિંદી સરકારે પંચાવન કરોડ રૂપિયાની એક જંગી યોજના ઘડી છે. એનું નામ દામોદર વૅલી કૉર્પોરેશન—ડી.વી.સી. એ દ્વારા દામોદર તથા તેની શાખા નદીઓ ઉપર સાત બંધ બાંધવામાં આવશે જેમાંના ત્રણ ઘણા મોટા થશે.

પહેલો બંધ દામોદર ને બરકરના સંગમથી આશરે સાત માઈલ ઉપર માઇથોન નજીક બાંધવામાં આવશે. બરકર નદી પરનો એ બંધ ર¾ માઈલ લાંબો હશે. નદીથી એની ઉંચાઈ ૧૬૦ ફીટ થશે. ત્યાં બંધાનારા વીજળિક પાવર હાઉસ (હાઇડ્રોઇલેક્ટ્રિક પ્લાન્ટ)નું બળ ત્રણ લાખ કીલોવૉટ હશે ને તેનો જલાગાર (રિઝર્વોયર) પંદર માઈલ લાંબો ને સાત માઇલ પહોળો હશે.

બીજો બંધ દામોદર નદી પર, રામગઢથી જમીન માર્ગે ૩૦ માઈલ દૂર આવેલા 'આઈયર' આગળ બાંધવામાં આવશે. એ ૪¾ માઈલ લાંબો હશે અને એની વધારેમાં વધારે ઊંચાઈ ૨૨૦ ફીટ હશે. એના રિઝર્વોયરનો વિસ્તાર આગળ જણાવેલા જલાગાર જેટલો જ લગભગ હશે, પણ ઊંડાણ વધારે રાખવામાં આવશે.

ત્રીજો બંધ દામોદર નદીમાં જ, બરકર નદી સાથેના સંગમથી ચાર માઇલ ઉપર બાંધવામાં આવશે. એ પાંચ માઇલ લાંબો અને ૧૦૦ ફીટ ઉંચો હશે. તેનાથી રચાતો જલાગાર નદીમાં ૨૪ માઈલ સુધી લંબાશે અને એની વધારેમાં વધારે પહોળાઇ દસ માઇલ હશે.

આ યોજનાથી લગભગ ૮॥ હજાર ચોરસ માઇલના વિસ્તારને સમૃદ્ધ કરી શકાશે ને કુલ ૫૦ લાખ જેટલી ગ્રામપ્રજાને ખેતીવાડીનું પાણી તથા નજીકનાં શહેરોની ૨૦ લાખ જેટલી વસતિને વીજળિક બળ મળશે. એ વિસ્તારમાં ઘણી ખનિજસમૃદ્ધિ છે અને તેમાં ખૂબ જ અગત્યની કોલસાની ખાણો આવેલી છે. બીજાં ખનિજોમાં 'ફાયર કલે', ચિનાઇ વાસણો માટેની માટી, અબરખ, ચૂનો, સીસું, રૂપું ને સુરમાનો સમાવેશ થાય છે. અઢળક વિદ્યુતશક્તિ વડે આ કુદરતી સમૃદ્ધિઓના ઉદ્યોગોની ખીલવણી કરી શકાશે. ઉપરાંત, આ યોજનાથી વહાણવટાને પણ ઘણી સરળતા થશે. એથી હુગલી નદીથી રાણીગંજ સુધીનો વહાણવ્યવહાર શક્ય બનશે ને હુગલી નદી તથા કલકત્તાના બારાની પણ સ્થિતિ સુધરી જશે

આ યોજના અંગેનું કામ હિંદી સરકારના સેન્ટ્રલ ટેકનિકલ પાવર બોર્ડના હવાલામાં છે અને હિંદી લશ્કરની ઈજનેરી ટુકડીઓએ બંધને લગતી પ્રાથમિક તપાસ તથા માપણીમાં મદદ કરી છે. પહેલા બંધનું કામ લગભગ આ વરસની અધવચમાં શરૂ કરી શકાશે.



છેક મુખ્ય હિંદમાં છોટા-નાગપુરના ઉત્તર ભાગમાં-થી નીકળી કલકત્તાથી થોડે દૂર ડાયમંડ હાર્બર આગળ બંગાળના ઉપસાગરને મળતી દામોદર નદીના વિશાળ વિસ્તારનો પટપ્રદેશ

## એક નવું યંત્ર

ડૉ. રોનાલ્ડ ઍન્ડ્રુઝ નામના વૈજ્ઞાનિકે ગાઢ અંધકારમાં ધસ્યે આવતી મોટર પાંચ માઇલ છેટે હોય તો પણ તેનું સૂચન કરી શકે એવા એક યંત્રની શોધ કરી છે એ યંત્રનું નામ છે સુપર કંડક્ટિંગ બોલોમીટર—આ યંત્ર મૂળ તો અતિશીઘ્ર ઉષ્ણતાસૂચક છે. પછી તે ગરમી માણસના શરીરમાંથી આવતી હોય કે કોઇ યંત્રમાંથી. આ યંત્ર તો ગમે ત્યાંથી આવતી ગરમીનું તેના ઓછાવધતા પ્રમાણમાં પોતાના કાચ ઉપર સૂચન કર્યે જ જાય છે.

એની યાંત્રિક રચના આપણે ટૂંકમાં જોઇએ. એનું મુખ્ય અંગ તો યાંત્રિક રીતે દોલાયમાન રહેતો એક કાચ છે. માનો કે કોઈ પદાર્થમાંથી આસપાસમાં ગરમી પ્રસરે છે (રૅડીએટ થાય છે); તો તે ગરમીનાં કિરણો યંત્રમાં ગોઠવેલા એક અંતર્ગોળ કાચ (કૉન્કેવ મિરર) પર ઝીલાય છે, અને તે કાચ પરથી પરાવર્તિત થઇને ઉપર કહેલા દોલાયમાન કાચ પર ને કિરણો પડે છે. આ બીજા કાચ પરથી પરાવર્ત પામીને તે કિરણો વળી મિશ્ર ધાતુમાંથી તૈયાર કરેલી એક પટ્ટી પર-પડે છે. આ મિશ્ર ધાતુ કોલંબિયમ નામની ધાતુ સાથે નાઇટ્રોજન ગૅસને સંયોજીત કરી તૈયાર કરેલી હોય છે. આ પટ્ટીમાં એવો ગુણ છે કે તે પર પડતાં ગરમીનાં બધાં કિરણો યોગ્ય સ્વરૂપે વીજળીનાં આંદોલનોમાં ફેરવાઈ જાય છે તેને પછી કૅથોડ-રે-ટ્યૂબમાં ઝીલવામાં આવે છે. એટલે છેવટે ફ્લોરેસન્ટ

પરદા પર પેલો પદાર્થ દશ્યમાન થાય છે.

દિવસે દિવસે વિકસતા જતા વિજ્ઞાનમાં આ યંત્ર અગત્યનું સ્થાન લેશે. શરૂઆતમાં જ આપણે જોયું તેમ પાંચ માઈલ જેટલા દૂરના અંતરે જતી મોટરનું સૂચન આપવાની શક્તિને લીધે રાત્રિના અંધકારને વાંકે થતા કેટલા યે અકસ્માતો નિવારી શકાશે. મકાન-બાંધણીમાં કોઇ ભૂલને લીધે ઉષ્ણતાની બાબતમાં દોષ રહી ગયો હોય તો તે પણ સહેલાઇથી શોધી શકાશે. આગ વખતે વાગતા એલાર્મમાં પણ એનો ઉપયોગ સૂચવાયો છે પણ આનાથી યે અગત્યનો ઉપયોગ તો થશે વૈદકીય અને ભૌતિક વિજ્ઞાનની અવનવી શોધોમાં. માનવશરીરમાંથી આસપાસના વાતાવરણમાં પ્રસરતી ગરમીને ખૂબ ચોકસાઇથી માપવાનું આ પહેલવહેલું જ સાધન છે. આથી શરીરને લગતી ઘણી નવી બાબતો પ્રકાશમાં આવશે. ભૌતિક વિજ્ઞાનમાં પણ આપણા અણુના બંધારણ સબંધેના જ્ઞાનમાં તથા ઈન્ફ્રા-રેડ-સ્પેક્ટ્રમ પર આથી નવો પ્રકાશ પડશે. —લલિત ભટ્ટ

# વિટામિન વિષે

## [૨] વિટામિન 'એ'

લેખક: નટવરલાલ શાહ

સીમન્ડઝ, મૅક્કોલમ અને પીટ્ર્સ નામના વૈજ્ઞાનિકોએ પ્રયોગો દ્વારા સાબિત કર્યું છે કે મકાઇ, કપાસ, ઑલિવ, સૂર્યમુખી તથા સોયાબીનના બીઆંના તેલમાં વિટામિન 'એ' ઓછા પ્રમાણમાં હોય છે. કઠોળમાં પણ એનું પ્રમાણ ખૂબ જ ઓછું છે જ્યારે માખણ, ઈંડાં, આલ્ફાલ્ફા, પાલખ ભાજી તેમજ કોબીજનાં પાંદડાંમાં તેનું પ્રમાણ ઘણું જ સારું છે કોથમીર તથા લીલી ભાજીમાં એનું પ્રમાણ ઠીકઠીક છે ગાજરમાં તે વધારે છે. પાકી કેરી, ખજૂર, કેળાં ને કાચાં ટમેટામાં પણ તેનું તત્ત્વ રહેલું છે. કૉડલીવર ઑઇલ, હેલીબટ લીવર ઑઇલ, શાર્ક લીવર ઑઇલ વગેરેમાં તે ખૂબ જ પ્રમાણમાં છે.

ગુણો: જે શાકભાજી અગર તેલોમાં વિટામિન 'એ'નું તત્ત્વ રહેલું છે તેને પ્રાણવાયુ આપનારા (ઑક્સીડાઇઝિંગ) પદાર્થોની ગેરહાજરીમાં ગરમ કરવાથી તે નાશ પામતું નથી પાણીમાં પણ તે ઓગળતું નથી, તેથી શાકભાજીને પાણીમાં રાંધવાથી એ નાશ પામતું નથી. ડબ્બામાં પૅક કરેલા તેમજ રેફ્રીજરેટરમાં ઠંડા રાખેલા ખોરાકમાંથી પણ તે નાશ પામતું નથી

મનુષ્યની દૈનિક જરૂરિયાત: લીગ ઑવ નેશન્સે નીમેલા ટેકનિકલ કમિશને ઈ. ૧૯૩૭માં નક્કી કર્યું કે પુખ્ત વયના મનુષ્ય માટે ૩૦૦૦ આંતરરાષ્ટ્રીય યુનિટની જરૂર છે અને તેટલા યુનિટો એક પીન્ટ દૂધ, એક ઈંડું, એક આઉંસ માખણ, તેમજ તાજાં લીલાં શાકભાજી સાથે લેવાથી દરરોજ મળી રહે છે.

કેટલાક નિષ્ણાતોએ શરીરના વજનના પ્રમાણમાં વિટામિન 'એ'ની જરૂરિયાત શોધી કાઢી છે. ને ૧૦૦૦ ગ્રામે ૨૦ આંતરરાષ્ટ્રીય યુનિટ વિટામિન 'એ'ના ઓછામાં ઓછી જરૂરિયાત જણાવી છે.

શરીરના જે અવયવો ઉપર એપીથેલીઅલ કોષો હોય છે (દા. ત. નાક, શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરતા અવયવો, મોંમા રસ છોડનારી ગ્રંથીઓ, પ્રજનન કરનારા અવયવો, અને આંખ) એ બધાંના કોષના બંધારણમાં વિટામિન 'એ'ના અભાવથી ફેરફાર થાય છે, સૂક્ષ્મ જંતુ અગર બૅક્ટેરીઆ સહેલાઇથી દાખલ થઈ શકે છે અને સામાન્ય રોગના હૂમલા સહન કરવાની શક્તિ ઘટી જાય છે.

દાંતના ઈનૅમલ ને ડેન્ટીન તથા અવયુના બંધારણમાં પણ વિટામિન 'એ' અગત્યનો ભાગ ભજવે છે. રાત્રે નહિ સૂઝવાનો—રતાંધળાપણાનો રોગ પણ વિટામિન 'એ'ના અભાવનું જ કારણ છે. (ચાલુ)

# આ માસ (માર્ચ) ઈતિહાસમાં

તા. ૩ મુંબાઈના પ્રસિદ્ધ દૈનિક 'બૉમ્બે ક્રૉનિકલ'ની સ્થાપના ૧૯૧૩

તા. ૪ ગાંધી-અર્વિન કરારથી હિંદી રાષ્ટ્રીય લડતની તહકૂબી, ૧૯૩૧

તા. ૮ મરાઠી નવલસમ્રાટ હરિ નારાયણ આપટેનો જન્મ, ૧૮૬૪

તા. ૧૪ જગતમાં આજે વિકસેલા સમાજવાદ અને સામ્યવાદની વિચારણાના આદિ જનક, જર્મન ચિંતક કાર્લ માર્ક્સનું મૃત્યુ, ૧૮૮૩

તા. ૧૫ રોમન સરમુખત્યાર જુલિયસ સીઝરનું ખૂન ઈ. પૂર્વે ૪૪

તા. ૨૦ અમદાવાદના મીલમજૂરોની માલિકો સામેની લડતમાં સફળતા. જેને પરિણામે વિખ્યાત મજૂરમહાજનની સ્થાપના, ૧૯૧૯.

તા. ૨૪ સ્વામી શ્રદ્ધાનંદજીએ હરદ્વારનું ગુરુકુલ ખોલ્યું, ૧૯૦૨

તા. ૨૫ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનું અવસાન ૧૮૯૮

તા. ૨૭ નાસિકની ભોંસલે લશ્કરી શાળા ખુલ્લી મુકાઇ, ૧૯૩૮

તા. ૨૯ દક્ષિણ ધ્રુવની શોધમાં કૅપ્ટન સ્કૉટ આખી ટુકડી સાથે બરફમાં ગારદ થયો (તેની ડાયરીમાં એ છેલ્લી તારીખ છે) ૧૯૧૨

આ માસની વ્યક્તિવિશેષ

**નવલરામ લક્ષ્મીરામ**



ગુજરાતી સાહિત્યમાં પહેલા વિવેચક, અને સચોટ હાસ્ય તથા રસીલા મધુમાં વિચારપૂર્ણ નિબંધોના સર્જક સાક્ષર તરીકે ખ્યાત નવલરામ લક્ષ્મીરામ પંડ્યાનો જન્મ ઈ. ૧૮૩૬ની ૯ મી માર્ચે સુરતમાં વીસનગરા નાગર જ્ઞાતિમાં થયો હતો. દુર્ગારામ મહેતાજીની શાળામાંથી માન-ઇનામ સાથે ગુજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી હાઈસ્કૂલમાં દાખલ થયા, પણ ૧૮૫૩માં મૅટ્રિકમાંથી જ ઊઠી જઇ ત્યાં જ શિક્ષક તરીકે દસ રૂપિયાના પગારે જોડાયા. એમની ૧૧ વર્ષની વયે પહેલું લગ્ન થએલું. તે કન્યા એક જ માસમાં ગુજરી જતાં ૧૪ વર્ષની વયે બીજું લગ્ન કરેલું જેથી એમને એક પુત્ર-પુત્રી મળેલાં.

બાળવયથી જ એકાન્તિક પ્રકૃતિના નવલરામનું ચિત્ત સ્વાભાવિક રીતે વિચાર, વાચન, મનન અને લેખન તરફ વળ્યું અને ૧૮૬૩માં ૨૭ વર્ષની વયથી 'મનના વિચાર' નામે લઘુ લેખોમાં ચિત્તની જ્વાળાઓ કાઢવા માંડેલી. એ જ વર્ષમાં 'મહારાજ લાયબલ કેસ' પરની ઈનામી કવિતા માટે ૨૫૦ પૃષ્ઠનું પદ્ય (નામનું પહેલું લખાણ) લખાયું પણ તે પર અર્ધું ઈનામ મળતાં તે નહાયું ત્યાર પછી એમનું પ્રખ્યાત 'વીરમતી' નાટક, 'ભટનું ભોપાળું', શૃંગાર રસના કાવ્યો તથા થોડા નિબંધો વગેરે લખાતાં ગયાં દરમ્યાન નોકરીમાં તેઓ શિક્ષક દરજ્જે ચડતા ગયા હતા તે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે રૂા. ૧૨૫થી નીમાયા અને ત્યાં 'ગુજરાત શાળાપત્ર'ના તંત્રી તરીકે એમણે જે વિવેચનના લેખો તથા નવા જ યોજેલા મેઘ છંદમાં 'મેઘદૂત'નું ભાષાંતર, આદી બીજી કૃતિઓ પર કલમ ચલાવી તેણે એમને ઊંચુ પદ અપાવ્યું.

૧૮૭૬માં એમની બદલી રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે થઈ, જ્યાં તે પોતાના અવસાન પર્યંત રહ્યા અને ઉત્તરોત્તર ધીર. કાવ્ય તથા તેજસ્વી લેખનકાર્ય ચાલુ જ રાખ્યું. ગુજરાતી સાહિત્યમાં અગત્યનો આંક મૂકી જનાર એમની એ કૃતિઓ 'નવલગ્રંથાવલિ'માં સંઘરાઈ છે. ઉત્તરાવસ્થામાં એમની તબિયત નમાની ચાલેલી અને અંતે ૧૮૮૮ની ૭મી ઑગસ્ટે જલોદરના રોગથી સુરતમાં એ અવસાન પામ્યા.

# અમૂલ્ય દાંત !



## વર્ષો પર્યંત તમારા સોહામણા રહેશે?




તમારા દાંત અમુલ્ય રત્નો કરતાં પણ વધારે મુલ્યવાન છે—તે હાસ્યને સુરૂપ કરે છે અથવા તો બેડોળ બનાવે છે. દાંતના પારાના કોહવાટથી તેમને ભયજનક સ્થિતિમાં મુકતા નહિ. એસ. આર. ટુથપેસ્ટથી* નિયમીત સ્વચ્છ કરતાં તેમને તે સફેદ અને નીરોગી પારામાં મજબૂત રાખશે.

* દાંતની ફરિયાદો માટે દાંતના ડૉકટરોની પોતાની દવા સોડીઅમ રીસીનોલીએટ તેમાં છે.

GSR. 25-50 GJ

D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

આવતી કાલનાં નાગરિકો માટેનું આજનાં ગુજરાતી ઘરોનું અગ્રણી માસિક ૨૮૦

નૃત્યાભિનયનું રેખાંકન
(કલાકાર • શ્યાવક્ષ ચાવડા)



સંસ્થાપક રવિશંકર રાવળ • વર્ષ ચોવીસમું • અંક ચોથો • એપ્રિલ ૧૯૪૭ • તંત્રી • બચુભાઈ રાવત



ગાય વિયાઈ (કલાકાર - રથાવક્ષ ચાવડા) • 'કુમાર' અંક ૨૮૦નું મુખચિ






**ગ્રાહકોને**

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંક ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭; પરદેશમાં રૂ. ૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ, છુટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસીટી કંપની, મૉડેલ ટૉકીઝ સામે ગાંધીરોડ, અમદાવાદ.

# અમૂલ્ય દાંત!



## તમારા હાસ્યને કેટલો વધારે શણગારશે?




એક રમણીય હાસ્ય માનવીના અંતરનું પ્રવેશદ્વાર છે. દાંતના પાયાના કોહવાટથી તેને ભયજનક સ્થિતિમાં મુકતા નહિ. આહ્લાદક એસ. આર. ટુથપેસ્ટથી* નિયમિત સ્વચ્છ કરતાં તેમને તે મજબુત પાયામાં નિર્મળ અને ચળકાટવાળા રાખવાની ખાત્રી આપશે.

* દાંતની ફરીયાદો માટે ડૉક્ટરોમાં જાણીતી મશહુર દવા સોડિયમ રીસીનોલીએટ તેમાં છે.

GSR 26-50 GJ — D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

## શીમળાને*

- મંદાક્રાન્તા-સ્રગ્ધરા-શાલિની -

ભિખ્ખુ થૈને તવ સમિપ જ્યાં આવિયો માઘ-વાયુ
તેને તારું પરણ તણું તેં દૈ દીધું ઉત્તરીય.
ને તારી નગ્ન કાય !–
જ્યહીં ગતિ ન રેખા તણી,
ભંગ હીન !
કાંટા કાંટા થકી જરઠ શી દર્શને થૈ વિરૂપ !

તારું કિંતુ સર્વ તે તેં સમર્પ્યું.
હૈયે તેનો ધ્રુવ-મધુર આનંદ શો ઊભરાય !
કાંટે કાંટે ફૂલ રતુમડાં ફોરતાં શાં અસંખ્ય !
જાણે તારું હાસ્ય કો ધન્યતાનું
–સ્પર્શ્યે અગ્નિશિખા શું–
મ્હોરી ઊઠ્યું ધરી અનુપ સોહામણું દિવ્ય રૂપ.

રાજેન્દ્ર શાહ

* શીમળાના વૃક્ષનાં બધાં જ પાન માઘ માસમાં ખરી જાય છે. તે પછી નવાં પાંદડાં ફૂટવાને બદલે ડાળેડાળે રતુમડાં ફૂલ પ્રકટી ઊઠે છે, અને વનમાં હજી બીજાં વૃક્ષોનાં પાન ખરતાં હોય છે ત્યારે આ વૃક્ષની શોભાથી વન ખીલી ઊઠે છે. હાલ ફાગણમાં એનાં એ ફૂલ હવે ખરી ગયાં છે ને ત્યાં આકડા પર જેવી રૂંછી લાગે છે તેવી રૂંછી લાગી રહેલી છે.—રા૦

## કવિ મેઘાણીને

• કરાલ •

આ ભૂમિના સુપ્ત પ્રાણને—
ધૂળ મહીં જે દબી ગએલાં,
કાળ તણાં જાળાંઓમાં જે ફસી પડેલાં,
ખંડેરોમાં વસી ઢળેલાં,—
ભૂમિના દૈવતને પાછું
માનવ-વેષે અવતરવાનું
થયું જાગવાનું મન, ને આ
ધરતીના ધાવણમાંથી તું
(અમૃતનો જ્યમ કુંભ લઈને
સમુદ્રમાંથી પ્રગટેલા ધન્વંતરિ, એવો)
પૃથ્વીના ગર્ભેથી પ્રગટ્યો
તું મેઘાણી.

તારો શબ્દ પડ્યો, ને જૂના
ગરક થએલાં કાળઝરણમાં,
ગારદ બનિયાં પૃથ્વીપેટમાં,
સ્મશાનની જે રાખ બનેલાં,
જાગ્યાં સૌ જો આંખ ચોળતાં:
જોગંદર કૈં જટા ધુણાવી,
જોદ્ધાઓ સમશેર વીંઝતા
હણહણતા તોખાર ખેલવી
જોબનવંતા, કિશોરની સાહીબાનાં યે:
ભજનોની રમઝટ વરસાવી
ભક્તવૃંદ પણ ઊઠ્યાં ફરીને.
શંખનાદ વાગ્યો જ્યાં તારો
સોરઠના સીમાડા ભરતા
પથ્થરથી પ્રગટ્યા પ્રાણો ને
થઈ સાબદા
તારી સંજીવનસૃષ્ટિમાં
તારા રંગભર્યા મેળામાં
મથ્યા મ્હાલતા.

નવપ્રભા હે !
અતીતને અંજલિ છાંટી તેં
ભરી ચેતના.
ખંડેરોમાં રઝળી રઝળી
તેં પાડ્યો છે સાદ, ભુલાવા
ખોવાયાંને અતિ ચીસથી.
અને દેખ ને !
દોહ્યલા યે લાડ આપતાં
પોતીકા પરખંદાને આ
અહીં પિછાની.

પ્રાચીનોને પુરસ્કારતો
અર્વાચીનને નવપલ્લવતા
પલોટતો તું,
પુનરુત્થાન મહીં ડૂબીને
વર્તમાનને તેં નવ ઠેલ્યો..
ફૂલગાન આશાઓનાં તેં
દેતે સ્નેહભરી માતા શાં
અહીં ઝુલાવ્યાં
રંક પારણાં:

નાનકડી બાળાનાં ગૂંથ્યાં
ફૂલ વેણીનાં.

અને ગડગડ્યાં
કાળ-નગારાં જુલમ તણાં જ્યાં,
તારે હૃદય સદાય વસેલી
તારે અનગળ પ્રેમ રસેલી
લોકમેદની ઢૂકવા ઊઠી.
મુકુંદ ગાયક !
તારા રણઝણકાર સુણીને
રહી શક્યું ના કો ઘરખૂણે;
માનવસિંધુની છોળો શી
ગીત જ્યાં ધુમકાર કરતા
શક્તિ પ્રેરતાં, ભય ડારતાં,
અમોઘ ને દુર્ધર્ષ પ્રતાપી
પાણીદાર તણાં સંધાને
કાર્તિકેય શા

મહાદીપ તું !
નાનકડા આ ઘરમાં આવી

(ચાલુ)

તેં અજવાળ્યું સર્વ, સ્નેહની
ઝળહળ જ્યોત કંઈ દીવેટો
તેં ચેતાવી.
તેં તો હેઠ કસુંબલ રંગી
મેઘમલ્હારો નાદે વહેતો
કર્યો રવિ હે!
અમે ભિંજાયાં
ન્હાયાં આ' તરબોળ બન્યાં ને
તારા અંગે
હસવા, રડવા, જંગે ય ઝઝૂમ્યા
મરન તૃપ્તિમાં
ડોલ્યા, ને ધરની સંપદો
સમજ્યા, આ ભૂમિનું દૈવત
એકરૂપ બનતું તુજ અંગે
મૂર્તિમંત બનતું તુજ રંગે
મુગ્ધ બની સૌ
રહ્યા નિહાળી.

મહામૌનમાં આજે તારી
કાય ઢળી છે.
કદી ના જે શકી કલ્પના
વિધિએ તેને વજ્રપ્રહારે
કહી દીધું કે, 'લે આ તારા
લે આ તારા પ્રાણપ્રિય
ચાતકની છેલ્લી
આંખ મળી છે.'
અને હજુ તો...
અરે હજુ તો'
આપ્યું કેવું'—હજુ કેટલું?
ના એવું હૈ હવે હૃદય
ના કહો.
મહી શકશો ના એને.
હવે મૌનથી
અંડારી સૌ કાળી વેદના
ધીમે વરસો
વિદાય હો કે કરો પ્રાર્થના—
આ ભૂમિના સુપ્ત પ્રાણને
જેવી રીતે તેં ઢંઢોળ્યા,
તેમ કદાપિ
સુપ્ત બને તો ફરી વારસો
અહીં આપજો, ત્યારે બંધુ
ફરી જનમજે;
ધરતીનું ધાવણ પીતો તું—
અમૃતનો ભાગ કુંભ લઈને
સમુદ્રમાંથી પ્રગટેલા ધન્વંતરિ, એવો
સોરઠને એક નવરૂપે
સંજીવનનો મંત્ર છાંટવા
ફરી જનમજે,
હે મેઘાણી!

મકરન્દ દવે

# ઇચ્છા

ઇચ્છા એ પ્રાણીમાત્રમાં જીવન પ્રાપ્ત થતાં જ સાથોસાથ જન્મે છે અને મૃત્યુ સમયે તેનો અંત આવે છે. સમજ વધવા સાથે બાળકમાં ઇચ્છાઓ પણ વધે છે અને પુખ્ત વયે કેટલીકવાર ઇચ્છાઓની હદ પણ રહેતી નથી. એ સ્થિતિમાં માનવ મન ક્રમેક્રમે પહોંચે છે. ઈચ્છા ન હોય તો જીવન ન હોય, તેમાં રસ ન હોય.

સર્વ સુખદુઃખનું મૂળ પણ ઇચ્છા જ છે. ઇચ્છા મુજબ કાર્ય કે ધાર્યું પરિણામ આવે તો સુખ થાય, અને તે વિપરીત આવે તો દુઃખ

હદ વગરની તેમજ વિચારહીન ઇચ્છા દુઃખ કરે છે, કેમકે તે ઇચ્છા પૂરી કરાતી નથી. અને ધાર્યું પરિણામ લાવી શકાય નહિ તેથી દુઃખ થાય જ.

ઇચ્છા ઉપર મનથી કાબૂ ધરાવવો જરૂરી છે ઇચ્છા તો એક પછી એક એમ અનેક થયા જ કરે. સાનુકૂળ અથવા પોતાને ગમતી વસ્તુઓ તથા વિષયોને જોઇને કે તેના અનુભવથી તેના પ્રત્યે મન આકર્ષાય અને તેના ભોગની ઇચ્છા ઉદ્ભવે. તે વખતે કઈ ઇચ્છા પૂરી કરવી અને કઇ નહિ, કઇ ઇચ્છા કરવા જેવી છે અને કઇ રોકવા જેવી, એ તે મન નક્કી કરીને ઇચ્છા ઉપર કાબૂ નથી ધરાવતું તો માનવી ને પશુમાં કશો જ ફરક રહેતો નથી. પ્રત્યેક ઇચ્છા કે આવેશને આધીન તો મનુષ્યથી ન જ થવાય.

આજનો માનવી પોતા પરનો કાબૂ ખોતો જાય છે. 'હું મને ચાહે તેમ કરીશ', 'હું સ્વતંત્ર છું', 'મારી મરજી' વગેરે કહેવું ને વગર વિચારે વર્તવું એ વીસમી સદીના દુર્ભાગ્યપૂર્ણ મનુષ્યનું લક્ષણ છે, ને તે ઇચ્છવાયોગ્ય નથી.

દાખલા તરીકે મને એક ચોક્કસ વસ્તુ ખાવાની ઇચ્છા થઈ. તે વસ્તુ મેં આજદિન સુધી કદી ખાધી નથી. વળી તે વસ્તુ મારી મર્યાદા તેમજ મન બહારની પણ છે. છતાં મેં તે એકવાર ખાધી. મને તે ગમી ગઈ. ખૂબ ભાવી પણ ખરી પછી તો મેં તે વધુ ને વધુ ખાવા જ માંડી. તે એટલી હદ સુધી કે તબિયત બગડી અને હું માંદો પડ્યો. હવે આમાં વાંક કોનો?

ઇચ્છા થવી એ દોષ નથી. અને ખાવાનો કોઇ પદાર્થ ભાવે એ પણ ખોટું નથી. પણ તેની હદ સમજવી જોઇએ. વળી એ ચોક્કસ વસ્તુ શા માટે ખાવી એની પણ સમજ હોવી જોઇએ. માત્ર સ્વાદ ખાતર જ કેઈ ચીજ ખાધા કરવી તે બરાબર નથી. તેમાં શરીરને પોષક તત્ત્વો છે કે નહિ તે પણ જોવું જોઇએ. જીવન કાંઈ કેવળ ખાવા માટે નથી; ખાવું જીવવા માટે છે.

આ જ નિયમ સર્વ ઇન્દ્રિયોને લાગુ પડે છે. વળી લાલચ, ક્રોધ, ઇર્ષ્યા, દ્વેષ, લોભ, વિષયાંધતા, અંધ શ્રદ્ધા ઈત્યાદિ અનેક એવી વૃત્તિઓ પણ માણસમાં રહેલી છે અને વગર વિચાર્યે આધીન થવાથી ને તેનું પ્રમાણ નહિ જાળવવાથી માણસ નુકસાન વહોરી લે છે.

મોહનલાલને ઘોડદોડની શરતનો ઘણો શોખ છે. તેનો મિત્ર રમણલાલ ઘોડદોડમાં કશું સમજતો નથી. ધીમેધીમે તેને મોહનલાલની વાતો સાંભળી મનમાં ઇચ્છા થઈ કે, 'ચાલ! એક વાર જોઈ તો ખરો.' તે ગયો માત્ર જોવા, પરંતુ રમ્યા વગર રહી ન શક્યો. આ મનનું નબળાઇપણું થયું. તેથી તેણે નુકસાન વહોર્યું. તે કદાચ તો તે થોડું રમ્યો, પણ પછી ચસકો લાગ્યો; અને વારંવાર જતો થયો. કેટલાક વખત પછી તો તે હજારોની ખોટ ખમતો થઈ ગયો. પાંચ વર્ષે એક દિવસ એવો આવ્યો કે તેણે હજારો રૂપિયા ગુમાવ્યા અને નાદાર થવું પડ્યું.

વગર મહેનતે પૈસો મળી શકતો હોય તો ઘોડદોડ (રેસ) યા સટ્ટામાંથી તે મેળવી લેવા તો સૌને ગમે છે; તેમ કરવાનું મન પણ થાય છે પણ તેથી શું? તે વિચારને આધીન થઈ જવું? જરૂરી, યોગ્ય સમજણ ચોક્કસ વસ્તુની જરૂરિયાત વગેરેનો વિચાર સમજવામાં એમ તો જ યોગ્ય કાર્ય કરવું જોઇએ, અને કોઇ પણ કાર્યથી હાનિ પ્રાપ્ત થતા તરત તેમાં ફેરફાર કરવો જોઇએ અથવા તો તે સદંતર છોડી દેવું જોઇએ.

કોઈ પણ કાર્ય ખરાબ નથી. તેમ ચોક્કસ કાર્ય સારું જ હોય તેમ પણ માની લેવાની જરૂર નથી. કયું કાર્ય તમે કેમ, ક્યાં, કેટલી હદે અને કેવી સમજથી કરો છો તેના ઉપર દરેક ચીજનો આધાર રહે છે.

આ રીતની સમજથી દરેક ઇચ્છા તેમજ કામ ક્રોધાદિ અનેક માઠી મનની વૃત્તિઓ યોગ્ય રીતે કાબૂમાં રાખવાથી, તેમની ભારે ફત લાભ પ્રાપ્ત કરી શકાય છે ને સમજ્યા વગર તેને આધીન થવાથી નુકસાન પ્રાપ્ત થાય છે અને તેઓ શત્રુ બની રહે છે.

જમનાદાસ લાદીવાળા

# કલાકાર શ્યાવક્ષ ચાવડા .. અને એમની કલા

આ અંકના મુખચિત્ર તરીકે (તેમજ અગાઉ ૨૪૧મા અંકમાં) જેમનું રંગચિત્ર આપ્યું છે તે કલાકાર શ્રી શ્યાવક્ષ ચાવડાનો તથા તેમની કલાનો આ નીચેનો પરિચય, શ્રી ચાવડાનાં ચિત્રોનું પ્રદર્શન મુંબાઈમાં ચાલતું હતું ત્યારે, મુંબાઈ રેડિયો સ્ટેશનથી મિ. વેઈન હાર્ટવેલ તથા



શ્રી દિલીપ કોઠારી વચ્ચેના સંવાદના રૂપમાં આપવામાં આવેલો. એ બંને ગૃહસ્થો રસશોધક કલાવિવેચકો છે અને એમની વચ્ચેના સંવાદની આ નવતર પદ્ધતિમાં શ્રી ચાવડાની જીવનરેખા તથા તેમની કલાનાં તત્ત્વોની પિછાન રસમય ઢબે વાચકોને મળી રહે છે. ←**મિ. વેઈન હાર્ટવેલ (ડાબી બાજુ)** હજુ બે જ વર્ષ થયાં હિંદ આવેલા છે. પહેલે વર્ષે તે અમેરિકન લશ્કરમાં, દિલ્હી ખાતે હતા, અને આ વર્ષથી મુંબાઈમાંની યુનાઈટેડ સ્ટેટ્સના માહિતીખાતાની લાયબ્રેરીના સંચાલક તરીકે કામ કરે છે. પોતે ધંધાદારી કલાકાર કે કલાવિવેચક નથી, પણ પશ્ચિમની આધુનિક(મૉડર્ન)ચિત્રકલાના પ્રવાહોના અભ્યાસી છે ને અવારનવાર કલાવિવેચનો લખે છે. હિંદમાંના વસવાટ દરમ્યાન પોતાના સમકાલીન હિંદી કલાના સતત સંપર્કમાં તેઓ રહ્યા છે. (જમણી બાજુ) **શ્રી દિલીપ કોઠારી**→ ગુજરાતની તરુણ પેઢીના એક આગળપડતા પ્રતિનિધિ છે. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની પહેલી હરોળમાં તે શિક્ષણ પામેલા, અને



પછી યુરોપના જુદાજુદા કેન્દ્રોમાં સીને-કલા ને પત્રકારત્વમાં અનુભવ મેળવી આવ્યા બાદ, હાલ 'જન્મભૂમિ'ના તંત્રીમંડળમાં કામ કરે છે. કલાકારો ને કલાકૃતિઓ ઉપર તેઓ વખતોવખત સુંદર ચર્ચાલેખો આપતા રહે છે. શ્રી ચાવડાની કલાના તેઓ એક પ્રશંસક છે.

---

મિ. હાર્ટવેલ: હું તો મુંબાઈમાં નવોસવો આવેલો છું અને મિ. ચાવડાની કલાકૃતિઓ પહેલી જ વાર જોઉં છું. મિ. કોઠારી, તમે તો મિ. ચાવડાને લાંબા વખતથી જાણો છો, અને તેમનું બધું કામ પણ જોયું હશે. તો તેની થોડી આગલી હકીકત તો કહો.

શ્રી દિલીપ કોઠારી: એમાં શું ? કહું. શ્રી ચાવડા દક્ષિણ ગુજરાતના એક અતિ પ્રાચીન ગામ નવસારીના વતની છે તે પારસી કોમના છે, અને તેમના પિતા કે દાદા તરફથી કળાનો આ વારસો તેમને મળ્યો હોય એમ હું ધારતો નથી. હા, એમના દાદા એક અચ્છા સુતારી કારીગર હતા, અને શ્રી ચાવડાના ચિત્રોમાં જે ચોકસાઈ અને કસબ ઊતર્યાં છે તે એ પરંપરાગત અંશને લીધે હોય. વળી નાનપણમાં સોનાને કે રૂપાને ઘૂઘરે રમવા જેવું તેમનું નસીબ નહિ. એટલે કેળવણી માટે—ખાસ કરીને કલાશિક્ષણ માટે બહુ ફાંફાં મારવાં પડેલાં. નવસારીમાં હાઈસ્કૂલનું ભણતર પૂરું કરી તે મુંબાઈની સર જે. જે. સ્કૂલ ઑવ આર્ટમાં આવ્યા અને ત્યાંની એ કાળની પદ્ધતિ અનુસાર તાદૃશ (realistic)ચિત્રો કરવાનું શીખી લીધું. એમના સહાધ્યાયીઓએ મને કહ્યું છે કે તેઓ એ વખતે શાળામાં પારાવાર મહેનત લેતા અને ત્વરાલેખન (સ્કેચિંગ)માં બહુ કુશળતા પ્રાપ્ત કરી હતી. તેમની રેખામાં એ કાળે પણ વેગ હતો, અને તેમનું તાદૃશ વ્યક્તિનું તસ્વીરકામ ઘણું સારું ગણાતું. શ્રી ચાવડાને માટે બીજી એક નોંધપાત્ર વાત એ છે કે કલાકાર તરીકેની તેમની કારકીર્દિની શરૂઆતથી જ ચિત્રાલેખન ઉપરાંત બીજી સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં પણ તે ખરી દિલચસ્પીથી રસ લેતા. શરીર–વિકાસમાં તેમને ઘણો શોખ રસ છે અને એક આદર્શ મુજબ તેને સંસ્કારનું એક અંગ માને છે. હિંદી શિષ્ટ સંગીતની તેમણે વર્ષો સુધી તાલીમ લીધી છે અને હિંદના જે ગણ્યાગાંઠ્યા ચિત્રકારો હિંદી શાસ્ત્રીય સંગીતના ખરા જ્ઞાતા છે તેમાં તેમનું સ્થાન છે. હિંદી તેમજ અંગ્રેજી સાહિત્યના નવાનવા પ્રવાહોથી તે પરિચિત રહેવાનો પ્રયત્ન કરે છે. અને કલાકારના કામમાં પ્રતિબિંબિત થતા આ બધા સંસ્કાર તેનું વ્યક્તિત્વ ઘડવામાં કાંઈ ઓછા અગત્યના નથી.



કલાકાર શ્યાવક્ષ ચાવડા

મિ. હાર્ટવેલ: પણ તમે વચ્ચે એમની પદ્ધતિસરની કલાની તાલીમ વિષે વાત કરતા હતા ને?

શ્રી કોઠારી: હા, હવે હું એ વાત પર જ આવું છું. જે. જે. સ્કૂલ ઑવ આર્ટમાં પાંચ વર્ષની તાલીમ બાદ તે એક પારસી સંસ્થાની મદદ લઈને કલાના વિશેષ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા, અને ત્યાંની જાણીતી સ્લેડ સ્કૂલમાં દાખલ થઈ ત્યાંનો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ બે વર્ષમાં પાસ કરી દીધો. વળી ત્યાં ચિત્રકલાની મુક્રમત તાલીમ-ઉપરાંત રંગભૂમિને અનુષંગી નેપથ્યરચના અને નેપથ્યવિધાન, લીથોગ્રાફી (શીલામુદ્રણ), જૂનાં ચિત્રોનું સમારકામ તથા ભીંતચિત્ર-





શ્રી ચાવડાની ઉઠાવદાર લાક્ષણિક શૈલીનાં બે ચિત્રો:
ડાબી બાજુ: દેવદૂતો; ઉપર–દક્ષિણ ગુજરાતના વૃદ્ધ દંપતી

કળા ના અભ્યાસક્રમો પણ એમણે લીધેલા. મને એમણે એકવખત કહેલું કે પોતે લંડનમાં હતા તે દરમ્યાન તે રોજના અઢાર અઢાર કલાક કામ કરતા, અને એવા પણ દિવસો ગાળેલા જ્યારે એમને બબ્બે જ કલાક ઊંઘવાનું મળ્યું હોય. પશ્ચિમી સંસ્કૃતિમાંથી જેટલું ખેંચી શકાય તેટલું ખેંચી લેવાનો એમણે પ્રયત્ન કર્યો છે. પછી તે પારીસ ગયા અને નવ મહીનાં ત્યાંની એકેડેમી દ લા ગ્રાન્દ શુમીએરમાં અભ્યાસ કર્યો. પણ યુરોપગમનના વસવાટે તેમની કલાદ્રષ્ટિ ઉપર અભિનવ અસર કરી. તે હિંદ પાછા આવ્યા ત્યારે હિંદી સંસ્કૃતિ અને હિંદી કલા પ્રતિ નવો ભાવ અને નવી ભક્તિ લઇને આવ્યા. તેમને શ્રદ્ધા પ્રકટી કે પોતાની કલાનાં સાચાં બી પોતાના દેશની ધરતી અને સંસ્કૃતિમાંથી જડશે અને ત્યાં જ ઊગશે. જો કે હિંદમાં કેટલાક ટીકા કરે છે કે તેમની કળા પૂર્વદેશીય પ્રકારની નથી અને તેમને થયેલી આ નવી પ્રતીતિ માત્ર બુદ્ધિજનિત દલીલ જ છે. તમારો એ બાબતમાં શો મત છે, મિ. હાર્ટેવેલ?

મિ. હાર્ટેવેલ: એમના સ્ટુડિયોની મુલાકાત બાદ મારી પહેલી જ લાગણી એ થઈ કે આજ અઢાર મહીનાથી હું હિંદમાં છું તેમાં આ પ્રથમ જ કશુંક રંગનું કામ મેં એવું જોયું કે જેણે આધુનિક હિંદની પ્રામાણિક છબિ આલેખી હોય. દિલ્હી અને મુંબઈમાં મેં જે અનેક પ્રદર્શનો જોયાં છે તેમાં માત્ર બે પૈકી એક શૈલી નજરે પડી છે: કાં તો રાજપુત અને અજંતાની લઢણની અનુકરણપરંપરા, અથવા તો યુરોપી ઢબમાંનાં અધમ 'તત્ત્વો'ની ગુલામી ચાલની નકલ. ચાવડાએ આજે લીધેલો માર્ગ આવા આંધળિયા વેડાથી મુક્ત છે. એમણે પ્રકટાવેલી શૈલી એ રીતે અનન્ય લાગે છે કે આપણી આસપાસ આપણે જે હિંદુસ્તાન જોઇએ છીએ તેના જ ઝબકારા તેમણે તેમાં ઝીલ્યા છે. એમના ચિત્રોનું પ્રદર્શન જોયા પછી મને ખાતરી થઇ કે એ સદા આ જ શૈલીને વળગી નથી રહ્યા. હેં મિ. કોઠારી, તેઓ પેલી જૂની શૈલીઓની નકલો કરવાની ઘરેડમાં પડેલા ખરા કે?

શ્રી કોઠારી: એમણે ઇરાદાપૂર્વક ચાહીને તો કદિ કોઇ શૈલીની નકલ નથી કરી, સિવાય કે સર જે. જે. સ્કૂલમાં જે કાંઇ કરવું પડ્યું હોય. જો કે કેટલાક મિત્રો કહે છે કે તેમના કામમાં અમૃત શેરગિલ અને જામિની રોયની છાપ જણાય છે. પણ મેં જોયું છે કે ચિત્રોમાં જેઓ કેવળ રૂપકડા વેડા જ શોધતા હોય છે તેઓ મિ. ચાવડાના કામથી નિરાશ થયા છે. એક રસિક સૌન્દર્યજ્ઞાતાની દૃષ્ટિથી તમને, મિ. હાર્ટેવેલ, ચાવડાના કામનું સાચું મૂલ્યાંકન શું લાગ્યું છે? એમનું કામ અનન્ય અને અભિનવ પ્રકારનું છે એમ તો તમે કહો છો; પણ સાથે તેમાં એટલું સૌન્દર્યતત્ત્વ છે ખરું?

મિ. હાર્ટેવેલ: મારે રૂપ-રસ જ માણવો હોય તો એકાદ નૃત્યગાનની ટેકનીકલર ફિલ્મમાં જ વખત કાઢું. ખરી કળાનું પારખું તેના રૂપકડા વેડામાં નથી. અને મને તો કહેતાં ખુશી ઉપજે છે કે મિ. ચાવડાનું કામ એ કોટિમાં બેસાડાય તેવું નથી. તેનામાં નવીનતા છે તે સાથે, મને લાગે છે કે, સુંદરતા પણ છે; તે ન હીને, કે પોતે જોએલી સૃષ્ટિની છાપ તે તેની ખરી રંગાવટમાં રજૂ કરી દે છે, અને બધા સાચા કલાકારની માફક પોતાની ઉપરગમન-શક્તિ વડે પોતાની એ છાપને એવું સ્વરૂપ આપે છે કે જે કોઇ એન્લાર્જ કરેલો કલર-ફોટો પણ ન આપી શકે. મારો મુદ્દો સ્પષ્ટ કરવા માટે શ્રેષ્ઠ ઉદાહરણ તરીકે, હું ધારું છું કે મિ. ચાવડાનું 'રંગિન્દુ કામ' નામનું ચિત્ર રજૂ કરી શકાય. કેમ મિ. કોઠારી? હું ભૂલતો ન હોઉં તો મિ. ચાવડાના કામના શ્રેષ્ઠ નમૂના તરીકે એ જ ચિત્ર ગણાતું મનાય ને?

શ્રી કોઠારી: ખરું; તેમની નીવડેલી કૃતિઓ પૈકીનું એ સાચે જ શ્રેષ્ઠ ચિત્ર છે. તેમને પ્રિય છે તે પટ-રચના, રંગ-વિભેદની રમત, લોકજીવનનું આલેખન કરવાની તેમની કુશળતા, અને પોતાના વિષયનો પાકો અભ્યાસ,—એ બધાનો એક મેળ એ ચિત્રમાં ઊઠ્યો છે. કામજ કૂવાના ગામના એ ચિત્રમાં દક્ષિણ ગુજરાતના નાગડાની દુબળા જાતિની બે છોકરીઓ ડાંગર છડતી ચીતરી છે. તેમના હાથમાંનાં બે સાંબેલા વારાફરતી ઊછળી રહ્યા છે. પાછળ, નાગડાંમાં હોય છે એવી દાણા ભરવાની માટીની ત્રણ કોઠીઓ છે. રંગોમાં મોટી ભભક અને ચમક નથી તેથી સદાં નિર્જીવ માળાજનના ઘરના અંતરાળનું શાંત ગીતમ વાતાવરણ નીપજી રહે છે એમ તો મનુષ્ય નિરખ્યા



પ્રદર્શનના દીવાલ પર શ્રી ચાવડાના ચિત્રો—જે પૈકી વચ્ચેના મોટા ચિત્રનો નિર્દેશ આલેખમાંની ચર્ચામાં કર્યો છે.

ને કેવા લાગે છે, મિ. હાર્ટવેલ? આ પાત્રો તમને ગમે છે?

મિ. હાર્ટવેલ: રૂપ-સૌંદર્યનું જે શિષ્ટ ધોરણ કહેવાય છે એ દૃષ્ટિએ જોઈએ તો ગ્રામજીવનના આ દૃશ્યમાંની બન્ને કન્યાઓ બહુ રૂપાળી નથી. પરંતુ રોજનું કામ કરતાં એ જે ઢબે બેઠી છે તે એમની સ્વાભાવિક બેઠકમાં પણ ખરું સૌષ્ઠવ અને લાવણ્ય છે. સામાન્ય અછડતી નજરે જોનારના કરતાં વધારે ઊંડી નજરે ચાવડાએ એ છોકરીઓનું અવલોકન કર્યું છે. એ પાત્રોમાં એમણે ખુદ એ જીવનનું પ્રતીક દીઠું અને એમના સાદા સુતરાઉ ચોળી—ચણિયામાં જ એમને દર્શાવીને એ જીવનનું પ્રામાણિક સૌન્દર્ય ઉતાર્યું. એમની સ્કેચ-બુક (ત્વરાચિત્રોની નોંધવહી)ના પાના જોતાં લાગે છે કે મિ. ચાવડા ગુજરાતના ગામડાંઓમાં બહુ શોધક દૃષ્ટિ ચલાવે છે.

શ્રી કોઠારી: હા, ખરી વાત. મિ. ચાવડાની સ્કેચબુકોમાં કલા-રસિકો તેમજ કલાકારો બન્નેની અત્યંત રસભર સામગ્રી ભરેલી હોય છે. તમે જોયું હશે કે એમણે સીધા ફાઉન્ટનપેનથી એ ચિત્રો કરેલા છે, છતાં એમની એ રેખાઓમાં કાબેલ પીંછીની કુમાશ તેમજ હાવભાવ બને છે. લોકજીવન એ બહુ સૂક્ષ્મપણે નિરખે છે અને તેમની રંગબેરી રૂઢિઓની અતિ બારીકમાં બારીક વિગતો પણ નોંધવાનું ચૂકતા નથી. આ લોકોના ઘરેડિયા જીવનમાં બીજા કલાકારોને તો કાંઇ રસ જ ન પડ્યો હોત. તેઓ તો કોઈ કલાત્મક ચિત્ર રચવા કાં તો પુરાણો કિસ્સો ખેંચી લાવે છે યા તો બીનકુદરતી પ્રસંગ ગોઠવી કાઢે છે. વચ્ચે એક બીજી વાત, મિ. હાર્ટવેલ. તમે એ જોયું ને, કે મિ. ચાવડાના કામમાં બે વસ્તુઓનો અભાવ છે? એક તો એ, કે તે જુવાન હોવા છતાં તેમનાં ચિત્રોમાં કામુક્તાનો અંશ પણ નથી; અને બીજું એ કે તેમનાં ચિત્રોમાં એક પ્રકારની અદ્દલ ગતિ-શૂન્યતા જણાય છે. આ બે બાબતોના અભાવથી એમની કલાનું મૂલ્ય કોઇ રીતે ઓછું ઊતરે એમ તમને લાગે છે?

મિ. હાર્ટવેલ: તમારા પહેલા મુદ્દાની બાબતમાં કહું તો એ અદ્ નિરાંત છે કે મુગ્ધ કન્યાઓ ને મનોહર પ્રેમિકાઓના ઠઠારા એમના ચિત્રોમાં નથી. એથી હવે ધરાઈ ગયા છીએ. હિંદી ચિત્રોમાં રાધા-કૃષ્ણને નામે એ જે પ્રણયવ્યવહાર ચાલે છે તેમાંથી મુક્ત થવા માટે મિ. ચાવડાને ધન્યવાદ ઘટે છે. બીજી જે ગતિશૂન્યતા તમે કહી, એ મારા ખ્યાલમાં આવી જ છે, અને તે કલાકારની સિદ્ધિમાં અમુક અંશે ખામી ગણાય પણ ખરી. છતાં તેમનાં કેટલાંક માનવપાત્રો જોશો તો તે 'અચલ' હોવા છતાં તેની રેખાઓ બહુ વેગવતી અને સ્ફૂર્તિમાન લાગશે અને તેથી ચિત્રમાં ધબક આવતી જણાશે.

શ્રી કોઠારી: એ વાત ખરી છે, તમારી. રેખાંકનો ને ત્વરાલેખનો (સ્કેચો) માં તો કોઇ પણ માણસ હાથનો સપાટો બતાવી શકે, પણ જ્યારે એને રંગચિત્રમાં ઉતારવાનું આવે ત્યારે પીંછીમાંનો રંગનો લચકો ભારે બની જાય છે! અલબત્ત, ચિત્રોના સમતોલ રચનાબંધથી તેમાં જે શાંતિ ને વિરામ નિપજે છે તે પેલી ગતિહીનતાને વિસરાવી દે છે. એક બીજી વાત પૂછું. ચાવડાનાં ચિત્રો જો આજે ન્યૂ યૉર્કમાં બતાવવામાં આવે તો અમેરિકન પ્રજાનો શો અભિપ્રાય બંધાય?

મિ. હાર્ટવેલ: ફક્ત પ્રાંતના એમણે કરેલાં જલરંગી ચિત્રોની માળા તો અમેરિકનોને નવી ન લાગે; કેમકે એમાં તો એમને પરિચિત શૈલીનાં, પર્વત, ખીણ અને જંગલનાં 'છાયાપ્રકાશનાં આલેખનો છે. પણ ગુજરાતનું ગ્રામજીવન આલેખનાં એમનાં આ ઝડપી ચિત્રોની અભિનવ વિલક્ષણતા અમેરિકનોને જરૂર આકર્ષે. એમાં વિલક્ષતા ભલે રહી, છતાં મને લાગે છે કે ન્યૂયૉર્કની ગૅલેરીમાં ખૂંદતો કલા-રસિક આદમી પણ હમણાં આપણે ચિત્રોના રચનાતત્વની જે વાતો કરી તે એમાં પારખી કાઢવાનો.

શ્રી કોઠારી: એ ખરું જાણવા જેવું કહ્યું, મિ. હાર્ટવેલ. મિ. ચાવડાનું કામ જોતાં મને લાગ્યું છે કે અમે જેને હિંદી કલા કહીએ છીએ તે અર્થમાં તે હિંદી નથી. એમની કલાને 'આંતરરાષ્ટ્રીય-હિંદી' (ઇન્ડો ઇન્ટરનૅશનલ) અથવા તો પાશ્ચિમાત્ય-હિંદી (ઇન્ડો વેસ્ટર્ન)



શ્રી ચાવડાના બળવાન રેખાંકનનો નમૂનો







શ્રી ચાવડાના ત્રણ પૅનલ-ચિત્રો: ઉપર-તાડીની દુકાન; વચ્ચે સરાણિયો; નીચે-દળણું.

હતી શકાય. આજની દુનિયામાં હવે કોઈ પણ પહુકરણ મનનો કલાકાર બહારની અસરોથી મુક્ત રહી શકવાનો નથી દાખલા તરીકે શ્રી ચાવડા જે સાધનસામગ્રી વાપરે છે તેનો જ વિચાર કરો. તમે જાણો છો કે હિંદી ચિત્રો મોટે ભાગે જળરંગી જ હોય છે. પણ શ્રી ચાવડાનું પ્રિય વાહન તો તૈલરંગો ને ટેમ્પેરા (ચિકટ દ્રવ્યથી મિશ્રિત બનેલા રંગો) છે. જળરંગી ચિત્રો પણ તે કરે છે ખરા—ખરું કહીએ તો ભાગ્યે એવું સાધન હશે જે તે ન વાપરતા હોય; પણ તેમની પસંદગી તો તૈલરંગો પર જ ઊતરે. એ જ રીતે ચિત્રરચનામાં યે પટગૂંથણી માટે એમનો આગ્રહ, વિષયને સાદો બનાવવાની એમની હથોટી ને અલંકારોનો તો લગભગ અભાવ, આ બધા એમની કલાને પશ્ચિમી અથવા તો આંતરરાષ્ટ્રીય છાપ આપી રહે છે તમે આ બાબતમાં સંમત થાઓ છો ખરા?

મિ. હાર્ટનેલ: આ બન્ને વાતો ગઈ કરી ત્યારે મારી પ્રથમ પડેલી છાપ એ જ મુદ્દાને સંપૂર્ણ ટેકો આપે છે. હું તો આગંતુક છું. હિંદી રૂઢિઓ કે પરંપરા વિષે કશું જાણું નહિ; અને મારા એ અજ્ઞાનને લીધે હિંદી ચિત્રકળાને પૂરી સમજવામાં કે તેની કદર કરવામાં સફળ પણ ન થાઉં. છતાં શ્રી ચાવડાનું કામ જોઈ મારા મન પર તત્ક્ષણ જે પ્રિય છાપ પડી તે એ કે રાષ્ટ્રીય મર્યાદાઓને વટાવીને તેની યે પાર પોતાનો અવાજ ફેલાવવાની શક્તિ તે ધરાવે છે. (અનુવાદક ર.મ.શા.)







ઉપર ડાબી બાજુ: અશ્વ અને સવારની કોતરણીવાળી છ ફૂટ લાંબી છાટ; નીચે: મજેવાણીનું તળાવ ખોદતાં નીકળેલા પુરાણા મંદિરના શિલ્પ ભાગના અવશેષો. જેમાંના કેટલાકને ગામલોકોએ સ્વયંભૂ માતૃસમૂર્તિઓ માની અવડી માતાનો મઢ ચણાવી તેમાં પધરાવેલા છે. જમણી તરફ: ઢોલીથરના ઢોરા ઉપરના પાળિયાઓમાંના બેનું ત્વરિત રેખાંકન (આલેખનો–લેખકનાં)

ઉપયોગ કર્યો છે, અને શોભતું કરવા કોતરણીવાળા પથ્થરો જેમતેમ પણ પાયરા ચણાવ્યા છે. આ આવડ માતાના મૂળ સ્થાપકો ચારણો હતા અને તેમના સમયથી ગામલોક તેને આગદેવી માની પૂજે છે અને સિંદૂર ચડાવે છે

તળાવકાંઠે ફરતાં ફરતા, પડી ગએલા પાળિયા જેવી દટાએલી એક શિલાના છેડાના થોડા ખુલ્લા ભાગમાં ઘોડાની આડી આકૃતિ કોતરેલી જોઈ, અને એવી ભૂલ કેમ થઈ હશે એ વિચારે નવાઇ લાગી. પાળિયામાં હમેશા તેના ઊભા ભાગે ઘોડાની કે બીજી આકૃતિ ઊભી જ હોય છે. એટલે એ આખી શિલા ખોદી કઢાવી, તો છએક ફૂટ લાંબી અને દોઢ ફૂટ જેટલી જાડી પહોળી એ પથ્થરની છાટ પર અશ્વ અને સવારની વિવિધ આકૃતિઓ આડી કોતરેલી જોવા મળી! એકીસાથે પાંચ વીરોનું સ્મરણ સાચવવા કરેલી એ ખાંભી હશે? કે ઉત્તમ કારીગરીવાળા મંદિરમાં અશ્વથરમાં કે બીજે મૂકવા કરેલું સુશોભન હશે? કદાચ છેલ્લી ધારણા વાસ્તવમાં ઠીક જણાય છે

આ બધુ જોતા ઠીક સમય ગયો. બપોરના બાર વાગવા આવ્યા. પછી ઢોલી થરનો ઢોરો જોવા વળ્યો 'રાત્રે ક્યારેક એ ઢોરામાં એક અવાજે વણઅટક્યાં ખંગિયો વાગે છે ને બીજો પણ બુબારવ થયા કરે છે. ત્યાં તો ભૂતાવળ જાગે છે' એમ કહી ગામલોકે એવે ઠેકાણે ત્યાં જતાં મને વાર્યો. પણ તેથી તો મારું મન વિશેષ ઉત્સુક બન્યું.

ગામની અગ્નેરમાં આવેલા એ ઢોરા પર પહોંચી જોયું તો રતુમડી કાંકર અને રેતી માટીમાં આહીરો, કાઠીઓ તથા રજપૂતોના અને એવા બીજા ઈતર પાળિયા, કોઇ ખૂંપેલા છે, કોઈ પડેલા છે, તો કોઇ ઢગલો થઈ દટાઇ ગયા છે; અને તેમાં, એક ઢોલી તથા તેની પાછળ મરી ફીટેલી એકસોને વીસ આહીરાણીઓના આદી એક કાળે ઊભા કરાએલા ધરમા પાળિયા પણ ભળી ગયા છે. જેના પરથી એ સ્થળ 'ઢોલીથરનો ઢોરો' કહેવાયો તે, જીર્ણ થઈ ઘસાઇ ગએલા એ પાળિયા કયા સમયના હશે તે પારખવા પૂરતુ કાંઇ સાધન ઉપલબ્ધ નથી. પણ અહીંથી મને કળા માટે અપાએલા અદ્ભુત આત્મભોગની અનન્ય એવી એક અતિ રસભરી આખ્યાયિકા લાધી ગઇ.

મુહૂર્તરાજ અક્ષયતૃતીયાનો દિવસ એ તો વસુંધરાનો પર્વણી મનાઇ છે. તે દી' સૂરજે સાખ કાઢી તે પહેલાં, કમર કસી, અખાત્રીજ માટલી જોઈ, મજેવાણીના આહીરો ખતપતરની ફેરવણી કરવામાં પડ્યા હતા. ટોપરૂખારેક નાખી ફુલાવેલી ઘેબર રાબડી રાંધી આહીરાણીઓ ભોજનના આનંદમાં મસ્ત હતી. રૂડુંરૂપાળું મજેવાણી તે વખતે આબાદ ગામ હતું. વેણુકુંજમાનાં તેનાં શિલ્પસમૃદ્ધ દેવમંદિરો એની સાખ પૂરતા અને ગામલોકના ઉત્સવ-આનંદમાં એનો પડઘો પડતો.

દિવસ નમતા આવ્યા ત્યારે 'ધા ધિનક્ ધા તિનક્ . . .' ઢોલ વાગવો શરૂ થયો મજેવાણી ના અવાજે વિહ્વળ બન્યું. ઢોલનો નાદ સાંભળી, ગામ આખાની આહીરાણીઓ બહાવરી બની, જેમ તેમ કામકાજ પછાડી કે વાસેમરીને પણ છોડી, ઢોલે રમવા નીસરી પડી. અને એમ તો વારતહેવારે હમેશા બનતું આવ્યું હતું. કરામત ઢોલીમાં હતી કે તેના ઢોલમાં, એ તો આજે કોણ કહે? પણ ઢોલી ઢોલને એવી મતથી દાંડી પીટતો કે તેમાંથી સેંકડો વર્ષ પૂર્વે શ્રીકૃષ્ણે છેડેલો ગોપીઓને ઘેલી કરતો વેણુનાદ પ્રગટતો લાગતો, ને આહીરાણીઓ રસમસ્ત બની રાસ રમવા ધસતી ઢોલી હાકી હતો, પણ આહીરાણીઓના મને ભાર હતો

વ્રજવાસુ વાણી ઈ વાંકે ગોવિંદ શું જશ ગાવા રે,
રઢિયાળા રાધાવર સંગે રંગે રાસ રમાવા રે.

હૈયાં હચમચી ઊઠે એવો રાસ જામ્યો. રંગતમાં રાત વીતી અવાર થવા આવી. છબીલો ને છોગાળો, લટિયર ને વંકાળો, વાંકડી મૂછો અને ઘૂંઘર વાળવાળો ઢોલી વખુથાકો ઢોલને દાંડી દીધે રાખતો હતો અને ઢોલમાંથી 'ધિન ધાગિના તિના કે . . . ધિન્ ધાગિના ધિનાકે' એવો એકધારો બોલવશ કરતો અવાજ નીકળ્યા કરતો હતો. રૂપાળી ને સુરીલી, નીતરતા નેહ ને રૂપાળા દેહવાળી એકસો ને વીસ આહીરાણીઓ હરખી તાલમાં ફરી, ધરતીને ધમધમાવતી રાસમાં મચી હતી.

મઈ માધા આવયાં
ગીત મઝમા ગાવયાં;
મઈ માધા આવયાં
ઢોલે રમાવયાં,
રાસે રમાવયાં;

[૮]

# સંચારી ભાવ

ગયા અંકમાં આપણે ભાવના બે પ્રકાર જોયાઃ સ્થાયી ભાવ અને સાત્ત્વિક ભાવ. હવે સંચારી ભાવ સમજીએ.

સંચારી ભાવો, મુખ્ય ભાવોમાંથી નીકળતા ઉપ-ભાવો હોવાથી તેમને સંચારી ભાવો કહેવામાં આવે છે. તેમની સંખ્યા તેત્રીસ છે. તે આ પ્રમાણે: (૧) નિર્વેદ, (૨) ગ્લાનિ, (૩) શંકા, (૪) અસૂયા, (૫) મદ, (૬) શ્રમ, (૭) આલસ્ય, (૮) દૈન્ય, (૯) ચિંતા, (૧૦) મોહ, (૧૧) સ્મૃતિ, (૧૨) ધૃતિ (૧૩) વ્રીડા, (૧૪) ચપલતા, (૧૫) હર્ષ, (૧૬) આવેગ, (૧૭) જડતા, (૧૮) ગર્વ, (૧૯) વિષાદ, (૨૦) ઔત્સુક્ય, (૨૧) નિદ્રા, (૨૨) અપસ્માર, (૨૩) સુપ્ત, (૨૪) પ્રબોધ, (૨૫) અમર્ષ, (૨૬) અવહિત્થ, (૨૭) ઉગ્રતા, (૨૮) મતિ, (૨૯) વ્યાધિ, (૩૦) ઉન્માદ, (૩૧) મરણ, (૩૨) ત્રાસ અને (૩૩) વિતર્ક.

આપણે આમાંના મુખ્ય ભાવોના વિભાવ-અનુભાવ (એટલે કે તે ઉત્પન્ન થવાનાં કારણો અને તેનાં લક્ષણો) જોઈએ.

**નિર્વેદ:** પોતાની જાત પ્રતિ તિરસ્કાર અથવા 'સંસાર ત્યાગયોગ્ય છે' એવી વૈરાગ્યબુદ્ધિ તે નિર્વેદ.

વિભાવ (કારણો): વ્યાધિ, દુઃખ, દારિદ્ર, ઈષ્ટજનનો વિયોગ, માનક્ષય, તત્ત્વજ્ઞાનસિદ્ધિ ઇત્યાદિ

અનુભાવ (લક્ષણો): નિરુત્સાહ, શિથિલતા, નમ્ર વાણી, મંદ ચાલ, ઈત્યાદિ.

**ગ્લાનિ:** નિસ્તેજતા તે ગ્લાનિ.

વિભાવ: તપ, ઉપવાસ, મનસ્તાપ, અતિ વ્યાયામ, યાત્રા, ભૂખ, તરસ, મદ્યપાન, કામક્રીડા, અતિ મૈથુન, અતિ નિદ્રા ઈત્યાદિ.

અનુભાવ: મંદ બોલવું, મંદ ગમન, નિરુત્સાહ, શિથિલતા, નમ્ર નેત્ર ઈત્યાદિ.

**શંકા:** અનિષ્ટનું ચિંતન કે હાનિ થવાનો વિચાર તે શંકા.

વિભાવ: કપટ, ધૂર્તબાજી, પાપકર્મ, અપરાધ વગેરે.

અનુભાવ: વારંવાર જોવું, મોં સંતાડવું, ફિક્કા પડી જવું, અવાજ કરડાવો વગેરે.

**અસૂયા:** અન્યનું અનિષ્ટ કરવાની વૃત્તિ તે અસૂયા.

વિભાવ: અન્યનો ઉત્કર્ષ, ઐશ્વર્ય, વિદ્યા, બુદ્ધિ, સૌભાગ્ય વગેરેની અસહિષ્ણુતા, દ્વેષ ઇત્યાદિ.

અનુભાવ: વક્રદૃષ્ટિ, ભ્રકુટી, વિમુખતા, તિરસ્કાર, ધિક્કાર, બધાંની વચમાં દૂષણો કહેવાં, ગુણમાં દોષ શોધવા વગેરે.

**મદ:** હર્ષનો ઉત્કર્ષ તે મદ.

વિભાવ: મદ્યનો ઉપયોગ

મદના પાછા ત્રણ પ્રકાર છે: તરુણ, મધ્યમ અને અધમ

તરુણ મદના અનુભાવ: સ્મિત અને મધુ વચન, વાણીમાં 'ગ્રામ્ય'શૈલી, ઉચ્ચારમાં શિથિલતા, ચંચલ ગતિ ઈત્યાદિ.

મધ્યમમદ: સર્વાંગ શિથિલતા, બાહુવિક્ષેપ, વિષમગતિ વગેરે.

અધમ: હતગતિ (લથડિયાં ખાવાં) અસંબદ્ધ વાણી તથા ચેષ્ટા, લોપસ્મૃતિ, હેડકી, ઉલટી, કફ વગેરે.

**શ્રમ:** અતિશય કાર્યથી થએલો પરાભવ તે શ્રમ.

વિભાવ: વ્યાયામ વગેરે કોઈપણ શ્રમદાયક ક્રિયા.

અનુભાવ: શિથિલતા, સિત્કાર, અંગમર્દન, મ્લાનમુખ, વાસ વગેરે.

**આલસ્ય:** ઉદ્યમ વગેરેમાં અસામર્થ્ય તે આલસ્ય.

વિભાવ: જડતા, વ્યાધિ, તૃપ્તિ, ગર્ભ વગેરે.

અનુભાવ: તંદ્રા, શયન, નિદ્રા, સર્વ કામ પ્રત્યે અભાવ વગેરે.

**દૈન્ય:** અતિ દુઃખાવસ્થા તે દૈન્ય

વિભાવ: મનોદુઃખ, દારિદ્ર, દ્રવ્યનાશ, ઉત્સાહભંગ વગેરે.

અનુભાવ: ધીરજ ખોવી, મનસ્તંભ, શિરોવેદના, મેલાં વસ્ત્ર.

**ચિન્તા:** અનિષ્ટની ધારણા કે ગએલાંનો શોક તે ચિન્તા.

વિભાવ: ઐશ્વર્ય અથવા ઇષ્ટ વસ્તુનો નાશ, દારિદ્ર વગેરે.

અનુભાવ: સંતાપ, દીર્ઘ નિશ્વાસ, મનન, શરીરશોષણ, મલિનતા.

**સ્મૃતિ:** અનુસ્મરણ તે સ્મૃતિ

વિભાવ: સુખદુઃખજનક વસ્તુનું સ્મરણ, અભ્યાસ, ઉદાહરણ, ચિન્તન, સમાનદર્શન.

અનુભાવ: ઊર્ધ્વદૃષ્ટિ, અવલોકન, ભ્રૂક્ષેપ, એકાગ્રતા વગેરે.

**ધૃતિ (સંતોષ):** દુઃખમાં પણ સુખ માનવાની સંતોષબુદ્ધિ તે ધૃતિ.

વિભાવ: શાસ્ત્રજ્ઞાન, તત્ત્વસિદ્ધિ, નિષ્ઠા, ભગવતપરાયણતા વ૦

અનુભાવ: આત્મસંતોષ, આવ્યા કે ગયાનો હર્ષશોક ન હોવો, વ૦

**ચપલતા:** ક્રિયાની શીઘ્રતા તે ચપલતા.

**હર્ષ:** ચિત્તનો પ્રસાદ કે આનંદ તે હર્ષ.

વિભાવ: મનોરથસિદ્ધિ, ઈષ્ટજનનો સમાગમ, સુખભોજન, ધનલાભ, દેવ ગુરુ રાજા કે શ્રેષ્ઠ પુરુષની પ્રીતિ ઈત્યાદિ.

અનુભાવ: પ્રસન્નતા, પ્રિય વાણી, હર્ષાશ્રુ, રોમાંચ, આલિંગન, સ્નેહ તાડન (હેતથી મારવું) વગેરે.

**આવેગ:** આકસ્મિકતાથી થતો સંભ્રમ તે આવેગ.

આવેગ આઠ પ્રકારના છે: ઉત્પાતકૃત, વાતકૃત, અગ્નિકૃત, વર્ષાકૃત વગેરે. એટલે કે વિદ્યુત, ભૂકંપ વગેરે ઉત્પાતોથી, તેમજ અચાનક પવનથી, કે આગ, વરસાદ વગેરેથી ઉત્પન્ન થતા આવેગો. આ સર્વના અનુભાવો નીચે પ્રમાણે છે.

ઉત્પાતકૃત આવેગ: સર્વ અંગની શિથિલતા, વિરાગ, કંપ, ભય.

વાતકૃત આવેગ: વસ્ત્ર અવગુંઠન (કપડાં ઠીક કરવાં), શીઘ્રગતિ.

અગ્નિકૃત આવેગ: ખસી જવું, સિત્કાર કરવો, ધુમાડાથી મુંઝાઈ જવું વગેરે.

વર્ષાકૃત આવેગ: દોડવું, આશ્રય શોધવો, સંકોડાવું વગેરે.

**જડતા:** અસમર્થતા તે જડતા.

વિભાવ: મૂઢતા, સર્વ વ્યવહારનું અજ્ઞાન વગેરે.

અનુભાવ: મૌન, પરવશતા, શૂન્યમનસ્કપણું વગેરે.

**ગર્વ:** પોતાના વિષે સર્વથી અધિકપણાનો ખ્યાલ અને અન્યને વિષે અધમપણાની બુદ્ધિ તે ગર્વ.

વિભાવ: ઐશ્વર્ય, સૌંદર્ય, યૌવન, ઉચ્ચ કુળ, વિદ્યાબળ, બુદ્ધિ,

અનુભાવ: અવજ્ઞા, ઉપહાસ, તિરસ્કાર, અનાદર વગેરે.

**વિષાદ:** દુઃખનો વિચાર તે વિષાદ.

વિભાવ: કાર્યવિઘ્નતા, નિષ્ફળતા, આપત્તિ વગેરે

અનુભાવ: ચિંતા, નિશ્વાસ, મનન, અવલોકન, નિરુત્સાહ વગેરે

**નિદ્રા:** અન્ય ઇંદ્રિયોનો ત્યાગ કરી મન જ્યારે ત્વચા ઇંદ્રિયમાં રહે છે ત્યારે નિદ્રા થાય છે.

વિભાવ: શ્રમ, આલસ્ય, અતિ આહાર, દુર્બળતા વગેરે.

અનુભાવ: આંખો મીંચવી કે ઓછું જોવી, બગાસું, આળસ, મસ્તકનું ભારેપણું, શરીરમર્દન, સ્વપ્નદર્શન વગેરે.

# Our Friends Abroad



—— આ પત્ર મેળવનાર : જશવંત શાહ, ગોરધન નિવાસ, બીજે માળે, બીજી ખત્તર ગલી, ઠાકુરદ્વાર, મુંબાઇ ——

Stockton-on-Tees (England)
મંગળવાર, ૧૬ ડિસે૦ ૧૯૪૬

પ્રિય જશવંત,

ત્રણ અઠવાડિયાં પર મળેલા તમારા પત્ર માટે આભાર. પણ હું અત્યંત દિલગીર છું કે મારા જમણા હાથમાં, દવાની ફેરફારીને લીધે અવારનવાર ઉપડી આવતા માંસપેશીના દરદને કારણે તમને હું તરત જવાબ લખી ન શકી.

અમારૂં ગામ સ્ટૉકટન ઈંગ્લંડમાં સૌ પહેલી દીવાસળી બનાવનારૂં ગામ; અને હજીયે એ પ્રથમ કારખાનું જૂના ગામમાં ઊભું છે.

જગતની પહેલવહેલી રેલવે પણ જ્યૉર્જ સ્ટીવન્સને અમારા સ્ટૉકટનથી ડાર્લિંગ્ટન વચ્ચે જ નાખેલી. હજી દુનિયાનું એ પહેલ-વહેલું નાનકડું એન્જિન ડાર્લિંગ્ટન સ્ટેશનમાં ઊભું છે. અને એ વખતના પાટાનો થોડો ભાગ પણ આજના પાટાઓને એક પડખે સ્મૃતિ તરીકે રહેવા દીધો છે વળી બ્રિટિશ ટાપુઓમાંનો મોટામા મોટો રાસાયનિક ઉદ્યોગ જે બિલિંગહામ નામના ગામમાં છે એ ગામ પણ અમારા સ્ટૉકટનથી માત્ર બે માઈલ દૂર છે. અને તેનાં ઊંચાંઊંચાં મકાનો અમારા ગામમાંથી દેખાય છે મારા પિતા એ ફૅક્ટરીમાં સાંચા બનાવવા અવારનવાર જાય છે.

અમે ઘણી વાર હોડીમાં બેસીને ટીઝ નદીના મુખ આગળથી માછલીઓ પકડવા જઈએ ત્યારે નદીના કિનારા પર વહાણો બાંધવાની અતિ વિશાળ સંખ્યાબંધ ગોદીઓ દેખાયા જ કરે છે. (ટીઝ નદીના વહાણો બાંધવાના વાડાની ગણત્રી દુનિયાભરના અગ્રણી વાડાઓમાં થાય છે.–તંત્ર) ત્યાં વિધવિધ દેશોના વાવટા ફરકાવતા બેશુમાર વ્યાપારી જહાજો પણ નાંગરેલાં હોય છે વળી. મારા દાદીમા રહે છે ત્યાથી થોડે જ દૂર એક નવી ફ્રેન્ચ ફૅક્ટરી હમણા ઊભી થઈ છે. પણ ત્યા શું બને છે તે હું હજી જાણી શકી નથી

મને એન્જીનીઅરિંગ બહુ ગમે છે, અને મારા પિતાએ અમારા ઘરને પડખે જ એકઢાળિયામાં કોઢ ઊભી કરી છે, જેમાં એક લેથ અને બીજાં ઓજારો છે. એ કોઢમા મેં હમણાં શીટ આયર્નમાંથી એક બૉઇલર બનાવ્યું છે, જેમાં નીચેના ભાગમા કોલસા વડે ચાલતુ બન્સેન બર્નર મૂક્યું છે, અને એ વરાળની મદદથી મિનિટે ૩૬૦ આંટાના વેગે એ બૉઇલર તેનાં પૈડા ચલાવે છે. તમને આવીઆવી વસ્તુઓ બનાવવાનો શોખ ખરો?

હા, ત્યાંનાં હુલ્લડો વિષે હું રેડિયો ઉપર વારવાર સાંભળું છુ. અને એમાંનાં કેટલાંક કરતૂકો જાણીને તો ત્રાસી ઊઠુ છું મેં તો મારા જીવનમાં એવું કદિ અનુભવ્યું નથી.

હવે તો અમારા સર્વશ્રેષ્ઠ ઉત્સવ દિનો—ક્રિસ્મસ આવી પહોંચવાના. એ અમારો મહાન રાષ્ટ્રીય તહેવાર તમારે ત્યાં પણ એવો તહેવાર હશેજ ને?

તમે મોકલેલાં પોસ્ટકાર્ડ માટે ઘણી આભારી છું. મુંબાઇનાં તો થોડાં કાર્ડ મારા કાકાએ લાવી આપેલાં તે મારી પાસે પણ છે. તે ગયા યુદ્ધમાં વ્યાપારી નૌકાદળ ઉપર હતા. યુદ્ધ પૂરૂં થતાંથતામાં તે વી.ડી. બૉમ્બનો ભોગ થઇ પડ્યા,—એ આખા વહાણમાં એ એકજ.

-ચાલુ; હું હવે બંધ કરૂં. તમારા પત્રની આશા રાખીશ

સહૃદયતાપૂર્વક Sheela Gladders- (શીલા ગ્લૅડર્સ.)

[૨]

મનુ આર. શ્રૉફ-કોટબારણા, જંબુસર (ભરૂચ) ઉપરના પત્રમાંથી તારવેલો ભાગ.

Phi Sigma Kappa
302, Waldron st
West Lafayette (Indiana) U S.A.
જાન્યુ. ૨૫, ૧૯૪૭

પ્રિય મનુ,

તમારો બીજો પત્ર મળતાં મને સાનંદાશ્ચર્ય થયું, કેમકે ઘણી રાહ જોવા છતા તમારો પત્ર ન મળતાં મેં તો આશા છોડી દીધેલી;—એમ ધારીને કે મારા પત્રમા તમને કાંઈ રસ નહિ પડ્યો હોય. તમે મને લખનાર પહેલા હિંદી પત્ર-મિત્ર હતા અને તે પછી તો મારે ઘણા નવા હિંદી મિત્રો થયા. તમે માંદા હતા એ વાંચીને હું ખરેખર દિલગીર થયો આશા છે કે હવે તદ્દન કુશળ હશો. તમને ખાતરી આપુ છું કે મને તમારા પર રોષ નથી.

હાલમાં હું મુંબાઇમાં વસતા એક પત્રમિત્ર માટે એક ખાનગી લશ્કરી શાળામા પ્રવેશ મેળવવા મથી રહ્યો છું હું ધારૂં છું કે મુંબાઇમા એમનું કુટુંબ ભારે વગદાર હશે, કેમકે એમને બે સૂતરની અને એક રેશમની મિલ છે. એના પિતાનું નામ ડૉ સીનાઈ. તમે કદાચ એ કુટુંબ વિષે સાંભળ્યું હશે. એમના કાકા આ માસની શરૂમાં જ અહીં યુનાઇટેડ સ્ટેટ્સમા હમણાં આવ્યા છે અને મને મળવા અહીં અમારા સંઘમા આવવાના છે.

તમારી યુનિવર્સિટીઓ વિષે વધારે લખશો તો મને રસ પડશે તમે અંગ્રેજી ઉપરાંત બીજી ભાષાઓ પણ લો ખરા? હું આ વખતે જર્મન લેવાનો છું.

તમારા દેશમાં પ્રવર્તતી પરિસ્થિતિ વાંચીને મને નવાઈ લાગી નથી મને જેમણે જેમણે લખ્યું છે તે બધા જ એ પરિસ્થિતિ થંભવા આતુર લાગ્યા તમ હિંદી મિત્રોના પત્રોમાં જ્ઞાનને માટેની જે તીવ્ર જિજ્ઞાસા હોય છે તે જાણીને મને આશ્ચર્ય થયું હવે તમારે ત્યા વચગાળાની સરકાર થઈ એટલે હિંદુ-મુસ્લિમના ઝગડા પતી જશે એવી આશા રાખીએ દુનિયા આવા સતત વિખવાદો અને ઉત્પાતોમાં કેટલું નભી શકે એ તો પ્રભુ જાણે

અમારાં ઘણા છાપાંઓમાં તેમજ ન્યુસ રીલમાં મેં શ્રીમતી (વિજયાલક્ષ્મી) પંડિતના ચિત્રો જોયેલાં તેમને સાંભળવા હું ઘણો આતુર છું. એ તો લાગે જ છે કે ચીનને જેવાં માદામ ચાંગ-કાઇ-શેક, અને અમારે ત્યાં જેવા મિસિસ રૂઝવેલ્ટ, તેવાં તમારે એ છે.

મારા પહેલા પત્રમાંની એક બાબતમાં કાંઇક ગેરસમજુત થઈ. જે ચાઈનીઝ મિત્રને હું લખું છું તે ઑસ્ટ્રેલિયાનાં છે અને મને નથી લાગતું કે એ બહેન હવે બીજાં પત્રમિત્રો ઇચ્છતાં હોય. અને મારા જર્મન મિત્રો અંગ્રેજી જાણતા ન હોવાથી તેમની જોડે જર્મન ભાષામાં જ પત્રવ્યવહાર કરવો પડતો હોઈ તેમનાં સરનામાંમાં તમને રસ નહિ રહે. રશિયામાં તો મારે કોઇ જ પત્રમિત્ર નથી. મને નથી લાગતું કે રશિયન સરકાર આવા સંબંધો ચાલવા દેતી હોય.. કોઇને ય રશિયન પત્રમિત્ર હોય એવું મેં કદિ સાંભળ્યું નથી.

શુભેચ્છાઓપૂર્વક તમારો મિત્ર Ralph R. Seavers

## પરદેશનાં પત્રમિત્રો

(નીચેનાં સરનામાં 'કુમાર'માં વાંચ્યાં હોવાનો ઉલ્લેખ કરવો.)

Gerard Roelofs. Oostveenweg 149, ENSCHEDE (Nederland). ૧૮-૨૦ની વયનાં કુમારકુમારીઓ સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે. એમના દેશના સંખ્યાબંધ મિત્રો હિંદી પત્ર મિત્રો ઇચ્છે છે, તેમનાં સરનામાં પણ એમને લખવાથી મળશે.

(1) Carmel Aquilina, 27, Church Street. Zebbug (Europe) Malta G.C; (2) Yusufali E. M. Taibjee, Kismayu (Somalia); (3) J. G. Borremans, 14 Boulevard, Baudovin (Belgique); (4) Umit Cakmur, Yukselcad No.43, Yenisehir, Ankara (Turkey); (5) Prof. Alfredo Corderas, Mestres, Avenida Cavdillo, 2 bis, 1.O Lerida (Spain); (6) Felix Klebinoff A., 56, Herzal St. Haifa (Palestine); (7) Miss Renee Dandas, Derrygonelly, Country Fermanagh (Northern Ireland); (8) Miss *Dawn Sylvain Barton, Derrygonelly*, Erres Killen, Country FERMANAGH (N. Ireland); (9) G. G. Visvanathan, Mappnaoon, Karinagar (Ceylon); (10) International Contact, Karrestraat 24.A Breda (Netherlands); (11) *Orientalni Ustav, Redekce Novcho* Orienlae Praha III Lezenska-4 Csecoslovakia), (12) Wolther Osted, Bahdensgade 48, COPENHAGEN (N. Denmark); (13) J. P. Adriani, Breest roat, 130 A, LEIDEN (Holland), (14) Batuk Prasad Sharma, C/o. Herambaprasad & Co, Kathmandu, Koltol (Nepal); (15) H. R. Desai, Pemba (N. Rhodesia, S. Africa); (16) M. Doshi, Box 450, Mombasa (Kenya, Africa); (17) Miss Jacqoeline Kinsely R. R. No 2, 5 Pencerville Ohio (U. S. A.); (18) Miss Betty Hayward, 1722, Everett Street, Almeda, California (U.S.A.), (19) Mr. Sven Ekenberg, Bargslaget, Falun, (Sweden), (20) Miss Kriston Frost, Blichersvey 15, Viborg (Denmark); (21) *Zeduka Kvasuna, Praha Brevnou, Hosta Ikova 92*, (Czechoslovakia) (ઉલ્લેખ: નરેન્દ્ર પી. આચાર્ય તરફથી)

卐

(22) Miss Verde Mae Smith, R.2, Booneville, Miss. (U. S. A.); (23) *Francis B. Caruana, 2 St. Gregory Street*, Zejtun, (Malta); (24) Mrs. Ray Richmond, R. 1, Box 326, Spanaway Wash. (U.S.A.), (25) Sydney Hughes 33 Malta Street, Freetown (Sierra Leone, Africa), (26) Lizzie Reinert, 22 Pine St, Kutztown, Pa. (U. S. A.), (27) Werner Stern. Apartado 140, Malaga, (Spain); (28) Miss Ennice Hill, 640 No. 2 St., Memphis 7, Tenn. (U.S.A.); (29) Joseph Whitfield, P. O. Box 279, Freetown, (S. L. Africa); (30) Mrs. Carey Steiner, R. 1, Box 54, Orrville, Ohio (U. S. A.), (31) Elbso Bather, Swarnagiri, Diyalagoda, Maggona, (Ceylon); (32) Duane R. Rubin, 3639 N. Lotus Ave., Chicago 41, Ill. (U.S.A.); (33) Jessie Bryson, 107 Blackburn St., Plantation, Glasgow, S. W. I. (Scotland), (34) Leon Edelstein, P. O. Box 5834, Tampa 5, Fla. (U. S. A.), (35) John S. Macauley, 124 Blackhall Rd., Kissy Vil. Freetown, (S. L. Africa); (ઉલ્લેખ: શાહબુદ્દીન મો. શાહ તરફથી)

卐

(36) T. P. Ghongo, St. Anthony R.C. Mis. Syke Street, Freetown, (S. L. Africa); (37) Janet Funk, 1200 N. Harmon, Danville, Ill (U. S. A.); (38) Joseph N. Schembri, St. Mary House, De Rohan St., Zebbug, (Malta); (39) Carl Scheloske, 3001 Pine. Ave, Erie, Penna. (U. S. A.); (40) William Davies, 33 Edward St., Freetown, (S.L. Africa), (41) D. Wickramanayake, Mahinde College Galle, (Ceylon), (42) Anthony Zammit, 103 Atocia St. Hamrun, (Malta); (43) Mrs. Floyd Ewald, R. I. Nott Rd., Bridgeport, Mich (U. S. A.); (44) George Luke, 18 Jones St., Freetown, (S. L. Africa); (45) Miss Donna Kline, 1815, 1 Ave. So., Minneapolis 106, Minn (U.S.A.); (46) *John Carriana, 71 North St., Mellieha*, (Malta); (47) Mrs. Ira H. Sander, 329 South Broad St., Lititz, Pa. (U.S.A.), (48) Robert Lawson, 16 Winter St, Kissy Vil Freetown, (S. L. Africa), (49) Lina Cardona, Everett House, Braret St., B'Kara, (Malta) (ઉલ્લેખ: પ્રીતિ-ઉ-કુમાર દફતરી તરફથી)

卐

(50) Mr. Myron Ullman, 1731 East 29th Street, Brooklyn 29, N. Y. (U. S. A.); (51) Miss Laura Lianos, P. O. Box 434, Waialua Oahu (Hawaii), (52) Miss Margaret Mary Noon, 229 Colmanbay Road, Ilkstone (Derbyshire, Eng.) (ઉલ્લેખ: ભૂપત ન. શાહ તરફથી).

### હિંદી પત્રમિત્રોને સૂચના

અમે દિલગીરી સાથે લેખું છે કે કેટલાક પોતાનાં નામ એક વખત આવી ગયા છતાં બીજી વાર મોકલે છે. ઘણાને માત્ર પોતાનું નામ છપાવવાનો જ પ્રસિદ્ધિનો તલસાટ મોહ હોય છે. આ શોચનીય છે. કાગળની આટલી અછત અને મોંઘવારી છતાં અમે આ વિભાગનું આ અંગ શરૂ કરીને ચાલુ રાખ્યું છે તે ઘણા વાચકોની પત્ર મિત્રો શોધવાની તીવ્ર જિજ્ઞાસા તથા આવો વિભાગ શરૂ કરવાની આગ્રહભરી માગણીને લીધે જ. પરંતુ તેની પાછળ જો નામ-પ્રસિદ્ધિની લાલસા જ માત્ર કામ કરી રહેલી જણાશે તો અમારે આ વિભાગ નાછૂટકે બંધ કરવો પડશે. કેટલાક તો પોતાની સાથે પોતાના ઘણા-બધ મિત્રોના, સૂઝે તેટલાં નામસરનામાં લખી મોકલે છે. એના ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ. વળી ઘણાખરા પોતાની વયકે શોખના વિષયો લખી જણાવતા નથી, તેથી અમારે તે અંગ વિના માત્ર નામ-સરનામાં આપીને જ અટકી રહેવું પડે છે, અને પરિણામે ઇચ્છુક પત્રમિત્રને પોતાનો સમોવડીઓ તથા સમાનશીલ પત્રમિત્ર શોધવાની તકલીફ પડે છે. એટલે હવેથી નીચેના નિયમનું પાલન જેમાં નહિ થયું હોય તેવા પત્રો પર બીલકુલ ધ્યાન આપવામાં આવશે નહિ. (૧) પત્રમિત્ર પ્રસાઈ બનારે પોતે, ખતે, રેવફર્નેજ નીચેની માહિતી પોસ્ટકાર્ડમાં જ લખી મોકલવી કવરોનું પોસ્ટેજ બગાડવાની જરૂર નથી (૨) પોસ્ટકાર્ડની પાછળ 'પત્રમિત્ર-વિભાગ' એટલું લખેલું હોવું જોઈએ, અને નીચેની વિગતો સિવાય બીજી કોઈ બાબતો તેમાં લખેલી ન હોવી જોઈએ, નહિતર તેવા પત્રો ઉપર ધ્યાન આપવામાં

આવશે નહિ. કાર્યાલયની વ્યવસ્થા અંગે જુદો પત્ર લખવો. એ ઉપરાંત આ વિભાગને લગતી કે બીજી કોઈ પૃચ્છા માટે સાથે જવાબી કાર્ડ મોકલવું જરૂરી છે (૩) કાર્ડમાં નીચેની માહિતી હોવી જ જોઈએ: પૂરું નામ; ઉંમર; પૂરું સરનામું; (સરનામું જ્યાં અંગ્રેજીમાં કરવાની જરૂર હોય ત્યાં પહેલી એ.બી સી ડી માં લખી જણાવવું); પત્રવ્યવહારની ભાષા; શોખના વિષયો. ઉપર પૈકી કોઈપણ માહિતી અધૂરી હશે અગર ઉપર જણાવેલા નિયમોનું જેમાં પાલન નહિ થયું હોય તેવા પત્રો ઉપર ધ્યાન આપવામાં નહિ આવે અને તેને લગતી પૃચ્છાઓનો જવાબ આપવામાં નહિ આવે. સાથે જવાબી કાર્ડ નહિ બીડયું હોય તેવા પત્રોના પણ જવાબો આપવામાં નહિ આવે.

## નવાં હિંદી પત્રમિત્રો

(૧૪૫) જયંતીલાલ ઝવેરી, C/o રાજમલ સૌભાગ્યચંદ, ૬૨ મારવાડી બજાર, ત્રીજે માળે, મુંબાઈ-૨; (૧૪૬) ગોવિંદલાલ C/o મગનલાલ માણેકલાલ મહેતા મેર્ચન્ટ મર્ચન્ટ, બજારમાં, કાલોલ-પંચમહાલ; (૧૪૭) Ram Chandra Putty, 15 Puttanna Road, Baswan Gudi, Bangalore City; પત્રવ્યવહાર અંગ્રેજીમા જ કરી શકશે; (૧૪૮) વાડીલાલ વીરચંદ શાહ, ઝવેરીવાડા, બાલાસિનોર—વાયા આણંદ; (૧૪૯) કુ બાનુ ગોરડિયા, જવાહર વીલા, જુહુ રોડ, વીલે પારલે, મુંબાઇ ૨૪; (૧૫૦) નવીનકાન્ત આચ્છવલાલ દેસાઇ, ગોલ્ડન નૅમ કલબ, કાલોલ-પંચમહાલ; (૧૫૧) જયંત સોની, મારફત મંત્રીશ્રી સોની યુવક મંડળ, આંબા બજાર, સાકળી શેરી, માંડવી-કચ્છ; (૧૫૨) રતિલાલ ધનજીભાઇ સોલંકી, દાદાભાઈ નવરોજી વાચનાલય પાસે, ગુતાલ તા. નડિયાદ; (૧૫૩) ચંદુભાઇ ભટ્ટ, શારદા મંદિર, શેલ્ડન રોડ, કરાચી; (૧૫૪) લીલાધર મગનલાલ ભટ્ટ, પો.બો. ૪૯, એલ્ડોરેટ Eldoret-કેન્યા કૉલૉની; (૧૫૫) લક્ષ્મીકાન્ત ટી. રાયજાદા, પો. બૉ. ૪૯, દારેસલામ Dár-es-Salam-કેન્યા કૉલૉની; (૧૫૬) વરજીવનદાસ નરોત્તમદાસ શાહ, ચીંચણી-જિ. થાણા; (૧૫૭) પી. પુરૂષોત્તમ આશર, મારફત ડી. એો. આશર, તીરૂપુર-Tirupur-S.I.Ry.(સરનામું અંગ્રેજીમાં કરવું); (૧૫૮) અમૃતલાલ ગોરધનદાસ ત્રિવેદી, જી. સી. હાઈસ્કૂલ, પિલવાઈ-જી. બી સ્ટેટ રેલવે; (૧૫૯) ચમનલાલ મોહનલાલ, વાઘેશ્વરી શેરી, નવાપુરા, માંડવી-કચ્છ; (૧૬૦) નવીનચંદ્ર શાહ ધોબી શેરી, સૈયદપરા, સુરત; (૧૬૧) જમનાદાસ હુકમચંદ શાહ, જૈન વિદ્યાર્થીભવન, કડી-ઉ. ગુજરાત; (૧૬૨) વિનયચંદ્ર ડી દોશી, વિદ્યાર્થી મંડળ, અમર વિલાસ, માંગરોળ; (૧૬૩) ફૈયાઝઅલી એચ. સૈયદ, સૈયદવાડા, પેટલાદ; (૧૬૪) કુ. ચન્દ્રકળા જે શાહ, મારફત જે.પી. શાહ, મદ્રેસા રોડ, માંડવી-કચ્છ; (૧૬૫) નાનાલાલ આર. ગોહિલ, વઢવાણ કૅમ્પ; (૧૬૬) રોશન એ. પંજી, લામુ, કેન્યા, બ્રિ ઈ આ (સરનામું અંગ્રેજીમાં); (૧૬૭) શાંતિલાલ છોટાલાલ તુરખિયા, ૨૬ હરિભાઇ પ્રાગજી કાલાગલા બિલ્ડિંગ, વિસનદાસ રોડ, રામસ્વામી ક્વાર્ટર્સ, કરાચી; (૧૬૮) મનમોહનલાલ ચોબાવટિયા, ૮ ઝવેરી ભુવન, જૂની હનુમાનગલી કાલબાદેવી રોડ, મુંબાઈ-૨; (૧૬૯) બળવંતરાય ક. દીક્ષિત, ભૂત શેરી, મહીધરપુરા, સુરત; (૧૭૦) હરસુખલાલ જે. ભટ્ટ, બાળકા બા હેડમાસ્તર ને ત્યાં, જૂનાગઢ; (૧૭૧) પમુ મણાત્રા, C/o હીરાલાલ મણાત્રા, મૅરીઅટ રોડ, કરાચી-૨; (૧૭૨) ગોવિંદલાલ દોશી, કાપડબજાર ડાકોર; (૧૭૩) શ્રીકાન્ત ચીમનલાલ નાણાવટી, બળવાન ભુવન, ૧૬૫૮ જમાભાઈ શેઠની પોળ, અમદાવાદ; (૧૭૪) રાજબાઇ ખેરાજભાઈ લાદીવાળા, બ્રોકેશ્વર પ્લૉટ, પોરબંદર; (૧૭૫) આનંદરાવ, મારફત ન. મુ અમીન, દરબાર પોળ, વસો-વાયા નડિયાદ; (૧૭૬) મહેન્દ્ર, મારફત એ. સી. શાહ, વકીલ, ટાવર પાસે વઢવાણ કૅમ્પ; (૧૭૭) સુ એ. શાહ, મારફત ચત્રભુજ માધવજી શાહ, સોની બજાર, વઢવાણ કૅમ્પ; (૧૭૮) કંચનભાઈ ચુનીભાઈ અમીન, વીરસદ આણંદ થઈને; (૧૭૯) પૉલ વી મૅકવાન, ગાંધી પોળ કરમસદ; (૧૮૦) મણિલાલ વેલજી, રામકૃષ્ણ મિડલ સ્કૂલ, બીમાણી ફળિયા, માંડવી-કચ્છ; (૧૮૧) ચિનુભાઈ ડી. શાહ, પોસ્ટ પીપળજ, વાયા સાદરા (એ પી. રેલવે); (૧૮૨) કાન્તિલાલ અમૃતલાલ શાહ, પીપળજ, વાયા સાદરા, (એ. પી. રેલવે); (૧૮૩)

---

# ‘નવચેતન’નો રજતોત્સવ

ગુજરાતના પત્રકારત્વમાં એક અભિનવ અને અનન્ય પ્રકાશન તરીકે પોતાનો આંક મૂકી જનારું ‘વીસમી સદી’ માસિક ઈ. ૧૯૨૧ના જાન્યુઆરીમાં, તેના જનક સ્વ. હાજીમહમદના અવસાન સાથે બંધ પડ્યા પછી, એ ઢબ ઉપર પત્રકારત્વ ખેડવાની પ્રેરણા ઝીલેલા ઇચ્છુકો પૈકીમાં શ્રી ચાંપશીભાઇ ઉદેશીએ જે પહેલ કરી એ વાતને આજે એક પચ્ચીસી થઇ ગઈ. કાઠિયાવાડનું વતન છોડીને કલકત્તા જઈ વસેલા ને તરુણ કાળથી જ વ્યાપારી દિશામાં પડેલા છતાં, સાહિત્યરસનું જે ઝરણું એમના હૃદયમાં મૂળથી જ વહેતું હતું તેણે વેગ પકડીને, એમને સ્થિર શાંત જીવનનિર્વાહવાળા વ્યાપારી રાહેથી પત્રકારત્વના આ ધૂધવતા માર્ગ તરફ વાળ્યા. એકલે હાથે, અલ્પ સાધનો વડે અને તળભૂમિથી દૂર રહીને પત્ર ચલાવવું કેટલું દોહલું છે તે જાણનારા એ ધૂધવતા’ શબ્દનો અર્થ સમજી શકશે. માર્ગમાં આવનારી આ બધી સંકડામણો અને વિઘ્નો જાણતા છતાં શ્રી ચાંપશીભાઈ એમાં પડ્યા એ પોતાના ધ્યેય પ્રત્યેનો તેમનો અનુરાગ કેટલો પ્રબળ હતો દર્શાવે છે.

પણ એ અનુરાગને પ્રબળ ધ્યેયનિષ્ઠામાં ફેરવી નાખીને, તે પછી વેઠવા પડેલા અત્યંત કપરા સંજોગો સોંસરો આ પચ્ચીસ વર્ષનો માર્ગ જે પ્રબળ પુરુષાર્થ અને પરિશ્રમ વડે એમણે ખેડ્યો છે તે આજની યુવાન પેઢી માટે જીવનનિષ્ઠાનું એક પ્રેરક ઉદાહરણ બની રહે છે. આ માસ (એપ્રિલ)ની છઠ્ઠી તારીખે કલકત્તાની ગુજરાતી જનતાએ તેમના માનમાં વિવિધ કાર્યક્રમો સાથેનો એક મોટો સન્માનસમારંભ શ્રી રવિશંકર રાવળના અધ્યક્ષપણા નીચે યોજીને જે કદરદાની દાખવી છે તે પણ ધન્યવાદપાત્ર છે. ‘નવચેતન’ માસિકના આ રજતોત્સવ પ્રસંગે અમારા એ પરમ મિત્ર અને વ્યવસાયબંધુને અંતઃકરણની સર્વ શુભેચ્છાઓ પાઠવીને તેના સુવર્ણોત્સવને પંથે સફળ સફર ઇચ્છીએ છીએ.

---

નંદકુમાર દાંડેકર, (૧૮૪) ચંદ્રશેખર વી. દાંડેકર; બંનેનું સરનામું, C/o. ડૉ. વી. પી. દાંડેકર, કચ્છ-માંડવી. (૧૮૫) સુમન દોશી, જૈન ગુરુકુલ, પાલીતાણા; (૧૮૬) મુરાદ ખેરાજ, જેમ કં, પો. બૉ. ૨૬૭, કાનપુર; (૧૮૭) ધીરજલાલ ત્રંબકલાલ પરીખ, શેરી નં. ૭, પ્રહલાદ પ્લૉટ, રાજકોટ સિટી; (૧૮૮) મનહરલાલ, મારફત વાલજી હેમરાજ, મીઠાપર, ગંધારસ્થાન, મોટી હવેલી પાસે, કરાચી; (૧૮૯) મૂળશંકર બી ભટ્ટ. નોંધણા-તા. જંબુસર (ભરૂચ); (૧૯૦) મફતલાલ, મારફત મનસુખલાલ, પાડાપોળ, કાળુપુર, અમદાવાદ; (૧૯૧) નરેન્દ્ર વડગામા, શારદામંદિર, શેલ્ડન રોડ, કરાચી;

(અનુસંધાન પાછળના પૂઠા પરની અંદરની આર્ટપ્લેટની સામે)

# રોજિંદા જીવનમાં વિજ્ઞાન આપણા રોજ-બ-રોજના જીવનમાં રહેલો

વિજ્ઞાનનો ફાળો તથા તેનું મહત્ત્વ સરળ ભાષામાં સમજાવતી લેખમાળા

[૨]

## નાઈટ્રિક ઍસિડ અને હાઈડ્રોક્લોરિક ઍસિડ

લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસસી., પીએચ.ડી.

આપણા રોજિંદા જીવનની વપરાશની ચીજોમાંનાં લગભગ સર્વ રસાયણોમાં વ્યાપક એવા સલ્ફ્યુરિક ઍસિડ (ગંધકના તેજાબ) વિષેની માહિતી ગયા અંકમાં આવી ગઈ તેને અનુસંધાને તેજાબનો જ આગળ વિચાર કરીએ. ગંધકનો, સુરોખારનો અને મીઠાનો, આ ત્રણ તેજાબો 'ખનીજ તેજાબો' તરીકે ઓળખાય છે. તેપૈકી હવે સુરોખારનો તેજાબ—નાઇટ્રિક ઍસિડ લઈએ.

નાઇટ્રિક ઍસિડ એ નાઇટ્રોજનનો તેજાબ છે. પણ સલ્ફ્યુરિક ઍસિડની જેમ તે નાઇટ્રોજનમાંથી સહેલાઈથી બનતો નથી. નાઈટ્રોજનને સંયોજવાની ક્રિયા ખૂબ મુશ્કેલીભરી છે.

જે નાઇટ્રોજનવાળા પદાર્થોમાંથી આ ઍસિડ બનાવાય છે તેમાં કુદરતી સુરોખાર મુખ્ય છે. તે દક્ષિણ અમેરિકાના ચીલીમાંથી ખૂબ મળે છે. ત્યાં સુરોખારવાળા ખનીજના થરોના થરો આવેલા છે. સુરોખાર સાથે તેમાં ઓછા પ્રમાણમાં બીજા ક્ષારો પણ હોય છે. તેમાંથી આયોડીન કાઢવામાં આવે છે. આ અશુદ્ધ સુરોખારને ગંધકના તેજાબ સાથે ગરમ કરીએ એટલે તેમાંથી નાઇટ્રિક ઍસિડ છૂટો પડે છે. આ ક્રિયા ૧૫૦૦થી ૫૦૦૦ રતલ સુરોખાર સમાય એવડા મોટા લોખંડના બકપાત્ર (રીટોર્ટ)માં કરવામાં આવે છે.

ગંધકનો તેજાબ સ્થિર છે: ગરમીને લીધે તેનું સહેલાઈથી વિઘટન થતું નથી. પણ સુરોખારનો તેજાબ અસ્થિર છે. તેનું ઉત્કલનબિંદુ માત્ર ૮૬ ડિગ્રી સેન્ટીગ્રેડ છે. એટલે મિશ્રણને જરાક ગરમી આપતાં નાઇટ્રિક ઍસિડ વાયુ રૂપે બહાર નીકળે છે અને તેને ઠંડો પાડવાથી પ્રવાહી તેજાબ બને છે. આ રીતે શરૂઆતમાં લગભગ નિર્જળ તેજાબ તૈયાર થાય છે. તેમાં ૯૮–૯૯ ટકા તેજાબનું પ્રમાણ હોય છે. પછી જેમ ગરમી વધતી જાય તેમ તેનું વિઘટન થાય છે, જેથી પાણી છૂટે છે. એટલે પાછળનો ઍસિડ પાતળો આવે છે. આ ક્રિયા થઈ ગયા પછી બકપાત્રમાં રહેલો પદાર્થ 'નાઈટર કેક' કહેવાય છે. જેમાંથી બનતો સોડિયમ સલ્ફેટ પણ ઉપયોગમાં આવે છે.

નાઇટ્રિક ઍસિડ મુખ્યત્વે દારૂગોળાની—સ્ફોટક પદાર્થોની બનાવટમાં ખૂબ વપરાય છે. શાંતિના કાળમાં બીજા પણ અનેક ઉદ્યોગોમાં તેનો ઉપયોગ થાય છે, જે પૈકી રંગોની બનાવટમાં એ અગત્યનો ભાગ ભજવે છે. ખેતીવાડીમાં પણ આ તેજાબના ક્ષારો ખાતર તરીકે ઘણા ઉપયોગી છે વળી ત્રાંબુ, જસત, રૂપું વગેરે ધાતુઓને ઓગાળી તેમાંથી ક્ષાર બનાવવા માટે તથા તેમના પર આલેખનો કોતરવા માટે પણ આ તેજાબ જ વપરાય છે. મુદ્રણકળામાં છાપવાના બ્લૉકો જસત કે ત્રાંબાને નાઇટ્રિક ઍસિડ વડે જ કોરીને બનાવવામાં આવે છે. આ ઉપરાંત તેના બીજા થોડા ગૌણ ઉપયોગો છે.

નાઇટ્રિક ઍસિડનું ટીપું જો ચામડી પર પડે તો તે પીળી થઈ દાઝે છે. આ ઍસિડ લાકડાના ભૂસા પર પડે તો ભૂસું સળગી ઊઠે છે. નાઇટ્રિક ઍસિડમાંથી ઑક્સિજન નીકળે છે એટલે તે ઑક્સવતો પદાર્થ (oxidising agent) કહેવાય છે.

હવામાં તો નાઇટ્રોજનનો અખૂટ ભંડાર ભર્યો છે. પણ તેમાં તે




### નાઇટ્રિક ઍસિડની વપરાશ

આખલા જેવો છે, એટલે તેને નાથવો મુશ્કેલ છે. હવામાંના એ નાઈટ્રોજનનું સંયોજન કરી તેમાંથી ઉપયોગી પદાર્થો બનાવવા, એ રાસાયનિકોનું લાંબા કાળનું સ્વપ્ન હતું, તે આજે સફળ થયું છે. અને નાઈટ્રોજનના પદાર્થોનો લગભગ મોટો ભાગ આજે હવાના નાઈટ્રોજનમાંથી જ બનાવાય છે. નાઈટ્રોજનને સંયોજવાની આ ક્રિયાને 'નાઈટ્રોજનનું સ્થાયીભવન' fixation of nitrogen કહેવાય છે. આ ક્રિયાની સિદ્ધિએ નાઇટ્રિક ઍસિડ અને તેના ક્ષારો બનાવવાની પ્રચલિત રીતોમાં અજબ પરિવર્તન આણ્યું છે. આજથી એક દસકા પૂર્વે સુરોખારમાંથી જ નાઇટ્રિક ઍસિડ બનાવવાની રીત પ્રચલિત હતી, પણ હવે તો હવાના નાઇટ્રોજનમાંથી જ તે બનાવાય છે.

ઈ. ૧૭૮૦માં કેવેન્ડિશે સૌ પ્રથમ હવાના ઑક્સિજન અને નાઇટ્રોજનનું વિજળીક શક્તિની મદદ વડે સંયોજન કરેલું પરંતુ તેનો ઔદ્યોગિક વિકાસ લાંબા વખત સુધી થઈ ન શક્યો. વીસમી સદીની શરૂઆતમાં નૉર્વેમાં એ રીત સફળ થઈ. નૉર્વેમાં પાણીના ધોધ ખૂબ છે; એટલે ત્યાં વીજળી સસ્તી પેદા થતી હોવાથી વીજળીને લીધે ઉપરનું સંયોજન શક્ય બન્યું કેમકે એ ક્રિયામાં ૩૨૦૦ ડિગ્રી સેન્ટીગ્રેડ ગરમીની જરૂર પડે છે. એથી હવાનો ઑક્સિજન અને નાઈટ્રોજન સંયોજાઈને તેમાંથી નાઈટ્રોજન ઑક્સાઈડ બને છે અને આ ઑક્સાઈડ વિશેષ ઑક્સિજન સાથે સંયોજાય એટલે તેને પાણી કે ચૂનાના પાણીમાં મેળવવાથી પાતળો નાઇટ્રિક ઍસિડ યા કૅલ્શ્યમ નાઇટ્રેટ બને છે. એ કૅલ્શ્યમ નાઇટ્રેટ નૉર્વેજ્યન સુરોખાર તરીકે ઓળખાય છે અને તે ખાતર તરીકે વપરાય છે. પણ આ ક્રિયામાં ખૂબ વીજળિક શક્તિની જરૂર પડે છે, એટલે બીજી સહેલી રીતો અસ્તિત્વમાં આવતાં આ ક્રિયાની રીત હવે બંધ પડતી જાય છે.

૧૯૧૪-૧૮માં પહેલા યુરોપીય યુદ્ધ દરમિયાન જર્મનોને મળતો સુરોખાર બંધ થયો. તેની યુદ્ધ-જરૂરિયાતોને આમ ફટકો પડ્યો, એટલે જર્મનોએ હવામાંથી નાઇટ્રોજન કાઢી નાઇટ્રિક ઍસિડ બનાવવાના ભગીરથ પ્રયત્નો શરૂ કર્યા. ઍમોનિયાને હવાના ઑક્સિજન સાથે કોઈ સંસર્ગ પદાર્થની હાજરીમાં ઑક્સાવવામાં આવે તો નાઇટ્રિક ઍસિડ પેદા થાય છે. એ સંસર્ગ પદાર્થ તરીકે તો પ્લૅટીનમ ધાતુ વપરાય છે; પણ મુખ્ય પ્રશ્ન ઍમોનિયાનું શું? અનેક મથામણો પછી જર્મન વૈજ્ઞાનિક હાબરે હવામાંના નાઇટ્રોજનને હાઇડ્રોજનની સાથે સંયોજીને ઍમોનિયા બનાવવાની રીત સિદ્ધ કરી ૧ ભાગ નાઇટ્રોજન અને ૩ ભાગ હાઇડ્રોજનને ખૂબ દબાણમાં અને વિશેષ ઉષ્ણતાએ, લોઢામાંથી બનાવેલા સંસર્ગ પદાર્થ પર પસાર કરવામાં



# મધુકરી




રે અમે તો સાધુડિયાં,
  સરળ હ્રદયનાં સંગી રે, સંગી રે, સંગી, એકરંગી.
આળાં મૃદુ અંતરવાળાં,
કાલાં ઘેલૂડાં વ્હાલાં;
  ભોળાં બાલૂડાં દિલનાં રંગી રે, રંગી રે, રંગી, એકરંગી.
સુખિયાં નીરખી રીઝનારાં,
દુઃખિયાં તો દેવ અમારાં;
  ભૂખ્યાં ઓછપનાં ઉરનાં અંગી રે, અંગી રે, અંગી, એકરંગી.

—લલિતજી

## ૨૧. કવિ લલિતજી

મંજીરાંના રણકાર સાથે પોતાના સ્નિગ્ધમધુર કંઠને મેળવીને ગુજરાતને પોતાના સરલ મૃદુ લલિત હ્રદયભાવો પહોંચાડનાર લલિતજીના વ્યક્તિત્વનો સાર ઉપલા પદમાં આવી જાય છે. એ વ્યક્તિ આજે નથી, છતાં એ વ્યક્તિત્વની સૌરભને ગુજરાત સહેજે ભૂલશે નહિ.

પોતાનાં કાવ્યો માટે શરૂથી પસંદ કરેલા તખલ્લુસ 'લલિત'ને નામે જ એમને સૌ સદા ઓળખતા; પણ એમનું ફોઈ-દીધું નામ જન્મશંકર અને બાળપણનું નામ 'સ્થૂલ' હતું. જૂનાગઢના વડનાગરા નાગર ગૃહસ્થ મહાશંકર બુચને ત્યાં એમનો જન્મ ઇ. સ. ૧૮૭૭ની ૩૦મી જૂને થયો હતો. ગણિતનો અણગમો આડે આવતાં મૅટ્રિક ત્યજીને સ્કૂલ ફાઈનલ પસાર કરવા સાથે જ અભ્યાસ પૂરો કરી ૧૯૦૩માં ગોંડળની સંગ્રામજી હાઈસ્કૂલમાં એમણે શિક્ષક તરીકે કારકીર્દિનો આરંભ કર્યો અને તે પછી ૧૯૦૮થી ૧૦ સુધી રાજકોટના 'કાઠિયાવાડ ટાઈમ્સ' નામના દૈનિકના તંત્રીપદે કામ કર્યું, જે દરમ્યાન એજન્સીની સનદથી અદાલતોમાં ભાષાંતરનું કામ પણ કરતા. ૧૯૧૩માં વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતામાં લોકોપદેશક તરીકે જોડાયા અને સાત વર્ષ સુધી ત્યાં કામ કર્યા બાદ ૧૯૨૧માં અસહકાર શરૂ થતાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી મુંબાઈમાં ચાલતા મહાવિદ્યાલયમાં ગુજરાતી ભાષા-સાહિત્યના અધ્યાપક તરીકે નીમાયા, જે સ્થાને તેઓ ચાર વર્ષ સુધી રહેલા. ૧૯૨૫થી દસબાર વર્ષ તેમણે લેડી નૉર્થકૉટ હિંદુ ઑર્ફનેજનું તથા ખાનગી કુટુંબોમાં શિક્ષકકાર્યનું કામ કરેલું. ૧૯૩૮થી એ લાઠી ગયા, અને જીવનના પાછલા કાળમાં લાઠી ઠાકોર સાહેબની પાસે જ નિવૃત્ત જીવન ગાળતા હતા, જ્યાં ગઇ ૨૫મી માર્ચે ૭૧ વર્ષની વયે એમનો દેહ પડ્યો.

૧૮૯૩માં એમણે લેખન-પ્રવૃત્તિ શરૂ કરેલી અને એમનું પહેલું કાવ્ય 'ચંદ્ર' નામના સાહિત્યના માસિકમાં છપાએલું. ત્યાર પછી 'વસંત', 'સુદર્શન', 'સુંદરી સુબોધ', 'બુદ્ધિ-પ્રકાશ', 'સમાલોચક' આદિ પ્રતિષ્ઠિત માસિકો તેમજ દૈનિક-અઠવાડિકોમાં એમનાં કાવ્યો આવતાં રહેતાં. 'ગીત-સંગીત સીતાવનવાસ' નામનું એમનું નાટક છેક ૧૯૦૩માં લખાએલું તથા ભજવાએલું, જેમાં એમનું લોકપ્રિય થએલું 'ઝાંઝરિયાં'નું ગીત આવેલું

સ્વ. કલાપી સાથે એમને મિત્રતા હતી, જે દ્વારા તેઓ ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઇ આદિના સંસર્ગમાં આવેલા. પણ કલાપીની એમના પર પુષ્કળ છાપ હતી. એ બંને મિત્રો હતા અને કલાપી એમને ભાવથી રાખતા એ જ એનું એકમાત્ર કારણ નથી. પણ કલાપી અને લલિતજી બંનેને જે કંઈ પ્રિય અને ઇષ્ટ હતું તે કલાપીને વિશેષ પ્રમાણમાં મળ્યું હતું અને વધારે ઉત્કટ રૂપમાં મળ્યું હતું તે જ એનું સાચું કારણ છે. તે જ રીતે લલિતજી નાનાલાલથી પણ પ્રભાવિત થયા હતા. એમનાં કાવ્યોમાં નાનાલાલની છાપ ચોખ્ખી જોઈ શકાય છે. જો કે નાનાલાલનું તેજ પણ એમણે પોતાના સ્વભાવની મર્યાદામાં વસીને જ ઝીલ્યું છે. નૂતન કવિતારીતિને પણ આત્મસાત કરવાની એમણે કોશિષ કરેલી. 'તેમણે

પોપટના જેટલું જ સ્ફુટ બોલનારૂં પંખી બીજું કોઈ હોય તો તે મેના. પ્રાચીન કાળથી જ મેના-પોપટ ગૃહસ્થ ઘરનું ભૂષણ મનાતાં આવ્યાં છે, ને બંને વરવધૂ પણ મનાયાં છે. જો કે ખરી રીતે તેમ નથી. બંનેની જાત જુદી છે. અને મેનામાં પણ બાકી બે જાતં છેઃ એક 'બોલતી મેના'—જે પોપટની માફક રમરણ અને કંઈક સમજથી માનવ ભાષાનું અનુકરણ કરે છે; અને બીજી 'અબોલ' મેના—જેમાં વૈયા, બામણી મેના, તેલિયા મેના ને આ પણી કાબરોનો સમાવેશ થાય છે. આ મેનાઓ પણ વિવિધ અનુકરણ કરી શકે છે, પણ એમના કંઠની કર્કશતા અને તીખા-પણાથી એ પંખી પ્રિય નથી બની શકતાં.

બોલતી મેનાની બધી જાતો મોટે ભાગે ચળકતા કાળા રંગની હોય છે, ને તે જ પાળવા માટે શ્રેષ્ઠ મનાય છે. એને ઓળખવાની સહેલી નિશાની એ કે એનાં બંને લમણાં પર વાળ વગરની ઉઘાડી પીળી ચામડીનાં લાખાં હોય છે. પણ એ પંખી ગીચ જંગલનું વાસી હોવાથી ક્વચિત્ જ નજરે ચડે છે.

કદમાં કાબર જેવડું, પણ ઘણું નાજુક. રંગ લીલા ને વાદળી રંગની આભાવાળો કાળો. ચમકદાર માથામાં ઉપર ક્યાં તે બે પીળાં લાખાં. ચાંચ નારંગી. પગ ચળકતા પીળા. ખોરાકમાં મુખ્યત્વે વનસ્પતિ; છતાં ઉધાઇ કે તીડ વગેરે જીવાત ખાય. ઝાડની બખોલમાં માળો બાંધી, ચળકતાં ઘેરાં વાદળી રંગનાં ને રતુમડી છાંટવાળાં ૨-૩ ઇંડાં મૂકે છે.

રૂપેરંગે આની જ એક બીજી મેના હિમાલયની તળેટીમાં થાય છે. એ પહાડી મેના બોલવામાં ભારે ઉસ્તાદ મનાય છે, અને વળી ખોરાકમાં ભાત, કેળાં વગેરે તે ખાતી હોવાથી અને પંજરાવસ્થામાં પણ લાંબું આયુષ્ય ભોગવતી હોઇ રસિકજન તેને પાળે છે.

.(શ્રી 'વનેચર'ના લેખ ઉપરથી સંપાદિત)



અર્વાચીન કવિતાના વિકસતા નવીન પ્રવાહ સાથે પણ વહેવાનો અને વિકસવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે' એમ સુન્દરમે તેમને વિષે કહ્યું છે તે યથાર્થ છે.

આજથી પચીસેક વર્ષ પહેલાં તેમનાં પત્ની વિદેહ થયાં પછી તેમણે વિશેષ ભાવે નિઃસ્પૃહી સાધુચરિત જીવન ગાળ્યું હતું. પત્ની કેવળ સખી જ નહોતી, દેવી પણ હતી. એ જ એમની 'તૃપ્તિ ને મુક્તિ કેવી' હતી. પણ એ વિદેહ થતાં કવિએ ધીરજથી એ ઘા વેઠી લીધેલો.

'લલિતનાં કાવ્યો', 'વડીલોના વડલે' ને 'લલિતનાં બીજાં કાવ્યો' એ ત્રણ કાવ્યસંગ્રહોમાં એમનાં છુટકછુટક કાવ્યો સંગ્રહાયાં છે. સારાં કાવ્યોની સંખ્યા એમાં અત્યંત અલ્પ છે. 'ગહૂલી,' 'વિજોગણ વાંસલડી' અને 'એકલ રાગ' જેવાં કાવ્યો એમણે બહુ ઓછાં આપ્યાં છે. છતાં સ્વજનના સ્નેહ અને ગૃહજીવનની મધુરતાની, પ્રભુપરાયણતા અને સાધુત્વની, ક્વચિત રાજભક્તિ કે દેશોત્કર્ષની ભાવનાની આસપાસ પ્રદક્ષિણા કર્યા કરતાં એમનાં કાવ્યો ભાવની સ્નિગ્ધતા અને સરલતાને કારણે, શબ્દ અને લયના માધુર્યને કારણે, ગેયત્વ અને પ્રાસયોજનાને પણ કારણે રોચક અવશ્ય થઈ પડે છે. એમની કવિતા પરત્વે કવિ નાનાલાલે ઉચિત જ કહ્યું છે કે "લલિતના ગુણોમાં જ એમની સીમાઓ રહેલી છે. એમની ભાવના ઝરણ સુંદર છે, પણ વર્ષાકાળનાં પૂર સમાં વિશાળ નથી; એમનો પ્રિય શબ્દ 'લગીર' છે, 'મહા' નથી; વામન અને વિરાટ ઉભય સ્વરૂપ તે ધારી શકતા નથી; એમનું ઉર 'આછું' છે, ને મન 'મોળું' છે."

જોકે કવિના પ્રિય શબ્દ ઉપરથી કવિનો તોલ બાંધવામાં ભૂલથાપ ખવાનો સંભવ છે. 'મહા' શબ્દનો ઉપયોગ કર્યે કંઈ મહાકવિ થવાય નહિ. લલિતજીને મૂલવવામાં એમનો પ્રિય શબ્દ પ્રયોજ્યો કામ રહે છે એ કેવળ યોગાનુયોગ છે.

લલિતજીની મર્યાદાને સ્પષ્ટ આકારે સુંદરમે 'અર્વાચીન કવિતા' પુસ્તકમાં દર્શાવી છે. એમણે કહ્યું છે: 'તેમનું કાવ્ય નાનીમોટી ઊર્મિઓને સાંગોપાંગ યથોચિત માંડણી, વિકાસ અને પુષ્ટિ આપી, તેમાંથી આખો કાવ્ય પ્રદ્ગલ રચવાની શક્તિ બહુ થોડી બતાવે છે. શબ્દોને અને તેમના અર્થધ્વનિને સાંકળનાર સંયોજક અને સમગ્ર દૃષ્ટિ વિનાનાં એમનાં કાવ્યોની પંક્તિઓ ગજ્જનતંતુ વિનાના કરોડના મણકા જેવી ઘણી વાર બની જાય છે. આ અસંગતતાની આસક્તિ તેમનાં લાંબાં કાવ્યોમાં વિશેષ દેખાઈ આવે છે,' શ્રી સુંદરમ્ એને 'પાયાની કચાશ' ગણે છે. તોયે હરિગીત છંદમાં કરેલી કેટલીક સુંદર રચનાઓ માટે, ગીતોના ઉપાડ માટે અને પંક્તિ ગબ્દ કે ચિત્રના વૈયક્તિક માધુર્ય માટે સુંદરમે લલિતજી પ્રત્યે માનભાવ વ્યક્ત કર્યો જ છે; અને કહ્યું છે કે 'જીવનનું દર્શન કે સર્જક કલ્પનાબળ ઓછું હોવાથી તેઓ વિષયની આસપાસ ઊર્મિઓનું અતિશયોક્તિભર્યું ગુંજન કર્યા કરે છે, એમ છતાં તેમનામાં સાચા પ્રેરણાનું ગુપ્ત દ્વાર કોકવાર સાચેસાચ ઊઘડી આવેલું છે અને તેમાંથી...જીવનના સાચા મર્શવાળાં, કલ્પનાની સાચી રમ્ય ભાતવાળાં તેમજ દર્શનની કંઈક ઝાંખી કરાવતાં કાવ્યો પ્રકટ્યાં છે.'

પણ મર્યાદાઓ છતાં કવિ નાનાલાલે આજથી ત્રીસ વર્ષ પર એમને વિષે કહ્યું હતું તે સાચું જ હતું કે, 'લલિતનાં કાવ્યો ગુજરાતે સત્કાર્યાં છે ને સત્કારશે, કારણ કે તેમાં ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય ને લાડ છે.' —યશવંત શુક્લ

## આંદામાન ટાપુઓ

'કાળા પાણીની સજા' સાથે જેનું નામ સંકળાયેલું છે તે, આંદામાન ટાપુઓ હમણાં અખબારોને પાને ચમક્યા છે. બંગાળના અખાતમાં આશરે અઢી હજાર ચોરસ માઈલ જેટલો વિસ્તાર ધરાવતા બસોથી યે વધુ બેટોના એ સમૂહ બિરલા, ડાલમિયા અને એવા બીજા ધનપતિઓને એ ટાપુની કુદરતી સમૃદ્ધિને વિકસાવવાના કામગીરીના નિમિત્તે ખેંચાયા છે.

કલકત્તા તેમજ મદ્રાસથી લગભગ સરખે જ અંતરે—૭૫૦ માઈલ દૂર આવેલી આ ૨૧૯ માઈલ લાંબી આંદામાનની બેટ-પટ્ટી છેક પુરાકાળથી હિંદને પરિચિત છે. આંદામાનનિવાસીઓના લૂંટી લીધેલા વેપારીઓએ પાટલિપુત્રના સમ્રાટ અશોક પાસે કરેલી ફરિયાદનું વર્ણન કાશ્મીરના પંડિત ક્ષેમેન્દ્રે આપ્યું છે. ઈસુની પહેલી સદીમાં તો ચીન અને જાપાન પણ એ ટાપુઓથી પરિચિત હતા ને તેને 'યેંગ તો માંગ' તથા 'હાદુમાન' (જંગલીઓનો પ્રદેશ) નામથી ઓળખતા. દસમી સદીમાં દક્ષિણ હિંદના રાજેન્દ્ર ચૌલદેવ પહેલાએ એ ટાપુઓ પર નૌકાકાફલો મોકલી પોતાનો અધિકાર સ્થાપેલો. તેણે તેને 'અશુદ્ધિ બેટ' તરીકે ઓળખાવેલો. ૧૩મી સદીમાં દુનિયાની મુસાફરી કરનાર પાશ્ચાત્ય સાહસિક માર્કો પોલોએ, આંદામાન ટાપુઓના રહેવાસીઓ દૂર પૂર્વના સાગરમાં ઘૂમતા વ્યાપારી જહાજોને લૂંટી લેનારા ચાંચિયા હોવાનું વર્ણન આપ્યું છે.

ઈ. સ. ૧૮૫૮માં હિંદ બ્રિટિશ તાજને કબજે પડ્યું ત્યારથી આંદામાનને અપરાધીઓની એક વસાહત બનાવવાનું શરૂ થયું. એ 'અપરાધીઓ'માં પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા માટે લડેલા અને ઝૂઝેલા અનેક રાષ્ટ્રપ્રેમીઓ પણ હતા. ઈ. સ. ૧૮૫૭ના બળવામાં અંગ્રેજો સામે લડેલા લગભગ ૨૦૦ હિંદીઓને પહેલવહેલા ડૉ. વૉકરની નિગરાની નીચે ત્યાં લઈ જવામાં આવ્યા. ૧૮૬૪માં એ 'અપરાધીઓ'ની સંખ્યા ૧૦૦૦ થઈ, અને પછી તો ક્રમે ક્રમે વધતી જ ગઈ. અંગ્રેજ હકૂમત સામે માથું ઊંચકનાર દરેકને એ નરકાગારમાં ધકેલવાનું ચાલુ થયું અને એ નરકાગારની યાતનાઓથી ત્રાસીને જ શેરઅલીએ ઈ. ૧૮૭૨માં લૉર્ડ મેયોનું ખૂન કર્યું. વીર સાવરકરે લખેલી 'મારી જન્મટીપ' નામની કિતાબ આ ટાપુને લગતો એક મહત્ત્વનો દસ્તાવેજી પુરાવો બની રહી છે. મદ્રાસના



અર્વાચીન કવિતાના વિકસતા નવીન પ્રવાહ સાથે પણ રહેવાનો અને વિકસવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે' એમ સુન્દરમે તેમને વિષે કહ્યું છે તે યથાર્થ છે.

આજથી પચીસેક વર્ષ પહેલાં તેમનાં પત્ની વિદેહ થયાં પછી તેમણે વિશેષ ભાવે નિઃસ્પૃહી સાધુચરિત જીવન ગાળ્યું હતું. પત્ની કેવળ સખી જ નહોતી, દેવી પણ હતી. એ એમની 'તૃપ્તિ ને મુક્તિ રૂપી' હતી. પણ એ વિદેહ થતાં કવિએ ધીરજથી એ ઘા વેઠી લીધેલો.

'લલિતનાં કાવ્યો', 'વડોદરાને વડલે' ને 'લલિતનાં બીજાં કાવ્યો' એ ત્રણ કાવ્યસંગ્રહોમાં એમનાં છૂટકછૂટક કાવ્યો સંગ્રહાયાં છે. સારાં કાવ્યોની સંખ્યા એમાં અત્યંત અલ્પ છે. 'ગાડૂલી,' 'વિજોગણ વાંસલડી' અને 'એકલ રાગ' જેવાં કાવ્યો એમણે બહુ ઓછાં આપ્યાં છે. છતાં સ્વજનના સ્નેહ અને ગૃહજીવનની મધુરતાની, પ્રભુપરાયણતા અને સાધુત્વની, ક્વચિત રાજભક્તિ કે દેશોત્કર્ષની ભાવનાની આસપાસ પ્રદક્ષિણા કર્યા કરતાં એમનાં કાવ્યો ભાવની સ્નિગ્ધતા અને સરલતાને કારણે, શબ્દ અને લયના માધુર્યને કારણે, ગેયત્વ અને પ્રાસયોજનાને પણ કારણે રોચક અવશ્ય થઈ પડે છે. એમની કવિતા પરત્વે કવિ નાનાલાલે ઉચિત જ કહ્યું છે કે "લલિતના ગુણોમાં જ એમની સીમાઓ રહેલી છે. એમના ભાવનાં ઝરણાં સૂક્ષ્મ છે, પણ વર્ષાકાળનાં પૂર સમાં વિશાળ નથી; એમનો પ્રિય શબ્દ 'નમીર' છે, 'મહા' નથી; વામન અને વિરાટ ઉભય સ્વરૂપ તે ધારી શકતા નથી; એમનું ઉર 'આછું' છે, ને મન 'મોળું' છે"

જોકે કવિના પ્રિય શબ્દ ઉપરથી કવિનો તોલ બાંધવામાં ભૂલથાપ થવાનો સંભવ છે 'મહા' શબ્દનો ઉપયોગ કર્યે કંઈ મહાકવિ થવાય નહિ. લલિતજીને મૂલવવામાં એમનો પ્રિય શબ્દ પ્રયોજ્યો કામી રહે છે એ કેવળ યોગાનુયોગ છે.

લલિતજીની મર્યાદાને સ્પષ્ટ આકારે સુંદરમે 'અર્વાચીન કવિતા' પુસ્તકમાં દર્શાવી છે એમણે કહ્યું છે: 'તેમનું કાવ્ય નાનીમોટી ઊર્મિઓને સાંગોપાંગ યથોચિત માંડણી, વિકાસ અને પુષ્ટિ આપી, તેમાંથી આખો કાવ્ય પુદ્ગલ રચવાની શક્તિ બહુ થોડી બતાવે છે. શબ્દોને અને તેમના અર્થધ્વનિને સાંકળનાર સંયોજક અને સમગ્ર દૃષ્ટિ વિનાના એમનાં કાવ્યોની પંક્તિઓ મજ્જાતંતુ વિનાના કરોડના મણકા જેવી ઘણી વાર બની જાય છે. આ અસંગતતાની ખામી તેમનાં લાંબાં કાવ્યોમાં વિશેષ દેખાઈ આવે છે.' શ્રી સુન્દરમ્ એને 'ભાવની કચાશ' ગણે છે. જોકે લ રોગી છંદમાં કરેલી કેટલીક સુંદર રચનાઓ માટે, ગીતોના ઉપાડ માટે અને પંક્તિ શબ્દ કે ચિત્રના વૈયક્તિક માધુર્ય માટે સુંદરમે લલિતજી પ્રત્યે માનભાવ વ્યક્ત કર્યો જ છે; અને કહ્યું છે કે 'જીવનનું દર્શન કે સર્જક કલ્પનાબળ ઓછું હોવાથી તેઓ વિષયની આસપાસ ઊર્મિઓનું અતિશયોક્તિભર્યું ગુંજન કર્યા કરે છે, એમ છતાં તેમનામાં સાચી પ્રેરણાનું ગુપ્ત દ્વાર કોઈવાર સાચેસાચ ઊઘડી આવેલું છે અને તેમાંથી...જીવનનાં સાચાં મર્મસ્થાનો, કલ્પનાની સાચી રણક બતાવતાં તેમજ દર્શનની ઝલક ઝાંખી કરાવતાં કાવ્યો પ્રકટ્યાં છે.'

પણ મર્યાદાઓ છતાં કવિ નાનાલાલે આજથી ત્રીસ વર્ષ પર એમને વિષે કહ્યું હતું તે સાચું જ હતું કે, 'લલિતનાં કાવ્યો ગુજરાતે સત્કાર્યાં છે ને સત્કારશે, કારણ કે તેમાં ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય ને લાડ છે.'

—યશવંત શુક્લ

## આંદામાન ટાપુઓ

'કાળા પાણીની સજા' સાથે જેનું નામ સંકળાયેલું છે તે, આંદામાન ટાપુઓ હમણાં અખબારોને પાને ચમકયા છે. બંગાળના અખાતમાં આશરે અઢી હજાર ચોરસ માઈલ જેટલો વિસ્તાર ધરાવતા બસોથી યે વધુ બેટોના એ સમૂહ બિરલા, ડાલમિયા અને એવા બીજા ધનપતિઓને એ ટાપુની કુદરતી સમૃદ્ધિને વિકસાવવાની કામગીરીના નિમિત્તે સોંપાયો છે.

કલકત્તા તેમજ મદ્રાસથી લગભગ સરખે જ અંતરે—છસો માઈલ દૂર આવેલી આ ૨૧૯ માઈલ લાંબી આંદામાનની બેટ-પટ્ટી છેક પુરાકાળથી હિંદને પરિચિત છે. આંદામાનનિવાસીઓએ લૂંટી લીધેલા વેપારીઓએ પાટલિપુત્રના સમ્રાટ અશોક પાસે કરેલી ફરિયાદનું વર્ણન કાશ્મીરના પંડિત ક્ષેમેન્દ્રે આપ્યું છે. ઈસુની પહેલી સદીમાં તો ચીન અને જાપાન પણ એ ટાપુઓથી પરિચિત હતા ને તેને 'યેંગ તો માંગ' તથા 'હાડુમાન' (જંગલીઓનો પ્રદેશ) નામથી ઓળખતા. દસમી સદીમાં દક્ષિણ હિંદના રાજેન્દ્ર ચોલદેવ પહેલાએ એ ટાપુઓ પર નૌકાકાફલો મોકલી પોતાનો અધિકાર સ્થાપેલો. તેણે તેને 'અશુદ્ધિ બેટ' તરીકે ઓળખાવેલો. ૧૩મી સદીમાં દુનિયાની મુસાફરી કરનાર પાશ્ચાત્ય સાહસિક માર્કો પોલોએ, આંદામાન ટાપુઓના રહેવાસીઓ દૂર દૂરના સાગરમાં ડૂબતાં વહાણોને લૂંટી લેનારા માણસો હોવાનું વર્ણન આપ્યું છે.

ઇ. સ. ૧૮૫૮માં હિંદ બ્રિટિશ તાજને કબજે પડ્યું ત્યારથી આંદામાનને અપરાધીઓની એક વસાહત બનાવવાનું શરૂ થયું. એ 'અપરાધીઓ'માં પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા માટે લડેલા અને મથેલા અનેક રાષ્ટ્રપ્રેમીઓ પણ હતા. ઈ. સ. ૧૮૫૭ના બળવામાં અંગ્રેજો સામે લડેલા લગભગ ૨૦૦ હિંદીઓને પહેલવહેલા ડૉ. વૉકરની નિગરાની નીચે ત્યાં લઈ જવામાં આવ્યા. ૧૮૬૪માં એ 'અપરાધીઓ'ની સંખ્યા ૬૦૭૦ થઈ, અને પછી તો દૂર ને ભૂસકે વધતી જ ગઈ. અંગ્રેજ હકૂમત સામે માથું ઊંચકનાર દરેકોઈને એ નરકાગારમાં ધકેલવાનું ચાલુ થયું અને આ નરકાગારની યાતનાઓથી ત્રાસીને જ શેરઅલીએ ઈ. સ. ૧૮૭૨માં લૉર્ડ મેયોનું ખૂન કર્યું વીર સાવરકરે લખેલી 'મારી જન્મટીપ' નામની કિતાબ આ ટાપુને લગતો એક મહત્ત્વનો દસ્તાવેજી પુરાવો બની રહી છે મદ્રાસના

## કાનના રોગ અને તેના ઉપચાર

કાનમાં ચસકા મારે તેને કર્ણશૂળ કહે છે. કાનમાં જુદાજુદા અવાજ થાય તેને કર્ણનાદ કહે છે. કર્ણનાદમાં વાંસળી જેવો અવાજ સંભળાય તો તેને કર્ણક્ષ્વેડ કહે છે. કાનની સાંભળવાની શક્તિ જતી રહે તો તે બધિરતા-બહેરાશ કહેવાશ છે. કાનમાં મેલ જામે તો તે કર્ણગૂથ કહેવાય છે. જુદાંજુદાં કારણોથી કાનમાં પાક થઈને પરુ વહેવા માંડે તો તે રોગને કર્ણસ્રાવ કહે છે. કાનમાં પાણી ભરાઈ રહે, ગૂમડાં થાય કે ફોડલીઓ થઈને તે પાકે તો પાકનો સ્રાવ થાય છે. કેટલીક વાર કાનમાં સૂક્ષ્મ જીવ—કૃમિઓ પડે છે. આ રોગને કૃમિકર્ણ કહે છે. કાનમાં પાણી કે જીવડું દાખલ થાય તો તેને કાઢી નાખવાની જરૂર પડે છે. તે કર્ણરોગ નથી, પરંતુ તેનો ઉપચાર કરવો પડતો હોવાથી તેનો પણ કર્ણરોગમાં સમાવેશ થઇ શકે. આટલો કર્ણરોગનો સામાન્ય પરિચય છે. હવે તેમની ચિકિત્સા જોઈએ.

કર્ણશૂળ અથવા ચસકામાં ગરમ શેક ફાયદો કરે છે. બીલી, ધંતૂરો, અરંડો વગેરે વાતનાશક વનસ્પતિઓનાં પાનને પાણીમાં ઉકાળીને તે પાણીની વરાળ કાનમાં પહોંચાડવાથી શેક થઈ રહે છે. બહારની બાજુએ ગરમ પાંદડાં બાંધીને પણ વરાળીઓ શેક આપી શકાય.

દવાનાં ગરમ ગરમ ટીપાં કાનની પીડાને શમાવે છે. એવાં ઔષધો આ પ્રમાણે છે: (૧) લસણ, આદુ, સરગવો, મૂળો, કેળ,—આમાંના કોઈનો પણ રસ જરા ગરમ કરીને કાનમાં નાખવો. (૨) ગાય, ભેંસ, બકરી, ઘેટી, ગધેડું, ઊંટ, ઘોડો અને હાથી આ આઠ પ્રાણીઓનું મૂત્ર અષ્ટમૂત્ર કહેવાય છે. એમાંના કોઈનું પણ મૂત્ર જરા ગરમ કરીને કાનમાં ટીપાં પાડવાં. (૩) આકડાનાં પાકાં પાન ઉપર સહેજ ઘી ચોપડીને દેવતા ઉપર શેકી લેવાં. પછી નીચોવી રસ કાઢવો. આ રસના ટીપાં કાનની વેદનાને શમાવે છે. (૪) ગરમ તેલનાં ટીપાં પણ ગુણકારક છે, પણ ઔષધિ સાથે તે વધારે અસરકારક છે. તેવા થોડા ઉપચાર આ રહ્યા:

(૧) આદાનો રસ, મધ, સિંધવ અને તેલનું મિશ્રણ ગરમ કરીને કાનમાં નાખવું. (૨) હીંગ, ધાણા અને સૂંઠનું સરખે ભાગે ચૂર્ણ કરી, તેમાંથી ૧ તોલો ચૂર્ણ, ૪ તોલા સરસિયું તેલ અને ૧૬ તોલા પાણી લેવું. એ ત્રણેનું મિશ્રણ કરીને તપેલીમાં નાખી ચૂલા ઉપર ચડાવવું. પાણી બળીને માત્ર તેલ રહે ત્યારે ઉતારી લઇને ગાળી લેવું. એનાં ટીપાં કાનની વેદનાને શાંત કરે છે. (૩) બીલી, અરણી વગેરે પંચમૂળનાં કાષ્ઠ ઉપર વસ્ત્ર વીંટી તેની ઉપર તેલનું સીંચન કરવું. પછી એક છેડેથી લાકડાને સળગાવવું. એમાંથી જે તેલ ટપકે તેનો સંગ્રહ કરવો. આ તેલને દીપિકા તેલ કહે છે. તે કાનની વેદનામાં ટીપાં નાખવા માટે વાપરવું. (૪) તેલિયા દેવદારનું આજ પ્રમાણે પાડેલું દીપિકાતેલ પણ પીડાશામક છે.

કાનમાં અવાજ થતા હોય તો દરરોજ સરસિયા તેલના ટીપાં કાનમાં નાખ્યા કરવાં. તેના પર ઉપર જણાવેલા કર્ણશૂળના ઉપાય પણ કરી શકાય છે.

બહેરાશ-બધિરતા માટે બિલ્વતેલ પ્રસિદ્ધ છે. તેની બનાવટ સરળ છે: એક તોલો કૂમળાં બીલાંને ગોમૂત્રમાં પીસી નાખીને તેમને અધોળ સરસવનું તેલ, ૦। શેર બકરીનું દૂધ અને ૦। શેર પાણીમાં ચૂલા ઉપર ઉકાળવાં. પાણી બળીને માત્ર તેલ રહે ત્યારે ઉતારી લઈને ગાળી લેવું. તેનાં ટીપાં કાનમાં દરરોજ બે વખત નાખ્યા કરવાં. અઘેડાના ક્ષારના પાણીમાં તેલ પકાવીને તેનો પણ બહેરાશ માટે પ્રયોગ કરવો.

કાનના પાકમાં રસીવાળાં ગૂમડાંના જેવી જ ક્રિયા કરવાની છે. (૧) જાઈના પાનના રસમાં પકાવેલું તેલ કાનમાં નાખવું; અથવો (૨) ગંધક અને હળદરનું સરખે ભાગે કરેલું ચૂર્ણ ૧ તોલો તથા સરસિયું તેલ ૮ તોલા અને ધંતૂરાનો રસ ૮ તોલા આ ત્રણેને એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ચૂલા ઉપર ગરમ કરવું. જૂનો કાનનો પાક પણ એનાં ટીપાં નાખવાથી મટે છે.

ખૂબ પરૂ આવતું હોય તો લીમડો, તુલસી, ત્રિફળા, કરિયાતું, આમાંના કોઈ ઔષધનો ઉકાળો કાન સાફ કરવા માટે લેવો. સળી ઉપર રૂ લપેટીને તેનાથી પરૂને લૂછી નાખવું. ત્યાર બાદ ગૂગળનો ધુમાડો કાનમાં જવા દેવો. છેવટે મધનાં ટીપાં નાખવાં. આ પ્રમાણે કરવાથી કર્ણસ્રાવમાં જરૂર ફાયદો થાય છે. ગૂગળનો ધૂપ વેદનાશામક અને જંતુઘ્ન પણ છે. કાનની દુર્ગંધીને તે દૂર કરે છે.

જખમે-હયાતનાં પાનનો રસ કાનના પરૂ ઉપર ગુણકારક છે. રસવંતીને સ્ત્રીના ધાવણમાં ઘસીને તેમાં મધ મેળવીને તેનાં ટીપાં પાડવાથી લાંબા વખતનો કર્ણસ્રાવ પણ બંધ થાય છે, એમ સુશ્રુત કહે છે. રસવંતીમાં મધ મેળવીને કરેલાં ટીપાં અસરકારક માલૂમ પડ્યાં છે. એ ટીપાં પાડી શકાય તેટલા માટે થોડું પાણી ઉમેરવું: આંબો, જાંબુ, વડ ને મહુડાનાં કૂમળાં પાનનો ઉકાળો કરી તેમાં સિદ્ધ કરેલું તેલ કર્ણસ્રાવને રોકે છે. તેલ તૈયાર કરવાની રીત ઉપર મુજબ.

લોખ, રસવંતી અને રાળના ચૂર્ણને ખૂબ બારીક કરીને ભૂંગળી વતી કાનમાં ફૂંકી આપવું. ઊંડા જખમોમાં આ રીત અજમાવાઇ છે. કાનના વ્રણમાં પણ તે ફાયદો આપશે.

કાનમાં મેલ હોય તો દરરોજ તેલનાં ટીપાં નાખવા. થોડાક દિવસ પછી પાણીની વરાળને ભૂંગળી દ્વારા કાનમાં પહોંચાડીને શેક કરવો. આ રીતે પીગળેલા મેલને સળીથી અથવા ભૂંગળીથી ચૂસીને કાઢી લેવો.

કાનમાં પાણી ભરાઈ રહે તો તે વખતે તેલ અને પાણીને હાથથી ખૂબ મસળીને તેનાં ટીપાં કાનમાં નાખવાં, અથવા ભૂંગળીથી પાણી ચૂસી લેવું. કાન નીચો રાખીને માથાને હાથ વતી ઠોકવાથી પણ ઘણીવાર પાણી બહાર આવી જાય છે.

જીવડું કાનમાં પેસી ગયું હોય તો મીઠાનું પાણી નાખવું. તેથી તે મરી જશે. પછી સળીથી, કે ભૂંગળીથી ચૂસીને તેને કાઢી નાખવું.

કાનમાં કૃમિ પડે ત્યારે (૧) ભોરીંગણીનાં પાકાં ફળના ધુમાડી આપવાથી આરામ થાય છે. દાંતના કૃમિમાં પણ આ ધૂણી આપવામાં આવે છે. (૨) ગોમૂત્રમાં હરતાલ પીસીને તેનાં ટીપાં નાખવા; અથવા હરતાલ, સરસિયું તેલ અને ગોમૂત્રને ઉકાળીને માત્ર તેલ રહે એટલે ઉતારી લઇને તે તેલનાં ટીપાં નાખવાં.

(પાટણ અભ્યાસગૃહ પત્રિકા) —વૈદ્ય ફુલાભાઈ મથુરભાઇ પટેલ

## હિમાલયના હિમની શાસ્ત્રીય આંકણી

હિંદની જળસમૃદ્ધિનો ખ્યાલ આણવા માટે હિંદી સરકાર તરફથી ટૂંક વખતમાં જ હિમાલયના હિમની શાસ્ત્રીય પદ્ધતિથી આંકણી કરવામાં આવશે. એ દિશામાં પ્રાથમિક પગલાં તરીકે 'ધ સેન્ટ્રલ વૉટરવેઇઝ ઇરીગેશન ઍન્ડ નેવિગેશન કમિશન' અને હિંદી ભૂસ્તરશાસ્ત્રીય ખાતું, બંને મળીને હિમાલયપ્રદેશમાં હિમની તપાસ કરવા માટે સંશોધનમંડળો મોકલે છે. આ કામ માટે હિંદીઓને તાલીમ આપવા સરકારે અમેરિકાના આન્તરરાષ્ટ્રીય હિમ-નિરીક્ષણ-મંડળના પ્રમુખ ડૉ. જે. ઇ. ચર્ચને આમંત્રણ આપ્યું છે.

હિમ-તપાસમાં અગત્યની બાબત એ છે કે હિમાલયના ઉચ્ચ પ્રદેશોમાં કેટલો બરફ જમા થયો છે તેનો અંદાજ કાઢવો. એ માહિતી પરથી ઇજનેરો હિમસમૃદ્ધ નદીઓને હિમાલયના આ કુદરતી ભંડારમાંથી કેટલો લાભ મળવાનો સંભવ છે તેનો અંદાજ કાઢી શકશે. હિમાલયમાં જમા થયેલા એ બરફ રૂપે જળનો ભંડાર ખરો પહોંચો

# સ્વામી શ્રી માધવાનંદજી મહારાજનો યોગવિદ્યાનો એક દૈવી ચમત્કાર

જોધપુર, તા. ૧૨મી એપ્રિલ

ભારતવર્ષ અનંતકાળથી તેના આધ્યાત્મિક અને યોગવિદ્યા માટે વિશ્વભરમાં પ્રસિદ્ધ છે. આજના પાશ્ચાત્ય સંસ્કૃતિના ભૌતિક વિદ્યાના સમયમાં એ વિદ્યાના અસ્તિત્વને ઘણાઓ ભૂલી ગયા છે. એ સંસ્કૃતિની વિદ્યા કેટલી પ્રબળ હતી તેની એક જીવંત ઘટના આધ્યાત્મવાદ અને યોગવિદ્યામાં ન માનનારાઓ માટે રાજપૂતાનાના લોકપ્રિય અને ગુરુશ્રી સ્વામીજી શ્રી માધવાનંદજીના દૈવી ચમત્કાર પરથી બની છે. સ્વામીજી ઉત્તર હિંદ વગેરે બાજુની જનતા અને જોધપુર, ઇડર વગેરે મોટા રાજકુટુંબોમાં ભારે માન અને પ્રેમથી પૂજાય છે.

થોડા જ દિવસો પરની આ વાત છે. સ્વામીજી શ્રી માધવાનંદજીએ યોગવિદ્યાનો એક દૈવી ચમત્કાર કરી બતાવ્યો છે. આજે એ વાતે અનેક રાજકુટુંબો અને જોધપુરની જનતામાં ભારે રસ પેદા કરી દીધો છે.

જોધપુરના પુરાતન કિલ્લામાં અમુક સ્થળે જમીનમાં ચોક્કસ ઉંડાણમાં અમુક વસ્તુઓ છે એમ સ્વામીજીએ યોગવિદ્યાનો પરચો જોવા મળેલી મેદની સમક્ષ જાહેર કર્યું હતું.

સ્વામીજીની આ જાહેરાત વખતે જોધપુરના યુવરાજશ્રી બડા મહારાજ કુમારસાહેબ પણ હાજર હતા.

સ્વામીજીના જણાવ્યા પ્રમાણે કિલ્લાના જૂના મહેલોમાં ખોદકામ કરતાં દરેકેદરેક ચીજો જણાવેલી ઉંડાઈમાંથી મળી આવી હતી. જેમાં જૂનાં ઘરેણાં, કપડાં, નાળિયેર વગેરે વસ્તુઓ હતી. આ વસ્તુઓ પ્રાપ્ત થવાથી જોધપુરની અતિહાસિક સમય પરની સંસ્કૃતિ પર ભારે પ્રકાશ પણ પડયો છે.



સ્વામીશ્રી માધવાનંદજી મહારાજ
દૈવી ભુવન, રાતાનાડા (જોધપુર)

સ્વામીજીની આ યોગવિદ્યાનાં ચમત્કારનો પ્રભાવ ખુદ જોધપુર રાજકુટુંબ પર પડયો છે.

જોધપુરના યુવરાજ પાશ્ચાત્ય સંસ્કૃતિવાળા વાતાવરણમાં ઉછેરાયા હોઈ સ્વામીજીના કહેવા પ્રત્યે પ્રથમ વિશ્વાસ બેઠો ન હતો પણ બધી ચીજો જણાવ્યા પ્રમાણે મળી જતાં યોગવિદ્યાના અસ્તિત્વનો કુમારશ્રીએ તુરતજ સ્વીકાર કર્યો હતો.

(નવાં હિંદી પત્રમિત્રો અનુ૦ પૃ. ૧૦૩થી)

(૧૯૨) જે. એ. અજમેરા, મૅટ્રિક ક્લાસ, હરિસિંહ હાઇસ્કૂલ, પાલીતાણા; (૧૯૩) મીરાંબેન ૨. વ્યાસ, મંગલ ભુવન, મોરબી; (૧૯૪) અનંત ૨. વ્યાસ, પો. બૉ. નં. ૭૪૬ કલકત્તા-૧; (૧૯૫) કનુ શાહ, પો. બૉ. નં. ૧૪૧, અમદાવાદ; (૧૯૬) શશિકાન્ત ઘેલાભાઇ શાહ, મુ. ડીંગોલ, સ્ટે. ડાંગરવા, તા. કડી; (૧૯૭) કૈયાઝઅલી એચ. સૈયદ, સૈયદવાડા, પેટલાદ; (૧૯૮) ચન્દ્રવદન ભટ્ટ, મારફત ડૉ. અંબાશંકર એન. ભટ્ટ ૯૯૨ કૃષ્ણનગર, ભાવનગર; (૧૯૯) તરંગકુમાર ના. ત્રિવેદી, હરિયાળા પ્લૉટ નં. ૧, માણેકવાડી, સ્ટેશનરોડ, ભાવનગર; (૨૦૦) રસિક એસ. પરમાર, ટેકરીપોળ, કરમસદ; (૨૦૧) નલિન ચંદુલાલ શાહ, ચંદુલાલ છોટાલાલ શાહ મારફત, ૩૧૧ સૅન્ડહર્સ્ટ રોડ, પહેલે માળે, મુંબાઇ-૪; (૨૦૨) કૃષ્ણકાન્ત ભોગીલાલ શાહ, ભોગીલાલ માણેકલાલ શાહ મારફત, કાનજી મૅન્શન, સૅન્ડહર્સ્ટ રોડ, ૧લે માળે, મુંબાઈ-૪; (૨૦૩) ઈશ્વરચંદ્ર એન. મિસ્ત્રી, તુલસીવાડી, મહાલક્ષ્મી ડ્રામાટર્મિનસ પાસે, મુંબાઇ-૧૦; (૨૦૪) રમણિકભાઇ હરિશંકર દવે, C/o સાઉથ ઇન્ડિયા સાઈકલ ઇમ્પોર્ટિંગ કં., ૭બી બ્રોડવે, મદ્રાસ; (૨૦૫) ડુંગરસિંહ દ્વારકાદાસ નથવાણી, ધો. ૬, ગો. તે. મહાશાળા, માંડવી-કચ્છ; (૨૦૬) મણિલાલ પી. પટેલ, આર્ટિસ્ટ, કારકુન ચાલ, પીલાજી ગંજ, મહેસાણા; (૨૦૭) નટવર મની, તખ્તેશ્વર પ્લૉટ, ભાવનગર; (૨૦૮) મિસ રંજના આર. પંડ્યા, ગેંદરિયાની પોળ, ખંભાત; (૨૦૯) જયંતીલાલ અંબાલાલ, મુ. લોટાણા—વાયા મહેસાણા.






**ગ્રાહકોને**

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ.૭, પરદેશમાં રૂ.૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ. છુટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ કંપની, ઍડેલ્ફી ટૉકીઝ સામે ગાંધીરોડ, અમદાવાદ.



# સૌંદર્યનો પ્રભાવ

## એજ નીરોગી ત્વચાનું ગૌરવ છે

શારીરિક સૌંદર્યનો આધાર મોટે ભાગે રમણીય ચામડી ઉપર હોય છે અને ફક્ત તંદુરસ્ત ચામડીજ સોહામણી ચામડીનો પ્રતાપ પામી શકે છે. રેકસોના ફક્ત ચામડી તંદુરસ્ત રાખે છે, એટલુંજ નહિ પણ ચામડીનું સૌંદર્ય વધરવામાં મદદ કરે છે, કારણકે તેમાં કેડીલ નામનું ઔષધ છે જે એન્ટિસેપ્ટિક અને ચામડીને પુષ્ટિ આપનાર તેલોનું નવું વિજ્ઞાનિક મિશ્રણ છે. રેકસોનાનું ઝડપથી ભરપૂર બનતું ઉમદા ફીણ આ ચામડીની માવજત કરતાં કેડીલને ચામડીના છિદ્રોમાં ઉંડે લઇ જાય છે અને તેને તાઝગી અને આરામ આપે છે. રેકસોના, જે કેડીલ નામના ઔષધવાળો એકજ સાબુ છે તે ચામડીને નીરોગી રાખે છે, તેનું આરોગ્ય વધારે છે અને ચામડીનું સૌંદર્ય જે સ્ત્રીઓ વધુ ચાહે છે તે સર્જે છે. પુરૂષો જેઓ આરોગ્યની સાથેજ ચામડીની ખીલાવટની અગત્યતા સમજે છે તે રેકસોનાની તાઝગી આપની અને આરોગ્યદાયક અસરની પ્રશંસા કરે છે આથી યોગ્ય રીતે કહી શકાય કે જે પુરૂષો પરીક્ષા કરે તેઓ માટે રેકસોના આવશ્યક સાબુ છે.




બાળકો માટે રેકસોના: બાળકની અતિ નાજુક ચામડી ઉપર ખાસ કરીને ગરમી અને અળાઇઓ ફુટી નીકળે છે. આથી રેકસોનાનું ગુણકારી, આરામ આપતું ફીણ ચામડીની બધી સામાન્ય ફરિયાદોમાંથી કોમળ અવયવોને રક્ષણ આપે છે.

★ તમારી ચામડી સંભાળવામાં પ્રબળ અસર કરતું રેકસોનાનું કેડીલ એન્ટિસેપ્ટિક, આરામપ્રદ અને પૌષ્ટિક તેલોનું ખાસ મિશ્રણ છે.

## ત્વચા-આરોગ્ય માટે રેક્સોના

RP. 31A-23-40 GJ — REXONA PROPRIETARY LIMITED




























**નવરસ :** કાવ્ય, નાટક, નૃત્ય આદિમાં વસ્તુ પરત્વે ચિત્તનો વિકાર થઈને માણસમાં જુદાજુદા પ્રકારના ભાવનો ઉદ્રેક થાય છે. એ ભાવથી માનવ હૃદયમાં આનંદ, ભય, ક્રોધ આદિ જે અનેકવિધ લાગણીઓના આસ્વાદનો અનુભવ પ્રકટે છે તેના નવ ભાગ પાડી શાસ્ત્રકારોએ તેને નવ રસ કહ્યા છે. એ નવે રસોનું જે વિસ્તૃત નિરૂપણ આ અંકમાં 'પ્રાચીન નાટ્યશાસ્ત્ર'ની લેખમાળાના હપતામાં આપેલું છે તેને ચહેરાના ભાવમાં વ્યક્ત કરતાં ચિત્રો આ ઉપર આપ્યાં છે, જે એ લેખની સાથે વાંચવાથી સવિશેષ રસબોધક થશે.

## પ્રાર્થના

• ઉપજાતિ •

ઓ મુગ્ધ મારાં કરણે રહો વસી
પુષ્પો વિષે જેવી રીતે પરાગ;
પ્રસુપ્ત હૈયે પ્રગટો કદી હસી
પ્રચ્છન્ન તારે સ્વર જેમ રાગ.

પિનાકિન્ ઠાકોર

## વિજન અરણ્યે

• અનુષ્ટુપ •

એકાકી હું અહીં?
નહિ.

સહ્યાદ્રિ-ડુંગરોમાંહી નૈમિષારણ્ય આ મહા!

ખરાખા વંડલા, આંબા, સાગ ને શીમળા મગા
આભુંને ટાકવાને ઊભાં વૃક્ષ જ્યાં કાળથી જૂના,
વેલીએ વેલીએ જેહ સંધાયાં છે પરસ્પર.

આભથી યે વળી ઝાઝી ઢંકાઈ છે વસુંધરા,
કેર ને કાશ ને બીજી અડાબીડ વનસ્પતિ
અંગના અંચળા જેવી સોહે છે રંગની ભરી.

ભાનુનો તાપ ના આંહીં; પર્ણોના રંધ્ર માંહીંથી
આવતાં કિરણો કેરો વ્યાપ્યો છે શાન્ત વૈભવ.

ઝંઝાના બળથી જે છે અનિરુદ્ધ જગે, અહીં
વાયુએ તે બની નમ્ર મોંઘા દાસત્વને ગ્રહ્યું.

મંદ મંદ ડગે એમાં ભમું હું, સ્વપ્નમાં લહ્યા
વિશ્વની ઓપડી જાણે જાગ્રતિમાંહીં સિદ્ધિ આ,
મુગ્ધ આનંદની આંખે નિહાળું વન્ય રિદ્ધિને.

એકાકી હું અહીં? નહિ.

એકાકી તો પણ, સૌની
મધ્યમાં વસવાં તો યે હૈયાનો મેળ ના જ્યહીં.

મને તો કિંતુ લાધ્યો છે રૂડો સાથ અતીતનો,
અબ્ધિ શા ઉરમાં જેના વહે છે કલ્પનાં-જળ,
અનાદિ આદિથી જે છે ને જે છે કોટિ ચક્ષુઃ

સર્વ ઇતિતણો દ્રષ્ટા કિંતુ ઇતિ ન જેહને,
મને તો સાથ છે એવા જ્ઞાનયોગી અતીતનો.
પગલે પગલે દોરે, દાખવે ભૂમિની કથા:

નાનું આ ઝરણું કેવું—
થાકેલી જાનકીજીની એણે ધોઇ હતી વ્યથા,
આજે યે સંસ્મરી જેને— નર્તે આનંદ પાગલ!

ને જો પેલી શિલા જેની શોભા છે સર્વત્યાગની,
શાન્ત હૈયે ઝીલ્યાં જેણે
પ્રિયાના વિરહે વ્યગ્ર રામનાં નેત્રનાં જલ.

આ ગુહા, જીર્ણતાની જ્યાં ઝરી છે રજ ચોગમ,
જાળાંથી પૂર્ણ, છે ભેજ, અંધારાં છે અવાવર.
એકદા આંહીંથી ઊઠી, યજ્ઞના ધૂમ્રની શિખા
વ્યાપતી'તી દિગન્તોમાં, પોતાના ગંધમાં ભરી
રેલાવ્યો'તો જગે જેણે સર્વ કલ્યાણનો ધ્વનિ.

ચરણે ચરણે ન્યાળું યુગના યુગ; આખરી
પેશવાઈ તણી સુણું ગાથા વીરત્વની ભરી,
કિલ્લાનાં ધસતાં જોઉં રોપ્યા પૂર નિધર્મનાં.

આગતનું સ્નેહ ના તેને પામ્યો:
એકાકી હું નહિ.

દૂરથી જે જુએ તેને પોતાની મોહિની વડે
આકર્ષે, આવનારાને કાજે ધારી ભયાવહ
કાળનું રૂપ જે ડારે, તેવું યે ઘોર કાનન
મને તો દાખવે સંધે જન્યો સાકાર સુંદર.

દર્ભના ચરતા ટોળાં કોમળાંગી મૃગો તણાં
ગમે, તેવાં ગમે ઘેરી ગર્જના હિંસ્ર પ્રાણીની.

ડાળીએ ડાળીએ ઊડે પંખીના છંદનો રવ,
રેખાળી ગતિમાં કેવું ભરે સૌન્દર્ય સર્પનું!

દર્શને ભવ્ય છે કોઈ, તો કોઇ સ્પર્શ-રમ્ય છે.
કોઇ છે શ્રવણે, કોઈ સ્વાદે, તો કોઈ ગંધથી.

અહો કેવું અનાયાસે
પંચ તત્ત્વો તણું મીઠું પામ્યો છું સાહચર્ય આ!
એકાકી હું નહિ નહિ.

સર્વના સંગનો આંહીં નિધિ છે રમણે ગર્યો
ને તેમાં ખૂટતું કૈં તો,
હૈયાના પ્રેમની ગાજી રે'છે આનંદ-ઘોષણા.

રાજેન્દ્ર શાહ



# અર્જુનની માનવતા

માસિક મનન

લેખક - રતિલાલ મોહનલાલ ત્રિવેદી

મહાભારતના યુદ્ધ દરમિયાન દુષ્ટ અશ્વત્થામા બ્રહ્મરાક્ષસ બન્યો હતો. એ બ્રાહ્મણ, બ્રહ્મબન્ધુ—અધમ બ્રાહ્મણ—શો હતો. એણે રાત્રિનો ઘોર સંહાર કર્યો ને એથી ન ધરાતાં દ્રૌપદીના નિદ્રાધીન પાંચ નિર્દોષ પુત્રોને મારી નાખ્યા. પુત્રશોકથી સાંત્વન કરવા અર્જુને રુદન કરતી દ્રૌપદીને કહ્યું, 'એ બાળહત્યારા ચાંડાલ બનેલા બ્રાહ્મણનું મસ્તક લાવી તારો શોક હું દૂર કરીશ.' આમ કહી એ અશ્વત્થામાની પાછળ દોડ્યો. અર્જુનને આવતો દેખી અશ્વત્થામાએ એની સામે બ્રહ્માસ્ત્ર સાંધ્યું. શ્રીકૃષ્ણભગવાનની સલાહથી અર્જુને પણ બ્રહ્માસ્ત્રનું સામું સંધાન કર્યું અને શસ્ત્રો સામસામાં છૂટ્યાં. બંનેનું સંઘર્ષણ થયું. બંને શસ્ત્રોમાંથી હિંસાનો ભયંકર અગ્નિ સળગી ઊઠ્યો અને સર્વ પ્રજા બળવા માંડી. સર્વત્ર સંહાર થઈ રહ્યો. ભાગવતકારની વાણીમાં કહીએ તો 'આ વેળા પ્રજાનો થતો સંહાર અને ત્રણે લોકનો થતો વિનાશ જોઈને અર્જુને બંને બ્રહ્માસ્ત્રોને પાછાં ખેંચી લીધાં.' પછી વેગથી દોડી જઈ અર્જુને અશ્વત્થામાને પકડી પાડ્યો ને યજ્ઞમાં જેમ પશુને દોરડાથી બાંધે તેમ બાંધ્યો.

અન્તર્યામી ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનની કસોટી કરવા એ આતતાયી અશ્વત્થામાને મારી નાખવા કહ્યું ને દ્રૌપદી પાસે કરેલી પ્રતિજ્ઞાનું તેને સ્મરણ કરાવ્યું. પરંતુ મનનશીલ, ધર્માત્મા અર્જુને પોતાના પુત્રોના મારનાર છતાં પણ અશ્વત્થામાને ગુરુપુત્ર સમજી મારવાની ઇચ્છા ન કરી. ભગવાન જેને પ્રિય છે ને જેના સારથિ છે એવા (गोविन्द प्रियसारथिः) અર્જુને એ દુષ્ટ બ્રાહ્મણને બાંધ્યો પણ માર્યો નહિ.

અર્જુને અશ્વત્થામાને બાંધી દ્રૌપદી સમક્ષ આણ્યો. ગુરુપુત્રને જોઈ કોમળ સ્વભાવની દ્રૌપદીએ એને પ્રણામ કર્યા ને ચાંડાલ કરતાં પણ અધિક અધમ બનેલા એ બ્રાહ્મણ પ્રત્યે એના પૂર્વ ઉપકારો માટે કૃતજ્ઞતા દર્શાવી. દ્રૌપદી એ ગુરુપુત્રનું બંધન પણ સહન ન કરી શકી. તેણે અર્જુનને કહ્યું, 'આ બ્રાહ્મણને છોડી મૂકો, બ્રાહ્મણ તો નિત્યગુરુ મનાય છે. વળી આ અશ્વત્થામા ગુરુરૂપે જ વિદ્યમાન છે, અને ગુરુપત્ની કૃપી આ વીરપુત્રને લીધે જ જીવતાં રહ્યાં છે. માટે હે ધર્મજ્ઞ અર્જુન! તમારા હાથે ગુરુનું કુળ દુઃખી થવા યોગ્ય નથી; પણ એ પૂજનીય ને નમન કરવા યોગ્ય છે.'

પણ દ્રૌપદીનાં આવાં ધર્મ્ય, ન્યાય્ય, ને કરુણા તથા સમભાવથી ભરેલાં વચન સાંભળી ભીમના અન્તરમાં લેશ પણ સમાધાન થયું નહિ, એ બોલી ઊઠ્યો, 'એ દુષ્ટને અવશ્ય મારવો જોઈએ. કારણ કે એણે નિરર્થક વિનાશ કર્યો છે.' તત્કાલ ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા, 'ब्रह्मबन्धुर्नहन्तव्य: आततायी वधार्हण.'— બ્રાહ્મણ અધમ હોય તોપણ હણવા યોગ્ય નથી; પરંતુ આતતાયી તો હણવા યોગ્ય છે.'

ભગવાનનાં આ મર્મવચનમાંથી અર્જુને અવિરોધ સાધ્યો. એણે અશ્વત્થામાના વિનાશકજ્ઞાનની શક્તિને હરી લીધી અર્થાત્ એના માથાનો મણિ કાપી લીધો ને એને બંધનમુક્ત કરી કાઢી મૂક્યો ને જીવતો જવા દીધો.

પરંતુ એ દુષ્ટે એની દુષ્ટતા ન છોડી. દ્રૌપદીને અર્જુને જે ઉદારતા દર્શાવી ક્ષમા આપી તેની એ નરાધમ પર લેશ પણ અસર ન થઈ. એણે તો ઉત્તરાના ગર્ભનો નાશ કરવા પ્રયાસ કર્યો. પણ ભગવાનની માયા ભગવતીના પ્રતાપથી ઉત્તરાના ગર્ભનું રક્ષણ થયું ને પાંડવોના વંશનું એકનું એક બીજ પરીક્ષિત બચી ગયો.

**આ** કથામાં ઉત્તમ સાર સમાયો છે. એમાં ઉદાર ક્ષાત્રભાવનાનું કેવું સુંદર ને મહાન ચિત્ર છે? અર્જુન ને દ્રૌપદીની ક્ષમાવૃત્તિ કેવી અસરકારક છે? આતતાયી જેવાનો પણ વધ ન કરવો પરંતુ એને જીવિતદાન આપવું અર્થાત્ એનાં પાપનો પસ્તાવો કરવા એને જીવતો રાખવો એ અર્જુનની ઉદાર દૃષ્ટિ વર્તમાન જગતમાં કેટલી બધી ઉપયોગી છે? યુદ્ધગુનેગારોને ફાંસીને માંચડે ચઢાવનાર આજના રાજતન્ત્રીઓએ અર્જુનની ઉદાર ક્ષાત્રભાવના અવશ્ય કેળવવા જેવી છે. વૈરને ડંખ કાઢી નાખી જગતનું કલ્યાણ માત્ર દૃષ્ટિ સમક્ષ રાખનાર મહાવીરોની જગતને આજ કેટલી બધી જરૂર છે? વૈરના નિતાન્ત નાશનું ઉજ્જ્વલ ઉદાહરણ બન્યા વગર અર્થાત્ ચિત્તમાંથી વૈરવૃત્તિ નિર્મૂલ કર્યા વગર જગતની શાન્તિની સફલ સિદ્ધિ શી રીતે થાય? સકલ જગતમાં ડંખ વગરની સ્થિતિ ઉત્પન્ન કરવી એ જ એના વિકાસની વ્યાપક પ્રવૃત્તિ નથી? એ જ જીવનની પરમ કલા નથી?

**કા**ર્લ માર્ક્સ! આજની દુનિયામાં આ નામ જેટલું ચર્ચાસ્પદ છે એટલું ભાગ્યે જ અન્ય કોઈ વ્યક્તિનું થયું હશે. કમ્યુનિસ્ટો એને પોતાનો આરાધ્ય દેવ માને છે અને એની વિચારસરણી પર લેનિન તથા સ્તાલિને કરેલાં ભાષ્યોને પોતાનાં ધર્મશાસ્ત્રો ગણે છે. બીજી બાજુ માર્ક્સવાદમાં નહિ માનનારા સમાજવાદીઓ તથા વ્યક્તિસ્વાતંત્ર્યવાદીઓ તેને વિક્ષેપનો જનક એક દુરાત્મા માને છે.

માર્ક્સના જીવતાં જ તેની વિચારસરણી સારી પેઠે ચર્ચાસ્પદ થઈ રહી હતી. રૂસો અને મેકિયાવેલીને બાદ કરીએ તો બીજા કોઈ વિચારકની વિચારસરણી આવી ચર્ચાસ્પદ નીવડી હોવાનું ઇતિહાસમાં નથી જણાતું. પોતાની વિચારસરણી જેટલો જ પોતાના વ્યક્તિત્વનો અક્ષુણ્ણ પ્રભાવ જગત પર જમાવી જનારી વિરલ વ્યક્તિઓમાંની એક તે કાર્લ માર્ક્સ છે.

ક્રાન્તિનો એ અડગ ઉપાસક જગતનાં સઘળાં વ્યવહારમૂલ્યો બદલાવી નાખવા માગતો હતો. દુનિયાને તદ્દન નવા જ સ્વરૂપે જોવાની તેની કમના હતી. એની સિદ્ધિ અર્થેની સાધના પાછળ એ પંડનાં અને પોતાના પરિવારનાં હિતોનો પણ ભોગ આપી ચૂક્યો. જોકે એ પોતે તો એ જગતપરિવર્તનકારી સિદ્ધિ વરી નહોતો શક્યો. પણ એના પછી એના શિષ્યોએ એ સિદ્ધિ ખાતર લોહીની નીકો વહેવડાવેલી છે. આજે પણ એક વર્ગ માને છે કે રશિયન ક્રાન્તિ તથા રશિયાની હાલની વિદેશનીતિ માર્ક્સના સિદ્ધાંતોના જ ફરજંદો છે, જ્યારે બીજો વર્ગ તેને માર્ક્સના સંપૂર્ણ નિષેધરૂપ માને છે. આ બંને અંતિમતાઓ વચ્ચે સત્ય કોણ જાણે ક્યાં અટવાઈ પડ્યું હશે!

**કા**ર્લ માર્ક્સનો જન્મ જર્મનીના રાઈનલૅન્ડમાં ફ્રેન્ચ સરહદ પાસે આવેલા ટ્રાયર મુકામે ઇ. ૧૮૧૮ના મેની પમીએ યહૂદી કુટુંબમાં થયેલો. માતાપિતા ઉભય પક્ષે એ રબ્બીઓ (ધર્મગુરુઓ)માંથી ઊતરી આવેલો. જોકે એના પિતા જ રબ્બી ન, અત્યંત ખંતીલા અને સાફદિલ વકીલ હતા, છતાં તેમનામાં કે કાર્લની માતામાં એની કોઈ

**આજે આખા જગતની કાયાપલટ કરવા મથતા મહાન ક્રાન્તિકારી સિદ્ધાંત 'સર્વસમાનવાદ'નો પિતા**

# કાર્લ માર્ક્સ

અસાધારણ પ્રતિભા નહોતી, જેનો કાર્લને જન્મગત વારસો મળ્યો હોય. કાર્લના દાદાનું નામ માર્ક્સ લેવી હતું. પણ એ નામનો ઉત્તરાર્ધ કઢાવી દઈ એણે માત્ર પૂર્વાર્ધ પોતાની અટક તરીકે રાખેલો.

ઈ. સ. ૧૮૨૪માં કાર્લ જ્યારે છ વરસની ઉંમરનો હતો ત્યારે, તેના પિતા હર્શેલ માર્ક્સે સપરિવાર ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો અને પોતાનું નામ બદલાવીને હાઇન્રિશ માર્ક્સ રાખ્યું. એ વખતે યહૂદીઓ પર અનેક પ્રતિબંધો લદાએલા હોવાથી તેમાંથી મુક્ત થઈને 'યુરોપિયન સંસ્કૃતિનું પ્રવેશપત્ર' મેળવવા એણે આ પગલું ભરેલું કેટલાક જણાવે છે; જ્યારે બીજા કેટલાકનું કહેવું એમ છે કે શાસ્ત્રીય ખ્રિસ્તી ધર્મના આદરેલા રંગદર્શી આદર્શીકરણની અસરથી તેણે એ પગલું ભરેલું. ગમેતેમ પણ કુટુંબ માટેની તેની આ અરમાનોની ને આકાંક્ષા નિરર્થક નીવડી. તેના બે મોટા છોકરા ને બે પુત્રીઓ ક્ષયથી અકાળે મૃત્યુ પામ્યાં; અને ત્રીજો તથા સૌથી લાડકો કાર્લ પણ તેની આકાંક્ષા પર પાણી ફેરવીને અંતે ઓગણીસમી સદીના એક અતિ કરુણ ઘટનાનાટકનો નાયક બની ગયો. દુનિયાને મન કદાચ અતિ પ્રતિભાવાન એ કાર્લ તેની માતાના મતથી 'અભાગો' નીવડ્યો. કેમકે તેણે 'મૂડી કમાવાને બદલે મૂડીનો ઉપહાસ કર્યો.'

કુમારાવસ્થામાં કાર્લ જેવો તેજસ્વી વિદ્યાર્થી હતો એવો જ 'અવ્યવહારુ સ્વપ્નદ્રષ્ટા' હતો. વિદ્યાર્થીકાળથી જ તેણે પોતાનું જીવન 'બંધુ સેવા'ને અર્પણ કરેલું. આમાંયે ઓછો નફાકારક પણ વધુમાં વધુ રસદાયક ધંધો! જોકે તેના પિતાએ તો તેના પર આશા બાંધેલી ને નાગમે વરસે કાર્લે જ્યારે પોતાની પડોશની જેની ફૉન વેસ્ટફાલેન નામની અત્યંત સુંદર છોકરી સાથે સગાઈ કરી નાખી ત્યારે તો પિતાએ પોતાની આશા પર જાણે સોનેરી ઓપ અનુભવ્યો. કેમકે અઢાર વરસના આ યહૂદી જવાનડા ટ્રાયર શહેરના અમીરી સમાજની સર્વશ્રેષ્ઠ સુંદર કન્યાનું દિલ જીતી લે એ ન ભૂતો ન ભવિષ્યતિ હતું.

પરંતુ નાનપણથી જ બંડખોર સ્વભાવના એ છોકરાએ માબાપની બધી આશામગ્નતા ટૂંક સમયમાં આશાભગ્નતામાં પલટાવી નાખી. તોફાનો અને બંડ કરવાને કારણે કાર્લને પહેલાં બૉન મુકામે અને પછી બર્લિન મુકામે મુશ્કેલીમાં મુકાવું પડ્યું. તેના પિતાના એ વખતના પત્રો પુત્રના અહંકાર બદલ, માવિત્રોની ઉપેક્ષા બદલ, તેના ઉડાઉપણા અને જંગલી તોફાનો બદલ ઠપકાથી ભરેલા છે. કાર્લનું હૃદય તેના મગજ જેટલું ઉમદા ન હોવાનું તેમાં જણાવ્યું છે, તેના પર સવાર થએલા લાગતા દૈત્ય બદલ ખેદ દર્શાવવામાં આવ્યો છે, તથા તેની ભાવી પત્ની 'જેની' માટે એ જે અનિશ્ચિત ભાવી તે સર્જી રહ્યો હતો તેનો પણ ખ્યાલ આપ્યો છે.

કાર્લની ઉચ્છૃંખલતાને બાદ કરીએ તો તેની બહુમુખી પ્રતિભા આશ્ચર્ય ઉપજાવે તેવી હતી: કોઇ વિષય તેને માટે કઠિન કે દુર્બોધ નહોતો. ઇતિહાસે જેટલો જ રસ એને સાહિત્યમાં, ભૂગોળ જેટલો જ કાયદાશાસ્ત્રમાં અને તત્ત્વજ્ઞાન જેટલો જ રસ કલા-સૌન્દર્યમાં હતો. સર્વજ્ઞ બનવા જાણે એણે કેડ કસેલી હોય તેમ સઘળા જ વિષયો એ વાંચતો અને સઘળા જ વિષયો પર લખતો. કવિતા સુદ્ધાં એણે લખેલી! પુત્રને ઉચ્ચ દરજ્જાનો એક સરકારી અમલદાર અથવા છેવટે વગદાર વકીલ જોવાની પિતાની ઉમેદ ઉપર તેની આ સઘળી પ્રવૃત્તિ ઠંડું પાણી રેડ્યે જતી. 'ઊંડા સાગરને તળિયે ડૂબકી મારી . . . તળિયાનાં અમૂલ્ય રત્નોને પ્રકાશમાં લાવવા'ની પોતાની મહત્ત્વાકાંક્ષા હોવાનું તેણે ઈ. સ. ૧૮૩૭ના નવેમ્બરની ૧૦મીએ તેના પિતા પર લખેલા એક પત્રમાં જણાવ્યું છે.



**પોતાની વિચારસરણી જેટલો જ પોતાના વ્યક્તિત્વનો અક્ષુણ્ણ પ્રભાવ જગત ઉપર જમાવી જનાર વિરલ વ્યક્તિઓમાંનો એક**

એ અરસામાં તાજેતરમાં જ અવસાન પામેલા જર્મન તત્ત્વજ્ઞ હેગલની કાર્લના માનસ પર બહુ ઊંડી છાપ પડેલી. બર્લિન યુનિવર્સિટીમાં એ તરુણ હેગલિયનો સાથે જોડાયો. પ્રુશિયાની પછાત અને દમનકારક સરકાર સામે બંડ જગાવવું એ આ તરુણ હેગલિયનોનો આશય હતો. પરંતુ હેગલની કેટલીક ધર્માભાસી વિચારણા કાર્લનું બંડખોર માનસ સહી ન શક્યું અને એ તુરત નિરીશ્વરવાદી બન્યો. ડેમોક્રીટસ અને એપીક્યુરસની દર્શનપદ્ધતિ પર થીસીસ (મહાનિબંધ) લખીને એણે જીના યુનિવર્સિટીની પી.એચ.ડી.ની ઉપાધિ મેળવી અને બૉન યુનિવર્સિટીમાં પોતાને પ્રવક્તાપદ મળવાની રાહ જોવા લાગ્યો. એ પદ એને મળ્યું હોત તો સમાજવાદનો ઇતિહાસ કદાચ જુદો જ હોત. પરંતુ યુનિવર્સિટીના સૂત્રધારોને તેની બંડખોર વિચારસરણી પાલવે તેમ નહોતી, એટલે શિક્ષણ-ક્ષેત્રનાં દ્વાર તેના માટે બંધ થયાં.

**જેનો લખેલો કૅપિટલ (મૂડી) નામનો મહાગ્રંથ સામ્યવાદીઓને મન આજે વેદવાક્ય સમો છે.**

શાખાઓ ધરાવતી તથા જર્મન કામદારોએ ઊભી કરેલી 'લીગ ઑવ ધ જસ્ટ'માં જોડાઇ ગયા. થોડા જ સમયમાં, મુખ્યત્વે ઍંજલ્સના પ્રયાસે, એ લીગ 'કમ્યુનિસ્ટ લીગ' તરીકે રૂપાંતર પામી. એના બીજા સંમેલન વખતે માર્ક્સ અને ઍંજલ્સે એમનું જગપ્રસિદ્ધ 'કમ્યુનિસ્ટ જાહેરનામું' પ્રસિદ્ધ કર્યું. એ જાહેરનામાની વિગતોમાં ઊતરવાનું અહીં જતું કરીને એટલું જ કહેવું પૂરતું થઇ પડશે કે અન્યાય સામેના કેવળ વિરોધપ્રદર્શનને સ્થાને એમણે નવી દિશા અને નવું દર્શન પૂરાં પાડયાં, તથા સમાજવાદને રાજતંત્ર સામેની માત્ર કાવતરાંખોરીને બદલે ચોક્કસ ઉદ્દેશ તથા ઐતિહાસિક ભૂમિકા પૂરાં પાડયાં. એ પુસ્તક દ્વારા જ માર્ક્સે તે જમાનાના યુરોપના કામગારોને એકત્ર કરી ક્રાંતિનો માર્ગ સૂચવ્યો.

'કમ્યુનિસ્ટ જાહેરનામું' બહાર પડયા પછી તરતમાં જ પારીસમાં ક્રાન્તિ ફાટી નીકળી. બેલ્જિયન સરકારે અગમચેતી વાપરીને માર્ક્સને બ્રુસેલ્સમાંથી હાંકી કાઢયો. 'જુલ્મગારીએ તમને હાંકી કાઢયા છે, પરંતુ આઝાદ ફ્રાન્સ પોતાનાં દ્વાર તમારા માટે ખુલ્લાં મૂકે છે', એવા ફ્રાન્સની કામચલાઉ સરકારના લખાણ પરથી માર્ક્સ પારીસ ગયો, પરંતુ ત્યાં બહુ થોડો જ વખત રોકાયો; કારણકે જર્મનીમાં પણ સર્વત્ર બંડો ફાટી નીકળ્યાં હતાં. એટલે માર્ક્સ 'કમ્યુનિસ્ટ લીગ'ના પોતાના કેટલાક સહકારીઓને લઇને કોલોન ઊપડયો અને ત્યાં 'ન્યૂ હાઇનિશ ત્સાઇતુંગ'નું તંત્રીપદ સંભાળ્યું. પણ જર્મન ક્રાન્તિ નિષ્ફળ ગઈ અને 'ન્યૂ હાઇનિશ ત્સાઇતુંગ' પત્રને મોંએ ડૂચો દેવાયો. એટલે કાર્લ પાછો પારીસ ગયો. પરંતુ પારીસમાં યે દમનરાજ શરૂ થએલું હોઇને ફ્રેન્ચ સરકારે ઇ.સ. ૧૮૪૯ના જુલાઇમાં તેને ફ્રાન્સમાંથી હાંકી કાઢયો.

જર્મન ક્રાન્તિની નિષ્ફળતાએ તથા 'ન્યૂ હાઇનિશ ત્સાઈતુંગ'ના દમને માર્ક્સને નિષ્કંચન બનાવી દીધો હતો. જર્મનીમાંથી દેશનિકાલ થવાને કારણે એણે પોતાની પ્રશિયન નાગરિકતાનો ત્યાગ કરી દીધેલો અને ત્યારથી એ એક બેવતન આદમી જ રહ્યો હતો.

એવી કટોકટીની વેળાએ કોઈ પણ દેશ તેને સંઘરવા તૈયાર હોય તો તે ઇંગ્લંડ. યુરોપના સર્વ દેશોમાં ઇંગ્લંડ એ કાળે ઉદાર વિચારવાદી હતું અને 'ક્રાંતિવાદીઓનું કાશી' ગણાતું. આપમુખત્યાર રાજાશાહીથી મુક્ત હોવાને કારણે ક્રાંતિની બીકથી પણ તે મુક્ત હતું ને યુરોપભરના દેશોમાંથી હદપારી પામેલા બધા ઉદ્દામ વિચારવાદી ક્રાંતિકારીઓ અને બંડખોરોને તે આશ્રય આપતું. ઇંગ્લંડની સરકારની આ ઉદાર મહેમાની એ ઓગણીસમી સદીના ઇતિહાસનું એક ઊજળું પાનું છે.

માર્ક્સ ઇંગ્લંડ આવ્યો ત્યારે માત્ર ૩૧ વરસની વયનો હતો. એની પત્ની અને ત્રણ બાળકો સહિત પાંચ જણનું એ કુટુંબ હતું અને થોડાં જ અઠવાડિયામાં છઠ્ઠા (બાળક)નો ઉમેરો થવાનો હતો. આવડા કુટુંબનું પોષણ કરવા માટે કાર્લ પાસે એક દમડી પણ ન હતી. અકિંચન આમ જનતાનો એ ઉગ્ર વકીલ જાતે પણ અકિંચન હતો.

ઇંગ્લંડમાં કોઇકે એ સમયે એનું વર્ણન કર્યું છે: 'ઘાટા કાળાવાળ અને મોટી ગોળ દાઢીવાળા કાર્લના હાથ પણ ઘેરા વાળથી ભરેલા છે. અને આડાંઅવળાં બટન બીડેલો લથરપથર ઓવરકોટ તેણે પહેરેલો છે. પણ બાહ્ય દેખાવે ગમેતેવો લઘરવઘર હોવા છતાં જોતાંવેંત આદરમાન માગી લે એવો સત્તાવાહી તેનો પ્રભાવ છે. એનું હલનચલન વિચિત્ર, પણ હિંમત અને આત્મવિશ્વાસની અડગતાથી નીતરતું લાગે. તેની રીતભાત પણ સામાન્ય સામાજિક વિવેકમર્યાદાની દૃષ્ટિએ બહુ તોછડી લાગે. તેનો દેખાવ ગુમાની અને તુચ્છકાર





**માર્ક્સનો મિત્ર : એન્જલ્સ** · શ્રીમંત મિલમાલિકનો બુદ્ધિધન પુત્ર—જેણે મૂડીવાદી વિચારસરણી સામે બળવો પોકારી માર્ક્સને જીવનભર તનમનધનથી સાથ આપ્યો.

ભરેલો છે અને ધાતુના રણકા જેવો તેનો અવાજ કર્કશ છે. છાકથી ભરેલો તે વાતવાતમાં છેડાઈ પડે છે અને પોતાથી વિરુદ્ધ અભિપ્રાયવાળાઓને તીખા અસહિષ્ણુ કટાક્ષોથી ડામે છે. આમ છતાં તે જ્યારે સ્વસ્થ હોય છે ત્યારે તદ્દન નિર્માની, સુજન, ઋજુ, વિવેકી અને માયાળુ હોય છે.'

પણ તેનું આ ચીડિયાપણું તેની ઇંગ્લંડમાંની ત્રાસદાયી દશાને કારણે હતું. ઇંગ્લંડમાંનો તેનો વાસ એટલે આર્થિક તંગીની વિટંબના અને યાતનાઓનો ઇતિહાસ. છ માણસનું એ કુટુંબ બે નાની ઓરડીઓમાં ઠસાઇને રહેતું. ગરીબી એવી હતી કે બીજે દિવસે ખાવાનું પણ મળશે કે નહિ તેની ખાતરી ન હતી. કપડાં અને જોડા સુદ્ધાં ગીરવી મૂકી દેવાયાં હતાં. એટલે કાર્લને આખો દિવસ ઘરમાં જ ગોંધાઈ રહેવું પડતું.

ઇંગ્લંડ આવ્યા પછી ત્રીજા વરસની વાત છે. ૧૮૫૨ના ઇસ્ટરમાં તેની નાની પુત્રી ફ્રાન્સિસ્કાને બ્રૉંકાઇટિસ થયો. પાસે એક પેન્સ પણ નહિ. ત્રણ દિવસ સુધી રોગની સામે જંગ ખેલી પુત્રી મરણ પામી. એક ફ્રેન્ચ મિત્રે બે પાઉન્ડ આપ્યા ત્યારે એને માટેની કૉફિન ખરીદાઇ. બાળકી જન્મી ત્યારે એને માટે ઘોડિયું ન હતું, મરી ત્યારે કૉફિન ન હતું!

ઘણી ય વાર આખા કુટુંબને નકોરડા ખેંચવા પડતા. પરંતુ આવી સ્થિતિમાંયે જો કોઈ અતિથિ આવી ચડતો તો માર્ક્સ તેનો સત્કાર કરવા આકાશપાતાળ એક કરતો. આખા કુટુંબ માટેની એક રોટીમાંથી અરધોઅરધ તો અતિથિને મળી જ રહેતી.

આવી વિષમ સ્થિતિમાં માર્ક્સ કુટુંબ ટકી રહેલું તે એમના મિત્ર ફ્રેડરિક ઍંજલ્સને લીધે જ. પિતાની મિલમાંયે કાળે હિસાબનીશ તરીકે કામ કરતો ઍંજલ્સ પોતાની મર્યાદિત આવકમાંથી પણ સતત મદદની ધારા વહેતડાવ્યે રાખતો. માર્ક્સ અને તેના કુટુંબ માટે

એંજલ્સે કરેલો જિંદગીભર આત્મત્યાગ માનવના ઇતિહાસમાં એક ધન્ય ઉદાહરણ છે. એમના આખા મૈત્રીકાળ દરમ્યાન માર્ક્સ તરફથી સતત આર્જવભર્યાં માગણીપત્રો આવ્યા કરેલા અને એટલા જ સાતત્યથી એંજલ્સે નાણાંની અખૂટ ધારા વહેવડાવેલી. કોઈ દિ નકાર તો શું પણ આનાકાનીનો યે એક શબ્દ નહિ. એક વખત તો માર્ક્સે એને લખેલું 'ફરી આ મદદની માગણી કરવા કરતાં તો હવે મારો અંગૂઠો કાપી નાખવાનું મને મન થાય છે!' અને જવાબમાં, એંજલ્સ તરફથી, હંમેશની જેમ દસ પાઉન્ડનો ચેક મળે છે, પછી પંદરનો મળે છે, ક્રિસ્ટમસ વખતે વળી પચીસ પૌંડની ભેટ મળે છે,—અને એમ એ પ્રવાહ આવ્યે જ જાય છે.

એકાદબે ટૂંકા ગાળા સિવાય પોતાનું શેષ જીવન તેણે લંડનમાં જ વીતાવ્યું. લંડનમાં એ લગભગ અતડા જેવો જ રહ્યો હતો. જૉન સ્ટુઅર્ટ મિલ જેવા એ જમાનાના અગ્રણી વિચારકની પણ એણે કદી મુલાકાત ન લીધેલી. બધા પ્રત્યે એ સાશંક રહેતો. રશિયન ક્રાન્તિકારી બાકુનિન એની મુલાકાતે આવતો ત્યારે પણ એ તેને ઠંડો આવકાર આપતો. કારણ બાકુનિનને તે પોતાની પાછળ પડેલો સરકારી જાસૂસ માનતો. જુદાજુદા દેશોમાંથી હકાલપટ્ટી પામેલા આદમીનું માનસ એવું શંકાશીલ બની જાય એ અસંભવિત પણ નથી.

લંડનમાં રહીને માર્ક્સે એના મહાગ્રંથ 'કૅપિટલ' પાછળ મુખ્ય શ્રમ આપવા માંડ્યું, જે ગ્રંથ આજે એના અનુયાયીઓને માટે બાઇબલ સમાન થઈ પડેલો છે. સાથોસાથ માર્ક્સ અને એંજલ્સ બંનેએ મળીને સમાજવાદીઓની એક આંતરરાષ્ટ્રીય સંસ્થા (ફર્સ્ટ ઇન્ટરનૅશનલ)ની આયોજના કરવા માંડી. 'કમ્યુનિસ્ટ લીગ' ત્યારે પડી ભાંગી હોઇને આવી કોઈ સંસ્થાની જરૂર તો રહેલી જ હતી.

લીગની માફક આ 'ઇન્ટરનૅશનલ'નો પણ માર્ક્સ નેતા થઈ પડ્યો. તેના સ્વભાવનું મોટામાં મોટું દૂષણ એ હતું કે તેની પોતાની વિચારસરણીમાં ન માનનાર સહુને તે અપ્રામાણિક લેખતો. પરિણામે ઘણા અસંતુષ્ટ થયા. ઇટાલિયન ક્રાન્તિકારી મૅઝિની એ સંસ્થામાંથી અલગ થઈ ગયો. માર્ક્સની અસહિષ્ણુતાથી વધેલો ખટરાગ છેવટે પરસ્પર નિંદા અને મારામારીમાં પરિણમ્યો.

## કાર્લ માર્ક્સનો સિદ્ધાંત

યંત્રની શોધે દુનિયામાં એક નવા જ યુગ યંત્રયુગની શરૂઆત કરી. પૈસો એ સર્વોપરિ વસ્તુ બની. આથી પૈસાપતિઓ, શરાફો, ધનિક વ્યાપારીઓ, કારખાનદારો વગેરેનો એક નવો અમીરવર્ગ ઊભો થયો અને દેશમાં ધીમેધીમે સત્તા ધરાવતો થયો. જૂના વખતમાં જેમ જમીનદાર અને ખેડૂત એમ બે વર્ગ હતા તેને બદલે હવે મૂડીવાદી (ઉદ્યોગપતિ, દુકાનદાર, ધનવાન) અને પગારના ગુલામ મજૂરો, એવા બે નવા વર્ગો નિર્માણ થયા.

મૂડીવાદ એ મજૂરીની ચૂસણી ઉપર ઊભો થએલો છે એવો સિદ્ધાંત કાર્લ માર્ક્સ પહેલાં રિકાર્ડોએ જગત આગળ મૂક્યો હતો. પણ એ ચૂસણીનું કારણ શું તથા તે દૂર કરવા શો ઉપાય લેવો જોઇએ તે તેણે બતાવ્યો ન હતો. કાર્લ માર્ક્સે આ બંને વસ્તુઓ બતાવી.

તેણે જણાવ્યું કે મજૂરી એ પણ એક ભૌતિક વસ્તુ છે; ને જેમ બજારમાં ખરીદીએ નીકળેલો માણસ કોઇપણ વસ્તુ બને તેટલી સસ્તી ખરીદવા પ્રયત્ન કરે છે તેમ મૂડીવાદીઓ પણ મજૂરીને બને તેટલી સસ્તી લેવા માગે છે. જેમ, કોઇ પણ વસ્તુની કિંમત તેને ઉત્પન્ન કરવા જે ખર્ચ થયો હોય છે તેના પરથી અંકાય છે, તેમ મજૂરીની કિંમત પણ મજૂર જીવતો રહીને કામ કરી શકે તે માટે તેને ઓછામાં ઓછા જે પૈસાની જરૂર પડે છે તે ઉપરથી અંકાય છે. આથી મજૂરનું જીવનધોરણ જેમ બને તેમ નીચું રહે તેમાં મૂડીદારને લાભ છે.

કોઈ એક વસ્તુ ઉત્પન્ન કરવા મજૂરને આપવો પડતો પગાર અને ઉત્પન્ન થએલી તે વસ્તુની કિંમત, એ બેનો જે ફરક તે જ મૂડીવાદીનો નફો. આમ હોવાથી મજૂર એ તેને મન મનુષ્ય નથી પણ પોતાને માટે વધુમાં વધુ નફો મેળવવાનું એક સાધન છે—યંત્ર છે. મજૂરને જેમ બને તેમ સસ્તામાં ખરીદવો અને તેણે પેદા કરેલી વસ્તુને જેમ બને તેમ મોંઘી વેચવી એ જ તેનો સિદ્ધાંત હોય છે. આ માટે જેટલો મૂડીવાદી દોષપાત્ર છે તેટલો જ મજૂર પણ દોષિત છે.

મજૂર, પોતાને જેટલું મળે છે તેથી ઘણું વધુ ઉત્પન્ન કરે છે. તે જેટલું વાપરે છે તેથી અનેકગણું ઉત્પન્ન કરે છે. આ અસમાનતાનું પરિણામ એ આવે છે કે દર વર્ષે જગતમાં વધુને વધુ વસ્તુઓ ખડકાયે જાય છે અને તેના ઢગલા ને ઢગલા થાય છે. આથી પરિણામે એક એવી સ્થિતિ આવે છે કે એ બધી ખડકાએલી વસ્તુઓ ખપી જઇને ખલાસ ન થાય ત્યાં સુધી નવી વસ્તુઓની પેદાશ થોડા વખત પૂરતી બંધ કરવામાં આવે છે. આથી મજૂરો પોતાની નોકરી ગુમાવે છે અને તેની ખરીદ-શક્તિ ઘટે છે. આને લીધે મોટા જથ્થામાં ખડકાઇ પડેલી વસ્તુઓ વેચાતી નથી અને ઠાંસીને ભરાઈ ગએલાં ગોદામો ખાલી થતાં નથી. આનું વિચિત્ર પરિણામ એ આવે છે કે જગતમાં ખૂબ પ્રમાણમાં વસ્તુઓ (Food) નિર્માણ થવાને લીધે જ મજૂર ભૂખે મરે છે.'

કાર્લ માર્ક્સે જાહેર કર્યું કે આવી કરુણાજનક પરિસ્થિતિ ઉત્પન્ન થવાનું કારણ મૂડીવાદી વ્યવસ્થા છે; જ્યાંસુધી આ વ્યવસ્થા બદલાય નહિ ત્યાંસુધી આવી આર્થિક કટોકટી દર દસ વર્ષે આવવાની જ. તેણે ભાખેલું આ ભવિષ્ય કેટલું સચોટ હતું તે તો ૧૯૩૦થી ૩૬ સુધીમાં આવેલી મોટી મંદી એ સાબિત કર્યું છે.

આ વિચિત્ર દશા દૂર કરવાનો ઉપાય પણ માર્ક્સે બતાવી આપ્યો. તેણે કહ્યું કે રોગની અંદર જ તેને દૂર કરવાનો ઉપાય રહેલો છે. જેમજેમ મોટા ઉદ્યોગધંધા ઉત્પન્ન થતા જાય છે તેમતેમ મૂડી-પૈસો—એ થોડાક લોકોના હાથમાં કેન્દ્રિત થતો જાય છે. 'મજૂરોને જ ઉદ્યોગના માલિકો બનાવો અને તેમને પોતાને માટે જ કામ કરવા દો. આમ કરવાથી થોડાંકની લોભવૃત્તિ માટે ઘણાને સહન કરવું નહિ પડે' એવું તે જણાવે છે. કે આપણને ગમે કે ન ગમે, પણ ખુદ મૂડીવાદ જ આ રીતે ધીમેધીમે પણ સંગીનરીતે સર્વસમાનવાદ માટે રસ્તો તૈયાર કરી રહ્યો છે.

આ રીતે કાર્લ માર્ક્સે હાલની આર્થિક વ્યવસ્થાના ખરા રોગગ્રસ્ત ભાગ ઉપર જ આંગળી મૂકી બતાવી છે એ વાત તો કોઈપણ ઇન્કારી શકે નહી. બાકી તેણે બતાવેલો ઉપાય સર્વથા યોગ્ય છે કે નહિ તે અત્યારે જ કહેવું મુશ્કેલ છે. જોકે એ નવાઈ જેવું છે કે તેણે છેક ૧૮૭૭માં ભાખ્યું હતું તેમ તેણે ચીંધ્યા મુજબની સામાજિક ક્રાન્તિ સૌ પહેલી રશિયામાં જ આવી! એ વેળા તો કોઈને તેની એ ભવિષ્યવાણીની મહત્તાનો ખ્યાલ પણ નહિ હોય પણ તેના પરિણામે તેનું તત્ત્વજ્ઞાન રશિયાને મન તો આજે વેદવાક્ય સમું બની ગયું છે.

માર્ક્સના એક સહકારી લેફ્ટેનન્ટ ગુસ્તાફ તેચાકએ લખ્યું છે કે: 'તેનું દિલ જો તેના મગજ જેટલું જ વિશાળ હોત તો હું તેને માટે આગમાંથી પણ પસાર થવા તૈયાર રહેત.' માર્ક્સના વર્ચસાકાંક્ષી સ્વભાવે અનેકોનાં મન દૂભવેલાં, કારણ એને મન સઘળી સમાજવાદી પ્રવૃત્તિ તેના પોતાના 'કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો'નો પ્રચાર કરવાનું જ જાણે સાધનમાત્ર હતી.

કેટલોક સમય ગ્રીલીના 'ન્યૂ યૉર્ક ડેઈલી ટ્રિબ્યૂન'નો એ લેખક રહેલો, જે લેખો બદલ એને નાની નાની રકમો મળ્યા કરતી. એમાં હિંદ સંબંધે પણ લેખો એણે લખેલા, પરંતુ એ લેખોમાં એનો પૂર્વગ્રહ આપણે ન કલ્પીએ તો હિંદ સંબંધેનું અજ્ઞાન જ આપણે માનવું પડે. 'ન્યૂયૉર્ક ડેઇલી ટ્રિબ્યૂન'ના (તા. ૮ ઑગસ્ટ, ૧૮૫૩)ના અંકમાં એણે હિંદની પ્રજાને કશો ઇતિહાસ જ ન હોવાનું વિધાન કરીને હિંદ પરનું બ્રિટિશ શાસન ન્યાયી ઠરાવવા માટે એવી વિચિત્ર દલીલનો આશ્રય લીધો છે કે: 'અંગ્રેજોને હિંદ જીતવાનો અધિકાર હતો કે નહિ એ પ્રશ્ન નથી, પરંતુ પ્રશ્ન એ છે કે તુર્કો, ઇરાનીઓ કે રશિયનો હિંદ જીતે તેના કરતાં બ્રિટનનો હિંદ પરનો વિજય વધુ ઈચ્છનીય છે કે નહિ' અને બ્રિટનને વણમાગી સલાહ આપ્યા વિના પણ એ નહોતો રહ્યો કે: 'હિંદમાં ઇંગ્લંડે બેવડું કર્તવ્ય બજાવવાનું છે: એક ખંડનાત્મક, બીજું રચનાત્મક. જૂની એશિયાઈ સમાજરચનાને નાબૂદ કરીને એશિયાની ભૂમિ પર એણે પાશ્ચાત્ય સમાજરચનાનો વાસ્તવિક પાયો નાખવાનો છે.'

જેની પાછળ 'મ મારા સ્વાસ્થ્યનો, મારા સુખનો અને મારા કુટુંબનો ભોગ આપ્યો છે' એમ માર્ક્સે જણાવ્યું છે, એ તેના શકવર્તી ગ્રંથ 'કૅપિટલ'નો પ્રથમ ખંડ ૧૮૬૭માં પ્રસિદ્ધ થયો. એ અરસામાં માર્ક્સની આર્થિક સ્થિતિ એટલી કથળી ગએલી કે તેને મદદ કરવા સારુ ઍન્જલ્સને પોતાના પિતાના અણગમતા વ્યવસાયમાં પાછું જોડાવું પડેલું પરંતુ એ જે નાનીનાની રકમો મોકલતો તે પર આખા કુટુંબનો નિર્વાહ મુશ્કેલ હતો. પરિણામે પોષણના અભાવે માર્ક્સનાં પુત્રપુત્રીઓ એક પછી એક આ જગત છોડી જવા લાગ્યાં. કુધરાણીવાળાઓનો ત્રાસ, ભાડું ન ભરી શકવાને લઇને મકાનમાલિક તરફથી જપ્તી, ને છેવટે મજૂરોની ચાલીમાં રાખવી પડેલી રહેણાક, એ માર્ક્સના પારિવારિક જીવનના કરુણ પ્રસંગો છે.

એક વાર તો કંઠે પ્રાણ લાવીને માર્ક્સ નોકરીની શોધે પણ નીકળેલો, પરંતુ રેલવે કંપનીએ તેના ખરાબ હસ્તાક્ષરોને લઇને નોકરીમાં રાખવા ના પાડી દીધેલી!

જીવનના ઉત્તરાર્ધમાં માર્ક્સની તબિયત લથડેલી જ રહી: સતત અનિદ્રા, આંખોનો સોજો, માથાનો સખ્ત દુખાવો, સંધીવા, બરોળનો સોજો તથા દિવસોના દિવસો કામ કરવા બેસી ન શકાય તેવું હરસનું જોર; અને ગડગુમડ તો એવાં કે તેના આખા શરીરે પાઠાં પડી ગએલાં! આમ છતાં 'કૅપિટલ'નો બીજો ખંડ એણે છપાવવા માટે તૈયાર કરવા માંડેલો. સુખ તો માર્ક્સને બહુ ઓછું પ્રાપ્ત થએલું, પરંતુ દુઃખસંગાથિની એવી પોતાની પત્ની જેનીને એણે એ અર્પણ કરવાનું નિર્ધારેલું. પરંતુ ઈ. સ. ૧૮૮૧ના ડીસેમ્બરની બીજીએ પત્નીનું પણ અવસાન થયું.

એ અવસાન પહેલાંનો આ પ્રસંગ છે. માર્ક્સ પોતે પણ સખત માંદો હોવાથી એક ઓરડામાં પડયો હતો. પત્ની જેની કૅન્સરથી રીબાતી બીજા ઓરડામાં પડી હતી. ઊઠીને ઊભા થવાની પણ પોતામાં શક્તિ ન હતી, છતાં મહામુસીબતે બેઠો થઇ માર્ક્સ જેનીના ઓરડામાં ગયો. આ અંતિમ મિલન વિષે એમની પુત્રી એક મિત્ર પર લખેલા પત્રમાં લખે છે: 'એ મિલન હું કદી ભૂલીશ નહિ. એક જણ માંદગીથી ખડેર બનેલ હતો, બીજી મૃત્યુની છાયામાં હતી: પણ આખી જિંદગી એકબીજામાં ઓતપ્રોત થએલાં એ વૃદ્ધ દંપતી આ અંતિમ વિદાય પ્રસંગે જાણે યુવાન બની ગયાં હતાં!'

જર્મન મધ્યમવર્ગની સર્વશ્રેષ્ઠ સુંદરી ગણાતી એ સ્ત્રીએ જે પ્રભાવશાળી જવાન પર પોતાની જિંદગી ન્યોછાવર કરેલી, તેની ઉદ્દામ વિચારસરણી અને બંડખોર સ્વભાવને પરિણામે એનું આખું જીવન હાલાકીભરી દેશનિકાલીઓ, કઠોર ગરીબી અને યાતનાભરી માંદગીઓમાં વીત્યું હોવા છતાં એ સમસ્ત સંસારકાળ દરમ્યાન તે અખંડ પ્રેમનિષ્ઠાભરી વહાલસોઈ પત્ની બનીને એના અવિભક્ત આત્મા સમી બની રહી હતી.

## દિલનો એકરાર

એક વખત કુટુંબનાં સૌએ મળીને પોતપોતાના 'દિલનો એકરાર' નોંધેલો તેમાં માર્ક્સે કરેલો આ એકરાર તેના ચારિત્ર્યનો દ્યોતક છે.

| | |
|---|---|
| તમારો સૌથી પ્રિય સદ્‌ગુણ કયો? | —સાદાઇ |
| પુરુષમાં ખાસ કયો ગુણ હોવો જોઇએ? | —શક્તિ |
| સ્ત્રીમા ખાસ કયો ગુણ હોવો જોઇએ? | —અબળાપણું |
| તમારી પોતાની લાક્ષણિકતા શી? | —ધ્યેયનિષ્ઠા |
| સુખની તમારી કલ્પના શી છે? | —સતત યુદ્ધ |
| દુઃખ તમે શાને માનો છો? | —શરણે જવામાં |
| કયો દુર્ગુણ તમે માફ કરો? | —મૂર્ખાઇ |
| કયા દુર્ગુણને તમે ધિક્કારો છો? | —ગુલામી |
| તમારી સૌથી પ્રિય પ્રવૃત્તિ કઇ? | —વાંચનનાકીડાબનીરહેવુંતે |
| તમારો પ્રિય કવિ કયો? | —શેક્સપિયર, એશીલસ, ગેટે |
| તમારો પ્રિય ગદ્યલેખક કયો? | —ડિડેરો |
| તમારો આદર્શ જીવનવીર કોણ? | —સ્પાર્ટેકસ, કેપ્લર |
| તમારી આદર્શ સ્ત્રી કઈ? | —ગ્રેશેન |
| તમારું પ્રિય ફૂલ કયું? | —ડાફ્ન |
| તમને સૌથી પ્રિય રંગ કયો? | —લાલ |
| તમારું સૌથી પ્રિય નામ શું? | —લૉરા, જેની |
| તમને અત્યંત પ્રિય વાનગી કઇ? | —માછલી |
| તમારું પ્રિય સૂત્ર કયું? | —'માનવતા ના કદિ મરાઇ' |
| તમારો ધ્યેયમંત્ર શો? | —દરેક બાબતમાં સંદેહ રાખો |

એના અવસાનથી માર્ક્સના જીવનનું રહ્યુંસહ્યું સામર્થ્ય વછૂટી ગયું. એ આઘાતમાંથી એને કળ જ ન વળી, અને ઇ.સ. ૧૮૮૩ના માર્ચની ૧૪મીએ એ પણ અવસાન પામ્યો. ઍન્જલ્સે પોતાની જિંદગીનાં બાકીનાં ૧૨ વર્ષ પોતાના મિત્રની એ મહાન કૃતિ સંપૂર્ણ કરવા પાછળ ખર્ચીને સાચું મિત્રતર્પણ કર્યું.

ઘણા લોકો માને છે તેમ માર્ક્સના શકવર્તી ગ્રંથ 'કૅપિટલ'માં જ એની સમગ્ર વિચારસરણી મુદ્રિત નથી થએલી ચાળીસ વરસ સુધીનાં તેનાં લખાણોમાં તેની વિચારસરણી વેરાએલી પડેલી છે. મૂડીવાદ અને મૂડીવાદીઓના નાશને આજના જમાનાની 'લાંબી જરૂરિયાત' ગણાવી જનાર માર્ક્સની વિચારસરણીમાં અનેક તર્કદોષો રહેલા છે, પરંતુ અહીં મુખ્યત્વે એના જીવન સાથે જ સંબંધ હોઇને એની વિચારસરણીનું પૃથક્કરણ અસંબદ્ધ બની રહે તેમ છે. **અશોક હર્ષ**

# વાઘણનો પ્રેમ!

શ્રી શરદિન્દુ બંદ્યોપાધ્યાયની વાર્તા પરથી અનુવાદક

રમણિક મેઘાણી



ચિત્રકાર
રવિશંકર પંડિત

એક જબ્બર ગર્જના કરતી વાઘણ અવકાશમાં ઊછળી.

એક વાઘણનો શિકાર કર્યો હતો.

હું શિકારી છું. ઘણાં યે વાઘ-રીંછ માર્યાં છે. પરંતુ આ વાઘણને માર્યા પછી એને વિષે જે વાત સાંભળી એથી મારા જેવો અનુભવી શિકારી પણ અવાક્ થઈ ગયો. સામાન્ય વાચક કદાચ આ વાત માનશે પણ નહિ. એને થશે કે હું ઇશ્વરનું નવ-સંસ્કરણ કરી રહ્યો છું, અથવા વાઘણ વિષે એક રંગીલી પરિહાસ-કથા સર્જવા મથી રહ્યો છું. પણ આ વાત એ પ્રકારની નથી. હું આ વાતને ખોટી માની શકતો નથી. અને વાચકોમાં જો વાઘના ચરિત્ર વિષે જાણકાર કોઇ અનુભવી શિકારી હશે તો એ પણ મારી વાતને હસવામાં કાઢી નહિ નાખે.

હિંદુસ્તાનમાં ઓતરાદા બંગાળ–બિહારની સમથળ ભૂમિ જ્યાં દેવાત્મા હિમાલયનાં ચરણોમાં જઇ અદશ્ય બને છે ત્યાંનો પહાડ–જંગલ ભર્યો દુર્ગમ પથરાળ પ્રદેશ હજુ યે માનવીને હાથ પડ્યો નથી. હજુ યે ત્યાં હરણ, શમ્બર, ચમરી, નીલગાય વગેરે જનાવર અને એમના ભક્ષક વાઘ, દીપડા, તરસ વગેરે સ્વચ્છંદે વિહરતાં ફરે છે. પહાડની તળેટીમાં જે નાની ટેકરીઓ છે ત્યાં લોકોએ જંગલ સાફ કરી ગામડાં ઊભાં કરી વસવાટ શરૂ કર્યો છે; છતાં એ બધા પૂરેપૂરા ભયભીત છે,—બીતાંબીતા સંકોચ સહ ત્યાં રહે છે. જંગલી પશુઓનો હક્ક જ હજુ યે ત્યાં વધુ પ્રવર્તે છે.

શિકારની શોધમાં એક વાર એ તરફ ગયેલો. જનપદથી વિરલ એ પ્રદેશના સીમાડા પર ઠેરઠેર નાનીમોટી સરકારી ચોકીઓ છે. એવી એક સરકારી ચોકીએ જઇને ઊભો રહ્યો તો સાંભળ્યું કે પાસેના જ એક ગામમાં એક વાઘણે બહુ ઉત્પાત મચાવ્યો છે. ગામના મુખી જેવા જણાતા બે માણસ એ ચોકીએ આવ્યા હતા. એમને મોઢે એ વાઘણ વિષેની વાતો પણ સાંભળી.

એ બેઉ જાતે પહાડી હતા. ઠીંગણા ને મજબૂત આંખો વંકી. મોં પર દાઢી-મૂછ તો નહિ જેવાં જ. હું શિકારી છું, એ વાત જાણી એ બંને એક રીતે મને વળગ્યા જ. એમના ગામમાં કેટલાંક વર્ષોથી એ વાઘણ દારુણ ત્રાસ વર્તાવી રહી હતી. કેટલી સ્ત્રીઓ ને ઢોરઢાંખરને એણે હણી નાંખ્યાં એનો શુમાર ન હતો. વચ્ચે એનું હિંસક આક્રમણ થોડા સમય માટે એકદમ બંધ રહેલું. હવે ફરીથી એ શરૂ થયું હતું. બીકથી ગામની સ્ત્રીઓ ઘરની બહાર નીકળી ન શકતી. વાઘણ ખાસ કરીને પુરુષો પર બહુ આક્રમણ ન કરતી, પણ તક મળતાં જ સ્ત્રીઓ પર તૂટી પડતી. પરિણામે ખેતરમાં કામ કરવાનું કે જંગલમાં જઇને લાકડાં ફાડી લાવવાનું સ્ત્રીઓ માટે અશક્ય જ થયું હતું.

આ અંગે ગામલોકો અવારનવાર સરકારને અરજી કરતા, પણ એ ખાસ લાભદાયી નીવડી નહોતી. સરકાર એ વાઘણને મારનાર માટે પચાસ રૂપિયાનું ઇનામ જાહેર કરી નચિંત બની હતી. હવે જો હું એનો શિકાર કરી આ કરાળ વિભીષિકામાંથી ગામને ઉગારું, તો જ ગામ લોકોનો આરો છે, નહિ તો ત્યાં માણસજાતનું નામ નિશાન નહિ રહે.

ચોકી પરના માણસને પૂછતાં એણે અત્યંત ઉત્સાહપૂર્વક મારી વાતને વધાવી લીધી. એના ઉત્સાહનું કારણ હું કળી ન શક્યો. એની પોતાની પાસે બંદુક હતી છતાં વાઘણનો શિકાર એ જાતે જ કેમ નહોતો કરતો? મારા જેવા ધુરંધર શિકારીની વાટ જોવાનું કાંઇ કારણ? પચ્ચાસ રૂપિયાનું ઇનામ શું એને સાવ નજીવું જ લાગતું હતું?

વળતે દિવસે વહેલી સવારે હું એ ગ્રામવાસી સાથે પગપાળો જ ચાલી નીકળ્યો. ગામ માત્ર પચીસ–ત્રીસ માઈલ જ દૂર હતું. એટલું ચાલવું એ શિકારી માટે તો રમત વાત છે. પરિણામે બપોર લગભગ જ અમે મુકામે પહોંચી જશું એ નિશ્ચિત હતું બલ્કે જો નસીબ પાધરાં હોય તો આજે રાત્રે જ એ વાઘણનો શિકાર કરી કાલે સાંજે તો પાછા પણ આવી જઇએ.

રસ્તાનું લાંબું વર્ણન નહિ કરું. અમે ચારપાંચ કલાક ધારેલા તેને બદલે બે દિવસની લાંબી સફર પછી, પાટાપીંડી વાળા પગ અને લોથપોથ શરીરે અમે ગામમાં પહોંચ્યા! અંતર તો પચીસ માઈલનું જ હતું; મળેલ માહિતી ખોટી નહોતી. કાગડા માટે એ ગામમાં ઊડીને પહોંચવું ખૂબ સહેલું હતું; પણ બે પગાળા માનવીને અહીં આવતાં ત્રણ ઊંચાઊંચા પહાડો પગરસ્તે પાર કરવાના હતા! ક્યારેક વૃક્ષોની ડાળીએ ઝૂલતાં ઝૂલતાં, તો ક્યારેક ઉંદરના દર જેવા જણાતા અતિ સાંકડા પથ પર થઇને લગભગ સરકીસરકીને આગળ વધતા જવું પડતું હતું એ વાત કહેતાં ચોકીવાળા સજ્જન ભૂલી ગયા હતા! તેઓ પચાસ રૂપિયાનું ઇનામ શા માટે જવા દેતા હતા તે મેં માર્ગ વટાવ્યા પછી મને સમજાતાં વાર ન લાગી.

શારીરિક સુસ્તી દૂર કરતાં પૂરો એક દિવસ વીતી ગયો. મારામાં એક બાજુ ઘાસનું એક ઝૂંપડું અમને કાઢી દેવામાં આવ્યું. અને દૂધદહીં વગેરે તો એટલા પ્રમાણમાં આવવા લાગ્યું કે ઢીકરીના લગન કરવા હોય તો યે વાંધો ન આવે. વળી એ લોકો એક એવો તો સ્વાદિષ્ટ કબાબ બનાવતા કે એનો સ્વાદ તો હજુ યે મારી દાઢમાં રહી ગયો છે. એમનો ગાળેલો મહુવાનો દારૂ તો કંઈ અજબ જ હતો.

ગામની જનસંખ્યા નાનાંમોટાં બાળકબુઢ્ઢાં ગણીને શુમારે દોઢસો જેટલી હશે. બધા જ પહાડી. તદુપરાંત ઘેર પાળેલાંપોષેલાં ગાય, બળદ, ભેંસ, ગાડર, બકરાં પણ હતાં. ગામની ચોમેરનું જંગલ કાપી કરીને સરસ ચરાણ ને ઘઉંનાં ખેતરો તૈયાર કરેલાં. આગળ-

સદા અવનવી વાર્તાઓ આપતા 'કુમાર'ના આ ચિરપરિચિત લેખકની એક વધુ નવતર વાર્તા

પાછળ બીજું કોઈ ગામ નહોતું. સૌથી નજીકનું ગામ પણ દસ માઈલ દૂર હતું. પણ દસ માઇલ આ દેશના. દુનિયાના કલહકોલાહલથી એકદમ દૂર, તદ્દન એકાંતમાં, અરણ્યો ને પહાડોની વચ્ચે માનવોનો નાનકડો વાસ હતો. એમનાં જીવનમાં મહાસિંધુનો ઘુઘવાટ ન હતો કે કોઈ રાજવીનો દમામ-હુંકાર ન હતો. માત્ર ક્ષણાંક્ષણાં એક વાઘણ આવીને એમની નિર્વિઘ્ન, નીરસ જીવનયાત્રામાં અવરોધ ઊભો કરતી હતી ને ભયની ભડક એમનામાં જન્માવતી હતી.

બીજે દિવસે, બીજે પહોરે મીઠા લાગતા તડકામાં બેઠાબેઠા હું બંદુક સાફ કરતો હતો ને ગામજનો પાસેથી વાતો સાંભળતો હતો. સૌ મારી ફરતા બેઠા હતા. માત્ર એક છોકરો પાસેના એક ઝાડની ડાળ ઝાલી મૂંગોમૂંગો મારી સામે જોઇ રહ્યો હતો. પહાડીઓની ઉંમર કળવી આકરી હોય છે, છતાં એની ઉંમર ૨૦–૨૧થી વધુ તો નહિ જ હોય એમ લાગતું હતું. દુબળોપાતળો; મોં સાવ ફિક્કું; વિહ્વળ એ ન જાણું શા માટે અપલક દૃષ્ટિએ મારી સામે જોઈ રહ્યો હતો. એની એ દૃષ્ટિમાં એક અશાતા સ્પષ્ટ જણાતી હતી

ગામવાસીઓની વાતો દ્વારા વાઘણ વિષે બીજી માહિતી પણ મેળવી શક્યો. એ અત્યંત નીડર હતી. ધોળે દિવસે પણ એ ગામ-ની આજુબાજુ ફરતી. અથવા તળેટીના જળાશય પાસે આડી પડી રહેતી. સ્ત્રીઓનું પાણીએ જવું તેથી બંધ થયું હતું પુરુષો ટોળે વળીને લાઠી–કટારી-દાતરડાં વગેરે લઇ પાણી ભરવા જતાં. સ્ત્રીઓનું કામ પુરુષોને કરવું પડતું, તેથી પુરુષો શરમાતા હતા. બીજી પણ એક નવાઈ જેવી વાત સાંભળી. વાઘણે ખાસ કરીને આ ગામ જ પસંદ કરેલું. બીજાં ગામો પર એ જરા યે આક્રમણ ન કરતી.

મારા મનમાં એક ખટકો લાગ્યો. વાઘના ચરિત્રમાં આવો પક્ષ-પાત જોવામાં આવતો નથી. પ્રથમ તો, વાઘનો સ્વાભાવિક ખોરાક માણસ નથી: એકદમ માથે આવી ન પડે ત્યાં સુધી એ માણસ પર આક્રમણ નથી કરતો. શિકારીઓ જાણે છે કે કોઇ પણ કારણે વાઘનો દાંત ભાંગી પડતાં અથવા પગમાં ઘા વાગતાં એની ગતિ ઓછી થતાં જ્યારે એ શિકાર કરવા નીકળી નથી શકતો ત્યારે જ એ માણસ પર પડે છે. સબળ સ્વસ્થ વાઘ કદી યે માણસને ખાતો નથી. આ વાઘણ જો કોઈ પણ શારીરિક ખામીને અંગે અસમર્થ બની માણસ-ખાઉ બની હોય તો એ માત્ર સ્ત્રીઓ પર જ શા માટે પડે છે? વળી, વીસ માઈલના પરિઘમાં બીજાં યે પાંચ ગામ છે; છતાં એ બધાને બાજુએ મૂકી એ અહીં આ ગામ ઉપર જ શા માટે ઊતરી છે?

ગામલોકોમાંથી ઘણાંએ એને નજરોનજર જોઈ હતી; પણ કોઈએ એને ખોડંગાતી નહોતી જોઈ એ હૃષ્ટપુષ્ટ ને સ્વસ્થ હતી. એ ઘણી-વાર મદભર ડોલતી ચાલે ચાલતી. ક્યારેક વીજળીની પીતવર્ણી રેખાની જેમ નિમેષમાત્રમાં એક ઝાડીમાંથી બીજી ઝાડીમાં અદૃશ્ય બની જતી. પરિણામે એ વૃદ્ધ બની હોય એમ પણ નહોતું લાગતું.

પૂછ્યું, એ વાઘણ છે કે વાઘ એ તમે કઇ રીતે જાણ્યું? એનો બરાબર ઉત્તર કોઇ આપી ન શક્યું. પણ કેટલાક જુવાનો માથું ધુણાવી ઝાડ નીચે ઊભેલા પેલા છોકરા તરફ જોઇ હસ્યા. મેં પણ ચોંકીને એ તરફ જોયું. એના મોં પર જરા યે ફેરફાર નહોતો. અગાઉની જેમ જ એ એકીટશે મારી સામે જોઇ રહ્યો હતો. સમવયસ્કોનું હાસ્ય જાણે એને કાને જ નહોતું પહોંચ્યું.

બપોર નમતાં ગામલોકો એકએક કરીને સૌસૌને કામે ચાલ્યા ગયા. ફક્ત પેલો છોકરો ઝાડ નીચે ઊભો હતો તેમ ઊભો જ રહ્યો. બધા ચાલ્યા જતાં ધીરેધીરે એ મારી પાસે આવ્યો જરા વાર ચૂપ રહી અચકાતાંઅચકાતાં એ બોલ્યો, 'સાહેબ, એ વાઘણને મારી નાખવાની જરૂર છે? એને અહીંથી હાંકી મૂકીએ તો ન ચાલે?

અચરજ પામતાં મેં કહ્યું, 'હાંકી મૂકીએ તો ફરીને પણ આવી શકે ને? હું ઓછો અહીં કાયમ રહેવાનો છું કે જ્યારે આવે ત્યારે એને હાંકી મૂકતો રહું?' વધુ કંઇ એ ન બોલ્યો. થોડી વાર એમ ને એમ ઊભો રહી પછી ધીરેધીરે એ ચાલ્યો ગયો.

અહીં સુધી જે લખ્યું એ 'પુસ્તક કરતાં પ્રસ્તાવના મોટી' જેવું થયું. અર્થાત્ વાઘણના શિકારની વાત કરતાં એ વાતની જે વાત વધુ મોટી થઇ ગઇ. પણ હવે વાર નહિ લગાડું.

ખૂબીની વાત તો એ છે કે એના શિકાર-માટે અમારે ખાસ દૂર જવું ન પડ્યું. ગામથી અરધોક માઈલ દૂર જળાશય હતું. પહેલાં ત્યાં જ ગયા. જોયું તો જળાશય પાસે મોટાંમોટાં પગલાં પડેલાં. વાઘણ પાણી પીવા ત્યાં જ આવતી, એટલે એની શોધમાં જવાની જરૂર નહોતી. જળાશય પાસે જ એ ઠારો એ નક્કી હતું.

જળાશય ખાસ મોટું ન હતું. બન્ને તરફના પહાડો પરથી ઝરતાં પાણીએ ત્યાં એક કુંડ સર્જી દીધો હતો. એની એક બાજુનો પહાડ બાંજણે ઊભો જ હતો. એટલે અમને બહુ સગવડ પડી. માંચડો બાંધવાની જરૂર જ ન રહી સાંજ થતાં જ એ પહાડ ઉપર સમથળ ભૂમિથી પચાસ હાથ ઊંચે એક સરસ જગ્યા શોધી ત્યાંથી વાઘણ-ના શોધમાં અમે આજુબાજુ જોવા લાગ્યા. અહીં વાઘણ અમને કોઈ રીતે હેરાન કરી શકે તેવું નહોતું. અમે અહીં છીએ એની ગંધ પણ એને ન પહોંચે એવું ઠેકાણું શોધીને અમે બેઠા હતા, અને એ પાણી પીવા આવતાં અમે તુરત એને જોઇ શકીએ એમ હતું. આકાશ-માં પૂર્ણિમા જેવો ચંદ્ર હતો, એટલે પાછલી રાત-સુધી અજવાળું હતું.

મોડી રાત સુધી રાહ પણ જોવી ન પડી. દસ વાગ્યા—ન વાગ્યા ત્યાં તો એ આવી પહોંચી. જોયું, તો જળાશયની પેલી પાર કાંટાની એક ઝાડી હાલતી જણાઈ, ને તરત જ આવીને વાઘણ ઊભી રહી. એના હળદવર્ણા ચળકતા શરીર પર ચંદ્રપ્રકાશ ઝગમગાટ કરતો હતો. કુદરત પણ વિચિત્ર છે ને? સ્વસ્થ સબળ વાઘ જેવું ઉગ્ર–ભયંકર લાવણ્ય બીજા પશુમાં ભાગ્યે જ દેખાય છે.

એણે આડુંઅવળું ક્યાંય જોયું નહિ. સીધી જળાશયે જઇ પાણી પીવા લાગી. ચંદ્ર સોળે કળાએ પ્રકાશતો હતો, એટલે એને જોવામાં કંઈ અંતરાય નહોતો. મેં હળવેથી બંદુક ઉઠાવી. ટોટા ભરેલા જ હતા. નિશાન લઇને સેફ્ટીકૅચ દાબી. ખટ અવાજ, ને તરત વાઘણે મોં ઊંચું કરી સામે જોયું. પણ મેં સાથોસાથ ઘોડો દબાવ્યો: ધડાક્! બંદુકના અવાજમાં અવાજ મિલાવતી, એક જબ્બર ગર્જના કરતી વાઘણ અવકાશમાં ઊછળી, ને વળતી જ પળે ધરતી પર પછડાઇ તરફડવા લાગી. થોડી પળો પછી એ એકદમ શાન્ત થઈ ગઈ.

હજી બીજી દસ મિનિટ હું બંદુક ઝાલીને બેઠો જ રહ્યો. પણ એ ફરીને ન હલી કે ન ચલી, ત્યારે હું ધીરેધીરે નીચે ઊતરીને ગામ-માં પાછો ફર્યો. ગામલોકો કાન માંડીને જ બેઠા હતા. નિઃસ્તબ્ધ રાત્રિના ઠંડા પહોરે બંદુકનો અવાજ એમણે સાંભળેલો, પણ એનું પરિણામ જાણ્યા વિના બહાર નીકળવાની હિંમત કોઇ કરી શકે એમ નહોતું. ખબર મળતાં એ બધા આનંદમાં આવી જઇ નાચવા-ગાવા લાગ્યા. ટોળુંએક જુવાનો તુરત જ વાઘણના શબને લઈ આવવા દોડ્યા. ગામનું નારીવૃંદ જે આજ સુધી વાઘણના ભયે ઘર-માં જ પુરાઈ રહેતું તે પણ ટોળેટોળાંમાં બહાર આવી કલબલાટ કરી ઊઠ્યું. ગામના જુવાનો જ્યારે વાઘણના શબને વાંસ સાથે બાંધી ખભે ઝુલાવતા ગામમાં લઈ આવ્યા ત્યારે તો મારા ઉતારા-ની સામે જ એક જબ્બર ધુણી ચેતી ઊઠી હતી.

એ પછી રાત આખી જાણે ઉત્સવ જ ચાલ્યો. ઘડૂલી ઘડૂલી મહુડાનો દારૂ આપીને અંધારામાં એકથી બીજે સ્થળે ફેરવાવા લાગ્યો. પહાડીઓ નૃત્ય-ગીતોની મહેફિલમાં પૂરબહારમાં ખીલ્યા હતા.

ગ્રામવાસીઓની કૃતજ્ઞતા અજબ હતી. શેકેલું માંસ ને મહુવાનો તાજેતાજો રસ પી હું ધૂણીની બાજુમાં કામળો બિછાવી સૂતો. ઉત્સવના ઢોલ-ખંજરી વગેરેના અવાજની વચ્ચે ધીરેધીરે હું તંદ્રાવશ થયો. આગના આતપ્ત પ્રસાદે, ને સાર્થકતાની નચિંત તૃપ્તિ અંતથા હોંસીહોંસીને આરોગેલા આહારને પ્રભાવે સારી નિંદર આવી ગઈ હતી.

ઓચિંતો જાગ્યો ત્યારે ઉત્સવમસ્ત ગામલોકો ક્યારના યે ચાલ્યા ગયા હતા, ધૂણીની આગ સળગીને ખાખ થઈ ગઈ હતી, અને ક્યાંક ક્યાંક જલી રહેલા અંગારા પડ્યા હતા. હાંડા પરની ઘડિયાળમાં જોયું તો રાતના ત્રણ થયા હતા. ધૂણી હોવા છતાં રાતના પાછલા પહોરે ઠંડીથી શરીર જરા ટાઢનો ચમકાર અનુભવતું હતું. ઘરમાં જઈને સૂઈ જાઉં કે કેમ એ વિચારતો હતો ત્યાં મારી નજર પડી વાઘણના શબ ઉપર. જોયું તો કો'ક એનું માથુ ખોળામાં લઈને અત્યંત પ્રેમપૂર્વક એને પંપાળી રહ્યું હતું. આંખો ચોળીને બરાબર જોયું તો, પેલો વૃક્ષ પાસે હતો એ છોકરો જ! એનું મોં હવે ભાવ



વિહોણું નહોતું. એની આંખમાંથી નીરવપણે આંસુ વહે જતાં હતાં. પ્રિયજનના વિયોગની કાળી વેદના એના મો પર સ્પષ્ટ જણાતી હતી.

હું આળસ ખંખેરીને બેઠો થયો. આની પાછળ નક્કી કંઈક ભેદ હોવો જ જોઈએ.

હું જાગીને બેઠો છું એમ જોઈ, એ છોકરો વાઘણનું માથું નીચે મૂકી, આવીને મારી પાસે બેઠો. એની આંખમાંથી વહે જતાં આંસુ લૂછવાનો પ્રયત્ન પણ એણે કર્યો નહિ ભાંગેલા અવાજે એ બોલ્યો, 'એની સાથે મારે બહુ દોસ્તી હતી''

'દોસ્તી? મને બધી વાત માંડીને કહે.' મેં કહ્યું.

એ પછી એણે જે કહ્યું તે નીચે મુજબ છે. એનું નામ રૂપદમન હતું. રિપુદમનનો અપભ્રંશ હશે એમ લાગે છે.

પાંચ વર્ષ પહેલાં જ્યારે એ સોળ વર્ષનો હતો ત્યારે દાતરડું લઈ જંગલમાં લાકડાં કાપવા જતો. એવએવડા છોકરા જંગલમાં જઈ ઝાડ પર ચડી કાપી શકાય તેવાં ડાળાંડાળખાં કાપીને નીચે પાડી આવતા ને પછી એ બધાં ભેગાં કરીને લઈ આવતી સ્ત્રીઓ. લાકડાં ફાડવા જવાની એ લોકોની રીત આ જ હતી.

છોકરાઓ ટોળે વળીને બપોર વેળા લાકડાં કાપવા જતાં, ને પછી કો'ક આ ઝાડે તો કો'ક પેલે ઝાડે એમ ચારે બાજુ વેરાઈ જતા. ક્યારેક લાકડાં કાપવાનું વહેલું પતાવી સૌ ભેગા મળી સંતાકૂકડી રમતા અને પછી સૌ સાથે થઈ ઘેર પાછા ફરતા. હમણાંહમણાં એક માણસખાઉ વાઘ ગામને રંજાડી રહ્યો છે તે એ સૌ જાણતા હતા, છતાં એ ઉંમર જ એવી છે કે કોઈ એ વાતની પરવા ન કરતું. વાઘ એમણે બાળવયથી જ જોયો હતો. વાઘે ક્યારે યે કોઈનું અનિષ્ટ કર્યું હોય એમ એમણે જોયુંસાંભળ્યું ન હતું. વાઘ સામે જ અટકી થઈને ઊભા રહેવું જોઈએ, એમ કરીએ તો વાઘ કંઈ જ કર્યા વિના આપમેળે ચાલ્યો જાય છે.—આ હતું એમને મળેલું શિક્ષણ.

એક દિવસ સંતાકૂકડી રમતાંરમતાં રૂપદમને એક બહુ મઝાની જગ્યા સંતાવા માટે શોધી કાઢી. કેટલાક મોટામોટા પથરા એક જગ્યાએ પડ્યા હતા. એમાંના એક મોટા પથ્થરની પાછળ ઝાંખરાંમાં નજર કરતાં અંદર પોલાણ જણાયું. જોયું તો બારણો એક માણસ સહેલાઈથી અંદર ચાલી શકે એટલો મારગ થઈ ગયો હતો. અંદર નાની એવી ઓરડી જેટલી જગ્યા હતી. ઉપલી બાજુએ થોડુંક ખુલ્લું જણાતું હતું, પણ એની પાસે ઝાડી-ઝાંખરાં એવાં જામ્યાં હતાં કે આકાશ દેખાતું જ નહોતું. હરિયાળા પ્રકાશ ભર્યા એ છૂપા સ્થાનને જોતાં રૂપદમન ત્યાં જ સંતાયો. એના દોસ્તો શોધીશોધીને થાક્યા, પણ એનો પત્તો કેમ લાગે?

ઘણી વાર સુધી એકલા બેઠાંબેઠાં આખરે એ ઊંઘી ગયો. એ ન મળવાથી એના મિત્રો થાકીને ગામમાં ચાલ્યા ગયા, એની પણ એને ખબર ન રહી. એવામાં એક વિચિત્ર અનુભવે એની ઊંઘ ઊડી ગઈ.

એણે પોતાના મોં પર એક ખરબચડો સ્પર્શ ને કાનમાં શ્વાસોચ્છ્વાસનો ધેરો અવાજ અનુભવ્યો. આંખો ઉઘાડી જોયું તો સામે જ એક જબ્બર વાઘનું માથું! મૂઢની જેમ તે એ જોઈ રહ્યો. વાઘણ એની પાસે જ બેઠી હતી ને હિંસક નજરે એને નિરખી રહી હતી. એના ગળામાંથી ઘેરો અવાજ આવતો હતો: ઘર્ર્ર્ર ઘર્ર્ર્ર—...

વાઘનું આવું સાન્નિધ્ય એણે કદી યે અનુભવ્યું નહોતું. એ તો લાગલો જ બેભાન થઈ ગયો. એના શરીરની સ્નાયુપેશીઓ તદ્દન શિથિલ થઈ ગઈ. કેવળ એની છાતી નામમાત્ર ઊંચી નીચી થતી હતી.

ધીરેધીરે એ ભાનમાં આવ્યો. અજાણપણે જ એ થોડુંક હલ્યો ત્યાં તો વીજળી વેગે વાઘણે પંજો ઊંચો કર્યો, એ એક જ પંજો વાગ્યો હોત તો રૂપદમનનો ખેલ ખલાસ થઈ જાત! પણ એ પંજો ઊંચો ઊંચકાએલો જ રહ્યો,—નીચે ન પડ્યો. રૂપદમન પણ અંજાઈ ગયો હોય તેમ એ પંજા તરફ જ જોઈ રહ્યો.

પંજામાં કાંટા પાસે સારું એવું લોહી જામી ગયું હતું. રૂપદમને ધ્યાનપૂર્વક જોયું તો અંદર મોટા મોટા શૂળા જેવા કાંટા એને વીંધી રહ્યા હતા. તરત એનો ભય ભાગી ગયો. એ સમજી ગયો કે વાઘણે ઊંચો કરેલો પંજો નીચે પછાડી શા માટે પોતાનો કોળિયો કરી નથી નાખ્યો, વાઘણ એની પોતીકી વેદનાએ જ પીડાતી હતી.

કોઈના પણ શરીરે કાંટો વાગ્યો હોય તો તે કાઢવાની વૃત્તિ થવી માણસ માટે સ્વાભાવિક છે. મનોવિજ્ઞાનીઓ આ વાત જાણે છે કે નહિ તેની તો ખબર નથી; પણ શિકારી જીવનમાં તો એ વાત મેં ખાસ જોઈ છે. કોઈનાયે શરીરમાં કાંટો વાગ્યો છે એ જાણતાં જ



હાથ આપોઆપ એ કાઢવા તલપાપડ થઇ રહે છે.-અને એ બહાર ખેંચી કાઢ્યા વિના જંપતા નથી.

રૂપદમને ધીરેધીરે વાઘણના પંજા તરફ પોતાનો હાથ લંબાવ્યો. વાઘણ બહુ ઝીણવટથી એને જોતી હતી. હવે એણે જરા યે વાંધો ન લીધો. માત્ર એનાં ગળાનો ઘર્રર્ર ઘર્રર્ર નાદ જરા ગાઢ બન્યો ને મોં વેદના-વ્યથિત બનતાં દાંત પણ થોડાક દેખાઈ આવ્યા.

પણ જ્યાં કાંટા ભોંકાયા હતા ત્યાં રૂપદમનનો હાથ અડતાં જ વાઘણ એવી તો ગર્જી કે જાણે હમણાં જ રૂપદમનનો કોળિયો કરી જશે! પણ એણે એવું કંઈ જ ન કર્યું. પળવાર માટે જે પંજો એણે પાછો ખેંચી લીધેલો તે આપમેળે જ ફરી આગળ ધર્યો. મનોમન એ શું સમજી હશે એ તો એ જ જાણે. પણ હું આ પ્રહ્લાદ છાપ છોકરાના ગજબનાક સાહસ અને અખંડ આયખાંની વાત સાંભળી દિંગ જ બની ગયો!

રૂપદમને ફરીને સાવધ રહી પોતાનો હાથ ઊંચો કર્યો. પહેલો કાંટો બહાર કાઢતાં થએલી પીડાને અંગે વાઘણ ઝપટીને એને કરડી ખાવાને બદલે એના ગાલ ચાટવા લાગી. ખરબચડી કડકડ થતી જીભ ઘસાતાં રૂપદમનના ગાલ બળવા લાગ્યા, પરંતુ એ પહાડીએ ચૂંકારો યે ન કર્યો. એ પછી વાઘણ પોતાની સાહજિક પ્રવૃત્તિને દમવા માટે જ ન હોય તેમ રૂપદમનનું અંગેઅંગ ચાટવા લાગી. એ તકનો લાભ લઇ રૂપદમન પણ એક પછી એક કાંટો ખેંચી કાઢવા મંડયો. એ બધા કાંટા સાધારણ કાંટા ન હતા. શૂળા જેવા શાહુડીનાં પીછાં હતાં. વાઘણ કોઈક શાહુડી પર ત્રાટકી હશે ને પરિણામે આમ થયું હશે એમ જણાતું હતું.

બધા શૂળા બહાર નીકળી ગયા. વાઘણ ખોડંગાતી જરા દૂર જઈને ઘર્રર્ર ઘર્રર્ર કરતી પોતાના ઘાને ચાટવા લાગી. આ તરફ સાંજ વીતીને રાત પડી ગઇ હતી. ગુફામાં કંઈ દેખાતું નહોતું. માત્ર વાઘણની આંખો સળગતા અંગારની જેમ ચળકતી હતી. રૂપદમન ધીમેધીમે ગુફામાંથી બહાર નીકળવા લાગ્યો. વાઘણે એ જોયું છતાં કંઈ વાંધો ન લીધો. બહાર આવી એણે દોટ મૂકી. એણે પાછળ જોયું તો વાઘણ પણ ગુફા બહાર આવી એના મારગ ભણી તાકી રહી હતી, ને થોડીવારે એ ખોડંગાતી ખોડંગાતી પાછી અંદર ચાલી જતી હતી. રૂપદમનને હવે ભાન થયું કે સંતાકુકડીની રમતમાં ભૂલથી વાઘણની ગુફામાં જ જઇ ભરાયો હતો!

એ રાત્રે એને જોરનો તાવ આવ્યો. પણ ત્રણચાર દિવસ બાદ એ સાજો થઇ ગયો.

દસેક દિવસ પછી એ ફરીને લાકડા કાપવા ગયો. મિત્રોને એણે વાઘણની વાત કરેલી, પણ કોઇએ એ માની નહોતી. છતાં જંગલની એ બાજુએ ન જવામાં જ સલામતી છે એ વાત તો સૌએ સ્વીકારી હતી. પહેલે દિવસે તો રૂપદમન સૌની સાથે જ રહ્યો.

પણ બીજે દિવસે જંગલનો એ ભાગ જાણે એને બોલાવી રહ્યો હતો. મિત્રોથી જુદો પડી તે એ બાજુએ ગયો. અગ્નિ સાથે રમવાની વૃત્તિ માનવીમાં સદા યે રહી છે. જે વિપદ સાથે ઉત્તેજના જોડાએલી છે, એનો મોહ એ મૂકી શકતો નથી.

ગુફાની લગોલગ ગયા છતાં એ આગળ ન વધી શક્યો. એની સ્થિતિ કો' નવીના અભિસારિકા જેવી હતી. આગળ વધું કે પાછળ હટું એમ મનોમન એ વિચારતો હતો ત્યાં પડખેની ઝાડીમાં ખડખડાટ સાંભળતાં ચમકીને એણે એ તરફ જોયું, તો વાઘણ જ આવતી જણાઈ! હવે એ ખોડંગાતી નહોતી. સ્વસ્થ મસ્તીમાં શાર્દૂલવિક્રીડિત ડગલે એ એની તરફ જ આવતી હતી.



રૂપદમન લાકડાના પૂતળાની જેમ જડવત્ ઊભો રહ્યો. વાઘણ એકદમ એની પાસે આવીને લાંબી થઇને બેઠી. ચારે આંખો ઘણી વાર પરસ્પરને જોઇ રહી. વાઘણની પૂંછડીનો છેડો જરાજરા હાલતો હતો અને એના ગળામાંથી ઘર્રર્ર અવાજ સંભળાતો હતો. વાઘણ હજુ યે રૂપદમન સંબંધે સંપૂર્ણ નિઃશંક બની નહોતી. રૂપદમન વધુ રહી ન શક્યો. એકદમ રડી પડી એ નીચે બેસી ગયો.

વાઘણ જીભ બહાર કાઢી પ્રેમથી એનું નાક ચાટી રહી. પછી પંજો ઊંચો કરી રૂપદમનની છાતી ઉપર ફેરવવા લાગી. રૂપદમને જોયું કે પેલો ઘા રૂઝાઇ ગયો છે. કાંડા પર જરાક ડાઘ માત્ર રહ્યો છે.

આ રીતે વાઘણ સાથે રૂપદમનને દોસ્તી જામી. એને મૈત્રી કહેવી કે શું, એ સમજાતું નથી. જે હોય તે. રૂપદમને જે કહ્યું તે અહીં એના જ શબ્દોમાં હવે ઉતારું છું:

'સાહેબ, માનવી માનવીને ચાહે એ તો સ્વાભાવિક છે. પણ એ આ વાઘની જેમ ચાહતા હશે કે કેમ એ શંકાની વાત છે કુતરાં પણ માનવીને ચાહે છે, પણ એ જુદી રીતે. ત્યાં માનવી માલિક હોય છે, કુતરો એને આધીન હોય છે, પણ અહીં હકીકત જુદી જ હતી. માનવી અને વાઘ સમાન સપાટીએ હતા. કોઇકોઈનું અધીન નહોતું.

ત્રણ વર્ષ મેં એની દોસ્તીમાં માણ્યાં. એ ત્રણ વર્ષમાં ભાગ્યે જ એવો દિવસ ગયો હશે જ્યારે અમે એકબીજાને ન મળ્યાં હોઈએ. તમે તો શિકારી છો. ઘણા યે વાઘ માર્યા હશે. પણ વાઘની સાચી પિછાન તમને નહિ થઇ હોય. એના જેવું સ્નેહાળ ને ઉમદા ખવાસનું પ્રાણી કદાચ બીજું કોઈ નહિ હોય.

અમે બંને પરસ્પરને પ્રેમ કરતાં આટલા ચાહતા થઇ ગયાં એની ખબર મને નથી પડી. એક દિવસ પણ જો એકબીજાને ન જોતાં તો અમે અધીર થઇ ઊઠતાં. મારી સાથે મૈત્રી થયા પછી એણે મામના લોકો ઉપર કે ગામનાં ઢોરઢાંખર ઉપર આક્રમણ કરવું છોડી દીધું હતું. ગામ બાજુએ એ આવતી પણ નહિ. જંગલનાં શિયાળ અને જંગલી માડરણકરાં મારી ખાતી. પણ જો કોઈ પણ કારણે હું એક દિવસ પણ એને મળવા જઇ ન શકતો, તો રાત્રે એ ગામમાં આવતી ચારે તરફ ફરતી ને બરાડા પાડતી. જાણે મને બોલાવવા જ આવતી! એક વાર ઘણા દિવસ સુધી હું પથારીએ પડેલો. એ રોજ રાત્રે આવીને મને બોલાવતી. ગામલોક અગ્નિ કરી, ઢોલત્રાંસાં વગાડીને પણ એને ભગાડી ન શકતા.

માંદગી પછી જે દિવસે હું ફરીથી પહેલવહેલો જંગલમાં એને ત્યાં ગયો ત્યારે એના આનંદનો પાર ન રહ્યો. મારા હાથપગ અને



અંગે અંગ ચાટીને એણે જાણે મારી ચામડી જ ઉતારી નાખી. તમે માનતા હશો કે વાઘને હસતાં આવડતું જ નહિ હોય. પણ એ તમારી ભૂલ છે. વાઘ હસતાં જાણે છે. માત્ર હસતાં જ નહિ,—રમૂજ કરતાં પણ એ જાણે છે. મારી સાથે એ એક રમૂજ કરતી,—મને બીવડાવવાની. ઓચિંતી ગર્જના કરતી, જોરથી 'હૉક' કરી મારા પર કૂદીને પડતી. પણ નવાઈ જેવું છે કે મને કદી યે એનો એક નખ સુદ્ધાં વાગ્યો નથી. શરૂશરૂમાં હું બીતો ત્યારે એ મને મૂકી દેતી, ને દૂર બેઠીબેઠી મારા તરફ જોતી હસતી.

'એક દિવસ હું એને માટે એક શકોરું ભરીને ખીર લઇ ગયો હતો. એ ખાઈને તે ખૂબ જ ખુશ થઈ હતી. અને બીજે દિવસે જ એક મોટો જંગલી બકરો એણે મારી સેવામાં રજુ કરેલો! પ્રથમ તો હું સમજી જ ન શક્યો કે તે એ મારે માટે જ લાવી છે: પણ એણે કોઇ રીતે માન્યું નહિ. ખભે ઉઠાવીને હું એ બકરાને ગામમાં લઈ ગયો. ગામ આખાએ મોજથી એ ખાધેલો.'

**આ** મ ત્રણ વર્ષ વીતી ગયાં. બીજાં પણ કેટલાં યે વર્ષો વીતી જાત કોણ જાણે, જો એક બીજો બનાવ બન્યો ન હોત તો. ત્યારે રૂપદમન ઓગણીસ વર્ષનો હતો. એનું સગપણ થયું. લગ્ન થવાનાં હતાં દસ માઇલ દૂર એક ગામમાં. યોગ્ય કાળે વરરાજા બનીને ઢોલ—નગારા ને શરણાઈઓ સાથે દસ-બાર જાનૈયાઓ સહિત રૂપદમન પરણવા ઊપડ્યો. છોકરીવાળાનું ગામ દસ માઈલ દૂર હતું. પણ જતાંઆવતાં ત્રણ દિવસ લાગતા. પગપાળા જ પરણાવવા જવાનું હતું. વાહન-વ્યવહાર તો હતો જ નહિ એ કહેવાની જરૂર ખરી?

અહીં એક વાત જણાવી દેવી જરૂરી છે. જે થોડા દિવસ રૂપદમન વિવાહને કારણે ગામ બહાર હતો એ દિવસોમાં વાઘણ ગામમાં આવી નહિ કે ગર્જના કરતી નહિ. એથી અનુમાન થતું કે રૂપદમન ગામમાંથી ગયો ત્યારે જ એ સમજી ગઈ હતી કે એ બહાર જાય છે,—અથવા એણે વાજાં વગેરે સાથે એને જંગલમાં થઇને જતો જોયો હોય એમ પણ બને. અને લોકો ન જાણે તેમ એ પાછળ ગઇ હોય એ પણ અસંભવિત નથી. વાઘણ રૂપદમનને અનુસરી પેલે ગામ ગઈ હતી અને પાછા ફરતાં રસ્તામાં જ એ રૂપદમનને એની સ્ત્રી સાથે નીરખતી નીરખતી આવી હતી, એમ જો અનુમાનીએ તો હવે પછી આવતી પાછળની ઘટના સાથે એનો મેળ મળે છે.

ચોથે દિવસે સાંજને સમે રૂપદમન નવી વહુને લઈ પોતાને ગામ પાછો ફરતો હતો. ચોથા ભાગનો રસ્તો બાકી રહ્યો હતો. વાજાંવાળાંએ ધીમાંધીમાં વાજાં વગાડવા શરૂ કર્યાં. ત્યાં જ એક વિકરાળ ગર્જના કરતી વાઘણ કોણ જાણે ક્યાંથી આવીને જાનૈયાઓથી દસ વાર છેટે છેટે ઘુરકાટા નાખતી લાંબી થઇને પડી. રૂપદમને જોયું તો વાઘણનો હળદરવર્ણો દેહ તાપણીની જેમ જાણે સળગતો હતો. એનાં અંગેઅંગમાંથી વિદ્યુતશિખા પ્રસરી રહી હતી. વાઘણનું આવું કાળ-કરાળ રૂપ રૂપદમને કદી યે નહોતું જોયું. એની અંગારા જેવી આંખો એકવાર રૂપદમન ઉપર અને એક વાર એની સ્ત્રી પર, એમ વારાફરતી જાણે ચોકી ભરતી હતી. એ ફરી એક વાર ઊઠી ઊભી. લાગતું હતું, જાણે ક્રોધ અને હિંસકતાથી હમણાં જ એ ફાટી પડશે.

એના આ એકાએકના આવી દેખાવાથી સહુ ચિત્રવત્ ઊભા થઈ રહ્યા. ઢોલકવાળો ને શરણાઇવાળો નીરવ જ બની ગયા. પણ કોઈ ડરીને આમ કે તેમ દોડી ન ગયું. એવે વખતે ટોળામાં ઊભા રહેવું વધુ સલામત છે એ તેઓ જાણતા. રૂપદમન સામે જ હતો. એક વાર એને થયું કે ટોળું મૂકીને વાઘણ પાસે જઈ ઊભો રહું. પણ વાઘણનું એ વખતનું રૌદ્ર રૂપ જોઈને એ હિંમત કરી ન શક્યો. એને થયું કે આજે તો કદાચ વાઘણ એને જોતાં જ એના પર તૂટી પડશે. એનો બધો જ પ્રેમ કાતિલ હિંસામાં પલટાઈ જશે. રૂપદમને આગળ પગ મૂકવાની હિંમત ન કરી. પગ આગળ ન મૂકવાનું બીજું યે એક કારણ હતું. નવવધૂ બીને એને લગભગ વળગી જ રહી હતી.

વાઘણ એ દિવસે કદાચ એને ન જ છોડત. ટોળામાંથી પણ કદાચ એને ઝાલી ઉપાડી જાત. પરંતુ એ જ વખતે એક વિઘ્ન આવી પડ્યું. ગામલોકોએ જાનનાં વાજાંનો અવાજ સાંભળ્યો હતો, ને એ લોકો ટોળેટોળાં હો—હા કરતા વર-વધૂને સામૈયે આવ્યા હતા. વાઘણે પાછળ માણસોનો કોલાહલ સાંભળી મોં ફેરવીને જોયું તક લઈને જાનવાળાએ જોરશોરથી વાજાં વગાડવાં શરૂ કર્યાં. વાઘણ વધુ ઝીક ઝાલી ન શકી; નિરર્થકની બે ગર્જના કરી, રોષથી પૂંછડી હલાવતી હલાવતી એ જંગલમાં ચાલી ગઈ. જતાં પહેલાં એક વાર નવદંપતી તરફ આગ વર્ષાવતી નજરે દૃષ્ટિપાત કરતી ગઈ, એનો અર્થ સમજવો એ રૂપદમન માટે મુશ્કેલ ન હતું.

બીજે દિવસે વાઘણે જંગલમાં લાકડાં લેવા ગએલી એક સ્ત્રીને ફાડી ખાધી. ત્રીજે દીવસે ફરી એક. એ રીતે શરૂઆત કરીને એ ગામના સ્ત્રીવર્ગ સામે જ રોષે ભરાઈ છે તે જાણે પ્રકટ કરતી હતી. પરિણામે સ્ત્રીઓ માટે ઘરની બહાર નીકળવું મુશ્કેલ બન્યું હતું.

આમ કરતાં દોઢ વર્ષ વીતી ગયું. રૂપદમનની સ્ત્રીને મારવાના પ્રયાસમાં વાઘણે મળી એટલી તમામ સ્ત્રીઓને પૂરી કરી હતી. પણ ઈર્ષ્યાઝેરે વિષમય બનેલી એની વૃત્તિ પૂરી સંતોષાઇ નહોતી. રૂપદમન માનતો હતો કે એ વાઘણ જો જીવતી રહી હોત તો એ કદી ન કદી નક્કી એ પોતાની સ્ત્રીનો જીવ લેત જ.



**બી** જે દિવસે બપોરે હું પાછો ફર્યો. પહેલા પહાડના શિખરે જઈ પાછળ જોયું તો નીચે તળેટીના પ્રદેશમાં એ નાનું ગામ તંદ્રાચ્છન્ન થઇ નચિંત બની આળસમાં બપોરનો તડકો માણતું હતું.

આ ગામમાં, માનવ સમાજથી દૂર એકાન્ત વિજનમાં, જંગલ ને પહાડોના આદિ વાતાવરણ વચ્ચે, સ્વભાવે મદાંધ હિંસ્રક એક પશુ-ની સાથે એક માનવીનો પ્રણયસંબંધ રચાયો. સર્કસના માલિક-ની સાથેનો, હોશિયારીથી બતાવાતો માનની સાધેલો બનાવટી મૂઢ પશુનો જેવો, પ્રેમ નહિ, પણ સાચેસાચો અકૃત્રિમ પ્રેમ. અને એ પ્રેમ અકૃત્રિમ હતો તેથી જ અંતે આવું ભયાનક રૌદ્ર રૂપ લઇ શકેલો.

ઘણા આ વાત નહિ માને. સાચું છે કે આ વાતને માનવી આકરી છે. પણ એથી જ શું એ અસંભવિત છે? મારો પોતાનો મત કહું તો, હું તો રૂપદમનની વાતને ખોટી માની શક્યો નથી.

કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદૃષ્ટિ ખીલવતી લેખમાળા

# શિલ્પ-વિજ્ઞાન

શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીના મૂળ પરથી
અનુવાદક સૌ. શ્રી અપર્ણાબેન ત્રાવેદી

## ૩–અપરૂપ રીતની અભિનવ રૂપસૃષ્ટિ



પૂર્વ દેશની શિલ્પ-રીતિમા એક વિશેષત્વ છે. ભારતના શિલ્પીઓ હકથી કહે છે કે પોતે વિશ્વકર્માના પુત્ર ને બ્રહ્માના પૌત્ર છે, એટલે સર્જન કરવાની સ્વતંત્રતા તેઓ પાસે છે. તેમની શિલ્પકલ્પના ફક્ત પૃથ્વીનાં પરિચિત રૂપોમાં જ સીમાબદ્ધ નહિ રહે. રેખા અને રૂપ (line and form)ના/ નામ માત્રનું અવલંબન લઈ નવાનવા આદર્શોની રૂપસૃષ્ટિ કરવાનો અધિકાર અને નિપુણતા તેમનામાં છે. કોઇ દિવસ કોઇએ નજરે ન જોયું હોય એવું અપરૂપ અને દિવ્ય રૂપ તેઓ કલ્પનાના બળથી સર્જી શકે છે. અને આ જાતની નવી રૂપસૃષ્ટિ કરવી એ જ ખરીરીને સાચા શિલ્પીનું કર્તવ્ય છે અને આ રીતે, આપણે જોઈએ છીએ કે ભારતના શિલ્પીએ અદ્‌ભુત આદર્શવાળી ગણેશની મૂર્તિની અને 'નરસિંહ'ની મૂર્તિની કલ્પના કરી છે. પ્રાચીન મિસર દેશની 'સેખ્ મેટ'ની સિંહના મોઢાવાળા નરદેહની કલ્પના (ચિત્ર નં. ૩૪) ભારતનાં 'નરસિંહ'ની કલ્પનાની જ અનુરૂપ સૃષ્ટિ છે. આ જાતની અભિનવ રૂપસૃષ્ટિના ગુણદોષનો વિચાર કરવો જોઇએ, અને તેમના અંગ ને અવયવોના વિન્યાસ તથા પરિમાપના નૈપુણ્યનું વિશ્લેષણ કરી, તેમની અન્તર્નિહિત રેખાસમષ્ટિના મેળ ને માધુર્યનું વિશ્લેષણ કરવું જોઇએ. મૂર્તિનો કોઇપણ રૂપ સાથે સ્વાભાવિક મેળ છે કે નહિ તેના આદર્શની સાથે આ શ્રેણીની નવી રૂપસૃષ્ટિની સરખામણી ન થઈ શકે. ચીન અને જાપાનની વિવિધ પ્રતિમાઓમાં આ શ્રેણીના અભિનવ રૂપની મૌલિક કલ્પનાનાં ઘણાં નિદર્શનો છે. યુરોપના ગૉથિક યુગના શિલ્પમાં ને ગ્રિફિનની મૂર્તિ કલ્પનામાં આ પ્રકારની નવી ઢબની રૂપસૃષ્ટિનાં દૃષ્ટાન્તો છે.

પશુમૂર્તિની કલ્પનામા પણ આવી નવી રીતની મૌલિક રૂપ સૃષ્ટિને અવકાશ છે. આસીરિયાનો 'બળદ-માનવ' (ચિત્ર નં. ૩૫), ભારતનો 'ગરુડ', દક્ષિણ દેશનો 'યાલી' (ચિત્ર નં. ૩૬) અને શાર્દૂલ એ સર્વની કલ્પના, પરિચિત પશુમૂર્તિનું અતિક્રમણ કરીને સર્જેલી નાનાવિધ વિચિત્ર રસની અને અલૌકિક આદર્શોની રૂપ-સૃષ્ટિ જ છે ચીન દેશનો 'ડ્રૅગન' (Dragon) એ વળી એક નવી જ મૌલિક રૂપ સૃષ્ટિ છે. (ચિત્ર ૩૭) ચીનની Tao Tieh (અથવા કીર્તિમુખ) પણ એવા જ એક અદ્‌ભુત આદર્શની અભિનવરૂપ કલ્પના છે. ગ્રીક દેશમાં પણ,—જ્યાં શિલ્પી, માણસના સુમધુર આકારવાળા દેહને જ સાધારણરીતે શિલ્પકલ્પનાની સીમા તરીકે ગણે છે તે દેશમાં પણ—કોઇકોઇ શિલ્પીઓએ પ્રકૃતિનાં પરિચિત રૂપનું અતિક્રમણ કરી અભિનવ અને અપરૂપ રીતની રૂપસૃષ્ટિ રચી છે. આનાં શ્રેષ્ઠ દૃષ્ટાન્ત છે 'ગર્ગન અને મેડુસાની' મૂર્તિ, તથા પશુ ને માણસના રૂપના સમન્વયથી ઘડેલી 'સેટાર'(Satyr)(ચિત્ર નં.૩૮) અને 'પાન'(Pan)ની અપરૂપ કલ્પનાઓ.

શિલ્પીની રૂપકલ્પના ફક્ત પરિચિત માનવ અથવા પશુચિત્રમાં જ સીમાબદ્ધ નથી હોતી. તેના રૂપનું જગત અતિવિસ્તૃત કલ્પનાનું જગત છે, જેના અતલ રૂપ-સમુદ્રમાં એવા બધા નવા ઘાટના, નવા આકારના, નવા પ્રકારના રૂપના આદર્શો છુપાએલા છે કે જે હજી સુધી માણસની નજરે પડ્યા નથી. માત્ર શિલ્પી જ

ઉપર: ચિત્ર ૩૪ મિસરની મૂર્તિ
નીચે: ચિત્ર ૩૫ આસીરિયાનો બળદ





ચિત્રનં ૩૬ દક્ષિણ હિંદનો યાલી

વસ્ચેવચ્ચે તે પોતાની કલ્પનાના રૂપસાગરમાં અવગાહન કરી, નવાંનવાં રૂપરત્નો લઈ આવી, આપણી નજર આગળ તેને વાસ્તવિકતાનું રૂપ આપીને પ્રકટ કરે છે.



પથ્થર, લાકડું કે ગજદન્ત ઉપરાંત બીજી બે વસ્તુમાં શિલ્પી પોતાના અંતરની કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપે છે. એમાંની એક છે માટી (terra cotta), અને બીજી છે પંચ-લોહ (bronze) અથવા વિવિધ ધાતુ (metals). જ્યાં યોગ્ય પત્થરનો અભાવ હોય છે ત્યાં તપાવેલી માટી વડે શિલ્પીઓએ ચિત્તહારી મૂર્તિ ઘડી છે. પત્થરના પ્રચલન પહેલાં હજારો વર્ષ પૂર્વે આદિમ શિલ્પીઓ ફક્ત પોતાની આંગળીઓ ચલાવીને મુલાયમ માટીમાં રૂપસુંદર વળાંકાઓ વાળી સૃષ્ટિનું સર્જન કરી ગયા છે. મોટેભાગે આકારમાં ક્ષુદ્ર એવી તપાવેલી માટીની એ મૂર્તિની રચનામાં નવા ભાવ અને રસની કલ્પનાનો અવકાશ હોય છે. આને ઘડવાની રીત (technique) અને પદ્ધતિ જુદી છે. આ બધા ક્ષુદ્ર આકારોવાળાં માટીના રમકડાંમાં કુશળ શિલ્પીએ કુશળ કલ્પનાથી આદીમ યુગનો સહજ-સરળ શિશુભાવ લિપિબદ્ધ કર્યો છે. (ચિત્ર નં. ૩૯) ઑસ્ટ્રિયા દેશમાં એક સ્થૂળ અવયવોવાળી વર્તુલાકારથી વક્ર રેખામાં કલ્પાયેલી 'જગદંબા'ની પ્રતિમા શોધાઈ છે. (ચિત્ર નં. ૪૦). એ પ્રતિમા આકારમાં ઘણી જ નાની છે, પણ માતૃકા ભાવની વિશાળતા અને વિરાટ કલ્પના આ નગણ્ય છતાં ભાવસમ્પન્નપૂર્ણ એવી માતૃમૂર્તિમાં રહેલી છે. એની ઉંમર છે ૨૫૦૦૦ વર્ષ! આને થોડીઘણી મળતી આવતી માટીની મૂર્તિ સિંધુદેશના મોહેન-જો-ડેરોના પ્રાચીન ક્ષેત્રમાં પણ શોધાઇ છે. એમાં વાંકી રેખા કરતાં સહજ સરળ રેખાનું પ્રાધાન્ય વધારે છે. આ જાતની મૂર્તિઓમાં કૃત્રિમ સૌન્દર્ય અથવા કલમની કારીગરી શોધવી એ મૂર્ખતાભરેલું છે. ભાવની ગભીરતા (depth) અને એકનિષ્ઠતા (intensity)માં જ આ જાતની મૂર્તિઓ અતુલનીય હોય છે. પ્રાચીન ગ્રીસ દેશના Tanagra ક્ષેત્રમાં, ક્ષુદ્ર કદની આવી અસંખ્ય માટીની મૂર્તિઓ (terra cotta) શોધાઈ છે પત્થરની મૂર્તિ કરતાં આના આદર્શો અને કલ્પના જુદા જ હોય છે. ચીન દેશમાં પણ આવી તપાવેલી માટીની બનાવેલી અપરૂપ કલ્પનાવાળી ઘણી ક્ષુદ્ર મૂર્તિઓ શોધાઈ છે. આ બધી અતિ પ્રાચીન યુગની છે. ગાંભીર્યમાં, તેમજ નાના કદમાં વધારે અર્થ સમાવવાની શક્તિમાં ચીનના પ્રાચીન યુગની માટીની મૂર્તિઓ-રમકડાં-જગતમાં અદ્વિતીય છે



ધાતુની મૂર્તિઓ ઘણી વખત પત્થરની મૂર્તિઓ કરતાં વધારે સ્થાયી હોય છે. શિલ્પીઓ ધાતુના અવલંબનથી ઘણી મૂર્તિઓ રચી ગયા છે. ભારતમાં જેમ અષ્ટ ધાતુની દેવ-દેવીઓની મૂર્તિ રચનાનું પ્રચલન છે, તેમ પ્રાચીન ગ્રીસમાં એકાધિક જાતજાતની ધાતુના મિશ્રણથી બનેલી 'બ્રૉન્ઝ' ધાતુ વડે પ્રતિમારચનાની પ્રથા હતી. સીસું, ત્રાંબું, પિત્તળ, રૂપું ને કલઇના મિશ્રણથી એ ધાતુ બનતી હતી. ડેલ્ફીની સુપ્રસિદ્ધ અશ્વચાલકની ધાતુમૂર્તિનું મુખમંડળ દેવતાઇ દિવ્ય સૌન્દર્યથી દીપ્ત છે ઇંગ્લૅંડના બ્રિટિશ મ્યૂઝિયમમાની 'નિદ્રાદેવી' (Hypnos)ની ધાતુમૂર્તિમાં ગ્રીક પુરાણની મધુર કલ્પનાને શિલ્પીઓ એક અજ્ઞાત ગ્રીક પ્રતિમાકાર અમર કરી ગયા છે. સફેદ આરસપહાણમાં છાયા અને પ્રકાશના જે વિપરીત ને સૂક્ષ્મ વિરોધી રસનો અવકાશ હોય છે, તેવો અવકાશ ઘેરા લીલા અથવા કૃષ્ણાભ રંગની બ્રૉન્ઝ મૂર્તિમાં હોતો નથી. એ ગભીર શ્યામવર્ણના આવરણમાં ઘડતરની કારીગરી ઘણી વખત છૂપી રહે છે પણ આ જ ઘેરા લીલા વર્ણની જુદીજુદી આભામાં, શિલ્પી પોતાની મૂર્તિને નવા રસથી અભિષિક્ત કરી શકે છે. ઘણી જૂની બ્રૉન્ઝની મૂર્તિ કાર્બોલિક ઍસિડ અને oxygenના પ્રભાવથી ઑક્સીડાઇઝ થઇને એક સુંદર મધુર લીલા રંગનું આવરણ ધારણ કરે છે. ચિત્રરસિકોને માટે આ રંગ (patina) ખૂબ જ આકર્ષણની વસ્તુ છે.

ભારતમાં બ્રૉન્ઝને બદલે પંચલોહ ને અષ્ટધાતુની મૂર્તિનું પ્રચલન બહુ યુગથી પ્રચલિત છે. મોહેન-જો-ડેરોના પ્રાચીન ક્ષેત્રમાંથી ધાતુની નર્તકી મૂર્તિ શોધાઈ છે. દક્ષિણ દેશમાં પ્રાચીન બૌદ્ધ સ્તૂપમાંથી કેટલીક પંચલોહની સુંદર બૌદ્ધ મૂર્તિના ભગ્નાવશેષો મળ્યા છે. પણ મધ્ય યુગની નાલંદાની પંચલોહની મૂર્તિ ને દક્ષિણના ચોળયુગની ઘણી શ્રેષ્ઠ પ્રતિમા ભારતવર્ષના ધાતુશિલ્પીઓની અદ્ભુત નિપુણતાનું સ્મરણ કરાવે છે.





મથાળે ચિત્રઃ નં. ૩૭ ચીન દેશનો ડ્રૅગન; વચ્ચેઃ ચિત્ર ૩૮—પશુ અને માનવના દેહના સમન્વયની યુરોપની કલ્પના 'સેંટર'; નીચે ડાબી બાજુઃ ચિત્ર નં. ૩૯ જમણી બાજુઃ ચિત્ર નં. ૪૦

# આપણી વનસ્પતિ

દર માસે એકેક વનસ્પતિનો પરિચય આપતી લેખમાળા

—લેખક—

પ્રો. જયંતીલાલ દેવશંકર ઓઝા

## [૩] ગુલમહોર

આખરાના જેવી જ ભભકથી, પણ ખાખરાના કરતાં યે ઘેરા લાલ રંગનાં ફૂલ વડે આ (મે અને જૂન) મહીનાઓમાં સૃષ્ટિને રંગમોહક બનાવતો ગુલમોર–ગુલમહોર તો સામાન્યરીતે જાણીતું ઝાડ છે. રેલવે સ્ટેશનો, બગીચા તેમજ જાહેર રાજમાર્ગો પર તે ઘણુંખરૂં નજરે પડે છે. પણ એ મૂળ વતની હિંદનું નહિ;–માડાગાસ્કરનું. આપણે ત્યાં તો એ છેલ્લાં સોએક વર્ષથી જ લાવવામાં આવ્યું છે. અને મોટે ભાગે શોભા-વૃક્ષ તરીકે તેમજ છાયા માટે રોપાય છે. (જોકે ફેબ્રુઆરીથી તે જૂન સુધીના એના પાન-ખર કાળમા એ તદ્દન ઝરડાં ધરાવતું કઢંગું બની જતું હોઇ ખરી જરૂરને વખતે જ છાયા આપી શકતું નથી )

એનું શાસ્ત્રીય નામ પોઇન્સીઆના રેજીઆ (Poinciana regia Bojer) છે. સત્તરમી સદીમા થઇ ગએલા એન્ટીલીસના ગવર્નર એમ.ડી. પોઈન્સીના નામ ઉપરથી એ નામ પાડવામાં આવ્યું છે. અંગ્રેજીમાં તેને 'ગુલ મોહર' (Gul Mohur) અગર 'ફ્લૅમ્બૉયન્ટ' (Flamboyant) કહે છે; કેટલાક તેને 'રૉયલ ગોલ્ડ મોહર' (Royal Gold Mohur) પણ કહે છે. 'ગુલ મોહર' શબ્દની વ્યુત્પત્તિ શોધવી મુશ્કેલ છે. 'ગુલ'નો અર્થ ગુલાબ અગર પુષ્પ થાય છે, અને 'મોહર' એ જૂના હિંદી સિક્કા માટેનો શબ્દ છે. સોના મહોર જેવી તેજસ્વી મોળ પુષ્પ–પાંદડીઓ ધરાવતાં એનાં ફૂલ પરથી એ નામ પડ્યુ હશે.

આ વૃક્ષ ૪૦ થી ૫૦ ફૂટ ઉંચું ઊગે છે તેની શાખાઓ ચોમેર ફેલાએલી હોય છે અને તેના પર પીંછાં આકારનાં સુંદર પાન ગોઠવાએલા હોય છે દરેક પાન સંયુક્ત હોય છે અને તે ૧૧ થી ૧૮ જોડકાંમાં ગોઠવાએલાં નાના પર્ણગુચ્છનું બનેલું હોય છે. આ દરેક નાનું પર્ણગુચ્છ પાછું એવી જ રીતે ૨૦ થી ૩૦ જોડકામાં ગોઠવાએલી નાની લંબચોરસ પાંદડીઓનું બનેલું હોય છે. ફેબ્રુઆરી–માર્ચ દરમિયાન આ વૃક્ષ પરથી બધાં પાન ખરી પડે છે, તે ફરી મે માસના અંતભાગ અગર જૂનની શરૂઆતમાં તાજાં પાન વૃક્ષ પર દેખાય છે અને વર્ષાઋતુમાં તો વૃક્ષ પાછું પીંછા આકારના સુંદર પાનથી એવું તો ભરપૂર બની રહે છે કે તેની ઘેઘૂર શોભા આકર્ષક હોય છે. એનાં ફૂલોનો પાંગરવાનો કાળ એપ્રિલથી જૂન. ગરમીની શરૂઆત થતાં જ એનાં ફૂલ દેખાવાં શરૂ થાય છે અને લગભગ મેની અધ-વચમાં તો આખું ઝાડ તેજસ્વી લાલ સુંદર ફૂલોની બહારથી ભભકી રહે છે.





ઉપરઃ ગુલમહોરનાં પાન તથા પાકી શીંગ; જમણી બાજુ: ગુલમહોરની કળી, ફૂલ તથા લીલી શીંગ

ગુલમહોર શીંબી વર્ગનું વૃક્ષ છે. તેની શીંગ ચપટી, ને તાજી હોય છે ત્યારે લીલી, પરંતુ પાછળથી ઘેરા તપખીરિયા રંગની થાય છે. તેમાં સંખ્યાબંધ લાંબાં બી હોય છે. સામાન્ય-રીતે આ વૃક્ષ તે એ બી વડે જ ઉગાડવામાં આવે છે, પરંતુ તે કાપકલમથી પણ ઉગે છે.

ગુલમહોરમાંથી પુષ્કળ પીળો અગર ભૂખરો ગુંદર નીકળે છે જે ઉદ્યોગમાં વપરાય છે.

# સ્વ. હરિકૃષ્ણ વ્યાસ



અમારે ઘણા ભારે હૈયે દુઃખદ નોંધ લેવાની છે કે ભાઈશ્રી હરિકૃષ્ણ મોહનલાલ વ્યાસનું ગઇ તા. ૨૭ મે ૧૯૪૭ ને શુક્રવારના રોજ તેમના વતન લાઠીમાં ક્ષયની લાંબી બીમારી પછી અવસાન થયું છે. ગુજરાતી 'લઘુલિપિ' અને 'શીઘ્રલિપિ'ના યોજક તરીકે ખ્યાતનામ એ યુવાન સાહિત્યકાર 'કુમાર'ના વાચકોને તો તેમની ટૂંકી વાર્તાઓ અને વિજ્ઞાનના લેખોથી સુપરિચિત હતા. 'પ્રકંપ' નામના એમના વાર્તાસંગ્રહ ઉપરાંત 'બેઝિક ઇંગ્લિશ', 'એક માસમેં હિંદી' વગેરે એમનાં શિક્ષણોપયોગી પ્રકાશનો એમની યોજના-રત બુદ્ધિશક્તિના પુરાવા રૂપ છે. એ ઉપરાંત એક જ માસમાં સંસ્કૃત ભાષા શીખી જવાય ને સાથોસાથ ગીતાનો પણ પરિચય મળી જાય એવી નવતર યોજનાવાળું ગીતા ઉપરનું તેમનું પુસ્તક તૈયાર પડ્યું છે.

કાઠિયાવાડમાં લાઠી જેવા ખૂણે પડેલા સ્થાનમાં રહીને ફક્ત મૅટ્રિક સુધીનો જ અભ્યાસ કરી હાઈસ્કૂલના શિક્ષકની સામાન્ય કારકીર્દિમાંથી એક શક્તિશાળી લેખક થવાની તેમણે સાધના આદરી હતી. તેમનાં વાંચન અને વિચારસરણીમાં ચોકસાઇ તથા પ્રમાણ મેળવવામાં તે સફળ થયા હતા. પોતે વૈજ્ઞાનિક મનોવલણવાળા હોઈ ગણિત અને વિજ્ઞાનના લેખોમાં ખૂબ રસ જમાવી શકતા. તેમનું ગદ્ય તેજસ્વી હતું, રસવૃત્તિ સંસ્કારી અને પ્રભાવિત હતી અને સાહિત્યનાં વિધવિધ અંગો વિકસાવવા એક પ્રકાશનયોજના પણ ઘડી હતી. આ ઉપરાંત વૈજ્ઞાનિક શોધખોળના પણ તેમણે ખૂબ પ્રયોગો કર્યાં હતા. જેમાં 'ઑટોલીન' નામના એક સ્વર વાજિંત્રનું તો પેટન્ટ મેળવ્યું હતું. એમાં ગાનારના સ્વર પ્રમાણે આપોઆપ આરોહ–અવરોહ

(અનુસંધાન પાછળના પાને)

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર તથા તેની અનુષંગી કળાઓ (નૃત્યાદિ)નો પરિચય આપતી લેખમાળા

[૯]

## રસ

આપણે જે આઠ ભાવ જોઈ ગયા તે આઠ ભાવોમાંથી આઠ રસની ઉત્પત્તિ થાય છે. શાસ્ત્રમાં રસની એવી વ્યાખ્યા કરી છે કે આત્માનંદનું આસ્વાદન અથવા અનુભવ તે રસ. માણસ જેમ સ્વાદિષ્ટ રસનો આસ્વાદ લઈને આનંદ પામે છે, તેમ વિવિધ ભાવોને પણ આસ્વાદી શકાતા હોવાથી શાસ્ત્રમાં શૃંગાર વગેરેને રસ કહ્યા છે. એ આઠ રસનાં નામ આ પ્રમાણે છે: (૧) શૃંગાર, (૨) હાસ્ય, (૩) કરુણ, (૪) રૌદ્ર, (૫) વીર, (૬) ભયાનક, (૭) બીભત્સ અને (૮) અદ્ભુત. કેટલાંક શાસ્ત્રોમાં 'શાંત'ને નવમો રસ ગણવામાં આવ્યો છે.

હવે આપણે એ રસોનું સ્વરૂપ તેમજ તે ઉત્પન્ન થવાના કારણો તથા તેનાં લક્ષણો (જેને શાસ્ત્રમાં વિભાવ અને અનુભાવ અથવા આલંબન અને અનુલંબન કહેવામાં આવે છે) તે જોઈશું

**શૃંગાર:** સ્ત્રી—પુરુષનો પરિપૂર્ણ રતિભાવ તે શૃંગાર. શૃંગાર રસ નાયક અને નાયિકાને આધારે રહેલો છે.

આલંબન: પ્રિય વસ્તુની પ્રાપ્તિ કે પુષ્પ, આભૂષણ, ઉદ્યાન વગેરે કોઈ પણ મધુર વસ્તુ તેનું ઉદ્દિપન કે આલંબન છે.

અનુલંબન: નેત્રચાતુર્ય, ભ્રક્ષેપ, મુખ-પ્રસન્નતા, લલિત અંગહાર, મધુર વાણી વગેરે તેના અનુલંબનો કે લક્ષણો છે.

**હાસ્ય:** હાસની પરિપૂર્તિ તે હાસ્ય.

આલંબન: પરચેષ્ટાનું અનુકરણ, વિપરીત વેષ, આચાર, અલંકાર, અસંબદ્ધ પ્રલાપ, વિકૃત અંગચેષ્ટા ઈત્યાદિ.

અનુલંબન: હોઠ ગાલ ને નાકનું સ્પંદન, મો લાલ થઈ જવું વગેરે

**કરુણ:** શોકનો પરિતોષ તે કરુણ.

આલંબન: ઐશ્વર્યનાશ, ઈષ્ટજનવિયોગ, વગેરે

અનુલંબન: અશ્રુપાત, આક્રંદ, મુખશોષ, વર્ણભેદ, સ્વરભંગ કે ગદ્‌ગદ્ કંઠ, નિ:શ્વાસ, ગાત્રશિથિલતા વગેરે.

**રૌદ્ર:** પરિપૂર્ણ ક્રોધ તે રૌદ્ર.

આલંબન: ધર્ષણ, કલહ, વિવાદ, પ્રતિકૂલતા, અપમાન, દ્રોહ, અસત્યતા, ગર્જાર ઇત્યાદિ.

અનુલંબન: રક્ત નેત્ર, ભ્રુકુટિ (ભ્રમર ચડવી), ઉત્ફુલ્લ નાસા (નાક ફૂલવું), હાથ દાંત અને હોઠ પીસવા વગેરે મારવું. ચીરવું. પીડવું, છેદવું, ભેદવું વગેરે રૌદ્રના કર્મો છે.

**વીર:** પરિપૂર્ણ ઉત્સાહ તે વીર

આલંબન: સામર્થ્ય, પ્રતાપ, પરાક્રમ, શૌર્ય, શક્તિ, પ્રભાવ, નિશ્ચય ઇત્યાદિ.

અનુલંબન: સ્થિરતા, ત્યાગ, ધૈર્ય દાન, ઈત્યાદિ.

**ભયાનક:** ભયનો પરિતોષ કે સર્વ ઇન્દ્રિયોનો વિક્ષોભ તે ભયાનક.

આલંબન: વિકૃતાકારનું દર્શન, ઘોર ધ્વનિનું શ્રવણ, અપરાધ, રાત્રી કે અંધકાર, શૂન્યાગાર, અરણ્યવાસ, સંગ્રામ વગેરે.

અનુલંબન: શરીરકંપન, રોમાંચ, મુખશોષ, સ્વર ભંગ, વર્ણભેદ, સ્વેદ, અંગશિથિલતા, હૃદયકંપ, શુષ્ક ઓષ્ટકંઠ ઈત્યાદિ.

**બીભત્સ:** જુગુપ્સાનો પરિતોષ કે સર્વ ઇન્દ્રિયોનો સંકોચ તે બીભત્સ.

આલંબન: દુઃસ્વાદ, દુર્ગંધ કે કોઈપણ જુગુપ્સાજનક વસ્તુનું દર્શન, શ્રવણ, સ્પર્શ વગેરે.

અનુલંબન: નાક, કાન, આંખ વગેરે સર્વ અંગોનો સંકોચ મુખ મચકોડવું, નાક-કાન આંખ ઢાંકવાં વગેરે.

**અદ્‌ભુત:** વિસ્મયનો પરિતોષ તે અદ્‌ભુત.

આલંબન: વિચિત્ર કે આશ્ચર્યજનક વસ્તુનું દર્શન, શ્રવણ વગેરે તેમજ માયા, જાદુવિદ્યા, સહસા દર્શન વગેરે.

અનુલંબન: અનિમેષ પ્રેક્ષણ, રોમાંચ, પ્રશંસા, હર્ષ, ભ્રૂવિક્ષેપ (ભવાં ચડવાં), સ્તબ્ધતા, નેત્રવિસ્તાર (આંખો ફાડવી) વગેરે.

**શાંત:** વૈરાગ્યનો પરિતોષ તે શાંત

આલંબન: કામ, ક્રોધ, લોભ વગેરે વિષયો તથા દુન્યવી ભાવનોથી વિરક્ત રહેવું તે.

અનુલંબન: ધ્યાનસ્થ વૃત્તિ, સાંસારિક વિષયો પ્રત્યે વિરક્તિ, નિર્વિકાર સ્થિરતા, નિશ્ચયતા વગેરે.

આ રસોમાં શૃંગાર, રૌદ્ર, વીર ને બીભત્સ એ ચાર રસો મૂળ છે. ને એ પેકી શૃંગારમાંથી હાસ્ય, રૌદ્રથી કરુણ, વીરથી અદ્‌ભુત ને બીભત્સથી ભયાનક ઉદ્‌ભવ્યા છે. શૃંગારનું અનુકરણ તે હાસ્ય, રૌદ્રનું કર્મ તે કરુણ, વીરનું કર્મ તે અદ્‌ભુત ને બીભત્સનું દર્શન તે ભયાનક.

**અન્યોન્ય વૈરી ભાવ:** શૃંગાર ને બીભત્સ, વીર ને ભયાનક, હાસ્ય ને કરુણ, રૌદ્ર ને અદ્‌ભુત તે અન્યોન્યના વેરી ભાવવાળા રસો

**ભાવ અને રસના જન્ય જનક ભાવ:** આ પ્રમાણે છે: શૃંગારનો સ્થાયી ભાવ રતિ, હાસ્યનો સ્થાયી ભાવ હાસ, કરુણનો સ્થાયી શોક, રૌદ્રનો સ્થાયી ક્રોધ, વીરનો સ્થાયી ઉત્સાહ, ભયાનકનો સ્થાયી ભય, બીભત્સનો સ્થાયી જુગુપ્સા, અદ્‌ભુતનો સ્થાયી વિસ્મય અને શાંતનો સ્થાયી ભાવ નિર્વેદ છે.

**રસોના વર્ણો:** શાસ્ત્રમાં દરેક રસના વર્ણો (રંગો) દર્શાવવામાં આવેલા છે. શૃંગારનો વર્ણ શ્યામ, હાસ્યનો શ્વેત, કરુણનો કપોત (રાખોડી), રૌદ્રનો રક્ત (લાલ), વીરનો સ્વર્ણ (સોનેરી), ભયાનકનો કૃષ્ણ (કાળો), બીભત્સનો નીલ (ભૂરો) ને અદ્‌ભુતનો પીત (પીળો).

**રસ-દેવતા:** શાસ્ત્રમાં વળી પ્રત્યેક રસના દેવતા પણ નક્કી કરવામાં આવેલા છે. શૃંગારના દેવતા વિષ્ણુ, હાસ્યના પ્રમથ, કરુણના યમ, રૌદ્રના શિવ, વીરના ઇંદ્ર, ભયાનકના ભૂત, બીભત્સના મહાકાલ અને અદ્‌ભુતના દેવતા ગાંધર્વ.

**સ્વર-યોજના:** કયા કયા રસની ઉત્પત્તિ માટે કયા કયા સ્વર યોજવા તે પણ શાસ્ત્રમાં જણાવવામાં આવ્યું છે. તેમાં દર્શાવ્યા અનુસાર શૃંગાર ને હાસ્યરસની ઉત્પત્તિ માટે મધ્યમ અને પંચમ (મ, પ) સ્વર યોજવા જોઈએ; કરુણમાં ગાંધાર ને નિષાદ (ગ, ની) સ્વર યોજવા જોઈએ; રૌદ્ર, વીર ને અદ્‌ભુતમાં ષડ્જ ને ઋષભ (સા, રી) તથા બીભત્સ તેમજ ભયાનકમાં ધૈવત (ધ) સ્વર યોજવા જોઈએ.

**સ્વ. હરિકૃષ્ણ વ્યાસ** (અનુસંધાન પાછળના પાનથી)

આપતા સ્વરો નીકળે એવી યોજના હતી તેમની 'લઘુલિપિ'ની રચના બીજી સર્વ પ્રાંતભાષાઓની યોજનાઓ કરતાં સરળ અને ઝડપી હતી એવો અનુભવીઓનો મત હતો. એમની તીવ્ર જ્ઞાનપિપાસા અને વિશાળ વાંચન વિરલ હતાં. હજી આરંભ જ થયો એ યુવાન ભાઈના અવસાનથી ગુજરાતની ખોટમાં વધારો થયો છે ને પાછળ મૂકેલાં નાનાં બાળકો અને વિધવા પત્નીનો જીવનપથ કપરો બન્યો છે. પ્રભુ તેમને શાન્ત ધૈર્ય અને સહાય આપો. જે.મ.શા.

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

આ પત્ર મેળવનાર : ગિરધારીલાલ શ્રૉફ, C/o રામગોપાલ ગિરધારીલાલ, ૭૧૧–૩ સાકર બજાર-અમદાવાદ- ૨.

Odensalagatan, 22 Ostersund
Sverige (Sweden) ૭-૧-૪૭

પ્રિય ગિરધારીલાલ,

પરમ દિવસે મને મળેલાં ૨૪મી નવેમ્બરના તમારા પત્ર, પોસ્ટકાર્ડ અને છબિઓ માટે ઘણો આભાર. મારા પિતા ટપાલની ટિકિટો નહિ, પણ સિક્કાઓ ભેગા કરતા; પણ મેં થોડા દિવસો પરના પત્રો પરથી ટિકિટો ઉખાડી લીધી છે અને ઇંગ્લંડમાં એક પત્રમિત્રને પણ બને તેટલી ઇંગ્લિશ ટિકિટો મોકલવા લખ્યું છે. એટલે તમને થોડી ટિકિટો હું મોકલીશ. ઉપરાંત કેટલાક સિક્કા પણ મોકલીશ; પરંતુ તે વધુ જૂના હોવાથી તેમનું મૂલ્ય જાણવું મુશ્કેલ છે

મેં તમને એક વખત સ્વીડિશ લેખકો વિષે કાંઈક જણાવવાનું લખેલું. આ સાથે મોકલેલી ટિકિટ પર અમારા એક સૌથી મહાન લેખક, વિક્ટર રિડબર્ગ Vitor Rydberg ની છબિ છે. એ ૧૮૨૮મા જન્મ્યા હતા ને ૧૮૯૫માં મૃત્યુ પામ્યા ઘણા દુઃખદ બાળજીવનકાળ પછી તે "Goteborjs Handes -och Sgopart-tiding" નામના સામયિકમાં વાર્તાઓ લખતા થયા અને તેની પ્રથમ નવલો 'બાલ્ટિકનો ચાંચિયો'



(૧૮૫૭) અને 'છેલ્લા ઍથેન્સવાસી' (૧૮૫૮) ચાલુ નવલકથા રૂપે તેમાં પ્રગટ થઈ. એમની છેલ્લી નવલકથા સ્વીડિશ સાહિત્યમાં નવ–પૌરાણિક પ્રવાહની સૌથી મહાનકૃતિ ગણાય છે.

વચ્ચે દસ વર્ષ તેણે કાંઈ જ લખ્યું નહિ અને ઈટાલીના પ્રવાસ પછી જૂની કલા વિષે 'આરસમાં રોમન બાદશાહો' નામે અનેક નિબંધો લખ્યા, જે 'રોમન દિવસો' નામના તેના ગ્રંથ (૧૮૭૭)નો એક ભાગ છે. તેણે જર્મન કવિ ગટે Goethe ની મહાન કૃતિ Faust ફાઉસ્ટ (૧૮૭૬)નું સુંદર ભાષાંતર પણ કર્યું છે.

જોકે તેનો સૌથી મહાન સાહિત્યફાળો તો તેના ઊર્મિગીતો Dikter (૧૮૮૨) છે. તેમાં તેણે પોતાની બધી રસોર્મિઓ સીંચી છે. તેને પૌરાણિક અને જૂની દંતકથાઓ કે આખ્યાનોમાં વધુ રસ-શ્રદ્ધા છે. રિડબર્ગ સિદ્ધાંતે ભાવનાવાદી છે. જોકે ૧૮૮૦ના અરસામાં ભાવનાવાદીઓ અને વાસ્તવવાદીઓ (કાવ્યમાંતાદૃશતા–વાસ્તવિકતા ઉતારવા મથનારા) વચ્ચે ચાલેલા સંઘર્ષણમાં તે તટસ્થ રહેલો.

૧૮૮૪માં કૉલેજ-અધ્યાપક તરીકે તે સ્ટૉકહોમ રહેવા ગયો તે સમયથી તે ચિંતક અને સ્વપ્નશિલ્પી થવા લાગ્યો. ૧૮૮૦ના અરસામાં તે ઉત્તરપ્રદેશોની જૂની પૌરાણિક કથાઓની સૃષ્ટિમાં ખૂબ વિહરવા લાગ્યો જેને પરિણામે ૧૮૮૬-૮૯માં તેણે 'ટ્યુટોનિક પૌરાણિક કથાશાસ્ત્રમાં અન્વેષણો' અને ૧૮૮૭માં 'પિતા વિષે પૌરાણિક કથા' પ્રગટ થયાં. ૧૮૯૦માં તે ફરી પાછો નવ રોમાંચક–રંગદર્શી ભાવનાથી પ્રેરિત થયો અને કાવ્યોનો બીજો સંગ્રહ 'Diktre II' પ્રગટ થયો, જે પૈકી 'ચિંતક', 'પ્રવર્ત' તથા 'ઝંખના' કાવ્યો મહત્ત્વદર્શી છે. ૧૮૮૭માં તે સ્વીડિશ ઍકેડેમીનો સભ્ય બન્યો.

તમારા છેલ્લા પત્રમાં જણાવ્યા મુજબ હવે હું અમારા Crown of Light(તેજમુકુટ)અને Lucia 'લુસિયા' નામના ઉત્સવોનો ખ્યાલ આપું. અમે સ્વીડનમાં તે ઉત્સવને 'લુસિયાનો દિવસ' કહીએ છીએ. દંતકથા એવી છે કે લુસિયા સાઈરાકુઝની એક કુમારી હતી અને તે ઇ. ૩૦૪ માં શહીદ થઈ. તેનો દિવસ ૧૩મી ડિસેમ્બરે. શિયાળાની જૂની ઉત્તરાયણે (જ્યારે સૂર્ય વિષુવવૃત્તથી છેક દૂર સ્થિર જેવો થઈ રહે છે) આવે છે. હવે તો એ દિવસે ઘણા વહેમી આચારો પણ દાખલ થયા છે. એમાંનો એક ખ્યાલ એ છે કે અમારા વર્ષના એ સૌથી લાંબામાં લાંબી રાત્રીએ દેખા દેતા પ્રેતોની એ દેવી છે, અને શ્વેતવસ્ત્રધારિણી, માથે વાળમાં દીપકો પ્રગટાવતી એ બાળા વહેલાં પ્રભાતમાં આનંદમંગળ લાવતી મનાય છે 'લુસિયા' લેટિન શબ્દ Lux પરથી ઊતરી આવેલો છે, એનો અર્થ પ્રકાશ–તેજદીપક થાય છે. આ ઉત્સવમાં અમે સ્વીડનમાં એક જાતની પુરી ખાઈએ છીએ, જેનો આકાર ક્રૉસ જેવો હોય છે અને રંગ પીળો.

હમણા અમારે નાતાલના તહેવારો ચાલે છે. શાળા ૧૩મી જાન્યુઆરી સુધી ઊઘડશે નહિ એટલે હું હમણાં તો રોજ બરફ પર સરકું છું. તમારા હિંદમાં બરફ પડે ખરો કે? મને નથી લાગતું કે પડતો હોય જોકે ઇટાલીમાં કેટલોક બરફ વરસ્યો છે એમ સાંભળ્યું હતું પણ હવે અટકું

તમારો સહૃદયી જૉર્ન હૉલસ્ટ્રૉમ
(Bjorn Hallstrom)

## પરદેશનાં પત્રમિત્રોનાં સરનામાં

(1) E. Madh, 179, Main Road, Newlands, Johannesburg, South Africa; (2) Daya Govan, Bovan Street, Middleburg, Transval,-South Africa; (3) Eric Du Sart, 169, Main Road, Newlands Johannesburg, South Africa; (4) Solly Alexander, 83, Twist Street, Albertsville, Johannesburg, South Africa; (5) Harold Du Sart, 169, Main Road, Newlands, Johannesburg, South Africa, (6) Bert Goldbaum, 731, So Hamen Avenue, Chicago, (U.S.A.), (7) Cartin Vanus, 184, National Avenue, Chulavista, California, (U.S.A.); (8) Bob Field, 5838, Green Wood Avenue, Chicago, (U.S.A.); (9) N.M Perera. Basic College, Galle, Ceylon; (10) Richards Domingues Valdes, San Ignacio, 10, Havana, Cuba, (11) Miss Yvonne Hairtoo, 8-14, West, 111th Street, Newyork, (U.S.A.); (12) Miss May Lambeth, 45, Cannon Avenue, Sydanham, Durban, South Africa; (13) Miss Ellen Van Zyl, Mayer Street, Albertsville, Johannesburg, South Africa; (14) Miss Dolores Mayer, 36, Bree Street, Newtown, Johannesburg, South Africa; (15) & (24) Miss Ellen and Janet Esbach, 181, Main Road, Newlande Johannesburg, South Africa; (16) Miss Lora Jackson, Du Preez street, Albertville, Johannesburg, South Africa; (17) Miss Doreen Kwang, Morris Street, Martindale, Johannesburg South Africa; (18) & (25) Miss Shiela and Sybil Peters, 123, Italian Road, Newlands, Johannesburg, South Africa; (19) Miss Yvonne Du Sart, 6, Ford Street, Salt River, Capetown South Africa; (20)

કાર' આવી. તેણે હિંદી ચીનમાં નવો ગવર્નર નીમ્યો અને તેને જાપાનને સર્વ પ્રકારની મદદ કરવાની તાકીદ કરી. યુદ્ધનાં પૂરાં પાંચ વર્ષો સુધી આ ફ્રેન્ચ ગવર્નર તથા તેના અમલદારો જાપાનના હાથનાં પૂતળાં બનીને હિંદી ચીનની અનામ જનતાને પીસતાં રહ્યાં.

યુદ્ધના એ વખતથી હિંદી ચીનના સ્વાતંત્ર્યયુદ્ધનો નવો તબક્કો શરૂ થયો અને ૧૯૪૦ના ઑક્ટોબર-ડીસેંબરમાં સમસ્ત અનામી પ્રજાએ પોતાનું વિશાળ સંગઠન કર્યું. નૅશનાલિસ્ટ પાર્ટી, ન્યૂ અનામી પાર્ટી, ઈન્ડો-ચાઇનીઝ કમ્યુનિસ્ટ પક્ષ, કિસાન સંઘ, નવયુવક સંઘ, રાષ્ટ્રીય સૈનિકદળ, એવાં બધાં અલગ જૂથોએ એકતાર થઈ જઈને એક જબ્બર રાષ્ટ્રવ્યાપી આંદોલન જગાવ્યું અને એક જ અઠવાડિયામાં વીસ ઠેકાણે નાનીમોટી અથડામણો થઈ અને એપ્રિલમાં સાત જિલ્લાઓમાં બળવો થયો. એને દબાવવા માટે ફ્રેન્ચ સરકારે લશ્કરની મદદ લીધી. ઠેરઠેર ધરપકડ અને ગોળીબાર થયાં. એકલા સાઇગોનમાં જ ૧૦૦૦થી વધુ માણસોની ધરપકડ થઈ.

પણ જાગૃત થએલો રાષ્ટ્રપ્રાણ હવે દબાય તેમ ન હતો. ઈ.સ. ૧૯૪૧માં હો-ચી-મીન આદિ વિપ્લવવાદી નેતાઓએ ઉપલા સર્વ પક્ષોને સમાવતી 'વિયેટ-મીન' નામની ઉદ્દામ રાષ્ટ્રીય સંસ્થા શરૂ કરી. ટૂંક વખતમાં જ આ સંસ્થાના સિત્તેર હજાર ઉપરાંત સભાસદો નોંધાયા. ૧૯૪૪માં એ સંઘે જાપાનીઓને હાંકી કાઢવા માટે ગેરીલા ટુકડીઓ તૈયાર કરવાનો આદેશ આપ્યો. લીગના ખેડૂત સભાસદોએ મહેસુલ ભરવાની ના પાડી અને બજારમાં ચોખા મોકલવાનું બંધ કર્યું. પરિણામે જાપાનીઓએ ફ્રેન્ચ પૂતળા સરકારની મદદથી હજારો ખેડૂતોની ધરપકડ કરી અને સેંકડોને ગોળીએ ઉડાવી દીધા, ને તત્કાલ પૂરતી એ લડતને દાબી દીધી.

પણ યુરોપમાં હવે જર્મનીનાં વળતાં પાણી થયાં. એટલે ફ્રાન્સ જર્મનીના પંજામાંથી મુક્ત થયા પછી કદાચ હિંદી ચીનના ફ્રેન્ચ અધિકારીઓ પોતાની સાથે દગો કરશે એવી બીક લાગવાથી ૧૯૪૫ના માર્ચ મહીનામાં જાપાને હિંદી ચીનનો રાજ્યવહીવટ પોતાના હાથમાં લીધો અને અનામી રાજા બાઓ ડાઈની આગેવાની નીચે 'પૂતળા સરકાર' સ્થાપીને તેની મારફત રાજ્ય ચલાવવા માંડ્યું.

પરંતુ ૧૯૪૫ના ઑગસ્ટમાં જાપાન હારીને મિત્રરાષ્ટ્રને શરણે ગયું એ અનામીઓને મોટો સુવર્ણ-અવસર મળી ગયો. દેશભરમાં જબરદસ્ત આંદોલન કરીને જનતાએ રાજા બાઓ ડાઇને સત્તાત્યાગ કરવાની ફરજ પાડી અને દેશના ઇતિહાસમાં પહેલી જ વાર, ૨જી ઑગસ્ટ ૧૯૪૫ના શકવર્તી દિવસે, હો-ચી-મીનના પ્રમુખપણા નીચે પહેલી આઝાદ પ્રજાસત્તાક સરકાર 'વિયટ નામ'ની સ્થાપના કરવામાં આવી. સિત્તેર વર્ષના અવિશ્રાંત શ્રમ, ત્યાગ અને બલિદાનનું ફળ પ્રજાને મળ્યું. સ્વાતંત્ર્યનો મધુરો પ્રકાશ તેમને અનુભવવા મળ્યો. જાપાને પણ હવે આ સરકારને ટેકો આપ્યો, કારણકે મિત્રરાષ્ટ્રો માટે જેટલી વધારે મુશ્કેલી ઊભી થાય તેટલું તેને જોઈતું જ હતું.

પણ હજુ હિંદી ચીનની મુશ્કેલીઓનો અંત આવ્યો ન હતો. સ્વાતંત્ર્યનું જે અમૃતફળ તેણે મેળવ્યું હતું તે ઝૂંટવી લેવાની તક જ ફ્રાન્સ શોધતું હતું. તે તેને મળી. શરણાગતિની શરતો અનુસાર હિંદી ચીનમાંના જાપાનીઓનાં હથિયાર છોડાવવાની ફરજ અંગ્રેજ અને ચીનને માથે આવી પડી. તેમાં અંગ્રેજોને મદદ કરવાને બહાને બ્રિટિશ સેના સાથે ફ્રેન્ચ લશ્કર પણ આવ્યું અને ૨૩મી સપ્ટેમ્બર ૧૯૪૫ની સવારે સાઇગોન ઉપર હુમલો કરીને ફ્રેન્ચોએ એ નગર જબરદસ્તીથી વિયેટનામની આઝાદ સરકાર પાસેથી પડાવી લીધું,

## વિયેટનામ પ્રજાસત્તાકનાપ્રમુખ : હો–ચી–મિન



વિયેટનામ પ્રજાતંત્રના પ્રમુખ ને ક્રાંતિના આગેવાન હો-ચી-મીનનો જન્મ અનામમાં થયો હતો. ૧૯૧૧માં ૧૯ વર્ષની વયે ફ્રેંચ વિરોધી ચળવળ માટે તેના પર વૉરન્ટ નીકળ્યું. પરન્તુ ફ્રાન્સ જતા એક જહાજમાં તે ભાગી છૂટ્યા ને પારીસ પહોંચી ગુએન આઈ ક્વોકનું ઉપનામ ધારણ કરી ફોટો-રીટચર તરીકે જીવન ગુજારવા માંડ્યું. ત્યાં તે કમ્યુનિસ્ટો સાથે ભળ્યા ને તેમના તરફથી મૉસ્કોમાં મળેલી 'આંતરરાષ્ટ્રીય કિસાન પરિષદ'માં પ્રતિનિધિ તરીકે તેમને મોકલવામાં આવ્યા.

રશિયા તેમને ગમતું હતું. ત્યાં તે રહ્યા ને નામ રાખ્યું સોંગ માં ચો. સાત વર્ષ સુધી તેમણે કોમીન્ટર્નમા કામ કર્યું અને સોવિએટ નાગરિક થયા. આજે પણ આ અધિકાર તે ધરાવે છે.

આ પછી તે દેખાય છે ચીનમાં કૅન્ટન ખાતે સોવિયેટ એલચી ખાતામાં ભાષાંતરકાર તરીકે. એ પછી ચાંગ-કાઈ-શેકના સલાહકાર તરીકે ૧૯૨૭માં આવેલા માઈકલ બોરોડીનના સ્ટાફમાં તેની બદલી કરવામા આવી. ચીનાઓ સાથે પુન: તે મુશ્કેલીઓમાં આવ્યા અને ત્યાંથી સિયામ ગયા. ત્યા પુનઃ તકલિફમાં આવ્યા અને ગુએન તાનાહના નામહેઠળ તે હૉંગકૉંગ ગયા. અહિંથી તેમણે હિંદી ચીનની ક્રાંતિ યોજી. બીજા વિશ્વયુદ્ધનો અંત આવતાં જ એ હો–ચી–મીન તરીકે મૂળ નામથી પ્રગટ થયા અને નવા પ્રજાતંત્રના પ્રમુખ નીમાયા.

અને મહિના પહેલાં જ જેની ગૌરવભરી જાહેરાત કરવામાં આવી હતી તે વિયેટ નામ ઉપર ફ્રેન્ચોએ પહેલો પ્રહાર કર્યો. ઠેરઠેર ફ્રેન્ચ મશીનગનો ગોઠવાઈ ગઈ. જાપાનીઓ પાસેથી મેળવેલાં તૂટ્યાંફૂટ્યાં હથિયારોવાળા અનામીઓ ઉપર છેલ્લી ઢબનાં હથિયારો—મશીનગન, ટૅંક, એરોપ્લેન—થી સુસજ્જ એવું ફ્રેન્ચ દળ ત્રાટક્યું. સ્વતંત્ર થએલાં અનામીઓને ફરી ગુલામ બનાવવા ફ્રેન્ચોએ કમર કસી.

પણ એમ કંઇ આઝાદીની જ્વાલા બુઝાય ? અનામીઓએ પણ તેનો જવાબ તેટલી જ અસરકારકરીતે આપવા માંડ્યો. ભલે તેમની પાસે હથિયારો છેલ્લી ઢબનાં નહોતાં, પણ તેમનાં હૃદયમાં આઝાદીની અખંડ ચિરાગ બળતી હતી અને તે ચિરાગ જલતી રાખવા માટે ગમે તે કિંમત આપવાની તેમની તૈયારી હતી. ફ્રેન્ચો અને યુરોપીયન વિરુદ્ધ તેમના ક્રોધનો દાવાગ્નિ સર્વજ્વાળાએ ભભૂકી ઉઠ્યો. જ્યાંજ્યાં ફ્રેન્ચ દેખાય ત્યાંત્યાં તેને ઠાર કરવા માંડ્યા. આખા દક્ષિણ વિસ્તારમાં ગેરીલા યુદ્ધ શરૂ થઈ ગયું. સ્ત્રીઓએ પણ હથિયાર સજ્યાં, એક પણ યુરોપિયનની જિંદગી સલામત ન રહી. અનામીઓએ અનેકને ઝેર આપ્યાં, અનેકને ગોળીથી ઠાર કર્યાં.

ઠેરઠેર ગોરાઓ અન્નામીઓની ગોળીના ભોગ થઇ પડવા માંડ્યા. યુરોપીયનો તથા ફ્રેન્ચોનાં માથાં માટે મોટાંમોટાં ઇનામો જાહેર કરવામાં આવ્યાં.

અંતે હારીને ફ્રાન્સે હેનોઈમાં છઠ્ઠી માર્ચ ૧૯૪૬ને દિવસે વિયેટનામ સાથે પ્રાથમિક સંધિ કરી. સંધિની શરતોમાં (૧) વિયેટનામ લોકશાહી પ્રજાસત્તાકને સ્વતંત્ર સરકાર તરીકે ફ્રાન્સે કબૂલ રાખી; (૨) વિયેટનામને પોતાની પાર્લામેન્ટ, લશ્કર તથા નાણાતંત્ર હોવાના અધિકારને ફ્રાન્સે મંજૂર રાખ્યો; અને (૩) ટેન્કીન, અનામ, અને કોચીન ચીન નામના હિંદી ચીનના ત્રણ પ્રાંતોના યૂનિયન અંગેના પ્રશ્નનો સામાન્ય લોકમતથી નિર્ણય લેવાનું ઠરાવ્યું.

આ સંધિ પછી શાંતિ સ્થપાશે એવી આશા રાખવામાં આવી હતી. પણ તે નિષ્ફળ નીવડી. ફ્રેન્ચ પ્રત્યાઘાતીઓએ પોતાની મેલી રમત રમવી શરૂ કરી દીધી. હિંદી ચીનની પ્રજામાં એકતા ન સધાય તે માટે તેમણે કોશિશ કરવા માંડી. કોચીન ચીન એ હિંદી ચીનનો નાનો પ્રાંત હોવા છતાં અતિ ફળદ્રુપ પ્રદેશ છે. આખા હિંદી ચીનની ૭૫ ટકા મહેસુલની આવક એકલા આ પ્રાંતમાંથી ઉપજે છે. એટલે આ કોચીન ચીન પોતાને હસ્તક રાખવાનાં ચક્રો તેણે ચલાવવા માંડ્યાં અને કોચીન ચીનને પોતાનું આગવું સંસ્થાન ગણાવીને ત્યાં જૂન ૧૯૪૬માં ફ્રેન્ચોએ એક પૂતળા સરકાર ગોઠવીને તેને સ્વશાસનનો જુદો અધિકાર આપ્યો અને એવો પ્રચાર શરૂ કર્યો કે કોચીન ચીનની પ્રજા વિયેટનામ પ્રજાસત્તાક સાથે જોડાવા રાજી નથી, કેમકે કોચીન ચીનની પ્રજાને ટોંગકીનના લોકો પ્રત્યે અણગમો છે અને તેથી તેઓ 'અલગતાવાદી' છે! ટૂંકમાં, અંગ્રેજોએ આયર્લાંડમાં જેમ અલ્સ્ટર ઊભું કર્યું અને હિંદમાં જેમ પાકિસ્તાનની ઝુંબેશ પ્રેરાઈ, તેમ ફ્રાન્સ કોચીન ચીનને હિંદી ચીનનું પાકિસ્તાન બનાવવાનો પેંતરો રચી રહ્યું છે.

પણ કોચીન ચીનની પ્રજાને પોતાના જ દેશબંધુઓ સમા અન્નામીઓ પ્રત્યે અણગમો હોય અને પરદેશથી આવેલા ફ્રેન્ચો પ્રત્યે હેત ભરાઈ જાય એ કેમ માની શકાય? એટલે આ પ્રશ્નના નિરાકરણ માટે છઠ્ઠી માર્ચની સંધિમાં ઠરાવ્યા પ્રમાણે કોચીન ચીનની પ્રજાની મતગણત્રી (રેફરેન્ડમ) કરવાનું વિયેટનામ હવે ફ્રાન્સ ઉપર દબાણ કરી રહ્યું છે. પણ દેશની અશાંતિનું બહાનું બતાવી ફ્રાન્સ એ રેફરેન્ડમ દૂર ઠેલી રહ્યું છે. દરમ્યાન કોચીન ચીનની પૂતળા સરકાર સામે લોકોએ એવો તો ધિક્કાર વરસાવ્યો કે ૯મી નવેંબર ૧૯૪૬ સુધી તેના પ્રધાનોને રાજીનામાં આપી દેવાં પડ્યાં.

વિયેટનામને કચડી નાખી હિંદી ચીનમાં ફરી પોતાનો અમલ બેસાડવાની ફ્રાન્સની મેલી મુરાદ છે. તે માટે તેણે આફ્રિકાના ફ્રેન્ચ પ્રદેશમાંથી તથા ફ્રાન્સમાંથી સુસજ્જ ફ્રેન્ચ લશ્કરો હિંદી ચીનમાં રવાના કર્યાં અને ૬ઠ્ઠી માર્ચની સંધિનો ખુલ્લો ભંગ કરીને હાઇપોંગથી ૨૫ માઈલ દૂર આવેલાં લૅંગસન નગર ઉપર આક્રમણ કર્યું. ૧૯૪૬ની ૨૧મી નવેમ્બરે ફ્રેન્ચ ફોજે વિયેટનામના નૅશનલ ગાર્ડસના કૅમ્પ ઉપર હુમલો કર્યો. ૨૦મી ડિસેમ્બરની સવારે વિયેટનામ પ્રજાસત્તાકના પ્રમુખ હો-ચી-મીને વિયેટનામમાં કટોકટીની સ્થિતિ જાહેર કરી અને વિયેટનામના સ્વાતંત્ર્યજંગને ટેકો આપવાની વિનંતિ કરતાં કહ્યું કે 'વિયેટનામ ગુલામી કરતાં મોતને પસંદ કરશે.' આ સમય દરમિયાન ફ્રેન્ચ અધિકારીઓએ ઉત્તર હિંદી ચીનમાં માર્શલ લૉ જાહેર કર્યો ને વધુ ચાંપતાં પગલાં લેવાં માંડ્યાં.

ફ્રાન્સ આજે બધી શરતોનો ભંગ કરી વિયેટનામ પર વિજય મેળવવા કોશિશ કરી રહ્યું છે. વધુને વધુ ફ્રેન્ચ લશ્કર તે હિંદીચીનમાં ઠાલવી રહ્યું છે. વિયેટનામ પણ દબાયું નથી. પોતાના પૂરા સામર્થ્ય સાથે તે ફ્રેન્ચ શાહીવાદ સામે ઝૂઝી રહ્યું છે વિયેટનામ અને ફ્રાન્સ વચ્ચે ચાલી રહેલું આ યુદ્ધ એશિયાઈ પ્રજા અને યુરોપીય શાહીવાદ વચ્ચેના સનાતન સંગ્રામના પ્રતીક સમું છે જે ફ્રાન્સમાં સૌથી પહેલો "Freedom, Equality, Fraternity"નો પ્રખ્યાત જયઘોષ થયો તે જ ફ્રાન્સ પોતાની માફક જ સ્વતંત્રતા ઉપભોગવાની ઇચ્છા ધરાવતા વિયેટનામને કચડી નાખવા મથી રહ્યું છે, એ પણ ઇતિહાસની બલિહારી છે! પણ વિયેટનામ એક તસુ પણ નમતું આપશે નહિ. હિંદી ચીનનો એકેએક અન્નામી પોતાના રાષ્ટ્રીય સન્માનનું રક્ષણ કરવા ગમે તે ભોગ આપવાને તૈયાર થઇ વિયેટનામની પાછળ ઊભો છે. જ્યાં સુધી ફ્રાન્સ પોતાની સામ્રાજ્ય-પિપાસા નહિ છોડે ત્યાં સુધી વિયેટનામનો સ્વાતંત્ર્યયજ્ઞ ચાલુ રહેશે. સ્વાતંત્ર્યરક્ષણના તેના આ મહાન પ્રયત્નમાં જગતના સર્વ દેશોની દિલસોજી હોવી જોઇએ.

# ચીનની ચિત્રકળા

## પાછલા પૂઠામાં આપેલા ચિત્રની અનુષંગી નોંધ

ચીનની ચિત્રકળા વિષેનો આપણો ખ્યાલ બહુ જ નજીવો અને ઉપરછલ્લો છે. જૂની પેઢીઓમાં કાચ પર થયેલી કેટલીક બેગમો અને પેશ્વાઓની છબિઓને આપણે 'ચીનાઈ ચિત્રો' તરીકે ઓળખીએ છીએ, પણ ચીનની ખરી ચિત્રશક્તિ તો તેના રેશમના પટો અને કાગળના પડદા ઉપરનાં કાળી શાહીનાં ચિત્રોમાં પ્રકટ થાય છે. સર્વસાધારણ જન સમજે એવો એનો નમૂનો, આ અંકમાં પાછલા પૂઠાની અંદર આપેલું 'જળધોધ' નામનું હુઆંગ ચુન-પીનું ચિત્ર છે.

પશ્ચિમની ચિત્રકળાથી એ કેટલું જુદું પડે છે? ચીનાઓ જે પીંછીથી અક્ષરો લખે છે તે જ પીંછીથી ચિત્રો કરે છે, એટલે તેઓમાં પીંછીના સપાટા અને ઝટકાની અવનવી લાક્ષણિકતા કેળવાઇ છે. આ રીતે ચીતરવાની પ્રથા ચીનમાં બે હજાર કે તેથી યે વધુ વર્ષથી ચાલુ છે અને ભાગ્યે જ આજ સુધી તેમાં મોટા ફરક પડ્યાં છે. ચીન સૈકાઓ સુધી બહારની અસરોથી મુક્ત હતું, એટલે યુરોપમાં જેવો કળાનો પુનરુત્થાનકાળ આવ્યો તેવો ત્યાં કદિ આવ્યો નથી. એમની સુપ્રસ્થાપિત શિષ્ટ classical (ક્લાસિકલ) કળાશૈલી સજીવનપણે વહેતી આવી છે અને તેથી તેઓએ બીજી કોઇ અસંસ્કૃત કળાનાં આક્રમણોને નમતું આપ્યું જ નથી. એમની પરિપાટી એકવાર બરોબર ઘડાઇ છે અને જરા પણ પાછી પડ્યા વિના ખીલતી જ રહી છે. જુદાજુદા યુગમાં મહાપ્રતિભાશાળી જનોએ તેમાં કંઇકંઇ સહેજ નવીનતા અને ચમત્કાર મેળવ્યાં છે, પણ ચીનની સમગ્ર કળાનું શાસન તો અતિ પ્રાચીન કાળમાં ઘડાએલા વિગતભર્યા નિયમો પ્રમાણે જ ચાલુ છે. આજથી દોઢ હજાર વર્ષ પૂર્વે છેક લગભગ છઠ્ઠા સૈકામાં તો એમની કળાચર્ચાના સેંકડો પ્રમાણિત ગ્રંથો લખાઈ ચૂક્યા છે, અને તેમાં એટલે સુધી ઝીણવટ આવી છે કે ચીની ચિત્રકાર પીંછીના દરેક જાતના લસરકા, રેખા અને ગતિને પ્રત્યેકને જુદું નામ આપી શકે છે, એટલું જ નહિ પણ રેખામાં પ્રભાવ મેળવવા ગુરુગમ પ્રસાદની અપેક્ષા રાખવામાં આવે છે.

ચીનની જનતામાં ચિત્રકળાની બાબતમાં જન્મજાત સંસ્કારો ને અભિપ્રાય વ્યાપેલા છે અને તેમાં તેમણે ચોક્કસ અધિકાર તથા સૌંદર્યદૃષ્ટિ કેળવ્યાં છે. પીંછી-લેખન-પદ્ધતિમાંથી જ ચીનની ચિત્રકળા પ્રકટી છે, પણ હવે યુરોપિયન સાધનોથી ચિત્રો કરવાની પ્રથા ત્યાં પ્રસરી છે, એટલે કેવું પરિણામ આવશે તે કોણ કહી શકે? એ પ્રજામાં અક્ષરો લખવાને પીંછીનો ત્યાગ જેવો થશે કે તુરત પીંછીથી વિકસતા ચમત્કારો પણ અદૃશ્ય થવાના. ર.

ઑક્ઝૅલિક ઍસિડ આપણા ખાસ ઉપયોગમાં આવે છે. આ ચાર પૈકી પહેલો ઍસિડ પ્રવાહી છે: બાકીના પાસાદાર સફેદ ઘન પદાર્થો છે.

### ઍસેટિક ઍસિડ

ઍસેટિક ઍસિડનું પાતળું દ્રાવણ વીનેગર (સરકો) તરીકે જાણીતું છે. દારૂને લાંબો વખત ઉઘાડો મૂકી રાખવાથી તે ખાટો થઈ જાય છે. આ ખટાશ તેમાં ઍસેટિક ઍસિડની ઉત્પત્તિને લીધે આવે છે. ખોરાકમાં ખટાશ લાવવા માટે આ વીનેગર (સરકો) જ ઉપયોગમાં લેવામાં આવે છે. પશ્ચિમની પદ્ધતિ અનુસાર રહેનારાઓના ખાવાના ટેબલ પર વીનેગરની બાટલી તમે જોશો જ. પારસીઓ, ખ્રિસ્તીઓ તથા મુસલમાનોના ખોરાકમાં વીનેગર (સરકો) એ રોજિંદી વપરાશની ચીજ લેખાય છે. જોકે વીનેગરને બદલે લેક્ટિક ઍસિડ વપરાવા લાગ્યો છે, કેમકે શરીરને તે વિશેષ ફાયદાકારક પુરવાર થયો છે. દૂધને મેળવવાથી દહીં થાય છે. દહીંમાં લેક્ટિક ઍસિડ હોય છે

પરંતુ શુદ્ધ ઍસેટિક ઍસિડ વીનેગરમાંથી કદી બનાવાતો નથી. ઍસેટિક ઍસિડ ઉદ્યોગોમાં પુષ્કળ વપરાય છે, અને તેની બનાવટની જુદીજુદી રીતો અસ્તિત્વમાં આવી છે લાકડાને હવા વિનાના વાતાવરણમાં ગરમ કરવાથી તેમાંથી એક પ્રવાહી નીકળે છે જેને પાઇરોલિગ્નીઅસ ઍસિડ કહેવામાં આવે છે. આમાંથી ઍસેટિક ઍસિડ તૈયાર કરવામાં આવે છે. કૅલ્શિયમ કારબાઈડને પાણી સાથે મેળવવાથી ઍસેટીલીન બને છે અને તે વાયુને સંસર્ગપદાર્થની મદદ વડે પાણી સાથે સંયોજીને પછી ઑક્સાવવાથી ઍસેટિક ઍસિડ બને છે. શુદ્ધ ઍસેટિક ઍસિડને ઠંડીમાં રાખવાથી તે ઘન બની જાય છે.

ઍસેટિક ઍસિડ અતિ ઉપયોગી દ્રાવક છે. સફેદાની બનાવટમાં ઍસેટિક ઍસિડની ખૂબ જરૂર પડે છે. સીસાને ઍસેટિક ઍસિડમાં ઓગાળવાથી લેડ ઍસેટેટ (સીસાની સાકર) બને છે. સીસામાંથી સફેદો બનાવવા માટે આ ક્રિયા પ્રથમ કર્યા પછી કાર્બન ડાયૉક્સાઈડ વાયુ પસાર કરવામાં આવે છે. વળી આ ઍસેટિક ઍસિડના રંગીન ક્ષારો રંગ તરીકે ઉપયોગી પદાર્થોની બનાવટમાં પણ કામ આવે છે. કાપડ છાપવામાં અને રંગવામાં આ ઍસિડના ક્ષારો કાપડની મીલોમાં ખૂબ વપરાય છે.

કૅલ્શિયમ ઍસીટેટને આસવવાથી એસિટોન બને છે. આ એસિટોન સળગી ઊઠે એવો પ્રવાહી છે અને તેનો ઉપયોગ દારૂગોળાની બનાવટમાં પુષ્કળ થાય છે. ઍસેટિક ઍસિડ, પ્લાસ્ટિક, બનાવટી સુગંધી પદાર્થો અને અન્ય કાર્બનિક પદાર્થોની બનાવટમાં પણ ઉપયોગમાં લેવાય છે.

### સાઇટ્રિક ઍસિડ

સાઇટ્રિક ઍસિડ લીંબુના રસમાં હોય છે. બધાં ખાટાં ફળોના રસમાં થોડેઘણે અંશે તો આ એસિડ માલૂમ પડે જ છે. તેના ક્ષારો ઘણી વનસ્પતિમાં હોય છે. લીંબુના રસમાં તો ૭-૮ ટકા જ આ ઍસિડ હોય છે, પરંતુ મોટા પાયા પર જોઇએ તે માટે તો આ ઍસિડ સાકરને સરકાવીને બનાવાય છે. આ ઍસિડની સાથે લોઢાનું સંયોજન કરીને બનાવેલા 'ફેરિક ઍમોનિયમ સાઇટ્રેટ' દવામાં પણ વપરાય છે. આ ઍસિડ મનુષ્યના શરીરમાં જરા યે નુકસાનકર્તા નથી. મિઠાઈ પીપરમેન્ટ ઈત્યાદિની બનાવટમાં તે ખૂબ વપરાય છે. લેમન, રાસ્પબેરી વગેરે મીઠાં પીણાંની બનાવટમાં પણ તેનો જ ઉપયોગ થાય છે: સોડિયમ સાઇટ્રેટ ઔષધમાં વપરાય છે.

### ટાર્ટરિક ઍસિડ

ટાર્ટરિક ઍસિડ આંબલી, કોકમ, દ્રાક્ષ વગેરેમાં હોય છે. દ્રાક્ષમાંથી દારૂ બનાવતી વખતે તેનો પોટૅશિયમ ક્ષાર જુદો પડે છે. આપણા દાંત પર જે છારી બાઝે છે તેમાં પણ આ ઍસિડનો ક્ષાર હોય છે; એટલે જ એ દાંતની છારીને અંગ્રેજીમાં ટાર્ટર કહે છે. બીજાં ઘણાં ફળોના રસોમાં પણ આ ઍસિડ મળી આવે છે. તેનો ટાર્ટર ઍમેટિક નામનો ક્ષાર દવામાં તેમજ કાપડ રંગવામાં વપરાય છે રોશેલ સૉલ્ટ નામનો તેનો ક્ષાર રૂપાનો ગિલ્ટ ચડાવવામાં ઉપયોગી છે.

### ઑક્ઝૅલિક ઍસિડ

ઑક્ઝૅલિક ઍસિડ સાકરને નાઇટ્રિક ઍસિડ સાથે ગરમ કરવાથી બને છે. પણ મોટા પાયા પર જોઇએ ત્યારે તો દેવદારના લાકડાના ઝીણા વેરને કૉસ્ટિક સોડા સાથે ગરમી વડે પીગળીને આ ઍસિડ બનાવવામાં આવે છે આ રીતમાં પ્રથમ તેનો સોડિયમ ક્ષાર તૈયાર થાય છે, જેમાંથી ઍસિડ છૂટો પાડવામાં આવે છે.

આ ઍસિડનું પાતળું દ્રાવણ શાહીના ડાઘા કાઢવામાં ઉપયોગી છે. ડાઘા પડેલા કાપડના ભાગ પર આ ઍસિડના દ્રાવણમાં બોળેલું રૂનું પોતું ઘસવાથી ડાઘ નીકળી જાય છે. પણ આ ઍસિડ ઝેરી પદાર્થ છે, એટલે ઘરમાં તેની બાટલી ખૂબ સાવચેતીથી રાખવી. વળી તેના સ્ફટિકો અને રેચક તરીકે વપરાતા વિલાયતી મીઠા (મૅગ્નેશ્યમ સલ્ફ)ના સ્ફટિકો લગભગ સરખા દેખાવના હોય છે, એટલે ભૂલથી એકને બદલે બીજું આપી દેવાના ઘણા દાખલા બને છે; આવું બને ત્યારે દર્દીને ચુનાનું નીતરું પાણી પાવું.



## સંસારનાં શહેરો

### ૫૬—સાઇગોન

'ફ્રેન્ચ હિંદીચીન'ને દક્ષિણ છેડે સાઇગોન નામની નદીને જમણે કાંઠે આવેલું આ શહેર ત્યાંનું મોટામાં મોટું બંદર અને અતિ અગત્યનું વ્યાપારી મથક મનાય છે તેની વસતી પોણા બે લાખની છે. દક્ષિણ ચાયના સમુદ્રથી ૩૪ માઈલ અંતરામાં હોવા છતાં નદીના ઊંડાણને લીધે મોટીમોટી સ્ટીમરો તેના બારા સુધી સહેલાઈથી આવી શકે છે. ચોખાના ભંડાર સમા કોચીન પ્રાંતની આ શહેર રાજધાની છે અને એ પ્રાંતના ઘણા ખરા ચોખા આ જ બંદરેથી પરદેશ ચડે છે. આવા વ્યાપારી મહત્ત્વ ઉપરાંત દૂર પૂર્વમાં સિંગાપુર પછી બીજા નંબરની લશ્કરી અગત્ય તે ધરાવે છે.

બન્ને બાજુએ વૃક્ષોની સુંદર હાર વાળા રસ્તાઓ તથા સુયોજિત બગીચાઓને લીધે દૂર પૂર્વનું તે અતિ સુંદર શહેર મનાય છે. સરકારી ઇમારતો, ન્યાયકોર્ટ, નાટકગૃહ તથા દેવળ એ ત્યાંનાં જોવાં જેવાં મકાનો છે. ઓતરાદી દિશાએ તે છેક ચોલોનના ચીનાઈ શહેર સુધી લંબાએલું છે અને ટ્રામ તથા વીજળિક વ્યવહારથી તેની સાથે જોડાએલું છે.

૧૮૫૯માં ફ્રેન્ચોએ આ શહેર જીતી લીધું તે પહેલાં તે 'ગાઈ-ડીન થાન' એ નામે ઓળખાતું અને અનામી સામ્રાજ્યની રાજધાની હતું. જાપાનની શરણાગતિ પછી 'વિયેટનામ' હકૂમતની એ સ્વતંત્ર થયું. પણ ૧૯૪૫માં ફ્રેન્ચોએ ફરી વિયેટનામ પાસેથી તેને ઝૂંટવી લીધું છે અને પોતાનો પગદંડો ત્યાં ફરી જમાવ્યો છે. આજે ફ્રેંચ નૌકાદળ એ બંદરને ઘેરીને પડ્યું હોવાથી વિયેટનામનો જગત સાથેનો વ્યવહાર બંધ પડી ગયો છે. શહેરમાં હજુ પણ વખતોવખત વિયેટનામના સૈનિકો અને ફ્રેન્ચો વચ્ચે ઝપાઝપી થયાં કરે છે.

આપણા ધંધા-કારીગરીમાં વિજ્ઞાનતત્ત્વનો વિચાર કરતી લેખમાળાનો પહેલો લેખ

# કંસારાનું વિજ્ઞાન

આપણામાં કહેવત છે કે 'બાર ગાઉએ બોલી બદલાય.' હિંદુસ્તાન જેવા વિશાળ પ્રદેશમાં બોલી તો શું, પણ રહેણીકરણી, રીતરિવાજ, પહેરવેશ, ઘરગથ્થુ વસ્તુઓ—તમામમાં સ્થળે સ્થળે ફેર જોવા મળે છે. એ ફેરફારો દરેક સ્થળનાં હવામાન, ભૌગોલિક પરિસ્થિતિ, જનસમાજની પરંપરાગત જરૂરિયાતો વગેરેને અવલંબીને થએલા હોય છે અને તેની પાછળ કાંઈક એવી વૈજ્ઞાનિક યોજના પણ હોય જ છે, પણ આપણે તેનો વિચાર કર્યો નથી હોતો અને આજે તો પરંપરાગત ચાલી-આવતી વસ્તુઓ ચાલ્યા કરે છે. આજના વિજ્ઞાનની દૃષ્ટિએ તેની વિચારણા કરવી જરૂરી હોવાથી આપણે એક પછી એક ધંધામાં રહેલા વિજ્ઞાન-તત્ત્વનો વિચાર કરીશું. અહીં આપણે કંસારાના વિજ્ઞાન પરત્વે વાસણોનો જ વિચાર કરીશું.

ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, સંયુક્ત પ્રાંત, બંગાળા તથા દક્ષિણના વિભાગોમાં વપરાતાં વાસણો (રાંધવાનાં, ખાવાનાં, પાણી પીવાનાં, પાણી ભરવાનાં બધા જ) જો તપાસીએ તો તેમાં થાળી, વાટકા, લોટા, દેગડા, ઘડા વગેરેના જુદાજુદા ઘાટ નજરે પડશે. આ બધા ઘાટ ગતાનુગતિક ચાલ્યા આવેલા છે માટે જ વપરાય છે કે તેના કાંઈ ખાસ વિશિષ્ટ કારણોને લીધે વપરાય છે તે તપાસવું જોઈએ.

દાખલા તરીકે આપણે આબુની આજુબાજુના ડુંગરાળ પ્રદેશમાં વપરાતા લોટા, લોટી કે બોઘરણાં જોઈએ તો તે બધાં એક જ ઘાટનાં દેખાશે તે વાસણ કદાચ આડું પડી જાય તોપણ તેમાં ભરેલાં દૂધ કે પાણી બહુ જ ઓછા ઢળે એવો તેનો ઘાટ હોય છે એનું કારણ એ કે આબુ એ ડુંગરાળ પ્રદેશ હોવાથી સપાટ પ્રદેશની સમથલ જમીન ત્યાં નથી હોતી, એટલે ડુંગરાળ પ્રદેશ માટે એ ઘાટ જ અનુકૂળ કહી શકાય પરંતુ એ ઘાટના વાસણોને અંદરથી માંજવાનો પ્રયત્ન કરતાં સાથે જ મુશ્કેલી જણાશે.

પણ આવી એકાદ વાસણ પૂરતી કે સ્થળ પૂરતી વાત આપણે જવા દઈએ. અને કંસારાના વિજ્ઞાનમાં કઈ કઈ વસ્તુઓનો સમાવેશ થઈ શકે તેનો પ્રથમ વિચાર કરીએ. રાંધવાના વાસણમાં સામાન્યરીતે નીચે મુજબના ગુણો હોવા જોઈએ:

(૧) ઓછા બળતણે ગરમ થાય; (૨) સાફ કરતાં મહેનત ઓછી પડે તથા વાસણને ઘસારો પણ ઓછો પડે; (૩) કલાઈ સારી રીતે અને સરળતાથી ચડાવી શકાય; (૪) આમલી, કોકમવાળાં દાળશાક તથા દહીં જેવાંમાં આવતા હળવા તેજાબની એકદમ અસર ન થાય; (૫) ઘોબા જલદી ન પડે; અને (૬) વજનમાં હલકાં હોવા છતાં પણ અંદર ભરેલી વસ્તુના વજનથી લચકાઈ કે હથેલી ન પડે આપણા ગુજરાતમાં વપરાતાં વાસણો ઉપરમાંની કેટલીક શરતો પૂરી પાડે છે; પરંતુ ઓછા વજન સાથે જરૂરી મજબૂતી ને ઓછો ઘસારો પડે એવાં તે નથી.

આજે તો કંસારાનો જૂનો કસબ જાણે વિસાઈ ગયો છે. પિત્તળનાં પતરાં તૈયાર મળે છે અને તેમાંથી મશીનમાં દબાવાઈને વાસણ બનાવાય છે વાસણનો ધંધો કરનાર તો માત્ર વેચી જ જાણે કે બહુ તો ઘોબા ઉપાડી જાણે કે નામ પાડી જાણે!

જેમ જુદા જુદા ઉપયોગમાં લેવા માટે જુદી જુદી જાતનું પોલાદ તૈયાર કરી વાપરવું પડે છે, તેમ વાસણ માટે પણ કંઈક તેવું હોવું જોઈએ. સામાન્ય વપરાશની થાળી થોડો સમય વપરાયા પછી વચમાંથી તેમાં ખાડો પડે છે અને કાંઠા બેસી જાય છે. પતરાની ઓછી મજબૂતી ઉપરાંત માંજવાની ઢબના દોષને કારણે પણ આમ થાય છે. થાળીને પથ્થર ઉપર ઊભી રાખી ઉપલે કાંઠે બાર દઈ કડછીએ એટલે સહેજે જ થાળીનો ઘાટ બગડે. પરંતુ તળિયું મજબૂત હોય તો એવું ઓછું બને. થાળીનાં તળિયાં ઘટતાં મજબૂત બનાવવાં જોઈએ તપેલી જલદી તપે એવી જોઈએ, જ્યારે થાળી-વાટકા તેવાં ન હોય તો નભી શકે.

આપણા કૂવાના પાણીમાં કેટલાક ક્ષારો સામાન્યપણે હોય છે. આમાંનાં કેટલાક પાણીમાં અમુક ક્ષારનું એટલું બધું પ્રમાણ હોય છે કે તેવાં પાણીથી ઉટકાતાં વાસણો કાળાં પડે છે અને તેમનો ઓપ ચાલ્યો જાય છે. ન કટાય એવું ગજવેલ (stainless steel) જો બની શકે તો વાસણો કેમ ન બની શકે? આ સંબંધે ઘટતી શોધખોળ કરી શકાય. આપણા વિવિધ વપરાશનાં ત્રાંબાપિત્તળનાં વાસણો જુદા-જુદા વપરાશ મુજબ બંધબેસતું કામ આપે તે માટે તેમાં કઈ કઈ ધાતુ કેટકેટલા પ્રમાણમાં ઉમેરવી જોઈએ તે પણ પ્રયોગો કરી નક્કી કરવું જોઈએ.

વાસણમાં સગવડ એ મુખ્ય વિચાર હોવો જોઈએ. આપણે ત્યાં વપરાતાં લોટા-પવાલા કરતા મુરાદાબાદી લોટા-પવાલાં વધારે સગવડવાળાં છે, કેમકે તેને પડથી હોવાથી તેડળી પડતા નથી ને પહોળાં મોઢાંવાળા હોવાથી સારીરીતે સાફ કરી શકાય છે. એકંદરે તેની મજબૂતાઈ પણ સારી હોય છે. પણ તે ઢાળાના હોય તો ભાંગી વહેલાં જાય.

પહેરવાનાં કપડાં માફક વાસણમાં પણ નવો ઘાટ નીકળ્યો માટે તે લાવવાં જ, એવી ઘેલછા યે કેટલાકને હોય છે ને એ ઘેલછાને સંતોષવા વેપારી અને કંસારા પણ નવાનવા ઘાટ ઉપજાવે તે સ્વાભાવિક છે. પરંતુ તે ફક્ત વેપારી નીતિથી જ ન થવું જોઈએ. વૈજ્ઞાનિક કારીગરની દૃષ્ટિથી થવું જોઈએ. નવા ઘાટ સર્જવા પાછળ તો નવીનતા ને સૌંદર્યની દૃષ્ટિના સાથોસાથ વૈજ્ઞાનિક દૃષ્ટિ સૌ પહેલી હોવી જોઈએ.

વિશેષમાં મોટાં શહેરોમાં જેમ સંગ્રહસ્થાનો હોય છે, એમ જુદા જુદા પ્રાંતમાં તેમજ દેશપરદેશમાં વપરાતાં ચાલુ તેમજ જુદાજુદા જમાનાનાં વાસણોનું એક સંગ્રહસ્થાન હોવું જોઈએ. તેમાં દરેક વાસણની ધાતુની બનાવટ, ઘડતરની પદ્ધતિ, ઉપયોગ, વપરાશની દૃષ્ટિએ તે વાસણના વપરાશમાં પડતી સગવડ—અગવડો ઇત્યાદિની નોંધ પણ દરેક વાસણ સાથે હોય. ચિત્રકળાનાં પ્રદર્શનોની જેમ આવાં પ્રદર્શનો તો ઘણાં ઉપયોગી નીવડે. આપણા જીવનની જરૂરિયાતોને વૈજ્ઞાનિકની દૃષ્ટિએ તપાસવાનો સમય આવી પહોંચ્યો છે. જમાનાને અનુકૂળ ફેરફારો એ માગે છે. જીવનમાં વૈજ્ઞાનિક રીતોનો અમલ આજે આવશ્યક બન્યો છે. એમાં પરંપરા અને ગતાનુગતિકતાને ઓછું સ્થાન છે.

બંસીલાલ ગાંધી

## કૉલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ માટે નિબંધ-હરીફાઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી ગુજરાતી ભાષામાં "હાલની સ્થિતિને અનુકૂળ નવું સમાજ બંધારણ સ્વતંત્ર હિન્દમાં કેવું હોવું જોઈએ?" એ વિષય ઉપર ૪૦થી ૫૦ ફૂલસ્કૅપના કદના નિબંધની હરીફાઈ રાખવામાં આવી છે. નિબંધ તા ૩૦ જૂન સુધીમાં નીચેને સરનામે મોકલવો. વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી પસંદગી પામનાર દરેકને રૂ. ૫૦ સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે. શરતો વગેરે માટે સભાના મંત્રીને, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, ૩૬૫. વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ ૪ એ સરનામે લખવું



# મધુકરી

જુઓ દૂર જખ્મથી ઝરતી હજારો રક્તધારા,
જુઓ છાના જલે અન્યાયના અગ્નિ-ધખારા:
તુટે છે આભ-ઊંચા આપણા આશા-મિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારા:
છતાં વહેશે સમર્પણની સદા અણખૂટ ધારા,
મળે નવ નાવડીને જ્યાં સુધી મુક્તિ-કિનારા.

—સ્વ. ઝવેરચંદ મેઘાણી

## ડૉ. મેઘનાદ સાહા-જ્યોતિર્ભૌતિક વિજ્ઞાનના મહાપંડિત

જ્યોતિર્ભૌતિક વિજ્ઞાન એટલે આકાશીય ગ્રહોની ભૌતિક પરિસ્થિતિ, વાયુમંડળની દશા અને રચના, તથા ધરાતલ અને રસાતલની સર્વ ઘટના પર વિસ્તૃત રીતે અસર વિચારતું વિજ્ઞાન. અગર જોકે આ એક અલ્પવયસ્ક અંગ છે છતાં જ્યોતિષશાસ્ત્રમાં તે એક સજીવ અંગ છે; અને થોડા સમયમાં એ એટલું વિકસિત થશે કે જ્યોતિષશાસ્ત્ર પોતાના સર્વાંગસ્વરૂપે પણ તેનો મુકાબલો નહિ કરી શકે એવી આશા અસ્થાને ન ગણાય. વિજ્ઞાનના આ અંગના મુખ્ય બે ભાગ સ્પેક્ટ્રોસ્કોપી અને ફોટોમેટ્રી છે.

આપણા જે ગણ્યાગાંઠ્યા વૈજ્ઞાનિકોએ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી છે તેમાંના એક આ જ્યોતિર્ભૌતિક વિજ્ઞાનના વિષયમાં પોતાની વિદ્વત્તાથી જગનામી થનાર શ્રી મેઘનાદ સાહાનો જન્મ ઢાકા જિલ્લાના સિઓરાતાલી નામના ગામમાં ૧૮૯૩માં થયો. એમના પિતા જગન્નાથ સાહા એક સામાન્ય વેપારી હતા. બાલપણમાં અભ્યાસકાળથી જ ડૉ. સાહાએ પોતાની શક્તિથી શિક્ષકોને ચકિત કરી દીધા હતા. ઢાકા જિલ્લામાં સૌથી પ્રથમ આવીને તેમણે સરકારી સ્કૉલરશીપ મેળવી. ૧૯૦૯માં તેઓ પૂર્વ બંગાળમાં મૅટ્રિકમાં પહેલા આવ્યા અને વિશ્વવિદ્યાલયના ગણિતના વિષયમાં સૌથી વધારે માર્ક લઈ આવ્યા. ૧૯૧૧માં ઇન્ટરમાં રસાયણશાસ્ત્ર અને ગણિતમાં સૌથી પ્રથમ આવ્યા. ત્યાર પછી કલકત્તાની પ્રેસીડેન્સી કૉલેજમાં આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય અને સર જગદીશ બસુ જેવા મહાન આચાર્યોના હાથ નીચે અભ્યાસ શરૂ કર્યો ને તેમના પ્રીતિપાત્ર થઈ પડ્યા. ૧૯૧૩માં ગણિતનો વિષય લઈ બી.એસસી. પસાર કરી અને ૧૯૧૫માં એમ.એસસી.માં પ્રથમ વર્ગમાં આવ્યા. પાસ થયા બાદ તરત કલકત્તા વિશ્વવિદ્યાલયની વિજ્ઞાનની કૉલેજમાં ગણિત અને ભૌતિકવિજ્ઞાન (Physics)માં લેક્ચરર તરીકે તેઓ નિમાયા. ત્યાં સર ચન્દ્રશેખર વેંકટરમણ (સી.વી.રામન)ની સાથે પરિચયમાં આવ્યા અને તેમની સાથે શોધખોળમાં રસ લેવા માંડ્યા.

તેમના વૈજ્ઞાનિક સંશોધન માટે ૧૯૧૯માં તેમને પ્રેમચંદ રાયચંદ શિષ્યવૃત્તિ મળી. એ જ વર્ષે એમણે કલકત્તા વિશ્વવિદ્યાલયની ડી.એસસી.ની પરીક્ષા માટે પોતાની મૌલિક શોધો પર એક અગત્યનો મહાનિબંધ લખ્યો. એમનો એ નિબંધ વિલાયતના પહેલી હરોળના ત્રણ વિદ્વાનોએ તપાસી તેમની શોધ અને નિબંધ પર છૂટે હાથે પ્રશંસા વેરી.

ત્યાર પછી તો તેઓ જ્યોતિર્ભૌતિક વિજ્ઞાન-(ઍસ્ટ્રોફિઝિક્સ)માં ઊંડા અને ઊંડા ઊતરતા ગયા અને અનેક નવી મૌલિક શોધો કરી. સૂર્યનાં રશ્મિચિત્રો અંગેની કેટલીક જટિલ અને મહત્ત્વની ગૂંચોનો ઉકેલ એમણે આરંભ્યો. એ માટે ઘણા વૈજ્ઞાનિકો અનેક વર્ષોથી સતત પ્રયત્નશીલ રહ્યા હતા. પણ ૧૯૨૦માં ડૉ. સાહાએ એક એવો અગત્યનો સિદ્ધાંત વિજ્ઞાનની દુનિયા સમક્ષ મૂક્યો કે તેનાથી બધી ગૂંચો પર સુંદર પ્રકાશ પડ્યો.

ડૉ. સાહાના આ સિદ્ધાંતના પ્રકાશન પહેલાં ઇંગ્લંડના સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક નૉર્મન લૉકિયારનો સિદ્ધાંત ખૂબ પ્રચલિત હતો. નૉર્મનના એ સિદ્ધાંત અનુસાર રશ્મિચિત્રોમાં રેખાઓ મોટી થઈ જવાનું કારણ સૂર્યનો અધિક તાપ છે એમ માનવામાં આવતું હતું. પરંતુ એ

આ માસનું પંખી



કાબર

એને 'કાબર' નો આપણે કહીએ છીએ, બાકી કેસરહિંદમાં તો એ 'મૈના' તરીકે જ ઓળખાય છે. લોક મેનાના બે વિભાગો [illegible] 'પહાડી-મૈના'માં [illegible] અનુકરણની એની શક્તિ એટલી જ સારી હોય [illegible] તીખો ને કર્કશ તથા એનો કલબલાટ પજવનારો હોય છે. [illegible] જ્યારે એ [illegible] કરતી હોય ત્યારે [illegible] 'મેના' જેટલી જ મધુર બને છે.

હિન્દુસ્તાનભરનું આ એટલું પરિચિત પંખી છે કે રંગે ને રૂપે એને ઓળખાવવું પડે એમ નથી. [illegible]

[illegible] પરેશાન કરી મૂકે છે.

[illegible] 'પહાડી કાબર' કરીને [illegible] થાય છે. [illegible] સામાન્ય કાબર [illegible] શરીર [illegible] પીળા [illegible]

[illegible] 'કંસારો' પણ કહે છે.

[illegible]

સિદ્ધાંત-પરથી તો સૂર્યના વર્ણમંડળમાં ક્રમશઃ જેમ ઉપર જતા જઈએ તેમ તેમ તાપ વધતો જાય છે એવું એક અસંભવિત તારણ નીકળતું હતું. ડૉ. સાહાએ આ વિષયમાં પોતાની શોધ આગળ વધારી રેખાઓ મોટી થવાનું મૂળ કારણ શોધી કાઢ્યું. હવામાનમાં જેમ જેમ ઉપર જતા જઈએ તેમ તેમ દબાણ ઓછું થતું જાય છે અને તેને લીધે ઉદ્ભવતા આયોનીઝેશનને લીધે આ રેખાઓ મોટી થાય છે, એ આખી વસ્તુ ડૉ. સાહાએ સમજાવી.

તેમના આ મૌલિક સિદ્ધાંતનું યોગ્ય મૂલ્યાંકન કરી કલકત્તા વિશ્વવિદ્યાલયે તેમને યુરોપ જવા માટે દસ હજાર રૂપિયાની શિષ્યવૃત્તિ આપી તેમનું બહુમાન કર્યું. આને લીધે ડૉ સાહાને પશ્ચિમના કેટલાક અગ્રગણ્ય વૈજ્ઞાનિકોના સંપર્કમાં આવવાનો સુયોગ મળ્યો. એ જ વર્ષે એમને ગ્રિફિથ સ્મારક પુરસ્કાર પણ આપવામાં આવ્યો.

૧૯૨૦ની ૧૬મી સપ્ટેમ્બરે તેઓ ઇંગ્લંડ જવા નીકળ્યા. ત્યાં લંડનની સુપ્રસિદ્ધ ઈમ્પીરિયલ કૉલેજ ઑફ સાયન્સમાં પ્રો. ફાઉલરની પ્રયોગશાળામા કામ કર્યું અને નક્ષત્રો તથા રશ્મિચિત્રો સંબંધી પોતાની મૌલિક શોધ દ્વારા 'ફિઝિકલ થીઅરી ઑવ સ્ટેલર સ્પેક્ટ્રા' નામનો એક નવો સિદ્ધાંત વૈજ્ઞાનિક જગત સમક્ષ મૂકયો. એમની આ નવી શોધથી વૈજ્ઞાનિક જગત મુગ્ધ બની ગયું અને નોબેલ પ્રાઇઝ વિજેતા જર્મન વૈજ્ઞાનિક નન્સ્ટેંતો તેમને પોતાની પ્રયોગશાળામાં કાર્ય કરવા આગ્રહભર્યું નિમંત્રણ આપ્યું. એ જ સમય દરમિયાન મ્યૂનિચના પ્રો. સમરફીલ્ડે ભૌતિકશાસ્ત્રીઓની એક પરિષદમા ડૉ. સાહાને તેમની શોધો પર વ્યાખ્યાન આપવા આમંત્ર્યા. જર્મનીમા આ કામગીરીઓ બજાવી તે ઇંગ્લંડ પાછા ફર્યા ત્યારે તો વૈજ્ઞાનિક જગતમા એ ખૂબ પ્રસિદ્ધિ પામી ચૂકયા હતા અને ઇગ્લંડના સર જે જે થોમસન તથા રૂધરફોર્ડ જેવા પહેલી હરોળના વૈજ્ઞાનિકો પણ એમની શોધખોળમા રસ લેવા લાગ્યા હતા.

હિંદુસ્તાન પાછા ફર્યા એટલે કલકત્તા વિશ્વવિદ્યાલયના વાઈસ ચેન્સલેર સર આસુતોષ મુખરજીએ વિજ્ઞાનની કૉલેજમાં ભૌતિક વિજ્ઞાનના આચાર્ય તરીકે તેમની નિમણુક કરી

૧૯૨૩મા તેઓ પ્રયાગ વિશ્વવિદ્યાલયમા ભૌતિક વિજ્ઞાનના અધ્યક્ષ નિમાયા અને સતત પંદર વર્ષ સુધી આ પદ તેમણે પ્રશંસનીય રીતે સંભાળ્યુ. ૧૯૩૮માં પ્રો. દેવેન્દ્રમોહન બસુ 'બસુ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ'ના ડાયરેક્ટર તરીકે જતાં ડૉ સાહા કલકત્તા વિશ્વવિદ્યાલયમા બસુની જગાએ આચાર્ય તરીકે આવ્યા.

૧૯૨૭મા રૉયલ સોસાયટીએ તેમના એ મૌલિક કાર્ય માટે પોતાની સંસ્થામા ફેલો તરીકે સ્વીકાર્યા હિંદમાંથી ડૉ. સાહા પહેલા શ્રી રામાનુજમ્, સર જગદીશ બોઝ અને સી વી. રામન્ એ ત્રણ જણને જ આ માનભરી પદવી આપવામા આવી હતી તે પછી આજ સુધીમા ડૉ. બીરબલ સહાની, ડૉ. કે. એસ કૃષ્ણન્ અને ડૉ. હોમી જે. ભાભા એ ત્રણને પણ આ માન મળ્યું છે.

૧૯૩૦માં બંગાળની રૉયલ એશિયાટિક સોસાયટીએ પણ 'ફેલો'ની શાનભરી પદવી તેમને અર્પી ૧૯૩૪માં મુંબઈમાં ભારતીય વિજ્ઞાન પરિષદના પ્રમુખ તરીકે તેમની વરણી કરવામાં આવી.

૧૯૩૫મા સુપ્રસિદ્ધ કાર્નેગી ટ્રસ્ટ તરફથી તેમને વિદેશયાત્રા કરી વાયુમંડળ સંબધી શોધો માટે ફેલોશિપના સ્વરૂપમાં સારી એવી રકમ આપવામાં આવી. આ વખતની વિદેશયાત્રામાં એમણે ઘણા સમર્થ વૈજ્ઞાનિકો પાસે ઘણી અવનવી ચર્ચાઓ કરી પ્રકાશ પાડયો

આટલી આંતરરાષ્ટ્રીય કીર્તિ કમાનાર આ વૈજ્ઞાનિકનું આંતરિક ... સ્વભાવે એ અત્યંત નિખાલસ છે. ભૌતિક વિજ્ઞાનની સાથોસાથ ગણિતશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર વગેરેનો પણ તેમને સુંદર અભ્યાસ છે. સ્વભાવથી પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિના ઉપાસક અને અભ્યાસી હોવાથી તેમણે હિંદની ભૂતકાળીન વૈજ્ઞાનિક પ્રગતિનું પણ સારું જ્ઞાન એકઠું કર્યું છે. હિંદુસ્તાનની ગરીબાઈ અને બેકારી મટાડવાના ઉપાય તરીકે ઉદ્યોગીકરણ અનિવાર્ય છે એમ તેઓ માને છે. શક્તિ અને સંગઠનની ઊણપને લીધે આ વીસમી સદીમાં પણ હિંદ મધ્ય યુગનું જીવન જીવી રહ્યું છે એ વાતનું તેમને દુઃખ છે.

હિંદમા અવનવા ઉદ્યોગોનાં સ્વપ્નાં અને યોજનાઓ તેમની આંખ સામે તરે છે. દેશભરમા વહેતી મહાનદીઓની જલશક્તિની વિપુલ ઉત્પાદન માટેની યોજના તેમણે ઘડી છે. પોતાનાં જ્ઞાન અને શોધોને રાષ્ટ્રહિત માટે વાપરવા એઓ હમેશાં તત્પર હોય છે હિંદમાં વૈજ્ઞાનિક સંસ્થાઓ સ્થાપવામાં પણ તેમણે પ્રયત્નો કર્યા છે. તેઓ *Indian Science News Association* નામક સંસ્થા સ્થાપી તેના મુખપત્ર તરીકે પોતાની દોરવણી નીચે Science and Culture (સાયન્સ ઍન્ડ કલ્ચર) નામનું સામયિક પણ ચલાવે છે.

ભવિષ્યમાં હિંદમાં નોબેલ પ્રાઈઝ જીતનાર ડૉ. સાહા હશે એવી કેટલાકની આશા અને અનુમાન સાચાં પડે એમ ઈચ્છીએ.

(સામળદાસ કૉલેજ મેગેઝીન) —લલિત ભટ્ટ

## હરડે

દરેક રોગનું મૂળ કારણ પેટના મળ મનાય છે ને તેના કારણે પછી બીજાં અનેક દર્દો ઉત્પન્ન થાય છે. હરડે સામાન્યરીતે રેચક મનાય છે, પરંતુ આંતરડામાં જ્યાં સુધી દૂષિત મળ હોય છે ત્યાં સુધી જ તે રેચક અસર કરીને દોષોને સાફ કરે છે; પણ પછી તો ઝાડા બંધ થઈ જાય છે. મળમાંથી થતા ત્રણે દોષો (વાત, પિત્ત, કફ)નો નાશ કરવાનો હરડેમાં ગુણ છે. વળી હરડે મૂત્રાશયના વરમને પણ દૂર કરે છે. ઘણી વખત પેટમાં તથા હૃદય પર વાયુ ભરાવાથી થતાં દબાણો અને હૃદયના જુદીજુદી જાતના રોગો પર તેનું સેવન કરવાથી ઘણો ફાયદો થાય છે. આંતરડાંની શુદ્ધિ માટે તો તે શ્રેષ્ઠ ઔષધ મનાય છે. સંગ્રહણી અને મરડાનાં દરદો, કે જેમાં આમ પડતો હોય તેમાં, હરડેનું લાંબો વખત સેવન આંતરડાંનો સોજો દૂર કરી તે મટાડે છે. આંખના વ્યાધિમાં પણ હરડે અપાય છે. દમ માટે પણ લાંબો વખત સેવન કરવાથી હરડે હિતકારી બને છે. સાદી ખાંસી અને કફના દોષોનો તે નાશ કરે છે. ચામડીનાં સાદાં દર્દો પર તથા દીર્ઘકાળના સેવનથી કોઢ ઉપર તેનાથી ફાયદો થાય છે. આજના કેટલાક મહારોગો કે જનાતની મહાન ગોળીઓથી પણ ઘણી વખત સારા નથી થતા તે કેવળ હરડેના નિયમિત સેવનથી સારા થાય છે. તે ઉપરાંત કમળો, શૂળ, સોજા, આફરો, હેડકી અને બરોળ જેવા રોગો પણ હરડેથી મટે છે.

હરડેનો જુદીજુદી રીતે ઉપયોગ થાય છે, છતાં પણ ઉપર જણાવેલા તમામ દરદો માટે કેવળ રાત્રે સૂતી વખતે બેઆનીભારથી ચારઆની ભાર સુધીની ફાકી નવશેકા પાણી સાથે ભરે તો આરામ થાય છે, હિંદમાં હરડે ઘણાં સ્થાનોમાં પેદા થાય છે. હીમજ અને હરડે એક જ ઝાડની પેદાશ છે. કાચી સૂકવીને તૈયાર થાય તેને હીમજ કહે છે, તેનાથી જરા મોટી તેને હરડાં કહે છે અને બધાંથી મોટા ફળને હરડે કહે છે. (ભારતી)

## રેડિયો-છાપું

આજકાલ છાપું એ પ્રચારનું બહુ મોટું સાધન થયું છે. આપણે ત્યાં છાપાનો ખપ ફક્ત હજારથી મપાય છે, પણ રશિયા-અમેરિકામાં તો છાપાની લાખો નકલો ખપે છે. અત્યાર સુધી છાપાંઓને

ડર ફક્ત સરકારના જુલમનો જ હતો; પણ હવે છાપાંઓને માટે એક નવો જ ભય ઊભો થયો છે. તે ભય એ 'રેડિયો–છાપું'.

માર્કોનીએ જ્યારે રેડિયોની શોધ કરી ત્યારે તેની મદદથી ફક્ત 'તાર' મોકલાવી શકાતા. પછી રેડિયો ઉપર બોલેલું સંભળાવા લાગ્યું, અને ત્યાર પછી તો સ્ટુડિયોમાં થતાં દશ્યો પણ રેડિયોના પડદા પર દેખાવાં લાગ્યાં એ 'ટેલીવીઝન.' હવે આવતી કાલે આપણા ઘરનાં રેડિયોનું બટન દબાવતા જ જગતની છેલ્લી ખબરો-વાળું 'રેડિયો-છાપું' પટ્ દઈને રેડિયોમાંથી બહાર પડશે!

અમેરિકામાં આ 'રેડિયો–છાપા'નો પ્રયોગ પણ શરૂ થઈ ગયો છે. 'ફિન્ચ ટેલી-કૉમ્યુનિકેશન ઈન્કૉર્પોરેટેડ' નામની એક કંપનીએ આ સાહસ કર્યું છે. ન્યૂ યૉર્કમાં ઑફિસોથી ભરચક એવી મોટી ૧૦૦ ઇમારતોમાં આ 'રેડિયો-છાપું' છાપનારા રેડિયો-સેટ્સ મૂકવામાં આવ્યા છે. આ રેડિયો છાપાનું નામ 'એર એક્સ્પ્રેસ' રાખવામાં આવ્યું છે. કંપનીની મુખ્ય ઑફિસમાં તેનો પહેલો અંક તૈયાર કરવામાં આવે છે. તે અંક છપાઈને તૈયાર થાય કે તરત જ તેની પ્રતિમા ન્યૂ યૉર્કની ૧૦૦ ઇમારતોના રેડિયોસેટમાં દેખાય છે. ને તરત જ—ત્યાં ને ત્યાં, તે જ વખતે તેની સખ્યાબંધ નકલો છપાઈને તૈયાર થાય છે. અને બટન દબાવતા જ બહાર પડે છે.

'એર-એક્સ્પ્રેસ' એ ૮॥×૧૧ ઈંચના કદના ચાર પાનાનું છાપું છે ને સવાર-સાંજ એમ બે વખત નીકળે છે. આ છાપાને રેડિયો મારફત મોકલાવતાં ફક્ત આઠ જ મિનિટ થાય છે. એટલે જો ફિન્ચ કંપનીનો એક રેડિયો-સેટ તમારે ઘેર બેસાડવામાં આવે તો ન્યૂ યૉર્કમાં મુખ્ય ઑફિસે આઠ વાગ્યે તૈયાર થએલો તેનો અંક બરાબર આઠ ને આઠ મિનિટે તમારાં હાથમાં પડશે. ઉપરનો રેડિયો-સેટ જગતનાં સર્વ રેડિયો સ્ટેશનોના કાર્યક્રમ સાંભળવામાં તથા ટેલી-વીઝનનો કાર્યક્રમ જોવા માટે પણ ઉપયોગી થાય તેવો છે. (કિર્લોસ્કર)

## આવતી કાલની સાઈકલ

કેટલાક દિવસ પહેલાં લંડનમાં 'બ્રિટન કૅન મેઈક ઇટ'—(આ બ્રિટનમાં બને છે) નામનું એક પ્રદર્શન ભરાયું હતું તેમાં બી. જી. બીડન નામના શાસ્ત્રજ્ઞે એક નવી જાતની સાઇકલ મૂકી હતી. તેની વિશેષતા એ હતી કે તેનાં પૈડાંની ધરીમાં જ એક ડાયનેમો અને એક મોટર બેસાડવામાં આવ્યાં છે. સાઈકલ કોઇપણ ઢાળ ઊતરવા માંડે કે તરત જ તેના ડાયનેમોનાં ચક્રો ફરવા માંડે છે અને સામાન્યપણે નકામી જતી ગતિ–શક્તિ (મિકૅનિકલ એનર્જી)નું રૂપાંતર વીજળિક શક્તિમાં થઈ જાય છે. આ શક્તિને એકઠી કરી રાખવામાં આવે છે અને જ્યારે ઢાળ ચડવાનો હોય ત્યારે મોટર ચાલુ કરતા જ એ વિદ્યુત-શક્તિનું રૂપાંતર ફરીથી ગતિ-શક્તિમાં થાય છે. આથી સાઈકલ ચલાવનારને બિલકુલ શ્રમ ન પડતાં સાઈકલ સહેલાઈથી ઉપર ચઢે છે. આમ, ઢાળ ઊતરતાં બ્રેક ઘસાતી નથી કે ઢાળ ચઢાવતાં હાંફવાની જરૂર પડતી નથી. આ ઉપરાંત બીજા પણ નાનાનાના સુધારા બીડને કર્યા છે. તેણે એ સાઈકલનો આકાર મોટર સાઈકલ જેવો કર્યો છે. ફ્રેમમાં ભારે લોખંડની નળીઓને બદલે એરોપ્લેન બાંધવામાં વપરાતાં હલકાં પતરાંનો ઉપયોગ કર્યો છે, જેથી સાઇકલમાં ડાયનેમો તથા મોટરનાં ઘણાં યંત્રો વધવા છતાં પણ તેનું વજન એટલું ઓછું થયું છે કે આજની સાઈકલ કરતાં પણ વજનમાં તે હલકી થઈ છે અને એક હાથે સહેલાઈથી ઉંચકી શકાય છે! બીડનની આ સાઇકલ જલદી બજારમાં આવશે. (કિર્લોસ્કર)

## હિંદના ભૂસ્તર-સર્વે ખાતાનો વિકાસ

એક મહાન ખંડ જેવડો આપણો આ દેશ જેટલો વિશાળ છે, તેટલો જ તે તેની ખનિજ-સમૃદ્ધિથી પણ ભરપૂર છે પરંતુ આજ સુધી એ દિશામાં ખાસ છીવ જેવું વિકાસકાર્ય કંઈ થયું નથી. આપણા દેશની જમીનને આપણે પૂરી પિછાનતા નથી. તેની ભૂસ્તરીય રચના, તેમાં રહેલી સમૃદ્ધિ, તેના ખોદકામને લગતી વિદ્યા 'માઇનિંગ', વગેરે અગત્યની બાબતો ઉપર આપણા શિક્ષિતો કે યુવાનોનું પૂરું લક્ષ્ય ગયું નથી અને લગભગ અવિકસિત રહેલી એ દિશાના અભ્યાસ માટે ઘણા જ ઓછા વિદ્યાર્થીઓ રસ ધરાવે છે.

હવે દેશનો સ્વતંત્ર રાજવહીવટ પ્રજાના હાથમાં આવી રહ્યો છે એ તકે દેશની જે અનેક દિશાઓમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ વિકાસ અને નિયોજન થઈ રહ્યાં છે તેમાં હિંદના ભૂસ્તર-વિજ્ઞાન ઉપર પણ આપણા અગ્રણી દેશચિંતકોનું ધ્યાન ખેંચાયું છે અને હિંદના 'ભૂસ્તર સર્વે' ખાતાનો શક્ય તેટલી વહેલી તકે વિકાસ કરાઈ રહ્યો છે. યુદ્ધ પહેલાં એ ખાતાના ગૅઝેટેડ અધિકારીઓની સંખ્યા ૨૯ની હતી જ્યારે અત્યારે તે ૯૨ની છે અને તે પૈકીના માત્ર ૭ બિન હિંદીઓ છે. બિન–હિંદી 'મુક્ત અધિકારીઓ'ની સંખ્યા પાંચ છે અને હિંદી અધિકારીઓ તેમના કામની સાથે નિકટ રીતે સંકળાએલા છે. વળી સરકારે હિંદમાં ભૂસ્તર શિક્ષણની સુધારણા માટે ભલામણો કરવા એક સમિતિ નીમી હતી તેનો અહેવાલ તેણે હમણાં રજૂ કર્યો છે.

ભૂસ્તરવિદ્યા તથા ખાણને લગતી ઈજનેરી વિદ્યાનું શિક્ષણ આપતી એકમાત્ર અગ્રણી વિદ્યાસંસ્થા ધનબાદ ખાતેની 'ઇન્ડિયન સ્કૂલ ઑવ માઇન્સ'નો વિકાસ વિચારાઈ રહ્યો છે. દેશમાં ખનિજ-વેત્તાઓ ઉત્પન્ન કરવા માટે શિવપુરની એન્જીનીઅરિંગ કૉલેજ તથા બનારસ હિંદુ વિદ્યાપીઠમાં ખનિજવિદ્યાને લગતી તાલીમની સગવડો છે. તાલીમ પામેલા વિદ્યાર્થીઓ બહાર પાડવાનું તેમનું અત્યારનું પ્રમાણ વર્ષના ૨૭ વિદ્યાર્થીઓનું છે, પણ ૧૯૫૦ સુધીમાં આ સંખ્યા બેવડી કરવાની ધારણા છે. ઉપરાંત બે ઉચ્ચ ટેકનીકલ સંસ્થાઓ સ્થાપવા માટેની પણ દરખાસ્ત કરવામાં આવી છે જ્યારે એ સ્થપાશે ત્યારે તે વર્ષના આશરે ૪૦ વિદ્યાર્થીઓ બહાર પાડશે.

ભૂસ્તરવિદ્યા તથા ધાતુવિદ્યાના વિદેશ ખાતે અભ્યાસને માટે હિંદ સરકાર શિષ્યવૃત્તિઓ પણ આપે છે, અને તેઓ અભ્યાસ કરી પાછા આવ્યા બાદ સરકારી ખાતામાં અગર ખનિજ કે ધાતુઉદ્યોગોમાં નોકરીમાં જોડાવા માટે તેમને તક મળશે.

સરકાર તરફથી આજે બહાર મોકલવામાં આવેલા વિદ્યાર્થીઓની સંખ્યામાં ૨૨ ધાતુવિદ્યા માટેના, ૧૮ ભૂસ્તરવિદ્યા માટેના અને ૩ ભૂસ્તરભૌતિકવિદ્યા માટેના વિદ્યાર્થીઓ છે. તે ઉપરાંત બીજા નવા ૫ વિદ્યાર્થીઓની ધાતુવિદ્યા માટે, ૪ની ભૂસ્તરભૌતિકવિદ્યા માટે અને અકની ભૂમાપ–વિદ્યા માટે પસંદગી કરવામાં આવી છે.

આ ઉપરાંત હિંદ સરકારે હિંદના ભૂસ્તરવિષયક સર્વેના તેમજ ખનિજ વિષયક વૈજ્ઞાનિક કાર્યના વિકાસને લગતી એક પંચવર્ષીય યોજના ઘડી છે. યોગાનુયોગ એવો છે કે પાંચ વર્ષની આ યોજનાને ઇ. ૧૯૫૧માં પાંચ વર્ષ પૂરાં થશે તે જ વરસે આપણા દેશની ભૂસ્તર વિષયક સર્વેને પણ સો વર્ષ પૂરાં થશે. (એ ખાતાની સ્થાપના ઇ. ૧૮૫૧માં થઈ હતી.) હિંદી સરકારની અપેક્ષા છે કે એ શતાબ્દી વર્ષમાં આ પંચવર્ષીય યોજનાને પરિણામે એ ખાતાની પ્રગતિ અને સિદ્ધિ એ શતકને ટોચે પહોંચાડશે.

## ચીનને માટે હિંદી વિદ્યાર્થીઓ

હિંદ અને ચીન વચ્ચેના સાંસ્કૃતિક સંબંધો મજબૂત બનાવવાની દૃષ્ટિથી હિંદ સરકારે ચીનાઈ વિદ્યાપીઠોમાં ચીનાઈ ભાષા–સાહિત્ય, શિલ્પસૂરી, ઇતિહાસ, કલા–કારીગરી, સમાજશાસ્ત્ર અને પુરાતત્ત્વના

સિદ્ધાંત-પરથી તો સૂર્યના વર્ણમંડળમાં ક્રમશઃ જેમ ઉપર જતા જઈએ તેમ તેમ તાપ વધતો જાય છે એવું એક અસંભવિત તારણ નીકળતું હતું. ડૉ. સાહાએ આ વિષયમાં પોતાની શોધ આગળ વધારી રેખાઓ મોટી થવાનું મૂળ કારણ શોધી કાઢ્યું. હવામાનમાં જેમ જેમ ઉપર જતા જઈએ તેમ તેમ દબાણ ઓછું થતું જાય છે અને તેને લીધે ઉદ્ભવતા આયોનીઝેશનને લીધે આ રેખાઓ મોટી થાય છે, એ આખી વસ્તુ ડૉ. સાહાએ સમજાવી.

તેમના આ મૌલિક સિદ્ધાંતનું યોગ્ય મૂલ્યાંકન કરી કલકત્તા વિશ્વવિદ્યાલયે તેમને યુરોપ જવા માટે દસ હજાર રૂપિયાની શિષ્યવૃત્તિ આપી તેમનું બહુમાન કર્યું. આને લીધે ડૉ. સાહાને પશ્ચિમના કેટલાક અગ્રગણ્ય વૈજ્ઞાનિકોના સંપર્કમાં આવવાનો સુયોગ મળ્યો. એ જ વર્ષે એમને ગ્રિફિથ સ્મારક પુરસ્કાર પણ આપવામાં આવ્યો.

૧૯૨૦ની ૧૬મી સપ્ટેમ્બરે તેઓ ઇંગ્લંડ જવા નીકળ્યા. ત્યાં લંડનની સુપ્રસિદ્ધ ઈમ્પીરિયલ કૉલેજ ઑફ સાયન્સમાં પ્રો. ફાઉલરની પ્રયોગશાળામાં કામ કર્યું અને નક્ષત્રો તથા રશ્મિચિત્રો સંબંધી પોતાની મૌલિક શોધ દ્વારા 'ફિઝિકલ થીઅરી ઑવ સ્ટેલર સ્પેક્ટ્રા' નામનો એક નવો સિદ્ધાંત વૈજ્ઞાનિક જગત સમક્ષ મૂક્યો. એમની આ નવી શોધથી વૈજ્ઞાનિક જગત મુગ્ધ બની ગયું અને નોબેલ પ્રાઇઝ વિજેતા જર્મન વૈજ્ઞાનિક નર્ન્સ્ટે તો તેમને પોતાની પ્રયોગશાળામાં કાર્ય કરવા આગ્રહભર્યું નિમંત્રણ આપ્યું. એ જ સમય દરમિયાન મ્યુનિચના પ્રો. સમરફીલ્ડે ભૌતિકશાસ્ત્રીઓની એક પરિષદમાં ડૉ. સાહાને તેમની શોધો પર વ્યાખ્યાન આપવા આમંત્ર્યા. જર્મનીમાં આ કામગીરીઓ બજાવી તે ઇંગ્લંડ પાછા ફર્યા ત્યારે તો વૈજ્ઞાનિક જગતમાં એ ખૂબ પ્રસિદ્ધિ પામી ચૂકયા હતા અને ઇંગ્લંડના સર જે જે થોમસન તથા રૂધરફોર્ડ જેવા પહેલી હરોળના વૈજ્ઞાનિકો પણ એમની શોધખોળમાં રસ લેવા લાગ્યા હતા.

હિંદુસ્તાન પાછા ફર્યા એટલે કલકત્તા વિશ્વવિદ્યાલયના વાઈસ ચૅન્સલેર સર આસુતોષ મુખરજીએ વિજ્ઞાનની કૉલેજમાં ભૌતિક વિજ્ઞાનના આચાર્ય તરીકે તેમની નિમણુક કરી.

૧૯૨૩માં તેઓ પ્રયાગ વિશ્વવિદ્યાલયમાં ભૌતિક વિજ્ઞાનના અધ્યક્ષ નિમાયા અને સતત પંદર વર્ષ સુધી આ પદ તેમણે પ્રશંસનીય રીતે સંભાળ્યું. ૧૯૩૮માં પ્રો. દેવેન્દ્રમોહન બસુ 'બસુ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ'ના ડાયરેક્ટર તરીકે જતાં ડૉ. સાહા કલકત્તા વિશ્વવિદ્યાલયમાં બસુની જગાએ આચાર્ય તરીકે આવ્યા.

૧૯૨૭માં રૉયલ સોસાઍટીએ તેમના એ મૌલિક કાર્ય માટે પોતાની સંસ્થામાં ફેલો તરીકે સ્વીકાર્યા. હિંદમાંથી ડૉ. સાહા પહેલાં શ્રી રામાનુજમ્, સર જગદીશ બોઝ અને સી. વી. રામન્ એ ત્રણ જણને જ આ માનભરી પદવી આપવામાં આવી હતી. તે પછી આજ સુધીમાં ડૉ. બીરબલ શાહાણી, ડૉ. કે. એસ. કૃષ્ણન્ અને ડૉ. હોમી જે. ભાભા એ ત્રણને પણ આ માન મળ્યું છે.

૧૯૩૦માં બંગાળની રૉયલ ઍશિયાટિક સોસાઍટીએ પણ 'ફેલો'ની માનભરી પદવી તેમને અર્પી. ૧૯૩૪માં મુંબઈમાં ભારતીય વિજ્ઞાન પરિષદના પ્રમુખ તરીકે તેમની વરણી કરવામાં આવી.

૧૯૩૫માં સુપ્રસિદ્ધ કાર્નેગી ટ્રસ્ટ તરફથી તેમને વિદેશયાત્રા કરી વાયુમંડળ સંબંધી શોધો માટે ફેલોશિપના સ્વરૂપમાં સારી એવી રકમ આપવામાં આવી. આ વખતની વિદેશયાત્રામાં એમણે ઘણા સમર્થ વૈજ્ઞાનિકો પાસે ઘણી અવનવી ચર્ચાઓ કરી પ્રકાશ પાડ્યો.

આટલી આંતરરાષ્ટ્રીય કીર્તિ કમાનાર આ વૈજ્ઞાનિકનું આંતરિક જીવન તદ્દન સાદું છે સ્વભાવે એ અત્યંત નિખાલસ છે. ભૌતિક વિજ્ઞાનની સાથોસાથ ગણિતશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર વગેરેનો પણ તેમને સુંદર અભ્યાસ છે. સ્વભાવથી પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિના ઉપાસક અને અભ્યાસી હોવાથી તેમણે હિંદની ભૂતકાલીન વૈજ્ઞાનિક પ્રગતિનું પણ સારું જ્ઞાન એકઠું કર્યું છે. હિંદુસ્તાનની ગરીબાઈ અને બેકારી મટાડવાના ઉપાય તરીકે ઉદ્યોગીકરણ અનિવાર્ય છે એમ તેઓ માને છે. શક્તિ અને સંગઠનની ઊણપને લીધે આ વીસમી સદીમાં પણ હિંદ મધ્ય યુગનું જીવન જીવી રહ્યું છે એ વાતનું તેમને દુઃખ છે.

હિંદમાં અવનવા ઉદ્યોગોનાં સ્વપ્નાં અને યોજનાઓ તેમની આંખ સામે તરે છે. દેશભરમાં વહેતી મહાનદીઓની જલશક્તિની વિદ્યુત ઉત્પાદન માટેની યોજના તેમણે ઘડી છે. પોતાનાં જ્ઞાન અને શોધોને રાષ્ટ્રહિત માટે વાપરવા એઓ હમેશાં તત્પર હોય છે. હિંદમાં વૈજ્ઞાનિક સંસ્થાઓ સ્થાપવામાં પણ તેમણે પ્રયત્નો કર્યા છે. તેઓ Indian Science News Association નામક સંસ્થા સ્થાપી તેના મુખપત્ર તરીકે પોતાની દોરવણી નીચે Science and Culture (સાયન્સ ઍન્ડ કલ્ચર) નામનું સામાયિક પણ ચલાવે છે.

ભવિષ્યમાં હિંદમાં નોબેલ પ્રાઈઝ જીતનાર ડૉ. સાહા હશે એવી કેટલાકની આશા અને અનુમાન સાચાં પડે એમ ઈચ્છીએ.

(શામળદાસ કૉલેજ મૅગેઝીન) —લલિત ભટ્ટ

## હરડે

દરેક રોગનું મૂળ કારણ પેટના મળ મનાય છે ને તેના કારણે પછી બીજાં અનેક દર્દો ઉત્પન્ન થાય છે. હરડે સામાન્યરીતે રેચક મનાય છે, પરંતુ આ તરડામાં જ્યાં સુધી દૂષિત મળ હોય છે ત્યાં સુધી જ તે રેચક અસર કરીને દોષોને સાફ કરે છે; પણ પછી તો ઝાડા બંધ થઈ જાય છે. મળમાંથી થતા ત્રણે દોષો (વાત, પિત્ત, કફ)નો નાશ કરવાનો હરડેમાં ગુણ છે. વળી હરડે મૂત્રાશયના વરમને પણ દૂર કરે છે. ઘણી વખત પેટમાં તથા હૃદય પર વાયુ અંગે થતાં દબાણો અને હૃદયના જુદીજુદી જાતના રોગો પર તેનું સેવન કરવાથી ઘણો ફાયદો થાય છે. આંતરડાંની શુદ્ધિ માટે તો તે શ્રેષ્ઠ ઔષધ મનાય છે. સંગ્રહણી અને મરડાનાં દરદો, કે જેમાં આમ પડતો હોય તેમાં, હરડેનું લાંબો વખત સેવન આંતરડાંનો સોજો દૂર કરી તે મટાડે છે. આંખના વ્યાધિમાં પણ હરડે અપાય છે. દમ માટે પણ લાંબો વખત સેવન કરવાથી હરડે હિતકારી બને છે. સાદી ખાંસી અને કફના દોષોનો તે નાશ કરે છે. ચામડીનાં સાદાં દર્દો પર તથા દીર્ઘકાળના સેવનથી કોઢ ઉપર તેનાથી ફાયદો થાય છે. આજના કેટલાક મહારોગો જે જગતની મહાન ઔષધિઓથી પણ ઘણી વખત સારા નથી થતા તે કેવળ હરડેના નિયમિત સેવનથી સારા થાય છે. તે ઉપરાંત કમળો, શૂળ, સોજા, આફરો, હેડકી અને બરોળ જેવા રોગો પણ હરડેથી મટે છે.

હરડેનો જુદીજુદી રીતે ઉપયોગ થાય છે, છતાં પણ ઉપર જણાવેલા તમામ દરદો માટે કેવળ રાત્રે સૂતી વખતે બે આનીભારથી ચાર આની ભાર સુધીની ફાકી નવશેકા પાણી સાથે ભરે તો આરામ થાય છે. હિંદમાં હરડે ઘણાં સ્થાનોમાં પેદા થાય છે. હીમજ અને હરડે એક જ ઝાડની પેદાશ છે. કાચી સૂકવીને તૈયાર થાય તેને હીમજ કહે છે, તેનાથી જરા મોટી તેને હરડાં કહે છે અને બધાંથી મોટા ફળને હરડે કહે છે. (ભારતી)

## રેડિયો-છાપું

આજકાલ છાપું એ પ્રચારનું બહુ મોટું સાધન થયું છે આપણે ત્યાં છાપાનો ખપ ફક્ત હજારથી ગણાય છે, પણ રશિયા-અમેરિકામાં તો છાપાની લાખો નકલો ખપે છે. અત્યાર સુધી છાપાંઓને

ડર ફક્ત સરકારના જુલમનો જ હતો; પણ હવે છાપાંઓને માટે એક નવો જ ભય ઊભો થયો છે. તે ભય એ 'રેડિયો–છાપું'.

માર્કોનીએ જ્યારે રેડિયોની શોધ કરી ત્યારે તેની મદદથી ફક્ત 'તાર' મોકલાવી શકાતા. પછી રેડિયો ઉપર બોલેલું સંભળાવા લાગ્યું, અને ત્યાર પછી તો સ્ટુડિયોમાં થતાં દશ્યો પણ રેડિયોના પડદા પર દેખાવાં લાગ્યાં એ 'ટેલીવીઝન.' હવે આવતી કાલે આપણા ઘરનાં રેડિયોનું બટન દબાવતા જ જગતની છેલ્લી ખબરો-વાળું 'રેડિયો–છાપું' પટ્ દઈને રેડિયોમાંથી બહાર પડશે !

અમેરિકામાં આ 'રેડિયો–છાપા'નો પ્રયોગ પણ શરૂ થઇ ગયો છે. 'ફિન્ચ ટેલી-કૉમ્યુનિકેશન ઈન્કૉર્પોરેટેડ' નામની એક કંપનીએ આ સાહસ કર્યું છે. ન્યૂ યૉર્કમાં ઑફિસોથી ભરચક એવી મોટી ૧૦૦ ઇમારતોમાં આ 'રેડિયો-છાપું' છાપનારા રેડિયો-સેટ્સ મૂકવામાં આવ્યા છે. આ રેડિયો છાપાનું નામ 'એર એક્સપ્રેસ' રાખવામાં આવ્યું છે. કંપનીની મુખ્ય ઑફિસમાં તેનો પહેલો અંક તૈયાર કરવામાં આવે છે. તે અંક છપાઈને તૈયાર થાય કે તરત જ તેની પ્રતિમા ન્યૂ યૉર્કની ૧૦૦ ઇમારતોના રેડિયોસેટમાં દેખાય છે. ને તરત જ—ત્યાં ને ત્યાં, તે જ વખતે તેની સંખ્યાબંધ નકલો છપાઇને તૈયાર થાય છે. અને બટન દબાવતાં જ બહાર પડે છે.

'એર-એક્સપ્રેસ' એ ૮॥×૧૧ ઇંચના કદના ચાર પાનાનું છાપું છે ને સવાર-સાંજ એમ બે વખત નીકળે છે આ છાપાને રેડિયો મારફત મોકલાવતાં ફક્ત આઠ જ મિનિટ થાય છે એટલે જો ફિન્ચ કંપનીનો એક રેડિયો-સેટ તમારે ઘેર બેસાડવામાં આવે તો ન્યૂ યૉર્કમાં મુખ્ય ઑફિસે આઠ વાગ્યે તૈયાર થએલો તેનો અંક બરાબર આઠ ને આઠ મિનિટે તમારાં હાથમાં પડશે. ઉપરનો રેડિયો-સેટ જગતનાં સર્વ રેડિયો-સ્ટેશનોના કાર્યક્રમ સાંભળવામાં તથા ટેલી-વીઝનનો કાર્યક્રમ જોવા માટે પણ ઉપયોગી થાય તેવો છે.(કિર્લોસ્કર)

## આવતી કાલની સાઈકલ

કેટલાક દિવસ પહેલાં લંડનમાં 'બ્રિટન કૅન મેઈક ઇટ'—(આ બ્રિટનમાં બને છે) નામનું એક પ્રદર્શન ભરાયુ હતુ તેમાં બી. જી. બૌડન નામના શાસ્ત્રજ્ઞે એક નવી જાતની સાઇકલ મૂકી હતી. તેની વિશેષતા એ હતી કે તેનાં પૈડાંની ધરીમાં જ એક ડાયનેમો અને એક મોટર બેસાડવામાં આવ્યાં છે. સાઈકલ કોઇપણ ઢાળ ઊતરવા માંડે કે તરત જ તેના ડાયનેમોનાં ચક્રો ફરવા માંડે છે અને સામાન્યપણે નકામી જતી ગતિ–શક્તિ (મિકૅનિકલ એનર્જી)નું રૂપાંતર વીજળિક શક્તિમાં થઈ જાય છે. આ શક્તિને એકઠી કરી રાખવામાં આવે છે અને જ્યારે ઢાળ ચડવાનો હોય ત્યારે મોટર ચાલુ કરતા જ એ વિદ્યુત–શક્તિનું રૂપાંતર ફરીથી ગતિ–શક્તિમાં થાય છે. આથી સાઈ-કલ ચલાવનારને બિલકુલ શ્રમ ન પડતાં સાઇકલ સહેલાઈથી ઉપર ચઢે છે. આમ, ઢાળ ઊતરતાં એક ઘસાતી નથી કે ઢાળ ચઢાવતાં હાંફવાની જરૂર પડતી નથી. આ ઉપરાંત બીજા પણ નાનામોટા સુધારા બૌડને કર્યા છે. તેણે એ સાઈકલનો આકાર મોટર સાઈકલ જેવો કર્યો છે. ફ્રેમમાં ભારે લોખંડની નળીઓને બદલે એરોપ્લેન બાંધવામાં વપરાતાં હલકાં પતરાંનો ઉપયોગ કર્યો છે, જેથી સાઇ-કલમાં ડાયનેમો તથા મોટરનાં ઘણાં યંત્રો વધવા છતાં પણ તેનું વજન એટલું ઓછું થયું છે કે આજની સાઈકલ કરતાં પણ વજન-માં તે હલકી થઈ છે અને એક હાથે સહેલાઇથી ઊંચકી શકાય છે! બૌડનની આ સાઇકલ જલદી બજારમાં આવશે. (કિર્લોસ્કર)

## હિંદના ભૂસ્તર-સર્વે ખાતાનો વિકાસ

એક મહાન ખંડ જેવડો આપણો આ દેશ જેટલો વિશાળ છે. તેટલો જ તે તેની ખનિજ-સમૃદ્ધિથી પણ ભરપૂર છે. પરંતુ આજ સુધી એ દિશામાં ખાસ રૂપ જેવું વિકાસકાર્ય કંઈ થયું નથી. આ-પણા દેશની જમીનને આપણે પૂરી પિછાનતા નથી. તેની ભૂસ્ત-રીય રચના, તેમાં રહેલી સમૃદ્ધિ, તેના ખોદકામને લગતી વિદ્યા 'માઇનિંગ', વગેરે અગત્યની બાબતો ઉપર આપણા શિક્ષિતો કે યુવાનોનું પૂરું લક્ષ્ય ગયું નથી અને લગભગ અવિકસિત રહેલી એ દિશાના અભ્યાસ માટે ઘણા જ ઓછા વિદ્યાર્થીઓ રસ ધરાવે છે.

હવે દેશનો સ્વતંત્ર રાજવહીવટ પ્રજાના હાથમાં આવી રહ્યો છે એ તકે દેશની જે અનેક દિશાઓમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ વિકાસ અને નિયોજન થઈ રહ્યાં છે તેમાં હિંદના ભૂસ્તર-વિજ્ઞાન ઉપર પણ આ-પણા અગ્રણી દેશચિંતકોનું ધ્યાન ખેંચાયું છે અને હિંદના 'ભૂસ્તર સર્વે' ખાતાનો શક્ય તેટલી વહેલી તકે વિકાસ કરાઈ રહ્યો છે. યુદ્ધ પહેલાં એ ખાતાના ગેઝેટેડ અધિકારીઓની સંખ્યા ૨૯ની હતી જ્યારે અત્યારે તે ૯૨ની છે અને તે પૈકીના માત્ર ૯ બિન હિંદીઓ છે. બિન-હિંદી 'મિત્ર અધિકારીઓ'ની સંખ્યા પાંચ છે અને હિંદી અધિકારીઓ તેમના કામની સાથે નિકટ રીતે સંકળાએલા છે. વળી સરકારે હિંદમાં ભૂસ્તર શિક્ષણની સુધારણા માટે ભલામણો કરવા એક સમિતિ નીમી હતી તેનો અહેવાલ તેણે હમણાં રજૂ કર્યો છે

ભૂસ્તરવિદ્યા તથા ખાણને લગતી ઈજનેરી વિદ્યાનું શિક્ષણ આ-પની એકમાત્ર અગ્રણી વિદ્યાસંસ્થા ધનબાદ ખાતેની 'ઇન્ડિયન સ્કુલ ઑવ માઇન્સ'નો વિકાસ વિચારાઈ રહ્યો છે. દેશમાં ખનિજ-વેત્તાઓ ઉત્પન્ન કરવા માટે શિવપુરની એન્જીનીઅરિંગ કૉલેજ તથા બનારસ હિંદુ વિદ્યાપીઠમાં ખનિજવિદ્યાને લગતી તાલીમની સ-ગવડો છે. તાલીમ પામેલા વિદ્યાર્થીઓ બહાર પાડવાનું તેમનું અ-ત્યારનું પ્રમાણ વર્ષના ૨૭ વિદ્યાર્થીઓનું છે, પણ ૧૯૫૦ સુધીમાં આ સંખ્યા બેવડી કરવાની ધારણા છે. ઉપરાંત બે હુન્નર ટેકનીકલ સંસ્થાઓ સ્થાપવા માટેની પણ દરખાસ્ત કરવામાં આવી છે જ્યારે એ સ્થપાશે ત્યારે તે વર્ષના આશરે ૪૦ વિદ્યાર્થીઓ બહાર પાડશે.

ભૂસ્તરવિદ્યા તથા ધાતુવિદ્યાના વિદેશ ખાતે અભ્યાસને માટે હિંદ સરકાર શિષ્યવૃત્તિઓ પણ આપે છે, અને તેઓ અભ્યાસ કરી પાછા આવ્યા બાદ સરકારી ખાતામાં અગર ખનિજ કે ધાતુઉદ્યોગો-માં નોકરીમાં જોડાવા માટે તેમને તક મળશે.

સરકાર તરફથી આજે બહાર મોકલવામાં આવેલા વિદ્યાર્થી-ઓની સંખ્યામાં ૨૨ ધાતુવિદ્યા માટેના, ૧૮ ભૂસ્તરવિદ્યા માટેના અને ૯ ભૂસ્તરભૌતિકવિદ્યા માટેના વિદ્યાર્થીઓ છે. તે ઉપરાંત બીજા નવા ૫ વિદ્યાર્થીઓની ધાતુવિદ્યા માટે, ૪ની ભૂસ્તરભૌતિકવિદ્યા માટે અને એકની ભૂમાપન-વિદ્યા માટે પસંદગી કરવામાં આવી છે.

આ ઉપરાંત હિંદ સરકારે હિંદના ભૂસ્તરવિષયક સર્વેના તેમજ ખનિજ વિષયક વૈજ્ઞાનિક કાર્યના વિકાસને લગતી એક પંચવર્ષીય યોજના ઘડી છે. યોગાનુયોગ એવો છે કે પાંચ વર્ષની આ યોજ-નાને ઇ. ૧૯૫૧માં પાંચ વર્ષ પૂરાં થશે તે જ વરસે આપણા દેશની ભૂસ્તરવિષયક સર્વેને પણ સો વર્ષ પૂરાં થશે. (એ ખાતાની સ્થાપના ઈ. ૧૮૫૧માં થઈ હતી.) હિંદી સરકારની અપેક્ષા છે કે એ શતાબ્દી વર્ષમાં આ પંચવર્ષીય યોજનાને પરિણામે એ ખાતાની પ્રગતિ અને સિદ્ધિ યો શતકને ટોચે પહોંચાડશે.

## ચીનને માટે હિંદી વિદ્યાર્થીઓ

હિંદ અને ચીન વચ્ચેના સાંસ્કૃતિક સંબંધો આગળ વધારવાની દૃષ્ટિથી હિંદ સરકારે ચીનાઈ વિદ્યાપીઠોમાં ચીનાઈ ભાષા–સાહિત્ય, ફિલસૂફી, ઇતિહાસ, કલા-કારીગરી, સમાજશાસ્ત્ર અને પુરાતત્ત્વના

અભ્યાસને માટે બાર સ્કૉલરશિપો (શિષ્યવૃત્તિઓ) કાઢી છે.

૧૯૫૬ના ડીસેમ્બરમાં બોલાવવામાં આવેલી પસંદગી સમિતિની સલાહ પરથી આ શિષ્યવૃત્તિઓને માટે ૧૨ ઉમેદવારોની પસંદગી કરવામાં આવી હતી. તેઓ પૈકીના એકે ઑફર સ્વીકારી નથી. એક મહિલા વિદ્યાર્થિની સહિત બાકીના અગિયાર ૧૯૫૭ના એપ્રિલમાં ચીન જવાના હતા. પસંદ કરવામાં આવેલા ઉમેદવારોમાં 'કુમાર'ના વાચકોને પરિચિત ગુજરાતી કલાકાર શ્રી યજ્ઞેશ્વર શુક્લ પણ છે.

# વિટામિન વિષે

## [૪] વિટામિન 'સી'

લેખક
નટવરલાલ શાહ

માણસના શરીરની ચેતનાને માટે આ વિટામિન બહુ અગત્યનું ગણાય છે સામાન્યરીતે લીલાં શાકભાજી, ટમેટાં, કોબીજ તેમજ સરગવાની શીંગ તથા તેનાં પાંદડામાં એ સારા પ્રમાણમાં છે. મૂળા, બટાટા, ગાજર અને ડુંગળીમાં પણ તે રહેલું છે. પરંતુ ખાસ તો લીંબુ, દ્રાક્ષ, નારંગી, મોસંબી વગેરે ખાટાં ફળોના રસ તેમજ છાલમાં તેનું પ્રમાણ વધારે છે; ને તેથી યે વધુ તેનું પ્રમાણ તાજાં લીલાં આમળાં અને ગુલાબ-ફળી (Rose-hipe)માં છે.

ફણગા ફૂટેલાં અનાજ તેમજ કઠોળમાં 'સી'નું પ્રમાણ ખૂબ વધી જાય છે ૧૯૧૯માં બ્રિટિશ કમિટીએ બહાર પાડેલું કે ફણગા ફૂટેલાં અનાજમાં 'સી'નું પ્રમાણ વધીને શાકભાજીની બરોબરીએ આવે છે. ગાય, બકરી ને ભેંસનાં દૂધમાં તથા સ્ત્રીના ધાવણમાં 'સી'નું પ્રમાણ તે તે પશુના ખોરાકમાં આવતા 'સી'ના પ્રમાણ પર આધાર રાખે છે.

આ વિટામિન પાણીમાં તરત જ ઓગળી જાય છે. પણ તેને માટે ખાસ સાવચેતી લેવાની એ છે કે હવા અથવા પ્રાણવાયુની હાજરીમાં અને ખાસ કરીને 'ન્યૂટ્રલ' તેમજ 'આલ્કેલાઇન' પ્રવાહીમાં અથવા થોડા જ પ્રમાણમાં ત્રાંબા તથા લોખંડની હાજરીમાં ગરમ કરવાથી તે નાશ પામે છે.

ફળો તેમજ શાકભાજીમાં 'ઍસ્કોર્બિક ઍસિડ ઑક્સિડેઝ' નામનો એક 'એન્ઝાઇમ' રહેલો છે તે પણ 'સી'નું પ્રમાણ ઓછું કરે છે; માટે ફળ તથા શાકભાજી ઝાડ પરથી ઉતાર્યાં પછી તરત જ વાપરવાં જોઇએ યા ઠંડકમાં કે રેફ્રીજરેટરમાં રાખવાં જોઇએ. છતાં સૂકવવાથી, મુરબ્બો કરવાથી, મીઠા કે 'સલ્ફાઇટ' સાથે રાખવાથી તેનું પ્રમાણ ઠીકઠીક જળવાઈ રહે છે, અથવા તો ધીરેધીરે ઘટતું જાય છે.

અમેરિકાની નૅશનલ રીસર્ચ કાઉન્સિલની ખોરાક અને પોષણ-કાર્ય માટે નીમાએલી કમિટીએ પુખ્ત વયના મનુષ્ય માટે દૈનિક સામાન્ય જરૂરિયાત તરીકે આ વિટામિન ૭૫ મિલિગ્રામ નક્કી કર્યાં છે બાળપણ, વૃદ્ધાવસ્થા, ગર્ભાવસ્થા તેમજ સ્ત્રીઓને દૂધ ભરાવાના સમય દરમિયાન 'સી'ની જરૂરિયાત ઘણી જ વધારે રહે છે.

બૅક્ટીરિયા (સૂક્ષ્મ જંતુઓ) તેમજ ટૉક્સિનના હુમલાથી બચવા માટે શરીરને 'સી'ની ખાસ જરૂર છે. ક્ષય, ડીપ્થેરીઆ, ટાઇફૉઇડ, ન્યૂમોનિયા, કરાટિયું, અને બીજાં થોડાં દર્દો દરમિયાન 'સી'ની જરૂરિયાત અનેકગણી વધી પડે છે અને આ દર્દો દરમિયાન મુખ્ય સારવારની સાથે 'સી'નું ઇન્જેક્શન નસમાં લેવાથી અગર 'સી' ની ટીકડીઓ ખાવાથી તે ખૂબ મદદગાર થાય છે.

ઘા રૂઝવવામાં, હાડકાના બંધારણમાં, દાંતના ડેન્ટીન તેમજ સૂક્ષ્મ રક્તવાહિનીઓને બરાબર રાખવામાં પણ 'સી'ની ખૂબ જ જરૂર પડે છે અને રાતા લોહીનાં કણ વધારવામાં પણ આ વિટામિન ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

# આ માસ (મે) ઈતિહાસમાં

તા. ૧ જગતને બીજા મહાયુદ્ધમાં હોમનાર હિટલરનું મૃત્યુ(?), ૧૯૪૫
તા. ૫ સામ્યવાદના આદ્યપ્રણેતા કાર્લ માર્ક્સનો જન્મ, ૧૮૧૮
તા. ૯ મ. ગાંધીજીના રાજકારણી ગુરુ ગોખલેજીનો જન્મ, ૧૮૬૬
તા. ૫ શહેનશાહ નેપોલિયનનું સેંટહેલિના બેટપર અવસાન, ૧૮૨૧
તા. ૧૧ સત્તાવનના સ્વાતંત્ર્યયુદ્ધમાં હિંદી સિપાહીઓએ અંગ્રેજોને હરાવીને દિલ્હી પર પોતાનો વિજયી ઝંડો ફરકાવ્યો, ૧૮૫૭
તા. ૧૫ શ્રીરંગપટ્ટણ પાસે અંગ્રેજોને હાથે ટીપુની છેલ્લી હાર, ૧૭૯૯
તા. ૨૦ પહેલો યુરોપીયન વાસ્કો ડિ ગામા કાલિકટ જીતયો, ૧૪૯૮
તા. ૨૨ ઇંગ્લંડમાં અંગ્રેજ સ્ત્રીઓને મતાધિકાર મળ્યો, ૧૯૨૮
તા. ૨૫ સમર્થ કેળવણીકાર આશુતોષ મુખરજીનું અવસાન, ૧૯૨૪
તા. ૩૧ દક્ષિણ આફ્રિકાનું યૂનિયન સ્થપાયું, ૧૯૧૦



આ માસની વ્યક્તિવિશેષ
ફ્લૉરેન્સ નાઈટિંગેલ
દરદીઓની શુશ્રુષાનો ઉત્તમ આદર્શ

જગત આગળ મૂકી જનાર તથા 'લેડી ઑવ ધ લૅમ્પ'ના લોકપ્રિય નામથી દુનિયાભરમાં જ્યાત થએલી આ પરોપકારી બાઇનો જન્મ ૧૮૨૦ની ૧૨મી મેએ ઇંગ્લંડમાં આગેવાન ગર્ભશ્રીમંત કુટુંબમાં ફ્લૉરેન્સ ગામે થયો હતો. નાનપણથી જ તેનું ઋજુ હૃદય દરદીઓની સુશ્રુષા માટે આતુર રહેતું, પણ એ કાળે નર્સનો ધંધો અપકીર્તિવાળો લેખાતો હોઇ માબાપ તેની વિરુદ્ધ હોવાથી તેણે ચોરીછુપીથી નર્સનું શિક્ષણ લીધું અને એક હૉસ્પિટલમાં સુપરિન્ટેન્ડેન્ટ નિમાઈ.

એવામાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે એ કાળે ચાલતા ક્રીમિયન યુદ્ધમાં ઘવાએલા તથા માંદા અંગ્રેજ સૈનિકોની સારવાર બરાબર ન થવાને લીધે તેમનું મૃત્યુપ્રમાણ ૪૨ ટકા પર પહોંચ્યું છે એવા સમાચાર છાપામાં વાંચીને તેનું હૃદય વલોવાઈ ગયું. તરત જ યુદ્ધ-કચેરી પર જઇ સૈનિકોની સારવાર કરવા પોતાને ક્રીમિયા જવા દેવાની તેણે પરવાનગી માગી ને ૧૮૫૪માં ૩૮ નર્સોની એક ટુકડી લઇને તે ત્યાં પહોંચી ત્યાં લશ્કરી હૉસ્પિટલની બધી વ્યવસ્થા પોતાને હાથ લઇ તેને એવી તો કાર્યક્ષમ બનાવી કે જોતજોતાંમાં મૃત્યુનું પ્રમાણ ૪૨ પરથી ૨ ટકાપર આવી ગયું દરદીઓની સારવાર પાછળ તે તનતોડ મહેનત લેતી. રોજના વીસત્રીસ કલાક દરદીઓની સેવામાં ખડે પગે રહેતી. દિવસના અખંડ પરિશ્રમ કરવા છતાં ય રાતના તે હાથમાં દીવો લઇને દરદીઓની ખબર લેવા નીકળતી. આથી જ તે 'લેડી ઑવ ધ લૅમ્પ'ના વ્હાલસોયા નામથી જાણીતી થઈ છે. ઘાયલ તથા માંદા સૈનિકો તેની હાજરીથી તથા પ્રેમભરી વાતચિતથી જ અરધા સારા થઈ જતા આ કાર્યમાં વચ્ચે તે ૧૨ દિવસ સુધી 'ક્રીમિયન ફીવર' નામના ભયંકર તાવમાં સપડાએલી, છતાં પોતાની જગ્યા છોડી જવાની તેણે સાફ ના પાડી.

યુદ્ધ પૂરું થયા પછી ૧૮૫૬માં તે ઇંગ્લંડ પાછી ફરી ત્યારે લોકોએ એ વીર સ્ત્રીને યોગ્ય એવું માન તેને આપ્યું અને ૫૦ હજાર પાઉન્ડની થેલી તેને અર્પણ કરી, જેમાંથી તેણે નર્સનું ઉત્તમ શિક્ષણ આપનારી શાળા શરૂ કરી. શેષ આયુ પોતાના ગામડામાં જ ગાળી ૧૯૧૦ની ૧૩મી ઑગસ્ટે એ સેવાભાવી સ્ત્રી અવસાન પામી.



**સતી નારભોરીંગ-મણિ શૂરા-શરણાગત,**
**કરપી-ધન ને સિંહ-મૂછ મુએ જાય પર હથ.**



રા.બ. રણછોડલાલ છોટાલાલે પોતાની બુદ્ધિની કેળવણી એવી સુંદરરીતે કરી હતી કે નિત્યવ્યવહાર,વાર્તાલાપ આદિ બોલવા કરવાની ચોકસાઈમાં કદી ચૂકતા નહિ. મુત્સદ્દી પણ પૂરા. એમને પૂછીએ કે 'કેમ ભાઈસાહેબ, ઘેરથી આવ્યા?'. તો તરત જવાબ ન દે ક્ષણભર થોભે; પછી કહે: 'હેં ? હા–ઘેરથી આવ્યો.' એ ક્ષણભર અવકાશમાં ગુપ્ત મનન કરી લે કે શા હેતુથી સામાએ આ પ્રશ્ન પૂછ્યો હશે?

કહેવતોના અર્થ: 'સુતારના ઘરનો દીવો' ધાંધાવેડાને મરણે કોઈ કામમાં અતિશય ઢીલ થાય તે દર્શાવવા માટે કટાક્ષ કરતી આ કહેવતે પાછળ વાત છે કે એક સુતારે ખરે બપોરે પોતાની સ્ત્રીને દીવો કરવાનું કહ્યું. એ સાંભળીને પાસે બેઠેલા માણસે આશ્ચર્યથી તેનું કારણ પૂછતાં સુતારે જવાબ દીધો કે અત્યારથી કહીશ ત્યારે માંડ રાત પડતા દીવો કરશે! એને મળતી બીજી કહેવતો: 'વાત કરતાં વાંઝણી વીઆય'; 'સોઢી શાણમારે ત્યાં બજાર ઊઠી જાય'; 'આંધળીને પાથરતાં વહાણું વાય'; વગેરે

અનેકાર્થી શબ્દ: **હોરિયો:** એક જાતનું કપરેલા દોરાના વણાટવાળું કાપડ; પાણી ઊંચવાનું એક વાસણ; મછાનું એક ઘરેણું. લાંબો પાતળો વાંસ.

ગણિત-ગમ્મત: કોઈ પણ પૂર્ણાંક સંખ્યાનો વર્ગ કરવો હોય તો તેની આજુબાજુની નજીકની સંખ્યાઓનો ગુણાકાર કરીને તેમાં ૧ ઉમેરવો; એટલે તે સંખ્યાનો વર્ગ આવી રહેશે. દાખલાતરીકે ૫નો વર્ગ કરવો હોય તો, ૫ ની આજુબાજુની નજીકની સંખ્યા ૪ ને ૬. તેમનો ગુણાકાર ૪×૬=૨૪; તેમાં ૧ ઉમેરતાં ૨૫; એટલે કે ૨૫=૫². તેજ રીતે ૧૨નો વર્ગ કરવો હોય તો ૧૧×૧૩=૧૪૩+૧=૧૪૪=૧૨². તે જ રીતે ૧૯ નો વર્ગ: ૧૮×૨૦=૩૬૦+૧=૩૬૧=૧૯². —મ. ના. ખત્રી

ચીનનો હુનાન પ્રાંત સુંદર રમણીઓ માટે પ્રસિદ્ધ છે. પણ ત્યાં લગ્નની બહુ ખટપટ નથી. પ્રાગડાનો તરુણ પોતાની પ્રેમિકાને સોય મોકલે તે એ સામી તેમાં દોરો પરોવીને પાછી મોકલે એટલે સંમતિ ગણી લઈ જવાય.

ઇટાલીમાં આવેલા સીમોનેટાના મહાયત્નની રચના એવી છે કે તેમાં કરેલા એક અવાજનો પડઘો ૩૨ વાર સંભળાય છે.

રંગતી વખતે રંગની ડોલ કે ટબલાને મોટે બન્ને બાજુએ એક જાડો મજબૂત દોરો બાંધી રાખજો. પીછીમાં રંગ લેતી વખતે વધારાનો રંગ નીતારવા માટે પીછીને ડોલની કિનારે લૂછવાને બદલે એ દોરા ઉપર નીતારશો તો રંગ બધો ડોલની વચ્ચોવચ જ પડશે, અને ડોલનાં પડખા ખરડાઈને રંગ નકામો ઢોળાઈને બગડે છે તે બગડશે નહિ.



અમેરિકાના પાટનગર વૉશિંગ્ટનની વસતિગણતરી કચેરીમાં એક ઘંટડી ખવામાં આવ્યા છે, જે દર તેરતેર સેકંડે વગાડવામાં આવે છે. –અમેરિકામાં દર તેર સેકંડે એક બાળક જન્મે છે એવી ગણત્રી નીકળી છે તેના સૂચક તરીકે!

બાળકો ત્રણ માસનાં થાય ત્યાં સુધી આંસુ પાડી શકતા નથી.

અમેરિકાના ટ્રેઝરી બિલ્ડિંગ (કોષ-કચેરી-મહાલય)ના corner-stoneમાં બાળકના વાળનું એક ઝુમખું છે

ઍન્ડ્રયૂ જૅકસન પાસેથી કોઈકે કૈંક કિંમતી વસ્તુની માગણી કરી ત્યારે તેણે પોતાના પૌત્રના વાળની એક લટ કાપીને આપી.

સર ઍલેકઝાન્ડર ફ્લેમિંગે સાબિત કર્યું છે કે માણસનાં આંસુ અત્યંત જંતુનાશક હોય છે. તેણે એક નળીમાં ભરેલાં કેટલાંક લાખ જંતુઓમાં એક જ ટીપું આંસુનું નાખ્યું અને બધા જંતુઓ ખલાસ થઈ ગયા.



કલાકૃતિકા : હિંદનો પ્રાચીન બખ્તરીટોપ




(આ માસનો કટાક્ષ) શાહીનો પાટો ('રેખા'માં ચકોર)

મ૦ ગાંધીજી અને જીણાએ શાન્તિ માટે સંયુક્ત અપીલ બહાર પાડી છે.

અભ્યાસને માટે બાર સ્કૉલરશિપો (શિષ્યવૃત્તિઓ) કાઢી છે.

૧૯૫૬ના ડીસેમ્બરમાં બોલાવવામાં આવેલી પસંદગી સમિતિની સલાહ પરથી આ શિષ્યવૃત્તિઓને માટે ૧૨ ઉમેદવારોની પસંદગી કરવામાં આવી હતી. તેઓ પૈકીના એકે ઑફર સ્વીકારી નથી. એક મહિલા વિદ્યાર્થિની સહિત બાકીના અગિયારૂ ૧૯૫૭ના એપ્રિલમાં ચીન જવાના હતા. પસંદ કરવામાં આવેલા ઉમેદવારોમાં 'કુમાર'ના વાચકોને પરિચિત ગુજરાતી કલાકાર શ્રી યજ્ઞેશ્વર શુક્લ પણ છે.

# વિટામિન વિષે

## [૪] વિટામિન 'સી'

લેખક
નટવરલાલ શાહ

માણસના શરીરની ચેતનાને માટે આ વિટામિન બહુ અગત્યનું ગણાય છે સામાન્યરીતે લીલાં શાકભાજી, ટમેટાં, કોબીજ તેમજ સરગવાની શીંગ તથા તેનાં પાંદડામાં એ સારા પ્રમાણમાં છે. મૂળા, બટાટા, ગાજર અને ડુંગળીમાં પણ તે રહેલું છે. પરંતુ ખાસ તો લીંબુ, દ્રાક્ષ, નારંગી, મોસંબી વગેરે ખાટાં ફળોના રસ તેમજ છાસમા તેનું પ્રમાણ વધારે છે; ને તેથી યે વધુ તેનું પ્રમાણ તાજાં લીલાં આમળાં અને ગુલાબ–ફળી (Rose-hipe)માં છે.

કણગા ફૂટેલાં અનાજ તેમજ કઠોળમાં 'સી'નું પ્રમાણ ખૂબ વધી જાય છે ૧૯૧૯માં બ્રિટિશ કમિટીએ બહાર પાડેલું કે ફણગા ફૂટેલાં અનાજમા 'સી'નું પ્રમાણ વધીને શાકભાજીની બરોબરીએ આવે છે. ગાય, બકરી ને ભેંશનાં દૂધમા તથા સ્ત્રીના ધાવણમાં 'સી'નું પ્રમાણ તે તે પશુના ખોરાકમાં આવતા 'સી'ના પ્રમાણ પર આધાર રાખે છે.

આ વિટામિન પાણીમા તરત જ ઓગળી જાય છે. પણ તેને માટે ખાસ સાવચેતી લેવાની એ છે કે હવા અથવા પ્રાણવાયુની હાજરીમાં અને ખાસ કરીને 'ન્યૂટ્રલ' તેમજ 'આલ્કેલાઇન' પ્રવાહીમાં અથવા થોડા જ પ્રમાણમા ત્રાંબા તથા લોખંડની હાજરીમા ગરમ કરવાથી તે નાશ પામે છે.

ફળો તેમજ શાકભાજીમાં 'ઍસ્કોર્બિક ઍસિડ ઑક્સિડેઝ' નામનો એક 'એન્ઝાઇમ' રહેલો છે તે પણ 'સી'નું પ્રમાણ ઓછું કરે છે; માટે ફળ તથા શાકભાજી ઝાડ પરથી ઉતાર્યા પછી તરત જ વાપરવાં જોઇએ યા ઠંડકમા કે રેફ્રીજરેટરમા રાખવા જોઇએ. છતાં સૂકવવાથી, મુરબ્બો કરવાથી, મીઠા કે 'સલ્ફાઇટ' સાથે રાખવાથી તેનું પ્રમાણ ઠીકઠીક જળવાઈ રહે છે, અથવા તો ધીરેધીરે ઘટતું જાય છે.

અમેરિકાની નૅશનલ રીસર્ચ કાઉન્સિલની ખોરાક અને પોષણકાર્ય માટે નીમાએલી કમિટીએ પુખ્ત વયના મનુષ્ય માટે દૈનિક સામાન્ય જરૂરિયાત તરીકે આ વિટામિન ૭૫ મિલિગ્રામ નક્કી કર્યાં છે બાળપણ, વૃદ્ધાવસ્થા, ગર્ભાવસ્થા તેમજ સ્ત્રીઓને દૂધ ભરાવાના સમય દરમિયાન 'સી'ની જરૂરિયાત ઘણી જ વધારે રહે છે.

બૅક્ટીરિયા (સૂક્ષ્મ જંતુઓ) તેમજ ટૉક્સિનના હુમલાથી બચવા માટે શરીરને 'સી'ની ખાસ જરૂર છે. ક્ષય, ડીપ્થેરીઆ, ટાઇફૉઇડ, ન્યૂમોનિયા, ક્રાટિયું અને બીજા થોડાં દર્દો દરમિયાન 'સી'ની જરૂરિયાત અનેકગણી વધી પડે છે અને આ દર્દો દરમિયાન મુખ્ય સારવારની સાથે 'સી'નું ઇન્જેક્શન નસમાં લેવાથી અગર 'સી' નો ટીકડીઓ ખાવાથી તે ખૂબ મદદગાર થાય છે.

ઘા રૂઝવવામાં, હાડકાંના બંધારણમા, દાંતના ડેન્ટીન તેમજ સૂક્ષ્મ રક્તવાહિનીઓને બરાબર રાખવામા પણ 'સી'ની ખૂબ જ જરૂર પડે છે અને રાતા લોહીનાં કણ વધારવામાં પણ આ વિટામિન ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

# આ માસ (મે) ઇતિહાસમાં

તા. ૧ જગતને બીજા મહાયુદ્ધમાં હોમનાર હિટલરનું મૃત્યુ(?), ૧૯૪૫
તા. ૫ સામ્યવાદના આદ્યપ્રણેતા કાર્લ માર્ક્સનો જન્મ, ૧૮૧૮
તા. ૯ મ. ગાંધીજીના રાજકારણી ગુરુ ગોખલેજીનો જન્મ, ૧૮૬૬
તા. ૯ શહેનશાહ નેપોલિયનનું સેંટહેલિના બેટપર અવસાન, ૧૮૨૧
તા. ૧૧ સત્તાવનના સ્વાતંત્ર્યયુદ્ધમાં હિંદી સિપાહીઓએ અંગ્રેજોને હરાવીને દિલ્હી પર પોતાનો વિજયી ઝંડો ફરકાવ્યો, ૧૮૫૭
તા. ૧૫ શ્રીરંગપટ્ટણ પાસે અંગ્રેજોને હાથે ટીપુની છેલ્લી હાર, ૧૭૯૧
તા. ૨૦ પહેલો યુરોપીયન વાસ્કો ડિ ગામા કાલિકટ ઊતર્યો, ૧૪૯૮
તા. ૨૨ ઇંગ્લંડમાં અંગ્રેજ સ્ત્રીઓને મતાધિકાર મળ્યો, ૧૯૨૮
તા. ૨૫ સમર્થ કેળવણીકાર આશુતોષ મુખરજીનું અવસાન, ૧૯૨૪
તા. ૩૧ દક્ષિણ આફ્રિકાનું યૂનિયન સ્થપાયું, ૧૯૧૦



આ માસની વ્યક્તિવિશેષ
**ફ્લૉરેન્સ નાઇટિંગેલ**

દરદીઓની શુશ્રુષાનો ઉત્તમ આદર્શ જગત આગળ મૂકી જનાર તથા 'લેડી ઑવ ધ લૅમ્પ'ના લોકપ્રિય નામથી દુનિયાભરમાં ખ્યાત થએલી આ પરોપકારી બાઇનો જન્મ ૧૮૨૦ની ૧૨મી મેએ ઇંગ્લંડમાં આગેવાન ગર્ભશ્રીમંત કુટુંબમાં ફ્લૉરેન્સ ગામે થયો હતો. નાનપણથી જ તેનું મૃદુ હૃદય દરદીઓની સુશ્રુષા માટે આતુર રહેતું, પણ એ કાળે નર્સનો ધંધો અપકીર્તિવાળો લેખાતો હોઇ માબાપ તેની વિરુદ્ધ હોવાથી તેણે ચોરીછુપીથી નર્સનું શિક્ષણ લીધું અને એક ઑસ્પિટલમાં સુપરિન્ટેંડેન્ટ નિમાઈ.

એવામાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે એ કાળે ચાલતા ક્રીમિયન યુદ્ધમાં ઘવાએલા તથા માંદા અંગ્રેજ સૈનિકોની સારવાર બરાબર ન થવાને લીધે તેમનું મૃત્યુપ્રમાણ ૪૨ ટકા પર પહોંચ્યું છે એવા સમાચાર છાપામાં વાંચીને તેનું હૃદય વલોવાઈ ગયું. તરત જ યુદ્ધકચેરી પર જઇ સૈનિકોની સારવાર કરવા પોતાને ક્રીમિયા જવા દેવાની તેણે પરવાનગી માગી ને ૧૮૫૪માં ૩૮ નર્સોની એક ટુકડી લઇને તે ત્યાં પહોંચી ત્યાં લશ્કરી ઑસ્પિટલની બધી વ્યવસ્થા પોતાને હાથ લઇ તેને એવી તો કાર્યક્ષમ બનાવી કે જોતજોતાંમાં મૃત્યુનું પ્રમાણ ૪૨ પરથી ૨ ટકા પર આવી ઊભું દરદીઓની સારવાર પાછળ તે તનતોડ મહેનત લેતી. રોજના વીસવીસ કલાક દરદીઓની સેવામાં ખડે પગે રહેતી. દિવસના અખંડ પરિશ્રમ કરવા છતાં ય રાતના તે હાથમાં દીવો લઇને દરદીઓની ખબર લેવા નીકળતી. આથી જ તે 'લેડી ઑવ ધ લૅમ્પ'ના હુલામણા નામથી જાણીતી થઈ છે. ઘાયલ તથા માંદા સૈનિકો તેની હાજરીથી તથા પ્રેમભરી વાતચિતથી જ અરધા સારા થઈ જતા આ કાર્યમાં વચ્ચે તે ૧૨ દિવસ સુધી 'ક્રીમિયન ફીવર' નામના ભયંકર તાવમાં સપડાએલી, છતાં પોતાની જગ્યા છોડી જવાની તેણે સાફ ના પાડી.

યુદ્ધ પૂરું થયા પછી ૧૮૫૬માં તે ઇંગ્લંડ પાછી ફરી ત્યારે લોકોએ એ વીર સ્ત્રીને યોગ્ય એવું માન તેને આપ્યું અને ૫૦ હજાર પાઉન્ડની થેલી તેને અર્પણ કરી, જેમાંથી તેણે નર્સનું ઉત્તમ શિક્ષણ આપનારી શાળા શરૂ કરી. શેષ આયુ પોતાના માંદગીમાં જ ગાળી ૧૯૧૦ની ૧૩મી ઑગસ્ટે એ સેવાભાવી સ્ત્રી અવસાન પામી.



જળધોધ (ચીનની કળાની એક લાક્ષણિક કૃતિ) ચિત્રકાર: હુઆંગ ચુન-પી

(ચીનની ચિત્રકળાનો તંતુ સમજાવતી વિસ્તૃત નોંધ આ અંકમાં અન્યત્ર આપી છે.)

# કુમાર



આવતી કાલનાં નાગરિકો માટેનું આજનાં

…રેનું એકલું માસિક

સ્થાપક · રવિશંકર

વળ · વર્ષ ચોવીસમું

ક છઠ્ઠો · માહે જૂન · ઈ.

ગણીસસો ને સુડ-

તાલીસ : સળંગ અંક

સો બ્યાશીમો ૨૮૨



શિલ્પકાર શ્રીધર મહાપાત્રનું નવું શિલ્પ શાકુંતલા (જુઓ પૃ. ૧૫૦) ફોટો · જગન્નાથ મહેતા.

મુદ્રક-પ્રકાશક અને તંત્રી: બચુભાઈ રાવત



ગોઠડી ( ચિત્રકાર: સોમાલાલ શાહ )

( બ્લૉક: કલાકારના તથા 'ભારતી'ના સૌજન્યથી )






**ગ્રાહકોને**

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ.૭; પરદેશમાં રૂ ૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ. છુટક નકલના બાર આના.






ગમદાવાદમાં ઇસ્લામી રાજ્યઅમલમાં કારીગરી-
ની પરાકાષ્ઠાએ પહોંચેલી શિલ્પકલાનો આ
સમૃદ્ધસુંદર નમૂનો કયાં આવ્યો એ જાણો છો ?
ગુજરાત વિદ્યાપીઠની જોડાજોડ, ઉસમાનપુરમાં
આવેલી ઉસમાન શમે બરહાનીની મસ્જિદના
મેનારાનો એ એક ગોખ છે. સીદી સૈયદની બે-
નમૂન કોતરકામવાળી જાળીઓથી જે જગત-
ખ્યાતિને પામી છે એ ગુજરાતની મનોરમ શિલ્પ-
કલાના આવા સર્વોચ્ચ નમૂનાઓ તો આખા
અમદાવાદમાં ભરપટ્ટે વેરાએલા પડ્યા છે. મિ-
નારાના ગોખોમાં, અજવાળિયાંની જાળીઓમાં,
કોટની કાંગરીઓ ઉપર, અરે, પાણીનાં ગરનાળાં
સુદ્ધાંમાં જે પ્રજાએ આટલી સમૃદ્ધ કળાલક્ષ્મી
ઠાલવી છે તેની સાંસ્કૃતિક જાહોજલાલી કેટલી
ઝળહળમાન હશે ? એ જાહોજલાલીનો ખ્યાલ
આપતાં, અમદાવાદની સમૃદ્ધવાસ્તુકલાના પ્રતીક-
રૂપ, આવાં જ સુંદર બાવન ચુનંદાં ચિત્રો એક
આલ્બમ રૂપમાં સંઘરાયાં છે. 'ગુજરાતનું પાટનગર
અમદાવાદ' એ નામથી-બે રૂપિયાની કિંમતે
કુમાર કાર્યાલયે તે પ્રસિદ્ધ કર્યું છે. (પોસ્ટેજ જુદું)




# આપને રાહ જોવડાવવા માટે દરગુજર ચાહીએ છીએ

'કપોટા' અને કાચા માલની વાત બાજુએ રાખીએ તોપણ ફાવર લ્યુબા ઘડિયાળ બનાવવામાં ઘણો સમય લાગે છે; કેમકે એકેએક ઘડિયાળ કારીગરીનો સંપૂર્ણ નમૂનો હોવી જોઈએ. એટલે આપને રાહ જોવડાવવા માટે અમે દિલગીર છીએ; પણ ધીરજ ધરશો તો એક દિવસ તમે પણ ફાવર-લ્યુબાની ઘડિયાળના મગરૂર માલિક બની શકશો.

# FAVRE-LEUBA

ફાવર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ • મુંબાઈ-કલકત્તા


VINOLIA
WHITE ROSE SOAP
પ્રભાતે જ્યારે સુંદર હિંદી ગુલાબો બગીચાઓમાં ખીલી રહ્યાં હોય...ત્યારે તમારા વિચારો વિનોલિયા વ્હાઇટ રોઝ તરફ વળે છે. મુલાયમ, ફીણથી ઉભરાતો વિનોલિયા તેની મધુર સુવાસ તમારી આસપાસ ફેલાવે છે—અને હળવેથી અતિ કોમળ ચામડીને સ્વચ્છ કરે છે. તમારા સૌંદર્યની વૃદ્ધિ માટે બીજો કોઇ વધારે સારો અથવા સુંદર માનીતો સાબુ મળી શકશે નહિં.

**મૅટ્રિક પછીનું માર્ગદર્શન :** વર્ષોવર્ષ હજારો વિદ્યાર્થીઓ મૅટ્રિકમાં પાસ થાય છે. એ વખતે આગળ શું કરવું એ પ્રશ્ન તેમની આગળ ઊભો રહે છે. ઘણાને તો આગળ કયો અભ્યાસક્રમ લેવો તેની ખબર જ નથી હોતી; એટલે દરેક જણ કંઇ પણ ધ્યેય રાખ્યા વગર જ કૉલેજ તરફ દોડતો હોય છે. પોતાની આર્થિક, માનસિક, તથા શારીરિક શક્તિઓનો વિચાર કર્યા વગર જ ઘણાખરા આર્ટ્સ, સાયન્સ કે કૉમર્સનો અભ્યાસક્રમ પસંદ કરતા હોય છે. પરંતુ તેના સિવાય પણ બીજા મહત્ત્વના તેમજ ઓછા ખરચ અને વખતમાં કરી શકાય તેવા અભ્યાસક્રમો છે તેનો તેમને ખ્યાલ નથી હોતો. એવો ખ્યાલ આપતો, મૅટ્રિક પાસ થયા પછી વિદ્યાર્થીઓ આગળ પડેલા વિશાળ ક્ષેત્રનો કોઠો આ નીચે આપ્યો છે

## મૅટ્રિક

**સાહિત્યકલા (આર્ટ્સ)**: મૅટ્રિક પછી ચાર વર્ષનો અભ્યાસક્રમ; ડિગ્રી: બી.એ.

**લશ્કર (મિલિટરી)**: કાર્યક્ષેત્ર : ખુશ્કી લશ્કર; નૌકાદળ; વિમાનસેના. લાયકાત: મૅટ્રિક અગર નૉનમૅટ્રિક. સંસ્થા : રીક્રૂટિંગ ઑફિસમાં અરજી કરવી.

**સ્થાપત્યશાસ્ત્ર (આર્કિટેક્ચર)**: લાયકાત: મૅટ્રિક પાસ; અભ્યાસક્રમ: પાંચ વર્ષનો; સંસ્થાઓ : જે જે. સ્કૂલ ઑાવ આર્ટ્સ–મુંબાઈ; કલાભવન–વડોદરા; ગવર્નમેન્ટ આર્ટ સ્કૂલ–લખનૌ.

**વ્યાપારકલા (કૉમર્સ)**: (૧) ડિપ્લોમા કોર્સ–લાયકાત: મૅટ્રિક પાસ; સંસ્થા: ડાવર્સ કૉલેજ ઑાવ કૉમર્સ પોસ્ટથી શિક્ષણ આપે છે. (૨) ડિગ્રી કોર્સ–મૅટ્રિક પછી ચાર વર્ષનો અભ્યાસક્રમ ડિગ્રી : બી.કૉમ; મુંબાઈ ઈલાકામાં કુલ પાંચ કૉમર્સ કૉલેજો છે.

**ખેતીવાડી અને દુગ્ધોદ્યોગ (ઍગ્રીકલ્ચર અને ડેરી)**: (૧) ડિપ્લોમા કોર્સ–મૅટ્રિક પાસ; અભ્યાસક્રમ છ માસથી બે વર્ષનો; સંસ્થા : મ. છ. કૃષિ વિદ્યાલય–આણંદ; ઈમ્પીરીઅલ ડેરી ઈન્સ્ટીટ્યૂટ–બૅંગલોર. (૨) ડિગ્રી કોર્સ–લાયકાત: એફ.વાય. સાયન્સ પાસ; અભ્યાસક્રમ : ત્રણ વર્ષનો; સંસ્થા : ઍગ્રીકલ્ચરલ કૉલેજ–પૂના; ઍગ્રીકલ્ચરલ ઇન્સ્ટીટ્યૂટ–અલ્લાહાબાદ.

**ઔદ્યોગિક નૈપુણ્ય (ટેકનૉલૉજી)**: લાયકાત : બી. એસસી. (કેમિ. ફિઝિ) પાસ; શાખાઓ : પાંચ (૧) **કેમિકલ** (રાસાયનિક): ડિપાર્ટમેન્ટ ઑાવ કેમિકલ ટેકનૉલૉજી મુંબાઈ; કૉલેજ ઑાવ ટેકનૉલૉજી–બનારસ; (૨) **લેધર ટેકનૉલૉજી** (ચામડાકામ): ગવર્નમેન્ટ લેધર વર્કિંગ ઈન્સ્ટીટ્યૂટ–કાનપુર; અલગપ્પા ચેટ્ટીઆર કૉલેજ ઑાવ ટેકનૉલૉજી–મદ્રાસ; (૩) **માઇનિંગ ઍન્ડ મેટલર્જી** (ખાણકામ અને ધાતુશાસ્ત્ર) : ઇન્ડિયન સ્કૂલ ઑાવ માઇનિંગ–ધનબાદ (બિહાર); કૉલેજ ઑાવ ટેકનૉલૉજી–બનારસ હિં. યુ.; ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑાવ સાયન્સ–બૅંગલોર; (૪) **ફૂડ ટેકનૉલૉજી** (ફૂડ–વિજ્ઞાન): ઇન્ડિયન ઈન્સ્ટીટ્યૂટ ઑાવ ફૂડ ટેકનૉલૉજી–લાયલપુર (પંજાબ); (૫) **શુગર ટેકનૉલૉજી** (સાકર-ઉદ્યોગ): ઇન્ડિયન ઈન્સ્ટીટ્યૂટ ઑાવ સ્યૂગર ટેકનૉલૉજી–કાનપુર.

**વિજ્ઞાન (સાયન્સ)**: મૅટ્રિક પછી ઓછામાં ઓછો ચાર વર્ષનો અભ્યાસક્રમ; ડિગ્રી : બી.એસસી.

**હિસાબકામ (ઑડિટ)**: લાયકાત : મૅટ્રિક પાસ; અભ્યાસક્રમ : પાંચ વર્ષનો; સંસ્થા : ઇન્ડિયન એકાઉન્ટન્સી બોર્ડ.

**સંરક્ષણ (પોલીસફોર્સ)**: લાયકાત : ઈન્ટરમીડિયેટ પાસ, તથા ઉંમર ૨૦થી ૨૨ વર્ષની જ હોવી જોઈએ; અભ્યાસક્રમ : દોઢ વર્ષનો; સંસ્થા : નાસિકની પોલીસ ટ્રેનિંગ સ્કૂલ.

**પત્રકારત્વ (જર્નાલિઝમ)**: (૧) ડિપ્લોમા કોર્સ : મૅટ્રિક અથવા તો નૉનમૅટ્રિક; અભ્યાસક્રમ દોઢ વર્ષનો; હૉર્નિમન કૉલેજ ઑાવ જર્નાલિઝમ, ખાલસા કૉલેજ–મુંબાઈ; તથા પોસ્ટદ્વારા શિક્ષણ આપતી વિદેશી સંસ્થાઓ. (૨) ડિગ્રી કોર્સ–ગ્રૅજ્યુએટ થયા બાદ બે વર્ષનો કોર્સ. સંસ્થા : અમેરિકન કૉલેજ ઑાવ જર્નાલિઝમ, શામળદાસ ગાંધી(?) કૉલેજ–મુંબાઈ; કૉલેજ ઑાવ જર્નાલિઝમ, પંજાબ.

**વાસ્તુશાસ્ત્ર અને યંત્રજ્ઞાન (એન્જીનીઅરિંગ અને ટેકનિકલ)**: (૧) ડિપ્લોમા કોર્સ–લાયકાત: મૅટ્રિક પાસ; સમય: ત્રણથી ચાર વર્ષ; સંસ્થા: વી.જે. ટેકનિકલ ઈન્સ્ટીટ્યૂટ–મુંબાઈ; કલાભવન–વડોદરા; આર સી. ટેકનીકલ સ્કૂલ–અમદાવાદ; એન્જીનીઅરિંગ કૉલેજ–પૂના. (૨) ડિગ્રી કોર્સ–લાયકાત: ગણિત સાથે ઇન્ટર સાયન્સ પાસ; સમય: ૩ા થી ૪ વર્ષ; સંસ્થાઓ : એન્જીનીઅરિંગ કૉલેજો–પૂના, કરાચી ને બનારસ હિંદુ યુનિવર્સિટી.

**વૈદક (મેડિકલ)**: પાંચ શાખાઓ—(૧) **ઍલોપથી** (પાશ્ચાત્ય વૈદક): ડિગ્રી : એમ. બી. બી. એસ.; ઇન્ટર સાયન્સ (બાયૉલૉજી) પાસ; અભ્યાસક્રમ: પાંચ વર્ષ; ગ્રાન્ટ મેડિકલ કૉલેજ, જે. જે. મેડિકલ કૉલેજ તથા નૅશનલ મેડિકલ કૉલેજ–મુંબાઈ; બી.જે. મેડિકલ કૉલેજ–અમદાવાદ; બી જે.મે. કૉલેજ–પૂના; (૨) **ડેન્ટીસ્ટ્રી** (દંતવૈદક): મૅટ્રિક પાસ; ચાર વર્ષ; નાયર હૉસ્પિટલ ડેન્ટલ કૉલેજ–મુંબાઈ; (૩) **વેટેરીનરી** (પશુવૈદક): ઇન્ટર સાયન્સ પાસ; ત્રણ વર્ષ; વેટેરીનરી કૉલેજ–મુંબાઈ; (૪) **સેનીટેશન** (જન-આરોગ્ય): મૅટ્રિક પાસ; છ માસ; અમદાવાદ અને પૂનામાં ખાસ વર્ગો ચાલે છે; (૫) **આયુર્વેદવિદ્યા** (દેશી વૈદક): મૅટ્રિક પાસ; ચાર વર્ષ; આયુર્વેદ વિદ્યાલય–પાટણ, જામનગર અને દિલ્હી; આયુર્વેદિક કૉલેજ–બનારસ હિંદુ યુનિવર્સિટી.

# એક ફૂલને

· વસંત સગ્ધરા ·

તારે ન ફોરમ, ન રંગ, ન રૂપ, કૈં ના,
તારે વસંત પણ ના; બસ અંગ ઓઢી
કંથા છ પાનખરની, ચિરકાલ પોઢી
તારી સુદૂર સપને ચકચૂર નૈનાં.

રે મોતને શયન નીંદર આજ મીઠી!
છેલ્લી હતી મિલન રાત, સખી જતી રૂહી,
'લે, ફૂલ' એ જ બસ વાત મને હતી કૂહી,
તારે મુખે ચમક તે દિ' પછી ન દીઠી.

આજે વનેવન હસે રસરંગ ફાગે,
જાગે વસંત-પરશે ઝબકી જવાની
સૌ ફૂલની, અસર પાગલ કો' હવાની!
રે ના જરી પણ તને કદી રંગ લાગે.

ના, ના, વસંત પણ છે જ તને ય, કહેની
તારે પેલી સખીની સ્મરણ-સુરભિ તો અંગ મ્હેકે છ કે'ની?

નિરંજન

# પશ્ચાત્તાપ

(બાગેશ્રી)

મન મેં તારું જાણ્યું ના, જાણ્યું ના:
આંગણે જેને ઇજન દીધું
ઘરમાં એને આણ્યું ના.. મન૦

વનપારેવાં કરતાં કેલિ,
માલનીફૂલે વેલ ઝૂકેલી,
નેણુથી ઝરી નૂરની હેલી,

હોઠ એ તારા ફરકયા આતુર
તોય મેં ઝીલ્યું ગાણું ના.. મન૦

નાંગર્યું'તું જે નાવ કિનારે,
દૂર તે ચાલ્યું પારાવારે,
શોચવું-રહ્યું મનમાં મારે

જલનાં વ્હેણુની જેમ સર્યું તે
આવતું પાછું ટાણું ના.. મન૦

ભૂલમાં કેવી ભૂલ કીધેલી,
ઉરની ભણી આંખ મીંચેલી,
મેં જ મને નાઓળખી વ્હેલી,

પૂનમ ખીલી પોયણે, સુધા—
—પાન મેં ત્યારે માણ્યું ના.. મન૦

રાજેન્દ્ર શાહ

# તવ સ્પર્શે સ્પર્શે

· શિખરિણી ·

તવ સ્પર્શે સ્પર્શે મુકુલિત બન્યું અંતરફુલ,
તમિસ્રાના ઘેરા પુર મહીં થયું પ્રાતર્ પુનઃ;
મહા જાડ્યો કેરા વનમહીં ઊઠ્યો ચેતનદવ
અને મૃત્યુ કેરા નીરવ મહીં શો જીવનરવ!
તવ સ્પર્શે સ્પર્શે અનનુભૂત થાયે અનુભૂત,
તવ સ્પર્શે સ્પર્શે નિગૂઢ સઘળું થાય પ્રગટ,
ખીલી ઊઠે કલેશો મહીંથી, શુભ આનંદકમલ.

સનાતન

# માગણી

· તોટક ·

મારી ક્ષુદ્ર મલિન આ જાત પરે
તારી શીતળ નાથ ' કૃપા ન ચહું;
અને બાળ, પ્રજાળ, પ્રતાપ મહીં
તારા રોદ્ર હું શાંતિથી સર્વ સહું.

એને હોય ન બોલ મીઠા કહેવા,
એની શોભની પીઠ ન થાબડવી;
જેના મેલ પૂરા પીગળ્યા ન હજી
એને ફૂલ-બિછાત ઘટે ન નવી.

મારા પોચટ રૂપનાં પાણી બધાં
તારી ઝાળમાં ઊને વરાળ બને;
અને શક્તિના રેવાંશ ગુમાની બળે
થઈ રાખ ઠજે અસહાયપણે.

મારી ધૂળની કાયે તું છાઈ રહે
તારી મૂળ સનાતન જ્યોત ધરી,
અણુ યે અણુમાં ઝળકાઈ વહે
નાકે વિજળુ એકલું પોત હરિ!

મારી જાતને એવી જલાવ, કે ના
મને ઓળખનારું ય કોઇ મળે;
મારી શીતળતાને હું શું રે કરું,
તને આપ પ્રહાર પ્રચંડ બળે.

પછી જોનારા જોઈ રહે કહેતા
તારી વીજપ્રભા તણી વાત મુખે;
અરે! જીવની જ્યોતનું દાન દેવા
મને બાળ, પ્રજાળ, ઉજાળ સુખે!

મકરન્દ દવે

# સમયનો ઉપયોગ

આપણને હજુ વખતનું મહત્ત્વ બરાબર સમજાયું નથી. સમય એ જ ખરું ધન છે (Time is money) એવી અંગ્રેજી કહેવત તો જાણીતી છે; પણ ખરું જોતાં તો, વખત તો પૈસા કરતાં યે મૂલ્યવાન છે. ગએલી દોલત આપણે પાછી મેળવી શકીશું. પણ વીતી ગએલી એક પળ પણ પાછી મેળવી શકવાની છે?—અરે ને લાખ પ્રયત્ન કરો!

જે જે મહાપુરુષો થઈ ગયા તેઓએ પૈસા કરતાં યે વખતને ખૂબ કરકસરથી ખરચ્યો છે. પોતાના અત્યંત પ્રવૃત્તિમય જીવનમાં પણ જે ફાલતુ વખત મળતો તેનો યોગ્યરીતે ઉપયોગ કરીને જ તેમણે ખ્યાતિ મેળવી છે.

આપણા જીવનમાં આપણને જે ફાલતુ આરામનો વખત મળે છે તેનો ઉપયોગ કરીને કેવી આશ્ચર્યકારક પ્રગતિ કરી શકાય છે તેની હજુ આપણને બરાબર કલ્પના નથી. રસાયણશાસ્ત્રનો પાયો નાખનાર માઇકેલ ફેરાડે બુકસેલરને ત્યાં ચોપડીઓ બાંધતો; પણ એ કામમાં જે વખત બચતો તેમાં પ્રયોગો કરી-કરીને તેણે મોટી શાસ્ત્રીય શોધો કરી હતી. 'ચહા ઉકાળવામાં જેટલો વખત અમસ્તો વીતતો તેટલો વખત બેસી રહેવાને બદલે તેનો ઉપયોગ કરીને કવિ લૉંગફેલોએ 'ઈન-ફર્નો'નો અનુવાદ કર્યો હતો. જેલમાં સખત મજૂરી કર્યા પછી બચતા વખતમાં જ સાને ગુરુજીએ પોતાનું પ્રખ્યાત પુસ્તક 'શ્યામચી આઈ' લખ્યું હતું. ગૅલીલિયો ધંધે તો વૈદકનો કરતો હતો; પણ તે કામમાંથી જે ફાલતુ વખત રહેતો તેનો ઉપયોગ તે શાસ્ત્રીય શોધખોળ કરવામાં કરતો, અને એમાંથી તો તેણે પોતાની જગવિખ્યાત શોધો કરી!

ફુરસદના વખતને ગમે તેમ વેડફી ન દેતાં તેનો સદ્‌વ્યય કરવાની કલા જેણે શીખી લીધી તેણે જીવનની કલા શીખી લીધી. રોજ જો ફક્ત એક જ કલાકનો બરાબર ઉપયોગ કરીએ તો યે કેટલું બધું કરી શકાય? રોજ ફક્ત એક કલાક વાંચનાર એક વર્ષમાં કેટલાંક હજાર પાનાનાં ગ્રંથો વાંચી શકે. ફક્ત એક જ કલાક રોજ નિયમિત કાંતનાર વસ્ત્રની બાબતમાં પૂર્ણતઃ સ્વાવલંબી થઈ શકે. ચાર્લ્સ ફ્રૉસ્ટ એક મોચી હતો; પણ રોજ ફક્ત એક જ કલાક ગણિતનો અભ્યાસ કરીને તે અમેરિકાનો પ્રખ્યાત ગણિતશાસ્ત્રી બન્યો.

વળી એકી સાથે બબ્બે કામ કરવાની કળા પણ આપણે હસ્તગત કરવી જોઈએ. આ કળામાં જો સૌથી વધુ પારંગત કોઈ હોય તો તે આપણા મહાત્માજી. તે જમવાના કાર્યની સાથે મુલાકાત (interview) લેવા આવનારના સવાલોના જવાબો આપતા હોય છે. ટબ બાથ લેતા હોય કે માલિશ કરાવતા હોય છે ત્યારે વર્તમાનપત્રોમાંના કે બીજા સમાચારો સાંભળી લેતા હોય છે. ફરવા જાય તો તે વખતે પણ કોઈની સાથે તેમની અગત્યની મંત્રણા ચાલુ જ હોય. રેલવેનો પ્રવાસ કરતા હોય તે વખતે પણ કાં તો હરિજન કાળો ઉઘરાવતા હોય કે લેખનકાર્ય કરતા હોય. તે જ્યારે જાજરૂ જાય છે ત્યારે પણ એકાદ પુસ્તકનું કે બીજું કોઈ વાચન કરતા હોય છે. જાજરૂને ઘણીવાર કટાક્ષમાં તે 'પુસ્તકાલય' કહે છે. કૉંગ્રેસ કારોબારીની કે બીજી કોઈ અગત્યની સભા હોય તે વખતે વક્તાઓનાં ભાષણ સાંભળવાની સાથેસાથે બીજી બાજુ તેમનું કાંતવાનું ચાલુ જ હોય છે. આમ બે કામ એકી સાથે કરવાની કળામાં તે પાવરધા હોવાથી જ ૭૮ વર્ષની ઉમરે પણ આ વિશાળ ભારતની નાવનું સુકાન સંભાળવાનું મહાભારત કાર્ય કરી શકે છે.

---

આજે આપણો દેશ પૈસાનો બની બેઠો છે. આત્માની ઉપેક્ષા આપણે આજે અજ્ઞાનથી અજાણ્યે, તેમજ સ્વાર્થથી જાણી જોઈને કરીએ છીએ. પૈસો જ આપણા મૂલ્યાંકનની કસોટી બન્યો છે, અને એ જ આજની મહત્તાની માતા છે. જીવનમાં દરેક વસ્તુ 'વેચાતી' મળી શકે છે, એવી અવળચંડી માન્યતાને વરીને આજનો બુદ્ધિવાન શ્રીમંત અને મધ્યમ વર્ગ અભિમાન અને અજ્ઞાનથી છાકટો થઈ ગયો છે. એમાં હૃદયનાં સન્નિષ્ઠા અને ભિનાશ નથી, એમાં આત્માની સુગંધ અને સ્વાર્પણની શ્રદ્ધાજન્ય વિનમ્રતા નથી. આજે આપણે જાણે આપણા પોતાના જ આત્માની કબર ઉપર આપણા જીવનની ઈમારત ચણી રહ્યા છીએ. પણ ઈમાન ને ઈતબારના પાયા વિનાની આ ઈમારત ભૂતાવળ બનીને આપણને જ ભરખી જશે.

કિશનસિંહ ચાવડા.

---

'અંકલ ટૉમ્સ કૅબિન'ની પ્રખ્યાત લેખિકા બીચર સ્ટોએ રસોઈ કરતી વખતે વચમાં વચમાં જે વખત મળતો તે ગાળામાં જ એ પુસ્તક લખ્યું હતું. પ્રખ્યાત લેખક એમિલ લુડવિગ દાઢી કરતી વખતે જે નવી કલ્પનાઓ તેના મગજમાં આવતી તે પાસે રાખેલી નોટમાં ટપકાવી લેતો. એક પ્રખ્યાત સંપાદક પોતાને ખાસ વાંચી જવાના ગ્રંથો પોતાની મોટરમાં રાખી મૂકતો, અને એક સ્થળેથી બીજે સ્થળે જવાના લાંબા પલ્લા દરમ્યાન મોટરમાં રાખેલા ગ્રંથોનો અભ્યાસ કરતો અથવા પોતાના તંત્રીલેખો લખતો. ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન ગ્લૅડસ્ટન સતત પોતાની પાસે એક પુસ્તક રાખી જ મૂકતો. ક્યાંક પાંચ મિનિટ મળી જતી કે તરત એ વાંચતો. એક ક્ષણ પણ નકામી ન વેડફાય તેની તે અત્યંત કાળજી રાખતો. સ્વામી રામતીર્થને ચાલવાની કસરતનો તથા વાંચવાનો ઘણો શોખ. પણ બંનેને જુદાંજુદાં આપી શકાય તેટલો વખત તેમની પાસે ન હોવાથી તેમણે ચાલતાંચાલતાં જ વાંચવાની ટેવ પાડી અને બંને કાર્યો સફળતાથી પાર પાડ્યાં.

આપણે પણ થોડાક પ્રયત્ને બે કામ એકીસાથે પાર પાડવાની કળા હસ્તગત કરી શકીએ. મોટરની રાહ જોતાં બસસ્ટૅન્ડ પર ઊભા હોઈએ ત્યારે, અગર રેશનિંગની દુકાને હારમાં ઊભા હોઈએ તે વખતે, મોટર કે ટ્રેનમાં એક સ્થળેથી બીજે સ્થળે જતા હોઈએ તે વેળા કે સભામાં વ્યાખ્યાતાને આવતા મોડું થયું હોય ત્યારે અથવા ફરવા જ નીકળ્યા હોઈએ તે વખતે, કોઈ ઉત્તમ પુસ્તકનું વાચન અથવા લખવા વગેરેનું બીજું કોઈ કામ સહજરીતે કરી શકીએ. જમતી વખતે, દાઢી કરતી વખતે અથવા રસોઈ કરતી વખતે રેડિયોપરની અગત્યની ખબરો સાંભળવાનું કે એવું કોઈ પરચુરણ કામ પતાવી શકીએ. આપણા ખિસ્સામાં સદા એકાદ પુસ્તક તો અવશ્ય હોવું જ જોઈએ કે જેથી ક્યાંક વખત મળે કે તરત તેમાં ડોકિયું કરી શકાય.

જેમને કામ જ કરવું છે તે તો કોઈ પણ વખતે અને કોઈ પણ ઠેકાણે કરી શકે છે: પછી તે ઑફિસ હોય, રસ્તો હોય કે પ્રયોગશાળા હોય. 'અમુક કામ કરવાનો વખત નથી' એમ કહીએ છીએ ત્યારે ખરું જોતાં આપણે એ કામમાંથી છટકી જવાનો જ પ્રયત્ન કરતા હોઈએ છીએ.

આપણે જો એકેએક પળનો હિસાબ રાખતાં શીખશું તો આપણું જીવન તેનો પોતાનો હિસાબ એની મેળે જ રાખશે.

# શાકુન્તલા અથવા કન્યાવિદાય કવિકુલગુરુ કાલિદાસની એ ખ્યાતનામા કૃતિને ટુંકાવીને કિશોર-કિશોરીઓને ભજવવા માટે યોજેલી નાટિકા

સળંગ છંદોમાં યોજક
**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**

## પ્રારંભિક

કવિકુલગુરુ કાલિદાસના શાકુન્તલ નાટક ઉપરથી જ થોડીક ટુંકાવી, સળંગ કાવ્યમાં ઘટાવી, કૈંક ઉમેરી, રંગભૂમિ ઉપર બે–અઢી કલાકમાં ભજવી શકાય અને વાંચતાં કિશોર–કિશોરીઓને શાળોપયોગી થાય એવી આ કૃતિ ગુજરાતીમાં ઉતારી છે. અધરો કાલિદાસ સરળ બનાવવા માટે ભાગે કૃતિને ટુંકાવી છે. વિદ્યાભ્યાસના શરૂઆતના સમયમાં વિદ્યાર્થીઓને કાલિદાસની લગની લાગે ને ભવિષ્યમાં એનું આખું લખાણ વાંચવાની જિજ્ઞાસા જાગે એ હેતુથી આ રચના કંઇક હળવી તેમજ ભજવવાયોગ્ય બનાવી છે. આ અનુવાદ કે તરજૂમો નથી. છતાં સુંદર એટલું બધું કાલિદાસનું જ છે; કાપકૂપ, થીગડથાગડ કે એવું કંઇક કોઇની રસવૃત્તિને ખૂંચે તો એનો દોષ મારે માથે નાખવો. સુધારો કર્યો હોય એવું લાગે તો તે સગવડ માટે,—કાલિદાસની ઉપરવટ થવા માટે નહિ.

આજે નાટકો જોવા લોકો ટોળાબંધ જાય છે. એમની રુચિ સુધરી છે અને વધારે સંસ્કારી થતી જાય છે. વળી સંગીતપ્રધાન નાટકો પ્રત્યે લોકોનો આદરભાવ વધતો જાય છે. એવે ટાણે ગુજરાતીમાં કાલિદાસનું શાકુન્તલ સળગ છંદોમાં, સમન્વય એ રીતે રજૂ કરવાનો આ એક પ્રયાસ માત્ર છે. સંગીતના રસિક, ઉત્સાહી ભેરૂબંધો કોઇ કુશળ સૂત્રધારની છાયા હેઠળ રજૂ કરી શકે એ હેતુથી આ યોજના કરી છે.

મૂળમાંના પાંચમા અંકે આ નાટકને મેં પૂરું કર્યું છે. અને ત્યાં સુધીના વસ્તુને ત્રણ અંકમાં વહેંચી નાખ્યું છે. કેટલાકને એ નહિ રુચે તે હું જાણું છું. શાકુન્તલને અસલ સ્વરૂપમાં રજૂ કરવા પહેલાં દસ-બાર આવા પ્રયત્નો કરવા પડશે એમ મને લાગે છે. મારી અભ્યર્થના એટલી જ છે કે આ કૃતિને પહેલા પ્રયાસ રૂપે જ ગણવામાં આવે. આવતી કાલે રંગભૂમિનો કોઈ નવો રસિયો મૂળ કૃતિને તેના જ સ્વરૂપમાં ગુજરાતીમા ભજવવાયોગ્ય બનાવે એ બનવાજોગ છે. હજી સુરુચિ વધતાં, નવો શ્રોતાવર્ગ કેળવાતા, અસલ સંસ્કૃત સાથે સંપર્ક સાધનારો અભ્યાસીવર્ગ પેદા થતાં, આખા યે નાટકની નવી કૃતિ, મૂળ જેવી જ, ગુજરાતીમા ભજવાશે જ; આ તો એક શરૂઆતનો અખતરો છે.

આ કૃતિને ભજવવા માટે નાનીમોટી સૂચનાઓ દરેક ઉક્તિ સાથે ન આપતાં પ્રવેશને છેડે જ થોડી નોંધ આપી છે, તે સૂત્રધારને ઉપયોગી નીવડશે એવી આશા રાખું છું. જોકે સૂત્રધાર સાચો જ સૂત્રધાર હોય તો તો એની પણ કશી જરૂર નથી. પોતાની કલ્પના વડે, રસદૃષ્ટિથી, ભાવપૂર્વક અભિનયના અલંકારો ઉમેરી કૃતિ ભજવાવી શકશે જ. આ નોંધ તો શાળાકૉલેજોમાં નાટ્યની પ્રાથમિક તાલીમમાં પગલાં માંડનારાં કિશોર-કિશોરીઓ માટે આપી છે.

સંગીત વિષે પણ જરા વિચારવું ઘટે છે. શ્લોકોના પાઠ છંદોના લય પ્રમાણે થાય તે તો ઇષ્ટ છે જ. ઉપરાંત, જો સૂત્રધાર સંગીતનો રસિક અને સાથે ભાવનો મર્મજ્ઞ હોઈ બેનો સમન્વય સાધવા હોંશ ધરે, તો એ શ્લોકોને જુદાજુદા રાગોની છાયામાં પણ ઉતરાવી શકે. તાનપલટા કે આલાપ વગર પણ રાગની સુરાવલિ સાથે શ્લોકોનું ગૌરવ વધારી, એને ભાવોદ્દીપક અને અર્થદ્યોતક બનાવી, વૈવિધ્ય પણ સાધી શકાય. નાના રંગમંડપમાં વીણા યા સિતારનો અને સાથે વાયોલિનનો મેળ સાધવાથી સુંદર પરિણામ યોજી શકાય.

ભાઈશ્રી મધુકર રાંદેરીઆએ હોંસભેર હાથનકલ વાંચવા માગી લીધીહતી. મેં એને આપી તે ઠીક કર્યું. લખાણમાં આડીઅવળી રહેલી અનેક ભૂલો એણે મને નોંધી બતાવી. અને પછી એ નકલ ગઈ શ્રી ભાનુશંકર વ્યાસ પાસે એમણે કેટલાક ખૂંચતા શબ્દપ્રયોગ બદલ્યા–બદલાવ્યા. એમ એમનો પણ લાભ મળી ગયો. ઉપકાર કોનો માનવો ?

## અંક ૧ : પ્રવેશ ૧

[નેપથ્યમાં વીણાવાદન કંઈક પળો સુધી ચાલુ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશે છે; નટી એને અનુસરે છે.]

સૂત્રધાર: (શાર્દૂલ૦) કાલિદાસ શિરોમણિ કવિકુલે, છે શ્રેષ્ઠ શાકુન્તલ,
શ્રોતા સંમુખ એ પ્રયોગ રચિયે, વ્હાલી નટી સાંભળ.

નટી: આજ્ઞા હો પ્રભુ! એટલે ઉજવિયે, નેપથ્યમાં સંજ્ઞ સો,

દૂરથી સંઘધ્વનિ: દોડન્તા મૃગ ઘેરતા રથ ચઢી દુષ્યંત જો આવતા.

[છેલ્લી પંક્તિ બેએકવાર ગવાયા પછી અંદરથી દોડતા રથઘોડાના, મૃગયાવિહારના, ભેરી-તૂરી વગેરેના ધ્વનિ સંભળાયા કરે છે. એ બંધ રહેતાં જ બે મુનિકુમારો પ્રવેશે છે, અને સામેથી મહારાજ દુષ્યંત પ્રવેશે છે.]

પહેલો મુનિકુમાર: (અનુષ્ટુપ)
ન હન્તવ્યો ન હન્તવ્યો, આ છે આશ્રમનો મૃગ,
ધટે એની નહીં હત્યા, પુરુવંશી અહો નૃપ !

બીજો મુનિકુમાર: આપ છો રાજરાજેન્દ્ર, વિનાશાર્થે નહીં શર,
શોભન્તાં શરસન્ધાન રક્ષણ થેં, ધનુર્ધર !

પહેલો મુ૦ (માલિની) અનુચિત નહીં રાજા બાણના ડાગ દેવા,
મૃદુલ મૃગશરીરે પુષ્પમાં અગ્નિ જેવા.

બીજો મુનિકુમાર: અતીવ ચપલ એનું જીવવું છે વિલોલ,
ત્યહીં વળી શરવર્ષા કેમ મ્હેશે અમોલ !

દુષ્યંત: (અનુષ્ટુપ) ભલે તો બાણ આ પાછું, મુનિવર્ય મહાજન !

પહેલો મુનિકુમાર: ચક્રવર્તી હજો પુત્ર, ઉતારો શ્રમ રાજન.
મુનિશ્રી કણ્વનું આ છે, પુણ્યતીર્થ તપોવન.

દુષ્યંત: અહો હો રમ્ય ને ધન્ય, અતિ શાંત તરુવન.

બીજો મુનિકુમાર: પધારી આશ્રમે દેવ, કરોને આજ પાવન.

દુષ્યંત: તપસ્વીની કૃપાએથી, નકી આ ધન્ય જીવન.

પહેલો મુ૦ (વસંત૦) મારો જવા સમિધ કાજ જ આજ વારો,
આ આશ્રમે નૃપતિ આપ સુખે પધારો;

થયો, જે તેમના કાવ્યસંગ્રહોમાં અધિક લોકપ્રિય થયો છે; વળી 'ગદ્યવિહાર' નામનો તેમનો લેખસંગ્રહ પણ બહાર પડ્યો જે તેમની સુંદર ગદ્યશૈલીનો ઉત્તમ નમૂનો છે.

આ દરમ્યાન તે લાંબો કાળ ત્રાવણકોરમાં જ રહ્યા અને ત્યાં જ તેમણે પુરાણોને માતૃભાષામાં ઉતારવાનું મહાભારત કાર્ય કર્યું જન સમાજને દુર્ગમ-દુર્બોધ એવો આપણો એ સાહિત્યભંડાર તેમણે જનતાને માટે ખુલ્લો કર્યો. વામનપુરાણ, મત્સ્યપુરાણ, માર્કણ્ડેય પુરાણ ઈત્યાદિ પુરાણોનું કાવ્યમય ભાષાંતર તેમણે કર્યું આમ જે ફક્ત થોડાક પંડિતોને જ ભોગ્ય હતાં એવાં ઉત્કૃષ્ટ સાહિત્ય-રત્નોને તેમણે સામાન્ય જનતામાં પહોંચાડયાં. એ ઉપરાંત એ પુરાણકથાઓના ગુણદોષોનું વિવેચન કરતા સ્વતંત્ર લેખો પણ તેમણે લખ્યા.

આપણું સંસ્કૃત સાહિત્ય જગતનું ઉચ્ચ કોટિનું સાહિત્ય છે. સાહિત્યના ઉત્કૃષ્ટ નમૂનાઓ તે ધરાવે છે. પણ આપણો સામાન્ય સમાજ તેનો આસ્વાદ લૂંટી શકતો નથી. મૂળની સર્વ ખૂબીઓ જાળવીને તે સાહિત્યધનને લોકો સહેલાઈથી સમજી શકે એવી પ્રાકૃત ભાષાઓમાં લાવવાની અતિ આવશ્યકતા છે. આ ભગીરથ કાર્ય શ્રી વલ્લાથોલે એવી કુશળતાથી અને સફળતાપૂર્વક કર્યું છે કે કેરળના લોકો તેમના પર આફરીન છે વાલ્મીકિ રામાયણ ને વામન આદિ પુરાણોને સ્વભાષામાં લાવવા ઉપરાંત તેમણે સંસ્કૃતના 'ઉન્મત્ત રાઘવમ્', 'સ્વપ્નવાસવદત્તા', 'ઉરુભંગમ્', 'મધ્યમવ્યાયોગમ્', 'પંચરાત્રમ્', આદિ નાટકો મલયાલમ્ ભાષામાં અનુવાદિત કર્યાં છે કવિકુલગુરુ કાલિદાસના 'શાકુન્તલ'નું તેમણે કરેલું સફળ ભાષાંતર તેમના સર્વ ભાષાંતરોમાં યશની કલગી રૂપ છે. શબ્દ-સૌકુમાર્ય અને અર્થ-સૌંદર્યથી યુક્ત 'વિલાસલતિકા' અને કાલિદાસના 'ઋતુસંહાર'નો તેમણે કરેલો અનુવાદ 'ઋતુવિલાસમ્' એ તેમના અદ્‌ભુત શૃંગારના ઉદાહરણ રૂપ છે. 'મગ્દલન મરિયમ્' (Mary Magdalane) નામની જીસસ ક્રાઈસ્ટના જીવનપ્રસંગોને વણી લેતી તેમની અભિનવ ગાથાકૃતિ તેમના ખંડકાવ્યોમાં શ્રેષ્ઠ સ્થાન ધરાવે છે, એટલું જ નહિ પરંતુ હિંદુધર્મના શ્રેષ્ઠ પુરસ્કર્તા હોવા ઉપરાંત ખ્રિસ્તી, બૌદ્ધ, ઇસ્લામ તેમજ શીખ સંપ્રદાયોનાં ઉત્કૃષ્ટ તત્ત્વોના તેઓ ઉદ્‌ગાતા છે એ સાબિત કરે છે. દેવદાસીની શોચનીય સ્થિતિનું ચિત્રાંકન કરતી 'કોચ્ચુ સીતા' (બાલસીતા) નામની કવિતા પણ તેમના કાવ્યોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. વળી 'એક પત્ર', 'શિષ્ય ને પુત્ર', તથા 'પિતાપુત્ર', નામના તેમના કાવ્યખંડો પણ પ્રસિદ્ધ છે. તેમની શરૂઆતની ઘણી સંસ્કૃત કૃતિઓ નાશ પામી હોવાં છતાં અત્યાર સુધીમાં તેમના પાંત્રીસેક કાવ્યગ્રંથો પ્રકટ થયા છે, જેમાંના કેટલાક કોચીન રાજ્યમાં બી.એ. તથા એમ.એ.ના પાઠ્યપુસ્તકો તરીકે નિયુક્ત થયાં છે.

તેમણે પોતાના કાવ્યોમાં જૂની શૈલી અને આધુનિક વિચારોનો સુંદર સમન્વય કર્યો છે. પૌરાણિક વસ્તુઓના આધાર પર આધુનિક પરિસ્થિતિ આલેખવાની તેમની હથોટી ખરેખર પ્રશંસનીય છે. તેમની કવિતા પાંડિત્યથી લદાએલી, અલંકારોથી મઢેલી કે ક્લિષ્ટ નથી, પણ સહજ રીતે વહેતા સુંદર ઝરણા જેવી સહજસ્ફૂર્ત છે. સામાન્ય લોકો પણ જેને સહેલાઇથી સમજી શકે અને મોઢે કરી શકે એવી તેમની કવિતા હોય છે. કોમલ પદલાલિત્ય એ તેમની કવિતાની ખાસ વિશિષ્ટતા છે. તેમના કાવ્યમાં જીવનની ઉદાત્ત ભૂમિકા પ્રત્યેક સ્થાને પ્રતીત થાય છે.

કેરળ પ્રાંત અનેક કળાઓ અને સંસ્કૃતિનું પિયેર છે. એક કાળે કેરળની કળા ફક્ત હિંદમાં જ નહિ પરંતુ પરદેશમાં પણ ખૂબ વખણાતી. ખાસ કરીને ત્યાંના વિવિધ નૃત્યપ્રકારો—જેમાં કથકલી એક ઉત્કૃષ્ટ પ્રકાર છે—તે જૂના વખતમાં ખૂબ પ્રસિદ્ધ હતા. પણ દિવસે દિવસે આ કળાઓ લુપ્ત થવા માંડી હતી. પોતાના પ્રાંતના આ નાશ પામતા અમૂલ્ય સંસ્કૃતિધનને બચાવીને તેને નવજીવન આપવાનું ભગીરથ કાર્ય શ્રી વલ્લાથોલે માથે લીધું અને ઇ.સ. ૧૯૨૮માં તેમણે 'કેરળ કલામંડલમ્'નામની નૃત્યસંસ્થાની સ્થાપના કરી. આ સંસ્થા દ્વારા તેમણે નૃત્યકલાના—ખાસ કરીને 'કથકલી'ના પુનરુદ્ધારની દિશામાં કાર્ય શરૂ કર્યું. ફક્ત નૃત્ય અને અભિનય દ્વારા મૂકપણે કથાદેહ કરતા આ નૃત્યપ્રકારના પ્રચાર માટે તેમણે આખા હિંદનો પ્રવાસ કર્યો અને પરદેશની પણ મુલાકાત લઇ આવ્યા. તેમનું આ પુનરુદ્ધારકાર્ય એટલું ભગીરથ હતું અને તેને પરિણામે જીવંત બનેલી એ કળાએ લોકો પર એટલી સચોટ અસર કરી કે એ પ્રવૃત્તિથી તો તેઓ આંતરરાષ્ટ્રીય ખ્યાતિમાં આવી ગયા. એમની પાસેથી આ નૃત્યકલાની દીક્ષા પામી ગએલા ઉદયશંકરના ગુરુ થોટ્ટમ શંકરન પોતી અને શંકરન નામ્બુદ્રીએ તો એમને તેમજ એમના કેરળ કલામંડળને જગમાન્ય બનાવ્યાં છે.

૧૯૩૮માં તેમનો ષષ્ટ્યબ્દિપૂર્તિ સમારંભ લોકોએ અતિ ઉત્સાહપૂર્વક ઉજવીને તેમની સેવાની કદર કરી છે. એ પ્રસંગે કોચીનના મહારાજાએ તેમને 'કવિતિલકમ્'નું બિરુદ તથા 'કવિસાર્વભૌમ'ની પદવી આપીને તેમનું બહુમાન કર્યું, ત્રાવણકોરના મહારાજાએ પણ તેમને 'વીરશૃંખલા'નું બિરુદ અર્પણ કરીને તેમનું ગૌરવ કર્યું.

ફક્ત સાહિત્યસેવા અને કલોપાસના એ જ તેમના જીવનની ઇતિશ્રી નથી. તેઓ એક વિદ્વાન વિચારક હોવા સાથે સામાજિક, રાજકીય તથા ધાર્મિક બાબતોમાં જે નિશ્ચિત વિચારો ધરાવે છે તેના સમર્થ નિરૂપણ દ્વારા સમાજને સ્પષ્ટ માર્ગદર્શન કરાવવાની તાકાત પણ ધરાવે છે. તેમની વિચારસરણી જોકે સામ્યવાદી છે, તો પણ મહાત્માજીને તેમણે પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા છે. પોતાના 'એન્ટે ગુરુનાથન્' (મારા ગુરુનાથ) નામના કાવ્યસંગ્રહમાં મહાત્માજીને જગતના સૌથી મહાન પુરુષ ગણાવીને બિરદાવ્યા છે કે 'તેમનામાં શ્રીકૃષ્ણની પ્રૌઢ બુદ્ધિ, ભગવાન બુદ્ધની અહિંસા, ઇશુ ખ્રિસ્તનો આત્મત્યાગ અને મહમ્મદ પયગમ્બરની દૃઢતાનો સુભગ સંગમ થએલો છે.' વાઇકોમ સત્યાગ્રહ વખતે ગાંધીજી મલબારની મુલાકાતે ગયા ત્યારે તેમની સાથે એ આખા મલબારમાં રખડ્યા હતા.

અસાધારણ વ્યક્તિત્વ ધરાવતા કવિ વલ્લાથોલની વક્તૃત્વશક્તિ પણ પ્રભાવશાળી છે. તેમનું સંભાષણ કવિત્વ અને ઉક્તિઓના તરંગોથી ભરેલું હોવાથી ખૂબ જ રસદાયક હોય છે. રંગૂન યુનિવર્સિટીમાં તેમણે કરેલા પ્રાસંગિક સંભાષણથી અનેક યુરોપિયનો અને બર્માવાસીઓને સાનંદાશ્ચર્ય થયું હતું.

કલાના આ અઠંગ ઉપાસકને હજી વિશેષ પ્રાચીન સંસ્કૃત સાહિત્યનું સંશોધન કરી તેના પુનરુદ્ધારનું કાર્ય કરવાની હોંશ છે. હાલમાં તેઓ ચેરુથુરુ ગામમાં 'કેરળ કલામંડલમ્'ના નિયામકપદે રહી કથકલી નૃત્યના પુનરુદ્ધારનું કાર્ય શાંતિપૂર્વક કરી રહ્યા છે.

ગુલામીની શૃંખલા તોડવામાં ગુંથાએલા દેશને અત્યારે તેમના અદ્વિતીય કાર્યની મહત્તા કદાચ ન સમજાય. પણ સ્વતંત્ર દેશ જ્યારે પોતાની સંસ્કૃતિની બાળ લેવા ઉદ્યુક્ત થશે ત્યારે આ મેધાવિન માનવીએ પોતાનાં કાવ્યો તેમજ નૃત્ય-પુનરુદ્ધાર દ્વારા કરેલી સંસ્કૃતિ-સેવા માટે તેનો અનન્યભાવે ઋણી બનશે; અને ઇતિહાસકારો તેમના કાર્યની સુવર્ણાક્ષરે નોંધ લેશે. તેમની પ્રતિભા તથા કલાશક્તિનો દેશને વધુ લાભ મળે તે માટે પરમેશ્વર તેમને લાંબુ આયુષ્ય આપે એ જ આપણી મનીષા હોય.

યોગેન્દ્ર પ્રિયદર્શી

# દિલ્હીનો બીજો પ્રવાસ

બે આંતર-એશિયન પ્રદર્શનો તથા ભવ્ય એશિયાટિક પરિષદનો પરિચય આપતો પ્રવાસપત્ર

લેખક
રવિશંકર રાવળ



ચિ. કુમાર,

તારી પરીક્ષાથી તું છૂટો થયો હોત તો આ પ્રવાસમાં ઘણું જોવા–જાણવાનું મળી જાત. ઘણા ન ધારેલા માણસોનો સમાગમ ને સહવાસ, તેમજ અવનવી ઘટનાઓ તથા ઐતિહાસિક વ્યક્તિઓ ને પ્રસંગોના સાક્ષી બનવાનું ભાગ્ય આ પ્રવાસમાં સુલભ બન્યું હતું. પહેલાં તો હું પણ આ વર્ષે દિલ્હી જવાને બહુ ઇંતેજાર નહોતો; પણ ભાઈ યશવન્ત પંડ્યા દિલ્હીમાં રહ્યા રહ્યા ગુજરાતના સંસ્કાર-પ્રતિનિધિ તરીકે જાગૃત છે તેનો તેમણે સાચો પરચો આપ્યો.

દિલ્હીની આર્ટ્સ ઍન્ડ ક્રાફ્ટ સોસાએટીએ એશિયન પરિષદના અવસરને લક્ષીને પોતાના વાર્ષિક પ્રદર્શનને પણ 'ઇન્ટર એશિયાટિક એક્ઝીબિશન' નામ આપ્યું અને તે સારુ તેના પ્રમુખ તથા પ્રાંતિક પ્રતિનિધિઓ ૨૫ ઉપપ્રમુખો સાથે એક કમિટિ સ્થાપી એ છ ઉપપ્રમુખોમાં મારું નામ હતું. છતાં મને ત્યાં હાજરી આપવાનો ઉમંગ નહોતો. સાથે બીજી 'અખિલ ભારત કલાકાર પરિષદ' પણ હતી. આ પરિષદના પહેલા વર્ષના કામકાજથી હું જરા ખિન્ન હતો અને આગળ કંઇ પ્રગતિ થવાની આશા નહોતી, એટલે તે માટે પણ હું ઉદાસીન હતો. (મારો ગયા વર્ષનો એ પ્રવાસ વાંચી જજે). પણ ભાઇ યશવન્ત પંડ્યાનો એકાએક એરમેઈલ પત્ર આવ્યો કે પ્રદર્શનના પરીક્ષકમંડળમાં મારી ચૂંટણી થઈ છે અને સોસાએટીએ પ્રવાસ ખર્ચની મંજૂરી સાથે દરેક સભ્યને આમંત્રણ આપ્યું છે. આ પરીક્ષકમંડળની ચૂંટણી કરવા તેમણે કેટલીક સંસ્થાઓના અભિપ્રાય મંગાવ્યા હતા ને તેમાં મને આગળપડતા મત મળ્યા હતા એમ પણ તેમણે જણાવ્યું હતું. આથી મને લાગ્યું કે ગુજરાત પ્રતિનું એ ખાસ કર્તવ્ય મારા પર સહજ આવ્યું છે તો તેને નકારી ન શકાય.

તા. ૧૮મી માર્ચની સવારે મેં અમદાવાદ છોડયું. સાથમાં બાઇ બટુક (નરેન્દ્ર વ્યાસ)ને તૈયાર કર્યો, જેથી તેને પણ નવી દૃષ્ટિ મળે. સ્ટેશન પર ખબર પડી કે તે જ ડબ્બામાં બીજા સાથીદાર તરીકે ત્રણ જૂના મિત્રો પણ હતા. અમદાવાદનાં સીને-ગૃહોમાં હિત ધરાવતા ભાઈલાલભાઇ પટેલ, લક્ષ્મી મિલના સેક્રેટરી નરસિંહભાઇ અને બી.બી. રેલવેના ટ્રાફિક ખાતાના હેડ ક્લાર્ક મણિભાઇ જોષી. આથી પ્રવાસમાં વિવિધતા ને મઝા મળી. જુદાંજુદાં ક્ષેત્રોની વાતો સાંભળી અને બીજા દિવસની સવાર સુધીનો વખત જલદી ખૂટી ગયો.

## ગુજરાતનું ગાર્હસ્થ્ય

યશવન્તભાઇને મારા નીકળવાનો તાર આપ્યો હતો એટલે તે સ્ટેશને આવ્યા હતા. ન્યૂ દિલ્હીમાં તેમના નિવાસ પર પહોંચ્યા ત્યારે જાણ્યું કે આગળના બે અતિથિઓ વિદાય લઈ રહ્યા હતા. બાર વાગ્યે ઊપડતા વિમાનમાં વિજય મર્ચંટ જવાના હતા; અને ડૉ. સુમંત મહેતાના સુપુત્ર એન્જીનીઅર રમેશ મહેતાએ બિસ્તરો બાંધી લીધો હતો. અમે તેમની જગ્યાઓ પર અમારો સામાન જમાવી દીધો. રમેશ મહેતા તો જૂના પરિચિત હતા. શ્રી વિજય મર્ચંટ તો આજ હિંદી ક્રિકેટના સરતાજ છે. એ ખાનદાન ખેલાડીનો પરિચય બહુ મધુર અને આનંદપ્રદ બન્યો. સાથે જમ્યા પછી મેં તેમનો એક સ્કેચ કરી લીધો અને પછી એર સ્ટેશન પર યશવન્તભાઈ જોડે જઇ તેમને વિદાય આપી. ઘેર આવ્યા ત્યાં બનારસથી હિંદુ યુનિવર્સિટીની આયુર્વેદ કૉલેજના પ્રિન્સિપલ આપણા જાણીતા ગુજરાતી ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક અને તેમના પુત્ર વિનોદરાય અતિથિમંડળના સભ્ય બની ચૂક્યા હતા, અને જામનગરથી ડૉ. પ્રાણજીવનદાસ મહેતા બીજે દિવસે એરોપ્લેનમાં પહોંચશે એવો તાર હતો! આ પરથી પંડ્યા ગૃહની રોજની શી પર મહેમાનોની યાદી કેટલી હશે તેનું અનુમાન થઇ શકે. પણ એમની મુખમુદ્રા પરનું હાસ્ય અને એમના ઘરના માણસોનો ઉત્સાહ તથા બાળકોની ઉદ્દામ અતિથિનો શ્રમ ભુલાવી દે એવાં સચેત હતાં.

ગુજરાતના ગરવા પ્રતિનિધિ દાદાસાહેબ માવળંકર હિંદની વડી ધારાસભાના પ્રમુખ છે એ તો તું જાણે છે. રેલવેના મારા સાથીદારોને ધારાસભા જોવી હતી. પણ તે માટે ૪૮ કલાક પહેલાં અરજી કરવી જોઈએ. માત્ર પ્રમુખ જ કોઈને તત્કાળ પરવાનગી આપી શકે છે. એટલે તેમના માટે મેં રાત્રે દાદાસાહેબને ટેલિફોન પર મારા નમસ્કાર જાહેર કરી એમની ઇચ્છા જણાવી કે તુરત તેમણે ફોન પર જ નામો નોંધી લીધાં અને બીજે દિવસે તેમને એસેમ્બલીના દ્વાર પર પાસ મળે એવી ગોઠવણ કરી આપી. સાથેસાથે મને પણ રવિવારે કેટલાક માનવંતા મહેમાનો સાથે જમવાનું નોતરું દીધું. આમ



હિંદી ક્રિકેટના સરતાજ શ્રી વિજય મર્ચંન્ટ (સ્કેચ ર. મ. રાવળ)

એમણે અનેક પ્રસંગે મને મહેમાન તરીકે સત્કાર્યો છે અને તેમના આનંદપ્રદ વ્યક્તિત્વનો સમાગમ આપતા રહ્યા છે.

### પ્રદર્શન

મારે તો બીજે દિવસે પ્રદર્શનની પરીક્ષક મંડળી જોડે ચારસો'ક ચિત્રોની ચાળણી, ચૂંટણી અને યોગ્યતાની પરીક્ષાના કામમાં જોડાવાનું હતું. પ્રદર્શનના મંત્રી શ્રી અનિલરાય ચૌધરીએ મધુર વિનયથી સ્વાગત આપ્યું, અને પોતાના સહાયક મંત્રી શાંત શીલવાળા મિ. બહરીનો પરિચય કરાવ્યો. ઉત્તર ભારતના સુપ્રવીણ દૃશ્યચિત્રકાર કનવાલકૃષ્ણ (કંવલકૃષ્ણ)ની પણ ત્યાં પહેલી વાર મુલાકાત થઈ. મુંબાઈની આર્ટ સોસાયટી તરફથી ગુજરાતી કલાકાર શ્રી. અગરકર પણ આવી પહોંચ્યા. કલકત્તા સ્કુલ ઑવ આર્ટના પ્રિન્સિપલ શ્રી અતુલ બોઝ સાથે તો ૧૯૩૮ની સાલની જૂની મૈત્રી હતી તે યાદ કરાવી શ્રી વરદા ઉકિલ તો ગઈ સાલથી પરિચિત થઈ ગયા હતા.

પ્રદર્શન માટે આવેલા ચારસોથી સાડી ચારસો જેટલાં ચિત્રોમાંથી માત્ર ૧૫૦ જેટલા જ ચિત્રો ભીંતો પર રજૂ કરી શકાય એટલો અવકાશ હતો. બે દિવસની મહેનતે એ કામ પાર પડ્યું. એ જોતાં લાગ્યું કે આપણા કલાકારોની સર્જક શક્તિની સાચી કલા બતાવતાં ચિત્રો આજકાલના ચિત્રપ્રદર્શનોમાં ક્રમશું વિરલ થયાં છે પરિષદ અને પ્રદર્શનનો નિર્ણય બહુ ઝડપથી કરવો પડ્યો હોવાથી ઘણે સ્થળે ચિત્રો મોકલવાની મુદત થોડી પડેલી ઠેકઠેકાણેથી તે વિષે ફરિયાદો આવેલી; અને મુંબાઈ તથા સંયુક્ત પ્રાંતોના કલાકારોમાં તો, લંડન પ્રદર્શન માટેના પ્રતિનિધિત્વ બાબતમાં મનદુઃખ હોવાને કારણે તેમનાં ચિત્રો તો રજૂ જ થયાં ન હતાં વળી, પ્રદર્શનને 'આંતર એશિયાટિક' ઠરાવવામાં પણ સમિતિએ પોતાની મર્યાદાનો ખ્યાલ કર્યો નહોતો. રશિયા, ચીન, અફઘાનિસ્તાન, બ્રહ્મદેશ અને જાવાના પ્રતિનિધિરૂપ થોડા નમૂના હતા. પણ એથી તે તે દેશોની કલાનો ખરો ખ્યાલ થવો અશક્ય હતો. *છતાં દિલ્હી આર્ટ* સોસાયટીને ધન્યવાદ ઘટે કે તેણે પોતાના કાર્યક્રમમાં સાતત્ય રાખવા ખૂબ જહેમત વેઠી હતી. આ વખતની કલા પરિષદ મૂળ તો લાહોરમાં ભરવાનું ઠર્યું હતું, પણ પંજાબના કોમી રમખાણોએ તેને અસંભવિત કરી દીધી હતી, એટલે પરિષદ મરી ન જાય એ ખાતર ફરી દિલ્હીમાં જ તે મેળવવા આમંત્રણ આપ્યાં હતાં.

### આંતર-એશિયન પ્રદર્શન

તા. ૨૪મીની સાંજે સેન્ટ્રલ એશિયન મ્યુઝિયમમાં સરકારી પુરાતત્ત્વ ખાતા તરફથી એશિયાના પ્રાચીન સંસ્કાર-સબંધો બતાવતાં અવશેષોનું ભવ્ય પ્રદર્શન હતું. આ પ્રદર્શનની સફળતામાં આપણા સુપરિચિત ડૉ. વાસુદેવશરણ અગ્રવાલનો પ્રધાન પ્રયત્ન હતો. મોહેં-જો-ડેરોથી માંડીને મુઘલ સામ્રાજ્ય સુધીના સમયમાં કેટલા માર્ગો દ્વારા હિંદે ઈતર મુલકો સાથે સંસ્કારનું આદાન-પ્રદાન કર્યું તેની સુસ્પષ્ટ રેખા અને પદાર્થોનું આયોજન તેમાં કરવામાં આવ્યું હતું. ઉપરાંત તેનો એક ખાસ નકશો પણ તૈયાર કરવામાં આવ્યો હતો. સંસ્કાર, ઇતિહાસ, શિલ્પ, કલા અને રાજદ્વારી સંબંધોની આવી પ્રત્યક્ષ પાઠાવલિ કદી જોવામાં આવી ન હતી. ગુપ્ત સમયનાં સુવર્ણઅલંકારો અને મણિ-માણિક્યની મૂર્તિઓ, ભારી બૌદ્ધના પહેરામાં પણ સામાન્ય જનતાને પહેલી જ વાર જોવા મળી હશે. આજની કલ્પના અને કૌશલ્યને સ્તબ્ધ કરે એવી એ અજાયબીઓ હતી.

નવા શુભના વિજ્ઞાને પણ પ્રાચીન અજાયબીઓને પ્રત્યક્ષ કરવામાં જે એક અનેરો ફાળો આપ્યો છે તે 'ત્રિખંડી ફોટોગ્રાફી'નો આશ્ચર્યકારક પ્રકાર પણ મેં ત્યાં જોયો. આંખ માને જ નહિ કે સામેનું



ઉપર : એશિયાટિક પરિષદનું એક દૃશ્ય; નીચે : પરિષદમાં ભાષણ કરતાં પંડિત નેહરૂ—આંતર એશિયન પોશાકમાં



ચિત્ર સપાટ ફોટોગ્રાફ છે કે કોતરેલું શિલ્પ છે! હાથ ફેરવી જોયા ત્યારે જ ખાત્રી થઈ કે એ તો સપાટી પરનો દેખાવ માત્ર હતો! ફોટોગ્રાફીનો આ પ્રકાર જોયા પછી આપણને પૂર્વજોની સાદી છબિઓ નહિ જ ગમે. પણ એમના ત્રિખંડ ફોટોગ્રાફો હવે તો અપ્રાપ્ય જ રહેવાના, કારણકે આવી ફોટોગ્રાફી કરવાને અસલ પદાર્થ કે વ્યક્તિની જરૂર રહેવાની જ.

### ભવ્ય એશિયાટિક પરિષદ

કલાનાં અને બીજાં પ્રદર્શનોની વાત તો દિલ્હીમાં એ સમયે પરચુરણ વાનીઓ હતી મુખ્ય પ્રસંગ તો એશિયન પરિષદ હતી. જોકે હું તો કલાપ્રદર્શનનું આમંત્રણ ન હોત તો ખાસ એ માટે જઈ શક્યો ન હોત; પણ દિલ્હીમાં હોઈએ ને એ પરિષદ ન જોઈ શકાય તો કાશી જઈને ગંગાસ્નાન વિના રહેવા જેવું ગણાય. હિંદની ચારે દિશાઓથી આ પ્રસંગ માટે શ્રીમંતો ને સાધારણો દિલ્હીમાં ઊતરતા

હતા. કંઈક જાણીતા હતા; કંઈક અજાણ્યાનો પરિચય થતા હતા; અને ભાઇ પંડ્યાના ઘરમાં બિસ્તરાની નવીનવી ગોઠવણ થતી જતી હતી. ડૉ. બાલકૃષ્ણ પાઠક આયુર્વેદ-સમિતિના સમાચાર લાવતા હતા. ડૉ. પ્રાણજીવનદાસ મહેતા આયુર્વેદનો ધ્વજ રાષ્ટ્રીય સમારંભમાં નેતાઓ આગળ ફરકાવતા હતા અને પોતાના 'આયુર્વેદ મહામંદિર'નું સ્વપ્ન પ્રસારતા હતા. એમની એ ધૂન ને પ્રચારયાત્રાઓમાં જાણે ધાર્મિક ઝનૂન હતું. છતાં તા. ૨૫મીની બપોરે ત્રણ વાગે સૌ પોતપોતાના માર્ગ બદલી એશિયન પરિષદમાં જવા તૈયાર થયા. પરિષદના સંચાલકોએ બે કલાક પહેલાં હાજર થવાની ચેતવણી આપી હતી. શ્રી પંડ્યાની મોટરના બે ફેરાએ સૌ અતિથિઓ તથા ઘરનાં પાત્રોને દિલ્હીના 'પુરાણા કિલ્લા'ના મેદાન પર ઉતારી દીધા. ન્યૂ દિલ્હીથી પાંચ માઈલ દૂર આ મહા માનવમેળો ભેગો થયો હતો. કીડીઓની હાર જાય તેમ મનુષ્યો આગળ સરી રહ્યા હતા. લગભગ ૨૫,૦૦૦ માણસો માય એવડો એક ત્રિકોણાકાર મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો અને વક્તાઓનો અવાજ છેક બહાર સુધી બરોબર જાય એમ લાઉડસ્પીકરો ગોઠવાયાં હતાં. જુદાજુદા દરવાજેથી બધાં માણસો વર્ગો પ્રમાણે પાંચ વાગ્યા સુધીમા ગોઠવાઇ ગયાં શ્રી વાસુદેવશરણજીની ભલામણથી મને છેવટની ઘડીએ પ્રેસ પાસ મળી જવાથી હું પ્રેસ ગૅલરીમાં ઘણો આગળ બેસી શક્યો. પણ એટલો નજીક નહિ કે વ્યક્તિઓના સાન્નિધ્ય-ચિત્રો (સ્કેચ) કરી શકું. છતાં જે કંઈ જોયું, સાંભળ્યું ને નોંધ્યું તેથી જીવનને કૃતાર્થ માન્યુ.

પરિષદનાં વર્ણનો તો છાપાંઓએ ખૂબ વિગતોથી પ્રગટ કર્યાં છે. પણ તેનું સમગ્ર દર્શન તો વર્ણનો કે બારીક ફોટાઓથી આવવાનું લગભગ અશક્ય છે. મુખ્ય મંચ ઊંચી પીઠની એક ગોળાકારી પીઠિકા હતી. અને તેની બે બાજુ ચડઊતર બે ગૅલરીઓ પર દેશપરદેશના પ્રતિનિધિઓની બેઠકો હતી, જ્યાં તેમનાં રાષ્ટ્રીય પ્રતીકો તથા મોટા અક્ષરે તે તે દેશનાં નામો હતાં. વ્યાસપીઠની ભીંત પર એશિયાનો એક વિરાટ નકશો હતો અને તેને વિમાનમાર્ગોના લાલ પટાથી સાંકળી લીધો હતો. નકશાને મથાળે ASIA અક્ષરો લાલ રંગની નિયૉન પ્રકાશનળીથી માણેકની જેમ ચમકતા હતા અને નકશાની બંને બાજુઓ પર, પરિષદમાં ભાગ લેનારા દરેક દેશની રાષ્ટ્રપતાકાની હાર બહુ જ સુરુચિપૂર્વક ગોઠવેલી હતી.

સિંહદ્વારેથી દેશદેશનું પ્રતિનિધિમંડળ જેમજેમ આવતું જતું તેમતેમ કૅમેરાવાળાઓનું એક મોટું સૈન્ય જાણે સલામી આપતું હોય તેમ, ચાંપો ચડાવી સજ્જ બની જતું. તિબેટ, અરબસ્તાન, ઇન્ડોનેશિયા, તાજીકિસ્તાન વગેરે દેશોના, એશિયાના પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણ સબંધો સાંધતા પ્રતિનિધિઓનું દર્શન, ભાવોના અનેક વિકલ્પો પ્રકટાવતું. શ્રી સરોજિની નાયડુએ આ પરિષદનું સ્વાગત કરતાં તેમના જીવનનું સર્વોત્તમ પ્રકરણ ઘડી નાખ્યું અને પંડિત જવાહરલાલે તો જગતના ઇતિહાસમાં આ પરિષદને અપૂર્વ સ્થાન અપાવ્યું. પરિષદનાં વ્યાખ્યાનો અને દશ્યો રેડિયો તેમજ સીને-યંત્રોએ સંઘરી લીધાં છે, એટલે હવેની પ્રજાને તેમાંનું ઘણુંખરું સાંભળવા-જોવાનું મળશે. આ પરિષદ પછી ભારતીય જન તેના એશિયાવાસી અન્ય બંધુઓ પાસે એક વિરાટ મૂર્તિ સમો ભાસે છે. તેની ભાવના અને ઉદ્દેશ જગતના કલ્યાણમંત્રો બને છે. આપણે દરેક જણે આ મહત્ત્વની સાધનામાં હિસ્સો પૂરવો પડશે. જેમણે જેમણે આ પરિષદ જોઈ તે દરેકે તેને અપૂર્વ માની છે.

**અખિલ ભારતીય કલાકાર પરિષદ—બીજું અધિવેશન**

આર્ટ સોસાએટી ઑવ ઇન્ડિયાએ ગયે વર્ષે પરિષદના સ્થાયી બંધારણ માટે એક ખરડો ઘડેલો, તે પસાર કરવાની પૂરી આશાથી આ પરિષદ બોલાવી હતી એ સ્પષ્ટ હતું. વીસ બાવીસ જેટલા પ્રતિનિધિઓ ચુંટાઇને આવેલા હતા. એ બધાનું સંમેલન પાર્લમેન્ટ રોડ પર રેડિયો-ઘરની બાજુમાં સોસાએટીને મળેલા મકાનમાં જ રાખવામાં આવ્યું હતું. પ્રો. નિકોલસ રોરિકનું નામ પ્રમુખ તરીકે સૂચવાયું હતું, પણ ગમે તે કારણે તેમને યોગ્ય સમયમાં સંદેશા મળ્યા ન હતા, તેથી આવી શક્યા નહિ. તેથી કલકત્તા યુનિવર્સિટીના ઇતિહાસના પ્રોફેસર ડૉ. સુહરાવર્દીની પ્રમુખ તરીકે ચૂંટણી થઈ. આ પરિષદના થોડા પણ ચુનંદા પ્રતિનિધિઓએ આગળના બંધારણ અને સૂચનાઓની ઝીણી તપાસ કરી નાખીને લગભગ આખું જ બંધારણ નવેસરથી રજૂ કર્યું. મુંબાઇથી આવેલા શ્રી આંબેડકર અને શ્રી મનુ ઠક્કરે વિરોધ પક્ષ લઇ રજૂ થએલી યોજનામાં સબળ રીતે અનેક વાંધા બતાવ્યા ને મોટા ભાગના પ્રતિનિધિઓને પોતાના વલણમાં લઈ લીધા; અને અંતે ખૂબ છણાવટ પછી અખિલ ભારત કલાકારોનું એક નવું જ મંડળ સ્થાપવાની યોજના પાસ કરાવી. આરંભમાં પ્રત્યેક પ્રાંતનું પ્રતિનિધિત્વ આવી જાય એવી એક ૨૫ સભ્યોની સમિતિને બધારણ તથા યોજના તૈયાર કરવાનું સોંપ્યું, એમાં મારું નામ પણ છે. પરંતુ મને એક જ ભય છે કે સર્વ કામકાજ કરનારી એક કેન્દ્રીય સંસ્થા નથી બની ત્યાં સુધી બધાના વિચારો ને મતનું એકીકરણ ઘણું ઢીલમાં પડશે દિલ્હીની આર્ટ્સ ઍન્ડ ક્રૅફ્ટ્સ સોસાએટી હવે એ કાર્યની જવાબદારીમાંથી ખસી જાય છે, એટલે નવી સમિતિએ કોઈ નવી ગોઠવણ ઊભી કરવાની રહી. આપણે ત્યાં જુદીજુદી સંસ્થાઓ ઘણી છે, પણ બધા વચ્ચે ભ્રાતૃભાવ અને સહકારની લાગણી વિકાસ પામતી નથી એ શોકજનક બિના છે. મુંબાઇમાં પણ ત્રણ કલાસમિતિઓ ને મંડળો છે તેઓ એકબીજાની પૂરક બનીને દેશની પ્રગતિને આગળ ધપાવવાની હિતકારક હરીફાઇ કરે તોયે સારું પરિણામ આવે. આમાં જ ઘણી વાર હું એકાંત કાર્ય કરી સંતોષ લઉં છું

દિલ્હીના જૂના શહેરમાં તો એ વખતે કર્ફ્યૂ ચાલતો હોવાથી બીજે ક્યાંયે જવા કે હળવામળવાની તક રહી નહોતી, એટલે કલાકાર પરિષદ પૂરી થતાં મેં બીજે દિવસે સવારે દિલ્હી છોડી દીધું.

## એશિયાની કૂચ

જીવનમાં જન્મ પણ નથી અને મૃત્યુ પણ નથી. છે માત્ર જીવનને વધુનેવધુ ઉન્નત કરવાની મહત્ત્વાકાંક્ષા સેવતો અમર આત્મા. આ છે હિંદનો ઇતિહાસ; આ છે સમસ્ત એશિયાનો ઇતિહાસ. તમારો ધર્મ ગમે તે હો, તમારો વંશ ગમે તે હો, તમારી ભાષા ગમે તે હો, પણ હું ખાત્રીપૂર્વક તમને કહું છું કે વિશ્વમાં જન્મ કે મૃત્યુ કશું જ નથી. આપણે તો આગળ ને આગળ, ઊંચે ને ઊંચે પ્રગતિ જ કરતા હોઈએ છીએ. અને જ્યાં સુધી આપણે આકાશના તારાઓને પહોંચીએ નહિ ત્યાં સુધી આપણી એ કૂચ ચાલુ જ છે.

અને આપણી એ આગેકૂચને કોણ થંભાવી શકે એમ છે? આપણને કોણ કહી શકે તેમ છે કે 'હવે બસ, ટુક જાઓ'? આપણી તમન્ના તો છે આકાશનો ચન્દ્ર નીચે ઉતારવાની. પણ આપણે કોઇને કહી કહ્યું નથી કે અમને એ ઉતારી આપો. આપણે તો જાતે જ તેને આકાશમાંથી ચૂંટી લઇ એશિયાના સ્વાતંત્ર્યમુકુટ પર બેસાડી દઇએ છીએ.

(એશિયન સંમેલનમાના ભાષણમાંથી) —સરોજિની નાયડુ

# ઍટમ બૉમ્બ

## વર્તમાનની સમસ્યા પર રચાએલી ભવિષ્યની એક વાર્તા

લેખક
કાલિદાસ જાદવ



એ બનાવ બન્યો એ વખતે હું ત્યાં જ હતો. સાંજને સમયે સામાન્યરીતે અમદાવાદના રસ્તા માણસોથી ભરપૂર હોય છે જ. તેમાંય આ તો શાકમારકીટ પાસેનું સ્થળ. બાજુમાં દાતણવાળા દાતણના ભાવ લલકારતા હતા. થોડે દૂર બેત્રણ શાકની લારીઓ હતી હું તે વખતે દાતણ ખરીદી રહ્યો હતો. એકાએક મોટો ભયંકર અવાજ થયો ને શાકની એક લારી સહેતર અદૃશ્ય થઈ ગઇ.

માણસોની નાસભાગ શરૂ થઇ ગઈ પડેલા ઊઠે તે પહેલા જ એમના પર આવીને બીજા પડવા લાગ્યા. શું થયું, શાને માટે બધા નાસે છે એ પૂછવા કોઈ રહેતુંજ નહિ બસ નાસવા સાથે જ કામ.

હું તો ફૂટપાથના એક ખૂણા પર પટકાઈ ગયો હતો એ અવાજ સિવાય કશું સાંભળ્યું ન હતું ધક્કાને લીધે પડ્યો અને પડ્યો એવો જ બેભાન થયો. ભાન આવતા જોયું કે કેટલાક માણસો પોલિસને બનાવવાળુ સ્થળ બતાવતા હતા પોલિસની હાજરીમાત્રથી હિંમત આવતાં ઘણા માણસો એ સ્થળ તરફ ધસી રહ્યા હતા

જ્યાં લારી હતી ત્યા ત્રણેક ફૂટનો એક લખગોળ પ્રકાશિત પદાર્થ પડયા હતો. લારીવાળો બેભાન સ્થિતિમાં પડ્યો હતો. અને થોડી ઇજા થએલી હોવાથી ઍમ્બ્યુલન્સ બોલાવી એને સારવાર માટે દવાખાનામાં મોકલવામાં આવ્યો. એ પછી પંચની રૂબરૂમાં પોલિસે પેલા પ્રકાશિત પદાર્થનો કબજો લીધો.

આ લખગોળને ખોલવા માટે પોલિસે એના બધા ઉપાયો અજમાવી જોયા. એ લખગોળ પારદર્શક હતો, અને એની વચમાં કાગળનો મોટો વીંટો વાળેલો હતો. એ કાગળમા શું લખેલુ છે તે જાણવા માટે પોલિસ પ્રયત્ન કરે એ સ્વાભાવિક હતું.

પોલિસ નિષ્ફળ જતાં આખરે એ પદાર્થ વિજ્ઞાનીઓને સોંપવામાં આવ્યો. આખાયે લંબગોળમાં એક પણ સાંધો નહિ, એટલે ક્યાંથી એને ખોલવો એની ખબર ન પડે. એને તોડવાનો પણ નિષ્ફળ જ પ્રયત્ન કરવામાં આવ્યો. પોલાદ ઓગાળવાની ભઠ્ઠીમાં નાખી એને ઓગળવાનો પ્રયત્ન થયો એ પણ નાકામયાબ નીવડ્યો.

આમ ને આમ છ માસ વીતી ગયા! અંતે, એના આશ્ચર્યકારક આગમનની જેમ જ, એક દિવસ એ એકાએક આપમેળે તૂટી ગયો! જોષીના ટીપણા જેવા એ કાગળમાં જે આલેખેલું હતું તે છાપાઓમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું. એનો ટૂંકસાર નીચે પ્રમાણે છે.–

શરૂઆતમાં તો એમાં આપણા સૂર્યમંડળનું ચિત્ર દોરવામાં આવેલું. એમાં શુક્રના ગ્રહથી આપણી પૃથ્વીને જોડતી એક લીટી દોરવામાં આવેલી. એ લીટીના પર એ લંબગોળ વસ્તુના જેવો જ એક લખગોળ દોરેલો હતો. આટલા પરથી એટલું તો સ્પષ્ટ થતું હતુ કે આ વસ્તુ શુક્રના લોકોએ પૃથ્વી પર મોકલેલી હોવી જોઈએ.

પછીના ચિત્રમાં એક મોટી ચીજ પર હથોડા પડતા હોય એવું બતાવવામાં આવેલું હતું. એ જ ચીજના જુદાજુદા કદના નાના ભાગો પણ બતાવેલા. તેની પછીના ચિત્રમાં એક સૂક્ષ્મદર્શક યંત્રમાંથી એ જ ચીજનો એક નાનામા નાનો ભાગ કોઈક જોઈ રહ્યો હતો. એ આખાયે ચિત્રનો અર્થ 'ઍટમ' જેવો હશે એ સ્પષ્ટ હતું

ત્રીજા ચિત્રમાં જુદાંજુદા યંત્રોની આકૃતિઓ આપેલી હતી. વિજ્ઞાનીઓને એ સમજતા વાર ન લાગી કે આ યંત્રો ઍટમના વિભાગીકરણ કરનારાં યંત્રોમાંનાં જ છે ચોથા ચિત્રમાં વળી પાછું સૂર્યમંડળ આપેલું હતું. એમાં પૃથ્વીના નાના નાના ટુકડા થઈ અવકાશમાં વેરાતા બતાવેલા. પાંચમા ચિત્રમાં એ જ પ્રમાણે બીજા ગ્રહોનું થતું બતાવવામાં આવેલું. આ ચિત્રો જોતા પરથી સમજાઈ આવતું હતું કે ઍટમના વિભાગીકરણથી આખા સૂર્યમંડળનો પ્રલય શક્ય છે

છઠ્ઠા ચિત્રમાં મોટા પાયા પર સૂર્યમંડળ બતાવવામાં આવેલું પૃથ્વી અને શુક્રને જોડનારી એક લીટી આમાં પણ હતી આ લીટી પર 'પાઇથાગોરસ'ના ભૂમિતિના સિદ્ધાંતની દોરેલી આકૃતિ હતી.

આ છેલ્લા ચિત્રનો સંદેશ સ્પષ્ટ હતો ઍટમના વિભાગીકરણથી સૂર્યમંડળનો નાશ વહોરી લેવા પૃથ્વીના લોકો તૈયાર છે કે કેમ? ને એમ કરવા પૃથ્વી તૈયાર ન હોય તો પૃથ્વીના કોઈ એક વિશાળ પ્રદેશ પર એ પાઇથાગોરસની આકૃતિ દોરવી

ઓગસ્ટ મહિનાના વર્તમાનપત્રોમાં આ બીના પ્રસિદ્ધ થયા પછી તો દુનિયા-

ભરમાં તે પર મહાન ચર્ચા શરૂ થઈ. માનવજાતના બે ભાગ બની ગયા. એક ભાગ આ બીનાને સાચી માનનાર; બીજો ન માનનાર.

ઉપર જણાવેલા સ્પષ્ટ સંદેશાને મહાન તૂત માનનાર પહેલો વર્ગ એવો પ્રચાર કરતો કે શુક્રના ગ્રહમાં જીવનનું અસ્તિત્વ જ સંભવિત નથી. એ ગ્રહનું કદ, એનું વાતાવરણ, સૂર્યથી એનું અંતર વગેરે બાબતોનો આધાર લઈ, એ પહેલો વર્ગ એમ સાબિત કરવા માગતો કે શુક્રના ગ્રહ પર કોઈ જીવન જ સંભવિત નથી. કદાચ સંભવિત હોય તોપણ પૃથ્વીના માનવો જેટલી ઉચ્ચ બુદ્ધિકક્ષાએ પહોંચેલું જીવન તો ત્યાં ન જ હોય. વિશેષમાં એ વર્ગ માનતો કે ઍટમ-શક્તિને આંતરરાષ્ટ્રીય બનાવવા એક વર્ગ મથે છે અને એની બધી શોધો પર આખી માનવજાતનો સામાન્ય હક્ક હોવો જોઈએ એમ એ વર્ગ માને છે. આમજનતાને ગભરાવી મારવા માટે એ વર્ગે કદાચ આવો લંબગોળ બનાવી મહાન તરકટ ઊભું કર્યું હોવાનો સંભવ છે. ઍટમ-બૉમ્બની શોધ એ વર્ગ પાસે ન હોવાથી તે આવાં કાવતરાં કરે એ સાવ સ્વાભાવિક વાત છે. આવુંઆવું મનાવવા આ પ્રથમ વર્ગ મથતો.

જ્યારે લંબગોળની વાત સાચી જ હોવાનો સંભવ વધારે છે, એમ માનતો બીજો વર્ગ પણ સામેથી પોતાનો પ્રચાર કર્યે જતો હતો. એ વર્ગ જણાવતો કે અમારી પાસે ઍટમની બનાવટની કળા નથી એ વાત સાવ ખોટી છે. અમે કાંઈ ડરથી અગર અદેખાઈથી પ્રેરાઈને આ વાતને સાચી માનતા નથી. અમારું માનવું છે કે શુક્રમાં આપણા જેવું નહિ તો બીજા કોઈ પ્રકારનું પણ જીવન સંભવિત છે જ. આખા વિશ્વમાં માત્ર આપણે જ બુદ્ધિમાન હોઈએ અને બીજા ન હોઈ શકે એ માનવું એ નરી મૂર્ખાઈ છે. માટે આ લંબગોળમાં આવેલા સંદેશા પ્રમાણે આપણે ઍટમબૉમ્બનો ઉપયોગ કરવો જ ન જોઈએ. નહિતર પરિણામ વિપરીત આવવા સંભવ છે.

આમ આ પ્રચાર—પ્રતિપ્રચાર નજીક વર્ષ સુધી ચાલ્યા જ કર્યો. માનવજાતે શુક્રના ગ્રહને સંદેશો મોકલ્યો નહિ. ત્રણ વર્ષના અંતે ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. આ યુદ્ધમાં બે ગોળાર્ધ ભાગ લઈ રહ્યા હતા. પૂર્વ ગોળાર્ધમાં રંગભેદ, દેશભેદ અગર વર્ગભેદ વિનાની સમાજ-રચના ચાલતી હતી. પશ્ચિમ ગોળાર્ધમાં રંગભેદ પણ હતો અને વર્ગ-ભેદ પણ હતો. એ ગોળાર્ધમાં અમેરિકા અગ્રેસર હતું, જ્યારે પૂર્વ ગોળાર્ધમાં રશિયા આગળપડતું કામ કરતું હતું.

બંને પક્ષો ઍટમબૉમ્બનો છૂટથી ઉપયોગ કરતા. મહાસાગરોમાં ઘૂમતા આખા ને આખા નૌકાકાફલા વિપલમાત્રમાં વિનાશ પામતા. શહેરોનાં શહેરો નિમેષમાત્રમાં ભસ્મીભૂત બનતાં. આખું જગત અત્યંત વેગે કબ્રસ્તાન બની રહ્યું હતું.

ત્રીજા વિશ્વયુદ્ધને શરૂ થયે છ માસ પૂરા થયા હતા. બંને ગોળાર્ધનાં શહેરો ખાલી થઈ ગયાં હતાં. માણસો મોટે ભાગે ભૂગર્ભ-માં અગર જંગલોમાં વસતા હતા. હું પણ વિન્ધ્ય પર્વતની કરા-ડોની બગમાં આવેલા મારા ગામડાના વતનમાં ચાલ્યો ગયો હતો.

એક સાંજે હું મારા ગામ પાસેના જંગલમાં ફરવા ગયો હતો. આ વિશ્વયુદ્ધ ચલાવનાર માનવજાતની મૂર્ખાઈ પર હું વિચાર કરી રહ્યો હતો. એવામાં મારાથી સોએક વાર દૂર એકાએક એકાદ ઝાડ તૂટી પડવાની સાથે મોટો ભયંકર અવાજ થયો. તૂટેલાં ઝાડ હું જોઈ શકતો, પણ તે શાથી તૂટ્યાં તેનું કારણ હું બિલકુલ તે વારે ન જાણી શક્યો. પાંએક કલાક હું આમ સ્તબ્ધ જ વિચારતો રહ્યો.

થોડી વારે કોઈ મારા તરફ આવતું હોય એવો અવાજ મેં સાંભળ્યો પણ હું એ આવનારને જોઈ શકતો ન હતો. ધીમેધીમે નજીક આવતો એ અવાજ નિકટ આવતાં હું ભયભીત બની ગયો. અને એકાદ મિનિટ એમ પસાર થયા પછી કોઈ અત્યંત સૌમ્ય અસર મને આવરી રહી છે એવો મને ભાસ થયો. એ પછી હું એકાએક ઉચકાયો! મને ખ્યાલ આવ્યો કે કોઈ અણજાણ્યું વ્યક્તિ મને કોઈ જગ્યાએ ઉઠાવી જાય છે. આમ મને પેલાં તૂટેલાં ઝાડ પાસે લઈ જવામાં આવ્યો. મને હજી પણ યાદ છે કે મને એક અદૃશ્ય ટેબલ પર સુવાડવામાં આવ્યો હતો અને એ પછી હું બેભાન બન્યો હતો.

એ સ્થિતિમાં હું કેટલી વાર રહ્યો હોઈશ એનો તો મને ખ્યાલ નથી. માત્ર એટલો જ ખ્યાલ છે કે ‘તમારે જરાય ભયભીત થવાની જરૂર નથી’ એવા શબ્દો સાંભળી હું જાગી ગયો. શબ્દો સાંભળ્યા છતાં કોઈને ન જોવાથી મેં જણાવ્યું: ‘માફ કરજો. હું તમને જોઈ શકતો નથી.’

સામી વ્યક્તિએ જવાબ આપ્યો: ‘માફ, અમારે માગવી જોઈએ. અમને એ ખ્યાલ ન રહ્યો કે અમે તમારાથી અદૃશ્ય છીએ.’

‘પહેલાં તો મને એ જણાવો કે તમે લોકો કોણ છો અને મને શાને કાજે કેદ કર્યો છે.’

‘અમે શુક્ર-માનવો છીએ. ઍટમ બૉમ્બ ન વાપરવા અમે તમને સંદેશો મોકલ્યો. પણ તમે તો એનો જવાબ સરખો યે આપતા નથી!’ કહી એણે મને પોતાના અસ્તિત્વની ખાતરી કરાવવા મારો હાથ પોતાના હાથમાં લીધો.

‘હું એક સામાન્ય માણસ. મારું કહેવું અમારા લોકો ન માને તેથી મને કેદ કરવાથી તમારો કોઈ અર્થ સરશે નહિ.’

‘સામાન્ય માણસ? તમારે ત્યાં વળી શું ‘સામાન્ય’ અને ‘અ-સામાન્ય’ એવા ભેદ છે?’ શુક્રમાનવે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

‘હા. અમારા રાજ્યકર્તાઓને તમારો સંદેશો મળ્યો ખરો. પણ એમણે તો એ આખી વાતને એક મોટું તૂત જાણી ઉડાવી દીધી.’

‘ઠીક, તો હવે પણ તમારા રાજ્યકર્તાઓએ માનવું રહ્યું. હજી બહુ મોડું થયું નથી. તમે તમારી જાતે જ અમારા વતી તમારી જાતિને ફરીથી વિનંતિભર્યો સંદેશો આપો.’

‘પણ મારું કહ્યું જ કોઈ સાંભળશે નહિ એનું શું? એ વાત જ અશક્ય છે.’ મેં કહ્યું. ત્યાં મને એકાએક વિચાર આવતાં તેને પૂછ્યું કે, ‘પણ તમે મારી ભાષા શી રીતે બોલી જાણો છો?’

‘તમને સાત દિવસ ટેબલ પર સુવાડી તમારા મગજનો અમે અભ્યાસ કર્યો. અમારા સર્વદર્શી યંત્રોએ તમારા મગજને સંપૂર્ણ રીતે અમારા આગળ ધર્યું. એ તો ઠીક; પણ સંદેશાની વાત કરો ને.’

‘તમે જે ઉપાય બતાવશો તે હું અજમાવીશ.’

‘તમે લોકો રેડિયો તો વાપરો છો ને?’ શુક્રમાનવે સવાલ કર્યો.

મારો હકારમાં અપાયેલો જવાબ જાણી એણે કોઈક વસ્તુ બહાર કાઢી એવું મેં અવાજ પરથી જાણ્યું. પછી એ ચીજ એણે ફરાક પર ગોઠવીને મને કહ્યું, ‘આ એક રેકર્ડ છે. એનું સંગીત આખું જગત સાંભળશે. એનાથી મુગ્ધ થયેલું જગત તરત જ તમારી વાત સાંભ-ળવા તૈયાર થશે. અત્યારે તમારી દુનિયાના બધા રેડિયો-પ્રોગ્રામ મેં બંધ કર્યા છે.’

આ એક કલાક અદ્ભુત સંગીત સંભળાવ્યા બાદ મારી આગળ એણે કાંઈક ગાવીને તેમાં બોલવાનું શરૂ કરવા મને કહ્યું. મેં એ રેડિયો દ્વારા પેલા મિત્ર-સંદેશાની વાત જણાવીને આજ્ઞાભરેલી ભાષામાં જગતને કહ્યું કે અણુઓ વિભક્ત બનતી વેળા મહાન શક્તિ ઉત્પન્ન કરે છે. આ શક્તિ પોતાની પાસેના અણુઓને વિભક્ત કરે છે એ વળી પોતાની પાસેના બીજા અણુઓનો નાશ કરે છે. આ પ્રમાણે ચાલતી પરંપરા કદી કાંઈ પણ અટકાવી શકાતી જ નથી. પરિણામે આખી પૃથ્વીનો ગોળો નષ્ટ થવાનો સંભવ છે. પૃથ્વીનો

# ઍટમ બૉમ્બ

## વર્તમાનની સમસ્યા પર રચાએલી ભવિષ્યની એક વાર્તા

લેખક
કાલિદાસ જાદવ



એ બનાવ બન્યો એ વખતે હું ત્યાં જ હતો. સાંજને સમયે સામાન્યરીતે અગાશી-વાના રસ્તા માણસોથી ભરપૂર હોય છે જ. તેમાં ય આ તો શાકમારકીટ પાસેનું સ્થળ બાજુમાં દાતણવાળા દાતણના ભાવ લલકારતા હતા. થોડે દૂર બેત્રણ શાકની લારીઓ હતી. હું તે વખતે દાતણ ખરીદી રહ્યો હતો. એકાએક મોટો ભયંકર અવાજ થયો ને શાકની એક લારી સદંતર અદૃશ્ય થઈ ગઇ!

માણસોની નાસભાગ શરૂ થઇ ગઈ. પડેલા ઊઠે તે પહેલા જ એમના પર આવીને બીજા પડવા લાગ્યા. શું થયું, શાને માટે બધા નાસે છે એ પૂછવા કોઈ રહેતુ જ નહિ બેસનાસવાસાથે જ હાગ.

હું તો ફૂટપાથના એક ખૂણા પર પટકાઈ ગયો હતો મેં અવાજ સિવાય કશું સાંભળ્યું ન હતુ ધક્કાને લીધે પડયો. અને પડ્યો એવો જ બેભાન થયો. ભાન આવતા જોયુ કે કેટલાક માણસો પોલિસને બનાવવાળુ સ્થળ બતાવતા હતા પોલિસની હાજરીમાત્રથી હિંમત આવતા ઘણા માણસો એ સ્થળ તરફ ધસી રહ્યા હતા

જ્યા લારી હતી ત્યા ત્રણેક ફૂટનો એક લંબગોળ પ્રકાશિત પદાર્થ પડયો હતો. લારીવાળો બેભાન સ્થિતિમાં પડયો હતો. એને થોડી ઇજા થએલી હોવાથી ઍમ્બ્યુલન્સ બોલાવી એને સારવાર માટે દવા-ખાનામાં મોકલવામાં આવ્યો. એ પછી પુરની રૂબરૂમાં પોલિસે પેલા પ્રકાશિત પદાર્થનો કબજો લીધો.

આ લંબગોળને ખોલવા માટે પોલિસે એના બધા ઉપાયો અ-જમાવી જોયા. એ લંબગોળ પારદર્શક હતો, અને એની વચમાં કાગળનો મોટો વીંટો વાળેલો હતો. એ કાગળમાં શું લખેલું છે તે જાણવા માટે પોલિસ પ્રયત્ન કરે એ સ્વાભાવિક હતુ

પોલિસ નિષ્ફળ જતાં આખરે એ પદાર્થવિજ્ઞાનીઓને સોંપવામાં આવ્યો. આખા યે લંબગોળમાં એક પણ સાંધો નહિ, એટલે કયાંથી એને ખોલવો એની ખબર ન પડે. એને તોડવાનો પણ નિષ્ફળ જ પ્રયત્ન કરવામાં આવ્યો પોલાદ ઓગાળવાની ભઠ્ઠીમાં નાખી એને ઓગળવાનો પ્રયત્ન થયો એ પણ નાકામયાબ નીવડયો.

આમ ને આમ છ માસ વીતી ગયા! અને, એના આશ્ચર્યકારક આગમનની જેમ જ, એક દિવસ એ એકાએક આપમેળે તૂટી ગયો! જોષીના ટીપણા જેવા એ કાગળમાં જે આલેખેલું હતુ તે છાપાંઓમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું. એનો ટૂંકસાર નીચે પ્રમાણે છે.

શરૂઆતમાં તો એમાં આપણા સૂર્યમંડળનું ચિત્ર દોરવામાં આવેલું. એમાં શુક્રના ગ્રહથી આપણી પૃથ્વીને જોડેલી એક લીટી દોરવામાં આવેલી. એ લીટીના પર એ લંબગોળ વસ્તુના જેવો જ એક લંબગોળ દોરેલો હતો. આટલા પરથી એટલું તો સ્પષ્ટ થતું હતું કે આ વસ્તુ શુક્રના લોકોએ પૃથ્વી પર મોકલેલી હોવી જોઇએ.

પછીના ચિત્રમાં એક મોટી ચીજ પર હથોડા પડતા હોય એવું બતાવવામાં આવેલું હતું. એ જ ચીજના જુદાજુદા કદના નાના ભાગો પણ બતાવેલા. તેની પછીના ચિત્રમાં એક સૂક્ષ્મદર્શક યંત્રમાંથી એ જ ચીજનો એક નાનામાં નાનો ભાગ એકઓ જોઈ શકાતો હતો. એ આખા યે ચિત્રનો અર્થ 'ઍટમ' થતો હશે એ સ્પષ્ટ હતુ

ત્રીજા ચિત્રમાં જુદાંજુદાં યંત્રોની આકૃતિઓ આપેલી હતી. વિ-જ્ઞાનીઓને એ સમજતાં વાર ન લાગી કે આ યંત્રો ઍટમના વિભાજી-કરણ કરનારાં યંત્રોમાંનાં જ છે. ચોથા ચિત્રમાં વળી પાછું સૂર્યમંડળ આપેલું હતું. એમાં પૃથ્વીના નાના નાના ટુકડા થઈ અવકાશમાં વેરાતા બતાવેલા. પાંચમા ચિત્રમાં એ જ પ્રમાણે બીજા ગ્રહોનું થતું બતાવવામાં આવેલું. આ ચિત્રો જોવા પરથી સમજાઈ આવતું હતુ કે ઍટમના વિભાજીકરણથી આખા સૂર્યમંડળનો પ્રલય શક્ય છે

છેલ્લા ચિત્રમાં મોટા પાયા પર સૂર્યમંડળ બતાવવામાં આવેલું. પૃથ્વી અને શુક્રને જોડનારી એક લીટી આમાં પણ હતી આ લીટી પર 'પાઈથાગોરસ'ના ભૂમિતિના સિદ્ધાંતની દોરેલી આકૃતિ હતી.

આ છેલ્લા ચિત્રનો સંદેશ સ્પષ્ટ હતો. ઍટમના વિભાજીકરણથી સૂર્યમંડળનો નાશ વહોરી લેવા પૃથ્વીના લોકો તૈયાર છે કે કેમ? જો એમ કરવા પૃથ્વી તૈયાર ન હોય તો પૃથ્વીના કોઈ એક વિશાળ પ્રદેશ પર એ પાઈથાગોરસની આકૃતિ દોરવી.

જગતનાં વર્તમાનપત્રોમાં આ બીના પ્રસિદ્ધ થયા પછી તો દુનિયા-

ભરમાં તે પર મહાન ચર્ચા શરૂ થઈ. માનવજાતના બે ભાગ બની ગયા. એક ભાગ આ બીનાને સાચી માનનાર; બીજો ન માનનાર.

ઉપર જણાવેલા સ્પષ્ટ સંદેશાને મહાન તૂત માનનાર પહેલો વર્ગ એવો પ્રચાર કરતો કે શુક્રના ગ્રહમાં જીવનનું અસ્તિત્વ જ સંભવિત નથી. એ ગ્રહનું કદ, એનું વાતાવરણ, સૂર્યથી એનું અંતર વગેરે બાબતોનો આધાર લઈ, એ પહેલો વર્ગ એમ સાબિત કરવા માગતો કે શુક્રના ગ્રહ પર કોઈ જીવન જ સંભવિત નથી. કદાચ સંભવિત હોય તોપણ પૃથ્વીના માનવો જેટલી ઉચ્ચ બુદ્ધિકક્ષાએ પહોંચેલું જીવન તો ત્યાં ન જ હોય. વિશેષમાં એ વર્ગ માનતો કે ઍટમ-શક્તિને આંતરરાષ્ટ્રીય બનાવવા એક વર્ગ મથે છે અને એની બધી શોધો પર આખી માનવજાતનો સામાન્ય કાબૂ હોવો જોઈએ એમ એ વર્ગ માને છે. આમજનતાને ગભરાવી મારવા માટે એ વર્ગે કદાચ આવો સંબગોળ બનાવી મહાન તરકટ ઊભું કર્યું હોવાનો સંભવ છે. ઍટમ-બૉમ્બની શોધ એ વર્ગ પાસે ન હોવાથી તે આવાં કાવતરાં કરે એ સાવ સ્વાભાવિક વાત છે. આવુંઆવું મનાવવા આ પ્રથમ વર્ગ મથતો.

જ્યારે સંબગોળની વાત સાચી જ હોવાનો સંભવ વધારે છે, એમ માનતો બીજો વર્ગ પણ સામેથી પોતાનો પ્રચાર કર્યે જતો હતો. એ વર્ગ જણાવતો કે અમારી પાસે ઍટમની બનાવટની કળા નથી એ વાત સાવ ખોટી છે. અમે કાંઈ ડરથી અગર અદેખાઈથી પ્રેરાઈને આ વાતને સાચી માનતા નથી. અમારું માનવું છે કે શુક્રમાં આપણા જેવું નહિ તો બીજા કોઈ પ્રકારનું પણ જીવન સંભવિત છે જ. આખા વિશ્વમાં માત્ર આપણે જ બુદ્ધિમાન હોઈએ અને બીજા ન હોઈ શકે એ માનવું એ નરી મૂર્ખાઈ છે. માટે આ સંબગોળમાં આવેલા સંદેશા પ્રમાણે આપણે ઍટમબૉમ્બનો ઉપયોગ કરવો જ ન જોઈએ. નહિતર પરિણામ વિપરીત આવવા સંભવ છે.

આમ આ પ્રચાર—પ્રતિપ્રચાર અનેક વર્ષ સુધી ચાલ્યા જ કર્યો. માનવજાતે શુક્રના ગ્રહને સંદેશો મોકલ્યો નહિ. ત્રણ વર્ષના અંતે ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. આ યુદ્ધમાં બે ગોળાર્ધ ભાગ લઈ રહ્યા હતા. પૂર્વ ગોળાર્ધમાં રંગભેદ, દેશભેદ અગર વર્ગભેદ વિનાની સમાજ-રચના સ્થપાઈ હતી. પશ્ચિમ ગોળાર્ધમાં રંગભેદ પણ હતો અને વર્ગ-ભેદ પણ હતો. એ ગોળાર્ધમાં અમેરિકા અગ્રેસર હતું, જ્યારે પૂર્વ ગોળાર્ધમાં રશિયા આગળપડતું કામ કરતું હતું.

બંને પક્ષો ઍટમબૉમ્બનો છૂટથી ઉપયોગ કરતા. મહાસાગરોમાં ઘૂમતા આખા ને આખા નૌકાકાફલા વિપલમાત્રમાં વિનાશ પામતા. શહેરોનાં શહેરો નિમેષમાત્રમાં ભસ્મીભૂત બનતાં. આખું જગત અત્યંત મોટું કબ્રસ્તાન બની રહ્યું હતું.

ત્રીજા વિશ્વયુદ્ધને શરૂ થયે છ માસ પૂરા થયા હતા. બંને ગોળાર્ધનાં શહેરો ખાલી થઈ ગયાં હતાં. માણસો મોટે ભાગે ભૂગર્ભ-માં અગર જંગલોમાં વસતા હતા. હું પણ વિન્ધ્ય પર્વતની કરા-ડોની વચમાં આવેલા મારા ગામડાના વતનમાં ચાલ્યો ગયો હતો.

એક સાંજે હું મારા ગામ પાસેના જંગલમાં ફરવા ગયો હતો. આ વિશ્વયુદ્ધ ચલાવનાર માનવજાતની મૂર્ખાઈ પર હું વિચાર કરી રહ્યો હતો. એવામાં મારાથી સોએક વાર દૂર એકાએક એક ઝાડ તૂટી પડવાની સાથે મોટો ભયંકર અવાજ થયો. તૂટેલાં ઝાડ હું જોઈ શકતો. પણ તે શાથી તૂટ્યાં તેનું કારણ હું બિલકુલ તે વારે ન જાણી શક્યો. પાંચેક કલાક હું આમ સ્તબ્ધ જ વિચારતો રહ્યો.

થોડી વારે કોઈ મારા તરફ આવતું હોય એવો અવાજ મેં સાંભળ્યો પણ હું એ આવનારને જોઈ શકતો ન હતો. ધીમેધીમે નજીક આવતો એ અવાજ નિકટ આવતાં હું ભયભીત બની ગયો. અને એકાદ મિનિટ એમ પસાર થયા. પછી કોઈ અત્યંત સૌમ્ય અસર મને આવરી રહી છે એવો મને ભાસ થયો. એ પછી હું એકાએક ઊંચકાયો ! મને ખ્યાલ આવ્યો કે કોઈ અણજાણ વ્યક્તિ મને કોઈ જગ્યાએ ઉઠાવી જાય છે. આમ મને પેલાં તૂટેલાં ઝાડ પાસે લઈ જવામાં આવ્યો. મને હજી પણ યાદ છે કે મને એક અદૃશ્ય ટેબલ પર સુવાડવામાં આવ્યો હતો અને એ પછી હું બેભાન બન્યો હતો.

એ સ્થિતિમાં હું કેટલી વાર રહ્યો હોઈશ એનો તો મને ખ્યાલ નથી માત્ર એટલો જ ખ્યાલ છે કે 'તમારે જરાય ભયભીત થવાની જરૂર નથી' એવા શબ્દો સાંભળી હું જાગી ગયો. શબ્દો સાંભળવા છતાં કોઈને ન જોવાથી મેં જણાવ્યું: 'માફ કરજો હું તમને જોઈ શકતો નથી.'

સામી વ્યક્તિએ જવાબ આપ્યો: 'માફ, અમારે માગવી જોઈએ. અમને એ ખ્યાલ ન રહ્યો કે અમે તમારાથી અદૃશ્ય છીએ.'

'પહેલાં તો મને એ જણાવો કે તમે લોકો કોણ છો અને મને શાને કાજે કેદ કર્યો છે.'

'અમે શુક્ર-માનવો છીએ. ઍટમ બૉમ્બ ન વાપરવા અમે તમને સંદેશો મોકલ્યો. પણ તમે તો એનો જવાબ સરખો યે આપતા નથી" કહી એણે મને પોતાના અસ્તિત્વની ખાતરી કરાવવા મારો હાથ પોતાના હાથમાં લીધો.

'હું એક સામાન્ય માણસ મારું કહેવું અમારા લોકો ન માને. તેથી મને કેદ કરવાથી તમારો કોઈ અર્થ સરશે નહિ.'

'સામાન્ય માણસ ? તમારે ત્યાં વળી શું 'સામાન્ય' અને 'અ-સામાન્ય' એવા ભેદ છે ?' શુક્રમાનવે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'હા. અમારા રાજ્યકર્તાઓને તમારો સંદેશો મળ્યો ખરો. પણ એમણે તો એ આખી વાતને એક મોટું તૂત જાણી ઉડાવી દીધી.'

'ઠીક, તો હવે પણ તમારા રાજ્યકર્તાઓએ માનવું રહ્યું. હજી બહુ મોડું થયું નથી. તમે તમારી જાતે જ અમારા વતી તમારી જાતિને ફરીથી વિનંતિભર્યો સંદેશો આપો.'

'પણ મારું કહ્યું જ કોઈ સાંભળશે નહિ એનું શું ? એ વાત જ અશક્ય છે.' મેં કહ્યું ત્યાં મને એકાએક વિચાર આવતાં તેને પૂછ્યું કે, 'પણ તમે મારી ભાષા શી રીતે બોલી જાણો છો ?'

'તમને સાત દિવસ ટેબલ પર સુવાડી તમારા મગજનો અમે અભ્યાસ કર્યો. અમારા સર્વદર્શી યંત્રોએ તમારા મગજને સંપૂર્ણ રીતે અમારા આગળ ધર્યું. એ તો ઠીક; પણ સંદેશાની વાત કરોને.'

'તમે જે ઉપાય બતાવશો તે હું અજમાવીશ.'

'તમે લોકો રેડિયો તો વાપરો છો ને ?' શુક્રમાનવે સવાલ કર્યો.

મારો હકારમાં અપાએલો જવાબ જાણી એણે કોઈક વસ્તુ બહાર કાઢી એવું મેં અવાજ પરથી જાણ્યું. પછી એ ચીજ એણે કશાક પર ગોઠવીને મને કહ્યું, 'આ એક રેકર્ડ છે. એનું સંગીત આખું જગત સાંભળશે. એનાથી મુગ્ધ થએલું જગત તરત જ તમારી વાત સાંભળવા તૈયાર થશે. અત્યારે તમારી દુનિયાના બધા રેડિયો-પ્રોગ્રામ મેં બંધ કર્યા છે.'

પા એક કલાક અદ્‌ભુત સંગીત સંભળાવ્યા બાદ મારી આગળ એણે કાંઈક લાવીને તેમાં બોલવાનું શરૂ કરવા મને કહ્યું. મેં એ રેડિયો દ્વારા પેલા નિમ-સંદેશાની વાત જણાવીને આજીજીભરેલી ભાષામાં જગતને કહ્યું કે અણુના વિભક્ત બનવાથી તેમાં મહાન શક્તિ ઉત્પન્ન કરે છે. આ શક્તિ પોતાની પાસેના અણુઓને વિભક્ત કરે છે એ વળી પોતાની પાસેના બીજા અણુઓનો નાશ કરે છે. આ પ્રમાણે નાશની પરંપરા કદી કાંઈ પણ અણુઓને અટકી જ નથી. પરિણામે આખી પૃથ્વીનો નાશ થવાનો સંભવ છે. પૃથ્વીનો

નાશ થતાં સૂર્યમંડળના ગુરુત્વાકર્ષણમાં ફેરફાર થવા સંભવ છે અને એમ થતા આખા સૂર્યમંડળનો નાશ થવાનો સંભવ ઊભો થાય છે.

અંતમાં મેં એ પણ જણાવ્યું કે હું અત્યારે એક શુક્ર-માનવના રૉકેટમાં બેસીને આ બોલી રહ્યો છું. હું શુક્ર-માનવનો કેદી જ છું.

અંતમાં મેં શુક્રમાનવે જણાવેલી ધમકી પણ જગત આગળ રજૂ કરી કે જો ત્રણ દિવસમાં અણુબૉમ્બનો ઉપયોગ અટકાવવામાં નહિ આવે તો શુક્રમાનવો પૃથ્વીમાનવોને ભયંકર શિક્ષા કરી પાછા જશે.

મેં રેડિયો-સંદેશો આપ્યો પછી શુક્ર માનવોએ ત્રણ દિવસ સુધી પૃથ્વી-માનવોના જવાબની રાહ જોઇ. એ ત્રણ દિવસના અંતે કોઈ પણ જાતનો જવાબ ન મળતાં એમણે છેલ્લી ચેતવણી પણ આપી જોઈ. પણ પરિણામ શૂન્યમાં જ આવ્યું.

ચોથા દિવસના અંતે એમણે પોતાના રૉકેટમાંથી એક મોટી વસ્તુ બહાર કાઢી અને તેને એક મોટા ઊંડા ખાડામાં ગોઠવીને પછી જોઈતાં તારનાં સંધાણો કરી લીધાં. આટલું કરી લીધા પછી રૉકેટને બંધ કરી તેઓ પરિણામની રાહ જોવા લાગ્યા.

એક માસને અંતે મને શુક્રમાનવો તરફથી જાણવા મળ્યું કે પૃથ્વીમાનવોના રેડિયો પરથી શુક્રમાનવોને વિનતિ પર વિનતિ થવા લાગી હતી. પૃથ્વીમાનવોએ પોતાના રાજ્યકર્તાઓને ફાંસીની સજા આપી હતી. એમણે યુદ્ધ બંધ કર્યું હતું- ઍટમબૉમ્બ કદાપિ નહિ વપરાય એવી ખાતરી આપી હતી. તદુપરાંત આખા યે માનવકુટુંબની સમાનતાના ધોરણે પુનર્રચના કરી હતી. આથી શુક્રમાનવોએ પેલા ખાડામાં દાટેલી વસ્તુનો નાશ કર્યો અને ઍટમશક્તિનો સદુપયોગ કરવાની જુદીજુદી કળાઓ શીખવવા ફરીથી પૃથ્વી પર આવવાનું વચન આપી, પોતાના રૉકેટને શુક્ર તરફ લઇ જવાની તૈયારી કરવા લાગ્યા.

એમના જતાં પહેલાં, એમણે પૃથ્વીને એવી તે શી શિક્ષા કરી હતી એ જાણવાની ઇંતેજારીથી મેં પેલા શુક્રમાનવને એ વિષે પૂછ્યું.

એણે જવાબ આપ્યો: 'ઍટમના છેલ્લા મૂળતત્ત્વો ઇલેક્ટ્રૉન અને પ્રોટૉન છે. દરેક વસ્તુમાં ઇલેક્ટ્રૉન અને પ્રોટૉનની સંખ્યા નિયત જ હોય છે. ઇલેક્ટ્રૉન અને પ્રોટૉનને જુદા પાડવાથી ઍટમ-બૉમ્બ તૈયાર થાય છે.'

'મારે ઍટમ બૉમ્બ વિષે જાણવું નથી; તમે શું કર્યું એ જ કૃપા કરી જણાવો.' મારી ધીરજ ખૂટતાં મેં સવાલ કર્યો.

'જરા ધીરજ રાખો. હું એ જ વાત પર આવતો હતો. ઇલેક્ટ્રૉન અને પ્રોટૉનની પેલી નિયત સંખ્યામાં જો ફેરફાર કરવામાં આવે તો કોઈ પણ એક વસ્તુમાંથી કોઇ બીજી જ ચીજ ઉત્પન્ન કરી શકાય છે.'

'એટલે તમે શું કર્યું?'

'અમે એવો ફેરફાર કરી એક એવી ચીજ બનાવી કે જેના અસ્તિત્વથી દરેક ધાતુને કાટ ચડી એ ખવાઈ જાય! એવી અદ્ભુત વસ્તુ આખા સૂર્યમંડળમાં નથી. છતાં અમે એ બનાવી શક્યા છીએ!'

'એટલે કે, તમે અમારી પૃથ્વી પરની ધાતુમાત્રનો નાશ કર્યો! પોલાદ ઉપર રચાયેલી અમારી આખી સંસ્કૃતિનો તમે સદંતર નાશ કર્યો!' આંસુભીનાં નેત્રે મેં પૂછ્યું.

'હા અને ના; અમારી વસ્તુની અસર પૃથ્વીપરની સર્વ દૃશ્ય ધાતુઓ પર થઈ. પણ ખાણોમાંની ધાતુઓ પર થાય એ પહેલાં તો પૃથ્વીમાનવો માની ગયા. એટલે વિનાશ સંપૂર્ણ નથી થયો.' એણે મારામાં આશાનો સંચાર કરતાં જણાવ્યું.

મને કેદ કરનાર એ શુક્રમાનવ મારાથી અદૃશ્ય હતો, છતાં અમારી વચ્ચે સારી જેવી મૈત્રી જામી ગઈ હતી. વિદાયની વેળા અમને બંનેને ઘણી દુઃખદ નીવડી. પણ ફરીથી મળવાનું એણે મને વચન આપેલું હોવાથી કંઇક અંશે અમારું એ મિલન સુખદ બની ગયું છે.

આ બનાવ બન્યો ઈ. ૧૯૬૦માં. આજે ઈ. ૨૯૯૯માં પૃથ્વીમાનવો અને શુક્રમાનવો એકબીજાના વિજ્ઞાનની આપ લે કરે છે.

## ફોટોકલાકાર શ્રી ચંદુલાલ જે. શાહ F.R.P.S.

ઉપર: શ્રી ચંદુલાલ શાહ (ફોટો નરેન રાવળ) જમણી બાજુ: શ્રી શાહે કસોટી માટે મોકલેલા તસવીર-ચિત્રો પૈકીનું એક.

અમદાવાદમાં ફોટોગ્રાફીકળાની સાધના કરનાર 'નિહારિકા' મંડળ પોતાની કારકિર્દીથી જાણીતું થયું છે. એ મંડળે જે અનેક તરુણોને આ તસ્વીરી વિદ્યાનો નાદ લગાડ્યો છે તે પૈકીના એક શ્રી ચંદુલાલ જમનાદાસ શાહે, છેલ્લા પાંચ જ વર્ષના ફોટોગ્રાફીના સમાગમથી તાજેતરમાં એક નોંધપાત્ર સિદ્ધિ મેળવી છે. ઇંગ્લંડની રૉયલ ફોટોગ્રાફિક સોસાયટીએ તેમને પોતાના સદસ્ય—F.R.P.S. (ફેલો ઑફ ધ રૉયલ ફોટોગ્રાફિક સોસાયટી) બનાવ્યા છે. આ માનબિરુદ પાંચસાત ગુજરાતી ફોટોકલાકારોને જ મળ્યું છે, જે પૈકી ચાર તો મુંબાઈના જ છે. એ માનના અધિકારી થતાં પહેલાં ફોટોગ્રાફીની ઊંચી સિદ્ધિ મેળવ્યાના પ્રમાણરૂપે ઉમેદવાર તરફથી કે ફોટોચિત્રોની એક માળા રજૂ કરવી પડે છે અને તે ત્યાંના નિષ્ણાતોની કસોટીમાંથી પસાર થાય ત્યારે જ એફ. આર. પી. એસ.ની ઉપાધિ અપાય છે.

શ્રી ચંદુલાલ શાહે માનવપાત્ર (પોર્ટ્રેટ)ના વિભાગમાં જ પોતાનો વિશેષ વિકાસ કર્યો છે. તેમણે લંડન મોકલેલી ચિત્રમાળા એક જ પાત્ર ઉપરથી તૈયાર કરી તેના દરેક ચિત્રમાં ભાવ અને ક્રિયાનું વૈવિધ્ય ઉપજાવ્યું હતું. આ પહેલાં તેમણે ૧૭૫ જેટલાં ફોટોચિત્રો જગતનાં ૬૫ જેટલાં પ્રદર્શનોમાં રજૂ કર્યાં હતાં. એ હકીકત પરથી તેમની ઉપાસના પાછળની ઉદ્યમશીલતા જણાઇ આવશે. પોતાના વ્યાપાર-ધંધાની જવાબદારીઓ, વ્યવહારુ જીવન અને નબળી તબિયતની ઉપાધિઓ છતાં તેમણે થોડા વર્ષોમાં આ કળામાં જે સફળતા મેળવી છે તે ધન્યવાદને પાત્ર ઠરે છે.

ર. મ. રાવળ

## કલાચિંતન

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકાર રવિશંકર રાવળના કલા તથા કલાશિક્ષણને લગતા ૪૧ ઉત્કૃષ્ટ લેખોનો આ સંગ્રહ ગુજરાતી ભાષામાં આ વિષય પર સૌથી પહેલો જ છે. તેમની લાક્ષણિક પીંછીના નમૂનારૂપ ૪ સુંદર ચિત્રપ્લેટો તથા ઠેરઠેર સુંદર રેખાચિત્રો સાથે પૃષ્ઠ ૨૬૬, કિં. ૩-૮-૦. ભારતી સાહિત્ય સંઘ લિ. અને કુમાર કાર્યાલય લિ.

હિંદી કલાનાં રૂપ અને રહસ્યદર્શનના અગ્રણી આવિષ્કારક, કલકત્તા યુનિવર્સિટીના વાગીશ્વરી કલાપદના આચાર્ય અને 'રૂપમ્'ના તંત્રી
વિખ્યાત કલાવિવેચક શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીના પુસ્તકનો ચોથો ભાગ

# સ્થાપત્ય અથવા વાસ્તુ-શિલ્પ

અનુવાદક • સૌ. અપર્ણાબેન ત્રિવેદી

ગુરુત્વાકર્ષણની શક્તિ પૃથ્વીપરની વસ્તુમાત્રને ભૂગર્ભ તરફ ખેંચી રહી છે. અને જે કોઈ વસ્તુ પૃથ્વીની સપાટી પરથી માથું ઊંચું કરવાનો—અદ્ધર થવાનો પ્રયત્ન કરે તેને ગુરુત્વાકર્ષણની શક્તિ (gravitation)ની સામે યુદ્ધ કરવું પડે છે. ઇમારતની છતને કે છાપરાને એવી રીતે ભૂગર્ભ તરફ ખેંચાઈને નીચે પડતી અટકાવવાનો પ્રયત્ન તેની બે તરફના અવલંબનો—ટેકા—કે ભીંતો કરે છે. (ચિત્ર નં.૧) કોઈપણ બાંધેલું મકાન જોવાથી સમજાશે કે તે સ્થિર થઈને ઊભું છે; તે 'સ્થાપિત' થયું છે. આ સ્થિર ભાવ, આ 'સ્થાપત્ય'નો ભાવ એ ખરી રીતે 'સ્થિર' ભાવ નથી, પણ બે વિપરીત શક્તિના ઘાત-પ્રતિઘાતની મૂર્તિ છે. ચિત્ર નં. ૧ દર્શાવે છે તેમ, ઉપરની છત નીચે પડવા માગે છે, ને ભીંતો તેને ઉપર ઉંચકી રાખવાનો પ્રયત્ન કરે છે. આ બે ભિન્નમુખી-વિરોધી શક્તિઓ પરસ્પરનું વારણ (neutralize) કરી, સ્થિરતાની મૂર્તિ બનીને પ્રકાશે છે. આમ, એક શક્તિનું બીજી શક્તિ વડે થતા એવું પ્રકટ સ્વરૂપ તે જ 'સ્થાપત્ય'—Architecture.


ચિત્ર નં. ૧

સ્થાપત્યનો પહેલો ધર્મ એ છે કે પૃથ્વીના ગુરુત્વાકર્ષણને છતી પૃથ્વી ઉપરની વસ્તુનો ભાર વહન કરવો. (The conflict between gravity and rigidity is the whole aesthetic material of Architecture.—*Schopenhauer*).

જેના આવરણ વડે પાણી, વાયુ અને ગરમીના આક્રમણથી માણસ આત્મરક્ષા કરી શકે તેને ગૃહ, આવાસ અથવા આશ્રય કહે છે પરંતુ ગૃહ અથવા આવાસમાત્ર સ્થાપત્ય ન કહેવાય.

જે ગૃહનું બહારનું રૂપ જોતાં તેના સ્તંભો, કમાનો કે સળિયા દ્વારા ભારવહનનું કાર્ય સુંદરરીતે સંપાદિત થયું હોય અથવા એનો ભાવ પ્રકાશિત થતો હોય તેને જ 'સ્થાપત્ય' કહેવાય. 'સ્થાપના'નું કાર્ય સુસિદ્ધ થવા ઉપરાંત સાથેસાથે તે સુસિદ્ધિનો ભાવ પણ તેની બાહ્ય આકૃતિમાં, તેના ચહેરામાં તેમજ અવયવોમાં જ્યારે સ્ફુટ થાય ત્યારે જ તેનો સમાવેશ 'શિલ્પ-કલા'માં થાય છે; અન્યથા નહિ. (Architecture is the clear expression of an effective structural function.) આમ, ગ્રંથીબંધન અને ભારવહનનાં બંને કાર્ય સુચારુ રૂપે સંપન્ન થવાથી એ ભાવના ગૃહમાં વ્યક્ત થાય તો જ એ ગૃહનું બાંધકામ 'ગૃહનિર્માણ-શિલ્પ' કહેવડાવવાનો દાવો કરી શકે. આ 'ભારવહન'માં સમર્થ બાંધકામની કુશળતા હોવી એ સ્થાપત્યનો મૂળ સિદ્ધાંત છે


ચિત્ર નં. ૨


ચિત્ર નં. ૩

ભારતની જૂનામાં જૂની આદિનિવાસી જંગલી ટોડા જાતિ વાંસ અને ઝાડના પાંદડાંના સાધનો વડે વાવાઝોડાં તેમજ વરસાદનો આઘાત સહન કરી શકે એવા ગૃહ નિર્માણ કરતી. એ ઘરનો આકાર ઢાળવાળા છાપરા સહિતના ત્રિકોણ જેવો હોય છે. (ચિત્ર નં ૨). આ ત્રિભુજ ઢાળવાળા છાપરાપરથી પાણી સહેલાઈથી દડી જઈ શકે એવી રચના તેના ત્રિકોણ રૂપમાં સહજ રૂપે જ સ્ફુટ થાય છે; એટલે સ્થાપત્યકળામાં એ ટોડાના ઘાસના ઝૂંપડાએ સન્માનનું સ્થાન મેળવ્યું છે, એ તે ઉપરથી વિકસેલાં સ્થાપત્યો દર્શાવે છે (ચિત્ર નં ૩).

ગોળ પાંદડા વડે રચેલી આડ છતની રચનાના છાપરાંવાળું બંગાળનું 'આટચાલા' નામનું ઝૂંપડું પણ સ્થાપત્યની શિલ્પકળામાં ગણાય છે (ચિત્ર નં. ૪); કેમકે તેનું બહારનું રૂપ જોતાં જ વાવાઝોડા, વરસાદ તથા તાપનિવારણ કરવાની તેની શક્તિ સ્પષ્ટ રૂપે વ્યક્ત થાય છે આમ, ગૃહનિર્માણનાં અનેક બાહ્ય રૂપ તેના બાંધકામની જરૂરિયાત (necessity of construction)ને કારણે અનેક નવા આકાર ધારણ કરે છે છાપરું ઢાળવાળું બાંધવામાં ન આવે તો પાણીનો માર્ગ કરવો મુશ્કેલ પડે; આથી 'આટચાલા' ઝૂંપડાં તેના એ ઢાળવાળા છાપરાને કારણે જ એક ખાસ વિશિષ્ટ આકાર પામ્યાં. પછી એ આકૃતિ બંગાળના ઢાળવાળા મંદિરોમાં ઊતરી (ચિત્ર નં. ૫); અને તે આદર


ચિત્ર નં.૪


ચિત્ર નં.૫


ચિત્ર નં.૬



ચિત્ર નં. ૭



←ડાબી બાજુ ચિત્ર નં. ૭-ક



ઉપર ચિત્ર નં. ૮

ઉપર બંગાળનાં મંદિરોનું વિશિષ્ટ સ્થાપત્યરૂપ સર્જાયું. (ચિત્ર નં. ૬).

વાંસ અને ઝાડનાં પાંદડાનાં સાધન છોડીને જ્યારે ભારે પત્થરનાં ઘરો બાંધવાની જરૂર ઊભી થઈ, ત્યારે એ જ ઢળતાવાળા છાપરાની રચના ઘણી કુશળતાથી કરવી પડી. પત્થરના નાનાનાના ટુકડાઓને, એક ઉપર એક, પરસ્પરની સામે રચાતા આવે એ રીતે ગોઠવીને, ઉપરનો અવકાશ ધીમે-ધીમે ઓછો કરતા જઇ, તદ્દન ઓછો અવકાશ રહેતાં ત્યાં એક છેવટનો કટકો મૂકી દીધો, અને આમ, ઢાળવાળા છાપરાની પત્થર વડે રચના કરવામાં આવી (ચિત્ર નં. ૭). આ પદ્ધતિનું છતનિર્માણ ઓરિસ્સાના ઘણા પ્રાચીન મંદિરોમા જોવામાં આવે છે. આ અવસ્થા તે આપણી આજની કમાનો (arch)ની રચના પહેલાંની અવસ્થા.





ચિત્ર નં. ૯



ચિત્ર નં. ૧૦

તાપ અને વરસાદના નિવારણનો હેતુ પાર પાડયા પછી વાસ્તુશિલ્પમા બીજો પ્રશ્ન આવે તે હવા અને પ્રકાશ લાવવા માટેની બારીઓની તેમજ પ્રવેશ માટેનાં દ્વારની વ્યવસ્થાનો આ દ્વાર તથા ગવાક્ષ (ઝરૂખા-બારીઓ) માટે મકાનની ભીંતોમા વિવિધ પ્રકારના ખુલ્લા માર્ગ અથવા બાકોરાં પાડવાની જરૂર હોય છે. (ચિત્ર નં.૭-ક) પરંતુ આવા માર્ગ તથા બાકોરા જો દીવાલમાં એમ ને એમ ખાલી જ પાડવામાં આવે તો, ગુરુત્વાકર્ષણને લીધે ઇમારતના ઉપલા ભાગનો ભાર એ બાકોરાઓ ઉપર વજન કરે, ને પરિણામે ભીંત પડી જવાનો ભય રહે. (ચિત્ર નં ૮) આ વિપત્તિમાંથી બચવા માટે કોઇકોઈ બારી કે બારણાના માથાળાના ભાગમાં પત્થરનું એક અવલંબન મૂકી, ઉપરના ભારને બે ભાગમા વહેંચી નાખીને એ પતનની ગતિ રોકવાની વ્યવસ્થા કરવામાં આવે છે (ચિત્ર નં.૯). એ અવલંબનને lintel (ઓતરંગ અથવા સિરદલ) કહે છે. કોઇકોઈ કિસ્સામા કમાનની માફક વ્યવસ્થા કરી, એ કમાનની રેખાને માથાળે જોડાજોડ ઊભી ઇંટોને જરા ત્રાંસપડની ગોઠવીને, ઉપરના ભારના કેન્દ્રને એ જુદીજુદી ઇંટોમાં વિભક્ત કરી નાખવામાં આવે છે (ચિત્ર નં ૧૦). આ રીતની ઇંટાકૃતિ ઢાળવાળી રેખાના અવલમ્બનમાંથી વિકાસ પામીને કમાન (arch)ની ઉત્પત્તિ થઇ (ચિત્ર નં. ૧૧) ઘણાનું ધારવું છે કે કમાનની આ રચનાનો ઉદ્ભવ પશ્ચિમ દેશના શિલ્પીઓએ કર્યો હશે. પરંતુ ભારતમાં અને પૂર્વ તરફના દેશોનાં કોઇકોઈ સ્થાનોમાં કમાનનો પ્રયોગ, યુરોપમાં તે પ્રચાર પામી તેની પૂર્વે ઘણા કાળ પહેલાંનો જોવામાં આવે છે.



ચિત્ર નં. ૧૧

વાસ્તુશિલ્પમાં ભીંત અથવા દીવાલ ઉપરાંત પણ ભારવહન માટે બીજો એક ઉપાય છે: તે સ્તંભ અથવા થાંભલો-pillar. મકાનમાં ખુલ્લી પડાળી અથવા વરંડો રાખેલ હોય તો ત્યાંની છતને ટકાવવા માટે થાંભલાનો જ આશ્રય લેવો પડે. આ થાંભલા તેના શિર પર રહેલા ભારના વહનના પ્રમાણમાં પહોળા હોવા જરૂરી છે. (ચિત્ર નં. ૧૧-ક). છતાં તેની લંબાઇ-પહોળાઇમાં એક પ્રકારનું દષ્ટિમધુર પ્રમાણ તો હોવું જ જોઈએ. એ લંબાઇ તથા પહોળાઇ એવા માપનાં હોવાં જોઈએ કે જોવાથી આપણને આપમેળે જ સ્ફુટ થાય કે એ થાંભલા કોઇપણ જાતના આયાસ વિના સાહજિકરીતે પોતાના

ચિત્ર નં ૧૧-ક





ઉપરઃચિત્ર૧૧-ખ; જમણી બાજુઃ૧૧-ગ



ઉપરઃચિત્ર ૧૧-ઘ;નીચેઃચિત્ર૧

ભારનું વહન કરી રહ્યા છે, અને ઉપલી ઈમારતને પડી જવાનો બિલકુલ ભય નથી: આવો 'સ્વ-સ્તિ'નો—sense of security નો ભાવ તેની લંબાઈ અને પહોળાઇનાં સાપેક્ષિક પરિમાપમાંથી આપમેળે ઊઠવો જોઇએ (ચિત્ર નં. ૧૧-ખ). આવી દૃઢતાનો જેમાં અભાવ હોય તે હીન પ્રકારનું વાસ્તુ-શિલ્પ ગણાય (ચિત્ર નં. ૧૧-ગ).

સ્તંભની સમુચિત લંબાઈ અને પહોળાઈ ઉપરાંત બીજી પણ એક બાબત વિચારવાની હોય છે, અને તે બે થાંભલાની વચ્ચેની યથાયોગ્ય ખાલી જગ્યા અથવા વ્યવધાન—space (ચિત્ર નં ૧૧-ઘ) આ વ્યવધાન—space—અને વાસ્તુનાં જુદાંજુદાં અંગોનાં યથાયોગ્ય પરિમાપ—proportion ઉપર જ સ્થાપત્યરૂપની સુંદરતાનો આધાર રહેલો છે (ચિત્ર નં. ૧૨). મકાનની ભીંતો (walls), દ્વાર-ગવાક્ષાદિ (openings), સ્તંભો (pillars) ને ઓતરંગો (lintels) એ બધા એકબીજાને પડછે અત્યંત સમુચિત રીતે સપ્રમાણ હોવા જોઇએ. તો જ એક ભવનના જુદાજુદા પ્રત્યેક અંગ-પ્રત્યંગ તે સમગ્ર ભવનને, તેની સમગ્ર આકૃતિને, એક અખંડ દર્શનમધુર રૂપમાં રચી રહેશે (ચિત્ર નં.૧૨-ક,ખ,ગ). એટલા માટે જ, યથાયોગ્ય પરિમાપ (proportion), અને એક અંગની સાથે બીજા અંગનો સંપર્ક (relation) એ કે ઈ પણ ભવનની અખંડ એકતાનતા માટે ખાસ જરૂરી છે, ને તે જ તેના સમગ્ર રૂપને એક અખંડ એકતાનતામાં સુનિબદ્ધ કરે છે. આવી એકતાનતાના આદર્શનું સ્મરણ કરીને એક જર્મન પંડિતે વાસ્તુ-શિલ્પ (સ્થાપત્ય)ને માટે 'નિશ્ચલ સંગીતનો પિંડ' એવી સંજ્ઞા વાપરી છે (Architecture is frozen music—*Schegel*) (ચાલુ)





જમણી બાજુ ચિત્ર ૧૨-ક
નીચે ચિત્ર ૧૨-ખ તથા ગ





# રસ-પ્રભેદ

લેખક : યોગેન્દ્ર પ્રિયદર્શી

ગયા અંકમાં આપણે શૃંગાર વગેરે આઠ (નવ) પ્રકારના રસનો પરિચય કર્યો. હવે આપણે એ રસોના ભેદ-પ્રભેદો જોઇએ.

### શૃંગાર

શૃંગારના બે પ્રકાર છે: એક સંભોગ શૃંગાર, બીજો વિપ્રલંભ શૃંગાર.

સંભોગ શૃંગારનાં લક્ષણોમાં વિલાસીનો અન્યોન્ય રાગ, ચુંબન, આલિંગન, સંયોગ વગેરે ક્રીડાઓનો સમાવેશ થાય છે.

વિપ્રલંભ શૃંગાર: પ્રિયજનના વિયોગ કે અસંયોગની દશાને વિપ્રલંભ શૃંગાર કહે છે. એ વિપ્રલંભના વળી ચાર પ્રકાર છે: પૂર્વરાગ, માન, પ્રવાસ ને કરુણ.

કામીની દશ અવસ્થા: નાટ્યશાસ્ત્રમાં પ્રિયજનના વિયોગથી બની કામી માણસની દસ અવસ્થાઓ પણ જણાવવામાં આવી છે તે આ પ્રમાણે: અભિલાષ, ચિન્તા, અનુસ્મૃતિ, ગુણકીર્તન, ઉદ્વેગ, વિલાપ, ઉન્માદ, વ્યાધિ, જડતા અને મરણ.

અભિલાષ: પ્રિયજનના સમાગમની ઉત્કંઠા; દ્વારમાં કે માર્ગ વચ્ચે ઊભા રહી પ્રિયજનની પ્રતીક્ષા કરવી; વગેરે.

ચિંતા: મારો પ્રિયજન મને કેવી રીતે માન આપે, અથવા હું તેને કેવી રીતે માન્ય થાઉં વગેરેનું સતત ચિંતન તે ચિંતા.

અનુસ્મૃતિ: નિશ્વાસ નાખવા, સતત ચિંતામાં રહેવું, કોઈ પણ કાર્યમાં ચિત્ત ન લાગવું વગેરે.

ગુણકીર્તન: 'ન અસ્તિ ન અન્ય'—મારા પ્રિયજનના તુલ્ય બીજો કોઇ નથી તેમ સ્તુતિ કરવી તે.

ઉદ્વેગ: સર્વ કાર્યમાં નિરંતર ઉદ્વેગ રહેવો, ક્યાંયે ચેન ન પડવું વગેરે.

વિલાપ: મેં તેને અહીં ઊભેલો, અહીં બેઠેલો, અહીં આવેલો જોયો હતો અને તે અહીંથી ગયો વગેરે બાબતનો પ્રલાપ કરવો તે.

ઉન્માદ: પ્રિયજનની સ્તુતિ અને અન્ય જનનો દ્વેષ.

વ્યાધિ: અનેક ઉપાયો છતાં પ્રિયજન વશ ન થતાં વ્યાધિ થાય તે.

જડતા: નિરુત્તરપણું, મૌન, સ્મૃતિરહિતતા વગેરે.

મરણ: સર્વ ઉપાયો છતાં પણ પ્રિયજનનો સમાગમ ન થાય તો કામાગ્નિ પ્રદીપ્ત થઈ છેવટે મરણ થાય છે.

### હાસ્ય

હાસ્યના મુખ્ય બે ભેદ છે: 'આત્મસ્થ' અને 'પરસ્થ'. પોતે હસે તે આત્મસ્થ અને બીજાને હસાવે તે પરસ્થ.

હાસ્યના છ પ્રકાર છે: સ્મિત, હસિત, ઉપહસિત, વિહસિત, અપહસિત, અતિહસિત.

સ્મિત: બીડેલા હોઠવાળું લલિત કટાક્ષયુક્ત મધુર મંદ હાસ્ય.

હસિત: દંતાવલિ સહેજ દેખાય તેવું લલિત કોમળ હાસ્ય.

ઉપહસિત: ખડખડાટ મુક્ત હાસ્ય.

વિહસિત: અટ્ટ હાસ્ય.

અપહસિત: આંખમાં પાણી આવી જાય તેવું કઠોર હાસ્ય.

અતિહસિત: આંખો સૂઝી જાય તેટલું પેટ પકડીને કરેલું ઉદ્ધત હાસ્ય.

મનુષ્યની ઉત્તમ, મધ્યમ અને અધમ પ્રકૃતિમાં હાસ્યના આ છ પ્રકારો આ પ્રમાણે યોજાયેલા છે: ઉત્તમ પ્રકૃતિના મનુષ્યમાં સ્મિત અને હસિત; મધ્યમ પ્રકૃતિના મનુષ્યમાં ઉપહસિત અને વિહસિત; અધમ પ્રકૃતિના મનુષ્યમાં અપહસિત અને અતિહસિત.

### કરુણ

કરુણના પણ મુખ્ય બે ભેદ છે: સ્વનિષ્ઠ અને પરનિષ્ઠ. પોતાને પડેલા દુઃખથી ઉદ્ભવેલો કરુણ તે સ્વનિષ્ઠ, અને પરના દુઃખે ઉદ્ભવેલો કરુણ તે પરનિષ્ઠ

રોદનના પ્રકાર: રોદન (રુદન)ના ત્રણ પ્રકાર છે: આનંદ-રોદન, ઇર્ષ્યા-રોદન અને દુઃખ-રોદન. (૧) હર્ષથી આંસુ આવવાં તે આનંદ રોદન; (૨) ઇર્ષ્યાથી રડવું આવી જવું તે ઇર્ષ્યા રોદન; એમાં હોઠ ફફડવા, મસ્તક કંપવું, આંખમાં ખૂન આવી જવું વગેરે લક્ષણો છે; (૩) આવી પડેલા દુઃખથી રડી પડવું—મોટે અવાજે વિલાપ કરવો તે દુઃખરોદન. જમીન પર પડવું કૂટવું વગેરે તેનાં લક્ષણો છે.

### રૌદ્ર

રૌદ્રના અનેક ભેદ છે. જેવા કે શત્રુ પ્રતિ, પ્રિયજન પ્રતિ, ગુરુજન પ્રતિ, ભૃત્યજન પ્રતિ વગેરે. આમ જુદીજુદી વ્યક્તિઓ પ્રત્યેના ક્રોધમાં પણ ફેર છે. શત્રુ પ્રત્યેનો ક્રોધ પ્રખર પ્રકૃતિનો હોય છે. સખત મુખ, વિસ્ફારિત નેત્ર, ચઢેલી ભ્રકુટી, પીસેલા હોઠ, હાથ ઘસવા વગેરે તેનાં અનુભાવો છે.

પ્રિયજન પ્રત્યેનો ક્રોધ નરમ હોય છે અને તે અલ્પ સમય સુધી જ હોય છે. ગુરુ કે પૂજ્ય પ્રત્યેના રોષમાં આમન્યા કે વિવેક હોય છે નમેલું મુખ ને દૃષ્ટિ, નમ્રચેષ્ટા, અવ્યક્તતા વગેરે તેનાં લક્ષણો છે.

ભૃત્યજન—નોકરચાકર કે નીચલી કક્ષાના માણસ પ્રત્યેના ક્રોધમાં તિરસ્કાર અને કઠોરતા હોય છે..

### વીર

શાસ્ત્રમાં વીરના ચાર પ્રકાર ગણાવેલા છે: દાનવીર, ધર્મવીર, યુદ્ધવીર અને દયાવીર. દાખલા તરીકે કર્ણ દાનવીર હતો, યુધિષ્ઠિર ધર્મવીર હતા, અર્જુન યુદ્ધવીર હતો વગેરે.

### પંચેન્દ્રિય દ્વારા રસાનુભવ

હવે આ બધા રસ નાક, કાન, આંખ આદિ પાંચ ઇંદ્રિયોમાંની કોઇ પણ એક ઇંદ્રિયથી કેવી રીતે અનુભવી શકાય છે તે જોઇએ.

દાખલા તરીકે શબ્દગ્રાહક ઇંદ્રિય કાન લઈએ, તો મધુર શબ્દથી શૃંગાર, વિનોદ શબ્દથી હાસ્ય, દીન શબ્દથી કરુણ, નિંદિત શબ્દથી રૌદ્ર, ક્રૂર શબ્દથી વીર, હુંકાર શબ્દથી ભયાનક, નિકૃષ્ટ શબ્દથી બીભત્સ, ઉત્તમ શબ્દથી અદ્ભુત અને સ્વાભાવિક શબ્દથી શાંત રસ ઉત્પન્ન થાય છે. એ જ પ્રમાણે મધુર સ્વાદે શૃંગાર, વિચિત્ર સ્વાદે હાસ્ય, મધુરાભાવે કરુણ, મધુર અપહરણે રૌદ્ર, દુરસારે બીભત્સ વગેરે.

નેત્રેન્દ્રિય દ્વારા રસાનુભવ: રૂપદર્શને શૃંગાર, વિરૂપ દર્શને હાસ્ય, દીન રૂપે કરુણ, ક્રૂરૂપે રૌદ્ર, અતિરૂપે અદ્ભુત વગેરે.

કર્મેન્દ્રિય દ્વારા રસાનુભવ: હાથ, પગ વગેરે કર્મેન્દ્રિયો દ્વારા પણ રસાનુભવ થઇ શકે છે. જેમકે રાજવિધિગમનમાં શૃંગાર, વૈરસ્યવિધિગમને હાસ્ય, કષ્ટમાર્ગ-ગમને કરુણ, શત્રુવિધિ ગમને રૌદ્ર, યુદ્ધ-ગમને વીર, ઘોરમાર્ગ-ગમને ભયાનક, ક્લિષ્ટમાર્ગ-ગમને બીભત્સ, ઉલ્લાસ-ગમને અદ્ભુત અને સ્વેચ્છા-ગમને શાંત

આ જ પ્રમાણે શરીરની બીજી ઇંદ્રિયો દ્વારા પણ રસાનુભવ થઈ શકે છે.

(ચાલુ)

# ગરમાળો

દર માસે એકેક વનસ્પતિનો પરિચય આપતી લેખમાળા 'આપણી વનસ્પતિ'નો ચોથો હપતો —— લેખક

જયંતીલાલ દેવશંકર ઓઝા
એમ. એસસી.


ગરમાળાનાં પાન તથા શીંગ

કોણ નહિ જાણતું હશે કે મુંબાઈમાં ગામ-દેવી ખાતે આવેલા 'લૅબર્નમ રોડ'નું નામ, તેના ઉપર રોપવામાં આવેલાં જે ઝાડ ઉપરથી પડેલું છે તે 'લૅબર્નમ' એટલે આપણો ગરમાળો? જુલાબ તથા બીજી ઔષધિઓ માટે વૈદકમાં વપરાતો ગરમાળાનો ગોળ (તેની શીંગનો માવો) ઘરગથ્થુ વૈદકમાં તો જાણીતો છે. પણ એનું ઝાડ રૂપસુંદર પીળાં ફૂલની બહાર ફેલાવતું અત્યંત શોભાયમાન હોય છે એની ખબર ઓછા જ લોકોને હશે.

એ ઝાડનું શાસ્ત્રીય નામ કૅસિયા ફિસ્ચુલા લિન. (Cassia Fistula Linn.) લીનિયસ નામના સ્વીડિશ વનસ્પતિશાસ્ત્રીએ એ નામ પાડેલું. અંગ્રેજીમાં તેને 'ધી ઇન્ડિયન લૅબર્નમ' કહે છે.

હિંદ અને બ્રહ્મદેશનાં ઘણાંખરાં જંગલોમાં આ ઝાડ ઊગે છે. હિમાલયમાં તો તે છેક ૪૦૦૦ ફીટ ઉંચાઇએ પણ ઊગતું નજરે પડે છે. ઉપરાંત સિલોન, આફ્રિકા, અમેરિકા, મલાયા, જાવા વગેરે દેશોમાં પણ ગરમાળો વ્યાપ્ત છે. આપણે ત્યાં તે શોભા માટે સડકો પર ને બાગબગીચામાં પણ રોપવામાં આવે છે. મ્હૈસુરમાં આ ઝાડની લાકડી જમીનમાં રોપી તેનું પૂજન કરવામાં આવે છે.


લૅબર્નમ—ગરમાળાનાં ફૂલ

ગરમાળાનું ઝાડ મધ્યમ કદનું હોય છે. તે ૨૦થી ૩૦ ફીટ ઊંચું ઊગે છે. તેનું થડ ટૂંકું, ને શાખાઓ પાતળી, ઊભી તથા ચોમેર પથરાએલી હોય છે, અને પાન ઘેરા લીલાં હોય છે. ઝાડ જ્યારે નાનું હોય છે ત્યારે તેની છાલ લીસી અને રાખોડી રંગની હોય છે, પણ પાછળથી તે ખરબચડી અને ઘેરી બૂરી થાય છે. ગરમાળાનાં પાન સંયુક્ત હોય છે અને દરેક પાન ૪થી ૮ નાનાં પાંદડાંના સામસામા ગોઠવાએલા જોડકાંનું બનેલું હોય છે. એ દરેક નાનું પાંદડું આકારમાં નીચેથી પહોળું અને ટોચ તરફ સાંકડું થતું જતું છે અને તેનું ટોચનું એ ટેરવું બુઠ્ઠી અણીવાળું હોય છે.

માર્ચ અને એપ્રિલ માસ દરમિયાન ગરમાળાના બધાં પાન ખરી પડે છે. ફરી નવાં પાન એપ્રિલથી મે દરમિયાન ફૂટવા માંડે છે. એનાં ફૂલોનો ઉદ્ભવકાળ પણ એપ્રિલથી જૂન માસ. ફૂલો પીળા ચળકતા રંગના, આછી સુગંધીવાળા અને ખૂબ સુંદર હોય છે અને જૂન બેસતાંબેસતામાં તો આખું ઝાડ રૂપસુંદર ફૂલોથી લચી પડે છે અને વાતાવરણને પીળા રંગની મનોહર બહારથી ભરી દે છે. એ ફૂલ બીજાંની માફક અક્કડ કે ઊભાં નહિ પણ ઝુમખાંબંધ નીચે લટકતાં રહે છે.

ગરમાળો શિંબી વર્ગની વનસ્પતિ છે. તેનું ફળ—શીંગ આકારમાં ગોળ નળી જેવી, ૧થી ૩ ફીટ લાંબી ને લગભગ ૧ ઇંચ જાડી હોય છે અને શિયાળો આવતાં તે પાકે છે. ડચ લોકો એ શીંગને 'પુડિંગ પાઇપ' (Pudding Pipe) કહે છે; અંગ્રેજો તેને 'મન્કી સ્ટિક' (Monkey Stick) કહે છે. દરેક શીંગમાં કાળા રંગનો મળગટો ગર્ભ (માવો) હોય છે ને તેમાં દાણાના આકારનાં ૪૦ થી ૧૦૦ ચળકતાં, પીળાં-ભૂરાં બી રહેલાં હોય છે.

ગરમાળો પણ ઉપયોગી વૃક્ષ છે. શોભા માટે તો તેનો ઉપયોગ થાય જ છે; ઉપરાંત તેના થડમાં છેદ કરવાથી લાલ રસ ઝરે છે જે પાછળથી કઠણ બને છે. બજારમાં આ રસ 'કમરકસ'ના નામથી વેચાય છે. હિંદ તેમજ જાવામાં ગરમાળાની છાલનો ઉપયોગ રંગવાના તેમજ ચામડાં કમાવવાના કામમાં થાય છે. શીંગનો ગર્ભ બંગાળમાં દેશી તમાકુને ખુશબોદાર બનાવવામાં વપરાય છે. આ ઝાડનું લાકડું પણ ઘણું ટકાઉ હોય છે અને તે ખેતીવાડીનાં ઓજારો, ગાડાં, ઢોલ, સાંબેલાં વગેરે બનાવવામાં બહુ ઉપયોગી લેખાય છે. બંગાળના સંથાલ લોકો ગરમાળાનાં ફૂલોનો ઉપયોગ ખોરાકમાં પણ કરે છે.

ગરમાળાની ઔષધીય અગત્ય પણ ઘણી છે. તેનું મૂળ રેચક ગણાય છે ને તેનો ઉપયોગ જ્વર, હૃદયરોગ, પિત્તપ્રકોપ વગેરેમાં થાય છે. કેટલાકો ગરમાળાના મૂળની છાલનો વિષનાશક ઔષધ તરીકે ઉપયોગ કરે છે; પરંતુ કાયસ અને મ્હસ્કરના મત પ્રમાણે ગરમાળાનો કોઇ પણ ભાગ સર્પ અગર વીંછીના ડંખ માટે વિષનાશક નથી. કોંકણમાં ગરમાળાનાં તાજાં પાનનો રસ દાદર મટાડવાના ઉપયોગમાં લેવાય છે. પક્ષપાત અને સંધિવામાં તેનાં પાનની પોટીસ ફાયદાકારક કામ કરે છે. તેનાં ફૂલોમાંથી ગુલાબના ફૂલની પેઠે ગુલકંદ પણ બનાવવામાં આવે છે અને તે જ્વરવિનાશક ગુણવાળો ગણાય છે. તેની શીંગની છાલને કેસર, સાકર ને ગુલાબજળ સાથે મેળવીને પ્રસૂતા સ્ત્રીઓને પ્રસવ વખતે આપવામાં આવે છે. તેની શીંગનો ગર્ભ-માવો—રેચક ઔષધ તરીકે વપરાય છે ને તેના ૫ થી ૭ બીનો ભૂકો કરી ને ફાકી કરાવવાની દવા તરીકે ઉપયોગમાં લેવાય છે.

ગરમાળાની શીંગના બારીક ભૂકાને વરાળયંત્રવડે ઉકાળવાથી તેમાંથી એક પ્રકારનું પેય પીણું, અથવા એની સુગંધવાળું તેલ મળે છે. એ તેલની સાથે જે પાણી વરાળ રૂપે નીકળે છે તેમાં બ્યુટિરિક ઍસિડ મિશ્રિત હોય છે.

# Our Friends Abroad



—આ પત્ર મેળવનાર : ભૂપત ન. ઓઝા, પોસ્ટ ઑફિસ, ભાવનગર.—

૪૨, થોમસન સ્ટ્રીટ, લૉંગ ગલી,
એન્ડિગો (વિક્ટોરિયા) ઑસ્ટ્રેલિયા
જાન્યુ. ૩૧ '૪૭

પ્રિય ઓઝા,

તમારો પત્ર મળતાં મને અત્યંત આનંદ થયો. ખાસ કરીને એટલા માટે કે મારે જુદાજુદા દેશોમાં ચાળીસેક જેટલાં પત્રમિત્રો હોવા છતાં હિંદમાંથી મને કદી પત્ર આવ્યો ન હતો. જે દેશોમાં હું પત્રો લખું છું તેમની નામાવલિમાં હિંદનું નામ ઉમેરતાં મને ઘણો જ હર્ષ થયો. માટે, ઓઝા, તમે તમારા દેશ વિષે મને ઘણુંઘણું લખી મોકલશો એવી હું આશા રાખું છું. હું જાણું છું કે જેમણે હિંદુસ્તાનનો અભ્યાસ કર્યો છે અને તેને વિષે પુસ્તકો લખ્યાં છે એવા અમારા મોટામોટા લેખકો પણ તમારા દેશ વિષે અડધું-પડધું યે કહી શક્યા નથી. હિંદુસ્તાન અમારે માટે તો એક અતિ પ્રાચીન રહસ્યમય ને ભવ્યતાથી ભરેલો દેશ રહ્યો છે. તેનું નામ જ અમારી સુપ્ત સાહસવૃત્તિને જગાડે છે. તમે મુસાફરી ખૂબ કરી છે? તમે માઉન્ટ એવરેસ્ટ કે તાજમહાલ જોયાં છે? તમે દિલ્હી, મુંબાઇ ને એવાં બીજાં મોટાં શહેરોમાં ગયા છો? ગયા હો તો તેને વિષે તમે બધુ જણાવજો; તથા તમારા પોતાના ગામ વિષે પણ લખજો.

હવે હું તમને ઑસ્ટ્રેલિયા વિષે તથા મારા શહેર વિષે થોડી માહિતી આપું. ચાર વર્ષ પહેલાં હું આ વિક્ટોરિયા પ્રાંતના મુખ્ય શહેર મેલબોર્નમાં રહેતી હતી. પણ તે પછી અહીં બેન્ડિગોમાં રહું છું. કદાચ શહેરી વાતાવરણમાં ઉછરેલી હોવાને લીધે મને કોઈકોઈ વાર મેલબોર્ન જવાની ઈચ્છા થઈ આવે છે, કેમકે બેન્ડિગો મેલબોર્નથી ૧૦૦ માઈલ અંતરાળમાં કુદરતી પ્રદેશ પર આવેલું તદ્દન શાંત ને ધમાલ વિનાનું ગામ છે જ્યારે મને પોતાને દરિયાકાંઠો પ્રિય છે.

પણ હવે તો બેન્ડિગો જ મારું વતન બન્યું છે. ત્રીસ હજારની વસતિવાળા આ ગામનો ઇતિહાસ વૈવિધ્યવાળો ને સમૃદ્ધ છે. ૧૯મી સદીના મધ્યમાં, અમેરિકામાં એક વખત સોના માટે થએલા પ્રખ્યાત કૅલીફૉર્નિયન ધસારા જેવો સોના માટેનો ભયંકર ધસારો અહીં પણ થયો હતો. તે વખતે અમારા આ કૉમનવેલ્થની અંદરના તેમ બહારના લોકો તીડની માફક અહીં ઊતરી પડ્યા હતા. અરે, આજે પણ જો કે મોટીમોટી ખાણો અહીંની સમૃદ્ધ જમીનમાંથી સોનું કાઢી રહી હોવા છતાં પણ અહીંનો સોનાનો જથ્થો ઓછો થયો નથી. ગામની આસપાસ ઠેકઠેકાણે નકામી થઈ ગએલી ખાણો, તેમાં ઊતરવાનાં તૂટેલાં પારણાં તથા ખાણ ખોદવાના કટાઈ ગએલા સરસામાન વગેરે, પાછલા દિવસોના સ્મારક જેવાં, વેરવિખેર પડેલાં છે.

અમારું આ ગામ સમુદ્રની સપાટીથી ૭૬૫ ફૂટની ઊંચાઇએ આવેલું હોવાથી અમે સૂકી આબોહવાની મોજ માણીએ છીએ (કહો કે, વેઠીએ છીએ) સપ્ટેમ્બર–નવેમ્બરમાં અહીં સૌથી સરસ આબોહવા હોય છે. તે વખતે વસંતઋતુ તાજગીભર્યા હુંફાળા દિવસો લાવે છે અને આકાશમાં સૂર્ય પણ દેખા દે છે. શરદઋતુમાં ઠંડી પડે છે ને શિયાળો ઘણુંખરું ઠંડો હોય છે. તે વેળા ખૂબ ઠંડી ને સાથે પુષ્કળ વરસાદ પડે છે. પણ અહીંનો ઉનાળો (ડિસેમ્બર–ફેબ્રુઆરી) તો એથી યે અસહ્ય હોય છે, કારણ તે વખતે હવા સૂકી હોય છે અને ગરમી બહુ સખત થતી હોય છે. જો ઉષ્ણતામાન ૧૦૩ ડિગ્રી ફેરનહાઈટની ઉપર ગયું તો તો બળી મર્યા જેવું લાગે છે.

પણ તમે તો અમારા ઑસ્ટ્રેલિયાની આબોહવા કરતાં યે વધારે અસહ્ય આબોહવા વિષે કહી શકશો, કેમકે અમારી 'ગરમ' ઋતુ હિંદુસ્તાનના સૂર્યની ગરમીમાં તો ફૂલની માફક કરમાઇ જશે! કદાચ તમે જ મને તમારી ઋતુ વિષે સવિસ્તર કહી શકશો.

હવે હું તમને થોડુંક અમારા દેશ વિષે કહું. તમારા નિશાળના નકશામાં પૂર્વ ગોળાર્ધને નીચલે જમણે ખૂણે જે લાલ રંગનો જમીનનો મોટો ટુકડો ચીતરેલો હોય છે તેવો જ તમે અમારા ઑસ્ટ્રેલિયાને માની લીધો હશે. પણ તેના કરતાં તે ઘણો ઘણો વધારે છે. જો કે હું બીજા કોઈ દેશમાં ગઈ નથી, પણ મેં તેમને વિષે ઘણું જ વાંચેલું છે; તે ઉપરથી કહી શકું છું કે આખી દુનિયામાં અમારા ઑસ્ટ્રેલિયા જેવો એકે દેશ નથી. પણ અલબત્ત, દરેક જણ પોતાના દેશ વિષે આ પ્રમાણે જ અભિમાન ધરાવે છે. દેશભક્તિ એ કુદરતી વસ્તુ છે.

તમને જાણીને આશ્ચર્ય થશે કે વિક્ટોરિયા (જે ઑસ્ટ્રેલિયાના છ પ્રાંતોમાં સૌથી નાનો છે તે)માં ઇંગ્લેંડ, વેલ્સ ને સ્કોટલૅન્ડ ખુશીથી સમાઇ શકે એટલો મોટો તે પ્રાંત છે. આ ઉપરથી તમને અમારા 'ઑસી' (ઑસ્ટ્રેલીયાનું ટૂંકું, પ્રિય અને હુલામણું નામ)ના વિશાળ ક્ષેત્રફળનો ખ્યાલ આવશે. જો કે ઑસ્ટ્રેલિયા દક્ષિણ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે, છતાં મધ્ય ઑસ્ટ્રેલિયા તો દુનિયામાં સૌથી ગરમ પ્રદેશ તરીકે જાણીતો છે અને ક્વીન્સલૅન્ડ તો જાણે સમમુચ ગરમ દેશ જ છે અને ત્યાં શેરડી તેમજ એવાં ફળ ખૂબ થાય છે.

અમારું સૌથી મોટું શહેર સિડની ન્યૂ સાઉથ વેલ્સમાં આવેલું છે. તે સરસ બંદર છે અને દુનિયાભરનો પ્રખ્યાત મોટો લોઢાનો પુલ 'હાર્બર બ્રિજ' ત્યાં જ આવેલો છે. ઑસ્ટ્રેલિયનો ને પુલ માટે ખૂબ ગર્વ છે. મેલબોર્ન એ 'ઑસી'નું બીજા નંબરનું શહેર છે જો કે ઘણા લોકો તેને સિડની કરતાં ચડિયાતું માને છે, કારણ સિડનીના રસ્તા સાંકડા છે જ્યારે મેલબોર્નના રાજમાર્ગ પહોળા અને રમણીય છે. મેલબોર્નની ટ્રામ અને ટ્રેન સર્વિસ તો દુનિયામાં સૌથી વધુ કાર્યક્ષમ ગણાય છે અને શહેરની મધ્યમાં આવેલું તેનું સ્ટેશન દુનિયામાં સૌથી વધુ ધમાલવાળું મનાય છે.

હવે યુદ્ધ પૂરું થવાથી ઘણા યુરોપિયનો—ફક્ત યુરોપિયનો જ કેમ? બીજા લોકો પણ—કંઈક તક સાધવાની ઈચ્છાથી આ દેશમાં આવી રહ્યા છે. તેઓ આ દેશને એક શાંત, સમૃદ્ધ, ઉદાર અને કાર્ય માટે વિશાળ ક્ષેત્રવાળો દેશ માને છે. અને તેમનું એ ધારવું ખોટું પણ નથી. અમારી સરકાર બહારથી આવનારાઓનું હાર્દિક સ્વાગત કરી રહી છે; કારણ તેથી અમારી નાનકડી ૭૦ લાખની વસતિ પણ વધશે. જો ઑસ્ટ્રેલિયાની વસતિ અમેરિકા જેટલી (૧૩ કરોડ) હોત તો તે અમેરિકાની માફક એક શક્તિશાળી રાષ્ટ્ર બની શક્યું હોત.

અમારી વસતિના પ્રમાણમાં અમારું સૈન્યબળ જગતમાં સૌથી મોટું છે. અમારા સૈનિકોએ યુદ્ધમાં અપ્રતિમ બહાદુરી બતાવી છે. અમારા નૌકાદળ, પાયદળ અને વિમાનદળે પણ પોતાની શક્તિનો પરચો યુદ્ધમાં બતાવી આપ્યો છે.

આજકાલ ઇંગ્લંડ અને બીજા દેશોને ખાદ્ય પદાર્થોની તાત્કાલિક જરૂર હોવાથી અમારા દેશની પેદાશનો ઘણો જથ્થો જરૂરિયાતવાળા દેશોમાં મોકલાઈ રહ્યો છે. આથી ખાંડ, ચહા, માખણ, માંસ અને કાપડનું અમારે ત્યાંનું રેશનિંગ યુદ્ધ સમયમાં હતું તે જ પ્રમાણે હજી (બીજા દેશોને મદદ કરવા માટે) ચાલુ રખાયું છે. પણ અમે તો તેને

ટેવાઈ ગયા હોવાથી 'રૅશનિંગ' છે એમ અમને લાગતું પણ નથી.

ક્રીડાજગત(રમતગમતોની બાબત)માં પણ અમારો દેશ આગળ-પડતો છે. ક્રિકેટથી તે સ્કેઇટિંગ સુધીની બધી જાતની રમતોમાં ઘણા ઑસ્ટ્રેલિયનો દુનિયાના 'ચૅમ્પિયન' છે. અમારા દેશમાં ક્રિકેટ, ફૂટબોલ, ટેનીસ અને રેસિંગ ખૂબ જ લોકપ્રિય છે. તે રમતો જોવા જંગી મેદનીઓ જામે છે. તમે આ હકીકત તો જાણતા હશો કે ૨૩૪ રન કરી નૉટ આઉટ રહેલો અમારો ચુનંદો ખેલાડી ડૉન બ્રૅડમૅન ઈંગ્લંડ સામે રમતી અમારી ટીમનો નાયક છે. બંને ટીમો પ્રખ્યાત 'ઍશિઝ' મેળવવા માટે જબ્બર પ્રયત્ન કરી રહી છે. અમારી ટીમના ખેલાડીઓ ઇંગ્લંડની ટીમ કરતાં ઉંમરમાં નાના છે. પણ 'ઓસી'ના બોલરોની ગોલંદાજી તેમને વધારે ઝડપી લાગે છે.

લગભગ દરેકને પોતાના ખાસ શોખના વિષયો હોય છે, તેમ મારો ખાસ શોખનો વિષય છે છાપાં તથા માસિકોમાંથી કાપલીઓ કાપીને તેનાં પુસ્તક (Scrap-Books) બનાવવાનો. લેખન, વાચન, ટિકિટસંગ્રહ અને રમતો એ મારા બીજા શોખના વિષયો છે

હું અહીં મારાં દાદીમા સાથે રહું છું, કારણ જ્યારે હું ૬ મહિનાની હતી ત્યારનાં મારાં માતાપિતા એક ભયંકર અકસ્માતમાં ગુજરી ગયાં છે. ઓઝા, તમને પાંચ ભાઇઓ અને એક બહેન હોવાથી મને તમારી અદેખાઈ આવે છે, કારણ મારે એક પણ સગો ભાઈ કે બ્હેન નથી અને તેથી ઘણી વખત મને બહુ એકલવાયું લાગે છે.

વર્ષમાં આવતા બધા તહેવારોમાં મને નવેમ્બરમાં આવતો 'પિકનિક ડે' બહુ ગમે છે. તે દિવસે દરેક શાળા પોતાના વિદ્યાર્થીઓને શહેરની બહાર ઉજાણી માટે લઈ જાય છે અને ત્યાં રમતગમતો તથા હરીફાઇઓ થાય છે.

અને હવે અંતમાં, મિ. ઓઝા, મને તમારા 'કુમાર'ની એક નકલ અવશ્ય મોકલજો. આ પત્ર પ્રસિદ્ધ થાય કે ન થાય, પણ 'કુમાર' જોવાની મારી ખૂબ ઇચ્છા છે. તમારે ઑસ્ટ્રેલિયામાં પ્રસિદ્ધ થતું કોઇ પણ માસિક જોઇતું હોય તો મને લખજો; હું ખુશીથી મોકલીશ. વળી અહીંના એક માસિકના સંપાદકને હું 'Our Friends Abroad' નો વિભાગ શરૂ કરવા સૂચવવાની છું. તે કેટલો સરસ વિચાર છે, નહિ? નમસ્તે.

તમારી નવી પત્ર-મિત્ર

Valma (Clark). વાલ્મા (ક્લાર્ક)

(આ પત્રને અનુસંધાને 'ઑસ્ટ્રેલિયા' વિષે રસમય હકીકતો ધરાવતો સચિત્ર લેખ હવે પછીના અંક માટે તૈયાર થાય છે.)

## એક શરમાવનારી બીના

ઊગતી પ્રજામાં નિખાલસ દિલી, ધ્યેયનિષ્ઠા, ખેલદિલી, સત્યનિષ્ઠા આદિ ઉચ્ચ ગુણોનો પરિપોષ કરવો એ જ 'કુમાર'નું શરુઆતથી ધ્યેય રહ્યું છે. કોઈપણ કારણે કોઈપણ વ્યક્તિ 'કુમાર'ના આ ધ્યેય સાથે છૂટ લે તો તે અમે કદી સહન કરી ન શકીએ. અતિ વ્યથિત અંતઃકરણે અમારે જાહેર કરવું પડે છે કે અમુક પત્રમિત્ર ભાઇઓએ 'કુમાર' સાથે એવી અઘટિત છૂટ લીધી છે. તે પૈકી એક ભાઇનું ખરું નામ 'નવીન વૈષ્ણવ' હોવા છતાં જાણીજોઇને તેમણે 'કુ. નવીના વૈષ્ણવ બ્રહ્મપુરી, ભુજ (કચ્છ)' એવું સ્ત્રીવાચક નામ ધારણ કરી અમને મોકલેલું, જે 'કુમાર'ના ૨૭૮મા અંકમાં છપાયું છે. પત્રમિત્રની પ્રામાણિકતા ઉપર વિશ્વાસ રાખીને જેમ અમે બીજાં નામો પ્રગટ કરીએ છીએ તેમ આ નામ પણ પ્રગટ કર્યું. પણ સદ્‌ભાગ્યે કદી છાનું રહે? એક 'કુમાર'પ્રેમી ભાઇએ અમને સાચી હકીકતની જાણ કરી. તરત જ અમે આ બાબતમાં તપાસ કરીને તે ભાઇનો ખુલાસો મંગાવ્યો; જવાબમાં તેમણે કબૂલ્યું કે 'મશ્કરીમાં' આ કૃત્ય કર્યું હોવાનું જણાવીને માફી માગી છે. પણ આ જાતની નિંદ્ય મનોવૃત્તિ ચલાવી લેવા અમે બિલકુલ તૈયાર નથી. આવો જ એક બીજો બનાવ બન્યાનું અમને વિશ્વાસપાત્ર સ્થળેથી જાણવા મળ્યું છે. વઢવાણના એક ભાઇએ 'સુભદ્રા ચૂડગર, ભારત સ્ટોર્સ, બજારમાં, વઢવાણ કૅમ્પ', એવું સ્ત્રીવાચક નામ-સરનામું મોકલ્યું છે. જે પણ 'કુમાર'ના ૨૭૮મા અંકમાં છપાયું છે. આ બંને બનાવે અમારા મનમાં એટલાં દુઃખ અને સંતાપ ઉત્પન્ન કર્યાં છે કે પત્રમિત્રોનાં નામ પ્રગટ કરવાનો આ વિભાગ બંધ કરી દેવાનો અમે નિર્ણય કર્યો હતો અને હજુ પણ એ બાબત પર વિચાર કરી રહ્યા છીએ. એટલું તો અમે સ્પષ્ટ કરી દઇએ છીએ કે જો ફરીવાર આવો કોઈ બનાવ બનશે તો નછૂટકે અમે આ વિભાગ સદંતર બંધ કરી દઇશું.

હવેથી આવા બનાવો ન બને તે માટે પત્રમિત્ર થવા સારૂ એક નવો નિયમ કરીએ છીએ. પત્રમિત્ર થવા ઈચ્છનાર કુમાર અને કુમારીએ પોસ્ટકાર્ડમાં પોતાનું નામ, પૂરું સરનામું, વય, શોખ ઇત્યાદિ માહિતી લખ્યા પછી તે જ કાગળમાં સૌથી નીચે **પોતાના વાલીની સહી તેમના હસ્તાક્ષરમાં કરાવવી**, અને પછી જ તે કાગળ અમારી ઉપર પ્રસિદ્ધ કરવા મોકલવો. જેમાં આ નિયમ નહિ પળાય તેવા પત્રો ઉપર બિલકુલ ધ્યાન નહિ અપાય. ઉપરાંત, અમને શંકાસ્પદ લાગશે તેવા પત્રો પણ અમે રદ કરીશું.

### પરદેશનાં પત્રમિત્રોનાં સરનામાં

(1) Mary Edwards, 1140 So. 10 St., Phoenix, Arizona (U. S. A.); (2) Mrs. Ruth Folk R. I. Lewistown, Pa (U.S.A.); (3) Raffaele Chirrcop, 7 Alley Bunray, High St. B'Kara, Alta (U.S.A.); (4) Mrs. Opal Munyon, 318 E, Larry St., DesMoines, Ia (U.S.A.); (5) Gulamali Ebrahimjee, P. O., Box 162, Mombasa (Kenya), (6) Alice Holthover, 935, Camden, Louisville, Kentucky, (7) S. Liannage, 638-B Salle Road, Dehiwola (Ceylon); (8) Miss Stallisti De Lima, 1, Vistabella Road, San Fernando, Trinidad, B.W.I.; (9) Charles Seibarras, Post Prim, Class 1, Floriana Sch. Malta; (10) Mrs. Virgil C. Waite, 75, Avolon Blvd., Jamestown, N. Y. (U.S.A.); (11) Wije Gunasinha, 53-11 High St. Wellewaha, Colombo (Ceylon); (12) Miss Kathleen Neilson, 186 Haymarkst St., Carntyne, Glasgow, E 2. (Scotland); (13) Jaspen Reid, 25 B'bay St., Freetown (S L. Africa); (14) Oscar Grrech, 9 Hunt St., Atherton, Nr. Manc, (England); (15) R. Atapaktu Angangota, Paiyagola, (Ceylon).

(ધીરેન્દ્રકુમાર દફતરી તરફથી 'કુમાર'દ્વારા મળ્યાનો ઉલ્લેખ કરવો)

### નવાં હિંદી પત્રમિત્રો

(૨૫૫) બકુલ મહેતા, ઠે. બી એમ. મહેતા, દરબારી છાપખાના પાસે, ભાવનગર—વય: ૧૫, શોખ: ટિકિટસંગ્રહ, મૅગૅઝિન-સંગ્રહ, સાહિત્ય, વિજ્ઞાન; (૨૫૬) મૂળપ્રસાદ શામજી પૂજારા, ૧૨ રંભાબાઈ નિવાસ, બરફના કારખાના પાસે, કરાંચી-૩—૧૬, ટિકિટ-સંગ્રહ, પ્રવાસ, રાજકારણ, સાહિત્ય; (૨૫૭) પનાલાલ રમણલાલ મહેતા, ઠે. બી. સી. શાહ અને કંપની, કેમિસ્ટ ઍન્ડ ડ્રૅગિસ્ટ, ૨૦ કેસર બિલ્ડિંગ, ૨૦૧ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ-૨—૨૨, રમત, સંગીત સાહિત્ય; (૨૫૮) રમેશચંદ્ર એસ. જોશી, મ્યુનિસિપાલિટિ ઑફિસ,

(અનુસંધાન આગળ પાન ૧૯૯મે)

# મીઠું

આપણા રોજ-બ-રોજના જીવનમાં રહેલો વિજ્ઞાનનો ફાળો તથા તેનું મહત્ત્વ સમજાવતી લેખમાળા રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ચોથો હપતો

લેખક ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસ.સી., પી.એચ ડી.

રસાયનશાસ્ત્રીઓએ બધા પદાર્થોને ત્રણ મુખ્ય વિભાગોમાં વહેંચી નાખ્યા છે:(૧) તેજાબો—ઍસિડ;(૨)બેઇઝ (bases); અને (૩) ક્ષારો—સૉલ્ટસ. એ પૈકી મુખ્યમુખ્ય તેજાબોની માહિતી આપણે જોઇ ગયા. હવે ક્ષારો લઇએ. મીઠું આવો એક ક્ષાર છે.

હવા અને પાણીને બાદ કરતાં, મીઠા જેવો રોજિંદા ઉપયોગમાં આવતો બીજો કોઇ પદાર્થ ભાગ્યે જ મળશે. આપણા ખોરાકનો તે ઉપયોગી અંશ છે. (જણ દીઠ વર્ષે આશરે ત્રીસ પૌંડ મીઠું જોઇએ.) ઢોરના ખોરાકમાં પણ મીઠું અગત્યનું છે. ઉપરાંત, મીઠાનું સ્થાન ઉદ્યોગોમાં તો અતિ મહત્ત્વનું છે. તેજાબોમાં જેમ સલ્ફ્યુરિક ઍસિડ અનેક ઉદ્યોગોમાં અગ્રણી છે, તેમ ક્ષારોમાં મીઠું પણ એવું જ સ્થાન ભોગવે છે. મીઠામાંથી સોડા બનાવવાનો ઉદ્યોગ 'આલ્કલી ઇન્ડસ્ટ્રી' કહેવાય છે. રસાયણો બનાવવાના સર્વ ઉદ્યોગોમાં એ આલ્કલી બનાવવાનો ઉદ્યોગ મોખરે આવે છે, અને તેમાં મીઠું જ કાચા પદાર્થ તરીકે વપરાય છે. એટલે પ્રથમ આપણે મીઠા સબંધે જાણીએ.

મીઠું કુદરતમાં લગભગ અમર્યાદિત જથ્થામાં મળી આવે છે દરિયાના પાણીમાં લગભગ ત્રણ ટકા મીઠું હોય છે પ્રાથમિક કાળની શિલાઓમાં પણ જૂજ પ્રમાણમાં તેનું અસ્તિત્વ હોય છે. મીઠું પાણીમાં દ્રાવ્ય હોવાથી એ શિલાઓ પર વરસાદનાં પાણી પડતાં એ મીઠું ધોવાતું ધોવાતું દરિયાના પાણીમાં એકઠું થાય છે. ઉપરાંત, ઘણી જગ્યાએથી પ્રાચીન કાળમાં જામેલા મીઠાના થર—ભરાણ-ખાણો મળી આવે છે. રાજપુતાનામાં ડીડવાના પાસેથી તેમજ પંજાબમાંથી આ પ્રકારનું મીઠું નીકળે છે. દુનિયામાં મોટામાં મોટી મીઠાની ખાણ ગૅલીસિયામાં આવેલી છે. તે ૫૦૦ માઇલ લાંબી, ૨૦ માઇલ પહોળી અને ૧૨૦૦ ફૂટ જાડી છે. આ મીઠું અત્યંત પુરાણા ભૂસ્તરીય કાળમાં બન્યું હશે જે જગ્યાઓએથી એ નીકળે છે ત્યાં પ્રાચીન કાળમાં દરિયો યા મોટાં સરોવરો હશે અને જ્વાળામુખીના ફાટ્યા વગેરે ભૂસ્તરીય ફેરફારોથી તે પુરાઈ જતાં ત્યાં મીઠું જામી ગયું હશે. અંગ્રેજી ભાષામાં આવું મીઠું 'રૉક-સૉલ્ટ' (ખડકનું મીઠું) તરીકે ઓળખાય છે. આપણે તેને સિંધવ, સિંધાલૂણ યા ખનિજ-મીઠું કહીએ છીએ.

ધ્રાંગધ્રા તેમજ તેની નજીકના ખારાઘોડાના પ્રદેશમાં પણ ખનિજ મીઠાની આ પ્રકારની ભૂસ્તરીય પ્રક્રિયા થઈ હશે; પણ તે અધૂરી રહેવાથી ત્યાંના પ્રાચીન દરિયાનું પાણી જામેલા સિંધવ રૂપે નહિ પણ પ્રવાહી રૂપે નીકળે છે, અને તેને પકવવાથી મીઠાના મોટા સ્ફટિકો બને છે, જેને વડાગરા મીઠા તરીકે આપણે ઓળખીએ છીએ. આ મીઠું પકવવા માટે ત્યાં કૂવા ખોદી તેમાંથી મીઠાનું પાણી કાઢીને ક્યારાઓમાં સૂકવવામાં આવે છે; અને એક જ થરમાં તેમાંથી વડાગરા મીઠાના સ્ફટિકો જામી જાય છે. આ વડાગરા મીઠાના સ્ફટિકો શેકવાથી પણ સિંધાલૂણ બની રહે છે.

દરિયાના પાણીમાંથી મીઠું પકાવવાનો ઉદ્યોગ ખૂબ જૂનો છે. પાણીને મોટા છીછરા ક્યારાઓમાં ભરી રાખી સૂર્યની ગરમી વડે સૂકવી નાખવામાં આવે છે. પાણી સંપૂર્ણતઃ શોષાઈ જતાં તેમાંનું મીઠું તળિયે બેસે છે, જે પછીથી કાઢી લેવામાં આવે છે મીઠાના આવા ક્યારા, જે 'મીઠાના અગર' કહેવાય છે, તેમાં તૈયાર થએલું મીઠું 'સોલર સૉલ્ટ' (સૂર્યગરમીથી પાકેલું મીઠું) 'ઘસિયું મીઠું' કહેવાય છે. એ મીઠું કાઢી લીધા પછી પાછળ રહેતા પ્રવાહીને 'બીટર્ન' કહે છે, જેનો ઉપયોગ મૅગ્નેશ્યમ ક્ષારો તથા બ્રોમીન કાઢવામાં થાય છે.

જે પ્રદેશોમાં (ખાસ કરીને પશ્ચિમમાં) સૂર્યની ગરમી સુલભ નથી ત્યાં મીઠું બનાવવા માટે ઘટાડેલા દબાણવાળા નિર્વાતક કડાઓમાં મીઠાવાળા પાણીને ઉકાળવામાં આવે છે. એ ક્રિયા ધીમેથી કરવામાં આવે તો મીઠાના મોટા સ્ફટિકો બંધાય છે; અને જો ભૂકો જોઇતો હોય તો એ ક્રિયા જલદી કરવામાં આવે છે. આ રીતે તૈયાર થએલાં અનેક તરેહનાં મીઠાં બજારમાં મળે છે. તેનું વર્ગીકરણ તેના સ્ફટિકોની બારીકાઈ પર કરવામાં આવે છે. ખોરાકમાં વપરાતા 'ટેબલ સૉલ્ટ'ના દાણા એકસરખા ઝીણા હોય છે. આ ઉપરાંત ઔદ્યોગિક મીઠું, માછલી માટે વપરાતું મીઠું અને એવી બીજી અનેક જાતો ત્યાં વેચાય છે. માછલિયું મીઠું એકસરખું હોતું નથી.

મીઠા પરત્વે આપણી સ્થિતિનો વિચાર કરીએ તો આપણા દેશમાં તો એવી કૃત્રિમ પદ્ધતિથી મીઠું તૈયાર કરવાની કશી જરૂર નથી. દેશ ફરતો ત્રણે બાજુ દરિયાકાંઠો છે, એટલે મીઠું પકવવા માટે પુષ્કળ સગવડ છે પંજાબમાં અને ઉપર જણાવેલા બીજા પ્રદેશોમાંથી પુષ્કળ ખનિજ મીઠું પણ નીકળે છે. છતાં નવાઇની વાત એ છે કે આપણો મીઠાનો ઉદ્યોગ પૂરેપૂરો ખીલેલો નથી વળી અત્યાર સુધી તો આપણા દેશમાં મીઠાનો કર હતો, તે પણ આ સ્થિતિ માટે જવાબદાર ગણાય હવે એ કર નાબૂદ થયો છે એટલે મીઠાના ઉદ્યોગની ખીલવણી અર્થે અનેક સંભવિતતાઓ છે

આગળ, જોઈ ગયા તેમ મીઠું ખોરાકમાં અતિ ઉપયોગી પદાર્થ હોવા ઉપરાંત અનેક ઉદ્યોગોમાં પણ મહત્ત્વનું સ્થાન લે છે સોડા, કૉસ્ટિક સોડા, ક્લોરીન, હાઇડ્રોક્લોરિક ઍસિડ વગેરે બનાવવામાં મીઠું પુષ્કળ વપરાય છે. મચ્છી અને બીજી સગ્રહી રાખવાની ખોરાકી ચીજો બગડી ન જાય એ માટે પણ મીઠું ખૂબ ઉપયોગમાં લેવાય છે. અથાણું સારું બનાવવા માટે મીઠું ઠીક પ્રમાણમાં વપરાવું જોઇએ; નહિતર ઓછા મીઠાવાળું અથાણું બગડી જાય છે માટીનાં વાસણોને ઓપ ચડાવવા માટે મીઠું ખાસ ઉપયોગી છે સોડિયમના અનેક ક્ષારો તો સીધી યા આડકતરી રીતે મીઠામાંથી જ બનાવાય છે.

મીઠાના સ્ફટિકો પારદર્શક, રંગ વિનાના અને ચોરસ આકારના હોય છે. ૮૦૦ ડિગ્રી ગરમીએ તે પ્રવાહી બને છે. અને તેથી વિશેષ ગરમીમાં ઊડી જાય છે અધો-રક્ત (ઇન્ફ્રારેડ) કિરણોમાં પણ તે એકદમ પારદર્શક હોવાથી તેનો ઉપયોગ લૅન્સ અને પ્રીઝમ બનાવવામાં થાય છે. આમ, અનેકવિધ ઉપયોગોને લીધે મીઠું સર્વ રસાયણોમાં અત્યંત મહત્ત્વનું રસાયણ ગણાય છે.

મીઠાના પાણીમાંથી મીઠું પકાવવાની ક્રિયામાં રહેલી એક મુશ્કેલીનો ઉલ્લેખ અહીં અસ્થાને નહિ ગણાય. મીઠું ઠંડા તેમજ ગરમ પાણીમાં લગભગ સરખા પ્રમાણમાં જ ઓગળે છે. આમ હોવાથી મીઠાના ગરમ દ્રાવણને ઠંડું પાડવાથી બીજા ક્ષારોની જેમ મીઠાના સ્ફટિકો પૂરેપૂરા જુદા પડી જતા નથી; એટલે એ દ્રાવણને ખૂબ વખત ગરમ કરી લગભગ બધું પાણી ઉડાડી નાખવું પડે છે. તો જ દ્રાવક પાણીના અભાવે મીઠું જુદું પડે.

એક બીજી વાત: ચોમાસામાં મીઠું ભેજ લે છે અને ભીનું થઈ જાય છે. સામાન્ય માન્યતા એવી છે કે આ મીઠાનો ગુણ છે. પણ

એ બરાબર નથી. શુદ્ધ મીઠું ભેજ ગ્રહણ કરી કદી ભીનું થતું નથી. સામાન્ય મીઠામાં મૅગ્નેશિયમ ક્લોરાઇડ નામનો જે પદાર્થ અશુદ્ધિ રૂપે હોય છે એ પદાર્થનો જ ગુણ ભેજ ગ્રહણ કરવાનો છે, અને એના કારણે જ મીઠું ભીનું થઈ જાય છે. (બીજા સારા દળેલા પણ )

**મીઠાના ઉપયોગ તથા તેમાંથી બનતી ચીજો**

[ ખાવાનો સોડા બાઈ કાર્બ; સૉલ્ટ કેઇક; સોડિયમ સલ્ફેટ; સોડિયમ સાયેનાઈડ; સોડિયમ હાઈડ્રોક્સાઇડ ]




[ મનુષ્ય તેમજ જનાવરોના ખોરાકમાં; ખનિજમાંથી રૂપું ને ત્રાંબુ કાઢવામાં; ખોરાક સાચવી રાખવામાં; માટીના વાસણો પર ગ્લેઝ (ઓપ)ચડાવવામાં; સાબુની બનાવટમાં; કાપડની બનાવટમાં; ચામડાં કમાવવામાં; ખાતરમાં; નકામા છોડ કાઢી નાખવામાં વગેરે ]

# મીઠા વિષે વધુ

આદિ કાળથી મનુષ્ય મીઠાનો ઉપયોગ કરતો આવ્યો છે. આપણા રોજિંદા ભોજનમાં મીઠાનું સ્થાન બહુ જ અગત્યનું છે. મીઠા વગરનું ભોજન આપણને મીઠું લાગતું નથી. વળી મીઠાની સાથે ઘણી સંજ્ઞાઓ પણ સંલગ્ન છે. મિત્રત્વનું તે જૂનું ચિહ્ન ગણાય છે. હિંદમાં મીઠું શુકનની ચીજ ગણાય છે. અરબ દેશોમાં તેમજ આપણે ત્યાં પણ જેનું લુણ ખાધું હોય તેને છેવટ સુધી વફાદાર રહેવાનું નૈતિક બંધન છે.

ખોરાક ઉપરાંત મીઠાનો ઉપયોગ માંસ-મચ્છી વગેરે લાંબો સમય સંઘરી રાખવા માટે, જનાવરોનાં ચામડાં કમાવવામાં, જંતુઘ્ન દવા (insecticide)તરીકે, તથા ખાતર તરીકે પણ થાય છે. મીઠાના પાણીના કોગળા આરોગ્યકારક છે એ તો જાણીતી વાત છે.

પણ મીઠાને કારણે ઘણાં યુદ્ધો થયાં છે અને તેના અભાવને લીધે યુદ્ધો હારવાના પણ ઘણા દાખલા બન્યા છે એ જાણીને નવાઈ લાગશે. મીઠાના એક ઝરણાની માલિકીને માટે ચેટ્ટી અને હેમાન્ડુઓનું લોહી રેડાયું હતું. ઘણા ઇતિહાસકારોનું માનવું છે કે મીઠાની અછતને કારણે જ નેપોલિયનને મૉસ્કોમાંથી પીછેહઠ કરવી પડી હતી, કેમકે ખોરાકમાં મીઠાને અભાવે સૈનિકોના ઘા જલદી સારા થતા નહિ. મીઠાની તંગી હોવાથી તેમના ઘા વકરી (septic થઈ) જતા હતા. અરે, તાજેતરની જ વાત કરીએ, તો છેલ્લા મહાયુદ્ધમાં સેનાપતિ વિન્ગેટની બ્રહ્મદેશ ઉપરની ચડાઈ વેળા તેના સૈનિકોને જંગલમાં ખૂબ પરસેવો થતો અને પરસેવા મારફતે તેમનાં શરીરમાંથી મીઠું બહાર જતું રહેવાથી તેમનાં શરીર જલદી બાંગી પડતાં અને તે મોટી સંખ્યામાં મૃત્યુ પામતા. વિન્ગેટે આ બાબતમાં નિષ્ણાતોની સલાહ લેતાં તેમણે જણાવ્યું કે ઉષ્ણ કટિબંધની આબોહવામાં મીઠું એ એક શામક (cooling agent) તરીકે અત્યંત જરૂરી હોવાથી દરેક માણસને રોજના બે ચમચા મીઠું ફરજિયાત આપવું જોઈએ. વિન્ગેટે એ પ્રમાણે કરતાં તેના માણસો બચી ગયાં.

પશુઓને પણ મીઠાની આવશ્યકતા હોય છે તેઓ જે ઘાસપાન ખાતા હોય છે એમાંથી જો મીઠાનું પ્રમાણ જોઈએ તેટલું ન મળે તો મીઠું મેળવવા માટે તેઓ જાતજાતની યુક્તિઓ કરે છે. આપણે ઘણી વખત વાંદરાઓને એકબીજાની પીઠ ઉપરથી જૂ શોધીને ખાતાં જોયાં છે. પણ ખરું જોતા તેઓ જૂ ખાતાં નથી હોતાં એક પ્રખ્યાત વૈજ્ઞાનિકે આ બાબત સંશોધન કરીને સાબિત કર્યું છે કે તેઓ જૂ નહિ પણ તેમના શરીર પર થતી મીઠાના મિશ્રણવાળી ગ્રંથીઓ ઉખેડીને ખાતા હોય છે તેમના રોજના ખોરાકમાં જ્યારે મીઠાનું પ્રમાણ ઓછું થાય છે ત્યારે જ તેઓ આ પ્રવૃત્તિ કરતા હોય છે.

આ ઉપરથી એવો પ્રશ્ન ઊઠશે કે મનુષ્યને રોજના ખોરાકમાં મીઠું જરૂરી ખરું કે નહિ? તેનો જવાબ એ છે કે માત્ર બાફેલા કે ઉકાળેલા પદાર્થો ભોજનમાં ખાનાર માટે તો મીઠું લેવું ખાસ જરૂરી છે; કારણકે બાફેલા પદાર્થોનું પાણી ઘણુંખરું ફેંકી દેવામાં આવતું હોવાથી શાકભાજી તથા ઇતર પદાર્થોમાંનો ક્ષારનો અંશ એ રીતે જતો રહે છે. પણ જો તાજાં ફળો તથા બાફ્યા વગરનાં શાકભાજી ફ્યુબર રૂપે લેવામાં આવે તો મીઠાની બહુ જરૂર ન રહે; કારણકે તે ખોરાકમાં કુદરતીરીતે જ આવશ્યક મીઠું મળી રહે છે. એક ડૉક્ટર ૧૦ વર્ષ સુધી આવા ખોરાક પર રહ્યા હતો, ને તેને કંઈ જ થયું નહોતું.

ઉષ્ણ કટિબંધમાં-ગરમ દેશોમાં રહેતાં-માણસોને તથા ખાણ અને કારખાનાંઓમાં કામ કરતા મજૂરોને તો ખોરાકમાં મીઠું લેવું ઘણું જ આવશ્યક છે, કારણકે તેમને પરસેવો ખૂબ થતો હોવાથી તેની મારફત શરીરમાંથી વહી જતા ક્ષારની ખોટ બરપાઈ કરવા તેમના ખોરાકમાં મીઠાનું સ્થાન હોવું અત્યંત જરૂરી છે. (સંપાદિત)

## નવાં હિંદી પત્રમિત્રો (અનુસંધાન પાછળ પાન ૨૬૬થી)

પો. ઑ. નં. ૨૮૯, ઝાંઝીબાર (બ્રિ. ઈ. આફ્રિકા)—સરનામું અમેજીમાં; (૨૫૯) ચંપકલાલ વૃંદાવનદાસ વોરા, ૩૩ કપોલ નિવાસ નં. ૨, કિંગ્સ સર્કલ, માટુંગા (જી. આઈ. પી.) મુંબઈ-૧૯—૧૬, ટિકિટસંગ્રહ; (૨૬૦) કુ. મીનાક્ષી ચૌધરી, ઝાલાવાડ મેડિકલ સ્ટોર્સ, વઢવાણ કૅમ્પ—૧૭, ફોટોગ્રાફસંગ્રહ; (૨૬૧) ધ્રુવકુમાર આર. ઓઝા, ગોરાવાડી, પાલીતાણા (બી.એસ.રેલ્વે)—૧૭, સાહિત્ય; (૨૬૨) ભગવાનજી ત્રિભોવનદાસ કારિયા ૮, દેગરાજ બિલ્ડિંગ, લૉરેન્સ રોડ, કરાંચી (સિંધ)—૨૦, રાજકારણ, સંગીત; (૨૬૩) પ્રવીણચંદ્ર શી. ગાંધી, કે. ગજભુજ મો. ગાંધી, ગાંધી બંગલો, કરાણી લેન, ઘાટકોપર, (જી.આઈ.પી.)—૧૬, ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ સાહિત્ય; (૨૬૪) માણેકલાલ કે. રવિલાલ ભગવાનજી, લાકડાનો વાડો, માંડવી (કચ્છ)—૧૭, ટિકિટ-સિક્કા-લૅગ લેબલ સંગ્રહ; (૨૬૫) ગીરધરલાલ હીરાલાલ મણિયાર, નૂતન છાત્ર સંઘ, રતન ભુવન નીચે, માંડવી (કચ્છ)—૧૫, ટિકિટ-સિક્કા-મૅચ લેબલ સંગ્રહ, પ્રવાસ; (૨૬૬) ચંપકલાલ ગોવર્ધનદાસ માંડવીઆ, ભોજેશ્વર વિભાગ, પોરબંદર—૨૦, ટિકિટસંગ્રહ, કાવ્ય, રાજકારણ, વિદેશી રમતો; (૨૬૭) વિદ્યાકાન્ત વિ. ભાઈલાલ, કે. ભાઈલાલ સી. માંકડ, નાગર ચકલા, ભુજ (કચ્છ)—૧૮, સંગીત; (૨૬૮) મહેન્દ્રકુમાર શાહ, કે. સી. જે. શાહ, બોટાદ—૧૭, ટિકિટ-સિક્કા-મૅચ લેબલ સંગ્રહ; (૨૬૯) જયંતીલાલ દોશી, કે. અમૃતલાલ જેચંદ દોશી, શેઠ વીરમ લધા ઍન્ડ કં. કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી (સિંધ)—૧૬, ટિકિટસંગ્રહ, અવતરણસંગ્રહ; (૨૭૦) જગદીશચન્દ્ર પ્રભાશંકર ભટ્ટ, કે. પ્રકાશ ઍન્ડ કં., હાઈસ્કૂલ પીઠ, ભાવનગર—૧૮, નવી બાબત શીખવાનો, યાંત્રિક કામનો; (૨૭૧) કુ. કાન્તા ગજભુજ ચંદ્રિયાણી, ઇંટરનેશનલ રેડિયો કં. મલબાર વ્યૂ નં. ૧, ચોપાટી સી ફેસ, મુંબઈ-૭—૧૭, ટિકિટ સંગ્રહ, ફોટોગ્રાફી, જુદીજુદી ભાષા શીખવાનો; પત્ર વ્યવહાર ગમે ત્યાંના માટે; (૨૭૨) બહાદુર એલ. ગાંધી, લક્ષ્મી નિવાસ, ચર્ચગેટ, વાલકેશ્વર, મુંબઈ-૪—૧૬, ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ; (૨૭૩) ભરતકુમાર વિ. મહેતા, 'કલ્યાણ', માણેકવાડી પ્લૉટ ૫૧૦, ભાવનગર—૨૦, સંગીત, પત્રકારત્વ, ફોટોગ્રાફી; (૨૭૪) ટી. ડી. કે. સોનેજી, દમણેશ—૩૦, આધ્યાત્મિક અને સામુદ્રિક વિદ્યા, ચિત્રકળા; (૨૭૫) નરેન્દ્ર હ. ઠક્કર, કે. હરિલાલ લલ્લુભાઈ ઠક્કર, ૮, કોલભાટ લેન, ૩જે માળે, મુંબઈ-૨—૨૦, ચિત્રકળા, નૃત્ય, ફોટોગ્રાફી, સાહિત્ય; (૨૭૬) છબરાજ આર. શાહ, ૨, એલ્ગિન રોડ, 'કલ્યાણ ભુવન' કલકત્તા ૨૦—૧૭, વિજ્ઞાન, ટિકિટસંગ્રહ; (૨૭૭) મગનદાસ ડી. ઠક્કર, ૧૯, વીરજી મેરાજ ચાલ, કચ્છી લોહાણા નિવાસગૃહ, માઝગામ, મુંબઈ ૧૦—૧૫, સંગીત, પ્રવાસ; (૨૭૮) જેઠાલાલ મોતીરામ ઠક્કર, ૩૧ વીરજી મેરાજ ચાલ, ઠેકાણું ઉપર મુજબ: ૧૬, વાચન, સંગીત; (૨૭૯) સૂર્યકાન્ત ગોધવજી જોશી, ૩૯-૪૦ ડીસોઝા સ્ટ્રીટ, ૯ ગામ્સ્તાનવાળો માળો, વડગાદી, મુંબઈ-૩—૧૮, સીનેમા-સંગીત; (૨૮૦) છબિલદાસ કેશવલાલ બ્રહ્મક્ષત્રી, બજાર, કપડવંજ—૨૫, સિક્કા સંગ્રહ, યોગવિદ્યા, ફોટોગ્રાફી; (૨૮૧) એન. એન. વડગામા, મણિશંકર એમ. બિલ્ડિંગ, આર. સી. ઝીણા સ્ટ્રીટ, કરાંચી-૧—૧૭, ટિકિટસંગ્રહ, પર્યટન, પત્રકારત્વ; (૨૮૨) જયેન્દ્ર શાહ, કે. નરેશચન્દ્ર એમ. શાહ, કાળુપુર ટંકશાળ, અમદાવાદ—૧૬, મહાપુરુષોના સ્વાક્ષરીનો સંગ્રહ; (૨૮૩) હીરાલાલ પ. તન્ના કે. પરમાનંદ જે. તન્ના, ઑટોમોબાઇલ ડીલર, કેશોદ (કાઠિયાવાડ)—૧૯, સીનેમા, રાજકારણ (અનુ૦ આર્ટપેટ સામે)

## કસોટી

મગજ ચલાવી જુઓ; નહિનો પછી ઉત્તરો નીચે અવળા છાપ્યા છે.

(૧) કાનજી ડોસા ગુજરી ગયા ત્યારે ૪૯૦૦ રૂપિયાની મિલકત મૂકતા ગયા. તેમનાં સંતાનોમાંથી અમુક તો તેમની હયાતીમાં જ ગુજરી ગયાં હતાં. એટલે બાકી રહેલાં સંતાનો વચ્ચે તેમની એ મિલકત વહેંચતાં દરેકને, જો બધાં સંતાનો જીવતાં હોત અને તેમની વચ્ચે એ મિલકત સરખે હિસ્સે વહેંચાઈ હોત તો તે પ્રત્યેકને હિસ્સે જે રકમ આવત તેના કરતાં ૧૧૭૦ રૂપિયા વધુ મળ્યા. તો તેમનાં હયાત સંતાન કેટલાં અને ગુજરી ગયેલાં કેટલાં?

(૨) નીચેની ઐતિહાસિક વ્યક્તિઓને તમે કાળક્રમે ગોઠવી શકશો? (૧) અકબર; (૨) અહલ્યાબાઈ; (૩) અશોક; (૪) શેરશાહ; (૫) ટીપુ; (૬) ચાંદબીબી; (૭) રણજીતસિંહ; (૮) શિવાજી; (૯) નાનાસાહેબ; (૧૦) પૃથ્વીરાજ; (૧૧) નાના ફડનવીસ (૧૨) હર્ષ.

(૩) સૂર્યમાળામાં પૃથ્વીથી સૂર્યની વધુ નજીક કયા ગ્રહો છે?

(૪) એક વર્ગમાં ૪૨ છોકરા છે, તેમાંની સાત બેઠકો ખાલી હોય ને બે છોકરા ગેરહાજર હોય તો વર્ગમાં કુલ કેટલા છોકરા હશે?

(૫) જો મુસાફરી કરતાં તમે એટલું ચાલ્યા હો કે તમારે ઘડિયાળ એક કલાક પાછળ પડી ગયું હોય તો તમે પૂર્વ દિશા તરફ મુસાફરી કરી હશે કે પશ્ચિમ તરફ?

(૬) નીચે કેટલાક સીધા-સાદા પ્રશ્નો મૂક્યા છે તેના જવાબ તમે આપી શકશો? (૧) પૃથ્વીના ખંડ કેટલા? (૨) બિલાડીને આંગળીઓ કેટલી હોય છે? (૩) અમેરિકા કેટલાં સંસ્થાનોનું બનેલું છે? (૪) દરિયામાં ૨૪ કલાકમાં કેટલી વાર ભરતી આવે છે? (૫) પત્તાની તદ્દન નવી જોડમાં એક્કા સિવાયનાં ચિત્રોવાળાં પાનાં કેટલાં હોય છે? (૬) ટેલિફોન ડાયલમાં કેટલાં કાણાં હોય છે?

જવાબો: (૧) ૩, હયાત; ૭ ગુજરી ગયાં; (૨) નીચેના ક્રમમાં: અશોક, હર્ષ, પૃથ્વીરાજ, શેરશાહ, અકબર, ચાંદબીબી, શિવાજી, અહલ્યાબાઈ, ટીપુ, નાના ફડનવીસ, રણજીતસિંહ, નાનાસાહેબ. (૩) બુધ અને શુક્ર; (૪) ૩૫; (૫) પૂર્વ તરફ; (૬) (૧) સાત: એશિયા, આફ્રિકા, યુરોપ, ઉત્તર અમેરિકા, દક્ષિણ અમેરિકા, ઑસ્ટ્રેલિયા, ઍન્ટાર્કટિકા; (૨) આગલા પગે પાંચ અને પાછલા પગે ચાર; (૩) ૪૮; (૪) બે વખત; (૫) ૧૩—જોકરને ન ગણતાં; (૬) ૧૦.

## વિદ્યાર્થીઓને મદદ કરનાર સંસ્થાઓની યાદી

ગ. સાધનરહિત વિદ્યાર્થીઓને અભ્યાસ માટે મદદ કરનારી સંસ્થાઓની યાદી વિષેની માહિતી અમે અગાઉ આપી હતી. તેની માંગ વધી પડવાથી હવાલાં તે સુધારાવધારા સાથે ફરી છપાઈ છે. એનાં નીચે જણાવેલાં મથાળાં જ એની ઉપયોગિતાની સાબિતી આપી રહેશે: (૧) કોઈપણ કોમના વિદ્યાર્થીઓને મદદ આપનાર સંસ્થાઓ; (૨) બહેનોને અભ્યાસ માટે મદદ આપતી સંસ્થાઓ; (૩) જુદીજુદી કોમોને મદદ કરનાર સંસ્થાઓની સામાન્યયાદી; એ ઉપરાંત (૪) બ્રાહ્મણ, (૫) વણિક, (૬) જૈન, (૭) લોહાણા તથા (૮) ભાટિયા વિદ્યાર્થીઓને મદદ આપતી સંસ્થાઓ; (૯) રાજપુત શિક્ષણસંસ્થાઓની યાદી; (૧૦) પરદેશ જનાર કોઈપણ શિષ્યને મદદ આપનાર સંસ્થાઓ તથા (૧૧) ઉચ્ચ કેળવણી માટે નાણાં ધીરનારી સંસ્થાઓની યાદીઓ આપેલી છે, જે ઘણી ઉપયોગી નીવડશે. ઈચ્છુકોએ ટપાલખર્ચ સાથેની કિંમત ૦-૬-૦ની ટિકિટો બીડીને નીચેને સરનામે લખવું: શ્રી ચંદુલાલ ત્રિ. વ્યાસ, ન્યૂ ઇરા સ્કૂલ, હ્યુજ રોડ, મુંબઈ-૭.



# માધુકરી

### કોણ?

કલ્પનાની ક્યારીઓમાં કોણ સીંચે તેજામૃતો
ગંધનોનાં મોતી ગૂંથે મારે ઉર કોણ ?
જીવનાં ગીતપુષ્પો ફૂટી આવ્યાં મારે ઉરે
કો સુરપર્શે સિદ્ધિ કાજે ખીલી ઉરબાગ? પ્રતાપકુમાર શાહ

## શ્યામજી કૃષ્ણજી વર્મા

નવીન સરણીનાં વિચાર અને સર્જન રજૂ કરવાના અભિલાષી માસિક 'રેખા'ના તંત્રી, ગુજરાતની રંગભૂમિના નવસર્જનના કોડ અને યોજનાઓ ધરાવનાર અનુભવી અભિનેતા અને ગુજરાતના નવલોહીઆ કાર્યકરોમાંના એક શ્રી જયંતી દલાલે "સહુને સ્વતંત્ર રીતે વિચાર કરતા કરવાની" નેમથી 'ગતિ' નામનું એક નવું આશાસ્પદ અઠવાડિક શરૂ કર્યું છે. તેમાં શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે લખેલી, હિંદના પહેલા ક્રાંતિકારી શ્રી શ્યામજી કૃષ્ણવર્માની જે વિસ્તૃત જીવનરેખા ક્રમશઃ પ્રસિદ્ધ થાય છે તે (જેમને ઉપલબ્ધ હોય તેમને) વાંચવાની ભલામણ સાથે, એના શરૂઆતના ચાર હપતામાંથી, હિંદના અરુણોદયકાળના એ તેજસ્વી ગુજરાતીના જીવનના પૂર્વાર્ધની કથા તારવીને અહીં ઉતારી છે;—એવી આશાથી કે એમને વિષેની સંપૂર્ણ માહિતી મેળવવાની આતુરતા એ વાચકોમાં પ્રકટાવશે. —તં૦

**શ્યામજી** કૃષ્ણજી વર્માના નામથી પણ કદાચ આજના દેશભક્તો અજાણ હશે. પણ જ્યારે લખાય ત્યારે હિંદના આઝાદીના સાચા ઇતિહાસમાં શ્યામજી કૃષ્ણજી વર્માનું નામ ઘણા ઊજળા અક્ષરે લખાશે ને ભાવિ પેઢીને પોતાના એ અગ્રણીનો સાચો આદર શીખવશે.

ગુજરાતના એવા જ એક પ્રયોગવીર પ્રજાસેવક શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકે વર્ષો પરના પોતાના યુરોપવાસ દરમિયાન બ્રિટિશ મ્યુઝિયમ વગેરે સ્થળોના અપ્રાપ્ય ને બુલંદ અવાજે ઇતિહાસની સાક્ષી પૂરતાં સાધનોની જહેમતપૂર્ણ અન્વેષણા ને અભ્યાસ બાદ, ૧૮૫૭ના પ્રથમ સ્વાતંત્ર્યયુદ્ધ પછીની નવી વિચારસરણીના પુરસ્કર્તા શ્યામજી કૃષ્ણજી વર્માનું જીવનચરિત્ર આલેખ્યું છે. ખરીરીતે એ શ્યામજી વર્માનું માત્ર જીવનચરિત્ર નથી, હિંદના સ્વાતંત્ર્યયુદ્ધના એક અણઆલેખાએલા ને ઉદાસીનતાથી ઉવેખાએલા યુગનું નવતર દર્શન છે.

**પંડિત** શ્યામજી કૃષ્ણજી વર્માનો જન્મ કચ્છના માંડવી ગામમાં એક ગરીબ ભણશાળી કુટુંબમાં, ૧૮૫૭ના ઑક્ટોબરની ૪થી તારીખે થયો હતો. ૧૮૫૭! એનું સ્મરણ જ હિંદના પ્રથમ સ્વાતંત્ર્યયુદ્ધની કરુણ અને પ્રશસ્ય સ્મૃતિને જગાવી જાય છે. બરાબર એકસો વર્ષ પહેલાં પલાશીના યુદ્ધમાં કલાઇવે જે બ્રિટિશ રાજની જડ નાખી હતી તેનો તાણોતાણો હાલી ઊઠ્યો હતો. 'માત્ર સિપાહીએ બળવો પુકાર્યો હતો એમ ન હતું. પણ લશ્કરી ફરિયાદો, રાષ્ટ્રીય તિરસ્કાર ને બ્રિટિશ હકુમત સામેનું ધાર્મિક ઝનૂન, એ સર્વેનું મિશ્રણ હતું. દેશી રાજાઓ ને દેશી સિપાઇ એક થયા; હિંદુ અને મુસ્લિમ એમનું વૈમનસ્ય ભૂલી ખ્રિસ્તી સામે લડવા એક થયા; મેરઠના સિપાહીઓને એક ક્ષણમાં નેતાગીરી સાંપડી, ધ્વજ સાંપડ્યો, અને કારણ મળી ગયું; અને એ 'બંડ' મટી 'ક્રાન્તિકારી યુદ્ધ' બન્યું. એ ક્રાન્તિકારીઓની વીરતા ને શહાદતના ગૌરવગાને જ્યારે ગામેગામ અને ચૌટેચૌટે ગુંજતું હતું અને પરદેશી હકુમતના અમાનુષી અત્યાચારની કાળી કથાઓ સાંભળતું હતું તેવા સમયમાં શ્યામજીનું બચપણ વીત્યું. એ સર્વના પ્રસ્પંદો બાળ શ્યામજીએ કેવા અને કઈ રીતે ઝીલ્યા એ જાણવાનું આપણી પાસે કશું સાધન નથી. અન્ય બાળક જેમ એ પણ માંડવીની ગામઠી શાળામાં નાની ઉંમરે દાખલ થયા. શરૂઆતથી જ એણે બુદ્ધિપ્રભા દાખવવા માંડી, ને એના જ બળે, ગરીબ હોવા છતાં, એનાં માબાપે કચ્છની રાજધાની ભુજમાં એને અંગ્રેજી શીખવવા લઈ જવાનું નિર્ધાર્યું. પણ દસ વર્ષની બાળવયમાં જ એણે



**માસમાસનાં પંખી**
**૧૯—હોલો**



હોલો તો આપણે ત્યાંનું સામાન્ય પંખી. કબૂતર કરતાં સહેજ નાના પણ આચાર તથા નખરાંમાં કબૂતર જેવા જ આ પંખીની હિંદમાં તો દસબાર જાતો છે, પણ આપણે ત્યાં તેમાંની ત્રણેક જાત જોવામાં આવે છે. એ સર્વમાં ધોળી ભસ્મ જેવા સફેદ રંગનો હોલો સૌથી રૂપાળો અને મોટો ગણાય છે. તેના ગળાના પાછલા ભાગમાં કાળો કાંઠલો હોય છે અને કાંઠલાની ઉપલી તથા હેઠલી ધારે શ્વેત પટ્ટી હોય છે આ તેનું વિશિષ્ટ ચિહ્ન છે. કૂ—કૂ... કૂ એવા બોલવાળું એનું કૂજન 'પરભૂ .... તું' એ પ્રકારના ઈશ્વરભજન જેવું લાગે છે!

ઠેબાળીઆ લાલ રંગની તેની બીજી જાત પણ આપણને સુપરિચિત છે. ગળાની બંને તરફ કાળા ધોળાં ટપકાંની જાળી ને તામ્રવરણી પાંખો ઉપર લાલ બિંદુઓ વાળો આ 'કંકુવરણો હોલો' આપણા આંગણાંમાં ભમતો ઘણી વખત દેખાય છે. એની ત્રીજી જાત તે ચિત્રગ્રીવ હોલો. તે કાબર કરતાં ય નાનો હોય છે. શરીરનો રંગ ગેરાઉ, માથું મેલું લાલ છાયાવાળું અને ગળાની બંને બાજુ પર કાળા લાલ અપાર ટપકાં

સ્વભાવે જમીન પર જ રહેનારા આ પંખીને મનુષ્યસહવાસ ઘણો પ્રિય છે. અનાજના દાણા એ તેનો આહાર છે. તે મોટે ભાગે વરસનાં બેથી પાંચ જણતર જણે છે અને દરેક વખતે ધોળા રંગનાં માત્ર બે ઇંડાં મૂકે છે.

ઇસુખ્રિસ્તના કાનમાં "પરમાત્માનો પયગામ કહેનાર મનાએલો હોલો ખ્રીસ્તીધર્મમાં અત્યંત પવિત્ર અને દૈવી ગુણવાળો ગણાયો છે. પણ હિંદમાં તો તેની મથાવટી હલકી છે. તેની બોલી, તેનો વસવાટ, તેનું દર્શન ઘણાં હાનિકર્તા મનાયાં છે. એથી જ મનુષ્યનું અત્યંત નિકટવર્તી છતાં તે પાલનને યોગ્ય નથી ગણાયું. (શ્રી 'વનેચર'ના લેખ પરથી).

માતાની ગોદ ગુમાવી. પિતા મુંબાઇમાં કાળી મજૂરી કરી પેટિયું કાઢતા. અનાથ શ્યામજીનો હાથ એની નાનીએ પકડ્યો અને એને મદારે એ હાઈસ્કૂલમાં અભ્યાસ કરી શકવા.

આવો સાધનહીણો ગરીબ ભણુશાળી બાળક, મુંબાઇમાં પેટિયું કાઢતા પિતાનો પુત્ર, કુટુંબ કે સંબંધના કશા ય વસીલા વિનાનો, હિંદના એક અંધારે ખૂણે વસતો, થોડાં જ વર્ષોમાં સંસ્કૃત અને અંગ્રેજીનો પ્રખર વિદ્વાન થશે, ઑક્સફર્ડનો પ્રથમ હિંદી એમ.એ. થશે, બૅરિસ્ટર થશે, અને ઘણાં પ્રથમ કક્ષાનાં દેશી રાજ્યોનો દીવાન થશે, એટલું જ નહિ પણ નવતર રાષ્ટ્રવાદી હીલચાલનો એના અત્યંત કપરા કાળમાં (૧૯૦૫-૧૯૧૪માં) સર્વમાન્ય અગ્રણી થશે, તેમજ લંડન, પારીસ અને જીનીવામાંથી હિંદની આઝાદીની ગાજનો બુલંદ પુરસ્કર્તા થશે—એમ ક્યારે ય કોણે કલ્પ્યું હશે? શ્યામજીની પાસે આપનમાં હતાં માત્ર અનેકોને પાછા પાડી દે એવી મેધા, અને પોતાનો પંથ ઉજાળવાની મહત્ત્વાકાંક્ષા.

દૂર ભુજમાં પોતાની મેધાના ચમકારા દાખવી રહેલા શ્યામજીની વાત મુંબાઇના એક પરોપકારી ધનવાન મથુરાદાસ લવજીને કાને પહોંચી. તુરતમાં જ એમને કચ્છ જવાનું થતા એમણે શ્યામજી અને એની નાનીને મુંબઈ આણ્યાં. આશાસ્પદ વિદ્યાર્થી વિલ્સન હાઇસ્કૂલમાં દાખલ થયો. અંધારખૂણાની ગામડિયા નિશાળથી હિંદના પ્રથમ શહેરની આલીશાન નિશાળમાં મોટી ફાળ ભરી, દક્ષિણ અને કોંકણના જબરા વિદ્યાર્થીઓ સાથે હોડમાં ઊતરી, શ્યામજીએ વર્ગમાં પ્રથમ કક્ષામાં આવીને સહુનાં હૈયાને પુલકિત કર્યાં. મથુરાદાસે શ્યામજીને એક પાઠશાળામાં પણ મૂક્યા, અને ત્યાં અપાતા સંસ્કૃતના જ્ઞાને શ્યામજીને ધર્મશાસ્ત્રો અને સાહિત્યરત્નો તરફ આકર્ષ્યા બપોરે ને સાંજે એ પાઠશાળામાં અભ્યાસ કરતા ને મોડી રાત લગી પોતાનું વાચન ચાલુ રાખતા. આમ, વિલ્સન હાઇસ્કૂલ તથા સંસ્કૃત પાઠશાળામાં સાથે સાથે અભ્યાસ કરીને અઢાર વર્ષની વયમાં તો તેમણે સંસ્કૃત અને અંગ્રેજી બંનેમાં ભારે નૈપુણ્ય દાખવ્યું.

વિલ્સન હાઇસ્કૂલમાં ગોકુલદાસ કહાનદાસ પારેખ શિષ્યવૃત્તિ મેળવી એ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં ગયા, જ્યાં ઘણુંખરું શ્રીમંતોના પુત્રો જ ભણતા. અહીં પણ શ્યામજીએ પોતાની હોંશિયારી બતાવી પ્રથમ કક્ષા મેળવી. તેમાનુજોગના પ્રતાપે આ પ્રથમ કક્ષાએ એમનો મુંબાઈના એક અતિશય ધનાઢ્ય કુટુંબ સાથે સંબંધ જોડી આપ્યો. શેઠ છબીલદાસ લલ્લુભાઇનો પુત્ર રામદાસ, શ્યામજીનો સહાધ્યાયી હતો. શેઠ છબીલદાસને સાહિત્ય અને સંસ્કારમાં રસ હતો. અચાનક જ એમણે એક વાર રામદાસને એના વર્ગમાં પ્રથમ વિદ્યાર્થી કોણ હતો તે પૂછ્યું. રામદાસે તુરત જ શ્યામજીનું નામ આપ્યું. રામદાસની મારફતે શેઠ છબીલદાસે શ્યામજીને પોતાને ત્યાં બોલાવ્યા. અંતે આ પરિચય ગાઢ સ્નેહ અને આદરમાં પરિણમ્યો, અને એકાદ બે વર્ષમાં તો એનું એવું પરિણામ આવ્યું કે શેઠે શ્યામજીનું લગ્ન પોતાની દીકરી ભાનુમતી સાથે કરવા ધાર્યું! અને ભાનુમતીની સંમતિથી ૧૮૭૫માં એનાં લગ્ન શ્યામજી સાથે થયાં.

આ બેત્રણ વર્ષ (૧૮૭૪-૭૬) શ્યામજીના જીવનમાં ભાવપંથનું ભાથું બાંધવા જેવા ગયા છે. જુવાન શ્યામજીએ સંસ્કૃત ભાષાના જ્ઞાતા તરીકે એવી પ્રતિષ્ઠા જમાવી હતી કે ૧૮૭૫માં ઑક્સફર્ડના બોડેન પ્રોફેસર અને લબ્ધપ્રતિષ્ઠ સંસ્કૃતજ્ઞ પ્રો૦ મોનિઅર વિલિયમ્સ સાથે એનું ઓળખાણ થયું. પ્રો૦ વિલિયમ્સ પર શ્યામજીએ એવી તો ઘેરી છાપ પાડી કે બે વર્ષમાં તો પ્રો૦ વિલિયમ્સ એને ઑક્સફર્ડમાં પોતાના 'સહાયક' તરીકે લેવા તૈયાર થયા. આજ અરસામાં શ્યામજીને આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતી સાથે પરિચય થયો. આ સંસર્ગનાં પણ ઐતિહાસિક પરિણામ આવ્યાં, જોકે તાત્કાલિક કશું ફળ ન આવ્યું. ૧૮૭૦થી ૭૬નાં છ વર્ષ શ્યામજીનાં ગરીબીનાં વર્ષો હતાં. આગળ ને આગળ વધવા મથતા મહત્ત્વાકાંક્ષી વિદ્યાર્થી તરીકે શ્યામજીએ એ વીતાવ્યાં. સંસ્કૃત અને શાળાના અભ્યાસમાંથી સમય ચોરીને એ ભણાવવા જતા, અને એ રીતે પોતાની જાતને ટકાવતા. પણ ત્યાં તો એક અણધારી ને મહાન આફત આવી પડી. ૧૮૭૬માં એમની આંખે રોગ આવ્યો ને એ મૅટ્રિકની પરીક્ષા માટે વાંચી જ ન શક્યા. પ્રતિભાવંતો વિદ્યાર્થી પરીક્ષામાં નાપાસ થયો! હા, અંગ્રેજીના વિષયમાં એને ઉત્તીર્ણ થએલો જાહેર કરવામાં આવ્યો!

સૌને માટે આ આઘાત હતો. એના ધનવાન સસરા અને અન્ય સજ્જનોને શ્યામજી માટે અભિપ્રાય બદલાઈ જાય એવું બન્યું શ્યામજીમાં પોતામાં અચળ આત્મબળ ન હોત, તો કોઈ કાચાપોચાની જેમ એણે પણ હાર સ્વીકારી લીધી હોત. પણ શ્યામજી જુદી માટીના બન્યા હતા. જીવનસંગ્રામ જીતવાની એની ઇચ્છા અદમ્ય હતી. અને આવી હારને એણે ભાવિ સફળતાના પ્રથમ સોપાન તરીકે વાપરી.

૧૮૭૫-૧૮૭૬માં શ્યામજીએ સ્વામી દયાનંદ અને આર્યસમાજના અન્ય જ્યોતિર્ધરો સાથે સંબંધ કેળવવાનું ચાલુ રાખ્યું. અને એની સંસ્કૃત ભાષાની વિદ્વત્તા, વેધક બુદ્ધિ, સુધારક વૃત્તિ અને સાહસે જે પ્રથમ અસર પાડી હતી તેને સમયે ઘેરી તથા માતબર બનાવી. એમની ઇચ્છા શ્યામજીને વૈદિક મતના પ્રચારક બનાવવાની હતી.

પણ શ્યામજીએ પોતાને માટે જુદા ભાવિની કલ્પના કરી હતી. અને મિત્રોની ઇચ્છા તથા પોતાની યોજના એક વહેણે વહેતી લાગી ત્યારે એણે ૧૮૭૭ની શરૂમાં અખિલહિંદ પ્રચારયાત્રા શરૂ કરી.

પ્રો. મોનિઅર વિલિયમ્સ સાથેના અલ્પ સંબંધે એના મનને મહત્ત્વાકાંક્ષાથી ભરી દીધું હતું. મોટી આશા અને હિંમતથી નિશ્ચયથી એનું હૈયું થનગનતું હતું. દૂરદૂરથી ઑક્સફર્ડ એને સાદ પાડતું લાગ્યું. નવાસવા મુંબાઇ યુનિવર્સિટી સંસ્થાએ ભલે અવગણના કરી. પોતે તો પુરાણા ઑક્સફર્ડમાં જશે! માર્ગમાં અગણિત અવરોધો હતા. પણ એણે તો પ્રો૦ વિલિયમ્સ પર મદાર બાંધ્યો હતો. એમના મન પર પોતાના સંસ્કૃત ભાષા અને વિદ્યાના જ્ઞાનની જે અસર પડી હતી તેને ઘેરી કરવાની ખાસ જરૂર હતી. એટલી જ જરૂર હિંદમાં ય માન્યતા મેળવવાની હતી. પ્રચારયાત્રા આ હેતુ બહુ વધારે અને કાર્યક્ષમ રીતે પાર પાડી શકે. આમ અદમ્ય મહત્ત્વાકાંક્ષા ને દૃઢ આત્મવિશ્વાસ સાથે શ્યામજીએ માર્ચ ૧૮૭૭ના આખરમાં નાશિકથી પ્રચારયાત્રાની શરૂઆત કરી અને સંસ્કૃતમાં ભાષણ કરીને વિદ્વજ્જનોનાં મન હરી લીધાં! કાશીથી માત્ર બ્રાહ્મણ જ નહિ પણ ગણાતા મહારાષ્ટ્રના પંડિતો પાસેથી અદ્ભુત પ્રમાણપત્ર મેળવવું એ જેવું તેવું કામ નહોતું. અને તે પણ 'ભ્રષ્ટમુખવાળા' ગણાતા ગુજરાતીએ મેળવ્યું! શ્યામજીએ પોતાના સંસ્કૃત ભાષા પરના પ્રભુત્વથી સહુને આંજી દીધા અને મેધાવન્તા 'વિદ્યાર્થી' તરીકે નાશિક આવેલા શ્યામજીએ આશાસ્પદ 'પંડિત' તરીકે નાશિક છોડ્યું!

પણ આવા વિજયના ગુમાનમાં શ્યામજીએ માથું ગુમાવ્યું નહિ. એની મીટ તો ઑક્સફર્ડ પર જ મંડાઇ હતી. નાશિકના ફતેહ તો ઑક્સફર્ડની કારકીર્દિનું પ્રથમ પગથિયું હતું. અને નાશિક આવ્યાના ત્રણ દિવસમાં તો એણે ન્યાયમૂર્તિ રા. બ. ગોપાળરાવ હરિ દેશમુખ પાસે પ્રો૦ મોનીઅર વિલિયમ્સ પર પત્ર લખાવ્યો. શ્યામજીની કોશિશ માત્ર અહીંથી જ પૂરી નહોતી થતી. હરિચંદ્ર ચિંતામણની મારફતે એણે ખુદ સ્વામી દયાનંદજીને પોતાની ઑક્સફર્ડ જવાની

ઈચ્છાની જાણ કરાવી. સ્વામીજીએ તુરત જ પોતાના આશીર્વાદ આપ્યા. પ્રો૦ મોનીએર વિલિયમ્સનો દેશમુખ પર જવાબ પણ આવી ગયો અને પોતાના મદદનીશ તરીકે લેવાની એમણે તૈયારી બતાવી.

આ સમય દરમિયાન શ્યામજીએ ડૉ. દ કુન્હાને છ માસ લગી સંસ્કૃત શીખવી એમનો ગાઢ પ્રેમ અને આદર સંપાદન કર્યો. સર્વ પ્રશંસકોમાંથી આ એક જ આગળ જતાં શ્યામજીની વહારે આવ્યા.

જુવાન શ્યામજીને ઑક્સફર્ડ જવાનાં સ્વપ્નાં આવવા લાગ્યાં. પણ પ્રથમ પાડેલી અસરને ઘેરી બનાવવા એ પૂના ગયો અને ત્યાં અસાધારણ ફતેહ મેળવી. પૂનાના પંડિતશિરોમણિઓ—કૃષ્ણ શાસ્ત્રી ચિપળૂણકર, પ્રો૦ કાથવટે, પ્રો૦ કુંતે અને ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિન્દ રાનડે જેવાએ કલ્પનાતીત એવું પ્રમાણપત્ર આપ્યું. નાશિક-પૂનાના સભાવિજય પછી શ્યામજી અમદાવાદ, વડોદરા, ભરુચ ને સૂરત ગયા અને ત્યાં પંડિતો તથા સુધારકો સહુનાં દિલ હરી લીધાં. પ્રો. વિલિયમ્સે એક વસ્તુ સ્પષ્ટ કરી હતી કે જો શ્યામજી ૧૮૭૭ની આખરમાં કે ૧૮૭૮ની શરૂઆતમાં આવી શકે તો જ એ એને પોતાના મદદનીશ તરીકે રાખી શકે. એટલે આ જુવાન પંડિતે હવે ઑક્સફર્ડ જવાનાં નાણાંનો વિચાર કરવા માંડ્યો પ્રોફેસરે કહેલી પગારની રકમ ઠીક રીતે રહેવા માટે પૂરતી નહોતી. અને શ્યામજીની મહત્ત્વાકાંક્ષા કાંઇ ઑક્સફર્ડની પદવીથી જ પૂરી થતી ન હતી. એને તો બૅરીસ્ટર પણ થવું હતું! આ માટે પૈસા જોઇએ. સર્વ દિશામાં નજર દોડાવ્યા બાદ શ્યામજીએ પોતાના વતન કચ્છમાંથી શિષ્યવૃત્તિ મેળવવા યત્ન કર્યો. પણ કશું પરિણામ ન આવ્યું. મુશ્કેલીઓ વધતી જતી હતી, પણ સાથે સાથે એની સફળ નીવડવાની ઈચ્છા પણ દૃઢ થતી હતી. હિંદના સંસ્કૃત જ્ઞાનના સર્વશ્રેષ્ઠ સ્થાન કાશીમાં પણ એણે પોતાની સંસ્કૃત-વિદ્યાનો ડંકો વગાડ્યો. અને એ વેળાએ આર્ય સમાજના કલ્લા સમા ગણાતા લાહોરમાં સભા સમક્ષ પોતાના જ્ઞાનનો પરિચય આપ્યો.

૧૮૭૮ની આખરમાં શ્યામજી મુંબાઈ પાછા આવ્યા. મૅટ્રિકની પરીક્ષામાં ઊઠી ગયા બાદના બે વર્ષમાં એણે અશાતીત પ્રગતિ કરી હતી. સંસ્કૃત વિદ્યાના પ્રખર પંડિત તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી હતી; સુધારક અને રૂઢિચુસ્ત, સામાન્ય જન તેમજ ધનાઢ્યો, સર્વ પાસેથી એણે આદર સંપાદન કર્યો હતો; દૂર વસેલા ઈંગ્લંડ અને અમેરિકામાં પણ એણે પ્રસિદ્ધિ મેળવી હતી.

પણ ચોપડાની ઉધાર બાજુ? પ્રો૦ વિલિયમ્સે નક્કી કરેલી મુદત, ૧૮૭૮નો એપ્રિલ તો ક્યારનો ય વીતી ગયો હતો. ચારે દિશામાં એણે સહાય માટે ભારે યત્ન કર્યાં. સ્વામીજીએ એને પ્રસિદ્ધિ અપાવી પણ નાણાં ન જ મળ્યાં. સર્વત્ર આદર મળ્યો, પણ શિષ્યવૃત્તિનું નામ આવતાં—નાણાંની સહાયનો ઉચ્ચાર થતાં સહુ મોન જાળવતાં! પ્રમાણપત્રોના ઢગલા થયા, પરંતુ એક પણ પાઉન્ડ ન મળ્યો! ઑક્સફર્ડ! ઇગ્લંડ! ભણતર! શ્યામજીની મહત્ત્વાકાંક્ષા એમ શમી જાય, અવરોધો જોઈ દબાઈ જાય એવી નહોતી. દુનિયાને ઢૂંઢી વળેલી આંખો અંતે ઘર ભણી વળી. ભાનુમતી પાસેથી થોડા પૈસા ઉછીના લીધા. ડૉ. દ કુન્હા પાસેથી થોડી રકમ લીધી, અને ૧૮૭૯ના માર્ચની આખરે શ્યામજી, 'સ્ટીમર ઇંડિયા'માં વિલાયત જવા ઊપડી ગયા.

પણ એપ્રિલ માસમાં ઇગ્લંડ પહોંચતાં જ એના પગ નીચેની ધરતી જાણે સરી પડતી લાગી! લિવરપુલમાં જ એને પ્રો. વિલિયમ્સનો પત્ર મળ્યો. પોતાના વતનથી છ હજાર માઈલ દૂર આવેલા કોઇ પણ માણસની જીવાદોરીને છેદી દેતો હોય એવો એ પત્ર હતો. 'તમારી સાથેની મારી શરતની મર્યાદા ૧૮૭૮ના માર્ચ લગીની હતી.





શ્યામજી કૃષ્ણ વર્મા

(જૂની છબિ)

એ મર્યાદા પૂરી થઈ એટલે મેં તો બધી વાત માંડી વાળી હતી. એટલે તમારે આવતા પહેલાં મને લખવું જોઇતું હતું!' પહેલી પળે તો શ્યામજીને આભમાંથી વીજળી પડ્યા જેવું થયું. પણ તેમાં યે આશાની એક પાતળી રૂપેરી રેખા હતી. પ્રોફેસરે એને લિવરપુલ મળવા આવવાની અશક્તિ બતાવ્યા બાદ, શ્યામજીને ઑક્સફર્ડ કઈ રીતે આવવું એની વિગતવાર માહિતી આપી હતી.

આખરે શ્યામજી એની સર્વ આશા અને સ્વપ્નાંના કૈલાસે પહોંચ્યો. હંમેશ મુજબ એનું કિસ્મત અહીં પણ એની મદદે આવ્યું. શરૂઆતથી જ એને પ્રો. વિલિયમ્સ સાથે ઘણું સારું બન્યું થોડા જ દિવસમાં એણે પ્રોફેસર પાસેથી અઠવાડિયાના સવા પાઉન્ડના 'ઓનરેરિયમ'થી નિમણુકપત્ર મેળવ્યો અને વધુમાં જે ત્રણ વર્ષની આખરે પચાસ પાઉન્ડ અપાવાના હતા તેને બદલે દર માસ પૂરો થયે એક પાઉન્ડ અને સાડાતેર શિલિંગ મળે એવું વચન લઈ લીધું. બધી બાજુએ અંધકાર દેખાતો હતો તેવા સમયમાં એણે ઇગ્લંડમાં આવ્યાના ટૂંક સમયમાં જ (૨૧મી એપ્રિલે) આ બન્ને વસ્તુઓ સિદ્ધ કરી દીધી. ૨૫મી એપ્રિલે એમને કૉલેજના 'અન્ડર ગ્રેજ્યુએટ મેમ્બર' તરીકે દાખલ કરવામાં આવ્યા. અને મહત્ત્વાકાંક્ષી શ્યામજી મે માસમાં તો ઇનર ટેમ્પલની પ્રાથમિક પરીક્ષા આપી એમાં ૧૭મી મેએ ઉત્તીર્ણ થયા.

આમ છતાં શ્યામજીને તંગીને કારણે અભ્યાસ પાછળ પૂરું ધ્યાન આપવું અશક્ય હતું. એને પેટિયું મળ્યું હતું; પણ બસ પેટિયું જ. અને મહત્ત્વાકાંક્ષી શ્યામજીને તો પરદેશમાં સામાજિક ને શૈક્ષણિક સંબંધો બાંધવાને માટે પૂરતા પૈસાની જરૂર હતી. એટલે ૨૧મી જુલાઇએ એણે ફરી એક વાર વતન કચ્છના અધિકારીઓ તરફ યોગ્ય શિષ્યવૃત્તિ આપવા અરજ કરી સાથેસાથે પ્રો. વિલિયમ્સ પાસે ભલામણપત્ર લખાવ્યો પ્રોફેસર વિલિયમ્સને મુંબાઇના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલને એક બીજા કામસર પત્ર લખવાનો જ હતો. શ્યામજીની મદદથી પ્રોફેસરે ઑક્સફર્ડમાં હિંદી સભા ને પુસ્તકા-

સર્વની પ્રશંસા ઉપાડી હતી. એના માનાર્થે સભ્ય થવાને મુંબાઈના ગવર્નરને વીનવવાના હતા. એ વાત સાથે પ્રોફેસરે પોતાના સહાયકની વાત પણ જણાવી ને કચ્છ સંસ્થાનને લખી એને અત્યંત આવશ્યક એવી મદદ કરવાની ભલામણ કરી. એ ભલામણનું કલ્પનાતીત પરિણામ આવ્યું. ઑગસ્ટ માસમાં સર રિચર્ડે લખ્યું કે પોતે કચ્છ સંસ્થાનને યોગ્ય ભલામણ કરી છે; અને સપ્ટેમ્બરમાં તો કચ્છના દીવાને શ્યામજીને લખ્યું કે ત્રણ વર્ષને માટે રાજ્યે દર વર્ષે સો પાઉન્ડની શિષ્યવૃત્તિ એને આપવાનું ઠરાવ્યું છે! પછી તો શ્યામજીએ રાજ્યના અધિકારીઓનો એવો પ્રેમ સંપાદન કર્યો કે એની શિષ્યવૃત્તિની મુદત વધતી જ ગઈ. આમ ઑક્સફર્ડના પૂરા અભ્યાસકાળ દરમિયાનની આર્થિક પરિસ્થિતિને એણે પૂરેપૂરી દૃઢ બનાવી દીધી.

પ્રો. વિલિયમ્સ સાથેના સંબંધ અને પ્રતિષ્ઠાને લીધે એને સંસ્કૃતમાં વિદ્યાર્થીઓ પણ મળવા માંડ્યા. દર વર્ષે પચાસ પાઉન્ડના મહેનતાણામાં અને અંગ્રેજ વિદ્યાર્થીઓ શીખવા મળી ગયા. એમાંના એકે શ્યામજીને અઠવાડિયામાં એક કે બે વાર ગ્રીક કે લેટિન ભાષા શીખવવાનું પણ સ્વીકાર્યું. શ્યામજીને માટે હવે ધ્યાનપૂર્વક અભ્યાસ કરવા સિવાય અને નવા અઘરા વિષયો–ખાસ કરીને ગ્રીક ને લેટિન–પર પ્રભુત્વ મેળવવા સિવાય બીજી ચિંતા ન રહી. અને આ કામ એણે કેવા એકચિત્ત ધ્યાનથી પાર પાડ્યું, તે વિષે તો પ્રો. વિલિયમ્સનું પ્રમાણપત્ર જ ખૂબ વિગત તથા અધિકારથી બોલી શકે છે. ૧૮૮૩ના મેની ૧૩મી તારીખે પ્રમાણપત્ર આપતા પ્રો. વિલિયમ્સ લખે છે:'હું એ વાતનું પ્રમાણપત્ર આપી શકું છું કે સંસ્કૃત સાહિત્યના સર્વ ઉત્તમ ગ્રંથોનું પરિશીલન એમણે કર્યું છે અને પાણિનીનું શ્રેષ્ઠ વ્યાકરણ તો, એમને જિહ્વાગ્રે છે. તેમના દેશી વૈયાકરણીઓની પદ્ધતિ મુજબ હિંદની ભાષાઓનું વ્યાકરણ શીખવવામાં શ્યામજીનો મુકાબલો કરી શકે એવો એક પણ યુરોપી કે અંગ્રેજ વિદ્વાન આજે નથી અને સંસ્કૃત ભાષાના આવા ભવ્ય જ્ઞાન સાથે ગ્રીક કે લેટિનના આદરણીય જ્ઞાનનો સમન્વય કરનાર અન્ય કોઈ પંડિતને હું જાણતો નથી. હિંદમાંથી અહીં આવનાર એ પ્રથમ સંસ્કૃત પંડિત છે. ઑક્સફર્ડમાં હતા તે દરમિયાન સંસ્કૃત માટેના, મારા સહાયક રહ્યા છે. ગયે વર્ષે તો બેલિયલ કૉલેજના અધિકારીઓએ એમને સંસ્કૃત, મરાઠી ને ગુજરાતીના અધ્યાપક તરીકે નીમ્યા છે અને એ બેલિયલ કૉલેજની બી.એ.ની ઉપાધિ પણ મેળવી ચૂક્યા છે.'

૧૮૮૩માં ઑક્સફર્ડના સ્નાતકની ઉપાધિ સગૌરવ મેળવ્યા પહેલાં પણ શ્યામજીનો આદર થવા લાગ્યો હતો. ૧૮૮૧માં એમને 'હિંદમાં લેખનકળાની શરૂઆત' એ વિષય પર વ્યાખ્યાન આપવાનું રૉયલ એશિયાટિક સોસાયટીએ નિમંત્રણ આપ્યું ને એ વ્યાખ્યાનથી મુગ્ધ થઈ એમને સોસાયટીએ સભ્ય તરીકે માન્ય કર્યા.

૧૮૮૧ની પાનખર ઋતુમાં હિંદી વજીરે શ્યામજીને હિંદની વિદ્યાઓનું પ્રતિનિધિત્વ કરવા બર્લિનની પૌરસ્ત્ય પરિષદમાં મોકલ્યા. અહીં એમણે 'હિંદની જીવન્ત ભાષા–સંસ્કૃત' એ વિષય પર એક નિબંધ વાંચ્યો. હિંદી વજીરે આ જુવાન પંડિતમાં વધુ રસ લેવા માંડ્યો અને ૧૮૮૩માં લાઈડન ખાતે ભરાનારી પૌરસ્ત્ય વિદ્યાની પરિષદમાં હિંદનું પ્રતિનિધિત્વ કરવા એમની વરણી કરી.

૧૮૮૨માં શ્યામજીની 'એમ્પાયર ક્લબ'ના સભ્ય તરીકે વરણી થતાં એમનું અભિમાન જરૂર સંતોષાયું હશે. એમની વિદ્વત્તાની ખ્યાતિ હવે લંડન યુનિવર્સિટીની વિદ્વન્મંડળી સમક્ષ પહોંચી. એમણે શ્યામજીને આમંત્રણ આપ્યું આથી ઉત્તેજના પામીને શ્યામજીએ લંડનમાં અધ્યાપકપદ માટે અરજી કરી પણ અહીં એમને નિષ્ફળતા મળી. અને ઑક્સફર્ડમાં કે લંડનમાં આવી જગા ન મળતાં શ્યામજીએ ૧૮૮૩ની આખરે હિંદ પાછા ફરવાનો વિચાર કર્યો.

પાંચ વર્ષ પહેલાં એણે પાશ્ચાત્ય શિક્ષણ અને શૈક્ષણિક માન્યતા માટે હિંદનો કિનારો છોડ્યો હતો. બન્ને એણે સિદ્ધ કર્યાં હતાં. એ સાહસી જુવાને, શરૂઆતના લગભગ ભૂખમરાના દિવસો વટાવીને, આત્મશક્તિને લીધે અવિરામ પરિશ્રમ અને અચળ આત્મશ્રદ્ધાથી દુનિયાભરના પૌરસ્ત્ય વિદ્વાનોમાં સ્થાન મેળવ્યું હતું. એક પરદેશી અને અજાણ્યુ પ્રજાના સામાજિક રીતરિવાજથી સાવ અનભિજ્ઞ હોવા છતાં, શ્યામજીએ સૌમાં નૈપુણ્ય મેળવ્યું, પણ એ સાથે, પોતાના રાષ્ટ્રીય ગૌરવ અને ચારિત્ર્યની સભ્યતાને જરાકે આંચકો આવવા ન દીધો. વિદ્વાન અધ્યાપકો અને વયોવૃદ્ધ પંડિતો, સાહિત્ય સંસદો અને આંતરરાષ્ટ્રીય પરિષદો–સૌએ શ્યામજીની વિદ્વત્તાનો મુક્ત કંઠે સ્વીકાર કર્યો. નાકનું ટીંચકું ચઢાવનાર વ્હાઇટ–હૉલ અને અભિમાની સમાજધુરિણોએ પણ શ્યામજીના પાંડિત્યને માન્ય રાખ્યું હતું જ્યાં જ્યાં ગયા ત્યાં શ્યામજીએ ગૌરવાન્વિત સ્થાન મેળવ્યું. હિંદમાં બન્યું એમ પરદેશમાં પણ એમણે તો સફળતાનાં એક પછી એક પગથિયાં ચડવા માંડ્યાં. અને છવ્વીસ વર્ષની ઉંમરે તો એ ઑક્સફર્ડ યુનિવર્સિટીના માત્ર પ્રથમ હિંદી સ્નાતક તરીકે જ નહિ પણ જગતમાં સર્વત્ર સંસ્કૃતના એક પ્રખર પંડિત તરીકે ઓળખાવા લાગ્યા.

## જવ

આજકાલ ગુજરાતમાં ઘણી જગ્યાએ રૅશનિંગમાં જવ અપાય છે તેથી તેના વિષે કાંઈક જાણવું ઉપયોગી થઈ પડશે. જવ હલકા પ્રકારની જમીનમાં ઊગે છે. મારવાડમાં તે વિશેષ થાય છે ગુજરાત-કાઠિયાવાડના બીજા ભાગોમાં પણ તે થોડા પ્રમાણમાં થાય છે.

જવ, ચોખા, ઘઉં વગેરે શુકધાન્ય કહેવાય છે. શુકધાન્ય એટલે તીક્ષ્ણ અણીદાર ફોતરાંવાળું અનાજ. આ ફોતરાં ઘાસની જાતનાં હોય છે અને તેથી મનુષ્યની હોજરી અથવા આંતરડાં તેમને પચાવી શકે નહિ. આ ત્રણે વસ્તુનાં ફોતરાં આવાં ભયંકર હોવાથી આપણે વર્ષોથી ચોખા તથા ઘઉં સંપૂર્ણ ચોખ્ખા સ્વરૂપમાં મેળવીએ છીએ. કઠોળનાં ફોતરાં અને ચોખા વગેરેના ફોતરાં વચ્ચે ફેર છે. કઠોળનાં ફોતરાં પાણીમાં પલાળવાથી તદ્દન પોચાં પડી જાય છે અને સંપૂર્ણપણે ચાવી શકાય છે, તેમજ હોજરીના રસો તેને ખોરાકમાં એકરસ કરીને તેમાં રહેલાં તત્ત્વો (ક્ષારો) શરીરમાં દાખલ કરે છે. વળી વધારામાં તે ફોતરાં ઝાડાનું કદ વધારીને પેટ સાફ થવામાં મદદ કરે છે. એટલે કઠોળનાં ફોતરાં માણસને માટે ઉપયોગી છે. પણ જવ વગેરેનાં ફોતરાંમાં આવાં કોઈ જ તત્ત્વો નથી, ઊલટાં મનુષ્યનાં આંતરડામાં તે ખૂંચે તેવાં છે. માત્ર ઢોરની હોજરીને તે ફોતરાં કાંઈ નુકસાન કરતાં નથી, કારણ કે તે હોજરી ઘાસ ખાવા માટે સર્જાઈ છે. તેથી જવ પણ સંપૂર્ણરીતે ફોતરાં રહિત કરીને (જવને પલાળી સારી રીતે છડીને) સંપૂર્ણ ચોખ્ખા બનાવવા જોઈએ. અને તેમ છતાં કોઈ ફોતરું રહી જાય તે વીણી કાઢીને પછી જ દળવાં જોઈએ. ઘણા લોકો જવને જેમતેમ છડીને દળી નાંખે છે ને પછી ચાળીને લોટ ચોખ્ખો બનાવે છે અને ફોતરાં જુદાં પાડે છે. પણ આમાં ગંભીર જોખમ રહેલું છે. ફોતરાં ઘંટીમાં જવાથી તેની પણ ઝીણી ભૂસી થોડાઘણા પ્રમાણમાં થાય છે અને તે ચાળણીમાંથી પસાર થઈને લોટની સાથે મળી જઈ પેટમાં જાય છે. આ ભૂસી ધીરે ધીરે આંતરડાંને તેમજ બીજા પાચક અવયવોને ગંભીર નુકસાન પહોંચાડે છે. જવ પોતે નુકસાન કરનાર અનાજ નથી, પરંતુ આપણા માટે તે તદ્દન નવું હોઈ માફક આવવામાં વાર લાગે છે.

ગુણની દૃષ્ટિએ જોઈએ તો જવ લુખું અનાજ છે, તેથી મેદવાળા માણસોને માટે તે બહુ જ ઉપયોગી છે. જવ ભૂખ ઘટાડે છે, પરંતુ શરીરની વૃદ્ધિ કરતા નથી. તેથી ગૅસના દરદવાળાએ તે બિલકુલ ખાવા યોગ્ય જ નથી. જવ અને ચોખા બંને શુકધાન્ય હોવા છતાં તેમના ગુણોમાં ઘણો ફેર છે. ચોખામાં પોષક તત્ત્વો ખૂબ હોવાથી તેમાંથી ખૂબ રસો શોષાઇને શરીરને વધારે છે અને ઝાડાનું પ્રમાણ ઘટાડે છે, જ્યારે જવમાંથી ઓછામાં ઓછા રસ ચુસાતા હોવાથી તે ઝાડાનું પ્રમાણ વધારે છે. ચોખા ચિકાશના તત્વોથી ભરપૂર છે, જવ ખૂબ લુખા છે. આ રીતે જોતાં જવ અને ચોખાની મિશ્ર બનાવટ આપણને જલદી માફક આવે.

જવ સાથે તેલ અથવા ઘી પૂરતા પ્રમાણમાં વાપરવું જોઇએ. ડુંગળી વાપરવાથી જવ ગૅસ કરી શકે નહિ; તેમજ લસણ, આદુ હીંગનુ વગેરેનો પ્રમાણસર ઉપયોગ કરવાથી જવ આંતરડાં ઉપર કોઈ જાતની ખરાબ અસર કરી શકશે નહિ દર્દી પણ બહુ જ ઉપયોગી થાય. જવનો તૈયાર લોટ નુકસાનકારક છે, કારણ કે લોટ બનાવતાં પહેલાં જવ સંપૂર્ણપણે ફોતરાં રહિત કરવામાં આવ્યાં હશે કે નહિ એ વિચારવા જેવી બાબત છે ચણા તથા બીજા કઠોળના આટા વેચાય તેમાં આવું કોઇ નુકસાન થવા સંભવ નથી. પણ જવ અથવા ઘઉં જેવા શુકધાન્યનો લોટ કોઇપણ જગ્યાએ વેચવાનું બંધ થાય તે જરૂરી છે. સરકાર તરફથી પૂરતો બંદોબસ્ત ન થાય ત્યા સુધી કોઈપણ અનાજને પેટમાં નાખતાં પહેલાં તેને સંપૂર્ણપણે આપણી હોજરીને લાયક કોઈપણ ભોગે બનાવવું એ આપણી ફરજ છે. બજાર આટો આપણે કોઇપણ ભોગે ન વાપરવો જોઇએ. એના કરતાં હલકામાં હલકા પ્રકારનું અનાજ ખાવું એ બહેતર છે.

(ગુજરાત સમાચાર) —ડૉ. સૌભાગ્યચંદ લક્ષ્મીચંદ બાવીસી

## પરતંત્ર ઇંગ્લંડ

ઇંગ્લંડ મહાવૈભવશાળી રાષ્ટ્ર ગણાય છે. એક સ્વતંત્ર સાર્વભૌમ રાષ્ટ્ર તરીકે લોકો તેના તરફ આદરથી જુએ છે. પણ તે ખરેખર સ્વતંત્ર છે કે કેમ તે શંકાસ્પદ છે. ફક્ત રાજકીય દૃષ્ટિએ સ્વતંત્રતા ભોગવતો દેશ 'સંપૂર્ણરીતે' સ્વતંત્ર ન કહી શકાય. કોઇપણ દેશ સંપૂર્ણરીતે સ્વતંત્ર તો ત્યારે જ ગણાય કે જ્યારે તે પોતાની પ્રાથમિક જરૂરિયાતો—અન્ન, વસ્ત્ર ને રહેવા ઘર—માટે બીજા દેશ પર આધાર રાખતો ન હોય. આ કસોટીએ ઇંગ્લંડને ચડાવી જોતાં શું જણાશે ?

પહેલી કસોટી અનાજની. ઇંગ્લંડના બધા લોકોને બારે માસ પહોંચે એટલું અનાજ ઇંગ્લંડ પેદા કરી શકતુ નથી. એની ભૂમિમાં તો અતિ જૂજ માણસોને પહોંચે એટલું જ અનાજ ઉત્પન્ન થાય છે. એટલે પહેલી અન્નની જ બાબતમાં તેને બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે. અમેરિકા અને કૅનેડામાંથી તે ઘઉં લાવે, આર્જેન્ટિનામાંથી માંસ લાવે, ડેન્માર્ક ને હૉલંડમાંથી દૂધ તથા દૂધની બનાવટો લાવે ને આફ્રિકા તથા કૅનેડામાંથી ફળો લાવે ત્યારે તેના લોકો એ ટંક પેટપૂરતો ખોરાક પામી શકે. જો તે દેશો આ બધી વસ્તુઓ મોકલવાની ના પાડે તો ઈંગ્લંડને ભૂખે મરવા સિવાય બીજો રસ્તો નથી. વચ્ચે અમેરિકામાં હડતાળો પડી હતી ત્યારે ઘઉં આવવાના બંધ થવાથી તરત જ ઈંગ્લંડને પોતાના બ્રેડ રૅશનમાં ઘટાડો કરવો પડ્યો હતો. આ છે ઇંગ્લંડની અનાજની બાબતમાં પરતંત્રતા.

બીજી કસોટી વસ્ત્રની. ઇંગ્લંડમાં ઘણું કાપડ ઉત્પન્ન થાય છે તે પરથી ઘણાને એમ લાગશે કે આ બાબતમાં તો ઈંગ્લંડ સ્વતંત્ર હશે. પણ ના. કાપડ ઉદ્યોગને જરૂરી એવો કાચો માલ ઈંગ્લંડમાં ક્યાં પાકે છે? હિંદુસ્તાન અને ઈજિપ્તમાંથી તે કપાસ લાવે અને ન્યૂઝીલૅન્ડ તથા ઑસ્ટ્રેલિયામાંથી ઊન લાવે તો જ તેની માંચેસ્ટરની તથા બીજી મિલો ચાલી શકે અને પોતાના દેશના લોકોને તે ઓઢાડી શકે.

ઘરોની બાબતમાં પણ એવું જ છે. જો તે રશિયા પાસેથી લાકડું અને બેલ્જિયમમાંથી ઈંટો લાવે તો જ તે ઘરો બાંધી શકે. હાલમાં જ તેણે રશિયા સાથે લાકડાની બાબતમાં કરારો કર્યા છે.

એટલું જ નહિ પણ પોતાના દેશની મોટરો તથા બીજાં કારખાનાંઓ માટે જોઈતું પેટ્રોલ પણ ઈરાન અને બ્રહ્મદેશમાંથી તેને લાવવું પડે છે તેનાં ઘણાંખરાં કારખાનાંને જરૂરી કાચો માલ પણ પરદેશોમાંથી જ આવે છે. જો આ બધો કાચો માલ આવતો બંધ થઈ જાય તો ઇંગ્લંડના મોટા ભાગનાં કારખાનાં બંધ થઈ જાય.

આમ, પોતાની પ્રાથમિક ગરજો માટે બીજા દેશો પર આધાર રાખતું ઈંગ્લંડ ખરી રીતે પરતંત્ર જ નથી શું ?

ઇંગ્લંડમાં માત્ર બે વસ્તુઓ ભરપુર છેઃ કોલસો અને લોઢું. આ બે ઇંગ્લંડની ધોરી નસો છે. ઇંગ્લંડ કોલસા ઉપર જ જીવે છે એમ કહેવાય છે. કારણ પોતાના દેશનાં કારખાનાંઓને કોલસો પૂરો પાડવા ઉપરાંત તે બીજા દેશોને કોલસો આપીને પોતાને આવશ્યક ખાદ્ય વસ્તુઓ ખરીદે છે. પરંતુ યુદ્ધ પછી તો તેની કોલસાની પેદાશ પણ ઘટી ગઈ છે. યુદ્ધ પૂર્વે ઈંગ્લંડે ૫ કરોડ ટન કોલસો બીજા દેશોમાં મોકલેલો, પણ ગઈ સાલ માત્ર ૫૦ લાખ ટન કોલસો જ તે પરદેશ મોકલી શક્યું, અને તેના પરિણામે લોકોને માખણ, ઈંડાં, માંસ તથા ફળફળાદિ ઓછા પ્રમાણમાં મળ્યાં.

ઇંગ્લંડના વૈભવનો મૃત્યુલેખ ક્યારનોય લખાઇ ચૂક્યો છે. અત્યાર સુધી ઈંગ્લંડ પોતાના વિશાળ સામ્રાજ્યમાંથી આવશ્યક વસ્તુઓ લૂંટી લાવતું; અત્યાર સુધી ઇંગ્લંડની ગરજ પહેલાં જોવાતી. પણ હવે સમય બદલાયો છે. તેના સામ્રાજ્યનો મહેલ હવે જમીનદોસ્ત થવા માંડ્યા છે. તેથી હવે ઇંગ્લંડનું શું થશે એ ચિંતા ત્યાંના નેતાઓને કોરી ખાવા લાગી છે.

પણ આફતોથી ગભરાઇ જાય તો તે ઇંગ્લંડ શાનું ? આજ સુધી ઇંગ્લંડ ઉપર ઘણી ભયંકર આફતો આવી છે, પણ તે બધીનો તેણે સફળતાથી સામનો કર્યો છે અને તેના પર વિજય મેળવ્યો છે. આ તે શાના જોરે કરી શકે છે? ત્યાંની પ્રજામાં એ જે તાકાત છે તે તેમનામાં રહેલા કેટલાક અદ્વિતીય ગુણોને આભારી છે. સ્વાભિમાન, શિસ્ત, દેશને ખાતર ગમે તે ભોગ આપવાની તેમની તત્પરતા, અને સંકટોથી ડરી ન જતાં લીધેલું કામ પૂરું કરવાની તેમની ચીવટ, આ ગુણોને કારણે જ અંગ્રેજ પ્રજા મોટીમોટી આપત્તિઓમાં ટકી શકી છે. અને જ્યાંસુધી આ ગુણો તે પ્રજામાં મોજૂદ છે ત્યાંસુધી તેને કશાનો ભય નથી. (સંકલિત)

## હિંદની ખનિજ-તપાસ

ગયા અંકમાં આપણા દેશના 'ભૂસ્તર સર્વે-ખાતા' વિષે થોડી અગત્યની બાબતો આપણે જાણી ગયા. એ વિદ્યામાં રસ હોય તેને માટે હજી વધુ ઉપયોગી બાબતો બહાર પડતી જ રહે છે. જેમાંથી થોડી તારવણી અત્રે આપી છે તેમજ હવે પછી આપતા રહીશું.

ભૂસ્તર-સર્વે ખાતાનાં બધાં કામકાજ (ખોદકામ, ખાણકામ, તથા ભૂસંશોધનકાર્ય)ની સફળતા માટે મૂળભૂત અગત્યનું કાર્ય નકશાલેખન ગણાય છે; એટલે પહેલું કામ એ હાથમાં લેવાય છે. આજે હિંદના માત્ર ૧૮ ટકા જેટલા વિસ્તારનું જ એક માઇલે એક ઇંચના ધોરણે નકશાલેખન કરવામાં આવ્યું છે. (બ્રિટનમાંનું એ પ્રમાણ એક માઇલે છ ઈંચનું છે.) ૧૯૨૫–૨૯માં ઝરીઆ અને રાણીગંજનાં કોલસા-ક્ષેત્રોના નકશાઓનું પુનરાલેખન કરવામાં આવ્યું હતુ. મધ્ય

હિંદમાંનાં કોલસા-ક્ષેત્રો તથા બિહારમાંના અબરખના પટ્ટાના વિસ્તાર માટેના નકશાઓ અત્યારે તૈયાર કરાઈ રહ્યા છે ને સમય જતાં ઉપરની ભૂમિકાના ધોરણે નીચેના વિસ્તારોની સર્વે કરવામાં આવશે: ઉત્તર-પશ્ચિમ હિમાલય (ખાસ કરીને દક્ષિણ-પશ્ચિમ કાશ્મીર અને પડોશના હઝારા તેમજ રાવળપીંડી જિલ્લાઓ તથા સીમલા-ગઢવાલ-આલ્મોરા વચ્ચેનો વિસ્તાર), આસામમાંના સીક્કીમ-દાર્જીલિંગનો હિમાલયન વિસ્તાર, ચિતાગોંગના પહાડી હારમાળા, સંબલપુર જિલ્લાના આર્કીઓન ખડકો, મહા નદીની ખીણમાંના કુડ્ડાપાહ ખડકો, ઓરિસ્સામાંના વિસ્તારો, વર્ધા ખીણનાં કોલસા-ક્ષેત્રો સહિત મધ્ય પ્રાન્તમાંના વિસ્તારો, તથા મદ્રાસ ઇલાકો, મુંબઈ, સિંધ અને બલુચિસ્તાનમાંના કેટલાક પસંદ કરેલા વિસ્તારો.

જે ખનિજોની તપાસ કરવાની છે તેમાં, લોખંડ અને પોલાદના ઉદ્યોગ માટે જરૂરી ખનિજો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવશે. કોલસા માટે હિંદનાં લગભગ બધાં જ શક્ય સ્થળોનું સમીક્ષણ કરવામાં આવશે. મધ્ય પ્રાન્તમાં પ્રાથમિક મૅંગેનીઝના થરો વિષે ઘણી વિગતવાર માહિતી મેળવવામાં આવી છે. પહેલા કરતા વધારે ઝીણવટથી મૅગ્નેસાઈટના થરોનું પણ નિરીક્ષણ કરવામાં આવશે. બિહારમાં રાંચી અને પાલામાઉ જિલ્લામાં આવેલા બૉકસાઈટ થરોનું પદ્ધતિપૂર્વક નિરીક્ષણ શરૂ થઈ ગયું છે

મદ્રાસ અને બિહારમાં માટીકામને માટેના કાચા માલની તપાસ સંબંધી જે ક્ષેત્રકાર્ય શરૂ થઈ ચૂક્યું છે તેને બંગાળ અને બિહારમા વિસ્તારવામાં આવશે. રજપૂતાનામા પેગ્મેટાઈટ ખનિજો, અબરખ, બેરિલ, ટેન્ટેલાઈટ, ફેલ્સ્પાર, રૉક-ક્રિસ્ટલ અને કદાચ યુરેનિયમનાં ધારક ખનિજોની ઝીણવટથી પરીક્ષા કરવામાં આવે છે તથા બિહારમાંની અબરખપટની પુનઃ સમીક્ષા કરવામા આવે છે.

હિંદના કિનારા પરની રેતીમા કેટલેક ઠેકાણે ભારે ખનિજો એકત્ર જોવામા આવે છે, અને તેમા થોરિયમ-ધારક ખનિજો ઉપરાંત ઇલ્મેનાઇટ, ઝીરકોન, રૂટાઈલ અને સિલિમેનાઈટનો સમાવેશ થાય છે. શરૂઆત તરીકે ઓરિસ્સામાં અને મદ્રાસના કેટલાક ભાગોમા કિનારા પરની રેતીની પરીક્ષા કરવામા આવી છે. અણુશક્તિના ઉત્પાદનમા થોરિયમનું મહત્વ જોતાં ઊતરતા દરજ્જાવાળી મોનેઝાઇટ ધારક રેતી વ્યાપાર વિષયક અને રાજકારણીય મહત્ત્વ ધારણ કરશે.

આ બહુલક્ષી યોજનાઓ અનુસાર દેશમાં ઘણાં સ્થળોમાં પુસ્તા બાંધવાની જગાઓ સંબંધમા તપાસ થઇ રહી છે. ભૂસ્તરભૌતિક વિજ્ઞાન વિભાગે 'દામોદર પ્રવાહ અંકુશ યોજના' સંબંધમા પુસ્તાના પાયાને લગતું, નદી મારફત તણાઈ આવતી રેતીને લગતું અને ધાતુ ઉત્પાદનો કાચી ખનિજ સામગ્રીને લગતું સંશોધન શરૂ કર્યું છે. તેલ અથવા બીજી કોઈ સામગ્રીને લગતા મોટા તદ્વિષયક સંશોધનોને બાદ કરતાં દેશની તાત્કાલિક ખીલવણી સાથે સંકળાયેલા આવા કોઈક હેતુઓ માટે જ એ વિભાગે હવે પછીનાં કેટલાંક વર્ષો દરમ્યાન કામ કરવું પડશે. એ જ પ્રમાણે એક વેધ-વિભાગ (ડ્રિલિંગ સેકશન) તૈયાર કરવામાં આવે છે. અને ખડકવિજ્ઞાનવિભાગ, પ્રાચીન પ્રાણીઓના અવશેષોને લગતો વિભાગ અને રાસાયણિક વિભાગ, એ ત્રણેમાં પણ નવું કામકાજ આવનાર હોઇ તેનો પણ વિસ્તાર થશે.

વળી આ યોજના અનુસાર એક 'ખનિજ માહિતી સંસ્થા' પણ સ્થપાશે. એ 'મિનરલ ઈન્ફર્મેશન બ્યૂરો' હિંદી ખનિજો, બળતણો, કાચું લોખંડ અને લોહમિશ્રિત ખનિજો, હલકી ધાતુના ખનિજો, કિંમતી ધાતુઓ, રત્નો, રાસાયણિક ઉદ્યોગઅર્થેનાં ખનિજો વિષેની સાચી બીનાઓ અને સાચી માહિતી અ-પારિભાષિક શબ્દોમાં પ્રસારશે. એ ઉપરાંત કાચા ખનિજોના ઉપયોગ અને વિધાન વિષે બ્યૂરો મફત સલાહ આપશે અને ઉદ્યોગો માટે ખનિજોની પ્રાપ્તિ કેટલા જથ્થામાં થઇ શકે તે વિષે અને ઉદ્યોગો માટે ખનિજોની યોગ્યતા વિષે આધારભૂત માહિતી આપશે. એ ઉપરાંત બ્યૂરો તરફથી 'ઇન્ડિયન મિનરલ્સ' નામનું એક ત્રૈમાસિક બહાર પાડવામાં આવશે અને તેમાં અગત્યની ઘણી માહિતી આપવામાં આવશે.

૧૯૪૬ના વરસ દરમ્યાન આઠ મદદનીશ ભૂસ્તરશાસ્ત્રીઓને મેલ્બોર્ન યુનિ૦માં તાલીમ લેવા માટે ઑસ્ટ્રેલિયા મોકલવામાં આવ્યા હતા. શિક્ષણ ખાતાની યુદ્ધોત્તર યોજના અનુસાર દર વર્ષે કેટલાક વિદ્યાર્થીઓને ભૂસ્તરશાસ્ત્ર, ખાણકામ, ભૂસ્તર-ભૌતિક વિજ્ઞાન, ધાતુસંશોધનવિદ્યા અને એ વિષયો સાથે સંબંધ ધરાવતા બીજા વિષયોના ઉચ્ચતર અભ્યાસ માટે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. ધાતુ ઉત્પાદક ખાણોમાં પ્રત્યક્ષ તાલીમ માટે કેટલાક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવાનો સરકારે નિર્ણય કર્યો છે. તાત્કાલિક જરૂરિયાતો માટે યોગ્ય લાયકાતવાળા માણસોને ટૂંક વખત માટે પરદેશથી બોલાવવા માટે પણ પ્રયત્નો થઈ રહ્યા છે.

## પારદર્શક અરીસો

હાલમાં પારદર્શક અરીસાની એક શોધ થઈ છે. સાદા અરીસામાં દૂરના પદાર્થોની અવળી પ્રતિમા દેખાય છે; પણ આ અરીસામાં એ ખામી નથી. વળી આ અરીસાની એક બાજુ તમે ઊભા રહીને અરીસામાં જુઓ તો તમને તમારું સ્વચ્છ પ્રતિબિંબ દેખાશે પણ બીજી બાજુ ઊભા રહીને તેમાં જુઓ તો તમે અરીસાની આરપાર નજર કરી શકશો અને તેની પેલી બાજુએ ચાલતી દરેકે દરેક હીલચાલ જોઈ શકશો. આનું કારણ એ છે કે આ અરીસામાં એક બાજુ પર ક્રોમિયમ ધાતુના અણુઓ (molecules)નો પાતળો ઢોળ ચડાવેલો હોય છે, જ્યારે બીજી બાજુ સાદો કાચ હોય છે. આવી ચમત્કારિક રચનાને લીધે આ અરીસાનો હૉસ્પિટલ, ઑફિસો તથા ઘરોનાં બારણાંમા લગાડવામાં ખૂબ ઉપયોગ થવા માંડ્યો છે. કેમકે બહારથી આવનાર માણસ બારણા આગળ આવીને ઊભો રહે તો તે અંદર શું ચાલે છે એ જોઇ શકતો નથી, માત્ર પોતાનું પ્રતિબિંબ જ જુએ છે; જ્યારે અંદર બેઠેલો માણસ બારણું ઉઘાડતાં પહેલાં બહારથી આવનાર માણસ કોણ છે એ જાણી શકે છે અને તેને અંદર આવવા દેવો કે નહિ તેનો નિર્ણય કરી શકે છે.

## અસત્યશોધક યંત્ર

સમાજમાં ગુનાઓ તો થતા જ હોય છે. કેટલાક ગુનેગારો પકડાય છે; કેટલાક નથી પણ પકડાતા. જે પકડાય છે તે પણ ઘણી વખત ખોટી સાક્ષી અપાવાને લીધે છૂટી જાય છે. આવા ખોટા સાક્ષીદારને પકડી પાડવાનું કામ અત્યાર સુધી ઘણું મુશ્કેલ હતું પણ હવે લીઓનાર્ડો કિલર નામના માણસે એક એવું યંત્ર શોધી કાઢ્યું છે કે જેની સહાયતાથી જૂઠું બોલતો સાક્ષીદાર (કે કોઈ પણ માણસ) તરત પકડાઇ જાય છે. માણસ જૂઠું બોલવાની કળામાં ગમે તેટલો હોશિયાર હોય તો પણ ઈશ્વરના સોગંદ પર ન્યાયાધીશ આગળ જૂઠું બોલતાં તેનું મન થોડુંક તો અસ્વસ્થ થાય છે જ. આ અસ્વસ્થતા તેના મોં પર ભલે ન દેખાય, પણ તેના લોહીના દબાણ પર, શ્વાસોચ્છ્વાસ પર તથા પ્રસ્વેદગ્રંથી પર થોડી અસર કરે છે જ. કિલરના 'પૉલિગ્રાફ' (એ યંત્રનું નામ)ની સહાયતાથી એ અસરની તરત ખબર પડે છે।

એ યંત્રમાં લોહીનું દબાણ માપનારું, શ્વાસોચ્છ્વાસની ગતિ માપનારું તથા શરીરની વિદ્યુત્ માપનારું એમ ત્રણ યંત્રોનો સમાવેશ થાય છે. પહેલું યંત્ર તેના બાહુને બાંધવામાં આવે છે, બીજું તેની

છાતીએ વીંટાળવામાં આવે છે અને ત્રીજું તેના કાંડા પર બાંધવામાં આવે છે. ત્રીજું યંત્ર ભયને લીધે પરસેવો છૂટવાથી ચામડીની વિદ્યુતમાં જે ફરક થાય છે તેની પણ નોંધ રાખે છે. જો આ ત્રણે યંત્રમાં નિશાની બતાવતો કાંટો બરોબર સરળ રહે તો સાક્ષી સાચું બોલે છે એમ સાબિત થાય છે પણ જો કાંટો આડીઅવળી નિશાનીઓ બતાવે તો તે જુઠું બોલે છે એમ સાબિત થાય છે.

અમેરિકામાં ૬૦ હજાર ફોજદારી કેસોમાં આ યંત્રની સહાય લેવામાં આવી હતી, અને તેમાં એમ જણાયું કે જુઠું બોલવામાં અત્યંત કુશળ લોકોની કળા પણ આ યંત્ર આગળ બોઠી પડે છે. ખોટું બોલનાર પુરુષ હોય તો તો તે તરત પકડાઈ જાય છે. સ્ત્રી વળી થોડો વખત ટક્કર ઝીલે છે; પણ આખરે તે ય પકડાઈ જાય છે. (કિર્લોસ્કર)

## વિટામિન વિષે

લેખક **નટવરલાલ શાહ**

### [૫] વિટામિન 'ડી'

મનુષ્યના શારીરિક વિકાસ અને હાડકાંના મજબૂત બંધારણ માટે આ વિટામિન અતિ આવશ્યક છે અને શરીરમાં કૅલ્શ્યમ તથા ફૉસ્ફરસનું પ્રમાણ ટકાવી રાખવા માટે તે ઘણું જરૂરી છે. તે જોઇતા પ્રમાણમાં ન મળે તો બાળકોને રિકેટ (ricket) નામનો, અને મોટાં માણસોમાં ખાસ કરીને સ્ત્રીઓને ઑસ્ટીઓમેલેશિયા (osteomalacia) નામનો રોગ થાય છે. આ બન્ને રોગો વિટામિન 'ડી'ના અભાવથી હાડકાંમાં કૅલ્શ્યમનું પ્રમાણ ઘટી જવાથી થાય છે.

કુદરતે આ વિટામિન મુક્ત હસ્તે જુદાજુદા પદાર્થોમાં તૈયાર કરી રાખ્યું છે. લીલાં શાકભાજી, ટામેટાં, ગાજર, માછલીનું તેલ, ઇંડાં, દૂધ, માખણ તથા ઘઉં અને મકાઈમાં તે હોય છે. પણ આ બધાંમાં માછલીના તેલ તથા સૂર્યના તાપમાં તપેલું ઘાસ ચરતી ગાયોના દૂધમાં તે ઘણા મોટા પ્રમાણમાં હોય છે. વળી આ વિટામિન આપણને સહેલાઈથી ને મફત મળે એવી અદ્ભુત વ્યવસ્થા કુદરતે કરી રાખી છે. આપણા શરીર પર સૂર્યનાં કિરણો સીધાં પડવા દઇએ તો શરીરમાં વિટામિન 'ડી' એની મેળે સારા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. સવારમાં નિયમિતરીતે સૂર્યસ્નાન કરનારને આ વિટામિન પૂરતા પ્રમાણમાં મળે છે. અંધારા ઘરમાં રહેતાં છોકરાં તથા પડદો પાળતી સ્ત્રીઓને ઉપર જણાવેલા રોગો થાય છે તેનું કારણ તેઓ સૂર્યના પ્રકાશથી વંચિત રહે છે તે જ છે.

લીગ ઑવ નેશન્સના કમિશને જાહેર કર્યા મુજબ નાનાં બાળકોને રોજ આ વિટામિનના ૪૦૦થી૫૦૦ આંતરરાષ્ટ્રીય યુનિટની અને મોટેરાંઓને ૭૦૦ યુનિટની જરૂર છે. ગર્ભાવસ્થા તથા સ્તનમાં દૂધ ભરાવાને સમયે સ્ત્રીઓને તેની ઘણી જરૂર રહે છે.

આ વિટામિન એન્ઝાઈમ ફૉસ્ફેટ્સને હાડકામાં રાખી શકતું હોવાથી તે કૅલ્શ્યમ ફૉસ્ફેટનું પ્રમાણ વધારે છે જેથી અસ્થિ-ઘડતર ઘણા ઉંચા પ્રકારનું થાય છે. વળી તે લોહી ને કોષસમૂહોમાં કૅલ્શ્યમ અને ફૉસ્ફરસનું સામાન્ય પ્રમાણ જાળવી રાખવામાં મદદ કરે છે. દાંત મજબૂત અને સારા રહે તે માટે પણ આ વિટામિન પૂરતા પ્રમાણમાં લેવું આવશ્યક છે.

---

માસ્તર બાદબાકી શીખવતા હતા: 'એક જ જાતની વસ્તુ હોય ત્યારે જ બાદબાકી થઇ શકે. ચાર નારંગીમાંથી ત્રણ જામફળ બાદ ન કરી શકાય; છ બકરાંમાંથી પાંચ ઘોડા લઈ ન શકાય.'

એક ચેકુસ બોલ્યો, 'પણ સાહેબ, મારા બાપા તો બે શેરોમાંથી વીસ શેર દૂધ કાઢી શકે છે!'



## આ માસ (જૂન) ઈતિહાસમાં

**તા. ૩** છેલ્લો પેશ્વા બાજીરાવ અંગ્રેજોને શરણ જતાં મરાઠી સત્તાનો અંત, ૧૮૧૮.

**તા. ૪** હૂણોના હુમલાઓને પાછા વાળનાર અને હિંદના સર્વોચ્ચ સાંસ્કૃતિક વિકાસકાળના રાજવી મહારાજ હર્ષવર્ધનનો જન્મ, ૫૯૦.

**તા. ૬** ગાંધીજીએ ઉપાડેલી ચંપારણ્યની લડતનો અંત, ૧૯૧૭

**તા. ૯** લોકશાહીને મંજૂર કરતા મૅગ્ના ચાર્ટા પર રાજા જૉનને સહી કરવાની અંગ્રેજ પ્રજાએ ફરજ પાડી, ૧૨૧૫.

**તા. ૧૦** પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહનું મૃત્યુ. ૧૮૩૯.

**તા. ૧૨** અમેરિકાએ પોતાનું સ્વતંત્ર રાજ્યબંધારણ ઘડ્યું, ૧૭૮૮.

**તા. ૧૬** જેને લીધે અમદાવાદમાં જુમા મસ્જિદ તથા બીજી ભવ્ય ઈમારતોના મિનારા તૂટી પડયા તે ભયંકર ધરતીકંપ, ૧૮૧૯.

**તા. ૧૮** ભારતની સ્વાતંત્ર્ય-સૌદામિની મહારાણી લક્ષ્મીબાઈનું ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામમાં લડતા લડતાં વીર મૃત્યુ, ૧૮૫૮.

**તા. ૨૧** વર્ષનો સૌથી લાંબામાં લાંબો દિવસ.

**તા. ૨૪** માત્ર ૧૧ દિવસના યુદ્ધમાં ફ્રાન્સ હિટલરને શરણે ગયું, ૧૯૪૦.

**તા. ૨૯** વિકાસવાદના સ્થાપક ટૉમસ હક્સલેનું મૃત્યુ, ૧૮૯૫.



આ માસની વ્યક્તિવિશેષ

**બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય**

'વંદેમાતરમ્'ના રાષ્ટ્રગીત દ્વારા પ્રત્યેક હિંદીના હૃદયમાં અવિચલ સ્થાન પ્રાપ્ત કરનાર તથા આધુનિક બંગાળી ભાષાના આદ્ય નિર્માતા ને પ્રવર્તક શ્રી બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયનો જન્મ ૧૮૩૮ની ૨૭મી જૂને કલકત્તા નજીક કાંટાલપાડા ગામે થએલો. તેમના પિતા યાદવચન્દ્ર ડેપ્યુટી કલેક્ટર હતા. નાનપણથી જ કુશાગ્ર બુદ્ધિવાળા બંકિમે વીસ વર્ષની વયે બી.એ.ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી અને પોતાના પ્રતિભાબળે ડેપ્યુટી મૅજીસ્ટ્રેટ નિમાયા.

નોકરી દરમિયાન જ તેમણે લેખન શરૂ કરેલું. ૧૮૬૫ થી ૭૭ એ તેમના સાહિત્ય નિર્માણનો ખરો કાળ. ૧૮૭૨માં તેમણે 'બંગદર્શન' નામનું માસિક શરૂ કર્યું એ કાળે બંગાળનો સુશિક્ષિત વર્ગ બંગાળી ભાષામાં લખવું તુચ્છ સમજતો અને બોલવા-લખવામાં અંગ્રેજી ભાષાએ આદરનું સ્થાન જમાવેલું હતું તે કાળે પોતાનું સર્વ લખાણ બંગાળી ભાષામાં જ કરીને તથા પોતાની તેજસ્વી કલમ દ્વારા બંગાળી ભાષાનું ઘડતર કરીને તેમણે તેને માનભર્યું સ્થાન પ્રાપ્ત કરાવી આપ્યું.

સાહિત્યની પ્રત્યેક શાખામાં પોતાની સિદ્ધહસ્ત કલમ ચલાવીને બંગાળી સાહિત્યમાં તેમણે અમૂલ્ય ફાળો આપ્યો છે. પણ તે આંતરપ્રાંતીય ખ્યાતિ પામ્યા તેમની નવલકથાઓથી. તેમની કૃતિ જેટલી શ્રેષ્ઠ નવલકથાઓની 'કપાલકુંડલા' અને 'કૃષ્ણકાંતનું વીલ' વગેરે, તો પડદા ઉપર પણ ઉતરી ચૂકી છે. પણ તેમની સર્વશ્રેષ્ઠ નવલકથા તો હિંદુ સંસ્કૃતિ માટેના જ્વલંત અભિમાન તથા સ્વદેશભક્તિની જાજ્વલ્યમાન ભાવનાથી નીતરતી 'આનંદમઠ'. એ કથામાં સિદ્ધહસ્તે ગૂંથેલું 'વંદેમાતરમ્' ગીત આજે રાષ્ટ્રગીતનું માન પામ્યું છે.

બંગાળના આ આદ્ય સાહિત્યકારનું ૧૮૯૪માં મૃત્યુ થયું. બંગાળી ભાષાની તેમણે કરેલી અમર સેવાની કદર તરીકે કલકત્તા વિશ્વવિદ્યાલયમાં તેમની પ્રતિમા ઊભી કરવામાં આવી છે.

[રંગભૂમિનો આગલો નાનો ભાગ;–
પહેલા પ્રવેશમાં જે પડદો પડ્યો
છે તેની આગળ જ. વિદૂષક,
એક ખૂણેથી દોડતો પ્રવેશે છે.]

વિદૂષક:(અનુષ્ટુપ) અરેરે બાપ રે બાપ! આવ્યો વાઘ ભયાનક!
સ્વપ્નમાં સાંભળું નાદ ગર્જન્તા સિંહ હિંસક,
મોદક ન દીઠો મીઠો, માંસાહાર ગળે નહીં,
અરેરે પેટની પીડા કહેવી કોને જઈ કયહીં?

[કંઈક રહીને]

(ઇન્દ્રવજ્રા) રાચ્યા મહી શન્ય, વને ન પાણી,
મૈત્રી ભૂંડી મેં નૃપની પ્રમાણી,
એણે દીઠી તાપસકન્યકાને,
પાછા જવા એ નગરે ન માને.

[ફરી થોડી વારે]

(અનુષ્ટુપ) નંખાયાં પ્રેમનાં મૂળ, રાજા આશ્રમ સંચર્યા,
ઊગ્યું ત્યાં પ્રેમનું બીજ, ધર્મ ને કર્મ ઓસર્યા.
કૈંક છે દાળમાં કાળું આવે એ જ ઉતાવળે,
અંગભંગ કરું ઢોંગ, એથી જો વળી કૈં વળે.

[રાજા દુષ્યંત પ્રવેશે છે.]

દુષ્યંત: શરીર સંચરે આગે, ચિત્ત ચંચળ પાછળ,
વિદૂષક: દયા ખાવી રહી બાકી; અહો શું પ્રેમનું બળ!
દુષ્યંત:(ઇન્દ્રવજ્રા) વીંધી શક્યાં હું મૃગલું ન બાણે,
વિદૂષક: વીંધાઈ આવ્યા નૃપ નેનબાણે.
કપી દુખે છે ગગ, ગાત્ર ઢીલાં,
દુષ્યંત: પામ્યો નથી તું નયનો રસીલાં,
વિદૂષક: આ નેત્રથી નિત્ય જ આપ ભાળ્યા!
દુષ્યંત: વર્ષો બધાં ફોગટ મૂર્ખ ગાળ્યા!
તેં ના દીઠી મુગ્ધ શકુન્તલાને,
સૌન્દર્યનું એ ફળ શુદ્ધ જાણે.

વિદૂષક:(અનુષ્ટુપ) ખજૂરીથી કંટાળો ભાવ, ગમે તો પછી આમલી,
દુષ્યંત: રત્નો કેરી હતી કો'દી, પરીક્ષા મૂર્ખને ખરી?

[જરા વિચારમાં થંભી]

(શિખરિણી) નકી ચિત્રે જાણે પ્રથમ આતરી પ્રાણ પૂરિયા,
હાસે સૌન્દર્યોના સકળ અહિંયા સાર હરિયા.
હરી પુષ્પો પૂરાં, પ્રણય હૃદયે શુદ્ધ ભરિયો,
ઘરી એના ભોક્તા વિધિ નિરખિયો કોઈ રસિયો.

વિદૂષક:(ઇન્દ્રવજ્રા) જોગી જટાળો લઇ જાય પ્હેલાં,
અને'કુમારો પુરુરાજ વ્હેલા.
દુષ્યંત:(અનુષ્ટુપ) નહીં સુંઘાયલું પુષ્પ, ન વીંધ્યું રત્ન નૂતન,
કઈ વાણી થશે અનું, કરું હું રૂપવર્ણન!
વિદૂષક:(ઇન્દ્રવજ્રા) કેવો હતો આપ શું દષ્ટિરાગ?
એનો તમે લીધ કદંક તાગ?
દુષ્યંત:(અનુષ્ટુપ) ઢાળી'તી મીઠડી આંખ, ખીલી, ને આવરી લીધી;
વિદૂષક: આપશું માનના ખોળે, બેસે આવી વળી સીધી!
દુષ્યંત:(ઇન્દ્રવજ્રા) દર્ભાંકુરે ના ચરણો ઘવાયાં,
તન્વી થકી ના ડગલાં ભરાયાં,
ન્હોતું ભરાયું તરુ વસ્ત્ર તો યે,
મારી ભણી એ ફિર ફરી જુએ.

વિદૂષક:(પૃથ્વી) તપોવન તણાં તમે ઉપવનો કર્યાં રાજવી!
દુષ્યંત: હિયા મિષ થકી કહે મધુરદર્શના ભાળની!
વિદૂષક:(અનુષ્ટુપ) માગો ધાન્ય તણો ભાગ, રાજાને વળી કારણ;
તાપસો આપતા નિત્યે છઠ્ઠો ભાગ તપોધન.

[ઋષિકુમારો પ્રવેશે છે]

ઋષિકુમારો:(રૂપ૦) અમે છીએ આશ્રમના કુમારો,
કૃપા કરી એ ભૂમિને ઉગારો;
નિર્દોષ ત્યાં તાપસ છે વસતા,
વ્હેલા હણો રાક્ષસ વિઘ્નવંતા.
તીર્થે પધાર્યા મુનિ કણ્વ તાત,
આવી કરો આશ્રમને સનાથ.

દુષ્યંત: આવું ન તો પૌરવધર્મ લાજે.
વિદૂષક: જે ભાવતું તે કહ્યું વૈદરાજે.
દુષ્યંત: લે ચાલ તું દર્શનધન્ય થાશે.
વિદૂષક: ના બાપરે! રાક્ષસ જીવ ખાશે.

[ત્યાં પ્રતિહારી પ્રવેશે છે]

પ્રતિહારી: રાજેન્દ્ર! દુષ્યંત મહાનૃપાલ!
દુષ્યંત: લાવ્યા નવું વિઘ્ન શું કર્મપાશ?
પ્રતિહારી: બે દૂત દોડ્યા નગરેથી આવ્યા,
સંદેશ દેવી થકી કૈંક લાવ્યા.
દુષ્યંત: આવી વળી આજ નવી ઉપાધિ,
બ્હેલો જઇ પાઠવ દૂત સાથી.
દૂત:(પૃથ્વી) સદા વિજય હો પ્રભો!...
સદૈવ જય હો પ્રભો!...
મહા નગરમાં સુપર્વે ઉજવાય દેવી તણું,
પધારી નગરે નૃપાલ ઉપવાસનું પારણું;
પ્રસંગ શુભ છે ત્યહીં પ્રભુ પધારી શોભા ધરો.
વિદૂષક:(બાજુમાં) ત્રિશંકુ સમ પોગ આ: પ્રભુ કૃપાળુ વિઘ્નો હરો.
દુષ્યંત:(અનુષ્ટુપ) કર્તવ્યની દિશા ભિન્ન, બેહાલું મન માહરું,
શિલાએ આફળ્યું જ્હેણ, એવું આ થાય; શું કરું
વિદૂષક: પ્રેમના પંથમાં નિત્યે પાથરે વિધિ કંટક.
દુષ્યન્ત: શી રીતે મિત્ર કહેને તું, ટાળવું ધર્મસંકટ?

[વિદૂષક માથું ખંજવાળતો વિચારે છે]

ધર્મના કાર્યમાં મારી અત્યારે વ્યગ્ર છે મતિ,
તને,હાં,માતએ પુત્ર માન્યો'તો,થશી સંસ્મૃતિ.
વિદૂષક:(ઉપજાતિ) એથી મને શું યુવરાજ માનું?
દુષ્યંત: ના, ના, તને હું મુજ ભાઈ જાણું.
એથી હવે તું નગરે સિધાવે,
મારા વતી કાર્યં બધાં પતાવે.
વિદૂષક: મારી મને ભીરુ પાઠવો છો?
દુષ્યંત: કોણે કહ્યું સીધંગહીં શું ઓછો?
વિદૂષક:(અનુષ્ટુપ) મને રાક્ષસની ભીતિ?
દુષ્યંત: અરે રે શંભને કહી?
વિદૂષક: ભલે તો આપણે પાછા.

દુષ્યંત: અને જે વાત સૌ વદી

વિદૂષક: અરે છે, રાજવી! વાત માનું છું આપની કથી.

દુષ્યંત: ભૂલી, સૌ માનજે એમ કહ્યું 'તું પરિહાસમાં;
ક્યહીં એ મૃગશાસંગી ઉછરી વનવાસમાં;
અજાણી મુગ્ધ એ બાળા; રહું છું ધર્મવૃત્તિથી.

[વિદૂષક જાય છે; રાજા જેનો ઊભો રહે છે; અને પછી તે જતાં પડદો ઊપડે છે.]

પ્રવેશો ગોઠવતાં જે મુશ્કેલી નડે છે તે ન નડે, માટે વચ્ચેનો પડદો પાડી આગલો ભાગ કામમાં લેવો. વિદૂષક જરા વિચિત્ર પોષાકમાં તો છે જ અને એ શરૂઆતમાં બોલે છે બસૂરું, જાડું, હતાવળે, જરા વિકૃત, અભિનયની અતિશયોક્તિ સાથે; એટલે જરા હાસ્યનો પ્રસંગ આપોઆપ જ ઊભો થાય છે. છેક આખરમાં 'ત્રિશંકુ સમ યોગ આ'ની લીટી એ એકલો સ્વગત બોલતો હોય, એમ લેવી. અને પછીની આખી ચર્ચા દૂત અને ઋષિકુમારોથી આઘી, એક જ ખૂણામાં લેવી.

સૌથી છેલ્લે વિદૂષક એક દિશામાં જાય,—જે દિશામાથી દૂત આવ્યો તે દિશામાં. દૂત પણ તેજ દિશામાં અનુસરે. અને રાજા તથા ઋષિકુમારો બીજી દિશામાં ચાલવા માંડે. આ પ્રવેશ દરમ્યાન રંગભૂમિના પાછલા ભાગમાં ગોઠવણ કરવા સમય મળી રહેશે.

## અંક ૧: પ્રવેશ ૩

[એક ખૂણામાં શકુંતલા વિચારમગ્ન બેઠી છે ને બીજી બાજુથી બે સખીઓ પ્રવેશે છે]

અનસૂયા:(અનુષ્ટુપ) પ્રવેશ્યા આશ્રમે રાજા, ટળ્યો ત્યાં વિઘ્નનો ભય,
વખાણી ધનુટંકાર, ઉચ્ચરે ભૂપનો જય.

પ્રિયંવદા: (વસંત૦) નિર્વિઘ્ન આ વન થયું નકી વાત માનું;
અસ્વસ્થ અંગ સુકુમાર શકુન્તલાનું
રોગે થયું, સહજમાં સખી હું ન જાણું,
બેઠી પાસે ઉર ભરી કંઈ દુઃખ છાનું.

અનસૂયા: આલેપવા કમળપત્ર મૃણાલવતા,
પીડા થની પ્રબળ આતપની હણાતા;
આ છે ઉશીર અતિ શીતળ, ચાલ જ્હારે,
આ ઔષધિવિધિ કદી દુઃખ કૈં નિવારે.

[બને જતા, તે જ દિશામાંથી રાજા દુષ્યંત પ્રવેશે છે.]

દુષ્યંત: (માલિની) અનલ સરીખ ભાસે, ચંદ્રના રશ્મિ શીળા,
વિધિગતિ અતિ ન્યારી, વજ્ર શાં ફૂલ ફૂળાં;
અનિલ લહર મીઠી, માલિનીતીર રમ્ય,
મન મહીં હવું થાશે, દર્શને નેત્ર ધન્ય
(અનુષ્ટુપ) શિલાએ પાથર્યાં પુષ્પો, સખી સાથે શકુન્તલા
સંતાપે સીજતી બેઠી, હશે શું એ ય વિહ્વલા?

અનસૂયા: (મંદા૦) રોગે કૂહેને, અનિલઆટકી વેલ પીંખાઈ જાણે,
હૈયે ચિંતા સતત પ્રજળે, શીદ તુ ઓછું આણે?

શકુન્તલા: કહેતાં પીડા અધિક તમને થાય એથી ડરું છું.
બાકી છાની હૃદયકથની અન્ય કોને કરું છું?

અનસૂયા: સંભાળેલું પ્રિયજન મહીં દુઃખ સ્હેવાય સ્હેજે.

પ્રિયંવદા: થાશે હૈયું લગીર હળવું, માની તું સર્વ કહેજે.

શકુન્તલા: પૂછો છો તો, સુખદુઃખતણાં છો તમે નિત્યસાથી.

દુષ્યંત: શંકા મારી સહજ ટળશે બોલ એના સુણ્યાથી.

શકુન્તલા:(વસંત૦) રાજેન્દ્ર એ અતિથિ દર્શનમાર્ગ આવ્યા,
એને વિષે સકળ મે અભિલાષ ઢાળ્યા.

પ્રિયંવદા: આ તો ખરે સુભગ યોગ જ ધન્ય આવ્યો.

શકુન્તલા: રાજર્ષિનું હૃદયપાત્ર મને બનાવો.

અનસૂયા:(અનુષ્ટુપ) આંબા વિના ઝીલે કોણ પાંગરી ફૂલવેલડી,
મહોદધિ વિના અન્ય ભળે ક્યાં નદી એવડી?

પ્રિયંવદા:(વસંત૦) આલેખવો લલિત કાવ્ય પદાવલિમાં
સંકેત એ હૃદયનો, કુસુમાંજલીમાં
રાખી છુપો પ્રભુપ્રસાદ નિમિત્ત એને
હું પાડવું, અધિક યોગ નવો તું કહેને.

અનસૂયા: એથી વળી અધિક ઉત્તમ શું ગણાય?

શકુન્તલા: હૈયું મુજે ઉમળકે, વળી ક્ષોભ થાય.

દુષ્યંત: (સ્વગત) જેનો તને ભય ભીરુ, અહીં છે સમીપ,
મારે અનંત ઝગતો ઉર પ્રેમદીપ.

શકુન્તલા: શેમે લખું હૃદયચિંતવી ગીતવસ્તુ?

પ્રિયંવદા: આ પત્ર છે કમળનું સુકુમાર નીલું.
ત્યાં અક્ષરો નખ થકી સખી! કોતરી દે.

દુષ્યંત: તન્વગીને શ્રમ થશે વધુ એમ ક્રોધે.

શકુન્તલા: લે આ લખ્યું ગમ્યુ કે? લખું કૈં વધારે?

પ્રિયંવદા: રાજેન્દ્ર, જો, પ્રણયને પરખી પધારે.
(દુષ્યંતને) સંભાળજો પ્રિય સખી અમ છે અકેલી,
ખીલી રહે જીવનની થઇ રમ્ય વેલી.

અનસૂયા:(અનુષ્ટુપ) અમે છે સામર્થ્ય એવું, રાજાઓ બહુને વરે,
દેજો આશ્વાસનો જેથી, હૈયું એ હળવું કરે.

દુષ્યંત: પ્રતિષ્ઠામાં વધૂ જાણો, મારે બે કુલની રખી,
સમુદ્રે બાંધી પૃથ્વી ને તમારી પ્રિય આ સખી.

પ્રિયંવદા:(ઇંદ્રવજ્ર) શાતા થઈ આજ ઉરે અમોને.

અનસૂયા: થાશે નકી હાશ શકુન્તલાને.

પ્રિયંવદા: લે ચાલ વ્હેલી મૃગબાળ પેલો
માતા વિહોણો ઝુરતો અકેલો.

શકુન્તલા:(અનુષ્ટુપ) નિરાધાર તજી આમ, જાઓછો શું તમે સુખે?

પ્રિયંવદા: પૃથ્વીના એક આધાર, ઊભા છે તુજ સંમુખે.

[પગરવ દૂર થાય છે; સંગીત-ગત વાગી રહે છે.]

દુષ્યંત:(વસંત૦) ઢોળું શું શીતળ કહે મૃદુ વાયુ આંહી,
તારો હરાય શ્રમ ને વળી શાંતિ થાય?
પંપાળું હું ચરણ આ સખી ગભરાતાં?
કે અંકમાં લઉં તને? ઉર થાય શાતા.

શકુન્તલા: પાળો તમે વિનય હે પુરુરાજ, આજે
સ્વાધીન ના હૃદય, આશ્રમધર્મ લાજે.

દુષ્યંત:(અનુષ્ટુપ) પિતૃએ આશિષો દીધી, ચિંતા તું શીદને કરે?
ગાંધર્વલગ્નથી જાણું, ઘણી યે કન્યકા વરે.

શકુન્તલા :  અને ગાંધર્વલગ્નોને  રાજવી ભૂલતા કરે,
દુષ્યંત :  અતિ સ્નેહ થકી બ્હીરુ,  શંકા શું હૃદયે ધરે.

(વસંતતિલકા) લે મુદ્રિકા પ્રણયચિહ્ન સમી ગણાય,
અંતઃપુરે જઇ વસું, કદી શું ભુલાય,
દેજે મને સ્મરણ આ, અભિજ્ઞાન એવું,
એથી હવે વચન અન્ય ન હોય દેવું.

શકુન્તલા :(હરિણી) પ્રણય મધુરો ધીમેધીમે મને પજવે હવે,
હૃદય ધબકે, પ્રેમોન્માદે નવો'પથ દાખવે.

દુષ્યંત :  કુસુમકુમળાં તારાં અંગો સહે શીદ આ તપ ?
ભ્રમર તરસ્યો ગુંજે દેખી, કરે રસના જપ.

ગૌતમી: (અનુષ્ટુપ) આવે છે રાત્રિના ઓળા ક્યાં છે પુત્રી શકુન્તલા?

દુષ્યંત :  પ્રેમના પંથમાં આડી નિત્ય સંભવતી બલા !
શકુન્તલા :  રહો દેવ લતાઢાંક્યા, આવે છે માત ગૌતમી.
ગૌતમી :  કહે પુત્રી ! પીડા તારા, તપેલા અંગની શમી ?

શકુન્તલા: શીળી છાયા લતાની સકળ દુઃખ હરે, આશરે હું ફરીથી
(સ્રગ્ધરા) એકાંતે માણવાને વળીશ નકી, થવા નિત્ય તારી અતિથિ.
દુષ્યંત: પુણ્યો સૌભાગ્યવન્તાં,પ્રિય સખીતનુના સ્પર્શથી ધન્ય થાતાં.

સંઘ:  સન્ધ્યાના શ્યામ ઓળા અસુરગણસમા પૃથ્વીપટે છવાતા.
(અનુષ્ટુપ) પ્રજ્વલો પ્રજ્વલો અગ્નિ,  પૃથ્વીના પાપદાહક,
અગ્નયે, અગ્નયે સ્વાહા: સદાના પુણ્ય પાવક
વિઘ્નને હરનારા સૌ,  રક્ષો રક્ષો હુતાશને,
પ્રજ્વલો પ્રજ્વલો અગ્નિ, ઉચ્છેદો પાપશાસન.

આ પ્રવેશમાં પાછો રંગભૂમિનો વિશાળ ભાગ ઉપયોગમાં લીધો છે. શકુન્તલા ખૂણામાં બેઠી છે,—ચિત્રવત. સૂત્રધાર અહીં કોઈ પણ કલાકારની મદદ વડે એને એવી આસનસ્થ બતાવી શકે. કંઇક વારના વીણાવાદન પછી એક પક્ષેથી બંને સખીઓ પ્રવેશે છે—વાતો કરતી: 'પ્રવેશ્યા આશ્રમે...' વગેરે. હાથમા ઔષધિનો વાટકો પણ છે.

બંને ધીમે રહી, શકુન્તલા વિચારસ્વપ્નમાથી ન ઝબકે એ રીતે, સમીપ જાય છે. ઉપચાર કરવા વિચારે છે. પડખે બેસે છે; લેપ કરે છે. એમાં જે સમય જાય છે તે દરમ્યાન રાજા પ્રવેશે છે અને એની ઉક્તિઓ પૂરી કરે છે. ત્યાર પછી ધીમે રહી અનસૂયા શરૂ કરે છે: શોધે કોને...'

પછીનું તો સરળ છે છેવટે ગૌતમીનું ઉતાવળે આવવું; રંગમાં ભંગ થવો; દુષ્યંતનું એકાએક ઊઠીને,શકુન્તલાની સૂચનાથી 'લતાઢાંક્યા' રહેવું, અને ગૌતમીના ઉત્તરમા શકુન્તલાનું લતાને એટલે કે દુષ્યંતને ઉદ્દેશીને કહેવું. એમાં સમયાનુસાર અભિનયની ઝીણવટ આવશ્યક છે પછી ગૌતમીને આશરે, મદમાતી શકુન્તલા ભગ્ન હૃદયે જાય છે. તીવ્ર સૂરોમાં વીણાવાદન થઇ રહે છે. હળવે રહી રાજા બહાર આવે છે એ બેઠી હતી ત્યાં ઘડીક બેસે છે. અસ્વસ્થ છે, ઊભો થાય છે, ત્યાં પડેલાં પુષ્પોને સુકુમારતાથી લઇ પોતાની ઉક્તિ બોલે છે અદરથી સંઘધ્વનિમાં શ્લોકની ચોથી લીટી પૂરી થાય છે ત્યારે રાજા,નિરાશા અનુભવતો શકુન્તલા બેઠી હતી ત્યાં જ પાછો બેસે છે.

અહીં પ્રકાશયોજના પ્રમાણસર યોજાવી જોઇએ. 'સન્ધ્યાના શ્યામ ઓળા' બોલવાના વખતથી જ અંધારું થવા માંડે છે. ધીમેધીમે બધો જ પ્રકાશ અલોપ થઈ જાય છે. અને તે જ ક્ષણે 'પ્રજ્વલો પ્રજ્વલો અગ્નિ—'એ વેદોચ્ચાર રૂપે, અથવા હોમવેદી ઉપર બોલાતા હોય એની લયમાં બોલાય. રંગભૂમિની બંને બાજુમાં આઠદસ જણા વહેંચાએલા રહે, અને સામસામા એક પડખેથી 'પ્રજ્વલો પ્રજ્વલો અગ્નિ' અને બીજી બાજુમાથી 'પૃથ્વીના પાપદાહક' બોલાય દરમ્યાન દુષ્યંતનું આખરે આસન પર ચિત્રવત્ બેસવું, અને પ્રકાશનું ધીમેધીમે અલોપ થવું, બધુ એક જ સાથે થઈ રહે, અને પડદો પડે, એવો મેળ સાધવો જોઇએ.

## અંક ૨ : પ્રવેશ ૧ .

[રંગભૂમિનો આગલો ભાગ]

પ્રિયંવદા:(ઇન્દ્રવજ્રા) ગાંધર્વલગ્ને સખી યોગ્ય સ્વામી
સાથે વળી વૈભવ સર્વ પામી;
તો યે મને અંતર શેં ઉચાટ ?
કેવું હશે આજ વળી પ્રભાત ?

(અનુષ્ટુપ) સંભારશે સખી વ્હાલી  પ્રાસાદે નૃપ સત્વરે,
ધરે ના રૂપમૂર્તિઓ  વિરોધી ગુણ અંતરે !

અનસૂયા : (બીજી દિશામાંથી પ્રવેશતાં)
અરે કેવો વિધિકોપ ! ગઇ ક્યાં ઓ પ્રિયંવદા !
હશે શુ પ્રેમને પથે, કંટકો પાથર્યા સદા !

પ્રિયંવદા :  એવું તે શું થયું વ્હેલી, વ્હેલી કહેને સખી મને,'
અનસૂયા :  ભૂલીને કાળનું ભાન, બાંધેલી પ્રેમબન્ધને
બેઠી શકુન્તલા ત્યારે,  ગાજ્યો મેઘ અચાનક
દુર્વાસા વહ્નિ વર્ષન્તા, ધારી રૂપ ભયાનક
આવ્યા,આતિથ્યમાં ઓછા;કોપ્યા એ પછી ધુર્જટિ
ને દીધો વજ્ર શો શાપ ! અકથ્ય દૈવની ગતિ !
'જેને તું ચિંતવે ચિત્તે,  જશે એ જ તને ભૂલી !'
મહર્ષિએ ખરે નાખી  પ્રેમના કંઠમાં શૂળી.

પ્રિયંવદા :  અરેરે કુમળી ભોળી,  બાળા મુગ્ધ શકુન્તલા;
ભૂંડા એવા સહે શાપ  શી રીતે ઉર કુમળાં !

અનસૂયા: (વસંત૦) મેં તો કહ્યું કરગરી, દુહિતા તમારી
યાચે ક્ષમા વિનવીને, પ્રભુ ! દો નિવારી.
ત્યારે કહ્યા શબ્દ અંતર બાળનારા :
'મિથ્યા ન થાય વચનો કદી એમ મારાં.'

પ્રિયંવદા :  રે હાય શું શિવજીએ ત્રણ નેત્ર ખોલ્યાં !
અનસૂયા :  કોપાગ્નિ રહેજ ઠરતાં, ઋષિ વેણ બોલ્યા:
'સંભારણું કંઇક દાખવતાં ઉપાય
થાશે સજીવન ફરી સ્મૃતિ, ભ્રંશ જાય.

(અનુષ્ટુપ) ગૂઢી આ રાખજે વાત,  હૈયામાં હે ચતુરિકા.
પ્રિયંવદા :  બીના જાણે વળી કોણ  નવારે નવમલ્લિકા !

અનસૂયા : (મંદા૦) ને જો પેલી સ્મરણ કરતી ભાનભૂલી એકેલી,
ચિત્રે ઢાળી, ગરક વદને, વૃક્ષથી ભિન્ન વેલી.
એવી ક્યાંથી અતિથિ પૂજવા જ્ઞાન લાવે શું ઘેલી,
ભોળી,બેઠી ઉર વલખતી, પામવા નાથ વ્હેલી.

પ્રિયંવદા:(અનુષ્ટુપ) આટોપી દેવનાં કાર્ય,  ચાલો માલિનીને તટે;
હવે તો આવતાં તાત,  એને પાઠવવી ઘટે.

પહેલા અંક પછી થોડીક મિનિટના વિરામ બાદ બીજો અંક શરૂ થાય છે. આ છે મહાકવિનો અતિ પ્રખ્યાત ચોથો અંક. શરૂઆતમાં આપણે રંગભૂમિનો આગલો જ ભાગ ઉપયોગમાં લઈએ છીએ. બે સખીઓ વિદાય થતાં પડદો ઉપડી જાય છે.

[રંગભૂમિ ઉપરથી અંધારાંના પડદા ઊપડે છે. ભૈરવના સૂરથી વાદિત્રો ઝણઝણે છે. ધીમેધીમે પ્રકાશ વધતો રહે છે. રમ્ય વનવાટિકા છે. ત્યાં અંદરથી બે મુનિકુમારો પ્રગલ્ભરીતે બોલતા પ્રવેશે છે.]

શાર્ઙ્ગરવ અને શારદ્વત : (વસંતતિલકા)
અન્તર્હિતે શશિનિસૈવ કુમુદ્વતી મે,
દૃષ્ટિં ન નંદયતિ સંસ્મરણીય શોભા;
વ્હાલાં વિદેશ વિચર્યે અબળા જનોનાં
રે હાય દુઃખ તણી શી કરવી જ વાત!

શાર્ઙ્ગરવ:(શાર્દૂલ૦) ઊગે છે નવલી ઉષા શશિ જતાં, ને હોમવેળા થતાં
શારદ્વત: નિદ્રા આશ્રમવાસિનો પરહરે, સૌ નિત્યકર્મે જતાં.
[જાય છે]

પ્રિયંવદા : (પ્રવેશી) જાણી કાશ્યપ તાત સર્વ ઘટના ચિંતા ટળી માહરે.
બોલ્યા એ અભિનંદતા, જશું ઘરે આજે હવે સાસરે.

અનસૂયા:(અનુષ્ટુપ) જાગી છું હું છતાં શાને બુદ્ધિ હૈયું ન જાગતા?
સખી આ જાય છે દૂરે તેથી શું હે પ્રિયંવદા!

પ્રિયંવદા: આર્યત્વ છાંડીને આર્યે હજી ના દૂત પાઠવ્યો,
સ્મૃતિથી વીસરી દેવી? મુનિનો શાપ શું ફળ્યો?

અનસૂયા :(વસંત૦) કે મુદ્રિકા સ્મરણચિહ્નની પાઠવું તો.
સંકોરશે સ્મરણ એ નૃપનાં કદીક?
[પહેલો મુનિકુમાર પાછો ફરતાં]

શાર્ઙ્ગરવ:(અનુ૦) વહી આ જાય છે વેળા, ઘડી માંગલ્યની રૂડી,
છતાં આ બે સખી શેની ગૂંથે છે હજી ગોઠડી?
(વસંત૦) વ્હેલાં વળો સખીજનો વહી જાય વેળા,
સૌભાગ્યનાં વચન અર્પણ થાય વ્હેલાં.

પ્રિયંવદા :(ઇંદ્રવજ્ર) સૂર્યોદયે સ્નાન કરી સુહાગી,
કુંકુમ ને અક્ષતથી સુભાગી,
સૌન્દર્ય મ્હોરેલ હવે ન બાળા,
આવે અહીં રમ્ય શકુન્તલા આ.
[ગૌતમી સાથે શકુન્તલા પ્રવેશે છે.]

ગૌતમી :(અનુષ્ટુપ) પામજે પતિસન્માન, ઐશ્વર્ય વળી સંપદ,
વીર પુત્ર તણી માતા, મહાદેવી તણું પદ!
[શારદ્વત છાબમાં અલંકારો લઇ આવે છે.]

શાર્ઙ્ગરવ : ઘટે ના સારવાં આંસુ શાંત થા ઓ શકુન્તલા!
સજી લે સૌ અલંકારો, આવી આ ઘડી મંગલા.
અનસૂયા: અહોહો ક્યાં થકી આવ્યા, અલંકારો અચાનક?
શાર્ઙ્ગરવ: વનસ્પતિ થકી મ્હોર્યા; ધન્ય છે તાત કાશ્યપ.
અનસૂયા: અલંકારો તણી વિધિ અમે ના જરી જાણીએ.
પ્રિયંવદા: આલેખ્યા ચિત્રમાં એમ, તને લે શણગારીએ.
શાર્ઙ્ગરવ: હશે ગુરુજી નિવૃત્ત, સ્નાનાદિથી નકી હવે,
નિવેદું જે થકી થાય, સુગમ અહીં આવવે.

પ્રિયંવદા અને બીજા: (શાર્દૂલવિક્રીડિત)
રૂડું મંગલ ચીર ચન્દ્રધવલું આ એક વૃક્ષે દીધું,
ને તારી શણગારવા પગલીઓ દે અન્ય લાક્ષારસ;
આવીને વનદેવડી અહીં ઊભી ન્યાળે તને સૌમ્ય હે,
જાતે એ શણગાર દે અવનવા, ધારી હવે તું રહે.

અનસૂયા:(અનુ૦) મુગ્ધ ફૂલી વનશ્રીને સંમુખે વનદેવતા,
નમસ્તાભ્યામ્ નમસ્તાભ્યામ્, તને આ શણગારતા.

પ્રિયંવદા : (વસંત૦) ત્યાં મોર સો વિરહથી તજી નૃત્ય બેઠા,
બેઠી મૂગી મૃગલીઓ મૂકી દર્ભ હેઠાં;
વેરી ફૂલો વનલતા નિજ આંસુ સારે,
આંબા થકી સરી પડી બહુ દુઃખભારે.

અનસૂયા:(અનુષ્ટુપ) આલી જો સંસ્મૃતિ જાળે, ભૂલે રાજવી તો કની,
દાખવી મુદ્રિકા દેજે એના મુદ્રિત નામની.

શકુન્તલા : એટલા એક સન્દેહે, કંપુ છું હું, છ થથરું.
અનસૂયા : અતિસ્નેહ થકી શંકા, ફૂકી એ જાણજે ભીરુ!
પ્રિયંવદા : આલી જો આવતા તાત, પૂજ્ય વંદ્ય શ્રી કાશ્યપ;
આનંદે ભેટતાં આંખે, તપ્યાં જેણે મહાતપ.
[કાશ્યપ શાર્ઙ્ગરવાદિ શિષ્યો સાથે પ્રવેશે છે.]

કાશ્યપ : શર્મિષ્ઠા શી યયાતિને સ્વામીમાનવતી થજે;
ચક્રવર્તી પુરુ એને, એવો તું પુત્ર પામજે.
ગૌતમી : અહોહો ધન્ય તું પુત્રી, સુહાગિની શકુન્તલા,
આશીર્વાદ થકી વાધ્યું મુનિનું વરદાન આ.

કાશ્યપ:(ઇન્દ્રવજ્ર) શાર્ઙ્ગરવાદિ પ્રસ્થાન માંડો,
હોમાગ્નિની કીધ પ્રદક્ષિણા તેં;
એ વેદીનાં ઇંધન હવ્યગન્ધે
પાપો હણી વહ્નયઃ પાવયન્તુ!
[અંદરથી બે વાર ધ્વનિ પ્રતિઘોષિત થતો સંભળાય છે.]
વહ્નયઃ પાવયન્તુ!
વહ્નયઃ પાવયન્તુ!

શકુન્તલા:(અનુષ્ટુપ) લતા શી તાતખોળેથી, ખરું છું સમૂળી હવે,
વન્દુ છું તાત! કહો કેમ, જિવાશે અહીંથી જવે?

કાશ્યપ: (શાર્દૂલવિક્રીડિત)
યાસ્યત્યદ્ય શકુન્તલેતિ હૃદયં સંસ્પૃષ્ટમુત્કંઠયા.
સ્ત્રીસંઘ: આજે જાય શકુન્તલા પતિગૃહે, હૈયું અધીરું બને,
કાશ્યપ: રુંધાતો મમ કંઠ, આંસુ ઠરતાં, ચિંતાભર્યાં લોચને,
વાત્સલ્યે વનવાસી વિહ્વલ બનું, હું જો કદી આવડો,
સંસારી તણી શી દશા થતી હશે પુત્રી જતાં સાસરે?
સ્ત્રીસંઘ: સંસારી તણી શી દશા થતી હશે પુત્રી જતાં સાસરે!

મુનિકુમારો: (અનુ૦) હવ્યના ગન્ધ વિસ્તારે—
સંઘ: વહ્નયઃ પાવયન્તુ।
વહ્નયઃ પાવયન્તુ।
વહ્નયઃ પાવયન્તુ।

શારદ્વત:(વસંત૦) રમ્યાન્તરઃ કમલિની હરિતૈઃ સરોભિઃ
હો રમ્ય પંથ કમલોથી ભર્યાં સરોથી,
ને પદ્મની રજ થકી મૃદુ માર્ગરેણુ;
શાન્તાનુકૂલપવનશ્ચ શિવશ્ચ પન્થાઃ
બધા : શાન્તાનુકૂલપવનશ્ચ શિવશ્ચ પન્થાઃ

શકુન્તલા: વ્હાલી તું વનજ્યોત્સ્નિકા તરુલતા ભેટ લળીને મને,
(શાર્દૂલ૦) વ્હાલી આ મૃગલી સહોદર સમા, ઓ આવ મારી કને;

વ્હાલાં સ્નિગ્ધ જનો તપોવનતણાં એને હવે માળજો,
આજે હું લઉં છું વિદાય સહુની, કોને કહું 'આવજો'?

અનસૂયા:(અનુષ્ટુપ)સોંપીને જાય છે સૌને; મૂકીને અહીં એકલાં,
અમોને સોંપતી કોને, સખી વ્હાલી, શકુન્તલા?

શકુન્તલા: ક્યારે આ દેખવાં સ્નેહી, આવવું આ તપોવને?
ફરી ક્યારે? કહો તાત! કહો તાત! કંઇ મને.

કાશ્યપ: ચક્રવર્તી તણી માતા, થઇને કુલયોગિની,
પુત્રને સ્થાપી સામ્રાજ્યે, શત્રુના ભય સૌ હણી;
સોંપીને કુળની ચિંતા, અહીં કલ્યાણ આશ્રમે,
લઈ દુષ્યંત સંગાથે, ફરીથી આવશો તમે.

મુનિકુમારો: વહ્નયઃ પાવયન્તુ!
શિવાસ્તે પન્થાનઃ સન્તુ!

શકુન્તલા: અજાણી છું અજાણ્યા આ પંથની હે ગુરુજન!
પિતા! સંસારનો સાર સારવી દો શિખામણ.

કાશ્યપ:(શાર્દૂલ૦)સેવા ગુરુવડીલો તણી કરી સદા મૈત્રી બધે સાધજે,
સ્વામી જો તરછોડી દે કદીક તો સામી જરી ના થજે;
માયાભાવ થકી સદા પરિજને, ત્યાગી અહં, વર્તજે,
એવી તું ગૃહિણી થઈ કુલવધુ, ઐશ્વર્યને પામજે.

ગૌતમી:(ઇન્દ્રવજ્રા) આવી રૂડી શીખ સુણી ન જાણી.
કાશ્યપ: લે ભેટ સૌને થઈ સ્વસ્થ શાણી.
શકુન્તલા: લેશે સખી સૌ અહીંથી વિદાય.
સખીઓ: તારા વિના શૂન્ય વને જણાય.

શકુન્તલા:(મંદા૦) ને સન્દેશો હરિણી પ્રસવ્યે પાઠવી તાત વ્હેલો,
કુકૈયોં ગૈં મૃગ ગાણી શિશુ, ઝૂરતો એ અકેલો,
પાળી એને—
પાળી એને...

કાશ્યપ: ઉપવન તણી હોય ચિંતા ન તારે;
માર્ગે તારા ચરણ લથડે શીદ તું આંસુ સારે?

શાર્ઙ્ગરવ: (અનુ૦) હવે પાછાં વળો અહીંથી, આવ્યું છે આ સરોવર.
કાશ્યપ: શિવાસ્તે સન્તુ પન્થાનઃ!
શકુન્તલા: — વન્દું છું, હે ગુરુવર!

પુરુષગણ: (શાર્દૂલવિક્રીડિત)
પાતું ન પ્રથમં વ્યવસ્યતિ જલં યુષ્માસ્વપીતેષુ યા
સ્ત્રી: પીએ ના જલ જે કદી પ્રથમ જો પાયું તમોને ન તો,
પુરુષ: નાદત્તે પ્રિયમંડનાપિ ભવતાં સ્નેહેન યા પલ્લવમ્
સ્ત્રી: ચૂંટે ના પ્રિય પુષ્પ તોય કળીએ, વ્હાલાં તમો એટલાં.
પુરુષ: આદ્યે વઃ કુસુમપ્રસૂતિ સમયે યસ્યાઃ ભવત્યુત્સવઃ
સ્ત્રી: માણે ઉત્સવ જે પ્રફુલ્લ નવલાં ફૂલો ફળે ત્યાહરે,
કાશ્યપ: સેયં યાતિ શકુન્તલા 'પતિગૃહં સર્વૈરનુજ્ઞાયતામ્.
બધા સાથે: તે આ જાય શકુન્તલા પતિગૃહે; વાંછો બધા મંગલમ્.
અંદરથી:(અનુષ્ટુપ)વહ્નયઃ પાવયન્તુ!'
સંઘ: શિવાસ્તે સન્તુ પન્થાનઃ!

[કંઈકવાર રહી]

પ્રિયંવદા: સંતાતી દૂર દેખાતી, ગઈ શું હે શકુન્તલા?
એના વિના વને પાછા વળે ના પગ એકલા.

કાશ્યપ:(ઉપજાતિ) અર્થો હિ કન્યા પરકીય એવ.
કન્યા નથી છે ધન પારકાનું.
એને વળાવી પતિઘેર આજે,
પ્રસન્ન થાતો મુજ અંતરાત્મા.

[પડદો]

લાગણીના છોડ જેવો આ મૂળ અંક કવિકુલગુરુને ક્યાંય અન્યાય ન થાય એ વિધિ શી રીતે આપણે ભજવીશું? સંગીતથી પ્રભાતનો પહોર તો જમાવી શકાય પછી રંગભૂમિ ઉપર વિવિધ ચિત્રો સરજાતાં જ જાય છે. એની યોજના અનુભવે ગોઠવતાં ગોઠવતાં થઇ રહેવી જોઇએ. દાખલા તરીકે 'વહ્નયઃ પાવયન્તુ'ના ઉચ્ચારો પછી શાંત થએલી રંગભૂમિ ઉપર 'રમ્યાન્તર...'નો રમ્ય પંથ અને 'પદ્મની રજ થકી મૃદુ થએલા માર્ગે' સૂચવાયા પછી શકુન્તલા રંગભૂમિનો કબજો લઇ લે છે બધા સ્તબ્ધ, દુઃખમગ્ન છે. કેવળ વીણા અને બહુ બહુ તો સિતાર સાથે શકુન્તલા એકાએક સજીવ બને છે; વનજ્યોત્સ્નિકાને ઉદ્દેશી બોલે છે; મૃગલી, અને પછી વ્હાલાં સ્નિગ્ધ જનો, સૌની વિદાય લેતી, આસુ સારતી, ઠરડાની ઉભે હાથ જોડતી, 'કોને કહું આવજો' કહે છે. હું ભજવાવતો હોઉં તો, એ બોલાયા પછી, પળવાર થંભી, ફરી 'કોને કહું આવજો' એટલો ટુકડો પાછો બોલાવું. અને પછી એની પાસે માથું નમાવડાવી ઊભી રાખું—બધા જ સ્તબ્ધ; માત્ર સિતારના સૂરો સંભળાયા કરે; અને પછી વીણા આર્દ્ર સૂરોમાં વાયોલીન ઊપડે, અને તેમાં અનુષ્ટુપ વાગી રહે. પછી અનસૂયા બોલે: 'સોંપીને જાય છે સૌને...'

વળી આથી જરા આગળ બીજો પ્રસંગ છે. શકુન્તલા શરૂ કરે છે તે શ્લોક 'ને સંદેશો હરિણી...'માંપછી 'પાળી એને': અહીં રડવાનું, આંસુ સારવાનું બધુ બંધ થઇ ગયું છે. અહીં તો ડૂમો ભરાઈ આવે છે. 'પાળી એને'થી આગળ નથી બોલાતું. ફરીથી બોલે છે: 'પાળી એને'. અને તરત કાશ્યપ તાતણો પકડી લે છે. નહિ તો હૃદયતંતુ તૂટી જ જાય. એ વખતે પણ ખૂબ જ કાળજી રાખવાની છે. આવા પ્રસંગો ઘણા છે. છેવટે 'વન્દુ છું હું ગુરુવર' ભરાતે હૈયે કહીને એ વિદાય લે છે. એ પછીનો શાર્દૂલ મંગલાષ્ટકમાં બેસાડવો મને ઠીક લાગ્યો છે. 'અર્થો હિ કન્યા પરકીય એવ' એ શાસ્ત્રીય સંગીતમાં નહિ પણ ભૈરવીની છાયામાં સારો લાગશે. પણ સંગીત ઉપરાંત શકુન્તલાના જવા પછી બધા પાછા ફરે છે એ વખતે 'ટોળું' ન થતાં શકુન્તલા વિનાનું કરુણ ચિત્ર યોજવું બહુ અઘરું નથી. બે સખીઓ પાછી ફરે; ગૌતમી એને પાખમાં લે; કુમારોને પણ ન ગમે; અને હિમાલય જેવા કાશ્યપ સૌને આવરી રહે; અને પછી પોતે પણ એ જ અનુભવે—જે સૌ પિતા અનુભવે છે તે; અને પછી બોલે; એમ નિયોજી શકાય.

## અંક ૩ : પ્રવેશ ૧

[દુષ્યંત ને વિદૂષક લહેરતા પ્રવેશે છે. રાજા અચિંત દીસે છે. એ બંને પ્રવેશે છે તે પહેલાં અંદરથી આલાપ ને પછી ગીત સંભળાય છે.]

(માલિની) નવરસ નિત આણે, મંજરી આમ્ર છોડે,
મધુકર નથી ઊડી, પંકજે ધ્યાન માંડે.

વિદૂષક:(અનુષ્ટુપ) આલાપે શું પ્રલાપંતાં, મહારાણી સુરાવલી?
દુષ્યંત: કદી યે ના મૂગી રહેતી, તારી આ જીભડી ભલી!

અંદરથી : (વસંત૦) નિત્યે નવા રસ વિષે ભમરો ભમંતો.
દુષ્યંત : એ તો કની મધુર કંઠ થકી ઝરંતો
સંદેશ હંસપદિકા અતિ મર્મ ભાખે;
સંગીતમાં સૂચવતી, ઠપકો અજાણે;
દેવી તણાં ચતુર વેણ કહે, પધારો;
વ્હેલા જવા નિકટ દાખવ માર્ગ મારો.
વિદૂષક : આ પંથથી પરવરો; પણ દેવ ! ભાળો,
આવી દીસે નવી બલા, નૃપધર્મ પાળો.
દુષ્યંત : દેવી સમીપ જઇ ઉત્તર દે વયસ્ય !
ચાતુર્યથી ઉચિત ત્યાં કથવું રહસ્ય.
વિદૂષક :(અનુષ્ટુપ) અપ્સરા હાથ ટીપાતાં, સંન્યાસીની થતી દશા;
દાસી હાથે થશે મારી, દેવીને ત્યાં ભૂંડી દશા.
[વિદૂષક જાય છે ]
દુષ્યંત : (પૃથ્વી) સુખી, તદપિ હું થતો અકળ રીત ઉત્કંઠિત,
સુણી મધુર વેણ એ ઝણઝણે ઊંડી સંસ્મૃતિ;
નથી વિરહની દશા, હૃદય ગૂઢ સંવેદના
થકી થરથરે, હશે પૂરવ જન્મની ભાવના?
[કંચુકી પ્રવેશે છે ]
કંચુકી : (અનુષ્ટુપ) સંચરે વ્યોમમાં નિત્યે, સૂર્યના રથઘોડલા,
અહોરાત્ર વહે વાયુ, એવી આ રાજ્યમંત્રણા;
ઘડી ક્યાંયે ન વિશ્રાંતિ, શાંતિ ના રાજવીપદે,
શિરે શેષ ધરાભાર, ચિંતાભાર સદા હૃદે.
[રાજાની સંમુખ આવી]
(ઇન્દ્રવજ્રા) છે રાજવીને જરીયે ન જંપ,
ને ધર્મકાર્યે કદી ના વિલંબ;
ધર્માસનેથી અહીં આપ આવ્યા,
હિમાદ્રિથી પન્થીજનો પધાર્યા.
દુષ્યંત : (અનુષ્ટુપ) સત્કારી વેદની રીતે, આણો ધર્માસન પ્રતિ
તપસ્વી આંગણે આવ્યા, હશે શી વિધિની ગતિ!
[બંને ભિન્ન દિશામાં જાય છે અને પડદો ઊપડે છે.]

હવે બીજા અંકનું તપોવન બદલી ત્યાં દુષ્યંતની રાજસભા ગોઠવી દેવાની છે એક સિંહાસન—ધર્માસન, અને બીજાં આસનો. અહીં પાછો દસેક મિનિટનો વિરામ રાખીએ તો તે, અને ત્રીજા અંકના પહેલા દશ્યમાં જતો સમય, એટલામાં રાજ્યસભા ગોઠવી દઈ શકાય.

## અંક ૩ : પ્રવેશ ૨

[રાજસભા]
પ્રતિહારી :(ઇન્દ્રવજ્રા) રાજેન્દ્ર દુષ્યંત મહાનૃપાલ,
હૈયે વસે નિત્ય જ લોકપાળ;
ચારે દિશામાં જયકાર થાય,
એની સદા કીર્તિ જગે ગવાય.
[દુષ્યંત આવી ધર્માસને બિરાજે છે ]
ધર્મગુરુ : (પૃથ્વી) સદા વિજય હો જગે પ્રભુકૃપા સુરાજ્યે વસે,
સુકીર્તિ નૃપની વધો અચલ સૂર્ય શી એ લસે.
પ્રજા નિજ પ્રજા ગણી સતત રક્ષતા રાજવી,
ધરે, ન પતી એક ત્યાં, નૃપતિ કાર્યધુરા નવી.
[પ્રતિહારી પ્રવેશે છે.]
પ્રતિહારી :(ઇન્દ્રવજ્રા) દ્વારે ઊભા આશ્રમના નિવાસી,
સંગાથ નારી, દૂરના પ્રવાસી.
દુષ્યંત : સત્કાર એનો કરી પૂજ્યભાવે
મારાં કહો વંદન; આંહી લાવે.
[પ્રતિહારી જાય છે.]
ધર્મગુરુ :(માલિની) જયતુ જયતુ રાજા લોકકાજે જીવંતા,
પ્રતિદિન દીન રક્ષો, શત્રુને સૌ હણંતા;
જ્યમ તરુવર જાતે, તાપ માથે સહીને
અવિરત દઇ શીળી, છાંયડી આશ્રિતોને.
દુષ્યંત : (અનુષ્ટુપ) મને શેં થાય આશંકા ? ધર્મકાર્યે હશે ભય ?
પ્રતિહારી : પન્થીવૃન્દ પધારે આ; રાજર્ષિનો હજો જય !
[બે મુનિકુમારો, ગૌતમી તથા શકુન્તલા પ્રવેશે છે.]
શકુન્તલા : મારી શેં જમણી આંખ સ્પંદતી આ પલેપલ ?
ગૌતમી : કુળના દેવતા તારું, કરો નિત્ય સુમંગલ.
દુષ્યંત : (વસંત૦) આવ્યા અહીં અતિથિદેવ ભલે પધાર્યા,
સંદેશ આશ્રમ થકી શુભ કૈંક લાવ્યા ?
નિર્વિઘ્ન છે મુનિજનો ? સહુને નમામિ.
શાર્ઙ્ગરવ : રાજેન્દ્રનો વિજય હો, તપમાં ન હાનિ.
(અનુષ્ટુપ) રક્ષો છો આપ જ્યાં આર્ય, ભીતિ ના મુનિને નકી;
રાજવી રવિ શા રાજે, અંધારું પછી ક્યાં થકી ?
દુષ્યંત :(વસંત૦) રે હારા રાજ્યપદ સાર્થક આજ આંહીં.
હાવાં કહો કુશળ કાશ્યપદેવ ત્યાંહી ?
શાર્ઙ્ગરવ :(અનુષ્ટુપ) સદાયે સિદ્ધિગંતોને સ્વાધીન નિત્ય કુશલ,
પુછાવે આપનું ક્ષેમ.
દુષ્યંત : ધન્ય હું. તપનું બલ
વધે છે ને ? કહો દેવ !
શાર્ઙ્ગરવ : સંવર્ધે પુરુવંશક !
દુષ્યંત : અન્ય શી ગુરુની આજ્ઞા, સુણવા અતિ ઉત્સુક.
શાર્ઙ્ગરવ : એણે છે પાઠવી કન્યા, એકાંતે આશ્રમે વર્યાં;
ધન્ય એ વિધિનો યોગ, નિંદતા વિધિ ઊગર્યા.
શારદ્વત : પૂજ્ય છો રાજવી આપ, પુણ્યવંતી શકુન્તલા,
બંનેનો મેળનો મેળ, બ્રહ્માએ દાખવી કલા.
શાર્ઙ્ગરવ : આપ છો ધર્મના જ્ઞાતા, સતી તે સુખી સાસરે,
લોકનીતિ-નિયંતા છો, શોભે સ્ત્રી પતિઆશરે.
દુષ્યંત : સાંભળી થાય સન્દેહ કહો શું સ્વપ્નની કથા?
શકુન્તલા : વેણ છે અગ્નિનો ડાંગ, વેઠાશે ક્યમ આ વ્યથા?
દુષ્યંત : (વસંત૦) મેં દેવીને પ્રણયદાન દઇ સ્વીકારી ?
ગૌતમી :(શકુન્તલાને) લાજણી, સ્હેજ અવગુંઠન દે ઉતારી.
શાર્ઙ્ગરવ :(અનુષ્ટુપ) હજી શેં રાજવી, મૌન ?
દુષ્યંત : સ્મરતું ના, ઋષિજન !
સ્વીકારું શીદ હું એને, લાગે છે ગર્ભલક્ષણ !
શકુન્તલા :(વસંત૦) શંકા હતી હૃદયમાં થઇ સત્ય આજે !
શાર્ઙ્ગરવ : હાથે ક્યાં વિમુખ ધર્મ થતાં ન લાજે.
દુષ્યંત : સંસ્કાર કૈં સ્મૃતિપટે નહિ મધ્ય આખા,
જેનું ન મૂળ પછી હોય કહો શું શાખા ?
શાર્ઙ્ગરવ :(અનુષ્ટુપ) વાધે છે આ વિના યોગે, સંપદે મદ મત્સર,

દુષ્યંત: મને યે ઠીક નિંદો છો, શુદ્ધ છે મમ અંતર.

શાર્ઙ્ગરવ: ચોરને આપવું પાછું, કહેતા'તા શ્રી ગુરુજન,
અવજ્ઞા આ કરેર એની, શોભે ના પુરુનંદન.

દુષ્યંત: (પૃથ્વી) તપોધન મહાશયો!
મને ન જરી સાંભરે સહજ, હે તપસ્વી જનો!
કર્યો પ્રણય કે કદી ગ્રહણ હાથ દેવી તણો.

શાર્ઙ્ગરવ: સહી ન શકશે કદી ગુરુ અસહ્ય અપમાન આ,
કહે કંઈ શકુન્તલા! પ્રતીતિ પ્રેમની આપવા.

શકુન્તલા:(ઇંદ્રવજ્રા) સન્દેહ છે જ્યાં વળી લગ્ન કેરો,
બોલું હવે શું? નકી વ્યર્થ ફેરો.

ગૌતમી: તારી કને હોય કંઈ પ્રતીતિ,
તે દાખવીને સહુ ટાળ ભીતિ.

શકુન્તલા: (મંદા૦) મુગ્ધા હું તો સરલ હરની, ભોળવી આર્યપુત્રે,
ને બાંધી'તી વિવિધ વચને આશ્રમે લગ્નસૂત્રે;
આજે પામ્યા પ્રણયપલટો આવડો, શું રગરાવું?
માન્યું ન્હોતું, વિધિ કદી થશે આટલું ક્રૂર આવું.

દુષ્યંત: શાંત પાપં; કુળ લજવવા શીદ આવું અકારું
બોલી નિન્દે? પતિત કરની સાથ સો કુળ મારું.
જેવી રીતે, સભર સરિતા નિર્મળી તો ય મેલી,
સાથે લેતી તટ રજ તરુ, જાય ના એ અકેલી.

શકુન્તલા:(અનુષ્ટુપ) કરું શંકા–સમાધાન . . .

દુષ્યંત: એથી શું વળી ઉત્તમ?

શકુન્તલા: અરેરે હાય આ વીંટી' મુદ્રિકા ક્યાં ગઇ મમ?

ગૌતમી: નદીઘાટે સરી લાગે, જ્યારે તું હતી વંદતી.

શકુન્તલા: શચીતીર્થે!

દુષ્યંત: અરે ધન્ય, સ્ત્રીની તાત્કાલિની મતિ!

શકુન્તલા:(ઇંદ્રવજ્રા) આમાં દીસે છે વિધિ ક્રૂર હાથ,
છે દોષ મારો; કહું અન્ય વાત:
શંકા બધી આપ તણી નિવારે.

દુષ્યંત: હું સજ્જ હાવાં, સુણવા વધારે.

શકુન્તલા:(વસંત૦) પેલું તપોવન સ્મરે?

દુષ્યંત: નહીં આર્ય બાલા.

શકુન્તલા: ને શું ભૂલ્યા મિલન એ? વચનો રસાળાં?
ભૂલ્યા કહો કદલીમંડપ?

દુષ્યંત: સ્વપ્નલીલા!

શકુન્તલા: શીળી હતી મધુલતા, તરુ છાંયશીળા.
વૈશાખની મધુર સાંજ દીધી વિસારી?

દુષ્યંત: એકે ન વાત સમજાય મને તમારી.

શકુન્તલા: સન્ધ્યા નમી તિમિરથી વધુ ઝંખવાતી.

દુષ્યંત: સંકોરતાં સ્મૃતિ ન જાગ્રત એક થાતી.

શકુન્તલા: બેઠા હતા કુસુમમંડપમાં હસંતા,
બોલાવતા કમળપત્ર જળે ધરંતા;
પાસે છતાં, નિકટ એ મૃગબાલ મારો,
આવ્યો ન સંમુખ જરી તમથી અજાણ્યો.
'બંને અરણ્ય વસનાર' કહી હસ્યા'તા,
ભૂલ્યા પ્રસંગ નવલો રસ જ્યાં ઢળ્યા'તા?

દુષ્યંત: આવું સુણી વિષયઅંધ જ છેતરાય,
વાણી રૂડી, મધુર તો ય, નહીં મનાય.

ગૌતમી: કન્યા તપોવનતણી છળથી અજાણી.

દુષ્યંત: સ્ત્રીચાતુરી શીખવવી કદી મેં ન જાણી.

શકુન્તલા:(અનુષ્ટુપ) તૃણે ઢાંક્યા કૂવા જેવા, ધર્મનો ધરી અંચળો,
પેખો છો અન્યને એવા, અનાર્ય! દંભ આટલો?

દુષ્યંત: (સ્વગત) વિનાઆડંબરી કોપ કરે છે બુદ્ધિસંભ્રમ,
મનાતી પ્રીતિના છાની, ભૂંડો છે ભાગ્યનો ક્રમ!
[ફંઇક ૨

(ઇન્દ્રવજ્રા) દુષ્યંતની છે નકી શુભ્ર કીર્તિ.

શકુન્તલા: આવી ચડી શેં અહીં આ ધરિત્રી!

શાર્ઙ્ગરવ: પત્ની તજો આ, અથવા સ્વીકારો,
થાતો હવે ધર્મ પૂરો અમારો.

દુષ્યંત: પત્ની થકી પ્રીત ન મેં ઉતારી,
ના વા અહીં મેં પરકીય નારી.

શાર્ઙ્ગરવ: ભૂપે કહી તેવી કદી તું હોય,
તો આશ્રમે ના તું કદી ય રહોય.
માને કદી નિર્મળ શીલ થારું,
સેવા અહીં યોગ્ય જ કાર્ય તારું.

શકુન્તલા: (મંદા૦) હૈયે ઝીલું વિષ કટુ ભર્યું, છે દયા ના લગારે
છાંડી એણે મુખ મધુ ઝરે ઉતરી એ કુમારે;
છંડાએલી પ્રિયજન થકી, જાવ છોડી અકેલી.

ગૌતમી: વ્હાલી મારી, કરુણ રડને, આવતી દુઃખવેલી.

શાર્ઙ્ગરવ:(અનુષ્ટુપ) માની સ્વાતંત્ર્ય પોતાનું, વર્તે ઉછાંછળી સમી
છાની સૌ પ્રીત વૈરિણી, આરંભે બહુ જે ગમી.

દુષ્યંત: હું છું પત્નીત્યાગી કે અન્યનો પ્રણયી ખરો?
પૂછું છું હે ગુરુવર્ય! કહો શું ધર્મ આદરો?

ધર્મગુરુ: ચક્રવર્તી થશે પુત્ર, ભાખ્યું'તું મુનિએ, સ્મરે!
સાંપડે રત્ન એવું તો, પત્ની આ આપની ઠરે.
અને ત્યાં સુધી આ દેવી, અમારી અતિથિ રહે!

દુષ્યંત: મને છે સર્વથા માન્ય, આજ્ઞા જે ગુરુજી કરે.

શકુન્તલા: (ઇંદ્ર૦) ઝાંખી કલંકે થતી શુભ્ર કીર્તિ!
આપો મને મારગ મા ધરિત્રી!!

[પડદો]

ધર્મગુરુ અને પ્રતિહારી પોતપોતાની ઉક્તિઓ બોલી ધર્મસભા પ્રસ્થાપિત કરે છે. રાજા સ્વગત 'મને મેં થાય આશંકા' બોલી રહે કે તરત જ પ્રવાસીવૃન્દ પ્રવેશે. એની સૂચના એમને તેડવા મળેલો પ્રતિહારી આવી, નમીને કરે છે. પછી રાજા–મુનિકુમાર વચ્ચેનો સંવાદ. પછી અવગુંઠન ઉતારતી વખતે જ શકુન્તલા રંગભૂમિ ઉપર મધ્યસ્થ થાય છે. અને પછીના રાજા સાથેના સંવાદમાં પોતાનું વ્યક્તિત્વ વ્યક્ત કરતાં, આખરે વિધિને શરણે જાય છે. ધર્મગુરુ એને નોતરવા આગળ આવે તે પહેલાં તો એ જ 'ઝાંખી કલંકે થતી શુભ્ર કીર્તિ' વાળો શ્લોક અત્યંત શોકાર્ત થઇને બોલે છે. પ્રકાશ બધો જ એના ઉપર કેન્દ્રિત થાય છે અને 'આપો મને મારગ મા ધરિત્રિ' બે વાર બોલી રહે કે તરત ઓચિંતો અંધારું થાય; અને પળ રહી પાછું અજવાળું થાય ત્યારે શકુન્તલા રંગભૂમિ ઉપર ન મળે! બધા ચકિત થઈ સ્તબ્ધ જેવા ઊભા રહે, અને રાજા આસન ઉપરથી નીચે ઉતરી શકુન્તલા હતી તે જગ્યા ઉપર આવી રહે અને પડદો પડી જાય.

(જૂન ૧૯૪૭) ૧૮૪

ઉપેન્દ્રવજ્રા

**ન રાખ આશા કદી કોઇ પાસ,**
**કરી શકે કોણ પછી નિરાશ?**

—રમણલાલ સોની

પૂનાની ફરગ્યુસન કૉલેજનો એક તેજસ્વી વિદ્યાર્થી ગણિતમાં પ્રથમ દરજ્જે ગ્રૅજ્યુએટ થતાં ભારત સરકારે એને કેમ્બ્રિજના વધુ અભ્યાસ માટે શિષ્યવૃત્તિ આપી. મહાગના ગોખલેજીએ પોતાના એ પટ્ટશિષ્યને, વિદ્યાભ્યાસ પૂરો કરી પાછા આવ્યા બાદ ફરગ્યુસન કૉલેજના આજીવન સ્વયંસેવક બની રહીને તેને જ સેવા આપવા મનાવી લીધા હતા. ઇંગ્લંડથી ગણિતકેસરી (સીનિયર રૅંગ્લર) બનીને એ મેધાવી યુવક સ્વદેશ આવ્યો ત્યારે એની સામે હજારોના પગારવાળી નોકરીઓ ઝઝૂમી રહી હતી; અને ખુદ ફરગ્યુસન કૉલેજે પણ એની મહત્ત્વાકાંક્ષાઓની આડે ન આવતાં એને સ્વાધીન રાખવા ઠરાવ કર્યો. પણ એ યુવકે તો મક્કમ જ જવાબ આપ્યો કે 'મારા ગુરુ અને મારી માતૃસંસ્થાને હું જે વચન આપી ચૂક્યો છું તેને હું વફાદારીથી વળગી રહેવા માગું છું.' અને એણે વીસ વર્ષ સુધી એ સંસ્થાના આજીવન સભ્ય તરીકેનો માત્ર ૭૫ રૂપિયાનો પગાર લઈ પ્રિન્સિપલ તરીકે સુંદર સેવાઓ આપી. એ નિષ્ઠાવાન ભાવનાભક્ત યુવક તે આજના આપણા સર રઘુનાથ પુરુષોત્તમ પરાંજપે.

કહેવતોના અર્થ: 'ઊંટ ગાંગરતા જ પલાણીએ.' સામા માણસની અનિચ્છા તથા બબડાટને ગણકાર્યા વિના તેની મરજી વિરુદ્ધ પોતાનું કામ નીડરતાથી કે નિશ્ચયપૂર્વક પાર પાડયે જવાની શીખ આપતી આ કહેવતની પાછળ ઊંટની એક સ્વાભાવિક ટેવનો ઉપયોગ કરેલો છે, કે ઊંટને પલાણવા માટે તેને નીચે બેસાડવું પડે છે, અને ઘણી ખરી વાર એ નીચે બેસતી વખતે, તથા તેના પર માણસો બેસી જાય તે દરમ્યાન, એ ગાંગરતો-બરાડતો જ હોય છે. પણ માણસો તો આને તેનું કેવળ સ્વભાવલક્ષણ ગણી લઇને તેને ગણકાર્યા વિના પોતાનું કામ કરતા જ રહે છે. આ ભાવ દર્શાવતી બીજી કહેવતો: 'કરતા હોઇએ તે કરીએ, ને છાશની દોણી ભરીએ;' 'તુમ કહતે હય; હમ સુનતે હય.' વગેરે.

ગયા મહાયુદ્ધમાં લંડનમાં ફક્ત ૧૦ ટકા ઘરો જ સુરક્ષિત રહ્યાં. બાકીનાં ઘરોને થોડું-ઘણું નુકસાન થયું હતું. ૧૦ ટકા ઘરો તો એમાં નાશ પામ્યાં હતાં.




દિલ્હીની ગાદીએ મુસ્લિમ રાજ્યસત્તા કાયમને માટે આરૂઢ થયા પછી જુદાજુદા સુલતાનો દ્વારા સોનાના, રૂપાના, ત્રાંબાના અને ક્વચિત્ પિત્તળના, એમ સિક્કાઓના પ્રકારો તો અનેક પડતા ગયા, પરંતુ ઇસ્લામમાં મૂર્તિ-આલેખનની મના હોવાથી સિક્કાઓ પરનું ચિત્રવૈવિધ્ય હમેશ માટે અદૃશ્ય થયું. મોટે ભાગે બન્ને બાજુ અરબીમાં લખાણો જ આવતાં. ક્વચિત્ ફેરફારો થતા તે લેખનની આકૃતિમાં ને ક્વચિત્ સિક્કાના ઘાટમાં.

અલાઉદ્દીન ખિલજી પછી દિલ્હીની ગાદીએ આવનાર કુત્બુદ્દીન મુબારકે સિક્કામાં ઘણી વિશિષ્ટતાઓ દાખલ કરી. તેમાં તેણે પ્રાચીન હિંદી સિક્કા જેવા ચોરસ ઘાટના પણ સિક્કા પડાવેલા, જેનો નમૂનો ઉપર આપ્યો છે. તેમાં એ વેળાની ઢબ પ્રમાણે પ્રશંસાનાં બિરુદો સાથે પોતાનું નામ કોતરેલું છે. પહેલી બાજુ, વર્તુલમાં 'ખલીફાતુલ્લા મુબારકશાહ' અને તેની ચોમેર 'અસ્સુલતાન અલ વાસિકુ-બિલ્લાહ અમીરુલ મોમીનીન' લખેલું છે; અને બીજી બાજુ 'અલ ઈમામુલ આઝમ કુત્બુદ્દુનિયાવદ્દીન અબુલ મુઝફ્ફર' લખેલું છે.

અનેકાર્થી શબ્દ: પુષ્કર=કમળ, હાથીની સૂંઢ તથા તેના અંદરના રૂંમદાર છાંટ; એક હાથ ભર જ્યાં? બજાની વિષ્ણુના ચાર હાથમાંનું એક આયુધ: નાં છ ચક્રોમાંનું એક; ગાંગજીનાં રૂ પગનાં તળિયાં ઉપરનું એક સામુદ્રિક કુબેરના નવ નિધિઓમાંનો એક

ગણિત-ગમ્મત: ડઝનની કિંમત એક નંગની કિંમત શોધવાની સાદી એ છે કે જેટલા રૂપિયે ડઝન હોય નામાં તેના ત્રીજા ભાગના આના ઉ જે આવે તે એક નંગની કિંમત. દાખલા ૨૧ રૂપિયે ડઝન ખડિયા મળતા ૨૧ આના+$\frac{21}{3}$ એટલે કે ૭ આના=૨૮ એટલે કે પોણા બે રૂપિયે નંગ થયું. ૧૦ ડઝન પેન્સિલ મળતી હોય તો ૧૦ આના એટલે કે ૩$\frac{1}{3}$=૧૩$\frac{1}{3}$ આને નંગ. (વીરેન્દ્ર



ઉપરના ચિત્રમાંના ત્રણે લંબચોરસ રેખાઓ એક જ પ્રકારમાં આવેલાં ટપકાં માંથી દોરવામાં આવેલી હોવા છતાં તે પદ્ધતિમાં ફેર હોવાને કારણે ત્રણેની આકૃતિઓ કરડાએલી લાગે છે.

સુએઝ કૅનાલની લંબાઈ ૧૦૧ માઈલ છે અને વધારેમાં વધારે પહોળાઈ ૨૦૦ ફૂટ છે.

કલાકણિકા: કાઠિયાવાડનાં દેશી રાજ્યો તથા શ્રીમંતોમાં વપરાતો માફો-રથ. જેની છત્રીની ટોચના મોગરાથી માંડી પૈડાનાં આરા, તથા બળદને ઓઢાડવાની ઝૂલ સુધી સમૃદ્ધ કારીગરી કાંસેલી છે.



# અમૂલ્ય દાંત !



## તેમને તમારી અમૂલ્ય વસ્તુંઓમાંની એક ગણો!




નિરોગી દાંત—એક આકર્ષક હાસ્ય—એ વ્યાપારી અને સામાજિક થાપણ છે જે બધા અંગત સબંધમાં તમને મદદ કરે છે. દાંતના પારાના કોહવાટથી તમારા દાંતને ભયમા મૂકતા નહિ, નિયમિત એસ. આર. ટુથપેસ્ટથી* સાફ કરતાં તેમને નિરોગી પારામાં સફેદ અને મજબુત રાખી શકાય છે.

* દાંતની ફરિયાદો માટે દાંતનાં ડૉક્ટરોમાં પરખનુ દવા તરીકે જાણીતી થયેલી સોડીયમ રીસીનોલીએટ તેમાં છે.

GSR. 28-50 GJ

D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND


બાયો
ટોના
બચ્ચાઓનું
અતિ પ્રિય ટોનીક
BIO
રોય એન્ડ કું.

**નેનાં** (શિલ્પકાર - શ્રીધર મહાપાત્ર)

શુદ્ધ ભારતીય શિલ્પકલાની પરંપરાનો મૂળ તાર સાચવનારાં જે વિરલ કુટુંબો આપણે ત્યાં રહ્યાં છે તે પૈકીના એકના વંશજ, અને માટી, કાષ્ઠ, ધાતુ કે પથ્થર કોઈ પણ સાધનમાં રૂપસુંદર કલાકૃતિઓ નિપજાવનાર આ કાબેલ શિલ્પકારનો વિસ્તૃત પરિચય અગાઉ 'કુમાર'ના ૨૨૨મા અંકમાં આવી ગયો છે. આજે તેઓ લખનૌની સરકારી કલાશાળામાં શિલ્પગુરુને સ્થાને છે. શ્રી જગન્નાથ મહેતાએ પાડી આપેલી તેમની ઉત્તમ થોડી કૃતિઓ પૈકી એક 'શકુન્તલા' આ અંકના પૂંઠા ઉપર અને બીજી આ પૃષ્ઠ પર ઉતારી છે. (ફોટો - જગન્નાથ મહેતા)



નીચે: ગયા વર્ષની અધવચમાં ન્યૂ ઝીલૅન્ડે, મહાયુદ્ધ શમીને સુલેહ થયાની યાદગીરીમાં કાઢેલી સુલેહ-ટિકિટો (Peace Issues)નો, ૧૧ વિવિધ આલેખનોવાળી ટિકિટોનો સમૂહ (શ્રી હરિલાલ ઑફર-વઢવાણ કૅમ્પ-ના સંગ્રહમાંથી)



# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું માસિક

સંસ્થાપક રવિશંકર રાવળ

જુલાઈ ૧૯૪૭

૨૮૩

તંત્રી બચુભાઈ રાવ

શારદલક્ષ્મી શ્રી નંદલાલ વસુના ચિત્રની અનુકૃતિ સ્વ. હરિવદન




**ચિત્રો**



**કાવ્યો**



**ચરિત્ર**



**વાર્તા**



**લેખો**



**વિભાગો તથા પ્રકીર્ણ**




કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૭, પરદેશમાં રૂા ૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ. છુટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ કંપની, મૉડેલ ટૉકીઝ સામે, ગાંધીરોડ, અમદાવાદ.

# ઝેનીથ સ્પોર્ટો

ઘડિયાળો હિંદમાં આવી ગયાં છે.




ઝેનીથ સ્પોર્ટો ઘડિયાળ આ ચિત્રના જ કદનાં, કાટ રહિત સ્ટીલ એક ડીઝાઈન તથા કચરા અને આંચકા સામે સંપૂર્ણ સંરક્ષિત. કિંમત રૂા. ૧૪૭. ઉપરનું જ કદ ૧૦½'' ઓલ સ્ટીલ, પાણી સામે સંરક્ષિત કિંમત રૂા. ૧૮૫ અને રૂા. ૨૦૦.

વર્ષો સુધી રાહ જોયા બાદ પ્રથમ ઝેનિથ ઘડિયાળો હિંદમાં આવી પહોંચ્યાં છે. દરેક ઝેનીથ ઘડિયાળ કારીગરીમાં અને વ્યક્તિગત સૌંદર્ય-માં સંપૂર્ણ છે. હાલમાં ઉપર મુજબના નમૂનાનાં ઘડિયાળો જ મળી શકે છે. પરંતુ હવે પછી બીજી પ્રખ્યાત ઝેનીથ સોનાની ૧૦ ઘડિયાળો આપને પસંદગી માટે મળશે.

# FAVRE-LEUBA

ફાવરે-લ્યુબા ઍન્ડ કં. લિ. મુંબાઈ અને કલકત્તા



## રેક્સોના
## ચામડીનું આરોગ્ય વધારે છે
## ...તંદુરસ્ત ચામડી સૌંદર્ય વધારે છે

**સો**હામણી ચામડીનું-છુપું રહસ્ય ત્વચા આરોગ્ય છે. અને ત્યાં સુધી તમારી ચામડી તંદુરસ્ત નહિ હોય ત્યાં સુધી તમે એ ખુબસુરતતા પામી શકશો નહિ. ઉમદા ત્વરિત બનતા ફીણવાળો અને કેડીલ નામના ઔષધવાળો રેકસોના તમારી ચામડીના આરોગ્ય માટે અમૂલ્ય થઇ પડે છે. ઍન્ટિસેપ્ટિક તાઝગી આપતા અને ચામડીને પુષ્ટિ આપનાર તેલોની આ ખાસ બનાવટને રેકસોનાનું ઝડપથી બનતું ફીણ મેલને દૂર કરી, ચામડીને નિર્મળ બનાવી, ઠંડક આપી અને સૌંદર્ય બખી ચામડીના નાના છિદ્રોમાં ઉંડે લઇ જાય છે. ચામડીની મનોહરતાનું મૂળ ચામડીના આરોગ્યમાં છે. એ વિષે જરાપણ શંકા નથી, અને રેકસોનાનું ઔષધવાળું ફીણ ચામડીના સૌંદર્યની વૃદ્ધિ કરે છેજ.

**પુરૂષો માટે રેકસોના:** એવું માનવું નહિ કે રેકસોના ફક્ત સ્ત્રીઓ માટેજ છે; તે પુરૂષો માટે પણ આવશ્યક સાબુ છે. પુરૂષો તંદુરસ્ત ચામડીની બક્ષિસરૂપ તેજસ્વી આરોગ્યના દેખાવમાં ગર્વ લે છે. અને ચામડીનું આરોગ્ય તો એક થાપણ છે જે આરામ આપતા, ઍન્ટિસેપ્ટિક ગુણોવાળું, રેકસોનામાંનું કેડીલ જાળવે છે.

**બાળકો માટે રેકસોના:** રેકસોનાનું સંભાળ લેતું ફીણ બાળકની નાજુક ચામડીને ઠંડક આપે છે રેકસોનાનું કેડીલ ગરમી અને અળઇઓમાંથી બાળકના કોમળ અવયવોને રક્ષણ આપે છે. બાળકો માટે એ સૌથી ઉત્તમ છે.

★ રેકસોનાનું કેડીલ ઍન્ટિસેપ્ટિક, આરામપ્રદ અને પૌષ્ટિક તેલોનું ખાસ મિશ્રણ છે જે તમારી ચામડી સંભાળવામાં ખાસ મૂલ્યવાન છે.




23 GJ

REXONA PROPRIETARY LIMITED







આપણી એળે જતી જલસમૃદ્ધિ વિષેના આ અંકમાંના લેખમાં જણાવ્યા પ્રમાણેના બંધ બાંધવાની સામાન્યરીતે બે પદ્ધતિઓ છે. એક એવી છે કે નદીની વચ્ચે બેટ યા ઊંચું તળ હોય તો તેને જોડતો એક કામચલાઉ બંધ મોટામોટા પથ્થરો તથા માટીની ઊંચી પાળ કરીને ઊભો કરવામાં આવે છે. એવો જ બીજો બંધ પાછો ઉપરવાસ બાજુ ઊભો કરીને, પછી તે બે બંધની વચ્ચેનું પાણી પંપદ્વારા ઉલેચી નાખીને ત્યાં બંધ બાંધવાનું કામ નિરાતે થઇ શકે છે. નીચે મજબૂત ખડકાળ જમીન આવતાં સુધી માટી ખોદી કાઢીને પછી તે કઠણ તળ પર પત્થર તથા સીમેન્ટ કૉન્ક્રીટનો મજબૂત બંધ બાંધવામાં આવે છે. એ તૈયાર થઈ ગયા પછી પેલા કામચલાઉ બંધ તોડી નાખવામાં આવે છે. નાઈલ નદી પરનો અશ્વન બંધ આ પદ્ધતિથી બંધાયો હતો. તે સમજાવતું ચિત્ર ઉપર ડાબી બાજુ આપેલું છે.

બીજી પદ્ધતિમાં કટકેકટકે બંધ બાંધવાનુ કામ થાય છે. નદીના પટમાં બંધ માટે સુયોગ્ય જગ્યા પસંદ કરી, ત્યાં થોડાક ભાગમ નદીના પટમાં ઊંડે સુધી લોખંડનાં મજબૂત પતરા રોપીને અભેદ્ય વાડ ઊભી કરવામાં આવે છે. પછી અંદરનું પાણી કાઢી નાખીને તેટલા જ ભાગમાં બંધ બાંધવાનું કામ થાય છે, એટલો ગાળો સંપૂર્ણ થયે બીજા ગાળાનું કામ ઉપાડવામાં આવે છે, અને આમ કટકેકટકે થઇ આખો બંધ પૂરો થાય છે. સિંધુ નદી ઉપરનો સક્કરનો બંધ આ રીતે બાંધેલો છે.

બંધની રચનામાં મુખ્યત્વે કમાનો મોટો ભાગ ભજવે છે. બે મજબૂત થાંભલા પર રચાએલી કમાનોની વચ્ચેના ગાળા લોખંડના મોટા મજબૂત દરવાજા વડે બંધ કરી દીધેલા હોય છે, પણ તે જરૂર પ્રમાણે વીજળીદ્વારા ઊંચાનીચા થઈ શકે છે. એ એકેક દરવાજાનું વજન ૨૮૦૦ મણ હોય છે ! નદીમાં પૂર આવે ત્યારે દરવાજા ઊંચે ખેંચી લેવામાં આવે છે જેથી વધારાનું પાણી કમાનો દ્વારા વહી જાય છે પણ જ્યારે નદીમાં પાણી ઊતરી જાય છે ત્યારે દરવાજા બંધ કરી દેવામાં આવે છે જેથી નદીનું પાણી એકઠું થઇ નદીનો પટ ભરાઇ જઇને પાણીની સપાટી આજુબાજુની જમીન કરતાં ઊંચી થાય છે એટલે એ પાણી નહેરોમાં સહેલાઇથી વહી જઇ ખતરોમાં પહોંચે છે.

આ જમાનામાં આ બાબતમાં અમેરિકાએ પહેલ તથા પ્રગતિ કરી છે. ત્યાંની ટેનેસી નદી તથા તેની શાખાઓ ઉપર આવા જે અનેક બંધો બાંધ્યા છે તેનો ખ્યાલ આપતો આલેખ ઉપર જમણી બાજુ આપેલો છે તે પરથી એ પાણી રોધવાનો સમગ્ર ખ્યાલ આવશે નીચેના ચિત્રમાં એ જ ટેનેસી નદીના પ્રવાહ પર થોડે થોડે અંતરે બાંધેલા બંધ નીચે પાણીની ઊંચાઈ કેટલા ફૂટની છે તે લીટીઓ દ્વારા આંકી બતાવી છે. હેઠવાસ વહેતી નદીના તળના પાણીના ઊંડાણ તથા પ્રવાહનો ચિતાર આપતો એ આલેખ બંધદ્વારા રોધાએલા પાણીની સેવા શક્તિનો ખ્યાલ આપે છે. હિંદની નાની મોટી નદીઓ પર જો આવા સેંકડો બંધો બાંધવામાં આવે તો હિંદમાં કદી પણ દુકાળ પડે ખરો?



# આપણા ઘડવૈયા આપણે

(ઢાળ: જનની જીવો રે ગોપીચંદની–સારંગ)

આપણે આવળ બાવળ બોરડી,
કેસરઘોળ્યા ગલના ગોટા જી;
હલકાં તો પારેવાંની પાંખથી,
મા'દેવથી યે પણ મોટા જી:
આપણા ઘડવૈયા બાંધવ ! આપણે.

કોઈ તો રાચે છે વેણુ છીપથી,
કોઈ તો જળને હિલ્લોળ જી;
મરજીવો ઊતરે મ્હેરામણે,
માથા સાટે મોતી–મોલ જી ! આપણા૦

નજરું ખૂંપી છે જેની ભોંયમાં,
સામે પૂર એ શું ધાય જી !
અધીરો ઘટડાનો ઘોડો થનગને,
અણદીઠ ઓરું–એને પાય જી: આપણા૦

બેઠેલાંનું બેઠું રે' વિમાસણે,
વેળા જુએ નહિ વાટ જી;
આંઝેરો ઝૂક્યો છે આંબો સાખથી,
વેડે તેને આવે હાથ જી: આપણા૦

પંડની પેટીમાં પારસ છે પડ્યો,
ફૂટલાં ફૂટે છે કરમ જી;
વાવરી જાણે તે બડભાગિયો,
ઝળહળ એનાં રે ભવન જી: આપણા૦

રાજેન્દ્ર શાહ

## આષાઢ આયો !

રે આજ અષાઢ આયો.
મેં નેણનાં નીરમાં મનનો તે માઢ ગાયો : રે આજ૦

દૂરને દખ્ખણ મીટ માંડીને
મોરલે નાખી ટ્હેલ,
વાદળી સાગરસેજ છાંડીને
વરસી હેતની હેલ;
એમાં મન ભરીને મતવાલો મોર ન્હાયો : રે આજ૦

મેઘવીણાને કોમલ તારે
મેલ્યાં વીજલ નૂર,
મેહુલાને ઝીણી જલની ધારે
રેલ્યા મલ્હારસૂર;
એથી ધરતીને અંગ રંગ ઉમંગ ન માયો : રે આજ૦

જલમાં વનમાં આષાઢ મ્હાલ્યો
સંસાર મ્હાલ્યો સંગ,
અલકાથી હું દૂર તે ચાલ્યો
મને ન લાગ્યો રંગ;
સહુને ભાયો ને શીતલમીઠી છાંયસું છાયો : રે આજ૦

આપણે રે પ્રિય, સામસામે તીર,
ક્યારે ય નહિ મિલાપ !
ગાજે જનમ-જનમનાં નીર
વિરહનો જ વિલાપ ?
આયો આષાઢ ને વાયરે તોયે વૈશાખ વાયો: રે આજ૦
બિરહમાં બાઢ લાયો !
રે આજ અષાઢ આયો !

નિરંજન ભગત

## મિશ્ર રચના ! (શિખરિણી)

સવારી રાજાની નીકળી પથ પે, લોક ઉમટ્યાં
ભરી આંખે મૂર્તિ નૃપતિ તણી કૃતકૃત્ય બનવા;
તહીં કોએ પૂછ્યું, 'શિર ચળકતી ચીજ શી, ભલા?'
'તમારાં અશ્રુ ને મુજ રુધિરની મિશ્ર રચના !'
વદી ગઇ ધીમે કોક રસના.

દેવજી રા. મોઢા

## કવિની પ્રાર્થના (અનુષ્ટુપ)

મારા જીવન કેરી આ કવિતાના પ્રભો તમો,
સદા યે બનીને રહેજો રસો વૈ સઃ કેવલ.
પછી છો છંદ બંધાતા, શબ્દો છો ચડકી જતા;
વૃત્તિઓ પલટાતી છો, પ્રાસોના મળતા થતા.
કવિતા તો ય મારી હે પ્રભો પૂર્ણ થઇ જશે,
કાં કે મારી કવિતાના રસો વૈ સઃ પ્રભો તમે.

સનાતન

# શિસ્ત

જ્યારે મારા મિત્રે મને પૂછ્યું, 'બીજા દેશના લોકોમાં જે સહજ રીતે દેખાય છે, પણ હિંદમાં સાધારણ મનુષ્યથી માંડી મોટા નેતાઓ સુધી પણ કોઈમાં નજરે નથી પડતી એવી કઈ વસ્તુ છે?' ત્યારે મેં બેધડક જવાબ આપ્યો કે, 'શિસ્ત'. ૧૭૫૭ની પ્લાસીની લડાઈથી માંડી ૧૯૪૨ની ચળવળ સુધીના આપણા ઇતિહાસ પર ઊડતી નજર કરનાર પણ કહેશે કે આપણા પરાજયના મૂળમાં કોઈ કારણ હોય તો તે શિસ્તની ખામી.

નક્કી કરવામાં આવેલા કોઈ પણ નિયમ પ્રમાણે વર્તવું તેનું નામ શિસ્ત. પછી તે નિયમ નિશાળના કે ઑફિસના હોય, ધંધાના કે લશ્કરના હોય. વ્યક્તિથી માંડી રાષ્ટ્ર સુધીના એકેએક ક્ષેત્રમાં શિસ્ત—Discipline-ની જરૂર છે. શિસ્ત એ તો જીવનનો પાયો છે.

જીવનના દરેકેદરેક ક્ષેત્રમાં શિસ્ત આવશ્યક છે. વ્યક્તિગત જીવનમાં પણ શિસ્ત—નિયમિતતાનું જો બરાબર પાલન કરવામાં આવે તો રોજનાં ઘણાંખરાં કામ વ્યવસ્થિતરીતે શાંતિથી પાર પડે અને ધમાધમી ન થાય. ખાવાપીવામાં, આહારવિહારમાં તથા જીવનની પ્રત્યેક ક્રિયામાં કડક શિસ્ત પાળવાનો દરેકે આગ્રહ રાખવો જોઈએ. પૂનાના રાવસાહેબ મંડલિકનું જીવન આ બાબતમાં એટલું નિયમિત અને શિસ્તબદ્ધ હતું કે તેમના બહાર જવા આવવાના વખત ઉપરથી લોકો કેટલા વાગ્યા એ જાણી શકતા.

ઘણા લોકો બીજા પાસેથી કડકરીતે શિસ્ત પળાવવાનો આગ્રહ રાખે છે, પણ પોતે જ તે શિસ્ત પ્રમાણે વર્તતા નથી હોતા. આવા લોકોની બીજા પર છાપ કેવી રીતે પડી શકે? દરેક સંસ્થાનો મુખ્ય અધિકારી પોતે શિસ્તનો આદર્શ હોવો જોઈએ, તો જ તે બીજા પાસે શિસ્ત પળાવી શકે. મોડા આવતા પોતાના સેક્રેટરીને 'કાં તો તમે નવું ઘડિયાળ વેચાતું લો અથવા તો મારે નવો સેક્રેટરી રાખવો પડશે' એમ વૉશિંગ્ટન ત્યારે જ કહી શક્યો જ્યારે તે પોતે ઑફિસમાં નિયમિતરીતે જતો હતો. શાળામાં મોડા જતા મુખ્ય શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને વખતસર આવવાનો ઉપદેશ કેવી રીતે આપી શકે? પોતાની સગવડ ખાતર અથવા બીજાની મહેરબાની મેળવવા ખાતર પોતાની સંસ્થાના નિયમો તોડનારા ખુશામતખોર અધિકારીઓ પણ ઘણી સંસ્થામાં હોય છે. આવા લોકોએ સ્વામી શ્રદ્ધાનંદનો દાખલો યાદ રાખવા જેવો છે. એક વખત સ્વામીજીનું ગુરુકુલ જોવા માટે સંયુક્ત પ્રાંતના ગવર્નર આવ્યા હતા. ગુરુકુલ એ વૈદિક પદ્ધતિથી શિક્ષણ આપનારી સ્વતંત્ર સંસ્થા હતી. સંસ્થા જોઈ રહ્યા પછી ગવર્નરને તાજગીની જરૂર લાગી. તેમણે કહ્યું, 'શ્રદ્ધાનંદજી, અમારે ચા જોઈએ.' પણ ગુરુકુલમાં તો ચા પીવાની સખ્ત મનાઈ હતી. શ્રદ્ધાનંદજીએ એક જ ક્ષણ વિચાર કર્યો અને પછી મક્કમતાથી કહ્યું, 'સાહેબ, અહીં ચા પીવાની બંધી છે. તેથી આપને ચા નહિ મળી શકે. પણ જોઈએ તો તુલસીનાં પાંદડાંનો ઉકાળો કરી આપીએ' અને તે દિવસે શ્રદ્ધાનંદે ગવર્નરને તુલસીનાં પાંદડાંનો ઉકાળો જ પીવડાવ્યો. ગવર્નરની શરમને ખાતર પણ ચા બનાવીને પોતાની સંસ્થાની શિસ્તનો તેમણે ભંગ ન કર્યો.

આપણા દેશમાં જ્યાં વ્યક્તિગત શિસ્ત પાળનારા ગણ્યાગાંઠ્યા (જેમાં મહાત્માજીનો નંબર પહેલો છે) હોય ત્યાં સામુદાયિક શિસ્તની તો વાત જ શી કરવી? આપણાં સભા-સમેલનો આપણી સામુદાયિક શિસ્તના દેવાળાનો નમૂનો છે. આપણી સભાઓ તથા બીજા કાર્યક્રમો કદી પણ વખતસર શરૂ થતા નથી. સભામાં વ્યવસ્થા, શાંતિ તો ભાગ્યે જ હોય છે. આપણા ઉપર જે 'ઇન્ડિયન ટાઇમ'નું કલંક લાગેલું છે તે જ આપણે કેટલા પાણીમાં છીએ તે બતાવવા પૂરતું છે. આ બાબતમાં તો અંગ્રેજ પ્રજાનો ગુણ આપણે ખાસ લેવા જેવો છે. વ્યક્તિગત તેમજ સામાજિક જીવનમાં શિસ્ત એ જ એમના જીવનનો પાયો છે. તેમની સભાઓ જુઓ: તે બરાબર વખતસર શરૂ થશે. મોડા આવનાર શ્રોતા કોઈનું પણ લક્ષ્ય ન ખેંચાય તથા સભામાં જરા પણ ખલેલ ન થાય એ રીતે શાંતિથી આવીને બેસશે. સભામાં પોતાને વ્યાખ્યાન ન સમજાય અથવા કંટાળાભર્યું લાગે તોપણ તે શાંતિથી બેસી રહેશે, પણ અવાજ-કરીને કે વચ્ચેથી ઊઠી જઈ સભામાં ખલેલ નહિ પહોંચાડે. તેમની સાથે આ બાબતમાં આપણી સરખામણી જ થઈ શકે તેમ નથી. આપણી શિસ્ત બતાવવા માટે એક જ દાખલો ટાંકવો બસ થશે.

અમદાવાદમાં સાબરમતી આશ્રમની સ્થાપનાની શરૂઆતના દિવસોમાં મહાત્માજીનું ભાષણ માણેકચોકમાં સાંજના સાત વાગે રાખવામાં આવ્યું હતું. ૬ા-૬ાા થવા આવ્યા તો યે કોઈ બોલાવવા નહિ આવવાથી ગાંધીજી પોતે જ આશ્રમથી સાઈકલ ઉપર બેસીને ભાષણને સ્થળે ગયા. ત્યાં જઈને જોયું તો માંડમાંડ મંચ ઊભો કરવામાં આવ્યો હતો અને ત્યાંના વ્યવસ્થાપક બીજાને કહેતા હતા કે ગાંધીજીને બોલાવવા મોકલો. ઘડિયાળમાં લગભગ સવા સાત થયા હતા ત્યારે વક્તાને બોલાવવાની વ્યવસ્થા થતી હતી! મહાત્માજીએ કહ્યું, 'માણસ મોકલવાની જરૂર નથી. હું જાતે જ આવી ગયો છું.' આ જોઈને મંત્રી શરમથી અવાક્ બની ગયો.

વખતસર સભા શરૂ ન થવા માટે સંચાલકો જેટલા જવાબદાર છે તેટલા જ શ્રોતાઓ પણ છે. સભાનો વખત આઠ વાગ્યાનો હશે તો લોકો વિચારશે, 'આઠનો ટાઇમ છે ને? તો સભા શરૂ થતાં સાડા આઠ થવાના.' એમ વિચારી તેઓ મોડા જાય છે. ભલે થોડા જ શ્રોતાઓ આવ્યા હોય તો પણ સભા વખતસર શરૂ કરવાનો સભાના સંચાલકો જો તીવ્ર આગ્રહ રાખે તો આ પરિસ્થિતિ બદલાતાં વાર ન લાગે.

ફક્ત સભાઓમાં જ કેમ? મોટર કે ટ્રેનમાંથી ચડતી કે ઊતરતી વખતે, ગીરદીમાંથી બહાર નીકળતી વખતે, પ્રાર્થનામાં કે લાઈનમાં ઊભા હોઈએ ત્યારે, રસ્તામાં અકસ્માત કે આફતની બૂમ પડતાં જે દોડાદોડી કરીએ છીએ ત્યારે આપણે જે બેશિસ્ત વર્તન કરીએ છીએ તે ખરેખર શરમાવનારું છે. આવી નાનીનાની વાતોમાં પ્રજા કેવી રીતે વર્તે છે તે ઉપરથી જ રાષ્ટ્રની કિંમત અંકાય છે.

ભવિષ્યમાં જો શિસ્તવાળા નાગરિકો ઉત્પન્ન કરવા હોય તો નાનપણથી જ બાળકોને શિસ્તની ગળથૂથી આપવાની જરૂર છે. માબાપ જ સર્વે કામ વખતસર તથા નિયમિતરીતે કરીને પ્રત્યક્ષ દાખલો બેસાડે તો બાળક પણ તે જ શિસ્તથી વર્તશે. બાળકનું ખરું જીવન શાળામાં જ ઘડાતું હોય છે. તે વખતે જો શિક્ષકો શિસ્તનો અતિઆગ્રહ રાખે તો તેના દૃઢ સંસ્કાર બાળકના કુમળા મન પર પડ્યા વિના ન રહે. માતાપિતા અને શિક્ષકો ધારે તો આ બાબતમાં ઘણું કરી શકે.

હિંદુસ્તાનનું નાવ આજે સ્વાતંત્ર્યના કિનારા પાસે જઈ રહ્યું છે તે વખતે જો શિસ્તનું મજબૂત લંગર આપણી પાસે નહિ હોય તો નાવ ફરી ગુલામીના મધદરિયે ખેંચાઈ ગયા વગર નહિ રહે.

(જુલાઈ ૧૯૪૭) 

હિંદના પ્રથમ પંક્તિના તેજસ્વી અને તત્ત્વનિષ્ઠ પત્રકારપ્રવર

# સી. વાઈ. ચિંતામણિ

(ચેરાવૂરી યજ્ઞેશ્વર ચિંતામણિરાવ)

‘મારા જ છાપામાં તમે મારી વિરુદ્ધ લખ્યું?’ એક છાપાના માલિકે ધૂંવાંફૂંવાં થતાં પોતાના તંત્રીને પૂછ્યું. તંત્રીએ શાંતિથી જવાબ આપ્યો: ‘મને સત્ય ને ન્યાયી લાગે તે જ હું હમેશાં લખું છું. મજૂરો અને મિલમાલિકોના આ ઝગડામાં મને ન્યાય મજૂરોને પક્ષે લાગ્યો, તેથી મેં તેમનો પક્ષ લીધો.’

‘તે તો ન ચાલે. તમારે મારા છાપાના તંત્રી તરીકે રહેવું હોય તો હંમેશ મને જ ટેકો આપતું લખાણ તમારે કરવું જોઇએ.’

‘સાહેબ, તે હરગીઝ નહિ બને. જ્યાં સુધી આ ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી મને જે સત્ય લાગશે તે જ હું લખીશ.’ તંત્રીએ મક્કમતાથી કહ્યું અને તે જ ઘડીએ પોતાનું રાજીનામું લખી આપ્યું.

આ સત્ત્વશીલ તેજસ્વી પત્રકાર તે સર સી. વાઈ. ચિંતામણિ. મુંબાઈના પ્રખ્યાત મિલમાલિક જહાંગીર પિટિટે પોતાના ‘ઇન્ડિયન ડેઈલી મેઈલ’ પત્રના તંત્રી તરીકે તેમને ત્રણ માસના રૂપિયા દસ હજારના બાદશાહી પગારે નીમ્યા હતા. પત્રનું તંત્રીપદ સ્વીકાર્યાને માગ્યે જ ૨૭ દિવસ થયા હશે ત્યાં ઉપરનો બનાવ બન્યો. પોતાના કાર્યમાં દરમ્યાનગીરી થતાં જ તેમણે એવા ભારે પગારની નોકરીને પણ ઠોકર મારી રાજીનામું આપી દીધું. વળતે દિવસે કરાર મુજબ તે મિલમાલિકે દસ હજાર રૂપિયાનો ચેક ચિંતામણિ ઉપર મોકલી આપ્યો, પણ ચિંતામણિએ તો એ ચેક પણ આવ્યો તેવો પાછો મોકલી દીધો. આવી ભારે રકમનો ચેક પાછો આવેલો જોઈ તે મિલમાલિક તો છક્ક થઈ ગયા!

આવા સ્વાભિમાની પત્રકાર શ્રી ચિંતામણિનું સ્થાન હિંદભરના પત્રકારત્વના ઇતિહાસમાં અજોડ છે, અનોખું છે. અલ્લાહાબાદથી નીકળતા ‘લીડર’ પત્રના સંપાદક તરીકે રહીને તેમણે હિંદી પત્રકારત્વને ઇંગ્લંડ-અમેરિકાના પત્રકારત્વની હરોળમાં લાવી મૂક્યું છે. માત્ર પ્રથમ પંક્તિના સમર્થ પત્રકાર તરીકે જ નહિ, પણ નિષ્પક્ષ અને નીડર આલોચક, હિંદનાં સામાજિક પ્રશ્નોના અગ્રણી ચિંતક અને સુધારક તથા વિનીત મતના પ્રખર નેતા તરીકે પણ તે પોતાનો અમર આંક હિંદના ઇતિહાસમાં મૂકી ગયા છે. કેવળ મૅટ્રિક સુધી ભણેલા હોવા છતાં સ્વપુરુષાર્થથી જગતમાં ઉજ્જ્વલ કીર્તિ કમાઇ જનાર ચિંતામણિનું જીવન ઊગતી પ્રજાને ઘણું જ પ્રેરણાદાયી છે. એમનું પૂરું નામ ચેરાવૂરી યજ્ઞેશ્વર ચિંતામણિ રાવ. એમનો જન્મ ઈ. સ. ૧૮૮૦ના એપ્રિલની ૧૨મી તારીખે તેલુગુ બેસતા વર્ષના દિવસે મદ્રાસ ઇલાકામાં વિઝાગાપટ્ટમ જિલ્લામાં વિજયનગરમ્ ગામે થયો હતો. તે તેમના પિતાના ત્રીજા પુત્ર હતા. તેમના પિતા પંડિત ચેરાવૂરી રામસોમૈયાજુલુ ગુરુ, વિદ્વાન બ્રાહ્મણ અને હિંદુ ધર્મશાસ્ત્રોમાં પારંગત શાસ્ત્રી હતા અને વિજયનગરમના તે વખતના મહારાજા સર આનંદગજપતિ રાજુના કુલગુરુ હતા. એ મહારાજાની સલાહથી જ ચિંતામણિને વેદશાસ્ત્રોનું શિક્ષણ ન આપતાં અંગ્રેજી શિક્ષણ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું.

નાનપણથી જ આ પ્રતિભાશાળી બાળક પોતાની મેધાના ચમકાર બતાવવા માંડેલા. તે અંગ્રેજી ચોથા કે પાંચમા ધોરણમાં હશે ત્યારે બીજા છોકરા ગિલ્લીદંડા કે લખોટા રમતા ત્યારે ચિંતામણિ ગંભીરતાથી કોઇ છાપું કે પુસ્તક વાંચતા હોય. મદ્રાસનું ‘હિંદુ’ અને સુરેન્દ્રનાથ બૅનરજીનું ‘બંગાળી’ એ તેમનાં પ્રિય છાપાં હતાં. બધાં છાપાંઓનો તે બારીકાઈથી અભ્યાસ કરતા. બાકી જે વખત મળતો તેમાં કૉંગ્રેસના પ્રમુખોનાં ભાષણોનું કાળજીપૂર્વક વાચન કરતા. ભવિષ્યમાં તેમણે પત્રકારત્વનો જે ઉજ્જ્વળ સીમાસ્તંભ રોપ્યો તેનો પાયો ચણવાનું કામ આમ નાનપણથી જ ચાલતું હતું. બ્રિટિશ કૅબિનેટ, તેની કામગીરી વગેરે વિષે પ્રશ્નો પૂછીને તે પોતાના શિક્ષકોને પણ મૂંઝવી દેતા. માત્ર ૧૪ વર્ષની ઉંમરે તો તેમના અંગ્રેજી લેખો સ્થાનિક પત્ર ‘તેલુગુ હાર્પ’માં પ્રસિદ્ધ થવા માંડેલા. ત્યારથી જ તેમને પત્રકારત્વની લગની એવી તો લાગી, કે તે જ તેમની જીવનપ્રવૃત્તિનું કેન્દ્ર થઇ પડ્યું ને પંદરમે વર્ષે તો પ્રથમ વર્ગમાં મૅટ્રિક પાસ કરીને એમણે સૌને ચકિત કરી દીધા. (અનુ૦ પૃ. ૧૯૪મે)



- માત્ર ૧૪ વર્ષની વયે એણે અંગ્રેજીમાં તેજસ્વી લેખો લખવા માંડ્યા...
- ૧૮મે વર્ષે તો એ ‘વિઝાગા સ્પેક્ટેટર’ પત્રના તંત્રી બન્યા...
- ૧૯ની કુમળી વયે લખનૌ કૉંગ્રેસમાં પહેલું ભાષણ કરી સૌને મુગ્ધ કરી દીધા.
- એ ઊગતા જુવાનનું ઔદ્યોગિક પ્રશ્નો વિષેનું અગાધ જ્ઞાન જોઇ મદ્રાસના ગવર્નરે તેને ઇકોનૉમિક કૉન્ફરન્સમાં મદદ કરવા આમંત્ર્યા...
- ૩૦મે વર્ષે અલ્લાહાબાદના નવા અંગ્રેજી દૈનિક ‘લીડર’ના તંત્રી બની, તેને એક દશકામાં તો હિંદનું અગ્રિમ વર્તમાનપત્ર બનાવી હિંદી પત્રકારત્વનો ઉજ્જ્વલ સીમાસ્તંભ રોપ્યો...
  રાજકારણની મીમાંસા કરવાની તેમની અસાધારણ શક્તિ જોઈ ભારતમંત્રી મૉન્ટેગ્યુએ તેમને ‘સેક્રેટરી ઑવ સ્ટેઈટ’માં સભ્યપદ આપવાની દરખાસ્ત કરી (જે એમણે નકારી)...
- એની જ અસાધારણ બુદ્ધિમત્તા અને અગાધ વિદ્વત્તાને લીધે યુક્ત પ્રાંતના પ્રધાનમંડળમાં એ શિક્ષણ ને ઉદ્યોગ ખાતાના પ્રધાન નીમાયા...
- અને માત્ર મૅટ્રિક જ પાસ થએલા એ પ્રતિભાવંતા પત્રકારને હિંદની બે મોટી યુનિવર્સિટીઓએ ‘ડૉક્ટરેટ’ની પદવીથી નવાજ્યા ને સરકારે ‘સર’-નું બિરુદ અર્પી એમનું બહુ માન કર્યું.

**નીડર ને નિષ્પક્ષ આલોચક, પ્રખર સમાજસુધારક અને દીર્ઘ દૃષ્ટિવાળા ઉદારમતવાદી અગ્રણી**

# અદૃશ્ય શત્રુ

લેખક
કાલિદાસ જાદવ

## ભવિષ્યની વૈજ્ઞાનિક શક્યતાઓ પર રચાએલી એક વધુ ચમત્કૃતિભરી કલ્પનાકથા



અનિલ મારાથી ત્રણેક વર્ષ નાનો હતો, છતાં છેક બાળપણથી અમારે મૈત્રી જામી ગએલી. ત્રણ વર્ષ પહેલાં જ, તે ઈ. ૧૯૬૭માં એમ. એસસી. પાસ થયો હતો. એના પિતા પૈસાપાત્ર હોવાથી એણે એના શાહીબાગના બંગલામાં જ એક પ્રયોગશાળા વસાવેલી એ વિશ્વકિરણ (cosmic rays)ની શોધ પાછળ મંડ્યો હતો. હું શિવાલિક ટેકરીઓમાંથી પ્રાગ-ઐતિહાસિક અવશેષોની શોધ કરનાર સંસ્થામાં નોકરી કરતો હતો અને વૅકેશન હોવાથી થોડા દિવસ માટે અમદાવાદ આવ્યો હતો.

એક સાંજે ફરવા નીકળતાં અમે અનિલની મોટરમાં નરોડા ગામથી એકાદ માઇલ દૂર નીકળી ગએલા અમારી જમણી બાજુએ એકાદ ફર્લાંગ દૂર, પૃથ્વીથી ચંદ્ર સુધીની મુસાફરી કરનારાં રૉકેટ્સ માટેનું ઍરોડ્રોમ હતું. અમે અમારી મોટરને એક ઝાડ નીચે ઊભી રાખી વિચારવિનિમય કરવામાં મશગૂલ હતા એવામાં અમારાથી થોડે દૂર એક 'ચંદ્ર-યાન' રૉકેટ ઊતર્યું. પણ એ એના નિયત સ્થાને ન ઊતરતાં છેક અહીં કેમ ઊતર્યું તેની અમને નવાઇ લાગી. કંઈક ભૂલ થવા પામી હશે એમ ધારી અમે અમારી વાતો ચાલુ રાખી.

થોડી વારે રૉકેટનું બારણું ઊઘડ્યું. એટલે દૂરથી પણ અમને એમાંથી એક માણસ બહાર નીકળવાની તૈયારી કરતો દેખાયો. એકાએક એના પગમાં કાંઈક વાગ્યું હોય એમ એ રૉકેટની બહાર ઊછળી પડ્યો. અમે દોડીને પાસે જઇ પહોંચીએ એ પહેલાં તો એ જાણે કોઈ અજ્ઞાત આકર્ષણથી હવામાં અધ્ધર થયો ને એ જ બારણા મારફતે અંદર ઘસડાઇ ગયો!

આ દૃશ્ય જોઈ અમે બંને અવાક્ થઈ જાણે જમીન સાથે જડાઇ ગયા! થોડી વારે અનિલ બોલ્યો, 'આ છે તો ચંદ્રયાન જ. ચૌદ માસ પહેલાં એ અહીંથી ઊપડ્યું ત્યારે કેટલાક મિત્રોને વિદાય દેવા હું અહીં જ આવ્યો હતો. પણ આ તો વિચિત્ર!'

'આપણી પાસે કાંઈ હથિયાર પણ નથી. હજી બારણું ખુલ્લું જ છે. હથિયાર હોત તો આપણે અંદર દાખલ થાત.' હથિયારની જરૂરિયાત પર ભાર મૂકતાં મેં જવાબ આપ્યો.

'પણ આપણે અંદર તો જવું જ જોઇએ. ગમે તેમ તોયે અંદર આપણા માનવબંધુઓ જ છે ને? હથિયારની જરૂર નથી.' અનિલે નીડર માનવપ્રેમ જણાવ્યો.

સહેજ પણ અવાજ કર્યા વિના અમે યાન પાસે ગયા અને બારણાની બાજુમાં ઊભા રહી કાન સરવા કર્યા. અંદર સ્મશાનશાંતિ હતી. અનિલે ઇશારો કર્યો. અમે અંદર દાખલ થયા. જોયું તો કોઇ પણ ન હતું! હવે તો મને અમારા શ્વાસોચ્છ્વાસની પણ બીક લાગતી. છતાં યાનની અંદર બેત્રણ રૂમમાં અમે એકબીજાની હૂંફે ફરી વળ્યા. યાનનાં યંત્રોથી અજ્ઞાન હોય તેને પણ ખબર પડે કે યંત્રો તો બધાં સારી સ્થિતિમાં હતાં.

ફરીને પાછા અમે વચ્ચેના ખંડમાં આવ્યા. ત્યાંનું ફર્નિચર અસ્તવ્યસ્ત હતું. મૂગામૂગા અમે ચોમેર નિરીક્ષણ કરતા હતા, એવામાં અનિલના ઘૂંટણમાં કાંઈ વાગ્યું હોય એમ એ ઊંધે મોંએ પટકાઇ પડ્યો! હું મદદે દોડું એ પહેલાં તો એ ઊંચે પગ ને નીચે માથું એમ હવામાં ઊંચકાયો ને જોતજોતાંમાં અદૃશ્ય થઈ ગયો! આત્મરક્ષણની સહજ વૃત્તિએ નાસતાંનાસતાં મેં એની મરણચીસ સાંભળી!

એક અઠંગ વિજ્ઞાની તરીકે મારી આબરૂ જામેલી ન હોત તો કદાચ અનિલના ગુમ થવા માટે આજે હું જેલમાં હોત. યાનમાંથી નાસીને સીધી જ મેં પોલીસ કમિશનર હરસિદ્ધરાયને આ વાતની ખબર આપી. શંકાશીલ દૃષ્ટિએ એમણે મારી વાત હસી કાઢી. બેત્રણ દિવસમાં મને ખબર પડી કે મારી પાછળ છૂપી પોલીસ પડેલી છે.

એ બેત્રણ દિવસમાં જ પેલા યાનની આસપાસ ભયંકર બનાવો બની ગયા. હું નાસી છૂટ્યો તેના બીજે દિવસે એક ઘોડાગાડીના એકાએક ચૂરેચૂરા થઈ ગએલા અને ઘોડો, ગાડીવાળો તથા બેસનાર અદૃશ્ય થએલા! પછી તો દિવસેદિવસે નુકસાનીનો આંકડો વધવા લાગ્યો. આજે કોઈની ગાય અદૃશ્ય થઈ, તો કાલે કોઈ સાઈકલસવાર અદૃશ્ય થયો, એમ ચાલવા લાગ્યું.

મારૂં મગજ કોઈ બીજી જ દિશામાં કામ કરતું હતું. મારા મિત્રની છેલ્લી ચીસના પડઘા મારા કાનમાં પડ્યા જ કરતા હતા. એનું મરણ મને વેર લેવા બેચેન બનાવી મૂકતું હતું અને પાછલા બનાવોએ મને એ વિચાર કરતો કર્યો હતો કે જે કોઈ ભય અત્યાર સુધી યાનમાં હતો તે હવે બહાર નીકળીને ઉત્પાત મચાવી રહ્યો છે.

અંતે એક રાત્રે હું એક ટૉર્ચ ને ઑટોમૅટિક પિસ્તોલથી સજ્જ થઈ યાનમાં દાખલ થયો. કોણ જાણે કેમ, મારૂં હૃદય કહેતું હતું કે ભય તો યાનની બહાર જ છે. સાથેસાથે વૈરેચ્છા પણ પ્રબળ હતી. એટલે મેં બેફિકર નીરાંતથી યાનના ખંડેખંડનું બારીક નિરીક્ષણ કર્યું. ત્રણેક કલાકના નિરીક્ષણથી નિરાશ થઈ હું વિચાર કરતો ઊભો હતો એવામાં કુદરતી રીતે જ એક નાના ટેબલ પર પડેલા કાગળ પર મારી નજર ખેંચાઈ. એમાંનું થોડુંક વાંચતાં તો મારા આનંદનો પાર ન રહ્યો. મેં એ ટેબલનાં ખાનાં ચોકસાઇથી જોઈ, બધા કાગળો ભેગા કરી લઈ, બંડલને બગલમાં મારી, વિજેતાના અંદાજથી યાન છોડ્યું.

**સા**તમે દિવસે દરસિદ્ધરાયે મને બોલાવી મારી માફી માગી અને પ્રસંગની ગંભીરતા સ્વીકારી. પછી તો એમણે પોતાના ફળદ્રુપ પોલીસ ભેજામાંથી આ અદૃશ્ય શત્રુને મહાત કરવાની એક પછી એક તરકીબો મારા આગળ ધરવા માંડી. ધીરજથી એ બધું સાંભળી લઈને અંતે મેં નમ્રતાથી કહ્યું: 'પણ મારી શોધના હિસાબે તમારી આ બધી તરકીબો બાલિશ છે, સાહેબ.'

'તમારી શોધનું પરિણામ શું છે?' એમણે જિજ્ઞાસુ સવાલ કર્યો.

મેં કહ્યું, 'આ ચંદ્રયાન જ્યારે ચંદ્રથી પાછું ફર્યું ત્યારે એમાં પચ્ચાસ માણસો હતાં. વચમાં યાનને વિદ્યુત્-ઝંઝાવાત નડ્યો. એના પરિણામે એ કોઈ અજ્ઞાત ગ્રહ પર પટકાઈ પડ્યું. ઝંઝાવાતમાં સપડાતાં જ એ યાનનું વૈશ્વ-કિરણ-સંદેશ-ક્ષેપક (આખા વિશ્વના ગ્રહો પર સંદેશા મોકલનારું) યંત્ર બગડી ગયેલું, તેથી પૃથ્વીના માનવોને તે પોતાની ખબર ન પહોંચાડી શક્યું. જે ગ્રહ પર એ પટકાઈ પડેલું ત્યાંના જીવલોકો વિજ્ઞાનમાં ઘણા આગળ વધેલા હોવા જોઈએ. એમણે આપણા માણસો સાથે સંપર્ક સાધી જ્ઞાનની આપ-લે પણ કરેલી. એ ગ્રહ આપણી પૃથ્વી કરતાં ૧૦૦ગણો મોટો હોવો જોઈએ. આ ગ્રહજીવો મોટાભાગે વાયુમય હોવા જોઈએ અને બલૂનની માફક ઊડતા હોવા જોઈએ, અગર તો જમીન પર સરતા હોવા જોઈએ.

વળી આપણાથી અજ્ઞાત એવું કોઈ ગોરાણુંમું મૂળ તત્ત્વ એમને આપણાથી અદૃશ્ય બનાવે છે. (આપણે પૃથ્વી પર અત્યાર સુધી ત્રાણું મૂળ તત્ત્વો શોધ્યાં છે.) એ નવા મૂળ તત્ત્વને જો મોટા પાયા પર ઉત્પન્ન કરી શકાય તો આ ગ્રહમાનવોને આપણે જોઈ શકીએ એવું આપણા માણસોને લાગ્યું, એટલે મોટા પાયા પર ઉત્પાદન કરવાનાં યંત્રો લેવા આપણા માણસોમાંથી પાંચ પૃથ્વી તરફ આવવા ઊપડ્યા. એમના ઊપડવાના સમયે જ તે ગ્રહનું કોઇ હિંસક પ્રાણી આપણા યાનમાં દાખલ થયું. આ પ્રાણીએ વખત જતા આપણાં ચાર માણસોનો ભક્ષ કર્યો અને પાંચમો તો છેક પૃથ્વી પર આવ્યા પછી મરાયો!'

દરસિદ્ધરાય બોલ્યા, 'આ તો કોઇ પરીકથા લાગે છે'

'પરીકથા?! તો લ્યો આ વાંચો. આમાં આપણા યાનને નડેલા અકસ્માતથી માંડીને તે છેક છેલ્લા માણસે છેલ્લું લખ્યું ત્યાં સુધીના બનાવોની તારીખવાર નોંધ છે.' એમ કહીને મેં પેલું બંડલ તેમના હાથમાં મૂક્યું.

'ખરેખર, આ તો પરીકથાથી યે અદ્ભુત છે.' એમણે એ વાંચીને જણાવ્યું. 'પણ આનો કાંઈ ઇલાજ?'

**બી**જે દિવસે ચંદ્રયાનની પાસે બેચાર જગ્યાએ અમે બકરાં બાંધી દીધાં. પાંચ માઈલના ઘેરાવાની વસતિનું સ્થળાંતર કર્યું. પાંચેક વિમાનોને જોઈની સામગ્રીઓ સાથે તૈયાર રાખ્યાં. છ કલાક વીત્યા બાદ એક બકરાની મરણચીસ સંભળાઈ! તરત જ હું જે વિમાનમાં બેઠો હતો તેને એ સ્થાન પર લઇ જવામાં આવ્યું. બળતા ઘરને ઓલવવા જે પંપો વપરાય છે એવા પંપો વિમાનમાં શરૂ થયા. માત્ર તેમાંથી પાણીને બદલે તૈયાર કરેલો અમુક પાકો લાલ રંગ છંટાતો હતો. એ રંગ સ્પર્શતાં જ એ અદૃશ્ય પ્રાણી દૃશ્ય થવા લાગ્યું!

રંગ છાંટવાનો બંધ કરી અમે સાતેક મિનિટ હવામાં ઊડતા રહ્યા હોઈશું, ત્યાં તો પેલા પ્રાણીનાં કેટલાંક અંગો રબ્બરના બલૂનની જેમ ફૂલવા લાગ્યાં. એ પછી એકાદ મિનિટમાં એ જમીન પરથી ઊડવા માંડતું હોય એમ મને લાગ્યું. મેં તરત જ મારા વિમાનમાંથી ઑડીફોન પર બોલવું શરૂ કર્યું, 'વિમાનનો પ્રત્યેક જણ ચામડાના પટ્ટાથી પોતાની ખુરશી સાથે બંધાઈ જાય.' આ પછી બીજાં વિમાનોને મદદે આવવા મેં લાલ બત્તીઓના સિગ્નલ ઝબકાવવા માંડ્યા.

પણ મદદ કરનારા વિમાનો ક્રમકે આવી પહોંચે તે પહેલા તો એ પ્રાણી અમારી પાસે આવી ગયું. મેં ઑડીફોન પરથી હુકમ કર્યો 'બલૂન જેવા દેખાતા આ પ્રાણીના અંગો પર બંદુક મારો શરૂ કરો!'

ગોળી વાગતા જ એના બલૂન-અંગોમાંથી સિત્કાર સાથે હવા નીકળવા લાગી. પણ અમને મદદ આવી મળે તે પહેલાં તો એ પ્રાણી અમારા વિમાનને વીંટાઇ ગયું, અને અમને લઇને ઊંચે ઊડવા લાગ્યું!

પણ એટલામાં તો મદદ આવી પહોંચી. ક્રમકે આવેલાં વિમાનોને મેં ઑડીફોન પર જણાવ્યું, 'આ પ્રાણી પર લાલ રંગ છાંટ્યે જાઓ અને બલૂન જેવાં એનાં અંગો પર ગોળીબાર કર્યા જ કરો!'

એકાદ કલાકની મથામણ પછી એ પ્રાણી સાથે અમારું વિમાન નીચે આવ્યું મરેલા પ્રાણીના નિરીક્ષણ પછી અમને જણાયું કે આ તો અજગર-કાનખજૂરા જેવું પ્રાણી છે. એના બબ્બે પગોની જોડ વચ્ચે એને બલૂન-અંગો હતા. એ અંગોમાં હવા ભરીને એ ઊડી શકતું. આમ તો એ જમીન પર સરતું પ્રાણી હોવું જોઈએ.

**આ** બનાવ બની ગયા પછી પેલા અજ્ઞાત ગ્રહ પર રહેલા આપણા પૃથ્વીબંધુઓને પાછા લાવવા એક યાન મોકલવામાં આવ્યું. એ મુસાફરીમાં મને પણ સ્થાન મળેલું. પેલા ગ્રહના બુદ્ધિમાન જીવો પાસેથી અમને વિશેષ એવું જાણવા મળ્યું કે એ પ્રાણી તો એકજાતીય છે:—એટલે કે એના શરીરમાં નર ને માદાની બંને ઇન્દ્રિયો છે, એટલે એનો વંશવિસ્તાર આપમેળે જ થયા કરે!

એ પ્રાણી આપણી પૃથ્વી પર જીવતું રહી ગયું હોત તો?!!

## આપણે બોધ લેવા જેવું

'...અહીંની પ્રજા એક રીતે અત્યારે ખૂબ ભીડમાં છે. પણ જેટલી ભીડમાં છે તેથી યે વધારે પ્રયત્ન એ તેનાથી છૂટવા માટે કરે છે. એક જણે મને કહ્યું કે 'Harder we are pressed, higher we shall rise.' આવો ભગીરથ તેમનો પુરુષાર્થ, દેશપ્રેમ અને શિસ્ત છે. આટલા દિવસમાં મેં કોઈ બે જણને રસ્તામાં કે ઑફિસમાં કે બસમાં કે એવે કોઈ ઠેકાણે નકામાં ગપ્પાં મારતા જોયા નથી. પ્રજા સામે અનેક કપરા પ્રશ્નો ને સમસ્યાઓ પડ્યાં છે, પણ હૃદયનું દૌર્બલ્ય કોઈનામાં યે પ્રવેશી શક્યું નથી. ખોરાકની તંગી છે. લંડનમાં જ છ હજારો મકાનો બિસ્માર થઈ ખંડિયેર બની ઊભાં છે. નથી લોઢું, નથી કોલસો, નથી કપડાં છતાં સમસ્ત પ્રજા દાંત ભીંસીને પુનરુત્થાનના કામમાં લાગી છે. કામ, કામ ને કામ સિવાય બીજી કોઈ વાત કરતું નથી. મોટાં મોટાં પોસ્ટરો લગાડ્યાં છે: 'We work or we want'; 'A challange to British grit' વગેરે. કારખાનાં જે માલ તૈયાર કરે છે તેમાંનો મોટો ભાગ પરદેશ નિકાસ માટે જ જાય છે ને દેશમાં નબળી રકમનો માલ રખાય છે. ભાવ પણ નિકાસના ઓછા અને દેશ માટે વધારે; અને અમુક માલમાં તો ક્વૉલિટી પણ નિકાસની દેશ માટેના માલો કરતાં ઊંચી. એટલે બ્રિટનમાં બનેલી ચીજો જેટલી સહેલાઈથી હિંદમાં મળી શકે છે તેટલી સહેલાઇથી લંડનમાં મળી શકતી નથી. (ઇંગ્લાંડ ને યુરોપના પ્રવાસે ગયેલા મદ્રાસના એક રાષ્ટ્રવાદી વેપારી બંધુનાં 'ગુજરાત સમાચાર'માંના પત્રમાંથી)

માનવીના હાથમાંથી પોતાના બચ્ચાને પાછું મેળવવા મથનાર એક દીપડીના ગાઢ વાત્સલ્યની વાર્તા

# માની મમતા

લેખક
વિજયગુપ્ત મૌર્ય



બીજી જ ક્ષણે મેં મારા માથા પરની બારી-માંથી એક કાળી આકૃતિને બહાર કૂદી જતી જોઈ.

ગુજરાતની મહાનદી નર્મદા ગુજરાતમાં આવીને તો પ્રૌઢત્વની સૌમ્યતા ધારણ કરે છે પણ તે પહેલાં તે અનેક સ્વરૂપ ધરે છે. મધ્ય હિંદમાં ખેડવાની ઉત્તરે વિંધ્યાચળને વીંધીને નીકળતી એ રેવા, ઠેકઠેકાણે ઊંચા કાંઠા વચ્ચેથી વહે છે જંગલથી છવાએલા ત્યાંના પહાડો, અને તેમની વચ્ચે ગંભીર નાદ ગજાવતી વહેતી નર્મદા પ્રકૃતિના ગાંભીર્યનો હૂબહૂ ખ્યાલ કરાવે છે, ને એ દૃશ્ય જોનારનું હૃદય કુદરત પ્રત્યે ભક્તિભાવે નમે છે.

ચોમાસું પૂરું થયે ભાગ્યે જ કોઈક મહિનો થયો હશે. એ પહાડી પ્રદેશની હરિયાળી રમ્યતા ઊડીને આંખે વળગતી હતી. સાંજનો સમય હતો. સૂર્યાસ્તને એકાદ કલાકની વાર હતી. બે ભેખડોની વચ્ચે વહેતી ગોર નિનાદા રેવાના કાંઠે હું અને મારો શિકારી ચાલ્યા જતા હતા ત્યાં અચાનક ભેખડ ઉપર કાબર અને કાગડાની કાગારોળ શરૂ થઇ. તેનું કારણ શોધવાની જિજ્ઞાસાથી જોડા ઉતારીને હું ચુપકીદીથી ભેખડ ઉપર ચઢીને જ્યાં ડોકું કાઢું છું ત્યાં મારી સામે માંડ પચીસ પગલાં દૂર એક અતિશય સુંદર દીપડી સ્વસ્થતાથી બેઠેલી જોઇ! એક મોટી શિલા ઉપર કૂતરાની જેમ પાછલા પગ ઉપર તે બેઠી હતી અને પોતાના સામ્રાજ્ય ઉપર વેધક દૃષ્ટિપાત કરતી હતી. જેવું મેં ડોકું કાઢ્યું કે તરત જ અમારી ચાર આંખો ભેગી થઇ. પણ એને જોતા જ મારી હિંસક અને શિકારી વૃત્તિ ઓસરી ગઈ. શું એનું રૂપ હતું! આથમતા સૂર્યના પ્રકાશમાં, ખુલ્લી જગ્યામાં, મારી નજર સામે, આટલે પાસે, આવા સુંદર પ્રાણીને નિહાળીને હું તો મુગ્ધ થઇ ગયો.

અને દીપડી પણ તદ્દન લાપરવા હતી. તેણે પણ મને જોયા છતાં નિસ્પૃહતાથી શિલા ઉપર લંબાવી દીધું. તેના આગલા પગ શિલા ઉપરથી આગળ લટકતા હતા અને તેની પૂંછડી રૂપાળા સાપની જેમ સળવળતી હતી. જરા ઊંચા કાન કરીને મારી સામે થોડી વાર બેદરકારીથી તે જોઈ રહી; અને પછી, મને જોયા કરવાથી જાણે કંટાળો આવ્યો હોય તેમ તેણે બગાસું ખાધું!

એ જ વખતે મારી પાછળથી મારા શિકારીનું ડોકું ઊંચું થયું અને તે દીપડીને જોઇને ભડક્યો-તેણે ઝડપથી મારા હાથમાં રાઇફલ સેરવી દીધી. પરંતુ બહાદુરી, સાહસ અને શિકારવૃત્તિની સીમા શું જંગલનાં પ્રાણીને હણવામાં જ સમાઈ જાય છે? શું શિકારની મજા હિંસા પૂરતી જ મર્યાદિત છે? જંગલના આ ભવ્ય પ્રાણીઓને તમારી નજર સામે તેમના નૈસર્ગિક સ્વરૂપ અને સંજોગોમાં જોવા તેમાં જે રોમાંચ અને આનંદ છે તે તેમને હણવામાં નથી હું નથી કહી શકતો કે અમને બે જણને આમ ડોકાતા જોઇને દીપડીના મનમાં અચાનક શો વિચાર આવ્યો. પણ એકાએક તે ઊઠી અને વીજળીની જેમ દોટ મૂકી આંખના પલકારામાં તે ખડક પાછળ અદૃશ્ય થઈ ગઈ. છેવટ સુધી મને રાઇફલ ઊંચી કરવાનું મન જ ન થયું.

સવારે મારો એક નોકર વગડામાં તેતર અને વનકુકડા મારવા ગયો હતો. કલાકમાં તો તે હાંફતોહાંફતો હેબતભર્યો પાછો આવ્યો. મેં તેને પૂછ્યું, 'કેમ, શું થયું?' તે માત્ર 'દીપડી!' એટલું જ બોલી ગયો. હજી તેનો શ્વાસ હેઠો બેઠો ન હતો. મેં તેને ટાઢો પાડતાં તેણે કહ્યું, 'હું નદીકાંઠે પાણી પીવા ગયો હતો. ત્યાં એક દીપડી પણ પાણી પીવા આવી. તેને પણ ત્યાં જ પાણી પીવું હતું.'

મેં હસીને પૂછ્યું, 'ત્યારે તો તમારી વચ્ચે હરીફાઈ થઈ, શું?'

તેણે પણ જરા હસીને જવાબ દીધો, 'હું હરીફાઇમાં ઊતરવા તૈયાર ન હતો. મેં પાણીકાંઠા ઉપર તેનો હક્ક હોવાનું સ્વીકારી લીધું. તેણે મારી સામે દાંતિયાં કરીને મારી હાજરી સામે વિરોધ બતાવ્યો, એટલે મેં ત્યાંથી, બ્રિટિશ જેમ નછૂટકે છેવટે પારકો પ્રદેશ ખાલી કરી આપે છે તેમ, ચાલતી પકડી.'

દીપડાં સાધારણરીતે માણસનો પડછાયો પણ નથી લેતાં. માણસને જોતાંવેંત તે પોતાને રસ્તે પડી જાય છે ત્યારે આ દીપડીને પીછેહઠ નહિ કરવાનો કૈંક આગ્રહ હતો. એ આગ્રહ મને સૂચક તો લાગ્યો જ; પરંતુ મેં તેનો લાંબો વિચાર ન કર્યો.

એ સાંજે હું મારા ભોમિયા અને શિકારી સાથે જંગલમાં ફરવા નીકળ્યો. સસલાં ને તેતરનો શિકાર કરવાની આશાએ અમારી સાથે અમે હોંશિયાર શિકારી કૂતરાનું ટોળું પણ લીધેલું. પવન અમારી મૂંઠનો હતો, એટલે અમે દિશા બદલવાને કેડી શોધતા હતા, ત્યાં અમારા કૂતરા જમીન સૂંઘવા લાગ્યા અને પાછા ફરવા લાગ્યા! એ જોઈ મને થયું કે જરૂર તેમને કોઇ શિકારની ગંધ ગઈ હતી! એક કૂતરો આમ સૂંઘતોસૂંઘતો એક વિશાળ વૃક્ષના થડ પાસે આવ્યો. તેમાં એક મોટું પોલાણ હતું. એની પાસે જતાં જ અંદરથી છીંકોટાનો અવાજ આવ્યો. તરત મારા કૂતરાને પાછળ રાખી લઈ અંદરના અંધારામાં આંખ ઠેરવીને જોઉં છું તો તેમાં દીપડાનું એક નાનું બચ્ચું પડ્યું છે! એને જોતાં જ મને ભારે આનંદ થયો. તેના સક્રિય વિરોધ છતાં અમે તેને બહાર ખેંચી કાઢ્યું. તે બિલાડીના મોટા બચ્ચા જેવડું હતું. તેણે નહોર ભેરવ્યા, છીંકોટા માર્યા, પણ તેનું કંઈ વળ્યું નહિ અને અમે ઝટપટ તેને લઇને છાવણી ભેગા થઇ ગયા. છાવણીમાં આવીને અમે તેને દૂધ પાયું. પહેલાં તો તેણે અમારી આ અપહરણવૃત્તિ સામે નહોર ભરાવીને ઉઝરડા કરી, છીંકોટા મારીને વિરોધ કર્યો, પરંતુ છેવટે જ્યારે બળજબરીથી તેનું મોં ઉઘાડીને ગળામાં દૂધ રેડ્યું ત્યારે તે ગટગટાવી ગયું. તેને રાખવા માટે પાંજરું તો હતું નહિ, અને એવડા બચ્ચાને છૂટું પણ ન રખાય, એટલે મેં તેને મારા તંબૂમાં એક ડબ્બામાં પૂરી મૂક્યું.

શુક્લપક્ષના ચંદ્રે બે કલાક પ્રકાશીને આકાશમાંથી વહેલીજ નિવૃત્તિ લઇ લીધી. નવેમ્બર માસ ચાલતો હતો એટલે ટાઢ નીકળી ન હતી. મેં તંબૂની સામસામી બારીઓ ઉઘાડી રાખી હતી. એક બારી પાસે મારો ખાટલો હતો બહાર મારાં પાળેલાં શિકારી કૂતરાં વિશ્રાન્તિ લેતાં હતાં. હવા શાન્ત હતી. તમરાં અને જંગલી કંસારીનાં ગુંજનથી વગડો ગાજતો હતો. બહાર અંધારૂં હતું ને તારાથી છવાએલા આકાશ આડે આવતાં ઊંચાં વૃક્ષોના ઓળા બીહામણા લાગતા હતા. ક્વચિત્ જંગલમાંથી શિયાળના રોવાનો અવાજ આવતો હતો. સ્વચ્છ આકાશમાં અગણિત તારા હીરાની જેમ ચમકતા હતા. પશ્ચિમે માતાપિતાનો પરમ ભક્ત શ્રવણ ખભે કાવડ ભરાવીને તેમાં આંધળાં માબાપને બેસાડી તેમને અનંત વિશ્વની યાત્રા કરાવવા આકાશમાર્ગે દોડ્યો જતો હતો. પૂર્વમાં નજર નાખી તો મૃગશીર્ષનો ઉદય થતો હતો. પારાધિના ધનુષમાંથી છૂટેલું બાણ ક્ષિતિજે ચડી ચૂક્યું હતું, પણ પારાધિ હજી છુપાએલો હતો. તેની ઉપર રોહિણી અને મધ્યમાં આર્યોની આદર્શ નારી શર્મિષ્ઠા પ્રકાશતાં હતાં.

તારકવૃંદોની આ અનંત સવારી જોતાં મને ક્યારે નિદ્રા આવી તેનો ખ્યાલ ન રહ્યો. પરંતુ અરધી રાત્રે મારી ઊંઘ ઊડી ગઈ રાત્રિના શ્યામ સાળુમાં લપેટાઇને જગત નિદ્રાદેવીના ખોળે સૂતું હતું. મધ્યાકાશ વટાવી જવા આવેલા હરણાની પાછળ પારાધિને ખૂબ ઊંચે ચડેલો જોઇને મને ખ્યાલ આવ્યો કે લગભગ મધરાત થઈ હતી. પણ કોઈ અગમ્ય અને અકથ્ય પ્રેરણા મને કહેવા લાગી કે મારા અંધારા તંબૂમાં કોઇ પરાયું જીવ છે. એવામાં ડબ્બામાંથી દીપડાના નખ ઘસાવાનો જરા અવાજ આવ્યો, એટલે મને થયું કે એ તો એજ; બીજું કંઈ નથી. છતાં હું ખોંખારો ખાઈ ઊભો થયો. તંબૂમાં ગાઢ અંધકાર હતો. મેં દીવાસળી કાઢીને સળગાવી અને જોઈ લીધું કે ડબ્બો બરોબર બંધ છે. મેં તંબૂમાં બધે નજર નાખી. મારા માણસો બહાર અને બીજા તંબૂમાં સૂતા હતા. હું પાછો સૂઇ ગયો.

અરે ! આ ગંધ શાની આવે છે ? શિકારીની ઇન્દ્રિયો ઊંઘમાં પણ સતેજ રહેવી જોઇએ. કોઈ કુદરતી પ્રેરણા કામ કરતી હતી. ફરીથી મારી ઊંઘ ઉડી ગઈ એનું એ જ ઘોર અંધારૂં હતું. માંસાહારી હિંસક પ્રાણીની ગંધ તો તમે જાણો છો ને ? તંબૂમાંથી એવી ગંધ મારા નાકમાં આવતી હતી. સાંભળો ! આ અવાજ શાનો ? નીરવ અંધારી રાતે આવી ગૂઢ શાન્તિમાં પણ એ અવાજ કેટલો ધીમો સંભળાય છે! કોણ હશે એ? દીપડાનું બચ્ચું ? ના, આ અવાજ તો ડબ્બાની બહારથી આવે છે. કોઇ હળવે હળવે દમ ખેંચીને હવામાંથી ગંધ પારખી રહ્યું છે. પેલી દીપડી તો તંબૂમાં નહિ આવી હોય ?

અંધારાની પ્રકૃતિ જ ભય ઉપજાવવાની છે. તેમાં વળી તમારી પથારી પાસે દીપડો આવે અને તમે તેનું સ્વાગત કરવા તૈયાર ન હો, ત્યારે ગમે તેવો બહાદુર પણ હેબતાઈ જાય. ભયથી મારા વાળ ને રૂંવાડાં ઊભાં થઈ ગયાં ને જાણ્યે અજાણ્યે મારા મોંમાંથી ચીસ નીકળી ગઈ! જવાબમાં મેં ઘુરકવાનો અવાજ સાંભળ્યો. એ જ પેલી દીપડી ! તેના બચ્ચાને લેવા માટે અંધારામાં મારા તંબૂમાં આવી હતી.

અરે, પણ મારા તંબૂ પાસે તો આટલાં શિકારી કૂતરાં છે! તેમાંથી કોઈ ભસતું કેમ નથી ? શું ભયથી એમનાં ગાત્ર પણ એવાં શિથિલ થઈ ગયાં કે તેઓ ભસી પણ નથી શકતાં ? એમ જ હતું. પણ મારી ચીસ સાંભળીને કૂતરાંને ભયમુગ્ધ દશામાંથી મુક્તિ મળી અને તેમને ભસવાની હિંમત આવી. તેની સાથે મારાં માણસોએ પણ હોકારા પડકારા કર્યા. મેં બરોબર મારા માથા પાસે જ દીપડીને ઘુરકતી સાંભળી ! હિંસક પ્રાણીની લાક્ષણિક ગંધ મારા નાકને ગુંગળાવવા લાગી. પણ બીજી જ ક્ષણે મેં મારા માથા પરની બારીમાંથી એની કાળી આકૃતિને બહાર કૂદી જતી જોઈ.

મેં ઊઠીને દીવો કર્યો. મારા માણસો પણ દોડી આવ્યા. તંબૂમાં કંઈ ન હતું. બહાર પણ અમે દીવા મૂકી દીધા. એ વખતે જંગલમાંથી દીપડીનો ગમગીન, વિરહી અવાજ આવ્યો. બહુ દૂરથી એ અવાજ રાત્રીની નીરવ શાંતિમાં અમારા કાને પહોંચ્યો હતો. હું સમજી ગયો કે દીપડી હવે પોતાના નિવાસસ્થાને જતી રહે છે. પુત્રવિહોણી માના વિયોગના દુઃખનો મને ખ્યાલ આવ્યો. પણ એ આવ્યો એવો જ વિલીન થઈ ગયો. જંગલના કિસમકિસમના ભય વચ્ચે રહેતા શિકારી માણસના હૃદયમાં ભય કે મૃદુતાના વિચારો આવે તો તે અલ્પજીવી જ હોય છે. રાત હજી ઘણી બાકી હતી, એટલે અમે બધા પાછા નિદ્રાને ખોળે લપેટાઈ ગયા.

મારી આંખ હજી માંડ મીંચાઈ હતી, ત્યાં મેં મારા તંબૂ પાછળ કંઈક અવાજ સાંભળ્યો. મારા તંબૂનું પડખું હલી ઊઠ્યું. હું ઝટપટ ઊઠ્યો અને મારા માણસોને જગાડ્યા. દીવો લઈને બહાર જઈને જોઉં છું તો મારૂં એક કૂતરૂં મરી ગયું હતું અને બીજું ડચકાં ખાતું હતું! દીપડીએ એમનાં ગળાં જ ફાડી નાખ્યાં હતાં. પ્રાણી જ્યારે ભયથી જડ થઈ જાય છે ત્યારે કેટલી હદ સુધી અવાક્ બની જાય છે તેનો આ દાખલો હતો. દીપડીની હાજરીમાં કોઈપણ કૂતરા ભસી શક્યાં ન હતાં. પણ અમારા અવાજથી દીપડી ભાગી ગઈ અને અમને પાસે જોયા ત્યારે બધાં કૂતરાં દબાઈ રહેલાં દુઃખ અને ભયનો ઊભરો કાઢતા રડવા અને ભસવા લાગ્યાં કૂતરાંને આમ બહાર રહેવા દેવામાં મેં મૂર્ખાઈ કરી હતી અને તેના દંડ તરીકે મેં મારા બે શ્રેષ્ઠ કૂતરા ગુમાવ્યા હતા. મને ભારે પશ્ચાત્તાપ થયો. મેં એ બે કૂતરાનાં શબ મારા તંબૂમાં મુકાવી દીધાં અને બાકીનાં કૂતરાંને મારા માણસોના તંબૂમાં લેવડાવી લીધાં.

પાછા અમે સૂતા ત્યારે રાતનો છેલ્લો પહોર હતો. ઉત્તરમાં સપ્તર્ષિ પોતાના પ્રખર તપોબળથી પ્રકાશતા હતા. પૂર્વમાં અસુરોના સમર્થ ગુરુ શુક્રાચાર્ય આકાશના તમામ તારાઓને પોતાની વિદ્વત્તાથી ઝાંખા પાડીને ઉદય પામતા હતા. હવે રાતનો આ છેલ્લો પહોર કંઈ નવા બનાવ બનાવે એવી વકી ન હતી. મારા તંબૂ બહાર દીવો બળતો હતો. હું સૂઈ ગયો. પરંતુ આજે મારા નસીબમાં નિદ્રાનું સુખ ન હતું. મને માંડ જરા જંપ વળ્યો હશે ત્યાં તો બહાર મેં કડાકો સાંભળ્યો અને હું ભડકીને જાગી ઊઠ્યો!

આ શું? આ કડાકો શાનો? શું બહાર હાથી આવ્યો હશે? પણ અહીં હાથી તો હોય નહિ બારીમાંથી જોઉં છું તો બહાર શીહા અંધારૂં હતું. એ હાથીનું કામ ન હતું. એ તો પેલી પુત્રવત્સલા દીપડી હતી. એ શિકારે નહોતી આવી બબ્બે કૂતરાંને માર્યા છતાં પણ તેને એ મનભાવતું ભોજન જમવાની ઈચ્છા ન હતી. પુત્રવિયોગથી દુઃખી થતી એ દીપડીને આજે ખાવાનું પણ સૂઝતું ન હતું તેને એક જ ધ્યેય હતું: બચ્ચાને પાછું મેળવવાનું. કડાકાથી મારી આખી છાવણી જાગી ઊઠી, અને આ વખતે જ્યારે કૂતરાંએ પોતાની અને દીપડી વચ્ચે તંબૂની દીવાલ જોઈ ત્યારે તો માણસોના સાન્નિધ્યથી હિંમતમાં આવીને એવાં તો ભસવા લાગ્યાં કે મારા માણસોના હોકારા પણ તેમના ભસવામાં ડૂબી ગયા!

પણ જ્યારે સવાર પડ્યું, અને પાસેની આંબલીની ઘટામાં રાનલાલના ટોળાની મૃદુ ભાષાએ પ્રભાતના વાતાવરણને વધુ મૃદુ બનાવ્યું ને દૈયડે આંબાની ઊંચી ડાળ ઉપર બેસીને સૂર્યનું સ્વાગત કરવા પોતાનું મધુર ગાયન શરૂ કર્યું ત્યારે જંગલના એ પ્રફુલ્લ વાતા-

મરણે ગઈ રાતના વિચિત્ર બનાવોને સ્વપ્ન જેવા કરી નાખ્યા. પરંતુ મારા તંબુમાં મારા બે લાડકા કૂતરાનાં પીંખેલાં શબ પડ્યાં હતાં. એ દૃશ્યે મારા હૃદયને કઠોર બનાવી મૂક્યું. મેં નિશ્ચય કર્યો કે આ દીપડીને યોગ્ય દંડ દેવો જ જોઈએ; અને તે દંડ દેહાંતનો જ હોઈ શકે.

મેં ડબ્બો ઉઘાડીને તેમાં બચ્ચું જોયું. તે ઘસઘસાટ ઊંઘતું હતું. વાહ રે કુદરત! આ બાળ દીપડાના મુખ ઉપર અત્યારે કેટલી નિર્દોષતા અને સૌમ્યતા છે! આવનારા દિવસોમાં આ રમકડા જેવું બચ્ચું જંગલનું એક બળવાન, ક્રૂર અને સૌથી બંધું પ્રાણી થાત.

તે સાંજે હું મારાં શિકારી કૂતરાં લઈને ફરી સસલાંના શિકારે નીકળ્યો. નમતા સૂર્યના પ્રકાશમાં લીલાંછમ વૃક્ષોથી છવાએલી ખીણો અને ઘાસ તથા છૂટાંછવાયા ઝાડોથી છવાએલી ટેકરીઓનું સૌન્દર્ય દીપી નીકળ્યું હતું. ટેકરીઓમાં વસતાં જંગલનિવાસી લીલા હંસારાના 'કુટ કુટ-કુટ... કુતુર-કુતુર-કુતુર' અવાજથી આખું વન ગાજી ઊઠ્યું હતું. આ કાબર જેવડું પંખી પણ એવો મોટો અવાજ કરે છે કે એકાદ બે માઈલ સુધી તે સાંભળી શકાય છે! પાસેના એક જળાશય ઉપર અબાબીલ પોતાની આશ્ચર્યજનક ઉડ્ડયન-શક્તિનું પ્રદર્શન કરી રહ્યાં હતાં. જાતજાતના અવાજ કરતી વિવિધ જાતની કુકડીઓ ઝાડીમાં સંતાકુકડી રમતી હતી. મારા કૂતરા શિકાર શોધતા હતાં અને હું કુદરતનાં આ મનોહર દૃશ્યો જોવામાં લીન હતો, ત્યાં અચાનક મેં મારા કૂતરાને જીવ લઈને ભાગતાં જોયા અને તેમની પાછળ તીરની માફક ઝબકી જતી એક રૂપાળી આકૃતિ જોઈ!

એ જ, પેલી દીપડી! પુત્રવિયોગનો ગુસ્સો તે હવે મારાં કૂતરાં પર ઠાલવી રહી છે. કૂતરાનો સૌથી મોટો દુશ્મન દીપડો જ. કૂતરાનું માંસ એને સૌથી વધારે ભાવે. પરંતુ આ દીપડીને માંસની ભૂખ ન હતી, સ્વાદની સ્પૃહા ન હતી. તેને તો એક જ મમત હતો, અને તે પોતાનું બચ્ચું પાછું મેળવવાનો.

મેં એક ઝાડમાં ધમાધમ થતી સાંભળી અને એક કૂતરીનો આર્તનાદ મારું હૃદય ભેદવા લાગ્યો. મેં ઝટપટ અવાજ ઉપરથી નિશાન લઈને બે ભડાકા કરી નાખ્યા. દોડીને ઝાડીમાં જોઉં છું તો કૂતરી મરવા પડી હતી. તેણે દયામણી આંખે મારી સામે જોયું, અને તરત જ, કાચ પાછળથી દીવો ઓલવાઈ જાય તેમ, તેની ચળકતી આંખ પાછળથી પ્રકાશ ચાલ્યો ગયો.

મેં સીસોટી મારી. થોડી વારમાં મારા બીજાં કૂતરાં આવી ગયાં, પરંતુ તેમાં હજી એક બીજી કૂતરી ન હતી. આજે દીપડીએ મારી બે હરાફ કૂતરીનો ભોગ લીધો હતો. મેં આસપાસ જોયું તો એક બાજુ લોહીનો છંટકાવ દીઠો. હં! મારી ગોળી તેને બરાબર લાગી છે ખરી. એ લોહી કંઈ કૂતરીનું ન હતું. દીપડાના તીક્ષ્ણ દાંત શિકારના શરીરમાં પેસી જાય છે ખરા, પરંતુ એ દાંત દાટાનું પણ કામ કરે છે. એટલે, જ્યાં સુધી તે શિકારને છોડી ન દે ત્યાં સુધી લોહી બહાર નથી નીકળતું. એટલે આ લોહીનો છંટકાવ દીપડીના જખમમાંથી જ થયો હોવો જોઈએ. ગોળી ગમે ત્યાં વાગી હોય, પરંતુ લોહીનો છંટકાવ જોતાં મને સંતોષ થયો કે જખમ સારો થયો હોવો જોઈએ. હવે ઘવાએલી દીપડીની પાછળ ગીચ ઝાડીમાં જવામાં મોટું જોખમ હતું.

હું છાવણીમાં પાછો ફર્યો. રાત્રે વાળુ કરીને સૂતો તે વખતે આજે મેં તંબૂની બારીઓ બંધ રાખી. દરવાજો પણ બંધ રાખ્યો. બધાં કૂતરાને મારા નોકરના તંબૂમાં પૂરી દીધાં. આ તો માત્ર સાવચેતીનાં પગલાં હતાં, કારણ કે હવે હું વધારે જોખમ ખેડવા નહોતો માગતો. બાકી આજે દીપડી આવવાનો સંભવ ન હતો. એ તો આજે પોતાનો જખમ ચાટતી હશે અથવા તો રામશરણ થઈ ગઈ હશે.

પણ મધરાતે હું જાગી ગયો. બંધ તંબૂમાં ગરમી અને બંધિયારપણાથી હું અકળાઈ ગયો. આમ ગોંધાઈ રહેવાની વૃત્તિ પાછળ રહેલી મારી ભયવૃત્તિથી મને શરમ લાગી, અને એકદમ ઊઠીને મેં બંને બારી ઉઘાડી નાખી. બહાર મહાસાગરના પેટાળ જેવી શાન્તિ હતી. જંગલનાં જીવડાં વિચિત્ર અવાજ કરતાં હતાં અને બારી ઉઘડવાના અવાજથી એક દશરથિયું ભડકીને ચક-ચક-ચક કરતું ઊડી ગયું. સ્વચ્છ આકાશમાં તારા ચમકતા હતા અને પવનની મંદ મંદ લહેરો આવતાં ઝાડનાં પાન ફડફડતાં હતાં. શીમળા, સાગ વગેરે વૃક્ષોની આ પાનખર ઋતુ હોવાથી કવચિત કવચિત થતો એનાં સૂકાં પાનનો ખડખડાટ આવી ગંભીર શાન્તિમાં ગાજી ઊઠતો હતો. બહારની શીતળ અને તાજી હવા મળતાં મને તાજગી આવી, મન પ્રસન્ન થયું અને શાન્ત નિદ્રામાં સૂતેલી પ્રકૃતિદેવીના સૌમ્ય સ્વરૂપ સામે એક મુગ્ધ નજર નાખીને અને બારી ઉઘાડી રાખીને હું સૂઈ ગયો. હા, આ વખતે મેં મારી રાઈફલ મારી બાજુમાં રાખી હતી.

હજી તો મારી આંખો ઘેરાવા લાગી ન લાગી; ત્યાં બાજુના તંબૂમાંથી કૂતરાંના ઘુરકવાનો અવાજ આવ્યો. ચમકીને મેં આંખો ઉઘાડી તો મારા માથા પાસે જ બારીમાં એક કાળી આકૃતિ નજરે પડી. હિંસક પ્રાણીની ગંધે મને જાણ કરી કે તે પેલી દીપડી જ છે. મારી હલચલ જોઈને તેણે મારી સામે ઘુરકીને મને ચુપ કરી દીધો; જાણે મને કહેતી હોય, 'ખબરદાર, જો મારી આડે આવ્યો છે તો...'

બીજી જ ક્ષણે તે મારા માથા પાસેથી અંદર કૂદી પડી અને જ્યાં ડબ્બામાં બચ્ચું હતું ત્યાં અંધારામાં નહોર ભરવાનો અવાજ આવ્યો. તરત જ મેં રાઈફલ ઉપાડીને બાર કર્યો. પણ મારે અંધારામાં દીપડીને ગોળી નહોતી મારવી; કારણ કે જો તે ઘાયલ થાય તો બીજી જ ક્ષણે મને પીંખી નાખે. એટલે મેં રાઈફલની નાળ ધરતી સામે રાખી હતી. દીવાસળી સળગાવીને જોઉં છું તો તંબૂમાં કોઈ ન હતું. શાન્ત રાત્રિમાં થએલા રાઈફલના ભડાકાએ વગડાને ગજાવી મૂક્યો હતો. મારા માણસો દોડતા આવી પહોંચ્યા.

આ બનાવોની પરંપરાએ મારા મનમાં ભય કે ગુસ્સો પેદા કરવાને બદલે એક સદ્‌વિચાર ઉપજાવ્યો. ઘાયલ થયા છતાં પણ પોતાના બચ્ચા માટેની મમતા નહિ છોડનાર અને અમારા બધાની બીક છોડી દેનાર આ દીપડીના પુત્રવાત્સલ્યે મારા મન ઉપર ઊંડી છાપ પાડી. શા માટે મારે તેનું વહાલું બચ્ચું છીનવી લેવું જોઈએ? શા માટે મારે એ મા-દીકરા વચ્ચે વિયોગ પાડવો જોઈએ? શું માનવીમાં લાગણી છે અને પશુમાં નથી? પુત્ર ઉપર પ્રાણ ન્યોચ્છાવર કરનાર માનવ માતા કરતાં આ દીપડી કઈ રીતે ઊતરતી હતી? શા માટે મારે આ વગડામાં સ્વચ્છંદે વિહાર કરતાં માદીકરા વચ્ચે દીવાલ ઊભી કરવી જોઈએ? જે મા પાસેથી તેનું બાળક ખૂંચવી લેવામાં આવ્યું હોય તેનાં દુઃખ-વિલાપની કલ્પના તમે કરી શકો છો. આ દીપડી પોતાનું દુઃખ કેવી રીતે દાખવી શકે?

પોતાના બચ્ચા માટે દીપડીએ દાખવેલા આવા ગાઢ પ્રેમ અને મમતાએ મારા મનમાં અનુકમ્પા જન્માવી. બચ્ચાને મેં ડબ્બામાંથી બહાર કાઢ્યું; અને મોહમાં મગ્ન થયેલો જીવાત્મા તેને જાગૃત કરનાર સામે અણગમો બતાવે તેમ, તેણે બે દિવસની આ બંધનાવસ્થામાંથી મુક્ત કરનાર મારા હાથને નહોર માર્યા છતાં, મેં તેને પકડીને તંબૂ બહાર થોડે દૂર ઝાડી પાસે મૂકી દીધું; અને હું આ નૈતિક ફરજનો ભાર હળવો કરીને નિશ્ચિંત મને તંબૂમાં આવીને સૂઈ રહ્યો.

તે પછી મેં એ દીપડીને કદી મારી છાવણી પાસે જોઈ નથી.

[કે. ડબલ્યુ. એસ. મિશેલના અનુભવ ઉપરથી પ્રેરિત]

# સી. વાઈ. ચિંતામણિ

પૃ. ૧૮૯ થી ચાલુ

સૌને ચકિત કરી નાખ્યા. કૉલેજમાં દાખલ તો થયા. પણ પત્રકારત્વના શોખ પાછળ વધુ વખત આપતા હોવાથી તથા પરીક્ષા વખતે જ માંદગી આવવાથી તે કૉલેજની પ્રથમ પરીક્ષામાં નાપાસ થયા. બસ, અહીં જ તેમના અભ્યાસની પૂર્ણાહુતિ થઇ. ફરી તે કદી કૉલેજમાં ન ગયા. તે વખતે કોને ખબર હતી કે ભવિષ્યમાં એક પ્રથમ પંક્તિના વર્તમાનપત્રના તંત્રી થનારા, માત્ર મૅટ્રિક પાસ થએલા આ વિદ્યાર્થીને બબ્બે યુનિવર્સિટીઓ ડૉક્ટરેટની પદવીઓ આપીને તેનું બહુમાન કરશે ?

કૉલેજના અભ્યાસની ઊણપ તેમણે હવે સતત અભ્યાસ તથા વિશાળ વાચનથી દૂર કરી. સ્વપ્રયત્ને તેમણે અંગ્રેજી ભાષા પર અસાધારણ કાબૂ મેળવ્યો, અને દેશની રાજદ્વારી તથા એકંદર પરિસ્થિતિ વિષે ઝીણવટભરી માહિતી પ્રાપ્ત કરી પત્રકારને આવશ્યક એવો માનસિક ઉછેર તેમણે સાધી લીધો. પત્રકાર તરીકેની પોતાની આ ઊગતી શક્તિનો પરચો આપતો, લૉર્ડ એલ્ગિનની નિષ્ફળતા ઉપર એક લેખ વિઝાગાપટ્ટણના 'વિઝાગા સ્પેક્ટેટર'માં તેમણે લખ્યો. આ લેખે તેમને કલ્પનાતીત સફળતા અપાવી. એ છપાતાં વેંત તેમને માસિક ૩૦ રૂપિયાના પગારે એ પત્રના તંત્રી અને મૅનેજર બનાવવામાં આવ્યા. આ વખતે તેમની ઉંમર માત્ર ૧૮ વર્ષની હતી !

અને આ કુમાર પત્રકારે પોતાની કલમની પ્રતિભાનું તેજ પોતાના આ પત્રમાં બતાવી દીધું, એટલું જ નહિ પણ થોડા જ મહિના બાદ તેમણે ગુડવિલના ૩૦૦ રૂપિયા આપી તે છાપું જ ખરીદી લીધું અને પોતાના ગામ વિજયનગરમ્‌માં લઇ જઇને ત્યાંથી 'ઇંડિયન હેરલ્ડ'ને નામે તે શરૂ કર્યું. તેમાં તેમની કલમે લખાતા રાજકારણ ઉપર ઉત્કૃષ્ટ મીમાંસા કરતા લેખો તથા જ્ઞાનસમૃદ્ધ તંત્રીનોંધોને લીધે તે છાપું થોડા જ વખતમાં અત્યંત આદરપાત્ર થયું, એમાં તે માત્ર પ્રાંતિક જ નહિ પણ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો પણ ચર્ચતા. એક વખત તો તેનો એક આખો અંક તેમણે ઇંગ્લંડના બજેટની ચર્ચા કરતો કાઢ્યો હતો ! અને લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટન પરની એમની ટીકાઓએ દાદાભાઈ નવરોજી, મહર્ષિ રાનડે અને સુરેન્દ્રનાથ બૅનરજી જેવાઓનું ધ્યાન ખેંચી તેમની પ્રશંસા મેળવેલી. પરંતુ કલમની શક્તિથી તેજસ્વી આ પત્ર આર્થિક રીતે પગભર થઈ શક્યું નહિ અને બે વર્ષે તો આર્થિક સંકડામણ એવી ગંભીર બની કે તેમને તે પત્ર બંધ કરવું પડ્યું.

પોતાના પત્રદ્વારા જનતાની સેવા કરવાની સાથેસાથે સમાજસેવાનું જાહેર કાર્ય પણ તે નિઃસ્વાર્થપણે કરતા. કેટલીક વેશ્યાઓની બનેલી એક નાટક મંડળી વિજયનગરમ્‌માં શરૂ કરવામાં આવી છે એમ ચિંતામણિને ખબર પડતાં જ, સમાજમાં નીતિ ને ચારિત્ર્યનું સ્ખલન બિલકુલ સહન ન કરનાર તે વીરે એ નાટકમંડળીનું લાયસન્સ રદ કરવા માટે જબરી ઝુંબેશ ઉપાડી. કંપનીવાળા તરફથી તેમને જાતજાતની ધમકીઓ અપાઈ, તેમના કાર્યાલયમાં મળમૂત્ર ફેંકવામાં આવ્યાં અને છેવટે ગુંડાઓ તરફથી તેમને માર પણ મારવામાં આવ્યો. પણ ૧૯ વર્ષનો તે હિમ્મતવાન યુવાન પોતાના કાર્યમાં અડગ ને અણનમ રહ્યો. અને સ્થાનિક મ્યુનિસિપાલિટી તરફથી જ્યારે તે નાટકમંડળીનું લાયસન્સ રદ કરવામાં આવ્યું ત્યારે જ જંપ્યો. આ વિકટ પ્રસંગે એમણે જે ધીરજ, હિંમત તથા ચીવટ બતાવ્યાં તે માટે તેમને મહર્ષિ રાનડે તરફથી હાર્દિક અભિનંદન મળેલાં.

એવામાં તેમના ભાગ્યને મહત્ત્વનો ઝોક આપતો એક બનાવ બન્યો, અને એ બનાવે તેમના જીવનને તેમને મનગમતા પથ ઉપર એવી તો દૃઢતાથી ચડાવી દીધું કે થોડા જ વખતમાં તે તેના સૌથી ઊંચા શિખર પર પહોંચી ગયા. મદ્રાસના 'હિંદુ' પત્રના તંત્રી, લબ્ધપ્રતિષ્ઠ પત્રકાર શ્રી જી. સુબ્રહ્મણ્યમ્ કંઈક કામ પ્રસંગે વિજયનગરમ્‌માં આવ્યા હતા. આપણા નિષ્કિંચન પત્રકાર ચિંતામણિએ તેમને મળીને પોતાનું નસીબ અજમાવવાનો વિચાર કર્યો. સુબ્રહ્મણ્યમ્ ઉપર છાપ પાડી શકે તેવી યુનિવર્સિટીની કોઈ ડિગ્રી તો પોતાની પાસે ન હતી. હતી માત્ર પત્રકારત્વના ક્ષેત્રમાં જ કામ કરવાની જ્વલંત ધગશ અને ઉત્સાહની ચિનગારી. તેના ઉપર જ આધાર રાખીને તે સુબ્રહ્મણ્યમ્‌ને મળવા ગયા ને પોતાની યોગ્યતા સાબિત કરવા તેમણે પોતાનું રાજકારણ વિષેનું જ્ઞાન, ઉત્સાહ ઇત્યાદિ બાબતો જણાવી. પોતે જ પોતાની યોગ્યતા સાબિત કરતા આ યુવાનને જોઇ સુબ્રહ્મણ્યમ્ મુગ્ધ થયા. અને હીરાની પરખ જેમ ઝવેરી કરી લે છે તેમ તેમણે આ પાસાહીન હીરાને પરખી કાઢ્યો. તે પોતાની સાથે જ ચિંતામણિને મદ્રાસ તેડી ગયા ને પોતાને ત્યાં સહસંપાદક નીમ્યા. અહીં 'ઇંડિયન સોશિયલ રીફૉર્મર'ના વિખ્યાત તંત્રી શ્રી કે. નટરાજન તથા 'ઇન્ડિયન પેટ્રિયટ'ના સમર્થ સંપાદક શ્રી કરુણાકર મેનનની સાથે તેમને સુબ્રહ્મણ્યમ્‌ના હાથ નીચે પત્રકારત્વનું અમૂલ્ય શિક્ષણ મળ્યું. અને કાચી માટીમાંથી જેમ શિલ્પી સુંદર પ્રતિમા ઘડે છે તેમ સુબ્રહ્મણ્યમે ચિંતામણિને ઘડ્યા. એમના હાથ નીચે ગાળેલાં બે વર્ષમાં ચિંતામણિને જે કીમતી શિક્ષણ મળ્યું તે જગતમાં એમને બીજે ક્યાંયે ન મળત.

કૉંગ્રેસના અધિવેશનમાં તો ચિંતામણિ આ પહેલાંથી જ ભાગ લેવા માંડ્યા હતા. ૧૮૯૮ની મદ્રાસ કૉંગ્રેસમાં તે પહેલવહેલા પ્રતિનિધિ તરીકે ગયા ત્યારે તેમની ઉંમર જોઇને જ તેમને દાખલ થવાની પરવાનગી નહોતી મળી ! સ્વાગતાધ્યક્ષે વિચાર્યું કે દાઢીમૂછ વગરનો ૧૮ વર્ષનો આ છોકરો તે રાજકારણમાં શું સમજે ?

માત્ર ૧૯ વર્ષની વયે લખનૌ કૉંગ્રેસમાં તેમનું સૌથી પહેલું ભાષણ થયું. એની હકીકત પણ રસિક છે. એક તો પોતાની ઉંમર નાની; વળી કોઈ ઓળખે પણ નહિ. એમાં ભાષણ કરવાની રજા કોણ આપે ? છતાં તે હિંમતથી પંડિત માલવીયજીના તંબૂમાં ગયા અને ભાષણ કરવાની પરવાનગી માગી. વિજયનગરમ્‌માં સુબ્રહ્મણ્ય સામે તેમણે કર્યો હતો તેવો જ પ્રયોગ અહીં કર્યો. ભાષણ કરવાની પોતાની યોગ્યતા તે ફરીફરીને સાબિત કરવા લાગ્યા. આખરે પંડિતજીએ તેમને મંજૂરી આપી; અને ફૂટતી મૂછોવાળા એ તરુણે કૉંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં બિલકુલ અચકાયા વગર જ પહેલું ભાષણ કર્યું. તેમાંની જ્વલંત દેશભક્તિ તથા હિંદની પરિસ્થિતિના અચૂક જ્ઞાનની શ્રોતાઓ પર એવી તો ઊંડી અસર થઈ કે ત્યારથી દરેક કૉંગ્રેસમાં ભાષણ કરવાનો તેમને હક્ક મળી ગયો !

એકલા રાજકારણમાં જ નહિ પણ ઔદ્યોગિક પ્રશ્નોમાં પણ એમને એટલો જ રસ હતો, એટલે મદ્રાસમાં ભરાએલી 'ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કૉન્ફરન્સ'માં ભાગ લેતાં રા.બ. મુધોળકરના પરિચયમાં તેઓ આવ્યા. અને દેશની ઔદ્યોગિક બાબતોનું એમનું સચોટ જ્ઞાન જોઈ મુધોળકર એટલા તો મુગ્ધ થઇ ગયા કે તેમને પોતાના આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે રાખી લીધા ! એ ઔદ્યોગિક પરિષદનો હેતુ સમજાવવા માટે તેમણે મદ્રાસ ઇલાકાનો ચોખૂંટ પ્રવાસ કર્યો હતો. ઔદ્યોગિક પ્રશ્નોનું તેમનું અગાધ જ્ઞાન જોઈ મદ્રાસના ગવર્નરે પણ તેમને ઇકૉનૉમિક કૉન્ફરન્સમાં મદદ કરવા બોલાવેલા. ઔદ્યોગિક પરિષદને લગતાં જે પત્રકો, ચોપાનિયાં તથા પુસ્તકો બહાર પાડવામાં આવેલાં તે સર્વનું સંપાદન ચિંતામણિએ જ કર્યું હતું.

મુધોળકરની સાથે ત્રણ વર્ષ કામ કરી તે છૂટા થયા. પોતાના પ્રિય વ્યવસાય પત્રકારત્વ વગર તેમને બીજે ક્યાંય ચેન પડે તેમ નહોતું.

એવામાં ૧૯૦૩માં શ્રી સચ્ચિદાનંદ સિંહાએ અલ્લાહાબાદમાં 'ઈન્ડિયન પીપલ' નામનું અઠવાડિક શરૂ કર્યું. તેના સંપાદન માટે કોઈ યોગ્ય વ્યક્તિ મોકલવા તેમણે શ્રી સુબ્રહ્મણ્યમને લખ્યું અને સુબ્રહ્મણ્યમે વિનાસંકોચે ચિંતામણિને મોકલી આપ્યા. ગાડીભાડા માટે ઉછીના પૈસા લઈ તે અલ્લાહાબાદ ગયા અને એ પત્રમાં સહતંત્રી તરીકે જોડાયા. ત્યારથી તે જીવનના અંત સુધી સંયુક્ત પ્રાંત જ તેમનું કાર્યક્ષેત્ર તથા વતન બન્યું. પત્રકાર તરીકે જ્વલંત કારકીર્દિ તેમણે ગુજારી તે અલ્લાહાબાદમાં જ.

ઈ. ૧૯૦૯માં પંડિત માલવીયજીના પ્રયત્નોથી અલ્લાહાબાદમાં 'લીડર' નામનું અંગ્રેજી દૈનિક શરૂ થયું. 'ઇન્ડિયન પીપલ' તેની સાથે જોડાઈ ગયું અને ચિંતામણિ તથા શ્રી એન. ગુપ્તાને તેના સંપાદકો નીમવામાં આવ્યા. થોડા વખત પછી શ્રી ગુપ્તા છૂટા થતાં ચિંતામણિ જ 'લીડર'ના મુખ્ય સંપાદક બન્યા. અને વચ્ચે તે પ્રધાન બન્યા તે વખતના બે વર્ષ બાદ કરતાં મૃત્યુ સુધી 'લીડર'ના સંપાદક પદે રહીને જ તેમણે તેજસ્વી પત્રકારત્વની અખંડ જ્યોત પ્રગટાવી.

'લીડર' શરૂ થયું ત્યારે સંયુક્ત પ્રાંતમાં અર્ધ સરકારી પત્ર 'પાયોનિયર' તથા કૉંગ્રેસનું મુખપત્ર 'ઇન્ડિપેન્ડન્ટ' લોકોમાં વંચાતાં હતા. પણ થોડા જ વખતમાં ચિંતામણિનું 'લીડર' એ બંનેને ટપી ગયુ. એના તટસ્થ ને તલસ્પર્શી ચર્ચા કરતા વિદ્વત્તાભર્યા અગ્રલેખો તથા તંત્રીનોંધો તેમજ સમસ્ત પત્રના કુશળ સંપાદનને લીધે તે ટૂંક વખતમાં જ લોકાદરને પાત્ર થયું. ચિંતામણિના અભ્યાસપૂર્ણ લેખો ઉપરાંત તેમાં જે ઉચ્ચ સાહિત્ય પીરસાતું તે પણ આતુરતાથી વંચાતું. અને સરકારના કૃત્યોની તેની કડક આલોચનાથી તો સરકારી નોકરો ગભ ગભરાતા. તેના તંત્રીલેખોમાં જે ભાષાની પ્રવાહિતા, દલીલની મનોહરતા અને વિચારની ઓજસ્વિતા હતી તેને લીધે તો જોતજોતામાં તે હિંદના પત્રકારત્વમાં મોખરે જઈને ઊભું.

થોડા સમય બાદ પં. મોતીલાલ નહેરુએ ખૂબ પૈસા ખર્ચીને ફરી 'ઇન્ડિપેન્ડન્ટ' શરૂ કર્યું. પણ તે ય ટકી શક્યું નહિ. અને હોમરૂલ ચળવળના દિવસોમાં તો 'લીડર' એ પ્રાંતની સીમા ભેદીને આખા હિંદમાં પહોંચી ગયુ. હૉર્નિમનનું 'બૉમ્બે ક્રૉનિકલ' અને ઍની બેસન્ટનું 'ન્યૂ ઇન્ડિયા' પણ તેની આગળ ફિક્કા પડી ગયાં. એ કાળે લોકોનું માનસ ઘડવાનું તથા યોગ્ય માર્ગદર્શન કરવાનું જે અમૂલ્ય કાર્ય 'લીડરે' કર્યું તેનું સર્વ માન ચિંતામણિને ફાળે જાય છે. તેમની આ અસાધારણ શક્તિ પર મુગ્ધ થઈને તો મૉન્ટેગ્યુએ તેમને સેક્રેટરી ઑવ સ્ટેટની કાઉન્સિલમાં સભ્યપદ આપવાની દરખાસ્ત કરી! પણ લોકસેવાનું વ્રત ધારણ કરેલા ચિંતામણિએ તે સ્વીકારવાની ચોખ્ખી ના પાડી દીધી.

ચિંતામણિ પત્રકારત્વને એક પવિત્ર સેવાકાર્ય ગણીને જ તેમાં પડેલા. તેમણે પત્રકારત્વને ધર્મનું જ સ્વરૂપ આપ્યું હતું. એ દૃષ્ટિએ શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીએ એમને આપેલું 'પત્રકારત્વના પોપ'નું બિરુદ સૂચક છે. ૧૯૩૫માં અખિલ હિંદ પત્રકાર પરિષદના પ્રમુખસ્થાનેથી તેમણે એને યોગ્ય એવો સંદેશો આપ્યો હતો કે 'सत्यं वद, धर्मं चर' એ જ પત્રકારનો આદર્શ હોવો જોઈએ.' આજકાલ છાપાંમાં સમાચારોને મોટાં શિર્ષકો આપીને જે સનસનાટીભરી રીતે છાપવામાં આવે છે તેની તે વિરુદ્ધ હતા. લોકોને ઉશ્કેરે તેવાં ધાબંધાક્યો તથા શિર્ષકો પ્રત્યે તેમને અત્યંત ઘૃણા હતી. પત્રકારત્વને તે દેશસેવાનું .તિ આવશ્યક અંગ ગણતા; અને નહિ કે પૈસા કમાવા માટેનો વેપાર. 'લીડર'નો દરેકેદરેક અંક એટલે દેશભક્તિનું મૂર્તિમંત સ્વરૂપ. તેમાં ભભકો નહોતો; પણ તેજ હતું. યુક્ત પ્રાંતમાં રાજકીય જાગૃતિ આણવાનું અખંડ ઉજ્જવલ કાર્ય જો કોઈએ કર્યું હોય તો તે 'લીડરે', અને તેમાં તેને જે માનભર્યું સ્થાન મળ્યું છે તેની પાછળ ચિંતામણિની જ અખંડ તપશ્ચર્યા રહેલી છે. 'લીડર' ચિંતામણિના જીવનમાં વણાઈ ગયું હતું. 'લીડર' એટલે ચિંતામણિની પ્રતિભાનું જીવંત પ્રતીક. ચિંતામણિના જીવનને એક જ શબ્દમાં કહેવું હોય તો એમ કહી શકાય કે ચિંતામણિ એટલે 'લીડર'.

તંત્રીની ખુરશીમાં બેઠા પછી ચિંતામણિ કોઈ અજબ વ્યક્તિ બની જતા. કાર્યાલયની ટપાલથી માંડી અગ્રલેખ લખવા સુધીનાં બધાં કામ તે એવી તો આશ્ચર્યકારક કુશળતા ને ઝડપથી પાર પાડતા કે દરેક જણ મુગ્ધ થઈ જતું. તંત્રીનોંધનું આખું પાનું રોજ તે પોતે જ લખતા. વળી સ્ટાફનું સર્વ કામ પણ તે કાળજીપૂર્વક જોઈ જતા. સમાચારોનાં શીર્ષકો તથા તેમની ગોઠવણી સુદ્ધાં તે ધ્યાનપૂર્વક જોઈ જતા. મોડી રાત સુધી તે પ્રેસમાં બેસતા, જેથી મોડા આવેલા મહત્ત્વના સમાચાર પર પોતે તંત્રીનોંધ લખી શકે. છાપું મશીન ઉપર ચઢવાને એક કલાકની જ વાર હોય અને કોઈ અગત્યના સમાચાર આવી પડે તો તરત જ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર કલમ અને કાગળની થોકડી લઈને બેસતા અને તે સમાચાર ઉપર તાત્કાલિક નિર્ણય કરી લઈ એવા તો વેગે લખવા માંડતા કે જાણે યંત્ર શરૂ થયું! જેમજેમ કાગળનો એક એક કકડો લખાઈને ફેંકાતો જાય તેમતેમ હેડ ફોરમૅન તે લઈને કંપોઝ કરાવવા દોડતો જાય અને છેલ્લી સ્લિપ લખાઈ રહે કે તરત જ તેમને લખાણની પ્રુફ કૉપી મળી જાય.

'લીડર'ને માટે તે એટલો તો પરિશ્રમ લેતા કે તેમને આરામ કે આમોદપ્રમોદ માટે ભાગ્યે જ વખત મળતો. 'લીડર'ની આર્થિક સ્થિતિ બહુ સદ્ધર નહિ હોવાથી તેમને ત્રણત્રણ માણસનું કામ એકલે હાથે કરવું પડતું. આથી પહેલેથી જ નબળી તેમની તબિયત ઉપર ઘણી માઠી અસર થતી. છતાં પણ મૃત્યુના દિવસ સુધી તેમણે 'લીડર'ની જ ચિંતા કરી હતી. 'લીડર'ની મહત્તા અને સફળતાના પાયામાં ચિંતામણિએ પોતાની મહત્ત્વાકાંક્ષાઓનું ખાતર પૂર્યું હતું, જુવાનીનો ઉત્સાહ રેડ્યો હતો, પોતાના જીવનભરનો પરિશ્રમ અને પરસેવો સીંચ્યો હતો અને અંતકાળ લગી એ પત્રના ધબકારા સાથે જિંદગીના ધબકારાનો તાલ મેળવ્યા કર્યો હતો. એક વખત તો શરીરમાં ૧૦૩ ડિગ્રી તાવ હોવા છતા તેમણે 'લીડર' માટે તંત્રીલેખ લખી આપ્યો હતો. અરે, મૃત્યુના આગલે જ દિવસે તેમણે 'ધી ઈન્સલ્ટ' નામનો એક અતિ તેજસ્વી અગ્રલેખ લખાવ્યો હતો. ચિંતામણિ હંમેશા કહેતા કે, 'Work never kills a man.'

જે કોઈ પણ પ્રશ્ન તે ચર્ચતા તેની સર્વ બાજુથી સમતોલ છણાવટ તે કરતા. પ્રતિપક્ષીનું દૃષ્ટિબિંદુ બરાબર સમજી લીધા બાદ જ પોતાનું મંતવ્ય તે રજૂ કરતા. કોઈ પણ પ્રશ્ન બાબત પોતાનો મત નક્કી કરતાં પહેલાં તે સંપૂર્ણ વિચાર કરતા; પણ એક વખત જે મત નક્કી કર્યો તે પછી આભ ફાટે તો ય મૂકી દેતા નહિ. પોતે લોકોમાં અપ્રિય થશે અથવા પત્રની આર્થિક સ્થિતિ પર ફટકો પડશે એ ભયે તેમણે કદી પોતાનો વિચાર છુપાવી રાખ્યો નથી. પક્ષની લાગવગ અગર કોઈની શેહ તેમને સત્યકથનથી કદી ચળાવી શક્યાં નથી. પોતાને જે સત્ય ને ન્યાયી લાગતું તે જ કહેતા, અને જે કહેતા તે પણ નીડરપણે કહેતા. આથી જ 'લીડર'ની લોકોમાં ખ્યાતિ થઈ હતી. 'લીડર' દ્વારા તેમણે, ફક્ત પત્રકારત્વમાં જ નવો યુગ શરૂ નથી કર્યો, પણ તેમણે પ્રજાજીવનને પણ ઘડ્યું છે. જેમ તે બ્રિટિશ અમલમાં તેમનાં અપકૃત્યોની ઝાટકણી કાઢતા તેમ કૉંગ્રેસના પ્રધાનપદ

દરમ્યાન તેમના દોષો બતાવવામાં પણ તેમણે પાછી પાની કરી નથી.

૧૯૧૬ થી '૨૩ સુધી અને ૧૯૨૭ થી '૩૬ સુધી સંયુક્ત પ્રાંતની લેજિસ્લેટિવ એસેમ્બ્લીના તે સભાસદ હતા. એસેમ્બ્લીમાં સરકારી બિલો પર તે જે કડક પણ વિદ્વત્તાપૂર્ણ સમાલોચના કરતા તેને કારણે તે વિરોધી પક્ષના નેતા જેવા બની રહ્યા હતા. તેમની આવી અગાધ વિદ્વત્તા અને અસાધારણ બુદ્ધિમત્તાને કારણે, મૉન્ટફર્ડ સુધારાની રૂએ યુક્ત પ્રાંતમાં રચાએલા પ્રધાનમંડળમાં તેમને શિક્ષણ અને ઉદ્યોગખાતાના પ્રધાન નીમવામાં આવ્યા. હિંદનાં દૈનિક પત્રોના તંત્રીઓમાંથી માત્ર બે જ જણાને આમ સરકારી પ્રધાનપદે પહોંચવાનું માન મળ્યું છે: એક સુરેન્દ્રનાથ બૅનરજી અને બીજા ચિંતામણિ. સરકારી પ્રધાન હોવા છતાં તે કોઈથી દબાતા નહિ અને સ્વાભિમાનપૂર્વક પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે જ વર્તતા. આ સ્વાભિમાન પર આઘાત થતાં જ તેમણે રાજીનામું આપી પ્રધાનપદું ફગાવી દીધું અને બહાર નીકળી આવ્યા.

લખનૌ કૉંગ્રેસથી જ તે રાજકારણમાં પડેલા અને ગોખલેને ગુરુ તરીકે તેમણે સ્વીકારેલા. ગોખલે, ફિરોઝશાહ ઇત્યાદિ વિનીત પક્ષના નેતાઓના વિચારપ્રવાહમાં જ તે ઉછરેલા હોવાથી તેમના મન પર મોટી છાપ તેમના મતની જ પડેલી. ૧૯૧૮ સુધી તેમણે કૉંગ્રેસમાં રહીને જ કામ કરેલું અને કૉંગ્રેસના તે કટ્ટર અભિમાની પણ હતા. પણ અસહકારની ચળવળ વખતે તેમનો પ્રામાણિક મતભેદ ઊભો થયો અને તેમણે કૉંગ્રેસ છોડી. ત્યારથી તે લિબરલ પક્ષમાં જોડાયા અને તેના નેતા જેવા થઇ પડયા. બે વખત તો એ લિબરલ પક્ષના પ્રમુખ ચુંટાયા હતા. રાજકીય ક્ષેત્રમાં ભલે તેમને કોઈ સાથે મતભેદ હશે, પણ બધા સાથે તેમનો સંબંધ તો ખૂબ મીઠો હતો. તેમના હેતુની શુદ્ધતા માટે તો કોઇને કદી કશી શંકા ન હતી. દેશનું હિત એ જ તેમનું લક્ષ્ય રહેલું. મહાત્માજીના રાજકીય મતો સાથે તે સંમત નહોતા, છતાં તેમના તરફ તેમને ખૂબ પૂજ્યભાવ હતો.

ચિંતામણિ જાહેરજીવનમાં પહેલા પડયા સામાજિક સુધારક તરીકે. તે પ્રખર સમાજ સુધારક હતા. અને માત્ર શબ્દોથી જ નહિ પણ કૃતિથી પણ તેમણે સમાજ સુધારાના કાર્યમાં ભાગ લીધો હતો. પોતાની પ્રથમ પત્ની મરણ પામ્યા પછી, છેક જૂનવાણી વિચારના એ કાળમાં પણ એમણે બીજું લગ્ન વિધવા સાથે કરીને વિધાયક કાર્ય કરી બતાવેલું.

પત્રકારત્વના ક્ષેત્રમાંની તેમની શાંત દેખાતી પણ સંગીન સેવાને લીધે તેમને ભારતના અગ્રણી પુરુષોમાં સ્થાન મળી ગયું. દેશહિતના પ્રશ્નોના ચિંતક અને માર્ગદર્શક તરીકે પ્રજાએ તેમને સ્વીકારીને સમસ્ત ભારતની અનેકવિધ પ્રવૃત્તિઓના કર્ણધાર બનાવેલા. ગોરખપુરમાં ભરાએલી સંયુક્ત પ્રાંત માધ્યમિક શિક્ષણ પરિષદના પ્રમુખ તરીકે, લિબરલ પક્ષના બે વાર અધ્યક્ષ તરીકે, કલકત્તાની સમસ્ત ભારત પત્રકાર પરિષદના પ્રમુખ તરીકે, ગોળમેજી પરિષદમાં લિબરલ પક્ષ તરફથી પ્રતિનિધિ તરીકે તથા દેશી રાજ્ય જનતા પરિષદ (Indian States People Confernce)ના પ્રમુખ તરીકે અને લોધિયન કમિટિના સભ્ય તરીકે તેમની થએલી ચૂંટણીઓ, તેમની સર્વક્ષેત્રવ્યાપી બુદ્ધિમત્તા તથા લોકપ્રિયતાની નિદર્શક છે. વળી અલ્લાહાબાદ તથા બનારસ યુનિવર્સિટીઓએ તેમને 'ડૉક્ટરેટ'ની પદવી આપી તેમની અસામાન્ય વિદ્વત્તાનું સન્માન કર્યું હતું. મ્હેસૂર યુનિવર્સિટીએ તેમને પદવીદાન સમારંભ વખતે ભાષણ આપવા નોતરેલા. આંધ્ર યુનિવર્સિટીને આશ્રયે 'ઇન્ડિયન પૉલિટિક્સ સિન્સ મ્યુટિની' એ વિષય પર તેમની જે અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનમાળા થઈ હતી તેમાં તેમણે ૧૮૫૭ થી ૧૯૩૫ સુધીના મોટા કાલખંડની અત્યંત પ્રશસનીય ઐતિહાસિક સમીક્ષા તથા તટસ્થ અને તલસ્પર્શી મીમાંસા કરી છે.

પત્રકાર તરીકેની આવી અદ્વિતીય મહત્તા જો કોઇએ તેમને પ્રાપ્ત કરાવી આપી હોય તો તે તેમની અદ્ભુત સ્મરણશક્તિએ. નાની વિગતો તથા આંકડાઓ તે એટલી ચોકસાઇથી યાદ રાખી શકતા કે લોકો આશ્ચર્ય પામતા. એક પણ વખત જે કાંઈ તે જોતા કે વાંચતા તે એ કદી ભૂલતા નહિ. તેમની આવી અસામાન્ય સ્મરણશક્તિ પર મુગ્ધ થઈ બિપિનચન્દ્ર પાલ તો તેમને 'રાજકીય જ્ઞાનકોષ' (Political Encyclopaedia) કહેતા તથા મૌલાના મહમદઅલી 'હિંદી રાજકારણની અનુક્રમણિકા' કહેતા. કોઈ પણ વાત અસ્પષ્ટ ન કહેવી એ તેમની વિશિષ્ટતા હતી. પોતે કોઈ પણ વિચાર મૂકતા તો તેની પુષ્ટિ માટે ઉદાહરણ તથા આંકડાઓની એવી ઝડી વરસાવતા કે વાચક કે શ્રોતા ભલે તેમનો મત ન સ્વીકારે, તોપણ તેમના લખાણથી પ્રભાવિત થયા વગર તો રહેતો નહિ.

એ વક્તા પણ અજબ હતા. કુદરતી ઝરણાની માફક તેમનો વાક્પ્રવાહ વહેતો. તેમનું વક્તૃત્વ ભાવનાને ઉદ્દીપન કરનારું નહિ પણ બુદ્ધિને સ્પર્શ કરનારું હતું. શબ્દને માટે તેમને કદી પણ અટકી રહેવું પડતું નહિ. અંગ્રેજી જાણે માતૃભાષા હોય એટલી સ્વાભાવિકરીતે તે અંગ્રેજી બોલતા કે લખતા. વાર્તાલાપકાર તરીકે પણ તે અજોડ હતા. તેમની વાતોમાં માહિતી તથા જ્ઞાન-વિજ્ઞાનની એવી છોળો ઊડતી કે સામા માણસને તે સાંભળ્યા જ કરવાનું મન થાય. તેમનું મોહક હાસ્ય, નમ્ર રીતભાત તથા પ્રભાવશાળી વ્યક્તિત્વ સામા માણસને આંજ્યા વગર રહેતાં નહિ.

શિસ્તના તો એ એક લશ્કરી સેનાપતિ જેટલા આગ્રહી હતા. દરેક કામ વખતસર ને વ્યવસ્થિત થવું જ જોઇએ એવો તેમનો નિરધાર રહેતો. પુસ્તકો તથા માસિકો અને વર્તમાનપત્રોની જૂની ફાઇલો પણ ક્રમવાર ગોઠવવામાં ન આવી હોય તો તે બિલકુલ ચલાવી લેતા નહિ.

ચિંતામણિ ચુસ્ત સનાતની બ્રાહ્મણ હતા. રોજ સવારે વહેલા ઊઠી પૂજાપાઠ પછી જ પોતાને કામે લાગતા.

મદ્રાસ પ્રાંતમાં જન્મેલા હોવા છતાયે સંયુક્ત પ્રાંત જ તેમના જીવનનું મહત્ત્વનું કાર્યક્ષેત્ર બન્યું. અલ્લાહાબાદમાં રહીને તેમણે લોકોની કરેલી અમર સેવાની કદર તરીકે ત્યાંના એક રસ્તાનું નામ 'ચિંતામણિ રોડ' પાડવામાં આવ્યું છે. તે સંયુક્ત પ્રાંતને પોતાના વતન જેવું ગણતા. પરંતુ ત્રણ દસકાથી વધારે વખત તેમણે સંયુક્ત પ્રાંતમાં ગુજારવા છતાં તેમને હિંદી કે ઉર્દૂ સારીરીતે બોલતાં લખતાં ન જ આવડી! પણ પોતાની આ ઊણપ તેમણે પોતાના એક પુત્રને હિંદી ભાષાના કવિ બનાવીને દૂર કરી છે.

૧૯૩૯માં સરકારે તેમને 'સર' નો ખિતાબ આપી તેમની ગાઢ વિદ્વત્તાનું સન્માન કરેલું. પણ આથી તે સરકારની શેહમાં જરા પણ દબાયા નહિ. લોકોને રજમાત્ર અન્યાય થતાં તે સરકારની સખ્ત શબ્દોમાં ટીકા કરતાં અચકાતા નહિ. ઘોર પરિશ્રમ તથા 'લીડર'ની સતત ચિંતાને લીધે તેમનું શરીર ધીમેધીમે ઘસાતું ચાલ્યું. ૧૯૩૮ થી તો તે લગભગ માંદા જ રહેતા. ૧૯૪૦માં તેમનો ષષ્ઠાબ્દિપૂર્તિ સમારંભ લોકોએ ખૂબ માનપૂર્વક ઊજવેલો. પણ બીજે જ વર્ષે, ૧૯૪૧ના જુલાઈની ૧લી તારીખે, આ તત્ત્વનિષ્ઠ પત્રકાર અવસાન પામ્યા.

ચિંતામણિ જતાં હિંદને પડેલી ખોટ સહેજે નહિ પુરાય. પત્રકારત્વના ક્ષેત્રમાં તો, તેમની બરોબરી જ કરી શકે એવા પત્રકારો જ્યાં ગણ્યાગાંઠયા હોય ત્યાં તેમનાથી વધુ ઊંચા પત્રકારની આશા તો ક્યાંથી રખાય? એમના કરતાં મહાન રાજદ્વારી નેતાઓ જોયા

છે, પણ એમના કરતાં મહાન પત્રકાર ભાગ્યે જ મળશે. ગઈ અરધી સદીમાં હિંદે જે મહાન પત્રકારો પેદા કર્યા છે તે—શ્રી રામાનંદ ચૅટરજી, શ્રી રંગાસ્વામી આયંગર, શ્રી કાલીનાથ રૉય, શ્રી કે. નટરાજન વગેરેની નામાવલિમાં ચિંતામણિનું નામ ઘણું ઊંચે મૂકવું પડશે. જે કાળે હિંદનું પત્રકારત્વ બાલ્યકાળમાં હતું તે કાળે ચિંતામણિએ પોતાની અસાધારણ પ્રતિભા તથા અદ્વિતીય તપશ્ચર્યાથી તેને પાશ્ચાત્ય પત્રકારત્વ જેટલી ઊંચી કક્ષાએ પહોંચાડયું. જો તે વિલાયતમાં જન્મ્યા હોત તો સ્પેન્ડર અને ગાર્ડિનર, ગાર્વિન ને સ્ટ્રેચીની સમાન કક્ષામાં વિરાજત. કોઈએ તેમને હિંદી પત્રકારત્વના ગ્લૅડસ્ટન કહ્યા છે. પણ ખરું જોતાં તેમનામાં સ્કૉટ, સ્ટેડ અને નેવિન્સન એ ત્રણેનો સમન્વય થયો હતો.

મદ્રાસના એક અણુજાણ્યા ખૂણામાં ગરીબ કુટુંબમાં તેમનો જન્મ થયો. નહોતી લક્ષ્મીની વરદ કૃપા કે નહોતી ઉચ્ચ શિક્ષણની સિદ્ધિઓ. છતાં પણ આત્મશ્રદ્ધાની મૂડી પર તેમણે પોતાનું જીવન શરૂ કર્યું અને પોતાના ઘોર પરિશ્રમ, અખંડ તપશ્ચર્યા, પ્રબળ સંકલ્પ શક્તિ, અદ્વિતીય બુદ્ધિમત્તા અને તેજસ્વી ચારિત્ર્ય વડે આપબળે જ તેમણે પોતાના જીવનને એવું તો ઘડયું કે દેશમાં તેમની કીર્તિ અમર થઈ ગઈ. પત્રકારત્વના ક્ષેત્રમાં તેમણે જે ઉત્તુંગ સીમાસ્તંભ રોપ્યો છે તે હિંદી યુવાનોને હમેશાં પ્રેરણા આપતો રહેશે. તેમના જેવી તત્ત્વનિષ્ઠા, પ્રામાણિકતા ને સમતોલવૃત્તિ ભાગ્યે જ બીજે જોવા મળે. એમના જવાથી આપણે ફક્ત પ્રથમ પંક્તિના પીઢ પત્રકાર જ નહિ પણ નિષ્ણાત શિક્ષણશાસ્ત્રી, સમતોલ બુદ્ધિના નીડર આલોચક, દીર્ઘ દૃષ્ટિવાળા ઉદારમતવાદી અગ્રણી, પ્રખર સમાજ સુધારક તથા દેશદાઝવાળા ઉત્સાહી સમાજસેવક ગુમાવ્યા છે. જીવતાં તો ચિંતામણિએ એક ઘડીની નિરાંત જાણી નથી; પણ મૃત્યુ પછી તેમને એ મહાશાન્તિ મળો, જે સાચા લોકસેવકનો ખાસ હક છે.

# ધોળો ચંપો

માસમાસની વનસ્પતિનો પરિચય આપતી લેખમાળા 'આપણી વનસ્પતિ'નો પાંચમો હપ્તો

લેખક: જયંતીલાલ દેવશંકર ઓઝા એમ.એસસી.

સોનેરી ઝાંયવાળાં સુંદર, ધોળાં ફૂલના ફુવારા ઉડાડતું આ વૃક્ષ, જેને સામાન્યરીતે આપણે 'ખડચંપો' કહીએ છીએ, અને મરાઠીમાં જે 'ખેર ચંપા'ના નામે ઓળખાય છે, તેનું મૂળ શુદ્ધ સંસ્કૃત નામ તો 'ક્ષીર ચંપક'. એ ઝાડના કોઈપણ ભાગમાં છેદ પડવાથી દૂધ જેવો ધોળો ચીકણો રસ ઝરે છે, તે પરથી સંસ્કૃતમાં એ 'ક્ષીર-ચંપક' (ક્ષીર=દૂધ) કહેવાયો ને મરાઠીમા 'ખેરચંપા' તથા આપણે ત્યાં 'ખડ ચંપો' થયો.

એનું શાસ્ત્રીય નામ 'પ્લુમેરિયા એક્યુટીફોલીઆ' (plumeria acutifolia poir.) છે. સત્તરમી સદીમાં થઈ ગએલા ફ્રેન્ચ વનસ્પતિશાસ્ત્રી ચાર્લ્સ પ્લુમીઅરના નામ ઉપરથી એ પડેલું. અંગ્રેજીમાં તે 'પેગોડા ટ્રી' કે 'ટેમ્પલ ટ્રી'ના નામથી ઓળખાય છે. ઘણાખરા બગીચામાં તેમજ મોટે ભાગે દેવમંદિરો આગળ એ ઉગાડાતું હોવાથી એ નામ પડયું હશે; કેમકે વરસનો મોટો ભાગ દેવપૂજા માટેનાં ફૂલ તે અર્પે છે.

મૂળ તો એ વૃક્ષ મેકસિકો અને ગ્વાતેમાલાનું વતની. જો કે હિંદમાં પણ હવે ઘણા સમયથી ઉગાડવામાં આવે છે. એ ૧૫ થી ૨૦ ફીટ ઊંચું ઊગે છે અને તેની શાખાઓ વિસ્તારથી ફેલાએલી હોય છે. તેની છાલ રંગે રાખોડી ને ખરબચડી હોય છે; અને તેનાં લીલાં લાંબાં પાન, તેની શાખાઓની ટોચ ઉપર ફુવારો ફૂટતો હોય તેમ સમૂહમાં હોય છે. એ પાન તોડતાં પણ દૂધ નીકળે છે.

નવેમ્બર અને ડિસેમ્બર માસ દરમિયાન વૃક્ષ પરથી બધાં પાન ખરી પડે છે અને છેક વર્ષાઋતુના આરંભ સુધી નવાં પાન દેખાતાં નથી. છતાં તેના પર ફૂલો તો બહારે જ છે. ફૂલોનો ઉદ્ભવકાળ ફેબ્રુઆરીથી ઑક્ટોબર માસ સુધી હોય છે; પરંતુ લગભગ આખા વર્ષ દરમિયાન તેના પર ફૂલો આવે છે. જો કે કુમળાં વૃક્ષ પર પાન આખા વર્ષ દરમિયાન રહે છે. પાનની બહાર હોય છે ત્યારે આ ઝાડ બહુ સુંદર દેખાય છે; પરંતુ પાન ખરી પડે છે ત્યારે તેનું વાંકુંચૂકું થડ અને સૂજી ગએલી શાખાઓ કદરૂપી દેખાય છે.

ફૂલો પણ શાખાઓની ટોચે ફુવારાની ધારો પેઠે ઊભા ઝૂમખાંમાં પ્રકટે છે. સારી રીતે જામેલા વૃક્ષમા તો આ ઝૂમખાં એટલાં મોટાં હોય છે કે એક ઝૂમખામાં લગભગ વીસવીસ ફૂલ થાય છે. દરેક ફૂલ ગળણીના આકારનું અને સફેદ હોય છે. તેનો મધ્યભાગ સોનેરી પીળો હોય છે અને બહારને ભાગે આછી ગુલાબી ઝાંય હોય છે. ખાસ કરીને રાત્રે તેની મધુરી સુવાસ મ્હેકી રહે છે.

ધોળો ચંપો દ્વિદલવાહિ વર્ગ (કરમદાંના વર્ગ)ની વનસ્પતિ છે. તેનું ફળ શીંગ જેવું અને ૫ ઇંચ લાંબું હોય છે. તેનાં બી હિંદમાં ભાગ્યે જ થાય છે, એટલે અહીં તે કાપકલમથી ઉગાડવામાં આવે છે.

સુંદર મધુર પુષ્પો આપતું આ વૃક્ષ બીજી રીતે પણ બહુ ઉપયોગી છે. તેમાંથી નીકળતો ધોળો રસ કપુર અને ચંદનના તેલ સાથે ખસખુજલીનાં દર્દોમાં વપરાય છે. ઇરાની લોકો તેની છાલનો ઉપયોગ પરમાનું દર્દ



ઉપર: ધોળા ચંપાની ફૂલવાળી ડાળી; ડાબી બાજુ: તેનું પાંદડું.

મટાડવામાં કરે છે. કેટલાક આંતરિયા તાવના કેસોમાં તેની છાલનો ઉપયોગ કરે છે. કોંકણમાં તેની છાલ નાળીએર, ઘી અને ચોખા સાથે મરડાના કેસોમાં વપરાય છે. તેની છાલનો ઉકાળો રેચક ગણાય છે. તેનાં પાનને ગરમ કરીને સોજા ઉપર પોટીસ તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. તેનાં ફૂલની કળીઓ નાગરવેલના પાન સાથે જ્વરવિનાશક ઔષધ તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે અને તેનાં બી (મળી શકે તો) દૂધની સાથે ઉકાળીને સર્પદંશના કેસોમાં દંશવિનાશક ઔષધ તરીકે આપવામાં આવે છે.

કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદૃષ્ટિ ખીલવતી લેખમાળા

# સ્થાપત્ય

શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીના મૂળ પરથી અનુવાદક
સૌ. શ્રી અપર્ણાબેન ત્રિવેદી

## ૨–સ્તંભ અને શિખરની રચના



જમણી બાજુ—ચિત્ર નં. ૧૩: કમાનમાં 'કી-સ્ટોન'; ચિત્ર નં. ૧૪: અલંકૃત 'કી-સ્ટોન'; ડાબી બાજુએ પહેલી આકૃતિ—ચિત્ર નં. ૧૫: સ્તંભમાં નારીમૂર્તિ કારિયાટિડ; નીચેની ચાર આકૃતિ—ચિત્ર નં. ૧૬ : જુદાજુદા પ્રકારના સ્તંભના મુકુટની વિવિધ આકૃતિઓ; છેલ્લે ચિત્ર નં. ૧૬–ક: છત ને થાંભલાની વિરોધી રેખાઓ વચ્ચે સામંજસ્ય સાધવાનું મુકુટનું કર્તવ્ય.




**સ્થાપત્યમાં** વસી રહેલું આ સંગીત કે એકતાનતા એ માત્ર તેની રેખાસમષ્ટિનું બહારનું જ ઐક્ય નથી ભવનના જુદાજુદા અંગ-પ્રત્યંગોમાં, તેના ઉપરાર્ધ ને નિમ્નાર્ધમાં (ઉપરના ને નીચેના ભાગમાં), તેની ભીંતો તથા તેમાંનાં દ્વાર-ગવાક્ષો રૂપી આકારોમાં યા તેની ખાલી જગ્યાઓમાં,—બધે જ એક પ્રકારની ભારસામ્યતા (balance)નું સ્થૈર્ય (equilibrium), તથા ભિન્નભિન્ન શક્તિ અને ગતિના સમન્વયની એકતાનતા તથા સમુચિતતા (propriety—fulfilment of purpose), તે ભવનને સુરૂપતા શ્રી અથવા સૌન્દર્ય અર્પે છે. માત્ર અમુક બહારની નકશીઓ અથવા અલંકારો વગેરેની શોભા કરવાથી કોઈપણ મકાન 'વાસ્તુશિલ્પ'માં પરિણત થતુ નથી. મકાનના આગળના ભાગમાં જોકે ઓછાવધતા પ્રમાણમાં અલંકાર-શોભા (ornament)ની રચના કરવાની પ્રથા છે; પણ એ અલંકાર-યોજનાનો મુખ્ય હેતુ તો પ્રધાન આકૃતિ (structure)ના જરૂરી બંધની તેમજ આલંબનની આવશ્યક્તાને સુયોગ્યરીતે બતાવવી તથા તેના ગઠન અને ભારવહનનાં ખાસ જરૂરી અંગ-પ્રત્યંગોના પ્રયોજનપણા ઉપર ભાર મૂકી તેનો ઇશારો—નિર્દેશ કરવો એ જ છે. દાખલા તરીકે કમાનનાં બે પડખાંની બે બંકિમ (વાંકી) રેખાઓની વચ્ચે એક મુખ્ય પત્થર (key–stone)ની સ્થાપના, એ કમાનની રચનામાં ભારવહનને માટે ખાસ જરૂરી છે (ચિત્ર નં. ૧૩). આથી એ પત્થર–key-stone–ની આકૃતિ નજર આગળ ખાસ ખીલવી રાખવી પડે છે; અને એટલા માટે એ પત્થરનું અવલંબન લઇને ત્યાં આભુષણ અથવા અલંકરણ કરવાનો અવકાશ રહે છે (ચિત્ર નં. ૧૪).

એ જ રીતે સ્તંભ–થાભલો, એ પોતાના માથા ઉપર રહેલો ભાર વહન કરે છે એ પ્રકટ કરવું તે સ્થાપત્યને માટે બહુ જ જરૂરનું છે. આ પ્રકાશ કરવા માટે ગ્રીસના પૂર્વયુગમાં થાંભલાને સ્થાને એક ભારવહન કરનારી કલ્પિત નારીમૂર્તિ સન્નિવેષિત કરવામાં આવતી. એનું નામ હતુ કારિયાટિડ–Caryatid–નારીસ્તંભ (ચિત્ર નં. ૧૫).

ઘણી વખત સ્તંભને માથાળે, છતનું ભાર-સામ્ય જળવાય અથવા











ડાબી બાજુને છેડેથી, આકૃતિ ૧ થી ૪—ચિત્ર નં. ૧૭ તથા ૧૭–ક: થાંભલાની રચના કેમ ઉદ્ભવી તેનો ક્રમ-વિકાસ દર્શાવતાં આલેખનો. પથ્થરના શિલ્પના અસ્તિત્વ પહેલાં જ્યારે વાંસના દંડના થાંભલા રચાતા તે સમયે તેના બચાવ માટે તેને જલપૂર્ણ કલશમાં રાખવામાં આવતા. એ પદ્ધતિ પાછળથી થાંભલાની પાદપીઠ રૂપે પણ કાયમ બની રહી. જમણી બાજુ છેલ્લે: ચિત્ર નં. ૧૮.

ભારની યથાયોગ્ય વહેંચણી (distribution of weight) થાય તે માટે એક આલંબન અથવા મુકુટ (capital)ની રચના કરવી પડે છે. થાંભલાના આ મુકુટને પણ નાના પ્રકારના અલંકારો કે સુશોભનોથી વિભૂષિત કરીને થાંભલાને એક પ્રકારનું અતિરિક્ત સૌન્દર્ય આપવામાં આવે છે. જુદાજુદા પ્રકારના સ્થાપત્યના સ્તંભો ઉપર તે તે સ્થાપત્યના વિશિષ્ટ પ્રકાર અનુસાર જે ભાર વહન કરનારા આ મુકુટો યોજાય છે તે તેમની જાતિ (order) નક્કી કરવા માટેનું એક પ્રતીક અથવા ચિહ્ન બની રહે છે. જેમકે ડોરિક પદ્ધતિના સ્તંભ, આયોનિક સ્તંભ, કોરિન્થિયન સ્તંભ, વગેરે (ચિત્ર નં ૧૬ માં ક્રમાનુસાર). વળી, એ મુકુટોનો એક બીજો પણ હેતુ છે. તે એ કે સ્તંભની ઊભી (vertical) રેખા, અને મથાળાની છતની આડી (horizontal) રેખા, એ બેની સામસામી આવી જતી વિપરીતતાની રૂક્ષતાને કાપી નાખવી, અને એ બે પરસ્પર વિરોધી રેખાઓની એક મુખથી બીજા મુખ સુધીની ગતિને સહાય કરવી (ચિત્ર નં. '૧૬ ક' માં તીરના નિશાન આ સમજાવશે).

સ્તંભને માથે જેમ મુકુટ હોય છે તેમ તેના નીચેના ભાગમાં હોય છે પાદપીઠ (base). એ પાદપીઠ એટલે જાણે એક સમાપ્તિનું પૂર્ણવિરામ. આ પાદપીઠની રચના પણ ઊભી તો થઈ જરૂરિયાતને જ કારણે. પથ્થરનું શિલ્પ અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં જ્યારે લાકડા અથવા વાસના સ્ટના થાંભલા રચાતા તે વખતે એ થાંભલાનો નીચલો છેડો જીવડાં કોરી ન ખાય અથવા કોઈ આઘાતથી નુકસાન ન પામે તે માટે એક જલપૂર્ણ કળશમાં એ વાસને સુરક્ષિત કરવામાં આવતો. (ચિત્ર નં. ૧૭ અને ૧૭-ક) પણ પછી વખત જતાં જ્યારે શિલ્પમાં વાંસનું સ્થાન લાકડા તથા પથ્થરે લીધું ત્યારે પૂર્વ યુગના કળશની એ આકૃતિ સ્તંભની પાદપીઠ બની ગઈ ' (ચિત્ર નં ૧૮). કાર્લીના વિખ્યાત ગુફામંદિરમાંના પથ્થરના થાંભલાઓમાં એ પૂર્વના કળશની જ આકૃતિ સ્તંભનું પાદભૂષણ બની રહી છે (નીચે ચિત્ર નં. ૧૯).

સ્તંભ અને કમાનની મદદથી મકાન ઊભું થઈ જાય અને ઉપર છત નંખાઈ જાય, એટલે પછી તેના ઉપરના એ આચ્છાદનની સંપૂર્ણતા દર્શાવવા માટે તેના પ્રમાણ રૂપ તેના ઉપર એક શીર્ષક અથવા શિખર મૂકવાનું પ્રયોજન જણાયું. એ, જાણે કે ઉપરની દિશા તરફના મકાનના કાર્યનું પૂર્ણવિરામ બન્યું. અનેક યુગથી ચાલતી આવેલી ત્રિકોણી ઢાળવાળા છાપરાની આકૃતિમાં શિખરનું એક રૂપ તો કલ્પિત થઈ જ ચૂક્યું હતું તે પછી તેની એ સીધી સરળ રેખા અકાએક ગોળાકાર લઈને તેના ભભાયર ઠરી ગઈ, ને ત્યાં પાઘડી આકારની એક ગોટા જેવી શિલા સ્થાન પામી.-જેવી ભુવનેશ્વરના શિખર ઉપર છે (નીચે ચિત્ર નં. ૨૦): ધીમે ધીમે એમાંથી પછી સ્થાપત્ય શિલ્પીઓએ ગોળાકાર ઘુમ્મટનું સર્જન કર્યું (ઉપર ચિત્ર નં. ૨૧). આ ગોળાકાર ઘુમ્મટ (શિખર) કોઈ વાર ઈંડા જેવો, કોઈ વાર કમળના ડોડા જેવો તો કોઈ વાર ગોળ ચક્ર જેવો સમભુજ બન્યો (નીચે ચિત્ર નં ૨૨).


ચિત્ર નં ૨૧

મકાનો પર આવા ઘુમ્મટવાળા શિખરનો આવિષ્કાર સૌથી પહેલો આપણા પૂર્વ દેશોમાં થયો. તે પછી યુરોપમાં તો ક્રુઝેડ (crusade) યુગ બાદ ઘુમ્મટ પ્રચલિત થયો. ઘુમ્મટની આ ગોળાકૃતિએ સ્થાપત્યશિલ્પમાં પ્રવર્તી રહેલી સીધી ઊભી રેખા ઉપર એક નવા રસની ગોળ રેખાના ઉપાદાનનો સંયોગ કર્યો છે.



ડાબી બાજુ—ચિત્ર નં. ૧૯: કાર્લીના ગુફામંદિરમાંના પથ્થરના થાંભલાઓમાં પાદપીઠ રૂપે રચાયેલી પૂર્વપરંપરાની કળશની આકૃતિ; નીચે-(૧) ચિત્ર નં. ૨૦: ભુવનેશ્વરના શિખર ઉપર સીધી રેખાઓ પછી મુકાયેલો ગોળાકાર પાઘડીના જેવો શિલાખંડ, જે ભવનસ્થાપત્યના ઉપરની દિશા તરફના કાર્યના પૂર્ણવિરામ રૂપ બની રહે છે; છેલ્લી ત્રણ આકૃતિઓ ચિત્ર નં ૨૨: ગોળાકાર ઘુમ્મટે સ્થાપત્યમાં ધારણ કરેલાં વિવિધ રૂપ.



ડાબી બાજુ—ચિત્ર નં. ૨૩: જાણે ભક્તોએ ઈશ્વર પ્રાર્થનામાં ઊંચા કરેલા હાથ ન હોય, એવાં, ગોથિક ઢબનાં દેવળોનાં આકાશભેદી શિખરો.



જમણી બાજુ—ચિત્ર ૨૪: ઈસ્લામી સ્થાપત્યમાં ગોળ ઘુમ્મટની જોડે કરેલી ઊંચા સીધા મિનારાની રચનામાંથી પરસ્પરવિરોધી રેખાઓના સુમધુર રસનો જે છંદ પ્રકાશ પામે છે, તેના નમૂનારૂપ કાહિરા (ઇજિપ્ત)ની કાઇત-બેની મસ્જિદનું રેખાંકન.

યુરોપના સ્થાપત્યમાં આ પહેલાં ઘુમ્મટને બદલે એક પ્રકારના ક્ષુદ્રકાય-સીધા પાતળા ઊંચાં,-શિખરમંદિર(tower-ટાવર)નો પ્રચાર હતો. એ ટાવરનો યથાયોગ્ય પ્રયોગ કરીને, તેની સીધી (horizontal) રેખાની મૂળ આકૃતિ ઉપર એક આકાશભેદી શગની યોજના કરી તેમાંથી એક નવતર આકૃતિ નિર્માણ કરી ગોથિક યુગનાં ખ્રિસ્તી દેવળોમાં તે જોવામાં આવે છે. તેનાં એ અભ્રભેદી શિખરો(tower-minaret) જાણે કે ભક્તો અને ઉપાસકોએ ઈશ્વરપ્રાર્થનામાં ઊંચા કરેલા હાથ ન હોય, એવી તેમની પરિકલ્પનાએ, ખ્રિસ્તી સ્થાપત્યરીતિને એક અભિનવ દિવ્યસૌન્દર્યથી દીપ્ત બનાવી મૂક્યું છે (ચિત્ર નં ૨૩).

ગોથિક ઢબનાં દેવળોનાં આ શિખરમંદિરોના જેવી જ આકૃતિનો અલંકાર ઇસ્લામી પદ્ધતિનો 'મિનાર' છે. ઇસ્લામી સ્થાપત્યમાં ગોળ ઘુમ્મટની પાસે આવી રહેલા સીધી આકૃતિના એ મિનારે એ સ્થાપત્યને એક અભિનવ અને ચિત્તગમ્ય શોભાથી વિભૂષિત કર્યું છે (ચિત્ર ન. ૨૪). કૉન્સ્ટાન્ટિનોપલ (તુર્કસ્તાન)માં આવેલું સાન્ત સોફિયાનું દેવળ, કાહિરા (ઇજિપ્ત)માંની કાઇત-બેની સમાધિ, ઈસ્ફહાન (ઇરાન)ની બાદશાહી મસ્જિદ અને આગ્રા (હિંદ)ના જગતખ્યાત તાજમહાલના સ્થાપત્યોમાં, આ પ્રકારની, ગોળ ઘુમ્મટની જોડાજોડ ઊંચા મિનારાની કરેલી રચનામાં, ગોળ અને સીધી રેખાની પરસ્પરની વિપરીતતાનો સુમધુર રસ અત્યન્ત મેળાપૂર્વક ચિત્તગમ્ય રેખાના છન્દમાં પ્રકાશ પામ્યા છે. (ચાલુ)



ગોળ ઘુમ્મટની સાથે સીધી આકૃતિના મિનાર મૂકીને જે અભિનવ ને ચિત્તગમ્ય શોભા નિર્માણ કરવામાં આવે છે તેનો એક સુંદર નમૂનો તાજમહાલ છે

# દૃષ્ટિ-ભેદ

લેખક - યોગેન્દ્ર પ્રિયદર્શી

રસના જેમ ભેદ-પ્રભેદ છે, તેમ દૃષ્ટિઓમાં પણ વિવિધ પ્રકાર છે. શાસ્ત્રમાં એવી છત્રીસ પ્રકારની દૃષ્ટિઓ જણાવવામાં આવી છે. તેનાં નામ આ પ્રમાણે છે: (૧) કાન્તા, (૨) હાસ્યા, (૩) કરુણા, (૪) રૌદ્રી, (૫) વીરા, (૬) ભયાનકા, (૭) બીભત્સા, (૮) અદ્ભુતા, (૯) સ્નિગ્ધા, (૧૦) હૃષ્ટા, (૧૧) દીના, (૧૨) ક્રુદ્ધા, (૧૩) દૃપ્તા, (૧૪) ભયાન્વિતા, (૧૫) જુગુપ્સિતા, (૧૬) વિસ્મિતા, (૧૭) શૂન્યા, (૧૮) મલિના, (૧૯) જિહ્મા, (૨૦) લલિતા, (૨૧) ગ્લાના, (૨૨) શંકિતા, (૨૩) વિષાદિની, (૨૪) મુકુલા, (૨૫) કુંચિતા, (૨૬) અભિતપ્તા, (૨૭) લજ્જાન્વિતા, (૨૮) શ્રાન્તા, (૨૯) વિતર્કિતા, (૩૦) અર્ધમુકુલા, (૩૧) વિભ્રાન્તા, (૩૨) વિપ્લુતા, (૩૩) આકેકરા, (૩૪) વિકોશા, (૩૫) ત્રસ્તા, (૩૬) મદિરા.

આમાં પહેલી આઠ દૃષ્ટિઓ રસની, તે પછીની આઠ સ્થાયી ભાવની અને બાકીની વીસ દૃષ્ટિઓ સંચારી ભાવોની છે. એ રીતે સર્વ દૃષ્ટિઓ તેના નામાનુસારના રસ અને ભાવોની જાણવી.

**રસજન્ય દૃષ્ટિ:** આઠ રસ માટેની આઠ રસજન્ય દૃષ્ટિઓનાં લક્ષણો:

કાન્તા: ભ્રૂક્ષેપ કટાક્ષા, હર્ષપ્રસાદિની, સકામ.

હાસ્યા: વારાફરતી સંકોચાતાં પોપચાં.

કરુણા: નમતાં પોપચાં, પતિત દૃષ્ટિ (ઢળતી નજર), આંસુ.

વીરા: વિકસિતા, દીપ્તા, ગંભીરા અને સ્થિરા.

રૌદ્રી: વિસ્ફારિત ઉગ્ર નેત્ર.

ભયાનકા: નિઃસ્તબ્ધ પુટા, ભ્રમણ કરતા તારક.

બીભત્સા: નિકુંચિત પુટા, એકબીજાને સ્પર્શતી પાંપણો.

અદ્ભુતા: આશ્ચર્યથી બહાર નીકળી આવેલી કીકીઓ, વિકસિતા, પ્રફુલ્લા.

શાન્તા: (નાટ્યશાસ્ત્રમાં આ દૃષ્ટિ નથી ) નાસાગ્ર દૃષ્ટિ, સ્થિરા.

**ભાવજન્ય દૃષ્ટિ:** ભાવજન્ય દૃષ્ટિઓનાં લક્ષણ આ પ્રમાણે છે:

સ્નિગ્ધા: મધુરા, સ્મિત તારકા, સતૃષ્ણા.

હૃષ્ટા: હસિતા, કિંચિત્ આકુંચિતા.

દીના: મંદસંચારિણી, શોકયુક્તા, સ-અશ્રુ અર્ધ બીડેલાં પોપચાં.

ક્રુદ્ધા: ઉદ્ધૃત પોપચા અને કીકીઓ.

દૃપ્તા: વિકસિત સ્થિર તારકા.

ભયાન્વિતા: વિસ્ફારિતા (ફાટેલા ડોળા), ભયકંપિત તારકા.

જુગુપ્સિતા: સંકોચેલાં પોપચા અને કીકીઓ.

વિસ્મિતા: વિકસિતા, ઉદ્ધૃત તારકા.

**સંચારી દૃષ્ટિ:** સંચારી ભાવો દર્શાવતી દૃષ્ટિઓનાં લક્ષણ આ છે:

શૂન્યા: સમતારા, સમપુટા, નિષ્કંપા, શૂન્યદર્શના.

મલિના: કિંચિત નિમિલિત પુટા (સહેજ મળેલાં પોપચાંવાળી).

જિહ્મા: લંબિત આકુંચિત પુટા, (લાંબાં થઈ સંકોચાતાં પોપચા).

લલિતા: ભ્રૂક્ષેપા, સસ્મિતા, સકામા.



કોઈ સુંદર વસ્તુ માટેની પ્રશંસા તથા અદ્ભુતતાનો ભાવ વ્યક્ત કરતી, શૃંગાર અને અદ્ભુત રસની દૃષ્ટિઓનું મિશ્રણ દર્શાવતો લેખકનો ફોટોગ્રાફ. હસ્તમુદ્રા પણ એ જ વાત દર્શાવે છે.

ગ્લાના: પોપચાં, પાંપણ અને ભ્રમર શિથિલ, દૃષ્ટિ શિથિલ.

શંકિતા: ગૂઢા, કિંચિત ચલા, ઉત્તુંગ, ત્રસ્તા (ત્રાંસી).

વિષાદિની: ખેદથી વિસ્તૃત થએલાં પોપચાં, સ્થિર, નિમેષોન્મેષા

મુકુલા: સુખોન્મીલિત તારા, શોભાયુક્ત મળેલી પાંપણો.

કુંચિતા: સંકોચાએલાં પોપચાં, પાંપણો તથા કીકી.

અભિતપ્તા: મંદ તારા, ચલિત પુટા.

લજ્જાન્વિતા: ઢળેલાં પોપચાં ને કીકીઓ; ખેંચાએલી પાંપણો.

શ્રાન્તા: શ્રમિતા, મંદગતા, પતિત તારા ક્ષામા.

વિતર્કિતા: વિચારમાં ઊંચાં અને નીચાં થતાં પોપચાં.

અર્ધમુકુલા: આનંદથી અરધાં બીડાએલાં પોપચાં, સ્મિતા, લલિત તારકા.

વિભ્રાન્તા: ચંચલ કીકીઓ, આગળપાછળ દૃષ્ટિ.

વિપ્લુતા: ફરકતાં, સ્તબ્ધ, નીચે ઢળેલાં પોપચાં, ડૂબેલી ને બહાર નીકળની દૃષ્ટિ.

આકેકરા: વાંકાં પોપચાં, અરધી બીડાએલી દૃષ્ટિ, વ્યાવૃત્ત તારા (ગોળ ફરતી કીકીઓ), અર્ધ નિમેષિણી.

વિકોશા: વિકોષિત પુટા; પ્રફુલ્લિત દૃષ્ટિ; અનિમેષિણી, અસ્થિર તારા.

ત્રસ્તા: ત્રાસોત્કંપિત તારકા, ફાટેલાં પોપચાં.

મદિરા: અનવસ્થિત તારકા, શિથિલ પોપચાં અને દૃષ્ટિ આ દૃષ્ટિમાં તરુણ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકાર છે.

**દૃષ્ટિ-યોજના:** પ્રથમની સોળ દૃષ્ટિઓ તેનાતેના નામાનુસારના રસ અને ભાવોમાં યોજવી. બાકીની વીસ સંચારી દૃષ્ટિઓનો વિનિયોગ નીચે પ્રમાણે કરવાનો કહ્યો છે:

શૂન્યા–ચિંતા અને સ્તંભમાં; મલિના–નિર્વેદ અને વૈવર્ણ્યમાં; જિહ્મા–અસૂયા, જડતા અને આલસ્યમાં; લલિતા–ધૈર્ય અને હર્ષમાં; ગ્લાના–અપસ્માર અને વ્યાધિમાં; શંકિતા–શંકામાં; વિષાદિની–વિષાદમાં; મુકુલા–નિદ્રા, સ્વપ્ન અને હર્ષમાં; કુંચિતા–અસૂયામાં, દુષ્પ્રેક્ષ (ન જોવાયોગ્ય વસ્તુ)માં ને નેત્રની વ્યથા દર્શાવવામાં; અભિતપ્તા–નિર્વેદ, અભિઘાત અને સુર્વતેજમાં; લજ્જાન્વિતા–લજ્જામાં; શ્રાન્તા–શ્રમ ને સ્વેદમાં; વિતર્કિતા–સ્મૃતિ ને વિતર્કમાં; અર્ધમુકુલા–હર્ષમાં તથા રૂપ, રસ, ગંધ વગેરેનાં સુખમાં; વિભ્રાન્તા–આવેગ ને સંભ્રમવિભ્રમમાં; વિપ્લુતા–ચપલતા, ઉન્માદ (ભ્રાન્તિ), દુઃખ, વ્યાધિ તથા મરણમાં; આકેકરા–વિચ્છેદ પ્રેક્ષિત (દુઃખપૂર્વક જોઈ શકાય તેવી) વસ્તુમાં; વિકોશા–વિબોધ, અમર્ષ, ગર્વ, ઉગ્રતા અને મતિમાં; ત્રસ્તા–ત્રાસમાં; મદિરા–મદમાં. (ચાલુ)

# ભાગવતનો રસાસ્વાદ

રામાયણ, મહાભારત, ભાગવત અને રામચરિતમાનસ એ આપણી સંસ્કૃતિના ચાર મહાન ગ્રન્થો છે. આપણને જો સાધુચરિત સ્ત્રીપુરુષો થવાની અભિલાષા હોય તો રામાયણનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરવો; જો મનુષ્યજીવનના વિવિધ પ્રશ્નો અને મનુષ્યસ્વભાવની અનેક ગૂંચવણો સમજવી હોય તો મહાભારતનું ધ્યાનપૂર્વક અધ્યયન કરવું; જો પ્રેમસ્વરૂપ પરમાત્માની શાન્ત શીતલ નિર્મલ ચન્દ્રિકા અન્તરમાં અને જગતમાં સર્વત્ર સુહાવવી હોય તો ભાગવત વારંવાર વાંચવું; અને રામચન્દ્રજીનું રસમય જીવન ભરપૂર ભક્તિથી નિરખવું હોય તો તુલસીદાસજીના રામચરિતમાનસનું અનેકવાર મનન કરવું.

શ્રીમદ્ ભાગવત એ સત્યધર્મનો અને નિરતિશય ભક્તિનો અપૂર્વ ગ્રન્થ છે. એમાં પરમપુરુષ વિષ્ણુરૂપ પરમાત્માની અવતારલીલાનું પ્રધાનપણે વર્ણન છે. પરમાત્મા આ સંસારમાં અને મનુષ્યના અન્તરમાં નિત્યનિરંતર અવતરે છે, એના જીવનને સુન્દર અને ભવ્ય પ્રકાશ આપે છે અને જીવનની મધુરતા વિસ્તારે છે. પ્રભુ મનુજહૃદયમાં અને વિશ્વમાં પ્રતિક્ષણ પ્રકટ થયા કરે છે એ ભાગવતકારનું અવતારલીલાનું રહસ્ય છે. આ નિરંતર પ્રકટ થતા પરમાત્માનું દર્શન કરવું એ મનુષ્યજીવનનું પરમ ધ્યેય છે. સત્ય અને પ્રેમથી પ્રદીપ્ત થએલો માનવઆત્મા આ લૌકિક જગતમાં પરમાત્માનું અલૌકિક દર્શન કરે છે. અલબત્ત, પરમાત્માનું દર્શન એટલે 'सत्यं शिवं सुन्दरम्' આદિ એના ગુણોનું દર્શન.

અવતારવાદનું અથવા અવતારભક્તિનું એક અધિક રહસ્ય પણ છે પરમાત્માના પૂર્વોક્ત સામાન્ય પ્રાકટ્ય ઉપરાંત જ્યારેજ્યારે ધર્મની ગ્લાનિ થાય ત્યારેત્યારે એનું વિશેષ પ્રાકટ્ય થાય છે. અધર્મના વિનાશ માટે અને ધર્મના અભ્યુત્થાન માટે પરમાત્મા વિશેષરૂપે પ્રકટ થાય છે ને સત્યધર્મની પુનઃસ્થાપના કરે છે. શ્રીકૃષ્ણચન્દ્રનું 'અવતારશરીર' એ આનું મહાન તેજસ્વી ઉજ્જ્વલ ઉદાહરણ છે. આ 'અવતારશરીર'ને અનેક ભક્તો ભજે છે અને એ બંસીધરની લાવણ્યમાન છબિની સ્મૃતિ એમના જીવનનું મધ્યબિન્દુ બને છે. આ ભક્તિની—સર્વોચ્ચ પરમાત્મપ્રેમની—દૃષ્ટિ છે.

શ્રીકૃષ્ણને આપણે પરમાત્મારૂપે ભજીએ છીએ. એના લીલા સ્વરૂપનું આપણે શ્રવણ, કીર્તન ને સ્તવન કરીએ છીએ. એની મધુર મનોહર છબિને આપણે મનથી નિરખીએ છીએ. પ્રભુ દૂર છતાં પણ સમીપ છે. મનુષ્ય જે રૂપે એને ભજે છે તે રૂપે એ તેની સમક્ષ પ્રકટ થાય છે. પ્રભુ આ વિશ્વની પાર રહેલો છે અને સાથેસાથે આ વિશ્વમાં સભર ભર્યો છે એ સમજણથી જ મનુજઆત્મા સંતૃપ્ત થતો નથી. એને તો પરમાત્માને વધુમાં વધુ નિકટ લાવવો છે. એને એનો હૃદયનાથ કરવો છે. આ જગતનાં અનેક સ્ત્રી પુરુષો—ગોપ અને ગોપિકાઓ—એ અનન્ત પુરુષને અન્તરના અન્તરતમ ઊંડાણમાં ઉતારવા તલસે છે. પરમાત્મા માટે મનુજ આત્માનો આવો તલસાટ છે.

ભાગવતના 'દશમ સ્કન્ધ'માં અનુપમ મનોહરતાવાળાં કેટલાંક ગીતો છે. એમાં વેણુગીત, ગોપીગીત, યુગલગીત, વિયોગગીત અને ભ્રમરગીત મુખ્ય છે. આ સર્વ ગીતોમાં ગોપિકાઓ શ્રીકૃષ્ણ પરમાત્માને આ સંસારરૂપી વૃન્દાવનની લીલીછમ કુંજોમાં શોધે છે, ચરાચર વિશ્વને ચકિત કરનારી એની અતિમનોહર વેણુનો મધુર નાદ સાંભળે છે, એના અનન્ત ગુણોનું પળેપળે સંકીર્તન કરી એનું અનુકરણ કરે છે, દિશદિશામાં એનાં દર્શન, અદર્શન, પુનર્દર્શનનો અનુભવ કરે છે, એના ક્ષણવાર વિયોગથી અત્યંત વિહ્વલ બને છે, એને ગાઢ આલિંગન આપવા નિત્યનિરંતર ઉત્સુક રહે છે, એનાં ચરણકમળને અન્તરમાં ઊંડેઊંડે પ્રવેશ કરાવવા સતત ઇચ્છા રાખે છે અને શરદની મીઠીમનોહર ચાંદનીમાં એ રાસેશ્વર સાથે રમેલા રસમય રાસનું વારંવાર સ્મરણ કરે છે.

જેણે શુકદેવજીના ભાગવતનું મધુર અને રસાર્દ્ર ફળ ચાખ્યું છે અને એના આસ્વાદની સાચા હૃદયથી કદર કરી છે તેના જીવનમાં સત્યનિષ્ઠા સાથે પ્રેમ અને મધુરતા છલોછલ ઊભરાય છે એ ભગવાને ભક્તને આપેલો વિશ્વાસ છે.

**રતિલાલ મોહનલાલ ત્રિવેદી**

(શ્રી રમણલાલ શાસ્ત્રીના 'પંચગીત અને રાસતત્ત્વ'ની મારી પ્રસ્તાવનામાંથી)

આપણા રોજ-બ-રોજના જીવનમાં રહેલો વિજ્ઞાનનો ફાળો તથા તેનું મહત્ત્વ સમજાવતી લેખમાળા
'રોજિંદા જીવનમાં વિજ્ઞાન'નો પાંચમો હપતો

# સોડા

લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસસી., પીએચ.ડી.

મીઠા પછી વધુમાં વધુ અગત્યનો ભાગ આપણા જીવનમાં કોઈ ભજવતું હોય તો તે સોડા,–વિજ્ઞાનની પરિભાષામાં સોડિયમ કાર્બોનેટ. આપણા આરોગ્ય-સંરક્ષણમાં સોડાનો હિસ્સો નાનોસૂનો નથી. આપણી અંગત સ્વચ્છતા અર્થે તેમજ ધોવા માટે ઉપયોગમાં આવતો સાબુ તથા બીજા એવા અન્ય અનેક પદાર્થોની બનાવટમાં સોડા વિના ન ચાલે. આપણા પૂર્વજોને પણ આ વસ્તુ બરાબર સમજાઇ હતી, એટલે સોડા બનાવવાની ક્રિયા તો આપણે ત્યાં અતિ પુરાણી છે. એ કાળમાં દરિયાકાંઠે ઊગતી વનસ્પતિની રાખમાંથી અશુદ્ધ સોડા કાઢવામાં આવતો. ઉપરાંત સાજીખાર, પાપડખાર, ઊસ વગેરે પદાર્થોમાંથી પણ સોડા નીકળે છે. પશ્ચિમના દેશોમાં તેરમી સદીના કીમિયાગરોને આ વિષે જ્ઞાન હતું; અને આધુનિક સંસ્કૃતિના પ્રસારની સાથોસાથ તો સોડાનો ઉપયોગ ખૂબ વધ્યો છે. કાચની બનાવટમાં પણ આજે સોડા પુષ્કળ વપરાય છે, અને એ ઉપરાંત સોડાના બીજા કેટલા યે નાનામોટા ઉપયોગોનો નિર્દેશ કરી શકાય. સોડિયમના વિધવિધ ક્ષારોની બનાવટમાં પણ સોડા મૂળભૂત પદાર્થ બન્યો છે. આવી તો સોડાની મહત્તા છે.

મીઠામાં રહેલા સોડિયમના તત્ત્વની શોધનું પહેલું માન જર્મન રાસાયનિક સ્ટાહલને ઘટે છે. ત્યાર પછી મીઠામાંથી સોડા બનાવવાના અનેક પ્રયાસો થયા. (એ ઉદ્યોગ 'આલ્કલી ઉદ્યોગ' કહેવાય છે.) પરંતુ ઈ. ૧૭૮૭માં નિકોલસ લ બ્લાન્કે એ પ્રયાસને સફળરીતે પાર ઉતાર્યો. ફ્રેંચ બળવા પછી ત્યાં જે વિગ્રહો ચાલ્યા તે અરસામાં ફ્રાંસને મળતો પરદેશી સોડા બંધ થયો એથી સોડાની બનાવટ એ દેશમાં જરૂરી બની ને તેની યોગ્ય રીત શોધી કાઢનારને મોટું ઈનામ આપવાની ત્યાંની સરકારે જાહેરાત કરી. ૧૭૯૧માં લ બ્લાન્કે પોતાની રીત અનુસાર મીઠામાંથી સોડા બનાવવાનું કારખાનું કાઢ્યું. પરંતુ બીચારો બ્લાન્ક! એ ફ્રેંચ પ્રજાસત્તાકના 'સ્વતંત્રતા ને બંધુત્વ'ના હીમાયતીઓએ એનું કારખાનું પાયમાલ કરી નાખ્યું અને એની એવી તો દુર્દશા કરી કે બળવાખોરોના હાથમાંથી તે માંડમાંડ બચ્યો. અંતે ૧૮૦૬માં દુઃખી બ્લાન્ક આપઘાત કરી મૂઓ!

બ્લાન્કની રીતમાં પ્રથમ મીઠાને સલ્ફ્યુરિક ઍસિડ સાથે ગરમ કરવામાં આવે છે. આથી સોડિયમ સલ્ફેટ (સૉલ્ટ-કેઈક) બને છે, અને હાઇડ્રોક્લોરિક ઍસિડના પુષ્કળ ધુમાડા છૂટે છે. શરૂઆતમાં તો આ ધુમાડા બહુ ઉપદ્રવ કરતા. એથી આજુબાજુની વનસ્પતિ સુકાઈ જતી અને એટલામાં વસવાટ પણ અશક્ય બનતો. એ ધુમાડા નદીના પાણીમાં કાઢવામાં આવ્યા, તો પાણીનાં માછલાં મરવા લાગ્યાં અને મચ્છીમારોનો ધંધો તૂટવા લાગ્યો! પરંતુ ધીમેધીમે એનું નિવારણ કરવા માટે થએલાં સંશોધનોને પરિણામે આજે એ ઉપદ્રવકારી ધુમાડા તો કારખાનાવાળાને ધનપ્રાપ્તિનું સાધન બની ગયા છે. હવે એ ધુમાડાને પાણીમાં શોષી લેવામાં આવે છે અને તેમાંથી હાઇડ્રોક્લોરિક ઍસિડ બનાવાય છે, જેનો ઉપયોગ ક્લોરીન તૈયાર કરવામાં થાય છે. ક્લોરીનનો મોટો ભાગ બ્લીચિંગ પાઉડર, પોટાસ્યમ ક્લોરેઈટ અને બીજા ક્લોરેઇટોની બનાવટમાં વપરાય છે. આ થઇ સોડાની બનાવટની પહેલી ભૂમિકા.

પછી બીજી ભૂમિકામાં સૉલ્ટ-કેઇકને કોલસા તથા ચૂના-પથ્થર સાથે મેળવીને ફરી ભઠ્ઠીઓમાં ગરમ કરવામાં આવે છે. એમાં કોલસો સૉલ્ટ-કેઇકને પ્રતિ-ઓક્સાવે છે એટલે તેમાંથી ઑક્સિજન લઇને સોડિયમ સલ્ફાઈડ તૈયાર થાય છે; અને તે સલ્ફાઈડ ચૂના-પત્થર સાથે જોડાઇને તેમાંથી સોડિયમ કાર્બોનેટ-આપણો 'સોડા'–બને છે એ 'કાળી રાખ' તરીકે ઓળખાય છે, પછી તેને પાણી સાથે મેળવીને તેમાંથી સોડા કાઢવામાં આવે છે. એ દ્રાવણમાં ૨૫ ટકા જેટલો તે સોડાના રૂપમાં અથવા વીસ ટકા જેટલો કૉસ્ટિક સોડાના રૂપમાં હોય છે. હવે જો તેમાંથી સોડા બનાવવો હોય તો એ દ્રાવણમાં કાર્બન ડાયૉક્સાઈડ પસાર કરવામાં આવે છે ને પછી એ પ્રવાહીને ઘટ્ટ કરવાથી અશુદ્ધ કાળાશપડતો સોડા બને છે. ત્યાર બાદ તેમાં આવેલી અશુદ્ધિઓ ગરમી વડે બાળી નાખવામાં આવે છે. આ પ્રમાણે તૈયાર થએલો સોડા 'સોડા ઍશ' તરીકે બજારમાં મળે છે.

(બાજુએ: મીઠામાંથી સોડા બનાવવાની સૉલ્વે પદ્ધતિ)

સોડા કાઢી લીધા પછી જે અદ્રાવ્ય પદાર્થ રહે છે તેને આલ્કલીનો કચરો (આલ્કલી-વેઇસ્ટ) કહે છે આ કચરામાંથી પણ ગંધક તેમજ ફોટોગ્રાફીમાં વપરાતો 'હાઇપો' તૈયાર કરવામાં આવે છે.

પણ આ 'બ્લાન્ક પદ્ધતિ'માં એક ખામી છે. એમાં મીઠું જ વાપરવું પડે,—તેનું પાણી ન ચાલે. ઉપરાંત, એ રીતમાં કીમતી સલ્ફ્યુરિક ઍસિડ વાપરવો પડે છે, ને તેનો મોટો ભાગ આલ્કલી વેઇસ્ટમાં ચાલ્યો જાય છે. આ બધુ છતાં પણ આ રીત હરીફાઇમાં ટકી રહી છે, કારણ કે એ પદ્ધતિથી કારખાનાવાળાને સોડા ઉપરાંત હાઇડ્રોક્લોરિક ઍસિડ, ગંધક વગેરે કીમતી રસાયનો લગભગ મફતમા પડે છે. નીચે આપેલી રૂપરેખા વધુ સ્પષ્ટતા કરશે:

સોડાના દ્રાવણમાંથી વૉશિંગ સોડા કેમ બને છે તે જોયું. હવે એ જ દ્રાવણમાંથી 'કૉસ્ટિક સોડા' બનાવવાની રીત જોઈએ. એ દ્રાવણને ચૂના સાથે મેળવીને તેમાંથી કૉસ્ટિક સોડા બનાવાય છે. આપણે ત્યાં હિંદમાં પણ એ ક્રિયા ઘણા જૂના કાળથી જાણીતી છે. ઊસમાં ચૂનો ઉમેરીને કૉસ્ટિક બનાવી તેમાં ડોળિયું તેલ ઉમેરી આપણે ત્યાં તરનો સાબુ બનાવાતો. પણ સોડાના દ્રાવણમાંથી કૉસ્ટિક સોડા બનાવવાની આ રીત હવે ઉપયોગમાં ઓછી આવે છે, કેમકે વીજળી સસ્તી થવાથી મીઠાના દ્રાવણનું વીજ–પૃથક્કરણ કરીને પુષ્કળ કૉસ્ટિક સોડા બનાવાય છે, જે બહુ સસ્તો પડે છે.

૨

જેમ જેમ સોડાનો વપરાશ વધવા લાગ્યો તેમતેમ તેની બનાવટની સસ્તી ને સસ્તી રીતો યોજવા સંશોધન થાલ્યું. ૧૮૩૮માં આવી એક રીતનો પેટન્ટ લેવાયો. પણ તેને સંપૂર્ણ સફળ કરતાં તો લગભગ પા સદી ચાલી ગઈ આ રીત તેના શોધકના માનમાં 'સૉલ્વે રીત' યા 'ઍમોનિયા-સોડા-પદ્ધતિ' તરીકે જાણીતી છે, કેમકે તેમા મીઠા ઉપરાંત ચૂના–પથ્થર, કોલસો અને ઍમોનિયાની જરૂર પડે છે. આમ, આ બનાવટમા વપરાતા કાચા પદાર્થો તદ્દન સાદા અને વળી સસ્તા છે, તેમા કચરો પડતો નથી, અને લગભગ બધા પદાર્થો ફેરી ને ફરી ઉપયોગમા આવે છે એ તેનો આર્થિક ફાયદો છે. ઉપરાંત આ પદ્ધતિમા મીઠાનુ પાણી પણ વાપરી શકાય છે અને એ રીતે બનેલો સોડા વિશેષ શુદ્ધ હોય છે, એટલે આ પદ્ધતિ લ્બ્લાન્ક પદ્ધતિના મોટી હરીફ થઇ પડી છે.

આ રીતના મુખ્ય સિદ્ધાંત એ છે કે ઍમોનિયાથી સંતૃપ્ત મીઠાના દ્રાવણમાથી કાર્બન ડાયૉક્સાઈડ વાયુ પસાર કરવાથી સોડિયમ બાઈ કાર્બોનેટ (સોડા બાઇ કાર્બ) અને ઍમોનિયમ ક્લોરાઈડ (નવસાર) બને છે, અને બાઈ કાર્બોનેટની દ્રાવ્યતા (solubility) ઓછી હોવાથી તે પાસાદાર પદાર્થ રૂપે જુદો પડે છે. તેને ગરમ કરવાથી તેમાથી કાર્બન ડાયૉક્સાઈડ વાયુ નીકળી જાય છે અને સોડા બની રહે છે. આ ક્રિયા માટે 'સૉલ્વે ટાવર'નો ઉપયોગ થાય છે. તેની રચના એક ઊંચી ટિફિનબૉક્સનાં ખાનાં ગોઠવ્યાં હોય તેવી હોય છે. દરેક ખાનામાં નીચે કાણું હોય છે, જેના પર ઝીણી જાળીનું પતરું હોય છે. આ ટાવરમાં ઉપરથી ઍમોનિયાથી સંતૃપ્ત મીઠાનુ દ્રાવણ ભરવામાં આવે છે અને નીચેથી કાર્બન ડાયૉક્સાઈડ દાખલ કરવામાં આવે છે, એટલે સોડા બાઈ કાર્બોનેટ બનતો જાય છે. તેને કાઢી લઇ સૂકવીને ગરમ કરવાથી સોડા બને છે; અને જે કાર્બન ડાયૉક્સાઇડ તેમાથી નીકળે છે, તેને પાછો ઉપર મુજબ ઉપયોગમાં લેવામા આવે છે બીજો પદાર્થ જે નવસાર બને છે તેને પણ ચૂના સાથે ગરમ કરવાથી તેમાનો ઍમોનિયા છૂટો પડી જાય છે, જે પણ પાછો ઉપયોગમાં લેવાય છે. આ રીતે આ ક્રિયા સતત ચાલ્યા કરે છે.

સોડા બજારમાં જુદાંજુદાં નામથી આવે છે: સોડા-ઍશ, ક્રિસ્ટલ કાર્બોનેટ, વૉશિંગ સોડા યા સોડા ક્રિસ્ટલ. વૉશિંગ સોડામાં દસ અણુ પાણીના હોય છે. તેને હવામા રાખવાથી એ પાણી ઊડી જાય છે ને તેના સ્ફટિકો ભૂકો થઇ જાય છે. સોડા બાઈ કાર્બ દવામાં વપરાય છે તેમજ રેશમ તથા ઊન ધોવા માટે પણ તે ઉપયોગમાં લેવાય છે. સોડા–ઍશને ગંધકના ડાયૉક્સાઇડ સાથે પ્રક્રિયા થવા દેવાથી તેમાંથી સોડિયમ હાઇડ્રોજન સલ્ફાઇટ, બાઇ સલ્ફાઇટ ને નૉરમલ સલ્ફાઈટ બનાવી શકાય છે. આ પદાર્થો ઉદ્યોગોમાં ખૂબ વપરાય છે ને તેથી આપણા દેશમાં આ ઉદ્યોગને વિકસાવવા માટે હિંદી સરકારે કારખાનાંવાળાઓને રક્ષણ આપ્યું છે. આ સૉલ્વે પદ્ધતિનીબનાવટઅને ઉપજોનો નકશો લેખની શરૂઆતમાં આપ્યો છે.

આ લેખમાળાના અગાઉ પ્રગટ થએલા હપ્તાઓમાં આપણને ઉપયોગી ઍસિડો–તેજાબો સંબંધે માહિતી આવી ગઇ; અને તે પછી તેજાબથી ઉલટા ગુણ ધરાવતા મીઠું, સોડા, કૉસ્ટિક સોડા વગેરે 'આલ્કલી' તરીકે ઓળખાતા મુખ્ય પદાર્થોનો પરિચય આપણે કરી ગયા. અંતમાં હવે એ આલ્કલી સંબંધે થોડી સામાન્ય માહિતી આપવી અસ્થાને નહિ ગણાય. આલ્કલીના મુખ્ય પ્રકાર નીચે મુજબ છે: (૧) નરમ વનસ્પતિજ આલ્કલી—જે વનસ્પતિની રાખમાંથી કાઢી શકાય છે. દાખલા તરીકે 'પોટાશિયમ કાર્બોનેટ'; (૨) નરમ દરિયાઈ આલ્કલી—દરિયાકાંઠે ઊગતી વનસ્પતિની રાખમાથી નીકળતો આલ્કલી. દાખલા તરીકે 'સોડિયમ કાર્બોનેટ'—આપણા રોજિંદા ઉપયોગમાં આવતો સોડા;(૩)નરમ ઊડણ આલ્કલી–હાડકાં, પેશાબ, વાળ, ઇત્યાદિને નિર્વાતક વાસણમાં આસવીને કાઢવામાં આવતો આલ્કલી. દાખલા તરીકે 'ઍમોનિયમ કાર્બોનેટ'.

ઉપરના બધા કાર્બોનેટ 'નરમ' આલ્કલીના વિભાગમાં આવે છે. તેમને ચૂના સાથે ઉકાળવાથી તેમાંથી 'જલદ' આલ્કલી તૈયાર થાય છે. આ જલદ આલ્કલીને વિજ્ઞાનની પરિભાષામાં હાઇડ્રૉક્સાઇડ તરીકે ઓળખવામાં આવે છે. એટલે એ રીતે બનતા આલ્કલીને અનુક્રમે સોડિયમ હાઇડ્રૉક્સાઈડ (કૉસ્ટિક સોડા), પોટાશિયમ હાઇડ્રૉક્સાઇડ (કૉસ્ટિક પોટાશ), ઍમોનિયમ હાઇડ્રૉક્સાઈડ (ઍમોનિયા) અને કૅલશિયમ હાઇડ્રૉક્સાઈડ (ચૂનો) કહે છે.

આલ્કલીના સામાન્ય ગુણો નીચે પ્રમાણે હોય છે: (૧) બે આંગળી વચ્ચે ઘસવાથી આલ્કલીનું દ્રાવણ સાબુ જેવું ચીકણું લાગે છે; (૨) રાતા લિટમસનો રંગ તે વાદળી બનાવે છે. (તેજાબો વાદળી લિટમસને રાતો બનાવે છે); (૩) ઍસિડની સાથે મેળવવાથી તેમાંથી ક્ષાર બને છે; (૪) નરમ પ્રકારના આલ્કલીમાં તેજાબ નાખવાથી કાર્બન ડાયૉક્સાઇડ વાયુ નીકળે છે.

# એમ? કેમ

## આકાશમાં બગલાઓ V આકારની હારમાં કેમ ઊડે છે?

બગલાઓ, કુંજડીઓ, હંસો વગેરે આકાશમાં ઊડે છે ત્યારે સૌથી આગળ પોતાના નાયકને રાખી પોતે અંગ્રેજી વી (V) અક્ષર જેવી હાર આકાશમાં બનાવીને ઊડે છે. આ પ્રમાણે ફાચરના અથવા ત્રિકોણાકાર જેવા આકારમા ઊડવાનાં બે કારણો છે: એક તો એ કે આ રીતે ઊડવાથી દરેક પક્ષી પોતાની જગ્યાએથી પોતાના નાયકને સહેલાઇથી જોઇ શકે છે. એમાં નાયક ભોમિયાનું કામ કરતો હોય છે અને તે જે બાજુ જાય તે બાજુ બાકીનાં બધા પક્ષીઓ જતાં હોય છે. બીજું કારણ વૈજ્ઞાનિક છે. દરેક પક્ષીને ઊડવા માટે અમુક પ્રમાણમાં પવનની જરૂર રહે છે. જો એક પક્ષી બીજાની પાછળ ચાલે તો આગળનું પક્ષી પાછલા પક્ષીને ઊડવાને આવશ્યક પવન રોકી રાખે અને તેથી પાછલા પક્ષીને ઊડવું મુશ્કેલ બની જાય; જ્યારે આમ ત્રિકોણ આકારમાં ઊડવાથી દરેક પંખીને યોગ્ય પ્રમાણમાં પવન મળી રહે છે. આ જ કારણસર જ્યારે પવન કોઈ એક પડખેથી વાતો હોય છે ત્યારે જે બાજુથી પવન વાતો હોય છે તે બાજુની Vની પાંખ વધારે લાંબી હોય છે. એ પણ નોંધવા જેવું છે કે બે પક્ષી વચ્ચેનું અંતર હમેશાં એકસરખું તથા ચોક્કસ હોય છે

# આપણી એળે જતી જલસમૃદ્ધિ અને એના ઉપચાર

કોઈપણ દેશની સમૃદ્ધિ અને વિકાસનો આધાર હમેશાં ત્રણ વસ્તુઓ પર મુખ્યત્વે નિર્ભર રહે છે: જમીન, પાણી અને પ્રજા. તેમાં પ્રજાની શક્તિનો વિકાસ દેશની જમીન, જંગલો, ખનિજ, ખેતી અને જુદાજુદા ઉદ્યોગો ઉપર રહેલો છે. અને આ બધામાં એક અગત્યનું સ્થાન ભોગવનારી વસ્તુ તે દેશના પાણીનો જથ્થો પણ છે.

આપણા દેશના પાણીના જથ્થાનો વિચાર કરતાં તરત સમજાય છે કે આપણી પાસેની એક વિરાટ શક્તિને આપણે તદ્દન વેડફી દઇએ છીએ. દાખલા તરીકે ગુજરાતમાં સાબરમતી, મહી, નર્મદા, તાપી વગેરે નદીઓમાં ચોમાસામાં પાણીનાં જે પ્રચંડ પૂર આવે છે તેને આપણે કંઈ ઉપયોગમાં લીધા વગર વહી જવા દઇએ છીએ. જો એ વધારાના પાણીને કાબૂમાં લીધાં હોય ને તેને મોટાં સરોવર, તળાવ કે બંધ મારફત નદીમાં રોકી લીધાં હોય તો પડતર કે ઉજ્જડ જમીનને સ્થાને લીલાં હરિયાળાં ખેતરો ઊભાં કરી શકાય તથા બંધ વડે રોધેલી એ જળશક્તિમાંથી વીજળી પેદા કરી તે દ્વારા મોટાં મોટાં કારખાનાં પણ ચલાવી શકાય છે. હિંદમાં મોટી નદીઓમાં તો ભયંકર પૂર આવે છે ને ગામોનાં ગામો તણાઈ જાય છે. આવી નદીઓમાં જો બંધ બાંધવામાં આવે તો પૂર આવતા અટકાવી એ પાણીને બીજે ઉપયોગમાં લઇ શકાય ને ઉનાળામાં સુકાઈ જતી એ જ નદીને પાણીથી છલોછલ રાખવા ઉપરાંત આસપાસના પ્રદેશને ફળદ્રુપ બનાવી શકાય. આમ, બંધો બાંધવાથી બેવડો લાભ થાય છે.

એન્જિનીઅરિંગની પ્રગતિના આ જમાનામાં તો કોઇપણ દેશની સરકાર દેશની નદીઓ પર બંધ બાંધીને તેનાં નકામાં જતાં પાણી દેશને સમૃદ્ધ બનાવવાનો ઉપયોગમાં લાવ્યા સિવાય રહેતી નથી.

પ્રાચીન ભારત પણ આવા બંધના લાભ જાણતું હતું. ચિંગલપુરનો બંધ ૧૧૦૦ વર્ષ જૂનો છે અને આજે પણ ૪૦૦૦ એકર જમીનને પાણી પૂરૂં પાડે છે. ઇ. સ. ૨૦૦ની સાલમાં બંધાએલો કાવેરી નદી પરનો 'એનીકટ' બંધ ગયા સૈકા સુધી વપરાશમાં હતો. તે ૬ાા લાખ એકર જમીનને ફળદ્રુપ રાખતો હતો. જૂના વખતમાં બંધ બાંધવાની ક્રિયા બહુ સાદી હતી. નદીના કોઇ ત્રિકોણી પટમાં મોટા સરોવર જેવું બનાવીને તેનું નીચેનું તળિયું માટી-પત્થર ઈત્યાદિ વસ્તુઓ દ્વારા આસપાસની જમીન કરતા ઊંચુ લાવવામાં આવતું. આથી તેની ચોમેર ગાઉંસો સુધી પાણી પૂરૂં પાડી શકાતું. દક્ષિણમાં આવા સરોવર જેવા બનાવેલા બંધો ૨૫-૨૫ માઇલ લાંબા છે!

પણ આધુનિક બંધની બાંધણીમાં ફેર છે. તેમાં મુખ્ય ભાગ દીવાલો ભજવે છે. એ દીવાલો તથા થાંભલાની બાંધણીમાં કોંક્રીટ ને ઊંચી જાતના મજબૂત પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે. જ્યાં બંધ બાંધવો હોય ત્યાં પ્રથમ નદીના પટમાં એટલા ભાગની બંને બાજુ થોડા અંતરે જંગી પાળો બાંધી દઇને વચ્ચેના ભાગમાંથી પાણી ઉલેચી નાખવામાં આવે છે અને પછી ત્યાં જ્યાં જ્યાં સખત જમીન આવે ત્યાં ત્યાં થાંભલાઓ ઊભા કરી એ થાંભલાઓ ઉપર બેવડી કમાનો બાંધવામાં આવે છે, જેની વચમાં યન્ત્રદ્વારા ઊંચેનીચે થઇ શકે તેવાં લોખંડનાં જંગી બારણાં રાખેલાં હોય છે. આ બારણાંની સહાયથી નદીનું પાણી જરૂરિયાત પ્રમાણે રોકવામાં કે છોડવામાં આવે છે.

હિંદુસ્તાનના કેટલાક બંધ તો જગતના મોટા બંધોમાં ગણાય છે. દક્ષિણ હિંદમાં બેગાઈ નદીપર બાંધવામાં આવેલો પેરિયર બંધ વિજ્ઞાનનો અદ્ભુત નમૂનો છે. તેને બાંધતાં ૬ વર્ષ થયાં હતાં. તેનું ક્ષેત્રફળ ૮૦૦૦ એકર હોઇ તે ૧૫૦ ફૂટ ઊંડો છે અને ૧ લાખ ૮૦ હજાર એકર જમીનને પાણી સીંચે છે. આપણો બીજો અદ્ભુત બંધ તે સિંધુ નદી પરનો સક્કરનો બંધ. ૬૬ કમાનોવાળો આ બંધ એક માઇલ લાંબો છે. તેને બાંધતાં ૯ વર્ષ લાગેલાં અને ૧૯ કરોડ રૂપિયા ખર્ચાએલા. આ બંધને લીધે રેતાળ એવા સિંધમાં પણ આજે ૪૫ કરોડ ગણું ઘઉં પેદા થઈ શકે છે. આમ આપણા દેશમાં આજે રૂા. ૧૫૬ કરોડના ખરચથી સાત કરોડ એકર જમીનને નહેરો દ્વારા પાણી પૂરૂં પાડવામા આવે છે છતાં આપણા દેશમાં જે કુલ ખેડાણ થઈ શકે તેવી જમીન છે તેના તો લગભગ ૧૨ ટકા જેટલી જ તે છે.

દુનિયાના બીજા દેશો પણ બંધની સહાયતાથી પોતાના દેશને સમૃદ્ધ રાખે છે. ઇજિપ્તનો નાઈલ નદી પરનો આશ્વન બંધ ઇજિપ્તનો પ્રાણ છે. આ બંધ જો નાશ પામે તો ઇજિપ્ત પહેલા નંબરનો નિર્ધન દેશ બની જાય. યુરોપમાં સૌથી મોટો બંધ દક્ષિણ યુક્રેનમાં નીપર નદી પર રશિયન સરકારે બંધાવ્યો હતો. તે ૨૦૦ ફૂટ લાંબો છે. પણ ગયા વિશ્વયુદ્ધમાં તે જર્મનીને હાથ ન જાય તે માટે રશિયાએ તેનો નાશ કરી નાખેલો. હવે ફરી તેની મરામત થઈ રહી છે.



સિંધુ નદી પરનો ૬૬ કમાનોવાળો વિરાટ જલબંધ 'સક્કર બરાજ'. એના વિહંગદૃશ્ય તથા રચનાનો ખ્યાલ આપતું ચિત્ર પાછળ જુઓ.




સિંધમાં સક્કર શહેર પાસે આવેલા અને તે પ્રાંતની એંશી લાખ એકર કરતાં યે વધુ જમીનને પાણી પૂરું પાડતા 'લૉઈડ બૅરેજ' (જે સામાન્યરીતે સક્કર બૅરેજના નામથી ઓળખાય છે)ના જંગી બંધની યોજના માનવીએ સરજેલી મોટામાં મોટી ઇરીગેશન યોજના ગણાય છે. દૂરદૂરથી વહી આવતી સિંધુ નદીનું પાણી એ બંધ વડે રોકીને તેને કેવી રીતે ઉપયોગમાં લેવામાં આવે છે તે બાજુના કાલ્પનિક ચિત્રમાં બતાવવામાં આવ્યું છે. બંધમાં ૬૬ કમાનો છે, ને તે દરેકમાં એક એક દરવાજો છે, જે, નદીમાં પૂર આવે ત્યારે વધારાના પાણીને વહી જવા દેવા માટે જરૂર પડે લેગ ખોલી નાખવામાં આવે છે. આમ, એ બંધથી રોકાઇને બનેલા એ વિશાટ જલાગારમાંનું પાણી, બે પડખે સામસામે કિનારે આવેલા બે નાના બંધના દરવાજાઓ પાસે મોં કાઢીને પડેલી ત્રણ ત્રણ મોટી નહેરો વાટે અસંખ્ય નાની નાની નહેરોમાં વહેવડાવી દૂરદૂરની ધરતીને પરિપ્લાવિત કરવા ખેંચી જવામાં આવે છે; અને એ રીતે ૩૫,૦૦૦ માઇલની નહેરો વાટે સિંધની વૃષ્ટિ થકી ધરતી દર વરસે ૨૫ લાખ ટન વધુ અનાજ ઉગાડતી થઇ છે. (Courtesy: The World of Wonder)

પણ બંધ બાંધવાની ખરી હિકમત તો અમેરિકા જ જાણે છે. અમેરિકામાંના વૉશિંગ્ટન પ્રાંતમાં આવેલો 'ગ્રાન્ડ કૂલી ડૅમ' નામનો બંધ જગતનો સૌથી મોટો બંધ ગણાય છે. જોકે ઉપયોગમાં લેવા જેવો તે હજી તૈયાર થઇ ગયો નથી. એનાથી બીજા નંબરનો બોલ્ડર ડૅમ નામનો બંધ પણ જગતનો મહા જંગી બંધ છે. તે ૭૭૨ ફૂટ ઊંચો અને ૧૧૮૦ ફૂટ લાંબો છે. આ બંધથી ૧૦ લાખ એકર જમીન સીંચાય છે અને ૧૨ મોટાં શહેરોને પાણી પૂરું પાડવામાં આવે છે.

એ 'બોલ્ડર ડૅમ'થી પણ મોટા બંધો હિંદમાં બાંધવાની યોજનાઓ આજે થઇ રહી છે. મહાનદી, દામોદર નદી અને કોસી નદી પર આવા બંધો બાંધવા માટે ૧૫૦ કરોડ રૂપિયા ખરચાવાના છે એ દ્વારા ૬૦ લાખ એકર જમીન સીંચાશે અને ૨૦ લાખ ટન વધુ અનાજ પેદા થશે. વળી તેમાંથી ૧૫ લાખ કીલોવૉટ વીજળી ઉત્પન્ન કરી શકાશે.

દામોદર નદીના બંધ વિષે આપણે ૨૭૯મા અંકમાં જાણી ગયા. હિમાલયમાંથી વિપુલ જળ લાવતી બિહારની કોસી નદી પણ વારે વારે પોતાનું વહેણ બદલતી હોવાથી ખૂબ વિનાશ સર્જે છે. ઈ.૧૮૦૭થી આજ સુધીમાં તેણે ૯ વાર પોતાનું વહેણ બદલ્યું છે અને એ દરેક વખતે પોતાના મહાપૂરમાં ગામોનાં ગામો તથા ધાન્યથી ભરેલાં ખેતરોને ખેંચી જઇને બેશુમાર જાનમાલનું નુકસાન કર્યું છે. હિમાલયનો બરફ પીગળીને જ્યારે તેમાં પૂર આવે છે ત્યારે તે કિનારાની માઝા મૂકી દઈને ઉન્મત્ત સાગરનું રૂપ ધારણ કરે છે અને એ વખતે એના બે કાંઠા વચ્ચેનું અંતર ૧૦ થી ૨૦ માઈલ પહોળું બની જાય છે! આ રીતે હિંદનો ૨૭૦૦ ચોરસ માઈલ પ્રદેશ તેણે વેરાન કરી મૂક્યો છે. પણ એના પરનો બંધ તૈયાર થઈ ગયા પછી તેના વિનાશકારી પૂરને રોકી શકાશે, એટલું જ નહિ પણ નહેરો વાટે તે બંધમાંથી પાણી પૂરું પાડીને હજારો માઇલ જમીન ખેડી શકાશે અને ૫ થી ૨૦ લાખ કિલોવૉટ જેટલી વીજળી પેદા કરી શકાશે.

ઓરિસ્સાની મહાનદી ઉપર પણ એક જંગી બંધ બાંધવાની સરકારે યોજના કરી છે. આ બંધ સંબલપુર પાસે બાંધવામાં આવશે ને તે પાછળ ૪૭ કરોડ રૂપિયા ખર્ચાશે. તે બંધાઈ રહ્યા પછી ૧૧ લાખ એકર જમીનને પરિપ્લાવિત કરશે અને ૩।। લાખ ટન વધુ અનાજ પાકશે. તેના પર બે વિદ્યુતગૃહો બંધાશે, જે ૩૦ લાખ કિલોવૉટ વિદ્યુત્ ઉત્પન્ન કરશે. આ બંધ બંધાતા ૬ વર્ષ લાગશે.

દેશમાં આટલો મોટો વધારાના પાણીનો જથ્થો હોવા છતાં આજસુધી આપણે તેને ઉપયોગમાં ન લઈ શકેલા તે પરદેશી સત્તાને

કારણે. ૧૯૧૯ સુધી તો એવો નિયમ હતો કે દિલ્હી વજીરની રજા વગર નહેર જ બાંધી ન શકાય! ૧૯૩૭થી પ્રાંતોને વહીવટ સોંપાયો ત્યારથી જળવ્યવસ્થાની તેને સ્વતંત્ર સત્તા મળી છે. આ ભવિષ્યમાં કેવી યોજનાઓ થઈ શકે તેની ટૂંકી રૂપરેખા જોઇએ.

ગામડાંની પ્રજાને ખેતીમાં સહાય રૂપ થવા માટે નહેરોની વ્યવસ્થા; વીજળિક બળ પેદા કરવા માટેની વ્યવસ્થા; નદીઓ મારફત વહાણવટાની વ્યવસ્થા; નદીઓનાં પાણીનો બગાડ થાય તેવી રીતે જે પ્રદેશમાંથી ગંદકી કે કચરો નદીના પાણીમા ઠાલવવામાં આવતાં હોય તે સામે કાનૂનો; ગુજરાતમાં તો વધુ લોકો માછલી નથી ખાતા, પરંતુ કિનારાનાં ગરીબોને માટે માછલી એ એક ઉત્તમ ને સહેલાઈથી મેળવી શકાય તેવો ખોરાક ગણાય છે, માટે એ ઉદ્યોગને વિકસાવવા મચ્છીખાતાં; નદીઓમાં ચોમાસામાં ભારે પૂર આવે છે ત્યારે નદીના કિનારાની જમીન ધોવાણમાં દર વરસે તૂટી જાય છે, એ ધોવાણ અટકાવવા માટેની વ્યવસ્થા; જે નદીઓ છીછરાં પાણીવાળી અથવા તો સાવ સૂકી હોય તેના પટથાળમાં રહેલા પાણીને ઉપયોગમાં લેવાનો પ્રશ્ન;—આમ અનેકવિધ કાર્ય કરી શકાય. હવે જ્યારે રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઈ છે ત્યારે, આ દિશામાં સંગીન પ્રગતિ થશે એવી આશા રાખીએ. (સંકલિત)

# મોટા માણસોનું નાનાપણું

અનંત કાણેકરનો નર્મનિબંધ

થોડાક દિવસ પર મેં કેટલીક જૂની યાદ રહેલી વાતો લખી નાખી. એમનો વિષય જોતાં એ ઘણી જ સારીરીતે લખાઈ હોત; પણ એ એવી લખાઈ નથી એમ કેટલાક મિત્રોને લાગ્યું. એમના શબ્દો વિષે મારે કંઇ લખવું નથી; પણ એ વિષે વિચાર કરતાં મને એક રમૂજી વાત યાદ આવી.

એક જુવાન લેખક મને એક વખત મળવા આવ્યો. અકસ્માતમાં થોડુંક વાગેલું હોવાથી મારા જમણા હાથની બે આંગળીઓ પર તે વેળા પાટા બાંધેલા હતા. હાથે શું થયું છે, એમ એણે પૂછ્યું ત્યારે અમુક ઠેકાણે મારી આંગળીઓ ચગદાઈ ગઈ એવું મેં એને કહ્યું આ મુલાકાત થયા પછી ચાર છ મહિના વીતી ગયા બાદ બહારગામના કોઈ એક સાપ્તાહિકનો અંક એના તંત્રીએ ખાસ મારા ઉપર મોકલ્યો. 'મને મળેલા આધુનિક સાહિત્યિકો' એ નામની પેલા જુવાન લેખકની એક લેખમાળા એ સાપ્તાહિકમાં આવતી હતી, અને મારા પર આવેલા અંકમાં એણે મારે વિષે લખેલું મારા જોવામાં આવ્યું. એણે મારે વિષે ઘણું જ સારૂં લખ્યું હતુ; પણ વખાણ કરવાના આવેશમાં એક ન બનેલી વાત એણે કહી નાખી હતી: 'મેં જ્યારે કહ્યું'-એણે લખ્યું હતું-'કે હવે થોડા દિવસ સુધી તમારાથી કંઈ લખી શકાશે નહિ' ત્યારે એ ઉશ્કેરાઇ જઇને બોલ્યા કે જમણો હાથ અપંગ થયો હોય, તોપણ ડાબે હાથે લખીને હું મારા વિરોધીઓને મહાત કરીશ!'

મેં આવું કંઈ જ કહ્યું નહોતું, અને એવું કહેવાને મને કોઇ કારણ પણ નહોતું. પેલા લેખકે બિચારાએ તો સદ્હેતુપૂર્વક મને એક વીર પુરુષ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો; પણ એ વાંચનારને હું કેવળ કોઇ ફક્ત નાટકી માણસ છું એમ લાગ્યું હશે.

આપણા જે અનેક ખ્યાલ હોય છે એમાં આ ખ્યાલ પણ હોય છે જ. એકાદ માણસ કોઈ એક ક્ષેત્રમા શ્રેષ્ઠ હોય તો તે બધાં જ ક્ષેત્રોમાં શ્રેષ્ઠ હોય છે, એનામા સામાન્ય માણસના કંઇ પણ ગુણ હોતા નથી, એવી આપણી એક માન્યતા હોય છે; અને આ માન્યતાનો ભોગ બની આપણે ઘણી વાર કોઈ માણસ ઉપર અનેક જાતનું મોટાપણું લાદીએ છીએ. અને આને લીધે જ કોઇકોઇવાર મને મઝા કરવાનું ઘણું મન થઇ આવે છે. એક વાર દેશમાં ઘણી ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ હતી, અને તે અંગે મહાસભાની કારોબારી સમિતિની એક મહત્ત્વની બેઠક મુંબાઈમા મળી હતી મારા એક મિત્ર સાથે હું એ સભામાં ગયો હતો. છાપાંઓના પ્રતિનિધિઓની બેસવાની જગ્યા નેતાઓની બેઠક પાસે જ હતી; અને બધા નેતાઓનાં મોઢાં અમને ઘણી સારી રીતે દેખાતાં હતાં. દેશમાં અત્યંત લોકપ્રિય થએલા ને અમારા બધાને ગમતા એવા એક નેતા એક ખૂણામાં રડવા જેવું મોં કરીને બેઠા હતા.

'દેશ પર ઊતરી આવનારી આફતના દીર્ઘ વિચારથી એમનું મોઢું કેટલું પડી ગયું છે, જો!' મારા મિત્રે ગળગળા થઈ મને કહ્યું.

'તુ કહે છે એ જ વિચારને કારણે તે કેમ હોય?–સખત અપચો અથવા બંધકોષ થવાથી તો એમનું મોં નહિ પડી ગયું હોય?' હું ધીરે રહીને બોલ્યો. ગંભીર વૃત્તિવાળો મારો એ મિત્ર મારા પર ઘણો ખીજવાયો: 'જ્યારે ને ત્યારે આમ ઉલ્લુ જેવું બોલ્યા કરવું એ સારૂં ન કહેવાય!' એણે ચીડાઇને કહ્યું.

'મશ્કરી કરવાનો મારો જરાયે હેતુ નથી.' મેં કહ્યું, 'ખરેખર હું તને પૂછું છું કે તું કહે છે તે જ કારણે એમનું મોં પડી ગયું હશે એમ કહેવાને તારી પાસે શો આધાર છે?—અને કોઈ માણસને અપચો થવો ને એને લીધે એનો ચહેરો પડી જવો એમાં શું નાનમ છે? એ નેતા હોય તોપણ એ માણસ તો છે જ ને?'

એકાદ માણસ મોટો હોય એટલે એ બધી જ વાતમાં મોટો હોય છે એ વાત મને બિલકુલ માન્ય નથી. હું તો ઉલટું એમ માનું છું કે મોટા માણસોમાં તો, સામાન્ય માણસોમાં મળી આવતા નાનપણના ઘણા પ્રકાર હોય છે; એટલું જ નહિ, પણ એ ઘણા મોટા પ્રમાણમાં હોય છે. બલ્કે એવડા મોટા નાનપણને સંભાળી રાખવા છતાં તે બાકીના માણસો કરતાં કંઈક મોટાપણું બતાવે છે એટલે જ એ મોટા કહેવાય છે! મને ચોક્કસ યાદ નથી, પણ મને લાગે છે કે ટૉલ્સ્ટૉયે જ ક્યાંક એની પોતાની એક વાત કહી છે. પોતાની મા પર ટૉલ્સ્ટૉયનો ઘણો જ પ્રેમ હતો. એના મૃત્યુ સમયનું વર્ણન એ આપે છે. એ વખતે એ જુવાન હતો. માનો પ્રાણ જતો રહ્યો હતો. આજુબાજુ બધાં માણસો ડૂસકેડૂસકે રડતાં હતાં, પણ ટૉલ્સ્ટૉયને રડવું આવે જ નહિ! એને તો ઊલટું ઘણી જ ભૂખ લાગી હતી અને તેથી કંઇક ખાવાનું એને મન થયું હતું. એને પોતાની જ શરમ લાગવા માંડી! બેત્રણ દિવસ પછી બધાં માણસો શાંત પડ્યાં, પોતપોતાના કામે લાગ્યાં અને હસતાંબોલતાં થઈ ગયાં. પણ જેમજેમ દિવસો જતા ગયા તેમતેમ મા વગર ટૉલ્સ્ટૉયને બધું સૂનુંસૂનું લાગવા માંડ્યું, અને એનાથી રડવું રોકાયું નહિ!

ટૉલ્સ્ટૉય જેવા મહર્ષિને, સામે પોતાની મા મરેલી પડેલી હતી તે વખતે કંઈક ખાવાનું મન થયું હતું, એ વાત પર સામાન્ય માણસોનો વિશ્વાસ પણ નહિ બેસે ટૉલ્સ્ટૉયે પોતે એ કહ્યુ એટલે ઠીક થયું. નહિતર જો આ જ વાત અમારા જેવા કોઇએ કરી હોત તો અમે ઉલ્લુ જ ગણાયા હોત!

અનુવાદક: માલતી જોષી

# Our Friends Abroad

**પરદેશી મિત્રોના પત્રો**

આ પત્ર મેળવનાર : ગૌતમ પી. દેસાઈ, છાપરિયા શેરી સગરામપરા, સુરત

Alta, Iowa,(U.S.A.)
૨૮મી સપ્ટેમ્બર ૧૯૪૬

પ્રિય ગૌતમ,

આજ સવારે તમારો પત્ર મળ્યો. આભાર.

અત્યારે અહીં વરસાદ પડી રહ્યો છે. ઋતુ કેવી અનિશ્ચિત બની ગઈ છે ! એક દિવસ વરસાદ પડશે તો બીજે દિવસે સરસ તડકો નીકળશે. ગયા અઠવાડિયામાં ઉષ્ણતામાન ૩૭થી ૮૧ ડિગ્રી સુધીના ગાળામાં બદલાયા કર્યું હતું. કદાચ આજ સાંજે હિમ પણ પડે.

અમારી અમેરિકન સરકાર વિષે હું તમને માહિતી આપું. અમારી સરકાર બે સભાઓની બનેલી છે: એક 'સેનેટ' અને બીજી 'હાઉસ ઑવ રેપ્રિઝેન્ટેટિવ્ઝ.' આ બન્ને સભાઓને 'કૉંગ્રેસ' કહેવામાં આવે છે. સેનેટમાં ૯૬ સભાસદો હોય છે, જેમાં દરેક સ્ટેટ (પ્રાંત) બબ્બે સભાસદો મોકલે છે. હાઉસ ઑવ રેપ્રિઝેન્ટેટિવ્ઝ ૪૩૫ સભાસદોનું બનેલું હોય છે. તેમાં દરેક પ્રાંતમાંથી વસતિના પ્રમાણમાં સભાસદો મોકલવામાં આવે છે. અમારો આયોવા પ્રાંત ૮ સભાસદો મોકલે છે. સેનેટના સભાસદો (સેનેટર્સ) ૬ વર્ષ માટે અને હાઉસ ઑવ્ રેપ્રિઝેન્ટેટિવ્ઝના બે વર્ષ માટે ચૂંટાય છે. બન્ને સભાઓની ચૂંટણીઓ સમ વર્ષ (*Even numbered years*) ના નવેમ્બરના પ્રથમ મંગળવારે થાય છે. અમારા પ્રેસિડેન્ટ (પ્રમુખ)ની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. હવે પછીની પ્રેસિડેન્ટની ચૂંટણી ૧૯૪૮માં થશે.

અમેરિકાના લોકો સામાન્યરીતે નોકરો રાખતા નથી હોતા, કારણ ગૅસ અને વીજળીનાં અદ્યતન સાધનો વડે પોતાનું કામ જાતે જ કરી લેવામાં તે અભિમાન લે છે. આ સાધનોને લીધે ગૃહિણીઓ તથા ખેડૂતોનું કામ ઘણું સહેલું બન્યું છે. હમણાં થોડાં વર્ષથી અમેરિકામાં '૪-એચ' નામની સંસ્થા ગામડાંનાં યુવક-યુવતીઓને વધુ કાર્યક્ષમ કરવાનું તથા જવાબદાર નાગરિક બનાવવાનું શિક્ષણ આપવા માટે સ્થપાઈ છે. ગામડાંના ૧૦ થી ૨૧ વર્ષના કોઈપણ કુમાર-કુમારી તેના સભ્ય થઈ શકે છે. આ સંસ્થાની મધ્યસ્થ કારોબારી સમિતિ પત્રિકાઓ કાઢે છે અને એજન્ટો (કાર્યકરો)ને તૈયાર કરે છે. આ કાર્યકરો દરેક ગામડામાં જઈ વર્ષમાં ચાર વખત શિક્ષણસત્ર ભરીને તે દ્વારા સ્થાનિક કાર્યકર્તાઓ તથા દરેક કલબની બબ્બે કુમારીઓને શિક્ષણ આપે છે, અને એ સત્રમાં તૈયાર થએલાં સભ્યો પછી પોતાના ગામડાનાં બાકીનાં સભ્યોને '૪-એચ' કલબની માસિક સભાઓ દ્વારા પોતાને મળેલો અભ્યાસ શીખવે છે. આ સંસ્થા છોકરીઓને રસોઈનું, ખોરાકની સાચવણીનું, ભરત, ગૂંથણનું, ઘર કેવી રીતે કુશળતાથી ચલાવવું તથા આરોગ્ય કેમ સાચવવું તેનું, વગેરે ગૃહિણીને આવશ્યક શિક્ષણ આપે છે. વળી દુગ્ધોદ્યોગ, માંસ-ઉત્પાદન, ખેતી-સુધારણા તથા ધાન્યોત્પાદનનું પણ શિક્ષણ આપે છે. મેં મારા ગામની કલબના મંત્રી, ખજાનચી તથા દફતરદારના હોદ્દાઓ ભોગવ્યા છે અને આ વર્ષે હું અમારી જિલ્લા કલબની દફતરદાર છું. ગયા વર્ષે લગી હું છોકરાઓની કલબમાં રીપોર્ટરને હોદ્દે હતી. યુદ્ધ સમયમાં આ '૪-એચ' સંસ્થાનાં કુમારકુમારીઓએ યુદ્ધ જીતવામાં અમૂલ્ય મદદ કરેલી. તેમણે 'વૉર બૉન્ડ' અને ટિકિટો વેચી, નકામી ધાતુઓ, કાગળો તથા બીજી વસ્તુઓ ભેગી કરી, ઊતરેલાં કપડાંની ગાંસડીઓ બાંધીબાંધીને બીજી જરૂરવાળી પ્રજાઓને મોકલી, ખેતરો વાવવામાં મદદ કરી, માબાપો કામ કરવા જાય ત્યારે તેમનાં નાનાં બાળકોની સંભાળ રાખી, અને ઈંડાં તથા માંસ વધુ ઉત્પન્ન થાય તે માટે અથાગ પરિશ્રમ કર્યો. ખેલદિલી અને ચારિત્ર્યઘડતર એ આ સંસ્થાનું મુખ્ય તત્ત્વ છે. એ સંસ્થાનું ધ્યેયવાક્ય છે: 'જીત મેળવો—બડાઈ હાંક્યા વિના; હારી જાવ—નિરાશ થયા વિના' (Win without bragging, lose without crabbing). અમેરિકા તથા બીજા દેશો પણ જો પોતાનું આ ધ્યેયવાક્ય રાખે તો ઘણું વધારે કાર્ય કરી શકે. અમારી આ '૪-એચ' કલબ દ્વારા મને તો એટલું શીખવાનું મળ્યું છે જે મને બીજે ક્યાંય ન મળત.

તમારી મિત્ર,
કૅરેલ (Carrol)

## 'એક શરમાવનારી બીના'ના અનુસંધાનમાં

ગયા અંકમાં 'એક શરમાવનારી બીના' પ્રગટ થયા પછી ઘણા પત્રમિત્રો તરફથી એ વિભાગ બંધ ન કરવાની વિનતિ કરતા પત્રો આવ્યા છે. તેની સાથેસાથે કેટલાક વાચકો તથા પત્રમિત્રોએ બીજા કેટલાક એવા બનાવોની અમને જાણ કરી છે. એ નીચે પ્રમાણે છે:

અમને એક 'કુમાર'પ્રેમી ભાઈએ ખબર આપી કે 'મીનાક્ષી ચૌધરી, ઝાલાવાડ મેડિકલ સ્ટોર્સ, વઢવાણ કૅમ્પ' એ સરનામું મોકલનાર યુવતી નહિ પણ એક ભાઈ છે તરત અમે તે ભાઈના પિતાશ્રીને કાગળ લખતાં તે ભાઈનો જવાબ આવ્યો કે, 'રમૂજ તથા જાતના અનુભવ સિવાય ફક્ત આનંદને ખાતર મેં આ મૂર્ખાઈ કરી હતી. પણ હવે તેનાથી પૂરતો પસ્તાઉં છું અને તે બદલ માફી માગું છું.'

કરાંચીથી બે ભાઈઓ લખે છે, 'આજે જગતનાં કુમારકુમારીઓને વિશ્વબંધુત્વનો શોખ લાગ્યો છે. સારી વાત છે. પણ એ જોને નામે માનવતાની હાંસી થાય એ કઈ રીતે ખમવી ? ઘણા યુવકો બહેનોને નામે પત્ર લખી સામી વ્યક્તિને બનાવ્યાનો આનંદ માણે છે; તો વળી કેટલાક યુવકો બહેનનું નામ ધારણ કરી નામ છપાવે છે. ગુજરાતનું યૌવન આમાં શો આનંદ મેળવે છે તે અમે સમજી શકતા નથી. એમાં શી બહાદુરી કે લાભ છે ? હલકી એ તો પાશવ વૃત્તિ છે. કુ. ઉષા સિંધિયા, સ્ટેનોગ્રાફર, ઈસ્ટર્ન ફેડરલ યુનિયન, નિકોલરોડ, કરાંચી-૨ એવું જે સરનામું પ્રસિદ્ધ થયું છે તે બાબત તપાસ કરવાથી એમ માલૂમ પડયું છે કે તેવાં કોઈ બહેન તે કંપનીમાં નથી.'

તે જ પ્રમાણે બિલાસપુરથી એક ભાઈનો કાગળ છે કે, 'કુમાર'માં કુ. ઉષા દેવી પાંડે C/o બી.જી. પાંડે, ડી એમ પી., બિલાસપુર એ સરનામું વાંચી તેમને પત્ર લખ્યો. ચોથે દિવસે તે મારી દુકાને આવી પહોંચ્યાં. અને મને મારો પત્ર બતાવી કહ્યું કે 'મેં મારું નામ 'કુમાર'માં મોકલ્યું નથી. કોઈ યુવકે મશ્કરી કરવા મોકલ્યું હોવું જોઈએ.' બિલાસપુરથી વળી બીજા એક ભાઈ લખે છે કે, 'કુ. નિર્મળા ધેલાણી C/o અમેચંદ જમનાદાસ, જનરલ મર્ચૅન્ટ, બિલાસપુર એવું સરનામું 'કુમાર'માં આવ્યું છે તે પોતે બહેન નહિ પણ ભાઈ છે.'

કાલોલથી એક ભાઈનો પત્ર આવ્યો છે તે જેટલો કરુણતાથી ભરેલો છે તેટલો જ આજની ઊગતી પ્રજાના વિકૃત માનસનો નિદર્શક છે. તે ભાઈ લખે છે, 'મારું નામ 'કુમાર'માં છપાયા પછી એક દિવસ મારા પર એક ટિકિટ વગરનો પત્ર આવ્યો. તેથી મારે બમણા આના પોસ્ટમાં ભરવા પડયા. કાગળ મારા વડીલ બંધુએ વાંચ્યો.

અંદર ત્રણ ખરાબ વાક્યો લખેલાં હતાં અને નીચે 'રસીલા જી. શાહ' એવી એક છોકરીની સહી તથા સરનામું હતું. તે સરનામે મેં તરત કાગળ લખ્યો કે 'આપ આવાં અઘટિત વાક્યો લખો એ સારું નથી.' ત્યારે મારા પર જવાબ આવ્યો કે, 'હું એક યુવતી નહિ પણ યુવક છું. મારું નામ રસિકલાલ જી. શાહ છે. પરંતુ મારા કોઈ દુષ્ટ મિત્રે મશ્કરી કરવા રસિકને બદલે રસીલા સહી કરીને તમને વગર ટિકિટનો પત્ર મોકલી મશ્કરી કરી છે.' આ પ્રસંગને લીધે મારે મારા વડીલબંધુનો રોષ ખમવો પડ્યો. તેથી જો બને તો આ વિભાગ કાઢી નાખો અથવા આવું ફરી ન થાય તે માટે પગલાં લો.'

આ બનાવો જો ઊગતી પ્રજાના માનસની પારાશીશી હોય તો તે ખરેખર અત્યંત દુઃખદાયક છે. પણ અમે માનીએ છીએ કે ગામમાં જેમ ઉકરડો હોય તે પ્રમાણે કેટલાક સ્વચ્છંદી 'કુમારો' જ આવાં ક્ષુદ્ર કાર્યો કરતા હોવા જોઈએ. અને ઉકરડાને જેમ સાફ કરવાની સમાજની ફરજ છે તેમ આવા કુમાર્ગે ચડી ગએલા યુવાનોને ઉઘાડા પાડવાની જવાબદારી બધા સત્ત્વશીલ પ્રામાણિક પત્રમિત્રો તથા વાચકો પર છે. તેઓ આ બાબત ચાંપતી તપાસ રાખી અમને ખબર આપતા રહેશે અને આપણી પામર બનવા બેઠેલી ઊગતી પ્રજાની આ બદી કાઢવામાં મદદ કરશે એવી અમે આશા રાખીએ છીએ.

### પરદેશનાં પત્રમિત્રોનાં સરનામાં

(નીચેનાં સરનામા 'કુમાર'માં વાંચ્યા હોવાનો ઉલ્લેખ કરવો.)

(1) Mahmoud Moh. Orbi, P. O. Box No. 13, Damletia (Egypt)-age 17; (2) E C. Absalonsen, Caixa Postah 5911, 5 AoPaulo, Brazil-age 25; (ઉલ્લેખ: મણીલાલ વેલજી કોઠારી)

(1) Vladimir Rabalka, Praha xii, Hradesinka 17; czechoslovakia; (2) Miss Alena Havlickova, Praha xv Na Dobesic U Dubu, czechoslovakia; (3) Miss Dagmar Teringlova, Praha Xix, Vitezne Nam 4, czechoslovakia; (4) Boris Patera, Zlonice 160, Okres Slany, czechoslovakia; (5) Jiri Fodor, Praha xii, Londynska 50, czechoslovakia. (ઉલ્લેખ: શાન્તિલાલ સાવરીયા)

(1) Sabre Alphonse (2) Lecas Raymond (3) Dumur Claude (4) Debrive Ge'rard (5) Heysen Jean (6) Bocquet Claude (7) Vers Gup (8) Mansuvries Jacques (9) Leroy Michel (10) Leclere Pierre (11) Maricoux Gilbert (12) Petit Doriel. ઉપરના બારે જણનું સરનામું: Ecole Normale d' Instituteurs Arras (Pas-de-calais) France. (ઉલ્લેખ: જયકુમાર વસાવડા).

### નવાં હિંદી પત્રમિત્રો

(૨૮૯) પ્રવીણ આર ગદેતા, C/o. દ્વારકાદાસ જીવણદાસ, ૧૮૯, કાલબાદેવી રોડ. મુંબાઇ-૨—૧૯, પ્રવાસ, વાચન, ચિત્રસંગ્રહ; (૨૯૦) લલિતકુમાર પરીખ, ૪ હૈદર બસ્તી, ઉપલે માળે. સિકંદ્રાબાદ-૧૭, સાહિત્ય, ચિત્રકળા; (૨૯૧) કમલાપતિ શુક્લ, ઋષિકુલ, અલકાપુરી, પ્રો. જેજવા (વડોદરા પ્રાંત)—૨૦, ટિકિટસંગ્રહ, સંગીત, ચિત્રકળા; (૨૯૨) ઈન્દ્રકુમાર ત્રિવેદી C/o બી જી. ત્રિવેદી, વાલજી ધનજીના મકાનમાં, જોડીઆ. (રાજકોટ થઈને)—૧૯, સાહિત્ય, કાવ્ય; (૨૯૩) જગદીશ કાનજી ઠક્કર, C/o. કે. પી. ઠક્કર, જોડીઆ (રાજકોટ થઈને)—૧૮, સાહિત્ય; (૨૯૪) રમુજીત દેસાઈ, C/o. આર. ડી. દેસાઈ, હેડમાસ્તર, બગલસાટ—૧૬, સાહિત્ય, ટિકિટસંગ્રહ; (૨૯૫) કુમાર આર. વકીલ, રાવલ બિલ્ડિંગ-૨, ૪૧૮ લેમિંગ્ટન રોડ, મુંબાઈ-૪—૨૧, ચિત્રકળા, ચામડા-કામ, ફોટોગ્રાફી, પ્રવાસ; (૨૯૬) કુ. ગોપા એન. યાજ્ઞિક, C/o. એન. બી. યાજ્ઞિક, ૩૯ ગાંધી ચાલ, લૉરેન્સ રોડ, કરાંચી—૧૬, ટિકિટ-સિક્કા-મૅચલેબલ સંગ્રહ, ચિત્રકળા; (૨૯૭) ભોગીન્દ્ર વિ. રાવળ, દેણપ, તા. વિસનગર, વાયા મહેસાણા (ગુજરાત)—૧૯, ટિકિટસંગ્રહ, પ્રવાસ, સાહિત્ય; (૨૯૮) નરેન્દ્ર પ્ર. આચાર્ય, મહિવાડો, વિસનગર—૨૨, ટિકિટસંગ્રહ, કાર્ડ, સંગ્રહ; (૨૯૯) રમેશ આર. દેસાઈ, C/o. રણછોડજી ભીમભાઈ દેસાઇ, સર્કલ ઇન્સ્પેક્ટર, સગરામપુરા, છાપગર શેરી, સુરત—૧૬, ક્રિકેટ, ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી; (૩૦૦) ભાઇલાલભાઇ શનાભાઇ પટેલ, આશી, તા. બોરસદ, વાયા આણંદ—૨૧, ક્રિકેટ, તરવું, વૉલીબૉલ; (૩૦૧) સુરેશચન્દ્ર માણેકલાલ પરીખ, C/o. માણેકલાલ દરિલાલ પરીખ, નયા ગંજ, કાનપુર (યુ.પી)—૧૩, ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ, સાહિત્ય; (૩૦૨) ઉત્તમલાલ ડી. મીસ્રી, C/o. દયારામ વી. મીસ્રી, ટૉ. સરાફની ચાલ, મતાર પાંખડી રોડ, મઝગામ, મુંબાઇ-૧૦—૧૯, સાહિત્ય, પ્રવાસ, ચિત્રકળા; (૩૦૩) મનહરકુમાર શાહ, C/o. ચુનીલાલ જશરાજ શાહ, પરામા, બોટાદ—૧૫, ટિકિટ-મૅચલેબલસંગ્રહ; (૩૦૪) કનુભાઈ વૈદ્ય, જી.ડી વિદ્યાલય, વડનગર (ઉ.ગુજરાત)—૨૦, પત્રકારત્વ, લલિતકળા; (૩૦૫) ઈશ્વરચન્દ્ર એન. મિસ્રી, તુળશીવાડી, ટ્રામ નાકા પાસે, મઝગામ, મુંબાઇ—૧૦—૧૯, સીને-કથાનક, સંગીત, નૃત્ય; (૩૦૬) ન્યાલચંદ એસ શાહ, C/o. રતિલાલ લાલચંદ શાહ, ભાણસદાવ્રતની પોળ, ગોલવાડ, ખાડિયા, અમદાવાદ—૧૮, તરવું; (૩૦૭) તનુ ઠાકર, પોસ્ટઑફિસ, અંજાર-કચ્છ—૧૫, ટિકિટ-મૅચલેબલ સંગ્રહ; ફોટોગ્રાફી, (૩૦૮) સુધાકર, C/o. ઉમેદચંદ બી. વકીલ, જેલ રોડ, વઢવાણ કૅમ્પ-૧૭, ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી, સંગીત, (૩૦૯) ચન્દ્રકાન્ત પંડયા, C/o. આર.ડી. પંડયા, ૧૯૯ નરશી નાથા સ્ટ્રીટ, ચોથે માળ, ભાત બજાર, મુંબાઈ-૯—૧૮, કળા, કારીગીરી, સંગીત, (૩૧૦) કાંતિલાલ ચી. કુવાડીઆ, ગંગા મેન્શન એસેલમ રોડ, આર. લાઇન, કરાંચી—૧૯, ફોટોગ્રાફી; (૩૧૧) પ્રવીણકુમાર વિ. મેકવાન, ગાંધી પોળ, કરમસદ, જી-ખેડા—૧૮, સંગીત; (૩૧૨) વાસુદેવ જે. જોશી, ૮ એ ગ્રિજદુલાલ સ્ટ્રીટ, કલકત્તા નં. ૬—૨૮ હસ્તરેખા, વિજ્ઞાન, સંગીત; (૩૧૩) કેશવજી જીવરાજ શાહ, C/o. બાલમિત્ર મંડળ ११/₂ શેરવાડી, પો. મટ્ટનચેરી (Mattancherry), કોચીન—૧૮, સંગીત, ફોટોગ્રાફી; સરનામું અંગ્રેજીમાં; (૩૧૪) ઈશ્વરલાલ જે. વાઘોડિયા, ગોયાકલી, વિરમગામ—૧૯, ટિકિટ—મેચલેબલસંગ્રહ; (૩૧૫) કિરણચન્દ્ર સોમનાથ જોશી, ૧૪૭૩ ફોફડીઆની પોળ, સારંગપુર, અમદાવાદ-૧૭, સંગીત, ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી; (૩૧૬) બાલકૃષ્ણ જોશી, મેઘાણી રોડ, બોટાદ—૧૫, વિજ્ઞાન, વિવિધભાષા શીખવાનો; (૩૧૭) સૂર્યકાન્ત મણિલાલ ગાંધી, બી કૅમ્. પંચા પોળ, મહેમદાવાદ (ખેડા જિલ્લો)—૨૫, ચિત્રકળા, સ્વાક્ષરી-સંગ્રહ; (૩૧૮) પ્રદ્યુમ્ન ચુનીલાલ ગદેતા, ૬૫૪ નાગજીવાડો, રાયપુર, અમદાવાદ—૨૦, સંગીત, પ્રવાસ; (૩૧૯) યશવન્તરાય ઉમિયાશંકર દવે, પો બો. નં. ૨૩૬, ઝાંઝીબાર (પૂર્વ આફ્રિકા)—૧૭, ટિકિટ સંગ્રહ, સિક્કાસંગ્રહ; સરનામું અંગ્રેજીમાં; (૩૨૦) હિંમતલાલ શાહ, મોરાર બાગ પાસે, જામનગર (કાઠિયાવાડ)—૨૫, સંગીત, વાચન; (૩૨૧) બળવંતકુમાર છગનલાલ જોશી, C/o. સ્ટેટ ડિસ્પેન્સરી, સ્ટેશનરોડ, સીહોર (કાઠિયાવાડ)—૧૬, સંગીત, મુસાફરી; (૩૨૨) પ્રવીણચન્દ્ર એમ. ગાંધી, C/o. મંગળદાસ આર. ગાંધી, ४३७ શાન્તિનાથની ખડકી, હાજા પટેલની પોળ, કાળુપુર, અમદાવાદ-૧૫, ટિકિટ-સિક્કા-મેચલેબલસંગ્રહ; (૩૨૩) બાબુભાઈ ડાહ્યાલાલ પટેલ, બી.એસ.સી., કોઠીપોળ, વડોદરા-૨૫,



# માધુકરી

'જશે દિવસો અને વંટોળ આ વસમા શમી જશે,
હજી અમને યકીન, તમને તમારી ભૂલ સમજાશે;
ચડ્યા જે ચરમ પર પડળો ઘસાઇને થશે ઓછા,
ભુંસાશે ભેદ આ ભારે અને સૌ આવશો પાછા.
છતાં અફસોસ કે, દોસ્તો, રહ્યું આજે જિગર ઝુરી,
ગુંથીને હાથમાં હાથો મઝલ કરવી હતી પૂરી;
મિલાવીને કદમ કદમે ધપ્યા જો હોત સંગાથે,
પ્રપંચી જે પરાયાં તે ચડી બેસત નહિ માથે,
અને નિર્માણુ કો નવલાં રચત આપણુ મળી સાથે.

નાથાલાલ દવે
(જન્મભૂમિ)

## ત્રિખંડખ્યાત વિદ્વાન સ્વ. ધર્માનંદ કોસંબી

ગયા જૂન માસની ચોથી તારીખે આચાર્ય ધર્માનંદ કોસબીના અવસાનથી હિંદે બૌદ્ધ ધર્મના એક સમર્થ અભ્યાસી, પાલી ભાષાના પ્રખર વિદ્વાન તથા પુનરુદ્ધારક અને પ્રાચ્યવિદ્યાનુરાગી સત્યશીલ સાધુપુરુષ ગુમાવ્યા છે. આ મહાપુરુષનો જન્મ મહારાષ્ટ્રમાં કોસંબી ગામે (ગોવામા) ઈ. ૧૮૭૬ ના ઑકટોબરની ૯ મીએ થયો હતો. ૨૩ વર્ષની યુવાન વયે બૌદ્ધ ધર્મ તરફ તેમનું આકર્ષણ થયુ અને તેનું યથાર્થ જ્ઞાન મેળવવા ભગવાન બુદ્ધની માફક તેમણે પોતાના ગૃહ તથા પ્રિય પત્નીનો ત્યાગ કર્યો. પ્રથમ કાશીમાં રહી ત્યાં સસ્કૃત ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યા બાદ તેમણે ભગવાન બુદ્ધની જન્મભૂમિ લુંબિયા (નેપાળ) તથા બુદ્ધ ગયાની યાત્રા કરી. ત્યાંથી પાલી ભાષાનું જ્ઞાન મેળવવા તે લંકા ગયા અને ત્યાં એ ભાષાના વિદ્વાન પંડિત મહારથવિર સુમગલાચાર્ય પાસેથી તેનું સર્વાંગસંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. પછી તેમણે હિંદ તથા બ્રહ્મદેશમાં ફરી બૌદ્ધ તીર્થોની યાત્રા કરી અને બૌદ્ધ ભિક્ષુકો પાસેની બૌદ્ધ ધર્મ તથા ગ્રંથો વિષે ઊંડું જ્ઞાન પ્રાપ્ત કર્યું. પાલી ભાષામાં તેમણે મેળવેલી અગાધ વિદ્વત્તાને લીધે તેમને કલકત્તા યુનિવર્સિટીમાં તે ભાષાના અધ્યાપક નીમવામાં આવ્યા. એવામાં ૧૯૧૪માં પાલી ભાષાના સંશોધન તથા અધ્યાપન માટે તેમને અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટી તરફથી નિમંત્રણ આવવાથી તે અમેરિકા ગયા. ત્યાંથી પાછા આવ્યા બાદ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં અધ્યાપક તરીકે તેમની નિમણુક થઇ, પણ ત્યાં તો અસહકારનો રાષ્ટ્રવ્યાપી જુવાળ ચડ્યો અને રાષ્ટ્રીય શિક્ષણના તે કાળમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થતાં તેમાં તે પુરાતત્ત્વ સંશોધન મંદિરમાં જોડાયા. ઈ. ૧૯૨૯ માં લેનિનગ્રાડમા બૌદ્ધ સંસ્કૃતિના અધ્યયનાર્થે સ્થપાએલી સંસ્થાનું કાર્ય કરવા રશિયન સરકારે તેમને બોલાવવાથી તે ત્યાં ગયા, પણ ત્યાંનાં હવાપાણી માફક ન આવવાથી તે પાછા આવ્યા એવામાં મીઠાનો સત્યાગ્રહ શરૂ થતાં તેમાં ઉત્સાહથી ભાગ લઈ તેમણે પોતાની જ્વલંત દેશદાઝનો પરચો આપ્યો અને તેને કારણે તેમને જેલવાસની પ્રસાદી મળી. ઈ. ૧૯૩૧ મા ફરીવાર તેમને અમેરિકા બોલાવવામાં આવેલા. ત્યાર બાદ આમ જનતામાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવાના ઉદ્દેશથી શ્રીમંત સહાયકોના સહકારથી મુંબાઇમાં પરેલ બાજુએ 'બહુજનવિહાર' નામનો એક બૌદ્ધ વિહાર ઊભો કરીને તેમણે મજૂરોમાં લોકકલ્યાણ અને લોકસંગ્રહનું પ્રશંસાપાત્ર કાર્ય કરેલું. દિવસેદિવસે વૃદ્ધાવસ્થા આવતી જતાં ૧૯૪૦ પછી તેમણે સારનાથમાં જઇ વાસ કરેલો, અને જીવનના છેલ્લા ૬-૮ મહિનાથી વૃદ્ધાવસ્થાને અંગે તદ્દન જર્જરિત બનતી જતી પોતાની કાયા વિષે તેમને એવો વિચાર આવ્યો કે આ ભાંગેલા દેહ દ્વારા હવે ધર્મ કે દેશની સેવા શકય નથી તો પછી તેને ટકાવી રાખવાનો શો અર્થ ? અને એ વિચારથી તેમણે અનશન કરીને પોતાના દેહનો ત્યાગ કરી દેવાનો નિશ્ચય કર્યો; પણ મહાત્માજીના આગ્રહથી તે વિચાર મુલતવી રાખી વર્ધા આશ્રમમાં




આપણે ત્યાંનું બહુ સામાન્ય વનવાસી આ પંખી; છતાં નવાઇની વાત એ છે કે તે આપણી નજરે બહુ ઓછું ચડે છે; અને (કદાચ તેથી જ) બીજી નવાઇની વાત એ કે આપણી ભાષામાં તેને માટે કોઈ શબ્દ જ નથી! ઉત્તર હિંદમાં એ 'હુદહુદ' નામથી અને અંગ્રેજીમાં 'હૂપો' નામે ઓળખાય છે તે તો તેની 'હુદહુદ' કે 'હૂ...પો' એવા અવાજવાળી બોલી પરથી.

ત્રીજી આશ્ચર્યની વાત એ કે સમસ્ત પંખી-જગતમાં એક આ જ પંખી એવી અદ્‌ભુત વિશેષતાવાળું છે, કે જેમ મનુષ્યમાં કોઈ બે ચહેરા મળતા નથી આવતા, તેમ આ જાતમાં પણ કોઈ બે પંખી મળતાં નથી આવતાં. દરેક-ની પીઠપરના ચટાપટાની ભાત જુદીજુદી!

કાળાધોળા ચટાપટાવાળી રતુમડી કાયા, લાંબી, પાતળી, જરા વાંકી કાળાશ પડતી ચાંચ, માથે જપાની પંખા જેવી કલગી તથા બદામી રંગની આંખોવાળા કાબર જેવડા આ પખીને ઓળખી કાઢવું સહેલું છે. વગડામાં ધૂળમાં ફરતું તે ઘણીવાર નજરે પડે છે. ઝીણીમોટી જીવાત ને તીડગોકળાં વગેરે જંતુઓ તેનો ખોરાક હોવાથી તે ખેતીને બહુ ઉપયોગી છે.

એની ચાલ મનોહર હોય છે. બીજાં પંખી માફક કૂદકા મારતું નહિ પણ મનુષ્ય પેઠે ગંભીરરીતે ડગલાં ભરતું તે ચાલે છે. પણ તેની ખરી શોભા તો તેના માથા પરની કલગી છે. તે ગભરાઇ કે ઉશ્કેરાઇ જાય યા ઊડતું હોય છે ત્યારે એ પંખાની માફક ઉઘાડી હોય છે. જ્યારે એ બંધ હોય છે ત્યારે માથા પર જાણે બીજી ચાંચ ઊગી હોય તેવી લાગે છે.

સ્વભાવે એ શાંત નિરુપદ્રવી ને આનંદી છે. અને તેનો સ્વર કર્કશ હોવા છતાં માથું પકવનારો નથી. (શ્રી 'વનેચર'ના લેખ પરથી)



જઇને રહ્યા. પરંતુ તેમના દૃઢ નિશ્ચયને લીધે આખરે મહાત્માજીએ પણ સંમતિ આપતાં ધીમે ધીમે સર્વ ખોરાક, પછી ફળનો રસ અને છેવટે પાણી સુદ્ધાં છોડી દઇ એક યોગીને છાજે તે રીતે, પરમ શાન્તિથી, છેલ્લી ઘડી સુધી ભાનમાં રહીને સ્વેચ્છાએ વર્ધામાં મૃત્યુ પામ્યા. સંસારના સર્વ સંબંધોથી મુક્ત રહી શાન્તિથી નિર્વાણ પામી શકાય એ હેતુથી તેમણે પોતાના પુત્ર–પુત્રીઓ સુદ્ધાંને વર્ધા આવવા દીધેલાં ન હતાં. અને નક્કી કરેલા દિવસે તથા સમયે દેહ છોડી દેવાનો તેમનો નિર્ધાર હતો. પણ પોતાના અંત સમયે માત્ર કાકાસાહેબ કાલેલકર હાજર રહે એવી તેમની ઇચ્છાનુસાર કાકાસાહેબ સમયસર આવી ન પહોંચવાને લીધે તેમના આવતાં સુધી જ બીજા દિવસ સુધી એમનો દેહ ટકી રહેલો.

ધર્માનંદજીએ બૌદ્ધ ધર્મ ઉપર ઘણાં વિદ્વત્તાભર્યાં પુસ્તકો લખ્યાં છે. બૌદ્ધ ધર્મના અભ્યાસ અંગે એમણે કરેલા જહેમતભર્યા પ્રવાસો અને કપરી આપદાઓ આલેખતું પોતાનાં જીવનસંસ્મરણોનું તેમણે લખેલું 'આપવીતી' પુસ્તક તેમના પુરુષાર્થ, ખડતલપણું, નિશ્ચયબળ તથા તેજસ્વી બુદ્ધિ અને ચારિત્ર્યની ઊંડી છાપ વાચક ઉપર પાડે છે. અંગ્રેજીથી તદ્દન અનભિજ્ઞ હોવા છતાં અત્યંત પરિશ્રમ કરીને તેમણે પાલી ભાષાનું સંશોધન કર્યું એટલું જ નહિ, પણ તેને તથા બૌદ્ધ શાસ્ત્રોને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં અગત્યનું સ્થાન અપાવ્યું. સાધનો તથા સંયોગો અનુકૂળ ન હોવા છતાં માત્ર તીવ્ર લગની તથા અખંડ તપશ્ચર્યા વડે કેવળ હિંદના જ નહિ પણ જગતભરના વિદ્વાનોમાં એમણે જે માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે તે માટે હિંદ સદા મગરૂબ રહેશે.

## 'ફૉલિક ઍસિડ'

હાલમાં 'ફૉલિક ઍસિડ' નામના એક નવા વિટામિનની શોધ થઇ છે. તે 'બી' વિટામિનની જાતનું છે, અને જોકે ઘણાખરા ખાદ્ય પદાર્થોમાં તે હોય છે. પણ રાંધવાની ક્રિયામાં તે તરત નાશ પામતું હોવાથી લોકોને તે પૂરતા પ્રમાણમાં મળતું નથી.

• આ વિટામિન એક દિવ્ય ઔષધિ છે. દરેક જાતના પ્રાણઘાતક ઍનિમિયાના રોગ ઉપર તથા ઉષ્ણ કટિબંધના જાણીતા રોગ 'સ્પ્રૂ' (સંગ્રહણી) ઉપર તે ખૂબ અસરકારક સાબિત થયું છે. ગર્ભાવસ્થાવાળી સ્ત્રીઓના પાતળા પડી ગએલા લોહીને તે ઘટ્ટ બનાવી દે છે. ઘડપણમાં ઍનીમિયાનો ભોગ થઈ પડનાર લોકો પણ આને લીધે બચી જશે. અર્ધું પોષણ પામતા માંદલા લોકોમાં પણ એથી નવું ચેતન આવશે. 'ફૉલિક ઍસિડ' શરીરમાં નવું લોહી ઝડપથી નિર્માણ કરતું હોવાથી શક્તિવર્ધક દવા તરીકે પણ તેનો ઉપયોગ થઈ શકે છે.

આ દવાની શોધ બહુ વિચિત્ર રીતે થઇ. ડૉ. જ્યોર્જ મિનોટે તદ્દન દૂબળા પડી ગએલા ઍનીમિયાના દર્દીઓને લિવર એક્સ્ટ્રેક્ટ (કલેજાના સત્ત્વ)ને બદલે કાચું કલેજું ખાવા આપવાનો પ્રયોગ કર્યો. તેનાથી, ઊઠીને બેસવાની જેમનામાં શક્તિ ન હતી તેવા દર્દીઓ ફક્ત બે જ અઠવાડિયાંમાં ચાલતા થઈ ગયા! આ ઉપરથી વૈજ્ઞાનિકોને લાગ્યું કે કાચા કલેજામાં એક એવો પદાર્થ રહેલો છે કે જે શરીરને જીવન આપે છે. ડૉ. મિનોટે આ પ્રયોગની શરૂઆત કરતાં પહેલાં દર્દીના હાડકાંના પોલાણમાં રહેલો 'મેરો' (marrow) નામનો પદાર્થ કાઢીને તપાસી જોયો તો તેને જણાએલું કે તે પદાર્થ લોહીનાં લાલ કણો બનાવવાનું તેનું કામ જ કરતો ન હતો. આથી તેમનાં લોહીમાં લાલ કણોની સંખ્યા બહુ ઓછી હતી. પણ કલેજું ખવડાવ્યા પછી 'મૅરો'માં લાલ કણો બનવાની ક્રિયા ખૂબ ઝડપથી બનવા લાગી.

કલેજામાં એવો કયો પદાર્થ છે કે જે આ અદ્‌ભુત કામ કરે છે તે શોધવા વૈજ્ઞાનિકોએ વીસ વર્ષ સુધી પ્રયત્નો કર્યા. આખરે ડૉ. રોજર વિલિયમે તે પદાર્થ શોધી કાઢ્યો. તે પદાર્થ શાકભાજીનાં લીલાં પાંદડાં (foliage)માંથી મળી આવવાથી તેનું નામ 'ફૉલિક ઍસિડ' (*Folic Acid*) રાખ્યું. વળી એ પદાર્થ બાજરી, સોયાબીન, આખરણ અને થોડાં પ્રમાણમાં કલેજામાં પણ હતો.

પણ એ પદાર્થનું રાસાયનિક બંધારણ શું છે તથા પ્રયોગશાળામાં તે કેમ તૈયાર કરી શકાય એ હજુ વૈજ્ઞાનિકો જાણતા નહતા. ડૉ. વિલિયમ બેલની આગેવાની નીચે ૧૫ વૈજ્ઞાનિકોની ટુકડીએ હજારો ડૉલરના ખર્ચે તેનું સંશોધન શરૂ કર્યું અને ૧૯૪૫ના ઑગસ્ટ માસમાં તેમણે 'ફૉલિક ઍસિડ'ના ઘટકાવયવો શોધી કાઢ્યા.

આ ઔષધિ પ્રયોગશાળામાં તૈયાર કર્યા પછી જુદાજુદા રોગોના દર્દીઓ ઉપર તેના પ્રયોગો શરૂ કર્યા. ઍનીમિયાના રોગમાં સપડાએલા ૨૭ દર્દીઓ ઉપર તેનો પ્રયોગ કરતાં તેમાંના ૨૬ જણામાં એક જ વર્ષમાં નવું લોહી ઉત્પન્ન થવાની ક્રિયા પૂરજોસમાં શરૂ થઇ ગઇ હતી. ત્યાર બાદ 'સ્પ્રૂ'ના ૯ રોગીઓ ઉપર પ્રયોગ શરૂ કર્યો. આ દર્દીઓ બિલકુલ હાડકાંનું માળખું બની ગયા હતા, અને મરવાને વાંકે જ જીવતા હતા. તેમને 'ફૉલિક ઍસિડ' મુખ વાટે મોટા પ્રમાણમાં આપવાનું શરૂ કર્યા પછી ત્રીજે જ દિવસે તેમનામાં ચેતન દેખાવા માંડ્યું અને અઠવાડિયામાં તો તેમણે ચાલવાની પણ શરૂઆત કરી દીધી. તેમની ભૂખ તથા વજન બંને વધ્યાં ને આખરે મૃત્યુના મુખમાંથી છૂટીને ઘેર ગયા. આ પ્રમાણે ઘણા દેશોમાં ઘણા દર્દીઓ ઉપર પ્રયોગો કરવામાં આવ્યા અને બધા જ સફળ થયા. આમ, આ દવા ઍનીમિયા અને 'સ્પ્રૂ'ના દર્દીઓ ઉપર રામબાણ સાબિત થઇ છે. પણ આ દવાની બાબતમાં એક વાત ખાસ યાદ રાખવી જોઇએ અને તે એ કે કયા દર્દીને કેટલા પ્રમાણમાં આ દવા આપવી એ ડૉક્ટરોની સલાહ પ્રમાણે જ નક્કી કરવું જોઇએ.

## અદ્દભુત ઘઉં

દુનિયાના ઘણા દેશોમાં વરસાદ ન વરસવાને લીધે અથવા અતિવૃષ્ટિ થવાને લીધે દુકાળ પડે છે અને હજારો લોકો મરણ પામે છે. આનો કંઈક ઉપાય કરવા માટે રશિયામાં પ્રો. નિકોલાય ત્સિત્સિન નામના વૈજ્ઞાનિકે પ્રયોગો શરૂ કર્યાં. વરસાદ પડે કે ન પડે, છતાં ધાર્યા પ્રમાણે પાક લઈ શકાય એવી જાતના ઘઉં શોધવાનું તેનું લક્ષ્ય હતું. સતત ૧૭ વર્ષ સુધી આની પાછળ તેણે ભગીરથ પ્રયત્નો કર્યા. દેશવિદેશમાંથી ઘઉંના જુદાજુદા નમૂનાઓ લાવી તેણે કુલ ૩૪,૦૮૪ પ્રયોગો કર્યા! ઇષ્ટ હેતુ સાધ્ય કરવા માટે કેવો ભગીરથ પ્રયત્ન!! આખરે તેમનો ૩૪,૦૮૫મો પ્રયોગ સફળ થયો. તેમણે એવા ઘઉં શોધી કાઢ્યા છે, કે તે જગતનું દસમું આશ્ચર્ય ગણાય તો નવાઇ નહિ.

આ ઘઉંનો પાક શિયાળા અને ઉનાળામાં એમ બે વખત ઊતરે છે અને દર એકરે ૬૫ બુશલ જેટલા પાકે છે. (એક બુશલ=૮ ગૅલન; અથવા ૨૨૨૦ ઘન ઇંચ જગ્યામાં સમાય તેટલું) પણ આ ઘઉંની સૌથી આશ્ચર્યકારક બીના એ છે, કે તે ગમે તેવા હવામાનમાં ઊગી શકે છે. વરસાદ બિલકુલ ન પડે તોપણ તે સુકાઇ જતા નથી અને મૂશળધાર વરસાદ પડે તો યે સડી જતા નથી. હિમ પડે તોપણ તેને તે અસર આપતા નથી. વળી તે ગમે તેવી જમીનમાં પાકી શકે છે. જમીનમાં ઘાસ ઊગે તેમ તે ઊગે છે અને એક વખત વાવ્યા પછી દર વર્ષે વાવવાની જરૂર પડતી નથી;–એની મેળે જ તે વર્ષોવર્ષ ઊગ્યા કરે છે! તે કદી નાશ પામતા જ નથી. આમ હોવા છતાં જાતમાં આ ઘઉં કોઈ રીતે ઊતરતા નથી. કૅનેડામાં પાકતા સારામાં સારા ઘઉંના જેવા જ ઉત્તમ ગુણો તે ધરાવે છે. ૧૯૪૩માં જર્મનીએ રશિયાના ધાન્યના ભંડાર સમું યુક્રેન જીતી લીધું ત્યારે રશિયાને દુકાળની આપત્તિમાંથી જો કોઇએ બચાવ્યું હોય તો તે આ ઘઉંએ જ.આજે રશિયામાં લાખો એકર જમીનમાં આ ઘઉં વાવવામાં આવેલા હોવાથી રશિયાની ૧૬ કરોડ જનતાને દુકાળની બિલકુલ બીક રહી નથી. આ ઘઉંના શોધક પ્રો. ત્સિત્સિનને રશિયન સરકારે 'હીરો ઑવ્ સોવિયેટ લેબર'નું બિરુદ આપીને તેનું બહુમાન કર્યું છે. દુષ્કાળનું વારંવાર ભોગ બનતું હિંદ પણ આ ઘઉંની વાવણીથી ભયમુક્ત થઈ શકે. હિંદ સરકાર આ અદ્દભુત ઘઉંની વાવણીનો પ્રયોગ હિંદમાં કરી રહ્યું છે એમ જણાય છે.

## ખરતા તારા

રાતના આપણે ઘણી વખત આકાશમાં તેજસ્વી લીસોટા પાડીને વિલીન થતા ખરતા તારા જોઇએ છીએ. પણ ખરું જોતાં તે 'તારાઓ' નથી. એ તો અવકાશમાં ભમી રહેલા પત્થર કે ધાતુના નાના ટુકડાઓ છે. તેને ઉલ્કા (*Meteorite*) કહેવામાં આવે છે. પૃથ્વીની ચોમેરના વાતાવરણમાં ૫૦–૬૦ માઈલ ઊંચે એ દેખાય છે અને તે પણ ક્ષણ બે ક્ષણ પૂરતા જ. સાચા તારા તો કરોડો માઈલ દૂર હોય છે અને ઘણા મોટા હોય છે.

આ ઉલ્કાઓ ઘણુંખરું રાઇના દાણ જેવડી હોય છે. જો કે કેટલીક વટાણાના દાણાથી માંડી રમવાના દડા જેવડી હોય છે અને કેટલીક તો ૪૦ થી ૫૦ ટન વજનવાળી પણ મળી આવી છે! જેમ પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે તેમ આવી અસંખ્ય નાનીમોટી ઉલ્કાઓ પણ સૂર્યની ચોમેર ફરતી હોય છે. તેમનો સામાન્ય વેગ કલાકના ૧,૪૪,૦૦૦ માઇલ હોય છે. મૂળે તો એ બરફ જેવી ઠંડી હોય છે, પણ જ્યારે તે પૃથ્વીના વાતાવરણમાં પ્રવેશ કરે છે ત્યારે વાતાવરણ સાથેના તેના ઘર્ષણથી તેમાં એટલી તો ગરમી પેદા થાય છે, કે પૃથ્વીથી ૫૦–૬૦ માઈલ જેટલે આવતાંમાં તો તે લાલચોળ થઈને સળગી ઊઠે છે, અને ત્યારે આપણને તેના તેજનો લીસોટો આકાશમાં દેખાય છે. સામાન્ય ઉલ્કા એકાદ ક્ષણ જેટલી દેખાઇ બળીને રાખ થઈ જાય છે. આમ, ઘણીખરી ઉલ્કા તો ઉપરની ઉપર જ બળી જઈ માત્ર તેની રાખ જ પૃથ્વી પર પડે છે; પણ કેટલીક ઘણી મોટી ઉલ્કાઓ પૂરેપૂરી બળી ન જતાં પૃથ્વી પર આવી પછડાય છે ત્યારે ઘણું નુકસાન થાય છે.

વૈજ્ઞાનિકોએ આવા જમીન ઉપર મળી આવતા ઉલ્કા પત્થરના ટુકડાઓના કરેલા અભ્યાસ પરથી જણાયું છે, કે ખરતા તારાઓ ઘણુંખરું લોખંડ, નિકલ ઇત્યાદિ ધાતુના બનેલા હોય છે. કેટલાકમાં તો ૯૦ ટકા લોઢું હોય છે. પૃથ્વી પર ન મળી આવતો હોય એવો એકે પદાર્થ તેમાં મળી આવ્યો નથી.

માનવામાં નહિ આવે, પણ દરરોજ ૨૦૦૦૦૦૦૦ (બે કરોડ) જેટલી ઉલ્કા પૃથ્વી પર ખરી પડતી હોય છે! એવી ગણતરી નીકળી છે, કે છેલ્લાં ૬ કરોડ વર્ષમાં પૃથ્વી પર ૬,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ટન ખરતા તારાઓની રાખ ઇત્યાદિ પડી છે અને ખરતા તારાઓની આ રાખ પડવાથી દર વર્ષે પૃથ્વીનું વજન ૧૦૦૦ ટન વધી રહ્યું છે!

## શણ

ઘણા નહિ જાણતા હોય, કે આખી દુનિયાની શણની કુલ ઉપજનો લગભગ બધો જ ભાગ આપણું હિંદ પેદા કરે છે. હિંદ દર વર્ષે કુલ ૯૦ લાખ ગાંસડીઓ ઉત્પન્ન કરે છે, જ્યારે બાકીનું આખું જગત (મુખ્યત્વે નેપાળ, ચીન, જાપાન, ફૉર્મોસા) માત્ર સવા લાખ જ ગાંસડી અમેરિકા, ઇજિપ્ત, આફ્રિકા, પૅલેસ્ટાઈન વગેરેમાં શણ ઉગાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, પણ તે નિષ્ફળ નીવડ્યો હતો.




શણ કોકોરસ(cochorus) નામના છોડમાંથી ઉત્પન્ન થાય છે. આ છોડ ૫ થી ૧૦ ફૂટ જેટલો ઊંચો થાય છે અને તેનું થડ આપણી આંગળી જેટલું પાતળું હોય છે. ફક્ત ટોચ સિવાય તેને ક્યાં યે ડાળીઓ નથી હોતી. તેનાં પાંદડાં પોપટી રંગનાં ૪ થી ૫ ઇંચ લાંબાં હોય છે અને તેને આછા પીળા રંગનાં ફૂલ બેસે છે. આ છોડને ગરમ ભેજવાળી આબોહવાની જરૂર હોય છે તથા તેને વરસાદ પણ સારા પ્રમાણમાં જોઇએ છે. શરૂઆતમાં જ જો ખૂબ વરસાદ પડે, અથવા બિલકુલ ન પડે તો આ છોડ નાશ પામે છે. એને અનુકૂળ આવી આબોહવા હિંદુસ્તાનમાં માત્ર પૂર્વ તથા ઉત્તર બંગાળમાં હોવાથી ત્યાં જ આ છોડ ખૂબ મોટા પ્રમાણમાં ઊગે છે.

ઘઉં ચોખા ઇત્યાદિની માફક જ આ છોડની પણ ખેતી કરવામાં આવે છે. જમીનને ત્રણ વખત ખેડીને તેનાં બી વાવવામાં આવે છે. છોડ પૂરેપૂરો ઊગી રહે ત્યારે તેના પર ફૂલ બેસે છે અને આ ફૂલ કરમાવા માંડે કે તરત છોડની કાપણી કરવામાં આવે છે. પછી તેને પાણીમાં નાખીને સડવા દેવામાં આવે છે. એ પૂરા સડી રહે એટલે તેને ઝીકવાથી શણના રેસા નીકળી આવે છે. એને સૂકવવામાં આવ્યા બાદ તેના ૮૦–૯૦ રતલના નાના ગઠ્ઠાઓ બાંધવામાં આવે છે.

ખેડૂતો પાસેથી આ ગઠ્ઠાઓ ઉઘરાવીને વેપારીઓ તેને જીનમાં (હાઇડ્રૉલિક પ્રેસમાં) દબાવીને તેની ૪૦૦–૪૦૦ રતલની ગાંસડીઓ બાંધી શણની મિલોમાં અથવા પરદેશ મોકલે છે. હિંદના આવા કાચા માલમાંથી કાપડ કરવાનું કામ ઘણાં વર્ષો સુધી તો ઇંગ્લંડમાં જ (ડંડી બંદરમાં) થતું અને તેનું કાપડ દુનિયાના સર્વે દેશોમાં મોકલાતું; પણ ૧૮૫૪માં સૌથી પહેલી મિલ હિંદમાં કલકત્તામાં ઊભી કરવામાં આવી અને પછી તો તે ઉદ્યોગ ત્યાં એવો ખીલ્યો કે ૧૯૨૮ સુધીમાં તો ત્યાં ૫૬ મિલો થઇ ગઈ.

શણનો મુખ્ય ઉપયોગ કાચા માલની હેરફેર કરતી વખતે તેને બાંધવાનાં સાધનો, થેલાઓ તથા ગુણપાટ બનાવવામાં થાય છે અને શણના કુલ ઉત્પાદનનો ૭૦ ટકા ભાગ આ જ કામમાં વપરાય છે. એ ઉપરાંત સબ મરીનના ટેલીગ્રાફ તથા ટેલીફોનનાં દોરડાં બનાવવામાં, લિનોલિયમના ઉદ્યોગમાં, તથા તેને રંગી નાખીને કપડાને કિનાર મૂકવામાં, તેમજ બૂટ જોડા વગેરેની બનાવટમાં તે વપરાય છે.

હિંદની આખા વર્ષની કુલ પરદેશી નિકાસનો ત્રીજો ભાગ એકલું શણ જ રોકે છે એટલો તેનો આપણા નિકાસ-વેપારમાં મહિમા છે; અને આખા જગતમાં એકલું હિંદ જ મોટા ભાગનું શણનું ઉત્પાદન કરતું હોવાથી પરદેશોને એ બાબતમાં તેની બહુ ગરજ રહે છે અને હાલમાં સરકાર ક્વોટા પ્રમાણે જ દરેક દેશને માલ આપે છે.

## કાળો પ્રકાશ

'અલ્ટ્રાવાયોલેટ' કિરણોને વિજ્ઞાનીઓ ઘણી વખત કાવ્યમયરીતે 'કાળો પ્રકાશ' કહે છે, કેમકે આપણી સાદી આંખોને તે દૃશ્ય નથી. તેની આપણને ખબર પડે છે તે તેને લીધે થતા અનેક જાતના ફેરફારોને લીધે જ. આ કિરણોની શોધ ઘણા વર્ષો પહેલાં થઈ હોવા છતાં તેના નવાનવા ઉપયોગો તો હાલમા જ શોધાયા છે. અનેક રોગો ઉપરાંત બીજી પણ ઘણી બાબતોમા તેનો ઉપયોગ થવા માંડ્યો છે.

એ કિરણો જો કોઈ ખનિજ પદાર્થ પર પડે તો તે પદાર્થમાના ધાતુના કણો તરત ચમકવા માંડે છે. ઘણીવાર આ ચમકના રંગ ઉપરથી જ તે કઈ ધાતુ છે તે ઓળખી શકાય છે. આથી હાલમાં ખનિજની શોધ કરનારા વૈજ્ઞાનિકો દિવસે તે કામ માટે ન જતાં રાત્રે નીકળે છે અને તેમની પાસેના અલ્ટ્રા વાયોલેટ કિરણ ઉત્પન્ન કરવાનાં સાધન વડે એ ધાતુની રજકણ ઉપર થોડોક પણ પ્રકાશ પડતાં જ તે ચમકી ઊઠે છે.

ગયા મહાયુદ્ધમાં જર્મનીએ આ કાળા પ્રકાશનો ઉપયોગ ઘણી જગ્યાએ કરેલો. હવે અમેરિકા અને બીજા દેશો પણ તેના ઉપયોગ શોધવામાં પડ્યા છે. ડીમેંટ નામના અમેરિકન શાસ્ત્રીએ આ શાખામાં ખૂબ સંશોધન કર્યું છે. તેમણે એક એવો વિશિષ્ટ જાતનો પદાર્થ શોધી કાઢ્યો છે કે જેનું પાતળું પડ નકશા પર ચડાવવામાં આવે તો પછી ઘનઘોર રાત્રે પણ કાળા પ્રકાશની સહાયથી એ નકશો સ્પષ્ટ જોઈ શકાય. ગયા મહાયુદ્ધમાં એ શોધનો ખૂબ મોટા પ્રમાણમાં ઉપયોગ થયો હતો. બીજી એક શોધથી, અકસ્માત પામેલી કોઇ વ્યક્તિ જીવે છે કે મરી ગઇ છે તે જાણી શકાય છે. તે વ્યક્તિના કાન પાછળ ફ્લુઓરેસેંટ પદાર્થનું એક ટીપું સોય દ્વારા દાખલ કરવામાં આવે છે અને થોડી સેકંડ પછી અલ્ટ્રાવાયોલેટ કિરણો તે વ્યક્તિના મોઢા પર નાખવામાં આવે છે. જો તે વ્યક્તિ જીવતી હોય તો તેની આંખો અને હોઠ તે કિરણોમાં ચમકવા માંડે છે.

અંતર જો નાનું હોય તો આ કાળા પ્રકાશથી છૂપા સંદેશવાહનનું કામ પણ લેવાય છે અને તારની સંજ્ઞાઓના રૂપમાં એ પ્રકાશના લાંબાટૂંકા ઝબકારા દ્વારા સંદેશા મોકલાય છે. એ ઉકેલવા માટે દૂરબીનના કાચને ફ્લુઓરેસેંટ અને પારદર્શક પદાર્થ લગાડીને જોતાં જોતાં આંખોને ન દેખાતો કાળો પ્રકાશ તેમાંથી દેખાય છે. દુશ્મનના પ્રદેશમાં પૅરેશૂટથી ઊતરનારા છત્રીજાસૂસો તથા મોરચા પરના સૈનિકો, પોતાની પાછળ આવનારા સૈનિકોને માર્ગદર્શન કરવા માટે કેટલીક સૂચનાઓ સાદા પ્રકાશમાં ન દેખી શકાય એવા પારદર્શક રંગથી રસ્તા પર અથવા ખડક ઉપર લખી શકે છે; અને પાછળથી આવનાર સૈનિકો કાળા પ્રકાશનાં કિરણો ફેંકતાં જ તે ઉકેલી લે છે.

વળી આ કાળો પ્રકાશ જંતુ અને કીટાણુઓનો નાશ કરતો હોવાથી સિપાહીઓના શરીર ઉપરની જૂઓ આ પ્રકાશથી તરત મારી શકાય છે. હૉસ્પિટલોમાં ખુલ્લા જખમો પરની હવા જંતુરહિત કરવા માટે પણ કાળો પ્રકાશ વાપરવાની શરૂઆત થઇ છે. આનાથી જખમ વકરી ન જતાં જલદી સારા થાય છે. એ જ પ્રમાણે ખોરાકને કીટાણુઓથી શુદ્ધ રાખવા માટે પણ આ કિરણોનો ઉપયોગ થાય છે.

ગુનેગારોને પકડવામાં તો આ કિરણોનો ઘણો ઉપયોગ થાય છે. તેનાં બે ઉદાહરણો: અપહરણ કરાએલા એક માણસને છોડાવવા ચોરોની એક ટોળીને જે નોટો મોકલવામાં આવી તે દરેક પર છૂપીરીતે એક અદૃશ્ય પદાર્થ લગાડવામાં આવેલો હતો. પછી અલ્ટ્રાવાયોલેટ કિરણોના પ્રકાશમાં નોટો તપાસતાં એક બૅંકના કારકુનને વચમાં જ એક નોટ ચમકતી દેખાઇ. તરત તે નોટ જે માણસના ખાતામાં ભરાઈ હતી તે માણસને પકડવામાં આવતાં તેની પાસેથી બીજી વધારે તેવી નોટો મળી આવી અને તેના પર ગુનો સાબિત થયો. અમેરિકામા કેટલીક બૅંકો મોટી રકમના ચેક તપાસવા માટે પણ કાળો પ્રકાશ વાપરે છે. દરેક ખાતેદારે પોતે આપેલા ચેક ઉપર અદૃશ્ય શાહી વડે એક ગુપ્ત નિશાની કરવાની હોય છે, જેનો સંકેત બૅંક જાણતી હોય છે. કાળા પ્રકાશમાં તપાસતાં જો તે નિશાની દેખાય નહિ તો તે ચેકના પૈસા આપવામાં આવતા નથી. આમ બનાવટી સહી કરવા છતાં ગુનેગાર ફાવી શકતો નથી.

જમીનમાં પેટ્રોલ શોધવા માટે પણ આનો ઉપયોગ થાય છે. જમીનમાંથી ઝરતા પાણીમાં જો લાખમા ભાગનું પણ પેટ્રોલ હોય તોપણ તે તેનાથી શોધી શકાય છે. આ સિવાય અનાજ, ઈંડાં, માંસ, તથા માખણ ઊતરી કે બગડી ગયાં હોય તો તે તપાસવા માટે આ કિરણો ઉપયોગી હોવાથી ખોરાકી સાધનોનાં કારખાનાંઓમાં તેનો ખૂબ મોટા પ્રમાણમાં ઉપયોગ થવા માંડ્યો છે.

## કારેલાં

કારેલાંને આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ તો ઘણાં જ વખાણ્યાં છે. જૂના વૈદ્યશાસ્ત્રીઓ કારેલાંના શાક અને તેની કાંજીની અનેક દરદો પર ભલામણ કરે છે. હવે આજે ઘણાં વર્ષોના અખતરા બાદ વનસ્પતિશાસ્ત્રીઓ ને શોધકો એવા મત પર આવ્યા છે કે 'કડવી વસ્તુઓ પેટના તમામ પાચક રસો વધારનારી છે; તે જ રીતે કારેલાં પણ પાચક રસોને વધારનારાં છે. 'કડવાણીના ફાયદા'નું જે જ્ઞાન આપણા પ્રત્યેક ઘરની વૃદ્ધ માતાઓને હતું તે શોધકોને છેક આજે ઘણાં વર્ષોની મજૂરી પછી પ્રાપ્ત થયું છે!

કારેલાંથી પેટના કૃમિઓ નાશ પામે છે, અને તેથી જ વરસાદની શરૂઆત થતાં જ આપણે ત્યાં કારેલાં ખાવાની રીત છે. તે વખતે વાત અને પિત્ત બંનેનો મિશ્ર ઉપદ્રવ હોય છે, જેને કેવળ કારેલાં જ શમાવે છે. તે ઋતુના તમામ દોષોને વગર ઔષધિએ શાન્ત કરી આપનાર ઔષધિઓનો તે રાજા ગણાય છે. વળી એ ઋતુમાં ભૂખ પણ ઓછી લાગે છે. અને કારેલાં પોતામાં રહેલી પાચક રસો પેદા કરવાની શક્તિ દ્વારા ભૂખ લગાડે છે.

આંતરડાંની અવ્યવસ્થાને માટે કારેલાંનો તાજો રસ એક રૂપિયાભાર (એટલે મધ્યમ કદનો ચમચો) પીવાથી આરામકર્તા નીવડે છે. પારા જેવી ભયંકર દવાઓનાં ઝેરો, વછનાગ જેવાં શુદ્ધ ઝેરો અને ઉંદર આદિ પ્રાણીનાં ઝેરો કારેલાંના રસનું સવાર સાંજ અઢી તોલા સેવન કરવાથી નાબૂદ થયાં જાણ્યાં છે. રતાંધળાપણું અને ખરાબ આંતરડાંને કારણે ગળામાં પડતા ચાંદા, કારેલાંના રસ પર રહેવાથી નાબૂદ થાય છે, એમ આયુર્વેદના ગ્રંથોમાં આધાર છે. કારેલાંની તદ્દન બારીક લૂગદી બનાવી, આંખ પર બાંધી રાખવાથી અને સાથે જ કારેલાંનો રસ પીવાથી આંખનાં દરદો નાબૂદ થાય છે. મગજની અસ્વસ્થતામાં પણ મગજ પર કારેલાંની લૂગદી અને કારેલાંના રસનું સેવન ફાયદારૂપી નીવડે છે. વાત અને આંતરક્ષતમાં, તથા હોજરીમાં પડતાં ચાંદાં મટાડવામાં કારેલાના રસનો પ્રયોગ અજોડ ઉપાય ગણાયો છે.

કારેલાના અઢી રૂપિયાભાર (એટલે બે મોટા ચમચા જેટલા) રસમાં નીચે મુજબ તત્ત્વો સમાએલાં છે, એમ વિજ્ઞાન કહે છે: વિટામિન અ–૫૮.૮; બ–૬.૭૨; ક–૨૪.૬૪; લોઢું–૨.૬૩; ચરબી–૦.૦૫૬; ઉત્તેજક તત્ત્વ–૦.૪૨; કાંજીવાળા પદાર્થો ૧.૧૭૬ (વંદેમાતરમ્)

## બ્રોડકાસ્ટિંગનો એક નવો પ્રયોગ

'ઈન્ટરનૅશનલ બિઝનેસ મશીન કૉર્પોરેશન'નામની એક કંપનીએ હમણાં એક નવું યંત્ર શોધ્યું છે, જેની મદદથી એક જ ભાષામાં અપાએલું ભાષણ એકીસાથે જુદીજુદી સાત ભાષાઓમાં સાંભળી શકાય! આ ભાષણો સાંભળવા માટે કૅમેરાની માફક નાનકડા પટ્ટા વડે ગળામાં લટકાવીને તે ગમે ત્યાં સાથે ફેરવી શકાય તેવા રેડીઓ–રીસીવર પૂરતા થઇ પડે છે.

વક્તા જ્યારે માઇક્રોફોન પર બોલે ત્યારે તાર દ્વારા તેનો અવાજ તેની સામે ઘણે દૂર બેઠેલા જુદીજુદી ભાષાના દુભાષિયાઓના કાન પર તેમણે કાન પર જોડેલા હેડફોન નામના યંત્ર દ્વારા પહોંચે છે. દુભાષિયા એ સાંભળવાની સાથોસાથ તેનો અનુવાદ પોતાની ભાષામાં કરતા જઈ પોતાની સામેના માઇક્રોફોનમાંથી બોલે છે. જો મૂળ વક્તા બહુ ઝડપથી બોલતો હોય અને દુભાષિયો તેના જેટલી જ ઝડપથી અનુવાદ ન કરી શકે, તો વક્તાને ધીમે બોલવાનું સૂચન આપવા એક લાલ બત્તી પણ ગોઠવવામાં આવેલી હોય છે.

પોતાને જે ભાષામાં સાંભળવાની ઈચ્છા થાય તે ભાષામાં સાંભળવા માટે શ્રોતા પાસેના રીસીવરમાં જુદીજુદી ચાપો રાખેલી હોય છે. એ રીસીવરનું જોડાણ એકીસાથે બધી ભાષાનું વહન કરતી જુદીજુદી રેડિયો ચૅનલો સાથે હોય છે. આજે રેડિયો અંગ્રેજી, સ્પૅનિશ, ફ્રેન્ચ, ચીની, રશિયન, જર્મન અને ઈટાલિયન એમ સાત જુદી જુદી ભાષાનો બ્રોડકાસ્ટ વહન કરી શકે છે.

આ આખી યોજનાનો પહેલો ઉપયોગ ઇન્ડીઆનામાં ભરાએલી વર્લ્ડ કૉન્ફરન્સ ઑવ ધ ટીચિંગ પ્રોફેશનમાં થએલો. લલિત ભટ્ટ

## એક નવી ફાઉન્ટન પેન

થોડા વખતથી બજારમાં એક નવી જાતની ફાઉન્ટન પેન આવી છે. આ પેન વડે ફરીથી શાહી ભર્યા વગર ઘણાં વરસ સુધી (ઓછામાં ઓછાં બે વરસ સુધી) લખી શકાય છે એવો તે પેનો બનાવનાર કંપનીઓનો દાવો છે. આ પ્રકારની અક્ષય લેખિની પેનો ગયે વર્ષે ૮૦ લાખ વેચાઈ ચૂકી છે અને ૧૯૪૭માં ઓછામાં ઓછી તેનાથી બમણી વેચાશે એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે.

બીજી પેનોમાં ટાંક વડે લખાય છે, પણ આ પેનમાં તેને સ્થાને એક નાની કોગ પોલાદની ગોળી બેસાડેલી હોય છે. આ ગોળીનો વ્યાસ એક મિલિમિટર (૧/૨૫ ઇંચ) હોય છે અને તેને એક ગોખલા જેવી જગ્યામાં એવી રીતે બેસાડેલી હોય છે કે તે કોઈપણ દિશામાં સહેલાઈથી ફરી શકે છે. પેનની અંદર છાપવાની શાહી જેવી ઘટ્ટ અપ્રવાહી શાહી ભરેલી હોય છે. તે ગોળીને ચોંટીને બહાર આવે છે અને તેના વડે લખાય છે. આથી તે 'બૉલ પૉઇન્ટ પેન' કહેવાય છે.

આ પેનનો મુખ્ય ફાયદો એ છે કે તેનાથી ઘણા લાંબા વખત સુધી ફરીથી શાહી ભરવાની માથાકૂટ રહેતી નથી. વળી તેનાથી ગમે એવું લખાણ તરત સુકાઈ જાય છે. શાહી કદી બહાર ઝરતી નહિ હોવાથી હાથ કે કપડાં બગડતાં નથી. વળી તેનાથી ગમે તેવી ખરબચડી સપાટી (કાગળ કે કાપડ) ઉપર લખી શકાય છે તેમજ પાણીમાં અથવા ભીના કાગળ ઉપર પણ સરસરીતે લખી શકાય છે. વળી આ પેન લખતી વખતે ઘણો જ ભાર ખમતી હોવાથી તેનાથી ચારથી આઠ 'કાર્બન કૉપી' કાઢી શકાય છે. એરોપ્લેનમાં જ્યાં હવામાનનું દબાણ ઓછું હોવાથી સાધારણ પેનોની શાહી ગમી જાય છે ત્યાં આ પેનથી ઘણી જ આસાનીથી લખી શકાય છે.

આવી ચમત્કારિક પેનનો શોધક છે એક હંગેરિયન. તેનું નામ લાડિસ્લાઓ બિરો. આ માણસની ધારણાશક્તિ અત્યંત આશ્ચર્યકારક છે. તેણે વૈદકનો અભ્યાસ કર્યો હતો અને હિપ્નૉટિઝમનું કેન્દ્ર ચલાવ્યું હતું. શિલ્પકલા શીખીને તે ઉત્તમ મૂર્તિકાર બન્યો હતો અને ચિત્રકલામાં પણ એવી નિપુણતા મેળવી હતી કે તેનાં ચિત્રો હંગેરીની નૅશનલ ગૅલેરીમાં મુકાયાં હતાં. રાજકારણનો અભ્યાસ કરી તેણે તેના ઉપર ઘણા લેખો લખ્યા હતા. વળી એક માસિકની ઑફિસમાં તે 'પ્રૂફ-રીડિંગ'નું કામ કરતો રહ્યો હતો અને આ જ કામ કરતાંકરતાં તેને આ નવી પેનની કલ્પના સૂઝી હતી; કેમકે પ્રૂફ માટેના ન્યુઝપ્રિન્ટ કાગળો ઉપર સાદી ફાઉન્ટન પેન બરાબર કામ આપતી નથી. તેણે જે પહેલી પેન બનાવી તે બે ફૂટ લાંબી અને તદ્દન બેડોળ હતી! પણ એટલામાં બીજું વિશ્વયુદ્ધ સળગ્યું, તેથી તેને પારીસ ભાગવું પડ્યું. ત્યાં યે યુદ્ધ આવ્યું તેથી ૧૯૪૦માં તે આર્જેન્ટિના પહોંચ્યો. તે આર્જેન્ટિના ઊતર્યો ત્યારે તેના ખિસ્સામાં ફક્ત ૪૦ રૂપિયા હતા; છતાં પુષ્કળ મુશ્કેલીઓ વેઠીને પણ તેણે પોતાની આ શોધ પૂરી કરી. તે પેનના સર્વ હક્કો ખરીદી લેવા માટે અમેરિકાની મોટીમોટી કંપનીઓ ફેબર, એવરશાર્પ, શોફર વગેરે પડાપડી કરવા લાગી. છેવટે ૨૦ લાખ રૂપિયા રોકડા ને અમેરિકામાં દર વર્ષે જેટલું વેચાણ થાય તે ઉપર સવા પાંચ ટકા રૉયલ્ટી આપવાની શરતે એવરશાર્પ અને ફેબર કંપનીઓ આ સોદો પાર પાડ્યો. ગઈકાલનો દેવાદાર લાડિસ્લાઓ બીજે દિવસે લખપતિ બની ગયો.

એવરશાર્પે આ પેનો બનાવવા માંડ્યા પછી રેનૉલ્ડ્ઝ નામનો એક સાહસિક વેપારી આ ક્ષેત્રમાં ઊતર્યો. તેણે એવરશાર્પની પેન ઉપરથી, તે કંપનીના હક્કોને વાંધો ન આવે એ રીતે, પેનનું એક નવું જ 'મૉડેલ' (નમૂનો) પોતાના વૈજ્ઞાનિકોની દેખરેખ નીચે બનાવ્યું અને ફક્ત છ જ મહિનામાં તેણે પોતાની નવી પેન બજારમાં મૂકી. તરત બંને કંપની વચ્ચે તીવ્ર હરીફાઈ શરૂ થઈ. બંનેએ એકબીજા ઉપર પોતાના હક્કોની બાબતમાં અમેરિકન ન્યાયાલયમાં કરોડો રૂપિયાના દાવા નોંધાવ્યા, જે હજુ પણ ચાલુ છે.

રેનૉલ્ડ્ઝે પોતાની પેનો ખપાવવા મોટરથી માંડીને મકાના દાર સુધી મોટાં મોટાં ઇનામો જાહેર કર્યાં અને ફક્ત જાહેરાત પાછળ જ ૩૪ લાખ રૂપિયા ખર્ચ કરીને એક જ વર્ષમાં એક કરોડ રૂપિયા કમાયો! એવરશાર્પ કંપનીએ તો વેચાણનો વિક્રમ (record) કર્યો છે. ફક્ત ૪ મહિનામાં તે કંપનીએ ફક્ત ન્યૂયૉર્કમાં જ ૫૦ લાખ

(૨૧ જુલાઈ ૧૯૪૭)

રૂપિયાની પેનો વેચી છે અને ૧૯૪૬માં કુલ વેચાણ ૮ કરોડ રૂપિયાનું થયું છે. એવો અડસટ્ટો કાઢવામાં આવે છે, જેમાંથી લાડિસ્લાઓ બિરોને ૪૦ લાખ રૂપિયા મળશે !

આ પ્રમાણે આખા જગતમાં જેની ખૂબ બોલબાલા થઇ છે એવી આ પેન હજુ પૂરેપૂરી નિર્દોષ થઈ નથી. તેમાં પણ હજુ કેટલીક ખામીઓ છે. દાખલા તરીકે આ પેનથી લખાએલા અક્ષરો એક સરખી પહોળાઇના અને ઉઠાવ વગરના હોય છે. તથા તેનું લખાણ કાર્બન કૉપી જેવું દેખાય છે. આપણી સાદી પેનથી લખ્યા જેટલું એ સુંદર દેખાતું નથી. વળી તે પેનને ૪૫° અંશ ખૂણા કરતાં ઓછા અંશને ખૂણે પકડીને લખવાનો પ્રયત્ન કરીએ તો જરાપણ લખાતું નથી એ પણ તેની એક ખામી છે. અત્યાર સુધી અંદરની શાહી ખલાસ થતાં પેનને તે કંપનીની ફૅક્ટરીમાં પાછી મોકલીને ફરીથી શાહી ભરાવી લેવાની ગુલામી વેઠવી પડતી. પણ હવે અંદર ભરવાની શાહીની લગડીઓ (cartridges) બજારમાં તૈયાર મળશે કે જે આપણે આપણા હાથે જ ઘેર બદલી શકીશું.

હાલમાં તે પેન પાછળ વધુ સંશોધન થઈ રહ્યું છે અને તેની ખામીઓ દૂર કરીને તેને અધિક કાર્યક્ષમ બનાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે. નજીકના ભવિષ્યમાં અત્યારની આ પેનો કરતાં વધુ સારી અને વધુ સસ્તી પેનો બજારમાં આવશે. હિંદમાં આ પેનોનો પ્રચાર શરૂ થઈ ગયો છે. પણ જાહેરાત ઉપર ભોળવાઇ ન જતાં જાતે ખાતરી કરીને પછી જ પેન લેવી એ ડહાપણભર્યું છે.

## બહુ પતિનો રિવાજ

દ્રૌપદીને પાંચ પતિ હતા એ પૌરાણિક વાત ઘણા જાણતા હશે; પણ આ વીસમી સદીમા પણ એક કરતા વધારે પતિનો રિવાજ આપણે ત્યાં કેટલાક ભાગમાં પ્રચલિત છે! સંયુક્ત પ્રાંતમાં નૌસર અને બાવર નામનો ૫૦૦ ચોરસ માઈલનો ડુંગરાળ પ્રદેશ છે. તેની સરહદ પર તેહરી, નહાન અને જુબ્બલ નામનાં ત્રણ સંસ્થાનો છે. આ ડુંગરાળ વિભાગમાં ૪૫૦ ગામ આવેલાં છે જેની વસતિ ૫૬,૦૦૦ની છે લોકોનો એકમાત્ર ધંધો ખેતીનો છે. બટાટા, મકાઈ, ઘઉં, આદુ, અફીણ ઈત્યાદિ વસ્તુઓ ત્યાં પાકે છે. બધો ભાગ ડુંગરાળ હોવાથી ત્યાં ખેતી બહુ મુશ્કેલ છે. આ વિભાગમાં જ બહુપતિનો રિવાજ પ્રચલિત છે. જેટલા પતિ વધારે તેટલું તે વધારે માનભર્યું ગણાય છે. આ લોકોમાં શિક્ષણ મુદ્દલે નથી, પણ તેમને પોતાની સસ્કૃતિનું ખૂબ અભિમાન છે. બહુપતિનો રિવાજ પાંડવોની યે પહેલાંથી આ વિભાગમાં ચાલતો આવેલો છે એમ તેમનું કહેવું છે, અને પાંડવોનું રહેઠાણ પણ ત્યાં જ હતું એમ તેઓ માને છે. જે લાક્ષાગૃહમાં પાંડવોને બાળી મૂકવાનું કાવતરું શકુનીએ કર્યું હતું તે લાક્ષાગૃહ આ જ ભાગમાં હોવું જોઇએ એમ ત્યાં લાખામંડળ નામનું એક સ્થાન છે તે પરથી અનુમાન થાય છે; કારણ આ લાખામંડળમાંથી ઘણે દૂર સુધી નીકળી શકાય એવું એક ભોંયરું છે ને આ ભોંયરા મારફતે જ પાંડવો છટકી ગએલા એવી દંતકથા ત્યાં રૂઢ થએલી છે. આ ભોંયરાંમાંથી દેવતાઓની મૂર્તિઓ જડી છે. ત્યાં બ્રાહ્મણ, રાજપૂત, બાટમી અને કોલ્ટા એવી ચાર જાતો છે. જેમાંની છેલ્લી બે અસ્પૃશ્ય ગણાય છે. પુરુષો તેમજ સ્ત્રીઓ મદ્યપાન છૂટથી કરતાં હોય છે. ચક્રવર્તી અશોકે કલિંગ દેશ જીત્યા પછી જે વિજયસ્તંભ કાલ્સી ગામે ઊભો કરેલો તે કાલ્સી ગામ પણ આ વિભાગમાં છે. આ સ્તંભ પાસે શ્રી ધર્મદેવશાસ્ત્રી નામના મહારાજે એક અશોકાશ્રમ સ્થાપ્યો છે અને તેની મારફત લોકોને શિક્ષણ આપવાનો, દારૂબંધી કરવાનો તથા બહુપતિનો રિવાજ દૂર કરવાનો પ્રયત્ન તેઓ કરી રહ્યા છે. (કેસરી)

## અણુશક્તિ–લોક કલ્યાણમાં

અત્યાર સુધી વીજળી–યુગ ચાલતો હતો. પણ હવે પછીનો યુગ અણુયુગ (Atom age) કહેવાશે. પદાર્થમાં રહેલી અણુશક્તિનો ઉપયોગ શરૂમાં તો ઍટમબૉંબ દ્વારા વિધ્વંસના કાર્યમાં થયો છે. પણ ભવિષ્યમાં તે લોકોપયોગી કાર્યોમાં જોડવામાં આવશે. પેટ્રોલ અને વીજળીની માફક વાહન વ્યવહાર અને સંચા ચલાવવાના કાર્ય ઉપરાંત રોગ ઉપર પણ અણુશક્તિનો ઘણો ઉપયોગ થશે. કૅન્સર જેવા રોગ ઉપર રેડિયમ અગર ઍક્સ–રેનો ઉપચાર કરવા કરતાં મનુષ્યના શરીરમાંના જીવતંતુનો અણુશક્તિ સાથે સંયોગ કરવાથી ઘણો ફાયદો થશે. દરદીને ખોરાકમાં રેડિયોઍક્ટિવ કાર્બન આપવામાં આવતાં તે શરીરના કયા ભાગમાં સૌથી પહેલો પહોંચે છે તેની તરત ખબર પડે છે. તે રીતે શરીરમાં કોઇપણ પ્રકારની વિકૃતિ ઉત્પન્ન થાય તો તે શોધી કાઢવાનું કાર્ય અણુદ્રવ્ય કરશે. અણુશક્તિ ઉત્પન્ન કરતું ૧ શેર યુરેનિયમ ૯૪૦૦૦ મણ કોલસા બરાબર હોવાથી આગબોટમાં કોલસો ભરી રાખવા માટે મોટા મોટા ઓરડાઓ રાખવાની હવે જરૂર નહિ રહે. અણુશક્તિના જોરે ચન્દ્ર પર જવાનાં રૉકેટ પણ તૈયાર થઇ રહ્યાં છે. આમ કુદરતમાં રહેલી આ અખૂટ શક્તિને માણસ જાતના ઉપયોગમાં લાવવા વૈજ્ઞાનિકો રાત દિવસ સેંકડો પ્રયોગો કરી રહ્યા છે.

## સૂર્ય–પ્રકાશ સાથે હરીફાઈ કરતો દીવો

હાલમાં ન્યૂ યૉર્ક શહેરમાં વેસ્ટર્ન યૂનિયન ટેલીગ્રાફ કંપનીએ એક નવો દીવો તૈયાર કર્યો છે, જેમાંથી નીકળતો પ્રકાશ ભવિષ્યમાં સૂર્યના પ્રકાશ સાથે સ્પર્ધા કરશે એમ લાગે છે. હાલમાં જ સૂર્ય પ્રકાશ કરતાં અડધા જેટલો પ્રકાશ તો આપે જ છે. ટંગ્સ્ટનના તારના વીજળીના જે દીવા આપણે વાપરીએ છીએ તેમાંથી દર ચોરસ ઇંચે ૬૫૦૦ મીણબત્તીના જેટલો પ્રકાશ નીકળે છે; પણ આ દીવામાંથી તો તેના કરતાં દસગણો એટલે કે ૬૫૦૦૦ મીણબત્તી જેટલો પ્રકાશ નીકળે છે. આ દીવામાંથી નીકળતા પ્રકાશનાં કિરણો એવાં તો પ્રખર હોય છે કે તે જોવા માટે કાળા કાચના ચશ્માં પહેરવાં પડે છે.

અત્યાર સુધી પ્રકાશ ઉત્પન્ન કરવા માટે જે ઉપાય આપણે લેતા હતા તેના કરતાં તદ્દન જુદી જ રચનાવાળો આ દીવો છે. આજસુધી આપણે કેરોસીન, મીણ, તેલ, ગૅસ વગેરે બાળીને અથવા ધાતુના ઝીણા તારમાં વીજળી પસાર કરી તેને ગરમીથી લાલચોળ કરીને પ્રકાશ ઉત્પન્ન કરતા હતા, પણ આ દીવામાં જુદી રચના છે. આર્ગન વાયુ ભરેલા કાચના ગોળામાં ૦·૦૦૩ ઇંચ વ્યાસના ધાતુના બે છેડા બેસાડેલા હોય છે. તેમાંના એકને છેડે ઝિર્કોનિયમ ઑક્સાઈડ લગાડેલો હોય છે. પછી તેમાંથી વીજળીનો પ્રવાહ પસાર કરતાં ઝિર્કોનિયમ ઑક્સાઇડનું ઝિર્કોનિયમમાં રૂપાંતર થાય છે અને તે બીજા છેડે ચોંટે છે. ત્યાં તે પીગળી જાય છે અને આ પીગળેલા ઝિર્કોનિયમમાંથી જ પ્રખર પ્રકાશ નીકળે છે. આમાં જે વિદ્યુત શક્તિ વપરાય છે તે બધી જ શક્તિનું પ્રકાશમાં રૂપાંતર થાય છે અને ઉષ્ણતાના રૂપમાં બહુ થોડી શક્તિ નકામી જાય છે. વળી સાદા વીજળીના દીવા કરતાં આ દીવામાં ઘણો ઓછો વીજળિક પ્રવાહ વપરાય છે. ૦.૦૦૩ વ્યાસ જેટલા નાના કેન્દ્રમાંથી આવો પ્રખર પ્રકાશ નીકળતો હોવાથી તેનો ઉપયોગ વ્યવહારમાં તેમજ ઉદ્યોગધંધામાં ઘણો જ થશે. ખાસ કરીને સીનેમામાં, સૂક્ષ્મ દર્શન (માઈક્રોસ્કોપિક) સંશોધનમાં તથા ફોટોગ્રાફ એન્લાર્જ કરવામાં તે ઘણો જ વપરાશે, કારણ તેનાથી પડતી પદાર્થોની છાયા

અત્યંત સ્પષ્ટ અને ઉઠાવદાર હોય છે. આજ સુધી એન્લાર્જ કરેલા ફોટોગ્રાફો અસ્પષ્ટ આવતા, પણ આ દીવાની સહાયથી ૨૦ ગણો એન્લાર્જ કરેલો ફોટો પણ તદ્દન સુસ્પષ્ટ નીકળેલો જોઈ ફોટોગ્રાફીના નિષ્ણાતો તો ચકિત થઇ ગયા હતા !

### આપણી ખનિજ-સમૃદ્ધિ

હિંદની 'ખનિજ માહિતી સંસ્થા' (મિનરલ ઇન્ફર્મેશન બ્યૂરો) તરફથી 'ધી ઇન્ડિયન મિનરલ્સ પ્રકાશિત' નામના ત્રૈમાસિકમાં હિંદની ખનિજ સંપત્તિ વિષે નીચે પ્રમાણે માહિતી આપવામાં આવી છે:

જે ખનિજો માટે હિંદને પરદેશની આયાત ઉપર અમુક અંશે અથવા સર્વાંશે આધાર રાખવો પડે છે તેની યાદી તપાસતાં જણાશે કે લોખંડ, મૅંગેનીઝ, ઍલ્યુમિનિયમ અને મૅગ્નેશ્યમ જેવી મૌલિક ધાતુઓ તો હિંદમાં પુષ્કળ પ્રમાણમાં છે; પણ ટિન(કલાઈ), ટંગ્સ્ટન, સીસું, જસત, નિકલ, ગ્રેફાઇટ અને પેટ્રોલ જેવાં યુદ્ધવિષયક મહત્ત્વ ધરાવતાં ખનિજોની હિંદમાં ખોટ છે. આ ખોટ યુદ્ધના સમયમાં ગંભીર થઈ પડે. પણ આપણા પડોશી બ્રહ્મદેશ પાસે ટિન, ટંગ્સ્ટન, સીસું, જસત અને પેટ્રોલિયમના તેમજ ચાંદી, નિકલ, ઍન્ટીમની વગેરેના જથ્થા પડયા છે; જ્યારે લંકામાં જગતના સર્વોત્તમ ગ્રેફાઇટનો લાંબો વખત ચાલે એટલો જથ્થો અનામત પડયો છે. આ પરથી જણાય છે કે બધા માને છે તેમ હિંદુસ્તાન ખનિજો વડે 'અતિ-સમૃદ્ધ' દેશ નથી; પણ એટલું ખરું કે એના કદ અને વસતિના પ્રમાણમાં હિંદની ખનિજ સંપત્તિ ઉપેક્ષા કરવા જેવી તો નથી જ. એક દેશને ઔદ્યોગિક દૃષ્ટિએ તથા યુદ્ધ-વિષયક દૃષ્ટિએ સ્વપર્યાપ્ત બનાવવા માટે ઉપયોગી પદાર્થોના જે જુદાજુદા પ્રકારો હોવા જોઈએ તે બધાનો સમાવેશ હિંદની ખનિજ-સંપત્તિમાં થઈ જાય છે.

કાચું લોખંડ, અબરખ, કાચું ઍલ્યુમિનિયમ, ટિટેનિયમ અને કાચા થોરિયમ જેવાં થોડાંક ખનિજો સિવાય હિંદના ખનિજથરો મર્યાદિત પ્રમાણના હોવાથી રાષ્ટ્રની ભાવિ જરૂરિયાતોના હિતમાં તેની સખ્ત જાળવણીની અને સુયોજિત ઉપયોગીકરણની નીતિ હોવી જરૂરી છે. હિંદની જરૂરિયાતોના અમુક અંશ કરતાં વધારે પ્રમાણમાં પૂરાં પડી શકે એટલા વિશાળ હિંદનાં તેલક્ષેત્રો નથી. પણ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રમાં હિંદનો તેલ-ઉદ્યોગ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જગતના ઉત્પાદનની સરખામણીમાં તેનું પ્રમાણ ઘણું અલ્પ (જગતના પુરવઠાના ૧૦૦મા ભાગ કરતાં પણ ઓછું) છે, છતાં એનો વિકાસ જગતમાં બીજે કોઇ પણ સ્થળે જેટલો અદ્યતન ધોરણ પર હોય છે તેવો જ અહીં પણ સતત રાખવામાં આવે છે.

### ગણિતશાસ્ત્રી યંત્ર

ગણિતના લાંબા લાંબા ગુણાકાર તથા સરવાળા-બાદબાકી કરવાનો કોને કંટાળો ન આવે ? બૅંક તથા વીમા કંપનીઓનાં હજારો માણસોને આ કંટાળાભર્યા કામ પાછળ પોતાની અમૂલ્ય શક્તિઓ નિચોવી નાખવી પડે છે; પણ તેમની આ માથાકૂટમાંથી છોડાવે એવું એક યંત્ર વિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધી કાઢયું છે. આ યંત્ર ગણિતના ગુણાકાર-ભાગાકાર, સરવાળા-બાદબાકી તથા ગણિતને લગતાં બીજાં ઘણાં કામો અત્યંત ઝડપ અને ચોકસાઈથી કરી આપે છે. ૧૦ આંકડાની સંખ્યાના એક કરોડ સરવાળા અને બાદબાકી તે પાંચ જ મિનિટમાં કરી આપે છે; જ્યારે તેની સંખ્યાનો અઢાર ગુણાકાર તો સેકંડના એક હજારમા ભાગમાં કરી નાખે છે ! નિષ્ણાત ગણિતશાસ્ત્રીઓને ગણિતનું જે પ્રમેય ગણતાં ૫૦ વર્ષ લાગ્યાં હોત તે પ્રમેય આ યંત્ર માત્ર બે કલાકમાં કરી આપે છે ! ૩૦ ટન વજનના આ યંત્રમાં અત્યંત ઝડપથી ગોઠવણી કરવામાં આવી છે. જે કોયડાનો ઉકેલ કરવાનો હોય છે તેને પહેલાં ગણિતના સમીકરણના રૂપમાં ગોઠવવામાં આવે છે. પછી તેની સંખ્યાઓને યાંત્રિક ચાવીઓ વડે મશીનમાં ચઢાવી દેવામાં આવે છે. બસ, પછી યંત્ર જાતે જ પોતાનું કામ શરૂ કરી દે છે. કઇ રીતે તે પ્રમેયનો જવાબ આણવો તે યંત્ર પોતે જ નક્કી કરીને ઝડપથી તેનો નિકાલ આણી દે છે. ખગોળશાસ્ત્ર, અણુશાસ્ત્ર ઇત્યાદિ ક્ષેત્રોમાં કામ કરતાં વૈજ્ઞાનિકોને આ યંત્ર એક આશીર્વાદ સમાન નીવડશે, કારણ આંકડાઓની જંજાળમાંથી છૂટી તેમને મૌલિક સર્જન માટે વિચાર કરવાનો ઘણો વખત મળશે. બૅંકો, વીમા કંપનીઓ તથા ઔદ્યોગિક કારખાનાંઓમાં તો તેનો મબલખ ઉપયોગ થશે.

# વિટામિન વિષે

લેખક
નટવરલાલ શાહ

## [૬] વિટામિન 'ઇ'

સર્વ વિટામિનમાં આ જ વિટામિન એવું છે કે જે ઉષ્ણતા અગર ગરમીથી નાશ પામતું નથી. પણ પ્રાણીમાત્રને માટે આ વિટામિન ઘણું જ આવશ્યક છે. કારણ તેના અભાવથી પ્રાણીઓમાં વાંઝીઆપણું ઉત્પન્ન થવાનો સંભવ ઊભો થાય છે.

લીલાં પાંદડાંવાળી શાકભાજીમાં, કઠોળમાં તથા ઘઉં, ચોખા, મકાઈ વગેરેનાં તૈલી તત્ત્વોમાં આ વિટામિન ખૂબ મોટા પ્રમાણમાં હોય છે. કપાસ અને ઓલિવ(જેતુન)નાં તેલમાં, તેમજ ઈંડાં તથા માંસમાં તે સારા પ્રમાણમાં છે. પણ દૂધ, માખણ, ગાજર, કાકડી, કેળાં, બટાટા ઇત્યાદિમાં તે અલ્પ પ્રમાણમાં રહેલું છે. ૨૫૦ સેન્ટીગ્રેડ સુધી ગરમ કરવા છતાં પે આ વિટામિનમાં કંઈ ફેરફાર નહિ થતો હોવાથી રાંધવાની ક્રિયામાં તેનો નાશ થતો નથી. તે જ પ્રમાણે પ્રકાશમાં પણ તે ફેરફાર થયા સિવાય મૂળ સ્થિતિમાં રહે છે. માત્ર લાંબા સમય સુધી અલ્ટ્રા-વાયોલેટ કિરણોમાં રહેતાં તે નાશ પામે છે.

દૈનિક જીવનમાં આ વિટામિનની કેટલી જરૂરિયાત છે તે જોકે હજુ બરાબર જણાયું નથી; પણ રોજના ખોરાકમાં તે થોડા પ્રમાણમાં પણ મળે તો ચાલી શકે. તેના અભાવથી પ્રજનન ક્રિયા પર બહુ માઠી અસર થાય છે એમ ઉંદરો પર પ્રયોગો કરવાથી સિદ્ધ થયું છે. કેટલાક ઉંદરોને આ વિટામિન ન આપવામાં આવતાં તેમના ગર્ભમાં ફેરફાર થવા માંડ્યો. તેમાં લોહી મળતું અટકી ગયું અને ગર્ભ મરી ગયો. પ્રજનનના અવયવોને પણ કાયમનું નુકસાન થયું. જ્યારે કેટલીક વાંઝણી ગાયોને આ વિટામિન આપવામાં આવતાં તે ગાયો ફરી ગર્ભિણી થઇ.

સ્ત્રીઓની કસુવાવડ તથા વાંઝીઆપણામાં વિટામિન 'ઇ' ઘણીવાર ફાયદો આપે છે. પ્રજનનના અવયવોમાં ગૂંચવણો ઊભી થઇ હોય, માસિક ઋતુમાં ફેરફાર થયો હોય અથવા ગર્ભાવસ્થા દરમિયાન 'ટૉક્સીમિયા' થયો હોય તે વખતે વિટામિન 'ઇ' આપવામાં આવે છે.

---

વજન કરવાના કાંટા ઉપર એક જાડો માણસ પોતાનું વજન કરવા ચઢ્યો. બે છોકરો તે જોયા કરતા હતા. 'કાંટો ખોટો પડી ગયો છે' એવું પાટિયું પેલા માણસે જોયું નહિ અને તેણે અંદર એક આની નાખી. પણ કાંટો ખોટો હોવાથી તે તો ફક્ત ૫૦ રતલના આંકા આગળ જ આવી અટકી ગયો ! એ જોઇને પેલા બે પૈકીનો એક છોકરો બોલી ઊઠયો : 'અરરર ભાઈ ! આ જાડિયો તો પોલો છે !'

'દુનિયામાં બીજા કોઈ પણ દેશ કરતાં વધુમાં વધુ ઉત્પન્ન શેની ?'
'અમેરિકાની ?'

# આ માસ ઈતિહાસમાં

## જુલાઈ

**તા. ૧** હોળકરે ૫૭'ના સ્વાતંત્ર્ય યુદ્ધમાં શામેલ થઈ અંગ્રેજો પર હલ્લો કર્યો, ૧૮૫૭.

**તા. ૩** હિંદના પ્રાંતોમાં પ્રજાકીય શાસન દાખલ કરતા ૧૯૩૫ના નવા બંધારણનો વાઇસરૉયનો ખરીતો બહાર પડ્યો, જે અનુસાર કૉંગ્રેસે પહેલાં પ્રધાનપદાં લીધાં, ૧૯૩૭.

**તા. ૪** રેડિયમનાં જગવિખ્યાત શોધક મેડામ ક્યૂરીનું અવસાન, ૧૯૩૪.

**તા. ૫** આફ્રિકામાં બ્રિટિશ મહારાજ્યના સ્થાપક અને એક અગ્રણી ને ચકોર રાજપુરુષ સેસિલ ર્‌હોડ્‌ઝનો જન્મ, ૧૮૫૩.

**તા. ૬** ઝેક રાષ્ટ્રવાદના પુરસ્કર્તા ને સુધારક જૉન હસને જીવતો બાળી મૂક્યો, ૧૪૧૫.

**તા. ૮** જેના આગમનની સાથે હિંદુસ્તાનમાં પરદેશી ફિરંગી (યુરોપી અનો)નો પહેલો પ્રવેશ થયો તે વાસ્કો ડ ગામા ત્રણ વહાણો (સામ જેબ્રાઇલ, સામ રાફાએલ અને સામ માઇકેલ)માં ૧૭૦ માણસોનો કાફલો લઇ તાગુસથી હિંદની શોધે ઊપડ્યો, ૧૪૯૭.

**તા. ૧૧** ગુજરાતના જાણીતા પારસી સાક્ષર બહેરામજી મલબારીનું અવસાન, ૧૯૧૧.

**તા. ૧૨** 'કોડાક'ના નામથી જાણીતાં ફોટોગ્રાફીનાં સાધનોના શોધક જ્યૉર્જ ઇસ્ટમેનનો જન્મ, ૧૮૫૪. એમાંથી અઢળક ધન કમાઈ એણે ૭।। કરોડ ડૉલરનું દાન કર્યું.

**તા. ૧૭** મુંબાઈના જાણીતા દૈનિક 'બૉમ્બે ક્રૉનિકલ'ની જ્વલંત કારકીર્દિ જમાવનાર નીડર અને સમર્થ પત્રકાર બેન્જામીન ગાઈ હૉર્નિમનનો જન્મ, ૧૮૭૩.

**તા. ૧૯** હિંદમાં ઇન્કમટૅક્સ પહેલવહેલો દાખલ થયો, ૧૮૬૦.

**તા. ૨૧** સ્કૉટલૅંડની તળપદી ભાષાની છાંટવાળી ઉત્કૃષ્ટ કવિતાઓ વડે અંગ્રેજી સાહિત્યને અંકિત કરનાર સ્કૉટિશ કવિ રૉબર્ટ બર્ન્સનું અવસાન, ૧૭૯૬.

**તા. ૨૫** ગુજરાતના પહેલા સમાજસુધારક કરસનદાસ મૂળજીનો જન્મ, ૧૮૩૨.

**તા. ૨૬** પોતાની અસાધારણ પ્રતિભા વડે જગત્કીર્તિ કમાનાર અંગ્રેજ નાટકકાર અને વિચક્ષણ ચિંતક તથા લેખક જ્યૉર્જ બર્નાર્ડ શૉનો જન્મ, ૧૮૫૬.

**તા. ૨૮** છુટક પ્રાંતોમાં વહેંચાએલા જર્મનીનું સંગઠન કરી શક્તિશાળી અખંડ જર્મન રાષ્ટ્ર સર્જનાર લોખંડી રાષ્ટ્રપુરુષ પ્રિન્સ બિસ્માર્કનું અવસાન, ૧૮૯૮.



આ માસની વ્યક્તિવિશેષ

## લોકમાન્ય ટિળક

આજે જે સ્વરાજ આપણે હાંસલ કરવાની અણી ઉપર છીએ એ 'સ્વરાજ પોતાનો જન્મસિદ્ધ હક્ક છે' એવું ભાન હિંદની સુપ્ત જનતામાં સૌ પ્રથમ જાગૃત કરીને તેનામાં અસંતોષની આગ પ્રકટાવી બ્રિટિશ નાગચૂડને આ દેશ પરથી ઢીલી કરવામાં અગ્રિમ ફાળો આપનાર લોકમાન્ય બાળ ગંગાધર ટિળકનું નામ હિંદી સ્વાતંત્ર્યવીરોની નામાવલિમાં અત્યંત ઊજળા અક્ષરે અંકાએલું છે. એમનો જન્મ ૧૮૫૬ ની ૨૩ મી જુલાઇએ રત્નાગિરિમાં થયો હતો. બાળપણથી જ તેજસ્વી મેધા ધરાવતા હોવાથી પૂનામાં માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણની અતિ યશસ્વી કારકીર્દિ ગાળી ૧૮૭૭માં તે બી.એ. થયા; અને ૧૮૭૯માં એલએલ.બી. થયા પછી વકીલાત ન કરતાં દેશસેવા કરવાની પ્રતિજ્ઞા કરી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરની શાળામાં માત્ર ૩૦ રૂપિયાના પગારે અધ્યાપક થયા. પણ દેશસેવામાં પહેલી અગત્ય પ્રજાને જાગૃત કરવાની લાગી, એટલે એક વર્ષ પછી ચિપળૂણકર, આગરકર તથા તેમણે મળીને મરાઠીમાં 'કેસરી' તથા અંગ્રેજીમાં 'મરાઠા' પત્રો શરૂ કર્યાં. એ ત્રિપુટીમાંથી ચિપળૂણકર અકાળે અવસાન પામ્યા અને આગરકર તાત્ત્વિક મતભેદોને અંગે જુદા પડ્યા, એટલે ઈ. ૧૮૯૦માં એ બંને પત્રોના એકલા સંચાલક ટિળક બન્યા; અને અવિશ્રાંત પરિશ્રમ તથા પ્રતિભાવંત લેખિની વડે એ પત્રો દ્વારા પ્રજાનાં દુઃખોને વાચા આપીને, સરકારી અમલદારોની આકરી ખબરો લઇને તથા પરદેશી અમલ વિષે લોકોમાં અસંતોષ ઉત્પન્ન કરીને તેમણે પ્રજામાં એવી તો જાગૃતિ આણી કે તે સરકારની આંખમાં કાંકરાની માફક ખૂંચવા લાગ્યા. આથી ઇ. ૧૮૯૭માં જ્યારે પૂનામાં પ્લેગ વખતે રૅન્ડ તથા આયર્સ્ટ નામના બે બ્રિટિશ લશ્કરીઓના ખૂન થયાં ત્યારે એ ખૂન પાછળ તેમનાં જ લખાણો કારણભૂત હોવાનું જણાવી સરકારે તેમને ૧૮ માસની સખ્ત મજૂરીની જેલની સજા કરી.

કૉંગ્રેસમાં તે શરૂથી જ જોડાયા હતા અને પોતાની ઉગ્ર વિચારસરણીથી સ્વાભાવિક રીતે જ તેના ઉદ્દામ પક્ષના નેતા બન્યા. કલકત્તા કૉંગ્રેસ વખતે તેમણે પોતાના કાર્યક્રમની ચતુઃસૂત્રી (સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ્ય) પ્રજા આગળ મૂકી. આ ચતુઃસૂત્રી દ્વારા તેમણે પ્રજામાં પ્રબળ નવચૈતન્ય તથા રાજકીય જાગૃતિ ઉત્પન્ન કર્યાં, એટલે ૧૯૦૭માં જ્યારે ક્રાંતિકારી યુવાનોએ બંગાળ તથા બીજે બૉમ્બની અને બીજી હિંસક બળવાખોરોની પ્રવૃત્તિ કરી ત્યારે પણ તેનું મૂળ લોકમાન્યને જ ગણી ફરી તેમના ધરપકડ કરવામાં આવી અને ૬ વર્ષ માટે બ્રહ્મદેશમાં માંડલેમાં દેશનિકાલ કરવામાં આવ્યા. રાજકારણ તો એમણે દેશદાઝની નિર્વ્યાજ સેવાવૃત્તિથી પ્રેરાઇને ઉપાડ્યું હતું. બાકી મૂળ તો એ સંસ્કૃત, તત્ત્વજ્ઞાન અને ગણિતના પ્રતિભાવાન વિદ્વાન હતા. એટલે જેલવાસના પરાણે આવી પડેલી ફુરસદનો સમય એમણે પોતાની એ પ્રિય પ્રવૃત્તિમાં ગાળ્યો ને એને પરિણામે એમણે એ જેલનિવાસ દરમ્યાન કર્મયોગની શ્રેષ્ઠતા પુરવાર કરતો 'ગીતારહસ્ય' નામનો અમૂલ્ય ગ્રંથ લખ્યો.

જેલમાંથી છૂટીને એમણે 'પુનશ્ચ હરિઃ ૐ' કરી બેવડા જોરથી પ્રવૃત્તિ ઉપાડી, ને સ્વરાજ્ય જલદી હાંસલ કરવા માટે ૧૯૧૬માં 'હોમ રૂલ લીગ' સ્થાપી. દેશને માટે જેટલું સ્વાતંત્ર્ય મળે તેટલું લેતા જવું ને વધુ માટે ઝગડતા જવું એવી 'પ્રતિયોગી સહકારિતાવાદી' નીતિ વડે એમણે જે સતત યુદ્ધ ખેડ્યું એમાં દેશને ખાતર તેમણે વેઠેલાં કષ્ટ તથા તેમના તેજસ્વી રાજકારણને લીધે તે દેશના એકમેવ નેતા થઈ પડ્યા.

રાજકારણના નાવનું સુકાન સંભાળતાંસંભાળતા પ્રજામાં સાંસ્કૃતિક અસ્મિતા પ્રકટાવવાનું તથા લોકસંગ્રહનું બીજું પણ અમૂલ્ય કાર્ય એમણે કર્યું છે. વિદ્વત્તાના ક્ષેત્રમાં તો કેટલાક એવા સંશોધનાત્મક શાસ્ત્રીય ગ્રંથો લખ્યા છે કે જેને લીધે તે આંતરરાષ્ટ્રીય કીર્તિ પામ્યા છે. વેદોના કાળનો નિર્ણય કરતો 'ઓરાયન' નામનો ગ્રંથ, આર્યોના મૂળ સ્થાનનું સંશોધન કરતો 'ધી આર્કટિક હોમ ઇન ધ વેદઝ' તથા 'ખાલ્ડિયન સંસ્કૃતિ' ઉપરના તેમના ગ્રંથોની વિદેશી વિદ્વાનોએ પણ મુક્ત કંઠે પ્રશંસા કરી છે. એવી મહાતેજસ્વી અને વિચક્ષણ બુદ્ધિમત્તા ધરાવનાર તથા દેશસેવાના આજીવન વ્રતધારી આ નીડર લોકસેવકનું ૧૯૨૦ની ૧ લી ઑગસ્ટે મુંબાઈમાં અવસાન થયું.

આપતું પુસ્તક, ૫–૦–૦; **માનેતરના રંગ:** શ્રી પન્નાલાલ પટેલની ચૂંટેલી નવલિકાઓનો સંગ્રહ: ૩–૮–૦; **અધૂરી વાત:** શ્રી બાબુભાઇ શુક્લની એક સામાજિક નવલકથા, ૪–૮–૦; **દિનરાત:** શ્રી ભનુભાઇ ર. વ્યાસ(સ્વપ્નસ્થ)ની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ, ૪–૦–૦; **માટી-જાયો:** એક સામાજિક નવલકથા: લેખક-ગોવિંદભાઈ અમીન, ૨ં ૮-૦; **કાશ્મિરી ગુલાબ:** મહારાષ્ટ્રના પ્રખ્યાત લેખક પ્રો. ફડકેની સામાજિક નવલકથાનો અનુવાદ: કરનાર-તા. પો. અડાલજા, ૩–૦–૦.

## કમલ પ્રકાશન મંદિરનાં પ્રકાશનો

કમલ પ્રકાશન મંદિરે ('વિનોદ વિલા,' કોચરબનો પહેલો ઢાળ, એલિસબ્રિજ, અમદાવાદ) તરફથી કિશોર ગ્રંથમાળા, ગૃહિણી ગ્રંથમાળા અને શિશુ ભારતી ગ્રંથમાળા શરૂ કરવામાં આવી છે. નીચેનાં પૈકી 'મહારાજ થયા પહેલાં' એ કિશોર ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક છે, જ્યારે બાકીનાં ત્રણ 'ગૃહિણી ગ્રંથમાળાનાં પુસ્તકો છે.

**મહારાજ થયા પહેલાં:** યુવાનોના સ્ફૂર્તિસ્થાન સમા શ્રી રવિશંકર મહારાજનું પૂર્વજીવન આલેખતું આધારભૂત પ્રેરક જીવનચરિત્ર: લેખક–બબલભાઇ મહેતા, ૨-૦-૦; **સીતા વનવાસ:** સુપ્રસિદ્ધ પંડિત ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરના બંગાળી પુસ્તકનો શ્રી રમણલાલ સોનીએ કરેલો અનુવાદ, ૧-૪-૦; **ભારતની વીરાંગનાઓ:** ઝાંસીની રાણી ઇત્યાદિ ભારતની પાંચ વીર સ્ત્રીઓનાં ચરિત્રોનો સંગ્રહ: લેખક–રામનારાયણ ના. પાઠક, ૧-૪-૦; **શકુન્તલા:** શ્રી ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર કૃત વાર્તારૂપ 'શકુન્તલા'નો અનુવાદ: કરનાર રમણલાલ સોની, મોડાસા, ૧-૪-૦.

## ઇતર પ્રકાશનો

**ઝવેરચંદ મેઘાણી:** સ્વ. ઝવેરચંદભાઇને જુદાજુદા લેખકોએ આપેલી સ્મરણાંજલિઓનો સંગ્રહ: સંપાદક-નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર, પ્રકાશક–ફુલછાબ પ્રકાશન મંદિર, રાણપુર, ૧–૦–૦; **આપણા નેતાઓ** (ભાગ-૨જો): હિંદના સાત શ્રેષ્ઠ નેતાઓનાં યુસુફ મહેરઅલીએ અંગ્રેજીમાં લખેલાં ટૂંકાં તેજસ્વી જીવનચરિત્રોનાં સંગ્રહનો અનુવાદ: કરનાર–બ. હી. ભૂખણવાળા, પ્રકાશક પદ્મજા પ્રકાશન, વડોદરા, ૧–૦–૦; **ખગોળ-પ્રવેશ:** ખગોળના અભ્યાસની શરૂઆત કરનારને પ્રમાણભૂત શાસ્ત્રીય માહિતી સરળ અને રસિક રીતે આપતું સચિત્ર પુસ્તક: લેખક–આણંદના 'તારક મંડળ'ના સંચાલક છોટુભાઈ સુથાર, પ્રકાશક–ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, ૨–૮–૦; **કવિતા-શિક્ષણ:** કાવ્યોના ગુણદોષનું મૂલ્યાંકન કરવાનું ચાતુર્ય શીખવતું અને નવા કવિતા-લેખકોને ઉપયોગી માર્ગદર્શન આપતું કવિતા-કલા-શિક્ષણ પરનું પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનું વિવેચનાત્મક આધારભૂત પુસ્તક: (આવૃત્તિ બીજી) લેખક અને પ્રકાશક–પ્રો. બ. ક. ઠાકોર, ઘેલાભાઈ મૅન્શન, ચોપાટીરોડ મુંબાઈ-૭, ૨–૪–૦; **ગુજરાતી ભાષા, વ્યાકરણ અને લેખન:** શુદ્ધ તથા અર્થવાહક ગુજરાતી ભાષા લખવામાં સહાયભૂત થાય તેવું, હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી પુસ્તક: લેખક–પ્રો. મનસુખલાલ મ. ઝવેરી, પ્રકાશક–વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ લિ. કાલબાદેવી, મુંબઇ–૨., ૨–૦–૦; **લગ્ન-મંગલ:** ઋગ્વેદથી માંડીને ભવભૂતિ સુધીના સંસ્કૃત ગ્રંથોમાંથી ચૂંટેલાં, સ્ત્રીપુરુષોના સંસારધર્મ સમજાવતાં આદર્શવચનોનો સંગ્રહ: બીજી આવૃત્તિ, લેખક–ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, સોલ એજન્ટ–રાયચુરાં બુક ડીપો, વડોદરા, ૧–૪–૦; **સ્વરાજશિક્ષણ:** હિન્દી સંસ્કૃતિની પરંપરા પ્રમાણે રાજનીતિ અને લોકશાસન કેવાં હોવાં જોઈએ એની સુંદર, સરલ, વિદ્વત્તાભરી અને મૌલિક છણાવટ કરતા શ્રીમની સોફિયા વાડિયાના 'પ્રિપેરેશન ફૉર સિટિઝનશિપ' નામના નાનકડા પુસ્તકનો સિદ્ધહસ્ત અનુવાદ: કરનાર–ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્રકાશક–હમારા હિન્દોસ્તાં પ્રકાશન, મુંબાઈ, ૧–૦–૦; **સુષમા:** નવી શૈલી તથા સ્વરૂપવાળી ૩૦ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ, લેખક–અશોક હર્ષ, પ્રકાશક–જયંતકુમાર યાજ્ઞિક, સજ્જન પ્રેસ, વડોદરા, ૩–૦–૦; **ચકવાક:** મોટે ભાગે પ્રણય વિષયક કાવ્યોનો સંગ્રહ: લેખક–'અનામી', પ્રકાશક–પરવા એજ્યુકેશનલ પબ્લિશિંગ કંપની; વડોદરા, ૨–૮–૦: **આપણા સરદાર:** બાળકો તથા ઓછું ભણેલા પ્રૌઢો સહેલાઈથી સમજી શકે એવી રસિક અને સરળ ભાષામાં લખાએલું સરદાર વલ્લભભાઈનું સાધાર જીવનચરિત્ર: લેખક-પુરાતન બુચ, પ્રાપ્તિસ્થાન-બાલગોવિન્દ કુબેરદાસની કં. ગાંધીરોડ, અમદાવાદ, ૧–૦–૦; **કાંતણપોથી:** કાંતણક્રિયાને સાદી અને સરળ ભાષામાં સમજાવતું સચિત્ર પુસ્તક: લેખક-પ્રકાશક ઉપર મુજબ, ૦–૧૦–૦; **મહર્ષિ મેતારજ:** ભગવાન મહાવીરના કાળની ઐતિહાસિક નવલકથા: લેખક–'જયભિખ્ખુ', પ્રાપ્તિસ્થાન—સારાભાઈ મણિલાલ નવાબ, નાગજી ભૂદરની પોળ, અમદાવાદ, ૪-૪-૦; **રસદર્શન:** લેખકને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો: લેખક–ડૉ. હરિપ્રસાદ દેસાઈ, પ્રકાશક–આદર્શ પુસ્તક ભંડાર, સોલ એજન્ટ–મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે, અમદાવાદ, ૨–૧૨–૦; **દ્વાદશા:** સ્વ. કવિ નાનાલાલના પ્રથમ સંવત્સરે તેમનું તર્પણ કરતો તેમના પુત્રનાં લખેલાં બાર કાવ્યોનો સંગ્રહ: લેખક–આનન્દ, પ્રકાશક–અનુપમ નાનાલાલ કવિ. ૦–૮–૦; **પથિક:** 'પ્રશાંત'નાં પ્રેરક ગીતોનો સંગ્રહ: લેખક–પ્રશાંત, પ્રકાશક–યુગધર્મ કાર્યાલય, મુંબાઈ–૧, ૧–૪–૦; **ગીતરાણી:** બાલકન-જી-બારી તરફથી જુદાજુદા કવિઓનાં બાળગીતોનો સંગ્રહ: સંપાદક-બાનુભાઈ પંડ્યા, પ્રકાશક–ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર, ૧–૬–૦; **રાષ્ટ્રવીણા:** રાષ્ટ્રીય ગીતોનો સંગ્રહ: લેખક–ગજેન્દ્ર જ. પંડ્યા, પ્રકાશક–ગોવિંદલાલ ત્ર્યંબકલાલ ત્રિવેદી, વડોદરા, ૨–૦–૦; **આદર્શ ગણિતમાળા:** યોજક-રતિલાલ શ. અધ્વર્યુ, મુખ્ય વિક્રેતા–બાલગોવિંદ કુબેરદાસની કં. અમદાવાદ, ૦–૭–૦; **વ્યસન અર્થાત્ માદક દ્રવ્ય:** લેખક–જ્ઞાનેન્દ્ર 'સિદ્ધાંતભૂષણ', પ્રકાશક–મહાગુજરાત પુસ્તક પ્રકાશન મંડળ, નવસારી, ૦–૧૪–૦; **સહશિક્ષણ-એક રોગ:** લેખક અને પ્રકાશક ઉપર મુજબ, ૦–૦–૯; **બાળ-દેવ–ગીતા:** સ્વ. ગિજુભાઈના આદેશોમાંથી ચૂંટીને તૈયાર કરેલ, બાળ-માનસ સમજવામાં ઉપયોગી નાની પુસ્તિકા, ૦–૨–૦; **માથેરાન:** (નકશા સાથે) પ્રવાસીઓને ઉપયોગી થાય તેવું માથેરાન વિષે સચિત્ર માહિતી આપતું અંગ્રેજી પુસ્તક: લેખક–'શનિ', સોલ એજન્ટ–નવયુગ સાહિત્ય સંઘ, રાણપુર, ૧–૦–૦; **પાંડુ ઝવેરીનું આખ્યાન:** કિશોરોને માટે એક સરસ વાર્તા: લેખક અને પ્રકાશક રમણલાલ સોની, ૦–૪–૦.

## બાલવિનોદ કાર્યાલયના સેટ

**બાલવિનોદ માળા–સેટ ૨:** શ્રી નાગરદાસ ઈ. પટેલ સંપાદિત અને શ્રી જગમોહન મિસ્ત્રી ચિત્રિત વીસ પુસ્તકો તથા એક ભેટ પુસ્તક મળીને એકવીસનો સેટ; બાળકોને આકર્ષણ કરે તેવાં ૩૭૫ ચિત્રો સાથે વિવિધરંગી છાપકામનાં ૭૫૦ પાનાંનો રસમય વાચન સમૂહ. મજબૂત બૉક્સમાં ૫-૧૨-૦.

**બાળાસેટ:** પાંચ-છ વરસનાં બાળકોને કક્કો, બારાખડી, આંક અને વાચનનું સરળતાથી જ્ઞાન આપી રહે તેની અઢીસો રંગચિત્રો સાથેની ત્રણ પુસ્તિકાઓનો સેટ, ૧-૪-૦.



ફના કરવું, ફના થાવું, ફનામાં શહ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઈ છે.

—મણિલાલ



ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈના પિતા આશારામે મુસાફરીમાં એક વખત કંઇ કામ પડતાં, ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા લલ્લુભાઇને પોતાની પાસે બીજા વર્ગમાં બોલાવી લીધા. તરુણ લલ્લુભાઈની ન્યાયવૃત્તિ એથી અકળાઈ ઊઠી અને તેમણે બંને વર્ગના ભાડા વચ્ચેના તફાવતની રકમ મનીઑર્ડરથી ટ્રાફિક સુપરિન્ટેન્ડેન્ટને મોકલી આપી, જેની પહોંચ મોકલતાં એ અમલદારે આવા નીતિમાન પુત્રના પિતા હોવા માટે આશારામભાઇને ખાસ અભિનંદન મોકલેલાં.

કહેવતોના અર્થ: 'ઓછું પાત્ર ને અદકું ભણ્યો'—નાના મનનો માણસ જરા વધારે ભણવાથી ફુલાઇને જે બડાશો હાંકે, હલકા માણસને સત્તા મળવાથી તે જે રંજાડ કરે, અથવા જ્ઞાન, ધન કે શક્તિ જીરવવાની તાકાત વિનાનાને તે મળે ત્યારે જે નુકસાનકારક પરિણામ આવે તેનો ચિતાર આપતા, જ્ઞાની કવિ અખાના એક સચોટ છપ્પાંનું આ પહેલું ચરણ છે. એ છપ્પાનું એકે એક ચરણ એક એક કહેવત રૂપ જ થઈ પડયુ છે:

ઓછું પાત્ર ને અદકું ભણ્યો,
વઢકણી વહુએ દીકરો જણ્યો;
મારકણો સાંઢને ચોમાસું મ્હાલ્યો,
કરડકણી કૂતરીને હડકવા હાલ્યો;
મરકટ ને વળી મદિરા પીએ,
અખા એથી સહુ કો બીએ.

આ ભાવની બીજી પણ અનેક કહેવતો આપણે ત્યાં પ્રચલિત છે: 'જાડ ને વળી શીકરેડ ચડયું'; 'ટેડને હવાલદારી મળી'; 'ગધેડાને બગાઈ વળગી' (વધારે લાતો મારે); 'કારેલાંનો વેલો, ને લીંબડે ચડયો' (વધુ કડવો થાય); 'વાંદરાના હાથમાં નીસરણી આવી'; 'ગધેડી ને ફુલેકે ચડી'; 'શેત્રુજી (નદી) માં ગાગડીઓ ભણ્યો' (વધારે ગાંડું પૂર આવે); વાંદરો ને વળી વીંછી કરડયો'; 'નકટીને સળેખમ થયું'; 'કાણું ઘોડું ને પાછું કરડકણું'; 'મિયાં હતા ને ભાંગ પીધી'; 'હનમ ને વળી કારભાર મળ્યો'; 'કેશ ને કાજળે ખરડયો'; 'ઘેલી ને પાછું ભૂત વળગ્યું'; 'ઊંદરડે દારૂ પીધો'; 'ભૂતને હાથમાં મશાલ આપી.' વ૦

અનેકાર્થી શબ્દ: ધરો: ત્રાજવાંનું સમતોલપણું; એવું સમતોલપણું લાવવા મુકાતું વજન; બોધ; નિયમ અથવા ધોરણ.



ઉત્તર હિંદમાં પઠાણ સત્તાનો અસ્ત થઇને મુઘલોનું આગમન થયું એ વખતે દક્ષણમાં વિજયનગરના સમૃદ્ધ ને શક્તિશાળી મહારાજ્યનો સૌથી તેજસ્વી રાજા કૃષ્ણદેવરાય એ રાજ્યની જાહોજલાલીને ટોચે પહોંચાડી રહ્યો હતો. ઉપર એના સિક્કાનું ચિત્ર છે.

ગણિત-ગમ્મત: કોઇ પણ પૂર્ણાંક સાથેની અપૂર્ણાંક સખ્યાનો વર્ગ કરવો હોય તો તે સંખ્યાનો અપૂર્ણાંક ભાગ તે સખ્યામાં ઉમેરવો. પછી જે આવે તેને તે સખ્યાના પૂર્ણાંક વડે ગુણવા અને તેમાં અપૂર્ણાંક ભાગનો વર્ગ ઉમેરવાથી જોઇતો વર્ગ આવી રહેશે. દાખલા તરીકે $૩\frac{૩}{૪}$નો વર્ગ કરવો હોય તો: $૩\frac{૩}{૪}+\frac{૩}{૪}=૪\frac{૧}{૨}\times૩=૧૩\frac{૧}{૨}+(\frac{૩}{૪})^૨=૧૩\frac{૧}{૨}+\frac{૯}{૧૬}=૧૪\frac{૧}{૧૬}=(૩\frac{૩}{૪})^૨$. —મ. ના. ખત્રી

જૂની છત્રીનું કપડું તદ્દન સડી ગયુ હોય તો કાઢી નાખીને છત્રીનું ખોખું ચોમાસાના દિવસોમાં ઘરની અંદર કપડાં સૂકવવા માટે ખપમાં લઇ શકાય. સળિયા કટાઇ ગયા હોય તો સફેદ ઈનામલથી રંગી નાખવા. છત્રી ખોલીને છતમાં કોઈ કડા કે ખીલામાં ચત્તી ટાંગીને તેના એકેક સળિયા પર બાળકોનાં કપડા, રૂમાલ આદિ સૂકવી શકાય, અને ખપ થઇ રહ્યે છત્રી બંધ કરીને ઊંચી મૂકી દેવાય.

લગભગ ૧૦ ઇંચ જેટલા બરફમાંથી માત્ર એકાદ ઇંચ જેટલું જ પાણી બને છે.



કલાકણિકા: કાશ્મીરના રૂપાકામની બારીક કોતરણીવાળી બેનમૂન કારીગરીની સુરાહી.




હિંદમાં થીઓસોફીનાં અગ્રિમ પ્રચારક ને હોમરૂલ લીગની ચળવળ વખતે હિંદી રાજકારણમાં પ્રમુખ ફાળો આપનાર સ્વ. ઍની બેસંટની આ વર્ષે આવતી જન્મશતાબ્દીના ઉત્સવ–સ્મરણનિમિત્તે કાઢવામાં આવેલી ધ્યાનમુદ્રા.

જગતમાં સૌથી ઊંચામાં ઊંચા સ્થળની વસ્તી હિંદ–તિબેટની સરહદ પર ડોંગીઆલા ઘાટ પર આવેલી છે. એ ઘાટ સમુદ્રની સપાટીથી ૧૯,૫૦૦ ફૂટ ઊંચે આવેલો છે અને ત્યાં પાંચ માણસો હિંદ-તિબેટ-માર્ગનું રક્ષણ કરવા એક પથ્થરની ઝૂંપડીમાં રહે છે.

રશિયામાં-૨૦ કરોડ જનતાના શિક્ષણ પાછળ ત્યાંની સરકાર ૧૧૦૦ કરોડ રૂપિયા ખર્ચે છે; જ્યારે આપણા ૧૧ પ્રાંતો અને મધ્યવર્તી સરકારની વાર્ષિક આવક જમાંડમાંડ એટલી થાય છે અને શિક્ષણ પાછળ તો ખર્ચ ફક્ત ૩૦ કરોડ રૂપિયા જ કરવામાં આવે છે.

ઊંચા પહાડો પર રહેતા લોકોના લોહીમાં લાલ કણોની સંખ્યા વધારે હોય છે. દરિયાની સપાટી પર રહેતાં માણસોમાં લોહીનાં લાલ કણો દર ઘન મિલિમીટરે ૪૭ લાખ હોય છે, પાંચ હજાર ફૂટ ઊંચે રહેતાં માણસોમાં તેની સંખ્યા ૬૦ લાખ હોય છે અને દસ હજાર ફૂટ ઊંચે રહેનારાઓમાં ૮૦ લાખ હોય છે.

ફાટી ગએલા દૂધને આપણે ઘણુંખરું ફેંકી દઇએ છીએ; પણ તેમાંથી સરસ મિઠાઈ બની શકે. એવા દૂધનું ઉપરનું પાણી નીતારી લઇ, બાકીના ભાગમાં લીલું કે સૂકું નારિયેળ છીણીને નાખો. પછી કોપરા જેટલી જ ખાંડ કે ગોળ તથા થોડી એલચી નાખી ધીમે તાપે તપાવો ને પાકું થતાં નીચે ઉતારી ઠરવા દો. ખાવાથી મિઠાઈ જેવું લાગશે.

### તમને ખબર છે? કે—

નેપોલિયન ઉપર આખા જગતમાં ૩૦,૦૦૦ પુસ્તકો લખાયાં છે. ✱ પૃથ્વીની ઉંમર આશરે ૨,૨૫,૦૦,૦૦,૦૦૦ વર્ષ છે એમ મનાય છે. ✱ સીલોનમાં લોકો ગજરના દાંતની પૂજા કરે છે. ✱ આપણા રોજિંદા ઉપયોગની લગભગ ૩૦ હજાર વસ્તુઓ રબરમાંથી બને છે. ✱ ઘોડાને કુલ ૪૦ દાંત હોય છે. ✱






હિંદના ગુલાબના બાગની સવારની સઘળી ખૂશબો વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ તમારી પાસે લાવે છે. તેનું મુલાયમ, ભરપૂર ફીણ અત્યંત નાજુક ચામડીને માર્દવતાથી સ્વચ્છ કરે છે—અને તેની સોરંભ તમારી આસપાસ મનોહર પરિમલ ફેલાવે છે. તમારા સૌંદર્યની વૃધ્ધિ માટે તમેને બીજો કોઇ વધારે સારો અને વિશિષ્ટ સાબુ મળી શકશે નહિ. વિનોલિયા વ્હાઇટ રોઝને તમારો માનીતો સાબુ બનાવો.

# વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ

VWR. 19-23 GJ

VINOLIA CO., LIMITED, LONDON, ENGLAND

# અમૂલ્ય દાંત !



## તે તમારા હાસ્યની શોભા ક્યાં સુધી વધારશે ?




દાંતના પારાના કોહવાટથી તમારા હાસ્યની રમણીયતાને ભયમાં મૂકતા નહિ. તાજગી આપનાર એસ. આર. ટુથપેસ્ટથી* નિરંતર તમારા કીમતી દાંત સાફ કરતાં નીરોગી પારામાં સફેદ અને મજબૂત તે રાખશે.

*દાંતના પારાની પીડા માટે ઉત્તમ મશહૂર સારવાર તરીકે દાંતના ડૉક્ટરોમાં જાણીતી સોડીઅમ રીસીનોલીએટ તેમાં છે.

GJA. 24-50 GJ — D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

# કુમાર કાર્યાલય લિમિટેડ



**સાહિત્ય, કલા અને વિજ્ઞાનના, તથા સંસ્કારપોષક સમસ્ત જ્ઞાનસામાન્યના પ્રચાર, પોષણ અને વિકાસના ઉદ્દેશથી સ્થાપવામાં આવેલી સંસ્થા**

જેને, મૂળ 'કુમાર કાર્યાલય' તરીકેની તેની બે દસકાની ઉજ્જ્વલ કારકીર્દિ પછી તેના બહોળા વિકાસ અર્થે તેના સંસ્થાપક, વિખ્યાત કલાકાર શ્રી રવિશંકર રાવળ પાસેથી જૉઇન્ટ સ્ટૉક કંપનીએ ખરીદી ઉપર્યુક્ત નામે સંયોજી છે.

卐

**મુકરર કરેલી થાપણ રૂા. ૧,૦૦,૦૦૦ (એક લાખ)**
દરેક રૂા ૨૦નો એક એવા ૫,૦૦૦ શેરમાં વહેંચાએલી
**બહાર કાઢેલી થાપણ રૂા. ૧,૦૦,૦૦૦**
**ભરાએલી થાપણ રૂા ૩૬,૨૦૦**

卐

## ડાયરેક્ટરોનું બોર્ડ

**શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી બી. એ. (ચેરમેન)**
(મંત્રી, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ)

**શ્રી રવિશંકર મહાશંકર રાવળ**
(કલાકાર, કુમાર કાર્યાલયના સંસ્થાપક અને 'કુમાર'ના આદ્ય તંત્રી)

**શ્રી મહેન્દ્ર શાન્તિલાલ મંગળદાસ**
(વેપારી, જહાંગીર વકીલ ગ્રૂપની મીલોના સહ-સંચાલક)

**શ્રી બાબુરાવ કેશવલાલ મહેતા**
બી. એ., એલએલ. બી., ઍડવોકેટ

**શ્રી હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય**
(સંસ્કૃત અને તત્ત્વજ્ઞાનના ભૂતપૂર્વ અધ્યાપક-ગૂજરાત મહાવિદ્યાલય, ગૂજરાત વિદ્યાપીઠ; પ્રકૃતિવિદ્ અને 'પ્રકૃતિ'ના તંત્રી; મંત્રી 'ગુજરાત પ્રકૃતિમંડળ'; ઍડિશનલ ઍસિસ્ટન્ટ સેક્રેટરી–મિલઓનર્સ એસોસીએશન, અમદાવાદ.)

**શ્રી બચુભાઈ રાવત (મૅનેજિંગ ડાયરેક્ટર)**
(પત્રકાર અને પ્રકાશક; તંત્રી 'કુમાર')

શેર ભરવા ઈચ્છનારાઓએ 'કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર અમદાવાદ' એ સ્થળેથી ફૉર્મ મગાવવાં.

(આ માત્ર જાહેરાત છે; પ્રૉસ્પેક્ટસ નહિ.)



અમદાવાદમાં ઇસ્લામી રાજ્યઅમલમાં કારીગરીની પરાકાષ્ટાએ પહોંચેલી શિલ્પકલાનો આ સમૃદ્ધસુંદર નમૂનો ક્યાં આવ્યો એ જાણો છો? ગુજરાત વિદ્યાપીઠની જોડાજોડ, ઉસમાનપુરમાં આવેલી ઉસમાન શમે બરહાનીની મસ્જિદના મિનારાનો એ એક ગોખ છે. સીદી સૈયદની બેનમુન કોતરકામવાળી જાળીઓથી જે જગતકીર્તિને પામી છે એ ગુજરાતની મનોરમ શિલ્પકલાના આવા સર્વોચ્ચ નમૂનાઓ તો આખા અમદાવાદમાં ભરપટ્ટે વેરાએલા પડ્યા છે. મિનારાના ગોખોમાં, અજવાળિયાંની જાળીઓમાં, કોટની કાંગરીઓ ઉપર, અરે, પાણીનાં ગરનાળાં સુદ્ધાંમાં. જે પ્રજાએ આટલી સમૃદ્ધ કળાલક્ષ્મી વેરી છે તેની સાંસ્કૃતિક જાહોજલાલી કેટલી જાજરમાન હશે? એ જાહોજલાલીનો ખ્યાલ આપતાં, અમદાવાદની સમૃદ્ધ વાસ્તુકલાના પ્રતીકરૂપ, આવાં જ સુંદર બાવન સુરેખ ચિત્રો એક આલ્બમ રૂપમાં સંઘરાયાં છે. 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' એ નામથી એ રૂપિયાની કિંમતે કુમાર કાર્યાલયે તે પ્રસિદ્ધ કર્યું છે. (પોસ્ટેજ જુદું)

---

# ચિત્રલેખા

**શ્રી કનુ દેસાઈનું નવું આલ્બમ · કિં. રૂા. ૩.**
**પોસ્ટેજ જુદું-કુમાર કાર્યાલય લિ - અમદાવાદ**



# સાદો સરવાળો

અને વળી

# લાભકર્તા!

૨૧ રંગચિત્રો
૩૪ સાદાં ચિત્રો

૫૫ કુલ ચિત્રો
અને તે
માત્ર ૩।। રૂપિયામાં

આજે જ્યારે સામાન્ય નવલકથાઓ પણ ચાર રૂપિયાથી ઓછે ભાગ્યે જ મળે છે એવા વખતમાં એક લબ્ધપ્રતિષ્ઠ કલાકારનાં ચુનંદાં પંચાવન ચિત્રોનું એક સુંદર પ્રકાશન માત્ર સાડાત્રણ રૂપિયામાં મળે છે.

એ પુસ્તક તે કલાકાર
રસિકલાલ પરીખની

# ચિત્રસાધના

જેમાંનાં ચિત્રો પૈકી
એક નમૂનો સામે છાપ્યો છે

રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્રહ ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો કરે છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત આમાં સંઘરાયેલાં પંચાવન ચિત્રોમાં ઑઇલ અને વૉટર-કલર, પેન્સિલ અને પેન ઍન્ડ ઇંક સ્કેચ, સ્ટેપલ-વર્ક, વુડ-કટ, લૉકેટ બ્રશ-સ્કેચ આદિ ચિત્રકળાની વિભિન્ન પદ્ધતિઓમાં એમની કલમ તથા પીંછીનાં કૌશલ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂનાઓ આપવામાં આવ્યા છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા કલાશોખીનો માટે એ અમૂલ્ય ચીજ છે.

કિંમત રૂા. ૩-૮-૦; રજિસ્ટર્ડ પોસ્ટેજ સાથે રૂા. ૪-૦-૦; કુમાર કાર્યાલય લિ. અમદાવાદ.



**જ્યારે** તમે તાજા, સુંદર હિંદના ગુલાબને સંધ્યાના અજવાળામાં ઝુલતાં જોશો ત્યારે તમોને વિચાર આવશે કે વિનોલિયા વ્હાઇટ રોઝ તમારો માનીતો સાબુ છે. તમારા સૌંદર્યની વૃધ્ધિ માટે બીજો કોઈ વધારે સારો અથવા તો સુંદર સુવાસિત સાબુ હોઇ શકે નહિ. મુલાયમ, ઉભરાતા ફીણવાળો વિનોલિયા અતિ સુકોમળ ચામડીને માર્દવતાથી સ્વચ્છ કરે છે અને તમારી આસપાસ મનોહર સોરંભ પ્રસરાવે છે.




# વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ

VWR. 20-23 GJ

VINOLIA COMPANY LIMITED, LONDON, ENGLAND

દેહનાં ભિન્ન અંગો સૌ ચિત્તના તંત્રથી છૂટી
પોતાને અન્યના ભોગે જાણે કે પોષવા ચહે—
તેમ આ પૃથ્વીને ખંડે ખંડે સૌ આચરે પ્રજા.
મેધા કેરા નિયંત્રણે
સર્વને એકબીજાના સુમેળે વર્તતા કરી,
—પ્રત્યેક અંગના મેળે દેહ, ને દેહથી વળી—
અમારે રચવું પ્રેમે મ્હોરેલા વિશ્વ-કુળને.

અમારા સંઘની ઊડે પતાકા વ્યોમમાર્ગમાં:
લીલો છે વસુધા કેરા પ્રેમનો રંગ જે મહીં,
સર્વની શાન્તિનો શ્વેત, કેસરી ત્યાગનો, અને
મધ્યમાં સોહતું પેલું ચક્ર છે ચક્રવર્તીનું.
અમારી ભાવનાઓને નિગૂઢી શક્તિઓ તણું
યાત્રાને પગલે પગલે મળી રે'જો મહાબલ.

તારી આશિષને ચહી,
પ્રાણની શક્તિનાં પાણી,
પ્રજ્ઞાનાં કુંદ પુષ્પ, ને
હૈયાના ભાવનાં કંકુ કેરી તે અંજલિ ધરી
નમું હું જનની! આજે નમું હું તુજને ફરી.

**રાજેન્દ્ર શાહ**

## વાદળે વહાણું
### [૧૫મી ઑગસ્ટ: '૪૭]

· મંદાક્રાન્તા-સ્રગ્ધરા ·

જાગૃતિમાં જખમ, લબકારા સહી નિદ્રામાં યે
ઓવારી દે સકલ નિજનું ઝંખતા'તા જનો જે
ઊગી ઊગી ઘન તમસ ભેદી ઉષા એ જ ઊગી!
વીતી રાત્રી અતીવ કપરી દોઢ સૈકાની દીર્ઘ!
ચૂરા કીધા નિજ કરતણાં કંકણોના વધૂએ,
કેશપાશા કુંવર બતરીશા ધરી દીધ માતે,
બાપે બેટા—જિગર વચનો એક આધારમાત્ર,
બ્હેને બંધુ—અરપણ કર્યું જેહથી જે બન્યું તે.
આજે સૌ એ સમરપણનું ધન્ય સાફલ્યટાણું,
ત્યારે શાને ધુમસધુસરું વાદળે વાય વ્હાણું?
આંખો ચોળી જનગણ જુએ, જોઈ ઊજેશ આછા
ઊછાળા રે ઉરઉમળકાના પડી જાય પાછા.
ને સૌથી યે અધિક મરવાં તો ય કારુણ્યઘેરાં
ચક્ષુ પેલાં દુરબળ છતા આભની પાર જોતાં;
અંધારાંનાં ગરલ વસમાં પી અનાસક્ત ઊભો
શંભુ જેવો અચલ તપસી મોખરે મેદનીને—
અંગુલીથી બતાવે અસલ ઝલક જે દૂર આવે લપાતી,
જોતી નૈરાશ્ય છાંડી ક્ષિતિજપટ ભણી મેદની મીટ માંડી.

**બાલમુકુન્દ દવે**

[વાદળઘેર્યાં થતા સૂર્યોદયને આપણે 'વાદળે વહાણું' કહીએ છીએ. આપણો આઝાદી સૂર્ય પણ દોઢ સૈકાના અંધકાર પછી એવો વાદળઘેર્યો જ ઊગ્યો! બધી વિષમતાઓ ઘોળીને પણ મુક્તિની અસલ ઉષા તરફ જનતાને દોરી જવાનો ભગીરથ પુરુષાર્થ કરી રહેલા ગાંધીજીનો નિર્દેશ છેલ્લી બે લીટીમાં છે.]

# સ્વાતંત્ર્ય આવ્યું છે ત્યારે

— મનન —

**સ્વ**તંત્રતા! એ એક શબ્દને ખાતર પ્રત્યેક દેશના કેટકેટલા બત્રીસ લક્ષણાઓએ પ્રાણ પાથર્યા છે! આપણા દેશે પણ તેને માટે કેવી અખંડ તપશ્ચર્યા કરી છે, કેવાં અનંત કષ્ટો સહ્યાં છે? આજે એ સર્વનું મહાન ફળ મળ્યું છે.

પણ સ્વાતંત્ર્ય આવ્યું એટલે હવે સુખ-સમૃદ્ધિ આવી ગઈ છે, એમ રખે માનીએ; અને સ્વાતંત્ર્ય એટલે સ્વચ્છંદીપણે વર્તવાની છૂટ પણ નહિ. સ્વાતંત્ર્ય એટલે તો જવાબદારી—મહાન જવાબદારી. સ્વાતંત્ર્યનો જે અમૂલ્ય ખજાનો આપણને મળ્યો છે તેનું રક્ષણ કરવા આપણે દરેકે હવે ખડે પગે તૈયાર રહેવું પડશે 'પહેલાં દેશનું હિત પછી વ્યક્તિનું હિત' એ સિદ્ધાંત આપણે અપનાવવો પડશે. ઉત્સાહની ગરમીમાં તાત્કાલિક બલિદાનો ઘણીવાર સરલ હોય છે, પણ ઠંડી તાકાત વડે આપવાનો ભોગ કપરો હોય છે. દેશની હાક પડતા મરણબલિદાનો દેવા જેમ બહાર પડતા તેમ હવે ભીષણ કામગીરીની ઠંડી તાકાત બતાવવા બહાર પડવું પડશે.

કોઇ પણ રાષ્ટ્રનું સ્વાતંત્ર્યમંદિર મજબૂત રીતે ટકી રહેવા ચાર પાયાના સ્તંભો અચલ હોવા જોઇએઃ સ્વદેશાભિમાન, શિસ્ત, ચારિત્ર્ય અને ત્યાગ. આપણા આ ચાર સ્તંભો આપણે મજબૂત બનાવીએ જેથી, આપણું સ્વાતંત્ર્યમંદિર યાવચ્ચંદ્રદિવાકરૌ ગૌરવથી ઊભું રહી શકે. આપણા પ્રત્યેકમાં એ દરેક ગુણ કાંચનશુદ્ધ રીતે ખીલ્યો હશે તો જ આપણું રાષ્ટ્ર સુદૃઢ રીતે ઊભું રહી શકશે. મહાન ઘૂઘવતો સાગર અંતે તો એકએક નાના ટીપાનો સમૂહ જ છે; એમ એક-એક વ્યક્તિના શુદ્ધ બળના સમૂહમાંથી જ સમર્થ રાષ્ટ્ર બની રહેશે.

**સ્વા**તંત્ર્ય આવ્યું એટલે આપણું કાર્ય પૂરું થયું છે એવી ગફલતમાં રખે રહીએ ઊલટું હવે જ આપણું ખરું ને ભીષણ કાર્ય શરૂ થાય છે. એ સ્વાતંત્ર્યને શોભાવવા, એને લાયક બનવા તથા એને ટકાવવા હવે તો અગાઉ કરતાં પણ અનેકગણાં પરિશ્રમ અને તપશ્ચર્યા કરવાં પડશે. કંઇક એવી ૧૯૧૮માં ક્રાંતિ પછી રશિયાની જે સ્થિતિ હતી તેવી જ સ્થિતિ આજે આપણી છે. આપણા આ વિશાળ સીમાઓવાળા ઘરનો વહીવટ આપણે જ કુશળતાથી તથા કુનેહથી ચલાવવાનો છે. તે વહીવટ સરળતાથી ચાલે તે માટે હજારો લાયકાતવાળા માણસોની જરૂર છે. દરેકેદરેક ક્ષેત્રમાં કામોના ડુંગર પડ્યા છે વહીવટીતંત્ર ને ધારાકીય ફરજો. લશ્કર ને ખેતીવાડી. ગ્રામોદ્યોગ ને યંત્રોદ્યોગ. શિક્ષણ ને સમાજસુધાર. નહેરો ને વહાણવટું. પ્રત્યેક ક્ષેત્રમાં હજારોની બુદ્ધિશક્તિની આજે જરૂર છે. એ માટે જરૂરી આવડત, અભ્યાસ, કુનેહ તથા કર્તવ્યબુદ્ધિ ખીલવવાં પડશે એ રીતે સ્વરાજ્યનો બોજો ઉપાડવા આપણે આપણા ખભા મજબૂત નહિ બનાવીએ તો તે બોજો આપણને જ કચડી નાખશે

**આ**જે હિંદ નાગુંભૂખ્યું છે. કરોડો લોકોને બે ટંક પૂરું ખાવાનું મળતું નથી. ને લજ્જા-રક્ષણ માટે કાપડનો ટુકડો મળતો નથી. હજારો માણસો કોઈપણ જાતના વૈદકીય ઉપચાર પામ્યા સિવાય જ મૃત્યુ પામે છે. દેશની જે ઊગતી પ્રજાનાં હાડ નાનપણથી જ બંધાવાં જોઇએ તેને ઘી-દૂધનાં દર્શન પણ થતાં નથી. ખેડૂત દેવા નીચે દબાયેલો છે, વેપારી સ્વાર્થમાં રચ્યોપચ્યો છે અને આમ પ્રજા વહેમ તથા કુરૂઢિઓમાં ઘેરાઈ નિઃસત્વ, નિર્વીર્ય બની ગઇ છે. શહેરો સ્વાર્થનાં ને ગામડાં કાવાદાવાનાં ધામ બની રહ્યાં છે નવયુવાનોમાં સ્થિર, શાંત આસનબદ્ધ કાર્ય કરી બતાવવાની તપસ્યા કે ઠંડી તાકાત નથી આખો દેશ એક બાજુએ દૈન્ય અને દુઃખથી તથા બીજી બાજુ સ્વાર્થ અને પ્રપંચથી ખદબદી રહ્યો છે. આ છે આજના હિંદનું ચિત્ર. એ ચિત્ર ભૂંસી નાખીને તેના પર ચારિત્ર્યના તેજ ને પરિશ્રમના પ્રવાહીથી સર્જેલા તેજસ્વી રંગો વડે દેદિપ્યમાન ભારતનું ચિત્ર આપણે સર્જવાનું છે. આવો, આપણે ખભેખભા મિલાવીને એ મહાન કાર્યમાં પ્રવૃત્ત થઇએ.

દેશના યુવાનોને આજે જ ખરી હાકલ પડી છે. આવેલી સ્વતંત્રતાનો એ સંદેશ છે—સાદ છે.




હું જેલમાંથી કેવી રીતે નાસી આવ્યો એ સવાલ જ્યારે આગ્રહપૂર્વક પૂછવામાં આવતો ત્યારે તેમાંથી ઝટ છૂટવા, નાનપણમાં સાંભળેલા એક જોડકણામાં થોડો ફેરફાર કરી હું નીચે પ્રમાણે જવાબ દેતો:

જાજરૂમાંથી ધોકો લીધો, ધોકાનો મેં ઘોડો કીધો;
ઘોડો ઉચક્યો હુપ હુપ, અમે સરક્યા ચપ ચપ;
ચપ ચપ કરી લીધી ચાલ, વચ્ચે આવી ગઈ દીવાલ;
દીવાલ પછી ઊંચો કોટ, કોટ કૂદીને મૂકી દોટ;
સૌના મનને મોહી રહ્યો, ચર્ચિલ બેઠો જોઈ રહ્યો.

• • •

જેલની ઑફિસમાં તપાસણી થયા બાદ અંદરનો ઝાંપો ઉઘાડી સાંજના ૬ વાગ્યે અમને જ્યારે જેલમાં પહેલવહેલા દાખલ કર્યા ત્યારે ત્યાં જે સુંદર, શાંત, સ્વચ્છ વાતાવરણ જોયું તેથી જાણે એક જાતનો આઘાત થયો! સાંજનો શીળો પ્રકાશ લીમડાના ઝાડ અને જેલના સ્વચ્છ રસ્તા તથા દીવાલો ઉપર પથરાઈ જે પ્રફુલ્લ વાતાવરણ ઊભું કરતો હતો તે વાતાવરણ, આપોઆપ, બહારના વાતાવરણનો વિરોધ દર્શાવતું દિલના કોઈ એવા સ્થાન પર જઈ અફળાયું કે જાણે સમસ્ત જાત એકદમ બૂમ પાડી ઊઠી: 'અહીં નથી રહેવું!'

'૪૨ના ઑક્ટોબરના એ ઉગ્ર દિવસોમાં અમદાવાદમાં પ્રવૃત્તિઓ અને તેના પ્રત્યાઘાતોથી જે જબ્બર આંદોલનો ઊઠતાં હતાં તેણે દિલમાં ઉત્સાહ અને ગરમીનું, આનંદ અને શક્તિનું એક એવું સ્થાન જમાવ્યું હતું કે તે છોડીને જેલના એ શાંત વાતાવરણમાં આરામ કરવો એ એક જાતનો આત્મઘાત લાગ્યો. પોલીસના હાથમાં જ આવવાની જ્યાં વૃત્તિ નહોતી, ત્યાં જેલમાં રહેવાની ઇચ્છા તો ક્યાંથી જ થાય? અને તેથી જ જાણે કે ક્યાંક અંદરઅંદરથી એક અવાજ આવ્યો: 'અહીં નથી રહેવું!'

જેલમાંથી હું કેવી રીતે નાસી આવ્યો એ પ્રશ્નની પાછળ જ્યારે તેની યુક્તિ જાણવાની ઇચ્છા હોય છે ત્યારે હું કહું છું કે 'આંખ મળે એટલે તરત પાંખ મળે!' ચકલીનું બચ્ચું આધળું હોય છે ત્યાં સુધી ઊડતાં નથી જ શીખી શકતું અને ખરેખર, જેલમાંથી હું નાસી આવ્યો તેની પાછળનું મોટામાં મોટું બળ એ જ છે: 'અહીં નથી રહેવું!'

હવે જે વિગતો રજૂ કરી છે તેમાં કદાચ સૌને વધુ રસ પડશે. પણ સાચી વાત તો એ છે કે એ બધી, મોખરે ચાલતા એક વણઝારાની પાછળ દોરાતી ઊંટની હારમાળા જ માત્ર છે. જે દિવસે જેલમાં નહિ રહેવાનું નક્કી કર્યું તે શું એ નિર્ણયનો અમલ કરવાના રસ્તા મને ના બતાવે?

રોજ બપોરે જ્યારે બીજા બધા આરામ કરતા ત્યારે હું કોઈ ને કોઈ બહાને છોટા ચક્કરની પહેલા નંબરની બૅરૅકમાંથી બહાર નીકળી પડતો. વૉર્ડરને સમજાવવામાં ખાસ મુશ્કેલી ન પડતી; અને બપોરની એ રોનમાં ફરતાં બેએક દિવસમાં તો મેં જેલનાં બધાં સ્થાનો જાણી લીધાં. નાસવાની દૃષ્ટિએ અગત્યનાં સ્થાન અને તેનાં માપ-વગેરે પણ ગણતરીમાં આવી ગયાં. ફાંસીખોલી પાસેના ભાગ માટે જેલના પોલીસોને રાતના સમયે લાગતો ભય, નવી બંધાતી કાચી બૅરૅક અંગે મજૂરો તથા મોટર–ખટારાની થતી આવજા, તેનો પડેલો સામાન, ઇસ્પિતાલ તથા રંગશાળા વચ્ચેનો પશ્ચિમ દિશાની ભીંતનો ભાગ, કોઈની બિસ્તરો બાંધવાની કે કપડાં સૂકવવાની દોરી, પેશાબખાનાં ને જાજરૂનાં ટબ, એમ જુદીજુદી જગ્યાઓ ને વસ્તુઓ નાસવા માટેની યોજનામાં પોતપોતાનું સ્થાન નક્કી કરવા માંડી.

પોલીસો સાથે સીધી જ વાતચીત કરીને અથવા બીજા કોઈ પાસેથી સાંભળીને, રાતની ચોકીની વ્યવસ્થા, ચોકીદારનાં સાધનો, તેની સત્તાઓ, તેમની રીત વગેરે જાણી લીધું અને આઠદસ દિવસમાં તો મનમાં ને મનમાં આખી યોજના તૈયાર થઈ ગઈ.

યોજના તૈયાર થઈ એટલે એ વિચાર થઈ પડ્યો કે હું નાસી જાઉં તે પછી મારો બિસ્તરો, ચોપડીઓ વગેરે પડી રહે તેનું શું? એ સરકારના હાથમાં જાય એવી ઇચ્છા નહોતી અને તેથી આપણામાંથી કોઈને એ સોંપવી જ રહી. જેલનિવાસના એ આઠદસ દિવસમાં જે ઓળખાણો થએલી તે પૈકી ભાઈ રામભાઈ પટેલ ઉપર વિશ્વાસ રાખવાનું યોગ્ય લાગ્યું અને તેથી મેં એકવાર તેમને મારી યોજના જણાવી અને પછી પૂછ્યું, કે બોલો તમારી શી સલાહ છે? જવાબમાં તેમણે જણાવ્યું કે હું પણ સાથે આવીશ!—ચાલો, એ પણ સારું! એક થકી દો ભલા!!

એટલે તો પછી, આખી યોજના પાછી બે જણનાં દૃષ્ટિથી ફરી તપાસવાની થઈ. આ દરમિયાન બીજા એક ભાઈએ અમારી આ યોજનામાં સારો રસ લીધો અને અમને છેક છેવટ સુધી સક્રિય રીતે સારી મદદ કરી. બે જણ માટેની એ બીજી યોજના તૈયાર થઈ ગઈ તે દરમિયાન મારા એક જૂના મિત્ર જેલમાં ભરતી થયા. એટલે પછી મેં તેમને મારો ઇરાદો જણાવી, મારા ગયા પછી મારો સામાન વગેરે કબજે કરી લેવાની બાબત સમજાવી અને સોંપી.

હું ૨૧મી ઑક્ટોબરે પકડાયો હતો અને ડિસેમ્બરના પહેલા અઠવાડિયામાં બધી જ તૈયારી થઈ ગઈ. અમે નવમી ડિસેમ્બરે (આઝાદીની નવમીના સ્મરણમાં) નાસવાનું નક્કી કર્યું. તે પછીના રવિવારે નાટકચેટકનો કાર્યક્રમ રાખવાનો હતો. અને તેની તૈયારીઓ ચાલતી હતી. આ તૈયારીઓએ પણ અમને ઠીકઠીક મદદ કરી.

આઠમી ડિસેમ્બર આવી યોજના ઉપર છેવટનો હાથ લગાવવાનો હતો. નાટકની તૈયારી માટે છોટા ચક્કરની ચાર નંબરની બૅરૅકમાં તો જવું જ પડતું હતું!—કારણ કે ત્યાંથી જ પશ્ચિમ દિશાની દીવાલ નજીકમાં નજીક પડતી હતી. રાતના બધા સૂઈ ગયા ત્યારે હોજ પાસેના પીપળા પર અમે ચડ્યા. એ પીપળા પર ભૂત તો રહેતાં જ હશે; નહિતર ભૂત જેવા અમે તેની પર ક્યાંથી?! પીપળા પર ચડી, ચક્કરની આઠ ફૂટની અને બહારની સોળ ફૂટની દીવાલો વચ્ચેની ચોકીની વ્યવસ્થા અને કાર્યક્રમ બરાબર પ્રત્યક્ષ કરી લીધાં. એ ભાગમાંથી એક વાર ચોકીદાર પસાર થઈ ગયા પછી ફરીથી પંદર–વીસ મિનિટ પહેલાં તો કોઈ આવતું નહોતું. એક બાજુ ઇસ્પિતાલ અને બીજી બાજુ રંગશાળા ઉપર પહેરેગીરો બેસી રહેતા કે ચાલ્યા કરતા. તેમનાથી જરા ચેતતા રહેવાનું હતું. પણ એવી આશા તો ન જ રાખી શકાય કે સરકાર બધી પોલીસને પોતપોતાને ઘેર મોકલી નીરાંતે આરામ કરવા દે! અને સોળ ફૂટની દીવાલની બહાર ચોકીની શી વ્યવસ્થા હતી તે તો માલિકને ખબર.

નવમીની સવાર થઈ. જેલમાં ધ્વજવંદનનો કાર્યક્રમ રખાયો હતો. જેલ–સત્તાવાળાઓએ આંખ આડા કાન કર્યાનું અને આપણા સત્તાવાળાઓએ એ બહાને પણ એક રાષ્ટ્રીય કાર્યક્રમ ઊજવવાનું નક્કી કર્યું હશે. તે ગમે તેમ, પણ તે કાર્યક્રમ થયો. પૂરો થયો અને કોઈએ મને પૂછ્યું: 'બસ? આજ તો નવમી; અને છતાં આ એકજ કાર્યક્રમ?'

મેં કહ્યું: 'બીજો છે ને!'

'ક્યારે?—બપોરે?'

'હોય?—એ તો રાતના!' એણે માન્યું કે મેં મશ્કરી કરી!!

સાંજ પડી. માગશર મહીનાની સુદ બીજ હતી. બીજની ચંદ્રકળા આથમી ન આથમી ત્યાં તો શિયાળાની ઠંડીની દવા તરીકે ઘણાએ પોતપોતાનાં બિછાનાંનો આશરો લીધો. અમે ઊપડ્યા અમારી ચોથા નંબરની બૅરૅકમાં. ત્યાં આવતા રવિવારનાં નાટકો માટે સંવાદો અને સંગીતનો તથા નૃત્ય અને નાટિકાનો કાર્યક્રમ ઘડાવા માંડ્યો. એ પત્યો ત્યારે બધે શાંતિનું સામ્રાજ્ય શરૂ થઈ ગયું હતું. અને અમે અમારા નાટકની શરૂઆત કરી.

યોજના તો પૂરેપૂરી વિગતમાં તૈયાર હતી. ક્યાં કપડાં પહેરવાં, ક્યાં સાથે લેવાં, તે ક્યાં રાખવા, બીજી કઈ કઈ ચીજો સાથે રાખવી, પહેલાં કોણે જવું, પછી કોણે જવું, ચોકીદાર આવી ચડે તો શું કરવું, તે બીએ તો શું કરવું, કેવી જાતની સીટી કે સિસકારો શાને માટે કરવા, કોને ક્યા નામથી બોલાવવા વગેરે અગાઉથી સમજી લીધેલું હતું જ.

યોજનાનો અમલ આમ તો બપોરથી જ શરૂ થઈ ગયો હતો. એક ભાઈ પાસે બિસ્તરો બાંધવાની લાંબી, મજબૂત દોરી હતી. તેની ઉપર એ પોતાનાં કપડાં સૂકવતા. એ દોરડા વડે હું બંધાઈ જાઉં, છતાં હાઉદીનીની માફક જાદુ–યુક્તિ કરીને હું તેમાંથી એકદમ છૂટી જઈ શકું છું એવો પ્રયોગ કરી બતાવવાના નિમિત્તે એ દોરડું અમારી સેવામાં હાજર થઈ ચૂક્યું હતું. વેશપલટાનાં કપડાં પણ નાટકના અંગ રૂપે મળી ચૂક્યાં હતાં. રાતના બાર વાગ્યે બધા ઊંઘતા હતા ત્યારે અમે ત્યાંના જાજરૂમાં પેઠા. જાજરૂની સંખ્યામાં વધારો કરતાં કાચાં જાજરૂ જેલવાળાએ બંધાવ્યાં હતાં; અને તેનાં બારણાં હજી તૈયાર નહિ થયાં હોવાથી ઉપર એક લાંબો વાંસ બાંધી, તેની ઉપર કંતાન લટકાવી જાજરૂ પર અંતરપટ ઉતાર્યાં હતા. આંકો છોડી–તોડી વાંસ અલગ કર્યો તેની જગ્યાએ કાથીની એક દોરી બાંધી (કે જે પાછી, કોઈનાં કપડાં સૂકવવાના કામમાંથી મુક્તિ મેળવી આ મહાન કાર્યના અંગરૂપ બની હતી!) અને તેની ઉપર પેલાં કંતાન અસલ પ્રમાણે લટકાવી દીધાં; જેથી કોઈને વાંસની ગેરહાજરી જણાય નહિ.

આ વાંસ, તેની ઉપર લાકડીનો એક આડો ટુકડો અને તેને ઉપર પેલું હાઉદીનીનું જાદુઈ દોરડું! બાપુ! કોઈ જાદુઈ જંત્ર જ તૈયાર થઈ ગયું ને શું? પછી થયો વેશપલટો. નિશ્ચિંત થઈ સુકાતાં, મિત્રોનાં જેલકપડાંએ અમારાં અંગને કોઈ ગુનેગારના સ્વાંગમાં સજ્યાં અને અમે શું, ખરેખર ગુનેહગાર નહોતા? વધારાનાં કપડાં, બૅટરી, ચપ્પુ, ચંપલ ને અન્ય સામાને શરીર પર સ્વસ્થાન લીધું; અને અમે પ્રસ્થાન કીધું. બરાબર અઢીનો ટકોરો પડ્યો અને સોળ ફીટની દીવાલ પરથી ચોકીદારના પડછાયાએ પસાર થઈ અમને સરકવાનો સંકેત કર્યો.

તૈયાર થએલું પેલું જંત્ર ઊંચકી અમે આઠ ફૂટની દીવાલ પાસે આવ્યા. આ દીવાલ તો, જરાજરામાં નાનાં છોકરાં પણ ઓળંગી જતાં અને પેલી બાજુ ગએલો ટેનિસબૉલ કે વૉલીબૉલ લાવતા. એટલે એ દીવાલ તો મુશ્કેલી વિના પસાર કરી ગયા. એ દીવાલ પછી પચાસેક ફૂટની ખુલ્લી જગ્યા પસાર કરીએ ત્યારે સોળ ફૂટની દીવાલ આવે. અમારી એક બાજુએ ઇસ્પિતાલમાં કોઈ ચોકીદાર હાથમાં ફાનસ હલાવતો ફરી રહ્યો હતો. બીજી બાજુએ રંગશાળાનો ચોકીદાર નવી બૅરૅક બાજુ એક તાપણી સળગાવી શિયાળાની ઠંડીમાં જરા હૂંફ મેળવી રહ્યો હતો. એ બન્ને બાજુથી બચવા અમે એકબીજાના પાછળ દેડકાં માફક ચાલવા માંડ્યું. એક જણાએ આગળને છેડેથી આમ રૂ જંત્ર પકડ્યું હતું, બીજાએ પાછળનાં છેડેથી. મોટી દીવાલ પાસે આવી, ચારે બાજુ નજર ફેરવી, અમે અમારા અઢાર ફૂટ ઊંચા એ તોતીંગ ઘોડા–જંત્રને ઊભો કરી, જેલની દીવાલ પર ટેકવ્યો. અને પછી તેને આધારે લટકતી દોરી પર વાંદરાની માફક ચડવા માંડ્યુ.

એક જણે દીવાલ પર પહોંચી બીજી બાજુ નજર કરી. ત્યાં ન મળે ચોકીદાર કે ન મળે ચોકીદારનો પડછાયો' તેણે ઉપરથી સંકેત કર્યો અને બીજા અંદરે ચડવા માંડ્યું. તેણે પોતાના પગે એક લાંબી દોરી બાંધી તેનો બીજો છેડો પેલા ઘોડાના નીચલે છેડે બાંધેલો હતો. તેના ઉપર આવી ગયા. પછી બન્ને જણા સામસામા બેસી ગયા. શો એ વખતનો આનંદ! બીક ફીક તો શોધી પણ ન જડે. જાણે હાથીની પીઠ પર બેઠેલા બે બાદશાહોનાં દિલમાં એ વખતે કોઈ ઑર જ ગરમી હતી.

હવે બન્ને બાદશાહો એકબીજાથી દૂર સરક્યા. બીજા બાદશાહે (અનુસંધાન પૃ. ૨૩૪મે)


અમારું જંત્ર

# નિરાલા

## ઘણીવાર માનવીમાં પણ વિરલ એવી વફાદારી પ્રાણીમાં હોય છે

લેખક

પ્રો. ભાઈલાલ પ્ર. કોઠારી એમ.એ.



'ક્યાં હવે સા'બ, ડ્યૂટી હો ગઈ ક્યા ?'

'જી હાં. ક્યા આપકા ખાનાખાના હો ચુકા ?'

'જી હાં. સબકુછ હો ચુકા. આ જાઇએ ન.'

આટલા ટૂંકા વાર્તાલાપ પછી જ રાતના નવ વાગ્યા બાદ મારી ને કૅપ્ટન મંગલસિંહની રોજની બેઠક જામતી. રાતના બાર-એક વાગ્યે જ્યારે હું મારા મકાને પાછો ફરું ત્યારે વીમા એજન્ટ તરીકેના મારા રોજના એકધારા કામકાજમાંથી મને કોઇ અજબ જેવી રાહત કૅપ્ટનની જાતજાતની યુદ્ધ વિષેની વાતોથી મળતી.

૧૯૪૨ની સાલ હતી. એ પહેલાં મુંબાઇથી હું તાજો જ ત્યાંની શાખાનો એજંટ નિમાયો હતો. વીસ વરસની નોકરી પછી કામગમા મારે માટે નવું તો કશું હતુ જ નહિ. બાકીના આઠદસ વર્ષ કાઢી નાખું એટલે પછી આરામ. આવા ખ્યાલથી મેં આ બદલી રંગૂન જેટલા દૂરના સ્થળે લડાઈના વખતમાં થઇ છતાં પણ વાંધો ઉઠાવ્યો ન હતો. પણ મારા વસવાટ પછી તો એ બધા સ્થળો જાપાની આક્રમણના કારણે ખૂબ બિહામણા બની ગયા હતા.

કૅપ્ટન મંગળસિંહની સરદારી નીચે ગુરખા રેજિમેન્ટ કામ કરતી હતી. જાપાની ઠુગવાખોરો સામે લડવાની એ લોકોની હિંમતનાં વખાણ કરતાં એ થાકતા નહિ. મેં એમને એક વાર હસતાંહસતાં કહ્યુ, 'કૅપ્ટનસા'બ, એ તો ગોરખા છે. લડવું, શુરાતન બતાવવું એ કાંઇ એમને માટે અસામાન્ય વાત નથી. એમાં તમે નવું શું કહો છો?'

મારા આ સવાલથી એમને ચોટ લાગી. મને કહે, 'દેખો સા'બ, યે સબ બાતેં આપ હરરોજ ઑફિસમેં બૈઠ કર દસ્તખત કર દેતે હો ઐસી આસાની સે નહીં હો જાતી. આપ એક દફે મેરે સાથ ચલના; ફિર આપકો પતા ચલેગા કિ ઈસ મૌતકા ખેલ કિસ ઢંગકા હોતા હૈ.'

મેં કહ્યુ, 'મારા જેવા બ્રાહ્મણોનું એ તમારાં દંગલમાં કામ નહિ. તમે કહો છો તે હું માનું છું, બસ ?'

કૅપ્ટન સાહેબ મારો જવાબ સાંભળી જોરથી હસી પડ્યા અને બોલ્યા, 'ફિર તો દેખો સા'બ, તુમ્હેં યે સબ બેજરી કી બાતેં સુનની હી હોગી.' પછી તો કૅપ્ટન મંગળસિંહ પાસેથી એ રેજિમેન્ટના શુરાતનની જાતજાતની વાતો હું સાંભળતો અને આશ્ચર્ય પામતો.

કૅપ્ટન મંગળસિંહ રાત્રે બંગલા પર કેવળ એક જ માણસને રાખતા પણ એમનો સાચો રખેવાળ તો એમનો કૂતરો હતો. ઘેરા ભગવા રંગનો, એના જાતભાઇઓ કરતાં અસાધારણ ઊંચાઈવાળો એ શિકારી કૂતરો, અમે વાતો કરીએ એ દરમિયાન બંગલાના મોટા કમ્પાઉન્ડમાં આંટા માર્યા કરે. હું જાઉં એટલે મારી પાછળ કૅપ્ટન સાહેબનો પહાડી બુલંદ અવાજ સંભળાય: 'નિરાલા!'

એ સાંભળતાં જ નિરાલા આખા કમ્પાઉન્ડમાં જ્યાં હોય ત્યાંથી જાણે કોઈ શિકારની પાછળ ન દોડતો હોય એટલી ઝડપથી કૅપ્ટન પાસે આવી એની તોફાની આંખો નચાવી રહે. કૅપ્ટન પણ જાણે પોતાના દીકરાને લાડ ન કરતા હોય એમ એને ખૂબ પ્રેમપૂર્વક પંપાળી ઉપર કહે, 'દેખો બેટા, અબ તો હમ સો જાયેંગે. ઠીક હૈ ન ?'

જવાબમાં જાણે પોતાની ફરજનો હવાલો સંભાળી ન લેતો હોય તેમ નિરાલા 'એટેન્શન'ની સ્થિતિમાં ઊભો રહે ને પછી એની રોજની બેઠક પર સ્થાન લઇ લે. પછી તો આખી રાત કોઇની તાકાત નહિ કે કમ્પાઉન્ડમાં પેસવાની હિંમત કરે.

આ કૂતરાનું મને પણ એક કુતૂહલ હતું. એક વાર મેં કૅપ્ટનને પૂછ્યું, 'સરદારજી, આ કૂતરો તમે ક્યાંથી લાવ્યા ? મને તો એ કૂતરો નહિ પણ જાણે તમારે પૂર્વજન્મનો કોઈ નિકટનો સ્નેહી ન હોય તેવો લાગે છે. તમારી પાછળ તો એ ગાંડો જ રહે છે.'

કૅપ્ટન મારા સહવાસથી હવે તો ગુજરાતી બોલતા પણ થઇ ગયા હતા. તેમણે કહ્યુ, 'તમારી વાત બિલકુલ સાચી છે. પણ મને પણ એ ક્યાં ઓછો વહાલો છે ? આજથી ત્રણ વરસ પહેલાં હું મારી પત્ની સાથે આબુ કેન્ટોન્મેન્ટમાં રહેતો હતો. રોજ સાંજે અમે લાંબે સુધી ફરવા જતા. એક વાર એક અજાણી તરફની પહાડીની ગુફામાં અમે પ્રવેશ્યા, ત્યાં તો તમે જેની વાત કરો છો એ નિરાલા ગુસ્સે થઇને અમારા ઉપર ધસી આવ્યો. પણ એટલામાં, જાણે ગુફાને જ વાચા ન આવી હોય એમ, એક મેરો પ્રેમાળ અવાજ સંભળાયો: 'નિરાલા!' અને તરત જ શાંત થઇ એ ચુપચાપ પાછો ચાલ્યો ગયો. અમે અંદર જઇ એ મહાત્માનાં દર્શન કર્યાં અને એમની વાતચીતથી અમને ખૂબ આનંદ થયો. પછી તો અમારો કાર્યક્રમ જ એ થઈ પડ્યો કે મારી ડ્યૂટી ન હોય ત્યારે અમારે મળવું જ. નિરાલાને પણ અમારા તરફ ખૂબ આકર્ષણ હતું. અમારા આવવાની રોજ સાંજે એ પ્રતીક્ષા કરે અને અમને જોતાં જ દૂરથી પૂંછડી પટપટાવતો અમારી સામે આવી અમારું સ્વાગત કરે.

એવામાં એકાએક આ યુદ્ધ ફાટી નીકળ્યું ને મારી પણ બદલી થઈ. મહાત્માજી પણ કોઇ બીજા સ્થળે જવાનું વિચારતા હતા. તેમણે જ મને સૂચવ્યું કે મારે નિરાલાને લઇ જવો. ત્યારથી એ મારી સાથે છે. એનાં માબાપ પછી મને બીજે વર્ષે પુત્રપ્રાપ્તિ થઈ ને આજે એ ત્રણ વર્ષનો છે. નિરાલાની અને એની ખૂબ દોસ્તી જામી છે. પણ મારા તરફનું એનું મમત્વ તો એથી ય વિશેષ છે. માટે તો આવા દિવસોમાં પણ એને ઘેર ન રાખતાં હું અહીં લઇ આવ્યો છું.'

લડાઈનો મામલો દિનપ્રતિદિન જોર પકડતો જતો હતો. જપાનીઓનો ડર વધતો જતો હતો. રંગૂનની ગુજરાતી વસ્તી તો ક્યારની ય ધોળા કે કાળા રસ્તે પોબારા ગણી ગઈ હતી. માત્ર હું જ અને એકલો હોવાથી કાંઈક નફકરા જેવો આવામાં ય પડી રહ્યો હતો. કૅપ્ટનના સહવાસની થોડી હૂંફ પણ હતી. પણ છેલ્લા અઠવાડિયાના વિનાશ-તાંડવે તો મારાં પણ હાંજાં ગગડાવી નાખ્યાં હતાં. કૅપ્ટને મને પણ ગર્ભિત સૂચન કર્યું હતું કે હવે લાંબો સમય માટે એ સ્થળે ન રહેવું.

મેં મારી ઑફિસ આટોપી લીધી અને એક બે દિવસમાં જ રંગૂન છોડવાની તૈયારી કરી.

એ રવિવાર હતો. કૅપ્ટન આજ છેલ્લા વીસ કલાકથી પાછા ફર્યા ન હતા. એમની ગેરહાજરીથી નિરાશા ક્યારનો ય અસ્વસ્થ થઈ આમતેમ આંટા માર્યા કરતો હતો. હવે તો એને મારી સાથે પણ દોસ્તી થઈ હતી. મેં એને બૂમ મારી, 'નિરાશા !'

ઘડીભર એની આંખમાં રોજની ચમક આવી. પણ એ બૂમ તો મારી હતી એ સાંભળતાં જ પાછો એ એની મૂળ સ્થિતિમાં ધીરે પગલે મારી પાસે આવી ઊભો. એની પીઠે હેતથી હાથ ફેરવતાં પણ મારી નજર કૅપ્ટનના આવવાના રસ્તા પર હતી. નિરાશા અને હું બંને એકાએક એ રસ્તાના એક દૃશ્ય તરફ મીટ માંડી રહ્યા.

પોતે જેને રોજ જાતે હાંકીને આવતા તે જીપ મોટર તો એ જ હતી, પણ આજે એનો હાંકનાર જુદો હતો. અંદર માણસો પણ વધારે હતા. મને કુશંકા થઈ કે જરૂર કાંઈક બન્યું હશે

પણ મારા કરતાં યે પેલા જાની દોસ્તને તો ક્યારની ય ફાળ પડી હતી. મોટર અટકતાં જ એ તો મારી પાસેથી કૂદી ઉપર ચડી ગયો.

કૅપ્ટન સાહેબને ગોળી વાગી હતી. એમની સ્થિતિ ગંભીર હતી. મિલિટરી ડૉક્ટરે ગોળી તો કાઢી હતી, પરંતુ તે પૂર્વે ઘામાંથી ખૂબ લોહી વહી જવાથી એ ખૂબ જ અશક્ત બની ગયા હતા.

નિરાશાએ તરત જ એમના ખાટલાનો હવાલો લીધો. ખાટલા પાસેથી નિરાશાને દૂર કરવાની કોઈની હિંમત ન હતી.

બીજે દિવસે સવારે એ કાંઈક ભાનમાં આવ્યા. આંખ ઉઘાડતાં સામે જ રડતા નિરાશાને જોઈ એમના મુખ પર આછું દિલગીરીનું સ્મિત અને આંખમાં આંસુ આવ્યાં.

પણ આ સ્થિતિ ય લાંબો સમય ટકી નહિ. અશક્તિના કારણે કૅપ્ટને ફરી ભાન ખોયું અને પછી તો એ સ્થિતિ છેવટ સુધી રહી. બપોરના ચાર વાગે એ સૌને છોડી ગયા.

અમારા સૌની આંખમાં આંસુ હતાં. પણ નિરાશાની સ્થિતિ તો એથી પણ અસહ્ય હતી. અમે તો પરસ્પરની સાથે થોડી વાત કરીને પણ કાંઈક શાતા અનુભવવાનો પ્રયત્ન કરતા હતા; પણ આ તો હવે 'અટૂલો અને અનાશ્રય' બન્યો હતો. એની વેદના કોણ સમજે?

અમારી સૌની સાથે એ પણ સ્મશાનભૂમિ સુધી આવ્યો. ભડભડતી ચિતા જોઈ એની આંખ સખત બની ગઈ. મોડી રાતે એ અમારી સાથે ઉતારા પર આવ્યો.

કૅપ્ટનનો પલંગ હમેશાં બહારના હૉલમાં પથરાતો. આજે એ હૉલ એમ જ હતો. રાતના બાર થયા હતા. નિરાશાને કશું ખવડાવવાના મારા બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. સૂના પલંગને જોઈ સખત બનેલી એની આંખ ફરી વહેતી હતી.

બાર વાગ્યા. કૅપ્ટનનો એ સૂવાનો વખત હતો. આજે પણ જાણે એ એવી તૈયારી કરી હમણાં પોતાને બોલાવશે એવી આશામાં નિરાશા સ્થિર ઊભો હતો—જાણે રખેને પોતાનાથી એ બૂમ ચૂકી જવાય,—એ આશંકાથી

ટાવરની મોટી ચાવીની ઘડિયાળમાં ધીરેથી બાર ટકોરા પડ્યા. નિરાશા રોજની જેમ પલંગ પાસે જઈ 'ઍટેન્શન'ની સ્થિતિમાં ઊભો અને પછી પોતાની જગ્યાએ જઈને બેઠો.

એ દિવસ સુધી તેણે આ જ ક્રમ સાચવ્યો. ન તો એણે નોકરને એ પલંગ ખસેડવા દીધો, ન તો પોતે પોતાની જગ્યા છોડી. હું તો એની મમતા પર ક્ષણેક્ષણે આશ્ચર્ય પામતો હતો અને મિત્રના મૃત્યુમાં એને મારાથી સવાયો સહભાગી ગણી એની પીઠ ઠોકી મૂંગું આશ્વાસન આપતો હતો.

પણ એ આશ્વાસનનો ય મને જવાબ ક્યાં મળતો હતો? એના જેટલો અધિકારી હું ક્યાં હતો?

ત્રીજા દિવસના સવાર સુધી દુઃખ અને ભૂખ સામે એ ઝઝૂમ્યો. અમે સૌએ એના જીવવાની આશા છોડી દીધી. ચોથા દિવસની સવારે મેં જોયું તો એ પણ એના દોસ્તના પંથે હતો.

મારી આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. મૈત્રીમાં પણ નિરાશા સાથે જ નિરાશો હતો.

## આંખ મળી એટલે પાંખ મળી

(અનુસંધાન પૃ. ૨૩૨થી ચાલુ) પોતાના પગવાળી દોરી ખેંચવા માંડી એટલે ઘોડાનો નીચલો છેડો ઉપર ખેંચાવા માંડ્યો અને ધીમે ધીમે આખો ઘોડો દીવાલ પર આડો આવી ગયો. પછી દીવાલ કુદાવીને એ દોરી સરકવા દીધી ને જેલની બહારની બાજુએ, એક કૂવાની નજદીકમાં ઘોડાએ પોતાનો પગ ટેકવ્યો. જેમ ઉપર ચડ્યા હતા તેમ બન્ને બાદશાહો વારાફરતી નીચે ઊતર્યા,—પૂરી શાંતિથી.

મહેસૂલી સરકારના મુદ્દામાલની માફક એ ઘોડાને બન્ને જણે ખભે લીધો અને આગળ વધવા માંડ્યું. વિચાર તો થયો કે એ ઘોડાને છેક અમદાવાદ ભેગો કરવો; પણ એ બે માંદા માણસને એ અંધારી રાતે અને અજાણી વાટે એમ કરવામાં ડહાપણ ના લાગ્યું. થોડે દૂર જઈ જેલનાં જે ખેતરોમાં ઊગેલાં ઊંચાં ઘાસમાં એ ઘોડાને લાંબો સુવાડી દીધો, પણ તેની સાથેની પેલી લાંબી, મજબૂત દોરી— અમારી મુક્તિમાતાને ભૂલી જતાં જીવ ન-ચાલ્યો! નીરાંતે ઊભા રહી માંડ પળ બે પળ છોડી એ દોરીને છૂટી કરી લીધી અને ગોળ ગોળ વીંટી થેલીમાં સહીસલામત મૂકી!

નાની દીવાલ પાસે આવ્યા ત્યાંથી માંડીને આ બધી ક્રિયા ૧૫-મિનિટમાં તો પૂરી કરીને આ જોડી જેલનાં ખેતરો અને કોતરો ખૂંદતી થઈ ગઈ. અહીં ફૂતરું ભસે, તો ત્યાં ચોકીદાર દેખાય. નેવાજે કોતર દેખાય, તો વળી આ બાજુ એમ કરતાંકરતાં જેલની હદ છોડી, હરિજન આશ્રમની પાછળ થઈ, ચંદ્રભાગા નદીને કાંઠે બન્ને જણ અટક્યા અને ત્યાં કાર્યક્રમની છેલ્લી વિધિ પતાવી.

જેલનાં જાડાં અને લીલીવાળાં કપડાં શરીર પરથી દૂર કર્યાં. પંચાંગ કહેતું હશે કે એ શિયાળો હતો; પણ એ બે દિલમાં જે આગ હતી તે તેમને ક્યાંથી ઠંડી લાગવા દે? જેલનાં કપડાં ચંદ્રભાગા નદીનાં પાણીમાં બરાબર ઊંડાં દાટ્યાં, અને માગે રાખેલાં વધારાનાં કપડાં શરીરે ચડાવી રાતના રખડુ રાજાઓનો સ્વાંગ સજ્યો.

અને પછી અંધારામાં અથડાતા, રખડાતા એ બે જુવાન હિંદીને આઝાદીના આતશે સવારના ૭ વાગે અમદાવાદમાં એક મિત્રના આંગણે બિલકુલ સહીસલામત ખડા કરી દીધા.

કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદૃષ્ટિ ખીલવતી લેખમાળા

# સ્થાપત્ય

શ્રી અર્ધેન્દુકુમાર ગાંગુલીના મૂળ પરથી અનુવાદક સૌ. શ્રી અપર્ણાબેન ત્રિવેદી

## ૩–મકાનોની આકાશરેખા—Sky-line



સ્થાપત્યનું રચેલું મકાન પણ ઘણુંખરું શિલ્પની પેઠે જ પોતાને અનુરૂપ આકાશ રોકીને અવસ્થાન કરે છે અને આકાશની પટભૂમિકા (back-ground)માં પોતાની છાયાનું રેખારૂપ (sky-line) ચિત્રિત કરે છે. આમ હોવાથી, કોઈ પણ મકાનની રચના વખતે, તેનાં અંગપ્રત્યંગોની ઝીણી વિગતોનો વિચાર કરતા અગાઉ પ્રથમ તો એ વિચાર કરવો જોઈએ કે તેની સમગ્ર છાયામૂર્તિ (silhoutte) કેવી આકૃતિ ગ્રહણ કરશે. આથી, વિચક્ષણ સ્થપતિ હમેશા પોતે રચવાના મકાનની પ્રતિમૂર્તિ એ આકાશના રેખારૂપ (sky-line)માં બને તેટલી સુંદરરીતે ખીલી રહે એવો પ્રયત્ન કરે છે. કોઈ પણ મકાનને જોવા જતાં પહેલાં તો દૂરથી તેનું આકાશમાં ચીતરાએલું આ રેખારૂપ જ આપણી નજરે પડે છે. મકાન અથવા મંદિરોના અંગપ્રત્યંગોના શોભા-શણગારની ઝીણી વિગતો તો પાસે જઈએ ત્યારે જ નજરે પડે.

માણસનો નગ્ન દેહ જેમ વસ્ત્ર અને અલંકારના ભૂષણથી ઢંકાય છે, તેમ મકાનનો મુખપાત–મોરો (facade), તેનું વક્ષઃસ્થલ, તેની જાંઘ, પાદદેશ વગેરેને તેના ગઠનની વિધવિધ આકૃતિઓની બંધાએલી રેખાનું અનુસરણ કરીને ભૂષણ ને અલંકાર વડે પ્રસ્ફુટિત તથા આકર્ષક કરવાની પ્રથા છે. પણ આ રીતનાં અલંકરણ કરતાં પહેલાં ખાસ વિચાર કરીને, રુચિ(taste) અને પ્રમાણ (proportion)નું સન્માન રાખીને યોજના કરવી પડે છે. અલંકારોનો અતિરેક કરી દેવાથી મકાનનો મોરો (facade) ભારે થઈ જાય છે; જ્યારે અતિ અલ્પ ભૂષણ રાખવાથી મકાનનો નગ્ન દેહ નગ્નતા અને દીનતાથી શુષ્ક લાગે છે (જુઓ ઉપર ચિત્ર નં. ૨૫) આ ભૂષણયોજનાની ઘણી ભિન્નભિન્ન રીતિઓ અને પદ્ધતિઓ છે. કેટલાક સ્થપતિઓ લતાપલ્લવ અથવા ભૂમિતિની આકૃતિઓનાં આભૂષણો વડે મકાનને અલંકૃત કરે છે, જ્યારે કેટલાક વળી સાધુ-સંતો, ઋષિ અથવા 'આવરણ-દેવતા'ની પ્રતિમાઓ વગેરે મૂકીને મંદિરનો દેહ એ અલૌકિક સાજ વડે ઝળકાવે છે. ફ્રાન્સના આમીએન્સ, નોત્રદામ, શાર્ત્રેન વગેરેનાં પ્રખ્યાત દેવળોના વક્ષઃપ્રદેશ ને પાદદેશ આ રીતે અસંખ્ય સાધુ-સંતો, ધનપતિઓ ને ભક્તોની ઉજ્જવલ પ્રતિમાઓથી વિભૂષિત થયાં છે. આપણા દેશમાં ભુવનેશ્વરના અને દક્ષિણ હિંદનાં કેટલાંક મંદિરોમાં પણ એ પ્રકારના શિલ્પના અલંકારો છે. કોઈપણ મંદિર કે ગૃહનો ગાત્રદેશ જો કેવળ નગ્ન અથવા આભરણશૂન્ય, કાંઈપણ શોભા–અલંકાર વિનાનો કરવામાં આવે તો પ્રકાશ અને છાયાના ચિત્રમય રસના ઉપભોગનો યોગ થાય નહિ. (ચિત્ર નં. ૨૫) ઇસ્લામી અંગોમાં—ગ્રીક અને ભવ્ય સ્થાપત્યોમાં તેના સપાટ પૃષ્ઠદેશ અને પાર્શ્વદેશ ઉપર

ઉપર–ચિત્ર નં. ૨૫; નીચે–ચિત્ર નં. ૨૬; ડાબી બાજુ–ચિત્ર નં. ૨૭







ચિત્ર: ૨૯



ચિત્ર: ૩૦



રમણીય રૂપમાં પ્રકાશી ઊઠે છે. (ચિત્ર નં. ૨૮).

કેટલાકનો મત એવો છે કે સ્થાપત્ય એ માત્ર અર્થસાધક શિલ્પ (utilitarian art) પ્રયોજન પૂરતી—આપણો રહેવાનો હેતુ સાધવા પૂરતી જ કળા છે. એમાં વળી રસપરિપોષણનો યોગ કેવો?

મકાનની શિલ્પરચના મુખ્યત્વે તો, ભાર (weight) અને ગુરુત્વાકર્ષણ (gravitation)ની શક્તિઓને પરાજિત કરી શકે એવી કાર્યક્ષમ મૂળ–આકૃતિ રચવા ઉપર ઢળે છે. ત્યાર બાદ, તેના દર્શનપ્રદેશ ઉપર છાયા અને પ્રકાશનું લીલાક્ષેત્ર રચીને ત્યાં એક અતિરિક્ત રસ પીરસવાની વ્યવસ્થા એ કરે છે. આ પ્રકાશ અને છાયાનું રસરૂપ એ, તે મકાનની મૂળ હેતુઆકૃતિનો કોઈ જરૂરી અંશ નથી. એ તો તે શિલ્પીનું પોતા તરફનું વિશિષ્ટ, અતિરિક્ત દાન છે. એનો હેતુ છે મકાનની રચનાને છાયા ને પ્રકાશના આકર્ષણ વડે ચિત્તહારી કરવાનો. મકાનના એ આગલા ભાગના દર્શનપ્રદેશ પરના છાયા–પ્રકાશના લીલાક્ષેત્રમાં શિલ્પી પછી વિવિધ પ્રકારના રસનું અવતરણ કરે છે: પાવિત્ર્યનું ગાંભીર્ય, જયોલ્લાસનો ગર્વ, ભક્તિનો ઉલ્લાસ, શોકનું વિનમ્ર-નમ્ર રૂપ વગેરે જુદાજુદા હેતુથી રચાતા કીર્તિસ્તંભો (monuments)માં જુદાજુદા વિભિન્ન રસનો પ્રકાશ કરવાનું સાધન અથવા શબ્દમાળા શિલ્પીના શબ્દકોષમાં હોય છે. પરંતુ એ રસનો પ્રકાશ સ્થાપત્યકળામાં વાસ્તવવાદી રીતે કરવાનું શક્ય નથી. એનો પ્રકાશ તો થાય છે સંકેતની ભાષામાં, પ્રતીકરૂપની (symbolic) અસ્પષ્ટ આછી કથામાં. ખ્રિસ્તીઓનાં દેવળો તેના શિરોદેશની બે બાજુ કોઈ વખત નાતિદીર્ઘ તો કોઈ વખત અતિદીર્ઘ શિખરમંદિર (tower)ના મિનારાના બે હાથ પસારીને ભક્તની આરાધનાની અદાથી આકાશમાં ઊંચા કરે છે (જુઓ પાછળનું ચિત્ર નં ૨૩). ઇસ્લામની મસ્જિદ તેના મિનારાના છત્રનેશામાં એક હાથનો વિશાળ બાહુ ઊંચો કરી એકેશ્વર જગદીશ્વરની જયઘોષણા કરે છે (જુઓ પાછળનું ચિત્ર નં. ૨૪). બૌદ્ધ યુગના ચૈત્યકારી ભક્તો બુદ્ધભગવાનના અસ્થિના પવિત્ર અવશેષ બહુ જ આગ્રહથી સંઘરીને, તેની ધાતુગર્ભ ગોળાકૃતિ ચૈત્યમાં ગુપ્ત રાખીને સંતાડી રાખે છે. એ ચૈત્યની આકૃતિ એવી છે કે જાણે કોઈ સાપ રત્નાધાર ઉપર ગૂંચળું વાળીને શતદિવસ નિદ્રાહીન અને નિષ્પલકનેત્રે તેનું રક્ષણ કરતો ન હોય! (ચિત્ર નં ૨૯) ભુવનેશ્વરનું લિંગેશ્વરનું મંદિર ભગવાન શિવનું પ્રત્યક્ષ પ્રતીક હોય તેવું, એક જરાસરખી વાંકી આકૃતિમાં વસી રહેલી સીધી રેખાના કડક ગાંભીર્ય, ધૈર્ય અને સ્થૈર્યની આબેહુબ પ્રતિમારૂપ ઊભું છે (ચિત્ર નં ૩૦) યવદ્વીપ(જાવા)નું બોરોબુદુરનું મંદિર (જુઓ નીચે)

એવાં આભૂષણોને લીધે એ કોતરણી તથા શણગારથી રચાયેલી ઝીણીઝીણી ક્ષેત્રભૂમિમાં છાયા પ્રકાશની જે ઇન્દ્રલીલા રમી રહે છે તેનો આસ્વાદ તદ્દન નિરાભરણ (plane) સાદી સપાટ ભીંતોવાળા સ્થાપત્યોમાં મળતો નથી (ચિત્ર નં. ૨૬). એટલા માટે જ્યાં એવાં આભૂષણો કે અલંકરણો કરવાનો અવકાશ નથી હોતો ત્યાં દક્ષ સ્થપતિ (architect) મકાનના આગળના ભાગ–મુખભાગ (facade)–ના સપાટ સમતલ ક્ષેત્રમાં વિવિધ પ્રકારના ઝરૂખાઓ બાંધી લાવીને, કોતરણીના ખાડાટેકરા રચીને, વિભાગો રચીને, થોડોક ભાગ આગળ લાવીને તો થોડાક ભાગને પાછળ રાખીને, એમ વિવિધ પ્રકારની પદ્ધતિઓ વડે એ સપાટ ક્ષેત્રભૂમિને ભાંગી નાંખે છે (breaking the area) અને એ રીતે છાયા–પ્રચ્છાયાની સૃષ્ટિ રચાય એવો યોગ ઊભો કરે છે (ચિત્ર નં. ૨૭). આવા ક્ષેત્રવિભાગ (division of space)થી અને છાયાપ્રકાશની રમણીય લીલાથી તથા વિવિધ અલંકરણથી સહૃદ્ય થવાને લીધે મકાનના અવયવો આંખને તૃપ્તિદાયક એવા



સમાધિમગ્ન યોગીશ્વરની પેઠે નિર્વાણ આરાધનાના પ્રતીકરૂપ, વજ્રાસનનું નિશ્ચલ આસન જમાવીને બેઠું છે—જાણે (ઉપરઃ બોરોબુદુરનું મંદિર)

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

—આ પત્ર મેળવનાર: ભૂપત ન. ઓઝા, પોસ્ટ ઑફિસ, ભાવનગર—

Sheet Anchor, BERBICA, N. A. 7.
(British Guiana, South America),
4th April 1947

અય દોસ્તો,

ફરી ખબર મળતાં ખૂબ ખુશ થયો. તેં મોકલેલાં છાપાં બહુ જ રસમય છે અને બીજાં વધારે મોકલીશ તો હું આભાર માનીશ. ખાસ કરીને હિંદનાં મોટાં શહેરોમાંથી–કલકત્તા, મદ્રાસ, દિલ્હી, મુંબઈથી નીકળતાં છાપાં મોકલશે તો મને ખૂબ આનંદ થશે.

હવે બ્રિટિશ ગાયાના વિષે થોડી માહિતી આપવાનો પ્રયત્ન કરું.

૮૯,૪૮૦ ચોરસ માઇલ ક્ષેત્રફળવાળો બ્રિટિશ ગાયાના દક્ષિણ અમેરિકામાં સૌથી સુંદર પ્રદેશ હોવાની ખ્યાતિ ભોગવે છે. તેની કુલ વસતિ ૩,૩૭,૦૦૦ છે, જેનો મોટો ભાગ કંઠાળના પ્રદેશમાં જ વસે છે. અંતરાળનો પ્રદેશ તો હજુ મનુષ્યનાં પગલાંથી અસ્પૃષ્ટ જ રહ્યો છે. આખો પ્રદેશ પોતાના કુદરતી સૌંદર્યથી જ સોહામણો બની રહ્યો છે. જ્યાં વિરાટકાય વૃક્ષો, વેગવતી વહેતી નદીઓ અને ઠેકઠેકાણે આવેલા જલધોધ આખા દેશની મનોહરતામાં વધારો કરે છે. જગતનો અત્યંત સપ્રમાણ ગણાતો કાઇટચૂર (Kaieteur) ધોધ પણ આ અમારા જ દેશમાં આવેલો છે ૭૦ હજારની વસતિવાળું અમારું જ્યૉર્જટાઉન શહેર પશ્ચિમનો બગીચો ગણાય છે અને એ બિરુદને તે યોગ્ય પણ છે.

લોકોનો મુખ્ય ઉદ્યોગ ખાંડ અને ચોખાની ખેતીનો છે હિંદથી અત્રે આવેલા ઘણા ખરા હિંદીઓ તથા આફ્રિકાના હબસીઓ આ જ ધંધામાં રોકાએલા છે. અંતરાળના ભાગમાં સોનું, હીરા તથા બૉક્સાઇટની કીમતી ખાણો આવેલી છે યુદ્ધસમયમાં એકલા બ્રિટિશ ગાયાનાએ જ બે લાખ વિમાનો બાંધી શકાય એટલું બૉક્સાઇટ પૂરું પાડ્યું હતું. ઇમારતી લાકડાના વેપાર માટે દર વર્ષે વધતી જતી સંખ્યામાં માણસો અહીં આવ્યા કરે છે. યુરોપિયનો, ચીનાઓ, હિંદીઓ તથા એશિયાના બીજા લોકો પણ અહીંના કાયમના સ્થાયી થયા છે.

સમાજના આમોદપ્રમોદ માટે અહિં અનેકવિધ સાધનો છે; જેમાં મુખ્યત્વે સીનેમા, હૉટેલના બૉલ નૃત્યો, ઉજાણી, પર્યટન ઇત્યાદિનો સમાવેશ થાય છે.

અમુક અપવાદો સિવાય છોકરીઓ અહીં ખૂબ સ્વતંત્રતા ભોગવે છે. ખાસ કરીને પૂર્વ તરફના હિંદીઓ પોતાની પુત્રીના હરવાફરવા પર અંકુશ રાખે છે. તેઓ એમ માને છે કે જો પોતાની પુત્રી કોઇ યુવક સાથે સીનેમા આદિ સ્થાનોએ ફરતી દેખાય તો તેની બીજા યુવક સાથે લગ્ન થવાની શક્યતા ઓછી થાય છે. શું હિંદમાં પણ એ જ સ્થિતિ છે? હું કેટલાક હિંદીઓના સારા પરિચયમાં આવ્યો હોવાથી તેમની સ્થિતિ વિષે હું ઘણુંઘણું લખી શકું એમ છું. તારે વધારે કંઈ જાણવાની ઇચ્છા હોય તો મને લખજે.

હમણાં હું રજાઓમાં ઘેર આવ્યો છું. ઘણા સમયથી હું ઇલિનને મળ્યો નહિ હોવાથી આવતાવેંત જ તેની તપાસ કરી. અમે જંગલોની સફરે જવાનો કાર્યક્રમ ગોઠવ્યો છે.

ઘણા વખત પર મેં કુ. મેધાણીને એક પત્ર લખેલો, પણ તેમનો કંઈ જવાબ નથી. તો મારાવતી તેમને પત્ર લખવાનું ના કહે? હિંદી કુમારીનો પત્ર મળશે તો મને ખૂબ આનંદ થશે પરીક્ષામાં તું પાસ થઈ ગયો હોઈશ મારી પરીક્ષા તો ડિસેમ્બરમાં છે.

તારા તરફથી ફરી પત્ર આવે ત્યાં સુધી સલામ.

તારો પરમ મિત્ર, સીરિલ કુનર (Cyril Kunar)

## પત્રમિત્રો તથા વાચકોને સૂચના

કચ્છના એક ભાઇ પોતાની પાસેની ટપાલમાં વપરાએલી ટિકિટોના સંગ્રહમાંથી 'કુમાર'ના વાચક પૈકી જેમને જોઇતી હોય તેમને ૧૦ થી ૧૫ ટિકિટો મફત આપવા ઇચ્છે છે. માગણી કરનારે સાથે પોતાના સરનામાવાળું પોસ્ટનું કવર મોકલવું આવશ્યક છે. તેમનું સરનામું: વી. કે ઠક્કર ચોકસી ફળિયા, ભુજ (કચ્છ).

ગયા અંકમાં 'એક શરમાવનારી બીનાના અનુસંધાનમાં' એ શિર્ષક હેઠળ અમે કેટલાક પત્રમિત્રોએ મોકલેલી ઓછી માહિતી કપાઇ પાડતા પત્રો પ્રસિદ્ધ કરેલા તથા સત્વશીલ પ્રામાણિક પત્રમિત્રો ને એવા બીજા દાખલાઓને ઉઘાડા પાડવાની વિનંતિ પણ કરી હતી. ત્યારપછી (અને ત્યાર પહેલા પણ) અમારી પર એવા બનાવોની જાણ કરતા કેટલાક પત્રો આવ્યા છે; પણ તે લખનારાઓએ તેમાં પોતાના પૂરાં નામ તથા સરનામાં જણાવેલાં નહિ હોવાથી તેમના પત્રોને પ્રસિદ્ધિ આપવામાં આવી નથી. જો પોતે મોકલેલી માહિતી તદ્દન સત્ય હોય તો એવા લોકોએ પોતાનું નામ તથા સરનામું જણાવવા જેટલી નૈતિક હિંમત બતાવવી જ જોઇએ. જો પોતાનું નામ પ્રસિદ્ધ ન કરવું હોય તો તેમ જણાવે. પણ અમારી જાણ માટે તો પૂરું નામ સરનામું લખવું આવશ્યક છે, જેથી અમે યોગ્ય તપાસ કરી શકીએ.

## પરદેશનાં પત્રમિત્રો

ગયા અંકમાં (૧) નંબરનું સરનામું આ પ્રમાણે જોઇએ: Mohmond Moh. Orfi, P. B. No. 13, Damietta (Egypt).

### ઑસ્ટ્રેલિયાનાં વધુ સરનામાં

(1) Miss Margaret Purton, P.O. Box 48, Devonport, Tasmania, Australia—Age: 17, Interest: Films, photography, swimming; (2) Miss Daphne Knight, 28 South Punch Bowl Road, Launceston, Tasmania, Australia—19, photography, dressmaking, correspondence; (3) Miss Shirley Harris, Box 11, Naracoorte South Australia, Australia—19, Views, filmstars, photography, & sports; (4) Miss Mabel Mefroge, 5 Walkeg Avenue, Preston, N. 18, Victoria, Australia—19, Photography, horse-riding & swimming; (5) Miss Marjorie Meintosh, 80 Hunter Street, Richmond E. 1, Victoria, Australia—16, Chemistry, nursing & sports; (6) Clare McDonnell, 59 Hastings Parade, Bondi Beach, sydney, New South Wales, Australia—17, Surfing, football, films; (7) Miss Roma M Richards, 51 Main Street, stawell Victoria, Australia—17, Hiking & climbing, sports, photography; (8) Ellen McBridle, 101 Nebo Road, Mackay, Queensland, Australia—17, Dancing, basketball & sports; (9) Clare Haydon, 10 Homer Street, Moonee Ponds,

# તમે પોતે

**પો**તના ગુણાવગુણ તથા શક્તિ-અશક્તિનો દરેક વ્યક્તિ સંપૂર્ણ ખ્યાલ મેળવી શકે તથા આત્મનિરીક્ષણ દ્વારા ચારિત્ર્યઘડતર કરવાને ઉદ્યુક્ત થઈ જીવનને વધુ ઉન્નત ને સમૃદ્ધ કરી શકે એ ઉદ્દેશથી નવો શરૂ થતો આ વિભાગ હવેથી અવારનવાર આવતો રહેશે.

આત્મવિશ્વાસ એ મનુષ્યની પ્રગતિનો સાચો પાયો છે. મનુષ્યમાં બીજા અનેક ઉચ્ચ ગુણો હોય પણ જો તેનામાં આત્મવિશ્વાસ જ ન હોય તો એ ગુણોની કંઈ કિંમત નથી. તમારામાં આત્મવિશ્વાસ છે કે નહિ અને હોય તો કેટલો છે, તે તમારે જાણવું હોય તો નીચેના પ્રશ્નોના જવાબો તમે એક કાગળ ઉપર લખી કાઢો. એ બધા પ્રશ્નોના જવાબ જો તમે હકારમાં આપ્યા હોય તો તમારામાં આત્મવિશ્વાસ પૂરેપૂરો છે; જેટલા પ્રશ્નોના જવાબ નકારમાં તેટલી તમારા આત્મવિશ્વાસમાં ખામી.

૧ તમે ચાલતી વખતે દૃઢતાથી ડગલાં ભરો છો અને મસ્તક ઊંચું રાખીને ચાલો છો?
૨ તમારે જે કહેવાનું હોય છે તે તમે સ્પષ્ટરીતે તથા સરળરીતે કહી શકો છો?
૩ તમે તમારી શક્તિઓને સારીરીતે ખીલવી શકશો એવી તમને ખાતરી છે?
૪ બીજાની સલાહ લેવા જવા કરતાં તમે તમારા જ અભિપ્રાય પર આધાર રાખો છો?
૫ આસપાસનાં બધાં જ ગમગીન થઈને બેઠાં હોય તે વખતે પણ તમે પ્રસન્ન રહી શકો?
૬ તમારી ઑફિસનું કામ વધુ સારી રીતે થાય તે માટે તમે કંઈ સૂચનો કરી શકો છો?
૭ અશક્ય એવાં દિવા-સ્વપ્નોને તમે કાબૂમાં રાખી શકો છો?
૮ તમે વધુ મહેનત કરો તો પણ તમારું શરીર બગડશે નહિ એવી તમને પૂર્ણ શ્રદ્ધા છે?
૯ તમારી ચિંતાઓને દૂર કરવા તમે રોજ ને રોજ કંઈક (સક્રિય કાર્ય) કરો છો?
૧૦ તમારા ક્ષેત્રમાં તમારી પ્રગતિ થાય તે માટે તમે કોઈ યોજના તૈયાર કરી રાખી છે?
૧૧ ગમે તેવા સંજોગોમાં પણ માનસિક શાંતિ મેળવવાની કળા તમે હસ્તગત કરી છે?
૧૨ કાર્યમાં નિષ્ફળતા મળતાં નિરાશ થઈ પાછા ન પડતાં તમે ફરી પ્રયત્ન કરો છો?
૧૩ તમારી કૃતિ કે કામગીરી દ્વારા તમે તમારા સમાજની-દેશની-જગતની પ્રગતિ કરાવી શકશો એમ તમે માનો છો?
૧૪ લોકો શું કહેશે તેની દરકાર ન કરતાં તમને પોતાને આરોગ્ય અને કરકસરની દૃષ્ટિએ યોગ્ય લાગે તેવાં કપડાં તમે પહેરો છો?
૧૫ તમારી હાલની નોકરી કરતાં શરૂઆતમાં ઓછા પગારવાળી પણ ભવિષ્યમાં વધારે કમાણીવાળી નોકરી તમને મળે તો તે તમે પસંદ કરો ખરા?

## શ્રી વિદ્યાવિજયજી હીરકમહોત્સવ
### પારિતોષકના ઇનામી નિબંધો

**ગદ્યવિભાગ** (૧) ગુજરાતનો ભૌગોલિક ઇતિહાસ (૨) ગુજરાતી ગદ્યસાહિત્યની ઉત્પત્તિ તથા પ્રગતિ; **પદ્ય વિભાગ** (૧) આપણું કવિતાસાહિત્ય (૨) આપણું પ્રાચીન ને અર્વાચીન રાસસાહિત્ય. ઉપરના કોઈ પણ એક વિષય પર ફુલસ્કેપના ૩૦ થી ૫૦ પાનાનો નિબંધ લખીને ૧૯૪૭ના નવેમ્બર માસના છેલ્લા અઠવાડિયામાં મળી જાય તેમ મોકલવો. દરેક વિભાગના સર્વશ્રેષ્ઠ નીવડનાર દરેક નિબંધને રૂ.૨૫૦નું અલગઅલગ પારિતોષિક આપવામાં આવશે. વધુ વિગતો મંગાવવાનું તથા નિબંધ મોકલવાનું સરનામું: સત્યનારાયણ પંડ્યા, સુપરિન્ટેન્ડેન્ટ, જૈન સંસ્કૃત મહાવિદ્યાલય, શિવપુરી (ગ્વાલિયર)

## સર મનુભાઈ દીવાન ઇનામી નિબંધ હરીફાઈ

વડોદરાની શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા તરફથી જાહેર થએલા: (૧) અખો, પ્રેમાનંદ અને શામળ તથા તેમના સમકાલીનોના સાહિત્યમાં પ્રતિબિંબિત થતું ગુજરાતનું આર્થિક દર્શન; અથવા (૨) સામ્યવાદની દૃષ્ટિએ હિંદના આર્થિક ઘડતરની શક્યતા; એ બે પૈકી એક વિષય પર આ હરીફાઈ માટે હાફ ફુલસ્કેપના ૭૫ થી ૧૦૦ પાનાંનો નિબંધ ગુજરાતી ભાષામાં લખીને ઑક્ટોબર ૧૯૪૭ પહેલાં મોકલવો. શ્રેષ્ઠ નિબંધ લેખકને ૧૦૦ રૂપિયાનું ઇનામ અપાશે. પત્રવ્યવહારનું સરનામું: શ્રી કુસુમ બહેન દેસાઈ, (મંત્રી) મહેતા પોળ, વડોદરા.

## કસોટી (ઉત્તરો નીચે અવળા છાપ્યા છે)

(૧) ૧૨ વર્ષનો સુરેશ તેના પિતાજી પાસે સાઈકલ માગવા લાગ્યો. પિતાજીએ વચન આપ્યું કે, 'જ્યારે તારી ઉંમર મારી ઉંમરના ત્રીજા ભાગની થશે ત્યારે તને સાઈકલ લઈ આપીશ.' જો પિતાજીની ઉંમર હાલ ૫૬ વર્ષની હોય તો સુરેશને સાઈકલ ક્યારે મળશે?

(૨) મારા રસોડામાં બે કપ અને એક રકાબી છે. એ ત્રણેનું વજન ૧૨ ઔંસ છે પણ મોટો કપ અને રકાબી બંને મળીને નાના કપથી બમણું થાય છે; જ્યારે નાનો કપ અને રકાબી બંને મળી મોટા કપની બરાબર થાય છે તો દરેકનું વજન કેટલું?

(૩) વિદ્યમાન ગુજરાતી કવિઓમાં સૌથી વૃદ્ધ કવિ કયા અને સૌથી યુવાન કવિ કયા?



(૪) આ શું છે તે ઓળખી શકો છો?

(૫) આ પ્રશ્નોના જવાબો આપી શકશો? (૧) હિંદમાં સૌથી વધુ અને સૌથી ઓછી વસતિ કયા પ્રાંતમાં છે? (૨) ૧૦ હજાર ટન વજનનું જહાજ કેટલું વજન ઝીલી શકે? (૩) પૃથ્વી પર દરિયાઈ ઊંડાઈ વધારે છે કે પર્વતીય ઊંચાઈ? (૪) તાજમહાલ ક્યારે બંધાયો અને તેને બંધાતા કેટલાં વર્ષો થયાં હતાં? (૫) દુનિયાનું સૌથી મોટું મકાન કેટલું ઊંચું છે અને ક્યાં આવેલું છે?

(૧) ૧૦ વર્ષ પછી જ્યારે સુરેશની ઉંમર ૨૨ હશે અને પિતાજીની ૬૬ (૨) મોટો કપ=૬ ઔંસ, નાનો કપ=૪ ઔંસ, રકાબી=૨ ઔંસ. (૩) સૌથી વૃદ્ધ બ. ક. ઠાકોર, ઉ. ૭૮; સૌથી યુવાન કૃષ્ણલાલ શ્રીધરાણી, ઉ ૩૬ (૪) 'કુમાર' ચંદ્રક (૫) ૧—સૌથી વધુ બંગાળમાં: ૬ કરોડ; સૌથી ઓછી સરહદ પ્રાંતમાં: ૩૦ લાખ; ૨—૧૦ હજાર ટન ૩—દરિયાની સૌથી વધુ ઊંડાઈ ૩૫૪૧૦ ફૂટ પાસિફિકમાં; પર્વતની સૌથી વધુ ઊંચાઈ ૨૯૧૪૧ ફૂટ માઉન્ટ એવરેસ્ટ; ૪—ઈ.૧૬૫૦માં વીસ વર્ષે બંધાઈને પૂરો થયો. ૫—ન્યૂયૉર્કમાં આવેલો રશિયાનો રાજમહેલ ૧૩૦૦ ફૂટ ઊંચો.

રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ફાળો સમજાવતી લેખમાળાનો છઠ્ઠો હપ્તો

# બીજા સોડિયમ ક્ષારો

લેખક: ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી., પીએચ. ડી

મીઠું અને સોડા બંને સોડિયમ ધાતુના ક્ષારો છે. સોડિયમને આલ્કલી ધાતુ કહેવામાં આવે છે. આવી બીજી ધાતુઓમાં પોટાશિયમ, લીથિયમ, રુબિડિયમ અને સીઝિયમનો સમાવેશ થાય છે. આ બધી જ આલ્કલી ધાતુઓ ખૂબ પ્રક્રિયાશીલ છે, એટલે સોનારૂપાની જેમ તે સ્વતંત્ર અવસ્થામાં કુદરતમાંથી મળી શકતી નથી; પણ મીઠું, સોડા, વગેરે તેના ક્ષારોના રૂપમાં મળી આવે છે. અને એવી જ રીતે પોટાશિયમના પણ ક્ષારો જ મળી આવે છે. કૉસ્ટિક સોડામાંથી સોડિયમ ધાતુ જુદી પાડવા વીજળીનો ઉપયોગ કરવો પડે છે. ડેવીએ સૌ પ્રથમ ૧૮૦૭માં આવી રીતે સોડિયમ ધાતુ છૂટી પાડી હતી.

સોડિયમ ધાતુ રૂપા જેવી સફેદ ને પોચી હોય છે. તેને છરીથી કાપી શકાય છે. હવામાં રાખવાથી તે એકદમ શ્યામ પડી જાય છે અને ભેજ લાગે યા પાણી સાથે સંસર્ગ થાય તો તે એકદમ સળગી ઊઠે છે, એટલે તેને કેરોસીનમાં રાખવી પડે છે. તે પાણી ઉપર તરે છે અને તેમાંથી હાઇડ્રોજન વાયુ છૂટો પડે છે. સોડિયમનો ઉપયોગ બૉરૉનની બનાવટમાં થાય છે.

પોટાશિયમ ધાતુ કાઢવાની રીત પણ સોડિયમની બનાવટને મળતી જ છે. માત્ર તેમાં કૉસ્ટિક સોડાને બદલે કૉસ્ટિક પોટાશ વાપરવામાં આવે છે. જૂના જમાનામાં તો પોટાશિયમ કાર્બોનેટ અને કોલસાને એક લોઢાની બાટલીમાં ધગધગાવીને પોટાશિયમ કાઢવામાં આવતો. પણ આ રીત જોખમકારક છે, અને હવે તો સસ્તી વીજળીને લીધે સોડિયમની માફક તે પણ વીજળી પસાર કરીને જ તૈયાર કરવામાં આવે છે. પોટાશિયમના નાના ગાળા પણ કેરોસીનમાં જ રાખવામાં આવે છે.

લીથિયમના ક્ષારો સોડિયમ કે પોટાશિયમના જેટલા સુલભ્ય નથી; તે અત્યંત ઓછા પ્રમાણમાં મળી આવતા હોઈ લીથિયમ વિરલ ધાતુ લેખાય છે. તંબાકુના છોડમાંથી તેના ક્ષાર ઠીક પ્રમાણમાં મળી આવે છે. લીથિયમના અમુક ક્ષારો સંધીવાના ઉપાય તરીકે દવામાં વપરાય છે. સોડા વૉટરના જેવી લીથિયા વૉટરની બાટલીઓ તૈયાર મળે છે અને સંધીવાના દર્દીને તે આપવાથી ફાયદો થાય છે.

રુબિડિયમ પણ અત્યંત જૂજ પ્રમાણમાં અમુક જગ્યાઓએથી નીકળતાં ઝરણાંનાં પાણીમાંથી તેના ક્ષાર રૂપે જ મળી આવે છે.

હવે સોડિયમના બીજા ઉપયોગી ક્ષારોનો વિચાર કરીએ.

## સોડિયમ સલ્ફેટ અને સોડિયમ સલ્ફાઇડ

મીઠાને સલ્ફ્યુરિક ઍસિડની સાથે ગરમ કરવાથી હાઇડ્રોક્લોરિક ઍસિડ નીકળે છે અને પાછળ રહેલો પદાર્થ સૉલ્ટ કેઈક કહેવાય છે એ આપણે જોઈ ગયા. આ કેઇકનું શુદ્ધીકરણ કરવાથી સોડિયમ સલ્ફેટ તૈયાર થાય છે. સોડિયમ સલ્ફેટ ગ્લોબર્સ સૉલ્ટ તરીકે ઓળખાય છે અને તેનો ઉપયોગ મોટે ભાગે કાચની બનાવટમાં થાય છે. કાપડની મિલોમાં પણ તે વપરાય છે. તેને કોલસા સાથે ગરમ કરવાથી તેમાંથી સોડિયમ સલ્ફાઇડ બને છે. આ સલ્ફાઇડ ચામડામાંથી વાળ કાઢવા માટે, રંગની બનાવટમાં, ખનીજમાંથી રૂપું કાઢવામાં તેમજ કાપડની મિલોમાં પુષ્કળ વપરાય છે.

## સોડિયમ સિલિકેટ

સોડા-ઍશ અને રેતીને ભઠ્ઠીમાં ઓગળે ત્યાં સુધી ગરમ કરવાથી સોડિયમ સિલિકેટ બને છે. આ સિલિકેટને પાણીમાં ઓગાળવાથી જાડું દ્રાવણ તૈયાર થાય છે. એને 'પાણીનો કાચ' કહે છે. આ પારદર્શક પાણીનો કાચ ઈંડાં સાચવવા માટે, સીમેન્ટનાં ભોંયતળિયા પર ધૂળ ઓછી કરવા માટે, સાબુની બનાવટમાં, કાપડની મિલોમાં, વૉટરપ્રૂફ ચીજો બનાવવામાં એવાં અનેક કામો માટે વપરાય છે.

## સોડિયમ પૅરૉક્સાઇડ

સોડિયમને પુષ્કળ હવા યા ઑક્સિજનમાં બાળવાથી સોડિયમ પૅરૉક્સાઇડ પેદા થાય છે. આ પૅરૉક્સાઇડ પર કાર્બન ડાયૉક્સાઇડ જલદી અસર કરે છે ને એ ક્રિયામાં ઑક્સિજન છૂટો પડે છે, તેથી સબમરીનમાં હવા શુદ્ધ કરવા માટે આ પૅરૉક્સાઇડ ખાસ વપરાય છે. તે પોતાનો ઑક્સિજન સહેલાઇથી બીજા પદાર્થોને આપી દેતો હોવાથી ઑક્સવતા પદાર્થ તરીકે ને બહુ ઉપયોગી થાય છે.

## સોડા બાઈ કાર્બ

સોલ્વે પદ્ધતિ અનુસાર બનાવેલો સોડિયમ બાઇ કાર્બોનેટ ગરમ કરીને તેમાંથી કાર્બોનેટ બનાવવામાં આવે છે. બજારમાં મળતો સોડા બાઈ કાર્બ દવામાં, ખાવામાં વગેરે કામમાં વપરાતો હોઇ તે શુદ્ધ હોવો જોઇએ; એટલે સોડાના દ્રાવણમાં કાર્બન ડાયૉક્સાઈડ વાયુ પસાર કરીને બાય કાર્બ તૈયાર કરવામાં આવે છે.

## બોરૅક્સ

બોરૅક્સ (ટંકણખાર) પણ સોડિયમ અને બોરિક ઍસિડનો ક્ષાર છે. તિબેટની આજુબાજુ અને અમેરિકા વગેરે પ્રદેશોમાંથી આ પદાર્થ કુદરતીરીતે મળી આવે છે. એ કુદરતી ટંકણખારમાં માત્ર થોડો અંશ શુદ્ધ બોરૅક્સનો હોય છે તેના અન્ય ખનિજો પણ નીકળે છે, જેમાંથી બોરૅક્સ બનાવાય છે. ઈસ્ત્રી કરતી વખતે કાપડને ચકચકિત કરવા માટે, મીના અને ઓપ ચડાવવા (ગ્લેઇઝ)ની બનાવટમાં, સોલ્ડર(રેણ) કરવામાં ફ્લક્સ તરીકે, કાચની બનાવટમાં અને ઔષધોમાં જંતુવિનાશક તરીકે બોરૅક્સનો ખૂબ ઉપયોગ થાય છે. ગરમ કરેલા પીગળેલા બોરૅક્સમાં ત્રાંબુ, લોઢું, નિકલ, ક્રોમિયમ, એવી ધાતુઓના ક્ષાર ઉમેરીને ફરી ગરમ કરવાથી વિધવિધ રંગીન પદાર્થો પેદા થાય છે: જેમકે ત્રાંબુ વાદળી રંગ આપે છે, ક્રોમિયમ લીલો રંગ પેદા કરે છે, કોબાલ્ટ ઘેરો વાદળી રંગ, લોઢું આછો લીલો, એમ અનેક રંગીન પદાર્થો ઉત્પન્ન થાય છે. વળી બોરૅક્સને દારૂ સાથે મેળવી, તેમાં સલ્ફ્યુરિક ઍસિડ નાખી, દારૂને સળગાવવાથી લીલી જ્યોત દેખાય છે. બોરૅક્સનો આ એક અતિ લાક્ષણિક પ્રયોગ ગણાય છે.

## બીજા ક્ષારો

સોડિયમ સલ્ફાઇટ, સોડિયમ મેટા બાઈ સલ્ફાઈટ, સોડિયમ થાયો સલ્ફેટ (હાઈપો), સોડિયમ હાઇપો સલ્ફાઈટ (હાઇડ્રો) એ બધા પણ સોડિયમના ઉપયોગી ક્ષારો છે અને વિવિધ ઉદ્યોગોમાં તે પુષ્કળ વપરાય છે. મેટા બાઈ સલ્ફાઈટ અને હાઇપો ફોટોગ્રાફીમાં વપરાય છે; હાઇડ્રો કાપડની મિલોમાં પુષ્કળ વપરાય છે. કૉસ્ટિક સોડાના ઠંડા દ્રાવણમાં ક્લૉરિન વાયુ પસાર કરવાથી બનતો સોડિયમ હાઇપો ક્લોરાઈટ બ્લીચિંગમાં વપરાય છે. સમુદ્રના પાણીમાં વીજળી પસાર કરીને તૈયાર કરેલું હાઇપો ક્લોરાઈટનું દ્રાવણ જંતુવિનાશક પ્રવાહી તરીકે પુષ્કળ ઉપયોગમાં લેવાય છે.

સોડિયમ અને તેના ક્ષારો વર્ણપટમાં સોનેરી પીળો રંગ આપે

છે, એટલે બુન્સેન બર્નરની જ્યોતમાં કોઈપણ પદાર્થ રાખવાથી જો પીળો રંગ પેદા થાય તો તે સોડિયમનો ક્ષાર સમજવો. એ ખૂબીની વાત છે કે સોડિયમના બધા ક્ષારો પાણીમાં દ્રાવ્ય છે.

બોરૅક્સ (ટંકણખાર)ની વીજળિક ઑક્સિડેશન કરવાથી બનતો સોડિયમ પરબોરેટ જુદીજુદી રીતે અનેક ઉપયોગોમાં આવે છે. તેનું દ્રાવણ બ્લીચિંગમાં વપરાય છે અને વૉશિંગ કંપનીઓ કપડાં ધોવામાં પણ વાપરે છે. તે પ્રબળ જંતુવિનાશક છે.

સોડિયમ નાઇટ્રેટ (સુરોખાર)ને સીસાની સાથે ગરમ કરવાથી બનતો સોડિયમ નાઇટ્રાઇટ રંગની બનાવટમાં પુષ્કળ વપરાય છે.

સોડિયમ સાયેનાઈડ: આ ક્ષાર સોનાનાં ખનિજમાંથી સોનું કાઢવામાં ખૂબ વપરાય છે. ટ્રાઈ સોડિયમ ફૉસ્ફેટના સ્ફટિકો નિપ્સા નામથી વેચાય છે. ભારે પાણીને હલકું બનાવવા તે વપરાય છે.

# બોરસલી

દરમાસે એકએક વનસ્પતિનો પરિચય આપતી લેખમાળા 'આપણી વનસ્પતિ'નો છઠ્ઠો હપતો

લેખક:
જયંતીલાલ દેવશંકર ઓઝા
એમ. એસસી.

સુકાયા પછી પણ પોતાની એ જ આછીમધુરી મોહક ગંધ ભભક ફેલાવનાર ઝીણાં નાજુક ફૂલના આ વૃક્ષને નામથી નહિ ઓળખનાર તો ભાગ્યે જ હશે; ને ઘણાખરાએ તો એ જોયું પણ હશે. પોતાનાં પાન તદ્દન ખેરવીને ઉઘાડાં નહિ થનારાં આપણાં જે થોડાં વૃક્ષો છે, તેમા બોરસલીનું સ્થાન કદાચ આગળ આવે એની ઘેરી લીલી પર્ણઘટા સદા કાયમ રહે છે.

લોકોમાં ક્વચિત 'બોલસરી'ના નામે ઓળખાતા આ વૃક્ષને બકુલી પણ કહે છે, એ તો એના મૂળ સંસ્કૃત નામ 'બકુલ' ઉપરથી. આપણા પ્રાચીન તેમજ અર્વાચીન કાવ્યસાહિત્યમાં બકુલનું સ્થાન ઊંચું છે.

મૂળ તો આ વૃક્ષ મલાયા દ્વિપકલ્પો અને દક્ષિણ દેશોનું વતની. આ ગણે ત્યાં મુંબાઈથી દક્ષિણ બાજુએ પશ્ચિમ ઘાટ ઉપરનો હિંદી દ્વિપકલ્પનો પ્રદેશ, દક્ષિણ કોંકણ અને પૂર્વમાં છેક આંદામાન ટાપુઓ અને બ્રહ્મદેશ માર્તાબાન, તેનાસરીમ તથા સીલોનમાં આ વૃક્ષ ખૂબ જોવામાં આવે છે. એની અખંડ ઘેરી ઘટાને લીધે શોભાવૃક્ષ તરીકે તેમજ તેનાં ફૂલોની મનોહર વાસને કારણે બગીચાઓમાં તે આખા હિંદમાં ઉગાડવામાં આવે છે.

એનું શાસ્ત્રીય નામ મીમુસોપ્સ ઇલેંગી (Mimusops Elengi Linn )છે. સ્વીડિશ વનસ્પતિશાસ્ત્રી લીનિયસે નામ પાડેલું

બોરસલીનું વૃક્ષ મોટું થાય છે અને વધુમાં વધુ ૪૦થી ૬૦ ફીટ સુધી પણ ઊંચુ જાય છે. તેની ઘેઘૂર શાખાઓ ચોતરફ ફેલાએલી હોય છે. તેની છાલ બહારથી લીસી અને ખરબચડી કે કાળાશ પડતા રંગની હોય છે. શાખાઓ પર આંતરે આવેલાં તેનાં પાન ચળકતાં ઘેરાં લીલાં હોય છે. દરેક પાન ટૂંકા દાંડીવાળું ને ૩ થી ૬ ઇંચ લાંબું તથા ૧॥ થી ૨ ઇંચ પહોળું હોય છે. આકારમાં તે લંબગોળ અને ટોચના ભાગે અણીદાર હોય છે.

બકુલનાં ફૂલોનો ઉદ્ભવકાળ સામાન્ય રીતે તો જાન્યુઆરીથી માર્ચ મનાય છે, પરંતુ જુલાઇથી ડીસેમ્બર દરમ્યાનમાં પણ તેને ફૂલ બેસે છે. એનાં ફૂલો પુષ્કળ થાય છે અને ધીમેધીમે વરસાદનાં ફોરાં પેઠે જમીન પર નીચે ખરી પડતાં હોય છે. કળીઓ નાનાં, સફેદ, ચક્રાકાર હોય છે અને તેની બહારની પાંખડીઓમાં તપખીરિયા રંગની રુંવાટી હોય છે. ફૂલ એકલાં અગર ૨થી ૬નાં ઝુમખામાં ઊગે છે એની અત્યન્ત મધુર વાસનું તો કહેવું જ શું? સુકાયા પછી પણ તેની સુવાસ લાંબા વખત સુધી ટકે છે આથી માળાઓ તથા સ્ત્રીવર્ગની વેણીને માટે તો એ અત્યન્ત પ્રિય પુષ્પ છે.



પાન, કળીઓ તથા ફૂલ સાથે બકુલની ડાળી

બોરસલી મધૂકાદિ (મહુડા, રાયણ અને ચીકુના) વર્ગની વનસ્પતિ છે. તેનું ફળ ઈંડા આકારનું, લીસું, ચળકતું અને ૦॥ થી ૧ ઇંચ લાંબું હોય છે અને પાકે છે ત્યારે પીળાશ પડતું તથા પાછળથી સિંદૂરિયા રંગનું થાય છે. તેમાં એક (ભાગ્યે જ બે) બીજ હોય છે. એ બીજ વડે જ બોરસલી ઊગે છે.

બોરસલી પણ ઘણું ઉપયોગી વૃક્ષ છે. તેમાંથી એક જાતનો ગુંદર નીકળે છે અને તે મદ્રાસમાં 'પોગાડા ગમ'ના નામથી ઓળખાય છે. બંગાળમાં તેની છાલ રંગવાના કામમાં વપરાય છે. ફૂલોમાં એક જાતનું ઊડણ તેલ હોય છે અને તેમાંથી વરાળ રૂપે સુગંધી અત્તર કાઢવામાં આવે છે. દાંતને મજબૂત કરનાર તરીકે તો બોરસલી પ્રખ્યાત છે. તેનાં ફૂલ, ફળ અને છાલ બધાંમાં ઔષધ ગુણો રહેલા છે. તેની છાલ તેમજ કાચાં ફળ દાંતે ચાવવાથી હલતા દાંત મજબૂત થાય છે. પેઢાં તથા દાંતનાં દર્દો માટે તેની છાલનો ઉકાળો કોગળા કરવા માટે વપરાય છે. તેનાં બીજમાંથી કાઢવામાં આવતું તેલ મીઠા તેલની જગ્યાએ રાંધવામાં, બાળવામાં અને દવા તરીકે પણ વપરાય છે. તેના ફળમાં મીઠો ગર્ભ હોય છે તેથી કેટલાક લોકો તેનો મુરબ્બો પણ બનાવે છે. બોરસલીનું બહારનું લાકડું સફેદ અને અંદરનું લાકડું રાતું હોય છે અને તે ઈમારતી બાંધકામ, ગાડાની ધૂંસરી તથા કબાટો વગેરેની બનાવટમાં વપરાય છે. દક્ષિણ હિંદમાં મુસ્લિમોની કબરો આસપાસ આ વૃક્ષ બહુ ઉગાડવામાં આવે છે.

# વિટામિન વિષે

### ૭ વિટામિન 'કે'

આપણને અપરિચિત આ વિટામિન શરીરને બહુ અગત્યનું છે. ઘામાંથી વહેતું લોહી બંધ થવા માટે તથા લીવર (યકૃત-કાળજા)નું કાર્ય સરળરીતે ચાલવા માટે એ જરૂરનું છે ભાજીઓ, કોબીજ, ગાજર, ટમેટાં, ખાદ્ય પ્રાણીઓનો કલેજો, (લીવર), બટાટા તથા વટાણામાં તે રહેલું છે. આને વિષે નવાઈની વાત એ છે કે કહોવાએલી માછલી તથા કહોવડાવેલા ચોખામાંના બેકટીરિયા(જન્તુઓ)ને લીધે તે ઉત્પન્ન થાય છે અને દવા માટે તેમાંથી જ તે એકઠું કરવામાં આવે છે.

માણસના ખોરાકમાં તે પૂરતા પ્રમાણમાં હોતું નથી ને વળી તે આંતરડાંમાં જ શોષાવું જોઈએ; એટલે આંતરડાંમાં જો પિત્તરસની હાજરી હોય તો જ તે શોષાય. કમળાના રોગમાં પિત્તરસ આંતરડામાં જઈ નથી શકતો, તેથી તેમજ લીવર(યકૃત)નાં દરદોમાં, તથા કેન્સર અને મરડાના વ્યાધિમાં તેનું શોષણ થતું નથી. મોટા આંતરડામાં ચાંદાંઓને લીધે થતા કહોવાણમાંથી તે આપોઆપ પેદા થાય છે, એટલે વારંવાર જુલાબ લઈ આંતરડાંનો મળ ધોઈ નાંખનારાઓમાં પણ આ વિટામિનની ઊણપ ઊભી થવા સંભવ છે.

વિટામિન 'કે'થી લોહીમાં પ્રોથ્રોમ્બીન નામનું તત્ત્વ પેદા થાય છે, જેને કારણે ઘામાંથી વહેતું લોહી આપોઆપ બંધ થવાની શક્તિ શરીરને મળે છે. આથી આ વિટામિનની ન્યૂનતાવાળાઓના જખમમાંથી વહેતું લોહી જલદી બંધ થતું નથી.

### ૮-વિટામિન 'પી'

ખાસ કરીને લીંબુના રસમાં રહેલા આ વિટામિનના ગુણો વિટામિન 'સી'ના ગુણો સાથે સંકળાએલા છે. લોહીને શરીરના સર્વ ભાગોમાં લઈ જનારી સૂક્ષ્મ રક્તવાહિનીઓની દીવાલના ઘડતરમાં આ વિટામિન ઘણો જ અગત્યનો ભાગ ભજવતું હોવાથી તેના અભાવથી તે રક્તવાહિનીઓ ઢીલી પડી જાય છે એમ કેટલાક વૈજ્ઞાનિકો માને છે; ત્યારે કેટલાક વૈજ્ઞાનિકો એમ માને છે કે વિટામિન 'સી'ના અભાવથી આમ થાય છે. મનુષ્યના બીજા પણ કેટલાક રોગોમાં વિટામિન 'પી'નો ઉપયોગ થાય છે, પરંતુ હજુ આ વિટામિન પ્રયોગાવસ્થામાં છે.

નટવરલાલ શૉડ

# આ માસ (ઑગસ્ટ) ઇતિહાસમાં

**તા. ૧** આજે જગતનો અમણી બનેલો અમેરિકા ખંડ કોલંબસે શોધી કાઢ્યો, ૧૫૦૨.

**તા. ૨** ઇસ્ટ ઇંડિયા કંપની પાસેથી ઇંગ્લંડની સરકારે હિંદની હકુમત પોતાને હાથ લીધી, ૧૮૫૮ (અને આ જ મહીનાની ૧૫મી તારીખે-બરોબર ૮૯ વર્ષે તે હિંદને પાછી સોંપશે).

**તા. ૪** મુંબાઇના 'બેતાજ બાદશાહ' વિનીત નેતા સર ફિરોજશાહ મહેતાનો જન્મ, ૧૮૪૫.

**તા. ૫** લાખો માણસોનો ભોગ લેનારું જગતનું પહેલું મહાયુદ્ધ શરૂ થયું, ૧૯૧૪.

**તા. ૯** દેશભરમાં 'ક્વિટ ઇન્ડિયા'નો બુલંદ નાદ ગાજી ઊઠ્યો, ૧૯૪૨.

**તા. ૧૬** હિંદમાં નિરીશ્વરવાદની ફેલાતી જતી છાયા સમયે ભારતના પુરાણા અધ્યાત્મવાદને સજીવન કરનાર સ્વામી રામકૃષ્ણ પરમહંસનું અવસાન, ૧૮૮૬.

**તા. ૧૭** હિંદમાં કોમી ચુકાદાનું પહેલું બી વવાયું, ૧૯૩૨. જેમાંથી વિષવૃક્ષ ફૂલી ફાલીને આજે પાકીસ્તાનરૂપી કડુ ફળો આપણને ચાખવા મળ્યાં છે.

**તા. ૨૨** ગયા મહાયુદ્ધમાં જર્મનીએ રશિયા સાથે અનાક્રમણના કરારો કર્યાં, ૧૯૩૯. (આમ પોતાનો પૂર્વ મોરચો સુરક્ષિત કર્યા પછી એક જ અઠવાડિયા બાદ જર્મની પશ્ચિમ યુરોપ ઉપર પોતાના સંપૂર્ણ બળથી ત્રાટક્યું)

**તા. ૨૭** જાવા તથા સુમાત્રા વચ્ચે આવેલા ક્રેકાટુઆ ટાપુનો જ્વાળામુખી ફાટ્યો, ૧૮૮૩. તેનો ધડાકો ૩૦૦૦ માઇલ સુધી સંભળાએલો અને ૩૫૧૪૭ જનની ખુવારી થએલી.

આ માસની વ્યક્તિવિશેષ

### અવનીન્દ્રનાથ ટાગોર



હિંદમાં જે કાળે પશ્ચિમી ચિત્રકળાની જે બોલબાલા હતી અને હિંદની પ્રાચીન કલાસમૃદ્ધિ અનાદરથી મૃતપ્રાય થઈ હતી તે કાળે ભારતીય કળાલક્ષ્મીની પુનઃ પ્રતિષ્ઠા કરી તેને જગતભરમાં માનભર્યું સ્થાન અપાવનાર હિંદના સર્વશ્રેષ્ઠ ચિત્રકાર શ્રી અવનીન્દ્રનાથ ટાગોરનું નામ હિંદી કલાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. તેમનો જન્મ ગર્ભશ્રીમંત જમીનદાર ટાગોર કુટુંબમાં ગુણેન્દ્રનાથ ટાગોરને ત્યાં ૧૮૭૧ની ૭મી ઑગસ્ટે થયો હતો. કવિવર રવીન્દ્રનાથના તે ભત્રીજા (કાકાના દીકરાના દીકરા) થાય; અને રવિબાબુની માફક આમની પણ કલાપ્રતિભા સ્વયંભૂ હતી. એટલે મેટ્રિક પછી તેમને કલકત્તા કળાશાળામાં અભ્યાસ શરૂ કર્યો જ્યાં પશ્ચિમી ઢબે તે કલાશિક્ષણ પામ્યા. પણ એ વાસ્તવદર્શી જ સામગ્રી કલામાં તેમનો જીવ બેસતો નહિ. એવામાં ઘરમાંનાં કેટલાંક જૂનાં મુઘલ ચિત્રો તેમના જોવામાં આવતાં તેમને ભારતીય કલા વિષે એવો તો તીવ્ર પ્રેમ પ્રકટ્યો કે યુરોપની કલાનો મોહ છોડી દઇ તેમણે દેશજ કલાની ઉપાસના શરૂ કરી. તેમણે અજંતાની પ્રાણવાન પ્રેરણા લીધી, રાજપૂત કલમનું લાલિત્ય પકડ્યું, મુઘલ કલાની સુકુમારતા હાથ કરી, બૌદ્ધ શિલ્પનું ભાવનિરૂપણ કેળવ્યું અને યુરોપીય કળાના સંવિધાનની તેમાં મિલાવટ કરીને કલાનો અદ્ભુત સુમેળ રચ્યો. આમ સ્વયંભૂ પ્રેરણાથી તેમણે દોરેલાં ચિત્રો જોઈ કલકત્તાની સરકારી કલાશાળાના પ્રિન્સિપલ અને ભારતીય કલાના ચાહક તથા પુરસ્કર્તા મિ. હૅવેલ તો મુગ્ધ થઈ ગયા અને તેમને પોતાની પાસે વાઈસ પ્રિન્સિપોલ નીમ્યા. ત્યાં ભારતીય શિક્ષણપ્રણાલીને અનુરૂપ કલાશાળાની પુનર્ઘટના કરી અને તેમાંથી નંદલાલ બોઝ, અસીતકુમાર હલધર, ઇત્યાદિ સમર્થ શિષ્યસમુદાય ઉત્પન્ન કરી ભારતીય કલાને જગમાન્ય બનાવી. તેમનાં અનેક ચિત્રો ઉપરાંત 'કલાનાં પડંગ' અને 'ભારત શિલ્પની ઍનેટમી' એ તેમના ભારતીય ચિત્રકળા પરના ગ્રંથો અમૂલ્ય છે. કલકત્તાની વિખ્યાત 'ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરીએન્ટલ આર્ટ'ની સ્થાપના કરી તેને વિકસાવવામાં તેમનો જ મોટો હિસ્સો છે. કલાના ક્ષેત્રમાં તેમણે જે અદ્વિતીય કાર્ય કર્યું છે તેની કદર તરીકે કલકત્તા યુનિવર્સિટીએ તેમને ડૉક્ટરેટની પદવી તથા સરકારે સી.આઈ.ઇ. નો ઇલ્કાબ આપ્યાં છે.

પ્રથમ પંક્તિના કલાકાર હોવા ઉપરાંત સરળ અને રંગપ્રધાન શૈલીથી તેમણે બાળસાહિત્ય પણ ખીલવ્યું છે. તેમનું 'રાજકહાની' 'ખીરની પૂતળી' આદિ પુસ્તકો તથા બંગાળી બાલ માસિક 'રંગમશાલ'માં આવતા લેખો તેમની વિશિષ્ટ શૈલીના નમૂના છે.

**નારાયણ આપ્ટે** (અનુસંધાન પાછળના પૃ. ૨૩૦થી)

...થઈ અને તેઓ બેભાન થયા. થોડી વારે પાછા સાવધાન થયા ત્યાં એમને એક કર્તવ્ય સાંભર્યું. પોતાનું વસિયતનામું એમણે લખાવ્યું, સહી કરી અને પત્નીને કહ્યું: 'મારાથી બની શકે તેટલું મેં કર્યું. મૃત્યુ મારા હાથની વાત નથી.' અને સાંજના આશરે સાત વાગ્યે એમનું મૃત્યુ થયું. રમાબાઈ કેટલા યે કલાક બેભાન પડી રહ્યાં.

યુનિવર્સિટીની પરીક્ષામાં નિષ્ફળ નીવડ્યા તોપણ હરિભાઉ આમરણ વિદ્યાર્થી જ રહ્યા. એમને પુસ્તકોનો ખૂબ શોખ હતો. નવું સારું પુસ્તક પ્રકટ થાય કે તરત તે મંગાવી લેતા. એમને સુંદર પુસ્તકો ગમતા—એટલે કે બીબાં, છપાઈ કે બાંધણી—બાઇંડિંગ સુંદર હોય તો પણ તે મંગાવી લેતા. આગ હજારો પુસ્તકો એમણે શોખથી ખરીદ્યાં હશે. એમણે ફ્રેંચ અને જર્મન ભાષાઓ પણ શીખી લીધી હતી. મહારાષ્ટ્રમાં એમના જેટલા અભ્યાસી લેખકો બહુ થોડા પાક્યા છે. પણ લખાણ એટલું સાદું અને સરળ લખતા કે એનો લેખક વિદ્વાન હશે એમ કોઈને લાગે પણ નહિ. સ્વભાવે તેઓ લાગણીપ્રધાન હતા, એટલા બધા કે એકવાર 'હરિશ્ચંદ્ર' નાટક જોવા એમના મિત્રે બોલાવ્યા ત્યારે કહેલું: 'હરિશ્ચંદ્રનું દુઃખ મારાથી જોવાતું નથી, એટલે નહિ આવું.'

હરિભાઉએ દસ સામાજિક નવલકથાઓ લખી. એમાંની ત્રણ અપૂર્ણ રહી ગઈ છે. એ કથાઓમાં તત્કાલીન મહારાષ્ટ્રીય સમાજનું આબેહૂબ વર્ણન તો છે જ, પણ સાથે જ લોકોએ કેવી રીતે વર્તવું જોઈએ એનું પણ દિગ્દર્શન છે. હરિભાઉએ પોતે જ કહ્યું હતું કે નવલકથાની શરૂઆતમાં વાસ્તવવાદી વર્ણન ભલે કરવું જોઈએ, પણ લોકોને વસ્તુસ્થિતિનો સચોટ ખ્યાલ આવી જાય ત્યાર પછી એમની આગળ આદર્શો મૂકવા જોઈએ. સ્ત્રીઓની ઉન્નતિ અને દેશનું કલ્યાણ એ હરિભાઉના આદર્શો હતા. એમણે એક નવલકથામાં બતાવેલા આદર્શને સત્ય સૃષ્ટિમાં ઊતરતો જોયો હતો. 'मी' ('હું')નો નાયક પ્રેમનો ત્યાગ કરી દેશસેવા ખાતર મઠની સ્થાપના કરે છે ગોખલેએ આ જ આદર્શ દૃષ્ટિ આગળ રાખી 'ભારતસેવકસમાજ' Servants of India Societyની સ્થાપના કરી હતી. એમની નવલકથાઓમાં અશ્લીલ કે બીભત્સ ભાવ કદી મળતો નથી અને બાળકથી વૃદ્ધ સુધી કોઈપણ સ્ત્રીપુરુષ એમની નવલકથાઓ વાંચી શકે છે એમના પર ડિકન્સની અસર સ્પષ્ટ દેખાય છે. સાપ્તાહિકમાં ક્રમશઃ પ્રકટ થતી નવલકથાઓમાં જે ક્ષતિઓ હોય તે એમાં છે જ; અને ડિકન્સમાં આવે છે તેમ આત્મચરિત્રના રૂપમાં નવલકથા લખવાની પદ્ધતિ—કોઈ વાર એક પાત્ર આવે અને કેટલાંક પ્રકરણ સુધી દૂબળી મારી જાય ને લેખક વાંચક એને ભૂલી જાય,—જેને અંગ્રેજીમાં *loose ends* કહી શકીએ તે—પણ છે; અને સાથે જ ડિકન્સની ટેવને શોભે તેવી વિશાળ સહાનુભૂતિ પણ હરિભાઉમાં દેખાય છે.

ઐતિહાસિક નવલકથાઓ એમણે અગિયાર લખી છે. એમાંની ત્રણ અપૂર્ણ છે. આ કથાઓમાં સ્કૉટ જોડે એમની સરખામણી સહેલાઈથી થઈ શકે છે લોકોને પોતાના ઉજ્જ્વલ ભૂતકાળ વિષે જ્ઞાન મળે તો તેઓ દિવ્ય ભવિષ્યકાળ નિર્માણ કરી શકે એમ હરિભાઉ માનતા. શિવાજીના સમયનું વર્ણન એમણે છ નવલકથાઓમાં કર્યું છે. પ્રાચીન ઇતિહાસની બે, મધ્યયુગની બે અને પેશ્વાઈની ત્રણ, એમ બાકીની કથાઓનું વર્ગીકરણ થઈ શકે. શિવકાલીન ઇતિહાસની નવલકથાઓ તો એટલી લોકપ્રિય થઈ ગઈ કે મહારાષ્ટ્રનો ઇતિહાસ નવલકથા દ્વારા લોકોને આપવાની પ્રેરણા બીજા લેખકોને એથી મળી આ ઉપરાંત હરિભાઉએ ઘણું લખ્યું છે: નવલિકાઓ, ચરિત્રો, નાટકો (સ્વતંત્ર અને શેક્સપીયર-મોલીએરના અનુવાદો), કાવ્યો, નિબંધો. એમનાં કેટલાંક ભાષણો પણ છપાયાં છે. એમની નવલકથાઓના અનુવાદ ભારતની ઘણી ભાષાઓમાં તેમ ગુજરાતીમાં પણ થયા છે.

દુકાળની પાર્શ્વભૂમિ પર લખાએલી તેમની 'કાળ તર મોઠા કઠીણ આલા' એ નવલકથાનું અંગ્રેજી ભાષાંતર 'ર ૧૫૭' નામથી ઇંગ્લંડની પ્રખ્યાત 'મેસર્સ કિગન પોલ ટ્રેન્ચ ટ્રુબનર કંપની'એ પ્રસિદ્ધ કર્યું છે આ નવલકથા ઉપર 'પાયોનિયર' પત્રે ખૂબ ક્રોધાગ્નિ વરસાવેલો. 'વજ્રાઘાત' નામની તેમની નવલકથા લખાતી હતી તે દરમિયાન જ તેમની પ્રિય પુત્રી શાન્તાનું મૃત્યુ થયું અને તેમના પર મોટો વજ્રાઘાત થયો આ દારુણ આઘાતથી તેમના મુખ પરથી હાસ્ય સદાને માટે ચાલ્યું ગયું. ત્યાર પછી તે એક પણ નવલકથા લખી શક્યા નહિ

તેમનું મોટા ભાગનું લેખન રાત્રે કે પરોઢિયે થએલું છે પણ તે નિયમિતરીતે કદી પણ થયું નથી. જ્યારે તેમની પ્રતિભા જાગૃત થતી અને પ્રેરણા મળતી ત્યારે તે પાનાં ને પાનાં બિલકુલ છેકછાક વિના લખી નાખતા. તે વખતે 'વાચમર્થોનુધાવતિ' એ કવિવચન તેમને માટે તદ્દન સત્ય હતું પણ જ્યારે પ્રેરણા ન હોય ત્યારે તેમની કલમમાંથી એકાદ અક્ષર પણ ઊતરતો નહિ. વજ્રાઘાતનું પ્રથમ પ્રકરણ તેમણે અત્યંત સુંદરરીતે લખ્યું છે. તે લખવા માટે તે પાંચ વખત બેઠેલા. પણ પાંચે વખત ૮ ૧૦ લીટીઓ લખીને કાગળો તેમણે ફાડી નાખેલા. છેવટે એક પરોઢિયે તેમણે તે સુંદર પ્રકરણ લખ્યું અને તેની આગળનાં પણ બે પ્રકરણો એક જ બેઠકે લખી નાખ્યાં. તેમણે ચારસાડત્રીસ નવલકથાઓ લખી, પણ પહેલાં આખી નવલકથા તો શું પણ અરધી યે લખી નાખી પછી છપાવવાની શરૂઆત કરી હોય એવું કદી જ બન્યું નથી. 'કરમણૂક'નો અંક નીકળવાને એકાદ બે દિવસની વાર હોય ત્યારે જ તે પછીનું પ્રકરણ લખવા બેસતા. પણ તે એવી તો કુશળતાથી તથા સુસંબદ્ધરીતે લખતા કે વાચકના મનની તે અદ્ભુતરીતે પક્કડ લેતું અને તે આતુર નયને આવતા અંકની વાટ જોતો બેસતો. આ રીતે પૂરાં અઠ્ઠાવીસ વર્ષ સુધી આ અભિજાત સાહિત્યકારે મરાઠી વાચકો ઉપર આશ્ચર્યકારક વશીકરણ કરેલું.

એક અંગ્રેજ લેખક લખે છે કે કોઈ વખત પ્રલય થાય અને આખી દુનિયા ડૂબી જાય, પણ સદ્ભાગ્યે ડિકન્સની નવલકથાઓ બચી જાય, તો નવી દુનિયાને સંસ્કૃતિના વારસાની જરૂર નથી ડિકન્સની નવલકથાઓમાં વાચકને એટલી માનવતા અને સહાનુભૂતિ દેખાય છે કે એના હૃદયને કેળવવા માટે બીજા કોઈ લેખકની જરૂર નથી. હરિભાઉની નવલકથાઓ માટે એ જ શબ્દો વાપરી શકાય એમની નવલકથાઓમાં—અને ડિકન્સની નવલકથાઓમાં પણ—ઘણી ક્ષતિઓ છે, છતાં પણ મહારાષ્ટ્ર આજે નવલકથાકારોમાં એમને અગ્ર અને એકલા જ ગણે છે એનું કારણ એમની સહાનુભૂતિ અને માનવતા. મહારાષ્ટ્રનું હૃદય હરિભાઉની નવલકથાઓમાં જેટલું દેખાય છે તેટલું આજકાલના કોઈપણ લોકપ્રિય લેખકમાં દેખાતું નથી, એમ બધા સ્વીકારે છે. એટલે નવલકથાકારોમાં હરિભાઉ મહારાષ્ટ્રના અદ્વિતીય પ્રતિનિધિ તો છે જ, પણ સાથે સાથે આધુનિક ભારતના ધુરંધરોમાં પણ એમનું સ્થાન ઊંચું છે.

વસન્ત જોષી

હરિભાઉની શ્રેષ્ઠ કૃતિઓ—સામાજિક : पण लक्षांत कोण घेतो ? (૧૮૯૦-૯૩); मी (૧૮૯૩-૯૫); यशवन्तराव खरे (૧૮૯૨-૧૮૯૫); भयंकर दिव्य (૧૯૦૧-૧૯૦૩); ऐतिहासिक: चंद्रगुप्त (૧૯૦૨ ૧૯૦૪); उषःकाल (૧૮૯૫-૯૭); गड आला पण सिंह गेला (૧૯૦૩), वज्राघात

(આ ચરિત્રલેખન માટે જરૂરી ગ્રંથો આપી કરેલી મદદ માટે લેખક 'કેસરી મરાઠા ગ્રંથશાલા, પુના'નો આભારી છે)



# મધુકરી



ચાળીસે કોટિ મુખોથી — એક મુખે બોલી રહો,
પૂર્ણ સ્વાતંત્ર્યનો આજે — મહા સૂર્ય ઝગી રહ્યો!
ચાલીસે કોટિ ફૂલોથી, — એક ગંધ વહી રહો,
ચાલીસે કોટિ કાયાથી — એક પ્રાણ બની રહો;
ચાલીસે કોટિ વાહિની — એક સિન્ધુ પ્રતિ વહો!
પૌરુષે પાંગર્યા પ્રેમે — એક ઘોષ ગુંજી રહો. —મોહિનીચન્દ્ર

## બ્રહ્મદેશના ઈન્કિલાબી નેતા સ્વ. આઉંગ સાન

લોક ટિળકના મૃત્યુના સમાચાર સાંભળીને હિંદની જનતાએ જે ભીષણ દુઃખાઘાત અનુભવ્યો હતો એવો જ ભીષણ આઘાત ગઈ તા. ૧૯ના રોજ થએલા બ્રહ્મદેશના લોકપ્રિય નેતા યુ આઉંગ સાનના ખૂનના સમાચાર સાંભળીને બ્રહ્મી જનતા આજે અનુભવી રહી છે. બ્રહ્મદેશના 'જવાહર' ગણાતા આઉંગ સાન ત્યાંની જનતાના એકમેવ લાડીલા નેતા હતા. બ્રહ્મદેશના ઇતિહાસમાં કોઈ પણ નેતાએ એમના જેટલી લોકપ્રિયતા મેળવી નહોતી.

માત્ર ૩૨ વર્ષ જેટલી નાની ઉંમરે બ્રહ્મી જનતાના આરાધ્ય દેવ બનનાર, બ્રહ્મદેશની સ્વાતંત્ર્યપ્રવૃત્તિના આ સમર્થ નેતાનો જન્મ ઈ. ૧૯૧૫માં મધ્ય બ્રહ્મદેશમાં યેનાન્ગ્યાંગ ગામે એક ખેડૂત કુટુંબમાં થયો હતો. બાળપણમાં ત્યાંની જ શાળામાં શિક્ષણ લીધા પછી ૧૮ વર્ષની વયે તે રંગૂન યુનિવર્સિટીમાં દાખલ થયા. પણ ત્યાં અભ્યાસમાં આગળ આવવાને બદલે તે જાહેર પ્રવૃત્તિમાં જ મોખરે રહ્યા. ૧૯૩૬માં કેળવણી ખાતાએ ઘડેલા અન્યાય કર્તા કેટલાક જોહુકમી કાયદાઓ સામે બ્રહ્મી વિદ્યાર્થીઓએ જે પ્રચંડ વિરોધ ઉઠાવેલો તેની નેતાગીરી ૨૧ વર્ષના દુબળાપાતળા દેખાતા પણ ચંચળ અને તેજસ્વી નયનોવાળા આઉંગ સાને જ લીધેલી: તેમની સરદારી હેઠળ સરઘસો નીકળ્યાં તેના પર લાઠીમાર થયો અને ગોળીઓ પણ વરસી. સરકારના આ દમનના જવાબ રૂપે આઉંગ સાને જે જબ્બર હડતાળ પડાવી તે શિસ્ત, સંપૂર્ણતા તથા દૃઢતા માટે અદ્ભુત અને અજોડ હતી. એ પ્રચંડ હડતાળ આગળ અંતે સત્તાવાળાઓને નમતું જોખવું પડ્યું અને વિદ્યાર્થીઓની માગણી માન્ય રાખવી પડી. ત્યારથી આઉંગ સાન વિદ્યાર્થીઓના માનીતા નેતા બની ગયા અને રંગૂન વિદ્યાર્થી સંઘના પ્રમુખ તરીકે ચુંટાયા.

રંગૂન યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા પછી તેમણે કાયદાનો અભ્યાસ કરી તેમાં પણ ઉપાધિ મેળવી લીધી અને કૉલેજનું શિક્ષણ પૂરું થયા પછી બ્રહ્મદેશને બ્રિટિશ નાગચૂડમાંથી છોડાવવાના દૃઢનિર્ધાર સાથે તે જાહેરજીવનમાં પડ્યા.

'એક ઇજિપ્તનો અપવાદ છોડી દઈએ તો બ્રહ્મદેશના વિદ્યાર્થીઓએ પોતાના દેશની રાષ્ટ્રીય ચળવળોમાં જેટલો પ્રભાવીતથા પ્રમુખ ભાગ લીધો છે તેટલો જગતના કોઈ પણ દેશના વિદ્યાર્થીઓએ લીધો નથી.' બ્રહ્મી વિદ્યાર્થીઓમાં આવી ઉગ્ર અને સર્વતોમુખી રાજકીય જાગૃતિ લાવવાનું સર્વ શ્રેય આઉંગ સાનને ફાળે જાય છે. જ્યારે બ્રહ્મદેશના રાજકીય ક્ષેત્રમાં વડીલ નેતાઓ સ્વાર્થપરાયણ તથા તકવાદી રાજકારણમાં મગ્ન હતા ત્યારે આઉંગ સાન તથા તેના જોડીદારોએ દેશભરમાં વિદ્યાર્થી સંઘો

### માસમાસનાં પંખી—૧૭—કાકડિયો કુંભાર

સીમ-ખેતરમાં બપોરની નીરવ શાંતિને ભેદતો અચાનક હુક...હુક...હુક એવો અવિરત ઉચ્ચ સ્વર ઘણીવાર સંભળાય છે, તે આ કાકડિયા કુંભારનો. એવી ખૂબીથી એ અવાજ કાઢે છે કે તમારી તદ્દન પાસેથી જ બોલતો હોય છતાં જાણે ઘણે દૂરથી આવતો હોય એમ લાગે. અને તે ક્યાં બેઠો છે તેનો પત્તો જ તમને ન લાગે. તેનો આ અવાજ કુમ્...કુમ્...કુમ્... એવો લાગતો હોવાથી સંસ્કૃતમાં તે 'કુમ્ભકાર કુક્કુટ' ('કુમ્ભ' અવાજ કરનારો કૂકડો) કહેવાયો અને તે પરથી ગુજરાતીમાં થયો 'કાકડિયો કુંભાર'.

દેખાવે એ લગભગ કાગડા જેવો ને જેવડો જ હોવાથી ઘણા એને જંગલી કાગડો કહે છે. પણ એ છે તો કોયલના વર્ગનું પંખી. વાદળી ઓપવાળા ચમકતા કાળા રંગની કાયા; તેમાં પાંખો અને ખભા લાકડાના લાલ (સુરખ) રંગના; આંખો લાલ; ચાંચ અને પગ કાળા; અને પગે પાયજામો પહેર્યા જેવા ઝભળીની ઝાંકઈ સાથળ ઢાંકતા પીછાં પૂંછડી કાળી અને લાંબી-પહોળી, તથા ચાલે ત્યારે વારંવાર ઊંચીનીચી થતી. હિંદનું જ વતની આ પંખી ગુજરાતની સીમોમાં તો ઠેરઠેર નજરે પડે છે; માત્ર દક્ષિણ ભારતમાં એનો વાસ નથી.

માણસના રહેઠાણ નજીક વસનારું છતાં સ્વભાવે બીકણ આ પંખી એના પગની વિશિષ્ટ રચનાને લીધે ચાલવામાં અત્યંત ચપળ હોવાથી જાળાંઝાંખરાંતમાં તરત લપાઈ જાય છે. પણ તેની પાંખો ટૂંકી ને ગોળ હોવાથી તેની ઊડવાની શક્તિ ઘણી ઓછી. તેનો ઘણોખરો વ્યવહાર જમીન પર જ ચાલે છે અને તીડ, જીવાત, ઉંદર, ગરોળી, વીંછી, સાપોલિયાં વગેરે તેનો ખોરાક. કોઈ વાડોના મૂળમાં જ તે બરકતું હોય છે. એના માળા પણ જમીનથી ઈસબાર હાથ ઊંચે ગાળી આવે. જુલાઈ-ઑગસ્ટમાં તે ઈંડાં મૂકે છે. ['બિનેચર' પરથી]



તથા યુવક સંઘો દ્વારા સ્વાતંત્ર્યસંગ્રામ માટે બ્રહ્મી જનતાનું સંગઠન કરવા 'ડોબામા એશિયોન' (હમારા બ્રહ્મદેશ) પક્ષ સ્થાપન કર્યો. આ પક્ષનું સૂત્ર, 'અમે જ બ્રહ્મદેશના માલીક (થાકીન) છીએ' એવું હોવાથી લોકોમાં તે પક્ષ 'થાકીન'ને નામે ઓળખાતો. વિદ્યાર્થીઓની આ ઉદ્દામ ચળવળના પ્રભાવને લીધે જ બીજું મહાયુદ્ધ શરૂ થતાંમાં બ્રહ્મી નેતાઓને સંપૂર્ણ સ્વરાજ્યની માગણી કરવી પડી. તે માગણી બ્રિટિશ સરકાર આગળ મૂકવા ૧૯૪૧માં તે વખતના મુખ્ય પ્રધાન યુ સો લંડન ગયા, પણ તેમની માગણી નામંજૂર કરીને અંગ્રેજ સરકારે તેમને કેદ કરી લીધા એ બીના સર્વશ્રુત છે.

યુ સોના પકડાયા બાદ બ્રહ્મી જનતા પોતાના નવા માનીતા નેતા આઉં સાનના માર્ગદર્શનની રાહ જોવા લાગી. બીજી બાજુ સરકારે પણ ક્રાંતિકારી વિચારસરણી ફેલાવતી 'થાકીન' સંસ્થાને કચડી નાખવાના તનતોડ પ્રયાસો કર્યા. આ વખતે 'થાકીન' પક્ષમાં પણ બે તડ પડ્યા. આઉં સાનનો પક્ષ એમ માનતો કે કોઈક પ્રબલ પરરાષ્ટ્રની સહાય વગર સ્વાતંત્ર્ય મેળવવું મુશ્કેલ હોવાથી, અને તે વખતની પરિસ્થિતિમાં તેવી મદદ જપાન પાસેથી જ મેળવી શકાય હોવાથી, જપાનની સહાય લઈ સ્વાતંત્ર્ય મેળવવું, બીજો કૉમ્યુનિસ્ટોનો પક્ષ આની વિરુદ્ધ હતો. આઉં સાને આ ધ્યેયપ્રાપ્તિ માટે એક નવી ક્રાંતિકારી સંસ્થા સ્થાપી આઝાદ-બ્રહ્મદેશ-સેના ઊભી કરી અને પોતે રંગૂનથી એકાએક અદૃશ્ય થઈ જપાન પહોંચી જઈને એ દેશના સહકારની ખાત્રી મેળવી. તથા ત્યાં ટોકિયોની લશ્કરી શાળામાં દાખલ થઈ તેમણે ઉચ્ચ કક્ષાની લશ્કરી તાલીમ લઈ 'મેજર જનરલ'નો હોદ્દો પ્રાપ્ત કર્યો.

પછી, નિશ્ચિત કર્યા પ્રમાણે આઉં સાને અંગ્રેજોને બ્રહ્મદેશમાંથી હાંકી કાઢવામાં આઝાદ-બ્રહ્મદેશ-સેના વડે જપાનને મદદ કરી. જપાને પણ બ્રહ્મદેશના વહીવટ માટે ડૉ. બા મૉના પ્રમુખપણા નીચે એક પ્રધાનમંડળની રચના કરી જેમાં આઉં સાન સંરક્ષણમંત્રી નીમાયા. પણ થોડા જ વખતમાં આઉં સાન તથા બા મૉને જણાઈ આવ્યું કે પોતાનું પ્રધાનમંડળ ખાલી પૂતળાં જેવું હતું અને ખરી સત્તા બધી જપાનીઓના હાથમાં હતી. એક પરદેશીને કાઢીને બીજાનો પગદંડો જમાવવા દેવાની તો આઉં સાનની જરાયે ઈચ્છા નહોતી, એટલે હવે તેમણે જપાનીઓને હાંકી કાઢવા માટે છૂપી તૈયારીઓ કરવા માંડી. અને દેશના સર્વ પક્ષોના સહકારથી 'ઍન્ટી ફાસિસ્ટ પીપલ્સ ફ્રીડમ લીગ'ની સ્થાપના કરી, જે બ્રહ્મદેશમાં 'ફાસાપાલા'ના ટૂંકા નામે ઓળખાય છે. આ લીગને આશ્રયે તેમણે 'બર્મા રેવોલ્યુશનરી ફોર્સ' નામનું ૫૦ હજારનું ગેરિલા દળ ઊભું કર્યું અને મિત્રરાજ્યોની લશ્કરી મદદથી ૧૯૪૫માં જપાનીઓને બ્રહ્મદેશમાંથી હાંકી કાઢ્યા.

અત્યાર સુધી 'ફાસાપાલા'નું કાર્ય જે છૂપી રીતે ચાલતું હતું તે હવે જાહેર રીતે થવા લાગ્યું. આ પક્ષ આખા દેશમાં સર્વથી પ્રબલ છે. બ્રહ્મદેશભરમાં જાળની માફક તે પથરાએલો છે અને આજે તેના દસ લાખ પ્રાથમિક સભાસદો છે. આઉં સાન આ પક્ષના બિનહરીફ નેતા ચૂંટાયા હતા. જપાન સામે લડવા સ્થપાએલું ગેરિલા દળ આ પક્ષનું આજે સ્વયંસેવક દળ છે અને તે પીપલ્સ વૉલંટિયર ઑર્ગેનાઇઝેશન (પી.વી.ઓ.) કહેવાય છે. એ દળ આજે પાંચ લાખનું કહેવાય છે અને તે સંપૂર્ણરીતે શસ્ત્રસજ્જ છે. આઉં સાન આ દળના 'સુપ્રીમ કમાંડર' (બોજ્યો) હતા.

જપાનના પરાજય પછી ફરી જ્યારે બ્રહ્મદેશનો રાજ્યવહીવટ શરૂ થયો ત્યારે આઉં સાને હિંદની મંત્રીમિશન યોજનાની માફક જ બ્રહ્મદેશને અધિકારો આપવાની માગણી કરી. પણ તે વખતના ગવર્નર મિ. ડૉર્મેન સ્મિથે તે માગણીને ધુત્કારી કાઢી અને 'ફાસાપાલા' સિવાયના પક્ષોનું પ્રધાનમંડળ નીમ્યું. આથી નારાજ બ્રહ્મદેશમાં એવી તો વ્યાપક હડતાળ પડી કે આખું રાજ્યતંત્ર તૂટી જવાની બીક ઉત્પન્ન થઈ. આથી ગવર્નરને પોતાનું પૂતળાં પ્રધાનમંડળ બરખાસ્ત કરી આઉં સાનને નવું પ્રધાનમંડળ રચવા આમંત્રણ આપવું પડ્યું. આઉં સાને પ્રધાનપદાં ગ્રહણ તો કર્યાં, પણ તેમનું ધ્યેય તો હમેશાં મુકમ્મિલ આઝાદીનું જ હોવાથી તેમણે હિંદની માફક બ્રહ્મદેશને માટે લોકસભા નીમવાની તથા ૧૯૪૮ની શરૂઆત સુધીમાં બ્રહ્મદેશને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાની બ્રિટિશ સરકાર આગળ માગણી મૂકી. આથી બ્રહ્મદેશના સ્વાતંત્ર્ય બાબત વાટાઘાટો કરવા તેમને લંડન બોલાવવામાં આવ્યા. લંડન જતાં પહેલાં આઉં સાન પંડિત જવાહરલાલ નેહરુને મળીને તેમની સલાહ લઈ ગએલા.

લંડનના પોતાના નિવાસ દરમ્યાન ૩૨ વર્ષના આ જુવાન દરિયા નેતાએ ત્યાંના મુત્સદીઓ ઉપર જબ્બર અસર પાડી દીધી અને બ્રિટિશ પ્રધાનમંડળ સાથે વાટાઘાટો કર્યા પછી તે બંને પક્ષે માન્ય એવી સમજૂતી ઉપર આવ્યા, જે કંઈક અંશે હિંદના જેવી જ હતી. બ્રહ્મદેશ પાછા ફરીને તેમણે 'ફાસાપાલા' પક્ષની બેઠક બોલાવી બ્રિટન સાથે થએલી સમજૂતી વિગતવાર રજૂ કરી. 'ફાસાપાલા'એ તેમણે કરેલા સમાધાનનો ઉત્સાહથી સ્વીકાર કરી લીધો. માત્ર બ્રહ્મી કૉમ્યુનિસ્ટ પક્ષે તેનો જબ્બર વિરોધ કર્યો ને તે પક્ષના નેતા યુ સોએ આઉં સાનની વચગાળાની સરકારમાંથી રાજીનામું આપી દીધું. યુ સો આઉં સાનની નીતિના કટ્ટર વિરોધી હતા. (આઉં સાનના ખૂન માટે ગિરફતાર કરવામાં આવેલાઓમાં યુ સોનો પણ સમાવેશ થાય છે.)

બ્રિટન સાથે થએલા કરારો મુજબ લોકસભા માટે જે ચૂંટણીઓ થઈ તેમાં આઉં સાનની 'ફાસાપાલા' જ જબ્બર બહુમતીમાં ચૂંટાઈ આવી. આ લોકસભામાં બ્રહ્મદેશનું ભાવિ ઘડવાનું કાર્ય ચાલતું હતું તેવા અગત્યના સમયે બ્રહ્મદેશના એ પ્યારા લોકનેતાનું કરપીણ ખૂન થયું. આઉં સાનના પ્રમુખપણા નીચે વચગાળાની સરકારના પ્રધાનમંડળની બેઠક ચાલતી હતી તે વખતે કેટલાક હુમલાખોરો સ્ટેનગન સાથે ત્યાં ઘુસી ગયા અને ગોળીબાર કરી આઉં સાન તથા બીજા ૭ પ્રધાનોનાં ઘાતકીરીતે ખૂન કરી પલાયન કરી ગયા.

રાજકીય દૃષ્ટિએ તદ્દન પછાત એવા બ્રહ્મદેશને સ્વાતંત્ર્યના ઉંબર પર લાવી મૂકવાનું અદ્વિતીય કાર્ય કરનાર ૩૨ વર્ષના એ યુવાન નેતા આગળ જમાનાના ખાધેલ ભલભલા પીઢ નેતાઓ ફિક્કા પડી જતા. તેમની સ્વાતંત્ર્યની તમન્ના, લડાયક જુસ્સો, સમતોલ બુદ્ધિ, લશ્કરી મિજાજ અને રાજકીય પરિસ્થિતિનું સચોટ જ્ઞાન વગેરે અનેક ગુણોને કારણે તે બ્રહ્મદેશના અજોડ નેતા બની રહેલા અને બ્રહ્મી પ્રજા ઉપર તેમનું એટલું તો પ્રભુત્વ હતું કે તેમની નેતાગીરી નીચે પ્રજા ખુલ્લા મોતના માર્ગે ઉપર પણ ચાલવાને તૈયાર થાય. રંગૂનના રાજમાર્ગ ઉપરથી જ્યારે તેમનું શબ પસાર થયું ત્યારે આમ જનતાની જ નહિ પણ પથ્થર હૃદયના લશ્કરીઓની આંખમાંથી પણ ચોધાર આંસુ વહેવા માંડેલાં એ જ તેમની નિરસીમ લોકપ્રિયતાનો પુરાવો છે. ઘણાને ખબર નહિ હોય કે આઉં સાન એક બ્રહ્મી મુસલમાન હતા; પણ તેમણે પોતાના ધર્મને રાજકીય પ્રવૃત્તિમાં કદી પણ આડે આવવા દીધો નથી

બ્રહ્મદેશને સ્વાતંત્ર્યના દ્વાર સુધી વળાવી જનાર આ બહાદુર નેતાના ખૂનથી માત્ર બ્રહ્મી જનતાએ જ નહિ પણ આખા જગતે આઘાત અનુભવ્યો છે. સ્વાતંત્ર્યસિદ્ધિની મહત્ત્વની પળોએ ત્યાંના આ સમર્થ નેતાના મૃત્યુથી બ્રહ્મદેશને ન પુરાય તેવી ખોટ પડી છે.

(ઑગસ્ટ ૧૯૪૭)

## મહા નદી પર બંધાનારો વિરાટ બંધ
### હીરાકુંડ

ગયા અંકમાં વર્ણવેલા હિંદની નદીઓ ઉપર બંધાનારા વિરાટ જળબંધો પૈકી ઓરિસ્સાની મહા નદી ઉપરનો 'હીરાકુંડ બંધ'ની યોજના અંગેની જે માહિતી હમણાં હિંદની સરકારે બહાર પાડી છે તેમાં વર્તમાન ઓરિસ્સાને રશિયાના નીપર નદીના બંધની રચના કર્યા પહેલાંના યુક્રેન પ્રાંત સાથે સરખાવીને જણાવ્યું છે કે એ જંગી બંધની રચના બાદ ઓરિસ્સાનો આજે દારિદ્રમય અને એનીમાં તદ્દન પછાત રહેલો પ્રાંત મબલખ પાક, મોંઘી ખનિજ સંપત્તિનાં ઔદ્યોગિક કારખાનાં તથા મહત્ત્વના જળમાર્ગોવાળો એક સમૃદ્ધ વિસ્તાર બની જશે.




મહા નદીનાં, વેગભર્યાં પાણીનો એ સંચય બે કરોડ એકર જેટલી જમીનને ખેતી માટે પાણી પૂરું પાડશે અને ૪૦ લાખ કીલોવૉટ વિદ્યુત-શક્તિ ઉત્પન્ન કરશે, જે ટેનેસી વૅલી ઉપરના ૨૬ બંધ દ્વારા ઉપન્નવવામાં આવતી કુલ વીજળિક શક્તિ કરતાં બમણી થાય છે. વળી વહાણ વ્યવહાર ચલાવી શકાય તેવો, મધ્ય પ્રાંતની સીમાથી માંડી છેક દરિયાકિનારા સુધીનો ૩૮૦ માઈલ લાંબો જળમાર્ગપૂરો પાડશે અને લગભગ ૬૦ લાખ ટન માલની હેરફેર કરી શકે તે રીતનું ઊંડાં પાણીવાળું બંદર ઓરિસ્સામાં ચાંદબલી કે ધમ્રાખોતે વિકસાવી શકાશે. (કલકત્તાના બંદરમાં યુદ્ધ પહેલાંનાં વર્ષોમાં માલની વાર્ષિક હેરફેર લગભગ એક કરોડ ટન થતી હતી.) ઉપરાંત, દરિયાઇ વિમાનો માટેનાં ગયકો તરીકે કામ આપે તથા મત્સ્ય-ઉછેર અને આનંદ વિહાર વગેરે માટે પયોગી એવાં મોટાં સરોવરો રચાશે.

મહા નદીના પ્રદેશના સર્વતોમુખી વિકાસની આ યોજના ત્રણ એકમોની બનેલી છે: હીરાકુંડ-બંધ યોજના, ટીકરપરા-બંધ યોજના અને નારજ-બંધ યોજના. પ્રત્યેક બંધની પોતાની નહેર-વ્યવસ્થા તથા વિદ્યુત-ઉત્પાદન મથકો એટલાં સમર્થ હશે કે બીજા બેની રચના કરવામાં ન આવે તો પણ એ પ્રદેશવ્યાપી યોજનાનો સળંગ ભાગ બનવાની શક્તિ ધરાવે છે. પ્રથમ હીરા-કુંડ બંધની રચના હાથ લેવાશે. મહા નદીના ઉપરવાસ પ્રદેશ પર સંબલપુર શહેરની ઉપરના ભાગમાં ૯ માઇલે એ બંધની ઘાટ તથા રચના માટેની જરૂરીઆતો સૌથી સરળ છે. એ સૌથી વહેલી તકે તેના ફાયદા આપશે અને નાણાંકીય રીતે એ સંપૂર્ણરીતે સ્વાવલંબી હશે. તેની લંબાઈ નદીના મૂળ પ્રવાહ પર ત્રણ માઇલની હશે, બંને કાંઠા પરની તેની દીવાલો ૧૭ માઇલ લાંબી હશે અને વધુમાં વધુ ઊંડાઈ ૧૫૦ ફૂટની હશે. એમાં થનાર જળ-સમુચ્ચય ૧ ૩૫,૦૦૦ એકર જમીન પર થશે અને તેની સપાટી દરિયાની સપાટી કરતાં ૬૨૫ ફૂટ જેટલે થશે. તેમાંથી ઉત્પન્ન થતી વીજળી ૧૩૨ કીલોવૉટ ટ્રાન્સમીશન લાઇનો દ્વારા છેક કટક ને જમશેદપુર સુધી આપી શકાશે અને પાછળથી મુચકુન્દ પાવર સ્ટેશનને પણ જોડી દેવામાં આવશે.

કુલ ૪૭-૮૧ કરોડ રૂપિયાને ખર્ચે બંધાનારા આ બંધમાંથી લગભગ ૩,૦૦,૦૦૦ કીલોવૉટ સસ્તી વીજળી ઉત્પન્ન થશે જે વડે સંબલપુરની આસપાસ એક ઔદ્યોગિક નગર વસાવી શકાશે. આ વિસ્તારની નજદીકમાં જ કોલસા, લોઢું, ચૂનાપત્થર, બૉકસાઇટ, લાકડું, ઘાસ વગેરે કાચાં દ્રવ્યો સહેલાઇથી પ્રાપ્ત થઈ શકે તેમ હોવાથી ત્યાં સીમેન્ટ, લોઢું, પોલાદ, ઍલ્યુમીનિયમ, કાગળ, લોહમિશ્રિત ધાતુઓ, કાપડ, ખાંડ, કપાસ, ખાતર, દવાદારૂ અને અન્ય દ્રવ્યો ઉત્પન્ન કરવાનાં કારખાનાં ચાલુ કરી શકાશે.

આજની છીછરી મહા નદી વહાણ-વ્યવહારને લાયક બનશે ને દરિયાના મુખથી તે હાલાખ સુધી ૬૦૦ થી ૮૦૦ ટનની બોટો હરીફરી શકશે; તથા તેના અનુસંધાનમાં કટક, દશપુર, સોપુરોતપુર, કાન્તીલો, નવપારા, સાનીઆ, ટીકરપરા, કાઈન્તરાગઢ, બૌધ, બાકન્સુની, સોનપુર અને બિન્કા આગળ આંતરદેશીય બંદરો ખીલવી શકાય એમ છે. ચદબલી અને ધમ્રા આગળ તો ઊંડો દરિયો ધરાવતાં મોટાં બંદરો ખીલવી શકાય એમ છે અને ટીકરપરા અથવા નારાજ આગળના બાકીના બે બંધો પૈકી એક બંધ બાંધવામાં આવે ત્યાર પછી તો આ અનુકૂળતાઓનો પૂર્ણવિકાસ સાધી શકાશે.

### ફાયર બ્લૅન્કેટ

કાચના કાપડમાંથી બનાવવામાં આવેલું અગ્નિ સામેનું આ નવું સાધન ખરેખર એક ઉપયોગી ચીજ છે. તેની લંબાઈ ૬૦થી૮૦ ઇંચ હોય છે. અને તેમાં કાચના કાપડની બંને બાજુએ સિન્થેટિક રબ્બરનું પડ ચડાવેલું હોય છે. આ બ્લૅંકેટ (ધાબળા)ને અગ્નિની, ગરમીની કે કોઈ રસાયણોની પણ અસર થતી નથી. ગરમી કે ઠંડી ઋતુની તથા ફૂગીની અસરથી પણ તે મુક્ત છે. એ મોટી હૉટેલો, લૅબોરેટરીઓ વગેરે સ્થળોએ આ સાધન ઉપયોગી છે. કદાચ કોઈ માણસનાં કપડાં સળગી ઊઠયાં હોય તો તેને આ બ્લૅંકેટમાં વીંટી લેવાથી તેને બચાવી શકાય છે. સળગતાં મકાનોમાં ભડકે બળતી જગ્યામાં પણ સલામત રીતે પહોંચવા માટે આ ધાબળો કામયાબ સાબિત થઈ ચૂક્યો છે.

—લલિત ભટ્ટ

સુલતાન આદિલશાહે શિવાજીને વિજાપુર નોતર્યા ત્યારે વિજાપુરમાં ગોવધ ન થાય એ શરતે તે ત્યાં ગયેલા. ત્યાં તેમણે વિજાપુરની બજારમાં એક કસાઈને ગોવધ કરતાં જોયો. લાગલા જ શિવાજીએ તલવાર કાઢી કસાઈનો હાથ કાપી નાખ્યો. આદિલશાહે આ સાંભળતાં શિવાજીને અભિનંદન આપ્યાં.

કહેવતોના અર્થઃ 'પાઘડીનો વળ છેડે આવશે'—કોઈપણ બાબતને માટે નિરર્થક કલ્પનાઓ કરવા પાછળ વખત ન બગાડતાં, અથવા ખોટી ગુંચવણોમાં ઊંચાઈ ન જતાં ધીરજથી પરિણામ માટે રાહ જોવાનો બોધ કરતી આ કહેવતનું રૂપક સ્પષ્ટ જ છે કે પાઘડીનો વળ સામાન્યરીતે જે સ્થળે દેખાય છે તેના કરતાં ટેકરી જેવા છેક છેડાના ભાગમાં તે એક સામટો જણાય છે ત્યારે જ તેનો ખરો ખ્યાલ આવે છે; તે જ રીતે કોઈ પોતાની યોજનાઓ માટે અડાશ હાંકતો હોય અગર ખ્યાલી સ્વપ્નોમાં રાચતો હોય તેને વસ્તુસ્થિતિનું ભાન તેનું દશ્ય પરિણામ આવ્યે જ થાય છે એને મળતી બીજી કહેવતોઃ 'વાજશું, ગાજશું માંડવે આવશે'; 'રડતું રડતું આપ્રકું ગોળ થશે;' 'સૂરજ છાબડે ઢાંક્યો નહિ રહે'; 'ચંદ્ર બીજનો નહિ તો ત્રીજનો દેખાશે'; વગેરે.

અનેકાર્થી શબ્દઃ રસઃ દ્રવ અથવા પ્રવાહી પદાર્થ; જીભથી માલૂમ પડતો સ્વાદ; શરીરની સાત ધાતુઓમાંની પહેલી ધાતુ;—અન્ન જેમાં રૂપાંતર પામે છે તે; કાવ્ય કે નાટક જોવા સાંભળવાથી ભાવનો ઉદ્રેક થવાથી મનમાં જે આનંદ થાય છે તે; પ્રીતિ કે ઉમંગ; સરસાઈ ચાટેલો સરાત; સાર અથવા સત્ત્વ; વનસ્પતિ કે ફળનો પ્રવાહી; પારો; પારા વગેરે ધાતુઓની ભસ્મ.

ગણિત-ગમ્મતઃ જેના પાસપાસેના અંકોનો સરવાળો ૯ કે ૯થી ઓછો હોય તેવી, ગમે તેટલા અંકોની સંખ્યાવાળી કોઈ પણ રકમને ૧૧ વડે ગુણી, જે આવે તેનો ઊલટાવી ૧૧ વડે ભાગવાથી મૂળ રકમની ઊંધી રકમ આવશે. દા. ત. ૧૫૪૩×૧૧=૧૬૯૭૩ • ૩૭૯૬૧÷૧૧=૩૪૫૧. —નીતમ વખારિયા

'ઘણી' જ જહેમતભરી ગણતરી પછી પૃથ્વીનું વજન ૫૮૮,૫૧૬,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ટન નક્કી કરવામાં આવ્યું છે.



સિક્કાઓમાં અવનવા પ્રકારો સર્જવા માટે પઠાણ વંશનો મુહમ્મદ તઘલખ તો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેણે એક વાર રૂપા સોનાના સિક્કાને બદલે પિત્તળના સિક્કા પણ કાઢેલા, જેનો નમૂનો ઉપર આપ્યો છે. તેના પર તેનું મૂલ્ય દર્શાવતું લખાણ છે ને પોતાની પ્રજાને બોધતું કુરાનનું વચન કોતર્યું છે કે 'રાજાજ્ઞાને માનવી તે ઈશ્વરજ્ઞાને માનવા બરાબર છે.' પરંતુ તેના આ સિક્કા નિષ્ફળ ગયેલા.



## આપણી સમૃદ્ધિ

મૅંગેનીઝ ધાતુનો મોટામાં મોટો જથ્થો હિંદમાં છે. દુનિયાના અબરખના જથ્થાનો પોણો ભાગ હિંદ ધરાવે છે; અને લોખંડની કાચી ધાતુનો દુનિયાનો મોટામાં મોટો ભંડોળ પણ હિંદ જ ધરાવે છે. હિંદની ધરતીના પેટાળમાં ૬૦૦,૦૦,૦૦૦ (છ કરોડ) ટન કોલસો, ક્રોમિયમ અને ઍલ્યુમીનિયમની કાચી ધાતુના સમૃદ્ધ ભંડાર ભર્યા છે. જગતને ઇલ્મેનાઇટ, મૅનેઝાઇટ અને ઝિર્કન ધાતુઓ મેળવવાનું મુખ્ય સ્થાન પણ હિંદ જ છે.

દુનિયાભરમાં ખાંડ, તેલી બીઆં, તમાકુ અને શણનાં પણ મોટામાં મોટી ઉત્પન્ન હિંદમાં જ થાય છે લાખ અને લાખમાંથી ઉત્પન્ન થતી ચીજોનો જગતભરનો ઈજારો આજે હિંદ ધરાવે છે. આખી દુનિયાની શણની કુલ ઉપજનો ૯૯ ટકા ભાગ હિંદમાં જ પેદા થાય છે. રૂની પેદાશમાં હિંદ જગતભરમાં બીજે નંબરે આવે છે જગતની ચામડાંની નિપજનો ત્રીજો ભાગ હિંદ ધરાવે છે. બ્રિટિશ કૉમનવેલ્થનું મોટામાં મોટું પોલાદનું કારખાનું—જમશેદપુરનું તાતાનું—હિંદ જ ધરાવે છે. દુનિયાનાં ઢોરની વસતિના ત્રીજા ભાગ જેટલી ગાયો હિંદમાં છે. અને દર દસ અંગ્રેજે બે અંગ્રેજો હિંદ પર આધાર રાખે છે. અને છતાં આજે આપણે ક્યાં ઊભા છીએ?



કલાકારીગરીઃ ઈ. સ. પૂર્વેના ચોથા કે પાંચમા સૈકાનો ઈરાનનો સોનાનો બાજુબંધ, જેની રચના, પાંખ ચાંચ અને શીંગડાવાળા એક અપરૂપ પ્રાણીના ડિઝાઈન વડે કરેલી છે. (લંડન વિક્ટોરિયા-આલ્બર્ટ મ્યુઝિયમમાં)

દાદરઉપરથી નીચે ઊતરવું આપણને ઓછી મહેનતવાળું લાગે છે, પણ ખરું જોતાં તે ઘણો થાક લાગે એવી પ્રવૃત્તિ છે. સાધારણ ઝડપથી સપાટ જમીન પર ચાલીએ તેના કરતાં તેમાં આઠ ટકા વધારે મહેનત પડે છે.

જગતમાં સૌથી મોટા કદનું ચિત્ર વેનિસમાં ચિત્રકાર 'ટિન્ટોરેટો' (Tintoretto)નું 'સ્વર્ગ' નામનું છે. તે ૮૨ ફૂટ લાંબું ને ૩૩ ફૂટ ઊંચું છે બીજું પણ 'સ્વર્ગ' નામનું મોટું ચિત્ર પારીસમાં આવેલું છે. તેમાં ૬૦૦ આકૃતિઓ છે જે દરેક માનવકદથી ત્રણ ગણી મોટી છે. મ્યૂનિચમાં આવેલું પીટર કૉર્નેલિયસનું 'છેલ્લો ચુકાદો' નામનું ચિત્ર ૫૯ ફૂટ ઊંચું છે.

રશિયાની ૨૦ કરોડ જનતાનો મુખ્ય પ્રધાન ને સરમુખત્યાર સ્ટાલીન માત્ર ૧૦૦૦ રૂબલ એટલે ૪૫૦ રૂપિયા પગાર લે છે અને રહે ત્રણ ઓરડીમાં રહે છે. જાપાનના મુખ્ય પ્રધાન ને સેનાપતિ અત્રે ૫૦૦૦ જ રૂપિયા પગાર લે છે.

૧૯૪૬ની સાલમાં મુંબાઈની કાપડની મિલોમાં હડતાળને લીધે કુલ ૧૯૮૨૭૪૩૯૮ વાર કાપડ ઓછું ઉત્પન્ન થયું. માણસ દીઠ ૨૦ વાર કાપડની ગણતરીએ ૫૦ લાખ માણસોના કાપડનું હિંદને નુકસાન થયું.

પ્રાઇમસ ઓલવી નાખ્યા પછી તેમાં પીનને ભરાવી રાખવાથી તેને ફરી સળગાવતી વખતે પીન મારવી પડશે નહિ અને પ્રાઇમસનું આયુષ્ય વધશે.

જગતનો પહોળામાં પહોળો રસ્તો દક્ષિણ અમેરિકામાં બ્યૂએનો આયર્સમાં છે—૬૦૦ ફૂટની પહોળાઈનો!

૮ મું
અઠવાડિયું

# આઝાદી
કોને ન ગમે ?



**શ્રી જયપ્રકાશ નારાયણ કહે છે:-**

'સિન્દૂર' જોઈને મને ઘણી જ ખુશી ઉપજી છે.

'સિન્દૂર'ની અભિનયકલા અને ચિત્રની કારીગરી જોઈને મને સાનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું હતું.

'સિન્દૂર' જે સામાજિક હેતુ પાર પાડવા માગે છે તે સાથે હું સર્વથા સંમત છું અને મને ઉમેદ છે કે હિન્દુ સમાજનું એક ગંભીર અનિષ્ટ મિટાવવાનો અને હિન્દી ચિત્ર તરફની દૃષ્ટિ બદલવા 'સિન્દૂર' સરસ ફાળો આપશે.

આજની આઝાદીની
ઉષાએ....

## સ્ત્રી

યુગજૂની શૃંખલા
તોડવાનો નિર્ણય
કરશે ?

અને તે દિવસે
સમાજને માટે
સોનાનો સૂરજ
ઊગશે:

સ્ત્રી-સ્વાતંત્ર્યનો આદેશ આપતું
ફિલ્મિસ્તાનનું અણમોલું સર્જન

# સિંદૂર

પાત્રો—
શમીમ ... કિશોર, શાહુ ... પારો

## એલ. એન. ટૉકીઝ

ઘીકાંટા રોડ—અમદાવાદ — ટે. નં. ૨૨૦૨

રોજ
૩—૫ાા—૮—૧૦ાા



અમૂલ્ય દાંત!
વર્ષો પછીએ તમારા
સોહામણા રહેશે?




Gibbs
S.R.
FOR TEETH AND GUMS



# ચરખાની શોધ

**તકલીથી** રૂ કાંતવાની રીત એ સૌથી જુની જાણમાં આવેલી પદ્ધતિ છે. આ ઇસવી સન પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલાંથી ચાલતી આવેલી છે, અને આજે પણ હિંદમાં બહોળા પ્રમાણમાં પ્રચલીત રહી છે. માનો કે ન માનો આજે યંત્રથી ચાલતી બધીજ કાંતણની રીતો એજ સિધ્ધાંતને અનુસરે છે, અને તારની ફુમરીને નિયમીત કરતી તકલીને કોઇ સપાટી અગર પાયા ઉપર સ્થિર રાખે છે.

**ચરખો** કે જે જાણમાં આવેલું કાંતવાનું સૌથી જુનું ચક્ર છે, તે ૨૦૦૦ વર્ષ પહેલાં હિંદમાં પહેલી વાર વપરાવા લાગ્યો, તે વખતની મહેનત બચાવવાની એ એક નોંધપાત્ર શોધ હતી. અને જે હાથ-કાંતણની રીત ઉપર તેણે સરસાઈ મેળવી લીધી તેના કરતાં લગભગ આઠગણી ઉત્પાદન શક્તિ વધારી દીધી !



૧૮૮૯ માં સ્થપાએલી કેલીકો મીલ્સ હિંદની એકમ તરીકે સૌથી મોટી મીલ છે. અને જ્યુબિલી મીલ્સ સાથે તે દરરોજ ૧.૭૫,૦૦૦ વાર ઉપરાંત કાપડ ઉત્પન્ન કરે છે. આજે, પહેલાં કરતાં પણ વિશેષ. તેણે કરી આપેલી સગવડો રાષ્ટ્રના કાપડની તંગીને પહોંચી વળવાના પ્રયત્નોમાં મદદ કરે છે.

સાડી, ધોતી. મલમલ, છીંટ, મચ્છરદાની,

શીવણના દોરા, સુશોભનનું કાપડ.

# કેલીકો મીલ્સ

રાષ્ટ્રને પગભર રાખવા માટે પણ

SHILPI CA 3 Guj

મેનેજીંગ એજન્ટસ. કરમચંદ પ્રેમચંદ લીમીટેડ. પો. બો. નં. ૨૮ અમદાવાદ.



ચિત્રકાર · છગનલાલ જાદવ

**નાવલી નદીને તીરે** (કાઠિયાવાડમાં સાવરકુંડલા ગામે આવેલી એ નદીનું દૃશ્ય)

આ નદીના લાંબા વહેણના ફોટોગ્રાફ સાથે તેને વિષેની અજબ હકીકતનો પરિચય આ અંકના પાછલા પૂંઠાની અંદરની ચિત્રપ્લેટ ઉપર જુઓ




**ચિત્રો**



**કાવ્યો**



**ચરિત્ર**



**વાર્તા**



**લેખો**



**વિભાગો તથા પ્રકીર્ણ**




કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત.
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭; પરદેશમાં રૂ ૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ, છુટક નકલના બાર આના

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ કંપની,
મૉડેલ ટૉકીઝ સામે, ગાંધીરોડ, અમદાવાદ.

## કાનનદેવી લક્સ ટૉયલેટ સાબુવડે તેની ત્વચાને
## સ્વચ્છ અને લાવણ્યમયી રાખે છે...



આ લોકપ્રિય સંગીતકારીણી અભિનેત્રી તેની સ્વચ્છ, મુલાયમ ત્વચાને મહામૂલી લેખે છે. અને તેથીજ તે હંમેશા તેની શ્રેષ્ઠ સંભાળ રાખે છે. તે જાણે છે કે ચિરસ્થાયી, ત્વચા–સૌંદર્ય નિયમિત સૌંદર્ય–માવજતથીજ પ્રાપ્ય છે. આજ કારણથી કાનનદેવી નિરંતર લક્સ ટૉયલેટ સાબુ વાપરે છે. તમારે પણ આ શુધ્ધ, શ્વેત સાબુ વાપરવો જોઇએ. તમે જોશો કે તેનું સુવાસિત, ક્રિયાશીલ ફીણ તમારી ત્વચાને મુલાયમ, લાલિત્યભરી અને નિષ્કલંક રાખે છે.

કાનનદેવીની પાયોનીયર પ્રોડક્શન્સ ચિત્ર 'ચંદ્રશેખર' માંની તાજેતરની ભૂમિકા તેના પુરાણા પ્રશંસકોને હર્ષાતુર કરશે તેમજ નવીન પ્રશંસક-વૃંદનો પ્રેમ સંપાદન કરશે.




### લક્સ ટૉયલેટ સાબુ
ચિત્ર–અભિનેત્રીઓનો સૌંદર્ય–સાબુ!

LTS. 163-50-40 GJ

LEVER BROTHERS (INDIA) LIMITED

# WHO CARES?

Favre Leuba & Co Ltd
Hornby Road
Bombay

# કોને પરવા છે?

પ્રશંસા કે ઠપકા વિષે ઠંડી બેફિકરાઇ રાખનારા લોકોમાંના અમે નથી. ઘડિયાળ બનાવવાની અપ્રતિમ કારીગીરી માટે પ્રખ્યાત એવા સ્વિટ્ઝર્લૅન્ડની ઉત્તમોત્તમ ઘડિયાળો હિંદને પૂરી પાડવાનો અમે સંકલ્પ કરેલો હોવાથી અમારા અસંખ્ય ગ્રાહકો તરફથી તેમને થએલા અસામાન્ય સંતોષના પ્રતીક રૂપ કાગળો મેળવતાં અમને હંમેશ ઘણો આનંદ થાય છે. વર્ષોથી—અને હિંદમાં અમારી કંપનીની સ્થાપના બાદ સો કરતાં યે વધારે વર્ષ વીતી ગએલાં અમે જોયાં છે.—આવા પ્રશંસાના પત્રો અમને નિયમિત રીતે મળતા જ રહેલા છે. અમે તે મોંઘા ગણીને સંગ્રહી રાખીએ છીએ; કારણ અમારું ધ્યેય માત્ર વેચાણ કરવાનું નથી, પરંતુ વેચાણ અને મૈત્રી બંને સંપાદન કરવાનું પણ છે.

ફાવર-લ્યુબા ઍન્ડ કં. લિ., મુંબાઈ અને કલકત્તા






# વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ

VWR. 21-23 GJ

VINOLIA COMPANY LIMITED, LONDON, ENGLAND

'કુમાર'ના છેલ્લા ૮ અંકોમાં વિટામિન વિષે વિસ્તૃત માહિતી આવી ગઈ છે. તે સમગ્ર માહિતીને સ્પષ્ટ રીતે આવરી લેતો કોઠો અહીં આપ્યો છે, તેના પર ઝડપી નજર ફેરવનારને પણ કયા પદાર્થમાં કયું વિટામિન કેટલા પ્રમાણમાં આવેલું છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે.

## વિટામિનનો કોઠો

| પદાર્થ | એ | બી-૧ | બી-૨ | સી | ડી | ઈ | કે | પી |
|---|---|---|---|---|---|---|---|---|
| દૂધ | oo | o | oo | o | oo | o | | |
| માખણ | ooo | | | | oo | o | | |
| ઘી | oo | | o | | ooo | o | | |
| કૉડલિવર ઑઈલ | oooo | | | | oooo | | | |
| ઈંડાં | oo | oo | ooo | | o | | | |
| ઘઉં | × | ooo | o | | | | | |
| ચોખા | × | o | × | | | | | |
| બાજરી | | oo | × | | | | | |
| જવ | × | oo | × | | | | | |
| મકાઈ | oo | oo | × | | | | | |
| તુવેરની દાળ | o | oo | oo | | | | | |
| મગ | oo | oo | oo | | | | | |
| સોયા બીન | ooo | ooo | oo | | | | | |
| વટાણા | | oo | o | | | o | o | |
| ફણગાવાળાં કઠોળ | oo | oo | oo | ooo | | o | | |
| ગાજર | ooo | o | o | × | oo | | oo | |
| ડુંગળી | × | o | o | o | | | | |
| બટાટા | | o | o | o | | | o | |
| મૂળા | × | o | | o | | | | |
| મેથીની ભાજી | ooo | o | o | oo | | oo | oo | |
| મૂળાની ભાજી | o | | | oo | | oo | oo | |
| પાલખની ભાજી | ooo | o | oo | oo | o | oo | oo | |
| કોબીજ | ooo | o | o | oo | | o | oo | |
| મીઠો લીમડો | ooo | | | oo | | | | |
| કંકોડાં | | | | oooo | | | | |
| સરગવો | ooo | o | | ooo | | | | |
| ફ્લાવર | × | oo | | ooo | | | | |
| કારેલાં | oo | o | × | ooo | | | | |
| કોથમીર | ooo | | o | oo | | | o | |
| ટમાટા | oo | oo | o | oo | | | | |
| કાકડી | × | o | o | × | | o | | |
| આમળાં | | | | oooo | | | | |
| જમરૂખ | o | o | o | ooo | | | | |
| પોપૈયાં | oo | × | o | oo | | | | |
| કેળાં | o | o | o | o | | | | |
| લીંબુ | | | | oo | | | | o |
| મોસંબી | o | o | o | oo | | | | |
| પાકી કેરી | oo | o | o | o | | | | |
| લીલાં મરચાં | oo | | | oo | | | | |
| નાગરવેલનાં પાન | oo | | | o | | | | |
| મગફળી | o | ooo | oo | | | | | |

કોઠાની સમજ: (oooo)=ખૂબ સારા પ્રમાણમાં, (ooo)=મોટા પ્રમાણમાં, (oo)=ઠીકઠીક પ્રમાણમાં, (o)=ઘણું થોડું, (×)=નહિ જેવું.

## રહસ્યઘન અંધકાર

નાની મારી કુટિર મહીં માટી તણી દીવડીનાં
આછાં તેજે મધુરપ લહી'તી બધી જિન્દગીની,
ને માન્યું'તું અધુરપ કશી યે નથી, હું પ્રપૂર્ણ.

ત્યાં લાગી કો જરીક સરખી ફૂંક, દીવી બુઝાઇ;
છાઇ મારાં સ્ફુરિત બનિયાં લોચને ધૂમ્રલેખા:
ને ઝીણી કો જલન સહ ત્યાંથી ઝરે અંધકાર.

એને સીમા નથી, અતલ ઊંડાણ એનાં કશાં રે!
દીવાતેજે નયન બનિયાં અંધ, તે અંધકારે
ન્યાળે છે કો નિરાળું અમિત કરુણાથી ભરેલું રહસ્ય.

રાજેન્દ્ર શાહ

## જલદીપ

એક દીપ તણાયો જાય
જલમાં દીપ તણાયો જાય.
કમળ સમો ઘૂમે વમળોમાં
વાયુમાં વીંઝાય
જલમાં દીપ તણાયો જાય.

અંધારાંના અંચલ ભેદી
પંથ પાડતો જાય:
તરંગની ચંચલ અસવારી
કરી તેજ મલકાય
જલમાં દીપ તણાયો જાય.

ઘડીક નમણી જ્યોતિનાજુક
સંપુટમાં જ સમાય:
ઘડી ભવ્ય ભૂગોળખગોળે
દીપશિખા લહરાય
જલમાં દીપ તણાયો જાય.

વાટ વણી ના, ના પેટાવ્યો
પોતે પરગટ થાય:
નહીં મેશ કે નહીં મોગરો
કેવલ જ્યોતિરૂકાય
જલમાં દીપ તણાયો જાય.

બાલમુકુન્દ દવે



### —જવાન—

· શાલિની ·

રસ્તા પાડે જે નવા તે જવાન,
ચાલેચીલે તો બધાથી ચલાય,
ખેંચી કાઢે આયખું તો બધાય,
જીવી જાણે જિંદગી તે જવાન.

સનાતન

## વાંછા

[પૃથ્વી]

અમોઘ રવિ-ભર્ગ શા પ્રબલ ઓઘ ના માહરે
જગે વહવવા; ન વા વિધુ સમી સુધા-જ્યોતિનાં
અખંડ રસ-વર્ષણો વિતરવાં; ન કે વીજ શા
જ્વલંત ઝબકારથી જગત–નેત્ર આંજી જવાં;
અરે! દીપક યે થઈ ન ચહું ઘોર અંધારનાં
અભેદ્ય પડ ભેદવા; ફકત એક વાંછા ઉરે:
બનું ધૂપસળી, ખૂણે રહી જલી, ઢળી ખાખમાં,
પ્રસારું સુરભિ હું—શક્ય યદિ—સ્વલ્પ કાવ્યો તણી.

'શૈલાલિન્'

## અવળી વાતું

જેની વાટ દેખીદેખી નેન થાક્યાં
એને અંતર કેમ ઉચાટ ન જાગે?
પાય પડ્યા જેને, વીનવ્યા આંસુથી,
હાય! એને કેમ કાંઇ ન લાગે?

આંહીં, અને, જેને પાટુએ મારીને
દૂર ખસેડ્યાં કુડાં અપમાને;
તો ય લળીલળી પાય પખાળતા
એહ ખસે ન કોઈ દિનમાને.

આજ 'ન જાવ, ન જાવ,' કહીકહી
રગરગી જેને કાળજું રોકે;
મુખ મરોડીને એ જ સિધાવતું
એક ઘડી નવ ફેર વિલોકે.

ને અહીં આતુર ચાતક નેણમાં
રોજ દીવા ઝગે આરતી કેરા;
એને કાજે અરે! દેવ હૃદાના
કઠોર બની થાય કેમ નમેરા!

આંખ કરે તપ, હોઠ પરે જપ
થાય જેના, એહ વેગળું જાતું;
પાસ રહ્યું એની વાસના લેશ ન,
હાય વિધાતાની અવળી વાતું.

મકરન્દ દવે

# ફરકાવનાર બે ગુજરાતીઓ

### ટીમમાં અગ્રણી એવા બે લોકલાડીલા ખેલાડીઓની જીવનરેખા

# વિનુ માંકડ

ઑસ્ટ્રેલિયા જનારી હિંદી ટીમમાં જો કોઇ સર્વશ્રેષ્ઠ 'ઑલ રાઉન્ડર' (બૅટ્સમૅન, બૉલર અને ફીલ્ડર) હોય તો તે વિનુ માંકડ. આજે તે જગતના પહેલા વર્ગના ડાબોડી સ્પિન બૉલર ગણાય છે. એટલું જ નહિ પણ હિંદી ટીમની રમતની શરૂઆત કરનારા બૅટ્સમૅનો (opening batsman)માંના તે એક છે. બૅટ્સમૅન અને બૉલર બન્ને રીતે ઊંચું સ્થાન ધરાવતા વિનુ માંકડનું સ્થાન હિંદી ટીમમાં અનોખું છે; અને ૧૯૪૬માં ઇંગ્લંડ ગયેલી હિંદી ટીમમાં તેમણે ૧૦૦૦ રનનો જુમલો અને ૧૦૦ વિકેટ કબજે કરીને તો ક્રિકેટ જગતનું મોટું માન ગણાતું 'ક્રિકેટ-ડબલ' મેળવ્યું છે.

વિનુ માંકડનો જન્મ ૧૯૧૭ની ૧૨મી એપ્રિલે કાઠિયાવાડમાં ક્રિકેટકેસરી રણજીતસિંહ ને દુલિપસિંહના જામનગરમાં થયો હતો. નાનપણથી જ ક્રિકેટનો શોખ હોવાથી શાળામાં ભણતા હતા ત્યારથી જ ક્રિકેટ રમવાની શરૂઆત કરી અને રમતમાં તેમની પ્રવીણતાને કારણે નવાનગર હાઇસ્કૂલની ટીમમાં તેમને લેવામાં આવ્યા. કાઠિયાવાડ રેફ્રેસ શીલ્ડ ટૂર્નામેન્ટમાં તેમની શાળાને સર્વોપરિપદ મળ્યું તેમાં વિનુનો હિસ્સો નાનોસૂનો નહોતો.

શાળાની કારકિર્દી દરમ્યાન તેમણે જે સંગીન અને ઊંચી રમત બતાવી તેને કારણે નવાનગર ક્રિકેટ એસોસીએશનના અધિકારીઓનું ધ્યાન તેમના તરફ ખેંચાયું અને જામનગર ટીમમાં તેમની ચૂંટણી થઇ.

માંકડમાં રહેલી ગુપ્ત શક્તિઓને બહાર લાવવાનું તથા તેને કેળવવાનું માન પ્રિન્સ દુલીપસિંહજી અને ક્રિકેટ-નિષ્ણાત એ. એફ. વેન્સ્લી (Wensley)ને ફાળે જાય છે. તેમણે ક્રિકેટની રમતનું યોગ્ય શિક્ષણ તથા સૂચનો આપીને વિનુને અચ્છો ખેલાડી બનાવ્યો. તેમના હાથ નીચે વિનુએ કરેલી ઝડપી પ્રગતિને કારણે ૧૯૩૬માં રણજી ટ્રૉફીમાં રમવા માટે નવાનગરની ટીમમાં વિન્સ્લીએ તેમને સ્થાન અપાવ્યું અને તે જ વર્ષમાં મુંબાઇની ચતુરંગી હરીફાઈમાં પણ તેમને હિંદુઓ તરફથી લેવામાં આવ્યા. રણજી ટ્રૉફીમાં તે વર્ષે નવાનગરને પહેલી જ વખત સર્વોપરિપદ મળ્યું તેમાં વિનુ માંકડનો ફાળો મોટો હતો. બંગાળની સામે તેમણે ૧૮૫ રન નોંધાવીને પોતાની રમતની ચમક બતાવી આપી ત્યારથી એમણે પોતાનું સ્થાન એ બધી ટૂર્નામેન્ટોમાં લગભગ કાયમનું જ કરી નાખ્યું છે. ચતુરંગી (પાછળથી પંચરંગી) મૅચોમાં ૧૯૪૪ સુધી તેમણે ૧૭ ઇનિંગ રમીને ૭૦૬ રન નોંધાવ્યા છે જે સરાસરી દર ઇનિંગે ૪૧ રન થાય. જોકે ચતુરંગી મૅચોમાં તે બૉલર તરીકે બહુ ચમક્યા નથી. પણ તેનું કારણ એ છે કે તેમને વધારે વખત બૉલિંગ આપવામાં આવી જ નહોતી.

૧૯૩૭માં હિંદ આવેલી લૉર્ડ ટેનિસન ટીમ સામે કસોટી (ટેસ્ટ)ની મૅચો રમવા માટે હિંદી ટીમમાંથી વિનુ માંકડની ચૂંટણી થઈ. અને માત્ર ૨૦ વર્ષની ઉંમરના એ જબરા જુવાને એ કસાયેલી અંગ્રેજ ટીમ સામેની ચાર ટેસ્ટોમાં પોતાનું પાણી બરાબર બતાવી દીધું. એ મૅચોમાં રમાયેલી ૭ ઇનિંગ્ઝમાં તેમણે ૩૭૬ રન નોંધાવ્યા જે સરાસરી દર ઇનિંગે ૬૨ રન થાય. (એક વખત તો ૧૧૩ રન કર્યાં છતાં 'નોટ આઉટ' રહેલા) બૉલિંગમાં પણ તેમણે સરાસરી દર વિકેટે માત્ર ૧૪ રન આપી ૧૫ વિકેટો કબજે કરેલી ! ફક્ત હિંદી ટીમમાં જ નહિ, પણ અંગ્રેજોની બાજુમાં પણ કોઇ ખેલાડીએ આવો સુંદર ફાળો આપ્યો નહોતો. ટેનિસન ટીમ જેવી મજબૂત ટીમ સામે આવું મહાન પરાક્રમ કરવું એ કંઈ જેવીતેવી વાત નથી. લૉર્ડ ટેનિસને જાતે તેમની શ્રેષ્ઠ રમત માટે વિનુને અભિનંદન આપ્યાં હતાં અને જણાવ્યું હતું કે માંકડ એ હિંદના પ્રથમ દરજ્જાના ખેલાડી છે ને 'ઑલ રાઉન્ડર' તરીકે તેમનું ભવિષ્ય ઘણું જ ઊજળું છે. જામનગરમાં અંગ્રેજ ટીમને જે ૩૪ રનની હાર મળી તેમાં વિનુનો જ મોટો ફાળો—બૅટ્સમૅન અને બૉલર બન્ને રીતે—હતો.

૧૯૩૮ના 'ક્રિકેટ સ્પૉર્ટ્સ ઍન્યુઅલ'માં મિ. બાર્ટલે (Bartley) વિનુ વિષે લખે છે: 'હિંદનો કાબેલ ખેલાડી જો કોઈ હોય તો તે નિઃસંશય રીતે વિનુ માંકડ છે. ઑલ રાઉન્ડર તરીકે તેમણે સર્વોચ્ચ કીર્તિ મેળવી છે. લૉર્ડ ટેનિસન ટીમ સામે બૅટ્સમૅન તરીકે તે એકે વખત નિષ્ફળ ગયા નથી. વળી તે ઘણા ઉત્તમ ડાબોડી બૉલર પણ છે. તે એક મહાન ખેલાડી છે.' રણજી ટ્રૉફીની મૅચોમાં પણ આજ સુધી તેમણે બૉલર અને બૅટ્સમૅન બંને રીતે સારી નામના મેળવી છે. હાલ તો તેઓ ગુજરાત ટીમના કૅપ્ટન છે.

હરીફ ટીમના સર્વ ખેલાડીઓને પોતે એકલે હાથે આઉટ કરવાનું દરેક બૉલરનું સ્વપ્ન હોય છે, પણ ભાગ્યે જ કોઈની એ આશા પાર પડે છે. પણ આવું મહાપરાક્રમ કરવાનું ભાગ્ય વિનુ માંકડને સાંપડ્યું છે. ગયા વખતની ચતુરંગી મૅચોમાં તેમણે પારસીઓની દસેદસ વિકેટો માત્ર ૬૧ રનમાં ખેરવી નાખી હતી ! તે જ હરીફાઈમાં મુસ્લિમોની પણ ૮ વિકેટો તેમણે માત્ર ૧૦૦ રન આપીને જ કબજે કરી હતી.

૧૯૪૫માં ઑસ્ટ્રેલિયન સર્વિસિઝ ઇલેવન સામે 'કસોટી'ની મૅચો રમવામાં માંકડની વરણી થાય એ સ્વાભાવિક જ હતું. ને ટીમ સામે તે બે ટેસ્ટ મૅચો રમેલા ને કુલ ૧૬૨ રન નોંધાવ્યા હતા તથા ૨૫૩ રન આપી ૭ વિકેટ કબજે કરી હતી. કલકત્તાની 'કસોટી'ની મૅચમાં તેમણે ૭૮ રન નોંધાવેલા. માંકડની રમતથી ઑસ્ટ્રેલિયન

ટીમના કૅપ્ટન હૅરોલ્ડ ખૂબ જ પ્રભાવિત થયા હતા. તે કહે છે, 'માંકડ બૉલને સરસ રીતે 'સ્પિન' કરી શકે છે એટલું જ નહિ પણ 'લૅંગ્થ' (Length) પણ સરસ જાળવી રાખે છે. ઇંગ્લંડના હેડલી વેરાઈટીની પછી વિનુ માંકડ જેવો બીજો કોઈ સારો ડાબોડી બૉલર મળી શકે તેમ નથી'

તે જ વર્ષે સીલોન ગએલી હિંદી ટીમની સાથે માંકડ પણ ગયા હતા ત્યાં કોલંબોમાં રમાએલી 'ટેસ્ટ મૅચ'માં તો માંકડની બૉલિંગે બારે તરખાટ મચાવી દીધો હતો અને તેમણે માત્ર ૩૧જ રનમાં ૮ ખેલાડીઓને ખેરવી નાખ્યા હતા' આખા પ્રવાસ દરમ્યાન તેમણે સરાસરી ૩૧ રન નોંધાવેલા જ્યારે ૩૧૬ રનમાં ૨૦ વિકેટ કબજે કરી હતી, જે સરાસરી દર વિકેટે ૧૫ જ રન થાય

આમ બૅટ્સમૅન અને બૉલર બંને રીતે ખ્યાતિ મેળવી ૧૯૪૬ માં એ જ્યારે હિંદી ટીમ સાથે ઇંગ્લંડ ગયા ત્યારે તેમને ભાગ્યે જ ખ્યાલ હતો કે ક્રિકેટનું સૌથી મોટું માન 'ક્રિકેટ-ડબલ' તેમને મળવાનું છે ઇંગ્લંડમાં માંકડ અને અમરનાથ એ બેની ઉપર જ હિંદી ટીમની બૉલિંગનો બધો ભાર આવી પડયો હતો અને તે કામ તેમણે કાબેલ, એકધારી બૉલિંગથી બરાબર પાર પાડયું. વિનુ માંકડે સરાસરી દર વિકેટે ૨૦ રન આપીને ૧૩૪ પ્રથમ કક્ષાની અંગ્રેજ વિકેટો કબજે કરેલી. એમ.સી.સી. ટીમના ૭ ખેલાડીઓને તો માત્ર ૩૭ રનમાં જ એમણે ખેરવી નાખેલા! આખા પ્રવાસ દરમ્યાન ૧૧૨૦ રન નોંધાવીને તેમણે બૅટ્સમૅન તરીકે પણ પોતાની કીર્તિ કાયમ રાખી. તેમણે પોતાને ખાતે કુલ ત્રણ સદીઓ નોંધાવી હતી અને ઉપરાંત ૭ સદીઓની ભાગીદારીમાં ફાળો આપેલો; એટલું જ નહિ પણ તેમણે અને હજારેએ ૩૨૨ રનની ભાગીદારી નોંધાવીને તો આખા પ્રવાસનો મોટો વિક્રમ (record) કર્યો હતો! એ આખા પ્રવાસ દરમ્યાન પરદેશની આબોહવામાં પણ ૨૯ મૅચો-માંથી માત્ર એક જ મૅચ તે રમી શક્યા નહોતા, એ તેમનું આરોગ્ય કેવું ખડતલ છે તે બતાવે છે.



વિનુ માંકડ અને વિજય મરચન્ટ ઇંગ્લંડમાં

આવા સર્વશ્રેષ્ઠ ડાબોડી બૉલર, સરસ ઓપનિંગ બૅટ્સમેન અને સર્વોત્તમ ફીલ્ડર તરીકે ખ્યાતનામા વિનુ માંકડ-ની ઑસ્ટ્રેલિયા જતી હિંદી ટીમમાં પસંદગી થાય તેમાં શી નવાઈ?'

વિનુને ક્રિકેટ વિષે ખૂબ જ મમત્વ છે અને તેને ખાતર પોતાની કોઇપણ સુખસગવડ નિછાવર કરી નાખવાને તત્પર હોય છે. તેમના વિષે નવાઈની વાત એ છે કે તે બૉલિંગ ડાબે હાથે નાખે છે, પણ બૅટિંગ તો જમણી બાજુથી જ કરે છે! ક્રિકેટ સિવાય બીજી કોઇ પણ રમતનો તેમને શોખ નથી તેમની ઉમર હજી તો માત્ર ૨૮ વર્ષની છે અને લગ્ન થયું હોઈ એક પુત્ર પણ છે. તે ચુસ્ત શાકાહારી છે, એટલું જ નહિ પણ સીગારેટ કે તંબાકુ સુદ્ધાંને અડતા નથી. માત્ર ચાના તે ખૂબ રસિયા છે અને દિવસના ૨૫થી ૩૦ કપ ચા મોજથી ઉડાવી શકે છે. મોટી મૅચોમાં રમવાનું હોય તે વખતે શાસ્ત્રીયરીતે ચંપી કરાવવાનો તેમને ખાસ શોખ છે. ૧૯૪૪થી ગુજરાત ક્રિકેટ એસોસીએશન-ના પ્રમુખ સર ચિનુભાઇએ તેમને પોતાના પુત્રને ક્રિકેટનું શિક્ષણ આપવા રોકયા છે. સ્વભાવે તે ખૂબ જ આનંદી ને મળતાવડા છે.

વિનુ માંકડે ક્રિકેટ-જીવનની શરૂઆત તો જોકે બૅટ્સમૅન તરીકે કરી હતી, પણ આજે તો તે સર્વોત્તમ ડાબોડી સ્પિન બૉલર ગણાય છે. તેમની બૉલિંગ ધીમી હોવા છતાં તે સરસ 'સ્પિન' કરી શકે છે. તેમના 'લેગ-બ્રેક' એવા તો ઝડપી હોય છે કે બૅટ્સમૅનને તે મૂંઝવી નાંખે છે. એ એકધારી ધીમી બૉલિંગમાં અચાનક વચ્ચે-વચ્ચે 'ફાસ્ટ' બૉલ નાખીને તે બૅટ્સમૅનને પોતાની ઝડપનો ખ્યાલ આવવા દેતા નથી બૅટ્સમૅન તરીકે પણ તેમનું સ્થાન ઊંચું છે. મેદાનની ચારે બાજુ તે વિવિધ પ્રકારના ફટકાઓ ખૂબ આસાનીથી મારી શકે છે. તેમની ફીલ્ડિંગ પણ ખૂબ ચપળ છે અને ઘણુંખરું 'સ્લિપ'માં જ તેમનું સ્થાન હોય છે.

ગરવી ગુજરાતના આ પ્રતિનિધિ ઇંગ્લંડની માફક ઑસ્ટ્રેલિયામાં પણ પોતાના નામનો ડંકો વગાડીને પાછા ફરે એમ આપણે ઇચ્છીએ.

**વિજય મર્ચન્ટ** (અનુસંધાન પાછળ પાન ૨૫૬થી)

પોતાની ઊંચાઇની ખોટ તે પોતાના પગની ચપળ ચિલઝડપ તથા સર્વગ્રાહી ચકોર નેત્રોથી ભરી કાઢે છે. જલદ ગોલંદાજી (Bowling)ને પણ તે ફટકાર્યા વગર છોડતા નથી. રનનો જુમલો વધારવા તે 'હુક'નો સરસ ઉપયોગ કરી શકે છે. 'લેગ' તરફ બૉલને કૌશલ્ય-ભરીરીતે વાળવાની તેમની કળા પર તો પ્રેક્ષકો વારી જાય છે' તેમની સંરક્ષણાત્મક સંગીન રમત (Defence) તેમનો ઊંડો અભ્યાસ તથા અનુભવ બતાવે છે.'

ઇંગ્લંડમાં તેમને મળેલી આ અસાધારણ સફળતાથી ૧૯૩૭માં

ઇંગ્લંડથી હિંદ આવેલી લોર્ડ ટેનિસનની ટીમ સામે હિંદી ટીમના કર્ણધાર તરીકે તેમની નિમણૂક થઇ. એ જવાબદારીના વધુ પડતા ભારને કારણે હો કે તે વખતે તેમની રમતને 'ફૉર્મ' નહિ હોવાને કારણે હો પણ પોતે વ્યક્તિગતરીતે એ વખતે સારું રમીનહિ શકેલા; છતાં એ અંગ્રેજ ટીમને પણ બે વખત હરાવીને પોતાની કર્ણધાર તરીકેની શક્તિઓનો તો પરચો આપ્યો જ.

૧૯૪૪માં સીલોન ગએલી હિંદી ટીમના કર્ણધાર તરીકેની માળા પણ તેમને જ આરોપવામાં આવેલી. ત્યાં રમાએલી પાંચ મૅચોમાં હિંદે બેવાર જય મેળવ્યો જ્યારે બાકીની મૅચો પૂરી થઈ શકીનહોતી.

૧૯૪૫ માં હિંદ આવેલી 'ઑસ્ટ્રેલિયન સર્વિસિઝ ઇલેવન'સામેની 'કસોટી'ની મૅચમાં હિંદની બાજુ સંભાળવા વિજય મરચન્ટ જ કર્ણધાર નીમાએલા: ત્રણ કસોટીની મૅચોમાં બે તો જોકે અનિર્ણિત રહી; પણ છેલ્લી મૅચમાં હિંદે ઑસ્ટ્રેલિયાને ૬ વિકેટની સજ્જડ હાર આપીને પોતાની શ્રેષ્ઠતા પુરવાર કરી આપી. કલકત્તા ખાતેની મૅચમાં મરચન્ટ ૧૫૫ રન કર્યા છતા નૉટઆઉટ રહેલા અને સરાસરી દરેક મૅચમાં ૬૦ રનનો મોટો ફાળો આપેલો. ઑસ્ટ્રેલિયન ટીમના કર્ણધાર એ. એલ. હેસેટ તો મરચન્ટની રમત પર ખૂબ આફ્રીન હતા. તે લખે છે, 'વિજય મરચન્ટ માફક જોરદાર ફટકા મારનાર બૅટ્સમૅન (hard hitting batsman) મેં બહુ ઓછા જોયા છે. કોઇ પણ બૉલને તે જમીનથી ઊંચે ભાગ્યે જ ઉચકે છે. સરસ ફટકો મારવા માટે તે પગનો જે પેંતરો લે છે તે તો ખરેખર પ્રેક્ષણીય છે આગળ વધીને સંરક્ષણાત્મક રમત રમવાની એમની કળા, તથા કયા બૉલને કેવો ન્યાય આપવો તેનો યોગ્ય નિર્ણય કરવાની શક્તિ —એ બે વસ્તુને કારણે તે પ્રથમ દરજ્જાના બૅટ્સમૅન બની શક્યા છે.'

૧૯૪૬મા ઈંગ્લંડમા જે હિંદી ટીમ ગઈ હતી તે અનેક દૃષ્ટિથી મહત્ત્વની છે. ઇંગ્લંડમાં લાંબો વખત રહેલા શ્રી પટૌડીના નવાબ તેના કર્ણધાર હતા, જ્યારે ઉપ–કર્ણધાર તરીકે આપણા વિજય મરચન્ટ હતા. ત્યાં હિંદી ટીમને કુલ ૩૩ મૅચોમાંથી ૧૫ મૅચોમાં જીત મળી અને માત્ર ૪ મૅચમાં હાર મળી (બાકીની મૅચો અધૂરી જ રહી હતી.) તેનું ઘણું શ્રેય શ્રી વિજય મરચન્ટને ફાળે જાય છે. ત્યાં તેમણે જે ચમકદાર રમત બતાવી તે અત્યારસુધીની તેમની જ્વલંત કારકીર્દીના કળશ રૂપ હતી. તેમણે ત્યાં આખા પ્રવાસમાં મળી કુલ ૨૬૩૦ રન નોંધાવ્યા જે સરાસરી દર મૅચે ૭૫ પ્રમાણે થાય! આ પ્રમાણ આખા ઇંગ્લંડમાં બીજે નંબરે આવતું હતું. તેમણે કુલ ૮ સદીઓ નોંધાવી જેમાં એક તો બેવડી હતી! અને 'કસોટી'ની મૅચમાં સદી નોંધાવનાર તે એકલા જ હિંદી હતા. ઈંગ્લંડના ઇતિહાસમાં કદી નહોતી એવી ભેજવાળી (wet) મોસમમાં આવી સંગીન રમત બતાવવી એ કંઇ નાનીસૂની વાત નથી. વળી કૅપ્ટન તરીકે પણ તેમનામાં કેવા ઉચ્ચ ગુણો છે તેની પ્રતીતિ તેમણે પટૌડીના નવાબની ગેરહાજરીમાં જે મૅચોની કૅપ્ટનશિપ ધારણ કરેલી તે મૅચોનું પરિણામ જ બતાવી આપે છે. આવી ૧૩ મૅચોના તે કર્ણધાર હતા તેમાંની ૮ મૅચો તે જીત્યા, ૫ અધૂરી જ રહી, જ્યારે હાર્યા તો એક પણ નહિ.

ઇંગ્લંડમાં વિજયે જે શાનદાર વિજય મેળવ્યો તથા પોતાના ઉચ્ચ ગુણોની સાબિતી આપી તેને કારણે આ માસ સપ્ટેમ્બર ૧૯૪૭માં ઑસ્ટ્રેલિયા જતી હિંદી ટીમના તે સર્વાનુમતે કર્ણધાર ચૂંટાયા છે. ઑસ્ટ્રેલિયા જેવી મજબૂત ટીમ(જેણે ઇંગ્લંડની હસાએલી ટીમને પણ ઘણી હાર ખવડાવી છે)નો સફળ સામનો વિજયની આગેવાની તથા તેજસ્વી નેતાગીરી જ કરી શકશે એમાં લેશમાત્ર શંકા નથી.

**આ**જ સુધીના ક્રિકેટના ઈતિહાસમાં મરચંટનું સ્થાન અજોડ રહ્યું છે. તેમની પ્રેક્ષણીય રમત, તેમણે નોંધાવેલા વિક્રમો ઇત્યાદિને કોઈ આંટી શકે તેમ નથી. પચરંગી મૅચોમાં અત્યાર સુધી તેમણે ૧૬૦૦ રન નોંધાવ્યા છે, જે દર મૅચે સરાસરી ૯૦ રન થાય જેમાં તેમણે ૪ વખત તો બેવડી સદીઓ નોંધાવી છે. રણજી ટ્રોફીમાં તેમણે આજસુધી કુલ ૩૬૦૦ રન નોંધાવ્યા છે, જેની સરાસરી પણ દર મૅચે ૯૦ રન થાય છે. તેમાં ૧૬ તો સદીઓ છે, જે પૈકી એક ત્રેવડી સદી અને ત્રણ બેવડી સદીઓ છે! ૧૯૪૪માં તેમણે મહારાષ્ટ્ર સામે ૩૫૯ રન નોંધાવવા છતાં 'નૉટ આઉટ' રહી જે વિક્રમ કર્યો છે તે તો એમના જીવનનો તથા હિંદના શ્રેષ્ઠ ક્રિકેટ જગતનો સર્વોચ્ચ આંક ગણાય છે અને તેને આજ સુધી કોઇ પણ હિંદી ખેલાડી આંટી શક્યો નથી આ સિવાય તો તેમણે કેટલાયે વિક્રમો કરેલા છે તે સર્વ જો અહીં ગણાવા બેસીએ તો તેનું એક મોટું પુસ્તક થાય.

પણ મરચન્ટની મહત્તા કેવળ આંકડાઓથી માપી શકાય તેમ નથી. ક્રિકેટની રમતમાં આજે તે એક સંપૂર્ણ ખેલાડી ગણાય છે. દરેક જાતના ફટકા (stroke) પર તેમણે અસાધારણ પ્રભુત્વ પ્રાપ્ત કર્યું છે પણ તેમાયે તેમની 'લેટ કટ' (Late cut) તો શ્રેષ્ઠ ગણાય છે મેદાનની ચારે દિશામાં તે સુલભતાથી ફટકા મારી શકે છે તે કદી પણ બૉલને જમીનથી ઊંચે ઉચકતા નથી, પણ તેમનો દરેક ફટકો જમીનને સમાંતર હોય છે. કલાકોના કલાકો સુધી તે જરા પણ થાક્યા વગર એકધારી રમત રમી શકે છે. પોતાની સંગીન રમતમાં તે એક પણ 'ચાન્સ'ને સ્થાન આપતા નથી, એટલું જ નહિ પણ એક પણ ફટકો ખોટો કે અપૂર્ણ મારતા નથી. ગમે તેવી વિકટ પરિસ્થિતિ યા હવામાન હોય છતાં તેમાં તે જે ધીરજ, સ્વસ્થતા, આત્મવિશ્વાસ ને એકાગ્રતાથી રમે છે તે તો ખરેખર આશ્ચર્યકારક છે. હિંદના સર્વ ખેલાડીઓમા તે જ સૌથી વધુ શિસ્તબદ્ધ ખેલાડી છે અને જગતના બહુ જ ઓછા ખેલાડીઓ તે બાબતમાં તેમની બરાબરી કરી શકે. એક વખત એ રમતમા જામી ગયા પછી સદી કે બે સદી નોંધાવવા દીધા વગર તેમને ઉખેડવા એ તો એક મહાભારત કાર્ય છે. ક્રિકેટમાં તેમની આ આશ્ચર્યકારક પ્રગતિ એ તેમના સ્વ-પ્રયત્નનું જ ફળ છે.

ક્રિકેટ વિષે તેમણે ઘણું ઊંડું વાંચન કર્યું છે. જગતના શ્રેષ્ઠ ક્રિકેટરો વિષે તે જેટલી વિશાળ માહિતી ધરાવે છે તેટલી ભાગ્યે જ બીજો કોઇ ખેલાડી ધરાવતો હશે. કર્ણધાર તરીકે પણ તે અજોડ ગણાય છે. તેમની દૃઢતા, ચીવટ, ધીરજ, ગમે તેવા સંજોગોમાં પણ સ્વસ્થતાથી કામ લેવાની તેમની આવડત, ટીમના દરેક સભ્યના ગુણાવગુણ તથા શક્તિ–અશક્તિ વિષેનું તેમનું સંપૂર્ણ જ્ઞાન અને પોતાની સંગીન બૅટિંગ તથા રમત વિષેની અત્યંત સૂક્ષ્મ માહિતી ઇત્યાદિ ગુણોને કારણે હિંદી ટીમના કર્ણધાર તરીકે તેમના જેવી બીજી સમર્થ વ્યક્તિ ભાગ્યે જ મળે. એ દૃષ્ટિથી એક વિવેચકે જે એમ કહ્યું છે કે 'વિજય મરચન્ટ એકલા જ હિંદી ટીમનું અરધું બળ તો ધરાવે છે' એ ઉક્તિ તદ્દન સત્ય લાગે છે.

૩૫ વર્ષના આ તેજસ્વી ને કસાએલા ક્રિકેટર ચાહ, બીડી કે દારૂને અડતા પણ નથી ને હજુ સુધી અપરિણિત છે. મુંબઇની ચાર કાપડની મિલોના મૅનેજિંગ એજન્ટ્સ મેસર્સ ઠાકરસી મૂળજી ઍન્ડ કંપનીના તે એક ભાગીદાર છે. ક્રિકેટ સિવાય તેમને બીજી કોઈ રમતનો ખાસ શોખ નથી; જોકે શારીરિક સ્વસ્થતા માટે કોઈક વાર ટેનિસ રમે છે.

પેટમાં થતા દરદને કારણે વિજય મરચન્ટ ઑસ્ટ્રેલિયા જવાના નથી એ છેલ્લા ખબરે હિંદની ક્રિકેટ–શોખીન જનતાને દનોત્સાહ ને બેચેન બનાવી મૂકી છે. આપણે આશા રાખીએ કે ઑસ્ટ્રેલિયા જતાં પહેલાં તેમને સારું થઈ જશે.

૨૫૬ (સપ્ટેમ્બર ૧૯૪૭)

સ્વાતંત્ર્યના શહીદો [૨]

# રાજા કુંવરસિંહ



'૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધમાં જે તેજસ્વી નેતાઓની ઉજ્જ્વલ રેખા ચમકી ગઇ તેમાં રાજા કુંવરસિંહનું સ્થાન ઘણું જ ઊંચું છે. બિહારના શાહબાદ જિલ્લાના આ ૮૦ વર્ષના વૃદ્ધ રાજપુત રાજાએ યુવાનોને પણ શરમાવે તેવી સ્ફૂર્તિ તથા બહાદુરીથી ક્રાંતિકારી સૈન્યનું જે સફળ સંચાલન કર્યું તેની પ્રશંસા તો ખુદ અંગ્રેજોએ પણ કરી છે. એકબે નહિ પણ સાતસાત વાર તાલીમબદ્ધ અંગ્રેજ સેનાને તેણે જે હાર આપી, તેથી ભલભલા અંગ્રેજ સેનાપતિઓની પણ છાતી બેસી ગએલી. પાસે નહોતા સૈનિકો કે નહોતો તોપ આદિનો ભારે લશ્કરી સરંજામ, છતાં કેવળ અપૂર્વ યુદ્ધકૌશલથી તેણે અંગ્રેજોને જે સજ્જડ શિકસ્તો દીધી તે તેને જગતના પણ ઉચ્ચ સેનાપતિઓની હરોળમાં બેસાડે તેવી છે.

હિંદભરમાં અનેક સલ્તનતો બદલાણી પણ બિહારમાંના એના પરાપૂર્વના રાજપૂત રાજ્ય પર તરાપ મારવાની કોઈ હિંમત કરતું નહિ. પણ લૉર્ડ ડેલહાઉસીએ એ બહાદુરોનું રાજ્ય ઝૂંટવી લેવાની હિંમત કરી. ત્યારથી તેણે અંગ્રેજોને ઉખેડી નાખી ફરી સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો અને નાનાસાહેબ પેશ્વા સાથે મસલતો શરૂ કરી.

નિશ્ચિત યોજના પ્રમાણે સત્તાવનનો દાવાનળ ફાટી નીકળ્યો કે તરત બિહારમાંની હિંદી પલટનો જગદીશપુરમાં રાજા કુંવરસિંહના નેતૃત્વ હેઠળ ભેગી થઈ. તેણે પ્રથમ તો જિલ્લાના મુખ્ય શહેર આરા ઉપર હુમલો કરી તે જીતી લીધું અને કિલ્લામાં ભરાઈ બેઠેલી અંગ્રેજ સેનાને ઘેરો ઘાલ્યો. એ ઘેરો ઉઠાવવા દાનાપુરથી કૅપ્ટન ડનબારની સરદારી હેઠળ આવેલી સેનાને કુંવરસિંહે ગેરિલા પદ્ધતિથી એવી તો સજ્જડ હાર આપી કે માંડ ૫૦ માણસો જીવતા પાછા ફરી શકયા. આથી મેજર આયર મોટી સેના લઇ ચડી આવ્યો. એ યુદ્ધમાં છેલ્લી ઘડીએ બાજી પલટાઈ જવાથી કુંવરસિંહે પાછા હઠીને પોતાની રાજધાની જગદીશપુર જઈ મોટી લડાઈની તૈયારીઓ કરવા માંડી. પણ એ તૈયારી પૂરી થાય તે પહેલાં જ આયર ચડી આવવાથી કુંવરસિંહને એક બે નાની લડાઈઓ પછી જગદીશપુર પણ છોડવું પડયું ને તેણે બિહારનાં જંગલોમાં પોતાનું થાણું નાખ્યું.

એવામાં એક અંગ્રેજ પલટન આઝમગઢથી અવધ જતી હતી તેને ભીડાવવા રાજાએ ચીલઝડપે અતરોલિયાના કિલ્લામાં જઈ પડાવ નાખ્યો. મિલમૅનની સરદારી નીચે અંગ્રેજ સૈન્યે કુંવરસિંહ પર હુમલો કર્યો. કુંવરસિંહે પીછેહઠનો દેખાવ કર્યો. આથી છેતરાઇ જઇ અંગ્રેજ સેના ભોજન કરવા બેઠી; પણ કોળિયો મોંમાં મૂકે તે પહેલાં તો કુંવરસિંહે પાછા ફરી સિંહની માફક તૂટી પડીને અંગ્રેજોને સજ્જડ હાર દીધી. તેનું વેર લેવા બનારસથી કર્નલ ડેમ્સ મોટા સૈન્ય સાથે ચડી આવ્યો. પણ તેની યે મિલમૅન જેવી જ ભૂંડી વલે થઇ.

હવે લખનૌ-કલકત્તાના રસ્તા પર આવેલા કાશી તરફ કુંવરસિંહે નેમ સાધી. આથી ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ ગભરાયો અને તેણે કસાએલા સેનાપતિ માર્ક કરને મોકલ્યો. પણ માર્ક કરનેય હાર ખાઇને નાસી જવું પડયું. એવામાં સેનાપતિ લગર્ડ જબ્બર સેના સાથે ચડી આવ્યો. ગંગાની જેમ બને તેમ નજીક જઈ કોઈ અનુકૂળ સ્થળે લડી શકે તે માટે કુંવરસિંહે એક યુક્તિ કરી. પોતાના સૈન્યના થોડા ચુનંદા સૈનિકોને લગર્ડના માર્ગમાં આવતી તાનુ નદી પરના પુલ પર મોકલી લગર્ડને ત્યાં જ રોકી રાખી પોતે બાકીના મોટા ભાગના સૈન્ય સાથે ગંગા તરફ કૂચ કરી અને લગર્ડના સ્વાગત માટે તૈયાર થઈ ઊભો. લગર્ડ ને કુંવરસિંહ વચ્ચે જે યુદ્ધ થયું તેમાં પાસે તોપખાનું હોવા છતાં લગર્ડનો સખત પરાજય થયો.

કુંવરસિંહને ગંગા પહોંચતો અટકાવવા હવે સેનાપતિ ડગલાસ ચડી આવ્યો પણ તેને ય હાર ખાવી પડી. ફરી ડગલાસે મોટું સૈન્ય લઈ હુમલો કરી કુંવરસિંહનો દારૂગોળો કબજે કર્યો. કુંવરસિંહે પોતાના સૈન્યને નાના વિભાગોમાં વહેંચી નાખી જુદેજુદે રસ્તે થઇને ગંગા તરફ મોકલ્યું. આથી ડગલાસ લેશમાત્ર પીછો પકડી ન શક્યો.

ગંગાએ પહોંચી કુંવરસિંહે પોતે બાલિયા આગળથી નદી પાર કરશે એવી અફવા ફેલાવી, અંગ્રેજ સૈન્યને ભુલાવામાં નાખી પોતે સૈન્ય સાથે શિવપુર ઘાટેથી હોડીમાં ગંગા પાર કરી. છેલ્લી હોડીમાં તે ગંગા પાર કરતો હતો ત્યાં અંગ્રેજ સેના આવી પહોંચી ને કિનારા પરથી ગોળીબાર કરવા લાગી. દુર્ભાગ્યે એક ગોળી કુંવરસિંહના કાંડામાં પેસી ગઈ. તેનું વિષ આખા શરીરમાં ફેલાઈ ન જાય તે માટે તે બહાદુર વીરે ઝટ પોતાની તલવાર કાઢી કોણી સુધીનો હાથ કાપી નાખી ગંગામાં ફેંકી દીધો અને ઘા પર પાટો બિડાવી દીધો!

ગંગા પાર કરીને તેણે વીજળી વેગે પોતાની રાજધાની જગદીશપુર કબજે કરી આ સાંભળતાં જ આરાથી લીગ્રાન્ડ મોટા તોપખાના સાથે ચડી આવ્યો. પોતાનું લશ્કર થાકેલું, શસ્ત્રસાહિત્ય અપૂરતું ને પોતે ઘવાએલો,—એવી સ્થિતિ છતાં તે કુશળ સેનાનીએ અંગ્રેજ સૈન્યને એવી તો સજ્જડ હાર આપી કે ખુદ અંગ્રેજોએ જ તેને સૌથી ભૂંડી હાર તરીકે કબૂલી છે. આમ, પૂરા આઠ માસ બાદ કુંવરસિંહે પોતાની પ્યારી માભોમને પરદેશી 'ફિરંગીઓ'ની એડી તળેથી મુક્ત કરી અને પોતાનો વિજયી ધ્વજ મહેલ પર ફરકાવ્યો. પણ એવામાં હાથનો ઘા વકરી જવાથી તે મહાન સેનાનાયક ૧૮૫૮ની ૨૬મી એપ્રિલે પોતાના વિજયી ધ્વજની છાયામાં જ મૃત્યુ પામ્યો.



# પદ્મ વહુ

**શ્રદ્ધાનો છેલ્લો બારીક તાંતણો હમેશાં કસોટીની અંતિમ પળે જ તૂટી જાય છે. એ ટકાવી રાખવાની માણસમાં તાકાત હોય . . .**

શ્રી તારાશંકર બંદ્યોપાધ્યાયની મૂળ બંગાળી વાર્તા પરથી અનુવાદક રમણિક મેઘાણી

એ ચંદ્રભૂષણની પાઠશાળા હતી. શિયાળાની સવારે કુમળા આંગણામાં પાથરેલી ચટાઇઓ પર વિદ્યાર્થીઓ બેઠા હતા. આંગણાના એક ખૂણામાં મોટું એવું લીમડાનું ઝાડ હતું એ લીમડાને ફરતો ઓટલો એ જ ચંદ્રભાણનું આસન. ત્યાં બેઠાબેઠા એ સંસ્કૃત ચોપડી વાંચતા હતા. કુરૂપ ચહેરો'—જોતાં જ મુખ્ય લાગે એવો. છતાં કેમ જાણે ગમતા પણ ઉપજતી અને વળી માંદગીની નિર્મમતાએ એમના વિરૂપ કરેલા ચહેરા તરફ જોતાં ભય પણ લાગતો.

એમના આખા શરીરે રક્તપિત્તનાં ગજબનાં ચાઠાં હતાં. નાક ફૂલીને જાડું બની વંક થઇ ગયું હતું. આંખની નીચેની પાંપણો ન જાણે કઇ રીતે અવળી થઇ ગઈ હતી કે એની અંદરની ફિક્કી રતાશમાં સદાયે મેલ દેખાતો. આખું યે શરીર કંઈ પણ મેળ વિના ફૂલી ગયું હતું ધોળાકાળા-ડાઘવાળું શરીર આખું છવાઈ ગયું હતું. એવું વિરૂપ વદન જોઈ વિદ્યાર્થીઓ ભય અનુભવતા. બાળક કિશોરોને ત્રાસ ઉપજે એવું વિકૃત એમનું વદન હતું.

આમ છતાં એમની શાળા ચાલતી. એમની શિક્ષણ-પદ્ધતિ વખણાતી. એમનું જ્ઞાન અગાધ હતું. એમનો આધાર હતો માત્ર આ શાળા, પુસ્તકો ને પત્ની. ઘર અને પાઠશાળાની બહાર એ ભાગ્યે જ નીકળતા. કોઈ આવતું તો મળતા ખરા, છતાં વાતો એવી રીતે કરતા કે જેમ જાણે પોતે મહાઅપરાધી ન હોય!

વિદ્યાર્થીઓ પોતપોતાના પાઠ પાકા કરતા હતા. એક જણ હોંકરનો મોં ફાડીને કંઇક જોતો હતો. બાજુની તળાવડીના કાંઠા પરના શીમળાના ઝાડ પર ટીંટોડીઓનાં ટોળાં કુદકા મારતાં બેસતાં હતાં. પાટીની આડશે છોકરાઓ અંદરોઅંદર આંખમિંચામણાં કરતા હતા. બે જણા સરવાળાની રમત રમતા હતા.

એવામાં આઠેક વર્ષનો એક છોકરો એકાએક એની બાજુના છોકરા પર કૂદ્યો અને તેને એક મુક્કી લગાવી એનું નાક લોહીઆળ કરી મૂક્યું' શાળાની શાન્તિ તૂટી. છોકરાઓ અધીર થઇ ઊઠ્યા. ચંદ્રમોહન વાંચતા હતા તે ચોપડી એક બાજુ મૂકી લીમડાની સોટી ઉગામી બોલ્યા, 'મૂક, મૂક' એઈ ચારુ, મૂકી દે એને!'

એમનાં પત્ની રસોડામાં હતાં દોડતાં આવીને બંનેને એમણે જુદા પાડ્યા અને ખૂબ જ મૃદુ સાદે લાંબી લાજમાંથી કહ્યું, 'રે, લડો મા. ભણ્યા નથી કે 'ઝગડો કરવો ના કદી...'

માસ્તર-પત્નીનો સ્વભાવ જ આ હતો,—લાંબી લાજ ને મૃદુ સાદે વાત. એમનું મોઢું છોકરાઓએ પણ પૂરેપૂરું-સરખી રીતે ક્યારે ય જોયું નથી, કે ક્યારે યે એમને મોટે સાદે બોલતાં સાંભળ્યાં નથી ચારુ રોષથી ધ્રુજતો હતો એ બોલ્યો, 'તે એણે શા માટે મને બાપ સામે ગાળ દીધી?'

ઘવાએલો નિશાકર માત્ર રડતો જ હતો, 'ઍં....ઍં....મારે નાકે... ઍં... ઍં... લોહી લા...'

માસ્તર-પત્ની બોલ્યાં, 'ચારુ, તારે કહેવું હતું ને? માર્યું શા માટે?'

'પણ મને બાપ સામે ગાળ શાનો દે એ?'

ચંદ્રમોહન બોલ્યા, 'વિચારવા જેવી વાત છે, પદ્મવહુ. પિતૃ-ભક્તિનું તે ઈનામ આપવું કે સજા?'

માસ્તર-પત્ની એમની ટેવ મુજબ ધીરે સાદે બોલ્યાં, 'ચારુ, તું આજે બે વાગ્યા સુધી ઊભો રહેજે. અને નિશાકર, તું જા, ચારુના બાપુ પાસે. એમને બધી વાત કરી એમની માફી માગીને આવ, જા.'

ચંદ્રમોહન બોલ્યા, 'બરાબર ન્યાય થયો, વાહ!' અને આમ કહી એ ફરી વાચનમાં પરોવાઈ ગયા. પત્નીએ પૂછ્યું, 'ફરી કેમ વાંચવામાં પડ્યા? છોકરાઓના પાઠ તપાસી એમને રજા આપી દો. પાણી ગરમ થઇ ગયું છે; નાહી લો.'

કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદષ્ટિ ખીલવતી લેખમાળા

# સ્થાપત્ય

શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીના મૂળ પરથી અનુવાદક
સૌ. શ્રી અપર્ણાબેન ત્રિવેદી

## ૪–સ્થાપત્યકળા : સર્વ કળાઓની જનની

સ્થાપત્યકળા (architecture) બીજી બધી કળાઓની જનની છે. ગૃહનિર્માણ થયા વિના ચિત્ર ચીતરવાની જરૂર ઊભી થતી નથી. માણસે સૌ પ્રથમ ચિત્રો આલેખવાની શરૂઆત ઘરની ભીંતો પર કરી. આમ, ભીંતના ભૂષણ (decoration) રૂપે જ ચિત્રનો જન્મ થયો. ઘરની ભીંતો ન હોય તો મોટાં ફલકચિત્રો આલેખવાનું સ્થાન ન મળે. પૃથ્વી પરનાં સૌથી પ્રાચીન ચિત્રો પર્વતગુફાઓ (caves)ની ભીંતો પર જ આલેખાએલાં છે (દાખલા તરીકે પીરીનીઝ પર્વતની આલ્તામિરા ગુફામાંનું આદિમાનવે આલેખેલું આ નીચેનું ચિત્ર).



એ જ પ્રમાણે ખ્રિસ્તીયુગનું પ્રથમ ચિત્ર ભૂમિના પેટાળમાં ગુપ્તગૃહ (catacombs)ની ભીંત પર ચીતરાયું હતું. ઇટાલીની શ્રેષ્ઠ ચિત્રમાળા દેવળની દીવાલોના જ ભૂષણ રૂપે, ભક્ત અને ઉપાસકોના ભક્તિ-રસના ઉપાદાન રૂપે ચીતરાઇ હતી. એટલા માટે ભિત્તિચિત્ર (fresco-painting) એ ચિત્રકળાનું પ્રથમ રૂપ કહેવાય છે. ભારતવર્ષમાં પણ (આદિમ યુગની ચિત્રાવલિઓ પછી) અજંતાની ગુફાનાં ભીંત-ચિત્રો આજે સૌથી પ્રાચીન ગણાય છે. પ્રતિમા–શિલ્પમાં પણ એમ જ છે. એ કળા પણ સ્થાપત્યની અનુગામી છે. માણસના હાથે ઘડાએલી સૌથી પ્રાચીન શિલ્પ–પ્રતિમા (sculpture) સ્થાપત્યની સાથે જ સંકળાએલી છે. દેવતાની મૂર્તિનું રક્ષાગૃહ થયું મંદિર, દેવાલય અને ખ્રિસ્તી દેવળ. મૂર્તિનું સ્થાન મંદિરની અંદર તેમજ બહાર પણ ખરું. મૂર્તિ-શિલ્પ સ્વતંત્ર શિલ્પ તરીકે આચરાવા લાગ્યું તે પહેલાં તે મંદિર, મકાન તેમજ જુદાજુદા કીર્તિસ્તંભો (monuments) સાથે સંલગ્ન—જોડાએલું હતું. પ્રાથમિક અવસ્થામાં તો મૂર્તિ-શિલ્પ સ્થાપત્યની સાથે યુક્ત (architectural sculpture) જ હતું. અને આદિ યુગમાં તે સ્થાપત્યના અલંકાર તરીકે વપરાતું. એટલા જ માટે, શિલ્પી ઘણી વખત, આકૃતિ અને પ્રકૃતિમાં, તેમજ પ્રમાણ અને કલ્પનામાં સ્થાપત્યકળાની પ્રયોજનીયતાને વશ વર્તીને ચાલે છે. સ્થાપત્યના આ હક્કને લઈને તેની પોતાની સત્તા ઘટી જાય છે. આના ઘણા દાખલા મંદિર સાથે સંલગ્ન એવી શિલ્પ–પ્રતિમાઓમાં મળી આવે છે. દાખલા તરીકે શિલ્પ જ્યાં સુધી સ્થાપત્યની સાથે જોડાએલું હતું ત્યાં સુધી ચતુર્મુખ મૂર્તિશિલ્પ (એટલેકે જેને ચારે બાજુથી જોઇ શકાય એવી છૂટી પરિપૂર્ણ મૂર્તિ)ની કલ્પનાને અવકાશ જ ન હતો. મંદિર-ની અંદર મૂકાએલી મૂર્તિ પણ માત્ર સામેથી જ દર્શનીય હતી. આ અવસ્થામાં શિલ્પ સ્વતંત્ર ન હતું; માત્ર મકાનો કે મંદિરોના અંશવિશેષના અલંકારો તરીકે જ તેનું મૂલ્યાંકન થતું. વળી કોઇ રાજા, મહાપુરુષ કે સાધુસંતની પ્રતિમૂર્તિ (portrait) મૂકી હોય તો તેને પણ કીર્તિસ્તંભ (monument) યા સમાધિની સાથે સંયુક્ત કરવાની જ પદ્ધતિ હતી. (એટલેકે પ્રથમ એ કીર્તિ–સમાધિનું સ્થાપત્ય રચાય અને પછી તેમાં મૂર્તિ જડાય ) પ્રાચીન આસીરિયા, ગ્રીસ તેમજ યુરોપના ગૉથિકયુગની કળાઓમાં આ રીતે પ્રતિમા-શિલ્પ સ્થાપત્ય-કળાને અધીન રહ્યું હોવાનાં ઘણાં ઉદાહરણો છે.

વળી, માણસના નિત્ય વ્યવહારની કળામય વસ્તુઓનો પણ ઘણીખરીનો આધાર મકાનના સ્થાપત્યના ઉપર જ રહેલો છે. ઘરનાં ઉપસ્કરો, ખાટલા, આસન, ચટાઇ, ગાલીચા, ગાદી-તકિયા, ઘડા-ગાગર, વાડકા-પ્યાલા, પાનની પેટી આદિ અનેક ગૃહવાસ અને ગૃહસજાવટનાં ઉપકરણો સ્થાપત્યકળાની–વાસ્તુકળાની–સાથે જ જોડાએલાં છે. ગૃહ ન હોય તો ગૃહશોભા અને ગૃહવાસની એ બધી વસ્તુઓ અને ઉપકરણોની કાંઇપણ આવશ્યકતા કે મૂલ્ય નથી.

એટલે, જોઈ શકાય છે કે કલાશિલ્પ (painting and sculpture)અને કારુશિલ્પ (applied and industrial art–કારીગરી) એ બંને કલાઓ સ્થાપત્યની છાયામાં જ જીવે છે. એમનું સ્વતંત્ર અસ્તિત્વ નથી એમ કહીએ તો પણ અતિશયોક્તિ ન કહેવાય.

સ્થાપત્ય અથવા વાસ્તુકળાની બીજી એક વિશેષતા એ, કે તે માણસના સમાજ અને સામાજિક જીવનની સાથે બહુ નિકટપણે જોડાએલું છે. ઉત્સવગૃહો, સભામંડપો, નાટ્યશાળાઓ અને નાટ્ય-મંડપો વગેરે પ્રકારના સ્થાપત્યો અનેક માણસોનાં મિલન અને એકત્ર સમાગમ માટેનું એક આચ્છાદન રચે છે. આપણું એક ગૃહ અથવા વાસ્તુ, તે પણ એકાધિક માણસ અને તેમનાં પુત્રકલત્ર તથા સગાવહાલાંના એકત્ર વસવાટ માટેની નિલયભૂમિ છે. સ્ત્રીને કેન્દ્રમાં રાખીને જ એકેએક ગૃહવાસ નિર્મિત થાયછે માટે જ કહ્યું છે 'ગૃહિણી ગૃહમુચ્યતે.' એક એક ગૃહમાં એક એક પરિવાર વસીને સમાજને એક એક એકમ (unit) રચી આપે છે; અને આવા ઘણા પરિવારોની સમષ્ટિના સમાહારથી સમાજનું સંયોજન થાય છે. અમુક ઝૂંપડીઓની આવી સમષ્ટિથી એક એક ગામડું બને છે; અનેક જુદાં વાસ્તુગૃહોના સમાહારથી શહેરનો જન્મ થાય છે. ગામડાની ઝૂંપડીથી માંડીને શહેરની મકાનશ્રેણી સુધી સર્વનો આધાર સ્થપતિ અથવા વાસ્તુશિલ્પીના ઉપર રહેલો છે. વાસ્તુશિલ્પ બાદ કરીએ તો સમાજ ટકી જ શકે નહિ.

ગામડામાં કે શહેરમાં, માણસના સામાજિક જીવનની ટેવો (habit) અને રીતિપદ્ધતિ (mode of life) પ્રમાણે જ વાસ્તુ-શિલ્પની સંયોજના અને રૂપમાં પરિવર્તન થાય છે. માણસના ન્યાતસમૂહો કે ધંધાસમૂહો (community) જે પ્રમાણે જીવન વ્યતીત કરતા હોય, તેની પ્રયોજનીયતા અને રુચિ પ્રમાણે જ તેનું વાસ્તુશિલ્પ રૂપ અને મૂર્તિ ગ્રહણ કરે છે. આ રીતે માણસના જીવન-ની પ્રતિકૃતિ અથવા પ્રતિબિમ્બ તેના ગૃહવાસના રૂપ (form) અને નકશા (design)માં પ્રતિબિમ્બિત થાય છે. બંગાળની જીવન વ્યતીત કરવાની પ્રથા અને રીતિ–નીતિ બંગાળીના ઘરના ચોક, પૂજાનો ઓરડો, ઓટલો, ચોકને મળતી પરશાળ, શયનગૃહ, ગૌશાળા અને સ્નાનગૃહ આદિની વ્યવસ્થા તથા સંસ્થાનરીતિ (plan)માં પ્રતિફલિત થાય છે. જોકે છેલ્લાં ૨૫–૩૦ વર્ષમાં બંગાળના સામાજિક જીવનની રીતિપદ્ધતિમાં ઘણી જાતનાં પરિવર્તનો થયાં છે અને આ પરિવર્તન તેના આધુનિક ગૃહની વ્યવસ્થા તથા પદ્ધતિમાં



[યુરોપના આધુનિક પદ્ધતિના સ્થાપત્યનો નમૂનો]

પણ પ્રતિફલિત થાય છે. બીજા પ્રાંતોમાં પણ આ જ પ્રમાણે બન્યું છે.

આવી રીતે માણસના જીવનનો આદર્શ, તેના જીવન ગઠનની રીતિનીતિ અને પદ્ધતિ, તેના ગૃહ-નિર્માણનાં રૂપ અને વ્યવસ્થા, એ જ તેના સામાજિક તથા નૈતિક જીવનને પ્રભાવિત અને નિયન્ત્રિત કરે છે. કોઇ કોઇ પ્રકારના ગૃહ વળી માણસની સમાજબુદ્ધિને તથા તેની નીતિબુદ્ધિને પીડિત ને સંકુચિત પણ કરે છે. જો આપણે બૃહત્ આદર્શના સામાજિક જીવનની તથા ઉચ્ચ આદર્શના નૈતિક જીવનની અભિલાષા રાખતા હોઇએ તો આપણે તેને ઉપયોગી વાસગૃહ જ નિર્માણ કરવું પડશે. કારણ કે, આપણા વાસગૃહની વ્યવસ્થા અને સ્થાપના આપણા સામાજિક અને નૈતિક જીવનના પથપ્રદર્શક બની રહે છે. આપણે એવું ગૃહ નિર્માણ કરવાની જરૂર છે કે જે ગૃહમાં આપણી સામાજિક બુદ્ધિ, નીતિબુદ્ધિ, ધર્મબુદ્ધિ, સૌન્દર્યબુદ્ધિ, સ્વાસ્થ્યબુદ્ધિ—ટૂંકમાં આપણા સંપૂર્ણ મનુષ્યત્વનો વિકાસ અને પ્રસાર સહેલાઇથી સંપન્ન થઇ શકે.

યુરોપમાં આધુનિક યુગમાં તેના નવા જીવનના આદર્શને અનુકૂળ અને આધુનિક સામાજિક (social) તથા બૌદ્ધિક (intelectual) જીવનને અનુરૂપ સ્થાપત્યનો ઉદ્ભવ થયો છે. ત્યાંની આ આધુનિક પદ્ધતિની (modernistic) ગૃહનિર્માણકળા મુખ્યત્વે ત્રણ કારણોને લીધે જન્મી છે: એક તો વિજ્ઞાન અને સ્વાસ્થ્યબુદ્ધિની—આરોગ્યની દૃષ્ટિએ, બીજું આર્થિક માંગ તથા જરૂરિયાતો મુજબ અને ત્રીજું નવાંનવાં શોધાતાં ગૃહનિર્માણનાં ઉપકરણો—સાધનો (material)ના ઉપયોગની નજરે. પહેલું તો એ, કે ગૃહનો એકેએક ખૂણોખાંચરો જલદીથી સાફ થઈ શકે તે માટે એ આધુનિક સ્થાપત્યમાંથી બધા જ પ્રકારનાં આભૂષણ—અલંકરણો અને જટિલતાનો નાશ કરવામાં આવ્યો છે. અલંકારબહુલ ગૃહ (ornamental architecture) ધૂળ અને રોગનાં બીજ તથા જંતુઓ (germs)ની આવાસભૂમિ થાય છે. અધિકતર પ્રકાશ તથા વાયુસંચાલન(મળ-લખ હવાઅજવાળું) મળી રહે તે માટે મોટામોટા ચતુષ્કોણ માળાઓ રાખીને પ્રાચીન પ્રથા તથા ઢબની બારીઓ કાઢી નાખવામાં આવી છે. ધર્મમાં શ્રદ્ધા હોવાનાં જુદાંજુદાં પ્રતીકો (symbols) અને પ્રતિમાઓનું તો વર્તમાન જીવનમાં કાંઈ પ્રયોજન જ રહ્યું નથી, એટલે પ્રાચીન કાળમાં ધર્મશ્રદ્ધાનાં પ્રતીક (symbol) રૂપ જે બધાં આભૂષણો અને અલંકરણો જુદાંજુદાં સ્થાનો ઉપર અધિકાર કરતાં તે બધાનો તો હવે ધરમૂળમાંથી નાશ કરવામાં આવે છે.

વર્તમાન આદર્શ પ્રમાણેની જીવનપ્રણાલિકી તથા અર્થનીતિના સંઘર્ષને કારણે સગાંવહાલાં સાથે એક જ ઘરમાં સંયુક્ત(અવિભક્ત) કુટુંબ તરીકે રહેવું હવે અશક્ય થઇ પડ્યું છે. થોડા ખરચમાં, થોડી જગ્યામાં, કોઈ પણ જાતના શોભાશણગાર વગર અને સીધીસપાટ રેખા (straight line)માં રચાએલું તથા યોગ્ય પ્રમાણમાં હવા-અજવાળું આપતું ઘર યોજવાના આદર્શે આજે નવી રીતિના સ્થાપત્યને જન્મ આપ્યો છે. આ સ્થાપત્યનું નામ પડ્યું છે ચતુષ્કોણવાદી (cubistic) વાસ્તુરીતિ. એમાં વાંકી વળાંકવાળી રેખાને તો ક્યાંયે સ્થાન જ નથી. એનું નિર્માણ સીધીસટ રેખાઓના જ સમાહારથી થાય છે. જીવનની બધી જટિલતા કાઢી નાખી, એને સહજ રસ્તે, સરળ રસ્તે, સ્વાસ્થ્યને રસ્તે, વિજ્ઞાનસંગત રસ્તે, થોડા ખર્ચને રસ્તે ચલાવવું, એ છે આ નવી રીતિના સ્થાપત્યનું મૂળ સૂત્ર. આ પદ્ધતિના સ્થાપત્યે પ્રાચીન પ્રણાલિની સ્થાપત્ય-રીતિ સાથેનો બધો જ સંબંધ તોડી નાખ્યો છે જો કે અમુક અંશે આદિ યુગની વાંસ અને લાકડાની બનાવટની સહજ સરળ સ્થાપત્ય-રીતિની અકૃત્રિમતાના રૂપમાં પાછા ફરવાનું લક્ષણ આ આધુનિક રીતિમાં નજરે પડે છે. આદિ જીવનની જટિલતાહીન સરળતા તરફ પ્રત્યાવર્તન કરવાની એક હુશારી અને આકાંક્ષા આ પદ્ધતિમાં છુપાએલી છે. પણ જીવનમાં ખરેખર એવી સરલતા અને સત્યના રૂપને પ્રતિષ્ઠિત કરવા માટે તો વ્યક્તિગત અને સામાજિક બન્ને જીવનને બીનજરૂરી એવા ઠાઠમાઠ અને ઐશ્વર્યની ભોગબુદ્ધિમાંથી પહેલાં તો સંપૂર્ણપણે મુક્ત કરવાં પડશે. યુરોપમાં ઘણાં કારણોને લીધે જીવનયાત્રાની રીતિ-પદ્ધતિ, વેશ-ભૂષા અને ઘરની બીજી વસ્તુઓ અનાવશ્યક વ્યયસાધ્ય અને જટિલ થઈ ગઇ છે. તેમાંથી બચાવીને આ આધુનિક રીતિની સરળ વાસ્તુ-પદ્ધતિ—તેમને કદાચ એક સહજ-સરળ, ભોગ-વિમુખ, સંયમી જીવનના આદર્શ તરફ ઇશારો કરી દેશે.

ભારતવર્ષની પ્રાચીન પદ્ધતિના સ્થાપત્યમાં ભારતના પ્રાચીન જીવનની રીતિપદ્ધતિ અને આદર્શ સાર્થક થયાં હતાં. પ્રાચીન ભારતનું વાસ્તુ-શિલ્પ ભારતના પ્રાચીન જીવનની સાધના અને સંસ્કૃતિનું શ્રેષ્ઠ ફળ હતું. હવે ભારતની આધુનિક સાધના અને ભવિષ્યની સંસ્કૃતિ બાકી કાળના ભારતના વાસ્તુશિલ્પને કોઇ નવા રસ્તે, કોઈ નવા સૌન્દર્યના આદર્શમાં ઘડશે. તેનો ભાર અને કર્તવ્ય આધુનિક ભારતના ઉપર નિહિત છે. ભારતની પ્રાચીન સ્થાપત્યકીર્તિ આજ પણ આખી પૃથ્વીને વિસ્મય પમાડે છે. ભારતના ભવિષ્યની સ્થાપત્ય-કીર્તિ તેની પ્રાચીન કીર્તિની એ સાધના અને આદર્શનું અતિક્રમણ નહિ કરી શકે એમ કોણ કહી શકે?

[આ લેખમાળા અહીં સંપૂર્ણ થાય છે. પરંતુ તેને અનુસંધાને આ માળામાં જ આજ સુધી પ્રતિપાદિત કરેલા કલાના સિદ્ધાંતો ઉપર, એ જ લેખકે કલકત્તા યુનિવર્સિટીના કલાના અભ્યાસક્રમની પરીક્ષાઓ માટે યોજેલા થોડા પ્રશ્નપત્રો હવે રજૂ કરશે. જે વાચકોએ આ માળાનું રસપૂર્વક આજ સુધી વાચન-અધ્યયન કર્યું છે તેમને એ પ્રશ્નપત્રો પોતાના જ્ઞાનને કસવાનું એક અત્યંત ઉપયોગી સાધન બની રહેશે, એટલું જ નહિ પણ એ પ્રશ્નપત્રો ચિત્રમય હોવાથી તે એક સ્વતંત્ર કલાપાઠ રૂપ પણ બની રહેશે.]



# સંધ્યા અને પ્રભાત



અહીં સંધ્યા ઊતરી આવી. સૂર્યદેવ! કયા સમુદ્રપાર, કયા દેશમાં તમારું પ્રભાત થયું હશે?

શયનગૃહના દ્વાર પાસે ઘૂંઘટભરી નવવધૂની જેમ અહીં અંધકારમાં રજનીગંધા કંપી ઊઠે છે, ત્યારે કોણ જાણે ક્યાંક ભોર વેળાનું ચંપાનું ફૂલ ફૂટયું હશે.

અહીં કોઈ જાગ્યું. સંધ્યાએ જલાવેલો દીપ બુઝાવી દીધો. રાત્રે ગૂંથેલી ગુલાબની માળા ફેંકી દીધી.

અહીં દરેકને બારણે આગળો પડયા, ત્યારે પેલી પાર બારીઓ ખુલવા લાગી. અહીં નૌકા ઘાટે બંધાવા લાગી અને ગામેગામ નીંદની તૈયારીમાં પડયા ત્યારે પેલી પાર સઢમાં પવન ભરાવા લાગ્યો.

પેલા લોકો ધર્મશાળામાંથી બહાર નીસર્યા છે. પૂર્વની બાજુ મોં ફેરવી ચાલ્યા જાય છે. એ લોકોને કપાળે પ્રભાતનું તેજ ચમકે છે. એમની મજલ હજુ પૂરી નથી થઇ. એમને રસ્તે બારીએબારીના કાળાભમ્મર આંખોભરી કરુણ રાગના અનિમેષ દૃષ્ટિએ મીટ માંડી રહી છે. એમને માટે રસ્તો પણ જાણે નિમંત્રણની લાલ પત્રિકા ખોલીને બોલે છે: 'તમારે માટે આ બધુંય હાજર છે.' એ લોકોના હૃત્પિંડના તાલેતાલે જયભેરી બજી ઊઠી છે.

અહીં બધા ગોધૂલિ વેળાએ દિવસની શેષ નૌકામાં પાર થઈ ગયા.

ધર્મશાળાના આંગણામાં આ લોકો ગોદડીઓ બિછાવે છે. કોઇ એકલા તો કોઇ સંગાથે થાક્યાપાક્યા પડયા છે. રસ્તાની આગળ શું છે તે અંધકારમાં દેખાતું નથી. પાછળના રસ્તે શું હતું તેની અંદરઅંદર ઝીણીઝીણી વાતો ચાલે છે. વચમાં વાતો બંધ પડી જાય છે. ત્યાર બાદ શાંતિ છવાઈ રહે છે તે પછી આંગણામાંથી ઉપર જુએ છે તો દેખાય છે આકાશમાં સપ્તર્ષિ.

સૂર્યદેવ, તમારી ડાબી બાજુએ આ સંધ્યા; તમારી જમણી બાજુએ પેલું પ્રભાત. એ બંનેને તમે મેળવી આપો. આની છાયાને પેલાના તેજને એક વાર તમારે ખોળે લઈ ચુંબન કરો.

આની પૂર્વી રાગિણીથી પેલાના પ્રકાશને તમે આશીર્વાદથી વધાવી દો.

(રવીન્દ્રનાથ ઠાકુરની 'લિપિકા'માંના મૂળ બંગાળી ઉપરથી) —વિનોદ કોઠારી



મલેક બાપુને બે દીકરા. મોટા સાથે ભાઈબંધી કરી. રાતે ને દિવસે તેને ઘેર જાઉં. ભીંતે લટકતો જમૈયો, તલવાર ને ક્યારેક એ બંદૂક જોઇ હૃદય થડકા ખાય. બંદૂક મલેક બાપુ સાથે જ લઇને ફરે. તેમને ઘેર હું જાઉં. કોઈ ન હોય અને બંદૂક લઇને ક્યાંક સંતાડી દઉં? સંતાડવા માટે મારા ઘરની એક ઓરડી પણ પસંદ કરેલી. તેમાં ગાયો માટે ઘાસ ભરી રાખતાં. દિવસે તો બંદૂક લઈ જવાય નહિ. રાતે જાઉં તો મલેક બાપુ બેઠા જ હોય. નિરાશ થઈ ગયો.

એક દિવસે લાગ મળી ગયો. ગામથી દૂર મહાદેવનું મંદિર. નિર્જન શાંત જગ્યા. પાસે જ નાનકડી નદી વહે. મને એ નદી, એ શાંતિ ને પ્રાકૃતિક નિર્જનતા ઘણાં ગમે. આજ પણ એવી જ શાંતિ મને પ્રિય છે, એવાં જ સ્થાનો અતિઘણાં ગમે છે તેથી જ હું ઘણો કાળ ગુપ્તવાસ ભોગવતાં આવાં નિર્જન સ્થાનોમાં ગાળી શક્યો.

દશેક વાગ્યા હશે. મંદિરે જઇ ચડયો. ઊંચા પગથાર પર જઈ જોઉં તો મલેક બાપુ નદીમાં કપડાં ધૂએ છે. ધારની પાળ પર કોરાં કપડાં ને બંદૂક પડયાં છે. મને હૈયું ફફડ્યું.

એમ જોઈ જ રહ્યો. થોડીવારે મલેક બાપુ કપડાં ધોતા ઊઠયા. સામે કિનારે દેવનું મંદિર હતું. ત્યાં આગંતુકોના શરણ માટે એક ઝૂંપડીનો ઓટલો મુકાએલો. તે તરફ પાણી ભરી બાપુ દિશાએ ગયા. સામે કિનારે નાનકડા કોતરમાં તેઓ અદીઠ થયા.

તરત હું ચાલી પડયો. બંદૂક લઇને સંતાડી દઉં! નાદાન હું, વિચારી ન શક્યો કે બંદૂક સંતાડીને કરીશ શું? સ્વાર્થને વિચાર કે આંખ હોતાં નથી. શક્યતા કે ગંભીરતા સમજ્યા વિના ઝટઝટ ગયો તો ખરો, પણ નજીક જઈ બેસી જવાયું. લઉં કે ન લઉં એ વિમાસણ થઈ પડી. છેવટે દૃઢ મન કરી બંદૂક ઉપાડી ઓ-હો! એનું વજન! જાણે કોઈ અમૂલા દ્રવ્યનો ખોળો લોઢી બમણા વેગથી દોડી રહ્યું, રુંવાડાં ખડાં થઈ ગયાં. આજુબાજુનું બધું કાંપતું દેખાયું. સીધી બંદૂક ઊંડાય તો નહિ જ. લઇને બે ચારેક ડગલાં આગળ વધ્યો ત્યાં તો–

'એલા, ઈ કોણ...?' મલેક બાપુનો પેલો બોલ ગરજતો સંભળાયો!

કિનારાની ઊંચી ભેખડ ફાડીને ઉપર જવાનું હતું. ભેખડ આઠ દસ હાથ ઊંચી. અમે નહાવા ઊતરીએ ત્યારે આ ભેખડની ઓથમાં અમારાં કપડાં મૂકીએ. આ અનુભવે ઊગરવાનો માર્ગ કરી આપ્યો.

એકાએક આવી પડેલા સંકટ સમયે સં-પૂર્ણ ધૈર્ય એ મારા સ્વભાવનું વિશેષ લક્ષણ છે. મોતનો ઘેરાયો પણ હું કદી થડક્યો નથી. કોણ જાણે કેમ, પણ આવા પ્રસંગોએ મને ઉપાય પણ એવા જ કારગત સૂઝ્યા છે. આખું ઘર પૂરી પોલીસે ઘેરી લીધું હોવા છતાં ત્રીજે માળેથી હું આબાદ બચ્યા માર્ગે નાસી છૂટયો છું. એવા અનેક પ્રસંગોનો વિચાર કરું છું તો સમજાય છે કે તેનું કારણ એક માત્ર દૃઢ ધૈર્ય. ધીરજને લીધે અકસ્માત આવેલા સંકટથી ગભરાટ જેવું નથી રહેતું. ગભરાટ જ માનવીને મૂંઝવે છે. શાંત ચિત્ત યોગ્ય માર્ગ વિચારી શકે છે. અકસ્માત આવી પડેલા સંકટ સમયે સાહસ વડે જ સફળતા મેળવી શકાય. અને ધૈર્ય વિના સાહસ ઊપજતું જ નથી.

મલેક બાપુનો બોલ સંભળાયો કે આગળથી મેં કહ્યું: 'મલેકબાપુ, મારે નહાવા પડવું છે. છાંટા ઊડે તો બંદૂક પર પડેને? એટલે બંદૂક આ ભેખડના પોલાણમાં મૂકું છું.'

'ઊડયાં છાંટા! મૂકી દે ત્યાં.' કહેતા મલેક બાપુ મને વઢવા માંડ્યા: 'ગાંડા અનાડી! ભરેલી બંદૂકને અડાય?'

એ કહેતા રહ્યા અને મેં બંદૂક પાછી હતી ત્યાં મૂકી દીધી.

બાળવયના આ પ્રયત્નમાં ભવિષ્યનો કોઈ સંકેત સમાયો છે એ હું ક્યાંથી સમજું? આજે વીત્યું સંભારું છું તો પ્રકૃતિના મહાન નિયમનું ભાન થાય છે. ગીતાના કર્મવાદનું આ જ રહસ્ય છે. (ચાલુ)

# પોટાશિયમના ક્ષારો

લેખક ડૉ. નરસિંહ મૂ. શાહ એમ.એસસી., પીએચ.ડી.

રાસાયનિક વર્ગીકરણમાં પોટાશિયમ અને સોડિયમ બંને ધાતુઓ એક જ વિભાગમાં આવે છે ને બંને 'આલ્કલી ધાતુઓ' તરીકે ઓળખાય છે, એ અગાઉ આવી ગયું. બંનેના ગુણધર્મ પણ લગભગ સરખા છે ને બંને વચ્ચે સામ્ય પણ ખૂબ છે. છતાં સોડિયમને મુકાબલે પોટાશિયમ કુદરતમાં ઓછું માલૂમ પડે છે. ભૂસ્તરીય શિલાઓ, વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિ—પ્રકૃતિના એ ત્રણે મુખ્ય વિભાગોમાં પોટાશિયમના ક્ષારો ઓછાવત્તા પ્રમાણમાં મળી આવે છે.

પ્રાથમિક કાળની પ્રાચીન શિલાઓમાં પોટાશિયમ સિલિકેટ રહેલું હોય છે. મેનાઈટમાં ૧૦ થી ૩૧ ટકા સુધી પોટાશિયમ માલૂમ પડે છે. મુસ્કોવાઈટ અબરખમાં પણ પોટાશિયમ હોય છે.

વનસ્પતિમાં તો કેટલી યે કાર્બનિક તેજાબોના પોટાશિયમ ક્ષારો મળી આવે છે. દાખલા તરીકે સોરેલ અને રહુબાર્બમાં ઍસિડ પોટાશિયમ ઑક્સાલેઇટ ને દ્રાક્ષમાં ઍસિડ પોટાશિયમ ટાર્ટરેઇટ હોય છે. સોરેલનો ક્ષાર કપડા પરથી શાહીના ડાઘ કાઢવામાં વપરાય છે. દ્રાક્ષનો ક્ષાર આરગોલ યા ટાર્ટર ક્રીમ તરીકે ઓળખાય છે.

આવી વનસ્પતિને બાળવાથી તેની ઉપરના ક્ષારોનું પોટાશિયમ કાર્બોનેઇટમાં પરિવર્તન થાય છે અને તે રાખમાંથી પોટાશિયમ કાર્બોનેઇટ કાઢી શકાય છે. એ વનસ્પતિના લાકડાની રાખને પાણી સાથે મેળવી, એ દ્રાવણને ઉકાળી, છેવટનો ભાગ લોઢાની સાકડી કડાઇમાં ગરમ કરવાથી પોટાશિયમ કાર્બોનેઈટ બનાવવાની રીત પહેલી અસ્તિત્વમાં આવી અને હજી પણ આ જ રીત કેટલીક જગ્યાએ વપરાય છે. પોટાશિયમ કાર્બોનેઈટનું સામાન્ય નામ 'પોટાશ' પણ આ ઉપરથી જ આવ્યું લાગે છે: 'પૉટ' એટલે ઘડો અને 'ઍશ' એટલે રાખ, એ ઉપરથી પોટાશ એટલે ઘડાની રાખ.

વનસ્પતિને પોટાશિયમની ખાસ જરૂર પડે છે. તેમની વૃદ્ધિમાં એ મહત્ત્વનો ભાગ ભજવે છે. ઘઉંને દર વર્ષે (તેના ઑક્સાઇડના હિસાબે ગણતાં) એકર દીઠ સવા પૌંડ પોટાશિયમની જરૂર રહે છે. બીજી વનસ્પતિને એથી પણ વધારે જરૂર પડે છે. આ જરૂરિયાત જમીનમાં રહેલા પોટાશિયમ ક્ષારો પૂરી પાડે છે. પણ વારંવાર પાક ઉતારવાથી જમીનના પોટાશિયમ ક્ષારોનું પ્રમાણ ઘટતું જાય છે અને જમીન ફળદ્રુપતા ગુમાવે છે; એટલે જમીનની ફળદ્રુપતા ટકાવી રાખવા પોટાશિયમના ક્ષારોવાળું ખાતર જમીનને આપવું જોઇએ. લાકડાં બાળવાથી મળતી રાખમાં આ ક્ષારો સારા પ્રમાણમાં હોય છે, એટલે જ રાખ એ ઉપયોગી ખાતર ગણાય છે.

સમુદ્રના પાણીમાં પણ પોટાશિયમના ક્ષારો હોય છે. તેમાંથી દરિયાઈ વનસ્પતિ પોતાની જરૂરિયાત અનુસાર તેને શોષે છે. બીટ સાકરના છોડ પોટાશિયમ ક્ષારો ખૂબ શોષે છે. સાકરની બનાવટમાં સાકર કાઢી લીધા પછી બીટનો જે ક્ચરો રહે તેમાં આ પોટાશિયમ ક્ષારો એકઠા થાય છે. એને ગરમી આપી ઉકાળીને ચાસણી કરી બાળી નાખવામાં આવે છે, એટલે પોટાશિયમ કાર્બોનેટ પાછળ રહે છે.

ઘેટાંના પરસેવામાં સારા પ્રમાણમાં પોટાશિયમ ક્ષારો હોય છે. જો ઊન ઉતારીને તરત પાણી વડે ધોઇએ, ને ધોવણ તપાસીએ તો ૧૦૦ ભાગ ઊનમાંથી પાંચ ભાગ પોટાશિયમ કાર્બોનેટ મળી આવે છે.

પ્રાણીઓના લોહીમાં પોટાશિયમ ને સોડિયમનું પ્રમાણ અનુક્રમે ૦.૦૨૨ ને ૦.૩૨ ટકા હોય છે. વનસ્પત્યાહારી પ્રાણીઓના દૂધમાં તેમજ મનુષ્યના દૂધમાં પોટાશિયમ વિશેષ પ્રમાણમાં આવેલું છે (૩.૫:૧). આપણા જીવનમાં પોટાશિયમની આવી મહત્તા છે.

પોટાશિયમના ક્ષારો જોકે કુદરતમાં સર્વત્ર વેરાએલા મળી આવે છે, છતાં તેનો ઉપયોગમાં લઈ શકાય એવો જથ્થો તો બહુ થોડી જગ્યાએ નીકળે છે. આવા ઉપયોગી જથ્થા—ભરાણો—માં જર્મનીનાં સ્ટાસ્ફુર્ટનાં ભરાણોનો ખાસ ઉલ્લેખ કરવો જોઇએ. એ ભરાણો ૧૮૩૯માં મળી આવેલાં અને અત્યાર સુધી દુનિયાના લગભગ બધા દેશોને પોટાશિયમના ક્ષારો તેમાંથી જ પૂરા પડતા. ત્યાં પચાસ લાખ ટન પોટાશિયમ ક્ષારોની વાર્ષિક પેદાશ થાય છે! ભૂસ્તરીય કાળમાં કોઈ તળાવ સુકાઈ જવાથી આ ભરાણ અસ્તિત્વમાં આવ્યાં હશે એમ તેમની રચના પરથી લાગે છે. તેમાં ભિન્નભિન્ન ક્ષારોના ઉપરાઉપરી થરો આવેલા છે. આવા થરોમાં ૫૦–૧૩૦ ફુટ જાડો એવડા ક્ષારનો બનેલો એક મોટો પટ્ટો આવેલો છે. આ એવડા ક્ષારને કારનેલાઇટ કહેવામાં આવે છે અને તેમાં પોટાશિયમ અને મૅગ્નેશિયમ ક્લોરાઇડો સંયુક્ત દશામાં આવેલા છે તેમાંથી પોટાશિયમ ક્લોરાઈડ જુદો પાડવામાં આવે છે. કારનેલાઈટને ગરમી વડે પીગળાવવાથી લગભગ શુદ્ધ પોટાશિયમ ક્લોરાઈડ તેમાંથી જુદો પડે છે અને પીગળેલો મૅગ્નેશિયમ ક્લોરાઇડ દ્રવશેષ તરીકે પાછળ રહે છે. પછી પોટાશિયમ ક્લોરાઇડને શુદ્ધ કરીને તેમાંથી પોટાશિયમના બીજા ક્ષારો બનાવવામાં આવે છે. હવે તો આલ્સેસનાં ભરાણો પણ પોટાશિયમના ક્ષારોનો મોટો ભાગ દુનિયાને પૂરો પાડે છે. વળી રશિયા, અમેરિકા અને કૅનેડાના અમુક પ્રદેશોમાં પણ પોટાશિયમના ક્ષારોનાં ભરાણો જડી આવ્યાં છે. પણ છતાં સ્ટાસ્ફુર્ટનાં ભરાણોની મહત્તા ઓછી થઇ નથી.

મીઠામાંથી સોડા બનાવવાની લી બ્લાન્ક પદ્ધતિનો ઉલ્લેખ પહેલાં આવી ગયો. આ રીત અનુસાર પોટાશિયમ ક્લોરાઇડમાંથી પોટાશિયમ સલ્ફેટ અને પછી તેમાંથી પોટાશિયમ કાર્બોનેટ બનાવાય છે. પોટાશિયમ કાર્બોનેટ મોતીની રાખ (pearl-ash) તરીકે ઓળખાય છે. પોટાશિયમ કાર્બોનેટના સંતૃપ્ત દ્રાવણમાં કાર્બન ડાયૉક્સાઇડ વાયુ પસાર કરવાથી પોટાશિયમ બાઈ કાર્બોનેટ બને છે. આ પોટાશિયમ કાર્બોનેટને હવામાં રાખવાથી તે પાણી ચૂસે છે. કાચની બનાવટમાં તથા રંગાટમાં આ ક્ષાર ઉપયોગમાં આવે છે. આ પોટાશિયમના મિશ્રણવાળો કાચ 'સખત કાચ' તરીકે ઓળખાય છે.

કૉસ્ટિક સોડાની માફક કૉસ્ટિક પોટાશ પણ બનાવી શકાય છે અને 'સૉફ્ટ' (માખણ જેવા નરમ) સાબુની બનાવટમાં તેનો ઉપયોગ થાય છે. આપણા રોજિંદા ઉપયોગમાં વપરાતો સાબુ કૉસ્ટિક સોડામાંથી બનાવાય છે. કૉસ્ટિક પોટાશનાં દ્રાવણો કાચ પર અસર કરે છે, તેથી રૂપું, નીકલ યા લોઢાના વાસણમાં જ તેનું દ્રાવણ ઉકાળી શકાય. પીગળેલો પોટાશ તો પ્લૅટિનમ જેવી કીમતી ધાતુને પણ ખાઈ જાય છે.

દવામાં વપરાતા પોટાશિયમ બ્રોમાઇડ અને પોટાશિયમ આયોડાઇડ પણ ઉપયોગી ક્ષારો છે. બ્રોમાઈડ તો ફોટોગ્રાફીમાં પણ વપરાય છે. વળી પોટાશિયમ સલ્ફેટ ફટકડીની બનાવટમાં અને ખાસ કરીને તંબાકુની ખેતીમાં ખાતર તરીકે ઉપયોગમાં આવે છે.

(મારુ સાચું નામ બાબુલાલ આર. ઠક્કર છે.) આ બાબત મેં મારા કસરતના વિદ્યાર્થીઓને પૂછતાં એક છોકરો બહાર આવ્યો અને પોતે જ આ અઘટિત કાર્ય કરેલું હોઈ તે માટે તેણે માફી માગી.'

અમારા ધ્યાન પર આવેલી એક બીજી વસ્તુ વિષે ઉમેરતાં એક ભાઇ લખે છે કે, 'આપે જે વ'લીની સહી કરાવવાની નવી રીત કાઢી છે તેનો પણ ખોટો ઉપયોગ થાય છે. છોકરાઓ કાગળ લખી જરા બનાવટી અક્ષરે અથવા બીજા કોઈ પાસે પોતાના વાલીની સહી કરાવી મોકલે છે, આથી સહી કરાવવાનો હેતુ ઉદ્દેશ સરતો નથી.' આ વળી એક નવી માનસિક અધોગતિ છે. પોતાનું નામ છપાવવાના ક્ષુલ્લક મોહમાં ફસાઈને પોતાના જ પિતા કે ભાઈની બનાવટી સહી કરાવનારને પોતાના નૈતિક પતનનો ખ્યાલ નથી હોતો. જોકે અમે તો પુખ્ત વયના માણસોની સહી ઓળખી શકીએ છીએ.

ત્રીજા ભાઈ એવી સૂચના કરે છે કે 'કુમાર'માં માત્ર છોકરાઓનાં જ સરનામાં પ્રસિદ્ધ કરો; છોકરીઓનાં સરનામાં પ્રસિદ્ધ ન કરશો.' આ સૂચન ઉપર પહેલાં અમે વિચાર કર્યો હતો. પણ કેવળ કેટલાક પાજી પત્રમિત્રો અઘટિત પત્રવ્યવહાર કરશે એ ભયે બહેનોને અન્યાય કરવો અમને ઠીક નથી લાગતો.

આ ક્ષુદ્ર મનોવૃત્તિઓ જોઇને એક ભાઇએ લખ્યું છે, 'હિંદી પત્રમિત્રોનો વિભાગ જ બંધ કરો તો સારું, કેમકે તેમાં કેવળ નામ છપાવવાના આશયથી જ મોટા ભાગના પત્રમિત્રો સરનામાં મોકલતા હોય છે. આવા પત્રમિત્રોને જ્યારે કાગળ લખીએ છીએ ત્યારે બહુ ઓછા જણ જવાબ આપે છે. (પરદેશનો તો દરેક મિત્ર જવાબ લખે છે.) આવા લોકોને જો પોતાનું નામ છપાવવું હશે તો બીજાં છાપાંઓમાં છપાવી શકશે, કારણ હવે ઘણાં છાપાંઓએ આવો વિભાગ શરૂ કર્યો છે. તેથી 'કુમાર'માં આ વિભાગ બંધ કરવાથી તેટલી જગ્યા બચશે અને તે જગ્યામાં કોઈ ઉપયોગી લેખમાળા શરૂ કરી શકાશે.'

પત્રમિત્રો શું પોતાની ક્ષુદ્ર મનોવૃત્તિવાળું આચરણ ચાલુ રાખી અમને આ છેલ્લા ભાઈએ સૂચવેલો માર્ગ લેવાની ફરજ પાડશે?

## પરદેશનાં પત્રમિત્રોનાં સરનામાં

(1) Miss Reno Brown, 31 Newbattle, Calderbonkvy, Airdri Lan. (Scotland); (2) Evelyn Swords, 5748 Blackstone Ave, Chicago-37 (U.S.A.); (3) W. N. Agbok P. O. B. 1, Awunaza (Gold Coast-Africa); (4) Mrs. W. Wells, 64 Harcourt Ave, Toronto-6 (Canada); (5) Joe Ventura, St Lewis, H Rue D'Agen Gzira (Malta); (6) Joan Hutchinson, 128 Garthland, Dr. Dennistoun, Glasgow (Scotland), (7) Eva U Bailey, R. I. Dows Iowa (U. S. A.), (8) Mrs. Raw Thomson, 6100 east, 13 street, Winfield, Kanasas (U. S. A.); (9) Bessie Bowers, Gainesboro, Verginia (U. S. A.); (10) Neil GunaseKera, 'Witayasevena' Paiyagala So. (Ceylon), (11) Art Hoffman, P. O. B. 47, Lockport, N. Y. (U.S. A.); (12) Ernest Q. Bigelow, R. I, Pelham, New Hampshire (U. S. A.); (13) Etta Ranch, R. 5, Estheville, Iowa (U. S. A.); (14) J. Sabhapat, 17 Edmonton Lane, Kirillapone, Nugegoda (Ceylon). (ધીરેન્દ્રકુમાર દફ્તરી તરફથી આ સરનામાં મળ્યાનો ઉલ્લેખ કરવો)

## પત્રમિત્રોને સૂચના

હકુભાઈ બી. ગાંધી, વિજયકુંજ, જગનાથ રોડ, રાજકોટ, એ ભાઇ 'કુમાર'ના કોઇપણ વાચકને પોતાના સંગ્રહમાંથી ૨૨ થી ૨૫ ટિકિટો મફત આપવા ઇચ્છે છે. માગણી કરનારે સાથે પોતાના સરનામાવાળું પોસ્ટનું કવર મોકલવું.

પત્રમિત્ર વિભાગની કોઇપણ જાતની માહિતી અગર જવાબ મેળવવા જરૂરી પોસ્ટેજ સાથે મોકલવું આવશ્યક છે. પોસ્ટેજ વિનાના પત્રોના જવાબો આપવામાં આવતા નથી. પત્રમિત્ર તરીકે નામ નોંધાવવા ઇચ્છનારે એક પોસ્ટકાર્ડ ઉપર પોતાનો જ હસ્તાક્ષરમાં પોતાનું પૂરું નામ, પૂરું ઘરનું સરનામું, ઉમર અને શોખ જણાવી નીચે પોતાના વાલીની સહી તેમના હસ્તાક્ષરમાં લઈ પછી તે કાર્ડ અમારી ઉપર મોકલવું જરૂરી છે ઉપર પૈકી કોઈપણ એક બાબત જણાવવી રહી ગઈ હશે તે પત્ર ઉપર ધ્યાન આપવામાં નહિ આવે.

## નવા હિંદી પત્રમિત્રો

(૩૮૪) અતુલ શ્રોફ, શાહીબાગ, ૧૨મો રસ્તો, ખાર, મુંબાઈ-૨૨—૧૭, ટિકિટસંગ્રહ, સિનેમા; (૩૮૫) ચન્દ્રવદન અંબાશંકર ભટ્ટ, ૯૪૨ કૃષ્ણનગર, સર પટ્ટણી રોડ, ભાવનગર (કાઠિયાવાડ)—૧૬, ટિકિટસંગ્રહ, ક્રિકેટ, સંગીત; (૩૮૬) નિર્વાણકુમાર ર. વ્યાસ, ઠે. રેવન્યુ કમિશનર, મંગળભુવન, મોરબી (કાઠિયાવાડ)—૧૩, ટિકિટસંગ્રહ, ક્રિકેટ; (૩૮૭) વિનોદ ર. વ્યાસ, મંગળભુવન, મોરબી, —૧૫. તરવું, વાચન. (૩૮૮) હરિલાલ લધુભાઈ ચદારાણા, કન્યાશાળા પાસે, ખાંભા, ધોલ થઈને (કાઠિયાવાડ)—૨૦, ટિકિટસંગ્રહ; (૩૮૯) નટવર પ્રહ્લભટ્ટ. ઠે છોટાલાલ વૈદ્ય, પટવા શેરી, ગોમતીપુર, અમદાવાદ-૨—૧૮, પત્રકારત્વ; (૩૯૦) રમણિક વલ્લભદાસ માખવાણી, ઠે. હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, નવ ગુજરાત, અંધેરી, મુંબાઈ—૧૬, ટિકિટસંગ્રહ, તરવું; (૩૯૧) દિપક ભગવાનજી મહેતા, હરદાસ બીલ્ડિંગ, ઓરડી નં. ૨૫/૨૬, એસાયલમ રોડ, રણછોડ લાઇનસ, કરાંચી-૧—૧૮, પત્રકારત્વ, અવતરણસંગ્રહ; (૩૯૨) રમણિક મોહનલાલ શાહ, ઠે. કેશવલાલ એન્ડ કું. ગોપાલજી કા રસ્તા, જયપુર સીટી—૧૯, ટિકિટસંગ્રહ; (૩૯૩) હસમુખ ન. પારેખ, પ્રેમજી લધા બીલ્ડિંગ, માટુંગા (જી. આઈ. પી) મુંબાઇ—૧૬, ટિકિટસંગ્રહ, સંગીત, (૩૯૪) શાંતિલાલ આર. અમીન, સીનોર (વાયા મિયાગામ) વડોદરા રાજ્ય—૧૮, ક્રિકેટ, સંગીત; (૩૯૫) પ્રવીણચન્દ્ર મથુરદાસ મહેતા, નવાબની ખડકી, ચાચરીઆમાં, પાટણ (ઉ. ગુજરાત)—૧૬, સાહિત્ય; (૩૯૬) રજનીકાન્ત રણછોડલાલ જાની, સિદ્ધનાથ મહાદેવની પોળ, વિસનગર—૧૮, પ્રવાસ, વ્યાયામ, સાહિત્ય; (૩૯૭) રવજી દેવજી ઠે. દેવજી જાદવજી, દેવકાબાઈ નિવાસ, બામનવાડા રોડ, મુંબાઈ-૧૯—૧૬, ટિકિટસંગ્રહ; (૩૯૮) નટવરલાલ પુ. મહેતા, ઠે. પુરૂષોત્તમ ચ. મહેતા, રણછોડ લાઈન્સ, એસાયલમ રોડ, કરાંચી-૧—૧૬, ટિકિટસંગ્રહ, ચરિત્રવાચન; (૩૯૯) ચિત્તરંજન મથુરદાસ મહેતા, નવાબની ખડકી, ચાચરીઆમાં, પાટણ (ઉ. ગુજરાત)—૧૪, ક્રિકેટ; (૪૦૦) હરિપ્રસાદ વી શુકલ, બજાર, મોઝારીઆ, વાયા આબલીઆસા (ઉ. ગુજરાત)—૧૯, સંગીત, ફોટોગ્રાફી, ચિત્રસંગ્રહ; (૪૦૧) મોહનલાલ સી. પારેખ, લક્ષ્મીભુવન, સેંડહર્સ્ટરોડ, મુંબાઈ-૪—૨૧, રોજનીશી. વાચન; (૪૦૨) બંસીધર છગનલાલ શુકલ, ૬૯/૧ પુરાણીનિવાસ, મણિનગર, અમદાવાદ—૧૫, ચિત્રકામ, અવનવી વસ્તુઓનો સંગ્રહ; (૪૦૩) બહર એ. પટેલ, પો. બૉ. નં. ૧૦૫, કોલંબો (સીલોન)—૨૧, સંગીત, સિક્કાસંગ્રહ, મહાપુરુષોના ફોટા-સંગ્રહ; ખાસ કરીને પારસીઓ સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે; (૪૦૪) અનવર એમ. અલીભાઈ, પો. બૉ. નં. ૧૯૭, દાર-એ-સલામ, (બ્રી. ઇ. આફ્રિકા)—૧૮, સિક્કાસંગ્રહ, પોસ્ટકાર્ડસંગ્રહ; સરનામું અંગ્રેજીમાં.

 (અનુસંધાન પાછળ પાન ૨૬૨થી)

થએલો ડાક્તર આમાં આવ્યો. ચંદ્રમોશાયને શાળામાં શિક્ષક રૂપે જોઈ એ ધ્રુજી ઊઠ્યો. એણે જઈને મહાજનને ઉઘાડે છોગે વાત મૂકી કે, 'આ તમે શું ચાલવા દો છો? આ બધાં નીરોગી સ્વસ્થ બાળકો! આ નાજુક ઉંમરે એમના શરીરમાં 'લેપ્રસી'નો ચેપ લાગ્યે પછી કાંઈ ઈલાજ રહેશે શું? રક્તપિત્ત એ તો ગજબનો ચેપી રોગ છે.'

કો'ક બોલ્યું, 'પણ અમારા ચંદ્રમોશાય બહુ સચેત-જાગતા માણસ છે છોકરાઓને એ કદી યે સ્પર્શતા નથી. ચોપડી, પાટી, પેન, પેન્સિલ સુદ્ધાંને નહિ. એમનું લીમડા પર ઝુલતું પાટિયું પણ એમનાં પત્ની લૂછી આપે છે.'

ડાક્તર બોલ્યો, 'અરે ભાઈ એનો ચેપ તો શ્વાસોચ્છ્વાસથી યે લાગી જાય આ દરદ સૌ પહેલું નાકમાંથી જ શરૂ થાય છે'

કો'ક બોલ્યું, 'એ સાચું છે નાક જ પહેલું ફૂલવા માંડે છે, ભાઈ.'

ચંદ્રમોશાય ચૂપ જ રહ્યા. ન તો એમણે ઊંડો નિસાસો મૂક્યો કે ન તો કંઈ દુઃખ દેખાડ્યું. પોતાના ભાવિ માટે એ ચિન્તામાં પડી ગયા હોય એવું પણ ન જણાયું.

જે થોડાક વિદ્યાર્થીઓ ત્યાં હાજર હતા તેમને એમણે કહ્યું, 'હવેથી આ શાળા બંધ થાય છે તમે પણ હવે અહીં આવશો મા.'

પણ માસ્તર-પત્ની પેલા ડાક્તર પર રોષે ભરાઈ હતી ચંદ્રમોશાયે એને કહ્યું, 'એના પર રોષ કર્યે શું વળશે, પદ્મ? એણે એના જ્ઞાન મુજબ સાચું જ કહ્યું છે.'

પદ્મ બોલી, 'જોયો ન હોય તો જ્ઞાની! જ્ઞાન હોત તો આમ ન કહેત. હું આજ આટલા વરસથી નિરંતર તમારી સાથે રહું છું. એવું થતું હોય તો તો મને ઘણાં દિ' પહેલાં દરદ ઊપડ્યું હોત. છતાં હજુ યે નથી ઊપડ્યું'

ચંદ્રમોશાય બોલ્યા, 'દુઃખ કે રોષ કરીશ મા, પદ્મ ભગવાનનું ભજન કર. તારો ભગવાન જ આજ આપણો ભરોસો છે.'

ને પદ્મ ફરી રડી પડી.

ઘણી વાર સુધી રડ્યા બાદ આંખો લૂછી એ બોલી, ખરી વાત છે. 'તમે ધ્યાન રાખજો. એ આપણને કંઈ હેરાન નહિ કરે.'

ને ત્યાર પછી શરૂ થયો કપરો જીવનસંગ્રામ જીવનનિર્વાહ માટે પદ્મે ધાન લાવવાની ને ચોખા છડવાની મજૂરી કરવી શરૂ કરી. ચંદ્રમોશાય એ કાળજાતૂટ કઠોર મજૂરી કરતી પરિશ્રમપરાયણ પદ્મ તરફ જોઈ જ રહેતા; કંઈ જ બોલતા નહિ

એક દિવસ પદ્મ એકાએક બહાર આવી ઓટલા પર લાંબી પડી.

ચંદ્રમોશાયે પૂછ્યું: 'આમ કેમ કરે છે, પદ્મ?'

હાંફતા હાંફતાં પદ્મ બોલી, 'જીવ ગભરાય છે.'

'સ્વસ્થ થા પદ્મ ચિંતા ન કરવી; ભગવાન પાસે તારે માટે કંઈ ન માગતી, મારી જ મુક્તિની કામના કરજે?

પણ આજે પદ્મે એનો કંઈ વિરોધ ન કર્યો એ મૌન રહી.

સાંજ થતાંથતાંમાં પદ્મને થોડોક તાવ ચડ્યો. ને સવારે એ જ્યારે ઊઠી ત્યારે એનું શરીર એટલું તો દુર્બળ લાગતું હતું કે જાણે એ સાવ નંખાઈ જ ગઈ છે. ઘરમાં ચોખા હતા નહિ. ખૂબ વિચારી કરીને એ પાડોશી મુખુજ્જેને ઘેર ઉછીના ચોખા લેવા ચાલી.

મુખુજ્જેની પત્નીએ કહ્યું, 'આવો આવો, બેસો.'

પદ્મ બોલી, 'ના, બહેન બેસીશ નહિ. કાલથી પાછો તાવ આવે છે. ઘરમાં ચોખા નહોતા, એથી...'

એ જ વખતે મંગળ-નાદ સહ પુત્રવધુઓ ઘરમાં પ્રવેશી. કોઈ કારણસર માનતા માનેલી તે આજે પૂરી કરીને વહુઓ પાછી ફરી હતી મુખુજ્જે-પત્નીએ કહ્યું, 'અરે વહુ બેટા, માસ્તર-વહુને સેંથે સિંદૂર પૂરો. એ સાક્ષાત સતીલક્ષ્મી છે. એમને પાન આપો, સોપારી આપો; આપીને પ્રણામ કરો, ને એમની ચરણરજ લો.'

પ્રસાદની થાળી લઈ મોટી વહુ આગળ આવી. પદ્મે પોતાનો ઘુમટો દૂર કરી માથું ઉઘાડું કર્યું. મોટી વહુએ એમના સેંથામાં સિંદૂર પૂરી પાનસોપારી આપ્યાં.

મુખુજ્જે-પત્ની બોલી, 'રહેવા દે. તારા હાથમાં પ્રસાદનો થાળ છે તો મનોમન પ્રણામ કરી લેજે. એટલું બસ છે. અને ચારેક શેર જેટલા ચોખા આપજો પદ્મવહુને.'

મોટી વહુ ચાલી ગઈ મુખુજ્જે-પત્નીએ પદ્મને પૂછ્યું, 'આ તને ક્યારથી થયું, પદ્મવહુ?'

ચમકીને પદ્મે પૂછ્યું, 'શું બહેન?'

'આ ભયંકર દરદ?'

પદ્મ ચમકીને મુખુજ્જે-પત્ની તરફ જોઈ જ રહી. એનું આખું શરીર થરથર ધ્રુજી ઊઠ્યું.

મુખુજ્જે-પત્નીએ કહ્યું, 'જોઉં, તારા હાથપગ જોઉં, દેખાડ તો!'

પદ્મે ભય સહ બંને હાથ આગળ ધર્યા, અને એ પોતે પણ પોતાના હાથ તરફ જ જોઈ રહી કોઈએ એની આંખમાં જાદુઈ અંજણ આંજી પ્રેતલોકનાં દ્વાર એની નજર સામે ઉઘાડી નાખ્યાં એની ફૂલી ગએલી આંગળીઓના તડકામાં તેલ ચોપડ્યું હોય તેમ ચમકતી હતી પદ્મને થયું કે જાણે અગણિત કૃમિ-કીટ એને રૂંવાડે રૂંવાડે ખદબદી રહ્યા છે. ને પગ તરફ નજર કરવાની હિંમત જ એ ન કરી શકી.

ઘેર પાછી ફરી એ હવે એકાગ્ર ચિત્તે પોતાના પગ જોવા બેઠી. પગના આંગળા પણ ફૂલી ગયા હતાં ટેરવે ટેરવું એણે દાબીને જોયું તો બધે ઊંડે ઊંડે જાણે ઘારા થયા હોય તેમ જણાયું

ને પોતાનું મોં જોવા એ ઝટપટ અરીસો લઈને નીચે બેઠી. પણ અરીસાનું ઢાંકણું ખોલ્યા ભેગું જ ભય સહ એણે એ બંધ કરી દીધું. ને પછી એકાએક એ ધરતીપર ફસડાઈ પડી છતાં અજબ જેવી વાત હતી કે એની આંખમાં એક આંસુ પણ ન હતુ. ચંદ્રમોશાય પ્રાતઃકર્મ પતાવવા બહાર ગયા હતા. પાછા આવી એમણે સાદ પાડ્યો, 'પદ્મ.'

પદ્મ માથા પરનો છેડો દૂર કરી પાગલની જેમ બોલી, 'જુઓ, જુઓ' થયું ને!' એના મોં તરફ જોઈ, એક ઊંડો નિસાસો મૂકી, માથું ઢાળી ચંદ્રમોશાય મૌન ઊભા રહ્યા.

એ આખો દિવસ પદ્મ ઊઠી નહિ. ચંદ્રમોશાયે પણ એને સાદ પાડ્યો નહિ. લીમડા તળે એક ચોપડી લઈ એ ચૂપચાપ બેઠા રહ્યા. સાંજે બહાર નીકળ્યા. બહાર નીકળતી વેળા બોલ્યા, 'પદ્મ, ઊઠ; ઊઠી મા; હાથ મોં ધોઈને તાજી થા.'

એ પાછા ફર્યા ત્યારે પદ્મ દીવાબત્તી કરી અરીસો લઈને બેઠી-બેઠી એકાગ્રચિત્તે પોતાનું પ્રતિબિંબ જોઈ રહી હતી.

'પદ્મ!' ચંદ્રમોશાયે સાદ દીધો. અસ્વાભાવિક નજરે પતિ તરફ જોઈને પદ્મ બોલી, 'દૂર થાવ. કહું છું, દૂર થાવ મારી સામેથી'

જેમતેમ થોડાક કોળિયા ફાકી ચંદ્રમોશાય ઓસરીમાં જ સૂઈ રહ્યા. પદ્મ ત્યારે પણ અરીસો લઈને જ બેસી રહી હતી. એની પાસે બળતું ફાનસ મોટી વારે બળતું હોઈ લાલચોળ થઈ ગયું હતું પદ્મે વાટને વધુ ઊંચે ચડાવી.

મધરાતે ઝન...ઝન ..એવા અવાજ સાંભળી ચંદ્રમોશાયની ઊંઘ ઊડી ગઈ. રાત ગાઢ અંધારી હતી. સામે બળતા ફાનસનો કાચ ભાંગી ગયો હતો ને એમાં બળતી વાટનો મશાલ જેવો થોડોક લાલ પ્રકાશ

દેખાતો હતો. પદ્મ ત્યાં નહોતી. ચંદ્રમોરાએ ઊભા થઈ ચારે બાજુ ધારીધારીને જોયું. ઘરમાંથી ફરી અવાજ આવ્યો, 'ઝન, ઝન, ઝન...'

ચંદ્રમોરાએ ઘરમાં જઈને જોયું તો પદ્મ નિર્મમ રોષથી ભીંત પરની દેવી-દેવતાઓની છબીઓને તોડી ફોડી રહી હતી. કાચના ટુકડાઓથી ઘર છવાઈ ગયું હતું. પદ્મનું મોં લોહીઆળ હતું.

એમણે ભય સહ સાદ પાડ્યો, 'પદ્મ! પદ્મ!'

પણ પદ્મે એમના તરફ જોયું નહિ. એણે ફરી એક છબી પર ઘા કર્યો. ચંદ્રમોરાએ હવે એનો હાથ ઝાલી સાદ દીધો, 'પદ્મ, પદ્મ પદુ!'

પદ્મ એકટશે થોડી વાર પતિ તરફ જોઈ રહી ને પછી 'હુ હુ' કરતી રડી ઊઠી ને સગતોક્ષતા ગુમાવતાં નીચે ધરતી પર પાતી જડ પ્રતિમા ની જેમ ધબ દઈને ઢળી પડી.

ને એ મૂર્છા ફરી ન વળી.

થોડી વાર એમાઅગિત્તે એને તપાસીને ડાક્તર બોલ્યા, 'પોષણને અભાવે આને બેરીબેરી* થયો હતો.'

* બેરીબેરી=પોષણને અભાવે થતું એક દરદ, જેમાં ખાસ કરીને હાથ પગ ફુલી જાય છે ને જીવાણુઓ અંદરથી જીવનસત્ત્વ ચૂસ્યા કરે છે.

---

માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા '**આપણી વનસ્પતિ**'નો સાતમો હપતો

# પીળો ચંપો

લેખક • જયંતીલાલ દેવશંકર ઓઝા એમ. એસસી.

'ચંપા તુજમેં તીન ગુન, રૂપ રંગ ઔર વાસ;
અવગુન એસો ભયો, ભ્રમર ન આવે પાસ.'

**એવું** જાણીતું કવિવચન જે ચંપા માટે બોલાયુ છે તે આ પીળો ચંપો; ધોળો નહિ. આપણામાં સામાન્ય રીતે 'ચંપા'ના નામથી જે વૃક્ષ ઓળખાય છે તે પણ આ જ પીળો ચંપો. અને તે જ સાચો ચંપો છે. તેને રાયચંપો પણ કહે છે. સંસ્કૃતમાં તેને 'ચંપક' અથવા 'સુવર્ણચંપક' કહે છે અને મરાઠીમાં 'સોનચાફા' યા 'પીવળા ચાફા' કહે છે. એના ફૂલોની સુવાસ એટલી તો ઉગ્ર હોય છે કે ભમરો તેની પાસે જઈ શકતો નથી ને તેથી જ કવિએ ઉપર કહેલી ઉક્તિ ગાઈ છે. સંસ્કૃત તથા હિંદી સાહિત્યકારોએ તો ચંપા ઉપર અનેક સુંદર કવિતાઓ રચી જ છે; પરંતુ એની સુવાસ અંગ્રેજી સાહિત્ય સુધી પણ પહોંચી છે. કવિ શેલીએ ગાયું છે:

"The Champaca odours fail
Like sweet thoughts in a dream."

ચંપાનું શાસ્ત્રીય નામ મિચેલીઆ ચંપક. (Michelia Champaca, Linn).

ચંપાનું મૂળ ઉત્પત્તિસ્થાન નેપાળથી પૂર્વે સમશીતોષ્ણ હિમાલયનાં જંગલો, આસામ, તથા બ્રહ્મદેશમાં પેગુ ને તેનાસરીમ સુધી, ને આપણી તરફ દક્ષિણ હિંદ, નીલગિરિ અને ત્રાવણકોર સુધી. જંગલમાં પણ તે થાય છે. હિંદમાં બાગબગીચાઓ અને મંદિરોમાં તો સર્વત્ર આ વૃક્ષ તેનાં ફૂલોની દિલચસ્પ સુવાસ માટે ઉગાડવામાં આવે છે.

ચંપાનું ઝાડ દેખાવમાં યે સુંદર હોય છે. તે ૧૦૦ ફીટ કે તેથી યે વધુ સીધું ઊંચું ઊગે છે. તેની છાલ ભૂરા રંગની ને લીસી તથા તેની શાખાઓ ઊંચે ચડતી અને આસપાસ ફેલાએલી હોય છે. શાખાઓ પર પાન આંતરે આવેલાં હોય છે અને તે ૭ થી ૧૦ ઇંચ લાંબાં, ૨ થી ૪ ઇંચ પહોળાં, ટોચે અણીવાળાં અને ઉપરની બાજુએ ચળકાટવાળાં તથા નીચેની બાજુએ ફિક્કાશ પડતાં હોય છે. પાનની દાંડી ના થી ૧ ઇંચ લાંબી હોય છે.

એનાં ફૂલોનો ફૂલબહારકાળ એપ્રિલથી સપ્ટેમ્બર માસ સુધી. ચોમાસામાં એની ખરી બહારનો સમય ચાલે છે. શાખાઓ ઉપર નાની ને મ્હેંક જાડી દાંડી ઉપર એકેક કરીને ફૂલો ગોઠવાએલાં હોય છે અને વ્યાસમાં તે ૨ થી ૨॥ ઇંચ હોય છે. શરૂઆતમાં તો ફૂલો પર ભૂરી પીળી પાખડીઓ આવરણ રૂપે હોય છે, પણ તે થોડા સમયમાં જ ખરી પડે છે અને અંદરથી ઘેરા પીળા કે નારંગી રંગનું સુંદર ફૂલ પ્રકટ થાય છે. ચોમાસામાં તો ફૂલો ખૂબ હોય છે. એના રૂપ જેટલી જ સુંદર ને માદક એની વાસ એટલી તો ઉગ્ર હોય છે કે આપમેળે હવામાં ચોમેર પ્રસરી રહે છે. રૂપ, રંગ અને વાસનો એનામાં સુયોગ હોવાથી સ્ત્રીપુરુષોને એ ફૂલ ખૂબ મુગ્ધ કરે છે.

ચંપાનું ફળ ઘેરું ભૂરું અને ઉપર નાનાં સફેદ છાટણાંવાળું હોય છે. તેની અંદર ૧ થી ૧૨ લીસાં, લાલચટક બી હોય છે, જે પાછળથી ભૂરાં થાય છે. ચંપાના બી શિયાળે પાકે છે. ઝાડ પરથી એ બીને એકઠા કર્યાં પછી જેમ બને તેમ જલ્દી વાવવા જોઈએ, નહિતર તેની ઊગવાની શક્તિ નાશ પામે છે. આ વૃક્ષને સારીરીતે ઉગાડવા માટે મધ્યમ પ્રકાશ, ભિનાશવાળી હવા ને ભેજવાળી ઊંડી જમીનની જરૂર રહે છે.

માદક મધુર વાસ આપતાં ચંપાનાં ફૂલનો ઉપયોગ સ્ત્રીઓની વેણી અને શોખીનોના ગળાના હાર ઉપરાંત ધાર્મિક ક્રિયાઓમાં પણ થાય છે. મલાયામાં તો લોકો ચંપાનાં સુકાઈ ગએલાં ફૂલો કાયમી સુગંધ માટે કપડાંમાં મૂકી રાખે છે. ફૂલોમાંથી એક જાતનું ઊડણ તેલ મળે છે. સીઆમમાં તો ચંપાનાં ફૂલોમાંથી કાઢેલું અત્તર નાહ્યા પછી લોકો



પીળા ચંપાનાં પાન
કળી, ફૂલ અને ફળ

વાપરે છે. ઉપરાંત ફૂલોને ઉકાળીને તેમાંથી પીળો રંગ કાઢવામાં આવે છે, જે રંગવાના કામમાં વપરાય છે. ચંપાનાં ફૂલ, પાન, બી તેમજ છાલ બધાં ઔષધ તરીકે પણ વપરાય છે. ચંપાનું બહારનું લાકડું આછું બદામી ભૂરું હોય છે ને તે ટકાઉ હોઈ ફર્નિચર તેમજ બાંધકામ માટે ઉપયોગી ગણાય છે; પરંતુ ચંપો પવિત્ર વૃક્ષ ગણાતું હોઈ તેને ભાગ્યેજ કાપવામાં આવે છે. સીલોનમાં દેવળોમાં પધરાવવા માટેની બુદ્ધની મૂર્તિઓ ચંપક-કાષ્ઠમાંથી કોતરવામાં આવે છે.

# પ્રાચીન નાટયશાસ્ત્ર



## અભિનય

### (૧-આંગિકાભિનય)

લેખક · યોગેન્દ્ર પ્રિયદર્શી

પોતે જોએલી વસ્તુનું અનુકરણ કરવું કે અનુભવેલા ભાવને સામા પાસે પ્રત્યક્ષ કરવા તે અભિનય. તે ચાર પ્રકારનો છે: આંગિક, વાચિક, સાત્વિક અને આહાર્યરૂપ.

અંગજન્ય કે શરીરના હલનચલનથી દર્શાવવામાં આવતો અભિનય તે આંગિક. વાચાજન્ય કે વાણીના અમુક અનુકરણથી દર્શાવવામાં આવતો અભિનય તે વાચિક; આત્મજન્ય અથવા ચિત્તની અમુક વૃત્તિથી દર્શાવવામાં આવતો અભિનય તે સાત્વિક; અને ભૂષણજન્ય અથવા વેષાલંકારના અનુકરણથી દર્શાવવામાં આવતો અભિનય તે આહાર્યરૂપ. આ ચારે અભિનય સામાન્યરીતે આંગિકાભિનય, વાચિકાભિનય, સાત્વિકાભિનય અને આહાર્યાભિનયના નામે ઓળખાય છે. એ પૈકી પ્રથમ આપણે આંગિકાભિનય લઇએ.

#### અંગ–ઉપાંગ

શરીરના જુદાજુદા અવયવો 'અંગ' અને 'ઉપાંગ' એવા બે ભાગમાં વહેંચાએલા છે. મસ્તક, હસ્ત, ઉર (છાતી), પાર્શ્વ (પડખા), કટિ (કેડ), પાદ (પગ) વગેરે શરીરના 'અંગો' ગણાય છે જ્યારે નેત્ર, ભ્રૂકુટિ, નાસા (નાક), ઓષ્ઠ (નીચલો હોઠ), કપોલ (ગાલ), ચિબુક (હાડી) વગેરે 'ઉપાંગો' ગણાય છે.

વિવિધ હાવભાવ અને અભિનય દર્શાવવામાં આખા શરીરમાં મુખ્ય સાધન મુખ છે; એટલે આપણે પ્રથમ આંખ, નાક, ભ્રૂકુટિ વગેરે ઉપાંગોનાં નાનાવિધ હલનચલન વિષે અને વિવિધ અભિનયમાં તેનો જે વિનિયોગ કરવામાં આવે છે તેને વિષે જાણીએ, જોઈએ.

**તારાકર્મ:** એટલે આંખની કીકીઓનાં જુદાંજુદાં ચલન. એવાં ચલન નવ છે. તે આ પ્રમાણે: (૧) ભ્રમણમ્, (૨) વલનમ્, (૩) પાતનમ્, (૪) ચલનમ્, (૫) પ્રવેશનમ્, (૬) નિવર્તનમ્, (૭) સમુદ્વૃત્તમ્, (૮) નિષ્કામમ્, (૯) પ્રાકૃતમ્

ભ્રમણમ્: બંને નેત્રપુટ (પોપચાં)ની અંદર રહીને કૃષ્ણમણિ (કીકી) ગોળાકારે ભ્રમણ કરે તે ભ્રમણમ્.

વલનમ્: કીકી ઉપરના ખૂણેથી સામેના નીચેના ખૂણે જાય તે.

પાતનમ્: કીકી ઉપરથી નીચે જાય તે.

ચલનમ્: કીકી વારાફરતી બંને તરફ જાય તે.

પ્રવેશનમ્: કીકી અંતર્ભાગમાં પ્રવેશે તે.

નિવર્તનમ્: એક ખૂણે કટાક્ષ દ્રષ્ટિથી જોવું તે.

સમુદ્વૃત્તમ્: નેત્રવિસ્તાર થવો તે.

નિષ્કામમ્: ડોળા બહાર ધકેલાવા તે.

પ્રાકૃતમ્: સ્વાભાવિક સ્થિતિ.

ઉપરનાં નવ ચલનોના વિનિયોગ (અભિનયમાં તેનું પ્રયોજન) આ પ્રમાણે છે:

ભ્રમણમ્ અને ચલનમ્–વીર રસમાં.

વલનમ્ અને નિષ્કામમ્–ભયાનકમાં.

પ્રવેશનમ્–હાસ્ય અને બીભત્સમાં.

પાતનમ્–કરુણમાં.

નિવર્તનમ્–શૃંગારમાં.

નિષ્કામમ્–અદ્‌ભુતમાં.

સમુદ્વૃત્તમ્ અને નિષ્કામમ્–રૌદ્ર રસમાં.

પ્રાકૃત–અન્ય ભાવોમાં.

**પુટકર્મ:** એટલે આંખનાં પોપચાંનાં ચલન. તેનાં પણ જુદાંજુદાં નવ કર્મો છે તેનાં નામ: (૧) ઉન્મેષમ્, (૨) નિમેષમ્, (૩) પ્રસૃતમ્, (૪) કુંચિતમ્, (૫) વિવર્તનમ્, (૬) પ્રસ્ફુરિતમ્, (૭) વિહિતમ્, (૮) વિલોલિતમ્ (૯) સમમ્. એનાં લક્ષણ આ પ્રમાણે છે:

ઉન્મેષમ્: પોપચાંનો વિશ્લેષ કરવો–જુદાં કરવાં.

નિમેષમ્: પોપચાંની સમાગતા–એકઠાં કરવાં તે.

પ્રસૃતમ્: પોપચાં પ્રસારિત કરવાં–પ્રસારવાં તે.

કુંચિતમ્: પોપચાં કુંચિત કરવાં–સંકોડવાં તે.

વિવર્તનમ્: પોપચાંને ઉર્દ્ધ્વ–ઊભાં કરવા તે

પ્રસ્ફુરિતમ્: પોપચાંને સ્પન્દિત એટલે કે સંકોડવા તથા પહોળાં કરવા તે

વિહિતમ્: પોપચાં સ્થગિત–બંધ કરવા તે.

વિલોલિતમ્: પોપચાં પટપટાવવાં તે.

સમમ્: પોપચાં સ્વાભાવિક રાખવા તે.

પોપચાંના આ નવે કર્મોનો વિનિયોગ જુદાજુદા અભિનયમાં આ મુજબ કરવાના હોય છે:

ઉન્મેષમ્, નિમેષમ્ અને વિવર્તનમ્ (એકસાથે)–ક્રોધમાં.

પ્રસૃતમ્: અદ્‌ભુત, વીર અને હર્ષમાં.

કુંચિતમ્: અનિષ્ટ દર્શને (ખરાબ દ્રશ્ય કે કુત્સિત વસ્તુ જોવામાં).

સ્ફુરિતમ્: ઈર્ષ્યામાં.

વિહિતમ્: નિદ્રા, મૂર્છા, પવન, ઉષ્ણતા, ધુમાડો, વર્ષા, નેત્રરોગમાં.

વિલોલિતમ્: અંજન (આંખ આંજવામાં), અતિપ્રકાશ, અકસ્માતમાં.

સમમ્: શૃંગારમાં.

**ભ્રૂકુટિકર્મ:** એટલે ભ્રમરનાં હલનચલન તે પણ સાત પ્રકારનાં છે: (૧) ઉત્ક્ષેપમ્, (૨) પાતનમ્, (૩) ભ્રૂકુટિ, (૪) ચતુરમ્, (૫) કુંચિતમ્, (૬) રેચિતમ્, (૭) સહજમ્ તેનાં લક્ષણ આ પ્રમાણે છે:

ઉત્ક્ષેપમ્: ભ્રૂવોન્નતિ અનુક્રમે કે એકીસાથે ભ્રમર ઊંચી કરવી તે.

પાતનમ્: અનુક્રમે કે એકીસાથે ભ્રમર નીચી કરવી તે.

ભ્રૂકુટિ: બને ભ્રમરનાં મૂળ એકસાથે ઊંચે ચઢાવવાં તે.

ચતુરમ્: સહેજ તાણેલી, ચલાયમાન, મધુરશોભિત ભ્રમર.

કુંચિતમ્: સહેજ મૃદુ ભંગ કરી બંને ભ્રમર એકબીજાની પાસે આણવી તે.

રેચિતમ્: એક ભ્રમરનો લલિત ઉત્ક્ષેપ.

સહજમ્: સ્વાભાવિક ભ્રમર.

આ બધાં ભ્રૂકુટિકર્મનો વિનિયોગ નીચે પ્રમાણે કરવાનો હોય છે:

ઉત્ક્ષેપમ્: નર્મ ચેષ્ટા, શ્રવણ, દર્શન, લીલા, વિતર્ક, ઉત્સેપ, ક્રોધ, અદ્‌ભુત, દર્પ વગેરેમાં.

પાતનમ્: અસૂયા, જુગુપ્સા, દર્પ, નિદ્રા ઇત્યાદિમાં

ભ્રૂકુટિ: અસાધારણ રૌદ્રમાં.

ચતુરમ્: શૃંગાર, વિલાસ, લીલા, સૌમ્યતા, રસ, સ્પર્શ વગેરેમાં તેમજ 'કુટ્ટમિતમ્' આદિ ભાવોમાં.

## હવે

આપણે આ મહાન શબ્દના ભાવિને હવે ઘડી શકીએ છીએ તેમ વેડફી પણ શકીએ છીએ. સુસ્તી, દુર્લક્ષ ને કાયરતા આપણને અધોગતિએ લઈ જશે; અને તેથી જવાબદારીના સંપૂર્ણ ભાન સાથે આપણા દેશને પ્રગતિ ને સમૃદ્ધિ તરફ લઈ જવાનું કામ આપણું છે. આપણી મહેનતનાં ફળ ચાખવાને બેસી જવાનો સમય હજુ આવ્યો નથી. જગતની આંખો મીટ માંડી જોઈ રહી છે કે આપણી નવજિત સ્વતંત્રતાને આપણે કેવીક સફળતા અપાવીએ છીએ ને દેશને કેવી રીતે શાંતિ ને પ્રગતિને માર્ગે લઈ જઈએ છીએ. સખત કામની આ ઘડી છે. આપણી સંમુખ એવડું વિશાળ કાર્યક્ષેત્ર પડ્યું છે કે જેમાં સ્વેચ્છાનુસાર સૌ શ્રમ કરી શકે છે. બધાની મદદ ને સહકાર વડે જ પ્રજા ઉત્તરોત્તર પ્રગતિ સાધી શકે છે.

—ડૉ. રાજેન્દ્રપ્રસાદ

રેચિતમ્: રોદન, નૃત્ય વગેરેમાં.
સહજમ્: અન્ય ભાવોમાં.

**નાસા-કર્મ**માં નાકની જુદીજુદી છ સ્થિતિઓ આવે છે. તે આ છે: (૧) નતા, (૨) મંદા, (૩) વિકૃષ્ટા, (૪) કુચ્છ્વાસા, (૫) વિકૂણિતા અને (૬) સ્વાભાવિકા. તેના લક્ષણ આ પ્રમાણે કહ્યાં છે:
નતા: નસકોરાં વારંવાર ચપટા થતા હોય તે
મંદા: નસકોરાં સ્થિર હોય તે.
વિકૃષ્ટા: ઉત્ફુલ્લિત એટલે નસકોરા ફૂલે તે
કુચ્છ્વાસા: શ્વાસ ખેંચાએલો હોય તેવાં નસકોરાં.
વિકૂણિતા: સંકોચાએલાં નસકોરા.
સ્વાભાવિકા: સહજ ભાવોમાં રહેલાં નસકોરાં

નસકોરાંનાં આ લક્ષણોનો વિનિયોગ નીચે પ્રમાણે કહ્યો છે:
નતા: કુત્સાહ (તિરસ્કાર), અગર્વવચન, શોક, ઉદાસીન વાણી તથા અતિક્ષોભમાં.
મંદા: ઔત્સુક્ય, વિચાર, ચિંતા, શોક અને દુઃખમાં.
વિકૃષ્ટા: તીવ્ર ગંધ, શ્વાસ, રોષ, ભય વગેરેમાં
કુચ્છ્વાસા: સુગંધ, દીર્ઘ શ્વાસ આદિમાં.
વિકૂણિતા: હાસ્ય, જુગુપ્સા, અસૂયા, નિંદા, પીડા ઈત્યાદિમાં.
સ્વાભાવિકા: શેષ ભાવોમાં.

**કપોલ-કર્મ** એટલે ગાલની છ દશાઓ આ છે: (૧) ક્ષામમ્, (૨) ફુલ્લમ્, (૩) પૂર્ણમ્, (૪) કંપિતમ્, (૫) કુંચિતમ્, (૬) સમમ્. તેનાં લક્ષણો આ મુજબ છે:
ક્ષામમ્: અવનત-બેસી ગએલા, નીચે ખેંચાએલા ગાલ.
ફુલ્લમ્: વિકસિત-પહોળા, ભરેલા, ફૂલેલા ગાલ.
પૂર્ણમ્: ઉન્નત-ઊંચા ચડાવેલા ગાલ.
કંપિતમ્: કંપિત-ધ્રૂજતા ગાલ
કુંચિતમ્: સંકોચેલા ગાલ.
સમમ્: સ્થિર ગાલ.

તેનો વિનિયોગ આ પ્રમાણે છે:
ક્ષામમ્: દુઃખ, ભય, બીભત્સ આદિ ભાવોમાં.
ફુલ્લમ્: સંતોષ, પ્રહર્ષ, અદ્ભુત, આદિમાં
પૂર્ણમ્: ઉત્સાહ તથા ગર્વમાં.
કંપિતમ્: રોષ અને હર્ષમાં.
કુંચિતમ્: રોમાંચ, સ્પર્શ, શીત, ભય, જ્વર ઈત્યાદિમાં.
સમમ્: અન્ય સર્વમાં.

**અધરોષ્ઠ-કર્મ**માં નીચલા હોઠની છ વિવિધ ક્રિયાઓ આવે છે: (૧) વિકર્તનમ્, (૨) કંપનમ્, (૩) વિસર્ગમ્, (૪) વિનિગુહમ્, (૫) સંદષ્ટકમ્ અને (૬) સમુદ્ગમ્. તેનાં લક્ષણ આ મુજબ છે:
વિકર્તનમ્: હોઠનું ફરકવું.
કંપનમ્: હોઠનું ધ્રૂજવું.
વિસર્ગમ્: હોઠ બહાર કાઢવો.
વિનિગુહમ્: હોઠ અંદર લઈ જવો.
સંદષ્ટકમ્: હોઠને દાંત વડે દબાવવો.
સમુદ્ગમ્: હોઠ બહાર લાંબો કરવો.

આ લક્ષણોનો વિનિયોગ નીચે મુજબ કરવાનો હોય છે:
વિકર્તનમ્: અસૂયા, વેદના, લજ્જા, અનાદર, આળસ આદિમાં.
કંપનમ્: શીત જ્વર, રોષ, ભય, વગેરેમાં.
વિસર્ગમ્: સ્ત્રીવિલાસ, બિબ્બોક, રંજન વગેરેમાં.
વિનિગુહમ્: શ્રમ તથા આયાસમાં.
સંદષ્ટકમ્: ક્રોધ વગેરેમાં.
સમુદ્ગમ્: અનુકંપા, અભિનંદન, ચુંબન વગેરેમાં.

**દંત-કર્મ**: દાંતના સાત પ્રકારનાં કર્મ આ પ્રમાણે છે: (૧) કુટ્ટનમ્, (૨) ખંડનમ્, (૩) છિન્નમ્, (૪) ચુક્કિતમ્, (૫) લેહ્યમ્, (૬) દંષ્ટમ્, (૭) સમમ્. તેનાં લક્ષણ નીચે પ્રમાણે વર્ણવ્યાં છે:
કુટ્ટનમ્: દંતસંઘર્ષ-દાંત કડકડાવવા.
ખંડનમ્: દાંતનો સંસ્ફોટ કરવો, દાંત ભચડવા.
છિન્નમ્: ગાઢ સંશ્લેષ કરવો-દાંત દાબવા.
ચુક્કિતમ્: બગાસું ખાતા હોઈએ તેમ દાંત પહોળા કરવા.
લેહ્યમ્: જીભથી દાંત ચાટવા.
દંષ્ટમ્: દાંતથી નીચેનો હોઠ દાબવો.
સમમ્: સ્વાભાવિક કાર્યોમાં.

આ લક્ષણોનો વિનિયોગ નીચે મુજબ કરવાનો કહ્યો છે:
કુટ્ટનમ્: ભય, શીત, જ્વર, વ્યાધિ વગેરેમાં
ખંડનમ્: જપ, અધ્યયન, સંલાપ, ભક્ષણ વગેરેમાં.
છિન્નમ્: વ્યાધિ, ભય, શીત, વ્યાયામ, મરણ, આળસ મરડવામાં
ચુક્કિતમ્: બગાસું ખાવામાં, ઘોષ કરવામાં.
લેહ્યમ્: આલોકનમાં.
દંષ્ટમ્: ક્રોધ, ઈર્ષ્યા વગેરેમાં
સમમ્: સ્વાભાવિક ચેષ્ટાઓમાં.

**ચિબુક-કર્મ** એટલે દાઢીનાં સર્વ કર્મો, તે દાંતની સાથે સંકળાએલી હોવાથી, દંતક્રિયાને જ અનુસરે છે.

'ઉપાંગોની' આ બધી વિવિધ ક્રિયાઓ અને અભિનયમાં તેનો વિનિયોગ આપણે જોયાં. હવે આવતા લેખાંકમાં આપણે શરીરનાં વિવિધ મોટાં 'અંગો' અને તેનાં કાર્યો જોઈશું. (ચાલુ)

# ઑગસ્ટની તવારીખ

**તા. ૧** શ્રી વી. કે. કૃષ્ણમેનનની હિંદના લંડન ખાતેના હાઈ કમિશનર તરીકે નિમણૂક થઈ; • સંયુક્ત રાષ્ટ્રસંઘે ઈન્ડોનેશિયાનાં પ્રશ્નમાં ઝડપી દરમ્યાનગીરી કરી.

**તા. ૭** પૂર્વ બંગાળમાં ફેની તથા બેલોનીઆ વિભાગમાં પૂરથી ૧ લાખ માણસો સંકટગ્રસ્ત.

**તા. ૧૦** મ્હૈસુર, કોલ્હાપુર તથા દક્ષિણ રાજ્યોનું જૂથ હિંદી સંઘમાં જોડાયું.

**તા. ૧૨** જુનાગઢ પાકિસ્તાનમાં જોડાયું. • હિંદના વડા ન્યાયમૂર્તિ તરીકે સર હરિલાલ જેકીશનદાસ કાણિયા નિમાયા.

**તા. ૧૩** હૈદ્રાબાદ તથા કાશ્મીરે કોઈ સંઘમાં નહિ જોડાતાં સ્વતંત્ર રહેવાનો નિર્ણય કર્યો.

**તા. ૧૪** આઝાદ હિંદના નવા પ્રધાનમંડળની જાહેરાત. રાતના બાર વાગ્યે હિંદે સંપૂર્ણ સત્તા ધારણ કર્યાનો ભવ્ય વિધિ થયો. આમ દોઢસો વર્ષથી ગુલામ બનેલું હિંદ સ્વતંત્ર બન્યું. • ઇંદોર હિંદી સંઘમાં જોડાયું.

**તા. ૧૫** હિંદનો સ્વાતંત્ર્યદિન. દેશભરમાં ખૂબ ધામધુમથી સ્વાતંત્ર્યોત્સવ ઊજવાયો.

**તા. ૧૬** અત્યાર સુધી પરદેશમાં રહેલા હિંદના જાણીતા ક્રાંતિકારી નેતા સરદાર અજીતસિંહનું ઇટલીથી હિંદ પાછા ફર્યા બાદ હૃદય બંધ પડી જવાથી અવસાન.

**તા. ૧૭** પંજાબ અને બંગાળની સરહદ નક્કી કરવા બેઠેલા સીમા કમિશનનો સર સિરિલ રૅડક્લિફે આપેલો ચુકાદો બહાર પડયો.

**તા. ૧૮** ભોપાળ હિંદી સંઘમાં જોડાયું. • મુંબાઈ હાઈકોર્ટના માજી અધ્યક્ષ ને યુનિવર્સિટીના માજી કુલગુરુ બોમનજી વાડિયાનું મૃત્યુ.

**તા. ૨૦** ડૉ. એમ. એ. રૌફની બર્મા ખાતેના હિંદના હાઈ કમિશનર તરીકે નિમણૂક. • પોતાની બીપણ આર્થિક કટોકટીને પહોંચી વળવા ઇંગ્લંડે આજથી પાઉન્ડને ડૉલરમાં ફેરવવાની મના કરી.

**તા. ૨૨** સરહદ પ્રાંતના કૉંગ્રેસવાદી પ્રધાનમંડળને બરતરફ કરી ગવર્નર કનિંગહામે મુસ્લિમ લીગને પ્રધાનમંડળ રચવા આમંત્રી.

**તા. ૨૫** નેપાળમાં હિંદના એલચી તરીકે સરદાર સુરજિતસિંહજી નીમાયા.

**તા. ૨૬** પંજાબમાં ખૂબ મોટા પાયા પર રમખાણ શરૂ થયાં, જેને પરિણામે હજારો માર્યા ગયા, લાખોએ હિજરત કરી.

**તા. ૨૭** હિંદી સંઘની લોકસભામાં અલગ મતાધિકાર રદ કરવામાં આવ્યો.

**તા. ૨૯** કોચીન રાજ્યે પ્રજાને સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર આપવાની પહેલ કરી.

# આ માસ (સપ્ટેમ્બર) ઈતિહાસમાં

**તા. ૧** જાપાનમાં જગતનો સૌથી બીજનુ ગણાએલો ધરતીકંપ થયો, જેમાં સંખ્યાતીત જાનમાલની ખુવારી સાથે ટોકિયો ને યોકોહામા બે મોટાં શહેરો ભસ્મીભૂત થયાં, ૧૯૨૩.

**તા. ૨** પોર્ટુગીઝ ગવર્નર આલ્બુકર્કે હિંદમાં સૌ પ્રથમ કારખાનું સ્થાપ્યું, ૧૫૦૩.

**તા. ૧૦** હૈદરઅલીએ કર્નલ બેલીની સરદારી હેઠળની અંગ્રેજ ટુકડીને કેદ કરી, ૧૭૮૦.

**તા. ૧૧** શિકાગોની સર્વધર્મપરિષદમાં વિવેકાનંદજીનું પહેલું યાદગાર ભાષણ, ૧૮૯૩.

**તા. ૧૩** રાજકીય કેદીઓ તરફ રાખવામાં આવતા ક્રૂર વર્તાવના વિરોધમાં આમરણાંત ઉપવાસ પર ઊતરેલા ક્રાંતિકારી જતીન્દ્રનાથ દાસનું ઉપવાસને લીધે મૃત્યુ, ૧૯૩૧.

**તા. ૧૫** રશિયામાં ઝારશાહીનો નાશ થઈ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ, ૧૯૧૭

**તા. ૧૭** માનવ મગજની શ્રેષ્ઠકૃતિ ગણાતા અમેરિકાના રાજબંધારણની જાહેરાત, ૧૭૮૭.

**તા. ૧૮** દિલ્હીના ઘેરા પછી અંગ્રેજ સેનાપતિ હડસને હુમાયૂંની કબરમાં સંતાએલા મુગલ સમ્રાટ બહાદુરશાહને કેદ કર્યો ને એના બે પુત્ર તથા એક પૌત્રનો વધ કર્યો. ૧૮૫૭

**તા. ૧૯** શિવાજીના નૌકાદળે અંગ્રેજોને નૌકાયુદ્ધમાં સખત હાર આપી, ૧૬૭૯.

**તા. ૨૧** સ્કૉટલૅન્ડના શૌર્યકવિ તથા નવલકથાકાર વૉલ્ટર સ્કૉટનું અવસાન, ૧૮૩૨.

**તા. ૨૯** ઈંગ્લંડના વડા પ્રધાન ચેમ્બરલેઈન, ઇટાલીના મુસોલિની, જર્મનીના હિટલર ફ્રાન્સના દલાદિયે વચ્ચે મ્યુનિક કરારો થયા જે અનુસાર હિટલરની ભૂખ સંતોષવા ઝેકોસ્લોવાકિયાનો કેટલોક પ્રદેશ આપી દેવાયો, ૧૯૩૮.



આ માસની વ્યક્તિવિશેષ

## સૅમ્યુઅલ જૉનસન

અંગ્રેજી ભાષાનો સૌ પહેલો આધારભૂત શબ્દકોષ રચનાર ઇંગ્લંડના આ નામી સાહિત્યકારનો જન્મ ૧૭૦૯ની ૧૮મી સપ્ટેમ્બરે લિચફીલ્ડ ગામમાં એક ગરીબ બુકસેલરને ત્યાં થએલો. જન્મથી જ કદરૂપા તથા બિહામણા દેખાવનો જૉનસન શાળામાં હોશિયાર વિદ્યાર્થી ગણાતો. ૧૭૨૮માં તે ઑક્સફર્ડ કૉલેજમાં દાખલ થયો, પણ ગરીબીને કારણે ૧૭૩૧માં ડિગ્રી મેળવ્યા વગર જ કૉલેજ છોડી દેવી પડી. જીવનનિર્વાહ માટે એક શાળા ચલાવવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી ૨૮ વર્ષની વયે નજીવાં નાણાં સાથે તેણે લંડનનો રસ્તો લીધો. ત્યાં 'જેન્ટલમેન્સ મૅગેઝીન' પત્રમાં તેને નોકરી મળી ૧૭૩૮માં તેની 'લંડન' નામની કૃતિ બહાર પડી જેને લીધે તે સાહિત્યકાર તરીકે પ્રકાશમાં આવ્યો અને ૧૭૪૪માં તેણે લખેલું 'સૅવેજ કવિનું જીવનચરિત્ર' તેની જોરદાર ભાષાને કારણે ખૂબ લોકપ્રિય બન્યું. ૧૭૪૭માં તેણે અંગ્રેજી ભાષાનો સંપૂર્ણ શબ્દકોશ બનાવવાનું ભગીરથ કાર્ય માથે લીધું અને પૂરાં આઠ વર્ષ સુધી તનતોડ મહેનત કરી, ૧૭૫૫માં બે મોટા ભાગમાં તેને પ્રસિદ્ધ કર્યો, જે ખૂબ જ વખણાયો અને તેને પ્રથમ પંક્તિના સાહિત્યકારનું સ્થાન મળ્યું.

૧૭૫૦થી ૧૭૫૨ સુધી તેણે 'રૅમ્બલર' નામનું અર્ધ–સાપ્તાહિક ચલાવ્યું. તેમાં આવેલા તથા ૧૭૫૮માં 'આઈડલર' શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થએલા તેના નિબંધો તેની વિશિષ્ટ શૈલીના શ્રેષ્ઠ નમૂના ગણાય છે. પણ આ સાહિત્યપ્રવૃત્તિએ તેને બહુ ન્યાલ કરી નાખેલો નહિ. વચ્ચે એક વખત તો એવો બનેલો કે તેની મૃત્યુ પામેલી માતાના દફનવિધિ માટે પણ તેની પાસે પૂરતા પૈસા નહોતા. તેથી એક જ અઠવાડિયામાં 'રાસેલાસ' (Rasselas) નામની તેની પ્રખ્યાત નવલકથા લખી નાખી ફક્ત ૧૦૦ પૌંડમાં વેચીને તેણે પૈસા ઊભા કરેલા! પણ ૧૭૬૨થી તો ઇંગ્લંડના રાજા તરફથી તેની કદર તરીકે દર વર્ષે ૩૦૦ પૌંડનું પેન્શન તેને મળવા લાગ્યું, જેથી આર્થિક ભીંસમાં વીતતા તેના જીવનને કંઈક રાહત મળી. ૧૭૬૪માં તેણે સાહિત્યકારોના એક પ્રભાવશાળી સભા (ક્લબ) સ્થાપી જેમાં ગોલ્ડસ્મિથ, બર્ક અને ગિબન જેવા નામાંકિત લેખકો ભાગ લેતા.

૧૭૮૧માં ૭૩ વર્ષની ઉંમરે તેણે કવિઓનાં જીવનચરિત્રોના ૧૦ ભાગ બહાર પાડ્યા જે તેની લેખિનીનું સામર્થ્ય તથા વિચારોની પ્રૌઢતા બતાવે છે. ૧૭૮૪ની ૧૩મી ડિસેમ્બરે આ શ્રેષ્ઠ સાહિત્યકારનું મૃત્યુ થયું ને તેને વેસ્ટમિન્સ્ટર ઍબેમાં દટાવાનું માન મળ્યું.



# મધુકરી

વિકટ હજી છે ચઢાવ વસમા દુર્ગમ છે પથ સામા.
ક્લાન્ત શ્રાન્ત જનતાને કાજે દુર્લભ માર્ગ-વિસામા.
ડગ તોય ભરી નિર્ભય,
અંતે પામીશું જય,
પ્રબલ વીરુએ પ્રપંચીઓનાં કરશું ફૂડ નકામાં.
ખપશું પુણ્ય પ્રકાશે ઉજ્જ્વલ નવસર્જન-આરે,
નવસૌભાગ્ય અર્ચીશું જનની જન્મભૂમિ બારે.

(પ્રસ્થાન) —નાથાલાલ દવે

## સૂરતનો હાકેમ ખુદાવંદખાન

સૂરતની વિશિષ્ટતાઓમાં 'સૂરતનો કિલ્લો' પણ ગણનાને યોગ્ય ગૌરવ ધરાવે છે અને બહારગામના મુસાફરોને માટે શહેરની જોવાલાયક પ્રાચીન ઇમારતોમાં એ કિલ્લાનું સ્થાન પણ મહત્ત્વનું છે. એ કિલ્લાનો બંધાવનાર ખ્વાજા આકા સફર ખુદાવંદખાન નામનો સૂરતનો બાદશાહી હાકેમ હતો. મૂળ તો એ તુર્કસ્તાન અને બસર દેશના સેનાપતિ અમીર સલમાનનો નોકર હતો, તેથી એ 'સલમાની' નામથી ઓળખાતો. તુર્કસ્તાનમાંથી બે સરદારો ગુજરાતમાં આવીને વસ્યા હતા: એક અમીર મુસ્તફા, જેને બહાદુરશાહ તરફથી 'રૂમીખાન'નો ખિતાબ બક્ષવામાં આવ્યો હતો, અને બીજો આ ખ્વાજા સફર. જેને ગુજરાતના સુલતાન મહમ્મદ ત્રીજા તરફથી 'ખુદાવંદખાન'નો ખિતાબ બક્ષવામાં આવ્યો હતો. ઉમરાવ તરીકે એણે જે ઊંચું પદ પ્રાપ્ત કર્યું હતું તેથી સૂરતના હાકેમ તરીકે એની નિમણૂક થઈ હતી જન્મે એ યુરોપી હતો. એનો પિતા આલ્બેનિયાનો અને માતા ઈટાલીની હતી. મુસલમાની ધર્મ એણે પાછળથી સ્વીકાર્યો હતો.

એ વખતે ફિરંગીઓએ આપણા દેશમાં જબરો પગપેસારો કર્યો હતો. એમની ચાંચિયા તરીકેની પ્રવૃત્તિઓએ એ વખતે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું ઈ ૧૫૩૦માં ફિરંગીઓ નૌકાનો કાફેલો લઈને તાપી નદી આગળ આવ્યા અને તેમણે રાંદેર તેમજ સૂરત બંનેને આગ લગાડીને સળગાવી મૂકવાનો જે ભીષણ પ્રયત્ન કર્યો તેમાં રાંદેરની જાહોજલાલીને તેમણે હંમેશનો ફટકો લગાવ્યો. પશુબળ વાપરવા ઉપરાંત છળકપટનો પણ તેઓ ઉપયોગ કરતા આપણા આજના ચરિત્રના નાયકને પણ એવા છળકપટથી એમણે પોતાના પક્ષમાં લઇ લીધો હતો અને દીવનું રક્ષણ કરવાનું કાર્ય એને સોંપ્યું હતું પણ થોડા વખતમાં જ ખ્વાજા સફરનું મન એ નવા શેઠિયાઓ ઉપરથી ઊઠી ગયું અને ઇ. સ. ૧૫૩૮માં એણે તેમની નોકરીનો ત્યાગ કર્યો

ત્યાર પછી ગુજરાતના સુલતાન મહમ્મદને જ પોતાની સેવા એણે અર્પણ કરી અને સૂરતના હાકેમ તરીકે એની નિમણૂક થઈ. એ હકૂમત દરમિયાન જ સૂરતનો કિલ્લો એણે બંધાવ્યો (ઇ. સ. ૧૫૪૦). એ કિલ્લો બંધાવતાં ખુદાવંદખાનને અટકાવવાને ફિરંગીઓએ ઘણા પ્રયત્ન કર્યા. યુદ્ધસામગ્રીથી સંપન્ન નૌકાદળનો ભરપૂર ઉપયોગ કરી એની સામે તોપનો સખત મારો ચલાવ્યો. તેમાં ન ફાવ્યા ત્યારે લાંચરુશવત આપીને ફોડવાનો પ્રયત્ન આદર્યો, તે પણ નિષ્ફળ ગયો ને સૂરતનો એ કિલ્લો બંધાયો જ.

'તબકત-ઈ-અકબરી'માં નિઝામુદ્દીન અહમદ આ કિલ્લા વિષે સવિસ્તર માહિતી પૂરી પાડે છે: 'એ કિલ્લો નાનો પણ ઘણો મજબૂત અને રક્ષણસાધનસંપન્ન છે. ગુજરાતના સુલતાન મહમ્મદના નોકર સફર આકાએ ફિરંગીઓના હુમલાઓને અટકાવવા માટે અરબી સમુદ્રના કિનારા ઉપર હી. સને ૯૪૭માં એ બંધાવ્યો. તેણે અનુભવી કારીગરો ને બાહોશ ઇજનેરોની મદદ મેળવીને કિલ્લાની મજબૂતી માટે બરાબર ગોઠવણ કરી હતી. બે બાજુએ તેમણે કિલ્લાની વીસ વાર પહોળી ખાઈ કરી છે; અને તેને નદીની સાથે જોડી

## આ માસનું પંખી

### ૨૧-જળકુકડી



સાપના જેવી ભિડાયેલી પોતાની લાંબી પાતળી ડોક જ પાણીની સપાટી ઉપર કાઢી બાકીનું શરીર પાણીમાં રાખી તળાવ યા નદીમાં તરતું દેખાતું આ કાળા રંગનું પંખી ગુજરાતમાં આખું વરસ જોવામાં આવે છે શરીરનો રંગ બદામી ઝાંયવાળો કાળો; માથું, દાઢી તથા ગળું ધોળાશપડતાં; પીઠ ઉપર ચળકતા રૂપેરી પટ્ટા; લાંબી, કાતરકંચી પૂંછડી; પગ કાળા તથા તેનાં ચારેચાર આંગળાં ચામડીથી સંધાએલાં. પણ આ પંખીની વિશિષ્ટતા તો છે તેની લાંબી, ગોળ નળી જેવી, પણ છેડેથી તીક્ષ્ણ બાંધા જેવી ચાંચ અને શરીરના પ્રમાણમાં લાંબી પેલી ડોક.

પાણીમાં અત્યંત ઝડપથી તરી શકતા આ પક્ષીનો મુખ્ય ખોરાક છે માછલાં. પણ તેની ચાંચ માછલાંને 'પકડવાના' ઉપયોગની નહિ હોવાથી તે એક અભિનવ પદ્ધતિનો ઉપયોગ કરે છે. માછલી દેખાતાં જ તે શિકારી કૂતરાની માફક પાછળ પડી પોતાની ભાલા જેવી ચાંચ તેના શરીરની આરપાર પરોવી દે છે. પછી પાણીની બહાર આવી તે પરોવાએલી માછલીને ચાંચથી છૂટી કરવા તેની લાંબી ડોક ઉપયોગમાં લે છે જેમ આપણી આંગળીએ ચોંટેલા વળગુંદાની કણીઓ આપણે ઝટકો મારીને કાઢી નાખીએ છીએ, બરાબર તેમજ રીતે જળકુકડી પાણીદાર કમાન જેવી પોતાની લાંબી ડોકને ઝટકો મારીને માછલીને હવામાં અધ્ધર ઉછાળે છે અને નીચે પડતાં તો પોતાની ચાંચમાં ઝીલી લઇ ગળી જાય છે (અને ગળવામાં પણ માછલીનું માથું નીચે ગળામાં પહેલું આવે એ રીતે અધ્ધર વખતે તેને ફેરવી દે છે) કેવો અદ્ભુત કાર્યવિધિ!

પાણી પાસે કે પાણીમાં જ ઊગેલાં ઝાડ ઉપર આ પંખી પોતાના માળા બાંધે છે અને ૩ થી ૪ લંબગોળ લીલાશપડતાં ઈંડાં મૂકે છે. આખું ચોમાસું તેનો સંતાનોત્પત્તિ કાળ છે

(શ્રી 'વનેચર'ના લેખ પરથી સંપાદિત)

દીધી છે તથા અહીં તેમણે પથ્થર, ચૂનો અને પાકી ઈંટોની દીવાલ ઊભી કરી છે. કિલ્લાની દીવાલ પંદર વાર પહોળી અને વીસ વાર ઊંચી છે, બબ્બે પથ્થરોને એક બીજા સાથે લોઢાના પટા વડે જડી લીધા છે અને વચ્ચેના ગાળાઓમાં તથા સાંધાઓમાં સીસાનો રસ રેડયો છે કોટના કાંગરાઓ અને બાકોરાઓ તેમણે એવી ચતુરાઇથી મૂકયાં છે કે જોનાર આશ્ચર્યચકિત થયા વગર રહે નહીં. કિલ્લાના દરેક બુરજ ઉપર ચોખંડી બાંધી છે. આ ચોખંડી ફિરંગીઓની જ વિશિષ્ટ રચના છે. તેથી જ્યારે શસ્ત્રબળ વડે આ કિલ્લો બંધાતો અટકાવવામાં ફિરંગીઓ ન ફાવ્યા ત્યારે આ ચોખંડી તો ન જ બાંધવામાં આવે તે માટે તેઓએ મોટીમોટી રકમો આપવા માંડી; પણ ખુદાવંદખાને તેમની માગણીઓને તુચ્છકારી કાઢી.'

કિલ્લામાં તોપોમાં 'સુલેમાની' તોપો ખાસ ગણનાપાત્ર છે. ઈસ્તંબુલના તુર્ક સુલતાન સુલેમાનના હુકમથી એ તોપો બનાવવામા આવી હતી તેથી એ સુલેમાની તોપો તરીકે ઓળખાતી હતી. ઈ. સ. ૧૫૩૮માં સુલેમાન પાશાના નેતૃત્વ હેઠળ ફિરંગીઓની વિરૂદ્ધ લડવાને માટે જે નૌકાદળ હિંદુસ્તાનમાં આવ્યું તેની સાથે એ તોપો પણ હિંદુસ્તાનમાં આવી. એ નૌકાદળના સરદારે દીવને ઘેરો ઘાલવાનું છોડી દઇને વિદાય લીધી ત્યારે આપણા કિનારા ઉપર ઉતારાયલી આ તોપો એણે અહીં જ રહેવા દીધી. એમાંની કેટલીક તોપો ખુદાવંદખાને સૂરત મોકલાવી સૂરતના કિલ્લા ઉપર એ ગોઠવી. અકબરે ગુજરાત પર ચઢાઈ કરીને સૂરતના કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે એ તોપો કિલ્લામાં જ હતી. ઈ. સ. ૧૫૭૩ના જાન્યુઆરીની અગિયારમી તારીખે એ કિલ્લાને જે ઘેરો ઘલાયો તે એક મહિનો અને સત્તર દિવસ સુધી રહ્યો ઘેરા દરમિયાન કિલ્લામાની તોપોથી બાદશાહની છાવણીને નુકશાન ન પહોંચે તે માટે ગોપીતળાવની નજીકમાં એ છાવણી ખસેડવાની ફરજ પડી હતી પણ ત્યાં આગળ પણ કિલ્લામાં તોપના ગોળાઓ આવ્યા વગર રહેતા નહોતા; અને ખુદાવંદખાનનો બાંધેલો કિલ્લો એટલો મજબૂત હતો કે એને સર કરવાનું કામ બાદશાહને માટે પણ ઘણું ભારે થઈ પડ્યું હતુ અને અંતે ૧૫૭૩ની ૨૯ મી ફેબ્રુઆરીએ બાદશાહે કિલ્લો સર કર્યો ત્યાં તેમણે સુલેમાની તોપો જોઈ. આ તોપોનું કદ અને તેનું દૂર સુધી પહોંચવાનું સામર્થ્ય જોઇને બાદશાહ ચકિત થયા. એ તોપો એમણે સૂરતથી આગ્રા મોકલાવી દીધી બાકીની તોપો મુજાહિદખાન જુનાગઢ લઇ ગયા.

એ પછી દીવના કિલ્લાને ઘેરો ઘાલવાનું સાહસ તેણે ઉપાડયું અને તેમાં મોખરે રહી દોરવણી આપવાનું મહાકાર્ય પણ ખુદાવંદખાને જ કર્યું હતું. બીજા ઘેરા વખતે કિલ્લામાંથી એક તોપનો ગોળો છૂટયો તેણે એના પ્રાણ લીધા ઈ. સ. ૧૫૪૬માં એનું મૃત્યુ થયું એ પછી દીવની લડાઇનું નેતૃત્વ એના બીજા પુત્ર મુહરરમને મળ્યું. તેની આજ્ઞાથી ખુદાવંદખાનના શબને સૂરત લઇ જવામાં આવ્યું. ગુજરાતની સલ્તનતના અંતિમ કાળના ઈતિહાસમાં શૂરવીર સેનાધ્યક્ષ તરીકે એનું નામ સદા ઝળકતું રહેશે. મુલ્લાવાડમાં ખુદાવંદખાનનો જે રોજો છે તેનું શિલ્પકામ ભવ્ય પ્રકારનું છે. એ રોજો અને એની અંદર કોતરેલો લેખ સૂરતના એક મહાન પુરૂષનું સંસ્મરણ આપણને કરાવી રહ્યાં છે (ગુજરાતમિત્ર)—પ્રા. મોહનલાલ પા. દવે.

## રાષ્ટ્રધ્વજ પરનું અશોક ચક્ર

આઝાદ હિંદના રાષ્ટ્રધ્વજનું વિશિષ્ટ ચિહ્ન તે એના વચલા સફેદ પટામાં શોભતું આસમાની ચક્ર છે. આ ચક્રનું પ્રતીક મૌર્ય સમ્રાટ અશોકના સારનાથ-સ્તંભ-પરના ધર્મચક્ર પરથી પસંદ કરવામાં આવ્યું છે. સારનાથ (એટલે સારંગનાથ) હિંદનાં બૌદ્ધ તીર્થોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એક પૂર્વ જન્મમાં બુદ્ધ ભગવાન આ સ્થળે સારંગ-નાથ એટલે હરણોના નાયક રૂપે અવતર્યા હતા. તે સમયના કાશીરાજને રોજ પોતાના આહાર માટે તે અરણ્યના એક હરણનો સંહાર કરવાની લત લાગી હતી. એક દિવસ ગર્ભવતી હરણીનો વારો આવતાં એ બે જીવ બચાવવા તેને બદલે સારંગનાથ પોતે રાજાનું ભક્ષ્ય બનવા તૈયાર થયા. તેમનામાં સ્વાર્પણની આ ભાવના જોઇને રાજાનાં મોહનાં પડળ દૂર થયાં ને તેને પોતાના કૃત્ય માટે શરમ આવી. હવે તેને ભાન આવ્યું કે મનુષ્યના રૂપમાં હોવા છતાં વસ્તુતઃ પશુ તો પોતે જ છે. પછી તે ક્રૂર હિંસા તજી અહિંસાના પરમ માર્ગે વળ્યા. આ સારનાથ ગૌતમબુદ્ધના પોતાના જીવનમાં પણ અગત્યનું સ્થળ બની ગયું, કેમકે બોધિગયામાં સંબોધીજ્ઞાન પ્રગટ થયા પછી બુદ્ધ ભગવાને પોતાના પરમ જ્ઞાનનો પ્રથમ ઉપદેશ આ સ્થળે આપ્યો આ ઉપદેશનો ઉદ્દેશ ધર્મચક્ર-પ્રવર્તનનો હતો. ધર્મો રક્ષતિ રક્ષિતઃ – અર્થાત્ ધર્મનું તમે રક્ષણ કરો ને ધર્મ તમારૂં રક્ષણ કરશે, એવો ધર્મનો સૂક્ષ્મ ભાવ સ્ફુટ કરવાને ચક્રનું રૂપક યોજવામાં આવ્યું છે. તેને 'ધર્મચક્ર' કહે છે. ધર્મચક્ર એટલે ગોળ ગતિમાન ચક્રની જેમ સદાસર્વદા ગતિમાન રહેતો ધર્મ.

સારનાથ કાશીતીર્થથી ચારપાંચ માઈલ દૂર છે. ત્યાં ધર્મ-ચક્ર પ્રવર્તનના ઉપદેશના સ્થાન પર ધર્મરાજિકા-સ્તૂપનું સ્મારક છે. તેની ઉત્તરે રાજા અશોકે એક ઊંચો સ્તંભ ઊભો કરાવ્યો હતો. હજી ત્યાં તે સ્તંભ અનેક ટુકડાઓમાં ખંડિત થએલી દશામાં ખડો છે. મૂળ સ્તંભ ૫૫ ફૂટ જેટલો ઊંચો હતો. સ્તંભ પર બ્રાહ્મી લિપિમાં પ્રાકૃત ભાષામાં ધર્મલેખ કોતરવામાં આવ્યો છે. આ સ્તંભનો શિરોભાગ સ્તંભના દંડભાગથી છૂટો પડી ગયો છે ને હાલ સારનાથ સંગ્રહસ્થાનમાં જોવા મળે છે. આને સ્તંભનું સિંહ-શિખર કહે છે. તેમાં સહુથી નીચે અનેક પાંખડીઓવાળા ઊલટા કમળની સુંદર આકૃતિ કોતરેલી છે કમળની ઉપર એક ગોળાકાર ફલકની પટ્ટી છે. તે પર કુલ આઠ આકૃતિઓ કોતરી છે, જેમા એકાંતરે ગોળ વિશાળ ચક્રની ને દરેક બબ્બે ચક્ર વચ્ચે ગતિમાન પશુની આકૃતિ છે. દરેક ચક્રને ચોવીસ આરા છે. પશુઓમાં ગજ, વૃષભ, અશ્વ ને સિંહ છે. આ ચાર પશુઓ ચાર દિશાનાં રક્ષક મનાય છે,—ગજ પૂર્વનું, અશ્વ દક્ષિણનું, વૃષભ પશ્ચિમનું ને સિંહ ઉત્તરનું, ચક્ર એ ધર્મચક્રનું પ્રતીક છે. ચાર દિશાએ ચાર ગતિમાન પશુઓ ને એકાંતરે એકાંતરે ચક્રની આકૃતિ એમ સૂચવે છે કે ભગવાન બુદ્ધે પ્રવર્તાવેલું ધર્મચક્ર ચારે દિશામાં સતત ગતિમાન રહે.



સારનાથ-સ્તંભનો ધર્મ-ચક્રાંકિત શિરોભાગ

આ આઠ આકૃતિઓવાળા ફલકની ઉપર ચાર દિશામાં ચાર સિંહની ઊભી ભવ્ય આકૃતિઓ સ્તંભ-શિખરની શોભામાં અભિવૃદ્ધિ કરે છે એમની ગર્વિષ્ટ આંખ, મુખની બહાર લટકતી જીભ, દેહ પર પ્રસરેલ કેશવાળી ને સુંદર સ્નાયુબદ્ધ પગ એ ભારતીય શિલ્પકલાની અનુપમ કૃતિ છે આટલું સિંહશિખર સાત ફુટ ઊંચુ છે. પણ મૂળમાં આ સિંહનાં શિર પર વળી એક મોટું ભવ્ય ધર્મચક્ર રહેતું. હાલ તેના કેટલાક ટુકડા રહ્યા છે તે પરથી જણાય છે કે એ વિશાળ ચક્રનો વ્યાસ ત્રણ ફૂટનો હતો. તેને પહોળી ઉપસેલી પરિધિની

પછી, ચોવીસ સુંદર આરા ને નાનું ધરીકેન્દ્ર હશે એમ ફલકના ચક્રની આકૃતિઓ પરથી ફલિત થાય છે આ છે અશોકના સારનાથ સ્તંભનું ધર્મચક્ર. આખો મૂળ સ્તંભ સળંગ સંપૂર્ણ દશામાં ખડો હશે, ત્યારે તેના શિખર પર આ ધર્મચક્ર કેવું ભવ્ય ને મનોહર જણાતું હશે.

આ ધર્મચક્રની આકૃતિનાં દર્શન સાથે બે મહાન વિભૂતિઓનાં સંસ્મરણ સંકળાએલાં છે: એક હતા મહર્ષિ ને બીજા હતા રાજર્ષિ બંનેનો સંદેશ હતો અહિંસા વ્રતનો, જીવનનાં સુખશાંતિનો. ગૌતમ બુદ્ધે આ પરમ ધર્મનું ચક્ર સારનાથની આસપાસ આર્યાવર્તમાં પ્રવર્તાવ્યું; રાજા અશોકે આ ચક્ર દેશદેશાવરમાં પ્રસરાવ્યું. આ ધર્મ એ માનવતાનો ધર્મ હતો, અહિંસાની સહિષ્ણુતાનો ધર્મ હતો, સત્યની વિશુદ્ધિનો ધર્મ હતો. એ ધર્મનું શુદ્ધ સ્વરૂપ બાહ્ય ઉપચારનું નહિ, પણ આંતરિક આચારનું હતું એવું આ ધર્મચક્ર હવે અર્વાચીન આઝાદ હિંદના ધ્વજનું પ્રતીક બને છે. માનવતાનો પરમ ધર્મ સર્વ દેશમાં, સર્વ યુગમાં સનાતન છે ને સનાતન રહેશે. પરંતુ જે ભારતદેશે તેનાં સહુથી સ્ફુટ દર્શન કર્યાં છે ને કરાવ્યાં છે તે દેશના વારસો પૂર્વજોનું આ ગૌરવ ટકાવી રાખે, મહાત્માજી દ્વારા સંજીવન પામેલો સત્યોપાસનાનો એ પુરાતન ધર્મ દેશમાં તેમજ દેશાવર પ્રસરતો રહે ને અંતરની સમજમાં ઊતરેલી સંસ્કૃતિના આચરણમાં માનવજાતિ પગલાં માંડે તો ને ત્યારે રાષ્ટ્રધ્વજના આ નૂતન પ્રતીકને વંદન કરનાર હિંદ પોતાના ધર્મચક્ર માટે સાચું ગૌરવ ધારણ કરી શકશે. (પ્રજાબંધુ) —હરિપ્રસાદ શાસ્ત્રી

## ગુજરાતનાં શાકભાજી તથા ફળોમાં વિટામિન 'સી'

'કુમાર'ના ૨૮૧ મા અંકમાં વિટામિન 'સી' વિષે સામાન્ય માહિતી આવી ગઈ છે. ખોરાકમાં જો આ વિટામિન ન હોય તો સ્કર્વી (scurvy) નામનો ભયંકર રોગ થાય છે એટલું જ નહિ પણ જો આ વિટામિનનું પ્રમાણ ખોરાકમાં ઓછું હોય તો માણસ જલદી થાકી જાય છે, સાંધામાં કળતર થાય છે અને દાંત તથા પેઢાંઓમાં વિકૃતિ ઉત્પન્ન થઈ પાયોરિયા થાય છે. વળી આ વિટામિન ઘા રૂઝાવવામાં તથા હાડકું સાંધવામાં અગત્યનો ભાગ ભજવે છે.

આવું આ અગત્યનું વિટામિન આપણા ગુજરાતના રોજિંદા વપરાશની શાકભાજીમાં તથા ફળફળાદિમાં કેટલું છે તથા રાંધવાથી તે નાશ પામે છે કે કેમ તે પર ડૉ. એચ જી. પંડ્યા, ડૉ. સી. સી. શાહ અને ડૉ. કે. જી. નાયક એ ત્રણ પ્રખ્યાત વૈજ્ઞાનિકોએ ઘણું મહત્ત્વનું શાસ્ત્રીય સંશોધન કર્યું છે. તેમણે કુલ ૩૬ જાતનાં શાકભાજી તથા ૨૭ જાતનાં ફળોની વૈજ્ઞાનિક પદ્ધતિથી તપાસ કરીને તેમાં વિટામિન 'સી'નું પ્રમાણ કેટલું છે તે નક્કી કર્યું છે. તેમના એ સંશોધનનો મહત્ત્વનો સારાંશ 'ગુજરાત સંશોધન મંડળ'ના ત્રૈમાસિકમાંથી ઉતારીએ છીએ.

કંકોડાં, સરગવો, ફ્લાવર તથા કારેલાંમાં વિટામિન 'સી' ખૂબ જ પ્રમાણમાં છે. તે જ પ્રમાણે લીલાં પાંદડાંવાળી ભાજી (જેવી કે મૂળાની, મેથીની, પાલખની, સુવાની, પોઈની)માં, તેમજ કોથમીર મરચાં તથા કોબીમાં યે તે સારા પ્રમાણમાં છે. આ બધાં શાકભાજી ગુજરાતમાં પુષ્કળ થાય છે તથા પ્રમાણમાં સસ્તાં હોવાથી ગરીબ લોકોને આશીર્વાદ સમાન છે. આમ કેટલાંક ન ધારેલાં શાકભાજીમાં વિટામિન 'સી' ઘણા મોટા પ્રમાણમાં મળી આવ્યું છે.

જે ૨૭ ફળો તપાસવામાં આવ્યાં હતાં તેમાં આમળાં અને જામફળમાં આ વિટામિન ખૂબ મોટા પ્રમાણમાં જણાઇ આવ્યું છે આ બંને ફળો સસ્તાં અને સહેલાઈથી મળી શકે તેવાં છે. જગતના કોઈ પણ ફળ કરતાં આમળાંમાં 'સી' વિટામિન સૌથી વધારે છે અને તેની સવિશેષ મહત્તા તો એ છે કે સૂકવેલાં આમળાં તથા ચૂર્ણમાં પણ વિટામિન સારા પ્રમાણમાં જળવાઈ રહે છે, જે બીજાં ફળોની બાબતમાં નથી. દૂધમાં વિટામિન 'સી' સારા પ્રમાણમાં નહિ હોવાથી ડૉક્ટરો નાનાં બાળકો તથા માંદાં માણસોને લીંબુ, ટમેટાં અને મોસંબીનો રસ લેવાની ભલામણ કરતા હોય છે; પણ આ ફળો આખા વરસ દરમિયાન મળતાં નથી, એટલું જ નહિ પણ પ્રમાણમાં મોંઘાં પણ છે. આથી મધ્યમ વર્ગનાં માણસોને તો તે અલભ્ય હોય છે. એમને માટે આમળાં શ્રેષ્ઠ છે. રોજનાં એકથી બે આમળાં યા તેનો રસ પૂરતો છે. મોસંબી, પોપૈયાં, બોર, અને નારંગીમાં પણ આ વિટામિન સારા પ્રમાણમાં છે.

આપણે ત્યાં ઘણાંખરાં શાકભાજી બાફીને કે તેલમાં વઘારીને જ ખાવાનો રિવાજ છે, આજે સર્વસાધારણ સિદ્ધાંત તો એવો જ છે કે વિટામિન ગરમીથી નાશ પામે છે આ રીતે રસોઇમાં ખરેખર બધાં વિટામિન નાશ પામે છે કે રહે છે, ને રહે છે તો કેટલાં, તે બાબત પણ સંશોધન કર્યું છે જેમનામાં વિટામિન 'સી' ખૂબ પ્રમાણમાં છે એવી ૧૫ શાકભાજીઓમાં બાફ્યા પહેલાં, અને મીઠાવાળા પાણીમાં બાફ્યા બાદ, મીઠા વગરના પાણીમાં બાફ્યા પછી તથા તેલમાં વઘારી રહ્યા પછી તેમાં કેટકેટલું વિટામિન 'સી' બાકી રહે છે તેની કાળજીપૂર્વક નોંધ કરી. આ રીતે સંશોધન કર્યા પછી તેમને જણાઈ આવ્યું કે ગરમીથી વિટામિન 'સી' સંપૂર્ણરીતે નાશ પામે છે એ વાત ખોટી છે ઊલટું, કેટલીક શાકભાજીઓમાં ૭૦થી ૨૦ ટકા સુધી વિટામિન જળવાઈ રહે છે. પદાર્થ બાફવા મૂકતાં પહેલાં થોડું મીઠું ઉમેરવાથી વધારે પ્રમાણમાં વિટામિન 'સી' જળવાઈ રહે છે ગુજરાતનાં તો ઘણાંખરાં ઘરોમાં મીઠું નાખીને પછી જ શાક બાફવાનો રિવાજ હોવાથી વિટામિન 'સી' જાળવી રાખવામાં મદદ થાય છે.

ગુજરાતના ગરીબ તેમજ તવંગર લોકોમાં અથાણું તથા મુરબ્બો ખાવાનો રિવાજ છે. આ પદાર્થોમાં વિટામિન 'સી' જળવાઈ રહે છે કે કેમ તે બાબત સંશોધન કરતાં જણાયું કે મુરબ્બો કે અથાણું કર્યા પછી માત્ર આમળાના મુરબ્બામાં જ વિટામિન 'સી' બે મહિના રહે છે. બાકીના બધામાં તો માત્ર થોડાંક અઠવાડિયામાં જ તે નાશ પામે છે.

એક તંદુરસ્ત માણસને રોજના ૬૦ મિલિગ્રામ વિટામિન 'સી'ની જરૂર પડે છે. કયો પદાર્થ રોજ કેટલા તોલા લેવાથી જોઈતું વિટામિન મળી શકે તે નીચે બતાવેલું છે: કંકોડાં: ૨ તોલા, સરગવો તથા ફ્લાવર: ૪॥, કારેલાં: ૫, મૂળાની ભાજી: ૬॥, મેથી, પાલખ અને સુવાની ભાજી: ૯, આમળાં: ૧, જામફળ: ૪॥, મોસંબી: ૮॥, પોપૈયું: ૯, બોર: ૧૦ અને લીંબુ: ૨૭ તોલા

વિટામિન 'સી'ને અંગેની આ મહત્ત્વની બાબતો જો આપણે બરાબર સમજી લઇએ તો માંદા પડવાનો સંભવ ઊભો જ ન થાય અને જો પડીએ તો વિટામિન 'સી'નાં ઇન્જેક્શન તથા શક્તિવર્ધક દવાઓ પાછળ પૈસાનો ધુમાડો કરવાની જરૂર ન રહે.

## માખી મારવાના ઉપાય

ચોમાસા પછીના દિવસોમાં જ્યારે કૉલેરા આદિ રોગો ત્રાસ વર્તાવી રહે છે ત્યારે મૅલેરિયાના મચ્છરોનો નાશ કરવાનું કામ જેટલું અગત્યનું છે તેટલું જ અગત્યનું કામ કૉલેરા આદિ બીજા રોગો ફેલાવનારી માખીઓ મારવાનું પણ છે. ગંદકી પર બેસીને પછી ખાદ્ય પદાર્થ ઉપર આવી બેસતી માખી ગંદકી, ઝેર અને રોગના જંતુઓ ખાદ્ય પદાર્થ ઉપર મૂકતી જાય છે. કૉલેરાનો ફેલાવો માખી આ જ રીતે કરે છે. એથી ઘરમાંથી માખીનો નાશ કરવા નીચે સૂચવેલા ઉપાયો સારી પેઠે મદદ કરશે.

(૧) વિષ: બે ચમચા ફૉર્માલિન, બે ચમચા સાકર અને એક

પાઈન્ટ દૂધ પાણીમાં ઉકાળવાં. તે મિશ્રણમાં બ્લૉટિંગ પેપરના ટુકડા ભીંજવી એક રકાબીમાં મૂકી રાખવા. અથવા એક ટિનના ડબ્બામાં રાખી એ મિશ્રણમાં પલાળેલી રૂની વાટ ઢાંકણા બહાર રાખવી. માખીઓ તે તરફ આકર્ષાશે પણ તે ચાટતાં વેંત જ મરી જશે. આ મિશ્રણ ઝેરી હોવાથી નજીકમાં કોઈ ખાદ્યપદાર્થ ન રાખવાની ખાસ સાવચેતી રાખવી તથા વાપર્યા પછી વાસણ ને હાથ ખૂબ સાફ કરવાં.

(૨) ધૂપ: કડવા લીમડાનો ધુમાડો માખીઓ અને મચ્છરોને દૂર કરવા અકસીર છે. થોડા ઉકળતા પાણીના વાસણમાં કારબોલિક ઍસિડનાં વીસ ટીપાં નાખવાથી તેની વરાળમાં માખીઓ મરી જશે. માખી-નાશક અગરબત્તીઓ નીચે મુજબ બની શકે: પાંચ ભાગ પાયરેથ્રમ અને એક ભાગ લાકડાનો વહેર, એ બંનેને છાણ અગર ઘઉંના લોટની લુગદીમાં બાંધી તેમાં બે ભાગ પોટૅશ્યમ નાઈટ્રેટ મેળવવું. પછી એની અગરબત્તી વણી લેવી. ૧૦૦ ઘનફૂટ જગ્યા માટે આવી ૧॥ ઔંસ અગરબત્તી બસ થશે.

(૩) ફૂવારો: ૧ પૌંડ પાયરેથ્રમને ૧ ગૅલન કેરોસીન ને ૩ ઔંસ યુકેલિપ્ટસ તેલમાં મેળવવું. એ મિશ્રણ ફૂવારાથી છાંટવાથી માખીઓ નાશ પામશે. ૧૦૦ ઘનફૂટ જગ્યામાં એક ઔંસ મિશ્રણ બસ થશે.

(૪) લેપ: પાંચ ભાગ એરંડિયામાં ૮ ભાગ રાળ નાખી તેને મંદ અગ્નિ ઉપર ગરમ કરતાં કરતાં ખૂબ હલાવવું. એકરસ થયા પછી કાગળ, દોરી થાંભલા કે એવી કોઈ પણ વસ્તુ ઉપર તેનો લેપ કરવો અને તે વસ્તુ ઘરમાં એક ખૂણે રાખી મૂકવી. તે પર બેસતાં વેંત માખી ત્યાં ચોંટી જશે અને ઊખડી નહિ શકતાં અંતે મરી જશે. (સુવિજ્ઞાન)

### વનસ્પતિ ઉગાડવાની એક નવી પદ્ધતિ

વનસ્પતિને જમીનમાં જ ઉગાડવાની ક્રિયા આપણને એટલી સુપરિચિત થઈ ગઈ છે કે જમીન—માટી સિવાય પણ વનસ્પતિ ઊગી શકે એ કલ્પના પ્રથમ નજરે ચમત્કારિક લાગે છે. જોકે પાણીમાં કેટલીક વનસ્પતિ ઊગેલી આપણે જોઈએ છીએ. પણ ઘણી વાર તેનાં યે મૂળ તો નીચે માટીમાં જ હોય છે. જમીન અથવા માટી વનસ્પતિને બે રીતે ઉપયોગી થાય છે: એક તો તે વનસ્પતિને જોઈતાં પોષણતત્ત્વો પૂરાં પાડે છે અને બીજું તે તેને ઊભા રહેવાનો આધાર આપે છે.

માટીમાંથી વનસ્પતિ ક્યાં ક્યાં પોષણતત્ત્વો લે છે એ વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું છે, તથા એ પોષણતત્ત્વો માટીમાંથી જ મળવાં જોઈએ એવું નથી એમ પણ તેમણે સિદ્ધ કરી બતાવ્યું છે। પ્રયોગશાળામાં વનસ્પતિને આવશ્યક પોષણતત્ત્વોનું દ્રાવણ કરીને એક વાસણમાં રાખવામાં આવે છે અને તેમાં જ વનસ્પતિ ઉગાડવામાં આવે છે. આ જ પ્રયોગ ખૂબ મોટા પ્રમાણમાં કરવાની કલ્પના ૧૯૩૭માં કૅલિફોર્નિયામાં ડૉ. ગૅરિકને આવી. તેમણે એક છીછરો હોજ બાંધીને તેના પાણીમાં ટમાટાને જરૂરી ક્ષારોનું દ્રાવણ કર્યું. હોજ ઉપર એક જાળી પાથરી, જેનાં છિદ્રોમાંથી ટમાટાના છોડ ઉપર આવે એવી યોજના હતી. છોડના મૂળને પ્રકાશથી નુકસાન ન થાય તે માટે જાળી ઉપર કોલસાનો ભૂકો, લાકડાનો વહેર ઇત્યાદિ પાથર્યું. આ પ્રમાણે વ્યવસ્થા કરીને તેમણે હોજના પાણીમાં ટમાટાના છોડ સફળતાથી ઉગાડી બતાવ્યા. હોજના પાણીમાં ક્ષારોનું પ્રમાણ ઓછું થાય કે તરત તેને બદલીને બીજું દ્રાવણ ઉમેરવામાં આવતું. આ માટી વગર વનસ્પતિ ઉગાડવાની પદ્ધતિને ડૉ. ગૅરિકે 'હાયડ્રોપૉનિકસ' એ નામ આપ્યું. આ પદ્ધતિથી માટી કરતાં ઘણો વધારે પાક આવે છે એમ તેમનું કહેવું છે.

પણ આ પદ્ધતિમાં મુખ્ય વાંધો એ હતો કે છોડનાં મૂળ હમેશાં પાણીમાં ડૂબેલાં રહેવાથી મૂળને પ્રાણવાયુ મળતો નહિ. આ મુશ્કેલી પણ વૈજ્ઞાનિકોએ દૂર કરી. નીચેના દ્રાવણની સપાટી ઊંચીનીચી કરીને મૂળને અડીને ન રાખતાં થોડો જ વખત રાખીને બાકીનો વખત તેને મૂળથી નીચે રાખવામાં આવવા લાગી. આથી વચ્ચેના સમયમાં મૂળને ખૂબ પ્રમાણમાં પ્રાણવાયુ મળવા લાગ્યો.

આ અભિનવ પદ્ધતિનો ઘણે ઠેકાણે ઉપયોગ થયો છે અને તેનાથી સરસ પાક તૈયાર થઈ શકે છે એમ સાબિત થયું છે. પણ ખૂબ મોટા પ્રમાણમાં હજુ તેનો ઉપયોગ થવાનો છે વળી તેનાથી ખર્ચનું પ્રમાણ શું આવે છે તે પણ હજુ નક્કી થયું નથી.

આ પદ્ધતિનો ફાયદો એ છે કે તેનાથી મનુષ્યનાં ઘણાંખરાં કષ્ટ ઓછાં થઈ જશે. ખેતર સાફ કરવું, ખેડવું, કોસ અગર હાથથી પાણી પાવું ઈત્યાદિ ઘણી બાબતોની જરૂર નહિ રહે. આ પદ્ધતિમાં ઘણીખરી ક્રિયા યંત્રની સહાયતાથી જ થાય છે વરસાદ પડે કે ન પડે, જમીન ખડકાળ હોય કે રેતાળ, તોપણ આ પદ્ધતિથી પાક ઉત્પન્ન કરી શકાશે. કાચનાં ઘરોમાં યોગ્ય ગરમી તથા ભેજ ઉત્પન્ન કરીને અનિષ્ટ હવામાનની અસર પણ દૂર કરી શકાશે. આમ આ પદ્ધતિ માનવજાતને મહાન આશીર્વાદ સમી નીવડશે એવી માન્યતા છે.

ઇંગ્લંડના પ્રો. સ્ટાફટને આ પદ્ધતિ પર ખૂબ સંશોધન કર્યું છે. અત્યારે તેઓ આફ્રિકાના રણમાં આ બાબત પ્રયોગ કરવા ગયા છે. છેલ્લા યુદ્ધ દરમિયાન એ રણમાં ઘણાં નવાં વિમાની મથકો બાંધવામાં આવેલાં હોવાથી ત્યાં ઘણા કારીગરો તથા સૈનિકોને રહેવું પડે છે. આ સૈનિકોને ટમાટા, ભાજીપાલો, ફળફળાદિ આદિ તાજાં મળતાં નથી; કારણકે રણમાં તે પાકતાં નથી અને ઇજિપ્તમાંથી એરોપ્લેનમાં લાવતાં લાવતાં તે ખરાબ થઈ જાય છે. એટલે જો રણમાં જ વિમાની મથકની આસપાસ કયો કે શાકભાજી ઉગાડી શકાય તો તે લોકોનું જીવન ખૂબ સુખમય થઈ શકે. આ પદ્ધતિ દ્વારા તે હવે બની શકશે. ગયા મહાયુદ્ધમાં અમેરિકનોએ અસેંશન, વેક આદિ બેટો ઉપર આ પદ્ધતિનો ઉપયોગ કરીને 'માટી વગરના બગીચા' (હાઇડ્રોપોનિક ગાર્ડન્સ) તૈયાર કર્યા હતા.

જોકે માટી સિવાય હવે આપણું બધુંજ ચાલી શકશે એમ કહેવાનો વખત હજી આવ્યો નથી તોપણ વિશિષ્ટ પરિસ્થિતિમાં 'વગર માટીનો પાક' શક્ય છે એ વસ્તુ સાબિત તો થઈ છે. (અમેરિકા પરથી)

### કેદમાં નાખવામાં આવેલી શોધો

સમાજને હાનિકર્તા મનુષ્યોને કેદ રાખવામાં યા દેશનિકાલ કરવામાં આવે છે તેમ કેટલીક વૈજ્ઞાનિક શોધોને (તે માનવજાતને ઉપકારક હોવા છતાં) પણ કાયમ માટે કેદમાં નાખવામાં આવી છે! એ જાણીને ઘણાંને આશ્ચર્ય થશે.

ઇ. ૧૯૨૮માં ઑસ્ટ્રિયાના રસાયણશાસ્ત્રી ડૉ. ફર્ડિનાન્ડે એક એવી દીવાસળીની શોધ કરી કે જે ૪૦૦૦ વખત વાપરી શકાય! આ શોધની ખબર પડતાં જ સ્વીડનના દીવાસળી ઉદ્યોગના એતાજ બાદશાહ ક્રુગરે ૬૫ લાખ રૂપિયા આપીને તે શોધ તે વૈજ્ઞાનિક પાસેથી વેચાતી લઈ લીધી અને કાયમને માટે તેને તાળું મારી દીધું!!

એક વૈજ્ઞાનિકે એવી દવાની શોધ કરી હતી કે જે શરીરના કોઈ પણ ભાગ ઉપર લગાડવામાં આવે તો તે ભાગ ઉપર કદી વાળ જ ન ઊગે! આથી અસ્ત્રા અને બ્લેડોનાં કારખાનાંના માલિકોએ મોંમાગ્યા પૈસા આપી તે શોધ ખરીદી લીધી અને તેને તાળું દઈ પૂરી દીધી. એક બાઈએ એવું 'લુબ્રિકેટીંગ ઑઈલ' શોધી કાઢ્યું કે જે યંત્રમાં દેવાથી યંત્રમાં ઘર્ષણથી સહેજ પણ ઉષ્ણતા જ ઉત્પન્ન ન થાય; વળી તેના ઉપયોગથી યંત્રો પણ લાંબો સમય ટકે. તેલ તથા યંત્રોના કારખાનાંના માલિકોને તે શોધ ધંધાની દૃષ્ટિએ હાનિકારક લાગવાથી તેને વેચાતી લઈ કાયમને માટે કેદમાં પૂરી દીધી.

કાપે, અરે ! ચૂસી દમી કુચા કરે
મનુષ્યને શેરડી તો રસે ભરે !

— રમણલાલ સોની —

મૂળરાજ બીજાની વીર માતાએ પરાક્રમપૂર્વક હરાવેલો શાહબુદ્દીન ઘોરી જ્યારે નુકસાની ખમીને ગઝની પાછો ફર્યો ત્યારે તેને કેટલાક દરબારીઓએ ગઝનીમાં તે વખતે રહેતા એક કોટ્યાધીશ પટ્ટણી વેપારીને લૂંટી લેવાની સલાહ આપી જેથી યુદ્ધનું બધું નુકસાન ભરપાઇ થઈ જાય. પણ માનધન શાહબુદ્દીને તેનો ઇન્કાર કરીને કહ્યું, 'આવી રીતે જો હું પરદેશી વેપારીને લૂંટીશ તો મારા રાજ્યમાં વેપાર કરવા કોણ આવશે ? યુદ્ધનું નુકસાન તો જ્યાં તે થયું હોય ત્યાંથી જ વસૂલ લેવું જોઇએ.'

કહેવતોના અર્થ: 'ભાંગ્યું તો યે ભરૂચ'— ગમે તેવી પરિસ્થિતિમાં પણ મહત્તા કે મૂળગત સ્વભાવને ટકાવી રાખીને પોતાની શક્તિ તથા ગૌરવનો પરચો બતાવી રહેવા માટે વપરાતી આ કહેવત, આપણા આજે પણ ટકી રહેલા અતિપ્રાચીન અને પુરાણપ્રસિદ્ધ નગર ભરૂચના ઉદાહરણમાં ઉચિત રીતે જ વ્યક્ત થઇ છે. એને મળતી બીજી કહેવતો: 'કોહ્યા તોપણ સાગના લાકડા'; 'એરંડાની લાકડી તો ય ઉતરડ જોગ તો ખરી જ'; 'વાંકો તોપણ ઘઉંનો રોટલો'; 'નાનો તોપણ રાઇનો દાણો.' નીચેના દોહરામાં આવી ઘણી ઉક્તિઓ ગૂંથેલી છે:

નાનો પણ કણ રાઇનો, પાંખી તો યે મૂછ,
ઘરડો તો ય ગરાસિયો, ભાંગી તો ય ભરૂચ.
ઘરડો તોપણ બળદિયો, તોફાની પણ ગાય,
વકરેલો પણ વાણિયો, રૂઠેલી પણ માય.
મોળો તોપણ મહીપતિ, શઠ પણ સત્તાધીશ,
સૂતેલો પણ કેસરી, ઊંઘેલો પણ ફણીશ.

અનેકાર્થી શબ્દ: કાવો=ઉકાળો, કાઢો; બુંદદાણાનો ઉકાળો; ઘોડાને ગોળ ચક્કરમાં ફેરવવો તે; છળ, પ્રપંચ.

ગણિત-ગમ્મત: એકથી માંડીને કોઈ પણ રકમ સુધીના અંકોનો સરવાળો જાણવો હોય તો એને માટે એક ઘણી જ સહેલી રીત છે. જે રકમ સુધીનો સરવાળો કરવો હોય તેનો તથા તેની પછીની રકમનો ગુણાકાર કરી, આવેલા ગુણાકારની રકમને બે વડે ભાગતાં જે આવે તે સરવાળાનો જવાબ. દા. ત. એકથી દસ સુધીના અંકનો કુલ સરવાળો $\frac{૧૦ \times ૧૧}{૨}$=૫૫

—પી. એ. વ્યાસ

કનુ—બાપુજી, હું એક રૂપિયાનો બચાવ કરી આપું તો તમે મને આઠ આના આપો?

બાપા—જરૂર.

કનુ—તો લાવો આઠ આના. કેમકે તમે કહેલું કે હું છ માસિકમાં પાસ થઈશ તો તમે મને એક રૂપિયો આપશો. હું તેમાં નાપાસ થયો છું, એટલે તમારો એ રૂપિયો બચ્યો ને?

બલૂનની શોધ માટે યુરોપિયનો ગર્વ લે છે, પણ ખરું જોતાં તેમણે તે શોધ કરી તેની ૫૦૦ વર્ષ પહેલાં ચીનના લોકોએ તે શોધી કાઢયું હતુ. ૧૭મી સદીમાં ચીનમાં રહેતા એક યુરોપિયન મિશનરીએ લખ્યું છે કે ઇ. ૧૩૦૬માં શાહેનશાહ ફો-કીનના રાજ્યારોહણનો સમારંભ બલૂનો ઉડાડીને ઊજવ્યો હતો.




દિલ્હીની ગાદીએ થઇ ગએલા પઠાણ રાજ્યકર્તાઓમાં સૌથી સમર્થ સુલતાન શેરશાહ સૂરીએ ૧૫૪૦માં હુમાયૂંને હાંકી કાઢીને જે પાંચ વર્ષ રાજ્ય કર્યું તે દરમ્યાન તેણે મહાન રાજ્યકર્તાનું સર્વ રચનાત્મક અને વહીવટી કૌશલ દાખવ્યું હિંદી ચલણી નાણાંને પણ તેણે જ સ્થિર રૂપ આપ્યું, જેને અકબરે સંપૂર્ણતાએ પહોંચાડયું. તેણે જ ત્રાંબા અને રૂપાના સિક્કાઓને 'દામ' અને 'રૂપિયો' નામ આપીને તેનાં વજન, અનુક્રમે ૧૭૮ અને ૩૩૦ ગ્રેન નક્કી કર્યા ને ચલણના અરધા, ચોથા, આઠમા અને સોળમા ભાગ નક્કી કર્યા જે આજ પર્યંત ચાલુ છે. ઉપરનું ચિત્ર હિંદના એવા પહેલા રૂપિયાનું છે તેમાં એકબાજુએ વચલા ચોરસમાં કલીમા કોતરેલ છે અને તેની પાછળ (જમણી તરફના ચિત્રમાં) ચોકઠામાં 'શેરશાહ સુલતાન ખલ્લાદ અલ્લાહુ મુલ્કહુ ૯૪૮' લખેલું છે તથા તેની નીચે નાગરી લિપિમાં 'શ્રી શેરશાહી' કોતરેલું છે.



કલાકળિકા: દક્ષિણ હિંદના રૂપાના જડતરકામવાળો આ ત્રાંબાનો લોટો તાંજોરની કારીગરીનો નમૂનો છે. એમાં બારચક સુશોભનવાળા વચલા પટ્ટાના એકએક ગોખમાં વિષ્ણુના દશ અવતારની એકેક મૂર્તિ છે.



તમે ગમે તેવા મોટા ચિત્રકાર હો પણ જો તમને કહેવામાં આવે કે એવાં ત્રણ સસલાં દોરો કે જેમની વચ્ચે ફક્ત ત્રણ જ કાન વહેંચી આપવા છતાં દરેકને બબ્બે કાન હોય એમ દેખાય, તો તમે જરૂર ના પાડવાના. પણ કુશળતાપૂર્વક તેની ગોઠવણી કરવાથી તે શક્ય છે. જુઓ ઉપરનું ચિત્ર.

રશિયાની વાર્ષિક આવક ૧૬૫૦૦ કરોડ રૂપિયા છે, અમેરિકાની ૭૦૦૦૦ કરોડ છે, જ્યારે હિંદની ગાંઠ ૫૦૦ કરોડ રૂપિયા છે.




હિન્દ સ્વતંત્ર થયું તેની નવી ટિકિટો તો તૈયાર થતાં વાર લાગશે; પણ તે દરમ્યાન, એ સ્વાતંત્ર્યદિનની તારીખ—૧૫મી ઑગસ્ટથી હિન્દની બધી પોસ્ટ ઑફિસોમાંથી વહેંચાતા કાગળો પર એ પ્રસંગના સ્મરણમાં ઉપર પ્રમાણેની 'જય હિન્દ'ની પોસ્ટ માર્ક (ટપાલની છાપ) મારવાની શરૂ થઇ હતી.

| | |
|---|---|
| ૧ યુધિષ્ઠિર | અ. ચુનીલાલ વર્ધમાન |
| ૨ દામોદર મહેતા | બ. કનૈયાલાલ મુનશી |
| ૩ પ્રતાપમલ્લ | ક. ધૂમકેતુ |
| ૪ ગૌતમ | ડ. ગોવર્ધનરામ |
| ૫ વલીમહંમદ | ઈ. શારદાબાબુ |
| ૬ કાર્તિકેય | ફ. ઝવેરચંદ મેઘાણી |
| ૭ ઈન્દ્ર | ગ. રમણભાઈ વ. દેસાઈ |

(૩) નીચેની લીટી કોઈ ગુપ્ત ભાષામાં લખેલી નથી કે નથી તો કોઇ ભારે કોયડો તેનો ઉકેલ તદન સાદો છે. તમે ઉકેલી શકશો? જે વાવિચા રોત મેસેવ શોતે વુંજવત, રુંજી વનબન શેમા હેંઉમે શાઉ ચાવિ ચારોસે વો.

(૪) તમારા સામાન્ય જ્ઞાનને કસતા થોડાક પ્રશ્નો નીચે આપ્યા છે. (ક) કુતરાની દોડવાની સૌથી વધુ ઝડપ કેટલી? (ખ) શેમાં તરવું વધુ સહેલું— નદીમાં કે દરિયામાં? (ગ) એવું કયું પ્રાણી છે કે જેને જન્મે છે ત્યારે પૂંછડી હોય છે પણ પગ હોતા નથી અને મૃત્યુ પામે છે ત્યારે પગ હોય છે પણ પૂંછડી હોતી નથી? (ઘ) જગતમાં સૌથી વધુ પ્રાણવાયુ કોણ પેદા કરે છે? (ચ) એક મોટરનું વજન વિષુવવૃત્ત પર ૨૫ મણ હોય તો તે જ મોટરને ધ્રુવ ઉપર લઈ જઈ તોળવામાં આવે તો વજન ઓછું થશે કે વધારે? (છ) જીવાણુઓ (*Bacteria*)નો રંગ કયો હોય છે? (જ) કાચબાને કેટલા દાંત હોય છે? (ઝ) કલકત્તાથી સુએઝની નહેરમાં થઈ લંડન જવા માટે તમે આગબોટમાં મુસાફરી કરો તો કયા કયા સમુદ્રોમાંથી પસાર થવું પડશે?

(૫) તમે નીચેના ઠેકાણે જાઓ તો તમારે કયાં વાહનો વડે અવરજવર કરવી પડશે? (ક) સ્વિટ્ઝર્લૅન્ડ (ખ) અરબસ્તાન (ગ) શાંઘાઇ (ઘ) શ્રીનગર.

કસોટીના જવાબ: (૧) રબ્બર=૧ પૈસો. પેન્સિલ=સવા બે આના, ચોપડી=૭॥ આના; (૨) ૧–ડ, ૨–ઇ, ૩–અ, ૪–ગ, ૫–ઈ, ૬–બ, ૭–ઉ; (૩) જેવા વિચારો તમે સેવશો તેવું જ તમારું જીવન બનશે. માટે હંમેશાં ઊંચા વિચારો સેવો; (૪) (ક) કલાકના ૩૫ માઇલ (ખ) દરિયામાં (ગ) દેડકો (ઘ) જગતનો ૬૦ ટકા પ્રાણવાયુ વનસ્પતિ–ઝાડ પેદા કરે છે (ચ) ઓછું—પાંચ શેર (છ) તે રંગવિહીન હોય છે. (જ) દાંત જ હોતા નથી (ઝ) બંગાળનો ઉપસાગર, હિંદી મહાસાગર, અરબી સમુદ્ર, એડનનો અખાત, રાતો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, બિસ્કેનો ઉપસાગર, આટલાંટિક મહાસાગર, ઇંગ્લીશ ખાડી; (૫) (ક) પૈડાં વગરની સ્લેજ ગાડી (ખ) ઊંટ (ગ) રીક્ષા (ઘ) હોડી.

નદીનું છે. સાવર ને કુંડલા બંને જુદાંજુદાં ગામો છે ને નાવલી એ બંને ગામોની વચ્ચેથી વહી જાય છે. આ નદીની વિશિષ્ટતાઓ અજબ છે. એની વધુમાં વધુ લંબાઈ ચાર માઈલની છે; પહોળાઈ માંડ દસ હાથ; અને ઊંડાઈ? ઊંચે માથે ગાયોડું! એથી યે વધુ અજાયબીની વાત એ છે કે એ નદી જમીનમાંથી નીકળે છે અને જમીનમાં જ સમાઇ જાય છે! છતાં ખૂબીની વાત એ છે કે ગમે તેવા દુકાળમાં પણ એ સુકાતી નથી. એને વિષે એવી દંતકથા છે કે પહેલાં ગામને છેડે દેવીનું એક દહેરું હતું. એક ચારણ એ દેવીની ભક્તિ કરતો. એકવાર ભારે દુકાળ પડ્યો ને લોકો પાણી વગર તરફડવા લાગ્યા. ચારણે દેવીને રીઝવવા તપ આદર્યું. દેવી પ્રસન્ન થતાં ચારણે માગ્યું કે 'કદી ન સુકાય એવી એક નદી આપો.' દેવીએ કહ્યું: 'ભલે; પાછળ જોયા વગર ચાલ્યો જજે. તારી પાછળપાછળ એક નદી ચાલી આવશે; પણ જોજે, પાછળ જોતો નહિ.' ચારણે પાછળ જોયા વિના ચાલવા માંડયું ને એક ભાગોળથી બીજી ભાગોળ સુધીનો રસ્તો કાપી નાંખ્યો. પણ ચારણના મનમાં અશ્રદ્ધા પ્રકટી કે દેવીની વાત સાચી તો હશે ને? ખાત્રી કરવા એણે પાછું જોયું: પાછળ આવતી નદી ત્યાં જ અટકી ગઇ અને એનું પાણી જમીનમાં સમાવા લાગ્યું. ત્યારથી નાવલી નદી એક ભાગોળથી નીકળી બીજી ભાગોળ સુધી સાવર અને કુંડલાની વચ્ચેથી નિરંતર એકધારા પ્રવાહે વહી જાય છે અને થોડે દૂર જઈ ભૂમિમાં સમાઈ જાય છે. (ફોટો અને લેખ–યોગેન્દ્ર પ્રિયદર્શી)

**…મેરિકન ટિકિટશતાબ્દીનું 'ફર્સ્ટ ડે કવર':** ટિકિટસંગ્રહના શોખમાં …ર્ટ ડે કવર'(First day Cover–પહેલા દિવસના પાકીટ)નું પણ એક ખાસ …ત્વ ગણાય છે. 'ફર્સ્ટ ડે કવર' એટલે કોઈ વિશિષ્ટ પ્રસંગના સ્મરણમાં …વામાં આવેલી ટિકિટો વાપરીને પહેલે જ દિવસે પોસ્ટ કરવા માટે ખાસ …ર કરવામાં આવેલું પાકીટ. અમેરિકામાં આવા 'ફર્સ્ટ ડે કવર' ખૂબ પ્રચ… છે. આ બાજુમાં આપેલું 'ફર્સ્ટ ડે કવર' એટલા માટે વિશિષ્ટ છે કે તે ખુદ …રિકન સરકારી ટપાલખાતાએ કાઢેલું ઑફિશિયલ 'ફર્સ્ટ ડે કવર' છે ને …રિકામાં ટપાલની ટિકિટ ચાલુ થયાને આ વર્ષે સો વરસ પૂરાં થયાં તેના …ણમાં એ શતવર્ષી ઊજવવાને તા. ૧૭થી ૨૯મી મે ૧૯૪૭ના દિવસોમાં … ભરાએલા 'ઈન્ટરનૅશનલ ફિલૅટેલિક એક્ઝીબીશન' (આંતરરાષ્ટ્રીય ટિ…સંગ્રહ પ્રદર્શન)ના ટાંકણે તે ખાસ બહાર પાડવામાં આવ્યું છે. અમેરિકા… ૧૮૪૭માં પહેલવહેલી જે બે ટિકિટો (એક પાંચ સેન્ટની–બેન્જામિન …લિનના ચિત્રવાળી ને બીજી દસ સેન્ટની–જ્યૉર્જ વૉશિંગ્ટનના ચિત્રવાળી) …ર પાડેલી તે બંને ટિકિટો ફરી એકીસાથે છાપેલું નાનું શીટ આ પ્રસંગે …રિકન ટપાલખાતાએ બહાર પાડયું છે તે આ કવર પર ચોડેલું છે. તેની …ી બાજુએ ગયાળે અમેરિકન રાજ્યમુદ્રાના ગરુડની છાપ નીચે શતાબ્દી …ખ ને પ્રદર્શનનો ઉલ્લેખ, વચ્ચે જ્યૉર્જ વૉશિંગ્ટનની છબિ તથા ટિકિટની … ને નીચે 'ઑફિશિયલ ફર્સ્ટ ડે કવર' એટલા અક્ષરો છે. ટપાલની છાપમાં …



આવતી કાલનાં નાગરિકો
ઘડતું આજનાં ઘરોનું એકલું
માસિક ❦ વર્ષ ચોવીસમું ❦
અંક દસમો ❦ ઑક્ટોબર
ઓગણીસસો સુડતાલીસ ❦
સળંગ અંક બસો છયાશીમો



# કુમાર

સંસ્થાપક
રવિશંકર
રાવળ

તંત્રી બચુભાઈ રાવત




ચિત્રકાર • કૃષ્ણલાલ ભટ્ટ

શ્રી અરવિંદ આશ્રમ–પોંડીચેરી–માંથી, આપણા સુખ્યાત કવિ સુન્દરમ્‌ના તંત્રીપદ નીચે, શ્રી અરવિંદના જીવનદર્શનનું અનુશીલન કરતા, નવા પ્રકટ થએલા ત્રૈમાસિક 'દક્ષિણા'નું મુખચિત્ર

(કલાકાર તથા 'દક્ષિણા'ના સૌજન્યથી)







કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત.
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિં, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭, પરદેશમાં રૂ ૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ. છૂટક નકલના બાર આના.

JAEGER-LECOULTRE




ચોકસાઈ–પૂર્ણ ઘડિયાળો



સાદી મનોહરતા તથા ઝીણવટભરી ચોકસાઈ, એ ગુણોને કારણે જેગર-લ-કૌલ્ત્રે ઘડિયાળો ઘણાં વર્ષોથી પ્રખ્યાત છે;—જો કે અત્યારે આ સુંદર ઘડિયાળોનો પૂરવઠો ઓછો છે, પણ હાલમાં જ તેની આ બે જાત આવી પહોંચી છે.

ડાબી બાજુ — જેગર-લ-કૌલ્ત્રે નમૂનો નં. ૨૬૮૩, ૯ ઇંચની 'સ્ટે બ્રાઇટ' લોખંડની કેસમાં તદ્દન ચપટ.
કિંમત રૂા. ૨૬૦.

જમણી બાજુ—જેગર-લ-કૌલ્ત્રે નમૂનો નં. ૨૭૧૩, ૧૦½ ઇંચની 'સ્ટેબ્રાઈટ' લોખંડની ચોરસ કેસમાં
કિંમત રૂા. ૨૭૦.

# FAVRE-LEUBA

ફાવંર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ · મુંબાઈ · કલકત્તા




રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્રહ ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો કરે છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત આમાં સંઘરાએલાં પંચાવન ચિત્રોમાં ઑઇલ અને વાટર-કલર, પેન્સિલ અને પેન-અન્ડ-ઈંક-સ્કેચ, સ્ટેપલ-વર્ક, વૂડ-કટ, સૉફ્ટ-બ્રશ-સ્કેચ આદિ ચિત્રકળાની વિભિન્ન પદ્ધતિઓમાં એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂનાઓ આપવામાં આવ્યા છે. ચિત્રકલાનાં વિદ્યાર્થીઓ તથા કલાશોખીનો માટે તેમજ ભેટ આપવા માટે એ અમૂલ્ય ચીજ છે. કિં. રૂા. ૩ાા; પોસ્ટેજ સાથે રૂા. ૪; કુમાર કાર્યાલય લિમિટેડ અમદાવાદ





કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવા આ ચિત્રસંગ્રહ પાછળનો મુખ્ય હેતુ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો છે. સર્વશ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહીવાસી, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ અને ત્રિગુણાનીત પંચોળી એ આપણા છ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદાં ચિત્રોનો આ સંપુટ, ૧૨ાાx૯ ઈંચના માપનાં આર્ટકાર્ડ પર ફ્રેમ માટે તૈયાર રૂપમાં સુઘડ રંગીન છપાઈમાં આપવામાં આવ્યો છે. સવા રૂપિયા જેટલી નજીવી કિંમતમાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી. ચિત્ર દીઠ પૂરી ચાર આના કિંમત પણ ન થઈ.





**ગુજરાતનું પાટનગર અમદાવાદ :** એ શહેરના સ્થાપક અહમદશાહના મકબરાથી માંડીને છેક સ્વામીનારાયણના મંદિર સુધીના આજથી એક જ સૈકા પરનાં સ્થાપત્યોમાં સંઘરાએલી આપણી કળાલક્ષ્મીનો પરિચય. જેણે પશ્ચિમના નામચીન કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે અને જેની પ્રશસ્તિ સાંભળી જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યનાં કાવ્યો સમાં અમદાવાદનાં બાવન નામચીન સ્થાનોના ફોટોગ્રાફોનું આ આલ્બમ છે. દરેક ચિત્ર નીચે ઐતિહાસિક અને લાક્ષણિક માહિતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલા, અમદાવાદની ચડતીપડતી ને વિકાસ વર્ણવતા વિદ્વત્તાભર્યા નિબંધ સાથે. કિંમત માત્ર બે રૂપિયા, પોસ્ટેજ જુદું




ચોખા
ઘઉં
બાજરી
કપાસ
તમાકુ
ચા
શણ
કોલસો
લોઢું
મેંગેનીઝ
સોનું

અહીં જે સંજ્ઞાચિહ્નો દર્શાવ્યાં છે તે દેશમાં જ્યાં જ્યાં તે પાક તથા ખનિજો થાય છે તે નકશામાં દર્શાવી છે. વધુ પાક તથા ખનિજો થતાં હોય ત્યાં તે ઉપરાઉપર મૂકીને દર્શાવ્યાં છે. ગુજરાતમાં ઘઉં-બાજરી કપાસને તમાકુની સંજ્ઞા ઉપરાઉપરી આલેખી છે.

કાશ્મીર
સરહદ પ્રાંત
પંજાબ
બલુચિસ્તાન
સિંધ
રજપૂતાના
બિહાર
મધ્યપ્રાંત
ઓરિસા
હૈદ્રાબાદ

# છતી સમૃદ્ધિએ ગરીબી!

હિંદની ખેતીજન્ય તથા ખનિજની સમૃદ્ધિ બતાવતા આ નકશામાં આપણા દેશના ઘઉં ચોખા, બાજરી વગેરે પોષક ધાન્ય તેમજ કપાસ, શણ, તમાકુ આદિ સમૃદ્ધ પાક કયા-કયા પ્રાંતમાં થાય છે તે તેમજ કોલસો સોનું મેંગેનીઝ જેવાં ખનિજોથી આપણો દેશ કયાં-કયા સ્થાનોમાં સમૃદ્ધ છે તે દર્શાવ્યું છે.

હિંદ મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ હોવા છતાં તેની સમગ્ર જનતાને પહોંચી રહે તેટલાં ધાન્ય તે પકવતું નથી એ હકીકત આશ્ચર્ય સાથે ખેદ ઉપજાવનારી છે. હિંદમાં દર વર્ષે ૬૧૦લાખ ટન અનાજ પાકે છે જેમાંથી ૧૨ાા ટકા બગાડ તથા બીજા જતા આપણી પાસે ૫૩૨ાા લાખ ટન રહે છે. પણ આપણી જરૂર છે ૬૧૧લાખ ટનની; એટલે કે ૭૮ાા લાખટન અનાજની તૂટ આપણને દર વર્ષે પડે છે

આ ખોટ પૂરી પાડવા આપણને પરદેશથી અનાજ આયાત કરવું પડે છે. ગયે વર્ષે ૨૫ લાખ ટન અનાજ આપણે પરદેશમાંથી આયાત કર્યું હતું. આ વરસે પહેલાં છ મહિનામાં મળી ૧૧ાા લાખ ટન અનાજ આપણે લાવ્યા છીએ. આની પાછળ આપણે અત્યારસુધી ૭૭ કરોડ રૂપિયા ખરચી ચૂક્યા છીએ. અને આમ જો દર વર્ષે આપણે અનાજ લાવવા પાછળ પૈસાનો ધુમાડો કર્યા કરીએ તો જતે દહાડે દેશને દેવાળું કાઢયા સિવાય બીજો કોઈ રસ્તો ન રહે.

હિંદને અનાજની બાબતમાં સ્વયંપૂર્ણ—સ્વતંત્ર બનાવવા સિવાય આ વિનાશમાંથી ઊગરવા માટે બીજો કોઇ માર્ગ નથી. અને આટલો વિરાટ ભૂમિપ્રદેશ ધરાવતા હિંદને એવો સ્વયંપૂર્ણ બનાવવો એ કંઈ બહુ મુશ્કેલ વાત પણ નથી. ઉપરના નકશાને ગથાળે ડાબે ખૂણે મૂકેલો આલેખ બતાવે છે તે મુજબ આપણી કુલ ૧ અબજ વીઘાં જમીનમાંથી ૩૬ કરોડ વીઘાં જમીન જ આજે ખેડાય છે. જ્યારે ૨૫ કરોડ વીઘા ખેતી શક્ય તેવી જમીન એમ ને એમ પડી રહી છે તે પડી રહેલી જમીનનો ઉપયોગ કરવો એ એક માર્ગ. બીજો રસ્તો છે, જે જમીન ખેડાય છે તેમાં જ અનાજનું ઉત્પાદન બમણું-ત્રમણું કરવું. હિંદમાં દર એકરે ૮૦૦ રતલ ચોખા પાકે છે, જ્યારે જપાનમાં ૨૬૦૦ રતલ! હિંદમાં ઘઉં દર એકરે ૬૬૦ રતલ પાકે છે જ્યારે ઇંગ્લંડમાં ૨૦૦૦ રતલ! આ આંકડા જ બતાવી આપે છે કે હિંદમાં હજુ દર એકરે અનાજનું ઉત્પાદન ઘણું વધારી શકાય. તે માટે ખેડૂતોને ગળથૂ પાણી, યોગ્ય ખાતર, ઉત્તમ બી તથા ટ્રેક્ટર, પંપ ઇત્યાદિ આધુનિક સાધનોનો ભરપૂર પુરવઠો મળવો જોઈએ. આ જો થાય તો હિંદનું ઉત્પાદન આસાનીથી ૧૩૦ ટકા જેટલું વધારી શકાય. પછી હિંદને પરદેશ પર અનાજ માટે આધાર રાખવો નહિ પડે. પણ એવો દિવસ ઊગે તે માટે સરકારે એક સંગીન યોજના ઘડીને તે મુજબ ઝડપી પગલાં લેવાં જોઈએ



આવતી કાલનાં નાગરિકોનું માસિક ∞ વર્ષ ચોવીસમું • અંક દસમો
ઑક્ટોબર ૧૯૪૭

# સ્વાધીનતાના મહિનાઓ

(સ્રગ્ધરા)

આનંદે છે મયૂરો જનગણગનના હિંદની કુંજકુંજે,
ગાજે ગંભીર મેઘો, રસભર વસુધા પાકની આશ દે છે;
ઊર્મો સ્વાધીન સદ્મે રમણ હૃદયનો **શ્રાવણે** એમ જાણી,
હર્મ્યેહર્મ્યે હસે છે પ્રમુદિત પુરમાં સ્રગ્ધરા સુંદરીઓ. ૧

(ઉપજાતિ)

પાકે લહ્યાં ખેતર પાકવાને,
તાપો હજી **ભાદ્રપદે** હલેને;
પ્રતાપથી પૂર્ણ પ્રદેશ જહીંશે
સંઘર્ષ પામી ઉપજાતિઓનો? ૨

(શિખરિણી)

શશાની શોભામાં પુલકિત નિશામાં જગતની
વિશાળી શેરીમાં રમત રમવી **આશ્વિન** તણી;
ભરીને ઉત્સાહે હૃદય દશમીએ ઉજવવી,
રમા, વિદ્યામાંથી પ્રકટિત દિવાળી **શિખરિણી.** ૩

(અનુષ્ટુભ)

ધાન્યથી પૂર્ણ કોઠારો, જળે પૂર્ણ જળાશયો,
**કાર્તિકેયે** કરી શ્લોકે તારકાસુર મારવા. ૪

(માલિની)

દુઃખદ પવન સામે રક્ષવા સદ્મ સારું,
વસન અશન પામ્યાં બાળાનું સ્વાસ્થ્ય ચારુ;
સ્મિતયુત પતિ સાંજે સુંદરી તો સુણી છે,
*સ્થિર રતિ ક્યમ પામે માલિની* ***માર્ગશીર્ષે?*** ૫

(શાર્દૂલવિક્રીડિત)

*છે સારી વસુધા સદા ધનગને ઉત્સાહથી એમની;*
**પોષે** પૂર્ણ ઉમંગથી શરીરને પ્રત્યંગમાં પાથરી,
તાજો પ્રાણતણો પ્રસાર નિરખે સિદ્ધિ જિતાવાભણી
એકેએક યુવાન હિંદભરમાં શાર્દૂલવિક્રીડિતે. ૬

(શાલિની)

ઠંડા વાતે ધ્રૂજતા તાપવાની
સામગ્રી ને દૂધ ઘી આપવાની
શોરાવાને બાળકોને સવારે
**માઘે** શક્તિશાલિની હિંદનારી. ૭

(દ્રુતવિલંબિત)

લલિત કોમળ પત્ર ફુલે લસે,
તરુવરો અલિગુંજન આદરે;
મુદભર્યાં નરનાર્ય ગૃહેગૃહે
દ્રુતવિલંબિત ઉત્સવ **ફાલ્ગુને.** ૮

(વસંતતિલકા)

સૌભાગ્યનો પરમ મંગલ સ્વાદ લેવા,
પીયૂષ શા અનુભવે જગ તૃપ્ત થાવા,
મીઠી સુગંધ નવ સંસ્કૃતિની વહાવો;
**ચિત્રા** વસંતતિલકા નવયૌવનથી. ૯

(હરિણી)

તરલ પગલે કૂદી, **વૈશાખ**તાપ નિવારવા,
સરસ વનના આંતે મધ્યાહ્ન શીતળ ગાળશે;
સબળ મૃગના માથા નેતૃત્વમાં રહી સંઘમાં,
હરિણી જનતા પ્હોંચી ધાર્યા સ્થળે સુખ પામશે. ૧૦

(વંશસ્થ)

પ્રકાશના પુંજ વડે છવાય છે
લાંબા દિનો, છે રમણીય રાત્રિઓ;
સુપાકયત્ને મચતા કૃષીવલો
ન **જ્યેષ્ઠ** વંશસ્થ સમુન્નતિ ત્યજે. ૧૧

(પૃથ્વી)

*ધરી વિજળીસૂત્રને અજિત મેઘ* **આષાઢમાં,**
અલંકૃત યુવાનને પરમ મંત્ર ઉચ્ચારવા;
સુસંસ્કૃત સમૃદ્ધ આ સબળ હિંદકેરી પ્રજા,
રમો થઈ ઋનંભરા સકળ પોષિણી પૃથ્વીમાં. ૧૨

**સવાઈલાલ ઈ. પંડ્યા**

પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં મહિનાઓ, વારો અને તિથિઓનાં કાવ્યો લખવાની પરંપરા તો જાણીતી છે. એ ઢબે આ કાવ્યમાં વિવિધ વૃત્તોમાં જુદાજુદા મહિનાઓનાં સૂચન સાથે સ્વાધીન ભારતની મંગલ કામનાઓ તથા સંદેશ ગૂંથ્યા છે અને સ્થળેસ્થળે મહિનાઓ તથા વૃત્તોનાં નામોના શ્લેષો દ્વારા કાવ્ય-ચમત્કાર સાધેલો છે.

## સાંપ્રતનું આયુ

• સ્રગ્ધરા •

**ભાવિનો કૂપ ખોદાય ને કાંપથી ભૂત-મેદાન સમૃદ્ધ બનતું,**
**વિક્રમનો ધા પડે તેટલી વારતો માંડ સાંપ્રત તણું આયુ ટકતું!**

**દેવજી રા. મોઢા**

# સ્વાતંત્ર્યની સફળતા માટે આપણે મોં વકાસીને આપણા નેતાઓ સામે નહિ પણ આપણી જાત સામે જ જોવાનું છે

—મનન—

જેની આપણે છેલ્લાં કેટલાંય વર્ષોથી ઝંખના કરતા હતા તે સ્વાતંત્ર્ય તો આવી ગયું. પણ આગળ શું? શું આપણને સ્વાતંત્ર્ય માત્ર તેના નામ ખાતર જ જોઇતું હતું? અલબત્ત, નહિ જ. આપણને સ્વાતંત્ર્ય જોઇતું હતું પ્રગતિ માટે—આબાદી માટે. પ્રગતિ એટલે માત્ર રાજકીય પ્રગતિ નહિ. પણ પ્રજાનાં આરોગ્ય અને શિક્ષણ, ઉદ્યોગ ને ખેતીવાડી, સાહિત્ય ને વિજ્ઞાન ઇત્યાદિ સર્વ ક્ષેત્રમાં પ્રગતિ. આ પ્રગતિનો આધાર આપણા મુઠ્ઠીભર નેતાઓ શું કરે છે તેના પર આંખ માંડીને બેસી રહેવાથી નથી સધાવાની, પણ સમાજની દરેક વ્યક્તિ—પછી તે રસ્તો સાફ કરનાર અદનો ઝાડુવાળો હોય કે બુદ્ધિમાન ડૉક્ટર હોય, મોટો પ્રધાન હોય કે ઑફિસનો મામૂલી પટાવાળો હોય, તે દરેક પોતપોતાની રીતે સજાગ થઈને સમજપૂર્વક પોતાનું કર્તવ્યપાર પાડવા મચી પડે તે ઉપર અવલંબે છે.

આ દૃષ્ટિથી આપણામાંના દરેકનું શું કર્તવ્ય છે તથા દરેકે આજથી શું કરવા માંડવું જોઇએ સમજવાનો પ્રયત્ન કરીએ.

**વિદ્યાર્થી:** નક્કી કરેલા વિષયોની ગોખણપટ્ટી કરીને, ઓછામાં ઓછી મહેનતે પરીક્ષા પાસ કરવી એ ઘરેડિયું ધ્યેય હવે તમારે છોડી દેવું જોઇએ અને પ્રગતિમય સંસારના વિવિધ વિષયોનું જ્ઞાન મેળવવા બૌદ્ધિક શ્રમની પરાકાષ્ઠા કરવી જોઇએ. ઉપરાંત, બને તેટલો વધુ શારીરિક શ્રમ કરી તમારી જાતને ખડતલ ને મજબૂત બનાવો. દેશની કોઇ પણ જાતની સેવા માટે તત્પર, આત્મવિશ્વાસથી છાતી કાઢીને ચાલતો તથા શિસ્તની મૂર્તિ સમો વિદ્યાર્થી આજે દેશને જોઈએ છે.

**શિક્ષક:** દેશના ભાવિ નાગરિકો તૈયાર કરવાની મહાન જવાબદારી તો તમારે શિરે છે. દેશને ઉપયોગી થઇ પડે તેવી દૃષ્ટિ, બુદ્ધિ તથા ધ્યેય—પ્રણાલિ વિદ્યાર્થીને આપો. વિદ્યાર્થીને શિસ્તથી વર્તવાની ટેવ પડે એ તમારે ખાસ જોવાનું છે. પૈસા ખાતર જ તમે નોકરી નથી કરતા, પણ તમારી કામગીરી દ્વારા દેશની ભાવી સમૃદ્ધિ રૂપ આવતી કાલનાં નાગરિકો સર્જવાની મહત્ત્વની સેવા બજાવી રહ્યા છો એવી જવાબદારીભરી ભાવનાનું ગૌરવ હૈયે રાખીને કામ કરો.

**ખેડુત:** આજે (અને હમેશા માટે) હિંદના પ્રાણ તો તમે છો. તમારી શક્તિઓની પરાકાષ્ઠા કરીને પણ અનાજનું ઉત્પાદન વધારો અને દુકાળના મુખમાં ઘસડાઇ જતા હિંદને બચાવો. બની શકે ત્યાં નવાં યાંત્રિક સાધનો તથા ખાતરોનો ઉપયોગ કરીને તથા વિજ્ઞાને શોધેલાં સાધનો ને સગવડોનો સમજપૂર્વક લાભ લઈને મબલખ પાક ઉતારો. દેશની આજની કટોકટીની પળે જરૂર કરતાં વધારે અનાજ સંઘરી ન રાખતાં તે દેશને આપો જેથી હજારો ભૂખે મરતાં માણસો બચી જાય.

**ઉદ્યોગપતિ:** મજૂરોને નીચોવીને કેવળ નફો કરવાની દૃષ્ટિ રાખી ઉદ્યોગો ચલાવવાની નીતિ હવે નહિ ચાલે. ઉત્પાદનકાર્યમાં મજૂરોને પણ જવાબદાર ભાગીદાર સમજીને ઉદ્યોગના નફામાં તેના કલ્યાણનો પણ હિસ્સો રાખો. મજૂરોને યોગ્ય પગાર, મોંઘવારી તથા રહેવા-ખાવાની ઉત્તમ સગવડો આપો.

**મજૂર:** ખાસ અનિવાર્ય જરૂર ઊભી થાય તે સિવાય હડતાળનું શસ્ત્ર વાપરતા નહિ કોઇપણ ઔદ્યોગિક કલહનું નિરાકરણ સમાધાન-સમજાવટથી અગર છેવટે લવાદ દ્વારા કરો. કારખાનાંનું કામ નછૂટકે પતાવી દેતા હો એવી વેઠ ઉતારીને કામ ન કરતાં માલનું ઉત્પાદન કેમ વધે તથા તમારી કાર્યપ્રવીણતા કેમ ઊંચી થાય તે તરફ વધુ ધ્યાન આપો.

**યુવાનો:** જેમ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તમે મોખરે રહ્યા હતા તેમ હવે સ્વાતંત્ર્ય-સંરક્ષણના કાર્યમાં પણ તમારે જ અગ્ર ભાગ લેવાનો છે. દેશને આંતરિક તેમજ બહારના શત્રુઓથી બચાવવા જેમ બને તેમ મોટી સંખ્યામાં ભરતી થાઓ. આપણી સરકારના એકેએક વહીવટી ખાતામાં, પોલીસમાં તેમજ લશ્કરમાં શક્તિશાળી માણસોની ખૂબ જરૂર છે.

**સરકારી નોકરો:** તમારું જૂનું દૃષ્ટિબિંદુ હવે પલટાઈ જવું જોઇએ. તમે જનતાના 'સેવકો' છો, 'માલિક નહિ', એ ભાવનાથી લોકો સાથે વર્તો. તમારી ખરી યોગ્યતા તમારી સેવાવૃત્તિ પર અવલંબે છે. આજસુધી પરદેશી સરકારનાં પ્યાદાં બનવાને લીધે લોકોમાં તમારું વર્ચસ જે ભય, બીક અને તિરસ્કાર પેસી ગયાં છે તે તમારા વિવેક અને સૌજન્યભર્યા વર્તાવથી દૂર કરો. લાંચરુશ્વતની જે કાળી ટીલી તમારે કપાળે ચોંટી છે તે પ્રામાણિક વર્તનથી ધોઈ નાખો.

**લેખકો:** અંગ્રેજો હિંદ છોડીને તો ગયા, પણ તેમણે આપણી સંસ્કૃતિ, આચાર-વિચાર તથા મન ઉપર જે પાશ્ચાત્ય સંસ્કારો પાડ્યા છે તે ધોઇ નાખી ફરી આપણા ભારતીયત્વને પ્રગટ કરવાનું કાર્ય લેખકોનું છે. જનતાને પોચું, નમાલું તથા વિલાસ તરફ પ્રેરે તેવું સાહિત્ય ન પીરસતાં તેને ઉન્નતિ તથા પુરુષાર્થ તરફ લઈ જાય તેવું તેજસ્વી સાહિત્ય નિર્માણ કરવાની આજે જરૂર છે.

**પત્રકાર:** તમારી શક્તિ ખૂબ જ મોટી છે. તમે તો સમાજના ગુરુસ્થાને છો. કેવળ વિધ્વંસક ટીકાઓનાં ખાબોચિયામાં પુરાઇ ન રહેતાં નવા યુગની જનતાને યોગ્ય શિક્ષણ તથા માર્ગદર્શન આપો. કોઇપણ એક પક્ષના કે માત્ર સરકારના જ ચરણોમાંથી ન જોતાં તમને પોતાને જે શુદ્ધ સત્ય લાગે તે નિર્ભય રીતે કહો. આજે જનતાની વાચનભૂખ ઉઘડી છે તે વખતે તેને માત્ર સનસનાટીના મરીમસાલાવાળું અથવા ગેરરસ્તે દોરે તેવું તકલાદી કે વિકારી સાહિત્ય ન પીરસતાં પ્રજાનો તંદુરસ્ત અને પ્રફુલ્લ માનસ ઘડે તથા તેને પ્રગતિના રચનાત્મક કાર્યમાં પ્રેરે તેવું સત્વશીલ વાચન આપો.

**કલાકાર:** તમારી પ્રતિભાને પ્રચારવેડાના કે અન્ય કોઈપણ પ્રકારના બંધનમાં ન જકડાવા દેતાં મુક્ત હસ્તે ભારતના પ્રતિભાશાળી આત્માના આવિષ્કરણનું મહાન કાર્ય ચાલુ રાખો. કોઈપણ એક તત્ત્વપ્રવૃત્તિ કે પક્ષના અંધ પૂજક ન બનતા નિરાળી જનતા સાથે તાદાત્મ્ય અનુભવી કલાનિર્માણ કરો.

**જનતા:** હવે સરકાર તમારી જ છે. નાની કે મોટી દરેક બાબતમાં સરકારને દોષ ન દેતાં તેમની અડચણો સમજવા પ્રયત્ન કરો. અંગ્રેજો તો આપણને 'બળતું ઘર કૃષ્ણાર્પણ' કરીને ગયા. તેને વ્યવસ્થિત કરવાનું કાર્ય ઘણું મુશ્કેલ છે અને તે માટે થોડાંક વર્ષો તો તમારે ફાળે લોહી, પરસેવો અને આંસુ' સિવાય બીજું કશું નહિ આવે. પણ એ બધું બહાદુરીથી જીરવવું પડશે.

'હિંદને સ્વાતંત્ર્ય તો મળ્યું પણ તે પચાવવા માટે હિંદ નબળું નીવડ્યું'

અથવા

'હિંદને સ્વાતંત્ર્ય મળ્યું અને તે જીરવીને વૈભવશાળી બન્યું'—

આ બેમાંથી કઈ બીના ઇતિહાસમાં નોંધાવવી તે સંપૂર્ણપણે આપણા સૌના પોતાના જ હાથમાં છે.

# પ્રોફેસર અબ્દુલ બારી

પોલીસોના અનવરત લાઠી માર વડે
પોતાના મજબૂત દેહનું બખ્તર બનાવીને
રાજેન્દ્રબાબુના શરીરને રક્ષનાર
અને '૨૧નાં હુલ્લડો વખતે એક માત્ર તલવાર લઇ
એકલે હાથે પાંત્રીસ ગામડાંનું રક્ષણ કરનાર
એક પોલાદી યુવાને માતાના આદેશને માથે ચડાવીને
ઊજળી આવકની પ્રોફેસરી છોડી
લોકસેવાની ફકીરી લીધી
અને બિહારની મજૂર તથા ખેડૂત જનતામાં તે
બાળકોના વત્સલ પિતા, યુવાનોના ઉદાર ભાઈ
અને વૃદ્ધોના હમદર્દ સેવક બનીને જીવ્યા અને મર્યા

૧૯૩૦ની એ સાલ હતી. આખા હિંદમાં સત્યાગ્રહનાં મંડાણ થયાં હતાં. ઠેરઠેર સભા–સરઘસો કરી જનતા સરકારના કાયદાને ઠોકરે ઉડાવી રહી હતી. સરકારે પણ લોકોના જુસ્સાને કચડી નાખવા પોતાની પાશવી લીલા શરૂ કરી દીધી હતી. લાઠીમાર ને ગોળીબાર તો રોજિંદા બની ગયા હતા.

બિહારમાં પણ દેશગૌરવ રાજેન્દ્રબાબુના નેતૃત્વ નીચે બીહપુર ગામે સત્યાગ્રહની જ્યોત ઝળકી ઊઠી હતી. સરકારી કાનૂનનો ભંગ કરી ત્યાં મોટું સરઘસ નીકળ્યું. મોખરે હતા રાજેન્દ્રપ્રસાદ. સરઘસ બજારમાં આવ્યું ત્યાં સામેથી પોલીસોની પલટણ આવી અને બેફામ લાઠીમાર શરૂ થયો. નોકરશાહીના એ પ્યાદાંઓ ઊંધું ઘાલીને એ નિઃશસ્ત્ર પ્રજા પર લાઠીઓ ઝીંકે જતા હતા. અસ્વસ્થ તબિયતવાળા રાજેન્દ્રબાબુના માથા પર એક સજ્જડ ફટકો પડ્યો અને તે જમીન પર ઢળી પડ્યા. છતાં પણ તેમના પર લાઠીના પ્રહારો ચાલુ જ હતા. એટલામાં વીજળી વેગે એક કદાવર યુવાને રાજેન્દ્રબાબુના શરીર પર કુદી પડી પોતાની કાયાથી તેને ઢાંકી દીધું અને પોલીસોની લાઠીઓનો બેદમ માર પોતાના શરીર પર ઝીલવા લાગ્યો. અનવરત લાઠીમારથી તેનું આખું શરીર લોહીલુહાણ થઈ ગયું. પણ ત્યાંથી એ એક તસુ પણ ન હઠ્યો અને રાજેન્દ્રબાબુને બચાવી લીધા.

એ બહાદુર યુવાન તે બિહારના મુસ્લિમ પ્રોફેસર અબ્દુલ બારી.

બિહારના મજૂરો તથા ખેડૂતોના અકમેવ નેતા, કોંગ્રેસના સાચા સેવક, ગાંધીજીના પ્રખર અનુયાયી તથા બિહાર કૉંગ્રેસ કમિટિના પ્રમુખ શ્રી અબ્દુલ બારીનું સ્થાન બિહારમાં અજોડ હતું. ગઇ તા. ૨૮ મી માર્ચે તેમનું ખૂન થવાથી બિહારને જે ન પૂરી શકાય તેવી મહાન ખોટનો કારી ઘા પડ્યો છે તેની કળ કદી નહિ ઊતરે.

પ્રોફેસર બારીનો જન્મ ૧૮૯૨માં બિહારના શાહબાદ જિલ્લામાં આવેલા કોઇલબાર ગામમાં ગરીબ ખેડૂત કુટુંબમાં થયો હતો. સત્તાવનના સ્વાતંત્ર્ય–સંગ્રામમાં અંગ્રેજોને હિંદની ભૂમિ પરથી હાંકી કાઢવામાં વીર કુંવરસિંહને મોટી મદદ કરનારા ખાનદાન કુટુંબમાં બારીની માતા જન્મેલી હોવાથી, નાનપણથી જ તેણે પુત્રમાં સ્વદેશ–ભક્તિના સંસ્કાર રેડ્યા હતા. ૬ ફૂટ ઊંચાઈના કદાવર શરીર સાથે ગાઢ બુદ્ધિમત્તા ધરાવનાર એ યુવાન અબ્દુલે અભ્યાસમાં ઝડપી પ્રગતિ કરીને સન ૧૯૨૧માં એમ. એ. પાસ કરી અને પટણાની બી. એન. કૉલેજમાં પ્રોફેસર તરીકે નીમાયા. આ વાતની તેમની તેજસ્વી માતાને ખબર પડતાં તેણે પુત્રને સંદેશો મોકલ્યો, 'બેટા,



ફોટો : રૉઝ સ્ટૂડિયો : પટણા

સરકારી કૉલેજમાં નોકરી કરવાનું તારું કામ નથી. તારે તો ફિરંગીઓને આ દેશમાંથી હાંકી કાઢવાનું શિક્ષણ જનતાને આપવાનું છે.' બીજે જ દિવસે બારીસાહેબ બી. એન. કૉલેજની એ ભારે પગારની નોકરીનું રાજીનામું આપી દઈ છૂટા થઈ ગયા.

ત્યાર બાદ તે વખતના કૉંગ્રેસ નેતા શ્રી મહંમદ સફી સાહેબના પરિચયમાં તે આવ્યા અને તેમને લીધે બિહાર રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં તે પ્રોફેસર તરીકે નીમાયા. ત્યારથી તે જનતામાં પ્રોફેસર બારીના નામથી લોકપ્રિય છે. અહીં તેમને પોતાની માતાના વિચારને અમલમાં લાવવાની સરસ સંધિ મળી. બિહારના યુવાનોમાં તેમણે રાષ્ટ્રીય ભાવનાનો મુક્ત રીતે પરિપોષ કરવા માંડ્યો. અને અહીંથી જ તેમના જ્વલંત રાષ્ટ્રીય જીવનનો આરંભ થયો.

વિદ્યાર્થી હતા ત્યારથી જ બારીસાહેબ રાષ્ટ્રીય ચળવળમાં અગ્ર ભાગ લેતા આવેલા. ઉત્તર બિહારમાં ગોરા બગીચાવાળાઓ સામે ગાંધીજીએ સત્યાગ્રહનાં મંડાણ કર્યાં કે તરત જ દેશભક્ત બારીએ તે લડતમાં ઝંપલાવી દીધું. હિંમતબાજ અને સાહસિક યુવાન તરીકે તેમની ખ્યાતિ ત્યારથી જ ફેલાએલી હતી. ૧૯૨૧નાં શાહબાદનાં હુલ્લડો વખતે હાથમાં એકમાત્ર તલવાર લઈને એકલે હાથે તેમણે ૩૫ ગામડાંઓનું હુલ્લડખોરો સામે રક્ષણ કરેલું!

કૉંગ્રેસમાં જોડાયા પછી કૉંગ્રેસની દરેક ચળવળમાં તે મોખરે રહ્યા હતા. ૧૯૨૦, ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૦ અને ૧૯૪૨,—પ્રત્યેક ચળવળમાં તેમનો મુખ્ય ભાગ હતો. ૧૯૩૧ની ચળવળમાં એક ગોરા સાર્જન્ટે પ્રો. બારી પર પોતાનો ઘોડો દોડાવી તેમને ત્રણ દંડા લગાવ્યા. પણ ગાંધીજીના એ આદર્શ અનુયાયી પર્વતની માફક નિશ્ચલ ઊભા રહી સ્મિત કરવા લાગ્યા. સામ્રાજ્યવાદી તુમાખીનો તેમણે આ રીતે જે શાંત જવાબ આપ્યો તે સત્ય અહિંસાનો અદ્ભુત વિજય હતો.

દેશની દુર્દશા જોઈ બારી સાહેબનું અંતર વલોવાઈ જતું. પર-

દેશીઓની આપખુદ હકુમત, આમ જનતામાં રાજકીય જાગૃતિ તથા શિક્ષણનો અભાવ, સામાજિક બદીઓ તથા વહેમોમાં ફસાએલો મજૂર તથા ખેડૂત વર્ગ,—આ બધું જોઈને અને તેમણે પોતાના પ્રોફેસરપદને લાત મારી ને ત્યાગનો, દુઃખનો કાંટાથી ભરેલો માર્ગ લીધો. મજૂરો તથા મજલ વર્ગના મુસલમાનોમાં કાર્ય કરવાને તે પટણા છોડીને જમશેદપુર વિભાગમાં ગયા અને ત્યાં પોતાનું રચનાત્મક કાર્ય શરૂ કર્યું અને પોતાનાં અતુલનીય સંગઠન-કૌશલ, નિઃસ્વાર્થ ત્યાગવૃત્તિ, પ્રખર પ્રામાણિકતા તથા અજોડ સહૃદયતાને કારણે થોડા જ વખતમાં તે મજૂરોના એકમેવ માનીતા નેતા થઈ પડ્યા. સમસ્ત એશિયામાં મોટામાં મોટું લોઢાનું કારખાનું ધરાવતા તાતાનગરમાં તેમણે કૉંગ્રેસના ઝંડા નીચે મજૂરોનું એવું અદ્‌ભુત સંગઠન કર્યું કે તેનું સંગઠન જગતમાં પણ બીજે ભાગ્યે જ જોવા મળે. બારીસાહેબની દેખરેખ નીચે ત્યાં મજૂરોની ૬૦ સંસ્થાઓ ચાલતી હતી. તેમણે મજૂરોમાં રાજકીય જાગૃતિ આણી, તેમની સામાજિક સ્થિતિ સુધારી અને તેમને વહેમ અને કુરૂઢિઓમાંથી છોડાવ્યા. તેમણે તાતા સામે લડીને કારખાનાની કમાણીમાં પહેલી જ વાર મજૂરોને હિસ્સો અપાવવાનું જે મહાન કાર્ય કર્યું તે તો હિંદી ઉદ્યોગના ઇતિહાસમાં અદ્વિતીય મનાશે. મહાત્મા ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ અનુસાર તેમણે માનભૂમ જિલ્લાના ગામડાંઓમાં ગ્રામ-સંગઠનાનું જે કાર્ય કર્યું તેવું બીજે ક્યાંયે થયું નથી. એ જંગલી વિભાગની તેમણે કાયાપલટ જ કરી નાખી હતી. બાળકોના વહાલા પિતા, જુવાનોના ઉદાર ભાઈ અને વૃદ્ધોના હમદર્દી સેવક ગણાતા બારી સાહેબ એ ભાગના તો ઈશ્વર મનાતા. સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાંએ જેવું કામ સરહદ પ્રાંતોમાં કર્યું તેવું જ બારી સાહેબે ભાગલપુર જિલ્લાના મુસલમાનોમાં કર્યું હતું.

આમ મજૂરો અને ખેડૂતોમાં લોકપ્રિય બનેલા બારીસાહેબ ૧૯૩૬માં બિહાર ધારાસભામાં સાંથાલ પરગણા તરફથી ચૂંટાઈ આવેલા અને પોતાની ઇચ્છા ન હોવા છતાં ડેપ્યુટી સ્પીકર નીમાયા.

૧૯૪૨ના મહાન આંદોલન વખતે બારીસાહેબનું લોકો પર—મજૂરો તથા ખેડૂતો પર—કેટલું અજબ પ્રભુત્વ હતું તે દેખાઈ આવ્યું. આખા બ્રિટિશ સામ્રાજ્યમાં મોટામાં મોટા ગણાતા જમશેદપુરના પોલાદના કારખાનામાં તેમણે જબ્બર હડતાળ પડાવી. આ હડતાળને લીધે યુદ્ધસામગ્રીના ઉત્પાદન પર ખૂબ ગંભીર અસર થતી હોવાથી સરકારે હડતાળને તોડવા તથા બારીસાહેબને પકડવા ખૂબ ધમપછાડા કર્યા. મજૂરોને અનેક જાતની લાલચો તથા ધાકધમકીઓ આપવામાં આવી. પણ બારીસાહેબે સખ્ત આદેશ આપ્યો કે હિંદને પોતાની નાગચૂડમાં બાંધી રાખવા મથતી સરકારને તેમણે જરા પણ મદદ ન કરવી. મજૂરોએ તેમનો પડ્યો બોલ ઝીલી લીધો. પ્રોફેસર બારીને કેદ પકડવામાં નિષ્ફળ ગએલી અહીંની ઇંગ્લંડની બાણીની સરકારે સ્કૉટલૅંડ યાર્ડની છૂપી પોલીસને બોલાવેલી, પણ તેમની યે મહેનત વ્યર્થ ગઈ. એ હડતાળે આખા હિંદને માર્ગદર્શન આપ્યું એટલું જ નહિ પણ ’૪૨ની લડતને ચેતનવંતું જોમ અર્પ્યું. મજૂરો, ખેડૂતો તથા વિદ્યાર્થીઓને સતત માર્ગદર્શન કરાવતા તથા લડતનું નેતૃત્વ ધારણ કરતા છતાં પ્રો. બારી ઘણા દિવસ સુધી સરકારને હાથતાળી આપીને ગુપ્તવાસમાં રહ્યા, પણ હિંદમાં નામોશીરૂપ બનેલી કમનસીબ અમીચંદની જમાતના એક ઓળખીતા માણસે વિશ્વાસઘાત કરીને બિહારના તે સિંહને પકડાવી દીધો ને તે વીર જેલના સળિયા પાછળ ધકેલાઈ ગયો.

જેલમાંથી છૂટી આવ્યા પછી જ્યારે ઘણાખરા પ્રમુખ કૉંગ્રેસ કાર્યકર્તાઓ સરકારી હોદ્દા તથા અધિકારના મોહમાં ફસાઈ ગયા હતા ત્યારે બારીસાહેબે તો પોતે જે ૨૫ વર્ષથી જનસેવાનું કાર્ય કરતા આવેલા તે જ બમણા ઉત્સાહથી કરવાનું પસંદ કર્યું. એમને બિહારના પ્રધાનમંડળમાં લેવા માટે ખૂબ પ્રયત્નો કરવામાં આવ્યા, પણ તેમણે ઘસીને ના જ પાડી દીધી! પણ આવા નિષ્ઠાવંત કાર્યકર્તાની સેવા જનતા કેમ ભૂલી શકે? આથી જ્યારે ડૉ. રાજેન્દ્રપ્રસાદ બિહાર પ્રાંતિક કૉંગ્રેસ કમિટિના પ્રમુખપદેથી ફારેગ થઈને વચગાળાની સરકારમાં ગયા ત્યારે તેમની જગ્યાએ સર્વાનુમતે પ્રો. બારીસાહેબની ચૂંટણી થઈ. એ પદે આવ્યા પછી કૉંગ્રેસમાં પેઠેલી બદીઓ તથા લાંચરૂશ્વત કાઢી નાખવા માટે તેમણે જબ્બર ઝુંબેશ ઉપાડેલી

કૉંગ્રેસનું બંધારણીય કામકાજ કરવામાં તેમણે પોતાનું પ્રિય કાર્ય—મજૂરપ્રવૃત્તિ જરા પણ વિસારે પાડ્યું નહોતું. મજૂરોનું હિત વધુ વ્યાપક સ્વરૂપમાં થઈ શકે તે માટે તેમણે ‘ઉર્દલી વર્કર’ નામનું છાપું શરૂ કરવાનો વિચાર કરેલો અને તે માટે એકલા જમશેદપુરમાંથી જ તેમણે ૨૦ લાખની મોટી રકમ ભેગી કરેલી. પણ તેમની એ ઈચ્છા વિધિએ પાર પાડવા દીધી નહિ

પટણાની પાસે આવેલા એક ગામમાં કોઈ કામ પ્રસંગે એ ગએલા, ત્યાંથી પાછા ફરતાં ૨૮મી માર્ચે કોઈ શખ્સે ગોળીબારથી તેમનું ખૂન કર્યું. એક સાચા રાષ્ટ્રસેવકની આ રીતની અમાનુષી હત્યાથી ગાંધીજીથી માંડી દેશના દરેક નેતાને આઘાત લાગ્યો હતો. બિહારની જનતાને તો પોતાના પ્યારા પિતા ગુમાવ્યા જેવું દુઃખ થાય એ તદ્દન સ્વાભાવિક છે. તેમની દફનક્રિયા વખતે હજારો હિંદુ-મુસલમાન સ્ત્રી પુરુષોએ હાજર રહી તેમના પ્રત્યેની પોતાની માનની લાગણી વ્યક્ત કરેલી.

મ૦ ગાંધીજીના શબ્દોમાં કહીએ તો પ્રો. અબ્દુલ બારી એ ખરેખરા ‘ફકીર’ હતા. પૈસા મેળવવાની હાથમાં આવેલી અનેક તકો જતી કરીને તેમણે પોતાનું જીવન નિઃસ્પૃહ સેવામાં જ ગાળેલું. ’૪૨ની ચળવળ પછી જ્યારે તે જેલમાંથી છૂટી આવ્યા ત્યારે તાતાના મૅનેજરે તેમને ૧ કરોડ રૂપિયા આપવાની ઇચ્છા દર્શાવેલી, પણ લોકસેવાના એ ભેખધારીએ જરા પણ આનાકાની વગર તે પ્રસ્તાવને ઠોકરે ઉડાવી દીધો અને ગરીબીમાં જ જન્મેલા બારીસાહેબ એથી પણ વધુ ગરીબ સ્થિતિમાં મૃત્યુ પામ્યા અને જે મજૂરોના તે ખેતાજ નેતા હતા તે મજૂરો જેવું જ પોતાનું દસ માણસોનું કુટુંબ નિરાધાર અવસ્થામાં મૂકી ગયા.

## કસોટીના જવાબ

(૧) ૩૩ (૨) ૩૪૧ (૩) ૧–ઢ, ૨–ઞ, ૩–જ, ૪–છ, ૫–ગ, ૬–ચ, ૭–ઘ, ૮–ખ, ૯–ક (૪) અમરનાથ, મુશ્તાકઅલી, વિનુ માંકડ (૫) (ક) મક્કા (ખ) હા (ગ) કોલંબિયા (ઘ) અંદર પાણી ઉમેરવું. ઘાસલેટ પાણીથી હલકું હોવાથી પાણી ઉપર તરશે. (ચ) ખાવા ને સૂવા પણ ન મળે તો ૨૧ દિવસ. (૭) અધમણનાં ગચિયાં; કારણ બરફની જેટલી વધુ સપાટી હવાના સંપર્કમાં આવે તેટલો બરફ વહેલો પીગળે. (૮) અફઘાનિસ્તાન, ઈરાન, તુર્કસ્તાન, રૂમાનિયા, હંગેરી, ઑસ્ટ્રિયા, જર્મની અને બેલ્જિયમ. (૯) (૧) રાજસત્તાએ ઝેર પાઈ મૃત્યુદંડ આપ્યો (૨) રિવૉલ્વરથી ખૂન (૩) અંગ્રેજોને હાથે ફાંસી (૪) સાઈમન કમિશનના વિરોધમાં કાઢેલા સરઘસમાં પડેલા લાઠીમારની અસરથી; (૫) જીવતી બાળવામાં આવી (૬) કપટથી ઝેર આપીને; (૭) ટ્રફાલ્ગરના નૌકાયુદ્ધમાં ગોળી વાગવાથી.



દાદરના છેલ્લા પગથિયે પગ મૂકતાં બાવાજી ચમકી ઊઠ્યા—'કોણ?'

# ચોકીદાર

## જેણે પોતાની જાતની જ ચોકી વિસારી

તારાશંકર બંદ્યોપાધ્યાયની મૂળ બંગાળી વાર્તા ઉપરથી

અનુવાદક

**રમણિક મેઘાણી**

**ચો**કીદાર રામદાસ બાવલ ઉતાવળે પગલે આગળ ધપી રહ્યો છે. કારતકની પાછલી રાત પૂરી થવા આવી છે. અંધારિયાનો ચન્દ્રમા મ્લાન થતો આવે છે. ધરતી સાથે ઘસાઇને ચારે બાજુ આછું ધુમ્મસ પથરાઈ ગયું છે. ઠંડા હિમાળા જેવા પવનના સ્પર્શે એના નાકમાં શરદી બોલવા લાગી છે. માથે બાંધેલ નામાવલિ (ભગવાનનાં નામોવાળી પાઘડી) જરા વધુ નીચે ખેંચી બેઉ કાન સરખી રીતે ઢાંકતાં એણે ગતિ જરા વધારી. જિલ્લા બોર્ડનો લાલ કાંકરિયાળો મારગ વાંકોચૂંકો આગળ ચાલ્યો જાય છે. થોડી વારે એ એક જબ્બર કચખાણભર્યા નાળા સામે આવી ઊભો. એ ગરનાળું વટાવ્યા પછી સામે જ ચંડીમાતાનું થાનક હતું.

ત્યાંથી જ રામનગરની હદ શરૂ થાય છે. રામદાસે ગણગણતા અવાજે આજને માટે ચૂંટેલાં ભજનો યાદ કરવાં શરૂ કર્યાં. ગરનાળાના પુલને વટાવ્યા પછી થોડુંક ચઢાણ આવતું. બેઉ બાજુ અહીંના મૂળ જમીનદારોનાં ઘણા કાળનાં જૂનાં આંબાવાડિયાં છે. અત્યારે એ આંબાવાડિયાં આપમેળે ગાઢ જંગલમાં પરિણમ્યાં છે. હવે એણે હાથમાંનાં મંજીરાંની દોરી આંગળે વીંટાળવી શરૂ કરી. જંગલ પૂરું થતાં જ એ ચમકીને બોલી ઊઠ્યો—'કોણ?'

એની સામે ત્રણેક હાથ દૂર જ એક માણસ ભરેલી ગુણ માથે લઇ ધબ્‌ધબ્‌ ચાલ્યો આવતો હતો. માણસનો ભાસ થતાં ને સાદ સંભળાતાં એ ઘડીભર ઊભો રહ્યો, ને વળતી પળે જ માથા પરની ગુણ જોરથી રામદાસ ચોકીદાર તરફ ફેંકીને ત્યાંથી દોડતો નાઠો. રામદાસ એનો હેતુ કળી જઈ જરા દૂર સરકી ગયો હતો. ગુણ ધબ્‌ કરતી એના પગ પાસે પડી ને ડગલોએક ધાન ચારે બાજુ વેરાઇને પડ્યું. જરા હસીને રામદાસ બોલ્યો, 'આ કામ શશીનાં જ લાગે છે!'

શશી ડોમ આ બાજુનો જાણીતો રીઢો ધાન-ચોર છે. એ બાજુના જ આમ્રવનમાં અંધારામાં લપાયો હતો. ગુણ તરફ એક વાર ધ્યાનપૂર્વક જોઈ રામદાસે આકાશ ભણી જોયું ને પછી એ મનોમન બોલ્યો, 'પણ શશી ભૂલે એમ તો ન બને. તો પછી, શું હું જ ભૂલ્યો છું? હં, રાત તો હજુ યે થોડીક બાકી લાગે છે.'

ને પંખીઓના કલરવની સાથોસાથ રામદાસના હાથનાં મંજીરાં રણકી ઊઠ્યાં. મામની શેરીએશેરીએ એના પહાડી ગળામાંથી પ્રભાતી સૂરે ભજન ગુંજી ઊઠ્યું.

ગામ હજુ ત્યારે પણ સુપ્ત હતું. રસ્તે રઝળતાં કૂતરાં પાછલી રાતની ઠંડીને અંગે ગૂંચળાં વળીને મકાનોના ખડકી પાસે પડ્યાં હતાં. ચોકીદારને જોઇને એ ભસતા નહિ. એમની સાથે રામદાસને ઓળખાણ થઈ ગઇ છે. બાંડુજ્જેઓના દુર્ગા થાનક આગળ બાંડુજ્જે-ઘરનાં ફઇબા સાથે ભેટો થઈ ગયો. પ્રૌઢા જળભર્યે ઘડે નિયમ મુજબ દેવીને વંદના કરતી હતી. એથી જરા આગળ વધતાં સરકારવાડામાં સરકાર ઘરના દૌહિત્ર વૃદ્ધ હરિપદ મુખુજ્જે મળી ગયા. કાને જનોઈ વીંટાળી, ધોતિયાનો છેડો ખભે નાખી, હાથમાં કળશિયો લઇને એ જતા હતા. મોટા શેઠના લૈયાના નરકોરાં સવાર ટાણે જ વધુ બોલતાં! વરંડાની પાળેપાળે પારેવાંઓએ કૂજન શરૂ કરી દીધું હતું. નિત્યની જેમ સહાય-સ્વજન વિહોણી વેણાં ડોશી તળાવડીને કાંઠે ભગવાનને ભજતાં હતાં. શેઠના ઠાકોર મંદિરમાં મંગળ આરતીના ઘંટનાદ થતા હતા: ઝન-ઝન-ઝન-ટન્‌ ટન્‌ ટન્‌.

**રા**મદાસ બાવાજી રામનગરના વારસાગત ચોકીદાર હતા. રામદાસ પોતે ફક્કડરામ—એકાકી બાવલ છે. એમના પછી એમની જગ્યા મળશે એમના ભત્રીજાને. આ ચોકીદારીમાંથી જ રામદાસનો નિભાવ થઈ રહે છે. પ્રત્યેક ગૃહસ્થ-ઘેરથી મહિને એક વાર સીધું મળે તેવી વ્યવસ્થા છે. પાંચ પવાલા અર્થાત્‌ અઢી શેર ચોખા, પાશેર ખાંડ, દાળ, થોડુંક શાક-પાન, થોડોક મસાલો;—ને આટલું ફક્કડરામ બાવલ માટે પૂરતું હોય છે. દિવસ આખો એ ઘેર બેસી પોતાના આશ્રમનું કામકાજ કર્યા કરે છે. વંડી બાંધે, ફૂલછોડના ક્યારાની માટી ઉપરતળે કરે, વૃક્ષોને પાણી પાય અથવા તો મેરાઇની દુકાનેથી આણેલા કાપલા પોતાના અંચળા પર સીવી તેને વિચિત્રિત કરે.

આજે રામદાસ એકતારો સરખો કરતા હતા. એ જૂનો એકતારો હવે સાવ જીર્ણ થઇ ગયો છે. વચલા વાંસના દાંડામાં જ ઉપરની બાજુએ એક ફાટ પડી છે. એ ફાટને જ એ ઝીણા દોરા વડે સખત કરીને બાંધતા હતા. બહાર વંડી બાજુ જરા ખખડાટ સાંભળી એમણે એ તરફ જોયું. કોક એ બાજુએ ઊભું હોય એમ લાગતું હતું. રામદાસે પૂછ્યું: 'કોણ?' ને જરા ખચકાઇને નમ્રતાપૂર્વક પેલાએ જવાબ આપ્યો: 'હું?'

બાવાજી હસીને બોલ્યા, 'બધાયે 'હું' જ હોય છે ને ભાઇ! કોણ તું?'

હવે વંડીનો ઝાંપો ઉઘાડીને અંદર આવીને પેલો બોલ્યો, 'એ તો હું શશી, બાવાજી.' ને ભક્તિસહ પ્રણામ કરતો શશી ફબ્બડક બેઠો.

બાવાજીએ હસીને પૂછ્યું, 'કેમ આવ્યા શશી, શા ખબર છે?'

શશી કંઈ બોલ્યો નહિ. નીચી મૂંડીએ માત્ર ધરતી પર આંગળી

ઓલા વરસે. ગયે વરસે તો દીકરાની નજરે જ ન ચડ્યો. પણ આ વરસે એ ગમો મૂકતો જ નથી, એટલે જ—'

ને વાત અધૂરી મૂકીને જ શશી અટકી ગયો.

બાઉલ બાવાજી કંઇ જ ન બોલ્યા. એ મૂંગામૂંગા પોતાનું કામ કર્યે જતા હતા. થોડી વારે શશીએ જ ચૂપકીદી તોડી. એ ધીરેકથી રહીરહીને બોલતો હતો: 'હાથમાં કંઈ જ ખરચી નહોતી... ઉધાર પણ ક્યાંય ન મળ્યું... શું કરું?'

રામદાસ આગ છતાં કંઈ જ ન બોલ્યા. શશી ફરી બોલવા મંડ્યો: 'સાળા હાબલા પાસેથી બીજ લીધાં. આહ્, આહ્. ! અને દીકરો જેમ-તેમ બોલતો માળો ભાંડી ગયો. આગળે બેઠો પછી ઊઠે જ નહિ.'

'શા માટે ખોટું બોલે છે? અત્યારે તો કાબુલી વસૂલ આવવાનો વખત નથી. એ તો મા' મહિને આવે છે લેણું વસૂલ લેવા.'

'પણ આ તો ઓલા વરસના બાકી છે ને? ગયે વરસે તો એને મોં દેખા જ ક્યાં દીધી'તી?' ને પછી બે હાથ જોડી આકાશ ભણી ઊંચા કરી એ બોલ્યો, 'ચંડીમાતાનાં સોગન—'

'રાખ, રાખ; સોગન ખાઈશ મા, બાપુ.' રામદાસે એને સોગન ખાતાં રોક્યો ને પછી એક નવો દોરો લઈ એકતારાના દાંડાને વધુ મજબૂત કરવા લાગ્યા. દોરાનો છેડો ઝાલી તાણીને બાંધતાંબાંધતા એ દુઃખભર્યા સાદે બોલ્યા, 'ઓહ: મા ચંડીના ધાનની વખારમાં મણિશિયો તેં જ ભરાવ્યો હતો ને? તું—'

બાવાજીને વચ્ચે જ અટકાવતાં શશી બોલી ઊઠ્યો, 'બાપજી, સોગન ખાઇને કહું છું, મા કાળીના સોગનથી કહું છું, શાલીગરામને અડીને કહું છું કે એ મેં નથી કર્યું.' પછી ચારે બાજુ નજર ફેરવી એ ધીરેકથી બોલ્યો, 'આ જુઓ બાવાજી, એ તમારા પેલા ગોંસાઇ બેટાના કામાં છે. રાતોરાત ગાડેગાડાં ભરીને આપુદપૂર જઈને વેચી આવ્યો છે. મેં જાતે જ ગાડામાં ધાન ભરેલું. કહો તો એની સાથે મોઢેમોઢ કરાવી દઉં દીકરાએ મને એક પાઈ પણ આપી નથી મજૂરીની.'

રામદાસ અવાક્ બની શશી તરફ જોઈ રહ્યો. શશી બોલ્યો, 'માછલી ખાય છે તો બધા યે પંખી, છતાં નામ લેવાય છે ફક્ત માછરાંગાનું.[1]' રામદાસ બાવાજી એના મોં સામે જ જોઈ રહ્યા હતા તે હવે બોલ્યા, 'તું મહાપાપી છો શશી. સાધુ-સંન્યાસીના નામે દોષ દેતાં યે તને શરમ નથી આવતી?'

શશી હવે ધીરેધીરે બોલ્યો, 'હું ચોર છું, મારી વાત કોઇ નથી માનતું. પણ હું ખોટું નથી બોલતો, બાપજી.' ને એના સાદમાં એકાએક આત્મીયતા ફૂટી ઊઠી. રામદાસ હવે કંઈ વિરોધ દર્શાવી ન શક્યા. એ મૂંગામૂંગા પોતાનું કામ કરતા રહ્યા. શશી પણ મોં ઢાળીને બેઠો હતો. પહેલાંના સાદે એ ફરી બોલ્યો, 'મારે એક છોકરો છે બાપજી. જો ખોટું બોલતો હોઉં તો એ——'

રામદાસે એને અટકાવી પ્રેમળ સાદે કહ્યું, 'રહેવા દે, શશી, સોગન ન ખાઈશ, રહેવા દે.'

શશી ચૂપચાપ નીચી મૂંડીએ બેઠો રહ્યો. દોરો બાંધતાંબાંધતાં એકવાર મોં ઊંચું કરીને રામદાસે શશી સામે જોયું અને એ ત્રસ્ત સ્વરે બોલી ઊઠ્યા, 'આ શું? તું રડે છે, શશી? ના, ના. રડીશ મા. રડીશ નહિ. હું તો તને કંઈ જ નથી કહેતો.'

શશીએ મોં ઊંચું કર્યું. એની આંખમાં પાણી નહોતાં. ઊલટાનું એક હાસ્ય કરી એ બોલ્યો, 'ના બાપજી, રડીને શું કરવું હતું? રોવું મને નથી આવતું; પણ દુઃખ તો થાય છે. જ્યાંજ્યાં જે કાંઇ ચોરી થાય એ બધી યે શશીને જ માથે નંખાય. પણ કહો તો બાપજી, આ બાજુ ચોર શું હું એકલો જ છું? બીજો કોઇ નથી?'

આ વાતનો જવાબ રામદાસ દઇ ન શક્યા. એમનું કામ પણ થંભી ગયું. અકારણે એ આકાશ તરફ જોઇ રહ્યા. ને દુઃખભર્યા સાદે શશી બોલ્યો, 'ચોરી કરું છું બાપજી, સ્વભાવવશ કરું છું. અંધારી રાતે જાગી જતાં કોણ જાણે કેમ કોઇ મને બહાર ખેંચી જતું હોય એમ લાગે છે. પણ એવું તો કેટલાક દિવસ જ! બાકી તો અભાવને અંગે જ ચોરી કરવી પડે છે. ક્યાંય પણ ચોરી થતાં મને જ પકડી જાય છે. વકીલ, મુખત્યાર, મામલાનું ખરચ—એ બધું ક્યાંથી આવે છે, કહો જોઉં? ભીખમાં તો મળતું નથી, ને મજૂરીમાં યે સાંપડતું નથી!'

બાવાજી એક ઊંડો નિઃશ્વાસ મૂકી અવાક્ થઈ બેસી રહ્યા. સાથે-સાથ શશીએ પણ એક ઊંડો નિસાસો મૂક્યો ને એ બોલ્યો, 'કંઈક તમાકુ-બમાકુ હોય તો આપોને બાપજી, જરાક ભરીએ.'

રામદાસ એકાએક જાગતા હોય તેમ બોલી ઊઠ્યા, 'હા; હા, ભર ભાઇ, ભર. જો પણે ગોખલામાં તમાકુ છે અને પેલા ખૂણામાં ચકમક ને કોયલા પડ્યાં અને ચલમ! ચલમ ક્યાં? આ પડી, જો...'

શશીએ તમાકુ ભરી થોડા દમ ખેંચી ચલમ બાવાજી પાસે મૂકી દીધી. ને પાસે પડેલી ઝોળીમાંથી નાનો એવો હોકો કાઢી રામદાસે તેના પર ચલમ ગોઠવી બેફુંકે ચુપકીદી પકડી. ઝાડવા પર બેઠોબેઠો એક કાગડો કા... કા કરતો ડાળ પર ચાંચ ઘસતો હતો. કંઇ જ કારણ વિના શશી એના તરફ ફરી બોલ્યો, 'હ.... તૂ ત્તા...'

કાગડો ઊડી ગયો. હાથમાંનો પથ્થર શશીના હાથમાં જ રહી ગયો. એ ફરીને નીચી મૂંડીએ જમીન પર લીટા કરવામાં પરોવાયો.

બાવાજી બોલ્યા, 'શશી!'

મો નીચું રાખીને જ શશી બોલ્યો, 'હું.'

'કંઇ કહેતો હતો મને? જરા યે ડરીશ મા. હું આપમેળે કોઇને કાંઈ કહેવાનો નથી.'

હાથ જોડી શશી બોલ્યો, 'ના, બાપજી કોઇ પૂછે તો પણ આ એકવાર માટે તો તમારે મને બચાવવો જ પડશે.'

બાવાજી ચિન્તામાં પડી ગયા. આ કમનસીબ ઉપર એમને દયા પણ આવતી હતી. પણ પોતે ખોટું કઈ રીતે બોલે? સુકાયેલ સાદે બોલ્યા, 'એ કઈ રીતે થઇ શકે, શશી? ખોટી વાત—'

એમને અટકાવી શશી બોલ્યો, 'ખોટું બોલવાનું હું તમને ક્યાં કહું છું? મેં ચોરી નથી કરી એમ તમારે શાને કહેવું પડે? તમે કહેજો કે હું કંઇ જાણતો નથી.'

રામદાસ શશીની વાત સાંભળી ઘડીભર અવાક્ જ થઈ ગયા. શશી પહેલે ચહરે વિનંતી કરતો બોલ્યો, 'જેલ થશે તો ઘર-છોકરાંની અવદશાનો પાર નહિ રહે, બાપજી. માંદલો છોકરો કદાચ મરી જ જશે.'

રામદાસ બાવાજી ઘણીવારે શશી તરફ જોઇને મમતાપૂર્ણ સાદે બોલ્યા, 'ચિંતા ન કરીશ, શશી, તને કંઈ જ નહિ થાય.'

શશી હવે જરા વાચાળ બન્યો. એ બોલ્યો, 'હવે આવું કામ— આ જુઓ કાન પકડું છું...' ને એણે કાન પકડ્યા.

બાવાજી હસવા લાગ્યા. શશી બોલ્યો, 'જુઓ, હવે ફરી કદી યે મને આમ કરતાં જુઓ તો કહેજો.'

બહારથી કો'કનો સાદ સંભળાયો, 'બાવાજી છે કે?'

---

1 માછરાંગા-King Fisher-માછલી જેનો મુખ્ય ખોરાક છે તે પંખી.

શશી વધુ ન રોકાયો. પ્રણામ કરીને ને ઉતાવળે પગલે એ ત્યાંથી નીકળી ગયો.

ગોંસાઇ ઘરનો છોકરો, પેલો ઓડિયાધારી જતીન અંદર આવ્યો. એણે પૂછ્યું, 'પેલો બેઠો શું કામ આવ્યા હતો, બાવાજી? એ દીકરા બાર સાથે ફરી શાને—?'

બાવાજી હસીને બોલ્યા, 'જતો હતો ક્યાંક, એટલે રસ્તામાં જરા ડોકિયું કરવા આવ્યો. કહે કે જરા તમાકુ પીતો જઉં.'

પછી હોકો આગળ ધરતાં બોલ્યા, 'લે, ગમદાસ'

જતીન બોલ્યો, 'જરાક કામે આવ્યો છું, બાવાજી. અમારી ટોળીને આજે રાતે એ વાગે રામલીલા ભજવવાનું આમંત્રણ છે પણ ગાનાર દીકરો કો'ક બીજી ટોળીમાં ચાલ્યો ગયો છે. જમાર જોવો. તો તમારે થોડાંક ગીત ગાઈ જવાં પડશે બાપુ તમારા પોતાનાં જ સારામાં સારાં ગીત, હોં કે!'

જતીન આ ગામની રામલીલા–ટોળીનો મુખી છે. રામદાસ હસીને બોલ્યા, 'આવીશ. પણ ભાઇ, પાછો ચાલ્યો જઉં એ ચાલશે ને? મારે પાછું વહેલે જવાનું હોય છે.'

આઠ–દસ દિવસ પછી.

રામદાસ આંગણામાં બેઠા ગાતાગાતા 'ચરિતામૃત' વાંચતા હતા. શશી આવી પ્રણામ કરીને બેઠો. એના હાથમાં એક નવો એકતારો હતો.

બાવાજી હસીને બોલ્યા, 'શા ખબર છે, શશીભૂષણ?'

શશીએ એકતારો એમની સામે ધરી દીધો. એકતારો રૂપાળી સરખી રીતે જોઇ જઇને વખાણના સાદે બાવાજી બોલ્યા, 'બહુ સરસ છે હોં? વડો કોણે બનાવ્યો? તેં?'

હરખથી શશીનું મોં ભરાઈ ગયું. એ બોલ્યો, 'હા; તુંબડું ઘરમાં જ હતું. એટલે થયું કે ચાલ બનાવી લઉં. વાસ પરની કારીગરી મારી છે; અને તુંબડા વગેરેની કારીગરી છે મારી વહુની.'

બાવાજી ત્યારે યે એકતારો તપાસી રહ્યા હતા. જોતાંજોતાં જ એ બોલ્યા, 'આ તો મઝાનાં ફૂલપાંદડાં ને વેલ બનાવ્યાં છે ને શું? બહુ સરસ કોતરકામ કર્યું છે! ચીજ તો ખૂબ સુંદર થઈ છે હોં!'

શશી બોલ્યો, 'તમારે માટે જ લાવ્યો છું, બાપજી.'

ને તાર પર આંગળી મૂકી ઝંકાર ગુંજતી બાવાજી બોલ્યા, 'સૂર પણ અરે મીઠો છે! વાહ!'

શશી હસતોહસતો બોલ્યો, 'જરા તમાકુ મસળું ત્યારે?'

બાવાજી એકતારો લઇ બેઠા. શશીએ ચલમ લાવી ને જોયું તો બાવાજી એકીટશે સામી બાજુ જોઈ રહ્યા છે. એમની દૃષ્ટિને અનુસરીને શશીએ જોયું. તો જોવા જેવી કોઇ ચીજ જ ત્યાં નહોતી. એણે પૂછ્યું, 'તમાકુ પીશો ને, બાપજી?'

એક ઊંડો નિસાસો મૂકી રામદાસ બોલ્યા, 'શું કિંમત લઇશ કહે જોઉં, શશી?' હસીને શશી બોલ્યો, 'કિંમત વળી શેની? તમારે માટે જ તો બનાવ્યો છે મેં આ.'

મોં નીચું રાખીને જ રામદાસ બોલ્યા, 'તો તો હું આ નહિ લઇ શકું, શશી!' શશી ચોંકી ઊઠ્યો ખૂબ જ વ્યગ્ર કાકલૂદીભર્યા સાદે એણે પૂછ્યું, 'કેમ? શા માટે?'

કુંઠિત મૃદુ સાદે બાવાજીએ જવાબ વાળ્યો, 'એ મારે માટે લાંચ લીધી કહેવાય, શશી. તારા પાપનો ભાગ તો હું નહિ લઈ શકું.'

મગીના મો પરનું હાસ્ય એ પહેલાં જ ઊડી ગયું હતું. હવે એ મો પર ઝાંખી ખિન્નતાની છાયા ફેરાઇ ઊઠી એ માથું નીચું કરીને બેઠો રહ્યો. રામદાસ પણ નીચે માથે બેઠા રહ્યા. ચલમમાંની તમાકુ એમ ને એમ સળગી જતી હતી એ ધુમાડાની એક આછી પાતળી રેખા ગૂંચળું વળતી ઉપર તરફ જતી હતી. થોડી પછી આગ ને આગ ઠરી ગઈ. એકાએક શશી કંઈ જ બોલ્યા વિના એકતારો ઉપાડી ઊઠીને ચાલ્યો ગયો. થોડી વારે વ્યાકુળ થઈ ઊઠીને બારણા પાસે જઈ બાવાજીએ સાદ દીધો, 'શશી! શશી!!'

શશી બહુ દૂર નહોતો ગયો. એ પાછો ફર્યો. બાવાજી હસીને બોલ્યા, 'મૂકી જા, શશી. હું એ રાખું છું.' શશીના મોં પર હાસ્ય ફરી વળ્યું. સાથોસાથ એની આંખમાં થોડાં આંસુ પણ ઊભરાયાં.

પણ એ એકતારાને લીધે એ આખો યે દિવસ રામદાસની અશાન્તિનો પાર ન રહ્યો. વારેવારે થતું કે શશીને પાછો જવા દીધો હોત તો સારું થાત કદાચ. એને દુઃખ લાગત, પણ એ તો બે-ચાર દિવસમાં ભુલાઈ જાત. પણ એમને પોતાને માટે આ વાત ભયંકર હતી. પાપ અંગમાં પ્રવેશ્યા પછી એનાથી બચવું આકરું છે! આ ભેટ સ્વીકારીને એ શશીના પેલા દિવસના પાપમાં ભાગીદાર બન્યા છે એ વિષે એમને જરા યે શંકા નહોતી. મનમાં ને મનમાં એમણે નક્કી કર્યું કે સાંજ વેળા જઇને એકતારો પાછો આપી આવીશ.

ને એકવાર એમણે એકતારા પર આંગળાં ફેરવ્યાં. બહુ મધુર સૂરે એ ગુંજી ઊઠ્યો. ફરી એમણે એને ઝંકાર્યો...ફરી...ફરી... જોતજોતાંમાં તો બાવાજીના અખ ડામાં બગોર રેગાના મિલનવિહારનાં ભજન જાગી ઊઠયાં. ગીતના સૂર-આકર્ષણે અખાડામાં હોકો ટોળે વળી ઊઠ્યા. ગાવાનું પૂરું થતાં જતીન બોલી ઊઠ્યો, 'બારે અજબ એકતારો પયો છે હો, બાવાજી. જોઉં જોઉં? વાહ, આ તો ફૂલ–વેલ ને પાંદડાં કોતર્યા છે ને શું? વાહ ભાઈ, વાહ!!'

સુતારોના મુખી ભૂપતિ સુતારે જતીનના હાથમાંથી એકતારો પોતાના હાથમાં લઈ, જોઈ કરીને કહ્યું, 'જરૂર કોઈ કારીગરના હાથની ચીજ છે! આના ઉપર જો વાર્નિશનો હાથ મારી દેવાય તો—સમજ્યાને? શું કરશો તમે આ મોંઘા સિતારને?'

જતીને પૂછ્યું, 'આ ક્યાંથી મળ્યો બાવાજી?' રામદાસ જરા શરમ થઇ બોલ્યા, 'રાજાઓ મણિમાણેક ક્યાંથી મેળવે છે? જાવ, જાવ, હવે ઘેર જાવ બધા. મારે તો હજી ઘણું કામ બાકી છે.'

ભૂપતિનો હાથ ઝાલી જતીન બોલ્યો, 'ચાલો, ચાલો. કહેવાય છે ને કે "નવરા માણસને કામ ઝાઝાં" એવું જ. કામનો ક્યાં તોટો છે?'

રામદાસે ઊભા થઇ સિતાર અંદર લઇ જઇ ફરી તે પર આંગળીઓ ચલાવી. સાંજે જ સૂર ખૂબ મીઠો હતો. એણે બહારની બાજુ મોં ફેરવી કહ્યું, 'મિસ્રી, તમારે ભાઈ થોડુંક વાર્નિશ મને આપવું પડશે'

કોઇએ કંઈ જવાબ ન વાળ્યો. બાવાજીએ બહાર આવીને સાદ પાડ્યો, 'મિસ્રી, ભૂપતિ!' પણ ભૂપતિ ચાલ્યો ગયો હતો.

એકતારો પાછો આપી આવવાનું બાવાજી માટે શક્ય નથી બન્યું. પાછો આપી આવવાનો સંકલ્પ એમણે ઘણીવાર કર્યો છે; પણ એને આંગણામાં મૂકવા જતાં જ એ જ વિચાર આવ્યો છે કે, 'અરે બિચારા શશીને કેવો આઘાત થશે!' ને મિમનાં મનોગમું સામે શશીનું ઉદાસ મોં તરવરી ઊઠ્યું છે. ને વળી જ પછે થયું છે કે આ વિચાર ખરું જોતાં એમનો પોતાનો ખોટો બચાવ જ છે. હકીકત'માં એમને લોભ જ છે, એકતારાનો.

આ દ્વન્દ્વ વચ્ચે તે દિવસે ભૂપતિ એક દિ આવીને ઊભો રહ્યો, આત્મીય સ્વજનની જેમ હર્ષ પ્રગટ કરી એ બોલ્યો, 'ક્યાં છે બાવાજી, તમારો એકતારો? લાવો વાર્નિશ લગાવી દઉં.'

અને નાનું એવું એક શકોરું લઇને એ બેસી ગયો. બાવાજી પરમ આનંદ સહ એકતારો બહાર લાવી પાસે બેસીને ...

લગાવાતું વાર્નિશ જોવા લાગ્યા. વાર્નિશનાં ફરે હાથે પળેપળે એ એકતારો સુમનોહર સુસ્નિગ્ધ થયે જતો હતો. રામદાસ મુગ્ધ થઇ ગયા ને બોલ્યા, 'અજબ ચીજ છે ભાઇ મિસ્ત્રી! વાહ, વાહ. ભાઇ, વાહ!'

ગર્વીલા સાદે ભૂપતિ બોલી ઊઠ્યો, 'હં. હં. સારા લાકડા પર સારું પાલિસ કરીને જો વાર્નિશ લગાડાય તો–સમજ્યાને–તો અરીસાની જેમ મોં જોઈ શકાય.'

મિસ્ત્રીની વાતનો બાવાજી અવિશ્વાસ કરી ન શક્યા. મૂંગામૂંગા મુગ્ધ ભાવે મોં હલાવી એમણે એનો સ્વીકાર કર્યો. ભૂપતિ બોલ્યો, 'આવી બધી ચીજો અહીં–સમજ્યાને–મળે ક્યાંથી? કાલે મોટા બાબુને ત્યાં મને બોલાવેલો. એમના લાકડાની બધી ચીજો રંગાય છે. રંગતાંરંગતાં તમારી વાત યાદ આવી–સમજ્યાને? વિચાર્યું કે થોડુંક લઈ જાઉં; બાવાજીએ તે દિવસનું કહ્યું છે. પણ સમજ્યાને–આ લઇ આવવું પણ એક ઉપાધિ છે ને? શરીરે ચાદર વીંટાળી જેમ-તેમ કરીને માંડમાંડ—સમજ્યા ને?' અને એ હી-હી-કરતો હસી પડ્યો.

બાવાજીનું મોં પડી ગયું. એ શંકીને બોલી ઊઠ્યા, 'ચોરી કરી?'

ભૂપતિ એમના તરફ જોઇ જરા હસીને બોલ્યો 'તમે તો સાવ નાના જીવના છો. આને તે વળી ચોરી કહેવાની હશે?'

રામદાસ પરેશ ચહેરે જ બેસી રહ્યા. શું કહેવું તે એમને સૂઝ્યું નહિ. ભૂપતિ બોલ્યો, 'આટલાની કિંમત કેટલી? બહુબહુ તો એક પૈસો. એક પૈસાની બાબતમાં તે ચોરી કરી' કહેવાય? ચીજ જુઓ મોટા ઘરમાં પડી-પડી સડી જાત. સમજ્યાને?' પણ માગવા જાવ તો હરગીઝ ન આપે સાળા! પછી લઇએ નહિ શું?'

ભૂપતિ ચાલ્યો ગયો. વાર્નિશ સારી પેઠે એકદમ સુકાઇ ગયા પછી કાળજીપૂર્વક એકતારો ઊંચો કરીને બાવાજીએ જોયું. બહુ સુંદર લાગતો હતો. પણ શશીને પાછો આપવો હવે અસંભવિત હતું. રંગ દીધા પછી પોતે પાછો આપવા જાય પણ કઈ રીતે? અને એમાં દોષ પણ શો છે? એમણે તો એ પાછો આપવા ઇચ્છ્યું જ હતું ને?

હવે મંદિરમાં બેસી રહેવાનું એમને નથી ગમતું. શિયાળુ રાતે ગાઢ અંધારામાં પરોઢ ગામમાં પ્રવેશી, આ બાજુ–એ બાજુ ફરી, ક્યાંક થોડી વાર માટે બેસી બાકીની રાત વીતાવી દેતા. નિર્જન ગાઢ રાતનો જાણે કંઈક મોહ-કંઈક આકર્ષણ એમને થયું હતું. ક્યારેક-

# 'પગરસ્તો'

મૂળ લેખક : રવીન્દ્રનાથ ઠાકુર

આ તો પગરસ્તો છે. એ વનમાં થઈને ખેતરમાં આવે છે; ખેતરમાંથી થઇને એ નદીકાંઠે આવે છે અને નૌકાના ઘાટ પાસે થઇ તે વડલા પાસે આવે છે.

તે પછી સામી પારના ભાંગેલા કાંઠા પાસે થઇને વળાંક મારતો સામા ગામમાં ચાલ્યો જાય છે. ત્યાંથી અળસીનાં ખેતર મૂકી, આંબાવાડિયાની છાયાને આંબતો, પદ્મ સરોવરને કાંઠે હાંપતાળી દેતો, રથખાના પાસે થઇને કોણ જાણે ક્યા ગામમાં જઇને પહોંચે છે તે હું જાણતો નથી.

કેટલાં યે માણસો આ રસ્તા પર ચાલે છે. કેટલાક મારી પાસે થઈને આગળ ગયા છે, કેટલાક મારી સંગાથે ચાલે છે, તો કેટલાક હજી દૂરથી આવતા દેખાય છે. કોઈ ઘુમટામાં તો કોઇ ઘુમટા વિના; કોઇ જાય છે જળ ભરવા તો કોઇ આવે છે જળ ભરીને.

૨

હવે દિવસ પૂરો થયો છે. અંધારું થવા આવ્યું છે. એક દિવસ મનમાં થયું હતું કે આ રસ્તો મારો જ છે,—બિલકુલ મારો જ. અત્યારે લાગે છે કે હું તો આ રસ્તા પર માત્ર એક જ વાર પસાર થવાનો હુકમ લઇને આવ્યો છું; બસ વધારે વાર નહિ.

હવે એ આંબાવાડિયાથી પેલી તળાવની પાળ આગળ થઇ, બાર દેવળના ઘાટ આગળ થઇ, નદીનો પટ છોડીને ગોવાળપરામાં થઈ, અનાજઘરની પાસે થઈને, પરિચિત દૃષ્ટિ, પરિચિત વાતો ને પરિચિત મુખવાળા પેલા ઘરમાં ફરી એકેય વાર જઇને એમ તો નથી કહેવાનું કે 'આ હું આવ્યો!' આ તો જવાનો રસ્તો છે, પાછા ફરવાનો નહિ.

આજે ઝાંખી સંધ્યામાં એક વાર પાછળ ફરીને જોઉં છું તો લાગે છે કે આ પથ ભુલાઈ ગયેલાં પદચિહ્નોની એક પદાવલિ જેવો લાગે છે,–જાણે એને ભૈરવીના સૂરમાં બાંધી હોય'

અત્યાર સુધીમાં આ પથ પર જેટલા પથિકો ચાલી ગયા તેમનાં જીવનની સમસ્ત કહાણી આ રસ્તાએ પોતાની અંદર માત્ર એક ધૂળની રેખામાં સંક્ષિપ્ત રીતે ચીતરી રાખી છે. આ એક જ રેખા સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધી ચાલે છે; સોનાના એક સિંહદ્વારથી માંડીને સોનાના બીજા સિંહદ્વાર સુધી.

૩

'અરે ઓ પગવાટ! અનેક કાળની અનેક વાતોને તારા ધૂળના એ બંધનમાં નીરવ બાંધી રાખી શું બેઠી છે? હું તારી ધૂળમાં કાન માંડી રહ્યો છું. એ બધી વાતો મને તું કાનમાં કહેને!'

પણ પગવાટ તો માત્ર રાત્રિના કાળા પડદા પર આંગળી ચીંધી ચૂપ રહે છે.

'અરે ઓ પગવાટ! આટઆટલા પથિકોની આટઆટલી ચિંતા, ભાવના, ઈચ્છા, એ બધું ક્યાં ગયું?'

પણ મૂંગો રસ્તો કંઈ જ વાત કહેતો નથી. માત્ર સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધીના આકાશ પ્રત્યે ઈશારો કર્યે રાખે છે.

'અરે ઓ પગવાટ! તારી છાતી પર જે સમસ્ત ચરણપાત એક દિવસ પુષ્પવૃષ્ટિની જેમ પડ્યા હતા તે શું આજે ક્યાંયે નથી?'

ફૂલો ખરી પડીને અને ગીતો સ્તબ્ધ બનીને જ્યાં સમાઈ જાય છે, તારાના ઝમટમાટમાં અશાભાસ વેદના જ્યાં ઝબકી રહે છે, એવા પોતાના જ અંતને શું આ રસ્તો જાણે છે?

('લિપિકા'માંથી અનુવાદિત)

વિનોદ કોઠારી

ક્યારેક એકાએક એ જાણે ચમકી ઊઠતા ત્યારે એ ઘોર અંધારામાં એકાદ ગલી તરફ આગળ વધી મનોમન હસતાહસતા બોલતા, 'હવે એક વાર જો શશી પકડાઇ જાય તો આ વખતે તો માફ નહિ જ કરું.'

તે દિવસે રાત ખૂબ અંધારી હતી. અજવાળિયાનો ચાંદો ક્યારનો યે આથમી ગયો હતો. આકાશના પૂર્વદક્ષિણના ખૂણામાં શુક્રતારો તાજો જ ઊગ્યો દેખાતો હતો. રામદાસ ગામ વચ્ચે થઇને જતા હતા. ચાકુનની બારી પાસેના ઘાટે એ પગ ધોવા લાગ્યા. ધોતાંધોતાં એમને શું થયું કોણ જાણે, પણ ઘાટ આખા પર એમણે પગલાં પાડયાં. ઓચિંતા નીચા વળી એમણે માટીનું એક પાત્ર ફોડયું ને પછી ધિક્કાર અને કંટાળાપૂર્વક એ ફગાવી દઇ ઝટપટ ત્યાંથી ચાલી નીકળ્યા. મનોમન જ એ બોલ્યા, 'ધત્! ઘાટે કોણ આ ગ્લાસ બ્લાસ?–ધત્!'

ચાકુનજોગલી વટાવતાં ગામનો 'ટેલ' નાખવાનો રસ્તો આવ્યો. સુખુનજોનઘર વટાવતા 'આતુરગઢ' આવતો. એ પછી બાંકુનજોનો મોટો ડેલો આવતો. બેઠકઘરની બેઉ બાજુ પાકો ઉઘાડો વરંડો હતો. વચ્ચે એક પહોળો દાદરો ઉપર જતો હતો. ઉઘાડા વરંડામાં કેટલાંક કૂતરાં બેઠાં પતરાળાં ચાટી રહ્યાં હતાં ને ખૂણાખૂણે મચાવતાં હતાં. બાવાજી થંભીને ઊભા રહ્યા. આ શું? બેઠક–ઘરનું બારણું પણ સાવ ઉઘાડું? દાદર પર ચડયા પછી બાવાજીને ખબર પડી કે રાત્રે અહીં ખાણી–પીણી ને આનંદ મહેફિલ જામી હશે. એમણે ચોતરફ જોયું તો કોઈ ક્યાંયે ન હતું એ નીચે ઊતરી આવ્યા. અચાનક એમને થયું બાબુઓની મહેફિલમાં શું એક બીડી પણ નહિ પડી હોય? ને જરા ખચકાતા એમણે ઉપર જઇ ઓરડામાં પ્રવેશ કર્યો પાટ પર ત્યારે પણ એક ફાનસ ટમટમતું હતું ધુમાડાથી એની ચીમની કાળી પડી ગઇ હતી ને એમાં થઇને અંદરની વાટનો પ્રકાશ રતુંબડો દેખાતો હતો. ઝાંખા અજવાળામાં પાટ પરની ચીજો પણ ઝાંખીઝાંખી દેખાતી હતી. પ્રકાશ ધીરેધીરે ક્ષીણ થઈ રહ્યો હતો. પાટ પર એક પૅકેટ ગંજીપો ઉઘાડો પડયો હતો. એક તરફ શેતરંજ બાજી પડી હતી ને વચ્ચે એક હોકો, એક ખૂણામાં એક હારમોનિયમ ને એની પાસે જ કાળા રંગની એક પેટી પડી હતી. રામદાસ એ શું હતું તે સમજી ગયા. એ હતી 'બેહાલ' (એક વાદ્ય)ની પેટી. નિર્જન અંધકારમાં એમને એકવાર એ ઉઘાડીને જોવાનું મન થયું ને ધીરેધીરે એ પેટી ઉઘાડી 'બેહાલ' કાઢી બેઠા. ઝાંખા અસ્પષ્ટ અજવાળામાં પણ એના પરનું વાર્નિશ ચળકી ઊઠયું. બાવાજીના હાથનો અસ્પષ્ટ પડછાયો એમાં કંપતો હતો. ઓચિંતાના ઊભા થઈ રામદાસે ફાનસ બુઝાવી નાખ્યું નિર્જન ઘરમાંનું બધું જ પળવારમાં અલોપ થઈ ગયું. એ અંધારામાં રામદાસ પોતાની જાતને યે જોઇ શકતા નહોતા.

બેઠક–ઘરની પાળ ઉપર થોડાંક પારેવાં ગુંજી ઊઠયાં ને બાવાજી ઝટપટ નીચે ઊતરી આવ્યા. અંધારું જરા ઓછું થયું હતું દાદરના છેલ્લા પગથિયે પગ મૂકતાં બાવાજી ચોંકી ઊઠયા–'કોણ?' અને સાથોસાથ એમના અચળામાંની 'બેહાલ' પાકા બાંધેલા પગથિયા પર ધબ દઈને પડી! રસ્તાની પેલી બાજુ મકાનને અડીને કોઇ ઊભું હતું રામદાસ થરથર ધ્રૂજતા હતા. પેલાએ કંઇ જ જવાબ ન આપ્યો. એમ ને એમ એ ઊભો રહ્યો. રામદાસે ફરી ધ્રૂજતા સાદે પૂછ્યું, 'કોણ?'

પણ કોઈએ જવાબ ન વાળ્યો. બાવાજી જરા આગળ વધ્યા કે પેલો માણસ પણ હાલ્યો. માત્ર હાલ્યો એટલું જ નહીં, આકારમાં પણ નાનો થતો જણાયો. આટલી વારે હવે રામદાસને ભાન થયું કે એ એનો પોતાનો જ પડછાયો હતો!

પૂર્વ ગગનમાં શુક્રતારો ચળકચળક ચળકી રહ્યો હતો. રામદાસે દોટ મેલી. ચોર! ચોર! પોતે ચોર હતો જાહેર રસ્તા પર થઇને જવાની એમની હિંમત નહોતી. પાસેની જ એક ગલીમાં એ વળી ગયા. તરત જ કો'ક એમનો રસ્તો રોકીને ઊભું હોય એમ જણાયું. બાવાજીએ ફરી ચમકીને પૂછ્યું–'કોણ?'

કંઈ જવાબ ન મળ્યો. ને બાવાજીએ જોયું તો એ એમનો પડછાયો જ હતો.



## સંસારનાં શહેરો

### ૬૨–જોકજાકાર્તા

ઈન્ડોનેશિયન સરકારના જે પાટનગર ઉપર ડચોએ ફરી હુમલો કર્યો છે અને જ્યાં ઈન્ડોનેશિયનો પણ પૂરા સામર્થ્યથી તેમનો મુકાબલો કરી રહ્યા છે એ, જાવાની દક્ષિણ દિશામાં આવેલું આ મહત્ત્વનું શહેર આપણી જાણમાં તો હજી હમણાં જ સમાચારપત્રો મારફતે આવ્યું છે. પણ ત્યાં તો તે અતિ પ્રાચીન કાળથી તેનાં વેપાર અને કલા-કારીગીરી માટે સમસ્ત જાવામાં પ્રખ્યાત છે સોના-ચાંદી ઉપરની તેની બેનમૂન હાથકારીગરી તથા ત્રાંબા અને ચામડા ઉપરની તેની વિવિધ મોહક કોતરણી તો આખા એશિયામાં પ્રખ્યાત હતી. કાંઠલા વગર ઉત્કૃષ્ટ કાપડ વણવાનું કલાચાતુર્ય તથા ભભકદાર રંગાટીકામ તો હજી હમણાં સુધી ત્યાંનું વખણાતું.

ધનધાન્યથી સમૃદ્ધ તથા સૌંદર્યસંપન્ન એવા જોકજાકાર્તા નામના પ્રાંતનું આ પાટનગર સમુદ્રથી ૨૦ માઇલ અંતરાળના પ્રદેશમાં આવેલું છે. હિંદમાંથી અહીં આવીને પ્રસરેલી પુરાણી (નવમી સદીની) હિંદુ બૌદ્ધ સંસ્કૃતિના સમૃદ્ધ અવશેષો અહીં ઠેરઠેર મળી આવે છે; અને એ હિંદુ સંસ્કૃતિનો ૧૫મી સદીમાં આરબોએ અહીં આવીને વિનાશ કરવા છતાં તેનાં ઘણાં સ્મારકો બચી ગયાં છે. હોલાંડથી વેપાર અને સંસ્થાનો જમાવવા અર્થે ડચો આ પ્રદેશમાં આવ્યા ત્યારે અહીં સુલતાનનું રાજ્ય ચાલતું હતું તેના પર ડચોએ જીત મેળવી તેને પોતાનો ખંડિયો રાજા બનાવી તેની મારફત તેમણે રાજ્ય ચલાવવા માંડયું પણ બીજા મહાયુદ્ધમાં જાપાનની શરણાગતિ પછી ઈન્ડોનેશિયાની સરકારે જ્યારે ડચોની સત્તા ઉથલાવી પાડી ત્યારે આ શહેરે પણ સ્વાતંત્ર્યની મુક્ત હવા માણી

એક લાખ કરતાં પણ વધુ વસતિ ધરાવતું આ શહેર હજારો દેવળો, સંખ્યાબંધ પુરાતન સંસ્કૃતિના અવશેષો તથા ભરપૂર વૃક્ષરાજિ ને પહોળા રસ્તાઓને કારણે ઘણું જ સોહામણું લાગે છે અને શહેરની મધ્યમાં થઇને વહેતી નદી તેની આ સુંદરતામાં મોહક વધારો કરે છે. બટેવિયાં સુરાબાયા રેલવે પરનું તે મહત્ત્વનું જંકશન છે અને વેપારનું પણ મોટું ધામ છે. તેની આજુબાજુના પ્રદેશમાં શેરડી, તંબાકુ તથા ચોખાનો વિપુલ પાક ઊતરે છે અને ત્યારથી ધમધમતી જોકજાકાર્તાની બજાર તો આખા જાવામાં જાણીતી છે. બૌદ્ધ સમયનાં ઉત્કૃષ્ટ શિલ્પસ્થાપત્ય માટે જગતભરમાં પ્રખ્યાત બનેલ બરોબુદર અને પ્રમ્બાનામનાં પ્રસિદ્ધ બૌદ્ધ સમાધિમંદિરો સ્થળો જોવા માટે પણ અહીંથી જ જવાય છે (જુઓ આ અંકની માધુકરી.)

# મૌલવી અહમદશાહ



**સત્તાવનના** સ્વાતંત્ર્ય-યુદ્ધના જે બેચાર આદ્ય દ્રષ્ટાઓ અને સૂત્રધારો હતા તેમાં મૌલવી અહમદશાહનું સ્થાન નિ:સંશય ઊંચું છે. તેણે પોતાની આગ ઝરતી જબાન તથા કલમ દ્વારા જનતા, સૈનિકો ને રાજાઓને સ્વાતંત્ર્યજંગ માટે તૈયાર કર્યા એટલું જ નહિ પણ યુદ્ધ શરૂ થયા પછી ક્રાંતિકારી સૈન્યનું નેતૃત્વ ધારણ કરી પોતાના અપૂર્વ લશ્કરી કૌશલથી સર કૉલિન કૅમ્પબેલ જેવા પ્રથમ કક્ષાના અંગ્રેજ સેનાપતિને પણ બબ્બેવાર છક્કડ ખવડાવી.

તે હતા તો અયોધ્યા પ્રાંતના એક નાના તાલુકદાર; પણ જ્યારથી અંગ્રેજોએ તેનું રાજ્ય ઝૂંટવી તેના સ્વાતંત્ર્ય પર તરાપ મારી ત્યારથી તેણે અંગ્રેજ સત્તાને સમસ્ત હિંદમાંથી નામશેષ કરી નાખવાનો નિશ્ચય કર્યો. પોતાની સર્વ સંપત્તિ દેશની સેવામાં અર્પણ કરી દઈ પોતે મૌલવી બન્યા ને ઠેરઠેર ઘૂમી જનતામાં 'ફિરંગી કા રાજ'ને મિટાવી દેવાનો ઉગ્ર પ્રચાર કરવા માંડ્યો. તેમની જુસ્સાદાર બાની સાંભળવા માટે દસદસ હજાર લોકો ભેગા થતા અને આગામી સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સર્વસ્વ અર્પણ કરી દેવાના શપથ લઈને જ ઊઠતા. સૈનિકોને ઉદ્દેશીને તેમણે કેટલીક તેજીલી પત્રિકાઓ પણ લખી હતી.

આ પ્રવૃત્તિની અંગ્રેજોને જાણ થતાં લશ્કરની મદદથી તેમણે મૌલવીને કેદ પકડ્યા અને મુકદ્દમો ચલાવીને તેમને ફાંસીની સજા ફરમાવી. ફાંસીના દિવસ સુધી તેમને ફૈઝાબાદના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યા. પણ વિધિએ તેમનું મોત આ રીતે નિર્મ્યું નહોતું.

અહમદશાહની ગિરફતારીને કારણે આખા ફૈઝાબાદ ઈલાકામાં ક્રાંતિનો દાવાનળ ફાટી નીકળ્યો. હિંદી સૈનિકોએ આઝાદીનો ઝંડો ફરકાવી અંગ્રેજ અમલદારોને કેદ કર્યા અને જેલખાનાની દીવાલો તોડીપાડીને મૌલવીને મુક્ત કર્યા. જનતા અને સૈનિકોએ એકીમુખે તેમને પોતાના નેતા નીમ્યા. મૌલવીએ છૂટતાંવેંત જ આઝાદીનું જાહેરનામું બહાર પાડી સર્વ અંગ્રેજોને ફૈઝાબાદ છોડી જવાનું ફરમાન કર્યું.

પણ પાછળથી યુદ્ધમાં વળતાં પાણી થયાં. દિલ્હી અંગ્રેજોને હાથ પડ્યું ને આઉટ્રામની સરદારી નીચે એક ટુકડી લખનૌ જીતવા આવી. મૌલવી તરત લખનૌ પહોંચી આઉટ્રામને હરાવીને હાંકી કાઢવાના પ્રયત્નમાં લાગી ગયા. પણ દુર્ભાગ્યે તે વખતે લખનૌમાં પરસ્પરની ઇર્ષ્યા અને દ્વેષને કારણે ખૂબ અવ્યવસ્થા હતી. કોઇ કોઇનું માનતું નહોતું. અહમદશાહે પોતે મોખરે રહી આઉટ્રામ પર ઘણા હુમલા કર્યા. એક વખત તો પોતે ગોળી વાગવાથી ઘવાયા પણ ખરા. પણ સૈન્યમાં શિસ્ત અને અનુશાસનના અભાવને કારણે પોતે ન ફાવ્યા. એવામાં કૉલિન કૅમ્પબેલ આઉટ્રામની મદદે આવી પહોંચ્યો. તેમણે બન્નેએ મળી લખનૌ પર હુમલો કર્યો. ખૂનખાર જંગ થયો. લખનૌની પ્રત્યેક શેરી તથા ઘર છેવટ સુધી લડ્યું. પણ આખરે લખનૌ અંગ્રેજોના હાથમાં ગયું અને મૌલવી વગેરે નેતાઓને લખનૌ છોડી ચાલ્યા જવું પડ્યું.

પણ આ પરાજય અહમદશાહના હૃદયમાં ખૂબ ડંખતો હતો. તેણે ફરી પોતાનાં મુઠ્ઠીભર માણસો સાથે લખનૌમાં પ્રવેશ કરી અંગ્રેજો સામે મોરચા માંડ્યા. બે તોપો અને ગણ્યાગાંઠ્યાં માણસો પાસે હોવા છતાં તેણે અંગ્રેજોની બે પલટણોનો એવી અપૂર્વ બહાદુરીથી સામનો કર્યો કે અંગ્રેજ સેનાપતિ પણ છક્ક થઇ ગયો! મૌલવીએ હજારો અંગ્રેજ સિપાહીઓને ઠાર કર્યા અને છેવટે વિજય અશક્ય દેખાવાથી તે લખનૌ છોડી ચાલ્યા ગયા. ૬ માઇલ સુધી અંગ્રેજોએ તેની પૂંઠ પકડવા છતાં તે વીર નાયક તેમને હાથ ન આવ્યો.

ત્યાંથી બારી ગામે પહોંચીને અહમદશાહે ગેરિલા પદ્ધતિથી યુદ્ધ કરવાની નીતિ અખત્યાર કરી. તેને પકડવા આવેલા હોપ ગ્રાન્ટ સામે તેણે એક આબાદ સાણસા-વ્યૂહ રચ્યો, પણ પોતાના સૈનિકોની અધીરાઇને કારણે તે નિષ્ફળ ગયો. બારી છોડીને અહમદશાહ નાનાસાહેબની સાથે શાહજહાંપુર પહોંચ્યા. યુદ્ધના આ બંને નેતાઓને એકસામટા પકડવા માટે કૉલિન કૅમ્પબેલે શાહજહાંપુરને ઘેરો ઘાલ્યો. પણ એ બંને સિંહો સામી છાતીએ લડતાલડતા અંગ્રેજ સેનાને આરપાર વીંધીને ચાલ્યા ગયા! કૅમ્પબેલ બિચારો હાથ ઘસતો રહ્યો.

બધા નેતાઓ બરેલીમાં ભેગા મળ્યા અને હવે પછી ગેરિલા પદ્ધતિથી યુદ્ધ કરવાનું નક્કી કર્યું. આથી જ્યારે કૅમ્પબેલ બરેલી ઉપર ચડી આવ્યો ત્યારે નેતાઓ બરેલી ખાલી કરી આસપાસના પ્રદેશમાં વહેંચાઇ ગયા. નાનકડી લડાઈ પછી કૅમ્પબેલે બરેલી કબજે કર્યું ન કર્યું, ત્યાં તો સમાચાર આવ્યા કે મૌલવી અહમદશાહે ફરી શાહજહાંપુર કબજે કર્યું છે! કૅમ્પબેલે શાહજહાંપુરને ઘેરો ઘાલી ગમે તે ભોગે મૌલવીને છટકી જવા ન દેવાનો નિર્ધાર કર્યો. ત્રણ દિવસ ખૂનખાર જંગ ચાલ્યો. પણ અંતે નાનાસાહેબ આદિ નેતાઓની મદદથી ફરી કૅમ્પબેલને હાથતાળી દઈ અહમદશાહ છટક્યા!

ત્યાંથી અહમદશાહ ઊપડ્યા અયોધ્યા અને તે શહેર કબજે કરી લીધું! પોતાની તાકાત વધે તે માટે તેણે પાસેના પવન નામે રાજ્યના રાજા જગન્નાથસિંહને મદદ કરવાની વિનંતિ કરી. તે રાજાએ મદદ કરવાને બહાને અહમદશાહને બોલાવ્યા. મૌલવી એકલા જ ગયા. ત્યાં વિશ્વાસઘાત કરી દગલબાજીથી રાજાના દેશદ્રોહી ભાઇએ મૌલવી પર ગોળી છોડીને ઠાર કર્યા અને ભારતના તે વીર નેતાનું મસ્તક કાપી લઇ અંગ્રેજોને પહોંચાડી મોટું ઈનામ મેળવ્યું! આમ જે નરકેસરીને પકડવા ભલભલા અંગ્રેજ સેનાપતિઓના હાથ હેઠા પડ્યા હતા તે આમ પોતાના જ દેશબાંધવોને હાથે મરાયો! વિધિની શી વિપરિતતા!

મૌલવીને અંજલિ આપતાં એક અંગ્રેજ ઈતિહાસકાર લખે છે:

'The Moulvi was a very remarkable man. Of his capacity as a military leader many proofs were given. ....The Moulvi was a true patriot. He had fought manfully, honourably and stubbornly. His memory is entitled to the respect of the brave and the true-hearted of all nations.'

(મૌલવી અતિ અસાધારણ મનુષ્ય હતા. લશ્કરના સેનાપતિ તરીકે એમની યોગ્યતાની તો અનેક પ્રતીતિઓ મળી ચૂકી છે...મૌલવી એક સાચા દેશભક્ત હતા. તેમણે બહાદુરી ઈમાનદારી અને અડગતાથી જંગ ખેલ્યો હતો. તેમની સ્મૃતિ જગતભરના શૂરવીરો અને જિંદાદિલોના માનને પાત્ર છે.)

# કલાદષ્ટિની કસોટી કરતા પ્રશ્નપત્રો

શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીની હમણાં જ પૂરી થએલી લેખમાળાને અનુસંધાને
[કલકત્તા યુનિવર્સિટીની મૅટ્રિકની ડ્રૉઇંગ-પેઈન્ટિંગની ૧૯૪૦ની પરીક્ષાનો પ્રશ્નપત્ર]
બને ત્યાં સુધી તમારા પોતાના જ શબ્દોમાં જવાબો આપવા.
બાજુમાં લખેલા આંકડા માર્ક (ગુણ)ની સંખ્યા સૂચવે છે.

## વિભાગ ૧

નીચે પૈકી ગમે તે બે પ્રશ્નોના ઉત્તર આપવા.

(૧) નીચે આપેલી રેખાકૃતિ ઉપરથી તેના ત્રણ ગણા કદની મોટી આકૃતિ ચીતરો. ૨૦



(૨) સ્મૃતિ ઉપરથી પાણીનો કુંજો ચીતરો. ૨૦

(૩) નીચેની રેખાકૃતિ ઉપરથી તેના ચાર ગણા કદની મોટી આકૃતિ ચીતરો. ૧૦



(૪) સ્મૃતિ પરથી ધાતુનો ઘડો ચીતરો. ૨૦

## વિભાગ ૨

નીચે પૈકી કોઈપણ ચારના ઉત્તર આપવા.

(૧) આ નીચે આપેલી આકૃતિ તમને ગમે છે? ગમતી હોય તો તેનાં કારણો આપો; ન ગમતી હોય તો તેનાં કારણો આપો. ૧૫



(૨) સામે (ડાબી બાજુ) આપેલા મોટા ચિત્રનું વર્ણન કરીને તેમાં તેના કોઈ સારાં લક્ષણો હોય તો તે સમજાવો; અને કોઈ અપલક્ષણો હોય તો તે ચર્ચો. ૧૫

(૩) તમારા જાણીતા ચિત્રકારોનાં ચિત્રો- માંથી તમને સૌથી વધુ ગમતું ચિત્ર કયું? તેના વિષે દસ લીટીનું વર્ણન લખો ૧૫

(૪) પક્ષી પર સવાર થએલી માનવ-
આકૃતિના સામેના ચિત્રમાં માનવ
કરતાં પક્ષી મોટું ચીતર્યું છે એમ કર-
વાનાં કારણો આપી શકશો? ૧૫
(૫) તેની જોડેના ચિત્રનું તમારી
પોતાની દૃષ્ટિથી, તમારા જ શબ્દો-
માં વર્ણન ને વિવેચન કરો. ૧૫
(૬) કુંભાર સ્થાપત્યનાં લક્ષણો તમે
કયાં કયાં માનો છો? ૧૫





# રંગ-આયોજન-શાસ્ત્ર

## Colour Engineering : એક રસિક વિષય

ઘણાને ખબર હશે કે પ્રકાશ સાત રંગોનો બનેલો છે મેઘ-ધનુ-
ષ્યમાં, અથવા ત્રિપાર્શ્વ કાચમાંથી સૂર્યના પ્રકાશનું કિરણ
પસાર કરતાં આ સાતે રંગો (નીચેના ક્રમમાં) સ્પષ્ટ દેખાય છે : જાં-
બલી, નીલો, આસમાની, લીલો, પીળો, નારંગી અને રાતો. પણ આ
બધા રંગો મનુષ્યનાં મન તથા વાતાવરણ ઉપર તેમજ પ્રાણીઓની
હિલચાલ ઉપર પણ જુદી જુદી આશ્ચર્યજનક અસરો ઉપજાવતા હોય
છે એ હકીકત બહુ ઓછા જાણતા હશે. રંગોની આ અસરોનું તથા
તેનો લોકજીવનમાં સફળતાથી ઉપ-
યોગ કરવો તેનું એક શાસ્ત્ર થયું
છે તેને રંગ-આયોજન-શાસ્ત્ર (Co-
lour-Engineering) કહે છે.

એક વખત એક કારખાનાનું
ઉષ્ણતામાન ૭૨ ડિગ્રી ઉપર એક-
સરખું (air-conditioned) રા-
ખવા છતાં તેમાં કામ કરતી સ્ત્રીઓ
ફરિયાદ કરવા લાગી કે અમને ટાઢ
વાય છે! પણ જ્યાં કારખાનાની
દીવાલોનો વાદળી રંગ બદલીને ગાઢો
લાલ (warm coral) રંગ લગાડ-
વામાં આવ્યો કે તરત જ તે ફરિ-
યાદ દૂર થઈ ગઈ,—જોકે કારખાનાનું
ઉષ્ણતામાન તો એ જ ૭૨ ડિગ્રી જ
રાખવામાં આવ્યું હતું!

બીજા એક કારખાનામાં કાળા
રંગની વજનદાર પેટીઓ ઉપાડતા
મજૂરો માલિક પાસે ફરિયાદ કરવા
લાગ્યા કે આ ભારે પેટીઓ ઉપાડતાં
અમારી પીઠ દુઃખે છે. કારખાના-



ના માલિકે રજાના દિવસે એ જ પેટીઓને આછા લીલા રંગે રંગી
નાખી. બીજે દિવસે મજૂરો કહેવા લાગ્યા, 'ખરેખર, આ નવી પે-
ટીઓ ઓછી વજનદાર આવી છે" (જોકે પેટીઓમાનું વજન તો તેનું
તેજ રહેલું હતું!)

માત્ર રંગની અદલબદલ આવા ચમત્કાર કરી શકે છે! રંગોના આ
સામર્થ્યની વિજ્ઞાનને તો ઘણા વખતથી જાણ છે. સામાન્ય માણસના
મન પર તેની વિશિષ્ટ રચનાઓના આયોજન વડે માનસભ્રમ
ઉપજાવી શકાય છે. રંગ વિજ્ઞાનનો
વિકાસ થતાં અમેરિકામાં તો છેલ્લાં
૧૦ વર્ષથી આ અને આવા ઘણા સિ-
દ્ધાંતો બહોળા પાયા પર અમલમાં
મૂકવામાં આવ્યા છે.

રંગ-વિજ્ઞાનનો પાયાનો સિ-
દ્ધાંત એ છે કે મેઘધનુષ્યમાં દેખાતા
સાત રંગોમાંથી લાલ બાજુ તરફના
રંગો (લાલ, નારંગી અને પીળો) ઉષ્ણ
અને ઉત્તેજક હોય છે, જ્યારે વાદળી
બાજુના રંગો (જાંબલી, આસમાની
અને લીલો) શીત તથા આહ્લાદક
હોય છે. રંગ વિજ્ઞાનનો બીજો સિ-
દ્ધાંત એ છે કે લાલ રંગ મનુષ્યને
કાર્યપ્રવૃત્ત કરાવનારો તથા ઝટ નિ-
ર્ણય કરવાને એક ઉત્તેજિત કરનારો
રંગ છે. સાર્વજનિક (પબ્લિક) ટેલિ-
ફોનની ઓરડીમાં વાતચીત કરવા
ગએલો માણસ પોતાની વાત જલદી
પતાવતો નહિ તેથી બીજા માણ-
સોને બહાર લાંબી કતાર બનાવીને

ઊભા રહેવું પડતું. પણ ઓરડીને જ્યાં ચમકતા લાલ રંગે રંગી નાખવામાં આવી કે મનુષ્યો પોતાની વાતચીત ઝટઝટ પતાવીને બહાર નીકળી જવા લાગ્યા અને 'વાત જલદી પૂરી કરો'નું જે સૂચનાપત્ર અંદર મૂકવામાં આવ્યું હતું તેની યે કશી જરૂર રહી નહિ ! અમેરિકાની એક પ્રસિદ્ધ કંપનીએ પોતાનું પેટ્રોલનું વેચાણ વધારવાને એક પ્રખ્યાત રંગ–આયોજન-શાસ્ત્રી ( colour-engineer )ની મદદ માગી. તે વિજ્ઞાનીએ પેટ્રોલ સિવાયના બીજા બધા પંપોને લીલો રંગ લગાડયો ત્યારે પેટ્રોલનો પંપ લાલ રંગનો કર્યો. માત્ર આ નજીવા ફેરફારથી જ વેચાણ દોઢું થયું !

રંગ–વિજ્ઞાનનો બીજો સિદ્ધાંત એ છે કે જેમ લાલ રંગ કાર્ય કરવા પ્રેરે છે તેમ લીલો રંગ માણસમાં સુખ–સ્વાસ્થ્ય અને કલ્યાણની ભાવના ઉત્પન્ન કરે છે. આ સિદ્ધાંતને વ્યવહારમાં મૂકવામાં આવતાં આશ્ચર્યજનક પરિણામ આવ્યું હતું. લંડનનો કાળા રંગનો બ્લૅક ફ્રીઅર્સ પુલ ત્યાં થતા ખૂબ આપઘાતોને કારણે નામચીન બનેલો હતો. પણ એ પુલને તેજસ્વી લીલા રંગે રંગી નાખવામાં આવતાં આપઘાતોનું પ્રમાણ ૩૩ ટકા જેટલું ઓછું થઈ ગયું હતું !

મનુષ્યોની માફક કેટલાંક જીવડાં ઉપર પણ રંગની ઘણી અસર થાય છે. દા. ત. વાદળી રંગથી માખીઓ દૂર ભાગે છે. શિકાગોના એક દૂધવાળાએ સૂર્યનાં અલ્ટ્રા વાયોલેટ કિરણો અટકાવવા માટે પોતાની એક બારી વાદળી રંગે રંગી. પણ તેના આશ્ચર્ય વચ્ચે તેણે જોયું કે તે બારી પરથી માખીઓ એકદમ ઓછી થઈ ગઈ હતી ! જ્યારે બીજી બારીઓ ઉપર તો પહેલાં જેટલી જ માખીઓ બણબણતી હતી ! પણ જોજો, મચ્છરોને પાછો વાદળી રંગ બહુ ગમે છે ! મૅલેરિયાવાળા વિસ્તારોમાં કામ કરતા નૌકાદળના માણસો વાદળી રંગના પોષાકને બદલે જેવા ધોળા રંગનો પોષાક પહેરવા માંડયા કે તરત જ મચ્છરો તેમનાથી દૂર ભાગવા માંડયા. મચ્છરો અને રાતનાં બીજાં જીવડાં ઘેરા નારંગી રંગના વીજળીના દીવાથી પણ દૂર ભાગે છે. એક એવી શોધ થઈ છે કે આગબોટોનાં તળિયાંને લાખો રૂપિયાનું નુકસાન કરતી દરિયાની માછલીઓ (બાર્નેકલ્સ) ઘેરા રંગથી ખૂબ આકર્ષાય છે, જ્યારે સફેદ અગર આછા લીલા રંગ પાસે બહુ જ થોડી આવે છે. આ શોધ અનુસાર આગબોટોનાં તળિયાંનો રંગ ફેરવવામાં આવવાથી અમેરિકાને દર વર્ષે થતું ૪૦ કરોડ રૂપિયાનું નુકસાન બચી ગયું !!

માનવામાં નહિ આવે, પણ યુદ્ધ-સમયમાં કારખાનાંઓનું ઉત્પાદન રંગોની આવી મવનની વિશિષ્ટ આયોજના કરવાથી જ ૧૫ થી ૩૦ ટકા જેટલું વધારવામાં આવ્યું હતું ! હવે શાંતિના સમયમાં ઘણાં કારખાનાંવાળાઓએ તે પદ્ધતિ ગ્રહણ કરી છે. રંગ-વિજ્ઞાનશાસ્ત્રી ફેબર બિરને લોખંડના એક ખાસ કારખાનામાં આ પ્રમાણે રંગની રચના કરેલી: સાંચાઓના બહારના ભાગોનો ભૂખરો રંગ; ગતિમાન ભાગોનો પીળો; ઉપરની છતનો સફેદ; આઠ ફૂટ સુધીની દીવાલો તથા થાંભલાઓનો ઘેરો લીલો; જમીનનો આછો નારંગી; આગ ઓલવવાનાં સાધનોનો લાલ રંગ, જ્યારે શુશ્રૂષા-પેટીઓ (First aid boxes)નો લીલો; ઠોકરે વાગે અથવા રસ્તામાં અથડાય તેવી વસ્તુઓ પીળા અને કાળા પટાપટામાં અને મશીનોની ચાવીની પેટીઓનો તથા ગરગડીઓનો વાદળી રંગ. કારખાનામાં આ પ્રકારના રંગોના આયોજનથી પહેલાંના જેટલો જ પ્રકાશ વાપરવા છતાં દરેક વસ્તુઓ સ્પષ્ટ જણાઈ આવે છે. રંગનો આવો સુમેળ રચવાથી કારખાનામાં કામ કરતાં માણસોમાં પ્રસન્નતા રહે છે અને તેથી એક કારખાનામાં તો ઉત્પાદન ૧૫ ટકા અને ચોકસાઈ ૪૦ ટકા વધી, જ્યારે ગેરહાજર રહેનારાઓની સંખ્યા ૬૦ ટકા ઘટી ગઈ. આવાં કારખાનાંઓમાં અકસ્માતોની સંખ્યા ૨૦થી૪૦ ટકા જેટલી ઓછી થઈ. ઝાંખા મંદ રંગોવાળી ઓરડીમાં કામ કરવા કરતાં જ્યાં રંગોનો સરસ સુમેળ રચવામાં આવ્યો હોય એવી જગ્યામાં કામ કરવું દરેકને પસંદ પડે એ સ્વાભાવિક છે, અને એવી જગ્યામાં કામ વધારે અને સારું પણ થાય છે. આપણા કારખાનાંવાળાઓ તથા મિલમાલિકો જો આ રંગ-આયોજન-શાસ્ત્ર તરફ ધ્યાન આપે તો ઘણો ફાયદો કરી શકે.

ત્રિપાર્શ્વ કાચમાંથી પ્રકાશને પસાર કરીને આઇઝૅક ન્યૂટને સાત રંગોમાં વહેંચી નાખ્યા ત્યારથી આપણે રંગ વિષે જાણીએ છીએ, પણ તેનામાં કેવું ગુપ્ત સામર્થ્ય રહેલું છે તથા તેની મદદથી કેવાં આશ્ચર્યકારક કામો કરી શકાય છે તે તો હાલમાં જ શોધાયું છે.

('પૉપ્યુલર સાયન્સ' ઉપરથી)

# કસોટી સામે ટક્કર ઝીલતી પ્રજા

ઇંગ્લંડના ઇતિહાસમાં કદી નહોતી આવી એવી એક મહાન કટોકટીમાંથી ઇંગ્લંડ આજે પસાર થઈ રહ્યું છે. યુદ્ધને લીધે પાંગળું બનેલું બ્રિટન જગતની મહાસત્તાઓમાં પોતાનું સ્થાન જાળવી રાખે છે કે ત્રીજા દરજ્જાનું રાષ્ટ્ર બને છે તે ત્યાંની પ્રજા આ કટોકટીમાંથી પાર પાડવા કેવો પુરુષાર્થ કરે છે તેના પર આધાર રાખે છે.

પોતાને જરૂરી અનાજ તથા કાપડ ઇત્યાદિ ઉદ્યોગો માટેનો કાચો માલ તેને બીજા દેશોમાંથી મંગાવવો પડે છે એ ઘણાખરાને ખબર છે. પરદેશમાંથી એ બધો માલ લાવવા માટે ઇંગ્લંડને અબજો રૂપિયાનો ખરચ કરવો પડે છે. જેટલું ખરચ થાય એટલી જો આવક ન થાય તો તે દેશને ભિખારી થતાં વાર ન લાગે. ઇંગ્લંડનો આવકનો માર્ગ એક જ,—તૈયાર માલ પરદેશ મોકલી પૈસા તાણી લાવવા. પણ આજે ઇંગ્લંડની જાવક કરતાં આવક ઓછી—ઘણી જ ઓછી—થઈ ગઈ છે. ૧૯૪૬માં તેણે ૨૭ાા અબજ રૂપિયાનો માલ બીજા દેશોમાંથી ખરીદ્યો અને માત્ર ૧૯ અબજ રૂપિયાનો તૈયાર માલ પરદેશ મોકલ્યો. આમ એક જ વર્ષમાં તેને ૮ અબજ રૂપિયાની ખાધ આવેલી. આ રીતે જ જો ચાલે તો ગમેતેવા મહાશક્તિશાળી દેશને પણ ભિખારી બનતાં વાર કેટલી ?

આ ગંભીર પરિસ્થિતિમાંથી બચવા માટે ઇંગ્લંડ આજ પોતાના પૂરા સામર્થ્યથી પ્રયત્ન કરી રહ્યું છે. જેમ બને તેમ વધુ માલ ઉત્પન્ન કરી, મોટી સંખ્યામાં પરદેશ મોકલી પોતાની આવક વધારવી એ જ આજે તેનું ધ્યેય છે. પણ આ કંઈ આંખના પલકારામાં થઈ શકે તેમ નથી. યુદ્ધને લીધે ઇંગ્લંડનાં હાડકાં ભાંગી ગયાં છે. જર્મનીના બૉમ્બમારાએ તેના ચોથા ભાગનાં કારખાનાંઓ અને ઘરો જમીનદોસ્ત કર્યાં છે. તેનું અરધા ઉપરાંત વહાણવટું પાયમાલ થઈ ગયું છે અને પરદેશમાં રોકેલી અરબો મૂડી હાથમાંથી જતી રહી છે. તેની સાથેસાથે પૅલેસ્ટાઇન, હિંદુસ્તાન તથા જર્મનીમાં તેની જવાબદારીઓ વધી રહી છે એ જવાબદારીઓ જો તે ઉપાડી દે તો દર વર્ષે ૧૮ કરોડ રૂપિયા બચે. હિંદને સ્વાતંત્ર્ય આપવા પાછળ આ પણ એક મહત્ત્વનું કારણ હતું.

આમ ચારે બાજુથી ઇંગ્લંડની કસોટી થઈ રહી છે, અને યુદ્ધથી ઘેરાઈ ગયું છે છતાં તેણે ફરી કમર કસી છે. તેને અત્યારે જો કશાની જરૂર હોય તો સમયની. જો થોડો વધારે સમય તેને મળે

તો ફરી પોતાનું ઉત્પાદન વધારી શકે. એ સમય ગાળે તેટલા માટે જ તેણે અમેરિકા પાસેથી ૧૫ અબજ રૂપિયાની લોન લીધી છે. તે લોનમાંથી રોજના બે કરોડ રૂપિયા ખરચાઇ રહ્યા છે. એ લોન ખલાસ થઈ જાય તે પહેલાં આર્થિક રીતે પોતાના પગ પર ઊભા રહેવાનો તેણે પ્રયત્ન કર્યો પણ તે પહેલાં જ એ લોન લગભગ પૂરી થઈ ગઈ. એટલે હવે ઇંગ્લેંડે સ્ટર્લિંગનું ડૉલરમાં પરિવર્તન નહિ કરવાનું શકવર્તી પગલું લીધું છે. આથી હવે આ કટોકટીમાં બચવા માટે ઇંગ્લંડને પોતાના જ પુરુષાર્થ ઉપર આધાર રાખવાનો રહ્યો.

ઇંગ્લંડના આ મહાન પ્રયત્નમાં દરેક અંગ્રેજ બચ્ચો તનમનધનથી સાથ આપી રહ્યો છે. ગમે તેટલો ભોગ આપવો પડે, ચાહે તેટલાં કષ્ટ સહન કરવાં પડે, પણ દેશને ઉગારવો જ જોઇએ. સમષ્ટિને ખાતર વ્યક્તિનો ભોગ આપવો એ તો એ પ્રજાનો જન્મજાત સ્વભાવ છે. આજે અંગ્રેજ પ્રજા કેટકેટલાં બંધનો અને કેટકેટલી અડચણો વેઠી રહી છે તેનો ખ્યાલ કરીએ તો આપણે છક થઈ જઇએ. અનાજ, માંસ–મચ્છી અને ખાંડનું તો રૅશનિંગ છે જ, પણ દૂધ, માખણ, ફળો, બળતણ, તેલ અને ચાદરનું પણ રૅશનિંગ; અને તે બધું મનુષ્યને જીવવા માટે જેટલું આવશ્યક હોય તેટલું જ અપાય છે. માખણની તંગીને કારણે માંસ, મચ્છી, ભાજી, ફળો, બટાટા સર્વ વસ્તુ બાફીને જ ખાવી પડતી હોવાથી ભોજનમાં વૈવિધ્ય નથી રહ્યું ખાંડ અને મરીમસાલાની અછતને લીધે લગભગ બેસ્વાદ ભોજન તેમને જમવું પડે છે. હલકી જાતના ઘઉં મળતા હોવાથી પાઉં તો આંખને ગમે નહિ તેવા ભૂખરા રંગનો અને પેટમાં ખૂંચે તેવો બને છે. બૉંબમારાથી પડી ગએલાં ઘરો સમારવા સામાન મળતો નથી શરીર લૂછવા રૂમાલ મળતા નથી અને ગાદી બનાવવા રૂ મળતું નથી ઘરની બારીઓને પરદા લટકાવવાનો ત્યાં ખાસ રિવાજ હોવા છતા ખુદ બકિંગહામ મહેલની કપલી બારીઓને પડદા નથી, તો પછી બીજાની તો વાત જ શી! કાપડની પણ ત્યાં એવી તંગી છે કે લંડનમાં એક કુટુંબમાં સ્ત્રીએ પોતાનો કોટ ને ફ્રૉક પોતાના મૃત પિતાના જૂના સૂટમાંથી સીવેલા ને જોડા પડોશી પાસેથી વેચાતા લીધેલા; પડોશીએ તે સ્વિટ્ઝર્લૅન્ડમાંથી 'સેકન્ડહૅન્ડ' ખરીદેલા. પુરુષે પોતાનો સૂટ ગુજરીમાંથી ઊતરી ગએલો ખરીદ્યો હતો ને પુત્રીએ પોતાનાં 'અંડરવેઅર' રંગબેરંગી કટકાઓમાંથી સીવેલાં. કાપડ ઈત્યાદિ દરરોજની જરૂરિયાતની વસ્તુની આવી અસહ્ય તંગી હોવા છતાં દેશમાં તૈયાર થતા માલનો મોટો ભાગ પરદેશ ચડાવવામાં આવે છે. પરિણામે લંગોટી જેવો પોષાક પહેરીને ખુલ્લે શરીરે કેટલાક લોકોને ભટકવાનો વારો આવ્યો છે. સાબુની તંગીને કારણે લૉંડ્રીની કંપનીઓ પખવાડિયાનો વાયદો કરતી હોવાથી લોકો પોતાનાં કપડાં પોતાને હાથે જ ધોઇ લે છે. ઑફિસમાં તનતોડ કામ કરીને આવેલો માણસ ઘેર આવતાં જ બાંયો ચડાવીને પોતાના ઘરની પાછળની વાડીમાં 'વધુ અનાજ ઉગાડો' એ નીતિને અનુસરીને બટાટા વગેરે શાકભાજીઓ વાવવાના કામમાં લાગી જાય છે. જે મજૂરોએ કામના કલાક ઓછા કરવા એક વખત મોટી લડતો કરેલી તે જ મજૂરો આજે દેશની કટોકટીની પળે સ્વખુશીથી વધારે કલાક કામ કરવા તૈયાર થયા છે. સરકારે બહારથી આવતા પદાર્થોની આયાત પર મોટો કાપ મૂક્યો છે. આ પદાર્થોમાં તમાકુ, સીનેમા ઇત્યાદિ લોકોની પ્રિય વસ્તુઓનો સમાવેશ થાય છે. જીવનને આવશ્યક દરેકેદરેક બાબતમાં તંગી ભોગવતી પ્રજાનું આ ચિત્ર છે. પણ બહાદુર અંગ્રેજ પ્રજા નાખુશીનો એક હરફ પણ ઉચ્ચાર્યા સિવાય આ બધી અડચણો આનંદથી સહન કરી રહી છે.

મનુષ્યપ્રયત્નની પરાકાષ્ઠા કરીને પણ ઇંગ્લંડ આજે આ ગંભીર કટોકટીમાંથી સફળતાથી બહાર નીકળવા કૃતનિશ્ચય બન્યું છે. આજે ત્યાંની સમગ્ર પ્રજાનું એક જ સૂત્ર છે: We work or we want. અને બધી વસ્તુઓની તંગી થવા છતાં જ્યાંસુધી ત્યાંની પ્રજામાં ધીરજની તંગી નથી પડી ત્યાંસુધી તે આ કટોકટીમાંથી સહજ રીતે પાર પડશે જ. આપણે ત્યાં પણ પરિસ્થિતિ કંઇ બહુ સારી નથી. આપણે એવા કૃતનિશ્ચય કેમ ન બનીએ?

# કસોટી

(૧) એક શેઠ પોતાના પુત્રની શાળામાં જઈ ચડ્યા અને પુત્રને કહ્યું, 'તારા વર્ગમાં જેટલા છોકરાઓ હશે તેટલાં પતાસાં હું દરેકને આપીશ.' જો વર્ગમાં ત્રણ છોકરાઓ વધારે હોત તો શેઠને ૧૨૬૬ પતાસાં વહેંચવા પડત. તો તે વર્ગમાં કેટલા વિદ્યાર્થીઓ હશે?

(૨) હાથમાં ખોબો ભરીને ચણા રાખીને મેં છોકરાઓને કહ્યું મારા હાથમાંના ચણાની સાચી સંખ્યા જે કહી આપશે તેને હું સારું ઇનામ આપીશ. ૬ જણાએ ખરા નબરની નજીકના આ પ્રમાણે જવાબો આપ્યા: ૩૫૦, ૩૩૬, ૩૩૦, ૩૫૩, ૩૪૦, ૩૪૭. આમાં એક જણની ૯ સંખ્યાથી ભૂલ હતી, બીજાની ૪, ત્રીજાની ૧૧, ચોથાની ૧૨, પાંચમાની ૬ અને છેલ્લો તો માત્ર ૧ સંખ્યાથી સાચી સંખ્યા ચૂકી ગયો. આ ઉપરથી તમે સાચી સંખ્યા શોધી શકશો?

(૩) નીચે હિંદુસ્તાનના જાણીતા સાહિત્યકારો તથા તેમની સાહિત્ય-સર્જનની ભાષાનાં નામો સેળભેળ આપ્યાં છે તેમાં કયા લેખકે કઈ ભાષામાં સાહિત્યસર્જન કર્યું છે તે તમે બતાવી શકશો?

| | |
|---|---|
| ૧ પ્રેમચંદ | (ક) પંજાબી |
| ૨ વલ્લાથોલ | (ખ) તામિલ |
| ૩ ઈકબાલ | (ગ) બંગાળી |
| ૪ કાલેલકર | (ઘ) મરાઠી |
| ૫ બંકિમચંદ્ર | (ચ) સિંધી |
| ૬ માલકાની | (છ) ગુજરાતી |
| ૭ ના સી ફડકે | (જ) ઉર્દૂ |
| ૮ સુબ્રહ્મણ્યભારતી | (ઝ) મલાયલમ્ |
| ૯ નાનક | (ટ) હિંદી |
| ૧૦ વિદ્યાપતિ | (ઠ) મૈથિલી |

(૪) આપણા ત્રણ જાણીતા ક્રિકેટરોનાં નામો આ નીચેના વાક્યમાં સંતાઈ ગયાં છે, શોધી શકશો?

આનુ નામુ મરેત કર ઘડ આકરીમાં

(૫) તમારા સામાન્ય જ્ઞાનને કસતા આ નીચેના પ્રશ્નોમાંથી કેટલાના જવાબો આપી શકશો? (ક) મહંમદ પયગંબર કયા પ્રદેશમાં જન્મ્યા હતા? (ખ) ઉંદર તરી શકે છે? (ગ) પનામાની નહેર દક્ષિણ અમેરિકાના કયા પ્રદેશને જોડે છે? (ઘ) ફાનસમાં દીવાની વાટ પહોંચી ન શકે એટલું પાસલેટ હોય અને પાસે બીજું પાસલેટ ન હોય તો દીવો બળતો રાખવા શું કરવું? (ચ) એકથી દસલાખ સુધીની પ્રત્યેક સંખ્યા બરાબર બોલતાં આશરે કેટલો વખત લાગે? (છ) એક મણ ભરેલું એક ગૂણિયું અને અધમણનાં બે ગૂણિયાં એમાં વહેલું કોણ પીગળી જશે? (જ) દિલ્હીથી લંડન સીધી લીટીમાં વિમાનમાં મુસાફરી કરીએ તો કયા કયા દેશો પરથી પસાર થવું પડે? (૬) આ મહાપુરુષોનાં મૃત્યુ કેવી રીતે થયાં? (૧) સૉક્રેટિસ (૨) સ્વામી શ્રદ્ધાનંદ (૩) તાત્યા ટોપે (૪) લાલા લજપતરાય (૫) લેન ઑફ આર્ક (૬) સ્વામી દયાનંદ (૭) નેલ્સન.

# આ સોડિયમ અને પોટાશિયમ બાઇક્રોમેટ

રોજિંદા જીવનમાં વિજ્ઞાન [૮]

—ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી. પીએચ. ડી.

આગાઉના લેખાંકોમાં સોડિયમ અને પોટાશિયમ ધાતુઓના કેટલાક ક્ષારો વિષે આપણે જાણ્યું. હવે તેમના એક અતિ મહત્ત્વના ક્ષાર 'બાઇક્રોમેટ વિષે જોઈએ.

પોટાશિયમ અને સોડિયમ બાઇક્રોમેટ (જેને ડાઇક્રોમેટ પણ કહેવામાં આવે છે)નો ઉપયોગ હુન્નર-ઉદ્યોગોમાં ખૂબ મોટા પ્રમાણમાં થાય છે. ચામડાં કેળવવામાં, લેમન ક્રોમ, ક્રોમ યલો, લેમન યલો ઇત્યાદિ રંગોની બનાવટમાં, તથા ક્રોમિયમના અન્ય ક્ષારોની બનાવટમાં તથા ફોટોગ્રાફીમાં છાપવાની કાર્બન ને ગમ-ડાઇક્રોમેટ રીતોમાં બાઇક્રોમેટ ખૂબ ઉપયોગી છે. પણ ઉપયોગી છે. ડાઇક્રોમેટ-બૅટરીમાં પણ સલ્ફ્યુરિક ઍસિડની સાથે તે કામમાં આવે છે. વળી જારણકર્તા (oxidising agent) હોઈને હોવાથી ક્ષારોનું જારણ કરવામાં રાસાયનિક પૃથક્કરણમાં વપરાય છે. કાપડને ખાખી રંગવામાં તથા છે. રંગ પાકો કરનાર દ્રવ્ય(mordant) તરીકે પણ તે ઉપયોગી છે બીરમય ક્રોમેટ કૅલીકો રંગવામાં વપરાય છે.

ડાઇક્રોમેટના આવા વિવિધ ઉપયોગો જોતાં તેની માગણી ખૂબ રહે છે. દર વર્ષે આપણા દેશમાં ૩ હજાર ટન બાઇક્રોમેટની પેદાશ થાય છે. મુંબઈ, કાનપુર અને મ્હૈસુરમાં તે બનાવવાના કારખાના છે. આ ઉપરાંત લગભગ એટલો જ માલ પરદેશમાંથી આયાત થાય છે. યુદ્ધ પૂર્વે તો બધો જ બાઇક્રોમેટ પરદેશથી આવતો. નવાઈની બીના છે કે તેની બનાવટ માટે જરૂરી બધી સામગ્રી દેશમાં સુલભ હોવા છતાં તે અહીં બનતો નહોતો. તેની બનાવટમાં આવશ્યક મુખ્ય કાચો પદાર્થ—ક્રોમાઈટ હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએથી પુષ્કળ પ્રમાણમાં નીકળે છે. તેમાં બલુચિસ્તાન અને મ્હૈસુરમાંથી નીકળતો ક્રોમાઈટ શ્રેષ્ઠ પ્રકારનો છે. હિંદનું આ કાચું ધન દર વર્ષે ૨૬-૨૮ હજાર ટનને હિસાબે પરદેશ ખાતે ચડતું, અને તેમાંથી તૈયાર થએલો બાઇક્રોમેટ હિંદમાં આવતો. એરીતે ૧૯૩૩-૩૬ સુધી દરવર્ષે પરદેશોમાંથી ૫૮૬૦ હંડ્રવેટ પોટાશિયમ બાઇક્રોમેટ અને ૧૮૫૦૦ હંડ્રવેટ સોડિયમ બાઇક્રોમેટ હિંદમાં આવતો હોવાના આંકડા છે.

પણ પછી આપણા દેશમાં બાઇક્રોમેટ બનાવવાનું શરૂ થયું. અનુભવે માલૂમ પડ્યું કે તેની બનાવટની ક્રિયામાં ક્યાંક ખામી રહેલી છે, કારણ ધારેલા પ્રમાણમાં માલની પેદાશ ઊતરતી નહોતી. આનું કારણ શોધવા સંશોધન હાથ ધરતાં જણાયું કે ભઠ્ઠીની રચનામાં જ ખામી રહેલી હતી. મુંબઈ સરકારના ઉદ્યોગ ખાતા તરફથી આ દિશામાં થએલું કાર્ય ઘણું ઉપયોગી નીવડ્યું છે. બાઇક્રોમેટના ઉદ્યોગની આજની સંતોષકારક પરિસ્થિતિ પણ તેને જ આભારી ગણાય. જો કે હજુ પણ આ ઉદ્યોગને ખીલવવાનો ઘણો અવકાશ છે.

બાઇક્રોમેટની બનાવટમાં નીચેના કાચા પદાર્થોની જરૂર પડે છે: (૧) ક્રોમાઈટ (૨) ચૂનો (૩) સોડા (૪) ગંધકનો તેજાબ અને (૫) પોટાશિયમ ક્લોરાઇડ. આ બધા જ પદાર્થો આપણા દેશમાં મળે છે. પરાવર્તન ભઠ્ઠી (Reverberatory furnace)માં ક્રોમાઈટ, સોડા ને ચૂનાનું મિશ્રણ (આધુનિક રીતમાં ૩૪૦ પૌંડ ક્રોમાઇટનો બારીક ભૂકો, ૨૭૦ પૌંડ સોડા તથા ૩૬૦ પૌંડ ચૂનાના મિશ્રણને ભઠ્ઠીમાં એકમ ચાર્જ-ઓરણ તરીકે લેવાય છે) ૧૦૫૦થી ૧૧૦૦ ડિગ્રી ગરમીએ તપાવવામાં આવે છે. આ દરમિયાન ભઠ્ઠીમાં હવા દાખલ કરવામાં આવે છે. આ ક્રિયામાં ચૂનો ભાગ લેતો નથી (જોકે થોડા ચૂનાનું કૅલ્શિયમ ક્રોમેટમાં પરિવર્તન થાય છે.) પણ સોડા અને ક્રોમાઈટના ઓગળતા જથ્થાને તે છિદ્રમય રાખે છે, જેથી અંદર હવા જઈ શકે અને પ્રક્રિયા બરાબર ચાલે. આ રીતે પ્રથમ સોડિયમ ક્રોમાઇટ તૈયાર થાય છે. આ પદાર્થને જુદો પાડવા ભઠ્ઠીમાંથી કાઢેલા ગરમ જથ્થાને પાણી સાથે મેળવવામાં આવે છે તેમાંથી શુદ્ધ સોડિયમ ક્રોમાઈટ પાણીમાં ઓગળી જાય છે અને બાકીની અશુદ્ધિઓ અદ્રાવ્ય હોઈ જુદી પડે છે.

ક્રોમાઈટનું આ દ્રાવણ પીળા રંગનું હોય છે અને તેમાં ગંધકનો તેજાબ નાખવાથી ક્રોમાઇટનું બાઇક્રોમેટ(યા ડાઇક્રોમેટ)માં પરિવર્તન થાય છે. એ દ્રાવણને પછી જરૂરિયાત મુજબ ઉકાળવાથી તેમાંથી સોડિયમ સલ્ફેટ જુદું પડી જાય છે અને બાકી રહેલા દ્રાવણને વિશેષ ઉકાળવાથી સોડિયમ બાઇક્રોમેટના રાતા સ્ફટિકો આવવા લાગે છે. તેને સેન્ટ્રીફ્યુગલ યંત્ર વડે પાણીમાંથી જુદા પાડવામાં આવે છે. આમ સોડિયમ બાઇક્રોમેટ પ્રથમ તૈયાર થાય છે. તેમાંથી પછી પોટાશિયમ બાઇક્રોમેટ બનાવવા તેને પોટાશિયમ ક્લોરાઈડના દ્રાવણ સાથે મેળવવામાં આવે છે. જેથી પોટાશિયમ બાઇક્રોમેટના ચકચકિત રાતા સ્ફટિકો તૈયાર થાય છે.

પોટાશિયમ બાઇક્રોમેટને ગંધકના તેજાબનાં પાતળા દ્રાવણ સાથે મેળવીને તેમાં ગંધકનો વાયુ (સલ્ફર ડાઈ-ઑક્સાઇડ) પસાર કરવાથી ક્રોમ ઍલમ—(ક્રોમ ફટકડી) બને છે. આ 'ક્રોમ ફટકડી' રંગવામાં, કૅલીકો (છીંટ) છાપવામાં અને ચામડાં કેળવવામાં વપરાય છે. પોટાશિયમ બાઇક્રોમેટના ગંધકના તેજાબવાળા દ્રાવણમાં હાઈડ્રોજન પેરૉક્સાઈડનું દ્રાવણ નાખવાથી વાદળી રંગ પેદા થાય છે. આ વાદળી રંગ અસ્થિર છે, પણ તેમાં ઈથર નાખવાથી તે રંગ ઈથરમાં મળી જાય છે. પાણીમાં દ્રાવ્ય બધા જ ક્રોમેટ ઝેરી છે.

## પોટાશિયમ પરમૅંગેનેટ

પોટાશિયમ પરમૅંગેનેટથી તો આપણામાંનાં ઘણાં પરિચિત હશે. કૂવાનું પાણી બગડ્યું હોય તે વખતે જંતુઓનો નાશ કરવા કૂવામાં નાખવામાં આવતો આ પદાર્થ, પાણીની 'ગુલાબી દવા' તરીકે જાણીતો છે.

રોજિંદા જીવનમાં ઘણો ઉપયોગી એવો આ ક્ષાર લોઢાના જેવા કાળા 'પાયરોલ્યુસાઈટ' નામના ખનીજ મૅંગેનીઝ ડાઇઑક્સાઈડમાંથી બનાવવામાં આવે છે. મૅંગેનીઝ ડાઇઑક્સાઈડ (પાઈરોલ્યુસાઈટ) ને કૉસ્ટિક સોડા યા પોટાશ સાથે મેળવીને હવા મળે એવી રીતે ગરમ કરવામાં આવે છે આથી બધું મિશ્રણ એકરસ થઈ લીલો પદાર્થ પેદા થાય છે, જેમાં મૅંગેનેઈટ સારા પ્રમાણમાં આવેલો હોય છે. આ પ્રક્રિયા જલદી પાર ઉતારવા ૨·૪ ભાગ કૉસ્ટિક અને ૧ ભાગ મૅંગેનીઝ ડાઇઑક્સાઈડના મિશ્રણમાં પોટાશિયમ ક્લોરેટ ઉમેરવામાં આવે છે. ક્લોરેટ આ ક્રિયામાં ઑક્સિજન પૂરો પાડે છે. તૈયાર થએલા લીલા પદાર્થને થોડા ઠંડા પાણી સાથે મેળવીને તૈયાર કરેલું દ્રાવણ હવાશૂન્ય વાસણમાં ઉકાળવાથી સોડિયમ યા પોટાશિયમ મૅંગેનેઇટના સ્ફટિકો જુદા પડે છે. ઉપરના દ્રાવણમાં જો ખૂબ પાણી ઉમેરવામાં આવે તો ગુલાબી રંગનું દ્રાવણ પેદા થાય છે. આ રંગ પરમૅંગેનેઈટની ઉત્પત્તિને લીધે થાય છે. ક્લોરિન પસાર કરવાથી આ

પરિવર્તન જલદી થાય છે. સોડિયમ પરમૅંગેનેઈટના સ્ફટિકો તૈયાર કરવાનું કામ મુશ્કેલીભર્યું છે. એટલે તેનું દ્રાવણ જ વપરાય છે. એ 'કૉન્ડીનો પ્રવાહી' કહેવાય છે. તે જંતુવિનાશક તરીકે ઉપયોગમાં આવે છે ને પોટાશિયમના ક્ષાર કરતાં સસ્તું હોવાથી વિશેષ વપરાય છે.

પોટાશિયમ પરમૅંગેનેઈટના સ્ફટિકો ઘેરાગુલાબી-રાતા-ચકચકિત લીલા ચળકાટવાળા હોય છે. તેને પાણીમાં ઓગાળવાથી ગુલાબી દ્રાવણ થાય છે. સ્ફટિકોને ગરમ કરવાથી તેમાંથી ઑક્સિજન છૂટે છે. ગંધક કે કોલસા સાથે મેળવીને ગરમ કરવાથી તે સળગી ઊઠે છે.

પોટાશિયમ પરમૅંગેનેઇટ જારણના કામ માટે ખૂબ ઉપયોગી છે. લાકડું સડતું અટકાવવા માટે તથા એ સડો ન પેસે એ માટે, રેસાઓનો રંગ કાઢવા માટે, જંતુવિનાશક દવા તરીકે તેમજ જારણનાં જુદાંજુદાં કાર્યો માટે તે ઉપયોગમાં લેવાય છે. ફળ તથા શાકભાજીને પરમૅંગેનેઈટના પાણીથી ધોવાથી ચેપી રોગો ફેલાવતાં જંતુઓ નીકળી જાય છે. રોગચાળાની મોસમમાં પીવાના પાણીમાં એક બે પરમૅંગેનેઈટના સ્ફટિક નાખવાથી પાણી પીવા માટે સહીસલામત બને છે. સર્પદંશમાં પણ તેનો ઉપયોગ થાય છે. દંખ ઉપર પરમૅંગેનેઇટની પાણીમાં લુગદી કરી મૂકવામાં આવે છે.

પરમૅંગેનેઈટની બનાવટમાં વપરાતું આ પાઇરોલ્યુસાઈટ (મૅંગેનીસ ડાઇઑક્સાઇડ) બીજા જુદાજુદા ઑક્સાઇડો સાથે કુદરતમાંથી મળી આવે છે. ઊંચી જાતના ખનીજમાં ૩૫ ટકા કે તેથી વધારે પ્રમાણમાં મૅંગેનીઝ હોય છે. આખી દુનિયાના દેશોને મૅંગેનીઝના આ ખનીજનો મોટો ભાગ હિંદુસ્તાન પૂરો પાડે છે. પણ આપણું આ કાચું ધન પરદેશ ખાતે જ ચડે છે અને તેમાંથી ઉપયોગી રસાયનો બનાવવા માટે આપણે કોઈ વ્યવસ્થિત પ્રયત્નો બહુ ઓછા કર્યા છે એ ખરેખર દેશની કમનસીબી છે. પાઇરોલ્યુસાઈટ એ ગ્રીક શબ્દ છેઃ તેનો અર્થ 'આગને ઓગાળનાં' એવો થાય છે. કાચની બનાવટમાં કાચને સફેદ બનાવવા-અશુદ્ધિઓને લીધે આવેલો રંગ કાઢી નાખવા આ ખનીજ ખાસ વપરાય છે. આ ઉપરાંત બીજા અનેક ઉપયોગોમા તે આવે છે. પહેલાં ક્લોરીનની બનાવટમાં પણ તે વપરાતુ. પણ વીજળી સસ્તી થયા પછી આ રીત પ્રચલિત રહી નથી. ડ્રાઈ સેલની બનાવટમાં તથા માટીના વાસણોને રંગ ચડાવવામાં પણ તે વપરાય છે. અળસીનું તેલ અને એવાં બીજાં તેલોમાં તે નાખવામાં આવે છે જેથી એ તેલો હવામાંથી ઑક્સિજન લઇને જલદી સુકાઈ જાય છે. વળી ગજવેલની બનાવટમાં તેની માગણી ખૂબ રહે છે. 'ફેરો-મૅંગેનીઝ' તરીકે જાણીતી લોહ અને મૅંગેનીઝની મિશ્ર ધાતુ તેમાંથી ખૂબ બનાવાય છે, એ ઉલ્લેખ અત્રે અસ્થાને નહિ ગણાય. ગુજરાતમાં પાઇરોલ્યુસાઇટ ખનીજ શિવરાજપુરની ખાણોમાંથી કાઢવામાં આવે છે. આ બધો માલ મોટે ભાગે પરદેશ ખાતે ચડે છે. ગુજરાતના ઔદ્યોગિક વિકાસમાં આવા ઉદ્યોગોની ખીલવણીને ખૂબ અવકાશ છે.



# તમે પોતે

જીવન-સંગ્રામમાં ટકવા તથા સફળ થવા માટે આગ્રહી—ટેકીલા સ્વભાવની જેટલી જરૂર છે તેટલી બીજા કશાની નથી. ઘણા લોકો સારાસારનો વિવેક કર્યા વિના ખોટી બાબતમાં જડ આગ્રહ રાખી બેસે છે તે જોકે ઇચ્છવા જોગ નથી; પણ આજના જમાનામાં તો સારી બાબતમાં પણ આગ્રહ કે માનસિક નિશ્ચલ નિયમ રાખતા માણસો બહુ જવલ્લે જ જોવામાં આવે છે. તમારા પોતામાં આ સદ્‌ગુણનો અંગાર કેટલો છે તે નીચેના પ્રશ્નોના તમે કેટલા સાચા જવાબો આપો છો તે પરથી જણાશે.

૧ કોઈપણ નાનું કે મોટું કાર્ય તમારે કરવાનું હોય તો શક્ય હોય ત્યાં સુધી બીજાની મદદ ન લેતાં તમે જાતે જ તે કરવાની ધગશ રાખો છો ?

૨ ભવિષ્યમાં તમારે શું થવું છે અથવા કયા હોદ્દા પર પહોંચવું છે તે અત્યારથી જ નક્કી કરી, આભ ફાટે તો પણ તમારા તે ધ્યેયને ન છોડવાની તમારી તૈયારી છે?

૩ કોઈ એક કાર્ય હાથમા લીધા પછી તે પૂરું કરીને જ બીજું કાર્ય લેવું, એવો નિયમ તમે રાખો છો ?

૪ આવતી કાલનો કાર્યક્રમ આગલા દિવસે નક્કી કરી રાખી બીજે દિવસે તે કાર્યક્રમમા જરા પણ ફેરફાર ન કરતાં તેને બરાબર પાર પાડો છો ?

૫ તમારા કોઈ કાર્યની બીજાઓ ટીકા તથા નિંદા કરે તો તેથી દબાઈ ન જતાં કે નિરુત્સાહી ન બનતા નિશ્ચલતા અને વિવેકથી તમારા કાર્યનું સમર્થન કરો છો?

૬ નોકરી તથા શાળા-કૉલેજમાં વખતસર પહોંચવું, સભા-સંમેલનોમાં નિયત સમયે હાજર થવું તથા આવેલા પત્રોના જવાબો તરત આપવા—એવી નાની બાબતોમાં તમે ખાસ આગ્રહ રાખો છો?

૭ રમત ગમતની અથવા બીજી કોઈ હરીફાઈમાં તમને જીતવાની આશા ઘણી ઓછી રહે એવો તમારા કરતાં ચડિયાતો હરીફ તમારી સામે આવે એવું આપમેળે તમે પસંદ કરો ખરા ?

૮ તમે કોઈ નવો અભ્યાસ અગર શોખ શરૂ કર્યા પછી તે કાર્ય જરા અઘરું લાગતાં તરત છોડી દઇ બીજું સહેલું કાર્ય સ્વીકારવા દોડી જાઓ છો ?

૯ કોઈ અટપટું અગર ભારે કામ તમારે માથે આવી પડે તો તેને શક્ય તેટલું દૂરના સમય પર મુલતવી રાખો છો ?

૧૦ તમે કોઈ નિયમ અગર વ્રત લીધાં પછી લાલચ, મોહ અગર મિત્રોના આગ્રહને વશ થઇ તે નિયમ કે વ્રત તમે તોડ્યાં છે ખરાં ?

ઉપરના પ્રશ્નોના સાચા જવાબો (૧થી૭)માટે 'હા' અને (૮થી ૧૦) માટે 'ના' છે આ દસ પ્રશ્નો પૈકી જો તમે ૮ અગર તેથી વધારે જવાબો સાચા આપ્યા હોય તો તમારામાં આ સદ્‌ગુણ ઘણા સારા પ્રમાણમાં છે; જો તમારા ૫ થી ૭ જવાબો સાચા હોય તો તે ગુણ ઠીકઠીક પ્રમાણમાં તમારામાં રહેલો છે, પણ તેને વિકસાવવાની જરૂર છે; પણ જો ૫ થી ઓછા જવાબો તમારા સાચા પડે તો પછી તમારું ભવિષ્ય ઊજળું નથી; અને એ રાહ પર તમારે એ સદ્‌ગુણ ખીલવવા કૃતનિશ્ચય થવું જોઈએ.

# Our Friends Abroad



## એક સ્ત્રીનામધારી ભાઈનો એકરાર

'કુમાર'ના જુલાઈ માસના અંકમાં 'નિર્મળા ઘેલાણી એ વ્યક્તિ એક ભાઈ છે' એવી એક ભાઈએ મોકલેલી વિશ્વસનીય હકીકત અમે પ્રગટ કરી હતી. તે પરથી અમે તે બાબત તે અટકવાળા તે નામના ભાઈ શાન્તિલાલ આ. ઘેલાણીને પુછાવતાં તેમના તરફથી એકરારનો એક લાંબો પત્ર આવ્યો છે, જેમાંનો પ્રસ્તુત ભાગ તેમની ઇચ્છા અનુસાર પ્રસિદ્ધ કરીએ છીએ:

'...નિર્મળા ઘેલાણીને નામે પત્રવ્યવહાર કરનાર હું પોતે જ... ...એક વખત મારા મિત્ર...પાસેથી 'કુમાર'ની જૂની ફાઈલ મળી... આ સાહિત્ય એક...મિત્રને બતાવ્યું...પ્રથમ તેઓએ પોતાનું નામ પ્રકાશિત કરાવ્યું. ચારપાંચ પત્રો આવ્યા. તે વખતે 'કુમાર'માં ઘણાં થોડાં નામો પ્રકાશિત થતાં હતાં. તેમાંના ઘણાને હું પત્ર લખતો. તેનો જવાબ મને શાયદ જ મળતો... બાદ મેં મારું નામ પત્રમિત્રતાની ચાહ માટે મોકલ્યું... તેવામાં મારી પાસે હિન્દીનું 'સરિતા' તથા.. કુમાર... એકાએક સાથે આવ્યાં, જેમાં કુમારીઓના નામોમાં ફક્ત સ્ત્રીવર્ગ સાથે જ પત્રમિત્રતા કરવા ઇચ્છે છે તેવું કાઉસમાં લખવામાં આવ્યું હતું. આ માટે મેં ઘણો વિચાર કર્યો. ઘણી બહેનોને તો મેં જવાબી કવર લખીને આનો જવાબ મંગાવ્યો. પણ નિરાશા થઈ... મને સ્ત્રી-પત્રમિત્રોની કમી ખટકવા લાગી. અને મિત્રોના કહેવાથી ... મેં મારી નાની બહેનનું નામ નિર્મળા ઘેલાણી પ્રકાશિત કરાવ્યું ... ભલે મને અપરાધી ગણો ... પણ એવું નહિ બોલું...પાછળથી ...વડોદરાવાળા ભાઈના પત્રે તથા બીજા સુજ્ઞનોના પત્રે મારા મન ઉપર ગહરી છાપ પાડી અને તે માટે હું વ્યાકુળ થઈ ગયો... આ વાત હું વધારે ન ચલાવી શક્યો ..અને...તમોને પણ ન લખી શક્યો ..

અત્યારે તો હું પોતાને પૂર્ણ દોષી માનું છું. પણ તે માટે હું બીજું કરી પણ શું શકું? આપ કોઈ દંડ દેશો તો જરૂર સ્વીકારીશ.

મારી પ્રાર્થના છે કે આપ આ પત્રનો થોડો સારાંશ 'કુમાર'માં પ્રકાશિત કરી ... કુમાર-કુમારીઓ પાસે મારી માફીની યાચના પહોંચાડશો. બીજું તો શું લખું?'

આ ભાઈના નિખાલસ એકરાર માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. પણ આ મનોવૃત્તિ આપણી ઊગતી પ્રજાના એક વિશિષ્ટવર્ગની મનોવૃત્તિના પ્રતીકરૂપ છે એ બાબત માટે અમને ગ્લાનિ થયા વિના રહેતી નથી. સ્ત્રી-પત્રમિત્રોના પત્રો આપમેળે આવે તો ભલે, પણ એવા જ પત્રો ખાસ મેળવવાની 'લાલસા' શા માટે થવી જોઈએ તે અમે સમજી શકતા નથી; અને પોતાની એ લાલસા સંતોષવા, ભલે પોતાની બહેનનું જ, પણ છોકરીનું નામ ધારણ કરવું એ મનોદશા હરગીઝ તંદુરસ્ત નથી. સ્વતંત્ર ભારતનો નાગરિક તો પરિશુદ્ધ, સ્વસ્થ અને બળવાન માનસવાળો બને એ 'કુમાર'ની ભાવના છે.

## પરદેશનાં પત્રમિત્રોનાં સરનામાં

નીચેનાં સરનામે પત્રવ્યવહાર કરતી વખતે, તે તે સરનામાં પૂરાં પાડનાર વ્યક્તિઓ તરીકે જેમનાં નામ આપ્યાં છે તેમનો ઉલ્લેખ કરવો.

(1) Dagmar Veskenovo, Prague XV, Premyslova e577/3 Czechoslovakia; પત્રવ્યવહાર ફ્રેન્ચ ભાષામાં (ઉલ્લેખ: શશીકાન્ત રસાણીઆ.); (2) Arthur Distelano, 47 tower Road, Sbiemma, Malta—15, Stamp collecting; (ઉ: વસંતકુમાર જસાણી); (3) Miss Alison Shaw, 10 Elm Avanue, Forest Gate, Blackpool, England—Age: 21; (4) Miss Mariam Houlding, Abingdon, Holmfield Road, Blackpool, N.S., England. *Age*: 26; (ઉલ્લેખ ઇન્દુકુમાર જસાણી).

## આસ્ટ્રેલિયાનાં વધુ સરનામાં

(1) Kathleen Newell, P.O. Box 257, Swan Hill, *Victoria, Australia*—*Age*: 13, *Interest*: correspondence sports; (2) Janice Woodland, 22 Macalister street, Sale, Victoria, Australia—14, Stamps, sports, films, photography; (3) Mairie Murdoch, 66 Sydney Street, Invercargill, South Island, New zealand—17; (4) Torna Howell, 3 Murringo Street, Young, New South Wales, Australia—14, Films; (5) Margaret Homes 43 Lyttleton Street, East Launceston, Tasmania, Australia—14, (6) Dorothy Goodall, 159 Nelson crescent, Napier, Hawkes Bay, North Island, New zealand; (7) *Helen Lambert, 25 stanley Street.* Black Rack, S. 9., Melbourne, Victoria, Australia—15, Sports; (8) Kon Aorons, 24 Brooklyn, South caulfield, S.E. 8, Melbourne, Victoria, Australia—15, Stamps, sports, Photography, Chemistry; (9) Miss Merania Lewis, Beach Road, Kuku Ohau, North Island, New zealand—16; (10) Betty Morgan, Lipson Road, Tumby Bay, South *Australia*, Australia—15, Stamps; (11) Eva Pascoe, 'Girton', Bendigo, Victória, Australia—15, Stamps, sports, (12) Margaret Taylor, C/o Ozone Theatre, Victor Harbour, South Australia, Australia—20. (ઉલ્લેખ: હરસુખ મોદી)

## નવા હિંદી પત્રમિત્રો

(૪૦૫) પ્રફુલ્લચંદ્ર એસ. અનંતાણિ, ઠે. આઈ. સી. સ્કૂલ, પો. દમુંઅ, દાર-એ-સલામ (બી. ઈ. આફ્રિકા)—૧૫, ટિકિટસંગ્રહ, ચિત્રસંગ્રહ; (૪૦૬) પ્રહલાદ હ. પટેલ, ગોયા ફળીઆ, વિરમગામ—૨૩, ટિકિટ સિક્કા-સંગ્રહ, ફોટોગ્રાફી; (૪૦૭) દિલીપકુમાર બી. પાધ્યા, નાનાભાઈ રોડ, અમર નિવાસ, બ્લૉક નં ૯, રૂસ્તમ ગાળ, સુરત—૧૮, ફોટોગ્રાફી; (૪૦૮) હૃદય દીનુભાઈ મહેતા, ૧૭૩૭, દેસાઈની પોળ, ખાડિયા, અમદાવાદ—૧૫. ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ; (૪૦૯) વિનોદરાય ધીરજલાલ રાવળ, ઠે. શિવશંકર ઓધવજી રાવળ, ગનહરે પ્લૉટ, શેર નં. ૬, રાજકોટ—૧૬, ટિકિટ-સંગ્રહ, પક્ષીચિત્ર-સંગ્રહ; (૪૧૦) કિશોર મહેતા, ઠે. યુનાઈટેડ ટ્રેડિંગ કંપની, ૧૬૭ જૂની ચાઈના બજાર સ્ટ્રીટ, કલકત્તા-૧—૨૧, જીવનપ્રસંગોનો સંગ્રહ; (૪૧૧) રતિલાલ બહેચરદાસ ઠક્કર, ગઢવી વાસ, પોસ્ટ પાસે, બાવળા—ચિત્રકળા, સિનેમા; (૪૧૨) અંબાલાલ ત્રિભોવનદાસ પટેલ, ઠે. પટેલ બ્રધર્સ ઍન્ડ કો., પરબડી સામે, વરણામા (વડોદરા રાજ્ય)—૧૭, વ્યાયામ, સંશોધન; (૪૧૩) કિશોર ચંદ્રકાન્ત ભાનગર, ખત્રીવાડ, વલસાડ—ચિત્રકળા, વ્યાયામ; (૪૧૪) ધીરજલાલ ગજ્જર, ૧૨૯, ગતાર પાખડી રોડ, મુંબાઈ-૧૦—૧૬, (અનુ૦ પાછલા પૃષ્ઠ સામે)

# બહારવટાને પંથે

[૨] ક્રાન્તિકારી દળ સાથેનાં જીવન-સંસ્મરણો આલેખતી આપકથા

લેખક
જીવરામ જોષી

ક્રાન્તિકારી બની મા ભારતીનો મુક્તિસંગ્રામ લડવાની હામ જાગી. ગુજરાતમાં એવું નાગચિહ્ન મળે નહિ; કશી શકયતા નહિ; પણ લાગ્યો જ રહ્યો અને અંતે ક્રાંતિકારી બનીને રહ્યો. દુઃખો તો અનેક સહવાં પડ્યાં. વ્યવહાર રીતે જેને જીવન કહીએ એવી કશી પ્રાપ્તિ ન થઇ. પણ આજે એ પ્રસંગો સંભારું છું તો મહાન ઐશ્વર્યથી કે સાધનોથી જે સુખ કે સંતોષ ન સાંપડે તે એ જીવનની ભીષણતામાંથી મને સાંપડ્યું છે. વીત્યા દિવસો સંભારું છું અને આત્મા પ્રસન્ન થઇ ઊઠે છે. નિષ્કામ કર્મનો એ આનંદ સકામી નથી પામતો.

મારાં ફોઇને ત્યાં કશોક પ્રસંગ આવ્યો. ત્રણેક ગાઉ દૂર ગામ. પિતાજી સાથે હું પણ ગયો. બીજા પણ ઘણા યે મહેમાન આવેલા. સાંજે જમી પરવારીને સૌ બેઠા છે. વિશાળ આંગણામાં ખાટલા ઢળાયા છે. સૌ ગપ્પાં હાંકી રહ્યા છે. ત્યાં એ ગામના એક લુહાણા વેપારીભાઇ હાંફળાફાંફળા આવી પહોંચ્યા: 'કયાં ગયા ઓધડકાકા ?'

'કેમ ભાઈ, શું છે ?' કહેતા મારા ફૂવા આવ્યા.

પેલાએ કહ્યું: 'તમે અત્યારે ને અત્યારે બળધોઇ નાસો.' ત્યાંથી થોડે દૂર બળધોઇ નામે એક ગામ હતું.

'કાં ?' ફૂવાએ પૂછ્યું.

'કાં શું ? જઇને સાઢિયો લઈ આવો.'

'પણ કંઈ કારણ ?'

'કારણ ને બારણ. આ હું આટકોટથી ચાલ્યો આવું છું. ફલાણા શેઠ અમદાવાદથી ભાગીને માંડમાંડ આવ્યા છે. કહે છે કે અમદાવાદમાં ભારે ધીંગાણું ચાલે છે. શેરીએશેરીએ ગોરા ખડા થઇ ગયા છે. જે કોઇ ઘર બહાર નીકળે તેને ગોળીએ દઈ દે છે.' આ સાંભળતા જ બધા હોકા જેવાં મોં કરી એ ભાઇ સામે જોઇ રહ્યા. મારી ફોઈના એક દીકરા અમદાવાદ નોકરી કરતા. વય નાનું. લાડકવાયા દીકરા તેમને લેવા જવાની એ વાત થઈ હતી.

જલિયાંવાલાના હત્યાકાંડ પછી ગાંધીજી રાજકારણમાં આવ્યા અને અંગ્રેજો તથા અંગ્રેજી રાજ્ય વિરુદ્ધ લોકોનો પ્રકોપ ફાટી નીકળ્યો. તે વેળા, ઈ. ૧૯૧૯માં, અમદાવાદમાં નાના બળવા જેવું બની ગએલું. એ પ્રસંગની એ વાત હતી.

તો હવે શું કરવું? ગોરાનો પહેરો બેસી ગયો છે. દેખે તેને મારે છે.

'એમ કરો. કાલે ગાડીમાં બેસી જાઓ.' કોઇએ કહ્યું.

લુહાણા ભાઇ કહે: 'અત્તારી! ગાડીમાં બેસાતું હોત તો અમે સાઢિયો લાવવાનું શા માટે કહેત? ગાડીના પાટા ઉખેડી નાખ્યા છે.'

'તો ભાઈ આપણાથી યે ગામમાં શેં જવાશે?'

'જવાય જવાય. ગોરા કાંઇ સાવ બોઠ ન હોય! સમજે ને, કે આ બહારગામથી આવે છે!'...

બીજાએ કહ્યું: 'હા હા, કહેવું કે ભઈ, અમે જામણાપુની રૈયત છીએ. છોકરાને લેવા આવ્યા છીએ.'

આવી ગાંડીઘેલી વાતો થતી રહી. મને રસ પડ્યો કેવળ ત્રણ શબ્દોમાં: ગાંધી મહારાજ, ગોરા અને ધીંગાણું.

એક ગોરાના તો, કહે છે, કે રાઈ રાઈ જેવડા ટુકડા કરીને પારણામાં વેરી દીધા. એકને હાથો ને ઊભો સળગાવી દીધો. આવી કેટલી યે વાતો આટકોટના નાસી આવેલા શેઠ પાસેથી સાંભળેલી. લુહાણાભાઈ કહેતા રહ્યા. મને ઊંઘ આવી ત્યાં સુધી એ ચર્ચા થતી રહી.

અહીંથી મને અનુસંધાન મળ્યું કે ગાંધીજી નામના કોઈ માણસે અંગ્રેજો સામે બંડ જગાવ્યું છે. કેંક ફિરંગીઓ જાગી ને ભાગી ગયાં. ક્યાં હશે એ ગાંધીજી! હા, અમદાવાદ જ હશે. ત્યાં જવાય? જવાય તો મઝા પડે. આમ વિચારી કલ્પનાતરંગમાં ડૂબી જતો.

ઘેર આવ્યા પછી ઘણા દિવસો સુધી અમદાવાદના હુલ્લડના અને ગાંધીજી શું કરે છે તેના સમાચાર જાણવા તલસતો રહ્યો, પણ કંઇ જ જાણી શક્યો નહિ. ગામમાં કોઈ નવું માણસ આવે તો તેની પાસે જાઉં. ગાંધીજીની કંઇ વાત કહે છે?

કેટલાક દિવસો વીત્યા અને ગામના પોલીસ પટેલની બદલી થઈ. તેને બદલે એક દક્ષિણી બ્રાહ્મણ ગૃહસ્થ આવ્યા. તેમના કુટુંબમાં મારા જેવડા બે છોકરાઓ પણ હતા. તરત જ ભાઈબંધી થઇ. આ દક્ષિણી કુટુંબની સુઘડતા અને ધાર્મિકતા મને ઘણાં ગમ્યાં. આખો દિવસ ત્યાં જ રમ્યા કરું. સૌ એ પોલીસ પટેલને 'દાદા' કહેતા.

એક દિવસ ટપાલીએ આવીને દાદાના હાથમાં કંઈક આપ્યું. એ કાગળ નહોતો, ચોપડીનું પડીકું પણ નહોતું. દાદાએ આનંદથી તે ખોલ્યું. એ હતું પૂનાનું 'કેસરી' પત્ર. 'છાપું' શબ્દ મેં પહેલવહેલો ત્યારે સાંભળ્યો અને છાપું પણ પહેલું ત્યારે જ જોયું.

દાદાએ છાપું વાંચીને પહેલા જ સમાચાર એ દીધા કે ગાંધીજીને છ સાલની સજા થઈ છે. પછી તો એમણે તિલક મહારાજ અને ગાંધીજી વિષે ઘણી વાતો કહી. હું તો ખાવાનું ય ભૂલી ગયો. દાદાને ગાંધીજી વિષે કાલુંઘેલું પૂછતો રહ્યો. હવે નિશ્ચય કર્યો કે ગમે તેમ પણ અમદાવાદ જવું અને ગાંધીજીની સેનામાં ભળી જવું.

એ ગાંધીસેનામાં હું ભળ્યો હોઈશ ત્યારે કેવી મઝા આવશે!

સ્વભાવે એકાંતપ્રિય. જાણે કે ભવિષ્યના પ્રસંગો પચાવવા માટે પ્રકૃતિએ જ એ ગુણ આપી રાખ્યો હશે. સૈનિક બનવાને તરંગે ચઢ્યું એટલે મનને ચેન પડે નહિ. દૂર મહાદેવને મંદિરે ચાલ્યો જાઉં. વા સાથે વાતો કરું. કલ્પનાનું સૈનિકજીવન જીવી રહું.

એક જ ધૂન સવાર થઇ: અમદાવાદ પહોંચવું. તે ય અતિ કઠિન બન્યું. દૂરદૂર અમદાવાદ. ચાલીને પહોંચાય નહિ. સ્ટેશન પાંચેક ગાઉ દૂર. ત્યાં તો જાઉં. પણ ગાડીમાં બેસીને જવાનું ભાડું? એ વેળા એક પૈસાનો સ્પર્શ સાંપડે તો મહાલક્ષ્મી મળ્યાનો આનંદ થતો. ત્યાં ચારપાંચ રૂપિયા કયાંથી મળે?

મારા મોટા ભાઈ અમદાવાદ હતા. પિતાજીને કૈલાસવાસી થયાને બએક વર્ષો વીતેલાં. બોળાં બાને સમજાવ્યાં કે હું ભાઈને ત્યાં અમદાવાદ જાઉં. બાએ ના કહી. મેં હઠ લીધી, ભાડું નહિ આપો તો ચાલીને જઈશ. માતાનું હૃદય પીગળ્યું. દીકરો ચાલીને જો જવા માંડે તો? ઓહો! કેવો દુઃખી થાય! બાએ ભાડા જેટલા પૈસા મને આપ્યા.

બાળક હો, વૃદ્ધ હો, પશુ હો કે ગાંડો કહેવાતો માનવી હો; એને ઇચ્છિત મળે છે ત્યારે એનું અંતર આનંદવિભોર બને છે. અને તેમાં યે કશા સ્વાર્થ વિનાના ધ્યેયને પહોંચી વળવા માર્ગ કે સાધન મળે છે ત્યારે તો એ સાધકની પ્રસન્નતા દેખી હોય છે. કોક આપણામાં યે 'કોઈના માટે, પરાયાંના સુખ માટે' પોતે દુઃખ વેઠીને પણ કંઈક કરી શક્યો એવું લાગે છે ત્યારે એ કર્મયોગી મૂક પ્રસન્નતામાં

પીગળી જાય છે. એ પળ એને માટે ધન્ય હોય છે.

શો આનંદ! શી તાલાવેલી! નાચનો કૂદનો સ્ટેશને પહોંચ્યો અકસ્માત એક સાથ મળી ગયો. આગગાડીની મોજભરી યાત્રા કરતો અમદાવાદ પહોંચ્યો.

પ્યારું ગામ આજે છોડયું, પ્રિય ગ્રામજીવન છોડયું. કોણ જાણી શકે એમ હતું કે એ સદાને માટે છૂટી રહ્યું છે? ભોળાં બાને એકલાં મૂકી ચાલ્યો જાઉં છું. વર્ષો પછી આંસુ ગળતી છબી કોઈની પાસે લખાવી દેઠ કાશીએ, કોઇ સંદેશો મોકલે છે: 'તારી બા રોયા કરે છે. એકવાર આવી જા, એમ દીકરાને કહેજે.' હું કાગળ લખાવું છું: 'ગ-ની પણ ગા બારતમાનાં આંસુ લૂછવા દીકરો ગયો છે એમ બાને કહેજે.'

બાના પ્રેમભાવની કેવી કઠોર અવગણના! જેને એક પત્ર લખીને ય માડીના હૈયાને સંતોષ્યું નહિ.

આ વર્તનનું કોઈ મૂલ્ય કરી શકે? કેવી ભૂલ હશે? કેવી નિષ્ઠા હશે? ત્યારે મા ભારતીના સ્વાધીનતાસંગ્રામની ધૂન લોહીના કણે-કણમાં વહી રહી હતી. અરે, આત્મા એથી રંગાઈ ગયો હતો!

આનાં બીજ લઇને હું અમદાવાદ પહોંચ્યો.

# અનિષ્ટ

લેખક: નરસિંહભાઈ પટેલ

ચિત્રકાર: શ્રી નંદલાલ વસુ




'ડમ ડમ ડમાક!...ડમ ડમાક!' મદારીનું ડમરું સંભળાયું અને હું પૂરું ખાધા વિના જ દોડયો. રામુના ઘર સામે લોકોનું ટોળું જામ્યું હતું. મદારી કાળા ખડક જેવા રીંછને નચાવતો હતો. મારી જાદુભરી ઝોળી પડી હતી. મદારીએ વિકરાળ રીંછ પાસે મારા જેવાં નાના બાળકોને સલામ ભરાવી. દંડબેઠક કરાવ્યાં અને ગુલાંટ ખવડાવી; પછી તેને મદારણને સોંપી થોડા જાદુના પ્રયોગો કર્યા. લોકોએ એની ઝોળીમાં જુવાર ને આના નાખ્યા; તે લઈ એ જતો રહ્યો. આ બનાવે મારી કલ્પનાશક્તિને એટલી બધી ઉશ્કેરી મૂકી કે તે રાતે ઊંઘમાં ખૂબ ખલેલ પહોંચી.

હું મદારીનો ખેલ જોયા કરતો હતો. પણ એક ક્ષણમાં, ન સમજાય એ રીતે હું મદારી બની ગયો. હાથમાંનું ડુગડુગિયું ખૂબ જોરથી વગાડતો હતો ને સામે રીંછ ડમરાના ભયજનક તાલ પ્રમાણે નાચતું હતું. નાચવામાં એ એટલું તો મશગુલ હતું કે એની વિકરાળતા એ તદ્દન વીસરી ગયું. નાચમાં જાણે એને પોતાને જ આનંદ આવતો હતો.

ડાકલું વાગતું બંધ પડયું એટલે કોઈ અણજાણ કઠોરતાએ મારી નસોને ખિજાવવા માંડી. ચામડી ખરબચડી થતી ગઈ. મારે આખે શરીરે મેં લાંબા કાળા વાળ ઊગતા જોયા. નખો વધી અણીદાર બનવા લાગ્યા. મોંમાં જડબાં માતાં ન હતાં અને મારી ઈચ્છા છતાં દાંત કચકચાવતા અટકી શક્યો નહિ. હું ગભરાયો. બોલવા ગયો પણ ગળામાંથી ઘુરકાટ જ બહાર નીકળ્યો! કાન મોટા થયા, પૂંછડી ઊગી અને ચારે પગે ચાલવા લાગ્યો. અંતરમાં ઊઠેલી પિશાચી વૃત્તિએ મારા આખા દેહનું રૂપ બદલી નાખ્યું. હું તો છેક બેબાકળો બની ગયો. શું હું રીંછ થઇ ગયો હતો? એ મારે માટે અસહ્ય હતું. મનુષ્ય રહેવાના છેલ્લા ધમપછાડામાં મને નિરાશા જ સાંપડી.

લાગણીની મૃદુતા કઠોર બનતી ચાલી અને મન જોતજોતાંમાં ઘાતકી બની ગયું. જે જોઉં તેને ફાડી ખાવાની ભૂખ જાગી. પાસે બેઠેલાં છોકરાં પર હું તૂટી પડયો અને નહોર વડે તેમને ચીરવા મંડયો. સામે મદારી બાઘા જેવો બેઠો હતો. તેના હાથમાં ડમરું નહોતું જણાતું, એટલે તેના પર તરાપ મારી. બીચારો મદારી મારા ક્રૂર પંજા નીચે તરફડવા લાગ્યો. તેની દયાજનક ચીસ સાંભળવામાં મને મઝા પડી.

'ડમાક્... ડમ ડમ... ડમાક્!' અચાનક ક્યાંકથી ડમરું વાગી ઊઠયું. મારો ઘુરકાટ ધીમે ધીમે ઊતરવા લાગ્યો. હું નાચવા મંડયો. જેમ જેમ ડમરું વાગતું ગયું, તેમ તેમ મારો અસલ સ્વભાવ આવતો ગયો. મોં, કાન, નખ વગેરે નાનાં થતાં ચાલ્યાં. વાળ પણ ખરવા માંડયા. હૃદયની લાગણીહીનતા ખરી. હું રીંછ મટી ગયો.

અને જોતાં જણાયું કે મારા જ હાથમાં પેલું ડાકલું હતું. હું જ મદારી હતો!

માનસિક શ્રમ બહુ લાગ્યો હતો એટલે મેં લાંબો શ્વાસ ખેંચ્યો, અને તેની સાથે જ મારું સ્વપ્ન ભાંગ્યું.

ત્યારપછી હું સંતોષથી ધમપછાડ ઊંઘ્યો.

[થોડા સમયમાં પ્રકટ થનાર 'વીસ સ્વપ્નકથાઓ' પૈકીની એક]

## હવે

આપણે ભવિષ્યના સંગ્રામની તૈયારીઓ કરવાની છે. આપણી લાંબી સફર તો હજુ હવે શરૂ થાય છે. પારકાઓની સાથે લડવું સહેલું હોય છે પણ પોતાની જ અશક્તિઓ સામે લડવું એ ઘણું મુશ્કેલ કાર્ય છે.... સમસ્ત દેશને આપણા રંગે આપણે રંગી દેવો છે, પણ હજુ તો આપણાં કુટુંબીઓને પણ રંગી શક્યા નથી. આપણે પાછલાં વર્ષોની કડવી સ્મૃતિઓ ભૂલી જઇએ અને ભારતને સુદૃઢ, સંપન્ન અને સુખી બનાવવાના કાર્યમાં લાગી જઇએ. આપણી સ્વતંત્રતાને સ્થાયી બનાવવા માટે આપણે અત્યંત પરિશ્રમ કરવો પડશે. આપણા ઉદ્યોગધંધાઓ વધારવા પડશે, એક મોટું બળવાન સૈન્ય ઊભું કરવું પડશે—એ પ્રત્યેક દેશભક્તે ધ્યાનમાં રાખવું જોઈએ. —સરદાર વલ્લભભાઈ પટેલ

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૧૪]

## અભિનય

### આંગિકાભિનય-૨

લેખક · યોગેન્દ્ર પ્રિયદર્શી

ઉપાંગોના વિવિધ ચલનો આપણે ગયા અંકમાં જોયાં. હવે મસ્તક વગેરે અંગોનાં કર્મો જોઇએ:

**મસ્તક:** મસ્તકના જુદાંજુદાં તેર ચલનો છે. તે આ પ્રમાણે: (૧) આકંપિતમ્, (૨) કંપિતમ્, (૩) ધૂતમ્, (૪) વિધૂતમ્, (૫) પરિવાહિતમ્, (૬) આધૂતમ્, (૭) અવધૂતમ્, (૮) અંચિતમ્, (૯) નિહંચિતમ્, (૧૦) પરાવૃત્તમ્, (૧૧) ઉત્ક્ષિપ્તમ્, (૧૨) અધોગતમ્ અને (૧૩) લોલિતમ્. એમનાં લક્ષણો આ પ્રમાણે છે:

આકંપિતમ્: મંદ કંપન (ઉપર નીચે).
કંપિતમ્: અધિક કંપન (ઉપર નીચે).
ધૂતમ્: પાર્શ્વ કંપન (બન્ને બાજુ).
વિધૂતમ્: ત્વરિત કંપન (ધ્રુજવું).
પરિવાહિતમ્: અનુક્રમે ડાબે જમણે ફરવું.
આધૂતમ્: ઉપરની તરફ ત્રાસું.
અવધૂતમ્: અધોકંપન.
અંચિતમ્: એક તરફ ફેરવેલું મસ્તક.
નિહંચિતમ્: ખભા ઊંચા અને દાબેલી ડોકવાળું મસ્તક.
પરાવૃત્તમ્: પરાવૃત્તાનુકરણ (પાછા વળતા હોઇએ તેમ મસ્તકથી અનુકરણ કરવું તે).
ઉત્ક્ષિપ્તમ્: ઊર્ધ્વ મુખ—ઊંચે રાખેલું મસ્તક.
અધોગતમ્: અધોમુખ—નીચે ઢળેલું મસ્તક.
લોલિતમ્: ચોતરફ ફરતું મસ્તક.

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો શાસ્ત્રમાં કહ્યો છે:

આકંપિતમ્: ઉપદેશ, પૃચ્છા, આવણ, વસ્તુનિર્દેશ, બોલાવવું વગેરેમાં.
કંપિતમ્: રોષ, વિતર્ક, પૃચ્છા, વ્યાધિ, અગર્વ ઈત્યાદિમાં.
ધૂતમ્: વિષાદ, વિસ્મય, પાર્શ્વ-અવલોકન ઈત્યાદિમાં.
વિધૂતમ્: શીતગ્રસ્ત, ભયભીત, ત્રાસ, જ્વર અને મદ્યપાનમાં.
પરિવાહિતમ્: વિસ્મય, હર્ષ, સ્મરણ, અમર્ષ, વિચાર, વિલાસ, સંતાડવું વગેરેમાં
આધૂતમ્: ગર્વ, ઈચ્છાદર્શન, ઊર્ધ્વ નિરીક્ષણ ને લાયકાત બતાવવામાં.
અવધૂતમ્: સંદેશ, સંભાષણ, આલાપ ઇત્યાદિમાં.
અંચિતમ્: વ્યાધિગ્રસ્ત, મૂર્છિત, ચિંતા, દુઃખ ઈત્યાદિમાં.
નિહંચિતમ્: ગર્વ, વિલાસ, લલિત, બિબ્બોક, માન, કિલ, કિંચિત્ વગેરે સ્ત્રી ભાવોમાં.
પરાવૃત્તમ્: મુખ પાછું ખેંચવામાં, પૂછનારને જોવામાં
ઉત્ક્ષિપ્તમ્: ઊર્ધ્વ નિરીક્ષણ, ઊંચી કે દિવ્ય વસ્તુ ગ્રહણ કરવામાં.
અધોગતમ્: લજ્જા, પ્રણામ, અને દુઃખમાં.
લોલિતમ્: મૂર્છા, વ્યાધિ, મદ, આવેશ, નિદ્રા આદિમાં.

આ સિવાય બીજી લોક-અભિનયને અનુસરતી મસ્તકની અન્ય ક્રિયાઓ પણ છે.

**મુખરાગ:** સુખદુઃખવાળી અવસ્થામાં મુખની જુદીજુદી ચાર દશાઓ સંભવે છે: (૧) સ્વાભાવિકમ્, (૨) પ્રસન્નમ્, (૩) રક્તમ્ અને (૪) શ્યામમ્. તેમનો વિનિયોગ આ પ્રમાણે છે:

સ્વાભાવિકમ્: સ્વાભાવિક અભિનયોમાં અને મધ્યસ્થ ભાવોમાં.
પ્રસન્નમ્: હાસ્ય, શૃંગાર અને અદ્ભુતમાં.
રક્તમ્: રૌદ્ર, વીર, મત્ત, મદ અને કરુણમાં.
શ્યામમ્: ભયાનક અને બીભત્સમાં

**કંઠ:** ડોકનાં નીચે પ્રમાણે નવ પ્રકારનાં કર્મો છે: (૧) સમા, (૨) નતા, (૩) ઉન્નતા, (૪) ત્રસ્તા, (૫) રેચિતા, (૬) કુંચિતા, (૭) અંચિતા, (૮) વલિતા અને (૯) નિવૃત્તા. તેમનાં લક્ષણ આ મુજબ છે:

સમા: સ્વાભાવિક
નતા: નમેલી-ઢળેલા મસ્તકવાળી ડોક.
ઉન્નતા: ઉન્નત—ઊંચી ડોક
ત્રસ્તા: પાર્શ્વગતા-એક તરફ નમેલી ડોક.
રેચિતા: ચલાયમાન-બન્ને બાજુ ડોક ખસેડવી.
કુંચિતા: દબાયેલી ડોક.
અંચિતા: લંબાવેલી કે આગળ તાણેલી ડોક.
વલિતા: પાર્શ્વોન્મુખી—એક તરફ ફેરવી લીધેલી ડોક.
નિવૃત્તા: સમસ્થિત-ટટાર અને અક્કડ ડોક.

તેમનો વિનિયોગ નીચે મુજબ કરવાનો કહ્યો છે:

સમા: ધ્યાન, જપ અને સ્વાભાવિક કર્મોમાં
નતા: માળા, હાર વગેરે ગળાનાં ઘરેણાં પહેરવામાં.
ઉન્નતા: ઊંચેની વસ્તુ જોવા વગેરેમાં.
ત્રસ્તા: ખભા પરના ભાર અને દુઃખમાં.
રેચિતા: શૃંગાર, વિલાસ, નૃત્ત, ભારવહન અને મંથન (વલોવવા)માં.
કુંચિતા: ભારગ્રહણ (માથાપર ભાર હોય તે વખતે) અને ગળાના રક્ષણમાં.
અંચિતા: વાળ ખેંચવામાં, સૂક્ષ્મ અવલોકન વગેરેમાં.
વલિતા: અપ્રિય ક્રિયા કે બલાત્કારે કરાતા ચુંબન વગેરેમાંથી છૂટવા બીજી તરફ જોઈ જવામાં.
નિવૃત્તા: રૌદ્ર, વીર, અદ્ભુત, ગર્વ આદિમાં.

**સ્કંધ:** ખભાની જુદીજુદી પાંચ સ્થિતિઓ છે: (૧) એકોચ્ચમ્ (૨) કર્ણલગ્નમ્, (૩) ઉચ્છ્રિતમ્, (૪) સ્રસ્તમ્ અને (૫) લોલિતમ્, તેમનાં લક્ષણો નામાનુસાર સમજી શકાય તેવાં છે.

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો હોય છે:

એકોચ્ચમ્: ભાલો કે છરો વગેરે મારવામાં.
કર્ણલગ્નમ્: મિલન તથા ઠંડી ઈત્યાદિમાં
ઉચ્છ્રિતમ્: હર્ષ અને ગર્વમાં.
સ્રસ્તમ્: સુખદુઃખમાં.
લોલિતમ્: નૃત્ત, હાસ્ય વગેરેમાં.

**ઉર:** છાતીની પણ જુદીજુદી પાંચ અવસ્થાઓ છે: (૧) આભુગ્નમ્, (૨) નિર્ભુગ્નમ્, (૩) પ્રકંપિતમ્, (૪) ઉદ્વાહિતમ્ અને (૫) સમમ્. તેમનાં લક્ષણ નીચે પ્રમાણે વર્ણવ્યાં છે:

આભુગ્નમ્: વાંકા ખભા અને ઝૂકી પીઠવાળી નમેલી છાતી.
નિર્ભુગ્નમ્: પાછળ પડતા ખભા અને નમેલી પીઠવાળી ઉન્નત છાતી
પ્રકંપિતમ્: છાતી નાની મોટી થતી-ફૂલતી તથા સંકોચાતી.
ઉદ્વાહિતમ્: ચડેલી છાતી.
સમમ્: સૌષ્ઠવયુક્ત સમાન અવયવોવાળી છાતી.

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો છે:

આભુગ્નમ્: સંભ્રમ, વિષાદ, મૂર્છા, શોક, ભય, વ્યાધિ, લજ્જા, વર્ષા વગેરેમાં.

નિર્ભુગ્નમ્: સ્તંભ, ગાન, વિસ્મય, બગાસું, ગર્વ, ઉત્સેક તથા 'અહમ્' એવાં ગર્વવચન વગેરેમાં.

પ્રકંપિતમ્: હાસ્ય, રુદન, સંભ્રમ, ભય, શ્રમ, વ્યાધિ, શ્વાસ, કફમાં.

ઉદ્વાહિતમ્: દીર્ઘ ઉચ્છ્વાસ તથા બગાસું ખાવામાં.

સમમ્: સ્વાભાવિકપણામાં.

**પાર્શ્વ:** પડખાંની નીચે પ્રમાણે પાંચ દશાઓ છે: (૧) નતમ્, (૨) સમુન્નતમ્, (૩) પ્રસારિતમ્, (૪) વિવર્તિતમ્ અને (૫) અપસૃતમ્. તેમનાં લક્ષણો નીચે પ્રમાણે યોજવાનાં શાસ્ત્રમાં કહ્યાં છે.

નતમ્: કટિપાર્શ્વ–ઢળેલા ખભાવાળાં નમત પડખાં

સમુન્નતમ્: ઊંચા ખભાવાળાં નમતાં પડખાં.

પ્રસારિતમ્: લાંબાં પડખાં.

વિવર્તિતમ્: ત્રણ ભાગમાં ફેરવાયેલાં પડખાં

અપસૃતમ્: વિવર્તિતમ્માંથી મૂળ સ્થિતિમાં આવેલાં પડખાં.

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો કહ્યો છે:

નતમ્: પાસે સરકવામાં.

સમુન્નતમ્: પાછા ખસવામાં.

પ્રસારિતમ્: અતિ હર્ષમાં

વિવર્તિતમ્: પાછળ વળવામાં.

અપસૃતમ્: સીધા ફરવામાં.

**ઉદર:** પેટની ત્રણ અવસ્થાઓ છે: (૧) ક્ષામમ્, (૨) ખલ્લમ્ ને (૩) પૂર્ણમ્. તેમનાં લક્ષણો નીચે પ્રમાણે કહ્યાં છે:

ક્ષામમ્: દૂબળું–ખેંચાએલું

ખલ્લમ્: ખાડો પડેલું.

પૂર્ણમ્: ફૂલેલું. તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો કહ્યો છે:

ક્ષામમ્: હાસ્ય, રુદન, નિશ્વાસ અને બગાસું ખાવામાં.

ખલ્લમ્: ભૂખ, થાક, રોગ વગેરેમાં

પૂર્ણમ્: સ્થૂલતા, તંદ્રા, ઉચ્છ્વાસ વગેરેમાં.

**કટિ:** કેડનાં પાંચ ચલનો આ પ્રમાણે છે: (૧) છિન્ના, (૨) નિવૃત્તા, (૩) રેચિતા, (૪) કંપિતા અને (૫) ઉદ્વાહિતા. તેમનાં લક્ષણો:

છિન્ના: મધ્યમાંથી લચકતી કેડ.

નિવૃત્તા: અભિમુખી–માથું ઊંચું રાખી કેડ સીધી રાખવી તે.

રેચિતા: સર્વતોભ્રમણા–ચોતરફ ફરતી કેડ.

કંપિતા: વાંકીચૂંકી હાલતી કેડ.

ઉદ્વાહિતા: પડખાં અને નિતંબથી ઢંકાઈ ગએલી કેડ.

આ ચલનોનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો હોય છે:

છિન્ના: વ્યાયામ, નૃત્ત વગેરેમાં.

નિવૃત્તા: વળાવવામાં અને પાછું વળી જોવામાં.

રેચિતા: નાજુક ચાલ, ભ્રમણ વગેરેમાં.

કંપિતા: કુબડા, વામન અને નીચની ચાલમાં

ઉદ્વાહિતા: સ્થૂલ કે સ્ત્રીની લજ્જાયુક્ત ગતિમાં.

**ઉરુ:** સાથળનાં કર્મો પણ પાંચ છે: (૧) કંપનમ્, (૨) વલનમ્, (૩) સ્તંભનમ્, (૪) ઉદ્વર્તનમ્ અને (૫) નિવર્તનમ્. તેમનાં લક્ષણો:

કંપનમ્: કંપિત સાથળ (પાનીના ઊંચાનીચા થવાથી).

વલનમ્: ઘૂંટણ અંદરના ભાગમાં રહેતાં થતી સાથળની ધારણ દશા.

સ્તંભનમ્: સ્થિર અને સજ્જડ સાથળ.

ઉદ્વર્તનમ્ :
નિવર્તનમ્ : } લક્ષણો અસ્ફુટ છે.

તેમનો વિનિયોગ આ મુજબ કરવાનો કહ્યો છે:

કંપનમ્ અને નિવર્તનમ્: અધમ પાત્રની ગતિમાં

વલનમ્: સ્ત્રીની સ્વેચ્છાભરી ચાલમાં.

સ્તંભનમ્: ભય અને વિષાદમાં.

ઉદ્વર્તનમ્: વ્યાયામ અને તાંડવમાં

નિવર્તનમ્: સંભ્રમ અને ભ્રાન્તિયુક્ત ભ્રમણમાં.

**જંઘા:** જાંઘનાં પણ નીચે પ્રમાણે પાંચ કર્મો છે: (૧) આવર્તિતમ્, (૨) નતમ્, (૩) ક્ષિપ્તમ્, (૪) ઉદ્વાહિતમ્ અને (૫) પરિવૃત્તમ્. તેમનાં લક્ષણ આ મુજબ છે:

આવર્તિતમ્: જમણો પગ ડાબી તરફ અને ડાબો જમણી તરફ.

નતમ્: નમેલી જાંઘ.

ક્ષિપ્તમ્: વિક્ષિપ્ત–બહાર ફેંકાએલી જાંઘ

ઉદ્વાહિતમ્: ઊંચી જાંઘ

પરિવૃત્તમ્: ઉદ્વાહિતથી ઊલટી સ્થિતિ

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો કહ્યો છે:

આવર્તિતમ્: સંભ્રમ, પરિભ્રમણ અને વિદૂષકની ગતિમાં.

નતમ્: આસન તથા બેસવા વગેરેમાં.

ક્ષિપ્તમ્: વ્યાયામ અને તાંડવમાં.

ઉદ્વાહિતમ્: વક્ર ગતિમાં.

પરિવૃત્તમ્: તાંડવ આદિમાં.

અહીં આંગિકાભિનયનું પ્રકરણ સમાપ્ત થાય છે. હાથની મુદ્રાએ તથા નૃત્તમાં પગની વિવિધ ગતિઓ એક રીતે તો આંગિકાભિનયનો જ એક ભાગ છે,—કેમકે હાથ અને પગ શરીરનાં મુખ્ય અંગ જ છે પણ તેને આપણે આગળ ઉપર જુદા પ્રકરણોમાં જોઈશું. (ચાલુ)

## શું? કેમ

### સાપ શા માટે વારેવારે પોતાની જીભ બહાર કાઢે છે?

ઘણા લોકોએ જોયું હશે કે સાપ વારંવાર પોતાની લાંબી પાતળી જીભ બહાર કાઢતો હોય છે. સાપને કાન હોતા નથી એ તો ઘણાંને ખબર હશે. વૈજ્ઞાનિકો એમ માને છે કે જીભની આ ક્રિયા અવાજ સાંભળવા માટે હોવી જોઈએ. પ્રખ્યાત પ્રાણીશાસ્ત્રીઓ માને છે કે સાપની જીભ બે કામમાં આવે છે: એક તો સાંભળવામાં અને બીજી સૂંઘવામાં. આમ, સાપ જીભ વડે નાક તથા કાનનું કામ કરતો હોય છે.

### બેસતાં પહેલાં કૂતરો ગોળગોળ ફરીને જ કેમ બેસે છે?

લગભગ દરેક જણે જોયું હશે કે બેસતાં પહેલાં કૂતરો કેટલીયે વાર ગોળગોળ ફરતો હોય છે. વૈજ્ઞાનિકો કહે છે કે આપણા પાળેલા કૂતરા, મૂળ તો જંગલી કૂતરા ને વરુમાંથી ઊતરી આવેલા છે તેમના એ વડવાઓ જંગલ અથવા ઝાડીઓમાં રહેતા. આથી કોઈ જગ્યાએ બેસવું હોય તો પહેલાં નીચેનું ઘાસ અથવા બીજી વનસ્પતિ દબાવી દઈ, જમીન એકસરખી કરી, આરામથી સૂઈ શકાય તેવી બનાવવી પડતી. તેથી તે ગોળગોળ ફરીને પોતાના પગ વડે પથારી જેવું બનાવી લેતા. તેમની એ પ્રવૃત્તિ આનુવંશિક રૂપે આપણા કૂતરાઓમાં ઊતરી આવી છે. કૂતરો જ્યારે થાકેલો અથવા અર્ધ નિદ્રામાં હોય છે ત્યારે આ ક્રિયા વધારે વખત કરે છે, કારણ તેવે વખતે તેની જુગજૂની ટેવ વધુ જોરથી સક્રિય થએલી હોય છે.



# માધુકરી

અગર બ્હેતર, ભુલી જાજે અમારી યાદ ફાની,
બુરી યાદે દુભાવજે ના સુખી તમ જિન્દગાની
યદિ સ્વાધીનતા આવે-વિનંતી ભાઈ! છાની:
અમોને યે સ્મરી લેજે જરી-પલ એક નાની.

—ઝવેરચંદ મેઘાણી

## ૨૫૦ નર્તકી મેનકા

સંસ્કૃતિના ઇતિહાસમાં એકદા ઉત્કૃષ્ટ કક્ષાએ પહોંચેલી હિંદની પરંપરાગત નૃત્યકળા જ્યારે મૃત્યુપંથે પળી હતી, તેના પર કાળના પોપડા ચડી જઇને તે નિસ્તેજ થઈ મરવાને વાંકે જીવતી હતી, અને અમુક સ્થળોમાં તો વિકૃત રૂપમાં માત્ર વારાંગનાઓની રોજીનું હલકટ સાધન બની ગઇ હતી, એવા નિરાશાભર્યા કાળમાં, આપણી પ્રાચીન નૃત્યકળાની એ બુઝાતી જ્યોતને પોતાની એકનિષ્ઠ સાધનાનું તેલ સીંચીને ફરી દીપ્તિમાન બનાવનાર એક કલયિત્રી બંગાળમાં પ્રકટી. તેણે લુપ્ત પામતા એ સંસ્કારધનને બચાવી લઈ તેમાં નવવિચારનો પ્રાણ અને નૂતન ચેતના પૂર્યા અને એ જ્યોતને પુનઃપ્રકાશમાન કરી એટલું જ નહિ, પણ આંતરરાષ્ટ્રીય તખ્તા ઉપર રજૂ કરીને ફરી એકવાર હિંદની નૃત્ય કળાને ઉચ્ચ સ્થાને સ્થાપી બીજા દેશોની કલાઓ વચ્ચે શ્રેષ્ઠ પદ અપાવ્યું. હિંદી નૃત્યકલાની એ અને સમર્થ પુનરુદ્ધારકનું મૂળ નામ લીલા સોખે, પણ નૃત્યજગતમાં જાણીતું તેનું નામ મેનકા.

એનો જન્મ પૂર્વ બંગાળના એક શ્રીમંત બ્રાહ્મણ જમીનદાર શ્રી પી. એલ. રાયને ત્યા થયો હતો અને નાનપણથી જ તેના પિતાએ તેને શિક્ષણ માટે ઇંગ્લંડ મોકલી હતી. ઊગતી અવસ્થાથી જ કલા પ્રત્યે પ્રતિભાવંત અભિરુચિ ધરાવનારી લીલાએ ત્યાં વાયોલિન બજાવવા ઉપર અજબ પ્રભુત્વ મેળવ્યું હતું અને લંડનમાં યોજિતા મેળાવડાઓમાં તેનું પ્રદર્શન પણ થતું. પરંતુ તેના પિતાને આ વાત નાપસંદ હોવાથી એક વખત ગુસ્સે થઇને તેમણે તેનું વાયોલિન તોડીને ફેંકી દીધું. પણ કલાસાધનાનું અધૂરું રહેલું લીલાનું અરમાન આવી દબાઈને ગૂંગળાઈ રહ્યું નહિ. તેણે બમણા જોમથી નૃત્યના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને તેની સ્વાભાવિક કલાપ્રતિભા સાધનાના બળે તેમાં પ્રકાશમાન બની ઊઠી. લંડન અને પારીસમા તેણે કરી બતાવેલા પ્રયોગોએ સારી પ્રશંસા મેળવી અને નૃત્યકલાના ક્ષેત્રમાં આમ પ્રવેશ પામેલી લીલા 'મેનકા'નું મધુર નામ ધારણ કરી હિંદને કિનારે ઊતરી.

પણ ઇંગ્લંડમાં મેળવેલી આ નિપુણતા હજી શૉખની મર્યાદામાં જ હતી; સાધના હજી બાકી હતી. હિંદ આવીને તેણે એકચિત્તે દેશની પ્રાચીન નૃત્યકળાનો અભ્યાસ કરવા માંડયો. જે કાળે નૃત્ય પ્રત્યે આ દેશમાં ખાનદાન કુટુંબોમાં નફરત હતી અને તે ફક્ત વારાંગનાઓની જ કળા ગણાતી એ કાળમાં પણ એ જન્મજાત કલયિત્રીએ સમાજની સૂગ અને તિરસ્કારની સામે ટક્કર ઝીલીને પણ પોતાની એકાગ્ર ઉપાસના ચાલુ રાખી. ઉત્તર હિંદના દાસી, આતમ અને દક્ષિણ હિંદના કથકલી નૃત્યોનો તેણે સૂક્ષ્મ અભ્યાસ કરી પારંગતતા પ્રાપ્ત કરી. અને એ નૃત્યો તેણે માત્ર શીખી લઇને જ સંતોષ ન માન્યો, પણ તેમાં પોતાની કુદરતી કલા પણ ઉમેરી. હિંદનાં લોકનૃત્યોમાં રહેલી પ્રચ્છન્ન કલાશક્તિ પ્રથમ પિછાનનાર પણ તે જ સૌ પહેલી વ્યક્તિ હતી. કથક નૃત્યના શ્રેષ્ઠ કલાકારો ગણાતા પંડિત સીતારામ મિશ્ર અને ગુરુ રામદત્ત મિશ્ર પાસેથી તેણે એ પદ્ધતિની શાસ્ત્રીય તાલીમ એવી તો સરસ રીતે મેળવી કે કથક નૃત્યની તે પ્રથમ પંક્તિની નિષ્ણાત ગણાવા લાગી, એટલું જ નહિ પણ એ પદ્ધતિમાં કેટલીક નવી સુધારણા કરીને યાંત્રિક બની ગયેલ

## માસમાસનાં પંખી

### ૨૨-કાજિયાં



તળાવ કે નદી કિનારે ૫૦થી ૧૦૦ના જૂથમાં દેખાતા, કાગડા જેવા, પણ કદમાં સહેજ મોટા આ પંખીઓ સંસ્કૃતમાં તો નીર કાકમ્ (પાણીના કાગડા) જ કહેવાય છે. ચળકતા કાળા રંગનું શરીર, ગળાની નીચે થોડો સફેદ ભાગ, કાળાશ પડતા બદામી રંગની, સાધારણ લાંબી, ગોળ, પણ છેડેથી આંકડા જેવી વળેલી ચાંચ અને કાળાશ પડતી મજબૂત (stiff) પૂંછડી એ આ પંખીની વિશેષતા. જો કે નાનામોટા કદની તેની ત્રણ જાતો થાય છે, પણ આપણે ત્યાં બારે માસ દેખાય છે તે તો ઉપર જણાવેલી સૌથી નાની જાત.

જળકુકડીની માફક આ પંખીઓનો પણ મુખ્ય ખોરાક છે માછલાં (ક્વચિત્ કરચલા અને દેડકાં પણ). પાણીમાં ડૂબકી મારી ચપળતાથી પોતાની ચાંચમાં માછલું પકડીને તે પાણીની સપાટી પર આવે છે ને ચપ દઇને ગળી જાય છે. માછલાં પકડવાની તેની આ સહજ કળાનો જાપાનીઓ પોતાના સ્વાર્થ માટે અદ્ભુત ઉપયોગ કરે છે. ગજા પ્રમાણે ૮-૧૦ કાજિયાં લઈ તે માછલાં પકડવા જાય છે. તે દરેકને પગે દોરી બાંધેલી હોય છે ને, ગળામાં એક કડી એવી રીતે પહેરાવેલી હોય છે કે જેથી કાજિયાનો શ્વાસોચ્છ્વાસ ચાલુ રહે, પણ તે માછલું ગળી જઇ ન શકે. પછી એમને પાણીમાં છોડે છે. જેવું કોઈ કાજિયું માછલી પકડે કે તરત તે તેને દોરી વડે હોડીમાં ખેંચી લઈ તેના મોંમાંનું માછલું કાઢી લે છે. આમ, હાથપગ હલાવ્યા વિના, વગર મહેનતે જાપાનીઓ માછલાં પકડે છે.

વર્ષાનો અંત એ એમનો ગર્ભાધાન કાળ. ખાસ કરીને પાણીની વચ્ચોવચ્ચ શીમળા બાવળ આદિ ઝાડ પર તેઓ ડાંખળાંની સંખ્યામાં બેગાં મળી માળાઓ બાંધે છે અને ત્યાં પ્રત્યેક આછા વાદળી-લીલાશ પડતાં ઈંડાં મૂકે છે

(શ્રી 'વનેચર'ના લેખ ઉપરથી સંપાદિત)



મેનકાનો એક નૃત્યાભિનય (બ્લૉક: 'ભારતી'ના સૌજન્યથી)

તે નૃત્યમાં નૂતન પ્રાણનો સંચાર કર્યો. નૃત્યકલાના આ બધા પ્રકારોનું સૂક્ષ્મ જ્ઞાન મેળવવા જે અનેક કષ્ટો અને અશ્રાન્ત પરિશ્રમ સહેવા પડે છે તેનો ખ્યાલ સામાન્ય માણસને ન આવે. એ અનન્ય સાધનામાં ઓછી મહેનતના ટૂંકા રસ્તાને બિલકુલ સ્થાન નથી હોતું. આવા કઠોર અભ્યાસમાં, અને તે પણ નૃત્યકલા જ્યારે ઉપેક્ષિત હતી અને તેમાં પડનાર સ્ત્રી તિરસ્કૃત ગણાતી એવા કાળમાં પડનાર મેનકાનું નિશ્ચયબળ અને તપસાધના કેટલા દૃઢ હશે તેનો ખ્યાલ આવશે.

અને આ લાંબી તપશ્ચર્યા પછી જ્યારે મેનકા ભારતનાટ્યશાસ્ત્ર પદ્ધતિનાં તેના 'ઉષા', 'લક્ષ્મીજન્મ' અને 'ભક્તિભાવ'ના નૃત્યપ્રયોગો લઈને જનતા આગળ ઊતરી ત્યારે ચોમેરથી એકીઅવાજે તેના પર પ્રશંસા વર્ષવા લાગી. નૃત્યના વ્યાયામથી ઘડાએલી તેની દેહયષ્ટિ એટલી સુડોળ અને સૌન્દર્યમંડિત હતી કે નૃત્ય કરવા તે રંગમંચ પર પ્રવેશતી ત્યારે જાણે સ્વર્ગમાંથી કોઈ અપ્સરા ઊતરી આવી હોય એવો ભાસ થતો. તેનો ચપળ અંગભંગ, તાલબદ્ધ પાદવિન્યાસ, હાથ તથા આંગળાંઓના બિનચૂક અને મનોહારી મરોડ, તથા નૃત્યના રસની અભિવ્યક્તિ કરતા મુખભાવ વડે લોકોત્તર વાતાવરણ ઊભું કરવાની તેની શક્તિ વડે પ્રેક્ષકો પર તે અદ્ભુત જાદુ જમાવતી.

અજંતાની જગવિખ્યાત ગુફાઓની વારંવાર યાત્રા કરીને ત્યાંની ભીંતો પરની ચિત્રસમૃદ્ધિમાં વ્યક્ત થએલા જુદાજુદા ભાવ અને મરોડપકડી લઈને તે પરથી તેણે નવતર પ્રયોગો યોજ્યા અને તેવાં એકલ નૃત્યો(Solo dances)ને 'અજંતા દર્શન'ના નામે તૈયાર કરીને જગત સમક્ષ મૂક્યાં. 'લક્ષ્મી જન્મ' નામના તેના નૃત્યની પ્રેરણા પણ તેણે અમરાવતીનાં પ્રાચીન શિલ્પમાંથી જ લીધેલી.

નૃત્યના પ્રત્યેક પ્રકાર—કથક, કથકલી, મણિપુરી અને ભારત નાટ્યમ્—માં પારંગત થયા પછી મેનકાએ પોતાની નૂતન મૌલિક રચનાઓ કરવા માંડીને પોતાની પ્રતિભાની તેજસ્વિતા બતાવી આપી. તેની આવી સ્વતંત્ર રચનાઓમાં 'કૃષ્ણલીલા', 'સાવીત્રીચરિત'(?) અને 'દેવવિજયનૃત્ય' મુખ્ય છે. મેનકા રશિયન નૃત્યપદ્ધતિ Ballet (બાલે)ની પણ મોટી પ્રશંસક હતી. તેણે હિંદની કળાને તે પદ્ધતિમાં રજૂ કરવાનો જે પ્રયોગ કર્યો તે 'કૃષ્ણલીલા'. છેલ્લે કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર'ને પણ નૃત્યમાં સફળરીતે ઉતારીને તેણે પોતાની ઉચ્ચ કલાશક્તિની પ્રતીતિ કરાવી હતી.

આટલી સિદ્ધિઓ પછી ૧૯૩૬માં મેનકા પોતાની મંડળી સાથે યુરોપ ઊપડી અને યુરોપના દરેક દેશના પાટનગરમાં કરેલા તેના પ્રયોગોમાં વ્યક્ત થતી હિંદની શ્રેષ્ઠ કળાસમૃદ્ધિ જોઈને આખું યુરોપ છક્ક થઈ ગયું. રશિયાની શ્રેષ્ઠ નર્તકી માદામ પાવલોવા તો મેનકા પર આફરીન થઈ ગઈ હતી.

તે જ વખતે બર્લિનમાં ભરાએલા ઑલીમ્પિકની આંતરરાષ્ટ્રીય નૃત્ય–સ્પર્ધામાં હિંદની પ્રતિનિધિ તરીકે મેનકાએ ભાગ લીધો હતો. રશિયા, પોલાંડ, જપાન ઇત્યાદિ અઢાર દેશોના શ્રેષ્ઠ કલાનિષ્ણાતો ત્યાં પોતાની નૃત્યકલાનું શ્રેષ્ઠત્વ પુરવાર કરવા આવ્યા હતા. એવી મહત્ત્વની સ્પર્ધામાં મેનકાનાં દિવ્ય નૃત્યો જોઈને લોકો દંગ થઈ ગયા અને હિંદની કળાનાં મુક્ત કંઠે વખાણ કરવા લાગ્યા. મેનકાએ તથા તેના બે સાથીદારો રામનારાયણ અને ગૌરીશંકરે ત્યાંનાં પહેલાં ત્રણ શ્રેષ્ઠ ઇનામો જીતી લીધાં અને હિંદી નૃત્યને સર્વશ્રેષ્ઠતાનું બિરુદ અપાવ્યું. આમ જગતભરમાં તેણે હિંદી કલાનો ડંકો વગાડ્યો. માત્ર પાંચ જ શાગિર્દો સાથે લઈને આખું યુરોપ આ રીતે મેનકા સર કરી આવી.

મુંબાઈની હાફકિન ઈન્સ્ટીટ્યૂટના ડિરેક્ટર કર્નલ સોખે સાથે મેનકાનું લગ્ન થએલું. લોનાવલામાં નૃત્યાલયમ્ નામની નૃત્યશાળા સ્થાપીને પોતાની ઉચ્ચ કળાનો વારસો તેણે દેશને આપ્યો છે.

ભારતની પ્રાચીન નૃત્યકળાની પુનરુદ્ધારક આ અપ્સરાનું કમનસીબે થોડા જ દિવસ પર મૃત્યુ થયું. તેના અવસાનથી હિંદના કલાક્ષેત્રને એક જબ્બર ખોટ પડી છે; પણ હિંદની કળાને જગતમાં પ્રતિષ્ઠા અપાવવા તેણે જે કષ્ટ સહ્યાં, જે સાધના કરી તથા જે સિદ્ધિઓ મેળવી તેનાથી તે ભવિષ્યમાં નવોદિત કલાકારોનું સતત સ્ફૂર્તિસ્થાન બની રહેશે. (સંકલિત)

## મૅલેરિયા માટે નવી દવાઓ

મૅલેરિયા તાવ હિન્દમાં દર વરસે દસ લાખ માણસોનો ભોગ લે છે એટલું જ નહિ પણ દુનિયાની એંશી કરોડ પ્રજા તેનાથી રીબાય છે. આથી જ એને 'મોતનો રાજા' કહ્યો છે. મૅલેરિયાની રામબાણ દવા તરીકે બે સૈકા થયાં કિવનાઇન પ્રખ્યાત છે. કિવનાઇન જાવામાંથી જથ્થાબંધ મળતું હતું. પણ બીજા વિશ્વયુદ્ધ વખતે જાપાને જાવા ઉપર આક્રમણ કરવાથી કિવનાઈન જગતને મળતું બંધ થયું. આથી કિવનાઈન કરતાં ચડિયાતી અને પ્રયોગશાળામાં બનાવી શકાય એવી મૅલેરિયાની દવા શોધવા પ્રયત્નો ગતિમાન થયા.

મિત્રસેનાએ જ્યારે ઈટલી ઉપર ચડાઈ કરી ત્યારે જર્મનોએ પાણીના બંધ વહેવડાવીને રોગચાળો ફેલાવવાની પદ્ધતિ અખત્યાર કરવાને પરિણામે મિત્રસેનામાં હજારો સૈનિકો મૅલેરિયાના ભોગ થઈ પડ્યા અને તેમની આગેકૂચ અટકી પડી. આ વખતે ઈંગ્લંડની મિનીસ્ટ્રી ઑવ હેલ્થને માથે મૅલેરિયાની સચોટ દવા શોધી કાઢવાનું તાત્કાલિક કાર્ય આવી પડ્યું. આ કાર્ય ડૉ. પી. જી. શુ

નામનાં જાણીતા સંશોધકે ઉપાડી લીધું. તેણે જીવનનો મોટો ભાગ મૅલેરિયાના અભ્યાસ પાછળ જ ગાળ્યો હતો. તેણે પોતાના શરીર ઉપર અખતરા કરવાને મૅલેરિયાના મચ્છરો કરડાવી કરડાવીને શરીરમાં ફરતું લોહી મૅલેરિયા તાવના ઝેરવાળું બનાવી દીધું છે.

ડૉ. શૂટ મલમલની થેલીમાં હજાર મચ્છરો લઈ વિમાનમાર્ગે ઇટલી ગયો. ત્યાં દરદીઓને મચ્છરો કરડાવી મચ્છરોને મૅલેરિયાના ચેપવાળા બનાવ્યા અને તે ચેપવાળા મચ્છરો લઈ ઇંગ્લંડ પાછો ફર્યો. અહીં સાજા માણસોને ચેપવાળા મચ્છરો કરડાવી તેમના શરીરમાં મૅલેરિયા દાખલ કરવાનો હતો. તાવનો હુમલો ઝીલવા સેંકડો સ્વયંસેવકો આગળ આવ્યા.

ચેપવાળા મચ્છરો કરડવાથી સ્વયંસેવકો સખત તાવથી પટકાયા. તેમના ઉપર ડૉ. શૂટે પોતે શોધેલી મૅલેરિયાની દવાઓ અજમાવી અને તે ખૂબ જ અસરકારક જણાઈ. આમાંની એક દવા મેપાક્રેઇન. તેની ગોળીઓ ઇટલી મોકલવામાં આવી અને તેના સેવનથી સૈનિકો સત્વર રોગમુક્ત થઇ ગયા. ડૉ. શૂટે ક્વિનાઇનનું બરોબરિયું આ ઔષધ શોધી વૈદ્યકીય જગતમાં ભારે ફાળો આપ્યો છે. આ પછી આ દવા ક્વિનાઇનની અવેજીમાં જનતાના વપરાશ માટે છૂટી મૂકવામાં આવી. ગરમ પ્રદેશોમાં ટાઢિયા તાવના પ્રતિકાર તરીકે મેપાક્રેઇનની પીળી ગોળીઓનો વપરાશ હવે તો ઘરગથ્થુ થઈ પડયો છે.

પણ મૅલેરિયા માટેની વધુ અસરકારક તથા સચોટ દવા શોધવાના પ્રયોગો તો ચાલુ જ હતા. તેના પરિણામે માન્ચેસ્ટરની ઇમ્પીરિયલ કેમિકલ કંપનીની પ્રયોગશાળામાં એક નવી અને અસરકારક દવાની શોધ થઇ. તેને શોધવાનું માન ડૉ. રોઝ, ડૉ. કર્ડ અને ડૉ. ડેવીને ફાળે જાય છે. તેમણે ઈ. ૧૯૩૯માં સીલોનમાંથી મૅલેરિયાના જંતુઓ મંગાવી, તે વડે મરઘાંનાં બચ્ચાંને રોગવાળાં બનાવી, તેમના ઉપર અનેક દવાઓના અખતરા કર્યા. છેવટે ખૂબ અસરકારક એવી એક નવી દવા શોધાઇ. તેનું મૂળ નામ 'એમ ૪૮૮૮'; પણ લોકોના વપરાશ ખાતર તેનું નામ 'પેલ્યુડ્રીન' પાડયુ છે. મૅલેરિયા ભેજવાળાં સ્થળોએ થાય છે અને તેના માટે લૅટીનમા 'પેલ્યુડીસ' શબ્દ છે. આ ઉપરથી એ દવાનું નામાભિમાન કરાયુ છે.

પેલ્યુડ્રીન ક્વિનાઇન તથા મેપાક્રેઈન કરતા ઘણું જ અસરકારક અને ચડિયાતું માલૂમ પડયું છે. આવેલા તાવને દૂર કરવામાં અને તાવ આવતો અટકાવવા માટે તે ઘણું ઉપયોગી નીવડયું છે મૅલેરિયાના જે ત્રણ પ્રકારો છે તેમાં સૌથી ઝેરી–જીવલેણ પ્રકાર 'મેલિગ્નન્ટ ટર્શીઅન મૅલેરિયા' ઉપર તો આ દવા રામબાણ માલૂમ પડી છે. મચ્છર કરડવાથી લોહીમાં મૅલેરિયાના જંતુ દાખલ થતાં જ પેલ્યુડ્રીન તેમનો નાશ કરે છે. મૅલેરિયા-નિવારક સર્વ દવાઓમાં પેલ્યુડ્રીન સૌથી વિશેષ નિર્દોષ છે. તે લેવાથી બીજી કોઇ વિપરિત અસર થતી નથી. વળી મેપાક્રેઈનની જેમ તેના વપરાશથી શરીર પીળું પડતું નથી એ તેની વિશિષ્ટતા છે. —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## પેટંટ પદ્ધતિ–ઔદ્યોગિક પ્રગતિની ચાવી

'પેટંટ' શબ્દ તો ઘણાએ સાંભળ્યો હશે, પણ તે વિષે સંપૂર્ણ માહિતી બહુ ઓછા ધરાવતા હશે. પેટંટ એટલે પોતે કરેલી 'શોધ' વેચવાનો, વાપરવાનો તથા બીજાને તે પ્રમાણે કરવા દેવાનો સંપૂર્ણ અધિકાર (અમુક એક મુદત સુધી) આપતો સરકારી પરવાનો. કોઇ પણ એક-જાતની શોધ માટે એક જ પરવાનો આપવામાં આવે છે. આમ પેટંટ પદ્ધતિથી વરસમાં કેટલી શોધો થઈ તેની યાદી પણ રહે છે. ધારો કે મેં એક અદૃશ્ય શાહીની શોધ કરી અને તેનું પેટંટ લીધું. હવે જો હું તેવી શાહી બનાવવાનું કારખાનું કાઢું તો મને હરીફાઇની જરા પણ બીક ન રહે; કારણ મેં પેટંટ લીધેલું હોવાથી કોઇ પણ વ્યક્તિ મારી શાહીનું અનુકરણ નહિ કરી શકે. જો મારી શક્તિ કારખાનું કાઢવા જેટલી ન હોય તો હું મારી શોધનું પેટંટ બીજા કોઇ મોટા વેપારીને વેચીને તેની પાસેથી સારી રકમ મેળવી શકું.

જગતના લગભગ બધા જ દેશોમાં આ જાતની પેટંટ પદ્ધતિ પ્રચલિત છે. હિંદમાં પણ ૯૦ વરસથી આ પદ્ધતિ ચાલુ છે, પણ માત્ર તેની મર્યાદા બ્રિટિશ હિંદ અને બલુચિસ્તાન પૂરતી છે. કેટલાંક દેશી રાજ્યોમાં સ્વતંત્ર પેટંટ પદ્ધતિ અસ્તિત્વમાં છે. કેટલાક દેશોની પરસ્પર સમજૂતીથી આંતરરાષ્ટ્રીય પેટંટ પદ્ધતિ પણ અસ્તિત્વમાં આવી છે, જોકે હિંદુસ્તાન હજુ તેમાં સામેલ થયું નથી. કોઈ પણ વ્યક્તિ કોઈ પણ દેશનું પેટંટ લઈ શકે છે.

પેટંટ ગમે તેવી શોધોને આપવામાં આવતું નથી. નીચે બતાવ્યા પ્રમાણેની શોધ પેટંટ મેળવવાને યોગ્ય ગણાય છે: (૧) તે શોધ કોઈ વસ્તુના ઉત્પાદનને લગતી હોવી જોઈએ; (૨) તેની કૃતિ તદ્દન અભિનવ હોવી જોઇએ અને તેના મૂળમાં સંશોધન બુદ્ધિની ચમક હોવી જોઈએ; (૩) તે શોધ કાયદા તથા નૈતિક કલ્પનાની આડે આવતી ન હોવી જોઇએ. શોધ કરનારે પોતાની શોધ તદ્દન નવી છે એની ખાત્રી કર્યા પછી જ પેટંટના માહિતીપત્રકમાં જણાવ્યા પ્રમાણે તરત અરજી કરવી અને પેટંટ મળતાં સુધી પોતાની શોધને ખાનગીમાં કે જાહેરમાં પ્રસિદ્ધિ નહિ આપવાની કાળજી રાખવી. કોઈ પણ પેટંટની મુદત લગભગ ૧૬ વર્ષની હોય છે તે પછી કાયદા પ્રમાણે તે રદ થાય છે. અરજી કરવાથી માંડીને આટલો વખત પેટંટ ચાલુ રહે તે માટે જે ફી વખતોવખત આપવી પડે છે તેનો કુલ ખરચ આશરે ૧૨૫૦ રૂપિયા આવે છે, પણ પેટંટ મળ્યાના દિવસથી શરૂનાં ૪ વર્ષ સુધી બિલકુલ ફી લેવામાં આવતી નથી.

૧૯૧૧ના ઇન્ડિયન પેટંન્ટ્સ ઍન્ડ ડિઝાઇન્સ ઍક્ટ નામના કાયદા અનુસાર ૪ જાતનાં પેટંટ અપાય છે: (૧) સાદું પેટંટ. સરકારની કચેરીમા જે તારીખે અરજી કરી હોય તે તારીખ 'પેટંટની અરજીની તારીખ' ગણાય છે. (૨) આદાનપ્રદાનનું પેટંટ. બીજા દેશોમાં પણ શોધનું પેટંટ ગણાય તે માટે બ્રિટિશ હિંદુસ્તાન સાથે કરાર કરેલા કોઇ પણ દેશમાં સરકારી ખાતામાં કરેલી અરજીની તારીખ બધા દેશોમાં 'પેટંટની અરજીની તારીખ' ગણાય છે. (આ યોજનામાં સામેલ થએલા દેશો: હિંદુસ્તાન, ઑસ્ટ્રેલિયા, કૅનેડા, સીલોન, ન્યૂઝીલંડ, આયર્લંડ, યુનાઈટેડ કિંગડમ, યુનિયન ઑવ્ સાઉથ આફ્રિકા, વડોદરા રાજ્ય, મ્હૈસુર રાજ્ય અને રામપુર રાજ્ય; (૩) જેને માટે પહેલાં પેટંટ અપાઈ ગયું હોય તેવી શોધની મુદત વધારવાનું, સુધારવાનું અથવા ફેરફાર કરવાનું પેટંટ; (૪) ગુપ્ત પેટંટ. આ પેટંટ યંત્રો અથવા લડાઈનાં શસ્ત્રાસ્ત્રો સંબંધીની શોધોને અપાય છે.

નવી શોધ કરનારને ઉત્તેજન મળે, તેમની નવી શોધોની પેટંટ ખાતા મારફત આખા જગતને જાણ થાય અને તે શોધ પ્રમાણેની વસ્તુ બનાવવા માટે કારખાનું શરૂ કરવા મૂડી મળે, તથા તેનો નવો ધંધો બાલ્યાવસ્થામા હોય ત્યાં સુધી તેને હરીફાઈથી રક્ષણ મળે ઈત્યાદિ દેશને હિતકારક એવાં અનેક હિતો પેટંટ પદ્ધતિથી સધાય છે. એ પદ્ધતિને કારણે દેશમાં અનેક નવી શોધો થાય છે અને તેથી ઉદ્યોગ-ધંધાનો વિકાસ કેવો ઝડપી થાય છે તે આજે જગતના સૌથી સમૃદ્ધ ગણાતા દેશ અમેરિકાના દાખલા પરથી સમજાશે.

અમેરિકામાં પેટંટ પદ્ધતિ ઈ. ૧૮૩૬થી ચાલુ થઈ ત્યારથી દર વર્ષે પેટંટ લેનારાઓની સંખ્યા ત્યાં કૂદકે ને ભૂસકે વધી છે. પહેલાં ૫ લાખ પેટંટ અપાતાં ૫૭ વર્ષ થયાં, પણ પછીનાં તેટલાં જ પેટંટ

# સપ્ટેમ્બર—તવારીખ

**તા. ૧** કલકત્તામાં ફરી રમખાણો ઉપલો ખાવાથી મહાત્મા ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યા.

**તા. ૪** કલકત્તામાં શાંતિ છવાતાં ૭૩ કલાકના ઉપવાસ બાદ મહાત્માજીએ પારણાં કર્યાં.

**તા. ૬** શૌર્ય ને સંસ્કારિતાના સંગમ સમા મહાન ગુજરાતી કર્નલ જોરાવરસિંહજીનું ભાવનગરમાં અવસાન.

**તા. ૮** દિલ્હીમાં મોટા પાયા પર રમખાણ.

**તા. ૧૧** હરિજનોને મંદિર-પ્રવેશનો હક આપતો ખરડો મુંબાઈ ધારાસભામાં પસાર.

**તા. ૧૩** હિંદીઓને નિઃશસ્ત્ર બનાવતો ઇ. ૧૮૭૮નો શસ્ત્ર-પ્રતિબંધનો અંગ્રેજોએ ઘડેલો કાયદો મુંબાઈ સરકારે રદ કર્યો... હિંદી સંસ્કૃતિના મહાન અભ્યાસક–પ્રચારક અને કલાકોવિદ ડૉ. આનંદ કુમારસ્વામીનું અમેરિકામાં અવસાન.

**તા. ૧૪** સર સિરિલ રૅડક્લિફે આપેલા પંજાબ ને બંગાળની સરહદના ચુકાદામાં હિંદ સરકારે સુધારો કરવાનો નિર્ણય કર્યો.

**તા. ૧૮** ખેતી થઈ શકે તેવી જમીનને નાના ટુકડામાં વહેંચવા પર પ્રતિબંધ મૂકતો કાયદો મુંબાઈ ધારાસભામાં પસાર થયો.

**તા. ૨૧-૨૨** પ્રજાની ચૂંટણીઓ સંયુક્ત મતાધિકારને ધોરણે થવાની જાહેરાત.

**તા. ૨૪** કેટલાક અનામત વિષયો સિવાયનાં બધાં ખાતાંઓ પ્રજાકીય પ્રધાનોને સોંપવાની મ્હૈસૂરના રાજાની જાહેરાત.

**તા. ૨૫** પાકિસ્તાનનો સંયુક્ત રાષ્ટ્રસંઘ (યૂનો)ના સભ્ય તરીકે સ્વીકાર... પ્રજાની ઇચ્છા વિરુદ્ધ જૂનાગઢ રાજ્યને પાકિસ્તાન સાથે જોડવાથી પ્રજાએ તે જોડાણનો વિરોધ કરી તેની સામે પોતાની જુદી પ્રતિ-સરકાર (આરઝી હકૂમત) સ્થાપી, યુદ્ધ જાહેર કર્યું.

**તા. ૨૬** નાગપૂર યુનિવર્સિટીએ તમામ અન્ડર ગ્રૅજ્યુએટ વિદ્યાર્થીઓને ફરજિયાત લશ્કરી તાલીમ આપવાની યોજના કરી.

**તા. ૩૦** પંજાબમાં બિયાસ સતલજ ને રાવી નદીમાં ભારે પૂર આવવાને કારણે ૧લાખ ચોરસ માઈલ પ્રદેશ પર પાણી ફરી વળ્યાં.

# આ માસ (ઑક્ટોબર) ઈતિહાસમાં

**તા. ૧** થીઓસૉફિસ્ટ ચળવળનો હિંદમાં પાયો નાખનાર અને હિંદની સાંસ્કૃતિક, શૈક્ષણિક તથા રાજકીય પ્રગતિમાં ઉમદા ફાળો આપી તે માટે જીવન સમર્પણ કરનાર અંગ્રેજ મહિલા ઍની બેસંટનો જન્મ, ૧૮૪૭. આ મહિનામાં હિંદમાં તેમજ અન્યત્ર તેમની જન્મશતાબ્દી ઉજવાય છે.

**તા. ૩** હરબિલાસ સારડાનું બાળ-લગ્ન નિષેધક બિલ ધારાસભામાં પસાર થયું, ૧૯૨૯.

**તા. ૧૧** વરાળથી ચાલતી પહેલી હોડી ન્યૂયૉર્ક–હૉબોકેન વચ્ચે ચાલુ થઈ, ૧૮૧૧.

**તા. ૧૪** જીનાના યુદ્ધમાં નેપોલિયને જર્મનીના પ્રુશિયન સૈન્યને સખ્ત હાર આપી, ૧૮૦૬.

**તા. ૧૬** સૌંદર્યમૂર્તિ ફ્રેંચ રાણી મેરી આન્તવાનેતનો ઉદ્દામ લોકમતને હાથે શિરચ્છેદ, ૧૭૯૩.

**તા. ૧૭** ભારતીય ફિલસૂફીના તત્ત્વજ્ઞ યોગી સ્વામી રામતીર્થની જલસમાધિ, ૧૯૦૬.

**તા. ૨૨** બ્રાઝિલે પોર્ટુગીઝ સરકારનું વર્ચસ્વ ફગાવી દઈ, પોતાને સ્વતન્ત્ર જાહેર કર્યું, ૧૮૨૨.

**તા. ૨૯** તુર્કસ્તાનના તારણહાર મુસ્તફા કમાલ પાશાએ આપખુદ સત્તાધારી સુલતાનશાહી અને ધર્મગુરુઓની ગાદી ખિલાફતને રદ કરીને લોકસત્તાની સ્થાપના કરી, ૧૯૨૩.

**તા. ૩૧** સાયમન કમિશનના વિરોધી સરઘસનો મોરચો સાચવતા લાલા લજપતરાય ઉપર લાઠીમાર થયો, ૧૯૨૮ (જેને કારણે થોડા દિવસમાં તેમનું મૃત્યુ નીપજ્યું)

આ માસની વ્યક્તિવિશેષ

## બદરૂદ્દીન તૈયબજી



ધર્મ યા કોમને દેશસેવાની આડે ન આવવા દેનારા જે વિરલ રાષ્ટ્રીય મુસ્લિમો હિંદમાં થઈ ગયા તેમાં બદરૂદ્દીન તૈયબજીનું સ્થાન ઘણું ઊંચું છે. મુંબાઈના એક પૈસાદાર આરબ વેપારી કુટુંબમાં ઇ. સ. ૧૮૪૪ની ૮મી ઑક્ટોબરે તેમનો જન્મ. હાઈસ્કૂલનું શિક્ષણ શરૂ કરતામાં આંખ બગડવાથી ઔષધોપચાર માટે તેમને ફ્રાન્સ મોકલવામાં આવ્યા. ત્યાંથી સારા થયા પછી તે લંડન ગયા અને ત્યાં મૅટ્રિક થઈ ૧૮૬૭માં બૅરિસ્ટરની પરીક્ષા પાસ કરીને તે હિંદ પાછા ફર્યા ને મુંબાઈમાં વકીલાત શરૂ કરી. પોતાની બાહોશી ને કૌશલથી જૂજ વખતમાં તેમણે વકીલ તરીકે સારી નામના મેળવી. તેમની બુદ્ધિમત્તાથી આકર્ષાઈ મુંબાઈના ગવર્નરે તેમને લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમાં સભ્ય નીમ્યા અને સમાજહિતની પોતાની ધગશ તથા આકર્ષક વક્તૃત્વને કારણે તે જાહેર જીવનમાં પણ પ્રકાશી નીકળ્યા.

દેશની ઉન્નતિ માટે કૉંગ્રેસની સ્થાપનામાં તથા તેના કાર્યમાં તેમણે તનમનથી ભાગ લીધો હતો. તેની કદર તરીકે ઇ. ૧૮૮૭માં મદ્રાસ કૉંગ્રેસના પ્રમુખપદનો મુગટ તેમને પહેરાવવામાં આવ્યો. તે સ્થાનેથી તેમણે આપેલું ભાષણ તેમની દેશદાઝ તથા વક્તૃત્વશક્તિનો નમૂનો છે. અંત સુધી તે કૉંગ્રેસના આજીવન સેવક રહ્યા હતા.

હિંદના મુસ્લિમ સમાજમાંથી સામાજિક, ધાર્મિક અને શૈક્ષણિક અજ્ઞાન દૂર કરવા તેમણે અથાક પરિશ્રમ લીધેલો. મુસલમાનોના વિકાસ માટે સ્થપાએલી અંજુમન ઈ-ઇસ્લામના સેક્રેટરી તથા પ્રમુખ સ્થાને રહી તેની પ્રગતિમાં તેમણે મોટો ફાળો આપ્યો હતો. પોતાની પુત્રીઓને ઇંગ્લંડ ભણવા મોકલીને તેમણે સામાજિક સુધારાનો પ્રત્યક્ષ દાખલો બેસાડેલો. ઈ. ૧૮૯૫માં તે મુંબાઈની હાઈકોર્ટના જજ નીમાયા અને એ સ્થાનેથી લો. ટિળકના રાજદ્રોહના મુકદ્દમા વખતે તેમને જામીન પર છોડવાની તેમણે હિંમત બતાવેલી. ઇ. ૧૯૦૬માં તેમની આંખની જૂની ફરિયાદ ફરી ઊભી થવાથી તે પાછા ઇંગ્લંડ ગયા, જ્યાં હૃદયરોગને લીધે ૧૯મી ઑગસ્ટે તેમનું ઓચિંતું મૃત્યુ થયું.

આ માસનો પ્રસંગ વિશેષ: **ટ્રફાલ્ગરનું યુદ્ધ:** ઇ. ૧૮૦૫ની ૨૧મી ઑક્ટોબરે અંગ્રેજો અને નેપોલિયન વચ્ચે થયેલું આ નૌકાયુદ્ધ અંગ્રેજી સામ્રાજ્યનો સુવર્ણ પ્રસંગ મનાય છે. ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે આવેલી ૩૦ માઈલની ઇંગ્લિશ ખાડી એ જગાએ સિંહની બોડમાં હાથ ઘાલવા જેવું મનાતું. છતાં અંગ્રેજ નૌકાદળને ગમે તે ભોગે પરાસ્ત કરવાનો નિરધાર કરીને નેપોલિયને પોતાનાં તથા સ્પેનનાં સંયુક્ત નૌકાદળ કેડિઝ બંદરે ભેગાં કરી ઇંગ્લિશ ખાડી પર આક્રમણ કરવા હુકમ કર્યો. પણ રસ્તામાં જ સ્પેનની ટ્રફાલ્ગર ભૂશિર આગળ ભૂમધ્ય સમુદ્રમાં ચોકી કરતા અંગ્રેજ નૌકાપતિ નેલ્સન સાથે તેમનો ભેટો થઈ ગયો. ત્યાં ખૂનખાર યુદ્ધ થયું. તેમાં નેલ્સને અપૂર્વ કૌશલ તથા બહાદુરી દાખવી પોતાના પ્રાણની પણ આહુતિ આપીને ફ્રેન્ચ નૌકાદળનો એવો તો ખુરદો કાઢી નાખ્યો કે ઇંગ્લંડ પર ચઢાઈ કરવાના નેપોલિયનના સર્વ મનોરથો ધૂળમાં મળી ગયા. આ યુદ્ધમાં થએલા અંગ્રેજોના વિજયે ઇંગ્લંડને શ્રેષ્ઠ નૌકાસત્તાનું બિરુદ અપાવી સમુદ્ર સાથેનો વ્યવહાર અબાધિત કરી દીધો અને તે પછી દુનિયાભરમાં તેઓ જેના પર સૂર્ય કદી આથમતો નથી એવું પોતાનું સામ્રાજ્ય પ્રસારી શક્યા.



આજ ઊઠશું કાલ ઊઠશું લંબાવો નહિ દહાડા
વિચાર કરતાં વિઘ્નો મોટાં આવે વચમાં આડાં

—નર્મદાશંકર



ટોપી ઉતારીને પોતાને સલામ કરતા એક હબસીને વૉશિંગ્ટને પોતાની હૅટ ઉતારી તેનો સૌજન્યથી જવાબ આપ્યો. આમ એક કાળા માણસને સલામ કરવા માટે તેની ટીકા કરતા મિત્રોને વૉશિંગ્ટને કહ્યું, 'શું તમે એમ માનો છો કે એક ગરીબ, અશિક્ષિત, કાળા માણસ કરતાં યે વિવેકમાં હું ઓછો ઊતરું?'

કહેવતોની કથા : 'ગાઇયો જહાં તક ગાઇયો, ફિર ઝાંપા દે કર જાઇયો.' અણગમતી વાતને ટાળવા માટે માણસ જે વલણ લે અગર ઉપાલંભ આપે તે વ્યક્ત કરતી આ કહેવત પાછળ એવી વાત છે કે એક વાણિયો એક ગામમાં સારા ગૃહસ્થને ત્યાં રાત રહ્યો. ઉતારો એક વંડામાં આપેલો. સારું માણસ મહેમાન આવ્યું જાણીને ગામનો મીર તેને ગાઇને રીઝવવા આવ્યો. વાણિયાએ જાણ્યું કે થોડી વાર ગાઇને જતો રહેશે. પણ મીર તો ચોંટ્યો જ અને ગાયે જ રાખ્યું, ત્યારે વાણિયાએ કંટાળીને સૂવા ઊઠતા કહ્યું: 'ગાઇયો જહાં તક ગાઇયો, ફિર ઝાંપા દે કર જાઇયો.' આનો મર્મ સમજી મીર તરત ચાલ્યો ગયો. એને મળતી કહેવતો : 'સાસુ શિખામણ દે ત્યારે વહુ ફીંડિયો ગણે;' 'વાંસની નળીમાં ફૂંક'; 'કાન તળે કાઢવું;' વગેરે.

અનેકાર્થી શબ્દ : ચારું=ખેડીને પડતર રાખેલું ખેતર; વારંવાર આર ભોંકવાથી પડેલું ઘારું; બીજાં ઢોર સાથે ચરવા જતું પ્રાણી.

ગણિત ગમ્મત : (૩૪૦, ૨૩, ૩) અને (૩૪૫, ૧૭, ૪) એ ત્રણ ત્રણ સંખ્યાનાં એવાં બે જૂથ છે કે, એ બંને જૂથમાંની ત્રણે સંખ્યાનો સરવાળો સરખો થાય છે, તેમજ ગુણાકાર પણ એક સરખો જ આવે છે. દા. ત.

(૩૪૦+૨૩+૩)=૩૬૬=(૩૪૫+૧૭+૪)

૩૪૦×૨૩×૩=૨૩૪૬૦=૩૪૫×૧૭×૪

—ગ. ના. ખત્રી

## સરાસરી

એક મધમાખી દર વર્ષે ૧૭ રતલ મધ પેદા કરે છે ● દરેક માણસમાં ૨૮ રતલ લોહી હોય છે અને હૃદયના પ્રત્યેક ધબકારે ૧૦ રતલ લોહી હૃદયમાંથી નાડીઓમાં જતું હોય છે.

કંઈ પણ ખાધા વગર કરોળિયો એક વર્ષ જીવી શકે છે.




પંદરમી સદીમાં દિલ્હીના છેલ્લા પઠાણ બાદશાહોની નબળાઇનો લાભ લઇ તેના સુબાઓએ જે પોતપોતાના પ્રાંતોમાં સ્વતંત્ર રાજ્યો સ્થાપી દીધાં તેમાં તેમણે પોતાના સિક્કાઓ પણ પાડ્યા. તે પૈકી ગુજરાતના મહમુદશાહ ત્રીજા (મહમદ બેગડા)એ પાડેલો ૧૮૫ ગ્રેનનો સોનાનો સિક્કો ઉપર આપ્યો છે; તેની એક તરફ 'નાસિર-દ-દુનિયા વ દ્દીન અબુલ ફતહ અલ વાસિક બઇલાહી-એ-મન્નાન' એવું કોતરેલું છે, જેનો અર્થ 'દુનિયા અને દીન (ધર્મ)નો સહાયક, વિજયનો પિતા, પરમ કૃપાળુ પરમાત્મામાં શ્રદ્ધાવાળો' એવો થાય છે. પાછલી બાજુએ ચોરસમાં 'મહમુદશાહ બિન લતીફ શાહ સુલતાન' અને નીચે ૯૪૬ (હીજરીસન) લખેલાં છે. નીચેનો બીજો સિક્કો પણ એ જ મહમદશાહનો પાડેલો ૧૧૨ ગ્રેનનો ગુજરાતનો સોનાનો સિક્કો છે અને તેની બંને બાજુએ પણ ઉપર મુજબનું જ લખાણ છે.




છોકરો : (રસ્તાની પડખેના ખેતરમાં કામ કરતા ખેડૂતને ટીખળમાં) 'કાકા, અહીંથી વાંદરાનું ટોળું જતું જોયું તમે ?'

'કેમ ? તું એમાંથી છૂટો પડી ગયો છે ?'

એક રશિયન કર્નલે પૅરૅશૂટ સાથે વિમાનમાંથી કૂદકો મારવાનો વિક્રમ (Record) કર્યો છે. તેણે ૬ માઇલ ઊંચે આવેલા સ્ટ્રૅટોસ્ફિયરમાંથી સાદી પૅરૅશૂટ ને શ્વાસ લેવાનાં સાધનો સાથે કૂદકો માર્યો ને સહીસલામત જમીન ઉપર ઊતર્યો !

સર્વ પ્રાણીઓમાં ઉંદરની સૂંઘવાની શક્તિ તીવ્રમાં તીવ્ર હોય છે. પક્ષીઓમાં કાગડાની, કીટકોમાં કીડી ને મધમાખીની ને જળચર પ્રાણીઓમાં મગરની સૂંઘવાની શક્તિ તીવ્ર હોય છે.



કલાકૃતિ : ઇંગ્લંડમાં ટ્યૂડર રાજાઓના વખતમાં રૂપસુંદરીઓને પોતાના સૌંદર્યસાધન રાખવાનો કારીગરીવાળો ડાબરો પૉમૅન્ડર (પૉમ=સફરજન ઍન્ડ=સુગંધિત દ્રવ્ય).

શસ્ત્રક્રિયા કરતાં પહેલાં માણસને દવા સુંઘાડીને બેભાન બનાવી તેની વેદના ઓછી કરવાનો પહેલો યશસ્વી પ્રયોગ ૧૮૪૬ની ૧૬મી ઑક્ટોબરે અમેરિકન ડૉ. વિલિયમ માર્ટિને કર્યો હતો.

કડવી દવા પીતી વખતે તે કડવી ન લાગે તે માટે એક યુક્તિ એ છે કે દવા પીતાં પહેલાં જીભ ઉપર એક બરફનો ટુકડો જેસથી ઘસી કાઢવો. આથી જીભ પરના સ્વાદના જ્ઞાનતંતુઓ તેમનું કામ કરતાં બંધ પડી જશે ને તેથી દવાના સ્વાદની જીભને ખબર નહિ પડે।

પૃથ્વીથી સૂર્ય ૯૩ કરોડ ૩૦ લાખ માઇલ દૂર હોઇ પૃથ્વી કરતાં તે ૧૩ લાખ ઘણો મોટો છે. સૂર્યની ગુરુત્વાકર્ષણ શક્તિ પૃથ્વી કરતાં ૨૭.૬ ગણી છે અને તેના પૃષ્ઠભાગ ઉપરથી ૮ હજાર સેન્ટીગ્રેડ જેટલી ઉષ્ણતા છે.

દેડકાં, મગર, હીપોપૉટૅમસ ઇત્યાદિ જળચર પ્રાણીઓને માથા પર આંખો હોય છે. આથી માત્ર આંખો જ પાણીની બહાર કાઢીને તે જોઈ શકે છે કે કિનારા ઉપર જવું સહીસલામત છે કે નહિ.

હિંદ સિવાય બીજે ક્યાંય ભેંસો નથી થતી ● પોપટ વધુમાં વધુ ૬૦ વર્ષ લગી જીવી શકે છે. ● સાપ કાચ અથવા બરફ પરથી ચાલી શકતો નથી. ● એકલા લંડન શહેરમાં ૫૦૦ ઉપરાંત રેલવે સ્ટેશનો છે. ● તિબેટમાં પાંચ દિવસનું અઠવાડિયું હોય છે ● જાપાનનાં બાળકોને બે હાથે લખવાનું શીખવવામાં આવે છે ● માથાના વાળ શિયાળા કરતાં ઉનાળામાં વધારે ઊગે છે ● માણસનો એક વાળ દસ તોલા વજન ઊંચકી શકે છે, ઉંદરનો ૩૦ તોલા ને ઘોડાનો ૪૦ તોલા વજન ઊંચકી શકે છે.● પૃથ્વી પર એકંદર ૩૦૬૪ પ્રમુખ ભાષાઓ અને ૧૦૦૦ ધર્મો છે.● એક ગ્રામ રેડિયમની કિંમત ૭૫ હજાર રૂપિયા થાય છે. ● હિંદુસ્તાનના પ્રત્યેક માણસને ભાગે સરાસરી અરધો ચમચો દૂધ આવે છે.




## બે ચિત્રસંપુટો

**સ્વાતંત્ર્ય-યજ્ઞ :** જેને લીધે આપણને સ્વાતંત્ર્ય મળ્યું તે આપણા આઝાદી-જંગની સ્વાર્પણ અને બલિદાનની સંવેદનાને મૂર્તિમંત કરતાં, આપણા આશાસ્પદ નવોદિત કલાકાર ચંદ્ર ત્રિવેદીએ આલેખેલાં ભાવના અને રેખાના ઉત્તમ નમૂના રૂપ સાત ચિત્રોનો સંપુટ, પ્રકાશક-ભારતી સાહિત્ય સંઘ લિ. ફર્નાન્ડિઝ પુલ નીચે, ગાંધી રોડ, અમદાવાદ, ૨-૪-૦; **રાષ્ટ્રપિતા ગાંધીજી :** બિહારમાં એકતા સ્થાપવા મહાત્માજીએ કરેલી ઐતિહાસિક યાત્રા પ્રસંગનાં જાણીતા ફોટોકલાકાર જગન્નાથ મહેતાએ લીધેલા આઠ ભાવવાહી ચિત્રોનો સંપુટ, પ્રકાશક-રમણલાલ પી. સોની, મોડાસા, ૩-૦-૦.

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો

**વિચાર માધુરી :** ગુજરાતના વિદ્વાન ચિંતક સ્વ. આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવના, 'સુદર્શન' તથા 'વસન્ત' સામયિકોમાં આવેલા. કેળવણી, સંસારસુધારો ઇત્યાદિ વિષયોને લગતા અભ્યાસપૂર્ણ લેખોનો સંગ્રહ : સંપાદકો-રામનારાયણ વિ. પાઠક તથા ઉમાશંકર જોષી, પૃષ્ઠ-૨૪૮, ૧-૦-૦; **હિંદમાં યુદ્ધોત્તર કેળવણીનો ઉત્કર્ષ :** હિંદ સરકારના કેળવણી ખાતાના સલાહકાર સર જ્હૉન સાર્જન્ટે હિંદની કેળવણીના સર્વ પ્રકારો તથા તેની દિશા વિષે સમગ્ર દૃષ્ટિએ વિચાર કરી કાળજીપૂર્વક તૈયાર કરેલા અહેવાલનો અનુવાદ : કરનાર-મટુલાલ ગો. ધ્રુવ, પૃ ૧૯૨, ૧-૦-૦; **પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર :** પુરાવિદ્યાના સમર્થ ને જગતખ્યાત ગુજરાતી વિદ્વાનનું વિસ્તૃત ચરિત્ર : લેખક-શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પૃ. ૧૧૬, ૧-૦-૦; **રહમતે આલમ :** સૈયદ સુલેમાન નદવીએ હઝરત મોહંમદ પયગંબર સાહેબના ઉર્દૂમાં લખેલા ચરિત્રનો અનુવાદ : કરનાર-વનમાલા નરહરિ પરીખ, પૃ. ૧૩૬, ૧-૦-૦.

## નવજીવન કાર્યાલયનાં પ્રકાશનો

**યંત્રની મર્યાદા :** યંત્રોથી થતા ગેરફાયદાઓ બતાવી તેની મર્યાદા નક્કી કરતું તથા તેને લગતા મ૦ ગાંધીજીના વિચારો રજૂ કરતું પુસ્તક, બીજી આવૃત્તિ : લેખક-નરહરિ દ્વા. પરીખ, પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ, પૃ. ૧૬૦, ૧-૦-૦; **લોકમાતા :** કાવ્યમય બાનીમાં ભારતની નદીઓના જીવંત-રસાળ પરિચય આપતા કાકાસાહેબ કાલેલકરના એ જાણીતા પુસ્તકની સુધારેલી ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૮, ૧-૪-૦; **લોકમાતા:** ઉપરના જ ગુજરાતી પુસ્તકનો મરાઠી અનુવાદ, છેડે ટીકા સાથે : પૃ. ૧૩૧, ૧-૦-૦; **મંદિરપ્રવેશ અને શાસ્ત્રો :** વેદ, સ્મૃતિઓ પુરાણો, ઇત્યાદિ ધાર્મિક ગ્રંથોનાં તથા આપણા આચાર્યો તથા સાધુસંતોનાં વચનો ટાંકીને અસ્પૃશ્યતાને શાસ્ત્રોનો આધાર નથી એમ પુરવાર કરતું પુસ્તક: લેખક-ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પૃ. ૩૫૧, ૩-૦-૦; **તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો :** માસિક ધર્મ, લગ્ન, જનનવ્યાપાર ઇત્યાદિ ઘણા ઉપયોગી વિષયોને લગતી માહિતી આપતી કન્યાઓને શુદ્ધ ભાવે આપતું લોકપ્રિય પુસ્તક, સુધારેલી પાંચમી આવૃત્તિ : લે૦-નરહરિ દ્વારકાદાસ પરીખ, પૃ. ૧૧૬, ૧-૦-૦; **મુંડકોપનિષદ:** તેના મૂળ શ્લોકો, સરળ અર્થ તથા વિવેચન સાથે : સંપાદક-મગન-ભાઈ પ્રભુભાઈ દેસાઈ, પૃ. ૧૮૮, ૨-૦-૦.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પ્રકાશનો

**ગીતાસાર :** સહેલી ભાષામાં તથા ટૂંકાણમાં, ને છતાં બધા જ સિદ્ધાંતોને આવરી લેતું ગીતાનું દોહન : લેખક-કાકા કાલેલકર, પૃ ૭૦, ૦-૪-૦; **સ્તોત્ર સંગ્રહ :** શ્રીશંકરાચાર્ય વિરચિત ભક્તિના તથા વેદાંતનાં સ્તોત્રોનો લોકભોગ્ય સંગ્રહ, અર્થ સહિત : અનુવાદક-ગિરિજાશંકર શાસ્ત્રી, પૃ. ૨૧૧, ૦-૧૦-૦; **નાનભટ્ટ બાપા:** કાઠિયાવાડના એક સમર્થ વૈદરાજના કેટલાક જીવન-પ્રસંગો : લેખક-ડૉ. રસિકલાલ જે. પરીખ : બીજી આવૃત્તિ, પૃ ૬૧, ૦-૩-૦; **પંચાંગ:** સંવત ૨૦૦૪નું અહલાબાદીય શુદ્ધ સાર્નિક પંચાંગ-વિસ્તૃત માહિતી સાથે : કર્તા-શાસ્ત્રી હિંમતરામ મહાશંકર જાની, પૃ. ૭૦ ૦-૬-૦.

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડનાં પ્રકાશનો

**મા વિનાનાં :** જુદાજુદા સામયિકોમાં પ્રસિદ્ધ થએલી ૧૧ વાર્તાઓનો સંગ્રહ : લેખક-બાબુભાઈ પ્રાણજીવન વૈદ્ય, પૃ. ૧૯૩, ૨-૮-૦; **ઘરને મારગે :** યુદ્ધક્ષેત્ર પરથી ઘેર પાછા ફરેલા સૈનિકનું દુઃખમય જીવન આલેખતી પ્રસિદ્ધ જર્મન લેખક 'એરિક' મેરિયા રેમાર્કની 'રોડ બૅક' નામની નવલકથાનો અનુવાદ : કરનાર-મકરન્દ દવે, પૃ. ૩૦૦, ૪-૦-૦; **પંખીનો મેળો :** 'જનમટીપ'ના જાણીતા લેખક ઈશ્વર પેટલીકરની એક વધુ નવલકથા, પૃ. ૧૯૯, ૨-૮-૦; **પરિભ્રમણ** (ભાગ બીજો): જન્મભૂમિના 'કલમ અને કિતાબ'મા તથા અન્યત્ર પ્રસિદ્ધ થએલા સ્વ. ઝવેરચંદ મેઘાણીનાં વિવેચનાત્મક લખાણોનો બીજો સંગ્રહ : પૃ. ૨૯૨, ૩-૮-૦.

## આર. આર. શેઠ ઍન્ડ કંપનીનાં પ્રકાશનો

**નવોઢા :** ચિનુભાઈ પટવાની વિવિધ વાર્તાઓનો સંગ્રહ : પૃ ૨૫૫, ૩-૮-૦; **દાઝેલાં હૈયાં :** મહારાષ્ટ્રના જાણીતા લેખક શ્રી વિ સ. ખાંડેકરની સમાજના નાજુક અંગને સ્પર્શતી 'જ્વાળાઓનાં મોદર' નામની નવલકથાનો અનુવાદ: કરનાર-ગોપાળ મ. ચિતાલે, પૃ. ૨૮૦, ૩-૮-૦; **માનવીની ભવાઈ:** જાણીતા લેખક પન્નાલાલ પટેલની એક નવી નવલકથા : પૃ ૩૯૫, ૫-૦-૦.

## ઇતર

**પ્રભુનું ધન :** અંગ્રેજીમાં જેની બે લાખ નકલો ખપી ગઈ છે તે, વિખ્યાત લેખક મેરી કૉરેલીની 'ધ ટ્રેઝર ઑવ હેવન' નામની અસરકારક નવલકથાનો અનુવાદ: કરનાર-ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્ર૦-વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, મુંબાઈ-૨, પૃ. ૨૫૧, ૩-૦-૦; **પથ્થરનાં પારેવાં અને બીજાં નાટકો :** શ્રી ઈન્દુલાલ ગાંધીના નવાં અને જૂના દસ નાટકોનો સંગ્રહ : મુખ્ય વિક્રેતા, અનંત દેસાઈ માધવજી બિલ્ડિંગ, સૅન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ-૪, પૃ. ૧૮૯, ૨-૧૨-૦; **સ્વાતંત્ર્ય-પ્રભાત :** આઝાદી, રાષ્ટ્રધ્વજ, ગાંધીજી, ઇત્યાદિને લગતાં સત્તર પ્રેરક કાવ્યોનો સંગ્રહ : લેખક-નાથાલાલ દવે, પ્ર- સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર, પૃ. ૩૧, ૦-૬-૦; **દુનિયાનાં દર્શન :** (ભાગ પહેલો અને બીજો): માધ્યમિક શાળાના પહેલા તથા બીજા ધોરણના ભૂગોળ વિષયના પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગી થાય તેવાં પુસ્તકો : પુષ્કળ ચિત્રો સાથે સરળ ભાષામાં : લેખકો-બાપભાઈ લ. પટેલ અને અંબાલાલ મ. ઈનામદાર, પ્રકાશક-વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, ૩ રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબાઈ-૨ અનુક્રમે ૧-૬-૦, અને ૧-૮-૦; **ઊર્મિલાનું સ્વપ્ન અને બીજાં કાવ્યો :** મૉડર્ન રિવ્યુમાં પ્રસિદ્ધ થએલ 'ઊર્મિલાઝ સ્લીપ' પરથી રચેલું ખંડકાવ્ય તથા બીજાં કાવ્યો : લેખક-પ્રકાશક-ભાઈલાલ દુલેરાય શુક્લ, બાપુ ચોરી, મોરબી, ૧-૩-૦.

# હિંદમાં કાંતણ

## પાંચહજાર વર્ષ પહેલાં

રૂ કાંતવાના ઉદ્યોગનો ઇતિહાસ એ હિંદના પ્રાચીન ઇતિહાસનો મહત્વનો ભાગ છે, આ ઇતિહાસ એટલે કે જરૂરીઆત અને સુંદરતા પાછળની મનુષ્યની કાયમ ચાલુ રહેલી શોધ !

અત્યાર સુધી જાણમાં આવેલો સૌથી પ્રાચીન રૂના કાંતણનો નમુનો ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલાંનો છે. આ નમુનો સિંધુ નદીની ખીણમાં આવેલા મોહેં-જો-ડેરો (મૃત્યુ પામેલાઓનું શહેર) કે જે ઇ. સ. ૩૦૦૦ વર્ષ પૂર્વે છોડી દેવામાં આવ્યું હતું તેના અવશેષોમાંથી મળી આવ્યો હતો.



આ ચિત્રમાં તે જમાનાનો મહારાજા દેખાય છે. તેણે પહેરેલો જરીભરતવાળો રૂમાંથી બનાવેલો કિંમતી ઝભ્ભો ઓછામાં ઓછા પાંચ હજાર વર્ષ પહેલાનો બનાવેલો છે.

૧૮૮૬ માં સ્થાપાએલી કેલીકો મીલ્સ હિંદની એકમ તરીકે સૌથી મોટી મીલ છે અને જ્યુબિલિ મીલ સાથે તે દરરોજ ૧,૭૫,૦૦૦ વાર ઉપરાંત કાપડ ઉત્પન્ન કરે છે. આજે પહેલાં કરતાં પણ વિશેષ તેજી કરી આપેલી મગવડો રાષ્ટ્રના કાપડની તંગીને પહોંચી વળવાના પ્રયત્નોમાં મદદ કરે છે.

સાડી, ધોતી,
મલમલ, છીંટ, અચ્છર
ફોની, શીરજના
રોગ, સુશોભનનું કાપડ

# કેલીકો મીલ્સ

CA 1 Guj

મેનેજીંગ એજન્ટ્સ
કરમચંદ પ્રેમચંદ લીમીટેડ
પો.બો. ૨૮
અમદાવાદ



વિજયનગરનાં ખંડેરોમાંથી — 'કૃષ્ણ ખત્રી'




ચિત્રો



કાવ્યો



ચરિત્ર



વાર્તા



નાટિકા



લેખો



વિભાગો




કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત.
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ.૭; પરદેશમાં રૂ.૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ. છુટક નકલના બાર આના.

# શીતળ, આહ્લાદક અને સુગંધી



## તમારા રોજના વપરાશ માટે

દિવસની ગરમી વધારે હોય ત્યારે આંખ, ગળું, હાથ વગેરે શરીરના અવયવો ઉપર તાતાનું ઓ. ડી. કોલોન છાંટી એક અનોખો અનુભવ મેળવો. તેની શીતળ અસર તમને ગરમી અને થાકથી આરામ આપશે અને તમને જરાવાર એમ લાગશે કે તમો ટેકરીઓ પરથી આવતા શીતળ પવનની મંદમંદ લહેરોની મોજ અનુભવો છો. હિન્દની ગરમ આબોહવામાં તમને તાજા રહેવા માટે એ મદદરૂપ નીવડશે.

તેને હમેશાં વાપરવાનું ન ભૂલશો.

# તાતાનું ઓ. ડી. કોલોન

ધી તાતા ઑઈલ મિલ્સ કં. લિ. મુંબાઈ

ધી ટૉમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ લાલ દરવાજા અમદાવાદ



# તિલકનગર

# મહાવીરનગર





# કલ્યાણનગર

**તરફથી**

- પંદરમી ઑગસ્ટ પછી **પ્રથમ બેસતા આઝાદ વર્ષે** વાણી–સ્વાતંત્ર્ય, લેખન–સ્વાતંત્ર્ય, સભાબંધીની મુક્તિ, સરઘસબંધીની મુક્તિ અને વ્યક્તિ–સ્વાતંત્ર્યનો આનંદ મેળવવા ભાગ્યશાળી થાઓ—

**તથા**

- હિન્દના રાજકારણમાં હિન્દની માલિકીમાં ગરીબ, તવંગર કે સત્તાવાળી વ્યક્તિમાં ભેદભાવ વિના હિન્દના સાચા માલીક બનો—તેવો મારો

**હાર્દિક આશીર્વાદ છે.**

લિ.

આપના

# રેવાશંકર હરિશંકર ત્રિવેદી

ના

## જય હિંદ



ધણ   ચિત્રકાર: જગજીવન શાહ

('કુમાર', ૨૯૭મા અંકનું મુખચિત્ર)

## ઉદયાદિત્યને

· પૃથ્વી ·

પ્રકાશ રવિરાજ! આજ અદકો દિગંતો ભરી,
ખડી છ અણમોલ આજ ઉગવા તણી જો ઘડી.
તરંગ રમણીયથી અધિક ઓપતી જાહ્નવી,
હિમાદ્રિ શિખરોની દિવ્ય લસતી જ શોભા બઢી.

કસૂંબલ ઝળેળતો ધ્વજ વિમુક્ત ને ઉન્નત,
પ્રતાપ પ્રસરાવતો. શહુર-પ્રેમથી અંકિત.
ગભીર ગરજી સમુદ્ર ભરતી ઉછાળે ચઢચો,
વિદાય યુગઅંધકાર થઈ જાય આદિત્ય જો.

અદમ્ય બંઢતા લઈ સ્વપ્ન વિશ્વમાંગલ્યનું,
અમે પ્રબલ સ્કંધગે જગ ઉપાડવા ઇચ્છતા,
ઘવાયલ કુરંગ શું વિકલ જે પડ્યું હાંફતું,
રુધિર ખરડાયલું જીવન કાજ ઝંખી રહ્યું.

ઘણા દિન તમિસ્રના તલ તળે દબાયા અમે,
અનસ્ત અજવાળજે પથ પિતા! અમારો હવે.

બાલમુકુન્દ દવે




## તારું દર્શન

તારાં કમળકળી સમ લોચન
પ્રીતિની અરુણા થકી ઘેરાં નિત્ય રહે સંમોહન
તારાં૦

તુષારધૌત તું નીલ નભવદન,
તું જ પ્રાચી, તું ઉદિત રવિ કિરણ,
તું જ સૃષ્ટિનું ગહન સત્ય
મંગલમય તું રૂપ-શોભન તારાં૦

જાગૃતિ તું, તુંથી નિઃસંશય મન,
કરણ બન્યાં નિરલસ બાર ચેતન,
કર્મમહીં રમતાં, તવ રતિથી
થતું લહું બંધન-મોચન તારાં૦

તુંથી વ્યાપ્ત જલ, થલ, જનપદ, વન,
તુંથી વ્યાપ્ત વળી સમયની ક્ષણક્ષણ.
તુજ રવ ગંધ વરણથી ભર્યાં મુજ
જીવનનાં૦ શત જોજન તારાં૦

રાજેન્દ્ર શાહ



## શીલ સંસ્કારિતા અને શૌર્યના વિરલ ત્રિવેણીસંગમ સમા વીર સેનાની અને પરાક્રમી ભદ્ર પુરુષ



(અવસાન પહેલાં થોડા જ માસ પર લેવાયેલો ફોટોગ્રાફ ૧૯૪૭)

# કર્નલ જોરાવરસિંહજી ગોહિલ

અભિજાત જીવનની પરંપરાનો કોઈ પ્રતિનિધિ જ્યારે અદૃશ્ય થાય છે, આત્માના પુરુષાર્થના પ્રતીક સમો કોઈ જીવનદીપ જ્યારે હોલવાઇ જાય છે, પ્રાણના પરાક્રમનો કોઈ વીર સેનાની જ્યારે જીવનયુદ્ધમાં મૃત્યુની ભાઈબંધી કરે છે, ત્યારે અંતરને વેદનાનો એવો તો સ્વાભાવિક આંચકો લાગે છે કે જિંદગીની સિતારના બધા જ તારો ઝણઝણી ઊઠે છે. મધ્યમાંથી ઊઠેલો તરંગ જેમ કિનારે પહોંચતાં વિસ્તારમા શમી જાય છે તેમ, જે કુટુંબમાંથી આવા આત્માવીર જાય છે ત્યાંથી વિષાદનું મોજું શરૂ થઈને સમાજના અનંત વિસ્તારમાં સમાઈ જાય છે.

ભાવનગરના રાજકુલના અંતેવાસી અને ઝડપથી અલોપ થતી સાચી ક્ષત્રિયવટના સુપુત્ર કર્નલ જોરાવરસિંહજીના, ગયા સપ્ટેમ્બરની ૫ મી તારીખ ને શુક્રવારની રાતે ૬૪ વર્ષની ઉંમરે થએલા અવસાનથી ગુજરાતે શીલ, સંસ્કારિતા અને શૌર્યના વિરલ ત્રિવેણીસંગમના વેગબંધ પ્રવાહમાંથી જીવનનૌકા હંકારી જનાર એક વીર સેનાની અને પરાક્રમી ભદ્ર પુરુષ ગુમાવ્યો છે.

મારે એમનું પ્રથમ દર્શન હજી મારા માનસમાં સ્પષ્ટ અંકાએલું છે. ઈ. ૧૯૨૩માં કાઠિયાવાડમાં સોનગઢ મુકામે મળેલી રાજપૂત પરિષદ પૂરી કરીને હું ભાવનગર ખાસ એમને મળવા જ ગયો હતો. સવાર હતું. એમના મહેલ જેવા વિશાળ મકાનના આગલા દીવાનખાનામાં એઓ બેઠા હતા. સામે બેઠેલા બે જાણીતા ચારણ કવિઓ પોતાનાં કવિતો સંભળાવતા હતા. આકાશી રંગનો સાફો, સફેદ મલમલનું સ્વચ્છ અંગરખું અને સુરવાળમાં સજ્જ થએલી એ આકૃતિએ મારા અંતરમાં અભિજાત વ્યક્તિત્વની સજ્જડ મહોર મારી દીધી. શીલવંતી તેજસ્વી મુખમુદ્રા, જીવનના પાણીનું ઊંડાણ બતાવતી આંખો અને ઉદારતા ફોરતી એમની શુભ્ર મૂછો મને હજી યે બરાબર યાદ છે. બસ, ત્યારથી અમારો જે સંબંધ બંધાયો તે પિતાપુત્રના સ્વરૂપમાં વિકાસ પામ્યો ને મૃત્યુ સુધી એમણે એ રૂપને પોતાના નિખાલસ ને નિર્ભેળ વાત્સલ્યભાવથી અખંડિત રાખ્યું.

ભાવનગર રાજ્યના દેવાણી ભાયાત કુટુંબમાં, હરિસિંહજી જેસાભાઈ વઝીરને ઘેર ભૂજપરામાં ઈ. ૧૮૮૬ની ૧લી એપ્રિલે એમનો જન્મ થયો. એમનાં માતાનું નામ માજીરાજબા. 'મા'ના વ્હાલસોયા નામથી ઓળખાતાં આ જાજ્વલ્યમાન વૃદ્ધાએ કુટુંબમાં વાત્સલ્યનું એવું તો વાતાવરણ જમાવ્યું હતું કે ૧૯૩૭માં પન્નામાં એમને જ્યારે એમના મૃત્યુનો તાર મળ્યો ત્યારે પંચાવન વર્ષના પીઢ જોરાવરસિંહજી પણ એક બાળકની માફક ધ્રુસકેધ્રુસકે રડી પડ્યા હતા.

હરિસિંહજી ભાવનગરના મહારાજા તખ્તસિંહજીના વઝીર, કાઠિયાવાડના પહેલા મૅટ્રિક અને રાજદ્વારી વર્તુલમાં કુશળ મુત્સદ્દી તરીકે કાઠિયાવાડમાં જાણીતી વ્યક્તિ હતા. એટલે જોરાવરસિંહજીનો જન્મ ગર્ભશ્રીમંત અને ખાનદાન કુટુંબમાં બહુ જ અનુકૂલ વાતાવરણમાં થયો હતો. એમની કેળવણી રાજકોટની રાજકુમાર કૉલેજમાં તથા ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલ અને સામળદાસ કૉલેજમાં થઇ હતી. ૧૯૦૧માં ઇન્ટરની પરીક્ષા પાસ કરીને તેઓ દહેરાદૂનની ઈમ્પીરિયલ કેડેટ કોરમાં દાખલ થયા અને ત્યાં ૧૯૦૫માં લશ્કરી તાલીમ પૂરી કરીને આખરી પરીક્ષામાં પહેલે નંબરે ઉત્તીર્ણ થયા. આ જ સાલમાં એમની તેજસ્વી સિદ્ધિઓથી આકર્ષાઇને લશ્કરી કારકિર્દીમાં હિંદીઓને દુર્લભ એવું 'કિંગ્સ કમિશન' એમને આપવામાં આવ્યું. આ કમિશન મેળવનારા તેઓ પહેલા હિંદી હતા. સામળદાસ કૉલેજની કારકિર્દી વખતે ક્રિકેટના એઓ એટલા શોખીન હતા કે ઇન્ટર પછી એમણે બી. એ.ની ડિગ્રી લેવાની જરા યે દરકાર ન કરી. એ વખતે એઓ કાઠિયાવાડની ક્વાડ્રેન્ગ્યુલર ક્રિકેટમાં આગળપડતા ખેલાડી હતા. પાછી જ્યારે કૉલેજના જૂના વિદ્યાર્થીઓ ઉપર પ્રતિબંધ નીકળ્યો ત્યારે બી. એ. માં પાસ થવાનું મુલતવી રાખેલું કામ પાછું હાથ ધરીને તેઓ પહેલે જ વર્ષે ૧૯૦૮માં બી. એ. થઈ ગયા.

દહેરાદૂનના ઉજ્જ્વલ પરિણામે સ્વ. મહારાજા ભાવસિંહજી એમના ઉપર ખૂબ પ્રસન્ન થયા અને ભાવનગરના ઈમ્પીરિયલ લાન્સર્સના કમાન્ડિંગ ઑફિસર તરીકે એમને ભાવનગર લઈ આવ્યા. ઈ. ૧૯૧૧માં શહેનશાહ પાંચમા જ્યૉર્જની તાજપોશી વખતે હિંદનું જે લશ્કરી પ્રતિનિધિમંડળ લંડન ગયું તેના સભ્ય તરીકે પણ તેમની વરણી થઈ અને તે લંડન ગયા. ત્યાર બાદ ૧૯૧૪માં પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે ભાવનગરે પોતાનું લશ્કર એમની સરદારી હેઠળ લડાઈમાં મોકલ્યું હતું. ભાવનગરની કુળદેવતા ખોડિયાર માતા છે, અને કહેવાય છે કે મહારાજા વખતસિંહજી જ્યારે લશ્કર લઈને જતા ત્યારે કાળીદેવ નામે પક્ષીના રૂપમાં તે મહારાજા વખતસિંહના ભાલા ઉપર



(૧) ૧૯૦૮માં બી.એ. થયા ત્યારે (૨) કૅપ્ટન જોરાવરસિંહજી પહેલા વિશ્વયુદ્ધમાં વીરતા માટે મિલિટરી ક્રૉસ મળ્યો ત્યારે (૩) ૧૯૨૩માં રાજપુત પરિષદમાં

આવીને બેસતાં, એથી તેમને વિજયની પ્રતીતિ થતી. લડાઈમાં જતા ભાવનગરના લશ્કરને મહુંમ મહારાજા શ્રી ભાવસિંહજી તરફથી ખુલ્લા મેદાનમાં જ્યારે જ્યાફત આપવામાં આવેલી ત્યારે મહારાજા સાહેબના ચાબુક ઉપર કાળીદેવ આવીને બેઠી! એ પ્રસંગને ઝડપી લઈને જોરાવરસિંહજીએ સૈનિકોને લડાઈમાં જવા એટલા ઉત્સાહિત કરેલા કે તેઓ હસતે મોઢે લડાઈમાં ગયા હતા ને હસતે મોઢે પાછા આવેલા.

લશ્કરના પ્રત્યેક માણસ માટે તેમના દિલમાં ઊંડી લાગણી હતી અને યુદ્ધના મેદાન પર યુરોપિયન ઑફિસરને સરખે દરજ્જે રહીને શક્તિ, બહાદુરી ને બુદ્ધિમાં એમણે જે કામયાબી દેખાડી હતી તેની છાપ અંગ્રેજ રાજસત્તાને હૈયે પણ બહુ ઊંડી વસી ગઈ હતી, અને તેની કદરદાનીમાં એમને 'એમ સી.' (મિલિટરી ક્રૉસ)નું બહુમાન આપ્યું હતું. આ ચન્દ્રક મેળવનાર તેઓ પ્રથમ હિંદી હતા. ત્યાર બાદ તે વખતના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજના એ. ડી. સી. તરીકે તેમની નિમણૂક થઈ અને તે દરજ્જાનું તથા પછી લૉર્ડ ચેમ્સફર્ડના એ. ડી. સી. તરીકેનું પણ એમનું કામ મોટી કદરને પામ્યું હતું.

યુદ્ધ દરમ્યાનના એમના અનુભવો પણ બહુ રસિક અને પ્રેરક હતા. ઘણી વખત કુટુંબમાં રાતે જમીને બેઠા હોઈએ ત્યારે મોડી રાત સુધી એઓ પોતાના એ રોમાંચક અનુભવો કહીને અમને આશ્ચર્યમુગ્ધ બનાવતા. એક વખતે શ્રી અમૃતલાલ શેઠ રાણપુરથી આવેલા. એ વેળા એમના 'સૌરાષ્ટ્ર'પત્રનો મધ્યાહ્ન તપતો હતો. જમ્યા પછી એ લડાઈની વાતો નીકળી તે એવી તો રસદાયક નીવડી કે શ્રી શેઠે આ અનુભવો શબ્દબદ્ધ કરવા આગ્રહ કર્યો અને આ જ આગ્રહને વશ થઈને 'સૌરાષ્ટ્ર'ના એક ખાસ અંકમાં એમણે 'સમરાંગણનાં સંસ્મરણો' લખ્યાં હતાં, જે બહુ જ લોકપ્રિય થયાં હતાં.

એમની કુશાગ્ર રાજદ્વારી કુનેહથી આકર્ષાઈને મહારાજા ભાવસિંહજીના સમયમાં જ પન્નાના મહારાજા સાહેબ એમને પોતાના દીવાન તરીકે લઈ ગયા. લશ્કરી શિસ્તબદ્ધ માનસને રાજદ્વારી ક્ષેત્ર મળતાં એમનું વ્યક્તિત્વ ખૂબ ખીલી ઊઠ્યું; અને એટલે, જ્યારે બે વર્ષ બાદ મહારાજા ભાવસિંહજીના દેહાંત પછી એઓ પોતાના રાજ્ય પ્રત્યેની સેવાભાવના ને કર્તવ્યબુદ્ધિથી પાછા આવ્યા ત્યારે તે વખતની કાઉન્સિલના એઓ મુખ્ય મંત્રી નીમાયા અને છેક ૧૯૩૬ સુધી એ કામ એમણે કર્યું. પછી બીજી વખતે એઓ પન્નાના મુખ્ય પ્રધાન તરીકે નીમાઈને પન્ના ગયા.

હિંદમાં લશ્કરી કૉલેજ ખોલવી ઈષ્ટ છે કે કેમ એ વિષય ઉપર તેમજ લશ્કરમાં હિંદી અમલદારોની ભરતી કરવા વિષે વિચારણા કરવા માટે ઇ. ૧૯૨૬માં હિંદી સરકારે જાણીતું સ્કીન કમિશન નીમ્યું હતું. તેમાં રાજાઓના પ્રતિનિધિ તરીકે જોરાવરસિંહજીની નિમણૂક થઈ હતી. એ કમિશનમાં પંડિત મોતીલાલ નેહરુ, કાઇદે આઝમ ઝીણા, સર ફિરોઝ શેઠના અને કર્નલ જોરાવરસિંહજી એમ ચાર સભ્યો હતા. આ કમિશને યુરોપનાં જુદાંજુદાં રાષ્ટ્રોની લશ્કરી પરિસ્થિતિનો ખાસ અભ્યાસ કરીને જે નિવેદન તૈયાર કર્યું હતું તે નિવેદન ઉપર સહી કરતી વખતે પંડિત મોતીલાલજીએ કર્નલ જોરાવરસિંહજીના



૧૯૧૧માં હિંદી લશ્કરી પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે લંડનમાં



માતા : માજીરાજબા        બહેન : આનંદકુંવરબા



પત્ની : સ્વ. સૌ. સુણજીબા

લશ્કરી જ્ઞાન ને દૂરંદેશી માટે ખાસ નોંધ કરી હતી.

ઈ. ૧૯૨૪માં વરતેજમાં કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજપૂતોની જે વિશાળ અને ભવ્ય પરિષદ ભરાઇ હતી તેનાં સર્જન અને સાફલ્ય પાછળનાં પુરુષાર્થ અને પ્રેરણા બંને જોરૂભા સાહેબનાં હતાં. એવી પરિષદ અગાઉ કદી થઈ નહોતી અને આજ સુધી ફરી થઇ પણ નથી. એ પરિષદે રાજપૂતોમાં સંગઠ્ઠનની જે ભાવના જગાવી હતી તે સમય જતાં કોમના પોતાના જ અજ્ઞાન, આળસ અને પ્રત્યાઘાતી માનસને પરિણામે પાછી અદૃશ્ય થઈ ગઈ એ પરિષદમાં રાષ્ટ્રીય સેવાનો ગાંધીજીનો સંદેશો લઇને સ્વ પૂજ્ય કસ્તુરબા ને સરદાર વલ્લભભાઇ પટેલ ખાસ પધાર્યાં હતાં. ત્યાથી દેશસેવાનો જે જુવાળ લઇને રાજપૂતો ગયા તેની, જે તે રાજ્યોએ પોતાના સ્વાર્થની જમીન ઉપર આટ ફતારી દીધી પણ જોરૂભા સાહેબ તો અજબ કર્તવ્યનિષ્ઠ માણસ હતા, અંતરના સાચા હતા અને ખરા વીર પુરુષ હતા. આ નેક દાનતનો એક પ્રસંગ સ્મરણે ચડે છે. નાગપુરમાં રાષ્ટ્રધ્વજનો સત્યાગ્રહ ચાલતો હતો. તે વખતે સરકારે પ્રજાને સર્વત્ર પોતાના મકાન ઉપર પણ રાષ્ટ્રધ્વજ ચઢાવવાની મનાઈ કરી હતી અને દેશી રાજ્યોએ એનું આંધળુ અનુકરણ કરીને પોતાને ત્યાં પણ એની મનાઈ ફરમાવી હતી. એ મનાઇનો ભંગ કરવા માટે હિંદી રાષ્ટ્રીય મહાસભાએ જે તારીખ નક્કી કરી હતી તે દિવસે ઘણા દેશપ્રેમીઓ પોતાના મકાન પર રાષ્ટ્રધ્વજની પ્રતિષ્ઠા કરીને કાયદાભંગની સજા પામ્યા હતા. પણ તે દિવસે આખા ભાવનગરમાં એક માત્ર કર્નલ જોરાવરસિંહના મકાન ઉપર રાષ્ટ્રધ્વજ ફરકયો હતો! એમની આ વીરતા અને નિષ્ઠાથી આકર્ષાઇને કોંગ્રેસે એમને પોતાના તરફથી મુંબાઇની ધારાસભામાં ચુટાવાનું આમંત્રણ આપ્યું હતું.

પન્નામાં તો મને પાંચ વરસ લગી સતત એમના સહવાસ અને વાત્સલ્યનો લાભ મળ્યો હતો ઈ. ૧૯૩૯માં જ્યારે બીજુ વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે એમની તબિયત સારી નહોતી. એક દિવસ સવારે મને વહેલો ઉઠાડીને એમણે મારી પાસે મધ્ય હિંદના એ. જી. જી.ને એક પત્ર લખાવ્યો. લડાઈ માટે હિંદી સરકારને પોતાની સેવાઓ આપવાનું જાહેર કરતા એ પત્રની લખાવટમાં એમની ધબકતી રાષ્ટ્રપ્રીતિ અને ક્ષત્રિય તરીકેની પોતાની ફરજનું એવું તો સુભગ અને સુનિષ્ઠાભર્યું મિશ્રણ હતું કે એની છાપ આજ પણ મારા હૃદય પર તાજી છે. એમની આ સત્યનિષ્ઠા અને નિર્ભીક વીરતાને કારણે જ જ્યારે સર સ્ટેફર્ડ ક્રિપ્સ એમની મશહૂર દરખાસ્ત લઇને આવ્યા ત્યારે એમની સાથે વાટ ઘાટ કરવા માટે નરેન્દ્રમંડળ તરફથી પાચ રાજવી અને પાચ પ્રધાનોની જે કમિટી નિમાઇ હતી તેમા કર્નલ જોરાવરસિંહજીનો ભાગ આગળપડતો હતો, એટલું જ નહિ પણ તે વખતના રાષ્ટ્રપતિ મૌલાના અબુલકલામ આઝાદે પણ એમને લશ્કરી સમસ્યાઓની સલાહ માટે ખાસ ભરોસો મૂકીને બોલાવ્યા હતા.

જોરૂભા સાહેબ ભાવનગરની ઘણી જાહેર પ્રવૃત્તિઓના પ્રેરક, સંચાલક અને પિતા હતા. રાજપૂત પાઇ ફંડ સોસાયટી, કચ્છ-કાઠિયાવાડ-ગુજરાત રાજપૂત સમાજ, ગોહિલવાડ રાજપૂત સમાજ, ભાવનગર ગરાસિયા સમાજ, માજીરાજબા વિધવા સહાયક ફંડ જેવી જ્ઞાતિની સંસ્થાઓ ઉપરાંત કાઠિયાવાડ વ્યાયામ મંડળ વગેરેના



પિતા : હરિસિંહજી જેસાભાઈ ગોહિલ-ભાવનગરના વઝીર

# ખોવાએલું પ્રતિબિંબ

**અસંભવિત લાગતી એક સંભવિત વાર્તા**

મૂળ લેખક : મેસિમો બૉન્ટેમ્પેલી



કોઈ અદૃશ્ય વસ્તુ પર ફીણવાળું બ્રશ ફરતું હતું.

અરીસા વિષેની આ વાત કહેતાં પહેલાં જ એક બીજી વાત કહી દઉં. પણ આથી કોઈ એમ ન સમજી લેશો કે હું જિંદગીના બારે પહોર ને બત્રીસે ઘડી કેવળ અરીસા સામે જોઈને જ બેસી રહું છું ના; એથી ઊલટું, હું એ ગૂંચવણિયા ચીજ જેમ બને તેમ ઓછી વાપરું છું. છતાં રોજના વાપરનારને માટે પણ અસંભવિત એવી માયા એ નાનકડી વસ્તુ મારે માટે ખડી કરે છે!

આઠ વર્ષ પહેલાંની જ વાત છે. બપોર થયા હતા. એવામાં મારી ઘર માલિકાણે મને ઉઠાડી એક તાર આપ્યો. તાર વિયેનાથી મારા ઉપર કરેલો હતો તાર વાંચતાં જ હું ચમકી ઊઠ્યો તાર કરવામાં આવ્યો હતો તો મારા ઉપર જ. હા, સરનામું પણ મારું જ હતું તેમાં આ પ્રમાણે લખ્યું હતું: 'પરમ દિવસે રોમ તરફ ઊપડો —મેસિમો.'

હજી એ મહિના પર જ હું પંદરેક દિવસ વિયેનામાં રહી આવેલો એ દરમ્યાન હું જેને જેને મળ્યો હતો તે બધાનાં નામ હું યાદ કરી ગયો: ટાઈબર, મારો હંગેરીનો વૃદ્ધ મિત્ર હતો. ઉપરાંત ફ્રાન્ઝ,-રીશાર્ડ અને જ્હૉન પણ ત્યાં હતા. પણ મારા સિવાય બીજો કોઈ 'મેસિમો' હોય એવું મને યાદ ન આવ્યું.

ત્યારે તાર કોણે કર્યો? વિયેનામાં રહેનાર મેસિમો તો હું એક જ હતો. અને એ રીતે તાર કરનાર મેસિમો પણ હું પોતે હતો! એટલે કે મેં મને પોતાને જ તાર કર્યો હતો?!

'સમજ્યો; બરાબર સમજ્યો!' હું એકદમ બોલી ઊઠ્યો.

પણ તમે આ નહિ સમજ્યા હો ક્યો, ત્યારે સમજાવું આવા તારના મને બીજા યે અનુભવો થયા છે. દાખલા તરીકે—

એક દિવસ હું મારા ઓરડામાં બધી વસ્તુઓને વ્યવસ્થિત ગોઠવતો હતો ત્યાં મને છત્રી ન જડી. હું દરરોજ જ્યાં છત્રી મૂકતો ત્યાં મેં જોયું. અરે, બેત્રણ વાર જોયું, પણ તે ન જડી તે ન જ જડી. આખરે 'ગઈ તો મૂઈ' એમ મન વાળીને હું બીજા કામે વળગ્યો.

એ વાત તો પછી હું ભૂલી ગયો હતો. ત્યાં બે દિવસ બાદ મને છત્રીનો તાર મળ્યો: 'આજે રાત્રે આવીશ.—છત્રી.' આવા બેવકૂફ તારને મેં કંઈ જ મહત્ત્વ ન આપ્યું. બીજે દિવસે સવારે પથારીમાંથી ઊઠતાંવેંત જ મારી નજર પડી તો છત્રી એની જગ્યાએ પડી હતી! બરાબર હું જ્યાં મૂકતો હતો એ જ ખૂણામાં! ત્યાં જ, જ્યાં હું શોધીશોધીને થાક્યો હતો એ જ ખૂણામાં!

હજી જોકે વૈજ્ઞાનિક રીતે સાબિત થયું નથી, તો યે હું જાણું છું કે પહેલાં જ્યાં કેટલીયે વાર ચીજ શોધી વળ્યા હોઈએ એ જ જગ્યાએ ખોવાએલી ચીજને પાછી જોવી એ સાવ અસાધારણ બનાવ તો નથી જ. પરંતુ એ વાત તો જવા દઈએ, જાણે પણ પાછી ખોવાએલી ચીજ પોતાનું પુનરાગમન તારથી જણાવે એ વાત તો ખરેખર અસાધારણ છે! આ દાખલા પરથી હવે, મને વિયેનાથી આવેલો તાર જેમ સાધારણ પ્રસંગ લાગ્યો તેમ તમને પણ સહજ જ બનાવ લાગશે. હવે મૂળ વાત ઉપર આવીએ.

બે માસ પહેલાં હું વિયેનામાં એક અરીસા સામે ઊભોઊભો ટાઈ બાંધતો હતો. મારે તે વખતે રોમ પાછું જવાનું હતું. તે સમયે શહેરની પરિસ્થિતિ ગંભીર હતી ને રાજકીય દેખાવો થયા કરતા હતા.

ત્યાં અચાનક ઘર હાલી ઊઠ્યું અને મોટા અવાજ સાથે મારા એ દર્પણના ટુકડા થઈ ગયા! પાછળથી અલબત્ત, એક ઑમ્બનું જ એ પરિણામ જણાયું હતું મેં અરીસાની મદદ વિના જ ટાઈ બાંધી લીધી અને સામાન ઉઠાવી, સ્ટેશને જઈ શહેર છોડ્યું.

રોમ આવ્યા પછી સવારે જેવો હું હાથમાં હજામતનું બ્રશ અને ટુવાલ લઈ અરીસા સામે જઈ ઊભો રહ્યો કે દંગ જ થઈ ગયો! વિસ્મય સાથે મેં જોયું તો અરીસામાં કશું દેખાતું ન હતું! એમાં મારા સિવાય બીજી બધી વસ્તુઓ દેખાતી હતી. ફક્ત હું જ દેખાતો ન હતો! કોઈ અદૃશ્ય વસ્તુ ઉપર ફીણવાળું બ્રશ ફરતું હતું અને અદૃશ્ય ખભા ઉપર ટુવાલ પથરાએલો હતો! બધું જ હતું, પણ હું-હું-હું મેસિમો ક્યાંયે દેખાતો ન હતો! મારું પ્રતિબિંબ જ પડતું નહોતું! હું અદૃશ્ય હતો!

આ પરિસ્થિતિ સમજતાં હું મુક્ત મને હસી પડ્યો.

હું માનું છું કે અરીસો વાપરનાર દરેકને—અને સ્ત્રીઓને તો સવિશેષ—અનુભવ હશે કે આપણે જ્યારે આપણું પ્રતિબિંબ જોતા હોઈએ અને જ્યારે તેનાથી વિખુટા પડીએ ત્યારે મનમાં એક સૂક્ષ્મ ભિન્નતાની લાગણી ઉદ્ભવે છે. અરીસાથી દૂર જતાં હૈયું એક નાનોશો આંચકો અનુભવે છે જાણે કે આપણે કદાચ દર્પણથી દૂર જતાં પહેલાં એક હળવો, અને ખ્યાલમાં પણ ન આવે એવો, એ પ્રતિબિંબ ખસેડી લેવાનો પ્રયત્ન કરીએ છીએ, એટલે જ આમ બનતું હશે.

વિયેનામાં પણ તે દિવસે આવું જ બન્યું હતું; મારો અરીસો એટલી બધી ઝડપથી ભાંગી ગયો કે તેનો નાશ થતાં પહેલાં હું મારી જાતને—મારી પ્રતિકૃતિને—તેમાંથી પાછી ન ખેંચી શક્યો. હું મારી પ્રતિકૃતિને પાછી લેવા જેટલો તૈયાર જ નહોતો રહ્યો.

એ વખતે તો મારે જવાની ઉતાવળ હોવાથી મેં આ પ્રસંગ ઉપર ધ્યાન જ ન આપ્યું. પણ પછી સવારે જ્યારે રોમમાં હું અરીસા સામે જઈ ઊભો ત્યારે જ શું થઈ ગયું હતું એનો મને ખ્યાલ આવ્યો.

આજે હવે છેલ્લા બે માસથી હું પ્રતિબિંબ વિનાનો થઈ ગયો છું! શરૂશરૂમાં તો પ્રતિબિંબ વિના ચાલતું જ નહિ. મને ટાઈ બાંધતી વખતે કે દાઢી કરતી વખતે ખૂબ ત્રાસ પડતો. પણ ધીમેધીમે વર્ષન જતાં હું ટેવાઈ ગયો અને હવે તો એ ટેવને આધારે જ હું



અને લાગવગ આગળપડતાં છે. અને ખૂબ સાહસિક હોઈ દુનિયાના કોઈના ઉદ્યોગપતિઓને તેમનું કામ પડે છે છતાં પોતે ગરીબ અને આધારણ વર્ગના પક્ષપાતી છે. ઘરનું કોઈ પણ કામ કરતાં શરમ પામતા નથી. તેમનાં જ્ઞાન અને ગ હિતી અસાધારણ છે અને કાન પણ તેજસ્વી તથા ઉત્સાહી યુવાનોને જોતા તેને મદદ ન કરવા તત્પર રહે છે. તે પોતે કળાના પ્રેમી છે, કળાને પ્રોત્સાહન તેની કદર કરી શકે છે અને કલાકારોની મુસીબતો સમજે છે. આ રીતે તેમણે જુદી જુદી જાતના તરુણ વિદ્યાર્થીઓને સહાય કરીને ધંધાની જુદીજુદી શાખાઓમાં આગળ ધપાવ્યા છે.

આથી શ્રી કરમારકરે ઍંદ્રેના ગુણોની વાત તેમને કરી કે તરત તેમણે પોતાના મકાનમાં કેટલુંક ચિત્રકામ ઍંદ્રેને સોંપ્યું અને તેમના ચિત્રો પણ ખરીદ્યાં. ઍંદ્રેની પાંગરતી પ્રતિભા જોતાં જ નિંબકરને લાગ્યું કે એણે પોતાના જીવનની સાધના તેના ઉત્તમોત્તમ ક્ષેત્રોમાં જઈ કરવી જોઈએ અને જગતના સર્વશ્રેષ્ઠ કલાધામોના સંપર્ક મેળવવા ઉપરાંત આજની આધુનિક કલાનો અર્થ જાણવો જોઈએ. તે પરથી કોઈ રાજા કે શ્રીમંતને ન સૂઝ્યું તે આ શ્રી નિંબકરને સૂઝ્યું અને ઍંદ્રેને પોતાના જ સ્વાશ્રય પર અમેરિકા જવાનો માર્ગ ચીંધાડ્યો. પરિણામે આજ ભાઈ ઍંદ્રે પોતાનાં કેટલાંક સુંદર ચિત્રો લઈ અમેરિકા ઊપડી ગયા છે અને ત્યાં એ ચિત્રોથી અનેક કલાકારો તથા કલાવિદોની પ્રશંસા પામ્યા છે. પ્રસિદ્ધિ તો હવે તેમને ચરણે પડી છે. આ પ્રસંગથી ઍંદ્રેએ હિંદમાં સર્વત્ર એક નવીન જ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે.

તેમનો જન્મ ઇ. ૧૯૨૦માં ઇંદોરમાં મહારાષ્ટ્રીય બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. પૂના નજીકના કોઈ ગામેથી તેમના પૂર્વજો બે ત્રણ પેઢીથી ત્યાં જઈ વસેલા. તેમના પિતા રાજ્યની નોકરીમાં હતા

**ચિત્રમાં અવનવીન રંગસૃષ્ટિ ખડી કરનાર શ્રી ઍંદ્રેનાં આ સાદાં ચિત્રોમાં મૂળ રંગભભકનો ખ્યાલ ન આવી શકે; પણ પ્રકૃતિના ધબકાર તો તેમાં અવશ્ય જણાશે.**



**સામેના પાને: 'કરગઠિયાં વીણતી ગ્રામ નારીઓ'; મથાળે: 'તાવડી નદી આગળનું દૃશ્ય'; નીચે: 'કાઠિયાવાડી ભેંશો'; ઉપર શ્રી ઍંદ્રે પોતે. (ફોટા: ર. મ. રાવળ)**



અને હાલ તેમનાં માતાપિતા, બેન વગેરે હયાત છે.

ઇંદોરમાં તેમણે શાળાના અભ્યાસની સાથેસાથે ચિત્રમાં પણ ખાસ પ્રીતિ અને શક્તિ બતાવેલી. મૅટ્રિક થઇને ઇંદોરની હોળકર કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરતાંકરતાં તેમણે ઇંદોરની કળા-શાળામાં શ્રી દેવલાલીકરની પાસે ચિત્રકળાનું શિક્ષણ પણ લીધું અને ૧૯૩૩ના અરસામાં ગ્રૅજ્યુએટ થયાં તે સાથે મુંબાઇની સ્કૂલ ઑફ આર્ટની ડિપ્લોમા પણ મેળવી. ઇંદોરમાં તે મુખ્ય વિદ્યાર્થી ગણાતા. ઈ. ૧૯૩૩માં તેમણે પ્રદર્શનોમાં ચિત્રો મોકલવાં શરૂ કર્યાં અને આજ સુધી ભાગ્યે જ કોઈ સ્થળેથી તેમને પ્રશંસાપત્ર તથા પારિતોષિક મળ્યા વિના રહ્યાં હશે.

ઈ. ૧૯૩૬થી ૧૯૩૯નાં વર્ષોમાં તેમણે હિંદુસ્તાનના ઘણા પ્રદેશોમાં પ્રવાસ કર્યો અને ચિત્રો તેમજ વિવિધ શૈલીનો અભ્યાસ કર્યો. આરંભમાં કાશ્મીર રાજ્યના પ્રકાશન ખાતામાં ત્રણ વર્ષ સુધી નોકરી કરી. એમાં રાજ્યના મહેમાનોને બધે ફેરવવા, બતાવવું વગેરે ફરજો હતી. પણ તે સાથે તેમણે ત્યાંની રંગસૃષ્ટિનો તૃપ્તિપૂર્ણ આસ્વાદ લીધો. આપણા ગુજરાતી કલાકાર ભાઈ છગનલાલ જાદવને તે વખતે તેમનો ત્યાં સારો સમાગમ થએલો. તે કહે છે કે એ ત્રણ વરસના ગાળામાં બેંદ્રેએ ત્રણ હજાર જેટલા સ્કેચ કરી નાખેલા!

તેમણે વતન સાથે બહુ જ ઓછો પરિચય રાખ્યો છે. ખરું જોતા તે એક ખરા અખિલભારતીય પ્રવાસી ચિત્રકાર છે. ૧૯૪૩માં તે આજની હિંદી ચિત્રકળાનો પરિચય મેળવવા શાંતિનિકેતન પણ જઇને રહ્યા હતા અને ત્યાં નંદબાબુની સારી પ્રીતિ મેળવેલી. તે સાથે ત્યાં ફ્રેસ્કો, ટેમ્પેરા વગેરે ચિત્રશૈલીઓમાં સરસ સિદ્ધિ મેળવી બીજા અનેક કલાકારોનો પણ સમાગમ સાધ્યો. કળામાં પળેપળે આગળ વિકાસ કરવા માટે નવુંનવું શીખવા ઉપર તે પોતાની સર્વ એકાગ્રતા કેન્દ્રિત કરે છે, અને ઘરની તેમજ પૈસાની મુશ્કેલીઓ છતાં પોતાનું ધ્યેય પાર પાડ્યે જ જંપે છે.

છેલ્લા દસેક વર્ષમાં તેમને બધાં મળીને ત્રીસેક જેટલાં પારિતોષિકો અને કલકત્તા તેમજ મુંબાઇની આર્ટ સોસાએટીના સુવર્ણચંદ્રકો મળેલા છે. ઈ. ૧૯૪૬માં 'આર્ટ સોસાએટી ઑફ ઇન્ડિયા'નું ૬૦૦ રૂપિયાનું ઇનામ તથા વિજયપદક તેમણે મેળવ્યાં અને એ સોસાએટીના પ્રમુખ થયા.

મદ્રાસ તરફ કંઈક કલા-કામગીરીને અંગે જવું થતાં તેમને તેમનાં ભાવિ પત્ની મોનાદેવીનો પરિચય થયો. તેઓ વૈશ્ય મુદલીઆર કુટુંબનાં એક સુશીલ પુત્રી છે. તે પણ કલાપ્રેમી હોઇ શ્રી બેંદ્રેનાં વ્યક્તિત્વ અને આદર્શોથી મુગ્ધ થઈ તેમણે લગ્ન માટે ઇચ્છા પ્રદર્શિત કરી. સુશીલ અને સુજ્ઞ કન્યારત્ન જોઈ શ્રી બેંદ્રેએ તેનો સ્વીકાર કર્યો. એકબીજાને વધુ સમજવાને એક વર્ષથી વધુ સમય રાહ જોઇને અને અન્યોન્યના માતાપિતાની સંમતિથી ૧૯૪૬માં તેમણે લગ્ન કર્યાં. સમાજનાં બંધનો વચ્ચે આવું લગ્ન કરવામાં શ્રી બેંદ્રેએ નીડરતા અને સ્વતંત્રતા દાખવી છે. આ દંપતી ઘણી સાદાઈ અને કરકસરથી મુંબાઇમાં પોતાનું ગૃહ ચલાવે છે અને શ્રીમતી બેંદ્રે હંમેશા પતિના કલાકાર્યમાં સહાય, સહકાર તથા પ્રેરણા આપે છે. એ શ્રીમતી બેંદ્રેની અનેક અવનવીન રચનાઓમાં થએલી તસ્વીરો જે મુંબઇનાં પ્રદર્શનોમાં પ્રેક્ષકોને જોવા મળે છે. શ્રી બેંદ્રે ગૃહજીવનને કેવી રંગભીની આંખે જુએ છે તેનાં એ સાક્ષી છે. હવે તેમાં એક બાળનો વધારો થયો છે અને શ્રી બેંદ્રેનાં ચિત્રોમાં બાળક પાત્ર પણ નવીનવી રીતે રજૂ થતું દેખાય છે.

અમેરિકા જવાની તૈયારીમાં તેમણે હિંદના જુદાજુદા ભાગોનાં અવનવા પ્રયોગોવાળાં અસંખ્ય ચિત્રો તૈયાર કર્યાં છે. છેવટના ભાગમાં તેમણે કાઠિયાવાડનો એક માસનો પ્રવાસ કરી ત્યાંનાં પાત્રો અને દૃશ્યોનો નવો આકર્ષક ફાળો કર્યો હતો.

તે ઉપરાંત, તેણે પોતાની વિવિધ રૂપશક્તિને કસોટીએ મૂકવા ઉપર ખડ્યાગની રૂખાઇઓવાળા ગ્રેઇઝ ઉપર ૭૫ ચિત્રોનો એક સેટ તૈયાર કર્યો છે. ગંજીપાના પાના જેવડાં કદનાં એ ચિત્રો પ્રથમ નજરે જોતાં રંગોની એક બિછાત જ દેખાય; પણ સ્થિર આંખે ધીમેથી જોતાં તેમાં પાત્રો પ્રાણીઓ અને દૃશ્યો દેખાય છે. તેમનાં આજ સુધી કરેલાં ચિત્રોની છેવટની ગણત્રી અનુમાને ૮૦૦૦ જેટલી થવા જાય છે! આવી વિપુલ અને દુસ્સાધ્ય કલાસાધના કેટલા હિંદી કલાકારોએ કરી હશે?

તેમનો આદર્શ માત્ર 'કાર્ય' જ છે અને તેમાં જ તે આનંદ તથા સંતોષ માને છે. મોટીમોટી ચિત્રવિવેચના કે ચિત્રકારોની ચર્ચાની ભાંજગડમાં તે ઓછા જ પડે છે. એ કહે છે કે જે વસ્તુ આપણને આનંદ આપે તે જ કળાનો વિષય અને તે રજૂ કરવામાં જ સાચી કળા. કળાકારનો એક જ ધર્મ છે કે તેને કલાસ્વરૂપ આપવું. જે ચિત્રોમાં ચિત્રની વાર્તા કે શૈલિ જ માત્ર લોકોની પ્રશંસા પામે છે તે ટકતાં નથી; પણ જેમાં ચિત્રકળાનું મુખ્ય તત્ત્વ હોય તે જ ચિરંજીવ બનશે. સીનેમાનાં ગીતોની જેમ ચાલુ લોકપ્રિયતાવાળાં ચિત્રો અંતે વિસરાઈ જ જવાનાં.

શ્રી બેંદ્રેનાં ચિત્રોમાં લોકજીવનની વિશેષતાઓ અને પ્રસંગો આગળપડતાં હોય છે. નદીકિનારા, કૂવા, ઘાટો, મંદિરો, બજારો, દુકાનો, શાકભાજી વેચનારા વગેરે તેમની પીંછીની સાથે છે.

એ વારંવાર કહે છે કે ચિત્ર આંખોથી જ નહિ પણ મનથી પણ જોવું જોઇએ. ચિત્ર ભલે સ્થળ પર બેસીને કરો, પણ તેમાં જે વસ્તુની વિશેષ છાપ મન પર પડી હોય તે ભુલાવી ન જોઇએ.

શ્રી બેંદ્રે ચિત્રકળાના એક જબરા પ્રયોગકાર છે. શાંતિનિકેતનમાં નવ માસ રહીને ત્યાંથી તેમણે માટી ને પથ્થરના રંગોની ક્રિયાઓ પૂરી શીખી લઈ કેટલાંક ચિત્રો કર્યાં છે. તે માને છે કે હિંદની ભીંતો માટે આ જ રંગો સુયોગ્ય છે. તે વરસાદ કે તાપમાં ઝાંખા થતા નથી અને આંખને એક ઠંડી તથા આકર્ષક તેજી આપે છે. તેમણે લીનોકટ, વૂડકટ અને ઇચિંગમાં પણ પ્રશંસાજનક આલેખનો કરી બતાવ્યાં છે. રંગચિત્રોમાં તેમણે આઇલ, એગ ટેમ્પેરા (ઇંડાંના રસમાં જમાવેલા રંગોનું કામ) અને ટેમ્પેરા (રંગની ભૂકી ગુંદર સાથે જોડે મેળવી કરેલું કામ) કરવામાં પૂર્ણ સિદ્ધિ મેળવી છે. ઉપરાંત મુંબાઈમાં તેમણે શ્રી નિબકરના મકાનમાં હિંદના ગ્રામજીવનનું જે મોટું ભીંતચિત્ર કર્યું છે તે તો એક પ્રશંસનીય કૃતિ ગણાશે. તેમાં તેમણે ૨૦૦ જેટલી તો વિવિધ સ્થિતિની જાતો રૂપક વિગતો સાથે આલેખી છે! એ જંગી ચિત્રની છાપ અહીં નાના કાગળ પર આપવી મુશ્કેલ છે; પરંતુ શ્રી બેંદ્રેનાં ધૈર્ય, સદ્ભાવ અને અભ્યાસને તેણે તેમાં પૂર્ણ કસોટીએ મૂક્યાં છે.

આવી સર્વાંગ તૈયારી કરી તેમણે અમેરિકા તરફ પ્રયાણ કર્યું છે. ત્યાં તે વ્યક્તિગત પ્રદર્શનો કરતા સર્વ કલાકેન્દ્રોમાં ફરશે, મહાન કલાકારો અને કલાકૃતિઓનો સંપર્ક કરશે અને ત્યાર બાદ યુરોપમાં ફ્રાંસ ને ઇટાલીની મુલાકાત લેશે. આવી રીતે જીવનભર કલાસાધનામાં એકનિષ્ઠ રહી તેના વિકાસને અભ્યાસ પાછળ જીવન વહેતું મૂકનાર ભારતીય કલાકારોમાં તે અગ્રણી છે. તેમના એ પ્રવાસ તથા મંથનમાંથી ભારત વિશેષ સમૃદ્ધ થશે એવી ભાવના સાથે તેમના એ પ્રવાસને સફળતા ઇચ્છીએ.

રવિશંકર મ. રાવળ

નવેમ્બર ૧૯૪૭) ૩૧૦

અનંત કાણેકરના અવળા વિચાર જેમાં આ વખતે એક નવો જ મુદ્દો રજૂ થાય છે:

# મોટાં વિશેષણો

## એમનાથી ખરેખર ચેતવા જેવું છે

આજકાલ થતાં કોમી હુલ્લડો કેવી રીતે બંધ કરવાં એ વિષે ઘણા લોકો અનેક પ્રકારના રસ્તા બતાવે છે. એક વખત કોઈકે સૂચવ્યું કે જેમને પોતાના પ્રાણની જરા યે પરવા ન હોય એવા ચુનંદા લોકોનું એક સ્વયંસેવક દળ ઊભું કરવું, ને જ્યાંજ્યાં હુલ્લડ થાય ત્યાંત્યાં બંને ધર્મના લોકો વચ્ચે જઈ આ સ્વયંસેવકોએ હુલ્લડ બંધ પાડવાના તથા લોકોના જાન બચાવવાના પ્રયત્ન કરવા. આ વિચાર મેં મારા એક મિત્રને કહેતાં એણે એકદમ પૂછ્યું, 'આ સ્વયંસેવક દળ શા માટે સ્થાપવાનું? લોકોના જીવ બચાવવાની ખાતર જ ને?'

મેં કહ્યું, 'હા'. ત્યારે ભાર દઈને એ બોલ્યો, 'એ લોકો બીજાના જાન જરા યે બચાવી શકવાના નથી.' મેં પૂછ્યું 'કેમ?' તેણે કહ્યું 'પોતાના પ્રાણની જેને પડી નથી તે બીજાના જાન શું બચાવવાના હતા? પ્રાણ બચાવનારે પહેલાં પ્રાણની કિંમત તો જાણવી જોઈએ ને? ભલે પોતાનો જ હોય, પણ જેમને 'પ્રાણ' એ ચીજ આટલી નજીવી લાગે છે, તે બીજાના પ્રાણ બચાવવાની કોશિશ કેટલા મનથી કરવાના હતા?'

એના જવાબથી પહેલાં તો હું જરા ગોટાળામાં પડી ગયો. પોતાના જાન કુરબાન કરવા તૈયાર થએલા શૂરવીરોને એ બીજા લોકોનું સંરક્ષણ કરવા માટે નાલાયક લેખતો હતો, એ મને બરોબર લાગ્યું નહિ. પણ થોડો ઊંડો વિચાર કરતાં એના કહેવામાં ઘણો અર્થ છે એવું મને લાગવા માંડ્યું. પહેલે ઝપાટે આપણી આંખો આંજી નાખનારી અનેક વસ્તુઓનો આપણે જ્યારે શાંતિથી વિચાર કરીએ છીએ ત્યારે તેમાંની લગભગ મોટા ભાગની વસ્તુઓ કેવળ નિરુપયોગી જ નહિ, પણ ઊલટી અપાયકારક પણ હોવાનું જણાઈ આવે છે. 'પોતાના પ્રાણ નિછાવર કરવા' એ શબ્દપ્રયોગ સાંભળી આપણું અંતઃકરણ મલકી ઊઠે છે, પણ મારા ઉપર્યુક્ત મિત્ર જેવા કોઈ વાસ્તવવાદી કાન પકડીને આપણને જ્યારે ઠેકાણે લાવે છે ત્યારે જ આપણને વસ્તુસ્થિતિનો ખરો ખ્યાલ આવે છે. પોતાના જીવની પરવા ન કરનારો માણસ બીજાના જાન બચાવવાનું તો દૂર રહ્યું, પણ કોઈક વાર બીજાના જાન બેશકપણે લઈ પણ લે; કારણ કે 'જાન'ની એને કંઈ જ કિંમત હોતી નથી.'

આ જ પ્રમાણે એક વાર હું 'અસામાન્ય બુદ્ધિ' એવા શબ્દોથી પણ એમ જ અંજાઈ જતો. પણ નિશાળમાં હતો એ દરમિયાન જ એક વાર 'નહિ જોઈએ આવી અસામાન્ય બુદ્ધિ,—સામાન્ય જ સારી' એવું કહેવાનો પ્રસંગ આવ્યો! અમારી સ્કૂલમાં એક વખત ગણિતના નવા માસ્તર આવ્યા. એક અસામાન્ય બુદ્ધિના ગણિતશાસ્ત્રી હોવાની એમની ખ્યાતિ અમે સાંભળી હતી, એટલે એમની પાસેથી અમને ઘણુંઘણું શીખવાનું મળશે એ વિચારે અમે ખુશ હતા. માસ્તર વર્ગમાં આવ્યા ને ગણિતના અત્યંત માથાફોડિયા પ્રશ્નો તથા ભૂમિતિના અઘરાઅઘરા દાખલા પાટિયા ઉપર એક પછી એક ઝપાટાબંધ કરી બતાવી તે આગળ વધવા લાગ્યા. વચ્ચે અમારામાંથી કોઈ કંઈ મુશ્કેલી પૂછે, તો 'આટલી સાદી વસ્તુ તમને નથી સમજાતી?' એમ કહી અમારા ઉપર એ ઘાંટા પાડવા લાગ્યા!

અને એમની વાત પણ બરાબર હતી. એમની 'અસામાન્ય' બુદ્ધિને અમારા પ્રશ્નો તદ્દન સાદા લાગતા હતા. આટલી સાદી વસ્તુ મે ન સમજી શકનારા માણસો જગતમાં હશે એનો એમને બીચારાને ખ્યાલ જ નહોતો. પણ આ પરથી અમને હવે એમના કરતાં અમારા અગાઉના 'સામાન્ય' બુદ્ધિવાળા માસ્તર સારા લાગવા માંડ્યા. સર્વ-સામાન્ય માણસોને કઈકઈ મુશ્કેલી નડે એનો એમને પોતાના અનુભવ પરથી પૂરો ખ્યાલ હતો; અને અમને જણાતી કોઈ પણ મુશ્કેલી એ અમને ફરીફરી ધીરજથી સમજાવતા.

એવી જ રીતે આજકાલ મને હવે 'ઉદાર' એ શબ્દની પણ એવી જ બીક લાગવા માંડી છે. ફલાણો ફલાણો પોતાના મિત્રો પાછળ છૂટે હાથે પૈસા ખરચે છે એવું હું ક્યાંય સાંભળું તો પહેલાં મને એનું કૌતુક લાગતું; પણ આજકાલ હવે બીક લાગે છે. આવા ઘણા ઉદાર લોકો મેં જોયા છે, અને કેટલાકનો તો અનુભવ પણ થયો છે. પોતાના પૈસાની પરવા ન રાખનાર માણસને બીજાના પૈસાની પણ બિલકુલ કદર હોતી નથી. પોતાના પૈસા બેદરકારીથી ઉડાવનારો માણસ બીજાના પૈસા એટલી જ બલ્કે એનાથી યે વધારે બેદરકારીથી ઉડાવે; અથવા ટૂંકામાં કહીએ તો જેમની પાછળ એ પૈસા ઉડાવે છે તે ક કે ખ ભલે એને ઉદાર યા મહેરદાર કહીને એની આગળપાછળ ફર્યા કરતા હોય; પણ જેમના પૈસા એ ઉડાવતો હોય છે, એટલે કે જેમને એ બનાવતો હોય છે, તે ક, ખ, ગ, ઘ, માણસો તો એને સાળો જ કહેતા હોય છે! એટલે જ, ફલાણો ફલાણો પોતાના પૈસા બીજા પાસેથી લેણા હોય તો પણ કદી માગતો નથી એવું મને કોઈ કૌતુકથી કહેવા માંડે, તો હું તરત જવાબ આપું છું કે 'બરાબર છે, એને કદી કોઈનું દેણું આપવાનું હોતું નથી, એટલે એ પોતાના પૈસા માગે શા માટે?''

પોતાના પૈસા સીધી રીતે માગી લેનારો ઘણુંખરું બીજાના પૈસા સીધી રીતે આપી દેતો હોય છે. ઉદારતાનો ડોળ કરી પોતાના પૈસા ન માગનારાએ ઘણું કરીને પોતાની ઉદારતાની મૂડી વ્યાજે મૂકેલી હોય છે, અને વ્યાજ સાથે તે પાછી આવશે એની એ અપેક્ષા કરતો હોય છે. કોઈ એક કંપનીના બે ભાગીદારોની વાત હું જાણું છું એમાંનો એક ઘણો હિસાબી વૃત્તિવાળો અને બીજો હાથનો છૂટો, એમ જાણીતા હતા. નોકરોને જે છૂટે હાથે બક્ષિસ આપતો તેના પર નોકરચાકર બેહદ ખુશ હતા ને બીજાને એ કંજૂસ કહેતા. આગળ જતાં ધંધો બેસી ગયો અને કંપની બંધ પડવાનો વખત આવ્યો. એ વખતે નોકરો જ્યારે ચડી ગએલા પગાર માગવા આવ્યા, ત્યારે પેલો ઉદારહૃદયી ભાગીદાર સાત્ત્વિક ગુસ્સામાં એમના પર તડૂક્યો, 'આટલો વખત મારા પૈસાનો છૂટથી લાભ લીધો હતો, અને હવે પગાર માટે બેસી રહ્યા છો? શરમ નથી આવતી?' બીજો ભાગીદાર શાંતિથી ઊઠી ઘેર ગયો, અને બૈરીનાં ઘરેણાં વેચી નાખી એણે નોકરોના પગાર ચૂકતે કર્યા.

સ્વાર્થત્યાગ કરવો હોય તોપણ ભલે ને 'ત્યાગ' કરવાને માટે પણ 'સ્વાર્થ' તો જોઈએ જ ને? નહિતર 'ત્યાગ' થાય એકનો અને 'અર્થ', જાય બીજાનો! જેવી રીતે આજુબાજુ કોઈ ચોર કે ખીસાકાતરુ હોય ત્યારે ચેતવણી આપવામાં આવે છે, તેવી જ રીતે આવા ઉદાર માણસો વિષે હું મારા મિત્રોને હમેશાં કહું છું, 'સંભાળજો હોં,—એ ઉદાર છે!'

(મૂળ મરાઠી ઉપરથી) માલતી જોષી

તેથી જ તે ભાગમાં વસ્તિ ગીચ છે અને સીડની, મેલબોર્ન, બ્રિસ્બેન ઈત્યાદિ મોટાં શહેરો ત્યાં આવેલાં છે.

પર્વતમાળાઓ ઑસ્ટ્રેલિયામાં ઘણી છે. જેમાં 'ઑસ્ટ્રેલિયન આલ્પ્સ' મુખ્ય છે. તેનું 'કોસીયુસ્કો' (Kosciusko) નામનું શિખર ૭૩૦૦ ફૂટ ઊંચું છે. તેના દક્ષિણ ભાગમાં શિયાળામાં બરફ પડતો હોવાથી તે શિયાળાની બરફાક રમતો માટે આકર્ષક સ્થળ છે. કિનારાના જે પ્રદેશમાં ખૂબ વરસાદ પડે છે ત્યાં ઘણાં ગીચ જંગલો આવેલાં છે. આ જંગલોમાં રાક્ષસી કદનાં 'ગમ' અથવા 'યુકેલિપ્ટસ'નાં જંગી ઝાડો ઊગે છે આ ઝાડને ડાળીઓ હોતી નથી. જમીનથી સીધું ઊંચું તે ઊગે છે અને માત્ર ટોચ ઉપર નાનાં ભૂખરા લીલા રંગનાં પાંદડાં હોય છે.

પ્રાણીઓ પણ ઑસ્ટ્રેલિયામાં વિચિત્ર જાતનાં થાય છે. જેમાં કાંગારૂ સૌથી જાણીતું છે. પોતાનાં બચ્ચાંને સાચવવા માટે તેના પેટના ભાગમાં જે એક કુદરતી કોથળી હોય છે તેને લીધે તે જગતમાં ખૂબ પ્રખ્યાત છે. આ પ્રાણી સામાન્યતઃ નિરુપદ્રવી છે અને ફક્ત ઑસ્ટ્રેલિયા તથા ન્યૂઝીલાંડમાં જ મળી આવે છે. હિંસક પ્રાણીઓમાં તો ત્યાં ફક્ત જંગલી કૂતરા જેવું ડીંગો નામનું પ્રાણી થાય છે જે ઘેટાંને મારી ખાય છે. કૉકેટૂ (કાકાકૌવા), કુકેબુરા (kookaburra), ઈમુ (Emu) ઈત્યાદિ ત્યાંનાં જાણીતાં પંખીઓ છે. પણ આમાંનું એકે પશુપંખી મનુષ્યના જીવનવ્યવહારમાં ઉપયોગમાં આવે તેવું નહિ હોવાથી ઘણાંખરાં પશુઓ લોકોને બહારથી જ ત્યાં લઈ જવાં પડયાં છે. રણના પ્રદેશને માટે જરૂરી ઊંટ પણ બહારથી જ લાવીને વસાવવું પડ્યું છે; આમ, લઈ જવામાં આવેલાં પાલિત પશુઓમાં કેટલાક લોકો શોખને ખાતર થોડાં સસલાં ત્યાં લઈ ગયા. અને એ પશુનો કુદરતી દુશ્મન ત્યાં કોઈ નહિ હોવાથી તેમની પ્રજા ત્યાં થોડાંક વર્ષોમાં એટલી બધી વધી ગઈ કે પારાવાર નુકસાન કરીને તેમણે કાળો કેર વર્તાવી મૂક્યો અને આજે તો તેમનો નાશ કરવા લાખો રૂપિયા ખરચવા છતાં યે તેમાં એવી સફળતા હજુ મળી નથી!

ઑસ્ટ્રેલિયાના મુખ્ય ઉદ્યોગધંધાઓ ત્રણ: ઘેટાંનું ઊન ઉત્પન્ન કરવાનો, ખેતીનો અને ડેરીનો. ઊનની પેદાશમાં તો ઑસ્ટ્રેલિયાનો નંબર જગતભરમાં સૌથી પહેલો આવે છે અને આખા જગતના ઊનની કુલ પેદાશનો ચોથો ભાગ એકલું ઑસ્ટ્રેલિયા પેદા કરે છે. ઊન આપનારાં ઘેટાં ત્યાં ૧૨ કરોડ છે, જે દર વર્ષે ૧ અબજ રતલ ઊન આપે છે. ઊનની આ કુલ પેદાશનો ૮૦ ટકા પરદેશ ચડે છે. વળી ત્યાં માંસને માટે ઢોરો ઉછેરવામાં આવે છે ને દર વર્ષે લગભગ રા કરોડ (૧ કરોડ ૯૫ લાખ ઘેટાં, ૩૫ લાખ ઢોર ને ૨૦ લાખ ડુક્કર) ની કતલ થઈને તેમનું માંસ બજારમાં તથા પરદેશ મોકલાય છે. આ ઢોરોનાં ચામડાંનો પણ ત્યાં મોટો ઉદ્યોગ ચાલે છે.

બીજે નંબર આવતા ખેતીના ઉદ્યોગમાં મુખ્ય પેદાશ ત્યાં ઘઉં છે અને દર વર્ષે ત્યાં ૧ કરોડ ૬૦ લાખ બુશલ ઘઉં પેદા થાય છે, જેમાંથી ૧ કરોડ બુશેલ પરદેશ ચડે છે આને લીધે તે દુનિયાનો ઘઉંની જંગી નિકાસ કરનારો મહત્ત્વનો દેશ ગણાય છે ત્રીજે નંબરે આવતો ડેરીનો ઉદ્યોગ ખાસ કરીને શહેરોની આસપાસ ચાલે છે ને દિવસે દિવસે વધતો જાય છે. ૧૯૨૮માં દૂધ આપનારી જેટલી ગાયો ત્યાં હતી તેના કરતાં આજે લગભગ બમણી સંખ્યા (૩૫ લાખ ગાયો) ત્યાં છે અને દર વર્ષે ૫૦ લાખ રતલ માખણ પેદા થાય છે.

એક સૈકા સુધી ઑસ્ટ્રેલિયા ખેડૂત અને ખાણોમાં કરનાર મજૂરોનો દેશ ગણાતો. પણ હવે ઔદ્યોગિક ક્ષેત્રમાં પણ તેની પ્રગતિ થઈ રહી છે અને યુદ્ધના સમયમાં તો ત્યાં એટલાં બધાં કારખાનાં શરૂ કરવામાં આવ્યાં છે કે તેનો વિકાસ ચાર ગણો થયો છે.

સોના ઉપરાંત ત્યાં ચાંદી, તાંબુ, સીસું, કલાઈ ઈત્યાદિ બીજી ધાતુઓની પણ સમૃદ્ધ ખાણો મળી આવી છે




ડાબી બાજુ ઉપર-એમુ: શાહમૃગ જેવું પણ તેનાથી જરા નાના કદનું આ જંગલી પક્ષી માત્ર ઑસ્ટ્રેલિયા અને તેની આજુબાજુના ટાપુઓના અરણ્યોમાં થાય છે. તેની પાંખો નાની ને નહિવત્ જ હોય છે પણ ઘણું ઝડપથી દોડી તથા તરી શકે છે કેવળ વનસ્પતિ-આહારી આ પંખીના નર કરતાં માદા જરા મોટી હોય છે અને લીલા રંગનાં ઈંડાં મૂકે છે નીચે: કાકાકૌઆ; જમણી તરફ: ઑસ્ટ્રેલિયાનું બલિષ્ઠ પંખી કુકાબારા અને તેનો શિકાર બનેલો અજગર




વિવિધ દૃષ્ટિબિંદુથી ઑસ્ટ્રેલિયાનો પરિચય આપતા કેટલાક આલેખ: પહેલાં બે ચિત્રોમાં હિંદ તથા યુરોપના નકશા તેના નકશા પર મૂકી બતાવીને કદનાં પ્રમાણ દર્શાવ્યાં છે પછીનાં ત્રણ ચિત્રોમાં તેની જમીનના ઉપયોગ, ઊનની ઉપજ તથા વસ્તિ દર્શાવતા આલેખ છે.

# કાળાબજારના કીમિયાગરો

★ નાટિકા

## જે પોતાની વાત પોતે જ કહે છે

[સૂચના: આ આખી નાટિકા કલ્પિત છે; માટે કૃપા કરી કોઇએ બંધબેસતી પાઘડી પહેરવી નહિ]

સમય : ઈ. ૧૯૪૭

સ્થળ : ન્યૂ દિલ્હીમાં આવેલું એક મકાન

પાત્રો : જેમ આવતાં જાય તેમ

[પડદો ઉપડાય છે ત્યારે એક મોટા દીવાનખાનામાં પૈસાથી તર થએલા સ્થૂળ શરીરવાળા ગૃહસ્થો ખડકાએલા નજરે પડે છે. દીવાલ ઉપર પાછલાં વર્ષોની સમિતિના પ્રમુખોની છબીઓ ટાંગેલી છે. મંચ ઉપર એક ટેબલ છે અને તેના પર કેટલાક કાગળો પડેલા છે. સભાના સેક્રેટરી જેવા દેખાતા એક ગૃહસ્થ હાથમાં કેટલાક કાગળો લઇ મંચ પર ચડતા દેખાય છે અને ટેબલ પાસે ઊભા રહી ભાષણ શરુ કરે છે ]

સેક્રેટરી : માનનીય કૉન્ટ્રૅક્ટર સાહેબો, દલાલ સાહેબો, કમિશન એજન્ટ સાહેબો અને...કહી શકું તો સજ્જનો! અખિલ હિંદ કૉન્ટ્રૅક્ટરોના એસોસીએશનની આ સભા ૧૯૪૮ના વર્ષ માટે નવા પ્રમુખની ચૂંટણી કરવા માટે બોલાવવામાં આવી છે. આ વર્ષના નિવૃત્ત થતા પ્રમુખશ્રીએ મને આજે એક તાર મોકલ્યો છે, જેમાં તેઓ જણાવે છે કે તેમના કુટુંબમાં એક ગંભીર માંદગીને પરિણામે પોતે સભામાં હાજરી આપી શકે તેમ નથી અને તે બદલ તેઓ પોતાની દિલગીરી પ્રદર્શિત કરે છે.

એક અવાજ : તેઓ તેમના જમાઇને કોઇ સારી એજન્સી અપાવવા મુંઝાઈ ગયા છે. ('શરમ' 'શરમ'ના પોકારો)

બીજો અવાજ: જુઠું બોલવા માટે સેક્રેટરીને કેટલા પૈસા ખવડાવવામાં આવ્યા છે?

સેક્રેટરી (ગુસ્સે થઇને) : હું તમને જે કહું છું તે સત્ય છે.

પ્રથમ અવાજ : આવી જાઓ! લગાવો શરત!

સેક્રેટરી : હા, હા, સો સો રૂપિયાની શરત!

પ્રથમ અવાજ : એટલી મામૂલી રકમમાં હું જીવ ઘાલતો નથી. હજાર રાખો.

બીજો અવાજ : પાંચ હજાર!

(શરતો બોલવાના પોકારો વધી જાય છે અને સભામાં પુષ્કળ ઘોંઘાટ થાય છે.)

સેક્રેટરી : (ટેબલ પર મુક્કાઓ મારીને બધાને શાન્ત પાડતાં) આ પ્રશ્ન આપણે પછી ચર્ચીશું; હાલ તો નવા પ્રમુખની ચૂંટણીનો પ્રશ્ન આગળ કરીએ. એસોસીએશનના પ્રમુખની ઉમેદવારી કરવાની જેઓ ઇચ્છા રાખતા હોય તેઓ કૃપા કરી એક હાથ ઊંચો કરે!

(દરેક જણ હાથ ઊંચો કરે છે)

સરદારજી, બે હાથ ઊંચા કરવાની જરૂર નથી. એક હાથ ચાલશે. હાં; હવે હાથ નીચે મૂકો, સજ્જનો! (હાથ નીચા થાય છે.)

મહેરબાની આપની. આપ બધા જ પ્રમુખ તરીકે ચૂંટાવા માંગો છો એટલે મત લેવાનો પ્રશ્ન ઊડી જાય છે. હવે પરિસ્થિતિ ઘણી ગૂંચવણભરેલી બની છે. આપનામાંથી કોઈ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવા તૈયાર છે? તૈયાર હોય તે કૃપા કરી હાથ ઊંચો કરે.

(બધા શાંત બેસી રહે છે અને એકબીજા સામે ટગરટગર જોયા કરે છે.)

વારુ, આવી પરિસ્થિતિ માટે સભાના નિયમોમાં કોઈ જાતનો પ્રબંધ કરેલો ન હોવાથી હું દિલગીર છું કે આ સભા બરખાસ્ત કરવાની કઠોર ફરજ મારે બજાવવી પડશે. આપણી સભાને દોઢસો પ્રમુખો તો ન જ હોઈ શકે

મિ. આઈ એમ. એકલપેટા (એક જૂના કૉન્ટ્રૅક્ટર): હું એક સૂચના કરવાની રજા લઉં છું. એનાથી બધાને સરખો ન્યાય થશે આપણામાંથી દરેક જણ ઊભો થઈ પોતાની લાયકાત અને આવડતનો પરિચય આપે. જે પોતાની હોશિયારી વડે સૌથી આગળપડતો જાહેર થાય તે પ્રમુખ તરીકે ચુંટાય અહીં પ્રત્યક્ષ પ્રમાણો રજૂ કરવાનાં હોવાથી પૈસા આપીને મત ખેંચી જવામાં આવે છે તેવી ફરિયાદ પણ આથી દૂર થશે.

સેક્રેટરી : આ સૂચના માટે હું આપનો આભાર માનું છું સૂચના વધાવી લેવા જેવી છે અને હું આશા રાખું છું કે આપ બધા એને અનુમોદન આપશો. (સભામાંથી સંમતિના અવાજો)

સેક્રેટરી : વાહ વાહ! આભાર આપનો હવે સૌ પ્રથમ હું લાલા સીધેલાલને પોતાના વિષે બોલવા વિનતિ કરીશ.

(લાલા સીધેલાલ મંચ પર આવે છે આ ધંધામાં હજુ તેઓ નવા જ છે. તેમનો પ્રમુખ તરીકે ચુંટાવાનો સંભવ ઓછો છે, પણ તેમને સાંભળી લેવાને હરકત નથી)

સીધેલાલ : હું તો આ ધંધામાં નવો જ છું (શ્રોતાઓમાંથી 'બેસી જાઓ'ના અવાજો), છતા પણ મેં ઘણી સારી પ્રગતિ કરી છે. કર્ઝન રોડ પર મેં બે બંગલા બંધાવ્યા છે મકાનો બાંધવાના કૉન્ટ્રૅક્ટમાં સીમેન્ટ કરતાં રેતી વધારે વાપરીને અને નવીની જગ્યાએ જૂની ઈંટો વાપરીને આપણા ધંધાનુ ધોરણ મેં ઊંચું જ રાખ્યું છે..

એક કૉન્ટ્રૅક્ટર : લે' આ તો છેક મુઘલાઇના જમાનાથી હાલતું આવ્યું છે; ઇમા ભાયડાએ જાણે ધાડ મારી નાખી!

(વિરોધના અવાજો વધતા જાય છે અને શેઠ સીધેલાલ લીલું મો કરી બેસી જાય છે)

સેક્રેટરી : મિસ્તર મહોબ્બતખાન પહેલવાન!

(મહોબ્બતખાન મંચ તરફ આગળ વધે છે. એમની છ ફૂટની ઊંચાઈમાં એમનો પઠાણી ફેંટો ખાસ્સો એક ફૂટનો વધારો કરી આપે છે. ઊંચાઈ અને જાડાઇ બન્ને સમપ્રમાણ હોવાથી એમની કાયા રાક્ષસી લાગે છે.)

મહોબ્બતખાન: હું તો છું જાતનો પઠાણ, અને મને આપના જેવી યુક્તિઓ અજમાવતાં નથી આવડતી આપણે તો સીધી વાત. હું તો મેજર સાહેબ પાસે જઉં અને કહ્યું, 'જુઓ અંમેઅખાન! આ અંગુરનો ઇજારો મને જ આપો.' મને પૂછે, 'તમે ટેન્ડર ભર્યું છે?' તો કહ્યું, 'હું ટેન્ડર ફેન્ડરમાં સમજું નહિ. મને જો કૉન્ટ્રૅક્ટ નહિ મળે તો જેને મળશે તેને હું મારી નાખીશ, સમજ્યા? મેં બધા ઇજારા આમ જ મેળવેલા ભાઈઓ. જો આપ મને પ્રમુખ બનાવશો તો ડિપોઝલ અને સપ્લાઈના બધા અમલદારોને હું સીધા કરી નાખીશ. આડા ચાલે તેને તો દીધે મારી

(મુક્કો મારીને મંચ પરથી કૂદી પડે છે, સમગ્ર શ્રોતામંડળ તેની વાતથી ડઘાઈ ગયું હોય એવી સ્તબ્ધતા સભામાં વર્તાય છે.)

આપણા અનુભવી અને હોશિયાર ધંધાદારીઓએ જે અભ્યાસપૂર્ણ પ્રવચનો કર્યાં છે તેમાં દોષ જોવાની મારી હિંમત નથી, પણ હું જ્યારે એમ કહીશ કે એ બધા વક્તાઓએ માત્ર પૈસા ઉપર જ ભાર મૂક્યો છે; અને પૈસા વિના બીજા કશાથી કામ સરતું નથી એ મંતવ્યને હું તોડી પાડવા માગું છું તો આપ બધા મને માફ કરશો એવી આશા રાખું છું. એક સદ્‌ગૃહસ્થ ચિઠ્ઠ લખીને હજારો રૂપિયા આપી દે છે, બીજા કોઇ ઑફિસરનો આખો સ્ટાફ પોતાના પગારે રોકી કામ કઢાવવાની તરકીબ કરે છે, તો ત્રીજા વળી બધી દીવાસળીઓ હાથ કરી લઈ કૃત્રિમ દુષ્કાળ ઊભો કરવાની તજવીજ કરે છે. આ બધાને મારે શું કહેવું? મને લાગે છે કે કરન્સી નોટોના બંડલમાં એમની અક્કલનું પણ બંડલ વળાઈ ગયું છે. પૈસાથી જ જો બધું બની શકતું હોત તો મારા જેવા માણસો અત્યારે ભીખ માગતા હોત. તે ઉપરાંત પૈસા ઉપર આટલો બધો ભાર મૂકવાથી આપણો ધંધો કેવળ પૈસાદાર વર્ગનો જ હોય એવો ભ્રમ ઉત્પન્ન થયો છે જ્યારે વસ્તુતઃ એથી ઊલટું જ છે. ('હિયર' 'હિયર'ના પોકારો)

એક સભ્ય: તો તમારા જ વિશે સભાને જણાવો.

બુદ્ધિધન: ગયે વર્ષે મેં છ લાખ રૂપિયા મેળવ્યા,—એક પાઇની પણ મૂડી રોક્યા વિના, અને તે પણ આવકવેરાથી મુક્ત! તમને નવાઇ લાગશે, પણ હું તો એક મામૂલી આદમી છું મારી પાસે નથી કોઇ ઑફિસ, ગાડી, ટેલિફોન કે નામ છાપેલા નોટપેપરો!

શેઠ હરિમનોહર(સાશ્ચર્ય): આવકવેરાથી મુક્ત? ઓ ભગવાન!!

બુદ્ધિધન: મારી હિકમત–ટેકનિક–નું દૃષ્ટાંત હું આપના સમક્ષ રજૂ કરીશ: કેટલાક વખત પહેલાં મને ખબર પડી કે સરહદ પ્રદેશમાં લશ્કરી હીલચાલ માટે પાંચ હજાર ઊંટની જરૂર હતી. મેં બધાં ઊંટ પૂરાં પાડવાનું માથે લીધું અને નક્કી કરેલે દિવસે બપોરે એક વાગે તેમને ઈન્સ્પેક્ટર પાસે રજૂ કરવાનું સ્વીકાર્યું. હું ઠરાવેલા સમય કરતા એક કલાક વહેલો પચીસ ઊંટ અને કેટલીક બીરની બાટલીઓ લઇને ઈન્સ્પેક્ટરને બંગલે પહોંચ્યો. મેં સઘળા ઊંટોને બંગલાની પાછળના ભાગમાં ઊભા રાખ્યા અને સાહેબને આસ્તે આસ્તે બીર પાવાનું શરૂ કર્યું. તેણે મારો આભાર માન્યો અને પૂછ્યું, 'આપણે બધા ઊંટ જોઇ લઇએ તો કેમ? જો જો હં, હું બહુ કડક માણસ છું અને એકે એક ઊંટ હું મારી જાતે ગણીને લઈશ!' અમે બહાર વરન્ડામાં ખુરશીઓ નાખી બેઠા. દરમ્યાનમાં મેં સાહેબને પુષ્કળ બીર પાઈ દીધો હતો. સાહેબે પછી પૂછ્યું, 'તમે બધા જ ઊંટ લઇ આવ્યા છો?' મેં કહ્યું, 'થોડા વધુ સાથે લાવ્યો છું,—કદાચ આપને કેટલાક પસંદ ન પડે એ હિસાબથી.' તેણે કહ્યું, 'સારું, લાવવા માંડો.'

મારા તરફથી ઈશારો થતાં ઊંટના સવારોએ ઊંટ લાવવા માંડ્યાં. તેમણે બંગલાની આસપાસ પચીસ ઊંટોને બસો વખત પ્રદક્ષિણા લેવડાવી. આમ સાહેબે જાતે જ પાંચ હજાર ઊંટ ગણી જોયાં! ગણત્રી પૂરી થઈ એટલે સાહેબે મને ચેક લખી આપ્યો ને તરત જ મેં બેંકમાં તેને વટાવી લઇ પૈસા લઇ ઘેર પહોંચ્યો.

('શાબાશ', 'ખૂબ કરી' વગેરે અવાજો)

શેઠ સીધેલાલ: પછી તમારું ગોલ પકડાયું કે નહિ?

બુદ્ધિધન: અલબત્ત! એ ડોળાએ મને તેડાવ્યો અને દમ ભરાવવા માંડ્યો. મેં કહ્યું, જુઓ સાહેબ, મેં બધાં ઊંટો આપને ગણી બતાવ્યાં છે. હવે મારો કોઈ ઉપાય નથી. મઈ ચોરી કરી જાય તેને માટે હું જવાબદાર નથી. હવે આપે ચોરી સંબંધે તાકીદે તપાસ કરાવવી જોઇએ. (હર્ષના પોકારો)

સરદાર મખ્ખનસિંહ: પછી?

બુદ્ધિધન: પછી તો એ છેક નરમ થઈ ગયો. આ મુશ્કેલીમાંથી ઊગરવા તેણે મારી મદદ માગી. મેં રસ્તો બતાવ્યો કે એ બધા ઊંટોને તોફાનવાળા વિસ્તારમાં મોકલવા અને કેટલાકને ઘાયલ કરીને પાછા આણી રીપોર્ટ કરવો કે ઘણાખરા ઊંટ કપાઈ ગયા છે.

સેક્રેટરી: એ યુક્તિ ચાલી ખરી કે?

બુદ્ધિધન: કેમ નહિ? અમે પછી ખાસ દોસ્તો બની ગયા અને એ જ પ્રમાણે મેં બીજા હજારો ઊંટો સરકારને પૂરાં પણ પાડ્યાં! સરહદમાં શાંતિ સ્થપાઇ તે પૂર્વે સરકારનાં બધાં મળી વીસ હજાર ઊંટ કપાઈ મૂઆં હતાં! (હર્ષના લાંબા પોકારો)

એક ગમ્મત થઈ તે હવે જણાવું. બહુ જાણવા જેવી છે. એક વખતે ઉપરના સત્તાવાળાઓને કંઇક ગંધ આવી ગઈ અને ફરમાવ્યું કે ડેપ્યુટી કૉન્ટ્રોલર ઑવ મિલિટરી ઍકાઉન્ટસ્ સમક્ષ જ્યાંસુધી મરેલા ઊંટોની પૂંછડીઓ સાબિતી રૂપે રજૂ કરવામાં ન આવે ત્યાં સુધી કોઈ પણ ઊંટ મરેલું ગણવામાં આવશે નહિ. મારો ઈન્સ્પેક્ટર મિત્ર તો ગભરાઈ ગયો પણ મેં એને બધું મારી પર છોડી દેવા કહ્યું. પછી હું ગયો પંજાબ ને ત્યાંનાં ગામડાંમાંથી મોં માગ્યા દામે ઊંટની પૂંછડીઓ ખરીદી લેવા મારા માણસો મોકલી આપ્યા. ત્યાંથી અમે એક લારી ભરીને ઊંટની પૂંછડીઓ લઈ આવ્યા અને ધીકતો ધંધો જમાવ્યો. તમારે જો પંજાબ તરફ જવાનું થાય અને ત્યાં બાંડાં ઊંટો જુઓ તો જાણજો કે આ ઉસ્તાદનું એ પરાક્રમ હતું!

(બેસી જાય છે. બધા સભ્યો પુષ્કળ તાળીઓથી એનું ભાષણ વધાવી લે છે અને બહુ વખતે શાંતિ થાય છે.)

સેક્રેટરી: આજે આપણે જે સુંદર ભાષણ શ્રી બુદ્ધિધનભાઇ પાસેથી સાંભળ્યું તે ખરેખર અદ્‌ભુત છે! ખોરાકમાં ભેળસેળ, ખાંડને બદલે રેતી, અનાજને બદલે પથરા વગેરે આપણા ધંધાની ચમત્કારિક રીતરસમો કોઇએ વર્ણવી નથી, એટલે મને લાગે છે કે આ નુસખાઓમાંથી હવે નવીનતા ચાલી ગઈ છે અને આપણા વિશાળ થતા ધંધાના ક્ષેત્રમાં એવી બાબતોનું મહત્ત્વ ઓછું થઈ ગયું છે. સદ્‌ગૃહસ્થો, આપનો હું આભાર માનું છું અને હવે મતગણત્રી શરૂ કરવાની દરખાસ્ત રજૂ કરું છું.

અનેક પોકારો: મતગણત્રી માંડી વાળો. બુદ્ધિધનભાઇને જ પ્રમુખ થવાનું કહો.

(સર્વે ખુશાલીના પોકારો સાથે બુદ્ધિધનની પ્રમુખ તરીકેની વરણીને વધાવી લે છે).

સેક્રેટરી: ત્યારે હવે હું શ્રીમાન બુદ્ધિધનભાઇને પ્રમુખ તરીકે ચુંટાયેલા જાહેર કરું છું.

મહોબ્બતખાન: તેઓશ્રી ઘણા સજ્જન છે અને મારા મિત્ર છે. એમની જગ્યાએ બીજા કોઈની ચૂંટણી થઇ હોત તો હું કહી શકતો નથી કે મેં શું કર્યું હોત!

સેક્રેટરી: હવે છ ઉપર પાંચ મિનિટ થઈ ગઈ છે, અને આપ સર્વે ભૂલી નહિ ગયા હો કે સવા છ વાગે તો મિલિટરીની માટીઓનું જાહેર લીલામ થવાનું છે...

(બધા એકદમ ખડા થઈ જાય છે અને સભા છોડી ચાલવા માંડે છે. ધસારામાં કેટલાય સભ્યો ખુરશીઓ સાથે અથડાઈ પડે છે અને ફર્નિચરનો ભુક્કો સારા પ્રમાણમાં થઈ જાય છે. પડદો પડે છે.)

પદ્મકાંત ર. શાહ

['ટ્રૅવલ' માસિકમાં પ્રસિદ્ધ થએલી નાટિકા ઉપરથી, ફેરફારો સાથે.]

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૧૫]

## અભિનય

લેખક • યોગેન્દ્ર પ્રિયદર્શી

### ૨–આહાર્યાભિનય

આહાર્યાભિનય એટલે વેષભૂષા તથા અલંકારો દ્વારા દર્શાવવામાં આવતો અભિનય. તેને વેષાભિનય પણ કહી શકાય. અલંકાર એટલે અંગ-ઉપાંગો માટે યોજાતાં વિવિધ આભરણો તથા પુષ્પ, વસ્ત્ર અને રંગની અનેકવિધ રચના. તેના પ્રકાર નીચે મુજબ છે:

**ચતુર્વિધ આભરણ :** શાસ્ત્રમાં સર્વ આભરણોને મુખ્ય ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. તે આ પ્રમાણે છે: (૧) આવેધ્યમ્, (૨) આરોપ્યકમ્, (૩) બંધનિયમ્ અને (૪) પ્રક્ષેપ્યમ્.

કુંડલ આદિ કાનના અલંકાર તે આવેધ્યમ્, હેમસૂત્રાદિ હાર વગેરે કંઠના અલંકાર તે આરોપ્યકમ્. બાજુબંધ, મેખલા (કંદોરો) વગેરે કેડનાં આભરણો તે બંધનિયમ્ અને નૂપુર, ઝાંઝર વગેરે પગના અલંકારો તે પ્રક્ષેપ્યમ્.

**પંચવિધ પુષ્પ :** શાસ્ત્રમાં પુષ્પની માળા વગેરે રચનાઓના પાંચ પ્રકારો દર્શાવ્યા છે તેના નામ આ પ્રમાણે છે: (૧) વેષ્ટિતમ્, (૨) વિતતમ્, (૩) સંઘાત્યમ્, (૪) ગ્રથિતમ્ અને (૫) પ્રલમ્બિતમ્.

**પુરુષ-ભૂષણ :** પુરુષના અલંકારો પણ શાસ્ત્રમાં નક્કી કરવામાં આવ્યા છે. તે આ મુજબ : મુકુટ ચૂડામણિ (મસ્તકનો અલંકાર), કુંડલમ્ (કાનનો અલંકાર), મુક્તાવલિ (ગળાનું આભરણ), ત્રિસરં-હારમ્ (છાતીનું આભરણ), કેયૂરમ્ તથા અંગદમ્ (કોણીની ઉપરનો બાજુબંધ), મુદ્રિકા (આંગળીનું ભૂષણ), તરલમ્ તથા સૂત્રમ્ (કેડનું આભૂષણ), મુક્તિકાહાર (કેડ સુધી લટકતો હાર) વગેરે.

કેટલાક સંસ્કૃત ગ્રંથો ઉપરથી કેયૂરમ્ પુરુષનું નહિ પણ સ્ત્રીનું ઘરેણું હોવાનો આધાર મળે છે. જેમકે ભવભૂતિના ઉત્તરરામચરિતમાં રાવણ સીતાને ઉપાડી જાય છે ત્યારે માર્ગમાં પડી ગયેલા અલંકારોમાં કેયૂરમનો ઉલ્લેખ આવે છે. સ્ત્રીની જેમ પુરુષ પગમાં કશું આભરણ પહેરતો નથી વળી નાટ્યશાસ્ત્રમાં પુરુષના કાંડાના આભરણનો પણ નિર્દેશ નથી આથી તે સમયમાં કાંડાનું આભરણ પુરુષોચિત નહિ ગણાતું હોય એમ જણાય છે.

**સ્ત્રી-ભૂષણ :** નાટ્યશાસ્ત્રમાં દેવો, રાજા ને સ્ત્રીઓનાં આભરણો એક જ પ્રકારનાં ગણાવ્યાં છે. એ અલંકારો અત્યારે જોકે અસ્તિત્વમાં નથી અને તેમના નામોલ્લેખ સિવાય નાટ્યશાસ્ત્રમાંથી તેમના વિષે કશી વધુ માહિતી મળી આવતી નથી. પણ તેમનાં નામો માત્રથી પણ આપણી પુરાતન અલંકારસમૃદ્ધિ અને કલાવૈભવની ઝાંખી થાય છે. તે નામો આ પ્રમાણે છે:

- કર્ણાભરણ : શિખાપાશ, શિખાજાલ, ચૂડામણિ, મકરિકા, મુક્તાજાલમ્, ગવાક્ષકમ્, કુંડલમ્, શિખિપાત્રમ્, વેણીગુચ્છમ્, લલાટતિલકમ્, પરિગુચ્છમ્, કુસુમાનુકૃતિ, કર્ણિકા, કર્ણવલય, પત્રકર્ણિકા, કર્ણમુદ્રા, કર્ણભૂષણમ્, કર્ણપુર, વગેરે.
- ગંડવિભૂષણ : તિલકમ્, પત્રલેખા.
- કંઠાભરણ : મુક્તાવલિ, મંજરી, રત્નમાલિકા, રત્નાવલિસૂત્રમ્, શૃંખલિકા, વ્યાલપંક્તિ ઇત્યાદિ
- વક્ષાભરણ (છાતીનાં ઘરેણાં) : ત્રિવેણી, વિત્રયમ્.
- સ્તનભૂષણ : મણિજાલમ્, લાવણ્યમ્, સુવર્ણપત્રમ્
- બાહુભૂષણ : શંખ, કલાચી, કટકમ્, પત્રપૂરક, ખર્જૂરક, ચંરોપતિક.
- બાહુમૂલભૂષણ : અંગદમ્, વલયમ્
- બાહુનાલીભૂષણ : ખર્જૂર, સ્વેચ્છિતિકા.
- અંગુલિભૂષણ : મુદ્રા, કલશાખા, હસ્તપત્રમ્, સુપારકમ્, અંગુલિકમ્
- કટિભૂષણ : કાંચી, મૌક્તિકજાલમ્, કુલકમ્, મેખલમ્, રશના, કલાપમ્, મુક્તાહાર ઇત્યાદિ. આમાં કાંચી એક સેરની, રસના આઠ સેરની અને કલાપ પચીસ સેરનો થાય છે. મુક્તાહાર આઠ, સોળ, બત્રીસ, ચોસઠ અને સો સેરની પણ હોય છે અને તે દેવની સ્ત્રી કે રાણીને યોગ્ય ગણાય છે.
- ઉરુભૂષણ (સાથળનું ઘરેણું) : પાદપત્રમ્
- ગુલ્ફોપરિ-ભૂષણ : (ઘૂંટીનાં ઘરેણાં) નૂપુરમ્, કિંકિણીકમ્, રત્નજાલક, સંઘોષ, કટકમ્ ઇત્યાદિ.
- અંગુષ્ઠભૂષણ : તિલકમ્

નાટ્યશાસ્ત્રમાં નાકનાં ઘરેણાંનો બિલકુલ ઉલ્લેખ જ નથી. એટલે નાકનાં ઘરેણાંની પ્રથા ઘણી પાછળથી-ઘણું કરીને મુસલમાનોના આવ્યા પછી-દાખલ થએલી હોવી જોઈએ.

**વેષવિધિ :** વેષ ત્રણ પ્રકારના છે શુદ્ધ, વિચિત્ર અને મલિન.

શુદ્ધ : શુભ્ર અને સ્વચ્છ વેષ.

વિચિત્ર : રંગીન અને વિવિધ ભાતવાળો વેષ.

મલિન : અશુદ્ધ અને અસ્વચ્છ વેષ.

ઉત્તમ, મધ્યમ અને અધમ પાત્રોમાં અથવા સાત્વિક, રાજસિક અને તામસિક પ્રકૃતિનાં પાત્રોમાં અનુક્રમે શુદ્ધ, વિચિત્ર અને મલિન વેષની યોજના કરવી. જેમકે દેવર્ષિ, સિદ્ધપુરુષ, વિદ્યાધર, શાસ્ત્રજ્ઞ, વિપ્ર ઇત્યાદિ સાત્વિક અને ઉત્તમ પાત્રોનો વેષ શુદ્ધ; દેવ, દાનવ, દક્ષ, ગાંધર્વ, રાજા, પ્રધાન, પુરોહિત, વણિક, ક્ષત્રિય આદિ રાજસિક અને મધ્યમ પાત્રોનો વેષ વિચિત્ર; અને રાક્ષસ, ભૂત, પિશાચ, શૂદ્ર કે હલકી વર્ણના તામસિક કે અધમ પાત્રોનો તેમજ ઉન્મત્ત, પ્રમત્ત, પ્રવાસી, અતિવ્યસની વગેરેનો વેષ મલિન યોજવો.

શાસ્ત્રમાં કહ્યું છે કે વેષની યોજના પાત્ર, સમય, સ્થાન અને અવસ્થા અનુસાર કરવી. તેની વિરુદ્ધનો વેષ છાતીમાં બાંધેલા દોરાની જેમ હાસ્ય ઉત્પન્ન કરે છે.

**મુકુટ-ધારણ-વિધિ :** સ્થાન, અવસ્થા, જાતિ અને સમયાનુસાર દેવ અને રાજાઓના મુકુટના ત્રણ પ્રકાર કહ્યા છે તે આ પ્રમાણે : (૧) પાર્શ્વગત, (૨) મસ્તકિન્, (૩) અને કિરીટિન્.

રાજા, ગાંધર્વ, યક્ષ, સર્પ, રાક્ષસ અને કનિષ્ઠ પ્રકારના દેવો માટે પાર્શ્વગત મુકુટ, મધ્યમ વર્ગના દેવો માટે મસ્તકિન્ અને ઉત્તમ પ્રકારના દેવો માટે કિરીટિન્ મુકુટ પ્રયોજવામાં આવ્યો છે આ સિવાય બીજા કેટલાક મુકુટો અને શિરબંધ છે. તે આ પ્રમાણે પ્રયોજવાના કહ્યા છે : સેનાપતિ અને યુવરાજને અર્ધમુકુટ; વિદ્યાધરો, સિદ્ધો અને ચારણોને અંચિત કેશમુકુટ (કેશની ગૂંથણીથી કરવામાં આવતો મુકુટ જેવો આકાર); યોદ્ધાને માથે ટોપ; પુરોહિત, અધિકારી, ધનિક વૈશ્ય, ક્ષત્રિય વગેરે મધ્યમ કોટિના મનુષ્યોને માથે વિવિધ પ્રકારના શિરબંધ; ચાકર વગેરે નીચલા વર્ગને ટૂંકા વસ્ત્રબંધ; અને તપસ્વી ભૂત, પિશાચ, તેમજ ઉન્મત્ત (ગાંડા)ને ખુલ્લા કેશ. તથા બાળકોને માથે ત્રણ શિખા રાખવી મુનિને મુકુટ પહેરાવવો











પ્રાચીન કાળના સંસ્કૃત સાહિત્યમાંવિવિધઅ-લૂપણો તથા વસ્રાલંકાર સહિત માનવો, દેવો તથા મૂર્તિઓનાં વર્ણનો આવે છે એ વખતે કયા ઘરેણાં કયા પહેરાતાં તે એ કાળની મળીઆવેલી મૂર્તિઓપરથી સપ્રમાણ નક્કી થયુ છે. ડાબી તરફના ચિત્રમાં તે અ-લંકાર, તેમનાં નામ તથા સ્થાન બતાવ્યાં છે. એ દરેક અલંકારના કેટલાક પ્રકારો અન્યત્ર આપ્યા છે. જમણી તરફના ચિત્રમાં પ્રાચીન કાળમાં મુકુટના જે ઘણા પ્રકારો હતા તે પૈકી ત્રણ કિરીટ મુકુટ, કરંદ મુકુટ ને જટામુકુટ આપ્યા છે ચિત્રમા આકૃતિ ૧-૨ જટામુકુટના તથા ૩,૫ કિરીટ મુકુટના ને ૪ કરંદ મુકુટના નમુના છે. ૬ઠ્ઠી આકૃતિમાં કિરીટ મુકુટના સર્વ નાનામોટા વિભાગોનાં વિગતવાર નામો આપ્યાં છે.

હોય તો મયૂરપિચ્છનો પહેરાવવો. વિદૂષકને માથે કાકપદ (કાગડાના પગના આકાર જેવો) મુકુટ પહેરાવવો.

**વર્ણવિધિ**: સ્વાભાવિક એટલે મૂળ વર્ણો (રંગ) ચાર જ છે: (૧) શ્વેત–સફેદ. (૨) કૃષ્ણ–કાળો, (૩) પીત–પીળો અને (૪) રક્ત–લાલ. આ ચાર વર્ણોના સંયોગથી અનેક ઉપવર્ણો થાય છે. તે આ પ્રમાણે:

શ્વેત અને પીતના સમાયોગથી પાંડુ;
શ્વેત અને રક્તના સમાયોગથી પદ્મ;
શ્વેત અને કૃષ્ણના સમાયોગથી કપોત;
રક્ત અને પીતના સમાયોગથી ગૌર;
પીત અને કૃષ્ણ(નીલ)ના સમાયોગથી હરિણ;
હરિણ અને નીલ નાં સમાયોગથી કાષાય.

આ પ્રમાણે બીજા વર્ણના સંયોગથી અન્ય વર્ણો પણ થાય છે.

**રંગ રચના**: સ્વાભાવિક (મૂળ) વર્ણ અને તેના સંયોગપ્રકાર જાણી દેશ, જાતિ તથા વય પ્રમાણે રંગયોજના કરવી જોઇએ. નાટ્યશાસ્ત્રમાં જુદાજુદા દેવ, દેવતા વગેરેના રંગ નીચે પ્રમાણે કરવાના કહ્યા છે:

શ્વેત: સોમ, બૃહસ્પતિ, શુક્ર, વરુણ, તારક, સમુદ્ર, હિમવાન, ગંગા વગેરેનો.
શ્યામ: નર, નારાયણ, (વિષ્ણુ), વાસુકિ, દૈત્ય, દાનવ, રાક્ષસ, ગુહ્યક, પર્વત, પિશાચ, યમ, આકાશ આદિનો.
પીત: બુધ, અગ્નિ આદિનો.
રક્ત: અંગારક (મંગલ) આદિનો.

**મનુષ્યોના વર્ણવિધિ**: જુદાજુદા ખંડોમાં વસતા લોકો તેમજ જુદીજુદી જાતિઓના મનુષ્યોનો વર્ણ આ પ્રમાણે દર્શાવ્યો છે: પદ્મગુણ દ્વિપમાં રહેનાર મનુષ્યોનો વર્ણ કનકપ્રભા કે તપેલા સોના જેવો; જમ્બુ દ્વિપમાં જુદાજુદા વર્ણના લોકો વસે છે તેથી તેમનો વર્ણ તે તે પ્રકારનો; ઉત્તરકુરુમાં વસતા લોકોનો વર્ણ શ્વેત; અને કેતુમાલ ખંડના લોકોનો વર્ણ નીલ જાણવો. આ ખંડો તે કયા તે વિષે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે. મોટા ભાગના વિદ્વાનોના મતાનુસાર આ ખંડોનો કાળના પ્રવાહમાં વિલય થઇ ગયો છે.

ભરતખંડમાં મનુષ્યો તાંબાના જેવા વર્ણવાળા છે તેમાં જ્ઞાની મનુષ્યો પદ્મ જેવા ગૌર કે શ્યામ-વર્ણના હોય છે. બાકીના ખંડમાં ગૌર વર્ણના લોકો વસે છે ઉત્તર તથા પશ્ચિમના દેશોમાં રહેનારા તેમજ શક, મુસ્લિમ, બાહ્લિક વગેરે જાતિઓનો વર્ણ પણ ગૌર છે. ભરતદેશ (હિંદ)માં પાંચાલ, શૂરસેન, માહિષ, મગધ, અંગ, કલિંગ વગેરે ભાગોમાં વસતી જાતિઓ શ્યામવર્ણી છે બ્રાહ્મણનો વર્ણ ગૌર, ક્ષત્રિય અને વૈશ્યનો ઘઉંવર્ણો અને શુદ્રનો વર્ણ શ્યામ છે.

સુખી મનુષ્યોનો વર્ણ ગૌર કરવો; રોગગ્રસ્ત, કુકર્મી, ગ્રહગ્રસ્ત તેમજ મનુષ્યોનો વર્ણ શ્યામ કરવો અને ઋષિઓનો વર્ણ રાતા બોર જેવો કરવો આમ દેશ, જાતિ, કર્મ અને પાત્રાનુસાર વર્ણની યોજના કરવી એમ કહ્યુ છે.

**શ્મશ્રુકર્મ**: નાટ્યશાસ્ત્રમાં દાઢીઓ પણ જુદાજુદા ચાર પ્રકારની દર્શાવવામાં આવી છે: (૧) શુદ્ધ (૨) વિચિત્ર (૩) શ્યામ અને (૪) રોમસ.

બ્રહ્મચારી, પ્રધાન, પુરોહિત વગેરેની દાઢી શુદ્ધ (શ્વેત); રાજા, વિલાસી, વિદ્યાધર, સિદ્ધલોક, દિવ્ય પુરુષ, દીક્ષિત ને મધ્યસ્થની દાઢી વિચિત્ર; તપસ્વી, દુઃખી ને વ્યસનીની દાઢી શ્યામ; તથા ઋષિ, તપસ્વી વગેરેની દાઢી રોમસ (પાતળા અને લાંબા વાળ વાળી) રાખવી. આમ, દેશ, કાળ તથા અવસ્થાનુસાર યોજના કરવી. (ચાલુ)






















## પ્રાચીન ભારતનાં આભૂષણો

પુરાતન કાળની જે મૂર્તિઓ મળી આવી છે તે પરથી પ્રાચીન કાળમાં પહેરાતાં ઉચ્ચ કારીગીરીવાળાં અનેક ઘરેણાંની પ્રતીતિ થાય છે તથા તે કાળની ઉત્કૃષ્ટ કલાસમૃદ્ધિ તથા વૈભવની પણ કલ્પના આવે છે. તે સર્વ આભૂષણો તેના વિવિધ પ્રકાર સાથે અહીં આપ્યાં છે.

તે કાળે કાનમાં પહેરવાનું ઘરેણું કુંડળ હતું. તેના ૯ પ્રકારો ડાબી બાજુના ઉપરના ચિત્રમાં બતાવ્યા છે. ● ડોકમાં પણ ત્રણ ઘરેણાં હતાં: (૧) ઉપગ્રીવા—આપણી કંઠી જેવું; (૨) હાર—ઉપગ્રીવા કરતાં મોટો અને (૩ હીરુગળા-સૌથી મોટું ઘરેણું-ડાબી બાજુના વચલા ચિત્રમાં નાની આકૃતિઓ ઉપગ્રીવાની તથા મોટી આકૃતિ હારની છે; છેલ્લા ચિત્રમાં હીરુગળાના અનેક પ્રકારો બતાવ્યા છે ● જમણી બાજુએ ઉપરના ચિત્રમાં બાવડાં પર પહેરવામાં આવતા કેયૂર નામના ઘરેણાંના સુંદર કારીગીરીવાળા પ્રકારો બતાવ્યા છે. ● પેટુ અને છાતી જ્યાં મળે છે તે સ્થાન પર ઉદરબન્ધ નામનું એક ખાસ આભૂષણ પહેરાતું. છન્નવીર નામનું, યજ્ઞોપવિતની પેઠે પણ બંને ખભા પરથી ઊતરી આવતું, છાતીની વચ્ચે મળીને પાછળ જતું એક ઘરેણું હતું. જમણી બાજુના વચ્ચેના ચિત્રમાં નાની આકૃતિમાં ઉદરબન્ધ ને મોટી આકૃતિમાં છન્નવીર દેખાય છે. ● કેડ પરનું વસ્ત્ર બાંધવાને કટિસૂત્ર નામનું ઘરેણું હતું. છેલ્લા ચિત્રમાં તેના ગબ-લખ કારીગીરીવાળા વિવિધ પ્રકારો બતાવ્યા છે.



# બહારવટાને પંથે

[૩] ક્રાન્તિકારી દળ સાથેનાં જીવન-સંસ્મરણો આલેખતી આપકથા

લેખક
જીવરામ જોષી

આપણે આપણો ભૂતકાળ તપાસીએ તો એ વીત્યો ભવ કેવળ એક સ્વપ્નના સંભારણા વિના બીજું શું છે? એ બધામાં અથવા જીવનકાર્યની સમસ્ત અથડામણમાં એષણા–ઇચ્છા–લાલસા એ જ એક રસ છે. કોઇપણ પ્રકારની કામનાથી માનવી અકથ્ય યાતનાઓ વેઠીને પણ મથતો જ રહે છે. જીવનપ્રવૃત્તિની બધી મિઠાશ એ કામનામાં છે. એ કામના શમે છે ત્યારે એનાં બધાં સાધનો નીરસ ભાસે છે. ત્યારે એ સાધનો વડે સાંપડેલું સુખ એ સુખ મટી જાય છે ઐહિક સુખની બધી કામનાઓમાં આમ જ બને છે

પણ ઉચ્ચ અને નિષ્કામ ભાવનાથી થતાં કાર્યોમાં અંતનું સંભારણું સદા સુખદ બને છે જાણ્યે અજાણ્યે થતાં એવાં કાર્યોનું ફળ ગમે તે હો, પણ એનું સ્મરણ અપૂર્વ સંતોષ આપે છે. આત્મતત્ત્વને આવાં કાર્યો રૂચે છે અને જેનામાં એ તત્ત્વ વધારે બળવાન તેના જીવનમાં એવાં કર્મો વધારે પ્રિય પ્રવૃત્તિ બની રહે છે.

—અમદાવાદની ધરતી પર પગ પડ્યો અને જે પ્રથમ પરિચિત મળ્યા તેને સૌપહેલો પ્રશ્ન એ કર્યો કે 'ગાંધીજી ક્યાં હશે?'

'જેલમાં.' 'કેમ?'

'સરકારની વિરુદ્ધ બોલ્યા એટલે જેલમાં નાખ્યા.'

લડાઇમાં કોઈ રાજા પકડાય કે મરાય તો લડાઈ મટી ગઇ કહેવાય તેવું મેં ધારી લીધું. મારી કલ્પના તો એવી હતી કે ગાંધીજીનો ઠાઠ કોઈ બહારવટિયા સરદાર જેવો હશે અને પાસે એવા જ ભડવીરોની સેના હશે.

બીજે દિવસે રવિવાર હતો. સવારમાં હું અમદાવાદ જોવા નીકળ્યો. 'ગાંધીજીનું નવજીવન' એવી બૂમો સાંભળી ચૂપચાપ મગજીને કિનારે ઊભો રહ્યો અને એ બૂમો પાડનાર પાસેથી પસાર થયો ત્યારે સમજી ગયો કે એ એક ફરફરિયું છે. ભૂલા ન પડાય તેવો રીચીરોડ પકડીને સ્ટેશન જોઈ આવ્યો. ત્યાંથી સીધો ભદ્ર ભણી ચાલ્યો વચ્ચે એક સંબંધીની દુકાન આવી. ત્યાં ગયો ત્યાં 'નવજીવન' જોયું, લઇને વાંચવા બેઠો. આ પરદેશી સરકાર સામે કેમ લડવું તેની વાતો વાંચી. આખું વાંચી ગયો. ત્યાર પછીના બેત્રણ રવિવારોની આતુરતાથી રાહ જોઇને 'નવજીવન' વાંચ્યાં. ગાંધીજીના બહારવટાની કંઈક ઝાંખી થઈ, વાતાવરણમાંથી પણ કંઈક ભાન થયું ને ઓઢવાની કાળી ટોપી જે પીંડીએ લટકાવેલી તે ત્યાં જ રહી ગઇ. એને અડકવામાં ય 'પાપ' સમજ્યો. સ્વાધીનતાના સૈનિક તરીકેની એ પહેલી આહૂતિ! ઉઘાડે માથે બહાર નીકળ્યો અને ભાઇએ ટોક્યો કે ઉઘાડે માથે ન ફરાય. ટોપી ક્યાં? 'એ તો કાળી ટોપી—'

ભાઈ સમજી ગયા અને ખાદીની ટોપી મળી ગઈ.

મારે કઈ નિશાળમાં ભણવું, એ વિષે ભાઈ અને બીજા હિતેચ્છુને વાતો કરતા સાંભળ્યા. હિતેચ્છુનો અભિપ્રાય નજીકની સુધરાઈ શાળામાં મૂકવાનો હતો. મારે જ્યારે ધીમેથી મેં કહ્યુ: 'ગાંધીજીની શાળામાં જ મને મોકલો.

તે વેળા અમદાવાદમાં માત્ર એક જ એવી શાળા હતી. તે સારંગપુર–સુથારની વાડીમાં 'નવી ગુજરાતી શાળા.' તેમાં પ્રવેશ કર્યો. પછી તો એના રાષ્ટ્રીય વાતાવરણમાં એવો તો મસ્ત થઇ ગયો કે એક સ્વપ્નમાંથી બીજામાં સરી પડ્યો એ રીતે કેટલાંક વર્ષો વહી ગયાં. જાણે મીઠી નિંદમાં ગરક થઈ ગયો.

એક દિવસે સાંકડી શેરીમાં ચાલ્યો જાઉં. બપોરનો સમય. વચ્ચે એક વાચનાલય આવે છે ઘણુંખરું છાપાં વાચવા હું ત્યાં જ જતો. ગયો તો વાચનાલય બંધ. ત્યાં ઓટલે બેસીને એક કિશોર કાંઈ પુસ્તક વાચતો હતો. ઉપરછલ્લી નજરે જોયું તો પાનાને મથાળે 'ઓગણ-યુગનું બંગાળા' એવું નામ વાંચ્યું. શાળાના પુસ્તકાલયમાંથી શ્રી અરવિંદનુ જીવન ચરિત્ર વાંચેલું તેમાંથી બૉંબ અને બંગાળની વાત જાણેલી. ધીમેથી તે કિશોર પાસે બેસી ગયો અને વચ્ચેથી જ વાચવા માંડ્યા. ત્યાં એ કિશોરને પોકારતો કોઇનો બોલ સંભળાયો, એટલે 'તુ વાચ તો, હું હમણાં જ આવ્યો' કહેતો કિશોર ઊઠ્યો અને મારા હાથમાં 'ઑગળ' મૂકતો ગયો!

પહેલે પાનેથી મેં આરંભ કર્યો કિશોર આવ્યો–ત્યારે ઠીકઠીક વાંચી ગયો હતો. વાચનાલય ઊઘડી ચૂક્યુ હતુ એટલે મને વાચતો મૂકી તે છાપાં વાચવા ગયો. હું ઘણા પાના વાચી ગયો. પુસ્તકનું હાર્દ પણ પકડી શક્યો. પણ સભાન વાચતો થયો ત્યાં તો પેલા કિશોરે આવીને ચોપડી લઈ લીધી અને ચાલ્યો ગયો જે પાનાં વાચી ગયો તેમાંથી બંગાળના ક્રાંતિકારીઓ પોતાના દેશને વિદેશીઓના સકંજામાંથી છોડાવવા કેવા મરણિયા પ્રયત્નો કરી રહ્યા છે તેનો ભાસ થઇ ગયો.

હવે એ મરણિયા ક્રાન્તિવીરોની વિશેષ કથા જાણવા હું બેચેન બની ગયો શોધે તે પામે. એ ત્રણ મહિનાને અંતે એક નહિ, બે નહિ, ત્રણ વાર વાચી ગયો એ બાંકા વીરોની મૂર્તિઓ કલ્પી, તેમના ગળામાં શ્રદ્ધાના હાર પહેરાવતો થયો.

જીવવું તો એવું જીવન કોઈ અમેજનો અકડનો દેહ કલ્પું. ભરી બંદૂકે પહેરા બેઠા હોય ત્યાં પહોંચુ ગોરો દેખાય કે ઝબ કરતો તમંચો ખેંચું. ધાય, ધાય કરી ગોળી છોડું ને પલાયન થઈ જાઉં. આહાહાહા' કેવો આ આનંદ!

પણ ક્યાં મળે આ પિસ્તોલ અને ક્યાં મળે એવા ગોઠિયા?

સંસાર અથવા જીવન બીજું કંઈ જ નથી તમારા વિચારો, તમારી કલ્પનાઓ અને તમારી વાસનાઓનો સમૂહ તમારામાંથી નીકળીને તમને જ બાંધે છે તેના બંધનની મર્યાદામાં જ તમે ઘૂમી શકો છો. પણ તમે તેને સમજી શકતા ક્યારેક જ અ ગમ્યશા થી બનો છો વિચાર, કલ્પના અને વાસનાનુ સામર્થ્ય અકથ્ય છે એકવાર કરેલો કોઈ વિચાર, કલ્પના કે વાસના માનસપટમાં અંકાઈ રહે છે. પચીસ વર્ષના ગાળો વીતે છે પછી તેને અનુકૂળ મનો-સમય સાંપડી જાય છે ત્યાર તે જાગી ઊઠી તમને કોરે છે. તેની ઝાંખી ક્યારેક તમને સ્વપ્નમાં થાય છે અને ક્યારેક જીવનમાં આચરણ રૂપે ઊતરે છે.

એક જ વાતનું નિરંતર ચિંતન થવાથી તે વાત જીવનમાં ઘર કરી જાય છે. વ્યસનની પેઠે તે અળગી કરવા મથો તો ય ન જાય. ક્રાન્તિકારી જીવનની એટલી તીવ્ર ઉત્કંઠા જાગી કે અભ્યાસમાં ય બેધ્યાન થવા માંડ્યો. પહેલે જ અનુક્રમે ઉત્તીર્ણ થનાર અને એકેએક વિષયમાં પ્રથમ રહેનાર હું આવી સ્થિતિમાં મુકાયો જેથી શિક્ષકોએ મોટાભાઇને જાણ કરી ભાઇએ ઠપકો દીધો. કદાચ માર્યો પણ હશે.

એવામાં શ્રી ઇંદુલાલ યાજ્ઞિકના 'યુગધર્મ' માસિકમાં વીર સાવરકરની જીવનકથા પ્રગટ થવા માંડી. વાંચીને મુગ્ધ બની ગયો એ ચાર

રોજિંદા જીવનમાં વિજ્ઞાનની લેખમાળાનો ૮મો હપ્તો

# તાંબું

## ધાતુ અને ક્ષારો

લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસસી. પીએચ. ડી.




પશ્ચિમના આધુનિક વિજ્ઞાનની વિદ્યુત્-વેગી પ્રગતિમાં અંજાઇ જઈ ઘણી વાર આપણે ભૂલી જઇએ છીએ કે હજારો વર્ષો પૂર્વે આપણા આ આર્યાવર્તના પ્રદેશમાં અહીંના વતની આર્યો વિજ્ઞાનની ખૂબીઓનું ઉત્કૃષ્ટ જ્ઞાન ધરાવતા હતા. આપણા પ્રાચીન ગ્રંથોમાંથી એવા ઘણા ઉલ્લેખ મળી આવે છે; ધાતુઓ, ઔષધો તથા બીજા એવા પદાર્થો બનાવવાની રીતો, તેમજ એ વસ્તુઓના ગુણ અને ઉપયોગો સંબંધેનું જ્ઞાન આર્યોને હોવું જ જોઇએ એમ સ્પષ્ટ સાબિત કરે છે. ખનિજ પદાર્થોમાંથી ધાતુઓના શોધનમાં તથા રાસાયનિક પ્રક્રિયાઓ દ્વારા ઔષધો બનાવવામાં તો આર્યોએ નિપુણતા પ્રાપ્ત કરી હોવી જોઇએ. આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉયે તેમના 'હિંદુ રસાયનનો ઈતિહાસ' નામના પુસ્તકમાં પુરવાર કરી બતાવ્યું છે કે વેદકાળથી માંડીને તે સતરમી-અઢારમી સદી સુધી હિંદુઓએ એ જમાનામાં અન્યત્ર અજ્ઞાત એવી અનેક રાસાયનિક ક્રિયાઓ સિદ્ધ કરી હતી. પ્રો૦ પંચાનન નિયોગીએ તેમના 'પ્રાચીન હિંદમાં લોહ' નામના પુસ્તકમાં પણ સાબિત કર્યું છે કે દુનિયાની ઐતિહાસિક તવારીખમાં પ્રાચીન હિંદનો લોહનો ઉદ્યોગ ખરેખર અદ્વિતીય હતો. મધ્ય યુગમાં દમાસ્કસની સુપ્રસિદ્ધ સમશેરો હિંદના ગજવેલમાંથી જ તૈયાર કરવામાં આવતી હતી.

ધાતુઓ ગાળવાની પોતાની આવડત હિંદુઓએ માત્ર એક જ ધાતુ પૂરતી ખીલવી હોય એમ માની લેવું મુનાસિબ લાગતું નથી. હિંદુસ્તાનની ભૂસ્તર વિદ્યાના અભ્યાસીઓના અભિપ્રાયો અનુસાર હિંદમાં અનેકવિધ ખનિજ પદાર્થો ધરતીનાં પડમાં પુષ્કળ પ્રમાણમાં વેરાએલા પડ્યા છે. તે ખનિજમાંથી લોઢું કાઢવાનું કાર્ય બીજી ધાતુઓના મુકાબલે ગૂંચવણભર્યું અને મુશ્કેલ છે. તેને માટે તો રસાયનનું સારું જ્ઞાન હોવું જોઇએ; એટલે લોઢા ઉપરાંત બીજી ધાતુઓનું શોધન કરવાનું જ્ઞાન પણ હિંદમાં વિસ્તરેલું હોવું જોઇએ.

પ્રાચીન હિંદમાં, ખનિજમાંથી તાંબાનું શોધન થતું અને દેશમાં આ વિષયનું ઉત્કૃષ્ટ જ્ઞાન ધરાવતા કુશળ કારીગરો મોજૂદ હતા. રાજપુતાનાની એક વખતની સમૃદ્ધ તાંબાની ખાણો આજે સૂની પડી છે. જનવસવાટથી દૂર જંગલ પ્રદેશોમાં રહેતી મૂળ વતનીઓની જાતિઓમાંથી કોઇકોઇએ અને અન્ય જૂજજૂજ માણસોએ આ વિદ્યા હજુ સાચવી રાખેલી માલૂમ પડે છે. બાકી તો આ જૂના ઉદ્યોગની જાહોજલાલી સેંકડો વર્ષો થયાં પડી ભાંગી છે અને આજે તો પરદેશથી આયાત થતું તાંબું જ હિંદુસ્તાનમાં પુષ્કળ વપરાય છે.

ઈ.સ. પૂર્વે ૧૦૦૦થી ૫૦૦ સુધીના કાળના બ્રાહ્મણ ગ્રંથોમાં તાંબાને 'રાતી ધાતુ' તરીકે વર્ણવવામાં આવી છે તે પહેલાંના ઋગ્વેદમાં જોકે તાંબા સંબંધે કશો ઉલ્લેખ નથી; પણ અથર્વ વેદમાં 'તાંબાની છરી'નો ઉલ્લેખ મળી આવે છે. એ સંભવિત છે કે તાંબાની છરી યજ્ઞમાં ઉપયોગમાં લેવાતી હશે; કારણ કે હિંદુઓમાં તાંબું પવિત્ર ધાતુ મનાય છે. વળી તેમણે તાંબાના ખનિજો વજનમાં ભારે, રંગમાં લીલા, ભૂખરા યા લાલ એવા વર્ણવ્યા છે. આ વર્ણન મૅલેચાઇટ, પાઈરાઇટીઝ અને રેડ કૉપર ઓર તરીકે અત્યારે જાણીતા તાંબાના ખનિજોને બરાબર લાગુ પડે છે.

સંસ્કૃતિનો આદિ યુગ 'પ્રસ્તર યુગ'થી શરૂ થએલો મનાય છે. પછી આવ્યો 'નવ-પ્રસ્તર યુગ'. આ બંને યુગોની વિશેષતા એટલે પથ્થરમાંથી બનાવેલાં ઓજારો તથા હથિયારોનો વિશેષતઃ ઉપયોગ. તે પછી સંસ્કૃતિના વિકાસની ઉત્તરોત્તર ભૂમિકાઓમાં લોહ, તાંબુ, કાંસુ વગેરે ધાતુઓ મનુષ્યે વાપરવા માંડી. તેથી ત્યાર પછીના યુગો લોહયુગ, તામ્રયુગ, ને કાંસ્યયુગ કહેવાયા. હિંદમાં પણ તામ્રયુગ ચોક્કસ આવ્યો હશે એમાં શંકાને સ્થાન નથી એમ વિદ્વાનોનું માનવું છે.

તાંબું, રૂપું ને સોનું એ ધાતુ-ત્રિપુટી જૂના કાળથી સિક્કાની બનાવટમાં વપરાતી આવે છે. એટલે તે સિક્કાની ધાતુઓ (coinage metals) તરીકે ઓળખાય છે.

તાંબાના ખનિજો—કુપરાઇટ (કૉપર ઑક્સાઈડ) અને મૅલાચાઇટ (કૉપર કાર્બોનેટ)—ને કોલસા સાથે તપાવવાથી તાંબુ જુદું કાઢી શકાય છે. પણ આ ખનિજોનો ઉપયોગ મર્યાદિત છે. તાંબું ગંધક સાથે સહેલાઇથી સંયોજાતું હોવાથી કુદરતમાં ગંધકિત તાંબાના ખનિજો પુષ્કળ મળી આવે છે અને તાંબુ કાઢવા માટે મુખ્યત્વે આ જ ખનિજ વપરાય છે. તેમાં ૧॥–૨ ટકા તાંબું હોય તોપણ તેમાંથી તાંબાનું શોધન પરવડે છે આ ગંધકિત ખનિજોમાં પાઈરાઈટીઝ, કૉપર ગ્લાન્સ અને ઇન્ડીગો તથા કૉપરનો સમાવેશ થાય છે. આ બધાં ખનિજોમાં તાંબું તેના સલ્ફાઇડ રૂપે રહેલું હોય છે. વળી તેની સાથે ગંધકિત લોહ પણ હોય છે. ઉપરાંત તેમાં થોડા પ્રમાણમાં સોમલ, સીસું, કલાઈ પણ હોય છે. આવા મોટા મિશ્રણમાંથી તાંબું છૂટું પાડવાનું કામ મુશ્કેલીભર્યું થઈ પડે છે.

એ ખનિજમાંથી તાંબાનું શોધન કરવા માટે પ્રથમ ખનિજને હવામાં પકવવામાં (calcine) આવે છે. આ કાર્ય ખાસ વિશિષ્ટ પ્રકારની ભઠ્ઠીઓમાં કરવામાં આવે છે. યા ખનિજનો ઢગલો કરી તેને નીચેથી ગરમી આપવામાં આવે છે. આ ક્રિયાથી વધારાનો ગંધક સલ્ફર ડાયોક્સાઈડ રૂપે નીકળી જાય છે; સોમલ પણ તેના ઑક્સાઇડ રૂપે જુદું પડી જાય છે; લોહના સલ્ફાઇડો તેના ઑક્સાઈડમાં પરિવર્તન પામે છે; પરંતુ મોટે ભાગે તાંબાના સલ્ફાઈડમાં કાંઇ પણ ફેરફાર થતો નથી. ત્યાર બાદ લોહ કાઢી નાખવા માટે પર્યાવર્તન ભઠ્ઠીમાં તેને રેતી સાથે ઓગાળવામાં આવે છે આ ક્રિયા બે વાર કરવાથી ૭૦–૮૦ ટકા તાંબાવાળો કૉપર સલ્ફાઇડ બનાવી શકાય છે. આ કૉપર સલ્ફાઇડમાંથી તાંબું જુદું પાડવા સલ્ફાઇડને હવામાં ભૂંજવામાં આવે છે. એટલે તાંબું બને છે. આ તાંબું 'બ્લિસ્ટર કૉપર' કહેવાય છે, કારણ કે આ ક્રિયામાં પ્રવાહી તાંબામાંથી સલ્ફર ડાયોક્સાઈડ નીકળે એટલે ફોલ્લા થયા હોય એવો દેખાવ થઈ જાય છે. આ તાંબામાં પણ ૩ ટકા જેટલી અશુદ્ધિઓ હોય છે એટલે તેને શુદ્ધ કરવાની ક્રિયાઓ કરવામાં આવે છે.

હવે તાંબાના શોધનમાં વીજળીનો ઉપયોગ થવા માંડયો છે. સલ્ફ્યુરિક ઍસિડની બનાવટમાં સલ્ફર ડાયોક્સાઇડ કાઢી લીધા પછી બાકી રહેલો પાઇરાઈટીઝનો કચરો આ રીતે ઉપયોગમાં લઇને

તેમાંથી તાંબું કાઢવામાં આવે છે. આ વીજળિક રીતનો ફાયદો એ છે કે તેમાં તાંબું વધારે શુદ્ધ અને સહેલાઈથી તૈયાર થઈ શકે છે. આમ સૈદ્ધાંતિક રીતે તાંબાનું શોધન સહેલું લાગે છે પણ પ્રત્યક્ષ કાર્યમાં મુશ્કેલીઓ ખૂબ આવે છે; એટલે તાંબાનું શોધન ઘણું અટપટું ગણાય છે.

વીજળીના આ યુગમાં તાંબાનો મુખ્ય ઉપયોગ તાર અને દોરડાં બનાવવામાં થાય છે. તાંબુ વિદ્યુત-વાહક છે, પણ જો તેમાં જરાક પણ અશુદ્ધિ હોય તો તેની વિદ્યુત-વાહકતા એકદમ ઘટી જાય છે. એટલે તાંબાનું શુદ્ધિકરણ ખૂબ કાળજીપૂર્વક કરવું પડે છે આ કાર્યમાં વીજળી વાપરવામાં આવે છે. તાંબાના ક્ષારનું દ્રાવણ કરી તેનું વિદ્યુત પૃથક્કરણ (eletrolysis) વડે શુદ્ધિકરણ કરવામાં આવે છે. આથી તેમાં રહેલું જરા રૂપું-સોનું પણ જુદું પાડી શકાય છે. અમેરિકાની કંપનીઓ આ રીતે હજારો ઔંસ રૂપું અને સોનું પેદા કરે છે.

શુદ્ધ તાંબું રાતા રંગની ચળકતી ધાતુ છે. તેને ટીપી શકાય છે તથા તેના તાર પણ ખેંચી શકાય છે. લોઢાની માફક તે કટાઈ જતું નહિ હોવાથી હુન્નરઉદ્યોગોમાં તેનો બહોળો ઉપયોગ થાય છે. જાતજાતના વાસણો, કડાઈઓ અને બીજી અનેક ચીજો તેમાંથી બનાવવામાં આવે છે. તે ખૂબ ઉષ્ણતાવાહક હોવાથી તેની નળીઓ બૉઇલરમાં વપરાય છે.

તાંબાનો બીજો મોટો ઉપયોગ તેની મિશ્ર ધાતુઓ (alloys)ની બનાવટમાં થાય છે. શુદ્ધ તાંબું પોતે પોચી ધાતુ છે, પણ બીજી ધાતુઓ સાથે મિશ્ર થવાથી તાંબાના ગુણમાં મોટું પરિવર્તન થાય છે. તાંબાની મિશ્ર ધાતુઓમાં પિત્તળ, કાંસું, જર્મનસિલ્વર વગેરેનો સમાવેશ થાય છે. આ મિશ્ર ધાતુઓ પણ આપણા જીવનમાં તાંબા જેટલો જ મહત્ત્વનો ભાગ ભજવે છે. હુન્નરઉદ્યોગમાં તે ખૂબ અગત્યનું સ્થાન ધરાવે છે અને મોટા પ્રમાણમાં વપરાય છે. નીચેના કોષ્ટકમાં તાંબાની મિશ્ર ધાતુઓમાં કઈકઈ ધાતુ કેટલા પ્રમાણમાં આવેલી છે તે આપ્યું છે:

| | તાંબુ | જસત | કલાઈ | નિકલ |
|---|---|---|---|---|
| પિત્તળ (Brass) | ૪ | ૧ | – | – |
| કાંસુ (ગન મેટલ) | ૯ | – | ૧ | – |
| કાંસુ (બેલ-મેટલ) | ૪-૫ | – | ૧ | – |
| ડેલ્ટા મેટલ | ૫૫ | ૪૧ | – | –(૪ભાગ લોહ ઈત્યાદિ) |
| મોનેલ મેટલ | ૭ | – | – | ૩ |
| જર્મનસિલ્વર | ૫ | ૨ | – | ૩ |
| ફૉસ્ફર-બ્રૉન્ઝ | ૮૨-૬૪ | – | ૫-૧૫ | –(૦.૨૫-૨.૫ ફૉસ્ફરસ) |
| મુંઝમેટલ (Munz) | ૬ | ૪ | – | – |

ઢાળામાં વપરાતા કાંસામાં તાંબા ને કલાઈ ઉપરાંત થોડું જસત અને સીસું પણ હોય છે. સાચાકામમાં વપરાતા કાંસામાં ૨-૧૦ ભાગ જસત હોય છે. સિલિકોન-બ્રૉન્ઝ ટેલીગ્રાફનાં દોરડાંમાં વપરાય છે. ફૉસ્ફર-બ્રૉન્ઝ કઠણ અને મજબૂત હોય છે. ડેલ્ટા-મેટલને ઘડી શકાય છે અને તેનો ઉપયોગ બેરીંગ, વાલ્વ તથા વહાણના પ્રોપેલરની બનાવટોમાં થાય છે. મુંઝ-મેટલ કટાતું નહિ હોવાથી વહાણના લાકડાના ભાગને ઢાંકી રાખવા ઉપયોગમાં આવે છે.

જર્મનસિલ્વર તો ખૂબ જાણીતું છે: તેના જેવા ગુણવાળા બીજાં કૉન્સ્ટાન્ટન (૪૦ ટકા નિકલ+૬૦ ટકા તાંબું), મેન્ગાનીન (૪ ટકા નિકલ+૮૪ ટકા તાંબું+૧૨ ટકા મેંગેનીઝ) વગેરે તૈયાર કરવામાં આવ્યાં છે. વીજળિક રોધકતા (resistance) વાળાં સાધનો બનાવવામાં આ બંને ખૂબ વપરાય છે. નિકલના સિક્કામાં સામાન્ય રીતે ૭૫ ટકા તાંબું હોય છે; એકલું નિકલ આ કામમાં ઉપયોગી થતું નથી



ચિત્રમાં તીરની નિશાની વીજળીના પ્રવાહની દિશા બતાવે છે

કાચની પાછળ લગાડીને અરીસા બનાવવામાં વપરાતી સફેદ સ્પેક્યુલમ મેટલમાં પણ ૨ ભાગ તાંબું અને ૧ ભાગ કલાઈ આવે છે. તે કાળું પડતું નથી એટલે તેના પર પૉલિશ સરસ ચડે છે

શુદ્ધ તાંબાનો બારીક ભૂકો તૈયાર કરવો હોય તો મોરથુથાના દ્રાવણમાં જસત નાખવું. આથી જસત ઓગળશે અને તાંબાનો રાતો ભૂકો બનશે. આ ભૂકાને પાણી તથા આલ્કોહૉલથી ધોઈને હવા વિનાના વાસણમાં ગરમ કરવાથી તદ્દન શુદ્ધ તાંબાનો ભૂકો તૈયાર થશે. આ ભૂકો રાસાયનિક ક્રિયાઓમાં ઉપયોગમાં લેવાય છે.

તાંબાના ઉપયોગી ક્ષારોમાં મોરથુથુ સૌથી આગળ આવે છે. તાંબાની પાઈરાઈટીસને બાળીને-સલ્ફર ડાયૉક્સાઈડ વાયુ કાઢી લીધા પછી જે ભાગ રહે તેને સલ્ફ્યુરિક ઍસિડ સાથે મેળવવાથી મોરથુથુ તૈયાર થાય છે. તાંબાના કચરામાંથી પણ મોરથુથુ બનાવાય છે. તેના સ્ફટિકો વાદળી રંગના હોય છે ગરમ કરવાથી તે સફેદ થઈ જાય છે. મોરથુથાના ઉપયોગ અનેકવિધ છે: રંગવામાં, છીંટ છાપવામાં, લાકડા અને ચામડાને સાચવવામાં તથા તાંબાનો ગીલેટ ચડાવવામાં તેનો ઉપયોગ થાય છે. એ ઉપરાંત ખેતીના કામમાં પણ તે ઉપયોગી છે. તેને ચૂના યા સોડા સાથે મેળવીને બોર્ડો મિક્શ્ચર બનાવવામાં આવે છે, જેનો ઉપયોગ બટાટા, દ્રાક્ષ ઇત્યાદિને નુકસાનકારક જંતુઓનો નાશ કરવામાં થાય છે.

તાંબાને હવામાં યા ઑક્સિજનમાં બાળવાથી બનતો કાળો ઑક્સાઈડ રાસાયનિક પૃથક્કરણમાં વપરાય છે. તેને જુદાજુદા ઍસિડોમાં ઓગાળવાથી તાંબાના જુદાજુદા ક્ષારો બનાવી શકાય છે. જેમકે સલ્ફ્યુરિક ઍસિડ વડે મોરથુથુ; હાઈડ્રોક્લોરિક ઍસિડ વડે કૉપર ક્લોરાઈડ અને નાઈટ્રિક ઍસિડ વડે કૉપર નાઈટ્રેટ એવા ક્ષારો બને છે મોરથુથુમાં ઍમોનિયાનું દ્રાવણ નાખવાથી ઘાટા વાદળી રંગનું દ્રાવણ તૈયાર થાય છે આ દ્રાવણમાં રૂ તથા કાગળ ઓગળી જાય છે અને કૅન્વાસને વૉટર પ્રુફ બનાવવા માટે તેમજ બનાવટી રેશમના ઉદ્યોગમાં તે વપરાય છે. તાંબાના ક્ષારો રંગીન હોય છે અને તેમને બન્સેન બર્નરની જ્યોતમાં ગરમ કરવાથી લીલી જ્યોત પેદા થાય છે.

જીવ-રસાયનના ક્ષેત્રમાં પણ તાંબું મળી આવે છે કેટલાંક પક્ષીઓ અને માછલીઓના લોહીમાં પ્રાણવાયુ-વાહક તરીકે જે પદાર્થ કામ કરે છે તેમાં તાંબું હોય છે. લીલા વટાણા, પાંદડાં તથા બદામમાં પણ અતિ અલ્પ અંશમાં તાંબું હોય છે. પોતાના શરીરની તંદુરસ્તી જાળવવા દરેક મનુષ્યે ખોરાકમાં ૧ મિલિગ્રામ તાંબું લેવું આવશ્યક છે. જો કે રોજનું ૧૦૦ મિલિગ્રામ જેટલું તાંબું લેવામાં આવે તો પણ શરીરને ખાસ નુકસાન થતું નથી.

પેશાબમાં સાકરનું અસ્તિત્વ શોધવા માટે વપરાતા ફેહલિંગ સોલ્યુશનમાં મોરથુથુ હોય છે. આ સોલ્યુશન (અનુ૦ પૃષ્ઠ ૩૩૮મે)

અથવા ... તમે જોએલા કોઈ શ્રેષ્ઠ યુરોપિયન ચિત્રનું નામ આપો અને તે તમારા શબ્દોમાં વર્ણવો 10

અથવા

નીચે આપેલાં ત્રણ ચિત્રોમાંનાં ડાબી બાજુના બે ચિત્રો પૈકીનું એક ચિત્ર તમારા જ શબ્દોમાં વર્ણવો. તેના દોષ કયા છે? 10

(૭) સર્વતોભદ્ર (ચોતરફ દેખાતી) આકૃતિ ને ઉપસાવેલી આકૃતિમાં ભેદ શો? ૧૦

અથવા

શોભનશિલ્પનો તમે શો અર્થ સમજો છો? ૧૦

(૮) જમણી બાજુ આપેલી રેખાકૃતિ તમારા પોતાના શબ્દોમાં વર્ણવો. ૧૦

અથવા

નીચે આપેલાં ત્રણ ચિત્રો પૈકી જમણી બાજુનું છેલ્લુ ચિત્ર તમને ગમે છે? નથી ગમતું તો શા માટે? તમારા જવાબ માટે કારણો દર્શાવો. ૧૦









# કસોટી

(૧) સુરેશ, કનુ, અરવિંદ અને રમણ સીનેમા જોવા ગયા. રમણ કહે, 'મારી પાસે ટિકિટના પૈસા નથી, તેથી મારી ટિકિટ તમે બધા મળીને કાઢો તો સારું.' સુરેશે પોતાની ટિકિટના પૈસા ઉપરાંત ૪ આના કાઢયા; કનુએ સવા રૂપિયો કાઢયાં અને અરવિંદે માત્ર પોતાની જ ટિકિટના પૈસા કાઢયા. આ રકમ વડે તેમણે ચાર ટિકિટ લીધી. તો તેમણે કઇ કિંમતની ટિકિટ ખરીદી હશે?

(૨) મારી ૪૦ એકર જમીનને ચારે બાજુ વીંટાળવા ૧ માઈલ લાંબા તારની જરૂર પડે છે. પણ જો મારી પાસે ૨ માઈલ લાંબો તાર હોય તો તે કેટલી જમીનને વીંટાળી શકશે?

(૩) નીચે હિંદની જાણીતી વ્યક્તિઓનાં નામ તથા તે જે ધંધા યા કાર્યમાં નિપુણ છે તેનાં નામ સેળભેળ આપ્યાં છે. તેમાં કઈ વ્યક્તિ કયા કાર્યમાં નિષ્ણાત અગર પ્રસિદ્ધ છે તે તમે બતાવી શકશો?

૧ મેઘનાદ સાહા (ક) કવિ
૨ તુષારકાંતિ ઘોષ (ખ) ઇતિહાસકાર
૩ ગૌરીશંકર ઓઝા (ગ) એન્જિનિયર
૪ ન. ચિં. કેળકર (ઘ) સંગીતશાસ્ત્રી
૫ નંદલાલ બસુ (ચ) પત્રકાર
૬ પૃથ્વીરાજ કપુર (છ) સાહિત્યકાર
૭ જદુનાથ સરકાર (જ) વૈજ્ઞાનિક
૮ ઈકબાલ (ઝ) અભિનયપટુ
૯ વિશ્વેશ્વરઅય્યા (ટ) ચિત્રકાર
૧૦ પંડિત ઓંકારનાથ (ઠ) પુરાતત્ત્વવિદ્

(૪) ૨૦ ફૂટ ઊંડા કૂવામાં એક માણસ પડી ગયો ને બહાર નીકળવા માટે મથવા લાગ્યો. દહાડે તે ૩ ફૂટ ઊંચે ચઢી શકે છે, પણ રાતના બાપડો ૨ ફૂટ લપસી પડે છે આ રીતે કેટલે દિવસે તે કૂવાની બહાર નીકળશે?

(૫) તમારા સામાન્ય જ્ઞાનની કસોટી કરતા નીચેના પ્રશ્નોમાંથી કેટલાના સાચા જવાબો તમે આપી શકશો? (૧) ગુજરાતી અને અંગ્રેજીમાં સૌ પહેલા કોષ રચનાર કોણ હતા? (૨) કાનખજૂરાને કેટલા પગ હોય છે? (૩) રેડક્રોસનો ધ્વજ ધોળી જમીન પર લાલ ચોકડીવાળો શાથી પસંદ કરવામાં આવ્યો? (૪) જગતમાં કૂતરાની કેટલી જાત હશે? (૫) અમેરિકાનું બીજું ને બીજું સૌથી મોટું શહેર કયુ? (૬) કોલંબો શહેર સીલોનની પૂર્વ બાજુ આવેલું છે કે પશ્ચિમ બાજુ? (૭) ઊંચા મિનારા પરથી ૧ મણનો પથરો અને નવટાંક વજનનો પથરો બને એકીસાથે નીચે નાખવામાં આવે તો કયો જમીને વહેલો પહોંચે? (૮) મોરફિન ખાંડ કરતાં કેટલાગણું ગળ્યું છે અને તે શામાંથી બને છે? (જવાબો: પાછળના પાનાને છેડે)



# મધુકરી

ગંભીરા ગગડે જ્યારે કરે ગંજનગર્જને,
ને બે-કાંઠે યુવાનીનાં ધપે પૂર રગેરગે,
સીમાઓ-ક્ષિતિજો તૂટે વેધુદૃષ્ટિ શમી જતી
ને પૃથ્વીનો મહાગોળ બને પગદડા સમો,
ત્યારે તે કોણ એવો, જે રોપાઈ વૃક્ષની સમો
સ્વસ્થાને ખૂંપી રહે ભૂલી દિશાઓનું નિમંત્રણ?

—ઉમાશંકર જોષી

## 'શેરે કાશ્મીર' શેખ અબ્દુલ્લા

પૃથ્વી પરના સ્વર્ગ ગણાતા રૂપસુંદર કાશ્મીરમાં આજે કટોકટીભરી સ્થિતિ પેદા થઈ છે. પંજાબ અને ઉત્તર હિંદમાં પ્રવર્તી રહેલા કોમી કલહના દાવાનળ દરમ્યાન શાંત રહેલા કાશ્મીર પર સરહદ પ્રાંતની પઠાણ ટોળીઓએ પાકિસ્તાન પ્રદેશમાં થઇને વ્યવસ્થિત લશ્કરી સંચાલનથી ગંડિત આક્રમણો કર્યાં છે અને કાશ્મીર આજે રણક્ષેત્ર બન્યું છે. આવી અણધારી વિકટ પરિસ્થિતિમાં ત્યાંની પ્રજાનો એકમેવ આધાર છે શેખ અબ્દુલ્લા. શેરે કાશ્મીરના પ્રજાલાડીલા નામથી ઓળખાતા ત્યાંના એ રાષ્ટ્રીય લોકનેતાએ કાશ્મીર પર આ અણધારી આફત ઊતરી આવતાં જ પ્રજામાંથી શસ્ત્રસજ્જ સ્વયંસેવકદળ ઊભું કરી સજ્જડ સામનો કર્યો; અને પ્રચંડ આંધીમાં સપડાએલી નૌકા પર જેમ તેનો નાખુદા શાંતિ તથા આત્મશ્રદ્ધાથી નાવનું સુકાન પકડી બેસે તેમ આજે એ કાશ્મીરની નાવને ચલાવી રહ્યા છે.

ઈ. ૧૯૦૫માં કાશ્મીરના એક શાલના વેપારીને ત્યાં તેમનો જન્મ થએલો. ત્યાંની આરોગ્યપ્રદ પહાડી આબોહવામાં ઊછરવાને કારણે તેમના શરીરનો બાંધો મજબૂત અને ભવ્ય હતો અને ઉત્તમ શરીરસ્વાસ્થ્યની સાથે કુશાગ્ર બુદ્ધિમત્તા પણ તે ધરાવતા હતા. ૧૯૩૦માં તેમણે એમ. એસસી.ની પરીક્ષા પસાર કરી પણ આવી ઉચ્ચ પદવી તથા તેજસ્વી મેધા ધરાવવા છતાં રાજ્યના ભેદભાવવાળા વલણને કારણે તેમના જેવા શક્તિશાળી માણસને કાશ્મીરમાં કોઈ નોકરી મળી શકી નહિ. આ અન્યાયી નીતિનો સામનો કરવાનો તેમણે નિશ્ચય કર્યો અને રાજ્યમાં લાયકાતવાળા મુસલમાનોને યોગ્ય નોકરીઓ મળે તે માટે જેહાદ શરૂ કરી. તેમાં તેમને મૌલવીઓ તથા બીજા મુસલમાન નેતાઓનો પણ સાથ મળ્યો અને અલ્પ કાળમાં જ તેમણે પ્રજામાં એવી વ્યાપક જાગૃતિ આણી કે ૧૯૩૧માં તેમને જેલમાં પૂરવામાં આવ્યા. પણ સરકારી દમન છતાં પ્રજાનો વિરોધ એવો મક્કમ હતો કે આખરે રાજ્યને તેમની માગણી કબૂલ રાખવી પડી. જેલમાંથી બહાર આવેલા શેખ અબ્દુલ્લાએ રાજ્ય યોગ્ય સુધારા કરે છે કે નહિ તે જોવા માટે એક 'મુસ્લિમ પરિષદ' સ્થાપી. આમ તેમણે મુસલમાનોના નેતા તરીકે જાહેર જીવન શરૂ કર્યું.

ત્યાર બાદ તેમણે કાશ્મીરના જીવનનો સૂક્ષ્મ અભ્યાસ શરૂ કર્યો. તેમણે જોયું કે રાજ્યમાં કેટલાક મુસલમાનોને ઊંચી નોકરીઓ મળવા છતાં સમસ્ત પ્રજા તો તદ્દન ગરીબ અવસ્થા ભોગવતી હતી અને ભયંકર શોષણનીતિનો ભોગ બની હતી. એક તરફ અજોડ એવું સૃષ્ટિસૌંદર્ય, રસાળ ભૂમિપ્રદેશ, અખૂટ ખનીજ-દ્રવ્ય, અનર્ગળ વીજળિક બળ અને શ્રેષ્ઠ કલાકારીગીરી હતાં, જ્યારે બીજી બાજુ આ જીવનનું કેન્દ્ર જે પ્રજા તે જ અસાધારણ નિકૃષ્ટ જીવન જીવતી હતી. માનવામાં નહિ આવે, પણ સરેરાશ દરેક હિંદીની જે આવક હતી તેમાં પાંચમા ભાગની આવક દરેક કાશ્મીરીની હતી. આ ભીષણ વિષમતાએ શેખ અબ્દુલ્લાની આંખ ઉઘાડી નાખી અને આમ પ્રજાની લોકપ્રિય સરકાર જ સત્તા પર હોવી જોઈએ એ જ તેના પર એકમાત્ર ઉપાય છે એમ તેમને લાગ્યું.

તે ધ્યેય સિદ્ધ કરવાના વ્યાપક કાર્યમાં કાશ્મીરમાં વસતા દરેક કોમના માણસોનો —મુસલમાન, હિંદુ, શીખનો સહકાર મળે તે માટે તેમણે ઇ. ૧૯૩૯માં મુસ્લિમ પરિષદને

### આ માસનું પંખી: ૨૩

#### દીવાળીઘોડો



આપણા શ્રીમંતોની જેમ કેટલાંક પંખીઓ પણ ઉનાળામાં કોઈ ઊંચા ઠંડા પ્રદેશમાં હવા ખાવા જવાનો શોખ ધરાવે છે. એવા નિયમિત શોખવાળું પંખી તે આ 'દીવાળીઘોડો'. આખો શિયાળો આપણે ત્યાં રહેતું આ પંખી ઉનાળો બેસતાં જ કાશ્મીર તથા હિમાલય બાજુ ચાલ્યું જાય છે; કેટલાક તો છેક યુરોપ, મધ્ય એશિયા અને સાઇબિરીયા ચાલ્યા જાય છે અને ફરી નવરાત્ર તથા દીવાળી ટાણે પાછું દેખા દે છે.

ચકલી જેવડા કદના આ પંખીની રંગભેદે ત્રણ જાત છે: (૧) રાખોડિયો દીવાળીઘોડો, જેનો ઉપરનો ભાગ રાખોડિયા રંગનો અને પેટ વગેરે પીળા રંગનું હોય છે; (૨) કાળા-ધોળા ચટાપટાવાળો દીવાળીઘોડો, જે કદમાં થોડો મોટો હોય છે; (૩) ઉપર જેનું ચિત્ર આપ્યું છે તે ધોળો દીવાળીઘોડો. આ ત્રીજો દીવાળીઘોડો આપણે ત્યાં સામાન્યરીતે વ્યાપક છે. ધોળા શરીર પર માથે તથા ગળાના ભાગમાં કાળા ડાઘા, પીઠ અને પૂંછડી રાખોડી રંગનાં અને લાંબી પૂંછડી વારંવાર ઊંચીનીચી કરવાની આદત, એ આ પંખીને ઓળખવાનાં નિશાન. પૂંછડીના આ હલનચલનને કારણે તેને અંગ્રેજીમાં 'વૅગ ટેઈલ' (Wag tail) કહે છે. આ નાનકડા પંખીની ઉડ્ડયન-શક્તિ જબરી છે. કેટલાંક તો આખો આટલાંટિક મહાસાગર ઓળંગી જઈ શકે છે!

નાનાં જીવડાં તથા ઈયળ વગેરે જંતુઓ તેનો ખોરાક. ખેતરોમાં, તળાવકાંઠે, બાગબગીચા અને શહેરોમાં પાસવાળાં મેદાનોમાં પોતાની લાંબી પૂંછડી પટપટાવી જીવડાં શોધતું આ પંખી ઘણીવાર નજરે પડે છે.

શિયાળામાં નોંધડિજળમાં દેખાતા આ પંખીનો ગર્ભાધાન કાળ છે મે થી જુલાઈ. તે કાળે આ પંખીઓનો સારો રંગ જમાદાર બની જાય છે. તેનું માળો બાંધવાનું, ઈંડાં સેવવાનું ઇત્યાદિ કાર્ય ઉનાળામાં જ્યારે તે હવા ખાવા જાય છે ત્યારે હિમાલય પર ૧ થી ૮ હજાર ફૂટની ઊંચાઈએ ચાલે છે. ને એવી વખતે જ્યારે હંમેશા લીલાછમ પડતાં ઈંડાં મૂકે છે.



રાષ્ટ્રીયપરિષદ(National Conference)માં ફેરવી નાખી આથી શીખો તથા હિંદુઓ પણ તેમાં આગળપડતો ભાગ લેવા માંડયા. આ રાષ્ટ્રીય પરિષદ કાશ્મીરની 'કૉંગ્રેસ' બની આ પરિષદ મારફતે શેખ અબ્દુલ્લાએ રાજ્ય આગળ જવાબદાર રાજ્યતંત્રની માગણી કરી. આ રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ ગ્રહણ કર્યા પછી તે હિંદની કૉંગ્રેસ સાથે તથા પંડિત જવાહરલાલ નેહરૂ સાથે ગાઢ સંપર્કમાં રહેવા લાગ્યા અને હિંદી કૉંગ્રેસની બેઠકો વખતે હાજરી પણ આપવા લાગ્યા.

શેખ અબ્દુલ્લાના સંઘટનાકૌશલ, યોગ્ય માર્ગદર્શન તથા ગીટ નેતાગીરી નીચે રાષ્ટ્રીય પરિષદનું બળ એવું તો વધ્યું કે કાશ્મીરના મહારાજા પણ હવે તેનાથી ડરવા લાગ્યા.

છેવટે ૧૯૪૬ના મે માસમાં શેખ અબ્દુલ્લાની રાષ્ટ્રીય સભાએ મહારાજા સામે લડત પોકારી. રાજ્યતંત્રમાં જે નામમાત્ર સુધારા મહારાજાએ કર્યાં હતા તેનાથી રાષ્ટ્રીય પરિષદને સંતોષ કેવી રીતે થાય? અને કૅબિનેટ મિશનની મુલાકાત બાદ સમસ્ત હિંદ જ્યારે આઝાદ થઈ રહ્યું હોય તેવે વખતે કાશ્મીરની પ્રજા મધ્યયુગીન રાજાશાહીના જુલમ હેઠળ કચડાયા કરે તે પણ કેમ બને? આથી 'હિંદ છોડો'ની માફક શેખ અબ્દુલ્લાએ ત્યાંના મહારાજા માટે 'કાશ્મીર છોડો'નો આખરી નાદ જગાવ્યો. પ્રજાએ પણ ઉત્સાહભેર પોતાના માનીતા નેતાનો આ દેશ ઝીલી લઈ લડતનાં મંડાણ કર્યાં

તે વખતના નાગચીન દીવાન પંડિત રામચન્દ્ર કાકે આ 'કાશ્મીર છોડો'ની ચળવળ સખ્ત હાથે દાબી દેવાનો પ્રયત્ન કર્યો. તેણે પંડિત જવાહરલાલને મળવા માટે દિલ્હી જતા શેખ અબ્દુલ્લાને ૧૯૪૬ની ૨૧મી મેએ કેદ પકડ્યા અને બીજા ૩૦૦ જેટલા કાર્યકર્તાઓની પણ એકસામટી ધરપકડ કરી તેમને જેલના સળિયા પાછળ ધકેલી દીધા. શેખ અબ્દુલ્લાને મળવા માટે આવેલા જવાહરલાલ નેહરૂ પર પણ રાજ્યમાં દાખલ થવાનો પ્રતિબંધ મૂકીને તેમને પણ પકડવાથી તો આખા જગતમાં ખળભળાટ મચી ગયો. શેખ અબ્દુલ્લાને ત્રણ વર્ષની સજા ફરમાવવામાં આવી. છતાં લડત તો ચાલુ જ રહી.

ત્યાર પછી હિંદના રાજકારણમાં ઝડપી પલટો આવ્યો. હિંદ સ્વતંત્ર બન્યું ને કાશ્મીરની સરહદપર જ પાકિસ્તાન નિર્માણ થયું. પાસેના જ પંજાબ અને સરહદ પ્રાંતમાં કોમી દાવાનળે ઇતિહાસમાં કદી નહિ નોંધાએલી એવી ભયંકર ખાનાખરાબી કરી નાખી; અને જો શેખ અબ્દુલ્લાની રાષ્ટ્રીય પરિષદે કોમી એખલાસ માટે તનતોડ પ્રયત્નો ન કર્યા હોત તો કાશ્મીર પણ તે કોમી કલહાગ્નિમાં ભસ્મીભૂત થયા વિના ન રહ્યું હોત.

આખરે રાષ્ટ્રીય પરિષદની વધતી જતી તાકાત તથા પાકિસ્તાની હાકના સતત ભયને કારણે કાશ્મીરના મહારાજાએ શેખ અબ્દુલ્લાને મુક્ત કર્યા. પોતાના લોકલાડીલા નેતાને પ્રજાએ અપૂર્વ સ્વાગતથી વધાવી લીધા. છૂટતાં વેંત જ રાજ્યમાં અમૃતસર અને લાહોરની પુનરાવૃત્તિ ન થાય તે માટે તેમણે ખાસ કાળજી લેવા માંડી.

એવામાં સરહદના પઠાણોએ કાશ્મીર પર સાર્વત્રિક હુમલો શરૂ કર્યો. આ આક્રમણથી કાશ્મીરને બચાવવા મહારાજાએ શેખ અબ્દુલ્લાની મદદ માગી. બીજી બાજુ કાશ્મીરને હિંદ સંઘમાં જોડાવાની માગણી કરીને હિંદ સરકાર પાસેથી પણ સહાય માગી અને હિંદી સંઘે પણ કાશ્મીરના બચાવ માટે લશ્કર મોકલ્યું. અબ્દુલ્લા મુખ્ય પ્રધાન નીમાયા અને તેમણે તેમનું સ્વતંત્ર પ્રધાનમંડળ પણ રચ્યું. આજે કાશ્મીરની જનતા શેખ અબ્દુલ્લાની પડખે છે અને ઉત્સાહભેર આક્રમણનો સામનો કરી રહી છે. બધું થાળે પડયા પછી કાશ્મીરે હિંદી સંઘમાં જોડાવું કે પાકિસ્તાનમાં તે નક્કી કરવા સાર્વત્રિક મતનોંધણી થવાની છે. તે વખતે શેખ અબ્દુલ્લાના નેતૃત્વ નીચે ત્યાંની પ્રજા હિંદી સંઘમાં જોડાવાનું પસંદ કરશે એમ લાગે છે.

૬ ફૂટ ૪ ઈંચ ઊંચાઈની ભવ્ય કાયા ધરાવતા શેખ અબ્દુલ્લાનું વ્યક્તિત્વ ઘણું પ્રભાવી છે. ત્યાંની પ્રજા તેમનામાં ગાંધીજી, જવાહરલાલ તથા મહંમદ પયગંબર એ ત્રણેનું સુભગ મિશ્રણ થએલું જુએ છે *ગાંધીજીની માફક પ્રજાની નાડ પારખવાની તેમની તાકાત*, જવાહરલાલની જેમ પ્રજાની સ્થિતિ સુધારવાની અખંડ ધગશ તથા મહંમદ પયગંબરની માફક સર્વ લોકો પ્રત્યે સમાન વર્તન રાખવાનો તેમનો આદર્શ જોતાં તે વાત ખોટી પણ નથી. (સંક્ષિપ્ત)

કાંગારૂ



જગતનું સૌથી વિચિત્ર બચ્ચાં આ પ્રાણી આમ તો આપણી ગાય ભેંસ જેવું ચોપગું આંચળવાળું જ પ્રાણી છે પણ જગતમાં તે પ્રખ્યાત થયું છે તે તો તેના પેટના બહારના ભાગ સાથે જોડાએલી રહેલી ઝોળીને કારણે. આ ઝોળીમાં તે પોતાનાં નાના બચ્ચાંને ઉછેરે છે.

કાંગારૂનું મૂળ વસતિસ્થાન ઑસ્ટ્રેલિયા. જોકે ન્યૂગિનિ તથા અમેરિકામાં પણ તે થોડા પ્રમાણમાં મળી આવે છે. આપણે ત્યાં જેમ ગાય, ભેંસ તથા ઘેટાં બકરાં આબાલવૃદ્ધ સૌના પરિચયનાં હોય છે, તેમ ઑસ્ટ્રેલિયામાં કાંગારૂ સર્વપરિચિત પ્રાણી છે. એ જ ઑસ્ટ્રેલિયાનું મુખ્ય ચોપગું પ્રાણી છે, અને તેથી આજે તે ઑસ્ટ્રેલિયાનું રાષ્ટ્રીય પ્રતીક બન્યું છે.

કાંગારૂની અનેક જાતો છે. સૌથી મોટી જાતનું કાંગારૂ ૪–૫ ફૂટ ઊંચું હોય છે, જ્યારે સૌથી નાનું ઉંદર જેટલું હોય છે તેમની રહેણીકરણી પણ જુદીજુદી હોય છે. કેટલાંક સપાટ મેદાનમાં રહે છે તો કેટલાંક ખિસકોલીની માફક ઝાડ પર રહે છે. કેટલાંક માંસાહારી હોય છે તો બીજાં તદ્દન વનસ્પત્યાહારી હોય છે.

મોટા કાંગારૂની રહેણીકરણી તો આપણા ઢોરો જેવી જ હોય છે. લીલોતરી તથા કુણું ઘાસ એ તેમનો ખોરાક. ઘાસ તો તેમને એટલું ભાવે છે કે બીડનાં બીડ તે ખાઈ જાય છે આથી ઑસ્ટ્રેલિયાના ખેડૂતોને તેમનો બહુ ઉપદ્રવ થાય છે. વળી તે એકલું ટૂકું ફરતું નથી, પણ સમૂહમાં રહે છે. જોકે આ સમૂહ બહુ મોટા હોતા નથી

આ પ્રાણીની એક વિશિષ્ટતા એ છે કે તેના પાછળના પગ ઘણા મોટા તથા મજબૂત હોય છે, જ્યારે આગળના પગ નાના તથા નિર્બળ હોય છે. તેનો ઘણોખરો વ્યવહાર પાછલા પગ પર જ ચાલે છે. આગળના પગ તો માત્ર જમીન ઉપરનું ઘાસ ચરતી વખતે તથા દોડની વખતે થોડોક આધાર લેવાના કામમાં આવે છે; બાકી તો આપણા હાથ પ્રમાણે તે ઊંચે જ હોય છે.

કાંગારૂની બીજી વિશિષ્ટતા છે તેની પૂંછડી. પાંચ ફૂટ ઊંચા કાંગારૂની પૂંછડી સાધારણતઃ ૪ ફૂટ જેટલી લાંબી અને ઘણી મજબૂત હોય છે. આ પૂંછડીનો ઉપયોગ તેને બે રીતે થાય છેઃ એક તો બેસવા માટે અને બીજું ફલાંગો મારતી વખતે શરીરને સમતોલ રાખવા તથા 'પોલજંપ' (વાંસકુદકા) માફક લાકડી જેવો આધાર લેવામાં. એ પ્રાણી આપણાં ગાયબળદની માફક બેસતું નથી, પણ ખિસકોલી અથવા વાંદરાની જેમ, પોતાના બે પગ તથા પૂંછડીના આધારે ત્રણ પાયાની ખુરશી બનાવીને આસાનીથી બેસે છે. પૂંછડીના સ્નાયુ બળવાન હોવાથી તે મોટીમોટી ફલાંગો સહેલાઈથી મારી શકે છે. તેનો સાધારણ કૂદકો જ આઠથી નવ ફૂટ જેટલો હોય છે અને જ્યારે તે દોડે છે ત્યારે તો ૩૦–૩૦ ફૂટ લાંબી ફાળ તે ભરે છે. આવી રીતે તે થાક્યા વગર ત્રીસ માઈલનો પંથ કાપી નાખે છે.

તેની ત્રીજી અને સૌથી આશ્ચર્યજનક વિશેષતા એટલે પેટના ભાગ પર આવેલી તેની થેલી. પાંચ ફૂટ ઊંચા કાંગારૂનું બચ્ચું જ્યારે જન્મે છે ત્યારે તદ્દન અવિકસિત અને માત્ર દોઢ ઇંચ લાંબું હોય છે. જન્મથી માંડીને મોટું થતાં સુધી માતા તેને પોતાની પેલી થેલીમાં ઉછેરે છે. શરૂઆતમાં તો તે બચ્ચું બાપડું દૂધ પણ પી શકતું નથી. આવે વખતે માતા પોતે જ પોતાના પેટના સ્નાયુઓ દાબીને દુગ્ધ-ગ્રંથિમાંથી દૂધ બચ્ચાના મોંમા પડે તેમ કરે છે. આમ બચ્ચું ધીમેધીમે મોટું થઇ માતાની આસપાસ રમવા લાગે છે, પણ ભયનો ઇશારો મળતાં જ તે માની કોથળીમાં આવીને છુપાઇ જાય છે. કાંગારૂની એ થેલી આ રીતે ત્રણ જાતનું કાર્ય કરે છે : એક તો અવિકસિત બચ્ચું તેમાં વિકાસ પામે છે માટે તે એક જાતનું ગર્ભાશય છે. બીજું, બચ્ચાંની સંભાળ, સંગોપન તેમાં જ થતાં હોઈ તે ઘર અથવા ઘોડિયા રૂપ છે, અને ત્રીજું, સંકટ વખતે તેમાં પેસી માના છત્ર નીચે નિર્ભય બની શકે છે માટે તે આસરાનું સ્થાન છે

તેના આગલા પગે પાંચપાંચ તથા પાછલા પગે ચારચાર આંગળાં હોય છે. પાછલા પગની ચોથી આંગળી ઘણી મજબૂત હોય છે અને તેને એક મોટો તીક્ષ્ણ નખ હોય છે. દુશ્મન સામે લડવાનું આ જ તેનું હથિયાર. લડતી વખતે પાછલા પગ ઉપર ઊભું રહી પોતાના શરીરનું વજન એક પગ તથા પૂંછડી પર સમતોલ રાખી, બીજા પગના એ નખ વડે તો દુશ્મનને લોહીલુહાણ કરી મૂકે છે. તેની લાત ગધેડાની માફક પાછળ નહિ પણ આગળની બાજુ જ તે મારે છે કૂતરાં અને મનુષ્યો એ બે આ પ્રાણીનાં શત્રુઓ. માણસો તો ઘોડા પર બેસીને તેનો શિકાર કરે છે.

ઘેટાં જેવડું નાનું મોં, કાળાશ પડતી બદામી આંખો, વારંવાર આગળ પાછળ થતા મોટા ગોળ કાન તથા લાલ, રાખોડી તથા કાળા રંગની રૂંવાટીવાળી ઊન જેવી ચામડી ધરાવતા આ પ્રાણીનું વજન સાધારણતઃ ૧૫૦ રતલ જેટલું હોય છે દર વખતે તે માત્ર એક જ બચ્ચાંને જન્મ આપે છે.

કાંગારૂ ફક્ત ઑસ્ટ્રેલિયામાં જ મળી આવે છે તથા તેનું બચ્ચું જન્મે છે ત્યારે તદ્દન અવિકસિત હોય છે, આ બે બાબતો પરથી વિદ્વાનો એવા અનુમાન પર આવ્યા છે કે પૃથ્વીના આદિ કાળમાં થએલાં ઈંડાં મૂકનારાં પ્રાણીઓની ઉત્ક્રાંતિ થતાંથતાં તેમાંનાં કેટલાંક પ્રાણીઓ સંપૂર્ણ વિકસિત બચ્ચાંઓને જન્મ આપવા લાગ્યાં, જ્યારે કેટલાંક તેમની પાછળ રહી ગયાં અને અવિકસિત બચ્ચાંને જન્મ આપતાં રહ્યાં. આ પાછળ રહી ગએલું પ્રાણી તે કાંગારૂ. પ્રાણીઓની ઉત્ક્રાંતિમા કાંગારૂ પણ વિકાસ કરે તે પહેલાં પૃથ્વી પર એવા મોટા ભૌગોલિક ફેરફારો થયા કે જેથી ઑસ્ટ્રેલિયા ખંડ એશિયાના મુખ્ય ભૂમિભાગથી છૂટો પડી ગયો. આ કારણે સાચવી રાખ્યા પ્રમાણે કાંગારૂ તે પ્રદેશમાં જ મળી આવે છે.

## સ્વભાવ તથા આરોગ્ય નિદર્શક નખ

હાથની રેખાઓ તથા દેખાવ પરથી ચારિત્ર્ય અને ભૂતભવિષ્ય–વર્તમાન જોવાનું હસ્તરેખાનું જેમ એક ખાસ શાસ્ત્ર છે, તેવી રીતે માનસશાસ્ત્ર અને વૈદ્યકીય દૃષ્ટિએ પણ આંગળીઓના નખ ઉપરથી માણસના સ્વભાવ તથા આરોગ્ય વિષે ઘણુંઘણું કહી શકાય છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ નખ ઉપરથી જેમ માણસ ઝાંઝી, જલદી ઉશ્કેરાઇ જાય તેવો કે તકરારી હોય તો તે તરત જણાઈ આવે છે તેમ વૈદ્યકીય દૃષ્ટિએ પણ તેના ઉપરથી વ્યક્તિનું આરોગ્ય કેવું છે તથા તે ક્યા દરદથી પીડાય છે તે જાણી શકાય છે લાંબા અને મૂળમાંથી ચંડાકૃતિ જેવા નખ રક્તક્ષય અને ફેફસાંનાં દરદોના સૂચક છે. ટૂંકા અને સાંકડા નખ શરીરમાં કૅલ્શિયમની ન્યૂનતા બતાવે છે. ટૂંકા, સપાટ, મૂળમાંથી સાંકડા અને છેડાઓથી પહોળા નખ જલદી ઉશ્કેરાઈ જનાર માણસના સ્વભાવના નિદર્શક છે.

નખના મૂળ આગળ ધોળા રંગની અર્ધગોળાકાર આકૃતિ ઘણાંને હોય છે તેને આપણે 'ચન્દ્ર' કહીએ છીએ અને એવો ચન્દ્ર હોય તે માણસને નસીબદાર લેખવામાં આવે છે. પણ એ જાણવા જેવું છે કે ટૂંકા નખ પર એવો ચન્દ્ર હોય તો તે લોહીના ભ્રમણમાં મંદતા દર્શાવે છે. નખ ઉપર જો ધોળાંધોળાં ટપકાં હોય તો તે ઝાંઝી અને તકરારી સ્વભાવનું પ્રદર્શન કરતાં હોય છે. નાનાં છોકરાંના નખ ઉપરનાં આવા ટપકાં કબજિયાતનું બાધા કરવાનું કે જ્ઞાનતંતુઓ ઉશ્કેરી મૂકે તેવી વાર્તાઓ કે વાતાવરણમાં ઊછરતાં હોવાનું દર્શાવે છે.

તંદુરસ્ત શરીરમાં નખ ગુલાબી રંગના, સુંવાળા અને ચમકતા હોય છે. ફિક્કા રંગના નખ લોહીનું ઓછાપણું દર્શાવે છે. બગડેલા રુધિરાભિસરણમાં નખ ઝાંખા રંગના હોય છે. નખમાં ઊભા લીટા કે ખાડા રોગાવસ્થા બાદ શરીર વધતું અટકી જવાની નિશાની રૂપ છે. —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## સ્વતંત્ર હિંદની ટપાલની ટિકિટો

ટપાલની નાનકડી ટિકિટ દેખાય છે તો મામૂલી; પણ કેવું અદ્ભુત કાર્ય કરવાનું સામર્થ્ય તેનામાં રહેલું હોય છે! જગતભરના દરેકે દરેક દેશમાં તે મુક્ત રીતે જઇ શકે છે અને જ્યાં જાય છે ત્યાં પોતાના દેશની કોઈ વિશિષ્ટ ભાવનાનો સંદેશ પહોંચાડવાનું કાર્ય તે કરે છે. આમ, કાગળની એ નાની ચબરખી દેશના પ્રતિનિધિ છે–દૂત છે. દેશના મહાપુરુષોની પ્રતિમા, સૃષ્ટિસૌંદર્યનાં સ્થળો, ઐતિહાસિક સ્મારકો, શકવર્તી બનાવો, મુક્તિનો મહાસંદેશ ઇત્યાદિ પોતાના વક્ષસ્થળ પર અંકિત કરી લઇ તે દેશવિદેશના ટિકિટ-શોખીનો આગળ હાજર થાય છે અને પોતાના દેશની સંસ્કૃતિ તથા ઉચ્ચતમ ભાવનાને મૂર્તિમંત કરે છે.

આ જ કારણસર ટિકિટ પર કોઇ નૂતન ભાવના યા પ્રસંગનો ધબકાર જણાતાં જ ટિકિટ–સંગ્રહના શોખીનો તે ટિકિટ મેળવવાની પડાપડી કરે છે. આવી ટિકિટોનો મોટો ભાગ તો ટિકિટસંગ્રહ કરનારા જ ખરીદી લેતા હોવાથી સરકારને પણ ખૂબ ફાયદો થાય છે.

ગયે વર્ષે અમેરિકામાં સવા ત્રણ લાખ ડૉલર જેટલી જંગી રકમની ટિકિટો એકલા ટિકિટના શોખીનોએ જ ખરીદી હતી ! અમેરિકાના ટિકિટખાતાના સુપરિન્ટેન્ડન્ટ શ્રી રોબર્ટ ફેલોઝ કહે છે: 'ટપાલખાતામાં આગને જે નફો થાય છે તેનો ૯૫ ટકા ભાગ તો ટપાલની ટિકિટો દ્વારા જ થાય છે. લગભગ ૧ ક્રોડ જેટલા ટિકિટ સંગ્રાહકોના આલ્બમમાં આવી ટિકિટો સંઘરાય છે. વારંવાર પ્રસંગોએ બહાર પાડવામાં આવતી ટિકિટોમાંથી લગભગ ૯૫ ટકા ટિકિટો આ ટિકિટના શોખીનો જ ખરીદે છે. એટલે કે એટલી ટિકિટો પત્રવ્યવહારના ઉપયોગમાં વપરાતી જ નથી.'

હિંદ પાસે પણ ટિકિટો અંકિત કરવા માટેની મબલખ સામગ્રી પડી છે. જગતભરમાં લાંબામાં લાંબા તેના ઇતિહાસમાં થઈ ગએલી યુગપ્રવર્તક માનવવિભૂતિઓ, રમ્યપ્રચુર નિસર્ગદૃશ્યો, વૈવિધ્યપ્રચુર પ્રાણીસમૃદ્ધિ અને મહાન ઘટનાઓથી ભરેલા તેના વૈભવશાળી ભૂતકાળમાંના અગત્યના બનાવો ચિત્રિત કરી ટિકિટો કાઢવા માટે આપણી પાસે ઓછી સમૃદ્ધિ નથી.

૧૫મી ઑગસ્ટે હિંદને સ્વાતંત્ર્ય મળ્યું એ શકવર્તી બનાવને ટિકિટ પર અંકિત કરી આપણી મુક્તિનો એ મંગળ-સંદેશ દેશદેશમાં [illegible] ... પણ હવે તેની ખાસ ટિકિટો બહાર પાડવાનું હમણાં જાહેર થયું છે. નવેમ્બરની આખર સુધીમાં આવી ત્રણ જાતની ટિકિટો બહાર પડશે: (૧) દોઢ આનાની ટિકિટ. દેશના આંતરિક વ્યવહાર માટેની આ ટિકિટ પર અશોક સ્તંભના સિંહાંકિત શિખરની આકૃતિ હશે. તેની ઉપરની બાજુએ 'જય હિંદ' અને '૧૫મી ઑગસ્ટ' એ લખાણ તથા નીચેના બે ખૂણાઓમાં અંગ્રેજી અને હિંદીમાં ટિકિટની કિંમત લખેલી હશે. આ ટિકિટનો રંગ ભૂખરો હશે. (૨) સાડા ત્રણ આનાની ટિકિટ. આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટેની આ ટિકિટના મધ્યમાં વાદળી જમીન પર હિંદનો રાષ્ટ્રધ્વજ તેના અસલ રંગોમાં રજૂ થશે તથા જમણી બાજુના ખૂણામાં 'જયહિંદ' લખેલું હશે. (૩) પરદેશમાં વિમાન માર્ગે ટપાલ મોકલવા માટે બાર આનાની ટિકિટ. વાદળી રંગની આ ટિકિટ પર વચ્ચે વિમાનનું ચિત્ર, ઉપર ડાબા ખૂણામાં 'જયહિંદ' અને નીચે ડાબા ખૂણા પર ટિકિટની કિંમત આલેખાએલી હશે. સિક્યોરિટી પ્રિન્ટિંગ પ્રેસ તરફથી મળેલી ટિકિટોની આ માલિકા થોડાક સમય સુધી જ ચાલુ રહેશે. સ્થાયી સ્વરૂપની ટિકિટોની અંતિમ માલિકા માટે હરીફો પાસેથી તેમના ડિઝાઇન મંગાવી તેમાંથી પસંદ કરીને પછી બહાર પાડવામાં આવશે. શ્રેષ્ઠ ડિઝાઇન મોકલનારને ખાસ ઇનામો અપાશે



# સંસારનાં શહેરો

## ૧૬—સીડની

ઑસ્ટ્રેલિયા ખંડનું 'લંડન' ગણાતું દક્ષિણ ગોળાર્ધનું મોટામાં મોટું આ શહેર વસતિ, વેપાર, ઉદ્યોગધંધા તથા સરકારી દૃષ્ટિએ જગતનું એક અગત્યનું નગર ગણાય છે.

આ શહેરનો ઇતિહાસ એટલે આખા ઑસ્ટ્રેલિયા ખંડનો અર્વાચીન ઇતિહાસ એમ કહીએ તો ખોટું નથી. આજથી બસો વર્ષ પહેલાં તો આ સ્થળે માત્ર થોડાક આદિવાસીઓ આનંદથી રહેતા હતા. પણ ઈ. ૧૭૭૦ ની એક સવારે પ્રખ્યાત શોધસફરી કૅપ્ટન કુક આ સ્થળે ઊતર્યો અને ઇંગ્લંડ વતી તે પ્રદેશ પર તેણે પોતાનો અમલ બેસાડ્યો. શરૂમાં તો ત્યાં ઇંગ્લંડમાંથી દેશનિકાલ થએલા ગુનેગારોને વસાવવામાં આવતા પણ થોડા જ વખતમાં ત્યાંના સુંદર કુદરતી બારાને લીધે તથા તંદુરસ્ત હવા આબોહવાને લીધે ગોરા લોકોનાં ધાડેધાડાં ત્યાં ઊતરવા લાગ્યાં અને તેની વસ્તિ કૂદકે ભૂસકે વધવા લાગી ઈ. ૧૮૬૧માં ૧ લાખ, ૧૯૦૧માં ૫ લાખ, ૧૯૨૧માં ૧૦ લાખ અને ૧૯૪૩માં ૧૪ લાખ ઉપર આંકડો પહોંચી ગયો ! આજે તો પરાં સાથે તેનો વિસ્તાર ૬૮૫ ચોરસ માઈલ છે.

તેની શ્રેષ્ઠ કુદરતી બંદરગાહને કારણે સીડની ઑસ્ટ્રેલિયાનું પહેલા નંબરનું મોટું બંદર છે. દેશનો મોટા ભાગનો વેપાર આ જ બંદર મારફતે ચાલે છે. ઑસ્ટ્રેલિયાની મુખ્ય પેદાશ ઊન તેનું સૌથી મોટું વેચાણકેન્દ્ર પણ આ જ શહેર. ઉદ્યોગ તથા કારખાનાંઓનું આ કેન્દ્રસ્થાન ન્યૂ સાઉથ વેલ્સ પ્રાંતની રાજધાની છે.

પણ સીડની એક રીતે જગવિખ્યાત બન્યું છે તે તો તેના અદ્ભુત લોખંડના પુલને કારણે. પોર્ટ જૅક્સન અખાતના બે છેડાને જોડતો આ જંગી પુલ જગતનું એક આશ્ચર્ય ગણાય છે. ૩૭૭૦ ફૂટ (લગભગ પોણો માઈલ) લાંબો આ 'હાર્બર બ્રિજ' જગતનો મોટો પુલ ગણાય છે. તેના પર બે પગરસ્તા, એક ૫૭ ફૂટ પહોળો મોટર રસ્તો અને ૪ વીજળિક ટ્રેનો એકસાથે દોડી શકે તેવી રચના છે. તેની મુખ્ય કમાનના ગાળાની જ લંબાઈ ૧૬૫૦ ફૂટ છે. વળી પાણીની સપાટીથી ૧૭૦ ફૂટ ઊંચે તે બાંધવામાં આવેલો હોવાથી મોટીમોટી સ્ટીમરો પણ તેની નીચેથી સહેલાઈથી પસાર થઈ શકે છે.

ત્રણે બાજુથી લીલાછમ નાનાંનાનાં પહાડોથી ઘેરાએલું આ શહેર ઘણું રમણીય લાગે છે. તેની પાસેનો 'બ્લ્યુ માઉન્ટ' તો આપણા હિમાલયની માફક ઑસ્ટ્રેલિયનો માટે અનેક આકર્ષણ છે. વરસ દરમિયાન સતત થોડોથોડો વરસાદ, શિયાળામાં ઉત્સાહકારક ઠંડી ને ઉનાળામાં સાધારણ ગરમી, એવી માફક આબોહવાને કારણે યુરોપિયનોને તે સ્થાન બહુ પસંદ પડે તે સ્વાભાવિક છે. વળી વરસમાં ૬૫૦૦ કલાક ત્યાં સૂર્યના દર્શન થતાં હોવાથી સૂર્યઘેલા ગોરા લોકો તેને 'સિટી ઑફ સનશાઇન' કહે છે.

સીડની એ યુરોપિયન સંસ્કૃતિનું જ ક્ષેત્ર છે. યુરોપિયન ઢબનાં ઊંચાં આલીશાન મકાનો તથા દેવળો, ટ્રામટ્રેનની અદ્યતન સગવડ, ઠેકઠેકાણે મોટાં બાગબગીચા તથા રમતનાં મેદાનો અને ગોરા લોકો ઇત્યાદિને કારણે તે લંડનની જ બીજી આવૃત્તિ ગણાય છે.



# ઑક્ટોબર-તવારીખ

**તા. ૨** મુંબાઈનું માધવબાગનું લક્ષ્મીનું મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાયું.

**તા. ૬** પશ્ચિમ પંજાબમાંથી ૪ લાખ હિન્દુસ્તાનીઓનો સૌથી મોટો કાફલો હિંદ આવ્યો.

**તા. ૧૦** પાકિસ્તાનની સત્તા નીચે મુકાએલા ચિતાગોંગના પહાડી પ્રદેશના લોકોએ પાકિસ્તાનની સત્તા સ્વીકારવાની ના પાડી.

**તા. ૧૪** મરાઠી ભાષાના 'સાહિત્ય સમ્રાટ' ગણાતા મહારાષ્ટ્રના શ્રેષ્ઠ પત્રકાર તથા પીઢ નેતા શ્રી. નરસિંહ ચિંતામણ કેળકરનું મૃત્યુ.

**તા. ૧૮** મુંબઈ સરકારે હાઈસ્કૂલના પહેલા, બીજા અને ત્રીજા ધોરણમાંથી અંગ્રેજીનો અભ્યાસ રદ કરવાનો ઠરાવ કર્યો.

**તા. ૨૩** હિંદ સરકારે જૂનાગઢના તાબા હેઠળના માણાવદર રાજ્યનો કબજો લીધો.

**તા. ૨૪** જૂનાગઢની આરઝી હકૂમતે છાપો મારીને જૂનાગઢનાં ૧૦ ગામ કબજે કર્યાં.

**તા. ૨૫** દક્ષિણ ચિતાગોંગ અને કૉક્સ બજાર વિસ્તારમાં વાવાઝોડાથી ૩૦૦ ચો. માઈલ વિસ્તારમાં લોકો ઘરબાર વગરના થઈ ગયા.

**તા. ૨૬** સરહદ-પ્રાંત તરફના હુમલાખોરોએ (પાકિસ્તાની આંખમીંચામણાં નીચે?) કાશ્મીર પર આક્રમણ શરૂ કર્યું.

**તા. ૨૭** કાશ્મીરે હિંદી સંઘમાં જોડાઈ મદદ માગતાં હિંદે વિમાનમાર્ગે લશ્કર મોકલ્યું. કાશ્મીરના લોકનેતા શેખ અબ્દુલ્લાના સ્વયંસેવકોએ બારામુલ્લાનો પુલ ઉડાવી દઈ શ્રીનગર બચાવી લીધું. શેખ અબ્દુલ્લાને વડા પ્રધાન નીમવાનો મહારાજાનો પ્રસ્તાવ.

**તા. ૨૯** માંગરોળ અને બાબરીઆવાડ પર હિંદી સંઘે કબજો મેળવ્યો.

**તા. ૩૧** શેખ અબ્દુલ્લાએ કાશ્મીરના વડા પ્રધાન તરીકે સોગંદ લીધા.

આ માસનો પ્રસંગ-વિશેષ: **સુએઝની નહેર ખુલ્લી મુકાઈ:** ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રને જોડતી ૧૦૧ માઈલ લાંબી આ મહત્ત્વની નહેર ખોદવાનું જોખમી સાહસ ફ્રેન્ચ ઇજનેર ફર્ડિનાન્ડ દલેસેપ્સે ફ્રાન્સ તથા ઇજિપ્તની મદદથી ઈ. ૧૮૫૮માં ઉપાડેલું. ૧૦ વર્ષની કાળજતૂટ મહેનત તથા ૧૭૦ લાખ પાઉન્ડના ખર્ચ પછી ઈ. ૧૮૬૯ના નવેમ્બરની ૧૭મીએ તે ખુલ્લી મુકાઈ ત્યારે યુરોપ અને એશિયા વચ્ચેનો તે સૌથી ટૂંકો જળમાર્ગ બન્યો. દુનિયાની કરોડ રજ્જુનો અમરવેલો ગણુકો તથા બ્રિટિશ સામ્રાજ્યની ધોરી નસ ગણાતી આ નહેરની શરૂમાં તો બ્રિટને ઉપેક્ષા કરેલી. ૬ વર્ષ બાદ તેણે તેના શેર ખરીદેલા.

# આ માસ (નવેમ્બર) ઈતિહાસમાં

**તા. ૨** પોતાના પ્રતાપથી અંગ્રેજોને ધ્રુજાવનાર પંજાબ કેસરી રણજીતસિંહનો જન્મ, ૧૭૮૦.

**તા. ૫** પાણીપતના યુદ્ધમાં હારેલા વીર સેનાપતિ હેમુનો બહેરામખાને વધ કર્યો, ૧૫૫૬.

**તા. ૭** પુરાવિદ્યાના જગતખ્યાત ગુજરાતી પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનો જન્મ, ૧૮૩૯.

**તા. ૧૦** શિવાજીને પકડવા નીકળેલા અફઝલખાનનો શિવાજીએ વધ કર્યો, ૧૬૫૯.

**તા. ૧૨** બનારસની વિખ્યાત હિંદુ યુનિવર્સિટીના સંસ્થાપક, આર્ય સંસ્કૃતિના મહાન જ્યોતિર્ધર, ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયનું અવસાન, ૧૯૪૬.

**તા. ૧૩** ઇંગ્લંડના ૩૩ ટકા ઘરોનો નાશ કરનાર જર્મન વિમાની હલ્લાની શરૂઆત, ૧૯૩૯.

**તા. ૧૪** લંડનની વિખ્યાત બી. બી. સી.નો પહેલો પ્રોગ્રામ વાયુમાં વહેતો મુકાયો, ૧૯૨૨.

**તા. ૧૫** ગુજરાતમાં બાળશિક્ષણના આદ્ય યુગપ્રવર્તક શ્રી ગિજુભાઈ બધેકાનો જન્મ, ૧૮૮૫

**તા. ૧૯** સુએઝની નહેર બાંધનાર પ્રખ્યાત ઈજનેર ફર્ડિનાન્ડ લેસેપ્સનો જન્મ, ૧૮૦૫.

**તા. ૨૪** ડાર્વિને પોતાનો પ્રાણીઓના ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત પ્રસિદ્ધ કર્યો, ૧૮૫૯.

**તા. ૨૬** અંગ્રેજ સત્તા સામે વીરતાથી ઝૂઝનાર મ્હૈસુરના વાઘ ટિપુ સુલતાનનું મૃત્યુ, ૧૭૯૯.

**તા. ૨૮** બ્રિટિશોએ માંડલે શહેર કબજે કર્યું, ૧૮૮૫.

**તા. ૩૦** હિંદના પ્રતિભાવાન વિચક્ષણ વૈજ્ઞાનિક શ્રી જગદીશચન્દ્ર બોઝનો જન્મ, ૧૮૫૮.



### આ માસની વ્યક્તિવિશેષ: સુરેન્દ્રનાથ બૅનરજી

હિંદના રાજકીય જાગૃતિના ઉદયકાળે પોતાની સિંહ સમી ત્રાડોથી સમસ્ત દેશને ખળભળાવી મૂકનાર આ મહાન દેશભક્તનો જન્મ ઈ. ૧૮૪૮ની ૧૦ મી નવેમ્બર શ્રી દુર્ગાચરણ બૅનરજી નામના એક બંગાળી ડૉક્ટરને ત્યાં થયો હતો. હાથે નંબરે બી. એ. પાસ કરી તે ઇંગ્લંડ જઈ આઇ. સી. એસ. થયા. પરંતુ બને તેટલા ઓછા હિંદીઓને અમલદાર બનાવવાની નીતિને અનુસરી સરકારે તેમની નાની ઉંમરનો બાધ કાઢી તેમને ચૂંટ્યા નહિ. આ સામે એ નીડર અને સ્વમાની યુવાને ત્યાંની અદાલતમાં કેસ ચલાવી હિંદુ રીત પ્રમાણે પોતાની વય કાયદેસર હોવાનું પુરવાર કર્યું અને સિલ્હટ જિલ્લાના મેજિસ્ટ્રેટ તરીકે હિંદને કિનારે પગ મૂક્યો. પણ બે વર્ષની એમની કારકિર્દીમાં મામૂલી ભૂલચૂક કાઢી સરકારે તેમને બરતરફ કર્યા. એ અન્યાય ટાળવા તે વિલાયત ગયા. પણ ત્યાં સર્વ મહેનત ફોગટ જવાથી બૅરિસ્ટરનો એ અભ્યાસ કર્યો. પરંતુ બરતરફ થએલા સરકારી અમલદારને બૅરિસ્ટરનો 'કાળો ઝભ્ભો' અપાતો નથી એ રૂએ એમની એ પરીક્ષા પણ એળે ગઈ. આ બીજા કારી ઘાએ તેમને સરકાર સામે લડીને દેશને થતા અન્યાય દૂર કરવાના દેશદાઝભર્યા માર્ગે વાળ્યા.

શરૂમાં શિક્ષણના ક્ષેત્રમાં પડીને તેમણે કલકત્તાની એક શાળા પોતાને હસ્તક લીધી. પોતાના આકર્ષક વ્યક્તિત્વ તથા અશ્રાંત પરિશ્રમ વડે થોડા જ વખતમાં તેમણે તે શાળાનું પ્રખ્યાત 'રિપન કૉલેજ'માં રૂપાંતર કર્યું અને એ દ્વારા, તથા પોતે સ્થાપેલા 'બંગાળી' પત્ર દ્વારા, યુવાન બંગાળીમાં ઉચ્ચ દેશપ્રેમ ઉત્પન્ન કરવાનું અદ્વિતીય કાર્ય તેમણે કર્યું.

હિંદી રાષ્ટ્રીય મહાસભાની ભૂમિકા તૈયાર કરવામાં તથા તેની સ્થાપનામાં તેમનો જ અગ્રભાગ હતો. ઈ. ૧૮૯૫માં પૂનામાં અને ૧૯૦૨માં અમદાવાદમાં ભરાએલી કૉંગ્રેસના પ્રમુખપદેથી તેમણે આપેલાં ભાષણો મહાસભાના ઉજ્જવળ સીમાસ્તંભ સરખાં છે. પણ એમની ચડતીનો મધ્યાહ્નકાળ તો હતો બંગભંગ. લૉર્ડ કર્ઝને પાડેલા બંગાળના ભાગલા સામે તેમણે વિરોધનો એવો તો પ્રચંડ દાવાનળ પ્રગટાવ્યો કે કેવળ બંગાળ જ નહિ પણ સમસ્ત હિંદ એથી જાગી ઊઠ્યું અને આખરે સરકારને બંગભંગ પાછો ખેંચી લેવો પડ્યો.

પરંતુ પાછળથી યુવાનોને ઉદ્દામ-પ્રવૃત્તિના માર્ગે વળેલા જોઈ તે નરમ વિચાર રજૂ કરવા લાગ્યા અને ૧૯૦૮માં તો તે વિનીત પક્ષમાં જોડાયા. આથી તેમની લોકપ્રિયતાનો જુવાળ ઓસરવા લાગ્યો. પાછળથી તો તે બંગાળ ધારાસભામાં ગયા ને સ્થાનિક સ્વરાજ્ય ખાતાના સરકારી પ્રધાન બન્યા. ૧૯૨૧માં સરકારે તેમને 'સર'નો ઇલકાબ આપેલો. હિંદના આ એક દેશભક્તનું ૭૭ વર્ષની પાકટ વયે ઈ. ૧૯૨૫ની ૬ ઠ્ઠી ઑગસ્ટે અવસાન થયું.

તમારા વાળ આમ
બેકાબુ થઈ ગયા હોય
તો





સ્વસ્તિકના સુગંધી
કેસ્ટર ઑઈલથી
તેમને કાબુમાં આણો

માથાને માટે તો જાતજાતનાં તેલ બજારમાં મળે છે. પરંતુ તમારાં ઝુલફાં અને બેકાબુ લટોને અંકુશમાં રાખવાનું કામ તો સુગંધી કેસ્ટર ઑઈલજ કરી શકશે આ તેલ વાળને વ્યવસ્થિત રાખે છે અને તેમને સુંદર અને ભભક ભર્યા બનાવે છે.

શોખીન નરનારીઓ ને અત્યંત પ્રિય છે.

સ્વસ્તિકની બીજી ઉચ્ચ બનાવટોમાં કાન્તિ સાબુ, દાઢીનો સાબુ,
ધોવાનો સાબુ, સોપાલક્ષ્ છાપ વનસ્પતિ વગેરેનો સમાવેશ થાય છે.



# સ્વસ્તિક

## સુવાસિત કેસ્ટર ઑઈલ

ઉચ્ચતામાં અજોડ

સ્વસ્તીક ઓઇલ મીલ્સ લીમીટેડ

મુંબઈ.



SHILPI SOM 21 Gujarati

ડિસ્ટ્રીબ્યૂટર્સ: મેસર્સ વેસ્ટર્ન ઇન્ડિયા પ્રૉસ્પેક્ટિંગ સિન્ડિકેટ લિમિટેડ પો. બૉક્સ નં. ૨૮ અમદાવાદ







કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત.
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂા. ૭॥; પરદેશમાં રૂા. ૯॥ અથવા ૧૪ શિલિંગ. છૂટક નકલના બાર આના.




VINOLIA
White Rose Soap




રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, ખ્યાતિના કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી અને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ ગ્રંથ ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો કરે છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત આમાં એમણે કરેલાં પંચાવન ચિત્રોમાં ઑઇલ અને વૉટર-કલર, પેન્સિલ અને પેન-ઍન્ડ-ઇંક-સ્કેચ, ટેમ્પરા-વર્ક, વુડ-કટ, મૉડર્ન-ગ્રાફ-વર્ક આદિ ચિત્રકળાની વિભિન્ન પદ્ધતિઓમાં એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂનાઓ આપવામાં આવ્યા છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા કલારસિકોને માટે તેમજ ભેટ આપવા માટે એ અમૂલ્ય ચીજ છે. કિં. રૂ. ૩।।; પોસ્ટેજ સાથે રૂ. ૪: કુમાર કાર્યાલય લિમિટેડ, અમદાવાદ.





કલાલેખકના અને સસ્તાપણામાં અનન્ય એવા આ ચિત્રસંપુટ પ્રકાશનો મુખ્ય હેતુ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો છે. શ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહિવાસી, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ અને [illegible] પંચોળી, એ આપણા છ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદાં ચિત્રોનો આ સંપુટ, ૧૨।।×૯ ઇંચના માપનાં આર્ટ કાર્ડ પર ફ્રેમ માટે તૈયાર રૂપમાં સુપર રંગીન છપાઈમાં આપવામાં આવ્યો છે. નવા રૂપિયા એકથી નજીવી કિંમતમાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી. ચિત્ર દીઠ પૂરી ચાર આના કિંમત પણ ન થઈ.





**ગુજરાતનું પાટનગર અમદાવાદ**: એ શહેરના સ્થાપક અહમદશાહના મકબરાથી માંડીને ઠેઠ સ્વામીનારાયણના મંદિર સુધીના આજની એકેક [illegible] પચાસ સ્થાપત્યોમાં સંઘરાયેલી આપણી કલાસમૃદ્ધિનો પરિચય. જેનું [illegible] ના નામાંકીત કલામીમાંસકોને મુગ્ધ કર્યો છે અને જેની પ્રશસ્તિ સાંભળીને જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યનાં પ્રતીકો સમા અમદાવાદનાં બાવન નામાંકીત સ્થાનોના ફોટોગ્રાફોનું આ આલ્બમ છે. દરેક ચિત્ર નીચે ઐતિહાસિક અને શાસ્ત્રીય માહિતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલો, અમદાવાદની સ્થાપનાથી તે વિકાસ વર્ણવતો વિદ્વત્તાભર્યો નિબંધ સાથે. કિંમત માત્ર બે રૂપિયા, પોસ્ટેજ જુદું.

# આપનું લવાજમ

## આ અંક સાથે પૂરું થઈ જાય છે

### સિવાય કે આપ અધવચ્ચેથી ગ્રાહક થયા હો

તે માટે આ અંક ઉપર વીંટાળેલું રૅપર જુઓ. તેમાં આપના નામની બાજુએ લખેલા ગ્રાહક નંબરની આસપાસ જો લાલ કુંડાળું કરેલું હોય તો આપનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે એમ સમજી લેશો.

**અમારી તો ખાત્રી છે કે આજ સુધી 'કુમાર'નો સંપર્ક પામ્યા પછી આપ તેના ગ્રાહક રહેવાના જ છો**

કેમકે એના જેટલું વિશુદ્ધ ને સંગીન સાહિત્ય તથા સંસ્કારી કલાભાવનાવાળાં ચિત્રો સંગરત ગુજરાતી માસિકપત્રોમાં ભાગ્યે જ બીજા કોઈએ આપ્યાં છે. એનું વિષયવૈવિધ્ય, જ્ઞાનમયતા ને રસમયતા, એની ચિત્રમયતા, રૂપવિધાન ને રંગમયતા ગુજરાતી માસિકોમાં સદા અજોડ રહ્યા છે. વળી આવતા વર્ષે નીકળનાર ૩૦૦મા ખાસ અંકની, આ સામેના કૉલમમાં આપેલી જાહેરાત પ્રત્યે પણ આપનું લક્ષ ખેંચીએ છીએ. એટલે અમને તો ખાતરી છે કે આપ તેમજ જેમના લવાજમ આવતા વર્ષે અધવચ્ચેથી અટકી જાય છે તેઓ પણ આ લાભ જતો નહિ જ કરે.

મોંઘવારીના આ અનિશ્ચિત સમયમાં વહેલો તે પહેલો એ જ નીતિ એક છે.

### છતાં ગ્રાહક ન રહેવું હોય

તોપણ કૃપા કરી તેના ખબર તો આપશો જ, કે જેથી અમે વી. પી. કરવાના નાહકના ખર્ચમાં ન ઊતરીએ. એથી આપને માત્ર થોડી તકલિફ જ છે; પણ અમારે તો સવાત્રણ આનાનું પોસ્ટેજ રદ જશે, અને એ અપટાગણમાં અંક ચૂંથાઈને પાછો આવશે.

**કોઈપણ સંજોગોમાં તા. ૧૫મી જાન્યુઆરી સુધીમાં આપનો નિર્ણય અમને નહિ મળે, તો આપ ગ્રાહક તરીકે ચાલુ રહેવાના છો એમ સમજીને આવતો અંક વી.પી. કરીશું, તે સ્વીકારી લેવા કૃપા કરશો.**

### લવાજમ (રૂ. ૭-૮-૦) ભરવાની પદ્ધતિઓ

(પૃ. ૩૯૧ ઉપરની જાહેરાત મુજબ અમારે નૂજ લવાજમ-વધારો કરવો પડ્યો છે)

(૧) મનીઑર્ડર કરવો એ સૌથી ઓછું-ખર્ચાળ છે. ૭-૧૦-૦માં થઈ જશે.

(૨) એજન્ટો દ્વારા લવાજમ ભરતા ગ્રાહકોએ એજન્ટોને ૭-૧૦-૦ ભરવા વિનતિ છે.

(૩) ચેકથી મોકલનારાઓએ મુંબાઈ–અમદાવાદ સિવાયની બૅંકો પરના ચેક ઉપર લાગતા કમિશનની રકમ સાથે જ મોકલવી.

(૪) વી. પી.થી મંગાવતાં આપને ૭-૧૩-૦ બેસશે.

(૫) પરદેશના ગ્રાહકોએ રૂપિયા ૯-૮-૦ અગર ૧૫ શિલિંગ મોકલવા.

આમાંથી કઈ પદ્ધતિએ આપ લવાજમ મોકલો છો તે લખી જણાવવા કૃપા કરશો.

**ટપાલમાં કાગળો સાથે નોટો તો બીડશો જ નહિ**

એ જોખમભર્યું છે; અને ગુમ થશે તો અમે જવાબદાર નથી.

# રજતજયંતી

આવતા (જાન્યુઆરી) અંક સાથે 'કુમાર' તેના પચીસમા વર્ષમાં પ્રવેશ કરશે. આપણે ત્યાં અત્યારે એવી પશ્ચિમી ઉત્સવ-પ્રણાલિ અનુસાર પચીસ વર્ષની અખંડ, એકધારી, કાર્યરત કારકિર્દી પૂરી થવાને અવસરે 'રજત-જયંતી' ઊજવવામાં આવે છે, અને પચીસમું વર્ષ એ કારકિર્દીનું રજત વર્ષ ગણાય છે. એ અનુસાર 'કુમાર'નું આવતું વર્ષ તેનું રજત વર્ષ છે. જોકે અત્યારે જયંતીઓ ઊજવવાની આપણાં દેશની સ્થિતિ કે વાતાવરણ નથી, અને 'કુમાર' પોતે તો પોતાની 'રજતજયંતી' કઈ રીતે ઊજવે? પણ એક સુયોગ આપમેળે આવી રહે છે. પ્રત્યેક ૧૦૦ અંક પૂરા થયે એ શતકનો ખાસ અંક કાઢવાની જે નવી પદ્ધતિ શરૂ કરીને 'કુમારે' પોતાના ૧૦૦મા અને ૨૦૦મા અંક ખાસ અંક તરીકે કાઢ્યા છે, તે મુજબ, બરોબર આ પચીસ વર્ષ પૂરાં થયે, આગામી વર્ષનો છેલ્લો અંક ૩૦૦મો અંક આવે છે, ને એ ૧૯૪૮ના ડિસેમ્બર માસનો અંક અમે ખાસ અંક તરીકે કાઢવાની ગણના રાખી છે. 'કુમાર'નો એ ૩૦૦મો અંક તેનો રજતજયંતી અંક બનશે.

એ અંક, સંયોગો યારી આપશે તો, તેના બંને પુરોગામી શતકઅંકોના જેવો જ વિશિષ્ટ, દળદાર અને 'કુમાર'ની આ પચીસ વર્ષની અખંડ યાત્રામાં ફાળો પુરાવનારા યશભાગી સર્વ કલા–સાહિત્ય–સંસ્કાર-સંપન્ન મુરબ્બીઓ, શુભેચ્છકો અને મિત્રોની સહાયથી સમૃદ્ધ બનાવવાના અમને કોડ છે.

અમે આશા રાખીએ છીએ કે 'કુમાર'ની આ અખંડિત અને ઊજળી કારકિર્દીના એટલા જ યશભાગી તેના વાચકો અને પ્રેમી ગ્રાહકો પોતાનો સદ્ભાવ ચાલુ રાખી તેના રજત વર્ષના ઉત્સવના આનંદભાગી બનશે.

## ૩૦૦મો અંક

# ચાંદની

·હરિણી·

શરદ-રજની ધીરે ધીરે ગળાઈ ચળાઇને
અજબ ઊઘડી મોડી મોડી ખીલી પૂર બ્હારમાં.

કપુરધવલા આછી ગાઢી હસે મૃદુ ચાંદની,
પવન પર થૈ ધોળાં ધોળાં ખસે રૂપચોસલાં.

દલ દલ ખુલે જ્યોત્સ્ના કેરા મહાપદ્મે, વચે
પ્રકટ પૃથિવી ઊભી જાણે લસે નવપદ્મજા !

દિવસ-અજવાળે જે દીસે વિરૂપ, લજામણું,
સ્વરુપ પલટી તે તે ઊભુ નવું જ સુહામણું.

જગ સકલની ત્રાંબાકૂંડી ભરી તસુ યે તસુ.
શશિયર સ્વયં ન્હાવા જાણે રહ્યો નભથી સરી !

ભવનભવને મેડીસૂતાં મીઠાં ઝુમલો પરે
સહજ ગમથાં છિદ્રોથી યે નરી મમતા દ્રવે.

ગિરિ, વન, નદી, મેદાને થૈ સરે રમણીયતા,
પરણ પરની કીડી યે શી ધરે કમનીયતા !

પૃથક ઘટકો ચન્દ્રીતેજે પરસ્પરમાં ગળી
સુઘટિત રચે એકત્વે સૌ કલામય પુદ્ગલ.

અશરીર છતાં આકારો લૈ મનોહર ઊતરે
ગહન વિમલાં સૌન્દર્યોની છટા, સુકુમારતા.

નયન નિરખે ઘેલાં સાધી અશી તદ્રૂપતા
કિરણ ફૂટતાં કીકીમાંથી, ચખો ખુદ ચન્દ્રમા !

બાલમુકુન્દ દવે

છે તો માત્ર શરદની રાત્રિનું વર્ણન જ, પણ એની સુકુમાર નિત્યગમતા-વાળું, કે 'મેડીમાં સૂતેલાં મીઠાં ઝુમલો ઉપર સહજ ગમથાં છિદ્રોમાંથી નરી મમતા દ્રવતી' એ 'કપુરધવલા, આછી ગાઢી ચાંદની', ગિરિવન નદી ને મેદાનો પર જે રમણીયતા રેલાવી રહે છે તેમાં 'પાંદડા ઉપરની નાની કીડી પણ જે કમનીયતા ધારણ કરે છે' ત્યાં-સુધીની રૂપસૃષ્ટિનું દર્શન એમાં આવરી લીધું છે અને 'અશરીર છતાં ગહન સૌન્દર્યો પણ જે મનોહર આકારો લઈ ઊતરે છે' તેનો યે આસ્વાદ મધિ કરાવી રહે છે.

અફસોસને આસન કદી જો આપશું,
જે રહ્યું થોડું ય તે લૂંટી જશે;
જો ગુમાવ્યાની ગણત્રીમાં પડ્યા,
ફૂલ ઊઘડતું ય એ ચૂંટી જશે.

આંખ સામે ઊગતો દિન રાખીએ,
જે મળી સૌરભ જીવનમાં ચાખીએ.
કોણ જાણે છે હૃદય પીસી પ્રભુ
રંગ અંગોમાં નવા ઘૂંટી જશે!

મકરન્દ દવે

# એકરાર

અહો હું પાપી છું. પરિચય તમોને દઈ શકું
અહીં દાવો શાનો તમ સમીપ સાચું નવ વદું
તહીં ત્યાં ભૂગોલે મનુજ રૂપ જ્યારે તમ હતું
તમારું દીધેલું તમ સમું જ ત્યારે મમ હતું
પરંતુ ત્યારે તો સત રૂપ તમોને નવ .
અહીં આજે આવી અમર રૂપમાં નાથ નિરખ્યા
તમારામાં શોભી ઉજ્જ્વળ છટા ગાનહીં . ?
પરંતુ એ સ્વામી, નવ મદન કીધી મનુજોને.
અરે પાપાંએ તો જડતર કર્યું શુભ વિસરી,
છતાં યે શ્રદ્ધાથી પ્રભુ નવ ચળ્યા સ્તંભ પરથી.
તમે તો શોભંતા વધુ વધુ અહા શા ઝમી રહ્યા,
જડેલા ખીલાની સહિત વર્ષો કાષ્ઠે સ્થિત રહ્યા.
તહીં એ ટોળામાં તમ સમીપના શું હૂં ય હતો ?
નહિ સ્વામી એવું લગીર પણ મારી સ્થિતિ વિષે.
હતો હું તો ત્યારે મમ ઘર વિષે કોઠ મહીં ને
ઘડતો સોદાને ધગધગ મમ હાથે હલવતો.
પરંતુ ત્યાં સુધી ગરજ ધણી મામ સઘળે,
હું એયે સૌ સાથે જાહિર નિસરી તે સ્થલ ગયો.
અને જે જોયું તે ન દરશન પ્રેમ કરી શકે:
અને હું તો શાનો જડતર ખીલા જે મુજ ઘડ્યા ?!

પ્રિયકાન્ત

[ગાન પાંચ અંગેજી બ્રમ્હીકહીને દાખીદાંતની ચૂંટીઆ પદેશવાનો મશિયારાનો આપીકો ઘણો ચલાવવા એક તારણમાં કવિતાના કરા જ રાસ્ત્રીય જ્ઞાન વિના, માત્ર કાવ્યના વાચનતથા શ્રવણસંપર્કથી કવિતા કેવી મોદભરી-રીને પાંગરી ઉઠી છે તેનું ઉદાહરણ આ કાવ્ય છે.

પ્રસંગ એવો છે કે પરલોકમાં ઈશુ ખ્રિસ્ત પાસે પૃથ્વી-લોકથી વિદાય લઈ આવનારા માનવીઓ એક પછી એક પોતાનાં નિવેદનો કરતાં જાય છે તેમાં એક વ્યક્તિ શુ પર મુગ્ધ જે રહે છે તે પ્રસંગની યોજના, તેની ભાવની લાગણી, તેની સ્વસ્થતાની ભ.પા. અંતમાં જે ગાઢ છે તે આવા પ્રારંભિકના પ્રથમ પ્રયાસ તરીકે પ્રશંસનીય છે.]

# પ્રજા અને પોલીસ એ બે વચ્ચેના સંબંધો

## એ કોઈ પણ આઝાદ પ્રજાના નૈતિક જીવનની પારાશીશી છે.

—મનન—

સ્વતંત્ર પ્રજા તરીકેના આપણા જીવનનાં જે અનેક પાસાંઓની આપણે કાળજીભરી કેળવણી યોજવાની છે તેમાં સૌથી પહેલું તે આપણું સામાજિક શિસ્તનું અંગ છે. પ્રજાજીવનના એ પાસા સાથે વધુમાં વધુ સબંધ પોલીસને છે. સ્વતંત્ર કે પરતંત્ર દરેક દેશમાં પોલીસ તો હોય જ છે. પણ પ્રજા અને પોલીસ વચ્ચે કેવો સંબંધ છે તે પરથી ત્યાંની પ્રજાની નૈતિક કક્ષાનું માપ નીકળે છે. પોલીસનું કામ જેમ પ્રજાનું રક્ષણ કરવાનું તથા કાયદો ને વ્યવસ્થા જાળવવાનું છે તેમ પ્રજાની પણ ફરજ છે કે તેણે પોલીસની બીકે નહિ પણ સ્વેચ્છાએ જ કાયદાનું પાલન કરવું જોઈએ. જગતભરમાં જ્યાંની પોલીસ વખણાય છે તે ઈંગ્લંડની પ્રજાનો પોલીસ સાથે કેવો સંબંધ છે તથા પોતાના નાગરિક સ્વાતંત્ર્ય પર પોલીસ તરાપ ન મારે તે માટે એ પ્રજા કેવી ચીવટ રાખી કાયદાનું જાતે જ પાલન કરે છે તેની હકીકત રસિક હોવા સાથે આપણા માટે અનુકરણીય છે. પોલીસ અને પ્રજા વચ્ચેના એવા આદર્શ સંબંધો આપણે અમલમાં લાવીશું તો જ આપણે સ્વાતંત્ર્યને સાર્થક કર્યું ગણાશે.

ઈ. ૧૯૩૯માં બ્રિટનમાં ૪ કરોડ ૬૦ લાખની વસ્તી હતી ત્યારે કુલ ૬૩,૦૦૦ પોલીસ ત્યાં હતા. એટલે કે વસ્તીના દર ૭૦૦ માણસોએ સરેરાશ એક પોલીસ હતો. પ્રજાની ચીવટ અને પોલીસની આવડતને કારણે લંડન જેવા મોટા શહેરમાં પણ કાયદો અને વ્યવસ્થા એટલાં સારાં જળવાઈ રહેતાં આવ્યાં છે કે છેલ્લા ત્રણ દાયકા દરમિયાન સામ્રાજ્યના એ પાટનગરનો વિસ્તાર વધીને ૭૦૦ ચોરસ માઈલ બન્યો છે ને વસ્તી વધીને ૮૫ લાખ ઉપર પહોંચી છે છતાં આજ સુધીમાં તેના પોલીસદળની ૧૮,૦૦૦ની સંખ્યામાં જરા યે વધારો થયો નથી!

બ્રિટનની પોલીસની મુખ્ય કામગીરી વાહનવ્યવહારનું સલામત સંચાલન કરવાની ને અકસ્માતો અટકાવવાની છે. મારફાડ કે ગુનાઓનું પ્રમાણ તો બ્રિટનમાં બહુ નજીવું હોઈ પોલીસને માથે એટલો બોજો ઓછો રહે છે. આખા બ્રિટનમાં વરસે માંડ સોએક માણસોનાં ખૂન થતાં હશે. પણ રસ્તા ઉપરના અકસ્માતો માણસોની ઘણી મોટી સંખ્યાને ભરખી જાય છે. લડાઈ દરમિયાન વાહનવ્યવહાર ઘણો ઓછો થઈ ગયો હતો ત્યારે પણ, મોટરગાડીઓના અકસ્માતોને કારણે દર વર્ષે બ્રિટનના ૮૦૦૦ શહેરીઓ જાન ગુમાવતા ને અઢી લાખ ઘાયલ બનતા. પાર્લમેન્ટમાં જાહેર થયા મુજબ, જર્મન વિમાનોના બૉમ્બમારાના કરતાં રાજમાર્ગો પરના અકસ્માતોએ બ્રિટિશ પ્રજાજનોની ઘણી મોટી સંખ્યાને ઘાયલ કરી હતી. આથી બ્રિટિશ પોલીસનું મુખ્ય કર્તવ્ય રાજમાર્ગોની સલામતી જાળવવાનું બની રહે છે.

વાદળી વેશવાળી બ્રિટિશ પોલીસને એ પ્રજા 'બૉબી'ના લાડીલા નામે સંબોધે છે. ૧૮૨૯માં બ્રિટિશ પોલીસને તેનું આધુનિક સ્વરૂપ આપનાર ગૃહમંત્રી સર રૉબર્ટ પીલની યાદગીરીમાં પોલીસને બ્રિટિશ પ્રજા 'બૉબી' કહે છે ('બૉબી' એ 'રૉબર્ટ'નું વહાલસોયું રૂપાંતર છે.) તે પહેલાં લંડનમાં તેમજ બીજે શાંતિ જાળવવાનું કાર્ય લશ્કરી સૈનિકો કરતા; પણ તે વખતના વડા પ્રધાન વેલિંગ્ટનના ડયૂકને આવી નાની વાતોમાં થતો લશ્કરનો ઉપયોગ નાપસંદ પડ્યો અને એમની સૂચનાથી સર રૉબર્ટ પીલે પોલીસદળ ઊભું કર્યું. ૧૮૨૯માં પહેલી જ વાર લંડનની શેરીઓમાં ધોળે દિવસે પણ પોલીસનો બંદોબસ્ત જોઈને પ્રજાને નવાઈ લાગેલી. શરૂમાં તો આ પોલીસ પ્રજા તથા લશ્કરને અપ્રિય લાગી હતી. બ્રિટિશ પ્રજાના મનમાં એક દહેશત સદા રહેતી આવી છે કે પોલીસની સત્તા જેમ વધુ તેમ નાગરિક અધિકારોની જાળવણી ઓછી. આ સંશયને લીધે બ્રિટિશ પોલીસનો વિકાસ જેમ થોડોઘણો રુંધાયો, તેમ તેને હાથે સત્તાનો દુરુપયોગ ન થાય એવું વાતાવરણ પણ આપોઆપ રચાતું આવ્યું.

એક યા બીજો રાજદ્વારી પક્ષ પોલીસનો ઉપયોગ પોતાનું વર્ચસ્વ વધારવામાં, પ્રજાનો અવાજ ગૂંગળાવવામાં, વિરોધીઓ ઉપર જાસૂસી કરવામાં, પ્રગતિશીલ ચળવળને કે મજૂરસંગઠનને કચડી નાખવામાં કરશે, એવી દહેશત બ્રિટિશ પ્રજાએ વર્ષો સુધી સેવી છે. રાજકારણ ઉપર પોલીસનું આધિપત્ય સ્થપાઈ જવાનો ડર બ્રિટિશ પ્રજાને એટલો બધો હતો કે ૧૮૮૭ સુધી તો પોલીસને ચૂંટણીમાં પણ ભાગ લેવા દેવામાં નહોતો આવતો. રાજકીય સભાઓમાં છૂપી પોલીસ આવીને જાસૂસી કરે તે સામે તો એ પ્રજાને એટલી બધી નફરત હતી કે ૧૮૬૯ સુધી તો ફરજ પર ન હોય ત્યારે પણ પોલીસને સાદા વેશમાં જાહેરમાં ફરવાની મના હતી.

બ્રિટનના પોલીસ સાચા અર્થમાં પ્રજાના 'સેવકો' છે. એ હથિયાર રાખતા નથી, કારણ કે પ્રજા પણ હથિયાર રાખતી નથી. પ્રજાને માટેના તમામ કાનૂનો પોલીસને પણ સંપૂર્ણપણે લાગુ પડે છે. ફરજપાલનમાં ચૂક થાય કે સત્તાની મર્યાદા ચુકાય તો પોલીસ ઉપર પણ કોઈ પણ સાદી અદાલતમાં કોઈ પણ નાગરિક કામ ચલાવી શકે છે. પોલીસ માટેની સૂચનાપોથીમાં સ્પષ્ટપણે કહ્યું છે કે પોતાની પ્રત્યે કોઈ પ્રજાજન અપમાનજનક કે બીભત્સ ભાષા વાપરે છતાં પોલીસે તો કદી ઉશ્કેરાઈ ન જવું; પોલીસનું કામ પ્રજાનું રક્ષણ કરવાનું છે, તેને સતાવવાનું નથી; આત્મરક્ષણ સિવાય હથિયાર કદી ન વાપરવું.

બીજી બાજુ, પોલીસના ફરજપાલનમાં બને તેટલાં ઓછાં વિઘ્નો આવે તેની કાળજી પ્રજા રાખે છે. કાયદાએ સ્થાપેલી મર્યાદાઓ ઉથાપવાના પ્રસંગો જ પોલીસ માટે બહુ ઓછા આવે એવું સમગ્ર પ્રજાનું વર્તન હોય છે. એવું એક ઉદાહરણ કોઈની ધરપકડ કરતી વેળાના પોલીસના અને પ્રજાના પરસ્પરના વર્તાવમાંથી મળી રહે છે. બ્રિટિશ પોલીસ પોતાની સાથે હાથકડી રાખતા નથી' કોઈની ધરપકડ કરવાનો સામાન્ય નિયમ તેનું બાવડું પકડીને તેને પોલીસ-ચોકીએ લઈ જવાનો હોય છે. પરંતુ વાસ્તવમાં, કોઈ ભયંકર ગુનેગારનો હાથ પણ ત્યાંની પોલીસને પકડવો પડતો નથી. 'યુ આર અન્ડર ઍરેસ્ટ' (હું તમારી ધરપકડ કરું છું), એટલા શબ્દો જ અને મોકળા હાથપગે પોલીસ સાથે ચોકી સુધી લઈ જવા માટે પૂરતા બને છે. કૉલેજમાં ભણી આવેલા ઘણા જુવાનો હવે પોલીસમાં દાખલ થાય છે. તેમ છતાં એ બધાને સાદા પોલીસ તરીકે જ શરૂઆત કરવી પડે છે. સ્ત્રીઓ પણ હવે તો એ ખાતામાં પ્રવેશી રહી છે. લંડનમાં આજે ૨૦૦ સ્ત્રી-પોલીસ છે.

આપણા પોલીસદળને આજ સુધી વિદેશી હકૂમતના નોકરો તરીકે દેશની પ્રજા ઉપર ચોકી કરવાની કામગીરી બજાવવી પડી હતી. હવે એક સ્વતંત્ર મુલકના પ્રજાજનોના પ્રાથમિક અધિકારોનું રક્ષણ કરવાનું કર્તવ્ય એમને શિરે આવ્યું છે. પલટાયેલા સંજોગોમાં પોલીસે જેમ પ્રજા પ્રત્યેનો વર્તાવ બદલવાનો છે, (અનુસંધાન આમુખ પૃ. ૩૩૨મે)



**સત્તાવનના સ્વાતંત્ર્યસમરની છેલ્લી જ્યોત**

# તાત્યા ટોપે

**પરાજયો જેને ચળાવી શક્યા નહિ, સૈનિકો ને સામગ્રીની અછત જેને ગભરાવી શકી નહિ, અનંત કષ્ટ જેને ડગાવી શક્યાં નહિ, ને અંતે પ્રત્યક્ષ મૃત્યુ પણ જેને થડકાવી શક્યું નહિ, એવા એ ઝિંદાદિલ જવાંમર્દ સત્તાવનના સમરમાં કેવળ પોતાની અસાધારણ હિંમત, અપ્રતિમ શૌર્ય, ને અજોડ યુદ્ધકૌશલ વડે એકલે હાથે સાતસાત કસાએલા અંગ્રેજ સેનાનાયકોને છક્કડ આપતા રહીને છેવટ સુધી ટક્કર ઝીલી**

૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધની છેલ્લી જ્યોત સમા તાત્યા ટોપેનું નામ આજે પણ પ્રત્યેક ભારતવાસીમાં ગગરૂબી તથા સ્વાભિમાન પ્રેરે છે. જગતના કોઈ પણ સેનાપતિ કરતાં વધુ યોગ્યતા ધરાવતા આ નરવીરે ઓછાં સાધન-સામગ્રી, અપૂરતું સૈનિકબળ તથા પ્રતિકૂળ સંજોગો હોવા છતાં ૧।। વર્ષ સુધી જે વીરતા તથા બાહોશીથી કસાએલી અંગ્રેજ ફોજોને હંફાવી તેનો જગતના ઇતિહાસમાં ક્યાં યે જોટો જડે તેમ નથી. તેની કુનેહની, લશ્કરી વ્યૂહરચનાની તથા હિંમત ને સાહસની પ્રશંસા ખુદ તેના દુશ્મન અંગ્રેજોએ જ મુક્ત કંઠે કરી છે. તેને પકડવા આકાશપાતાળ એક કરતા સાતસાત અંગ્રેજ સેનાપતિઓને તેણે એવી ધીરતા તથા કુશળતાથી છક્કડ ખવડાવી કે હિંદના કોઈ પણ અંગ્રેજ કે હિંદી અમલદાર કરતાં તેનું નામ સમસ્ત યુરોપભરમાં એ કાળે જાણીતું થએલું.

તાત્યા ટોપેનું પૂરું નામ રઘુનાથ પાંડુરંગ ટોપે. ઈ. ૧૮૩૪ માં દક્ષિણી બ્રાહ્મણ કુળમાં તેનો જન્મ થએલો. તેના પિતા, બાજીરાવ પેશ્વાના દાનધર્મ વિભાગના મુખ્ય અધિકારી હતા. તેમના આઠ પુત્રોમાં તાત્યા બીજા પુત્ર હતા. સત્તાવનના સ્વાતંત્ર્યસમરમાં પોતાની તલવારનું પાણી સાથે જ બતાવી જનાર નાનાસાહેબ પેશ્વા, મહારાણી લક્ષ્મીબાઇ તથા તાત્યા ટોપેનું બાળપણ પણ સાથે જ વીતેલું, એ ય વિધિનો કોઈ અજબ સંકેત ગણાય. એ ત્રણે તેજસ્વી બાળકો સાથે જ મર્દાની રમતો રમતાં, સાથે જ રામાયણ મહાભારતની વાતો વાંચતાં તથા સાથે જ શિવાજી મહારાજનાં અદ્‌ભુત પરાક્રમો સાંભળતાં અને પોતે પણ મોટાં થયે એવાં જ મહાપરાક્રમો કરવાના મનસૂબા ગોઠવતાં. તેમનાં એ સ્વપ્નો સત્ય સૃષ્ટિમાં ઊતરશે એવું તે વખતે કોણે ધાર્યું હતું?

એ સમયે પેશ્વાઓનું મુખ્ય રહેઠાણ કાનપુર પાસે બ્રહ્માવર્ત (બિઠુર) હતું. બાજીરાવ બીજાની પછી નાનાસાહેબ જ્યારે પેશ્વા બન્યા ત્યારે તેમણે, અંગ્રેજોએ પોતાના પિતાનું રાજ્ય ઝૂંટવી લઈ માત્ર થોડુંક પેન્શન આપી તેમને જે હડહડતો અન્યાય કર્યો હતો તે દૂર કરવાનો તથા પોતાનું ગત-સ્વાતંત્ર્ય પાછું મેળવવાનો નિશ્ચય કર્યો. તેમના મહેલમાં આગામી સ્વાતંત્ર્યયુદ્ધની બાબતમાં મૌલવી અહમદશાહ, અઝીમુલ્લાખાન, બાલાસાહેબ, રાવસાહેબ તથા મહારાણી લક્ષ્મીબાઈની ઘણી ગુપ્ત ચર્ચાઓ થની. અલબત્ત, તે બધામાં વિચક્ષણ બુદ્ધિમત્તા ધરાવનાર તાત્યા ટોપે તો હોય જ.

૧૮૫૭ના જૂનના પહેલા અડવાડિયામાં હિંદુસ્તાનમાં એકીસાથે યુદ્ધ શરૂ કરવાની સર્વ ગુપ્ત તૈયારીઓ થઈ ચૂકી હતી. પરંતુ અચાનક મીરતમાં ૧૫મીએ જ જ્વાળામુખી ફાટી નીકળ્યો. તરત નાનાસાહેબે સમયસૂચકતા વાપરી, અને કાનપુરમાં તો વખતસર યુદ્ધ શરૂ થઇને વિનાવારે તે વિપ્લવકારીઓના હાથમાં પડ્યું. પણ લશ્કરી દૃષ્ટિએ કાનપુરનો અગત્ય ખૂબ મોટી હોવાને કારણે અંગ્રેજોએ હેવલૉકની સરદારી હેઠળ વિશાળ સેના મોકલીને ભીષણ યુદ્ધ ખેડી કાનપુર જીતી લીધું. કાનપુર છોડીને નાનાસાહેબ બ્રહ્માવર્ત આવ્યા અને ત્યાં પણ અંગ્રેજો આવે તે પહેલાં યોજના પ્રમાણે ફતેહપુર ચાલ્યા ગયા. જતાં પહેલાં સર્વ અધિકાર તાત્યા ટોપેને સોંપી ગયા.

એ કપરા કાળમાં જે નવાંનવાં સંકટો તથા પ્રશ્નો ઊભા થતા હતા તેનો સમર્થરીતે નિકાલ લાવવા તાત્યા ટોપે જ યોગ્ય હતો. તેની કુશળતા, દીર્ઘદૃષ્ટિ તથા બાહોશીની તોલે આવે તેવું બીજું કોઇ નહોતું. જોકે અત્યાર સુધી તો તાત્યાએ એકરીતે કારકુનનું જ કામ કર્યું હતું. પણ જ્યાં સ્વાતંત્ર્યયુદ્ધનું રણશિંગું ફુંકાયું કે તરત જ તેણે કલમ ફેંકી દઈ પોતાની ચિરપરિચિત તલવાર હાથમાં લીધી. પરાક્રમ, શૂરવીરતા તથા ધૈર્ય ઇત્યાદિ ગુણોની સાથે નવીનવી સેનાઓને પોતાના પક્ષમાં મેળવવાની તથા તેમને સ્વાતંત્ર્યયુદ્ધમાં ઝુકાવવા પ્રેરિત કરવાની કળામાં તાત્યા અજોડ હતો. સિપાહીઓને સફાઈથી સમજાવવાની તેની આવડત, મનુષ્યહૃદયની ભાવનાઓનું આકલન કરવાની તેની શક્તિ તથા સાહસભરી હિંમત ઇત્યાદિ ગુણોને કારણે તે આખી પલટનને એક જ દિવસમાં અંગ્રેજો સામે લડવા તૈયાર કરી દેતો.

પહેલાં તો તેણે અસ્તવ્યસ્ત થએલી પોતાની સેનાને વ્યવસ્થિત કરી ને પોતાનું સૈનિકબળ વધારવા તે સીધો શિવરાજપુર પહોંચ્યો; ને ત્યાંથી પોતાની અદ્‌ભુત કળા વડે ત્યાંની ૪૨મી પલટનને પોતાના

પક્ષમાં લઈ આવ્યો. કાનપુર કબજે કર્યા પછી હેવલૉક લખનૌ તરફ ઊપડ્યો ન ઊપડ્યો, ત્યાં તો પાછળથી તાત્યાએ પોતાની નવી સેના વડે હુમલો કર્યો. આથી પોતાની બધી યોજના મૂકી દઈ હેવલૉકને પાછા ફરવું પડ્યું. અને પાછા ફરીને તેણે જોયું તો તાત્યા ટોપે સ્વસ્થતાથી બિઠૂરના રાજમહેલમાં આસન જમાવીને બેઠેલો હતો! હેવલૉક અને તાત્યા વચ્ચે યુદ્ધ થયું. તેમાં હેવલૉકની સામર્થ્યવાળી વિશાળ સેના સામે તાત્યાને સફળતા ન સાંપડવાથી તે બિઠૂર છોડી ફતેહપુર મુકામે નાનાસાહેબને જઈ મળ્યો.

નાનાસાહેબને ફરી સાધનસામગ્રી તથા સૈન્યની તંગી જણાવા લાગતાં તાત્યા ગ્વાલિયર ઊપડ્યો અને કોઈ જાદુગર લાકડી ફેરવીને ચમત્કાર કરે તેમ સિંધિયાના લશ્કરને સ્વાતંત્ર્યયુદ્ધ માટે પ્રવૃત્ત

તેની સામે ગયો. એક બાજુ હમણાં જ બળવો પોકારી ઊઠેલું બેશિસ્ત સૈન્ય તથા અપૂરી સાધનસામગ્રી સાથે ભારતનો વીર સેનાની તાત્યા ટોપે હતો, જ્યારે બીજી બાજુ, કસાયેલા સૈન્ય તથા અખૂટ શસ્ત્રાસ્ત્રો સાથે ખ્યાતનામ સેનાપતિ વિન્ડહામ હતો. યુદ્ધ શરૂ થતાં પ્રારંભમાં તો વિન્ડહામે તાત્યાની ત્રણ તોપો કબજે કરી લીધી અને માન્યું કે હવે વિજય પોતાનો જ છે પરંતુ વિલક્ષણ બુદ્ધિમત્તા ધરાવનાર તાત્યા ટોપે અંગ્રેજ સેનાની વ્યૂહરચના તથા તેની કમજોરી ક્યાં છે તે પામી ગયો અને તરત તેનો લાભ ઉઠાવીને એવી તો અજબ વ્યૂહરચના કરીને જોરદાર ધસારો કર્યો કે એવડી મોટી અંગ્રેજ સેનાને પીછેહઠ કરીને કાનપુર શહેરમાં ભરાઈ જવું પડ્યું. પછી બીજે દિવસે અર્ધચન્દ્રાકાર વ્યૂહ ગોઠવીને તાત્યાએ અંગ્રેજ સેનાને

માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા આપણી વનસ્પતિ—૧૦

# લીલો ચંપો

લેખક : જયંતીલાલ દે. ઓઝા • એમ. એસસી.



ગાઢ અને મેરી માધુરી સુગંધવાળાં ફૂલો આપનો આ ચંપો બીજા ચંપાથી વિશેષ આગળપડતો એ કારણે છે કે તેને લગભગ બારે માસ ફૂલ આવે છે. વિશિષ્ટ મીઠાશભરી એની અત્યંત મધુર સુગંધી માદક જેવી લાગે છે. સંસ્કૃતમાં આ વૃક્ષને 'હરિત્ ચંપક'ને મરાઠીમાં 'હિરવા ચાફા' કહે છે. તેનું શાસ્ત્રીય નામ 'આર્ટાબોટ્રીસ ઓડોરેટીસીમસ' (Artabotrys odoratissimus R Br.). તેનાં ઉત્પત્તિસ્થાન જાવા, દક્ષિણ ચીન, તેનાસરીમ, સીલોન ને દક્ષિણ હિંદ. હિંદમાં તો બધી જગ્યાએ આ વૃક્ષ તેનાં આહ્લાદક ખુશબોદાર ફૂલો માટે બાગબગીચાઓમાં ઉગાડવામાં આવે છે.

આ સુંદર વૃક્ષ બહુ મોટું થતું નથી, પરંતુ તે સદા યે લીલુ અને ઘટાદાર રહે છે. આસપાસ મુક્તપણે ફેલાતી તેની શાખાઓ પર તેના લાંબા અને લીસાં પાન ચિત્રમાં બતાવ્યા મુજબ આવેલા હોય છે. પાન લગભગ ૭ ઇંચ લાંબાં ને ૧થી ૨ ઇંચ પહોળાં હોય છે અને દરેક પાનને ૩ થી ૪ ઇંચ લાંબી દાંડી હોય છે. સૌન્દર્યથી સાંકડા વચમાં પહોળાં અને ફરી ટોચ તરફ સાંકડા થતાં જઈ ટોચે અણીદાર બને છે.

માદક મહેકથી મઘમઘતાં તેનાં ફૂલો શરૂઆતમાં લીલાં દેખાય છે, પરંતુ જ્યારે ને પૂરી રીતે ખીલી ઊઠે છે ત્યારે પીળાં રંગનાં થાય છે. શાખાઓ પર ફૂલો એકલી અગર જોડકાંમાં આવેલાં હોય છે. દરેક ફૂલને ૧ ઇંચ લાંબી દાંડી હોય છે અને એ દાંડીનો છેડો આંકડા માફક વળેલો હોય છે.

લીલા ચંપાનાં ફળ સુંદર, લીસાં, ચળકતાં અને રાજમેરી બોર જેવા આકારનાં હોય છે. શરૂઆતમાં તે પણ લીલાં હોય છે, પરંતુ પાકી જતા પીળાં થાય છે. તેમાં એક અગર બે લંબગોળ, એક બાજુ સહેજ ચપટાં અને ½ ઇંચ લાંબાં બીજ હોય છે. લીલો ચંપો સીતાફળ, રામફળ વગેરે વર્ગની વનસ્પતિ છે ને તે બીજ વડે તેમજ કલમથી ઊગે છે

લીલાં ચંપાનો ઉપયોગ ખાસ કરીને તો તેનાં મધુર સુગંધી ફૂલો માટે જ થાય છે તેમાંથી વરાળયંત્ર દ્વારા સુગંધી તેલ મળે છે અને તે સુવાસ માટે માથાનાં તેલો તથા સુગંધી સાબુ બનાવવામાં ઉપયોગમાં લેવાય છે. તેની છાલનું રાસાયનિક અન્વેષણ થયું છે અને તેમાં 'આર્ટાબોટ્રીન' નામનું રાસાયનિક તત્ત્વ હોવાનું માલૂમ પડ્યું છે, જે કૉલેરાના દર્દમાં ઉપયોગી ઔષધ મનાય છે.

કરીને પોતાના પક્ષમાં લઈ આવ્યો. આ સૈન્ય વડે તાત્યાએ કાનપુરથી ૪૬ માઈલ દૂર આવેલું કાલ્પી શહેર જીત્યું. લશ્કરી દૃષ્ટિએ કાલ્પી ઘણું અગત્યનું મથક હતું. વળી કાનપુર અને કાલ્પી વચ્ચે વહેતી જમના નદી કાલ્પીને નૈસર્ગિક સંરક્ષણ આપતી હતી. કાનપુર અને લખનૌ પડ્યા પછી કાલ્પી જ બળવાનું મુખ્ય કેન્દ્ર બન્યું. પણ કાલ્પી જીતીને તાત્યા સ્વસ્થ બેસી રહે તેમ નહોતો. તેને તો કાનપુરના પરાજયનું વેર લેવું હતું. એટલે કાલ્પી બાલાસાહેબને સોંપી તે કાનપુર જીતવા ઊપડ્યો.

પણ કાનપુરનું સંરક્ષણ તો યુરોપની રણભૂમિ પર સારી પેઠે કસાયેલો સેનાપતિ વિન્ડહામ કરતો હતો. જેવું તેણે સાંભળ્યું કે તાત્યા કાનપુર પર ચડી આવે છે કે તરત એક મોટી સેના લઈ ને

પોતાનું બધું રણસાહિત્ય મૂકી દઈ ભાગી જવાની જ ફરજ પાડી. આમ ફરીવાર કાનપુર ભારતના તે બહાદુરે કબજે કર્યું. એક અંગ્રેજ ઇતિહાસકાર કબૂલ કરે છે કે જેટલા પ્રમાણમાં તાત્યા ટોપે એક સેનાપતિના ઉચ્ચ ગુણો ધરાવતો હતો તેટલા પ્રમાણમાં જો તેના સૈનિકો શિસ્તવાળા હોત તો વિન્ડહામના સૈન્યમાંથી એક પણ સૈનિક તે દિવસે જીવતો બચ્યો ન હોત.

હવે તાત્યા ટોપેની ગર્જના લખનૌમાં જીત મેળવી રહેલા સર કોલિન કૅમ્પબેલને કાને પડી. અંગ્રેજોને ભૂંડી હાર મળવાને કારણે તેમની આબરૂ ધૂળમાં મળી ગઈ હતી તે ફરી સ્થાપવા કૅમ્પબેલ કાનપુર જીતવા નીકળ્યો. કાનપુર પર જ્યારે તાત્યાએ હુમલો કર્યો ત્યારે તેની એવી ગણતરી હતી કે કૅમ્પબેલને લખનૌ જીતતા ગાળામાં

…પાને ૩૪૬

ઓછો એક મહીનો તો થશે જ. પણ લખનૌના ક્રાંતિકારીઓ તેને ટકાવવામાં નિષ્ફળ નીવડવાથી તાત્યાને પોતાનું સ્થાન સ્થિર કરવા જોઈએ તેટલો સમય ન મળ્યો છતા પણ તાત્યાએ કૅમ્પબેલના માર્ગમાં આવતો ગંગા નદી પરનો પુલ કડાવી દઈ કૅમ્પબેલને જબ્બર લડાઈ આપી પરંતુ નસીબે યારી ન આપી. છતેલા કૅમ્પબેલે તાત્યાને પકડવા એક આબાદ વ્યૂહ મેં ઠવ્યો. પણ એમ કંઈ તાત્યા પકડાય? તે તો પોતાનું સૈન્ય તથા શસ્ત્રસામગ્રી લઈને ત્યાંથી છટક્યો. હોપ ગ્રાન્ટ તેની પીછળ પડયો: ફરી શિવરાજપુર આગળ એક ઝડપી યુદ્ધ થયું અને ત્યાંથી પણ પોતાની તોપો છોડી દઈ તાત્યા છટક્યો.

પોતાની સેના સાથે તાત્યા હવે કાલ્પી તરફ નીકળ્યો અને નવા માણસો તથા શસ્ત્રસામગ્રી મેળવવાની વેતરણમાં પડયો. જમના ઓળંગીને તે ચરખારીના રાજા પાસે પહોંચ્યો. તેણે વિપ્લવમાં ભાગ લેવાની ના પાડતાં જ તાત્યા તેના પર ત્રાટક્યો ને ૨૪ તોપો તથા યુદ્ધખર્ચ પેટે ત્રણ લાખ રૂપિયા વસૂલ કરી કાલ્પી પહોંચ્યો. ત્યાં પહોંચતાં જ તેને મહારાણી લક્ષ્મીબાઈ તરફથી ઝાંસીની મદદે આવવાની વિનંતિ કરતો પત્ર મળ્યો. ઘડીનો યે વિલંબ કર્યા વગર તે ઝાંસી ઊપડયો અને ત્યાંની અંગ્રેજ સેનાને બરાબર ભીંસમાં લીધી પણ પોતાના નવા સૈન્યની કાયરતાને કારણે તાત્યાને પીછેહઠ કરીને કાલ્પી પાછા ફરવું પડયું. ને પાછળથી ઝાંસીની રાણી પણ કાલ્પી આવી પહોંચી. આમ એ વખતે સત્તાવનના સ્વાતંત્ર્ય યુદ્ધના સમર્થ નેતાઓ—નાનાસાહેબ, બાંદાનો નવાબ, તાત્યા ટોપે, લક્ષ્મીબાઈ, બાળાસાહેબ ઇત્યાદિ કાલ્પીમાં ભેગા મળ્યા. પરંતુ આ સૌમાં યુદ્ધ-સંચાલનમાં સૌથી વધુ યોગ્યતા ધરાવતી માત્ર બે જ વ્યક્તિઓ હતી: મહારાણી લક્ષ્મીબાઈ ને તાત્યા ટોપે. પણ લક્ષ્મીબાઈને અબળા ગણીને તેની વાત કોઈએ ધ્યાન ધરી નહિ; ને તાત્યા ટોપેનો જન્મ સામાન્ય કુટુંબમાં થએલો. તેની સલાહ ઉચ્ચ કુળમાં જન્મેલા બુદ્ધિ-શાળી(?) નબીરાઓ કેમ માને? પરિણામે હ્યુ રોઝ કાલ્પી પર ચડી આવ્યો ને થોડા જ વખતમાં કાલ્પી પણ પડયું. આમ, વિપ્લવકારીઓનું છેલ્લું મજબૂત કેન્દ્ર હાથથી જવાથી તેમને માટે કોઈ સ્થાન રહ્યું નહિ. ને હવે શું કરવું એ પ્રશ્ન સૌ નેતાઓ આગળ આવી ઊભો.

પાસે નથી પૂરા સૈનિકો ને નથી કોઈ સાધનસામગ્રી કે કોઈ મજબૂત કિલ્લો. છતાં પણ તાત્યા ટોપે હિંમત હાર્યો નહિ કાલ્પીથી ગુપ્તરીતે જ તે ગ્વાલિયર પહોંચ્યો અને ત્યાંના સૈન્યને ફોડીને પોતાના પક્ષમાં લઈ લીધું. આથી જેવો મહારાણી લક્ષ્મીબાઈએ ગ્વાલિયર પર હુમલો કર્યો કે તરત જ સિંધિયાનું સૈન્ય તેને મળી ગયું ને ગ્વાલિયરનો મોરાર કિલ્લો ક્રાંતિકારીઓના હાથમાં આવ્યો. આમ તાત્યા ટોપે તથા મહારાણી લક્ષ્મીબાઈએ ફરીવાર વિપ્લવનું મજબૂત કેન્દ્ર પ્રસ્થાપિત કર્યું. આ અદ્ભુત કાર્યને લીધે અંગ્રેજો ખૂબ ગભરાયા અને ગ્વાલિયરને જીતી લેવા હ્યૂ રોઝ ચડી આવ્યો. કાલ્પીની જ પુનરાવૃત્તિ અહીં પણ થઈ. ઝાંસીની રાણી તથા તાત્યા ટોપેનું ફરી કોઈએ સાંભળ્યું નહિ પરિણામે ક્રાંતિકારીઓની છેલ્લી અને ભૂંડી હાર થઈ, ઝાંસીની રાણીનું મૃત્યુ થયું, નાનાસાહેબ તથા બાલાસાહેબ ગુમ થયા. અને રાવસાહેબ પેશ્વા, બાંદાના નવાબ તથા રહીસહી સેના સાથે તાત્યા ટોપે, ૧૮૫૮ના જૂનની ૨૦ મીએ ગ્વાલિયરને છેલ્લી સલામ કરીને ચાલી નીકળ્યો.

હવે પરિસ્થિતિ તદ્દન પલટાઈ ગઈ હતી. સમસ્ત હિંદમાં વિપ્લવનું જોર ઘણું જ નરમ પડી ગયું હતું. દિલ્હી, લખનૌ, કાનપુર, કાલ્પી અને ગ્વાલિયર એ બધાં જે મજબૂત મથકો અંગ્રેજોને હાથ પડયાં હતાં. ઠેરઠેર વિજયી અંગ્રેજ સૈન્યો ક્રાંતિકારીઓને વીણીવીણીને સાફ કરતા હતા. 'બળવાખોરો'ને શરણે આવવાનો આદેશ આપતો રાણી વિક્ટોરિયાનો ઢંઢેરો પણ બહાર પડી ચૂક્યો હતો અને એ પરિસ્થિતિ તદ્દન નિરાશાજનક હતી છતા તાત્યા ટોપે તો અંત સામે આખર સુધી લડવાના નિશ્ચયમાં અડગ હતો. પોતાની પાસે ગણ્યાગાંઠ્યા સૈન્ય કે સાધનસામગ્રી નથી અને ક્યાંયથી મળ આશા પણ નથી, ને પોતાના જમણા હાથ સમી 'ઝાંસીવાળી રાણી' ચાલી ગઈ છે, એવા નૈરાશ્યભર્યા કાળમાં પણ શરણે જવાનો વિચાર માત્ર તાત્યા માટે અસહ્ય હતો. આવા કપરા કાળમાં જે કુશળતા તથા હિંમતથી તાત્યાએ દસ માસ સુધી સતત યુદ્ધ આપ્યું તે જ તાત્યા ટોપેનું સાચું ખમીર ઝળકી ઊઠયું.

બાકી રહેલા સૈન્ય સાથે હવે તાત્યા ટોપે તથા રાવસાહેબ આ નેતાઓ સાર-મથુરા આગળ ભેગા થયા ને હવે પછી યુદ્ધ કેવી રીતે કરવું તેનો વિચાર કરવા બેઠા. હવેનું યુદ્ધ ત્રણ સિદ્ધાંતો પર ચલાવવા તેમણે નિર્ણય કર્યો. એક તો એ, કે બને ત્યાં સુધી અંગ્રેજ સેના સામે ખુલ્લા મેદાનમાં લડાઈમાં ન ઊતરવું; બીજું, ગેરિલા પદ્ધતિ




સંપૂર્ણરીતે અવલંબન કરવું; અને ત્રીજું યુદ્ધ માટે જોઈતી રકમ, પૈસા તથા સૈનિકો માર્ગમાં જે દેશી રાજ્ય આવે તેની પાસેથી ઉઘરાણું કરવું. મધ્ય હિંદમાં તો દેશી રાજ્યો ડગલે ને પગલે આવેલાં છે. તેમની પાસે પૈસા તથા સાધનસામગ્રી ભરપૂર હોવા છતાં તેમણે સત્તાવનના સંગ્રામમાં તટસ્થતા સ્વીકારી હતી તેમની પ્રજા તથા સેના પણ સ્વાધીનતાના સંગ્રામમાં જોડાવાની તરફેણમાં હોવા છતાં માત્ર રાજાઓ જ પોતાના વ્યક્તિગત સ્વાર્થને કારણે તેમાં જોડાયા નહોતા. આવા દેશદ્રોહી રાજાઓ પાસેથી તાત્યાએ બળજબરીથી સાધનસામગ્રી મેળવવાનો નિશ્ચય કર્યો.

આ યોજના કરીને તાત્યાએ નર્મદા ઓળંગીને દક્ષિણમાં વિપ્લવની જ્વાળા ફેલાવવાનું વિચાર્યું ને પોતાની સર્વ વ્યૂહરચના એ દૃષ્ટિથી ગોઠવવા લાગ્યો. પણ નર્મદા ઓળંગવી એ કંઈ રમતવાત નહોતી: અંગ્રેજોએ ગમે તે ભોગે તાત્યાને નર્મદા ન ઓળંગવા દેવાનો નિશ્ચય હતો કર્યો ને મોટમોટા અંગ્રેજ મહારથીઓ તેને નર્મદા તરફ જતો રોકવા કટિબદ્ધ થએલા હતા

(અનુ પૃ. ૩૬૯મે)

# નાઈલ.... અને તેનાં પ્રાચીન સંતાનો

[હિંદુસ્તાનથી યુરોપ જતાં ત્રણ વિદ્યાર્થીઓ પોર્ટ સૈયદ ઊતરી ત્રણ રોજ માટે ઇજિપ્ત જોવા નીકળ્યા છે. નાઈલ નદીમાં એક હોડીમાં ત્રણે બેઠેલા નજરે પડે છે. રસૂલ એક પુસ્તક વાંચતો જણાય છે. રમેશ તથા રૂસ્તમ વાતો કરતા દેખાય છે.]

રમેશ: (રસૂલને સંબોધી) અઈ પ્રોફેસર! હવે છોડને પ્યાલા એ ચોપડીનો' શું વાંચે છે એમાં?

રસૂલ: નાઈલની કહાણી સાંભળો. નાઈલ ઇજિપ્ત યાને મિસરની જીવનદોરી. હજારો વર્ષના મિસરના લોહી અને આંસુના ઇતિહાસનું દર્શન નાઈલનાં નીરમાં થાય છે. મિસરનો ઇતિહાસ ઘણો પ્રાચીન છે,—પાંચ સાત હજાર વર્ષ ઉપરનો. ત્યારથી તે આજ સુધીના ઇતિહાસમાં એક બાબત મોખરે છે તે એ, કે મિસર એટલે નાઈલની ભેટ અને મિસરી એટલે કિસાન. મિસરના અનેક સારાનરસા રાજવંશો ગયા, ક્ષણભંગુર જાહોજલાલીઓ ગઈ, પણ તેની જમીન અને તેનો કિસાન ચાંદાસૂરજ સમા આજ પણ મોજૂદ રહ્યાં છે. એ બધો પ્રતાપ નાઈલ નદીનો છે.

રમેશ: તે, એ બધુ જોતો નથી બે આંખથી? ચોપડીએ એમાં શું નવું કહ્યું? છોડ ચોપડી

રૂસ્તમ: અઈ રમેસ' તું લૂલી બંધ કર. પ્રોફેસર છો વાંચતો. વાંચે રાખ દીકરા રસૂલ

રમેશ: ઠીક ભાઈ ઠીક વાંચે રાખ પટુજી, વાંચે રાખ. તારી સાથે ફસાયા છીએ તે તુ મિસરના ઇતિહાસ–ભૂગોળ અમારા કાને અફાળ્યા વગર ઓછો જ જંપવાનો છે'

રસૂલ: આમ ચીડા નહિ દોસ્ત. ખરેખર ગમ્મત પડે તેવું છે. જો આખ સાંભળ્યા પછી કંઈક જુદું જ લાગશે. ઇજિપ્તના પ્રાચીન લોકો ઇજિપ્તને 'રક્ત ભોમ' કહેતા, કારણકે ચરકલું બાળક સાંજે માતાની ગોદમાં છુપાય તેમ થાક્યો સૂરજ સંધ્યાએ ધરતીની ગોદમાં લપાતો અને પ્રેમાળ માતાના મોં ઉપર જેમ રક્ત વર્ણની લાલી છવાય તેમ ઇજિપ્તની રેતાળ ભોમ રક્ત બની રહેતી. પણ 'રક્ત ભોમ' તો કવિઓએ આપેલું નામ. કિસાન તો ઇજિપ્તને 'કાળી ધરતી' કહેતો

રમેશ: કવિઓને તો કાવ્ય કર્યાં પાલવે. લોકોને કયાંથી ખ્યાલ હોય કે માનવીની પહેલી જરૂર ખોરાકની અને તેથી કાળી ધરતી તે ખરી ધરતી?

રૂસ્તમ: દીકરી રમેશ! તું ટાપસી બંધ કરશે? વચ્ચે તારું બેસું ન ચલાવ, પ્રોફેસર વાંચે તે સાંભળ. પ્રોફેસર આગળ ચલાવ દીકરી!

રસૂલ: આ કાળી, કાંપવાળી, ફળદ્રુપ ધરતીનું કારણ નાઈલ નદી. એ વગર ઇજિપ્તનો ઇતિહાસ જ થયો ન હોત. અને નાઈલ એટલે મિસરના શરીરની ધોરી નસ. મિસરનાં શહેરો, મિસરની જાહોજલાલી, મિસરનો તમામ ઇતિહાસ એટલે નાઈલની જ કહાણી.

રમેશ: હવે કંઈ બીજું છે? હું અહીં ઇતિહાસ ભૂગોળ સાંભળવા નથી આવ્યો. કંઈ ગમ્મત પડે તેવું કાઢને!




આફ્રિકાના પૂર્વોત્તર પ્રદેશને પરિપ્લાવિત કરતી નીલ–નાઈલ નદી મિસર દેશની જીવાદોરી સમી છે. આફ્રિકાના ઈશાન વિભાગમાં આવેલા ચાર હજાર માઈલના વિરાટ અને વેરાન મહારણમાં સર્પાકારે અને મૌરમગતિએ વહેતી, અને જગતના મહા નદોની આગળી હરોળમાં આવતી એ નદીએ સિંચેલા ને સમૃદ્ધ કરેલા તટપ્રદેશ પર જ મિસરની પ્રાચીનતમ સંસ્કૃતિ જન્મી અને જીવી; અને આજે પણ મિસરની પોષક માતા એ જ છે. આ ઉપરના નકશામાં મિસરની પુરાતન સંસ્કૃતિના બધા મુખ્ય અવશેષો નીલના તટ પર કયાં કયાં પડેલા છે એ બતાવ્યું છે. એલેકઝાન્ડ્રિયાથી આસ્વાનના બંધ સુધી નીલને તીરે તીરે રૂપેરી રેલવે લાઈન ચાલી આવે છે, ને તેની અંદર કલાકની સફરમાં, બંને બાજુના કિનારા પર, તાડનાં ઝુંડથી બાનગળી બનેલા પાંચપાંચ માઈલ સુધી પથરાએલા ખેતીના હરિયાળા પટમાં, વચ્ચેવચ્ચે આવતા એ મહાન અવશેષો મિસરના ભવ્ય ભૂતકાળનો વિચારમગ્ન રોમાંચ કરાવી જાય છે

રસૂલ: આવે છે, ધીરજ રાખ. હજારો વર્ષ અગાઉની વાત છે. પૃથ્વી પર ત્યારે એટલૅન્ટિસ નામનો એક જંગી ખંડ જેવડો બેટ હતો. આજે તો ઘૂઘવતા મહાસાગરનાં પાણી એના ઉપર ફરી વળ્યાં છે. તે ખંડમાંથી એક પ્રજાએ મિસર ઉપર ચઢાઈ કરી અને ત્યાંની જંગલી પ્રજાને હાંકી કાઢીને મિસર જીત્યું. પરંતુ ત્યારે મિસર તો એક ઘોર અરણ્ય હતું. વિજેતાઓએ તે અરણ્ય કાપ્યું અને નાઈલની

કાળી, કાંપવાળી રસાળ ભોંયમાં ઈજિપ્તની ભાવી ઉન્નતિનાં બીજ રોપ્યાં તથા વસવાટ શરૂ કર્યો. પછી તો ઢોર આવ્યાં, ઘેટાં આવ્યાં, બકરાં આવ્યાં અને મિસરમાં સંસ્કૃતિનાં પગરણ મંડાયાં. ખેતીવાડી અને ખેડૂતના ખભા ઉપર ઉન્નતિની ઈમારત ઊભી થઈ. રાજવંશ શરૂ થયા, હાથી-ઘોડા અને મહેલો-મહોલાતો ઊભરાયાં. કાયદા થયા, કરવેરા નંખાયા, લશ્કરી અને મુલ્કી ખાતાંઓ જન્મ્યાં, અને........કારમાનાં પણ થયાં. આમ મીંડામાંથી એકડો થયો અને એકડામાંથી અસંખ્યનું ઉભરાણ થયું. જાણે કોઇ સમર્થ યોગી-એ કોઈ માયાવી સૃષ્ટિ ખડી ન કરી હોય! એ સમયના મિસરના મિસરીઓ કેવા હશે? આજે તો તે બધા કાળનો કોળિયો થઇ ગયા છે. માત્ર તેમની કલ્પના કરવાના આધારરૂપ તેમનાં બાંધકામો અને 'મમી'........

રમેશઃ મમી? કોની મમી? રૂસ્તમની?

રૂસ્તમઃ પાછો બકી ઊઠયો? આય તારું મોં સીવી લેવસ.

રસૂલઃ મમી એટલે પેટીઓમાં સંઘરેલાં શબો. મિસરના એ ઈતિહાસનો મોટો ભાગ એમનાં આ મમીઓ સાથે વણાએલો છે. મૃત દેહને મિસરીઓ બહુ પવિત્ર માનતા, એટલું જ નહિ પરંતુ એ દેહમાં ફરીને જીવનો સંચાર થવાનો છે એવું માનીને એમાં સુગંધીદાર મસાલાઓ ઠાંસીને સુંદર પેટીઓમાં સાવચેતીથી દફનાવતા. તાજૂબીની વાત છે કે એ મુરદાંઓ આજ હજારો વર્ષ પછી પણ આપણે જોઈ શકીએ તેમ સચવાઇ રહ્યાં છે. જોકે એમનાં માંસ, મજ્જા ઈત્યાદિ કાળાં થઈ ગયાં હોય છે

રમેશઃ આવું આવું સાંભળીને તો ભાઇ હવે કંટાળો આવે છે. આવા પંતુજીવેડા જ એ ચોપડીમાં આવે છે કે કોઈ કહાણી બહાણી છે?

રસૂલઃ ઉતાવળો થા મા. લે હવે એક કહાણી જ આવે છે, સાંભળ. એક હતો ઈજિપ્તના દેવળનો પૂજારી. મિસરમાં પૂજારીઓ વૈદું પણ કરતા, એટલે આ પૂજારી દાકતરી પણ કરતો તે ઉદાર વિચારો ધરાવતો અને જ્ઞાનનો શોખીન હતો. મનુષ્ય-શરીરમાં શી શી અજાયબીઓ હશે તે જાણવાની એને તાલાવેલી થઇ. અને એ તો મુરદુ ચીરીને જ જાણી શકાય. પણ એ તો અશક્ય વાત. કેમકે મિસરમાં મુરદું અત્યંત પવિત્ર મનાતું અને તેમાં મસાલા ભરનાર જાતિ સિવાય તેને બીજું કોઈ ચીરી શકતું નહિ. કરવું શું? એણે એક યુક્તિ શોધી. મુરદાંઓને ચીરીને તેમાં મસાલા ભરનાર એક અસ્પૃશ્યને તેણે સાધ્યો. મુરદાં ચૂંથનાર આ વર્ગને ઇજિપ્તમાં અસ્પૃશ્યો કરતાં પણ નીચી કોટિના ગણવામાં આવતા. એ લોકો જ મુરદાંને અડી શકતા, ભોંયરાંઓમાં લઈ જઈ ચીરીને તેમાં મસાલા ભરતા અને પછી કપડાં-વસ્ત્રમાં વીંટી પેટીમાં મૂકતા. એમનું કામ પત્યા પછી ભોંયરાંમાંથી તે બહાર આવતા એટલે લોકો તેમના ઉપર ધિક્કાર વરસાવતા, ગાળો દેતા ને કાંકરા પણ મારતા. એક આ જાતિ સિવાય મુરદાંનું જ્ઞાન કોઇને નહોતું. અને તેથી જ મિસરી દાક્તરોનું મનુષ્યદેહનું જ્ઞાન ઘણું જ મર્યાદિત હતું.

ખેર. આનો એક અસ્પૃશ્ય પેલા પૂજારી-દાકતરે સાધ્યો હવે તમે એ પૂજારી અને અસ્પૃશ્યની વચ્ચેનો વાર્તાલાપ સાંભળો:

પૂજારીઃ અહિંયા આમ આવ.

અસ્પૃશ્યઃ આવ્યો બાપજી.

પૂજારીઃ તારી દીકરીને કેમ છે?

અસ્પૃશ્યઃ હજી તાવ ધીકે છે, બાપજી.

પૂજારીઃ મટાડવું છે?

અસ્પૃશ્યઃ હોવે બાપજી. પણ અમારા ઢેડનું કોણ બેલી?

પૂજારીઃ હું મટાડીશ પણ તારે એક કામ કરવાનું.

અસ્પૃશ્યઃ પગે પડું બાપજીને, કહો તે કરું

પૂજારીઃ સાંભળ. પણ આ વાત જો ત્રીજે કાને ગઈ છે તો તારી ને તારી ઓલાદને મંત્રથી બાળીને ભસ્મ કરી નાખીશ.

અસ્પૃશ્યઃ વચન છે બાપજી.

પૂજારીઃ તારી પાસે નીચે મુરદું છે?

અસ્પૃશ્યઃ બે છે, બાપજી.

પૂજારીઃ એક મુરદામાંથી હૃદય કાઢી મને આપી જા.

અસ્પૃશ્યઃ ઓ મારા બાપ! દેવ રૂઠે તો, બાપજી?

પૂજારીઃ બકવાટ કરે છે કે નાપાક?! દેવનો તો હું પૂજારી છું. જા! નીકર તારી દીકરીને મંત્રથી મારી નાખીશ. જા. .આ...આ...

અસ્પૃશ્યઃ ખમા કરો બાપજી. આ હાલ્યો. હમણાં લઇ આવું.

અને એ અસ્પૃશ્ય ભોંયરામાં ગયો. એના દિલમાં આનંદ હતો કે દીકરીને હવે બાપજી મટાડી દેશે. ભોંયરામાં બે શબ પડ્યાં હતાં. એક યુવાન નર્તકીનું હતું. બીજું હતું એક ખંધા અમલદાર-નું. નર્તકીના શબને તે અધઘડી જોઇ રહ્યો અને પછી બોલ્યો: 'બીચારી દુઃખિયણ અબળા! જીવતાં તો દુઃખી હતી જ. તેને હવે મૂએ શીદ વધારે દુઃખી કરવી? ના, ના. બાઈ! તારું દિલ તો હું નહિ કાઢું. સૂઇ રહે સુખે.(હસીને) જોકે તેં તો અનેકનાં દિલ ચોરેલાં, હોં કે!' પછી તે પેલા ખંધા અમલદારના શબ તરફ હસીને બોલ્યો: 'માળા હરામખોર! અનેકનાં લોહી તેં જીવતાં પીધાં. હરામી! દોરદમામથી તિરસ્કારખાંની માફક જીવતાં તું ધૂમતો તો!' હવે કેવો ગરીબ ઘેટાની માફક પડ્યો છે! લાવ તને જ ચીરું. અને ઘેટાને તો ઘેટાનું જ હૃદય હોય.' એટલું બોલીને અમલદારનું હૃદય ચીરીને તેણે કાઢી લીધું અને ઘેટાનું હૃદય તેને ઠેકાણે મૂકી દીધું.

(રસૂલ અટકે છે. રમેશ અને રૂસ્તમ તલ્લીન થઈ ગયા છે.)

રમેશઃ વાહ વાહ, કહાણી તો ગજબ છે!

રૂસ્તમઃ વન્સ મોર દીકરા રસૂલ, વન્સ મોર!

રસૂલઃ નહિ, વન્સ મોર નહિઃ પણ એવી જ એક બીજી કહાણી કહું, જે વધારે કરુણ છે. સાંભળો.

પ્રાચીન ઈજિપ્તમાં વર્ણભેદ ઘણો હતો. એક વખત કોઇ એક ઉમરાવની સુંદર કન્યા ગુજરી ગઈ. તેનું શબ ચીરનારની પાસે ભોંયરામાં આણવામાં આવ્યું. ચીરનારો યુવાન હતો. યુવતીના શબ ઉપરની ચાદર ખસેડતાં જ યુવતીનું અપ્રતિમ લાવણ્ય જોઈ તે ચકિત થઈ ગયો. જીવતા તો જેના છાયો પણ દુર્લભ, એવી ખાનદાન યુવતીને મૃત્યુ બાદ મળવાનો આ લ્હાવો સાંપડ્યાથી તેને કંઇનું કંઈ થઈ ગયું હૃદયમાં પ્રેમની ધારાઓ ફૂટી. આવા સુંદર શરીર પર પોતે શું ચીરો મૂકશે? એની સુંદર શરીર માંસપેશીઓમાં શું છરી કટાર ભોંકવી? આ સુંદરી શું મૃત્યુ પામેલી હશે? ના ના. એ ફક્ત મૂર્છિત હશે અથવા તો ગાઢ નિદ્રામાં સ્વપ્નસૃષ્ટિમાં વિચરતી હશે. આવાઆવા તરંગો તેના યુવાન હૃદયમાં આવ્યા અને પ્રેમના આવેશો તે વિવશ બની ગયો. યુવતીના સુંદર હોઠ ઉપર હોઠ મૂકી તેણે ચુંબન કર્યું-ના કર્યું, ત્યાં તો ચીરનારાઓનો મુકાદમ આવી ચડ્યો અને તેને ધિક્કારથી તથા ક્રોધથી બરાડા પાડીપાડીને ધમકાવવા માંડ્યો. અનેક માણસો ભોંયરામાં ધસી આવ્યા અને ખૂબ કોલાહલ મચ્યો. પેલો યુવાન તો કોઈ અગમ્ય ભાવસમાધિમાં જાણે ડૂબી ગયો હોય એવી રીતે યુવતીના મૃતદેહને જોતો બેસી રહ્યો. ટોળામાંથી 'દુષ્ટ! ચાંડાલ! મારો આ નરાધમને' એવી ઘોર ગર્જનાઓ થઈ. અને થઈ રહ્યું. બીજે દિવસે સુતારે છુરી સાથે એને સજા દ

વૈજ્ઞાનિક શકયતાઓ પર રચાએલી એક વધુ કલ્પનાકથા

# રસાયણામૃત



મને તો સ્વપ્ને ય ખ્યાલ નહિ કે મારો પ્રયોગ આટલો કરુણાંત નીવડશે. આજે હું સંપૂર્ણતઃ નીરોગી હોવા છતાં અમાપ રોગથી પીડાઇ રહ્યો છું.

હવે હું મૂળથી માંડીને જ વાત કરું છું. એમ. બી. બી. એસ.ના બીજા વર્ષમાં આવ્યો ત્યારથી મારા મનમાં એક ધૂન ભરાઈ ગએલી કે આયુર્વેદની દવાઓ જગતોત્તમ છે. મારી છેલ્લી ડૉક્ટરી પરીક્ષા મોખરે રહીને મેં પાસ કરી, પણ મારી એ ધૂન તો હજી કાયમ જ હતી. ઘરનો સંપન્ન હોવાથી મારે પ્રૅક્ટિસની ખાસ જરૂર ન હતી. એટલે મેં ફાર્માસ્યુટિકલ (દવાઓ બનાવવાનો) અભ્યાસ આગળ શરૂ કર્યો અને એમાં પણ હું પહેલા નંબરે ઉત્તીર્ણ થયો.

પછી મેં અમદાવાદની પાસે આવેલા મેદરા ગામમાં મારા પોતાના જ ઘરમાં એક પ્રયોગશાળા બનાવી લીધી. મેદરા સ્ટેશન હોવાથી જરૂરી સાધનો ખરીદવા માટે શહેરમાં સરળતાથી જઈ શકાતું

હું મારો પ્રયોગ વર્ણવું તે પહેલાં મારી એક માન્યતા જણાવી દઉં. હું માનું છું કે આ વિશ્વમાં 'સજીવ' ને 'નિર્જીવ' એવા બે વિભાગો છે જ નહિ, પણ એકેએક ભૌતિક તત્ત્વ સજીવ જ છે. અલબત્ત, એ સજીવતામાં પ્રમાણભેદ ખરો. આપણે જેને 'રોગ' કહીએ છીએ એ માત્ર આપણા દેહમાં રસાયણોના અમુક પ્રમાણમાં થતી વિકૃતિ સિવાય બીજું કાંઈ નથી આ વિકૃતિ કાં તો બહારનાં કોઈ કારણોથી થની હોય અગર કોઇ આંતર્ કારણોને આભારી હોય એટલે મારે એવું રસાયણ શોધવું હતું કે જે વડે માણસના શરીરમાં કોઇ પણ જાતની વિકૃતિ ન થતાં એ સાપેક્ષ અમરત્વ ભોગવે

મેં શરૂઆત કરી કડવા લીમડાથી. આ વૃક્ષની અંતરછાલ, કૂણાં પાંદડાં, ફળ, મળો અને મૂળના અમુક પ્રમાણબદ્ધ મિશ્રણનું મેં યંત્રોની મદદથી બારીક ચૂર્ણ બનાવ્યું અને એ ચૂર્ણનું પછી સત્ત્વ ખેંચ્યું. આ રીતે મેં મારી નક્કી કરી રાખેલી અનેક વનસ્પતિઓના ચૂર્ણસત્ત્વો બનાવ્યાં. તમને રસ પડતો હોય તો એમાંની થોડીક ગણાવું: આમળાં, હરડે, ગોખરુ, ખાખરો, એખરો, અરડૂસી, બકુલ-પુષ્પપાંદડીઓ, એવી અનેક ગુણધર્મવાળી વનસ્પતિઓનાં મેં ચૂર્ણ-સત્ત્વો તૈયાર કરેલાં. પણ પછી આ ચૂર્ણસત્ત્વોને ભેગાં કરીને મારે તેને એકત્વ આપવું હતું ને એકત્વ એ કેમે કરીને ન પામ્યાં—એટલે કે રસાયણની ભાષામાં એ સત્ત્વોમાંથી (Chemical Compound—કેમિકલ કૉમ્પાઉન્ડ) ન બન્યું. એમને ઉકાળવાથી માંડીને મેં અનેક પ્રકારના પ્રયોગો કર્યા, પણ હું નિષ્ફળ ગયો.

આ નિષ્ફળતાથી હું બહુ મુંઝાયો, પણ પ્રયોગપ્રયત્નો તો ચાલુ જ રહ્યા. હવે મેં ઉપરના સત્ત્વમિશ્રણ માટે તેના પ્રવાહીમાં જુદા-જુદા છોડોના રસ નાખવા માંડ્યા. એક વખત અકસ્માત એક તદ્દન અજ્ઞાત એવા છોડનો રસ નાખતાં સાતમે દિવસે એ મિશ્રણ ઉપર ફૂગ વળી. તમે જાણો જ છો કે ફૂગ એ તો જંતુઓનો ઘર હોય છે. એ જંતુઓમાં જીવ હોય છે. એટલેકે એ જીવંત રસાયણ-તત્ત્વ હોય છે. એનું ઉત્પત્તિસ્થાન હોય છે પેલું મિશ્રણ. એટલે મારો નિશ્ચય થયો કે મારા એ મિશ્રણનું રાસાયનિક એકત્વ પામેલું તત્ત્વ એ ફૂગના જંતુઓમાં હોવું જ જોઇએ. આ સિદ્ધાંત ઉપર મેં એ ફૂગમાંથી એક જીવંત ક્ષાર બનાવી લીધો.

આ ક્ષારની શી અસર થાય છે એ જોવા માટે મેં થોડાંક લંબ-ચોરસ વાસણો તૈયાર કરાવ્યા. આ વાસણોના ચાર ખૂણે ચાર ખીલા રાખ્યા હતા. એવા એક વાસણમાં પાણી ભરી મેં એમાં ક્ષયરોગનાં જંતુઓ નાખ્યા. પછી મારા ક્ષારના પ્રવાહીમાં કાચની એક પાતળી સળી બોળીને તે એક ખીલા પર સહેજવાર ધરી રાખી. સળી પરની દવા ખીલાવાટે જ્યાં પાણીને સ્પર્શી કે તરત જ ખીલા-ની આસપાસ એક કુંડાળું થઈ ગયું આનો અર્થ એ થયો કે એટલા કુંડાળા જેટલા વિસ્તારના જંતુઓ આ દવાથી નાશ પામ્યાં. એ પ્રમાણે બીજા ખીલાઓ પર પ્રયોગો કરતાં પણ એવું જ પરિણામ આવ્યું. મારા હર્ષનો પાર ન રહ્યો મેં ક્ષયરોગનાશક દવા શોધી હતી.

એ પછી તો મેં જુદાજુદા રોગોના જંતુઓનાં કલ્ચર જુદીજુદી સંસ્થાઓમાંથી મંગાવી એના પર પ્રયોગો કરી જોયા અને આશ્ચર્ય મારી ખાતરી થઈ ગઇ કે દુનિયામાં જેટલા રોગો છે એ બધા જ રોગોનો નાશ કરે એવી 'સર્વજ્ઞાતરોગનિવારક અમદ' મેં શોધી છે. એ પછી જુદાંજુદાં પ્રાણીઓ પર તેના અખતરા કરીને દરેક રોગ-નો નાશ કરવા માટેનું દવાનું પ્રમાણ પણ નક્કી કરી લીધું.

---

**આ અંકના પહેલા પાનાની સામેની જાહેરાત ઉપર વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.**

---

હવે રહી માનવ દેહ પર પ્રયોગ કરવાની વાત. આના માટે મેં મારા પોતાના ઉપર જ પ્રયોગ કર્યો. અને પહેલો પ્રયોગ થતાંવેંત જ એક સુખદ કંપ સાથે મને અનુભવ થયો કે કોઇ નવું જ જીવન જાણે મારાં અંગાંગને સ્ફૂરણ આપી રહ્યું છે. પછી આખા દિવસની મહેનતને પરિણામે મને જે શ્રમ લાગતો તે પણ તે સાંજે ન જણાયો. આનો અર્થ એ કે પરિશ્રમને અને આપણા અંગોમાં જે રાસાયનિક વિકૃતિ જમા થાય છે તેનો આ દવાએ નાશ કર્યો. આથી ઉત્સાહિત થઇને મેં મારી જાત પરના પ્રયોગો દિવસો સુધી જારી રાખ્યા.

એક દિવસ વિશેષ અખતરો લાભવા મેં બમણી દવા લીધી. સામાન્ય રીતે નો કોઈપણ ક્રિયામાં પ્રમાણથી વધારે દવા પીવાનાં

કંઈક નુકસાન થાય છે; પણ આમાં તેથી ઊલટું થયું. મને નવી જ અભૂતપૂર્વ તાજગી મળી હોય એમ લાગ્યું. આથી ઉત્તેજિત થઈ મેં દવાનું પ્રમાણ વધાર્યે જ રાખ્યું છેવટે હું પચ્ચાસગણી દવા પીતો થયો.

પરિણામે મારે કોઈપણ કાર્ય કરવામાં પચ્ચાસમા ભાગની શક્તિ જ ખરચવી પડતી. દાખલા તરીકે એક ડગલું ભરવામાં મારે પહેલાં જે શક્તિ વાપરવી પડતી તેટલી હવે નહોતી વપરાતી એમ મને અનુભવે લાગતું. એક દિવસ એ દવા પીને મારી પ્રયોગશાળામાં હું કામ કરતો હતો. એવામાં નોકરે કોઈ કામમાં સહેજ ભૂલ કરી. મેં પહેલાંના જેટલા જ જોરથી નોકરને ધોલ મારવા હાથ ઉગામ્યો. પણ નોકર ચાલાક, એટલે એ સહેજ ખસી ગયો અને હું ભોંયભેગો થયો. એ પેલી પચ્ચાસગણી ઉત્તેજનાશક્તિનું પરિણામ હતું! નોકરને જો એ ધોલ વાગી હોત તો તેના કદાચ રામ રમી ગયા હોત એમ મને લાગ્યું; એ ખસી ગયો એટલે એ પચાસગણી શક્તિના પરચાનો ભોગ હું બન્યો. આ અનુભવ પછી દવા લીધા બાદ શારિરીક શક્તિ વાપરતા મારે બારે વિચાર કરવો પડતો.

મારી બુદ્ધિની બાબતમાં પણ એમ જ બન્યું. આપણી બુદ્ધિ એ તો આપણા માનસયંત્ર (આપણા મગજ)નો ઉપયોગ કરવાની શક્તિ જ છે. મારું શરીરયંત્ર વિકસતાં મગજ પણ વિકસવા લાગ્યું. કોઈવાર અટપટા ને અઘરા સવાલનો નિવેડો આણતાં પ્રખર બુદ્ધિવાળાને યે જ્યાં મિનિટો લાગતી ત્યાં મારે વિપળો જ બસ થતી.

**અ**હીં મારે અટકવું જોઈતું હતું પણ પ્રયોગનો અંતિમ તાગ મેળવ્યા વિના અટકે એ વિજ્ઞાની નહિ. મેં હજી પણ દવા વધાર્યે જ રાખી. અંતે દવાની સો ગણી માત્રાની સીમા ઓળંગતાં મારે પછી દવા પીવાની યે જરૂર ન રહી—એટલે કે એટલી દવા પીતાં મારા શરીરમાં થએલી અસર સદાને માટે મારા શરીરમાં ટકી ગઈ.

એ સો ગણી માત્રાની સીમા ઓળંગવાની ભૂલ થયા પછી મારી એક બીજી પણ ભૂલ થઈ. સામાન્યરીતે દવાનો મારા અંગ ઉપર પ્રયોગ કર્યા પછી હું બહાર નીકળતો ન હતો. પણ એ પછી એક દિવસ કામ પ્રસંગે મારે અમદાવાદ જવું પડ્યું. ત્યાં એક અત્યન્ત કુરૂપ, રોગિષ્ટ બાઈને સ્ટેશન પર ભીખ માગતી જોઈને હું એકાએક બેભાન થઈ નીચે પડ્યો!

કેમકે મારી પ્રત્યેક શક્તિ વધવા સાથે મારું ઊર્મિતંત્ર પણ વધ્યું હતું. પેલી બાઈને જોતાં મારા હૈયામાં સો સો ગણી ઝડપે સો સો ગણાં કરુણાનાં મોજાં ઉછળ્યાં. પરિણામે હું બેભાન થયો. પછી તો મારા મગજમાં એવા જ વિચારો આવવા લાગ્યા; દુઃખના, દૈન્ય અને વિટંબનાના. આખા જગતનાં દુઃખોના પ્રત્યાઘાતો જાણે મારા હૃદયમાં પડવા લાગ્યા. માનવ હૃદયમાં આવા વિચારે સામાન્યતઃ જે દુઃખ ઉદ્ભવે તેના કરતાં સો ગણું દુઃખ હું અનુભવવા લાગ્યો.

એ જ રીતે દુનિયાનાં સત્ અને અસત્ વલણોનું, પ્રપથગામી અને વિપથગામી વિચારોનું મારા મનમાં કેટલી યે વાર પ્રચંડ ઘર્ષણ થાય છે. ઘર્ષણ શૂન્યમાં પરિણમે છે. ત્યારે હું ઘડીઓની ઘડીઓ સુધી મનોવ્યાપાર વિના શાંત બનીને પડી રહું છું, અપરાધ કરી રહું છું; અને જો કારણ હોય તો વજ્રહૃદયી મારક શસ્ત્રભૂત બની જાઉં છું. મારે મન અત્યારે દિવસ ને રાત સરખાં છે.

અસીમ ઊર્મિલતાને લીધે પરિણમતા મારા મનની સ્થિતિ કેટલીક વાર તો શબ્દાતીત બની રહે છે. હું માનવમાત્રને જોઉં છું અને એના વદન પર લખાએલાં મનોદુઃખ મારા મનોયંત્ર પર એની જાણ વિના અસર કરે છે માનવનાં સર્વ રોગ દુઃખનો ભંજક બનવા વાંછનાર મને, માનવ હમણાં દીઠાં પણ ગમતો નથી.

આજે મેં, મારા જ મકાનમાં, મારી જાતે જ, મારી જાતને કેદ કરી છે. જગતનાં અસીમ દુઃખથી હું એટલો ગભરાઈ ગયો છું કે હું મારા એ રસાયણામૃતની ફૉર્મ્યુલા પણ ભૂલી ગયો છું અત્યારે તો ફરી એ જ આયુર્વેદની મદદથી આ રસાયણનો ઉતાર હું શોધી રહ્યો છું. હું જ્યાં છું ત્યાં મને જોવા કોઈ આવશો નહિ અને આવશો તો ઉતાર નહિ હોવાથી હું તો મરીશ, પણ સાથે પેલી ફૉર્મ્યુલા મરતાં 'સર્વરોગ નિવારક' દવા પણ મરશે. કાલિદાસ ભટ્ટ

# ~ કલાદૃષ્ટિની કસોટી ~

શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીની લેખમાળા 'ચિત્રપરિચય'ને અનુસંધાને
કલકત્તા યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાનો પ્રશ્નપત્ર : ૧૯૪૨ : બાજુમાં લખેલા આંકડા માર્કની સંખ્યા સૂચવે છે.

## વિભાગ ૧ : ક્રિયાત્મક

(૧) સામેની બે આકૃતિઓ પૈકી ગમે તે એક આકૃતિ તેના મૂળ માપ કરતાં બેવડા કદની દોરો. ૨૦

(૨) તમે જોઇ હોય અગર બેસતા હો એવી કોઈ ખુરશી કે આસન સ્મૃતિથી ચીતરો. ૨૦

અથવા

તમે જોએલું કાનનું કર્ણ-ફૂલ કે હાથનું કંકણ સ્મૃતિથી ચીતરો. ૨૦

## વિભાગ ૨ : વિવેચનાત્મક

(૩) તમારા નગરમાં કયું મકાન સૌથી શ્રેષ્ઠ છે? તમારા જ શબ્દોમાં તેનું વર્ણન લખો. ૧૦

અથવા

બંગાળનાં 'આઠ-ચાલા'ને તમે સ્થાપત્યના નમૂના રૂપ ગણો કે નહિ? તમારા ઉત્તરને સમજાવતાં કારણો આપો. ૧૦

(૪) સારા સ્થાપત્યનિર્માણનાં જરૂરી લક્ષણ કયાં? ૧૦





(૫) સારા ચિત્રનાં આવશ્યક લક્ષણો શાં? ૧૦

(૬) નીચે આપેલા ચિત્રને તમે સારું કહેશો કે નરસું? તમારો જવાબ કારણો સહિત આપો. ૧૦



અથવા

તમે જોએલું સૌથી શ્રેષ્ઠ હિંદી કલમનું ચિત્ર કયું? તમારાં પોતાના જ શબ્દોમાં તેનું વર્ણન આપો. ૧૦

અથવા

નીચે આપેલાં બે પૈકી કોઈ પણ એક ચિત્રનું તમારા પોતાના જ શબ્દોમાં વર્ણન કરો. તેમાં દોષ શા શા છે? ૧૦





# સ્મરણશક્તિ

## સફળ જીવનનું અણમોલ સાધન

સારી સ્મરણશક્તિ મનુષ્યનું શ્રેષ્ઠ ભૂષણ છે. તેને લીધે માણસનું વ્યક્તિત્વ સોળેકળાએ દીપી ઊઠે છે.

સ્મરણશક્તિ ખરેખર શું છે અને કેવી રીતે કાર્ય કરે છે તે હજુ કોઈ જાણી શક્યું નથી. કેટલાક કહે છે કે તે એક અતિસૂક્ષ્મ માનસિક ક્રિયા (Subtle Psychological Process) છે; જ્યારે બીજા કહે છે કે તે ઇન્દ્રિય અને મન વડે ચૈતન્યમાં પડેલો વિશિષ્ટ સંસ્કાર છે. આ સંસ્કારો જેટલા બળથી જેવા સંજોગોમાં પડ્યા હોય તેટલા પ્રમાણમાં તે લાંબા કે ટૂંકા કાળ લગી ટકે છે; તે એટલે સુધી કે બીજા જન્મ સુધી પણ તે ટકી શકે છે!

કેટલાક લોકોની સ્મરણશક્તિ ઘણી સારી હોય છે, જ્યારે કેટલાકની ખૂબ મંદ હોય છે. તેનું કારણ શું? કેટલીક બાબતો આપણને બરાબર યાદ રહી જાય છે, જ્યારે કેટલીક આપણે સમૂળગી ભૂલી જઈએ છીએ. આનું પણ શું કારણ?

આપણે ચોક્કસ જાતના વિચારો, ઇચ્છાઓ, માન્યતાઓ અને પૂર્વગ્રહો ધરાવતા હોઈએ છીએ. આ સર્વનું વલણ આપણી સ્મરણશક્તિ પર અસર કરતું હોય છે. જે બાબતો આપણા આ માનસિક વિચારોના વર્તુલમાં બંધબેસતી હોય છે તે આપણને સહેલાઈથી યાદ રહી જાય છે, અને જેનો મેળ મળતો નથી તે ભૂલી જવાય છે.

જે પ્રસંગો આપણને અપ્રિય હોય છે તે પણ આપણે ભૂલી જઈએ છીએ. તેથી ઊલટું સુખદાયક પ્રસંગો, વિજયો આપણને સહેલાઈથી યાદ રહી જાય છે. વળી આપણે એ પણ જોઈએ છીએ કે ગણિતના સિદ્ધાંતો બિલકુલ યાદ ન રાખી શકનાર વિદ્યાર્થી કેટલીય ક્રિકેટ મૅચોના સ્કોર સહેલાઈથી મોઢે રાખી શકે છે. જ્યારે મોટામોટા સિદ્ધાંતો સહેલાઈથી યાદ રાખનાર પ્રોફેસર નાનીનાની ઘરગથ્થુ બાબતો ભૂલી જતો હોય છે. આનું કારણ એ છે કે આપણને રસ પડતી બાબતો આપણને સહેલાઈથી યાદ રહી જાય છે.

સ્મરણશક્તિની બાબતમાં આપણે ઘણી ખોટી માન્યતાઓ ધરાવીએ છીએ. કેટલાક એમ માને છે કે જેમ વધુ માહિતી પોતાના મગજમાં ભરી હશે તેમ બીજી કોઈ બાબતો યાદ રાખવી અઘરી થઈ પડશે. પણ માનસશાસ્ત્રે એ બતાવી આપ્યું છે કે જેમ આપણે વધારે બાબતો જાણતા હોઈએ છીએ તેમ બીજું વધુ જ્ઞાન મેળવવું વધારે સહેલું બને છે. વળી બીજા કેટલાક લોકોની એવી માન્યતા છે કે અમુક એક હદ પછી વધારાની કોઈ વાત યાદ રાખીએ તો તેના બદલામાં બીજી કોઈ વાત ભૂલી જઈએ. પરંતુ આ માન્યતા પણ તદ્દન પાયાદાર છે. વિજ્ઞાનની શોધ પ્રમાણે તો મનુષ્યની સ્મરણશક્તિને કોઈ હદ કે મર્યાદા જ નથી. મનુષ્ય કોઈ પણ નવો અનુભવ કે નવી માહિતી શીખે તો તે બાબત તેના અન્તર્ગત (unconscious) મગજ પર વિના વિલંબે કોતરાઈ જ જાય છે. માત્ર તેને ફરીથી યાદ કરવાની આપણી પદ્ધતિમાં દોષ હશે તો જ તે વાત આપણને યાદ નહિ આવે. એક ઠોઠ નિશાળીઆને માસ્તર ખૂબ મહેનત લઈ સર્વ પાઠ શીખવતા. પણ તે વિદ્યાર્થીને કંઈ યાદ જ રહેતું નહિ. પણ એક દિવસ તે વિદ્યાર્થી સખત માંદો પડ્યો અને બેભાન બની ગયો. તે બેભાન-અવસ્થામાં માસ્તરે શીખવેલા સર્વ પાઠ કડકડાટ બોલવા લાગ્યો! આ વસ્તુ જ બતાવે છે કે તે વિદ્યાર્થીના મગજમાં તે જે શીખ્યો હતો તેની છાપ તો હતી જ, માત્ર તેને ફરીથી યાદ કરવાની તેની શક્તિમાં દોષ હતો.

સ્મરણશક્તિ સુધારી શકાય કે નહિ? એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઘણાને થશે. તો તેનો જવાબ એ છે કે પ્રયત્નથી સ્મરણશક્તિ જરૂર સુધારી શકાય, પણ તેને માટે ધીરજ અને ખંતની જરૂર છે. નીચે લખેલી બાબતો ધ્યાનમાં રાખવામાં આવે તો તમારી સ્મરણશક્તિ સુધરતાં વાર ન લાગે.

(૧) સ્મરણશક્તિ કેળવવામાં પ્રથમ સ્થાન એકાગ્રતાને આપવું પડશે. એકાગ્રતાપૂર્વક વાંચેલી કે સાંભળેલી વસ્તુ આપણને તરત યાદ રહી જાય છે. આંખ અને મન બન્નેનો એકીસાથે ઉપયોગ કરતાં આપણે શીખવું જોઈએ. પુસ્તક વાંચતી વખતે જો આપણું મન જ બીજે ભટકતું હોય તો વાંચેલું આપણને કેવી રીતે યાદ રહી શકે?

(૨) જે વાંચો તે સમજપૂર્વક વાંચો. જે વસ્તુ યાદ રાખવાની હોય તેને વિષે સ્પષ્ટ કલ્પના તમારા મનમાં હોવી જોઈએ. અસ્પષ્ટ વિચારો કે પ્રસંગો તમે કેવી રીતે યાદ રાખી શકો? રસ્કિને એક ઠેકાણે કહ્યું છે કે જ્ઞાન અને અજ્ઞાન એ બે વચ્ચે તફાવત ફક્ત સ્પષ્ટપણાનો છે. આ જ ઉક્તિ સારી અને નરસી સ્મરણશક્તિને પણ લાગુ પડે છે. સ્મરણશક્તિ સુધારવા ઇચ્છનારે દરેક બાબતમાં સ્પષ્ટતા તથા ચોકસાઈ કેળવવાં જોઈએ.

(૩) જે વસ્તુ આપણે સમજપૂર્વક વાંચી હોય તેને આપણા મનમાં બરાબર ગોઠવી જોઈએ. જેમ ગણિતમાં આંકડાઓ ૧,૨,૩,૪,૫...એમ બરોબર ક્રમથી ગોઠવેલા હોય છે તેમ સમજેલી વસ્તુને બરોબર ગોઠવતાં આવડવી જોઈએ. આપણા મગજનાં જુદાંજુદાં ખાનાં કલ્પીને યોગ્ય ઠેકાણે જો આપણે મૂકતા જઈશું તો દરેક બાબત આપણને યાદ રહી જશે.

(૪) ઉપર આપણે જોયું કે જે બાબતોમાં આપણને ખૂબ રસ પડતો હોય છે તે આપણને સહેલાઈથી યાદ રહી જાય છે. આથી જ એક સટોડિયો હજારો શેરોના ભાવ મોઢે રાખી શકે છે. માટે આપણે વધારે વિષયોમાં વધારે રસ કેળવવો જોઈએ, જેથી ઘણી બાબતો આપણને સહેલાઈથી યાદ રહી જશે.

(૫) જેમનું પેટ સાફ હોતું નથી તેમની સ્મરણશક્તિ મંદ રહે છે. માટે કબજિયાત ન થવા દેવાની અને પેટ સાફ રાખવાની દરેકે ખાસ દરકાર રાખવી જોઈએ.

(૬) સ્મરણશક્તિ એ એક સ્નાયુ જેવી છે. જેમ સ્નાયુઓ (શરીર)ને કસરત આપવાથી તે વધે છે અને મજબૂત બને છે તેમ સ્મરણશક્તિ સુધારવા માટે પણ કસરતની આવશ્યકતા છે. એક તજ્જ્ઞે સ્મરણશક્તિની ચાર કસરતો શોધી કાઢી છે, જે રોજ ૧૫થી ૩૦ મિનિટ અત્યંત ધ્યાનપૂર્વક કરવામાં આવે તો થોડા જ વખતમાં સ્મરણશક્તિમાં આશ્ચર્યકારક ફરક પડશેઃ (અ) થોડીક મિનિટો સુધી તમારા વિચારોને ફાવે તેમ ભટકવા દો, પછી છેલ્લેથી તે

→ ૭




પ્રાચીન જગત સાથે
હિંદનો સંસ્કૃતિસંબંધ
દર્શાવતો નકશો

આર્કિઓલૉજિકલ સર્વે ઑવ ઈન્ડિયાના સૌજન્યથી

દર્શનિકા:—
બીજા દેશોમાં મળી આવેલા ભારતીય અવશેષો [હિંદી કાપડ]
ભારતીય સાહિત્યમાં મળી આવતા પ્રાચીન નામો: (પુરુષપુર)
પ્રાચીન આરૂઢ માર્ગો:
બીજા પ્રાચીન માર્ગો
અશોકના શીલાલેખોમાં ઉલ્લેખાયેલાં રાજ્યો

મજા અને પોલીસ (પૃ. ૪૪૧થી ચાલુ)
તેમ પ્રજાએ પણ પોલીસ પ્રત્યેની પોતાની દૃષ્ટિમાં પરિવર્તન કરવાનું છે.

એનું પ્રથમ પગલું એકબીજાની સાચી ઓળખાણ કરી લેવાનું છે. પ્રજાને ઓળખવા માટે પોલીસને તેમની નવરાશ દરમિયાન પ્રજાની વિચારસરણીનું પ્રતિબિંબ પાડતા છાપા-સામયિકો તેમજ પ્રજાની ભાવનાઓનું દર્શન કરાવતાં પુસ્તકો વંચાવવાં જોઈએ. પોલીસ-થાણાંના કે કોર્ટોના અમલદારોમાંથી અમુક અમલદારને પ્રજાસમુદાયમાં રસ લેતા કરી તેમને રસ પડાવવો જોઈએ. બીજી બાજુ, પ્રજાએ પણ પોલીસની પૂરી પિછાન રાખવી જોઈએ. પોતાના અધિકારોનું રક્ષણ કરતાં પ્રજાએ શીખવું પડશે. પોલીસના હાથમાં જેટલી સત્તા વધારે તેટલા પ્રજાના અધિકાર ઓછા, એ પાઠ બ્રિટિશ પ્રજા પાસેથી આપણે શીખવાનો છે.

આજે તો આપણે દારૂબંધી કરવી છે, હરિજન મંદિર-પ્રવેશ કરાવવો છે, બાળલગ્નો અટકાવવા છે, પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવી છે, શહેર સફાઈ કરવી છે, સેંકડો સુધારાઓ આપણે કરી નાખવા છે, —પણ તે કાયદા કરીને, 'ફરજિયાત' કરીને, દંડ-કેદનો ડર બતાવીને કરવા પડે છે. આમ, આપણા પ્રત્યેક સુધારાને કાનૂનનું સ્વરૂપ આપવું પડે છે, અને પોલીસને એટલી વધુ સત્તા મળે છે, એના ખભા પર કામગીરીનો બોજ વધે છે. ખરી રીતે તો એ બધું કાંઈ કાયદા અને પોલીસના ધાકથી નહિ પણ પ્રજાએ સ્વેચ્છાએ કરવાનું છે. પણ આપણે તો આજે વાહનવ્યવહારના સાદા નિયમો પણ પાળવા પ્રત્યે લાપરવા છીએ. આ પરિસ્થિતિમાં આપણે કઈ રીતે ઊંચા આવીશું?

નહાના કાયદાઓનું પાલન પ્રજા આજ સુધી પોલીસની બીકે કરતી આવી છે. સારા પ્રગતિશીલ સુધારાઓનું પાલન પણ શું એણે માત્ર પોલીસની બીકે જ કરવાનું છે?

મહેન્દ્ર મેઘાણી

પ્રાચીન નાટ્યશાસ્ત્ર (પૃ ૪૫૨થી ચાલુ)
ઉત્કીર્તન: થઈ ગયેલા કાર્યને કહી બતાવવું તે.
વિભૂષણ: ઘરેણાંની પેઠે ઉપમા આદિ અલંકારોથી ભાષાને સુશોભિત બનાવવી તે.
અતિશય: હીન વસ્તુમાં ઉત્તમ ગુણો દર્શાવવા ઉપમા વડે અતિશયોક્તિ વાપરવી તે.
કાર્ય: દોષ બતાવ્યા વગર વસ્તુનો ગુણ પ્રગટ કરવો અથવા દોષથી ગુણની અધિકતા બતાવવી તે.
અનુમાન: લક્ષણ પ્રમાણે તર્ક કરવો તે. (ચાલુ)



# સંસારનાં શહેરો

## ૧૩–શ્રીનગર

પોતાની અદ્ભુત રમણીય નિસર્ગશોભાથી દુનિયાભરમાં ખ્યાત, હિંદનું જે અણમોલ સૌન્દર્યધામ કાશ્મીર આજે આક્રમણકારોથી ખેલાતું યુદ્ધનું રણમેદાન બની રહ્યું છે તેના આ પાટનગર (શ્રીનગર)ની એક વખતની પ્રશાન્ત શેરીઓ આજે યુદ્ધોન્માદ અને દેશદેશાભિમાનની લાગણીથી ધમધમી રહી છે

ઇટાલીના રમણીય શહેર વેનીસ સાથે જેની પરદેશીઓ સરખામણી કરે છે તે આ શહેર હિંદનું એક ગૌરવ લેવા જેવું શહેર છે. ત્યાં રસ્તાઓ કે સડકોને બદલે જળમાર્ગો છે એ જ એકમાત્ર તેની વિશેષતા નથી; પણ રૂપસુંદર કાશ્મીરના જગતભરમાં પંકાએલા અવર્ણનીય સૃષ્ટિ-સૌંદર્યનો મોટો ભાગ આ જ શહેરની આસપાસ પથરાએલો છે એ પણ તેનું મોટું વૈશિષ્ટ્ય છે.

સર્પાકારે આ શહેરને વીંટળાઈને વહેતી જેલમ નદીના કાંઠા પર ઊભેલું આ શહેર નવેસરથી રચાયેલું હોય એવો ભાસ કરાવે છે. જેલમ નદીમાંથી નહેરો ખોદીને તેને એકબીજા સાથે સાંકળી લઈ તૈયાર કરેલા જળમાર્ગો પર મછવો જ્યારે મુસાફર હોડીમાં પસાર થાય છે ત્યારે જ તેને શ્રીનગરના ખરા સૌંદર્યનો ખ્યાલ આવે છે. બે તરફ ઊભેલાં અવનવાં ઘરો, મસ્જિદો તથા મંદિરો, તેની સુંદર બારીઓ ને છજાં તથા તેમાંથી ડોકાતાં તંદુરસ્ત ભોળાં વદનો, હિમાચ્છાદિત પર્વતોને પડછે બે તરફની હરિત વૃક્ષરાજિ તથા તેની પરના સાત પુલો ઇત્યાદિ પ્રથમ નજરે જ પ્રવાસી પર મનોરમ ચિત્રમયતાની છાપ પાડ્યા વિના નથી રહેતાં. જેલમના શાંત નિર્મળ પાણી પર ઝડપથી સરી જતી લાંબી-લાંબી સાંકડી 'કુશીઓ' (હોડી) જ આ શહેરના વ્યવહારનું એકમાત્ર સાધન છે. જેલમનું વહેણ અહીં એટલું નિશ્ચલ છે, કે વહેણના વહનની કે સામેની દિશામાં જતાં હોડીને સરખો જ વખત લાગે છે. પણ આવી શાંત દેખાતી જેલમ પણ, હિમાલય પર જ્યારે બરફ પીગળીને તેમાં રેલ આવે છે ત્યારે રુદ્ર સ્વરૂપ ધારણ કરે છે. તે વખતે તેનું પાણી ઘણાં ઘરોમાં પણ પેસી જાય છે અને કેટલાંક ઘરો પડી પણ જાય છે.

ગંભીર હિમાલયના પહાડોની વચ્ચે, ૮૦ માઈલ લાંબો અને ૨૫ માઈલ પહોળો પર્વતના માળા જેવો કાશ્મીરનો ખીણનો સપાટ પ્રદેશ આવેલો છે, તેમાં પાંચ માઈલના વિસ્તારવાળું કાશ્મીરની રાજધાનીનું આ શહેર રાવલપીંડીથી ૨૦૦ માઈલ દૂર છે. શહેનશાહ અકબરે ઈ. ૧૫૮૬માં આ શહેર જીત્યું તે પહેલાં તે પરદેશીઓને હાથ ઘણું મુગલો પાસેથી તે રણજીતસિંહ પાસે આવ્યું અને ૧૮૪૬માં દેવાગ્રસ્ત ગુલાબસિંહ નામના એ રાજપૂત રાજાએ આખો આ કાશ્મીરનો પ્રદેશ રણજીતસિંહ તથા બ્રિટિશો પાસેથી ખરીદી બક્ષિસ તરીકે મેળવ્યો ત્યારથી આ શહેર તેમના વંશજોને તાબે છે.

પણ શ્રીનગરનું સાચું સૌંદર્ય તો તેની પાસે આવેલાં દાલ અને વુલર નામનાં બે સરોવરને કાંઠે જામેલું છે. દાલ સરોવરને કાંઠે જ પેલા જગતપ્રખ્યાત શાલિમાર, નિશાત અને નસીમ બાગ આવેલા છે. બાર ચોરસ માઈલમાં વિસ્તરેલું એ નૈસર્ગિક સરોવર, તેની છાતી પર સહેલાણીઓને વાસ કરાવતી રંગીન તરતી 'હાઉસ બોટો' તથા તરતા બગીચા અને વાડીઓને કારણે જાણીતું છે.

મુગલ શહેનશાહોએ પોતાના શોખ ખાતર તૈયાર કરાવેલા શાલિમાર આદિ બગીચાઓ તેમાં વહેતાં કુદરતી ઝરણાંઓ, આરસની ફરસબંધી, રંગબેરંગી ભભકદાર ફૂલોની પથારીઓ, વડ જેવી ઘેઘૂર હરિત વૃક્ષરાજિવાળાં છાયાં ચિનાર વૃક્ષો તથા શીતળ ઉન્માદકારી પવન આદિને કારણે જગતભરના શ્રેષ્ઠ બગીચાઓ તરીકે પંકાય છે. તેમાં પેસી પાછા નીકળવાનું ભાગ્યે જ મન થાય.

સમુદ્રની સપાટીથી ૫૨૫૦ ફૂટની ઊંચાઈએ આવેલા આ શહેરની આસપાસ પ્રકૃતિ દેવીએ માત્ર મનોહારી સૃષ્ટિ-સૌંદર્ય જ નહિ પણ ધનધાન્યના ભંડારો પણ છૂટા હાથે વેરી દીધા છે. આ પ્રદેશની જમીન એટલી સમૃદ્ધ છે કે બારેમાસ તે હરિયાળી રહે છે અને દુનિયામાં થતાં બધી જ જાતનાં ફળ ત્યાં થઈ શકે છે. સફરજન, પેરુ, ચીકુ અખરોટ, નારંગી, દ્રાક્ષ, દાડમ આદિ ફળો તો ત્યાં એવાં મબલખ થાય છે ત્યાંના લોકો ભોજનમાં આમલી કે કોકમને બદલે ખાટી દ્રાક્ષ કે દાડમ જ વાપરે છે.

શ્રીનગરની દોઢ લાખની વસતિમાં ૮૦ ટકા



ઝેલમના પ્રશાન્ત પ્રવાહમાં તરતી નાની હોડીઓવાળા શ્રીનગરના એક મુખ્ય જલમાર્ગનું ચિત્રમય દૃશ્ય

મુસ્લિમો અને બાકીના હિંદુઓ છે. લોકોની ભાષા સંસ્કૃત અને ઉર્દૂના મિશ્રણવાળી કાશ્મીરી છે અને મોટા ભાગના લોકો માંસાહારી છે. ઊંચી પડછંદ કાયા, ગોરું ભરાવદાર બદન, શાંત ભોળી મુખમુદ્રા અને તંદુરસ્ત આકર્ષક બાંધો એ ત્યાંના લોકોની મુખ્ય ખાસિયત: ત્યાં પડતી સારી એવી ઠંડીથી બચવા ત્યાંના લોકો હાથ કરતાં યે લાંબી બાંહ્યવાળા, ગરમ પટ્ટુઓના લાંબા-લાંબા ડગલા પહેરે છે. ચોપડી કે કોઈ વસ્તુ પકડવી હોય કે કંઈ ખાવું હોય તો પણ એ બાંહ્યની બહાર હાથ ન કાઢતાં બાંહ્ય વતી પકડીને જ કામ પતાવી દે છે. કેટલાક તો નેતરની ટોપલીમાં નાનકડી સગડી રાખી તે ગળામાં લટકાવી દઈ તેના પર હાથ શેકે છે.

શ્રીનગરની કળા-કારીગીરી તો જૂના કાળથી જાણીતી છે. એ કાશ્મીરી 'શાલો'એ એક વખત માત્ર હિંદને જ નહિ પણ આખા યુરોપને ગાંડું બનાવેલું. આજે પણ તેના જાલીચાતથા શાલ પરનું કલાકૌશલ જગતમાં અજોડ ગણાય છે. કાશ્મીરના સૃષ્ટિ સૌંદર્યનો કલારસ ત્યાંના લોકોની નસેનસમાં એવો તો ઓતપ્રોત થઈ ગયો છે કે એ શાલના કે બીજા કોઇ પણ ભરતકામના છેડા પર કે ઇ પણ જાતની ભાત કે લીટીનું કાચું ડોળિયું આંક્યા વગર કિનારો અને થપ્પાનાં આકર્ષક ડિઝાઈનો સીધા જ પરભાર્યા તૈયાર કરી શકે છે વળી અખરોટના લાકડામાંથી જુદી-જુદી વસ્તુઓ બનાવી તેમાં હાથીદાંતની વેલબુટ્ટીઓ જડવાની તેમની કળા તથા મિનાકારી પણ ઘણાં જાણીતાં છે. ખુદ શ્રીનગર શહેરમાં પણ લાકડા પરની કોતરણીકામના ઘણા ઉત્કૃષ્ટ નમૂનાઓ છે. કાગળના માવાની ('પેપરમાશે'ની) તેમજ ચામડાની કારીગરી ને ચાંદીકામ એ ત્યાંના બીજા ઉદ્યોગો છે.

શહેરની જાણે ચોકી કરતી હોય તેમ તેની બે દિશાએ બે સુંદર ટેકરીઓ આવેલી છે. હરિ પર્વતને નામે ઓળખાતી ઉત્તર તરફની ટેકરી પર અકબરબાદશાહે બંધાવેલો કિલ્લો આજે પણ મુઘલ સામર્થ્યની યાદ આપે છે. બીજી, પૂર્વ તરફની ૧૦૦૦ ફૂટ ઊંચી શંકરાચાર્યની ટેકરી (જેને મુસ્લિમો તખ્ત-ઈ-સુલેમાન કહે છે) પર ૨૨૦૦ વર્ષનું મહાદેવનું એક પ્રાચીન દેવળ ઊભું છે. એ ટેકરી પરથી શહેરનો દેખાવ ઘણો ચિત્તાકર્ષક લાગે છે.

જહાંગીરે કહ્યું હતું તે જ વાક્ય ત્યારથી આજ સુધી જે જે લોકો શ્રીનગર ગયા છે તે સર્વ કહે છે કે, પૃથ્વી પર જો કયાંય સ્વર્ગ હોય તો તે આ જ છે, આ જ છે, આ જ છે (અગર ફિરદોસ બ-રૂએ ઝમીન અસ્ત, હમીન અસ્ત, વ હમીન અસ્ત, વ હમીન અસ્ત !).'

## એમ? કેમ

તાર-ટેલિફોનનાં દોરડાંમાંથી ઘણીવાર ધુમ્...ધુમ્...એવો અવાજ શાથી થાય છે ?

બે થાંભલા વચ્ચે તાણીને બાંધવામાં આવેલા તાર-ટેલિફોનનાં દોરડાંમાંથી મધમાખીના ગણગણાટ જેવો અવાજ નીકળતો ઘણાએ સાંભળ્યો હશે. તે, ઘણા માને છે એમ, તેમાં વીજળીનો પ્રવાહ વહેવાથી નહિ, પણ પવન તે તાર સાથે ઘસાવાને કારણે જ નીકળે છે. એ અવાજની તીવ્રતા, પવનની દિશા, બે થાંભલા વચ્ચેનું અંતર તથા તારોનું સખ્તપણું એ ત્રણ વસ્તુ પર આધાર રાખે છે.

આંખો બરોબર બંધ કરવા છતાં આપણને લાલ રંગ કેમ દેખાય છે ?

આંખનાં પોપચાં બહારથી આવતો બધો જ પ્રકાશ અટકાવી શકતાં નથી. તે થોડાંક પારદર્શી હોય છે. આથી જ્યારે આપણે તીવ્ર પ્રકાશમાં આંખો બંધ કરીએ છીએ ત્યારે પોપચાંની નસોમાં વહેતું લોહી આપણને દેખાય છે અને, તેને કારણે જ આપણને લાલ રંગ જણાય છે. સૂર્ય ઊગતાં જ મનુષ્યો, પક્ષીઓ અને પશુઓ જાગી જાય છે તેનું કારણ પણ આ જ છે.

# Our Friends Abroad



[આ પત્ર મેળવનારઃ બાબુલાલ ડી. બાગડીઆ, ખોળખાના પાસે, ગામમાં, બોટાદ]

391 W. North St.
Decatur 34, Illionois (U.S.A.)
August 10, 1947

મારા પ્રિય નવા પત્રમિત્ર,

તમારા સુલિખિત અને રસિક પત્ર માટે આભાર. તે પત્ર પર તારીખ ૨૯મી જુલાઈ છે અને અહીં તે ૨ જી ઑગસ્ટે આવ્યો.

તમારી નિશાળ (તમારા લખવા પરથી) મોટા કદની લાગે છે તમારું બોટાદ કેવડુંક મોટું ગામ છે ? અમારું ડીકેટુર તો ૬૯,૦૦૦ ની વસતિનું ગામ છે અને અમારી શાળામાં ૨૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. ૧૨ થી ૧૫ વર્ષનાં વિદ્યાર્થીઓ માટે અહીં ૪ જુનિયર હાઈસ્કૂલો, ૧૬ થી ૧૯ વર્ષનાં માટે સીનિયર હાઇસ્કૂલ છે અને ૬ થી ૧૨ વર્ષનાં બાળકો માટે પ્રાથમિક શાળાઓ છે અમારા ગામમાં એવી કુલ ૧૨ પ્રાથમિક શાળાઓ, ૨૫ દેવળો, બે વ્યાપારી કૉલેજો અને એક યુનિવર્સિટી છે. વળી અમારે ત્યાં એક એકરથી માંડી ૨૫ એકર જેટલા વિશાળ ૨૫ સુંદર બગીચાઓ છે. એ દરેકમાં ગૉલ્ફ અને ટેનિસ રમવાનાં સ્થાનો, બાળકો માટે રમતગમતનાં સાધનો, હીંચકા, જંગલ-રમતનાં સાધનો, નાનાં તળાવો, ચકડોળ, અને મોટેરાઓ માટે 'હૉર્સ-શુપિચિંગ, ક્રૉકેટ વગેરેની રમત માટેના સ્થાનો હોય છે. વળી ઉજાણીએ આવનારાઓ માટે બગીચાઓમાં ઠેરઠેર ટેબલો પણ મૂકેલાં હોય છે

તમે તમારી રાજકીય પરિસ્થિતિ વિષે લખ્યું છે તે મને ગમ્યું. એથી ઘણી બાબતની મને સ્પષ્ટતા થઇ ગઇ. હું જાણું છું કે તમે હાલ અંધાધૂંધીભર્યા કાળમાંથી પસાર થઇ રહ્યા છો. અને મને દુઃખ પણ થાય છે કે ઘણી યાતનાઓ સહન કર્યા બાદ જ આપણી પ્રગતિ થાય છે. મંદિરો નાશ પામ્યાં છે, એમ તમે લખ્યું છે એનો અર્થ શો? શું ઘરો બાળી મૂકવામાં આવ્યાં છે અગર તોડી પાડવામાં આવ્યાં છે? થયું છે શું? બહુ મરણ નહિ થયાં હોય, પણ ઘાયલ થયા હશે.

તમે અહીંની રાજકીય પરિસ્થિતિ જાણવાની ઉતેજારી બતાવી છે. તમે જાણતા હશો કે અહીં મુખ્ય બે પક્ષો છેઃ એક 'ડેમૉક્રેટિક' જે હાલ સત્તા પર છે; અને બીજો 'રીપબ્લિકન' જે સત્તા મેળવવા માટે આકાશ પાતાળ એક કરી રહ્યા છે. ગુંડાઓ રોકીને રચેલાં મજબૂત રાજકીય યંત્રો જેવી ટોળકીઓ સત્તા ધારણ કરવા માટે માણસો ચૂંટી કાઢે છે. પોતાનું જ કહ્યું કરે એવાં માણસો ચુંટાઈ આવે તે માટે લાગવગવાળા ધનિક ઉદ્યોગપતિઓ એ રાજકીય યંત્રોને પૈસા આપે છે. અમારે મતદારોએ તો માત્ર ચૂંટણી-મથકે જઇ પેલી ગુનેગારોની ટુકડીઓએ જે માણસોને અમારે માટે પસંદ કર્યા હોય તેમનાં નામ સામે ચોકડી જ કરી દેવાની હોય છે. અમારું રાજકીય વાતાવરણ એટલું બધું સડી ગયું છે કે શબ્દો પણ તેનું યથાર્થ વર્ણન ન કરી શકે. અમારો શેઠ કે ઉપરી કહે તે પ્રમાણે જ અમારે મત આપવો પડે છે. નહિ તો નોકરી પરથી પાણીચું મળે. ઘણીખરી પેઢીઓ પોતાના નોકરિયાતો કોને મત આપવાના છે તે જાણવા માટે ખાસ જાસૂસો રાખે છે. ઉપરાંત કેટલીક સ્ત્રીઓને પણ રોકે છે, જેમનું કામ નોકરિયાતોના ઘરની સ્ત્રીઓને ટેલીફોન કરીકરીને 'આ વખતે ચૂંટણીમાં કોણ જીતશે' એમ પૂછીને તેઓ કોને મત આપવાના છે તે યુક્તિથી જાણી લેવાનું હોય છે. બીજીઓ વળી ઘેર ઘેર ફરીને પ્રશ્નો પૂછતી હોય છે. સારા માણસોએ જોકે આ પદ્ધતિમાં સુધારો કરવાના પ્રયત્ન કર્યા છે, પણ લોકો એટલા અજ્ઞાની છે કે તેમની વાત સમજતા નથી અને તેથી કંઇ થઈ શકતું નથી. તેઓ માત્ર એટલું જ સમજે છે કે જે માણસ તેમને રોટી કે નોકરી આપે છે તે માણસ કહે તેને મત આપવો.

તમારા રાષ્ટ્ર-ધ્વજના રંગો મને નથી ગમતા. માનસશાસ્ત્રની દૃષ્ટિએ તેમનો અર્થ સારો નથી. પીળો રંગ એટલે બાયલાપણું, ધોળો એટલે નિરુત્સાહ (Coldness) અને લીલા રંગનો અર્થ થાય ઈર્ષા. અમારા રાષ્ટ્રધ્વજના રંગો—લાલ ધોળો, અને વાદળી—પણ કંઈ બહુ સારા નથી. લાલ રંગનો અર્થ થાય છે આસક્તિ (Passion), વાદળીનો અર્થ બીજા પર હુકમ અગર જીત મેળવવી તે; અને ધોળાનો અર્થ થાય ઠંડી સ્વચ્છતા (Coldpurity)

તમારી ૧૭ વર્ષની ઉંમર જોતાં તમે રાજકીય પરિસ્થિતિ વિષે ઘણું સારું જ્ઞાન ધરાવો છો. મને ડર રહે છે કે મારા દેશની પરિસ્થિતિને એટલી સારી રીતે હું સમજી ન શક્યો હોઉં. અત્યારે યુરોપ આર્થિક પતનને આરે ઊભું છે. અમે પણ ઠપકાને પાત્ર છીએ. પણ અમે તો ખાલી વાતો કરીએ છીએ, અને પ્રત્યક્ષ કાર્ય નજીવું કરીએ છીએ. આ વર્ષે અમારો પાક અરધો ઊતરશે. આ વસંતઋતુમાં એટલો બધો વરસાદ પડ્યો કે આળસુ ખેડૂતોની જમીનમાં બી રહ્યાં જ નહિ; અને પછી આવ્યા પૂર. જે અમારો લાખો એકરમાં વાવેલો પાક તાણી ગયા. આને માટે ખરું જોતાં ખેડૂતો જ ઠપકાપાત્ર છે; કારણ તેઓ કૉન્ટુર પદ્ધતિથી (Contour Plowing એટલે કે જમીન એવી રીતે ખેડવી કે જેથી વરસાદ જમીનના ઉપલા કસવાળા થરને ધોઈ ન નાખે) ખેતી કરતા નથી. વળી તેઓ પડતર જમીનમાં ઘાસ પણ ઉગાડતા નથી જેથી પવનથી જમીનનો ઉપલો થર ઊડી જઇને જમીન વેરાન બની ન જાય. અમારી સરકાર ખેડૂતને દર એકર દીઠ એટલી બધી પૂરતી રકમ આપે છે કે જેથી તે ઘણું એકર જમીન ખાલી પડી રહેવા દે છે અને તેમની પાસે વધારે પડતું અનાજ વેચવા માટે તૈયાર નથી થતું. આ અનાજના ભાવને ઊંચા રાખે છે. એવી ખાલી જમીનમાં ખેડૂતો ઘાસ ઊગવા દઇને તે પર ઢોર ઉછેરી શકે પરંતુ તેઓ એવા તો બેદરકાર અથવા ભવિષ્યને માટે વિચારહીન છે કે એવું કશું જ કરતા નથી. વળી ખેતીનું સર્વ કામ યંત્રોની મદદથી થતું હોવાથી એક માણસ અને તેની સ્ત્રી ઘણી મોટી જમીન એકલાં ખેડી શકે છે. તેથી તેમનાં છોકરાંઓ ખેતર છોડી ગયાં છે પણ ઢોરોને ઉછેરવાનું કામ કંઇ યંત્રોથી થઈ શકતું નથી, તેથી તેઓ ઢોરો જ રાખતાં નથી આથી તેમને ઘાસની જરૂર રહેતી નથી. વળી તેઓ નથી રાખતા ખાતર આથી જમીન કસ વિનાની થતી જાય છે અને ફરીથી તેને કસવાળી બનાવવી અશકય બની ગઈ છે. ઉપરાંત, અમારા ઘણાખરા પ્રદેશોની જમીન બીજી નાની નદીઓ દ્વારા ધોવાઈ ધોવાઈને મિસિસિપી નદીમાં આવે છે, આથી એ નદીનું પાત્ર પુરાઈ જવાને કારણે તેમાં વારંવાર પૂર આવે છે વર્ષો પહેલાં આવાં પૂર કદી નહોતાં આવતાં. એમ કહેવાય છે કે મિસિસિપી નદી વાટે આમ, રાત ને દિવસ, દર મિનિટે, ૪૦ એકર જમીનમાંથી ૬ ઇંચ ઊંડો જમીનનો ઉપરનો કસવાળો થર ધોવાઇને મેક્સિકોના અખાતમાં ચાલ્યો જાય છે; અને આમ જો ચાલ્યા જ કરે તો અમારી પાસે જરા પણ જમીન ન રહે એવી સ્થિતિ આવતાં કેટલી વાર ? દુનિયાને અમે કેટલોક વખત અનાજ પૂરું પાડી શકીશું? (અનુ. પાછલી પૂંઠ સામે)

# બહારવટાને પંથે

[૪] ક્રાન્તિકારી દળ સાથેનાં જીવન-સંસ્મરણો આલેખતી આપકથા

લેખક
**જીવરામ જોષી**

કોઈ પણ વિષયની લગન લાગે છે ત્યારે પ્રાણી તેને સાધ્ય કરવા મથીને કાં તો મેળવે છે યા તો મરી જાય છે. પછી તે લગન ભલી હોય કે બૂરી.

અભ્યાસ પરથી મન ઊઠી ગયું. સૌની દૃષ્ટિએ રખડુ બની ગયો. સાબરમતી કિનારે, ચંડોળા તળાવે કે કાંકરિયાને કાંઠે રખડતો થયો. એટલો ઉદાસ થઈ ગયો કે અભ્યાસ છોડી કાઠિયાવાડ ચાલ્યો ગયો. ભાઈના મીઠી શિખામણભર્યા પત્રો આવ્યા ને વળી અમદાવાદ ગયો.

આસ્ટોડિયા ચકલાથી માણેકચોક જતાં એક વાચનાલય આવતું. ત્યાં એક દિવસ વાંચવા બેઠો. કોઈ માસિક હતું. 'ધારો ને કરી શકો' એ એના એક લેખનું મથાળું હતું उद्योगिनम् पुरुषसिंहमुपैति लक्ष्मी એ સૂત્ર ટાંકીને લેખકે 'પ્રયત્ન'નો મહિમા ગાયો હતો. 'નિરાશા સાંપડે તો સમજો કે તમે કાયર બની ગયા છો. જે કામ કરવા ધારો તેની પાછળ મંડી પડો. પછી ભલે મરી જાઓ. આવી તાલાવેલી અને પ્રયત્ન હશે તો તમે સફળ થશો જ'.

મન બોલ્યું: 'ખરું છે. તું કાયર બની બેઠો છે. જે કરવા ધારે છે તે માર્ગે ઊપડી જા. કોઈ તને ઉઠાવીને નહિ લઇ જાય. તારે જ ત્યાં પહોંચવું જોઇએ. કષ્ટો, આપત્તિઓ બધું તારે જ વેઠવું જોઇએ.'

તૈયાર થઇ ગયો. સાંભળેલું તો હતું જ કે કાશીમાં ક્યાંક ક્રાંતિકારી દળનું મથક છે. ત્યાં પહોંચું. ભેટો થઈ જશે જ. પણ થાય કે ન થાય; જવું તો ખરું જ. ખમીસ-ધોતિયું કાઢીને કફની પહેરી. મારે મન 'બાવો' બનીને કાશી જવા નીકળ્યો. એ બધું વર્ણન 'મારી સફર'ની લેખમાળામાં 'કુમાર'ના અંકોમાં ૧૦ વર્ષ પર આવી ગયું છે.

પગે ચાલીને કાશી જવાની 'કલ્પના' જેટલી સહેલી હતી એટલી એ સફર પોતે સહેલી નહોતી. અનેક વિટંબણાઓ ભોગવીને અમદાવાદથી ચાલતો કાશી પહોંચ્યો. એ લાંબો પ્રવાસ ગંગામૈયાના શાંત ગંભીર પ્રવાહને કિનારે જ્યારે પૂરો થયો એમ જોયું ત્યારે મારા આનંદની અવધિ હતી. પાસે પૈસા નહોતા, ભૂખથી શરીર નંખાઇ ગયું હતું, પણ કાશી પહોંચ્યાના આનંદમાં તૃપ્ત થઇ ગયો. એ જાણે હજી કાલે જ બની ગયું હોય તેવું તેનું દૃશ્ય અત્યારે યે તાજું દેખાય છે. જે જગ્યાએ પોટલું ઉતારીને મૂક્યું હતું એ જગ્યા, સાત સો માઇલ દૂર બેઠે અહીંથી આજે આટલાં વર્ષે યે જોઇ શકું છું. દોડીને ગંગા મૈયાને કિનારે જઈ પ્રથમ તો અંજલિ ભરીભરીને ખૂબ ગંગાજળ પીધું. સાતે પેઢી તરી કે નહિ તે તો રામ જાણે, પણ હું તો તરી ગયો. વરસોના વસવાટ બાદ ગુપ્તાવસ્થામાં ભટકતો જ્યારે કાશી પહોંચતો ત્યારે એ ચોક્કસ જગ્યાએ તો ગયા વિના ન રહેતો. મારું એ તીર્થ રાજઘાટ સ્ટેશન પાસે,—પૂલની નજીક.

પથ્થરની મૂર્તિને કોઈ કેમ માને છે તે આ અનુભવથી સમજાય છે. નાનો હતો ત્યારે બળેવને દિવસે પિતાજી મને સાથે લઈને સ્નેહીઓને રાખડી બંધાવવા જતા. પોતે ન બાંધતા; મારી પાસે બંધાવતા. એમાં એક સોની લખમણની પેઢીએ અમે જતા. સૌ તો હાથે રાખડી બંધાવતા, પણ એ વૃદ્ધ સોની પોતાના હથોડાને બંધાવતા. હું બટકબોલો ખરો. 'હથોડાને જીવ છે તે એને રાખડી બંધાવો છો?'

વૃદ્ધ સોની કહે: 'દીકરા, એમાં અમારો જીવ છે. એ અમારો દેવ છે.' અનુભવીઓને આવાં સચ્ચાઈ શોધવા થોભવું નહિ પડે

દેશ અજાણ્યો, નગર અજાણ્યું, લોકો અજાણ્યા અને નાનકડો માનવી હું. એ તે બધાંની વચ્ચે. પાસે સાત પૈસા કે ત્રણ આના જેટલી મૂડી હતી. વાહ રે કાશીના જમરૂખ! પૈસાનાં ચાર: એક શેર જેટલાં. એ ઉપર જ બેત્રણ દિવસ કાઢી નાખ્યા. શો પ્રકૃતિનો સંકેત. જાણે કે મારે માટે બધું ગોઠવી જ મૂક્યું હોય.

'આપ કયા જાતા હૈ?' એવી હિંદી–ગુજરાતીની ખીચડી બનાવીને પૂછતો હું કાશીમાં ફરતો થયો. આખો દિવસ ફરું ને સાંજે ગમે ત્યાં પડી રહું. ન કોઇની સાથે બોલવું કે ન કોઇને કશું પૂછવું.

એમ ફરતો ફરતો 'કારમાઇકલ પુસ્તકાલય' પાસે પહોંચ્યો. થયું કે કંઈક વાંચું. બધાં હિંદી પત્રો. કંઈ મઝા ન પડી. થોડી વારે બહાર નીકળી પગથી પર ખડો થયો. સામે આંખ ગઈ. નવાઇ લાગી. ગુજરાતી અક્ષરોમાં લખેલું પાટિયું દેખાયું. જાણે કોઇ સ્નેહી સામે ઊભેલો દેખાયો! હેતના ઊભળકાથી પાટિયું વાંચ્યું. 'ગુજરાતી લાયબ્રેરી' એવું વાચતાં આનંદ થયો. પોતાનું આટલે દૂર કોણ?

દાદર ચડી ઉપર ગયો. લાંબા ઓરડામાં લાંબાં મેજ ગોઠવાઇને કોઈના આવવાની રાહ જોતાં પોતાની એકાકી દશાના શોકમાં ડૂબી ગયાં દેખાયાં. એક ડોસો ઓલવાતી હોકલીને તાજી કરવા ચલમમાં ફૂંક મારી રહ્યો હતો. ઓલાં ખાસો ઊઠ્યો હશે. એ અફેલાની સાથી હોકલી પણ ઊંધી ગઇ હશે. ધારણની રાખ ફૂંક મારીને ડોસાએ ઉડાડી, એ જ વખતે હું બારણામાં ઘુસ્યો અને મારા મોં પર એનો આછો પાઉડર છંટકાયો. ડોસો ખંખવાઇને બોલ્યો: 'બાબુજી માફ કરના, યે સસુરી બાર બાર ઠંડી હોઇ જાત હૈ!'

મને જોઈ બીચારાં મેજ જાણે કે રાજી થયાં. છાપાં ગુજરાતનાં. ભૂખ્યા વાઘની પેઠે શિકાર પર તૂટી પડ્યા. બધાં ફેરવીફેરવીને વાંચ્યાં.

ખાદીની ટોપી, ખાદીનો ઝભ્ભો ને ખાદીનું ધોતિયું, એવો એક યુવાન ત્યાં આવ્યો. મને જોયા ન જોયો ને એ વાંચવા બેઠો. પ્રથમ જ 'નવજીવન' લઈ વાંચવા લાગ્યો. કળવામાં કશી ચતુરાઇની આવશ્યકતા નહોતી કે એ દેશપ્રેમી જીવડો છે. વાંચી રહ્યા પછી એણે મારી સામે જોયું. મારા પોટલાને દીઠું. વળી મારા મોં સામે જોયું.

'ક્યાંથી આવ્યા છો?' તેણે પૂછ્યું

'ગુજરાતથી' મેં કહ્યું

'કંઈ કામધંધો હશે?'

'ના, ભણવા આવ્યો છું.'

'બ્રાહ્મણ છો?'

'હા.' મેં ઉત્તર દીધો.

'ક્યાં યે ઊતર્યા છો?'

'ના, અજાણ્યો છું; ક્યાં ઊતરું?'

ભણતર, ગામ ઇત્યાદિ વિષે વાતો થઇ. મારા બોલવા પરથી તેનામાં મમતા પ્રેરાઈ. 'હું ય વિદ્યાર્થી જ છું. આવો મારી સાથે' કહી તેણે સહકાર આપ્યો. તેણે એક બીજા વિદ્યાર્થીને ભલામણ કરી. તે મને 'સતુવા બાવાની ધર્મશાળા'માં લઈ ગયો. ત્યાં કેટલાક ગુજરાતી વિદ્યાર્થીઓ હતા. માધુકરી માગીને જમવાનું અને ત્યાં રહેવાનું ગોઠવાઈ ગયું.

પેલો જુવાન ફરી એ જ વાચનાલયમાં મળ્યો. વાતો કરતા

અમે સાથે ફરવા ગયા. આમ તેની સાથે પરિચય થયો.

સંસ્કૃત ભણતો વિદ્યાર્થી ગાંધીજી અને એમની પ્રવૃત્તિનો વિરોધી હોવો જોઇએ, કેમકે ગાંધીજી અસ્પૃશ્યતાની વાત લાવીને સનાતન ધર્મનો નાશ કરવા બેઠા છે એમ એ વર્ગ માનતો. એને બદલે આ વિદ્યાર્થી એમનો ચાહક હતો. ઉપરાંત અમારો સંબંધ એટલો વધ્યો કે તેણે મને પોતાની નાનકડી ઓરડીમાં સાથે રહેવા નોતર્યો. અમે સાથે રહેવા લાગ્યા.

એક રાતે કોઇ યુવાન તેને મળવા આવ્યો. એકાંતમાં જઇને બંનેએ વાતો કરી આગંતુક ચાલ્યો ગયો. મિત્રે આવીને કેડમાંથી રૂમાલમાં વીંટાળેલું કંઇક કાઢ્યું અને ગુપ્તરીતે તેને પેટીમાં મૂકી દીધું મને જિજ્ઞાસા થઈ. પૂછ્યું. મારો રાષ્ટ્રીય મનોભાવ તે સમજ્યો હતો. ધીમેથી તેણે વાત કાઢી.

'તમે માનો છો કે ગાંધીજીના સત્યાગ્રહથી દેશ સ્વાધીન બને?'

'મને એમના સિદ્ધાંતો માટે માન છે, પણ મારું મન તેમાં બેસતું નથી.'

'તો તમે દેશની સ્વાધીનતા માટે કંઈ કરવા ઇચ્છો ખરા?'

'હા, ક્રાંતિકારી પ્રવૃત્તિ મને ગમે છે. એમાં કંઈક કરું ખરો.'

તે ચૂપ થઈ ગયો. ગંભીર બની તે બોલ્યો: 'ક્રાંતિકારી દળમાં બહુ જ સંયમ પાળવો પડે છે.'

મેં કહ્યું: 'એ તો ખરું જ.'

'તમે તે પાળી શકશો?'

'હા.'

'તો વચન આપો; તો એક વાત કહું.'

'વચન છે'

'જોજો, સ્વપ્નમાં પણ કોઇને એ વાત ન થાય.'

'નહિ થાય'

તે ઊઠ્યો પેટીમાં સંતાડેલી પેલી વસ્તુ કાઢી. કપડું ઉખેળ્યું હું તો છક થઇ ગયો. મૂર્તિની પૂજા કરતાં સાક્ષાત્ ભગવાન આવી ઊભા રહે અને ભક્ત જે ભાવ અનુભવે તેવો અનુભવ્યો. ઓહો! હું ક્યાં પહોંચી ચૂક્યો, જ્યાં પહોંચવા હું જન્મભૂમિથી સાતસો માઇલ દૂર આવી ચડ્યો છું 'આ હતો તમંચો. મેં કુતૂહલથી—પ્રેમથી હાથમાં લઈ આમતેમ ફેરવ્યો—વારેવારે જોયો

મિત્રે તેને ખોલ્યો. ગોળીઓ ભરેલી તે બતાવી. હું તો મસ્ત બની ગયો. આનંદ આનંદ થઈ રહ્યો.

આ મિત્રનું નામ કાલિદાસ માધવજી ત્રિવેદી. સુરત જિલ્લાના એક ગામડાનો વાસી મોઢ બ્રાહ્મણ માતપિતાનો દેહાંત થએલો. ભાઈની છાયામાં ન ગમ્યું થોડો કાળ સુરતની પાઠશાળામાં ભણ્યો. વધારે અભ્યાસ માટે કાશી ગયો ૧૯૩૦ના મીઠા-સત્યાગ્રહમાં કાશીમાં પ્રથમ સત્યાગ્રહની ટુકડીમાં સૈનિક બન્યો. અહીંથી અમારો સદાનો વિયોગ થયો મારે માથે મોતનું બાચકું બંધાયું અજ્ઞાતવાસ સેવતો હું રખડવા લાગ્યો. ઘણી આકાંક્ષા રહી છતાં કાલિદાસ ફરી ન મળી શક્યો. તે કાશી છોડીને પેટલાદ ગએલો અને ત્યાંની પાઠશાળામાં રહેલો. એક દિવસે કાશી જઈ તેની ભાળ કાઢી; સમાચાર મળ્યા કે પેટલાદમાં તેનું મરણ થયું છે. હૈયું દબાઈ ગયું હજી એ તે સાંભરે છે ને શોકની એક રેખા કાળજામાં ચીરો પાડી જાય છે એનો સંબંધ એવો પ્રેમનો હતો જે અંતરની એકતા સાધી ગયો.

ક્રાંતિકારી જીવનની એક વિશેષતા છે. માતા-પિતા, કુટુંબ-સંસાર સુખ, વૈભવ બંધાંનો પ્રેમ એ છોડે છે એ બધો પ્રેમ બલિદાનની ભાવનાના સાથીઓમાં કેંદ્રિત થાય છે. ક્રાંતિકારીઓમાં પરસ્પર એવો પ્રેમ હોય છે કે સહોદરથી પણ વિશેષ, કેવળ દાંપત્યપ્રેમને જ એ પોતાની હરોળમાં ઊભવા દે.

કાલિદાસને એ આનંદ હતો કે મને માર્ગે પોતે ચીંધ્યો તો હું એનાથી આગળ દૂર નીકળી ગયો. મને એ શું આપી શકે એની જ એ ચિંતા રાખતો. કેટલીયે વાર પોતા પાસે હોય તે બધા પૈસા મને તે આપી દેતો. જાણવા ન દેતો કે પોતા પાસે કશું નથી રહ્યું.

તમંચો મારા હાથમાં મૂકનારના ક્રાંતિકાર હોવા વિષે મને શંકા શાને રહે? મેં આનંદના ઊભરા સાથે કહ્યું: 'કાલિદાસ, હું ક્રાંતિકારી દળમાં ભળવા માટે જ ઘેરથી અહીં આવ્યો છું હું વિનંતિ કરું છું કે મને એ કામમાં ભેળવો. મારી એ જ એક માત્ર ઇચ્છા છે'

કાલિદાસ કહે: 'એ વાત મારા હાથમાં નથી હું પણ એ દળમાં જોડાઈ શક્યો નથી. જે ભાઈ અહીં આવ્યા હતા તે દળમાં જોડાએલા છે તેમને હાથે હું ચડી ગયો. તેઓ મારી કસોટી લેઇ રહ્યા છે. હું પાકો જણાઈશ ત્યારે મને દળમાં લેશે; અને તે પણ કાચા દળમાં. એમાં કસોટી થઇ જાય તો દળના આગેવાનને મળી શકાય. ત્યાંસુધી તો મારે એ આવેલા ભાઇ સાથે જ સંપર્ક રહેશે. પણ હું તેમને તમારી વાત કહીશ.'

મેં કહ્યું: 'તેઓ હવે આવે તો મને મેળવજો.'

કાલિદાસ કહે: 'એ હું કહી ન શકું. તે એવું સ્વીકારે તો જ બને.'

અમે મોડે સુધી વાતો કરતા રહ્યા. કાલિદાસે ક્રાંતિકારી દળના વીરલાઓએ આપેલાં બલિદાનોની કથાઓ કહી.

'એવા કોઈ બંગાળી સાથે ઓળખાણ છે?' મેં પૂછ્યું.

'સાંભળ્યું છે કે કાશીમાં ઘણા છે. પણ હું કોઈને જાણતો નથી.'

હવે હું પેલા ભાઈ આવે અને મળે તેની રાહ જોવા લાગ્યો મનની કામના પૂરી થઇ લાગી. મારા આનંદનો પાર ન રહ્યો.

એક રાતે કાલિદાસ જરા મોડો આવ્યો. આવીને કશું બોલ્યા કે પૂછ્યા વિના પેટીમાંથી તમંચો કાઢ્યો.

મેં કહ્યું: 'પેલા આવ્યા છે?'

તેણે કહ્યું: 'હા, હું વાત કરીશ.'

મેં કહ્યું: 'હું મળવા આવું?'

તે કહે: 'ના; એમ ન થાય વાત કહું, પછી'

તમંચો લઈને કાલિદાસ ગયો. બેએક કલાક પછી પાછો આવ્યો.

'કેમ?' લગનથી મેં પૂછ્યું

'એ હમણાં મળશે નહિ; પણ તેમણે પ્રમાણ માગ્યું છે તે કરી બતાવવું પડશે.'

મેં પૂછ્યું: 'શું?'

કાલિદાસ કહે: 'એક પોલીસનો બાતમીદાર છે. તેને મારી નાખવાનો છે તે તમે કરી શકો તો કરી બતાવો'

મેં તરત કહ્યું: 'હા, કરું.'

તરત કાલિદાસ પાછો ગયો. છેક મોડી રાતે પાછો આવ્યો.

તેણે કહ્યું: 'તમારે તૈયાર રહેવાનું છે. તમંચો ચલાવી શકશો?'

મેં કહ્યું: 'ભાઈ, તમંચો તો પહેલવહેલો અહીં દીઠો જ ચલાવવાનું શીખું ત્યારે જ તો!'

બીજે દિવસે કાલિદાસ મને ગંગાકિનારે લઇ ગયો. હોડીમાં બેસીને અમે સામે પાર ગયા. જમરૂખી, બોરડી, આંબા એવાં ઝાડોની બગીચા જેવી વાડીઓમાં અમે પેઠા. નિર્જનતા જોઈ કાલિદાસે તમંચો કાઢ્યો.

મને કહે: 'તમે નિશાન પાડતાં શીખી જાઓ.'

મેં ગભરાટના ધીમા બોલે કહ્યું: 'પણ તમંચાનો ભડાકો તો દૂર દૂર સંભળાશે.'

'રોજિંદા જીવનમાં વિજ્ઞાન'ની લેખમાળાનો ૨૦મો હપતો

# સોનું અને રૂપું

**સોનું** 'ધાતુઓનો રાજા' કહેવાય છે. તેની પ્રક્રિયા-શીલતા એટલી ઓછી જ છે કે રસાયનમાં તે 'ઉમદા ધાતુ' તરીકે ઓળખાય છે.

સોનું છેક પ્રાચીન કાળથી જાણીતી ધાતુ છે. પ્રાચીન ગ્રંથોમાં પણ તેના ઉલ્લેખ મળી આવે છે. ખ્રિસ્તી ધર્મ-શાસ્ત્ર બાઇબલમાં સોનાને 'પ્રથમ ધાતુ' તરીકે વર્ણવવામાં આવ્યું છે. સંસારની મુખ્ય પંચ ધાતુઓમાં સોનાનો સમાવેશ થાય છે ઋગ્વેદમાં સોના (હિરણ્ય)નાં ઘરેણાંનું વર્ણન કરેલું છે. આ ઘરેણામાં કાનનાં એરિંગ, ગળામાં પહેરવાના ગેઠા, બંગડીઓ, પગનાં ઝાંઝર ઈત્યાદિ આભૂષણોનો ઉલ્લેખ છે. હિંદી સંસ્કૃતિના પ્રાચીનતમ અવ-શેષો ધરાવતા સિંધના મોહેં-જો-ડેરોમાંથી પણ આવા ઘરેણાં મળી આવ્યાં છે. ઈતિહાસના ઉગમકાળમાં પણ માણસે સોનાની શોધમાં ફાંફાં માર્યા છે, તેની પૂજા કરી છે, તેની પાછળ ખુવારી સહન કરી છે. હલકી ધાતુઓમાંથી સોનું પેદા કરવા અનેક કીમિયાગરોએ જિંદગી ફના કરી નાખી છે.

સોનું અત્યંત આકર્ષક ધાતુ છે તેનો ચમકતો પીળો રંગ વાતા-વરણના વાયુઓની અસરથી મુક્ત રહે છે. એટલે જ સોનાને 'સુવર્ણ' કહેવામાં આવે છે. કીમિયાગરો સોનાનો સંબંધ તેના રંગને લીધે સૂર્ય સાથે જોડતા. બીજી ધાતુઓના કરતાં એ ઘણા ઓછા પ્રમાણમાં મળી આવે છે, એટલે કિંમત આંકવાના આંતરરાષ્ટ્રીય માપ તરીકે તેને સ્વીકારવામાં આવેલું છે.

'ચળકે એટલું સોનું નહિ' એવી આપણામાં કહેવત છે આ કહે-વતને જો જરા એમ ફેરવીએ, કે 'જે ચળકે છે તે પણ બધું સાચું સુવર્ણ નથી,' તો એ કહેવત ખોટી નહિ ગણાય. કારણ કે સોનું પોતે તો ખૂબ મૃદુ ધાતુ છે. એટલે તેને બીજી ધાતુઓની સાથે મિશ્ર કરવામાં ન આવે ત્યાં સુધી તેને ઉપયોગમાં લઈ શકાય એટલું કઠણ તે થતું નથી. આથી વ્યવહારમાં શુદ્ધ સોનું ભાગ્યે જ વપરાય છે.

સોનાની વિશુદ્ધિ-'ફાઈનનેસ' હજારના હિસાબે ગણવામાં આવે છે. દાખલા તરીકે, ૮૦૦ 'ફાઈન' સોનું એટલે ૮ ભાગ સુવર્ણ અને ૨ ભાગ બીજી ધાતુઓ. સોનાની શુદ્ધિ દર્શાવવા એમ પણ કહેવાય છે કે સોનું અમુક 'વલ્લું' છે. તદ્દન પરિશુદ્ધ સોનું ૨૪ વલ્લું ગણાય છે. 'વલ્લા'ને માટે અંગ્રેજી શબ્દ કૅરેટ (carat) છે. ઝવેરાત માટે પણ એ જ કૅરેટ શબ્દ વપરાય છે, પણ ત્યાં એ કૅરેટ વજનનાં એકમ તરીકે ગણાય છે, એટલે

સોના અને ઝવેરાતના સંબંધમાં વપરાતો કૅરેટ શબ્દ એક જ અર્થમાં નથી. સોનાની બાબતમાં કૅરેટ 'ધાતુની ગુણવત્તા' દર્શાવે છે, ઝવેરાતની બાબતમાં તેનું 'વજન' સૂચવે છે.

સોનાનો મુખ્ય સાંપ્રદાયિક વાપર ચલણી સિક્કાની બનાવટમાં થાય છે. આજે દુનિયાના અરધા ઉપરાંતનો સોનાનો જથ્થો અમેરિકા પાસે છે. સોનાના ચલણ માટે હવે બે મત છે. કેટલાક એમ માને છે કે ભવિષ્યના આંતરરાષ્ટ્રીય અર્થકારણમાં સોનાનું હવે પ્રધાન સ્થાન નહિ હોય.

સોનાનો બીજો મોટો ઉપયોગ ઘરેણાં ઘાટની બનાવટમાં, ઝવેરાતની શોભા અને શ્રીમંતોનાં સમૃદ્ધિદર્શક સાધનોમાં થાય છે. આ કામ માટે સોનાને બીજી ધાતુઓ સાથે મેળવીને સખત બનાવવામાં આવે છે. રૂપું મેળવવાથી સોનાનો પીળો રંગ ઓછો થાય છે ૧૨ ટકા પેલેડિયમ કે ૨૫ ટકા પ્લૅટિનમ કે ૧૫ ટકા નિકલ મેળવવાથી 'સફેદ સુવર્ણ' બને છે. સસ્તા ઝવેરાતમાં વપરાતું 'સોનું' એ સોનું નથી હોતું, પણ 'ડચ મેટલ' તરીકે ઓળખાતી ત્રાંબા અને જસતની મિશ્ર ધાતુ હોય છે.

સોનું એટલી નરમ અને છતાં ચિકાશવાળી ધાતુ છે કે તેને ટીપીટીપીને તેનો અત્યંત બારીક વરખ બનાવવામાં આવે છે. જે વરખનાં પાનાં એક ઇંચના એક હજારમા ભાગ જેટલાં પાતળાં બનાવી શકાય છે. સોનાનો એ વરખ અર્ધપારદર્શક હોય છે. તેને પ્રકાશમાં ધરી રાખવાથી તેમાંથી લીલો પ્રકાશ નીકળે છે.

એ જ રીતે એક ઔંસ (અઢી તોલા) સોનામાંથી ૫૦ માઇલ લાંબો થાય એટલો બારીક તાર ખેંચી શકાય એટલી તાન્તવતા (ductility) તે ધરાવે છે. આ ઉપરાંત હલકી ધાતુઓને શોભાવવા માટે તેના ઉપર સોનાનો ગિલ્ટ (રસમૂ-ઢોળ) ચડાવવામાં આવે છે, તથા દાંતમાં ભરવામાં, ફાઉન્ટન પેનની ટાંકો બનાવવામાં, ફોટોગ્રાફીમાં અને બીજા અનેક ગૌણ ઉપયોગમાં સોનું આવે છે.

કુદરતમાંથી મળી આવતું સોનું ભાગ્યે જ શુદ્ધ હોય છે. તેમાં રૂપું અને અન્ય ધાતુઓ ન્યૂન અંશમાં પણ મળેલી હોય છે. આવું સોનું 'દેશી સોના' તરીકે ઓળખાય છે. ત્રાંબું, સીસું અને જસતના ખનીજોમાંથી પણ, એ ધાતુઓ કાઢી લીધા પછી રહેલા કચરામાં, અલ્પ પ્રમાણમાં સોનું હોય છે. આ સોનું કાઢવા માટે જુદી જુદી ક્રિયાઓ કરવામાં આવે

દુનિયાના જે જે દેશોમાંથી સોનું ને રૂપું નીકળે છે તેનાં સ્થાન દર્શાવતો નકશો

સોનું
રૂપું

સોનું
૧૯૩૪-૩૮માં
દુનિયાની વાર્ષિક પેદાશ
૩૨૫,૦૦,૦૦૦ ઔંસ

રૂપું
૧૯૩૪-૩૮માં
દુનિયાની વાર્ષિક પેદાશ
૨૭૧૬,૦૦,૦૦૦ ઔંસ

જગતમાં દેશોવાર સોના અને રૂપાની વાર્ષિક પેદાશ દર્શાવતો આલેખ

છે. છતાં, એ પ્રમાણે કાઢેલું સોનું મોંઘું પડતું નથી. જળકૃત ખડકોમાંથી સોનું સારા પ્રમાણમાં મળી આવે છે. થોડાં વર્ષો પૂર્વે તો દુનિયાની સોનાની માગણી આ ખડકો પૂરી પાડતા.

અખંડ ગઠ્ઠા કે લગડી રૂપે સોનું તો અમુક જગ્યાઓથી જ નીકળે છે ૧૮૬૯માં ઑસ્ટ્રેલિયામાંથી ૨૨૬૯ ઔંસ વજનનો એક ગઠ્ઠો—લગડી મળી આવી હતી આજે સૌથી વિશેષ સોનાનું ઉત્પાદન દક્ષિણ આફ્રિકા કરે છે. ઈ. ૧૯૩૪–૧૯૩૯ના ગાળામાં દુનિયાના સોનાનું સરેરાશ વાર્ષિક ઉત્પાદન ૩૨૫ લાખ ઔંસ હતું

હિંદમાં મ્હૈસુર રાજ્યમાં કોલારની સોનાની ખાણો સુપ્રસિદ્ધ છે ત્યાં ચકમકની સાથે સોનું તેની ભૂકી રૂપે ભળેલું નીકળે છે. આ સુવર્ણમય ચકમક પૃથ્વીના પેટાળમાં છેક ૮ હજાર ફૂટ નીચેથી કાઢવામાં આવે છે. સોનાના આવા ખનીજમાં સોનું તેની સ્વતંત્ર સ્થિતિમાં નિર્ભેળ જ હોય છે, એટલે એ ખનીજમાંથી સોનું કાઢવાની રીત સહેલી છે. સોનું વજનમાં ભારે હોવાથી એ સુવર્ણમય ચકમકનો ખાંડેલો ભૂકો પાણીના પ્રવાહમાં ધોવામાં આવે છે, એટલે માટી ઇત્યાદિ પ્રવાહમાં ચાલ્યાં જાય છે અને સોનું નીચે પડી રહે છે આ ક્રિયા દરમિયાન તેમાં પારો નાખવામાં આવે છે એટલે સોનાનું પારા સાથે પારદમિશ્રણ થાય છે તેને ભેગું કરી શુદ્ધ કરવામાં આવે છે. ધોવાણમાં જરા જેટલું સોનું પણ છટકી જવા દેવામાં આવતું નથી. સોનાવાળા કચરાના એ પાણીને પોટાશિયમ સાયેનાઇડ નામના રસાયન સાથે મેળવવાથી તેમાં રહેલા સોનાનો સાયેનાઇડ સાથે સંયુક્ત પદાર્થ બને છે, જેમાંથી પછી જસત વડે સોનું છુટું પાડી લઇને શુદ્ધ કરવામાં આવે છે.

## રૂપું

સોનું ધાતુઓનો 'રાજા' છે: તો રૂપું–ચાંદી ધાતુઓની 'રાણી' છે ઈ. સ. પૂર્વે ચાર હજાર વર્ષ પહેલાં બનાવેલાં રૂપાનાં ઘરેણાં ખાલ્દિયાની શાહી કબરોમાંથી મળી આવ્યાં છે. ઘરેણાં અને ઘાટ માટે રૂપું સોનાથી બીજે નંબરે ઉપયોગમાં આવે છે. કેટલાક દેશોમાં તો રૂપું સોના કરતાં પણ કીમતી લેખાય છે.

રૂપું રંગે સફેદ હોય છે. રંગના આ એક અપવાદ સિવાય બીજી બધી રીતે રૂપું સોનાની સાથે મળતું આવે છે. બંને ધાતુઓના ગુણધર્મો લગભગ સરખા છે. રૂપાનો મોટો દુશ્મન ગંધકિત વાયુઓ છે. આ વાયુવાળા વાતાવરણમાં રૂપાની ચીજો કાળી પડી જાય છે. કીમિયાગરો સોનાને જેમ સૂર્યની સાથે જોડતા તેમ રૂપાને ચંદ્રની સાથે જોડતા કારણકે ચાંદની અને રૂપાનો રંગ સામ્ય ધરાવે છે.

કુદરતમાં રૂપું સ્વતંત્ર ધાતુ રૂપે તેમજ બીજી ધાતુઓની સાથે સંયુક્ત સ્થિતિમાં મળી આવે છે રૂપા અને સોનાની મિશ્ર ધાતુ—ઈલેક્ટ્રમમાંથી રૂપું કાઢવામાં આવે છે. દક્ષિણ આફ્રિકાની સોનાની ખાણોમાંથી નીકળતા સોનામાં આશરે ૧૦ ટકા રૂપું હોય છે.

પરંતુ દુનિયાનું અરધા ઉપરનું રૂપું રૂપાની ખાણોમાંથી નથી નીકળતું પણ સીસા, જસત અને ત્રાંબાના ખનીજોમાંથી એ ધાતુઓ કાઢી લીધા પછી રહેલા કચરામાંથી તે શોધવામાં આવે છે. તેમાં રૂપું જૂજ પ્રમાણમાં હોય છે, છતાં રૂપાની કિંમતને લીધે તે કાઢવું પરવડે છે. એવો અડસટ્ટો કરવામાં આવ્યો છે કે આ રીતે કાઢેલું રૂપું ખાણમાંથી કાઢવામાં આવતા રૂપા કરતાં વધી જાય છે.

રૂપાની કિંમત બીજી ધાતુઓની પેદાશ પર આધાર રાખે છે. જો સીસું, જસત અને ત્રાંબાની માગણી ખૂબ રહે તો રૂપાનું ઉત્પાદન વધે અને અર્થશાસ્ત્રના નિયમ અનુસાર તેની કિંમત ઘટે. રૂપું મુખ્યત્વે સિક્કાની બનાવટમાં વપરાય છે. દુનિયામાં પેદા થતા રૂપાનો ચોથો ભાગ કળા-કારીગરી ને ઉદ્યોગોમાં વપરાય છે. રૂપાનો પણ ગીલેટ (રસણ) કરી શકાય છે અને રૂપાનો વરખ તો સોનાના વરખ કરતાં પણ વધારે પાતળો બનાવી શકાય છે. સોનાની માફક રૂપામાંથી પણ ઘાટ–ઘરેણાં બનાવાય છે. દુનિયાભરમાં મેક્સિકો સૌથી વધુ રૂપું પેદા કરે છે. તે પછી અમેરિકાનો નંબર આવે છે. હિંદુસ્તાનમાં ક્યાં યે રૂપું નીકળતું નથી. બ્રહ્મદેશમાં તેની ખાણો છે.

પણ રૂપાનો ખરેખરો મહત્તાપૂર્ણ ઉપયોગ ફોટોગ્રાફીમાં થાય છે; અને સીનેમા–ઉદ્યોગની ખીલવણી પછી તો આ ઉપયોગમાં અત્યંત વૃદ્ધિ થઇ છે. સીનેમા અને ફોટોગ્રાફીમાં વપરાતી ફિલ્મો, પ્લેટો અને છાપવાના કાગળોમાં સિલ્વર હેલાઈડ અનિવાર્યપણે વપરાય જ છે, કેમકે રૂપાના આ ક્ષારો પર પ્રકાશની અસર જલદી થાય છે. અને આજે સીનેમા અને ફોટોગ્રાફીનો જે ગંજાવર ઉપયોગ થઇ રહ્યો છે એ જોતાં દુનિયામાં તેનો ઉપયોગ ઘણો આગળ આવે. અમેરિકામાં તો સરકારી ટ્રેઝરી ખાતા પછી વધુમાં વધુ રૂપું વાપરનાર કોડાકની ફિલ્મો ઉત્પન્ન કરનાર લેબોરેટરી છે.

રૂપાના વિધવિધ ક્ષારો દવાઓ તરીકે પણ વપરાય છે,—ખાસ કરીને રૂપાનો નાઇટ્રેટ. એક કરોડ ભાગ પાણીમાં માત્ર એક જ ભાગ રૂપું હોય તો પણ પાણીમાં રહેલાં બધાં જંતુઓ નાશ પામે છે એવો દાવો કરવામાં આવ્યો છે. સુખી હિંદુઓમાં રૂપાનાં વાસણ વડે પાણી પીવાનો જે રિવાજ છે તેમાં ઉપરનો મુદ્દો રહેલો હોય એમ લાગે છે રેફ્રિજરેટર, વિમાનો વગેરેની બાંધણીમાં રૂપાનું જ રેણ વપરાય છે. દાંત ભરવામાં પણ રૂપું કામ લાગે છે. કાચમાંથી દર્પણ બનાવવા માટે એક બાજુ રૂપાનો જ પટ લગાડવામાં આવે છે. પીળો કાચ બનાવવા માટે રૂપાનો ઑક્સાઇડ વપરાય છે, અને રૂપું સરસ વિદ્યુતવાહક હોવાથી વીજળીનાં સાધનોની બનાવટમાં પણ તેનો ખૂબ ઉપયોગ થાય છે.

## બહારવટાને પંથે

[અનુસંધાન પૃ. ૩૬૬ ઉપરથી]

કાલિદાસ કહે: 'આ તો હવાઈ તમંચો છે. તેમાં ગોળીને બદલે આ ફૂલ મૂકવાનું.'

એમ કહી તેણે ડાબલીમાંથી અણીદાર પિન અને ઉપર લાલ સુતરનું ફૂમતું એવાં ફૂલ કાઢ્યાં. તમંચો હવાઇ? મને નવાઇ લાગી. દેખાવે તો સાચો તમંચો જ લાગે. ત્યાં એક એક ઠેકાણે નિશાન લેવાનો અને ધારી જગ્યાએ ગોળી ફેંક મારવી તેનો અભ્યાસ કર્યો.

આમ પંદરેક દિવસ ચાલ્યું. તમંચો મને હાથ બેસી ગયો. ભાગ્યે જ નિશાન ચૂકું એટલી દક્ષતા આવી ગઇ. નિશાન તાકવામાં થોડી બુદ્ધિ વાપરવી પડે છે. કેવળ તેના નિયમ સમજીને તે પ્રમાણે કરવાથી જ નિશાન બેસતું નથી. તે હું બરાબર સમજી ગયો.

કાલિદાસ કહે: 'આટલું જલદી તમે આ શીખ્યા એ સરસ ગણાય. હવે સાચી ગોળી ચલાવવાનો અભ્યાસ કરવો પડશે. તેમાં આટલી કુશળતા આવ્યા બાદ તમારે મોટી કસોટી માટે તૈયાર થવું પડશે.'

'આ તમંચો સાધ્યા પછી સાચો તમંચો ચલાવી ન શકાય?'

'ના; એમાં એટલો ફેર છે કે સાચી ગોળી છૂટે ત્યારે આંચકો આપે છે. ત્યારે હાથ પર કાબૂ ન હોય તો નિશાન ખાલી જાય.'

સાચી ગોળી ચલાવતાં શીખી જઇ પેલા બાતમીદારને વીંધી નાખવાની હું આતુરતાથી રાહ જોવા લાગ્યો. (ચાલુ)

## તાત્યા ટોપે

(પૃ. ૩૪૯થી ચાલુ)

તાત્યાએ પહેલાં ભરતપુર તરફ નજર દોડાવી. પણ ત્યાં અંગ્રેજ સૈન્ય પહોંચી જવાથી તે જયપુર તરફ ફર્યો. પરંતુ એ યોજનાનીયે અંગ્રેજોને ગંધ આવતાં તેમણે મોટું સૈન્ય જયપુર તરફ રવાના કર્યું. આથી તાત્યા દક્ષિણ દિશા તરફ ધર્યો. પાછળ પડેલા કર્નલ હોમ્સની સરદારી હેઠળના મોટા સૈન્યને ભુલાવામાં નાખી દઈ તે ટોંક પહોંચ્યો. ટોંકના નવાબે તો દરવાજા બંધ કરી દઈ પોતાના સૈન્યને તાત્યા સામે જ લડવા મોકલ્યું. પણ તાત્યાને જોતાં જ સૈન્ય ભારતના તે તારણહારને મળી ગયું અને બધી તોપો તાત્યાને સોંપી દીધી. આ નવા સૈન્ય તથા સાધનસામગ્રી સાથે તાત્યા દક્ષિણમાં ઇન્દ્રગઢ સુધી પહોંચ્યો. પણ અંગ્રેજ સેનાએ તેને ઘેરવાનો પ્રયત્ન કરતાં તે બુંદી તરફ વળ્યો ને ભીલવાડા આગળ પડાવ નાખ્યો! ત્યાં અંગ્રેજ સેનાપતિ રૉબર્ટસ સાથે યુદ્ધ થયું. આખો દિવસ રૉબર્ટસને રોકી રાખીને રાતના પોતાની બધી તોપો સાથે તે કોટારા તરફ નીકળી ગયો. પણ સૈન્યે હવે આગળ વધવાની ના પાડવાથી ત્યાં તાત્યાને ન છૂટકે ફરી યુદ્ધ આપવું પડ્યું. તેમાં તાત્યાના સૈન્યને તોપો છોડી દઈ પીછેહઠ કરવી પડી. તાત્યા પાસે સાધનસામગ્રીની ફરી તંગી પડી અને દુશ્મન તો તેની પાછળ પડેલો જ હતો. એવા કસોટીના કાળમાં તાત્યાએ પોતાના સૈન્યને સીધા ચંબલ નદી તરફ કૂચ કરવાનો હુકમ કર્યો. પાછળ દુશ્મનની વિશાળ સેના હતી, બાજુ પર મોટું-શત્રુ સૈન્ય હતું અને સામે પણ અંગ્રેજ સેનાપતિ મોટા લશ્કર સાથે તાત્યાને ભિડાવવા ઊભો હતો. પણ એ ત્રણેને હાથતાળી દઈ અંગ્રેજોના દેખતાં જ તાત્યા ચંબલ નદી પાર કરી ગયો!

આમ, તેના ને અંગ્રેજોના સૈન્ય વચ્ચે ચંબલ નદી તો આવી પણ સાધનસામગ્રીનું શું? વળી નર્મદા પાર કરવાની યોજના હજી બાકી હતી. પણ પહાડ સરખી આપત્તિથી જે ગભરાય તો તે તાત્યા શાનો? તે ત્યાંથી ઝાલરાપાટણ પહોંચ્યો અને ત્યાંના રાજાને પોતાને મદદ કરવાની વિનંતિ કરી. પણ મદદ કરવાને બદલે તેણે પોતાના લશ્કર સાથે યુદ્ધ કરવા આવ્યો. પરંતુ જેવો તેના સૈન્યે તાત્યા ટોપેને જોયો કે તરત જ તે તેને પોતાના તારણહાર તરીકે સલામો કરવા લાગ્યું. એક પણ તોપ કે પૈસા વગર તાત્યા ત્યાં આવેલો અને બત્રીસ તોપો તથા ૧૫ લાખ રૂપિયા ત્યાંથી તેણે મેળવ્યા. તે પૈસા તેણે સૈનિકોમાં ચડેલા પગાર પેટે વહેંચી નાખ્યા. ત્યાંથી તાત્યાએ ઇંદોર પર ચડાઈ કરવાનું નક્કી કર્યું કેમકે ઇંદોર દરબારમાં તાત્યાના ઘણા મિત્રો હતા ને તે તાત્યાને ત્યાં આવવા વારંવાર આમંત્રણ આપતા હતા. ત્યાંથી તાત્યા માળવામાં થઈ રાજગઢ આગળ આવી પહોંચ્યો.

તાત્યાને સપડાવવા છ છ અંગ્રેજ સેનાપતિઓ (હોમ્સ, પાર્ક, મિચેલ, હોપ, લૉકહાર્ટ ને રૉબર્ટસ) મોટાં સૈન્ય સાથે ધમાપછાડા કરી રહ્યા હતા. તાત્યા ઇંદોર તરફ ઊપડ્યો છે એ ખબર સાંભળતાં જ તે બધા મૂંઝવણમાં પડી ગયા. એક મહુથી ઊપડ્યો, બીજો નાલપાંરા દોડ્યો ને ત્રીજો રાજગઢ જવું કે નહિ તેની વિમાસણમાં પડી ગયો. જનરલ મિચેલ તાત્યાની પાછળ પડ્યો. યુદ્ધ થયું. થાકીને લોથ થએલું તાત્યાનું લશ્કર તોપો છોડી દઈ વ્યવસ્થિત પીછેહઠ કરી ગયું. ત્યાંથી બેટવા નદીનું જંગલ વીંધી તાત્યા સિરંજ પહોંચ્યો અને ત્યાંથી ૪ તોપો મેળવી. તાત્યાની એક જ ધૂન હતી: નર્મદા પાર કરવાની. પણ તેના માર્ગમાં હજારો અંગ્રેજ તોપો તેને રોકવા ઊભી હતી એ ધ્યેય પાર પાડવા માટેની તાત્યા ટોપેની આ અદ્‌ભુત કૂચો વિષે એક અંગ્રેજનો જ અહેવાલ સાંભળીએ:

'ત્યાર પછી દસ માસ સુધી તાત્યા ટોપેની છટકી જવાની અદ્‌ભુત માલિકા શરૂ થઈ. તેના વડે તેણે આપણા વિજયોને પણ નિષ્ફળ બનાવી દીધા. આ કારણે આપણા કોઈ પણ મોટા અંગ્રેજ કે હિંદી સેનાપતિ કરતાં તાત્યા ટોપેનું નામ યુરોપભરમાં મશહૂર બની ગયું તાત્યાનું કામ કંઈ સહેલું કે સરળ પણ નહોતું. નિરાશ થએલા પોતાના સૈન્યને એક સૂત્રમાં બાંધી રાખવાનું હતું; પોતાની અવ્યવસ્થિત સેનાને એવી તો અસાધારણ ગતિથી ચલાવવાની હતી કે જેથી માત્ર પાછળ પડેલી જ દુશ્મન સેના નહિ પણ બરાબર કાટખૂણે ઊતરી આવતી શત્રુ સેનાને પણ હાથતાળી દઈ શકાય. આ રીતે વીજળિક ઝડપે પોતાના બેશિસ્ત સૈનિકોને આમથી તેમ ફેરવવાની સાથે તેને ટચનબંધ શહેરો જીતી લેવાનાં હતાં, નવીનવી સાધનસામગ્રી મેળવવાની હતી, તોપો ભેગી કરવાની હતી અને સૌથી વધુ તો સૈનિકોની નવી મરજિયાત ભરતી કરવાની હતી, કે જેમને માટે રોજના ૬૦ માઈલની અવિરત રાક્ષસી ઝડપે પ્રવાસ કરવાનું જ એકમાત્ર આકર્ષણ હતું! અને આ બધું તેણે જે અલ્પ સાધનોની મદદથી કરી બતાવ્યું હતું તે તાત્યા ટોપેની યોગ્યતા કેવા શ્રેષ્ઠ પ્રકારની હતી તે બતાવી આપે છે. . . . . . શરૂમાં તો અંગ્રેજ સૈન્ય બહુ ધીમે ધીમે કૂચ કરતું આખરે તેને પણ ઝડપથી કૂચ કરતાં શીખવું પડ્યું. અને છતાં પણ, આખરે છેલ્લે છેલ્લે જ્યારે બ્રિગેડિયર પાર્ક તથા કર્નલ નેપિયરની ગતિ બહુ તેજીલી થઈ ત્યારે પણ તાત્યા ટોપેની ગતિ કરતા તો તે માત્ર અરધી જ હતી! તાત્યા છટકતો જ રહ્યો. આમ, કો'ક વખત ૨૦૦૦ હતાશ થએલા સિપાહીઓ સાથે તો કોઈક વાર ૧૫ હજારના સૈન્ય સાથે તાત્યા આખો ઉનાળો, ચોમાસું અને શિયાળો અને ફરી આખો ઉનાળો વિદ્યુતઝડપે કૂચ કરતો જ રહ્યો.'

તાત્યાની શક્તિ પુરવાર કરવા માટે આટલો ફકરો જ બસ છે.

તાત્યાનું ધ્યેય હતું નર્મદા પાર કરી દક્ખણમાં વિપ્લવ જગાડવાનું. પોતાનું તે ધ્યેય ગમે તે ભોગે પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો. તે માટે તેણે કુશળ વ્યૂહરચના ગોઠવી. પોતાની સેનાના તેણે બે ભાગ પાડી નાખ્યા. એક ભાગ રાવસાહેબને સોંપ્યો અને બીજો પોતાની સાથે લીધો અને બંને દક્ષિણ તરફ ઊપડ્યા. ઝડપથી પ્રવાસ કરતા તેઓ લલિતપુર આગળ ભેગા મળ્યા. દુશ્મને તેમને ત્યાં બરાબર ઘેર્યા: દક્ષિણ દિશામાં અંગ્રેજ સેનાપતિ મિચેલ, પૂર્વમાં કર્નલ લિડેલ, ઉત્તરમાં કર્નલ મીડ, પશ્ચિમમાં કર્નલ પાર્ક અને અને ચંબલ તરફ રૉબર્ટસ—એમ ચોદિશ શત્રુદળ ઊભું હતું અને હર પળે પોતાનું વર્તુલ સાંકડું કરીને તાત્યા તરફ ધસ્યે જતું હતું. પણ સિંહને પાંજરામાં પૂરવો સહેલ નથી. તાત્યા ત્યાંથી કાજુરી પહોંચ્યો અને ત્યાં ઊભેલા અંગ્રેજ સૈન્યને ભૂલ થાપ દઈ જંગલમાં પ્રવેશ કર્યો.

હવે અંગ્રેજ-સૈન્યને ખોટે રસ્તે દોરવા તેણે એક યુક્તિ કરી. તેણે ફરીથી ઉત્તર તરફ કૂચ કરવા માંડી. આથી અંગ્રેજોએ ધાર્યું કે પોતાના મજબૂત વ્યૂહને કારણે તાત્યાએ નર્મદા પાર કરવાનો વિચાર છોડી દીધો છે. પણ નાસનો ચિત્તો જેમ ઓચિંતો પાછો ફરીને હુમલો કરે તેમ તાત્યા ટોપે એકાએક વિદ્યુતઝડપે પાછો ફર્યો, બેટવા નદી ઓળંગી, કાજુરી તથા રાજગઢ આગળ અંગ્રેજો સાથે ઝપાઝપી કરી અને તીરની માફક દક્ષિણ દિશા તરફ ઊપડ્યો. એટલી ઝડપથી, કુનેહથી ને બહાદુરીથી તેણે આ કર્યું કે તેથી અંગ્રેજો તો મૂંઝવાડામાં જ પડી ગયા અને તેને નર્મદા ઓળંગતો અટકાવવા દશે દિશામાં દોડાદોડ કરવા લાગ્યા! પણ એ વીર સેનાનાયક તો અજબ હિંમત તથા કૌશલ્યથી અંગ્રેજ સેનાઓને ભુલાવામાં નાખી દઈ વીજળીની માફક-પર્વતો તથા નદી-નાળાં ઓળંગતો દક્ષિણ તરફ ધસતો જ રહ્યો. જમણી બાજુથી જનરલ પાર્ક તેની પર ધસ્યો, મિચેલ તેની પાછળ પડ્યો અને બીચર તો સામે જ તૈયાર મોઢે ઊભો હતો. છતાં દક્ષિણ

તરફની તાત્યાની કૂચ ચાલુ જ હતી.

અને સત્તાવનના સંગ્રામનો એ અદ્વિતીય નેતા નર્મદાને કાંઠે પહોંચી પણ ગયો, ને જોતજોતામાં સૌને હાથતાળી દઈ બધાંને મોંમાં આંગળાં ઘલાવતો નર્મદા પાર પણ કરી ગયો! કસાયેલા અનેક અંગ્રેજ સેનાપતિઓ પાછળ હાથ ઘસતા રહી ગયા. આ વાતની જ્યારે ખબર પડી ત્યારે માત્ર હિંદના અને ઇંગ્લંડના લોકો જ નહિ પણ યુરોપના યુદ્ધશાસ્ત્રીઓ તથા ખુદ તાત્યાના શત્રુઓ પણ બોલી ઊઠ્યા, 'શાબાશ તાત્યા! શાબાશ!' સુરત અંગ્રેજ ઈતિહાસકાર માલેસને પણ કબૂલ્યું કે 'જે ચીવટ તથા કૌશલથી આ યોજના પાર પાડવામાં આવી તેની પ્રશંસા કર્યા વગર રહેવાતું નથી.'

આમ, મહારાષ્ટ્રના એ વનરાજે અંતે ખુદ મહારાષ્ટ્રની ધરતી પર પગ મૂકેલો જોઈ હૈદ્રાબાદનો નિઝામ, મદ્રાસનો લૉર્ડ હેરિસ, મુંબાઈનો લૉર્ડ એલ્ફિન્સ્ટન ને ઠેઠ કલકત્તાનો લૉર્ડ કૅનિંગ પણ ફફડી ઊઠ્યા. પેશ્વાનો આ પ્રતિનિધિ જો શિવાજીના મહારાષ્ટ્રને ફરી સળગાવી મૂકે તો અંગ્રેજોની ઉત્તર હિંદની સર્વ મહેનત ધૂળ મળી જાય તેમ હતું.

પણ કિસ્મત તાત્યાની તરફેણમાં નહોતું. એક વરસ પહેલાં જો તાત્યા મહારાષ્ટ્રમાં આવ્યો હોત તો બાજી જુદી જ હોત; પણ હવે તો બધી આગ ઠરી ગઈ હતી. ભયંકર રક્તપાત તથા વેરવૃત્તિ મારેની અંગ્રેજોની પાશવી લીલા જોઈ લોકો ડઘાઈ ગયા હતા. આથી તાત્યાને જોઈતી મદદ તથા સહકાર દક્ષિણમાંથી ન મળ્યાં. છતાં પણ તાત્યા નિરાશ થયો નહિ. તે થોડો વખત નાગપુર રહ્યો અને ભવિષ્યની યોજના વિચારવા લાગ્યો.

---

## ૩૦૦ મો અંક આવે છે

**આ અંકના પહેલા પાના સામેની જાહેરાત વાંચો**

---

તેણે હવે વડોદરા તરફ વળવાનો વિચાર કર્યો, કારણ કે વડોદરા નરેશના દરબારમાંનાં ઘણાં માણસો તથા આખી સેના તાત્યાનાં પક્ષનાં હતાં ને તાત્યા ત્યાં પહોંચે એટલી જ વાર હતી. પણ તે માટે ફરી પાછું નર્મદા ઓળંગવાનું મહાભારત કાર્ય કરવાનું હતું. હવે તો અંગ્રેજોએ નર્મદાની બંને બાજુ એવી રીતે સેના ગોઠવી હતી કે ચકલું પણ તેમની જાણ વગર નર્મદા ઓળંગી શકે નહિ. પણ આ તો તાત્યા! પ્રાણ જાય પણ પ્રયત્ન ન છોડે એવી માટીનો એ ઘડાએલો હતો. બીજાનું નિરધાર કરીને એ નર્મદા ઓળંગવા ઊપડ્યો અને નર્મદા નદીને કાંઠે એક કારગુન નામના ગામડા પાસે આવ્યો. ત્યાં મેજર સન્ડરલૅન્ડ પહેરો ભરી જ રહ્યો હતો. બંને વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું. જંગ પૂર જોસમાં મચ્યો કે અચાનક તાત્યાએ સૈનિકોને હુકમ કર્યો, 'તોપો છોડી દઈ નર્મદામાં કૂદી પડો.' પલકમાં તાત્યાની આખી સેના નર્મદામાં કૂદી પડી અને બીજી જ ક્ષણે સામે કાંઠે જઈ પહોંચી! અંગ્રેજ સેનાપતિ પહેલાં તો સમજી જ શક્યો નહિ કે આ શું બન્યું! અને જ્યારે વસ્તુસ્થિતિની તેને ખબર પડી ત્યારે નિરાશામાં તે હાથ ઘસવા લાગ્યો! યુદ્ધકૌશલના ઇતિહાસમાં તાત્યા તથા તેના સૈનિકોનું આ પરાક્રમ અદ્વિતીય ગણાય છે.

તાત્યા હવે સીધો વડોદરા તરફ ઊપડ્યો. ઉત્તરની બધી અંગ્રેજ સેનાઓ ગીધની માફક તાત્યાની પાછળ પડી અને તેને પકડવા જુદાજુદા પેંતરા ગોઠવવા લાગી. પણ તાત્યાની અજબ ગિલચરપને કોણ પહોંચી શકે? બધાને હાથતાળી દઈ તાત્યા વડોદરા તરફ ધસતો જ રહ્યો અને વચ્ચે રાજપુરના રાજા પાસેથી જોઈતી સામગ્રી મેળવીને તે વડોદરાથી માત્ર ૫૦ માઈલ દૂર છોટાઉદેપુરમાં પહોંચી ગયો!

પણ એવામાં અંગ્રેજ સેનાપતિ પાર્ક એક મોટી સેના લઈ છોટાઉદેપુર આવી પહોંચવાથી તાત્યાને પોતાનો વિચાર છોડી દઈ ઉત્તર તરફ વાંસવાડાના જંગલમાં ચાલ્યા જવાની ફરજ પડી.

એવામાં બાંદાના નવાબે રાણી વિક્ટોરિયાના ઢંઢેરા અનુસાર હથિયારો હેઠાં મૂકી દીધાં અને અંગ્રેજોને શરણે ચાલ્યો ગયો. આમ પોતાનો એક સાથી ઓછો થવા છતાં પણ તાત્યા ટોપે તથા રાવસાહેબ આખર સુધી લડી નાખવાના પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા.

પણ તાત્યાને હવે અંગ્રેજોએ બરાબર ઘેર્યો હતો. દક્ષિણ તરફ નર્મદા, પશ્ચિમ તરફ મોટા સૈન્ય સાથે રૉબર્ટ્સ અને ઉત્તર તથા પૂર્વમાં અનુલ્લંઘનીય સીધા પર્વતો. આવી વિકટ પરિસ્થિતિમાં પણ તેમની આશ્ચર્યકારક સ્વસ્થતા માટે એક અંગ્રેજ લખે છે, 'આવા ભયંકર સંકટના વખતમાં પણ તે બે જણા પહેલાંની માફક જ શાંત સ્વસ્થ, પરાક્રમી તથા ઉપાય શોધવામાં ચાલાક રહ્યા હતા.' અને કપરું સાહસ કરીને તાત્યા જંગલોની બહાર આવી, પાસેના ઠિકેદાર પાસેથી સાધનસામગ્રી મેળવી ઉદેપુર તરફ ઊપડ્યાં. તરત જ અનેક અંગ્રેજ લશ્કરો તાત્યા પર તૂટી પડ્યાં. આથી તાત્યાને ફરી જંગલમાં પ્રવેશ કરવો પડ્યો. આમ ભારતના તે સિંહને અંગ્રેજો બરાબર ઘેરીને ઘેરાનો ફાંસ વધુ ને વધુ દઢ કરતા જતા હતા. તાત્યાએ પરિસ્થિતિનો ફરી સ્વસ્થતાથી વિચાર કર્યો. ગુપ્તચરોની તેની વ્યવસ્થા એટલી તો સરસ હતી કે અંગ્રેજ સૈન્યની દરેક નાની મોટી હિલચાલની રજેરજ માહિતી તાત્યાને તરત મળી જતી. એનાથી તાત્યાએ જાણી લીધું કે અંગ્રેજ સેનાનું બળ ચારે દિશામાં સરખું નથી. તરત જ્યાં અંગ્રેજોનું બળ નબળું હતું તે બાજુથી તાત્યા બહાર નીકળ્યો અને ત્યાં ઊભેલા મેજર રૉક પર હુમલો કરી તેને હરાવી અને તેની સેનાને આરપાર વીંધીને ચાલ્યો ગયો! અંગ્રેજોનો આ સુદૃઢ ફાંસલા-ઘેરો પણ પૂળ ગળી ગયો અને બધા અંગ્રેજ અફસરોનાં મુખ શરમથી ઢળી ગયાં!

૧૮૫૮ના ડિસેમ્બરની ૨૫મીએ તાત્યાએ વાંસવાડાનું જંગલ છોડ્યું અને પોતાને મળવા આવતા ઉત્તર હિંદના 'શેર' ફિરોઝશાહને મળવા ઈન્દ્રગઢ પહોંચ્યો. ત્યાં ફિરોઝશાહ તથા સિંધિયાનો એક સરદાર માનસિંગ તાત્યા ટોપેને મળ્યા. ત્યાંથી બધા દેવાસ આવ્યા. ત્યાં અંગ્રેજોએ ફરી તેમને ઘેર્યા. નેપિયર, શૉવર્સ, સમરસેટ, સ્મિથ, મિચેલ, બેન્સન અને હૉનર એવા સાતસાત પ્રથમ કક્ષાના સેનાપતિઓએ આ વખતે ઘેરાને એવો તો સંપૂર્ણ બનાવ્યો હતો કે નાસવાને કોઈ બારી કે છિદ્ર સરખું ન હતું.

તાત્યા ટોપે, રાવસાહેબ પેશ્વા તથા શેર ફિરોઝશાહ પોતાના તંબૂમાં આખરી યોજના ઘડવા બેઠા હતા. ત્યાં તો એક નિરાશાભરી બૂમ સંભળાઈ અને તાત્યાની પીઠ પર અંગ્રેજ સેનાપતિનો હાથ સુદ્ધાં પડ્યો. અંગ્રેજો છાવણીમાં ઘૂસી આવ્યા હતા. તરત અંગ્રેજોએ હર્ષની ગર્જના કરી: 'તાત્યા ટોપે પકડાયો! તાત્યા ટોપે પકડાયો!' પણ બીજી જ ક્ષણે તે વિજયી ગર્જના નિરાશાભર્યા સૂરમાં પલટાઈ ગઈ: 'અરે તાત્યા ક્યાં? હમણાં જ અહીં હતો ને! સૈનિકો, દોડો દોડો, તાત્યાને પકડો!' અંગ્રેજો ખૂણેખાંચરે શોધી વળ્યા પણ તાત્યા કે તેના સાથીદારો પૈકી કોઈ પણ હાથ ન આવ્યું!

૧૮૫૯ની ૨૧મી જાન્યુઆરીએ તાત્યા સિકરમાં દેખાયો. તેને પકડવા અંગ્રેજ ફોજો ગાંડાની માફક દોડવા લાગી. સેનાપતિ હોમ્સને તો એ ક્રાંતિકારીઓ સાથે ઝપાઝપી પણ થઈ. તેમાં ક્રાંતિકારીઓનો પરાજય થયો અને તેમને પીછેહઠ કરવી પડી. ત્યાર પછી તાત્યા હવે પોતાના સાથીદારોની રજા લઈ માત્ર બે ઘોડા,

બે બ્રાહ્મણ રસોઈઆ અને એક નોકર સાથે પારનના જંગલ તરફ ચાલી નીકળ્યો. ત્યાં ગ્વાલિયરનો સરદાર માનસિંગ છુપાઈને બેઠો હતો. તેની પાસે પહોંચી તાત્યાએ કહ્યું, 'આ દોડાદોડથી હવે હું કંટાળ્યો છું અને હવે અહીં જ રહેવાનો છું.'

હવે જ્યારે અંગ્રેજોએ જાણ્યું કે પોતે તાત્યા ટોપેને ખુલ્લા યુદ્ધમાં પકડી શકે તેમ નથી, ત્યારે તેમણે પોતાનું જૂનું ને ચિરપરિચિત વિશ્વાસઘાત તથા દગાનું શસ્ત્ર કાઢ્યું. તેમણે મોટી જાગીર આપવાની લાલચ આપીને માનસિંગને ફોડ્યો અને એ દેશદ્રોહી માનસિંગે અંગ્રેજોને તાત્યાનું ગુપ્ત સ્થાન બતાવી દીધું. મધરાતે જ્યારે તાત્યા ટોપે ઘસઘસાટ ઊંઘતો હતો ત્યારે અંગ્રેજોએ છાપો મારી તેને પકડ્યો. ૧૮૫૯ના એપ્રિલની ૭મીનો એ ગોઝારો દિવસ હતો.

તાત્યા પર કોર્ટ માર્શલ ચલાવવામાં આવી. અંગ્રેજ સત્તા સામે યુદ્ધ ખેડવાનો ગંભીર આરોપ તેના પર મૂકવામાં આવ્યો. તેના જવાબમાં તાત્યાએ ટૂંકું જ નિવેદન કર્યું: 'કાલ્પી સુધી હું નાનાસાહેબના હુકમ નીચે હતો અને ત્યાર પછી રાવસાહેબના. સમરભૂમિ સિવાય બીજે ક્યાંય મેં કે નાનાસાહેબે એક પણ અંગ્રેજ સ્ત્રી પુરુષ કે બાળકને મારી નાખ્યા નથી કે ફાંસીએ ચડાવ્યા નથી. આથી વધુ આ મુકદ્દમામાં ભાગ લેવાની મારી બિલકુલ ઇચ્છા નથી.'

આ પછી અંગ્રેજોએ ખાસ વિનંતિ કરવાથી તાત્યાએ સત્તાવનના આખા સ્વાતંત્ર્યસંગ્રામની અથથી ઇતિ સુધી ટૂંકી પણ પ્રમાણભૂત તથા મહત્ત્વની ડાયરી લખાવી. લખી રહ્યા પછી મુનશીએ તે ડાયરી તાત્યાને વાંચી સંભળાવી અને પછી તાત્યાએ તે ડાયરી નીચે અંગ્રેજી ભાષામાં સ્પષ્ટ સહી કરી: 'Tatia Tope'. તેને જે કંઈ સવાલો પૂછવામાં આવતા તેના જવાબો તાત્યા ટૂંકા, મુદ્દાસર ને શુદ્ધ હિંદુસ્તાનીમાં જ આપતો. ત્રણ દિવસ સુધી તાત્યાની તપાસ ચાલી. તે દિવસો દરમિયાન હજારો હિંદુઓ ભક્તિભાવે તાત્યાનાં દર્શન કરવા આવતા. એક અંગ્રેજ અફસરે તાત્યાને જણાવ્યું કે 'તમારા પર કેસ ચાલવાનો છે તેના બચાવની તો કંઈ તૈયારી કરો.' ત્યારે તાત્યાએ ધીરતાથી તેજસ્વી જવાબ વાળ્યો, 'અંગ્રેજો સામે યુદ્ધ કરેલું હોવાથી મારે મૃત્યુદંડ માટે જ તૈયાર રહેવું જોઈએ એ હું બરાબર જાણું છું. મારે કોઈ કોર્ટની જરૂર નથી કે કેસમાં ભાગ લેવાની પણ ઇચ્છા નથી. મારી એકમાત્ર ઇચ્છા એ છે કે જેમ બને તેમ સત્વર મને ફાંસીને માંચડે યા તોપને મોઢે ચડાવી દઈ આ જંજીરોમાંથી મુક્ત કરવામાં આવે. માત્ર એક જ વિનંતિ હું આપને કરું છું કે ગ્વાલિયરમાં રહેતા મારા કુટુંબનો મારા કૃત્ય સાથે લેશમાત્ર સંબંધ ન હોવાથી મારા વૃદ્ધ પિતાજી પર કામ ચલાવવામાં ન આવે.'

૧૮૫૯ની ૧૮મી એપ્રિલે કોર્ટ માર્શલનો ફાર્સ પૂરો થયો. તાત્યાને ફાંસીની સજા ફરમાવવામાં આવી. એક મોટી અંગ્રેજ પલટનના પહેરા નીચે તાત્યાને સાંજના ૪ વાગ્યે ફાંસીના માંચડા પાસે લઈ જવામાં આવ્યો. ત્યાં પણ ફોજ ભરેલી બંદૂકે ચોરસ આકારમાં માંચડાને ઘેરીને ઊભી રહી. સ્થળે પાછો તાત્યા છૂટશે નહિ ! આજુબાજુનાં ગામડાંના હજારો લોકો દૂરથી જગ્યાએ ઊભા રહી તાત્યાને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરતા હતા. તાત્યાએ ફરી વિનંતિ કરી કે મારા પિતાજી પર કામ ચલાવશો નહિ. આરોપ અને સજા વાંચવામાં આવ્યાં. લુહારે તાત્યાના પગમાંની બેડીઓ તોડી નાખી. તાત્યા બહાદુરીથી તથા દૃઢતાથી પગલાં ભરતો ફાંસીના માંચડા પાસે ગયો અને બિલકુલ સ્વસ્થતાથી માંચડાનાં પગથિયાં પર ચડ્યો. નિયમ પ્રમાણે જલ્લાદ તાત્યાના હાથપગ બાંધવા આવ્યો. હસીને તાત્યાએ કહ્યું, 'તેની કાંઈ જરૂર નથી'; અને જાતે જ ફાંસીનું દોરડું પોતાના ગળામાં પહેરી લીધું. ફાંસો મજબૂત બન્યો, પાટિયું ખેંચી લેવામાં આવ્યું અને બીજી જ ક્ષણે......

પેશ્વાનો એકનિષ્ઠ સેવક, સત્તાવનના સ્વાતંત્ર્યસંગ્રામનો અવિસ્મરણીય અધિનાયક, દેશનો તેજસ્વી શહીદ તાત્યા ટોપે ચાલ્યો ગયો. દેશને ખાતર, સ્વાતંત્ર્યને ખાતર તેણે અસંખ્ય કષ્ટો સહન કર્યાં, રાત કે દિવસ જોયા વગર ભગીરથ પ્રયત્નો કર્યાં એ તેનો ગુનો ગણાયો; અને એક દેશદ્રોહીના વિશ્વાસઘાતને કારણે ફાંસીનું તેને ઇનામ મળ્યું. જે કમલ ધ્યેયને માટે તાત્યાએ પોતાની કાયા ઘસી નાખી તેનો કેવો કરુણ અંજામ!

સૂર્યાસ્ત સુધી તાત્યા ટોપેનું શરીર ફાંસીને માંચડે લટકતું રહ્યું ત્યારે તેની આસપાસનો પહેરો કાઢી લેવામાં આવ્યો ત્યારે સેંકડો યુરોપિયનો તાત્યાના સંભારણા તરીકે સંઘરી રાખવા માટે તેના માથાનો એકેએક વાળ ચૂંટી લેવા માટે પડાપડી કરવા લાગ્યા.

આમ, ૧૮૫૭ના અમૃતપૂર્વ સ્વાતંત્ર્યસંગ્રામનો જે જ્વાળામુખી મે ની ૧૫મીએ ફાટી નીકળ્યો તેની છેલ્લી ચિનગારી ૧૮૫૯ના એપ્રિલની ૧૮મીએ તાત્યાને ફાંસી મળતાં બુઝાઈ ગઈ.

# જૂજ લવાજમ-વધારો

ગયે વર્ષે જાહેર કરેલા લવાજમના વધારા વખતે અમને આશા હતી કે એ અણગમતી વાત અમારે ફરી નહિ સંભારવી પડે. પણ તે પછી કાગળના ભાવ લગભગ હોઢા થયા છે, બીજી સામગ્રી અને કામદારોની રોજીના દર વધતા જ ગયા છે અને વધારામાં 'સેલ્સ ટૅક્સ' નવો ઉમેરાયો છે. આ નવા બોજાને થોડોક હળવો કરી શકાય અને બીજી બાજુ ગ્રાહકો ઉપર પણ ઝાઝું દબાણ ન આવે, એ રીતે બંને તરફનો વિચાર કરીને, અમારે નછૂટકે ૧લી જાન્યુઆરી ૧૯૪૮થી અમારાં પત્રોના વાર્ષિક લવાજમમાં આઠ આનાનો (પરદેશ માટે તેના પ્રમાણમાં) વધારો કરવાનો નિર્ણય કરવો પડ્યો છે;—કેટલા સંકોચ અને આનાકાની સાથે એ કરવો પડ્યો હશે, એ ગ્રાહકોને કહેવાની જરૂર અમે જોતા નથી. અમને ઉમેદ છે કે નછૂટકે કરવા પડેલા આ નાનાશા લવાજમવધારાને ગ્રાહકો નિભાવી લેશે.

બચુભાઈ રાવત તંત્રી 'કુમાર'
જયન્તી દલાલ તંત્રી 'રેખા'
ઈશ્વરલાલ દવે સંપાદક 'ઊર્મિનવરચના'
મનુભાઈ જોધાણી સંપાદક 'સૌજન્ય'

(નાઈલ અનુ. પૃ. ૩૫૨ થી ચાલુ) ના આને તે સમાલજો.

રમેશ: હા, નહિતર આજ તો રાતે સ્વપ્નાંમાં પણ મુરદાઓનાં જ આવશે

રૂસ્તમ: (રમેશને) ભાભી! હવે ચાલ, પ્રોફેસરને સાંભળ બક-વાદ છોડ.

રસૂલ: આમીરો, ઉમરાવો, સહિયારીઓ, પૂજારીઓ, ખેડૂતો, અરબ્બૂરથો વગેરેના એ મિસરમાં ચોરો પણ હતા. એ ચોરોના મંડળો હતાં અને એમાં સભ્યો લેવાતા. એમાં એક પ્રમુખ પણ રહેતો. જેની ચીજ ચોરાતી તે પ્રમુખને અરજી કરતો અને ચીજની ચોથા ભાગની કિંમત ભરતાં ચીજ પાછી પણ મળતી આવા એક ચબરાક ચોરની એક કહાણી સાંભળો.

એક મિસરી રાજાની પાસે અઢળક દોલત એકઠી થઈ હતી. સોનાં, રૂપા. હીરા, માણેક, મોતી વગેરેના ઢગલે લેખાં હતાં. આ બધું કેવી રીતે સતાડવું? રાજાને એક આલિશાન ભોંયરું કરવાનો વિચાર આવ્યો અને તે મુજબ તેણે એક કુશળ મિસ્ત્રીને બોલાવ્યો. મિસ્ત્રીને થયુ કે રાજાની આટઆટલી દોલતમાંથી પોતાને તથા પોતાના વારસોને કંઈક મળ્યા કરે તો કેવું સારું! આ વિચારે તેણે એક યુક્તિ કરી. બાંધણીમાં એવી કરામત કરી કે બહારથી એક પથ્થર અમુક રીતે ખસેડતા ભોંયરામાં સીધુ દાખલ થઈ શકાય. ભોંયરું અંદરથી ઘણું વિશાળ અને સોહામણું હતું. આ ભેદી માર્ગની ખબર મિસ્ત્રીએ પોતાના માણસોને પણ ન પડે એવી સાવચેતી રાખી. વરસમાં કોઈક દિવસ મિસ્ત્રી આ છૂપા માર્ગેથી ભોંયરામાં પ્રવેશતો અને થોડુંઘણું ઝવેરાત લઈ આવતો. એમ કરતાંકરતાં મિસ્ત્રી માંદો થયો ને મરણ પથારીએ પડ્યો એટલે એણે પોતાના બે દીકરાને પોતાની પાસે બોલાવ્યા અને ભોંયરાનો ભેદ કહ્યો. પણ મિસ્ત્રીના મરણ પછી છોકરાઓએ તો રાજાના ભોંયરામાંથી એટલું બધું ઝવેરાત સરકાવવા માંડ્યું કે તેની જાણ રાજાને થઈ ગઈ ઝવેરાત ઓછું ને ઓછું થતુ ચાલ્યુ અને રાજા તથા ખજાનચી વિચારમાં પડી ગયા. ચારે તરફ જંગી દીવાલો. મોટાંમોટાં બારણાં અને સખત ચોકીપહેરો છતાં આ લઈ જનાર કોણ હશે તેની વિમાસણમાં બંને પડ્યા. અંતે રાજાને એક યુક્તિ સૂઝી. ચોર પકડાય એવા ચારેચાર ફાંસલા તેણે ગોઠવ્યા કે જેથી ચોર જેવો હાથ નાખે કે તરત જ જકડાઇ જાય! એક રાતે પેલા બંને ભાઇઓ ભેદી માર્ગેથી ભોંયરામાં પેઠા મોટો ભાઈ એક ભંડારમાં જેવો હાથ નાખવા જાય છે તેવો જ જકડાઈ ગયો. એણે થોડીવાર તો તરફડિયાં માર્યાં પણ કંઈ પત્તો ખાધો નહિ.

[રમેશ વચ્ચે બોલી ઊઠે છે]

રમેશ: રૂસ્તમ જોયું? તું જકડાયો.

રૂસ્તમ: ડીસ્ટર્બ નહિ કર હલ્લુ! રસૂલ, દીકરી! તું તારે પ્રોસીડ.

રસૂલ: છેવટે એણે નાના ભાઇને કહ્યું, 'મારું માથું કાપી લઇને તું એકદમ રસ્તે પડી જા. છૂટવાનું હવે મુશ્કેલ છે. પકડાઈશ તો તરત ઓળખાઈશ, એટલું નહિ પણ મને રીબાવીને મારી નાખશે, માટે હવે ઝટ કર.' રડતાંરડતાં નાના ભાઈએ મોટાનું માથું કાપી નાખ્યું અને પાછો ઘેર આવ્યો.

રમેશ: (વચ્ચે ખોટું રોવાનો ચાળો કરતો) રૂસ્તમ! ભઈલા! આ મેં શું કીધું? તારું કેવું સોહામણું બાબરીવાળું ગોળમટોળ માથું ધડથી અળગું કીધું! ઓ મારા રૂસ્તમભાઈ! તારી સોહામણી છ ફૂટની ઉંચાઈ મેં શીદને છ હાથ ઓછી કીધી? રમેશ! દુષ્ટ! તને આ શું સૂઝ્યું?

રૂસ્તમ: રડ નહિ, દીકરી લે આ રૂમાલ, આંખો લૂછી નાખ. ચાલ રસૂલ, દીકરા, તું તારે પ્રોસીડ.

રસૂલ: એક બે દિવસ વીતી ગયા છતાં મોટો દીકરો ઘેર ના આવ્યો એટલે માતાએ કલ્પાંત કરવા માંડ્યુ. શબને પેટીમાં મૂકીને દફનાવ્યા વગર જીવ ગતે ન જાય એવી મિસરી માન્યતાને લીધે માતાએ નાના દીકરાને કોઇ પણ હિસાબે મોટાનું શબ લાવી આપવાની આજ્ઞા કરી. નાનાએ તેમ કરવાનું કબૂલ કર્યું.

આ તરફ રાજાએ વિચાર કર્યો કે મિસરી રિવાજ પ્રમાણે શબ લઈ જવાનો પ્રયત્ન તો જરૂર થશે, એટલે ચોરનો મળતિયો પકડાશે. માટે લાવ, શબને શહેરને દરવાજે ટાંગવાનો હુકમ કરું. એ પ્રમાણે રાજાએ હુકમ કર્યો અને શબને લટકાવવામાં આવ્યું ને ત્યાં આગળ સખત ચોકીપહેરો ગોઠવ્યો. નાના ભાઇએ એક કિસ્સો કર્યો. મિસરી ચોકો દારૂના ઘણા શોખીન. એટલે એણે દારૂ વેચનારનો વેશ લઇ પેલા ચોકીદારોને ખૂબ દારૂ મફત પાયો. મફતનો દારૂ, એટલે ચોકીદારોએ તે ખૂબ ઢીંચ્યો અને છેવટે તે બધા છાકટા થઇને પડ્યા. આ તકનો લાભ લઇ નાનો ભાઈ શબ ચોરી ગયો. બીજે દિવસે રાજાને આની જાણ થઈ એટલે ચોકીદારોને તો ચાબખા પડયા, પણ આ ચોરને હવે શી રીતે પકડવો એની ચિંતામાં રાજા પડી ગયો.

રાજાને એક સુંદર કન્યા હતી. રાજકુમારી જુવાન હતી અને રૂપ અને ગુણથી સંપન્ન હતી. કુંવરીએ પિતાને કહ્યું: 'બાપુ, હું તમારો ચોર શોધી આપીશ. મને ભોંયરામાં એક રાત રહેવા દો. બહાર સખત ચોકીપહેરો મૂકજો.' ઘણી આનાકાની પછી રાજાએ આ વાત કબૂલી કુંવરી ભોંયરામાં સૂતી. રાતે પેલો ચોર આવ્યો. તે જુવાનને, જોતાં જ કુંવરી તેના ઉપર મોહી પડી અને ચોરને છતાં પોતે જ ચોરથી છેતરાઈ ગઇ હતી તેવું તેને લાગ્યું (રમેશ અધવચ્ચ બોલી ઊઠે છે)

રમેશ: જીવતાન છો કે રૂસ્તમજી! માથા વગરના તમે જોઇ તો નહિ જ શકો

રૂસ્તમ: ગરબડ ન કર. રસૂલ! પ્રોસીડ.

રસૂલ: સવારે તે પિતાની પાસે આવી.

'કેમ બેટી શું, થયું?'

'બાપુ, આ ચોર જબરો લાગે છે. મેં એનો હાથ પકડ્યો, પણ એ તો છટકી ગયો. એટલું જ નહિ પણ મારી પાસેથી પણ કોઇ ચીજ ચોરી ગયો.'

'એમ? શી ચીજ?'

'મારું હૃદય. બાપુ, હવે એને પકડવો જ પડશે. પણ એ એમ નહિ પકડાય. એને અભય વચન આપો અને મારું લગ્ન એની સાથે કરશો એવો ઢંઢેરો પીટાવો તો જ તે પકડાશે.'

ચતુર રાજા કુંવરીની મનોદશા કલ્પી ગયો ને હરખ્યો. દરબારમાં પણ વાત થઇ અને હસાહસ થઇ. વચન પ્રમાણે રાજાએ પોતાની કુંવરીને પેલા ચોરની સાથે પરણાવી આમ, જે ચોર હતો તે રાજાનો જમાઇ થયો અને રાજાના મરણ બાદ ગાદી પણ એને મળી

રમેશ: (વચ્ચે બોલી ઊઠે છે) સારી પેઠ થઈ, રૂસ્તમ?

રસૂલ: કહેવાની જરૂર નથી કે આ નવા રાજાના રાજ્યમાં કોઈ ચોરી કરી શકતું નહિ! આમ, મોટા ભાઇએ માથું કપાવ્યું તેમાં નાના ભાઇને રાજકન્યા અને રાજગાદી મળવાનો વિધિનો જાણે કેવો અદ્ભુત સંકેત હતો! (રસૂલ અટકી જાય છે)

રમેશ: થેંક્યુ. રૂસ્તમ, તારું માથું કપાવી નાખવા બદલ.

રૂસ્તમ: ચાલ ઊભો થા, પાજી. આ બોટ તો પાછી કિનારે આવી ગઈ. રસૂલ! નાઈલ અને મિસરને હવે સલામ કરી દઇએ.

[બોટ કિનારે લાગે છે અને ત્રણે જણ ઊતરી જાય છે]

યશોધર નર્મદાશંકર મહેતા



# માધુકરી

અન્ધારે છો આતમ થાયે વિલીન,
શ્રદ્ધાકેરી જ્યોતિ બુઝે ભલેને,
આયુઃ કેરા સંકટે પ્રાણ મારા
છોને સીઝે, અંતમાં દુઃખના વા;
ના તોયે દીનતાને કદિ ઉર ધરશે : એટલું એક માગું.

(નવા પ્રકાશન 'અભિસાર'માંથી) —મનસુખલાલ ઝવેરી

## સ્વ. નરસિંહ ચિંતામણ કેળકર

અર્વાચીન મહારાષ્ટ્રના સમગ્ર જીવનને આવરી લેતી તથા તેની વિશિષ્ટ અસ્મિતા ઘડનારી ત્રણ સમર્થ વ્યક્તિઓ થઈ ગઈ: ન્યાયમૂર્તિ રાનડે, લોકમાન્ય ટિળક અને ન. ચિં. કેળકર. મહારાષ્ટ્રના પ્રત્યેક ક્ષેત્રમાં, પ્રત્યેક કાર્યમાં આ ત્રણેનું વ્યક્તિત્વ એવું તો ઓતપ્રોત થઇ ગયું હતું કે તેમને તેનાથી જુદા પાડવા અશક્ય હતું. આવું અસાધારણ વ્યક્તિત્વ ધરાવનાર, મહારાષ્ટ્રના પિતામહ સમા શ્રી નરસિંહ ચિંતામણ કેળકરના, ગઈ ૧૪ મી ઑક્ટોબરે થએલા મૃત્યુથી, હજારો લોકોને શીતળ છાયા ને આશરો આપનાર કોઇ વિશાળ વડલો વટ ઊખડી પડવાથી જેવી દુઃખદ સ્થિતિ થાય તેવી આજ મહારાષ્ટ્રની થઇ છે.

ઇ.સ. ૧૮૭૨ના ઑગસ્ટની ૨૪મીએ પંઢરપુર પાસે મોડલિંબ ગામે એક મામલતદારને ત્યાં તેમનો જન્મ થયો હતો. તેજસ્વી બુદ્ધિમત્તાથી વિભૂષિત થએલા તેમણે જોતજોતામાં મૅટ્રિક, બી. એ. અને એલએલ. બી. પસાર કરીને સતારામાં વકીલાત પણ શરૂ કરી. પણ માત્ર છમાસ બાદ જ લોકમાન્ય ટિળક સાથે તેમનો સંબંધ બંધાયો અને તેમના જીવનનું સુકાન ફેરવાઈ ગયું. લો૦ ટિળકના આગ્રહથી વકીલાત છોડી દઈને તેમને લૉ-ક્લાસ(કાયદાના વર્ગો) તથા 'કેસરી' અને 'મરાઠા' પત્રો ચલાવવામાં મદદ કરવા પૂના ગયા; અને ત્યારથી મૃત્યુ સુધી પૂના જ એમનું કાર્યક્ષેત્ર બની ગયું.



પોતાની જન્મજાત પ્રતિભાને જાણે સુયોગ્ય ક્ષેત્ર મળી ગયું હોય તેમ થોડા જ વખતમાં તેમણે એવી તો સ્પૃહણીય પ્રગતિ કરી બતાવી કે લો૦ ટિળક પોતાની ગેરહાજરીમાં બંને પત્રોના સંચાલનનો ભાર તેમને જ શિરે નાખતા; અને ૧૮૯૮માં તો તેમને 'મરાઠા'ના સ્વતંત્ર સંપાદક નીમ્યા. પણ સમર્થ પત્રકાર તરીકેની તેમની શક્તિ ખરી ઝળકી ઊઠી ઈ.સ. ૧૯૦૮માં લો૦ ટિળકને

### આસપાસનાં પંખી: ૪-અબાબીલ



સવારસાંજનાં ઝાંખાં અજવાળાંમાં તથા રાત્રે વેગપૂર્વક પાંખો વીંઝી ઊડતા આ પંખીને ઘણા લોકો અજ્ઞાનવશ 'આંધળી ચકલી' કે ચામાચીડિયું કહે છે. પણ તેનું સાચું નામ છે અબાબીલ. ધુમાડિયા રંગનું શરીર, ઘેરા લીલા રંગની પીઠ, સફેદ દાઢી તથા કંઠ, છેક આંખ સુધી પહોળી થઈ શકે એવડી વિશાળ મોંફાડવાળી ટૂંકી ચાંચ, નાના ને નિર્બળ પગ, શરીરના પ્રમાણમાં ખૂબ મોટી, અણીદાર, અર્ધચન્દ્રાકાર પાંખો, નાનકડી પૂંછડી, તથા પીઠને છેડે ધોળો પટ્ટો એ આ પંખીનાં લક્ષણો.

આપણે ત્યાં રોજ દેખાતું આ પંખી કંઈક વિચિત્ર છે. બીજાં પંખીની માફક તેના પગ કોઇ વસ્તુ પકડી શકે તેવી રચનાવાળા ન હોવાથી તે બાપડું ઝાડ કે તાર પર બેસી જ શકતું નથી! ને બેસવું હોય ત્યારે ભીંત કે એવી સપાટ જગ્યાએ તે ચોંટી રહે છે. તેની બીજી વિશિષ્ટતા છે તેની વિશાળ, દાતરડા જેવી પાંખો. તે વડે તે કલાકના ૬૦ કરતાં યે વધુ માઈલની ગતિએ લાંબો વખત ઊડી શકે છે! ઊડતી વખતે પાંખો હલાવ્યા સિવાય એરોપ્લેનની માફક હવામાં સરકતે તરતું જાય છે.

ઊડવા માટે જ ઘડાએલા આ અદ્ભુત પંખીનો ખોરાક પણ તે સહેલાઇથી મેળવી શકે તેવી નાની જિવાત છે. આકાશમાં ઊડતાં સૂક્ષ્મ જંતુઓને આ પંખી ઊડતાંઊડતાં જ પોતાની ગુફા જેવી વિશાળ મોંફાડમાં પકડીને ગળી જાય છે. બારે માસ ઘરમાં મુકામ આ પંખી પાસ તથા પીછાંને પોતાના મોંની ભીની લાળ વડે ભીંત કે છતને ચોંટાડીને પોતાનો માળો બનાવે છે. આથી સ્ત્રીલોન તથા ચીન બાજુ લોકો આ પંખીના માળા હોંશથી ખાય છે. • ('વનેચર'ના લેખ પરથી)

૬ વર્ષની કાળાપાણીની સજા થયા પછી તો તેમનાં અગ્નિપિંડ સમાં 'કેસરી' તથા 'મરાઠા' હવે કેવાંક ચાલે છે તે જોવા માટે સમસ્ત હિંદની આંખો ટાંપી રહી હતી. તે વખતે 'કેસરી'ના ગ્રાહક હોવું એ પણ ગુનો લેખાતો, ત્યાં 'કેસરી' ચલાવવું એ કેવું મુશ્કેલ કામ હશે તેની કલ્પના કરી શકાય છે. એવા કસોટીના કાળે અજોડ બુદ્ધિમત્તા તથા બાહોશીથી, સરકારના ભભૂકતા ક્રોધાગ્નિની 'કેસરી–મરાઠા'ને આંચ પણ આવવા દીધા સિવાય તેમણે લો૦ ટિળકની કડક મતપ્રણાલિને કેસરી દ્વારા ચાલુ રાખીને એવું તો સંગીન કાર્ય કરી બતાવ્યું કે તેમની એ રાષ્ટ્રીય કામગીરી અવિસ્મરણીય રહેશે. લો૦ ટિળકના મૃત્યુ પછી 'કેસરી'ની ઉચ્ચ કક્ષા તેમણે જાળવી રાખી એટલું જ નહિ પણ તેમાં વિવિધતા આણીને તેને એવું વ્યાપક અને લોકપ્રિય બનાવ્યું કે આજે પણ પત્રકાર જગતમાં 'કેસરી'નું સ્થાન અજોડ ગણાય છે. 'કેસરી' સાપ્તાહિકને અર્ધસાપ્તાહિક તેમણે બનાવ્યું. વળી તે જ સંસ્થા તરફથી ઉચ્ચ સાહિત્ય માટે 'સહ્યાદ્રિ' નામનું શિષ્ટ માસિક પણ તેમણે શરૂ કરેલું.

લોકમાન્ય ટિળક સાથે કેળકરનું વ્યક્તિત્વ એવું સમરસ થઈ ગયું હતું કે ટિળક-કેળકરની એકબીજાને પૂરક એવી અનિવાર્ય જોડી બની હતી. ૨૪ વર્ષ સુધી ટિળકના જમણા હાથ તરીકે રાષ્ટ્રની અનન્ય સેવા તેમણે કરી અને ૧૯૨૦માં લો૦ ટિળકના મૃત્યુ પછી પણ તેમની રાજકીય મતપ્રણાલિને જાગૃત પ્રચાર તથા કૃતિ દ્વારા પ્રજામાં ફેલાવવાનું તથા કેસરી-મરાઠા સંસ્થાનું કૌશલ પૂર્વક સંવર્ધન કરવાનું મહત્ત્વનું કાર્ય તેમણે કર્યું.

તેમની સર્વગામી વિદ્વત્તા, સ્થિર પરિપક્વ બુદ્ધિમત્તા અને પ્રમાદ રહિત કર્તવ્યનિષ્ઠા આદિ ગુણોને કારણે તેમણે અનેક જવાબદારીભર્યાં મહત્ત્વના પદો શોભાવ્યા છે. 'કેસરી-મરાઠા'ના સમર્થ સંપાદક, સ્થાનિક મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ, વડી ધારાસભાના સભ્ય, સ્વરાજ્ય પક્ષના એકસૂત્રચાલક, પ્રતિસહકાર પક્ષના સંસ્થાપક, ગોળમેજી પરિષદના સભ્ય, કૉંગ્રેસ કારોબારી સમિતિના સભ્ય, સાહિત્ય સંમેલનના બે વખત અધ્યક્ષ ઈત્યાદિ સ્થાનોમાં રહી તેમણે કરેલાં કાર્યોને કારણે માત્ર મહારાષ્ટ્રમાં જ નહિ પણ સમસ્ત હિંદુસ્તાનમાં તેમણે માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. મહારાષ્ટ્રમાં તો ભાગ્યે જ એક પણ સંસ્થા નહિ હોય કે જેની સાથે તેમને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ સંબંધ નહિ હોય. ૪૦ વર્ષની અવિશ્રાંત સેવા પછી ૧૯૩૭માં જ્યારે તે બધી પ્રવૃત્તિથી નિવૃત્ત થયા ત્યારે ૫૦ ઉપર સંસ્થાઓ સાથે તેમનો ઘનિષ્ઠ સંબંધ હતો અને ૧૩૦૪ સભાસંસ્થાઓનું પ્રમુખ-સ્થાન શોભાવેલું એવો એક ગૃહસ્થે હિસાબ કાઢ્યો છે!

પણ કેળકરની સાચી પ્રતિભા સોળે કળાએ પ્રકાશી ઊઠી હોય તો તે સાહિત્યના ક્ષેત્રમાં. તેમનો પિંડ સાહિત્યનો બનેલો હતો એમ કહીએ તો ખોટું નહિ. પત્રકાર તરીકે લખવાનું શરૂ કરીને સાહિત્યના ક્ષેત્રમાં તેમની કલમે એવું તો સામર્થ્ય અને તેજ બતાવ્યું કે મહારાષ્ટ્રની જનતાએ તેમને 'સાહિત્ય સમ્રાટ'ની માનભરી પદવી આપી. કાવ્ય ને કથા, નાટક ને નવલકથા, જીવનચરિત્ર અને આત્મચરિત્ર, ઇતિહાસ ને વેદાંત, નિબંધ ને હાસ્ય, આદિ સાહિત્યનું પ્રત્યેક ક્ષેત્ર તેમણે સમર્થરીતે ખેડ્યું છે. પણ તેમાં યે નિબંધ એ તો તેમનો ખાસ વિષય હતો. મનોરંજક વિષયારંભ, તર્કશુદ્ધ વિચારસરણી અને સુબોધ ભાષાશૈલી એ તેમની ખાસ વિશેષતા છે. તેમણે કેટલું વિપુલ, કેટલું વૈવિધ્યવાળું તથા સાહિત્યના ઉચ્ચ ગુણોવાળું લખ્યું છે તેનો તેમના 'સમગ્ર કેળકર વાઙ્મય' નામના ગ્રંથના ૧૨,૦૦૦ પાનાંના ૧૨ ખંડો પુરાવો છે. ભારતીય તત્ત્વજ્ઞાન, ઇતિહાસ-સંશોધન, અર્થશાસ્ત્ર તથા રાજકારણ આદિ ગંભીર અને વિવિધ વિષયોને સરળતાથી મરાઠી ભાષામાં લાવીને તેમણે મરાઠીનું સામર્થ્ય વધાર્યું, એટલું જ નહિ પણ તેના સૌંદર્યમાં પણ મોટો ઉમેરો કર્યો છે. તેમનાં સર્જનોમાં લો૦ ટિળકનું ૩ ખંડોમાં લખાએલું વિસ્તૃત ચરિત્ર, 'હાસ્યવિનોદ મીમાંસા' નામનો ૫૫૦ પાનાંનો ગ્રંથ, રાજનીતિ–શાસ્ત્ર, ભારતીય તત્ત્વજ્ઞાન આદિ ખાસ ઉલ્લેખનીય છે.

લો૦ ટિળકના મૃત્યુ પછી અસહકાર વખતે ધારાસભા બહિષ્કારની નીતિ પર તેમને કૉંગ્રેસ સાથે મતભેદ થવાથી તેમણે કૉંગ્રેસ છોડી અને સ્વરાજ્ય પક્ષ, પ્રતિ-સહકાર પક્ષ, લોકશાહી સ્વરાજ્ય પક્ષ, હિંદુ સભા આદિ સંસ્થાઓમાં કામ કર્યું. મતભેદ હોવા છતાં તેમની જ્વલંત દેશભક્તિ માટે સર્વને માન હતું. તેમનો મિલનસાર સ્વભાવ તથા સમન્વય સાધવાની વૃત્તિ એ તેમનું વૈશિષ્ટ્ય હતું.

નાના ફડનવીસનું ચાતુર્ય; રાનડેની બુદ્ધિમત્તા, ટિળકની લોકસેવા તત્પરતા ને ગોખલેની ઉદ્યોગ શીલતા આદિ ગુણોના સમન્વય જેવા આ વિદ્વાન મહર્ષિના અવસાનથી મહારાષ્ટ્ર તો ગરીબ થયું છે જ, પણ હિંદને ય એક મહાન કર્તૃત્વશાળી પુરુષની ખોટ પડી છે.

## લસી ગ્રંથીઓ. (Lymph glands)

આપણા આખા દેહમાં લસી કેશવાહિનીઓના (Lymph capilaries) જાળાં તથા ગુંચળાં પથરાયેલાં છે. આ કેશવાહિનીઓ એકત્ર થઈ લસી શીરાઓ બને છે, જેમાં દૂધ જેવું ધોળું પ્રવાહી વહે છે; આ પ્રવાહી ગળામાં આવેલી ધમનીના લોહીના પ્રવાહમાં ભળી જાય છે આખા શરીરમાં વિપુલતાથી પથરાયેલી લસી-શીરાઓ અમુકઅમુક સ્થળોએ સહજ વિસ્તૃત પામી ગાંઠનો આકાર ધારણ કરે છે, જેને લસી ગ્રંથીઓ (Lymph glands) કહેવામાં આવે છે.

આ ગ્રંથીઓમાં મેક્રોફેઈજીસ નામના કોષો હોય છે, જે લસી પ્રવાહમાં રહેલા રોગના જીવાણુઓ, મરેલા કોષો અને અમુક દ્રવ્યોને ખાઈ જાય છે પ્રયોગોદ્વારા સાબીત થયું છે કે લસી ગ્રંથીઓમાં ૮૬ ટકા રોગજીવાણુઓ નાશ પામે છે. આ રીતે લસી ગ્રંથીઓ ગળણીનું કામ કરી આખા શરીરમાં ફરી વળતા ચેપી રોગના ઝેરને અટકાવવાનું કાર્ય કરે છે. લસી ગ્રંથીઓમાંના મેક્રોફેઈજીસ કોષો ચેપી જીવાણુઓને મારી નાખે છે એટલું જ નહિ પણ એવાં પ્રતિકણો (Anti bodies) ઉપજાવે છે કે જે લોહીમાં ફરતા રોગના જીવાણુઓનો તથા શરીરને બીનઉપયોગી પદાર્થોનો નાશ કરે છે. લસી ગ્રંથીઓમાંથી લીમ્ફોસાઈટસ નામના કોષો લોહીમાં જાય છે, તેમની સાથે આ પ્રતિકણો પણ લોહીમાં ભળે છે.

ધારો કે હાથમાં ઘા પડ્યો અને ત્યાં ચેપ લાગ્યો. તો ત્યાંથી વહેતો લસી પ્રવાહ બગલમાં આવતા ત્યાં આવેલી લસી ગ્રંથીઓ ચેપને આગળ વધતો અટકાવવાના કાર્યમાં મંડી પડે છે અને આમ થતા તેમાં પુષ્કળ લોહી વહેવા માંડે છે, નવાનવા મેક્રોફેઈજીસ કોષો પેદા થતાં તેમાં વધારો થાય છે અને ગ્રંથીઓમાં સોજો આવે છે. આ ઘટનાને આપણે 'વેળ ઘાલી' એમ કહીએ છીએ. વેળ ઘાલે ત્યાંથી ચેપ આગળ વધતો અટકી જાય છે.

ગ્રંથીમાં મેક્રોફેઈજીસ કોષો અને રોગ જીવાણુ (ચેપ) સામે યુદ્ધ જામે છે. ચેપ હારે તો તેનું ઝેર આગળ વધતું અટકે છે. પણ જો ચેપ પ્રબળ હોય તો ગ્રંથીના કોષો તૂટી પડે છે અને ઘા પાક ઉપર ચડે છે. આમ લસી ગ્રંથીઓ આપણા દેહમાં રોગ જીવાણુઓ પરત્વે રક્ષક-ગળણીનું કાર્ય કરે છે.

—શિવપ્રસાદ ત્રિવેદી

## શેરડી

ઔષધ તરીકે વૈદ્યોએ શેરડીના રસની અતિ પ્રશંસા કરી છે અને આજકાલ ડૉક્ટરો પણ પાંડુરોગીઓને તથા પેટના કમળાના

દરદીઓને શેરડીનો રસ પીવાની ભલામણ કરે છે. શેરડીની બે જાત આપણા દેશમાં ખૂબ જાણીતી છે: (૧) સફેદ અને (૨) લાલ. બન્ને જાતની શેરડીઓના ગુણદોષોમાં ફેર છે. સફેદ શેરડી પુષ્ટિકારક, ધાતુવર્ધક, થાક હરનાર અને રક્તપિત્તના દોષને મટાડનાર છે, જ્યારે લાલ શેરડી અતિ પૌષ્ટિક ને શરીરમાં થતા દોષોને શાંત કરનાર છે.

સફેદ શેરડીનો રસ લીંબુના રસ સાથે લેવાથી ફેફસાંની ફરિયાદો દૂર થાય છે, જ્યારે આદુના રસ સાથે લેવાથી અપચો દૂર થાય છે. મુખ્યત્વે 'આમ'ની ફરિયાદવાળા રોગીઓ માટે તે વધુ હિતકર છે. સફેદ શેરડીના રસ સાથે લીંબુ તથા આદુનો રસ મેળવી લેવાથી પેટની જૂની અપચાની ફરિયાદ નાશ પામે છે; ઇસબગુલ સાથે તે રસ લેવાથી જૂનામાં જૂનો આંતરડાંનો રોગ દૂર થાય છે, જ્યારે દ્રાક્ષના રસ સાથે લેવાથી જૂનામાં જૂનો કમળો મટે છે. જાંબુના રસ સાથે સફેદ શેરડીનો રસ લેવાથી મૂત્રપિંડનાં દરદોનો નાશ પામે છે. પાણી સાથે તે આપવાથી મૂત્રાશયની ફરિયાદો દૂર થાય છે. તે રસ સાથે બીજો દાડમનો રસ આપવાથી સંગ્રહણીના રોગીઓ સારા થયાની વાત આયુર્વેદનાં પુસ્તકોમાં નોંધાએલી છે.

લાલ શેરડીનો રસ સફેદ શેરડીના તમામ ગુણો ધરાવતો હોવા ઉપરાંત આમળાના રસ સાથે તે લેવાથી શરીર પથ્થર જેવું મજબૂત બનાવી શકાય છે. વળી મધ અને ગૌમૂત્ર સાથે તે લેવાથી જળોદરમાં સારો ફાયદો થાય છે. દૂધ અને મધ સાથે તે લેવાથી શરીરમાં શક્તિ ઉત્પન્ન થઇ સુદૃઢ બને છે.

હવે આપણે શેરડીના રસના જુદાજુદા પ્રકારોના વિવિધ ગુણ જોઇએ. યંત્રથી કાઢેલો શેરડીનો રસ પિત્તનો નાશ કરે છે, રક્તની પીડાઓ દૂર કરે છે ને શક્તિવર્ધક ગનાય છે, પણ તે કફને ઉત્પન્ન કરનાર અને પચવામાં અતિ ભારે છે.

શેરડી ચૂસીને ખાવાથી તેનો રસ ઘણી જ સખત ભૂખ લગાડે છે. વળી તેવો રસ શરીરના સખતમાં સખત થાકને ઉતારી શરીર હલકું અને આનંદિત બનાવે છે. સંગ્રહણીના તમામ રોગોમાં શેરડીનો ચૂસેલો રસ ઘણો ઉપયોગી છે. પિત્તના તમામ બગાડોનો તે નાશ કરે છે ને તેનાથી શરીરમાં પડતો શોષ મટે છે ને કબજીયાત બંધ થાય છે.

શેરડીનો રસ કાઢી તેને કેટલોક સમય રાખી મૂકવાથી તે રસ વધુ દીપકારક થાય છે અને અદ્યતન વૈજ્ઞાનિકોના મતે નુકસાનકર્તા છે. આવો રસ પીવાથી કફ અને પિત્તની ઉત્પત્તિ થાય છે, લોહીનો બગાડો થાય છે. વળી તેવા વાસી રસના સેવનથી અતિમૂત્રતાનો રોગ લાગુ પડે છે. ઘણાને તો ઝાડા પણ થઈ જાય છે.

શેરડીનો પકાવેલો રસ લેવો ઘણાં દરદોમાં હિતકારી છે. તેવો રસ શરીરમાં અનેકગણું પ્રદીપક તત્ત્વ 'પ્રોટીન' ઉત્પન્ન કરે છે અને દૂધની રાબડી જેટલો તાકાતવાન છે. વળી તે દમ જેવાં દરદો મટાડી શકે છે, વાયુનાં દરદોમાં રામબાણ છે અને પિત્તના દરદીઓને ફાયદાકારક છે. તેવા રસનું નિયમિતપણે સેવન કરવાથી અર્શ જેવાં મોટાં દરદોનો પણ નાશ થાય છે. શેરડીનો પાકો રસ અતિસારના દરદમાં પણ ઉપયોગી છે એમ 'આત્રેય સંહિતા' કહે છે. વળી તે રસ પેટની ગાંઠોને ગાળી નાખવાનું અમોઘ શસ્ત્ર ગનાય છે.

('વંદેમાતરમ્'માંથી વાચનીને)

## એસ્પિરિન—સફેદ ઝેર

[એસ્પિરિનથી કોણ અજાણ હશે? માથાનો દુખાવો, તાવ કે શરદી જેવી નાની બીમારીઓ દૂર કરવાના સરળ અને સહેલા ઉપાય તરીકે આપણામાંથી ઘણા એ સફેદ ટીકડીઓનો ઉપયોગ કરતા હોઇશું. પણ માત્ર એક આનામાં મળતી આ ટીકડીઓ જેવી આ નજીવી વસ્તુ આપણા આરોગ્ય માટે કેવી ભયંકર હાનિકારક છે તેની આપણને કલ્પના પણ નથી હોતી. ગોરખપુર (યુ. પી.)માં આરોગ્યના વિવિધ પ્રશ્નો છણતું 'આરોગ્ય' નામનું એક અભ્યાસપૂર્ણ માસિક હિંદી ભાષામાં શરૂ થયું છે. તેમાંથી ઉતારવામાં આવેલો નીચેનો લેખ એ વિષે ઠીક પ્રકાશ નાખે છે.]

કોઇ પણ છાપું લો, તેમાં એસ્પિરિનની જાહેર ખબર હશે જ. એક આનામાં બે ટીકડીઓ: દરેક દર્દની દવા: દરેક રોગ સફા: એ પ્રકારની તેની જાહેરાત હોય છે. અને આ ટીકડીઓ ખપે છે પણ ખૂબ. ડૉક્ટરને પૂછવાની જરૂર નહિ. આ ટીકડીએ જ દરેક માણસને ડૉક્ટર બનાવી દે છે. જેમ કબજિયાત દૂર કરવા કઇ દવા લેવી એ ડૉક્ટરને પૂછવા કોઇ જતું નથી, તેમ દરદને માટે એસ્પિરિન એ જ ચોક્કસ દવા છે એમ લોકો માને છે. ઘણા લોકો તો એને કાયમ ઘરમાં હાથવગી રાખે છે અને કોઇ સામાન્ય દરદ કે દુખાવો થતાં જ તે લે છે તથા બીજાને આપે છે. પણ તમે જાણો છો કે 'એસ્પિરિન' કેવી બલા છે અને મોટામોટા વૈજ્ઞાનિકો તેની બાબતમાં શું કહે છે?

એસ્પિરિન એ સૅલીસિલિક ઍસિડનું બીજું નામ છે અને તે ઍસિડ ઝેરી છે. આ દવા થોડાથોડા પ્રમાણમાં ખાવામાં આવતી હોવાથી માણસ તરત ન મરતાં તેને થોડુંથોડું નુકસાન થયા કરે છે અને અંતે જ્યારે તે મૃત્યુ પામે છે ત્યારે લોકો તે દવાને જવાબદાર ગણતાં નથી, પણ કોઈ રોગને જ તેનું કારણ માને છે.

પાંત્રીસ વર્ષ પહેલાં જર્મનીના ડ્રેસર નામના એક વૈજ્ઞાનિકે તેનો ઉપયોગ શરૂ કર્યો હતો. તેનું એમ કહેવું હતું કે એસ્પિરિન જ્યારે આંતરડામાં જાય છે ત્યારે એટલું ધીરેધીરે અસર કરે છે કે સૅલીસિલિક ઍસિડની ખરાબ અસર તેનાથી થતી નથી. જેવી ડ્રેસરે આ વાત લોકો આગળ મૂકી કે તરત બીજા વૈજ્ઞાનિકોએ પણ તેના સૂરમાં સૂર પુરાવ્યો. એકે કહ્યું, એ દવાનો સ્વાદ સરસ છે; બીજો બોલ્યો, તેનાથી પેટને કોઈ નુકસાન થતું નથી કે કાનમાં 'સુમ સુમ' અવાજ થતો નથી. પછી તો ઘણા લોકોએ કહેવા માંડ્યું કે આ દવા તો માનવ જાતિ માટે વરદાન રૂપ છે; તે દરેક ઘરમાં રહેવી જોઈએ અને તેનો ઉપયોગ ખાંસી, માથાનો દુખાવો, દાંતના રોગ, નસોના વ્યાધિ તથા સાંધાના દરદ ઉપર અકસીર છે!

પણ આ એસ્પિરિન પર વધુ કંઇ ન કહેતાં, ન્યૂયૉર્કના કૉર્નેલ વિશ્વવિદ્યાલયના ચિકિત્સા વિભાગના અધ્યક્ષ, પ્રસિદ્ધ ડૉક્ટર ફ્રેડ હલિસ્ટરના એક લેખમાંથી જ થોડો ભાગ ઉતારીએ:

'હું સંપૂર્ણ ખાત્રીથી એસ્પિરિન પર આરોપ મૂકવા તૈયાર છું કે તે એક ઘાતકી દવા છે. તે વાપરવાથી હજારો લોકોને ન્યૂમોનિયા, ક્ષય, હૃદયના ધબકારનો વધારો તથા બીજા અનેક ભયંકર રોગો લાગુ પડે છે અને તે મૃત્યુ પામે છે. એસ્પિરિન દરદ દૂર કરવામાં સફળ થાય છે એમાં શક નથી, પરંતુ એ ભૂલવું ન જોઈએ કે દરદ દુઃખદાયક હોવા છતાં લાભદાયક પણ હોય છે. દરદ એ તો પ્રકૃતિએ માણસને બતાવેલી લાલ બત્તી છે, જે વડે તે આપણને સચેત કરવા માગે છે કે શરીરમાં ક્યાંક કાંઇક ખોટું થયું છે. પણ એસ્પિરિન રોગીને પોતાની ભૂલ સમજવા નથી દેતું. તેનાથી રોગો અરજાતથી દબાઇ જતા હોવાથી દરદી કુદરતની લાલ બત્તીથી ચેતીને દરદની સાચી શોધ કરવાને બદલે રોગનાં બાહ્ય લક્ષણોને એસ્પિરિન વડે દબાવી દેવાની ભ્રમણામાં ફરી ફરીને દોરવાય છે. લોકો બિચારા સમજે છે કે પોતે હવે સારા થઈ ગયા. આ રીતે દર વર્ષે સેંકડો મનુષ્યો સામાન્ય શરદી, ખાંસી તથા માથાના દુખાવાને દબાવી દઇ

ઉપર જણાવેલા મોટા ભયંકર રોગોનો શિકાર બને છે, જેમને સારા કરવા આજનું વિજ્ઞાન અસમર્થ તથા અસફળ છે.

મેં અને મારા સહકાર્યકરોએ જે ચિકિત્સા તથા સંશોધન કર્યાં છે તેમાં એસ્પિરિનની આ સંહારક અસરને સ્પષ્ટરીતે જોઇ છે અને મારી ખાત્રી છે કે એસ્પિરિન વાપરવાથી મરનારાઓના આંકડા જો ભેગા કરવામાં આવે તો આખું જગત તથા એસ્પિરિનનું સમર્થન કરનારાઓ પણ એ જોઇને આશ્ચર્યચકિત થઇ જશે.

સામાન્ય લોકોને શરીરવિજ્ઞાનની અટપટી વાતોની ખબર હોતી નથી. તેમને શી ખબર કે જે માથાનો દુખાવો દૂર કરવા તેઓ એસ્પિરિન વાપરે છે તે તો પાચનક્રિયાની અવ્યવસ્થા અથવા વધુ પડતા લોહીના દબાણ યા માથાના નાજુક ભાગના રોગને કારણે હોઇ શકે. માથાના દુઃખાવાનાં કારણો એવાં અટપટાં અને ભયાનક હોય છે કે રોગીને તેની કલ્પના પણ ન આવે. તો પછી એસ્પિરિન લઇ તે કારણોને દાબી દઇ જોખમને શા માટે નોતરવું જોઇએ? મેં તો એવા અનુભવ કર્યા છે કે ડૉક્ટરો પણ જે થોડું એસ્પિરિન વાપરવું ઇષ્ટ સમજે છે તેટલું થોડું યે તે વાપરવું ઝેરી સાબિત થયું છે.'

કેટલાક વિદ્વાનો એમ પણ કહે છે કે એસ્પિરિન જે સેલીસિલિક ઍસિડનું રૂપાંતર માત્ર છે, તે અમુક પ્રમાણમાં કોઇને ખવડાવવામાં આવે તો તેના લોહીના ધોળા કણોને નુકસાન થાય છે. અને એ યાદ રાખવું જોઇએ કે લોહીનાં ધોળા કણો જ લોહીમાંથી ગંદકી ને રોગના જંતુઓ નાબૂદ કરે છે. આમ, છેલ્લાં પાંત્રીસ વર્ષ થયાં માનવજાતને ભયંકર નુકસાન પહોંચાડી રહેલા એ સફેદ ઝેરને હજુ પણ જો તેના પ્રચારકો દુકાનદારો જનતામાં ફેલાતું અટકાવે તો જગતનું મોટું કલ્યાણ થશે.   —ગંગાગોવિંદ સહાય

**પોતાનો મુકામ શોધી કાઢવાની કબૂતરની અદ્ભુત શક્તિ**

[ પંખીઓમાં (ખાસ કરીને કબૂતરોમાં) પોતાનું ઘર શોધી કાઢવાની અદ્ભુત શક્તિ રહેલી હોય છે એ ઘણાને ખબર હશે. તેમને પકડીને તેમના ઘરથી ગમે તેટલે દૂર મોકલી દેવામાં આવે છતાં પણ તે ઊડતુંઊડતું અચૂક રીતે પોતાને ઘેર પહોંચી જશે. તેમની આ આશ્ચર્યકારક શક્તિ શાને આભારી છે તથા તે કઇ નિશાનીની મદદ વડે પોતાનું ઘર શોધી કાઢે છે એ અત્યાર સુધી વિજ્ઞાનીઓને મન એક કોયડો હતો. પણ હાલમાં જ અમેરિકાના પ્રો. એચ. એલ. યીગ્લે (Yeagley) એ તેનો જવાબ શોધી કાઢ્યો છે. પ્રો. યીગ્લેએ બીજા મહાયુદ્ધમાં લશ્કરી સંદેશવાહક કબૂતરો વિષે ઘણી કામગીરી બજાવી છે, કબૂતરો પર ઘણા સફળ પ્રયોગો કર્યા છે અને તે બાબતનું ઘણું ઊંડું જ્ઞાન ધરાવે છે. અમેરિકાના 'લાઈફ' નામના વિખ્યાત સાપ્તાહિકમાંથી તેમની એ શોધને લગતો લેખ નીચે ઉતાર્યો છે.]

પ્રો. યીગ્લેને લાગ્યું કે પૃથ્વીના લોહચુંબકત્વ (Earth's magnetism) ને આધારે કબૂતર પોતાનાં ઘર શોધવા શક્તિમાન થતાં હોવાં જોઈએ. આથી એ વિચારને પ્રયોગો દ્વારા ચકાસી જોવા તેમણે કેટલાંક કબૂતરોને શરીરે લોહચુંબક બાંધીને અને બીજાઓને ખાલી રહેવા દઈને સૌને ઘણે દૂર છોડી મૂક્યાં. લોહચુંબક વગરનાં કબૂતરો બરાબર ઘેર પાછાં આવ્યાં જ્યારે લોહચુંબકવાળાં કબૂતરો પોતાના શરીર પરનાં અને પૃથ્વીનાં લોહચુંબકત્વના પરસ્પર વિરોધને કારણે મુકામ શોધી શક્યાં નહિ અને રસ્તો ભૂલી ગુમ થયાં!

પણ હવે પ્રો. યીગ્લેને એમ પણ લાગ્યું કે પૃથ્વીનું લોહચુંબક ઓળખી કાઢવાની માત્ર એક જ શક્તિને કારણે કબૂતરો ઘર શોધવામાં સફળ થતાં ન હોવાં જોઈએ. કારણ કે પૃથ્વીના લોહચુંબકત્વનું જેટલું ખેંચાણ તેમનાં ઘર આગળ હોય છે તેટલું જ ખેંચાણ દુનિયાનાં અનેક સ્થળે હોઈ શકે છે કારણ કે પૃથ્વીનું લોહચુંબકત્વ વિષુવવૃત્તથી જેમજેમ ધ્રુવ તરફ જઈએ તેમતેમ તે એક સરખી રીતે વધે છે. આમ જો માત્ર પૃથ્વીના લોહચુંબકત્વને આધારે જ તે ઊડતું હોય તો એટલા જ લોહચુંબકત્વના બીજા કોઇ સ્થળે ખેંચાઈ જઈને તે ભૂલું પડે, આથી બીજું કોઇક બળ પણ અસર કરતું હોવું જોઈએ.

પ્રો. યીગ્લેને એમ શંકા પડી કે એ બીજું બળ તે પૃથ્વીના ગોળગોળ ફરવાથી ઉત્પન્ન થતું બળ, જેને, 'કોરીઓલિસ ફોર્સ' (coriolis force) કહે છે, તે હોવું જોઇએ. રેખાંશનું કાર્ય ગણાતું આ બળ વિષુવવૃત્તથી જેમજેમ ધ્રુવ તરફ જઈએ તેમતેમ વધે છે. પૃથ્વીનું લોહચુંબકીય બળ તથા આ વર્તુળાકાર ગતિનું બળ એ બંનેના મિશ્રણથી પૃથ્વીના અમુકઅમુક જ ભાગમાં વિશિષ્ટ અસર ઉત્પન્ન થાય છે, અને એ સિવાય પૃથ્વીની બીજા ઘણા મોટા ભાગમાં બીજી કોઈ જગ્યાએ તે જણાતી નથી. કબૂતરો આ બન્ને શક્તિઓને ઓળખી શકે છે અને તેમનું મિશ્રણ પણ જાણી શકતાં હોવાથી પોતાના ઘર આગળની તે બે બળોની વિશિષ્ટ અસરને પિછાની લઈ તે તરફ અચૂક રીતે જઈ શકે છે એવો સિદ્ધાંત પ્રો. યીગ્લેએ પ્રસ્થાપિત કર્યો.

આ નવા સિદ્ધાંતને પ્રયોગદ્વારા ચકાસી જોવાની જરૂર હતી. તેમણે એક નકશા ઉપર પૃથ્વીની લોહચુંબકીય રેખાઓ દોરીને તેની જ ઉપર પૃથ્વીના ગોળ ફરવાથી ઉત્પન્ન થતા બળની રેખાઓ પણ દોરી. તો તેમને જણાઈ આવ્યું કે આ બે બળોની રેખાઓ પૃથ્વી પર અમુકઅમુક સ્થળે છેદાતી હતી. એનો અર્થ એ કે તે તે સ્થળે પૃથ્વીનું લોહચુંબકીય તથા વર્તુળગતિનું બળ એક સરખું હોય છે. સાથેના નકશામાં એવું સરખું બળ અમેરિકામાં પેન્સીલ્વેનિયાની કૉલેજ આગળ અને બીજું ઘણે દૂર કીઅર્નેમાં હતું. હવે જો પ્રો. યીગ્લેનો સિદ્ધાંત સાચો હોય તો પેન્સીલ્વેનિયા કૉલેજમાં રહેતાં કબૂતરોને જો દૂર આવેલા કીઅર્ને શહેર પાસેના કોઈ પ્રદેશમાં છોડી દેવામાં આવે તો તે પેન્સીલ્વેનિયામાંના પોતાના મૂળ મુકામ પર ન જતાં પેન્સીલ્વેનિયા જેટલું જ લોહચુંબકીય તથા ભ્રમણબળ ધરાવતા કીઅર્ને શહેરમાં જ જવાં જોઇએ. પ્રો. યીગ્લેએ તે પ્રમાણે પેન્સીલ્વેનિયાનાં કબૂતરોને કીઅર્ને શહેરથી માઇલો દૂર છોડી મૂક્યાં અને સૌના આશ્ચર્ય વચ્ચે તે પેન્સીલ્વેનિયામાં ન જતાં કીઅર્ને શહેરમાં જ પ્રો. યીગ્લેએ તૈયાર કરેલા નવા નિવાસસ્થાનમાં આવ્યાં. આમ પ્રો. યીગ્લેનો નવો સિદ્ધાંત સફળરીતે સાબિત થયો. ('લાઈફ'ઉપરથી)



## ડિસેમ્બરની તવારીખ

તા. ૧ ગુજરાતના શિષ્ટ લેખક ને જાણીતા કવિ કેશવ હ. શેઠનું અવસાન.

તા. ૨ કાશ્મીરની સરહદે આવેલું ચિત્રાલ રાજ્ય કાશ્મીર છોડી પાકિસ્તાન સાથે જોડાયું.

તા. ૭ કાબુલમાં આઝાદ પઠાણિસ્તાનની સ્થાપના. તા. પંઢરપુરના વિખ્યાત વિઠોબા-મંદિરમાં હરિજનોનો પ્રવેશ

તા. ૮ સંસ્કૃતના વિદ્વાન પ્રોફેસર ને સિદ્ધાર્થ કોલેજના પ્રિન્સિપલ ગજેન્દ્રગડકરનું મૃત્યુ.

તા. હિંદી સંઘના લશ્કરે કાશ્મીર પરના હુમલાખોરોને હરાવી બારામુલ્લા કબજે કર્યું.

તા. ૯ જૂનાગઢ આખરે હિંદી સંઘમાં જોડાયું હિંદી સંઘના લશ્કરે જૂનાગઢનો કબજો લીધો.

તા. ૧૬ કૉંગ્રેસના પ્રમુખપદેથી આચાર્ય કૃપાલાનીએ રાજીનામું આપ્યું.

તા. ૧૭ હિંદની પ્રથમ સર્વભૌમ ધારાસભાના પ્રમુખપદે શ્રી ગણેશ વાસુદેવ માવળંકર ચુંટાયા.

તા. ૧૮ ઑસ્ટ્રેલિયા સાથે પાંચમી મૅચમાં હિંદે પહેલો વિજય પ્રાપ્ત કર્યો.

તા. ૨૦ ઇંગ્લંડની રાજકુમારી એલિઝાબેથ ને ગ્રીસના રાજકુમારના પુત્ર ફિલિપ માઉન્ટબૅટનનું ભારે દબદબાપૂર્વક લંડનમાં લગ્ન.

તા. ૨૪ ચંદ્રનગર પછી હિંદના બીજાં ફ્રેંચ સંસ્થાનો પૉંડિચેરી આદિને સ્વતંત્ર જાહેર કર્યાં.

તા. ૨૬ આઝાદ હિંદનું પ્રથમ બજેટ બહાર પડયું, જેમાં આવક ૧૭૧ કરોડ જ્યારે ખરચ ૧૯૭ા કરોડ બતાવવામાં આવ્યું.

તા. ૨૭ કાઇરો (ઇજિપ્ત) ખાતેના હિંદના એલચી તરીકે ડૉ. સૈયદ હુસેનની નિમણૂક. તા. ચીનની વસતિગણત્રી ૪૬ કરોડ કરી.

તા. ૨૮ કાનપુરના ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામના શહીદોના સ્મારકો ફરીથી ત્યાં સ્થાપવાનો હિંદી સરકારનો નિર્ણય.

તા. ૨૯ નિઝામ અને હિંદી સંઘ વચ્ચે ૧ વર્ષ વગાવત કરારો થયા. તા. સંયુક્ત રાષ્ટ્રસંઘે પૅલેસ્ટાઇનને યહુદી અને આરબો વચ્ચે વહેંચી નાખવાની સંમતિ આપી.

## આ માસ (ડિસેમ્બર) ઈતિહાસમાં

તા. ૩ કૉંગ્રેસના ચોથી વારના અધ્યક્ષ બાબુ રાજેન્દ્રપ્રસાદનો જન્મ, ૧૮૮૪.

તા. ૫ જગવિખ્યાત ફ્રેંચ નવલકથાકાર ઍલેક્ઝાંડર ડ્યૂમાનું અવસાન, ૧૮૭૦.

તા. ૭ અમેરિકાના પર્લ હાર્બર પર હુમલો કરી જાપાને ભયંકર નુકસાન કર્યું, ૧૯૪૧.

તા. ૯ 'પૅરેડાઈઝ લૉસ્ટ'ના અમર કાવ્યના સર્જક, અંધકવિ જૉન મિલ્ટનનો જન્મ, ૧૬૦૮.

તા. ૧૧ હિંદમાં પહેલી સ્વદેશી બૅંક 'સેંટ્રલ બૅંક ઑવ ઇન્ડિયા' સ્થાપન થઇ, ૧૯૧૧.

તા. ૧૨ હિંદનું પાટનગર કલકત્તેથી ખસેડીને દિલ્હી લાવવામાં આવ્યું, ૧૯૧૧.

તા. ૧૭ કોલસાની ખાણો માટે 'સલામત દીવા'નો શોધક હંફ્રી ડેવીનો જન્મ, ૧૭૭૮.

તા. ૨૩ કાંગડી ગુરુકુલના સંસ્થાપક સ્વામી શ્રદ્ધાનંદનું એક મુસલમાનને હાથે ખૂન, ૧૯૨૬.

તા. ૨૫ બે રાષ્ટ્રના દાવાથી મુસ્લિમોને ભમાવીને હિંદની રાષ્ટ્રીય અસ્મિતાને તોડી તેના ભાગલા કરાવી નાખનાર મહમદઅલી ઝીણાનો જન્મ, ૧૮૭૬.

તા. ૨૮ ઍલન ઑક્ટેવિયન હ્યૂમના પ્રયત્નને લીધે 'ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ'ની સ્થાપના, ૧૮૮૫.

તા. ૩૦ અંગ્રેજ ભેદનીતિને પરિણામે મુસ્લિમ હિતાર્થે મુસ્લીમ લીગની સ્થાપના, ૧૯૦૬.



**આ માસની વ્યક્તિવિશેષ: સર આઇઝૅક ન્યૂટન**

વિજ્ઞાનશાસ્ત્રમાં ઘણી પાયાની શોધો કરનાર આ મહાન વિજ્ઞાની તથા ગણિતશાસ્ત્રીનો જન્મ ૧૬૪૨ની ૨૫મી ડિસેમ્બરે ઇંગ્લંડના લિંકનશાયર જિલ્લાના વુલ્સથોર્પ ગામે થએલો. પિતાના મૃત્યુ પછી દાદીમા પાસે ઉછરેલા ન્યૂટનને ભણવા કરતાં યંત્રની અવનવી રચનાઓમાં વધુ રસ હતો, ને તેના પ્રતિભાશાળી મગજે એ કિશોર વયમાં પણ માત્ર પાણીના ટપકવાથી ચાલતું ઘડિયાળ, લોટ દળવાની નાની ઘંટી તથા બરાબર વખત જણાવતી સૂર્યઘટિકા બનાવેલી.

૧૨ મે વર્ષે તે નિશાળે ગયો, પણ બે વરસ બાદ મા બીમાર થવાથી તે ખેતીમાં રોકાઈ ગયો. પરંતુ પેલા બે વર્ષના શાળાના અભ્યાસમે તેને ગણિતમાં એવો તો રસ લગાડેલો કે ખેતીના કામમાં દુર્લક્ષ કરીને તે ચોરીછુપીથી અભ્યાસ કરવા લાગ્યો. તેની આવી ઉત્કટ જ્ઞાનપિપાસા જોઈ તેના કાકાએ તેને ફરી નિશાળે મોકલ્યો ને તે ૧૬૬૧માં મૅટ્રિક પાસ કરીને ૧૬૬૫માં ગ્રૅજ્યુએટ પણ થઈ ગયો.

તે જન્માન્તર ગણિતીએ હવે તેમાં વધુ શોધખોળ કરવા માંડી અને માત્ર ૨૪ વર્ષની વયે 'બાઇનોમિયલ થીઅરમ' તથા 'ઇન્ટિગ્રલ કૅલ્ક્યુલસ'ના મહત્ત્વના સિદ્ધાંતો શોધી દુનિયાને છક કરી દીધી. એ જ કાળમાં પેલો ઝાડ પરથી સફરજન પડવાનો જાણીતો બનાવ બન્યો, જે પરથી તેણે ગુરુત્વાકર્ષણનો જગવિખ્યાત સિદ્ધાંત શોધી કાઢ્યો.

ઈ. ૧૬૬૯માં ટ્રિનિટી કૉલેજમાં ગણિતના અધ્યાપક નિમાયા પછી તેણે પ્રકાશના સિદ્ધાંતોની શોધખોળ કરવા માંડી. સૌથી પહેલું રિફ્લેક્ટિંગ ટેલિસ્કોપ તેણે જ બનાવેલું. ૧૬૭૨માં તે રૉયલ સોસાયટીનો સભ્ય નિમાયો, જ્યાં ત્રિપાર્શ્વ કાચમાંથી પ્રકાશનું કિરણ પસાર કરવાથી તે સાત રંગોમાં વહેંચાઈ જાય છે એ તેની શોધ તેણે જાહેર કરી.

પાર્લમેન્ટના સભ્ય તરીકે, ટંકશાળના વડા તરીકે તથા ૨૫ વર્ષ સુધી રૉયલ સોસાયટીના પ્રમુખ તરીકેની તેની કારકિર્દી તેની લોકમાન્ય પ્રતિભાનો પુરાવો છે. ૧૭૨૭ના માર્ચની ૨૦મીએ આ શ્રેષ્ઠ વિજ્ઞાનીનું અવસાન થયું. તેને વેસ્ટ મિન્સ્ટરમાં દાટીને અંગ્રેજ પ્રજાએ માનવ ઇતિહાસના આ અમૂલ્ય વૈજ્ઞાનિકનું યોગ્ય સન્માન કર્યું છે.

**બૉસ્ટન ટી પાર્ટી:** (આ માસનો પ્રસંગવિશેષ) બસો વર્ષ પર ઇંગ્લંડનાં સંસ્થાન ગણાતા અમેરિકા પર ઇંગ્લંડે પોતાને સખત વાર્ષિક યુદ્ધમા 'સ્ટૅમ્પ ઍક્ટ' દ્વારા કર ઠોકી બેસાડયો. 'ઇંગ્લંડની પાર્લમેન્ટમાં અમારા પ્રતિનિધિ નથી, ખર્ચનું ખરચ વસૂલ કરવા તેની સંમતિ વિના જ 'સ્ટૅમ્પ ઍક્ટ' દ્વારા કર ઠોકી બેસાડયો. 'ઇંગ્લંડની પાર્લમેન્ટમાં અમારા પ્રતિનિધિ નહિ હોવાથી તેને આવો કર નાખવાનો હક નથી' એ સિદ્ધાંત પર અમેરિકાએ લડત શરૂ કરી. તેના ઉગ્ર વિરોધથી બ્રિટને તે કર પાછો ખેંચી લીધો પણ પોતાને પોતાના સંસ્થાન પર કર નાખવાનો હક છે એ મુદ્દાને વળગી રહી બ્રિટને ચા ઉપર ત્રણ પેન્સની જકાત નાખી. આથી અમેરિકનોએ ચાનો બહિષ્કાર કર્યો. આવા ઉગ્ર વાતાવરણમાં ૧૭૭૩ની ૧૬મી ડિસેમ્બરે ૩૪૦ ચાની પેટીઓ લઈ એક વહાણ બૉસ્ટન બંદરે આવ્યું. રાતોરાત કેટલાક યુવાનો મોટે રેશ લગાડી તથા માથે પીંછાં ખોસી રેડ ઇન્ડિયનોનો વેષ લઈ વહાણ પર ચડવા ને ચાની બધી પેટીઓ તોડી નાખીને સમુદ્રમાં પધરાવી દીધી! 'બૉસ્ટન ટી-પાર્ટી'ને નામે પ્રખ્યાત આ નાની સરખી ચીનગારીથી આખા અમેરિકામાં વિરોધનો જે જબ્બર દાવાનળ ફાટી નીકળ્યો તેમાં ઇંગ્લંડની સત્તા ભસ્મીભૂત થઈને અમેરિકા સ્વતંત્ર બની ગયું.